


તંત્રીઓ: ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૨ જાન્યુઆરી ૭૨ અંક : ૧૦ : સળંગ અંક : ૫૦૨






સૂચના

૭૧૨ પછી જે ૭૧૭ પ્રેસની ભૂલથી છપાયા છે તેને બદલે પાનાના નંબર ૭૨૨થી સળંગ વાંચવા વિનંતી

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિ-નવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૦-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા ૨૧-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન રીકાનાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સમત જ હોય તેમ માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિ-નવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ (જિ. રાજકોટ)



પ્રકાશક : ઇશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે ' રેસકોર્સ, રાજકોટ-૧

# લોકસાહિત્ય પરિવારનું પ્રથમ પ્રકાશન

કવિ 'દાદ'—દાદુદાન પ્રતાપદાન ગુઢવી રચિત

કાવ્યસંગ્રહ

# "ટેરવાં"

જાન્યુઆરી માસના ત્રીજા સપ્તાહથી
નીચેના સરનામેથી મળતું થશે.





## લોકવાર્તા સંગ્રહો

લોકસાહિત્ય પરિવારના સિદ્ધહસ્ત વાર્તાકારો શ્રી. કાનજીભાઈ બારોટ, દ. શ્રી. પુંજાવાળા, શ્રી. સુરગભાઈ વરૂ, શ્રી. બાપલભાઈ ગઢવી તથા શ્રી. અમરદાસજી ખારાવાળા વગેરેની રસભરી ને રોમાંચક કલમે સંસ્કાર સરવાણીઓ વહાવતી ખમીર અને ખાનદાનીની, શૌર્ય અને સ્વાર્પણની, પ્રણય અને વાત્સલ્યની, સંતો અને સત્યપરાયણ જીવનની કથાઓના સંગ્રહો આપવાની પણ પરિવારની ભાવના છે. 'ટેરવાં' પછીના પ્રકાશન માટે 'ઊર્મિનવરચના'નું આ પાનું હવે પછીના દર માસે જોતા રહેવા વિનંતી છે.

'ટેરવાં'

મૂલ્ય : ત્રણ રૂપિયા
પોસ્ટેજ જુદું

લોકસાહિત્ય પરિવાર
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ

# તેની સહિયરો ખરો ભેદ પામવા માગે છે

સુશીલા પોતાના પતિ અને બાળકો પ્રત્યેની પોતાની જવાબદારી નિભાવી જાણે છે.

તેને ખબર છે કે "પહેલું સુખ તે જાતે નર્યા."

બાળકોના જન્મ વચ્ચે અંતર રાખવાથી:




તેની [illegible]ીઓને તેની અને તેના પરિવારની અદેખાઈ આવે છે.

## ગ્રાહકોને ખાસ નોંધ લેવા વિનંતી

૧– ઊર્મિનવરચનાનું પોસ્ટીંગ દર મહિનાની છેલ્લી તારીખે થાય છે. એટલે તા. ૧ થી ૩માં દેશના ગમે તે સ્થળે પહોંચી જાય.

૨– અંક ન મળે ત્યારે તા. ૮મી સુધીમાં પોસ્ટ ઓફિસે તપાસ કરીને 'ઊર્મિનવરચના'ના કાર્યાલયે જણાવવું. એટલે અંક સીલીકમાં હશે તો જ તા. ૧૫મી સુધીમાં મોકલાશે. તા. ૧૫મી પછી અંક ગૂમ થયાની ફરિયાદ ઉપરથી અંક મોકલવાની કોઈ જ સંભાવના નહિ રહે.

૩– કેટલાક ગ્રાહકો બે ત્રણ કે ચાર મહિના બાદ અંકો ન મળતા હોવાની ફરિયાદો કરે છે. તેમને નોંધ લેવાની વિનંતી છે કે અંક પ્રગટ થયા પછીની તા. ૧૫મી સુધીમાં ફરિયાદ મળે ને અંક સીલીકમાં હોય તો જ મોકલી શકાશે.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પછી કેટલાકને પોસ્ટલ સર્ટીફીકેટથી અંકો મોકલાયા છે. એવા પો. સ. વાળા અંકો પણ ન મળ્યાની ફરિયાદ આવે છે. આ રીતે અંકો ગૂમ થાય એની જવાબદારી સંસ્થા ઉઠાવી શકે નહિ.

૫– પત્રવ્યવહાર કરતી વખતે અને મ. ઓ. કરતી વખતે ગ્રાહક નંબર અચૂક લખવા વિનંતી છે.

૬– લવાજમ મળ્યા પછી જ અંકો મોકલાશે.

વ્ય.-'ઊર્મિનવરચના'

---

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્ય માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# ઈંદિરા વોહી ઈંદિરા હૈ

કાનજીભાઈ બારોટ

[ કવિતાઓ ઘણી આવી છે. પણ કાળ સાથે કદમ ન મિલાવી શકે તેવી. એમાં ભાવ-ઊર્મિઓ છે, પણ જે ઇતિહાસ ભજવાયો તેને અમુક અંશેય ઝીલવાનું સામર્થ્ય નથી. એટલે એવી કવિતાઓ પ્રગટ નથી કરી. પણ જૂની વાણીના મસ્ત મિજાજી જીવો સાથે દિલ ભર દિલ વાતો કરતાં જેની છાતી ગજ ગજ ફુલાય છે એવા શ્રી. કાનજીભાઈના કાગળની થોડી કંડિકાઓ અહીં આપી છે કે આપણા જૂના કવિવાર્તાકારોનાં હૃદય ભારતની ભવ્યતાથી કેવાં કરવટ બદલી રહ્યાં છે? કાનજીભાઈની વાણીમાં હજારો લાખોનાં હૈયાં બોલે છે. ભાવના આવેગ ઉદ્રેક આવતા હોય ત્યારે એમાં કવિતાની-ગદ્ય કે પદ્યની વ્યવસ્થા કે સંયોજન ન હોય. વાચા સીવાઈ જાય ને હૈયાં ફાટફાટ થાય એમાં જીભ, કંઠ ને કલમ ત્રણેય ચોપવાઈ જાય. એટલે કાનજીભાઈની વાણીમાં જ અમારી ઊર્મિઓ-લાગણીઓ વ્યક્ત કરવા એમની જ કલમે કાળ ભાગવાને ભારતની મહત્તાનાં જે ભવ્ય દર્શન કરાવ્યાં એવી મા ભારતીને અંજલિ આપીએ. —સંપાદક ]

મારી અલ્પ સમજણ પ્રમાણે જે કામ હજારો વરસ થયાં બાકી રહેતું આવેલું કે, આપણા ધર્મરક્ષકો, ઋષી મુનિઓ, ક્ષત્રિયો, રજપૂતો, શીખો, મરાઠાઓ, સંત મહાત્માઓ, ધાર્મિક રાજકીય કે સામાજિક પક્ષો પૂરું ન કરી શકયા એવા મહાન સંસ્કૃત કાર્યનાં દ્વાર આ દેવી ઇંદિરાજીએ આપણે માટે ખોલી દીધાં છે.

જેવાં કે સમગ્ર દેશની એકતા. (જેની હજારેક વર્ષનો ઈતિહાસ તો ના પાડે છે) શૂરવીરતા, સહૃદયતા, બુદ્ધિમતા, અડગતા, દીર્ઘદૃષ્ટિ, ધીરતા, અભય શરણાગત વત્સલતા, બલીદાન, ત્યાગ, ભક્તિ, વહેવારકુશળતા, વિરોધીઓની ગુણ પ્રશંસા વિગેરે સદ્‌ગુણો આખા ભારતે એક સાથે ખાલી ભજવી બતાવ્યા નહિ પણ પાળી બતાવ્યા. આવું સમગ્ર દેશવ્યાપી ગુણદર્શન રામાવતારમાં લોકોએ જોયું હોય તો ભલે.

તો ભાઈ મારી નમ્ર વિનંતી કે આ વખતના ઊર્મિનવરચનાના અંકમાં બીજા લેખો ભલે ઓછા આવે પણ વર્તમાન ઈતિહાસી બનાવોનો અર્ક બને તેટલો વિસ્તારશો ને અપના ઉકરાંટા સમાવશો.

અમે આપને કયારેક લહેરમાં પરિવારના મેકરણ દાદા પણ કહીએ છીએ.

વાતડિયું હૈયા માંહ્ય, વધીને વડ થયું,
કેતી પીયાળે પરઠીયું, કેતીક મોમંડ ગયું.

તો એમ અટાણે:

ગાંધી તારા ગુણ વખાણું કે બાપુ તારા બોલ
વખાણું'
'ભારત તારા ભાગ્ય વખાણું કે ઈંદિરા તારો
આગ વખાણું'

ભાગ્ય એટલે પ્રારબ્ધ નહિ પણ પુરૂષાર્થનું ફળ, જે બરોબર ટાણે જ ફળે, અને આગ એટલે આબરૂ કીર્તિ વિગેરે. એમાં ઘણું ઘણું આવી જાય.

તો ભારતના વખાણ કરવાં કે ઈંદિરજીનાં કે જગજીવનરામજીના કે ત્રીરંગી સેના જે (ભૂમિદળ, હવાઈદળ, સમુદ્રદળ)ના અને એના સેનાપતિઓ શાહ લાલ અને નંદાજીનાં! અને કેટલાંક વખાણું કરવાં મરજીવા કેપ્ટનો, યુવાનો, ગુપ્તચરો, ઈજનેરો, ખબરપત્રીઓ, યુદ્ધ કામદારો કે જેણે મેદાને માથાં મેલ્યાં!

મરના મરના સબ કહે, મરી ન શકે કોય;
એક વખત જો મર સકે, તો કબુ ન મરના હોય.

ભારતના વેરી બકતાતા કે 'લોહીના છેલ્લાં ટીપાં સુધી હમે મેદાને જંગ ખેલશું' પણ એ રહ્યા ઇ જીવતા મરેલા જેવા. જગતમાં ભૂંડા લાગતા જીવી રહ્યા છે.

પણ ભારતના રણબંકડા જીવતા છતાં અમર બની ગયા અને રણસંગ્રામમાં કામ્ય આવ્યા એતો

અમરતરૂપી અદ્ભુત અપ્સરાએ વરી. એવો સંજીવન મંત્ર સહુને ઇંદિરાજીએ છાંટયો.

શ્રી પિંગળશીભાઇને આપની રીતે લખજો કે હવે સાચાં સપાખરાં બનાવે. હું પણ લખીશ. કવિ દાદને પણ કહેજો કે ઇંદિરાજીને ભારતીય યોદ્ધાઓની આંગળીઓમાં ટેરવાએ કેવી કરામત સરજી એનાં હવે ગીત ગાય.

હે ચારણ ! હે બારોટ ! તારી કવિતા માટે ભરપુર ને સાચો માલ મસાલો છે. આ યુગના ભારતે પૂરો પાડયો છે. અડપી પડય ને !

જયમલભાઇ ! મને પણ આપની જેમ પંદર દી થયા ઉંકરાટા આવ્યા કરે છે. કવિતા માગથી બની શકતી નથી. એટલે લાચાર છું. પણ કોઇ ચારણ, કોઇ બારોટ, ઇંદિરા રામો રચશે એટને મારી છાતી ગજગજ ફૂલશે. તેઓને કહુ છું દાન, માન, બક્ષીસ કાજે ઘણાં રાસા રચ્યા. હવે વિના સ્વાર્થે સમા રચો જેવા કે: "બંગલા સમો, જેસોર સમો, ઢાકા સમો, જમ્મુ કાશ્મીર સમો, શિયાળકોટ સમો, અમૃતસર સમો, જેસલમીર સમો, થરપારકર સમો, કચ્છ છાડબેટ સમો: ભૂમિએથી સમુદ્ર સમામાં કરાંચી સમો, ચિત્તાગાંવ સમો, વિજાગાપટ્ટન સમો. આકાશી સમા પણ વિમાની યોદ્ધાની વીરતા માટે રચાય એવા સંગ્રામો ખેડાણા છે: અને પરાક્રમ તો પાર વિનાના રચાશે. (કાળીયા કોશી જેવાં આપણાં નાનકડા વિમાનોએ દુશ્મનના ગીધડાં જેવા વિમાનોના પીછડા પાડી નાખ્યાં છે.)

વાઘેરોએ બેટ દ્વારકાનું ઘમસાણ યુદ્ધ ખેલી કોડીનાર લીધું, ત્યાં તો ચારણ બારોટોએ એના અંબરે પાણી ચડાવ્યાં. એમ હવે બંગલાના બહાદુરોની પગફેમ ગાથા રચી ડિંગળી કવિતાનો ડંકો બજાવો. તમારા રેંટુડા ગીતની રણગર્જના સાર્થક કરો. અવસર આવ્યો છે.

બીજોરા નાજા ખાચરે "બારવટિયો આવે બપો. એને હોય પર વેર હજાર:" હતા ટાઢાણાને શરણે રાખ્યો'તો ઇંદિરાજીએ લાખો બંગાળી બારવટિયાને આશરો આપ્યો. તો બીજોરાની લડાઇનું રણુગીત રચ્યું એવાં અસંખ્ય જાંગડાં ને રેંટુડા ગીતો રચાય એવો સમો આવ્યો છે. ખાડીને રચના ! મા શારદા જીભે આવશે. હો. આ !

આઈ વરૂડીના, ખોડના નેહમાં કરોડ કાપડીએ ભોજન લીધાં'તાં, એમ ઇંદિરાજીએ ભારતના નેહડાઓમાં નિરાશ્રિત કેમ્પોમાં કરોડ અતિથિઓને નવ નવ મહિના જમાડીને એની જન્મ ભોમકામાં વળાવ્યાં.

દેવી વરૂડીએ નવલાખ સોરઠિયાને જમાડી જાહલની વારે વોળાવ્યા હતા, એમ દેવી ઈંદિરાએ લાખો બંગાળી યોદ્ધાઓ જમાડી, હથિયાર સજાવી અનેક બંગાળણ જાહલોની સખાતે મોકલ્યા. ઈ જોધાએ બંગાળી સુભટાઓને રણમાં રોળ્યા. નવઘણના સોરઠી સૈન્યનાં સામૈયાં જૂનાગઢે થયાં'તાં એમ જ મુજીબુરના બંગાળી સેનાનાં સામૈયાં ભારતનાં દળ સાથે થયાં.

રામા તે તો રજપૂતીતણો, આડો વાળ્યો આંક;
લીધા પેલાં લાંક, દીધી દશરથ રાકૈત.

એવી જ રીતે ઇંદિરાજીએ મુજીબુર રહેમાનને જીત્યા પહેલાં જ બંગાળ અર્પણ કર્યું. પાકીસ્તાની જેલમાં મુજીબુર છતાં બંગાળના રાષ્ટ્રપિતા બનાવી દીધા: તો—

બાઇ તેં તો બહાદુરી તણો, આડો વાળ્યો આંક;
વણ લીધે વિખ્યાત, દીધું લઇ બંગાળને.

સાચું છે; તુલસી જેસી ભવતવ્યતા તેસી મીલહી સહાય:

એવી રીતે દેશની પ્રજાની શિસ્ત, નિડરતા, વેપારીઓનો અંતઃકરણ પૂર્વકનો સહકાર. નહિતર વેપારીઓ એક બાજુ સંરક્ષણ ફંડમાં ફાળો આપે ને બીજી બાજુ કાળાં બજાર પણ કરે. કોમી ધર્માંધતાનો હિંદુ મુસલમાન બેન પક્ષથી અભાવ. અને વિરોધ પક્ષોનો જોરદાર સાથ અને ભારતીય અધિકારી વર્ગની વફાદારી અતિ પ્રસંશાપાત્ર બની.

ઇંદિરાજી વિરૂદ્ધ બોલવું તો એકોર રહ્યું, પણ કોઇ વિરૂદ્ધમાં બોલવાનું વિચારી નહિ શકતું હોય દુનિયાના ભારત વિરોધી દેશો સિવાય.

# ભારતના ભડવીર જવાનોને અંજલિ

(ઢાળ : એક દિન પંચ સિંધુને તીર)

એક દન લડયા હિંદ ને પાક, ઘરોઘર ઊઠયા વીર દઈ હાક
માતની હાકલ ઘર ઘર પડી, ધૂંધળી ધુમ્મર આભમાં ચડી

સજી બખતરિયા કે સરી સાજ, મરેવા માતૃભૂમિને કાજ
હૂકળી ઉઠયા સાંભળી નામ, ખેલવા સરહદનો સંગ્રામ

બની ગઇ ચક્કર વક્કર ચખલાલ, તડૂકયા વૃદ્ધ યુવાનો બાલ
આવિયાં ઉભય સૈન્ય મેદાન, ઘૂમતાં ઘરર ઘરર વેમાન

આભમાં હુવો ધુંધળો ભાણુ, કળ્યું નવ જાય અજબ કમઠાણુ
ધડડ ધડ ધડડ ધડાકા કરે, કાળનાં ચક્કર માથે ફરે

બાણુકા વીર થયા બે ફામ, ઝીકતા અજબ ગજબના બોમ
કરત ખેદાન ધરા ધણુધણે, અશાઢી મેઘ ગગન ગડહડે

ધસંતી કાળ ઝાળ પે ટન્ટ, કંઇકના ખુરદાઓ બોલંત
ઓકતી હડડ હડડ બંધૂક, તોડતી તડડ તડડ બેટૂક

છૂટતી મશિનગનો મહાકાય, પડે વેમાન ઘુમરિયો ખાય
કંધોતર ઇષ્ટદેવ સમરે, પેંતરા કદી ન પાછા ભરે

હિંદી નરવીર હુંકારા કરી, પડે જેમ અજા વૃંદ કેસરી
છણું છણું બે બે કરતાં છાગ, ભઠેઠયા નાહોર લેવા ભાગ

લોંકઠા સામ સામવા લડે, કબંધો ઢળી ઢળી તડફડે
ઘૂમતાં ઠેકી ઠેકી દિયે ઘાવ, જીવતા હવે ન દુશ્મન જાવ

જામીઓ અકળ ખરેખર જંગ, દેવ વૃંદ નીરખી થાતાં દંગ
કંઇકનાં શીશ ઠોકરે ચડે, કંઇકની જીભ અદ્ધર લડબડે

કંઇકનાં મસ્તક ચૂરે ચૂર, કંઇકનાં ઢીમ ઢળી ગ્યાં ધૂર
કંઇકનાં ત્રિધણુ ભ્રખંતીમાંસ, કંઇકને જોઈ ઊમટતો ત્રાસ

કંઇકનાં લાલ રગુતાં વહે, કંઈકનાં શરીર ઊંધાં કહુકહે
કંઇકનાં આંતર પગ વીંટળાય, ઝઝુમતા ઘાયલ બેઠા થાય

મંડાણી ઘરે ઘરે મોકાણુ, મચી ગઈ અજબ ગજબ ઘમસાણુ
ચડી ગઇ જગત બધી ચાકડે, પાકની નજર હવે નવ પડે

ધરા પગતળથી ખસતી જાય, ઉલ્કાપાત અજબ દરસાય
બન્યો ભયભીત વજીર ભુટ્ટો, પાકનો શસ્ત્ર ખજાનો ખુટ્યો
રહમ કર રહમ કર હુ અલ્લાહ, ખેલતા હિંદી જનો વિણુથાહ

રણે સૈનિક નામના રહ્યા, હિંદને શરણે ઝાઝા મધા
અમારી ભૂલ આકરી થઇ, અમારી કમ્મર ભાંગી ગઇ
અમારી બાજી ઊંધી વાળી, ભારથે ભારત જાતો ગળી
ઇંદિરા ધરી કલિકારૂપ, ભખી ગઇ કઇંક ભૂના ભૂપ
વીરાંગણ વધી ગઇ ઘમંડ, જુઓ તો ખખડાવ્યે નવખંડ
જલ્દી કર વાર હવે અમિરા, પાકના ન'તો બોલિયા ભુટ્ટા
મૂકો પ્રસ્તાવ યુદ્ધ વિરામ, લહીશ ના ફરી યુદ્ધનું નામ
બંગલા દેશ હાથથી ગયો, પાકનો મૃત્યુ ઘંટ વાગિયો
કરૂં ના કબુલ હજી અણુ વાર, હિંદની જીત પાકની હાર
બની મો'તાજ હું જો કરગરૂ, પાકનો તારણહાર કયમ કરૂં
ધન્ય ધન ભારતના ભડવીર, ધન્ય છે ધન્ય ધન્ય રણધીર
ધન્ય છે દેશદાઝ પિતુમાત, ધન્ય છે ધન્ય તમારી જાત
વધાર્યું ભારતનું અરમાન, થયા છે દેશ કજ કુરબાન
શીશ એ વીરને ચરણે ધરૂં, કાવ્યની અંજલિ અર્પણ કરૂં

પિંગળશીભાઇ ગઢવી

*

## બાંગ્લામુક્તિનું ગીત

જોય બાંગલા દેશ!
મુક્તિબાહિની-હિંદ દળે ચોપડી પાકને મેશ!
જોય બાંગલા દેશ!

જાલિમ યહ્યા-ના ઢેભીંસ્યો બંગ લોહીમાં ડૂબ્યો!
ભારત દળના વરાહ હારે ચડતા સૂરજ ઊગ્યો!
આખર સેપત ઢાકા રડમસ નિયાઝીનો વેશ!

જોય બાંગલા દેશ!
દશ વીશ લાખી રાતા રેલા હવે હશે હરખાયા!
સ્વાગનશિલાની મુજીબુરના સ્મૃતિઘોષ પરખાયા!

સાડા સાત કરોડ આંખે ભીનો ભારત દેશ!
જોય બાંગલા દેશ!
આઠ આઠ મહિનાનુ વેદન સ્મરણ સ્મરણમાં સૂએ!

બંગ હોઠ આઝાદી મલકી દેશ દેશને જુએ!
નહિ વન દરિયા ધરણી-ઉરમાં આનંદ આજ
અશેષ!
જોય બાંગલા દેશ!
મુક્તિબાહિની-હિંદ દળે ચોપડી પાકને મેશ!
જોય બાંગલા દેશ!

મનહર ચરાડવા
(રચ્યા તા ૧૭-૧૨-'૭૧ શુક્રવાર, અમરેલી)

*

## બંગ-મુક્તિનો હર્ષ

ગરજ રહ્યો બંગાળ
ગૌરવ ભીના ગુલતાને
ડણક રહ્યો ડાલામ
મંગળ ઢાળી ધમસાણે
જય હો બંગલા દેશ
ચહુ ઓર નાદ ચહકયો
કારાગ્રહ સું કોટ
મુજબીર મુખ મલકયો
મુક્તિ સેન હી હીદાગ ચઢી
હોઠ 'દાદ' સમંદર ધસે
સૂતા વતન કજ શહીદકા
દસ લાખ હાડપીંજર હસે
કવિ 'દાદ'

# પાકિસ્તાનનું 'ઊંટ'

યાહ્યા ખાન થયો અનાડી, "ભૂતા" તો છે જ ભારાડી
પ્રજાની ન પારખી નાડી, ઉંબરેથી આગ્ય લગાડી
બળીને ખાખ મોભારૂં, એથી થયું ઘર ઉઘાડું – ૧

કર્કશ વાણી માપવા પાણી સૌને સજ્યાં હથિયાર
સિંહ સૂતાને સામે ચડી કર્યો યુદ્ધ તણો લલકાર
સીમાડે ભુંગિયો વાગ્યો, માટીથી મમતો માગ્યો – ૨

મોતને માંડવ ચોડયા છંદરના ચોરિયું રાતી ચોળ
વીરગંત વિજયને વરવા લાડડા હાલક લોળ
ચડી ગયા મોતને ઘોડે, માથું મૂકી મોતને ખોળે – ૩

આવ્યો પારાધી ખોદવા નેખમ ખોદવા પાપના ખૂંટ
હિંદ-બંગાળે સામાં હાલી, એને જડબે મારી ઝૂંટ
માનવતાને મરતાં ઝાલી, દાનવતાને દારતાં મારી – ૪

સૂતા સીમાડે સાપ જગાડયા આભે ઉડાડી વિમાન
માગ્યે લૂગડે માલવા આવ્યો "ભારથે" રચ્યું ભન
વાર્યો ન રહ્યો વેરી, એવી એની રીત અવેરી – ૫

ધર્મને નામે ધડ વેરાવ્યાં લોહીની કરી લૂંટ
"કોટ દરવાજે" કામ આવી ગયા અકરમી આ "ઊંટ"
હાથીડાના ખાધા ટલ્લા, ઓપરિયુંમાં લાગ્યા ખીલ્લા – ૬

ભગુભાઇ રોહડિયા



## પાકીસ્તાનને

અમે સર્જન થવા દીધું પાકનું, ભાઈ નાના ગણી ભાગ દીધો;
કર્યા ટૂકડા અમે માત ભારત તણા, રાષ્ટ્રપિતાએ જ્યારે દેહ પીધો.
ગુણ ભૂલી કરો અન્યની ગુલામી, શું પક્ષ લીધો તમે ચીન-અમેરિકાનો;
પણ ખાનખાનાનના દાંત ખાટા કરી, જંપિયા હિંદના નવજવાનો.
ઘણી સમજાઈ'તી ભૂલ બેકાર એ, હાથના કરેલાં હૈયે વાગ્યાં;
ખબર ના હતી લૂણ હરામી નિવડશો, જનનીના દુશ્મનો તમે જાગ્યા.
યાદ ના કર્યો સમય આઝાદી પૂર્વનો, આરો નવ હતો જ્યાં ઊભવાને;
પણ ખાનખાનાનના દાંત ખાટા કરી, જંપિયા હિંદના નવજવાનો.
ધમકી ના આપશું તેમ ડરશું નહિ, ચીન કે હો ભલે અમેરિકા;
નથી આ દેશ કુસંપી દુર્ભાગીનો, નિમિષમાં થઇ જશો હતા ન હતા,
સર્વ ભોગે નમવા નહિ દયે પગલું, મગરૂર જગતના માત માના,
ખાનખાનાનના દાંત ખાટા કરી, જંપશે હિંદના નવજવાનો

કાનજી બારોટ (જૂનાગઢ)

# સોનાર બંગલા દેશ

સ્વતંત્ર સાર્વભૌમ બંગલા દેશનો કુલ વિસ્તાર ૧૪૩૦૦૦ ચોરસ કિલોમીટર. (૫૫૦૦૦ ચોરસ માઇલ) અને વસ્તી આશરે ૭.૫ કરોડ છે. તેની ઉત્તર તથા પશ્ચિમે ભારતનું પશ્ચિમ બંગાળનું રાજ્ય, ઉત્તર તથા વાયવ્ય ખુણે આસામનું રાજ્ય પૂર્વમાં કેન્દ્ર-શાસિત ત્રિપુરા અને અગ્નિ ખુણે બર્મા આવેલું છે.

તેની ભૂમિ અને દરિયાઈ સરહદ કુલ આશરે ૪૭૧૨ કિલોમીટર છે. જેમાં પશ્ચિમ બંગાળ સાથેની સરહદ ૧૯૨૫ કિલોમીટર, આસામ સાથેની સરહદ ૧૭૯૧ કિલોમીટર, બર્મા સાથેની સરહદ ૨૮૦ કિલોમીટર, અને દરિયાઈ સરહદ ૭૧૬ કિલો મીટરની છે.

## વસતી

૧૯૬૧ની વસતી ગણત્રી મુજબ બંગલા દેશની કુલ વસ્તી ૫ કરોડ ૮ લાખ ૪૦ હજાર હતી. આમાં ૮૦-૪૩ ટકા મુસ્લીમ ૦.૨૯ ટકા ખ્રિસ્તી તેમજ બૌદ્ધ ધર્મી અને ૦.૦૯ ટકા અન્ય ધર્મના લોકો હતા. વસતીની ગીચતા દર ચોરસ કિલોમીટરે ૩૫૬ વ્યક્તિની હતી. ઢાકાની વસતી ૧૯૬૧માં ૫૭૫૦૦૦ હતી.

બંગલા દેશ સ્વતંત્ર થયું એ પહેલાં ૧૯૭૧ ની તેની વસતી આશરે ૭.૫ કરોડ હતી. જે યુનોના સભ્ય રાષ્ટ્રોથી ૮૮ જેટલા રાષ્ટ્રોની વસતી કરતાં વધુ હતી.

બંગલા દેશની ભૂમિ મુખ્યત્વે કરીને કાંપના મેદાનોની છે અને પૂર્વ તેમજ અગ્નિ ખુણે માત્ર થોડી ઘણી ટેકરીઓ છે.

## નદીઓનો દેશ

અહીંના પ્રજાના આર્થિક જીવનમાં નદીઓ મહત્વનો ભાગ ભજવે છે. તે મેદાનોને પાણી પૂરૂં પાડે છે. ગંદા પાણીનો નિકાલ કરે છે. મોટા પ્રમાણમાં માછલીઓનો પુરવઠો પૂરો પાડે છે અને વાહન વ્યવહાર તેમજ સંદેશ વ્યવહાર માટે બિનખર્ચાળ અને સગવડભર્યા સાધનની ગરજ સારે છે. અહીની મુખ્ય નદીઓમાં ગંગા, પદમા, મેઘના, સુરમા અને બ્રહ્મપુત્રાનો સમાવેશ થાય છે.

બંગલા દેશમાં સામાન્ય રીતે ઉષ્ણકટિબંધમાં હોય છે એવું હવામાન રહે છે. પરંતુ ભેજનું પ્રમાણ વધુ રહે છે. વર્ષમાં લગભગ આઠ મહિના સુધી અહિંનું ઉષ્ણતામાન પ્રમાણમાં વધુ રહે છે. આમ છતાં અહીં કયારેય બહુ ગરમી કે ઠંડી પડતી નથી. શિયાળો નવેમ્બરના અંતથી ફેબ્રુઆરીના મધ્યભાગ સુધી માંડ અઢી મહિનાનો હોય છે

## ભારે વર્ષા

ભારે વરસાદ આ ભૂમિની લાક્ષણિકતા છે. રાજશાહી અને કુસ્તીયા જિલ્લાના પશ્ચિમી ભાગોને જ્યાં સરેરાશ વાર્ષિક વરસાદ ૫૫ ઇંચ થાય છે તે બાદ કરતાં સમગ્ર બંગલા દેશમાં વાર્ષિક વરસાદ ૬૦ ઇંચથી થોડો ઓછો છે. દક્ષિણ અને અગ્નિ ખૂણાના ઘણા વિશાળ વિસ્તારમાં ૮૦ થી ૧૦૦ ઇંચ જેટલો, કોકસ બઝાર વિસ્તારમાં આશરે ૬૪૦ ઈંચ અને સીલહટ જિલ્લાના ઇશાન ખૂણાના વિસ્તારમાં ૧૫૦ થી ૨૦૦ ઈંચ વરસાદ પડે છે. અહીનું ચોમાસું સામાન્ય રીતે જૂનથી સપ્ટેમ્બર કે પછી ઓક્ટોબરના પ્રારંભ સુધી હોય છે. આમાં પણ મોટા ભાગના વિસ્તારોમાં જુલાઇમાં સૌથી વધુ વરસાદ પડે છે.

બંગલા દેશમાં મોસમી વરસાદ કેટલાક પાકોમાં બહુ મહત્વનો ભાગ ભજવે છે. ડાંગરના શિયાળુ તેમજ ઉનાળુ પાક તેમજ શણના પાકની સફળતા કે નિષ્ફળતાનો આધાર હવામાન તેમજ ભૂમિની હાલત પર છે.

## વૈશાખી તોફાન

ચોમાસાની અગાઉના મહિનાઓમાં વાતાવરણમાં વારંવાર ભયંકર તોફાનો થાય છે જેને "કાલ

વૈશાખી" કે પછી વૈશાખની આપત્તિ કહે છે. ચોમાસાનો અંત દરમ્યાન એટલે કે ઓક્ટોબરમાં પણ આવાં તોફાનો વારંવાર થાય છે. આવાં તોફાનોનું પ્રમાણ બંગલા દેશના દક્ષિણ ભાગમાં વધુ છે.

## વન્ય પશુપંખી

બંગલા દેશમાં શિકારી પ્રાણીઓ સહિત વન્ય પશુપંખીનું પ્રમાણ ઘણું વિશાળ છે.

બંગાળના વિખ્યાત વાઘ અહીંના સુંદરવનમાં, દરિયાઈ મગર બારિસાલ અને ખુલ્નાના દરિયાકાંઠે, હાથીઓનાં ઝૂંડ ચિત્તાગોંગ અને સીલહટના ઇશાન ભૂભાગનાં જંગલોમાં અને દીપડા ચિત્તા તેમજ તેના જેવાં બીજાં પ્રાણીઓ ચિત્તાગોંગના પૂર્વ વિભાગમાં મળી આવે છે.

બંગલા દેશમાં ખેતીનું મહત્ત્વ ઘણું છે, કારણ કે ખોરાકની મોટા ભાગની જરૂરિયાતો તેમજ ગ્રામવસ્તીની બહુમતીને રોજગારી એમાંથી જ પ્રાપ્ત થાય છે. બંગલા દેશના ઔદ્યોગીકરણમાં ચાવીરૂપ સ્થાન ધરાવતી કાચી સામગ્રીઓ પણ ખેતીમાંથી જ મળી આવે છે. કુલ ૩.૫૩ કરોડ એકર જમીનમાંથી આશરે ૨.૨૪ એકર (૬૩ ટકા) જમીન ખેતી હેઠળ ૫૩ લાખ એકર (૧૫ ટકા) જમીન જંગલો હેઠળ, ૬૫ લાખ એકર (૧૮ ટકા) જમીન ખેતીને લાયક પણ ખેતી વગરની અને ૧૧ લાખ એકર (૪ ટકા) જમીન ખેતીલાયક પડતર જમીન છે.

## ચોખાનો પાક

અનાજના પાકોમાં ચોખા સૌથી વધુ મહત્ત્વ ધરાવે છે. ૧૯૬૭–૬૮ માં તેનું વાર્ષિક સરેરાશ ઉત્પાદન ૧ કરોડ ટનથી વધુ થતું હતું. બીજા મુખ્ય પાકોમાં શેરડી ૭૬ લાખ ટન, ઘઉં ૫૮૦૦૦ ટન ચણા, ૪૭૦૦૦ ટન અને રાઈ ૨૯૦૦૦ ટન છે.

## ૮૦ ટકા શણનો પાક

દુનિયાના કાચા શણના કુલ ઉત્પાદનમાંથી આશરે ૮૦ ટકા ઉત્પાદન બંગલા દેશમાં થાય છે. ૧૯૬૭–૬૮માં આશરે ૨૪ લાખ એકર જમીન શણના પાક હેઠળ હતી અને ઉત્પાદન ૧૨,૨૩,૦૦૦ ટન થયું હતું.

અહીંના જંગલોમાંથી વર્ષે લગભગ ૧.૫ કરોડ ઘન ફીટ લાકડું મેળવવામાં આવે છે. આ ઉપરાંત જંગલમાંથી ઘણા મોટા જથ્થામાં વાંસ અને વર્ષે ૬૫૦૦ મણ મધ મળી આવે છે.

દક્ષિણ બંગાળનો તેમજ અંદરના ભાગમાં સંખ્યાબંધ નદી, ઝરણા અને સરોવર ધરાવતાં બંગલા દેશમાં માછલાંનું ઉત્પાદન ઘણું જંગી છે, તેમજ માછલામાંથી વિવિધ પ્રકારનાં તેલ અને બીજા પદાર્થોના ઉત્પાદનની અહીં ઘણી શક્યતાઓ રહેલી છે. અહીંનું માછલીનું ઉત્પાદન આશરે ૬૬૦૦૦ મેટ્રિક ટન છે.

## ઉદ્યોગ

૧૯૬૬–૬૭માં અહીંના ૬૬૦૦૦ ઔદ્યોગિક એકમોમાં બે લાખથી વધુ કામદારોને રોજી મળતી હતી. આમાં સુતરાઉ કાપડની મીલો, ખાંડના કારખાના, દીવાસળીનાં કારખાનાં, હોઝીયરી કારખાનાં, કાગળની મીલ, શણની મિલો, રાસાયણિક ખાતરનું કારખાનું, એક જહાજવાડો અને એક ગોદી વગેરેનો સમાવેશ થતો હતો. શણના કારખાનાએ ૧૯૬૬-૬૭ માં ૫,૦૩૭૦૦ મેટ્રિક ટન શણનું ઉત્પાદન કર્યું હતું, જેમાંથી ૮૦ ટકાની નિકાસ થઈ હતી. આજે વર્ષે ૭.૦૬ કરોડ વાર સુતરાઉ કાપડ અને ૭.૪૩ કરોડ રતલ સુતરનું ઉત્પાદન થયું હતું.

## જળવ્યવહાર

બંગલા દેશ જહાજી વ્યવહાર માટે ત્રણ મુખ્ય જળમાર્ગ–ગંગા, બ્રહ્મપુત્રા અને મેઘનામાં ધરાવે છે. તેનો આંતરિક વ્યવહારમાં બહોળો ઉપયોગ થાય છે, અને જ્યાં રેલવે સેવા ઉપલબ્ધ નથી ત્યાં એનું વિશેષ મહત્વ છે.

માર્ગ સંદેશા વ્યવહારમાં બંગલા દેશનો સંપૂર્ણ વિકાસ થયો નથી. અહીં બારેમાસ ઉપયોગમાં આવી શકે એવા માત્ર ૨૦૦૦ માઈલના રસ્તા છે.

પાકિસ્તાની સૈન્યે સર્જેલી તારાજી અગાઉ બંગલા દેશમાં ૧૭૫૨ રૂટ માઈલની રેલવે હતી.

# જો તારાં વીરત્વને સકળ જગ–પ્રજા ભવ્ય સન્માન આપે
# જો તારા વૈરીઓની વિકલ ભ્રમદશા : બીકથી ગાત્ર કાંપે

સંપાદકીય

સ્વાધીન ભારતની પ્રથમ મહાન સિદ્ધિને ખૂબ સંક્ષેપમાં મૂલવવી હોય તો ઉપરની બે જ પંક્તિમાં આપી શકાય એમ છે. કે અમેરિકા ભારતને ગમે તેટલાં હીણાં ગણતાં હોય, પણ ભારતના અજોડ વીરત્વથી દિગ્મૂઢ થઈને અંદરથી તો જગમધાની જેમ પ્રશંસા જ કરતાં હશે કે વૈજ્ઞાનિક યુગમાં પાકીસ્તાનને પોતે આપેલાં ઉચ્ચ પ્રકારનાં હથિયારો સામે ઊતરતી કક્ષાનાં કહી શકાય તેવાં હથિયારો વડે પણ અદ્ભુત કુશળતા, અજબ કુનેહ અને વીરત્વ જુસ્સાથી ભારત માત્ર ૧૪ દિવસમાં કલ્પનાતીત વિજયને વર્યું. જેને વખાણવાનાં દિલ નથી હોતાં એ જ વખોડે છે. બુદ્ધિમત્તા ને વીરતાની જેને અસૂયા થાય તે જ અવખોડતા હોય છે. યુદ્ધ પણ વહોરી બેસે છે.

## સાર્વત્રિક વિજય

ભારતે પ્રથમ આ વિજય વિશ્વ રાજકારણની મુત્સદ્દીગીરીમાં મેળવ્યો. ખામોશી અને સહિષ્ણુતામાં મેળવ્યો. અમેરિકા અને ચીન જેવી મહાસત્તાઓ ભલે પોતાના સ્વાર્થમાં અટવાતી અવળવાણી ઉચ્ચારે પણ વિશ્વના લોકમતને ખૂબ કુનેહપૂર્વક પોતા તરફ વાળવામાં ભારતે એ વિજય મેળવ્યો. એ પછી ભારતના ઇતિહાસમાં કદી નથી સધાઈ એવી પ્રજાકીય એકતા હાંસલ કરવામાં આ વિજય મેળવ્યો એ પછી વિશ્વરાષ્ટ્ર સંઘમાં ચીન અને અમેરિકાની તર્કટી ચાલ સામે વિજય મેળવ્યો અને સાથોસાથ પાકીસ્તાન સામે રણમેદાનમાં એ વિજય મેળવ્યો. વિશ્વરાષ્ટ્ર સંઘમાં જે રાષ્ટ્રોએ પ્રથમ વિરૂદ્ધમાં મતદાન કરેલું એ જ વિશ્વરાષ્ટ્ર સંઘે બંગવિજયને પાક પરાજય પછી ભારતની તરફદારી કરતો ઠરાવ કર્યો એમાં ભારતને યશ કલગી ચડી ગઇ.

એવાં ભારતનાં બુદ્ધિ અને શક્તિના વીરત્વને જગતની પ્રજા ભવ્ય સન્માન આપી રહી છે. ઇંદિરાજીના શબ્દોમાં 'વિશ્વની પ્રજાઓ પ્રશંસી રહી છે.' શા માટે?

## અધર્મના ઉચ્છેદ માટે

એટલા માટે કે ભારતના વિજયમાં વિશ્વની રીબાતી માનવતાની મુક્તિનો રણકાર છે જગતની કચડાતી જનતાની સ્વાધીનતાનો મુક્તિનો નાદ ગુંજે છે. એ યુદ્ધ ઇંદિરાજીના શબ્દોમાં શસ્ત્રો વડે જ નથી જીતાયું પણ આદર્શો ને સિદ્ધાંતો વડે જીતાયું છે એ યુદ્ધ અવશ્ય હતું પણ ગીતાજીના શબ્દોમાં ધર્મયુદ્ધ હતું જેમ રીબાતી માનવતાની મુક્તિકાજે હતું તેમ દ્વિરાષ્ટ્રના અધર્મથી ઉપજેલી સ્થિતિને નિર્મૂળ કરવા એટલે કે ધર્મને નામે, પ્રદેશને નામે, ભાષા અને સંસ્કૃતિને નામે માનવ માનવ વચ્ચે ભેદની દીવાલ ખડી કરતા અધર્મના ઉચ્છેદ માટે હતું.

એ વીરત્વ હતું, પણ એકલા શરીર બળનું કે શસ્ત્રબળનું જ નહિ, એકલી કુનેહ કે કુશળતાનું જ નહિ પણ ભાવનાભર્યા હૃદયબળનું, વિવેકભર્યા બુદ્ધિબળનું અને સત્યસંગત આત્મબળનું વીરત્વ હતું એથી એમાં દૃઢતા હતી, સ્વસ્થતા હતી, જુસ્સો હતો અને વિજય વરવાનો અને એ વિજય માટે ફના થવાનો નિરધાર હતો. એટલા માટે એ વિજય અ-પૂર્વ છે એટલા માટે જગતની કદરદાન પ્રજાઓ પ્રશંસાથી જોઈ રહી છે ને ઇર્ષ્યાથી બળનારા દેશો આડીઘૂડી રમી રહ્યા છે

## ભયભીતોની વિહ્વળતા

અને ભારતના વૈરીજનો વિકળ બનીને પડ્યા તડ્યા ભરી રહેલ છે પરાજયથી હેરી જઈને બેલગામ ગાંડાં કાઢી રહ્યા છે. ભારતને કચડી નાખવાની, ખતમ કરી નાખવાની બાંગો પાડી રહ્યા છે ને

નિષ્ફળતાના ઝનૂનથી ઉશ્કેરાઈને પોતાનાં જ દેશની મિલકતોનો નાશ વેરી રહ્યા છે.

ભૂટ્ટોની કાયર ધમકીઓ, એની આગ ભભૂકતી ભાષા, એનાં અવળાં સવળાં ઉચ્ચારણો ભારતના વિજયી વિરાટથી બી ખાઈને ઉચ્ચારાઈ રહ્યા છે. ભારતને કચડી નાખવાની જેહાદ જગાવનારાઓનાં ગાત્રો બીકથી કાંપી રહ્યાં છે ને મુખેથી પડકારા કરી રહ્યા છે. પાકીસ્તાનની વિહ્વળ મનોદશાનું એ પરિણામ છે. ભયભીતો વધુ પડકારા કરતા હોય છે.

## ક્યાંથી જાગ્યો આ વિરાટ ?

ક્યાં ધરબાઈને પડ્યું હતું આપણા જવાનોનું આ ઉચ્ચ તોખમનું ખમીર? ક્યાંથી જાગ્યો આપણો આ ઘડીક મૂઢ અને ઘડીક ગમાર લાગતો, ઘડીક નમાલો ને ઘડીક બેભાન લાગતો આપણો દેશ ? લોક જાગ્યો, વિરાટ જાગ્યો. પણ આટલા બધા ક્લેશ ધિક્કાર, દ્વેષ એકાએક ક્યાં અલોપ થયા ? ભલેને વિજયની ઘડીઓ સુધી. ભલેને દેશની સુરક્ષા અને સલામતીને કાજે, પણ કોની ફૂંકે એ દ્વેષ ધિક્કારની ગજ ગ્રીવ વિરોધની આગ પંદર દિવસ માટે પણ ઓલવાઈ?

## દોઢ હજાર વરસના હિસાબ

ભારતના ભાગલા પડ્યા. એમાંથી પાકીસ્તાનને પોતાનો ઈચ્છિત ભાગ ન મળ્યો. બંગાળ અને પંજાબનો સૌથી ફળદ્રુપ પ્રદેશ મળવા છતાં. મુસલમાનોનું જુદું-રાજ ઊભું થવાની સ્થિતિ ઊભી થતાં એમનામાં ચંગીઝખાન, તૈમુરલંગ, શાહબુદ્દીન ઘોરી, અલાઉદ્દીન ખીલજી, નાદિરશાહ, દુરાની અને મહમદ તઘલખની ભૂતાવળ ભમવા માંડી. એ ભૂલી ગયા કે મુસલમાનોના ૯૮ ટકા તો વટાળ પ્રવૃત્તિથી હિંદુમાંથી બનેલા મુસલમાનો હતા. પણ મુસ્લિમોમાં જાગેલી ચંગીઝખાની લાગણી એક બાજુ હતી તો બીજી બાજુ બે હજાર વરસનું વટક વાળવાની મુરાદ સેવીને બેઠેલા ભારતીયજનો હતા. ભારતના ભાગલા વખતે જે કત્લેઆમ થઈ, જે લૂંટફાટ ને અત્યાચારો થયા તેણે બળતામાં ઘી હોમેલું.

૧૯૬૫માં એમાંથી જ્વાળાઓ પ્રગટ થઈ પણ એમાંથી એકેય પક્ષની દાઝ ઓલવાય એવું ન બન્યું. ૧૯૭૧માં કાંઈક હાથ ઠરે એવું બન્યું પણ હૈયું ઠરે એવું નહિ. પાકીસ્તાનના લશ્કરી તંત્રને પૂર્ણપણે ભાંગી નાખી શકાયું હોત અને બાકીનું કાશ્મીર કબજે કરી લીધું હોત તો જ ભારતની એ દાઝ પૂરેપૂરી ઓલવાત.

## હાર જીતના કાળના દાવ

જ. નિયાઝી જેવા લાખો ને કરોડો મુસલમાનો એમ માનતા આવ્યા છે કે હિંદુ સામે મુસલમાન કદી હારે જ નહિ. મુસલમાન ઉપર હિંદુનો વિજય કદી થાય જ નહિ.

એવા મુસલમાનો ઇતિહાસનો સબક કદી શીખ્યા નથી હોતા. પહેલી વાત એ કે હિંદુ એ કોઈ કોમ નથી પણ હિંદમાં રહેવાવાળા હિંદુ કહેવાયા. એ હિંદુઓની ભારતીય પરંપરા અને ઔદાર્યને કારણે બહારથી આવેલી જાતિઓ ટકી રહી. પછી હારજીત તો આમન સામન ચાલ્યા જ કરતી હતી. જેમ કોઈ પણ દેશ કે જાતિનાં જીતનાં કારણ કાયમ ટકતાં નથી તેમ હારનાં કારણ પણ એસી રહેતાં નથી. સિકંદર, નેપોલિયન, હીટલર વગેરેનાં દૃષ્ટાંતો એમની સામે હતાં. મહા બળવાન જર્મનીના ખંડ પડી જાય છે, મહા જોરદાર જાપાન અમેરિકાના ઈશારે નાચે છે. સાત સાગરની મહારાણી બ્રિટન બીજા નબરની સત્તા વિજય વર્યા પછી પણ બની જાય છે, અને મુસ્લિમ ખિલાફત વિશ્વમાં ખંડ ખંડ બનીને સામ સામે ઘૂરકિયાં કરે છે.

## છપ્પન કોટિ એક કતાર

ભારતના ભાગલા થયા એમાં કોઈ હિંદુ-મુસલમાનોના બળનો મુકાબલો ન હતો. એમાં તો પશ્ચિમના દેશોની ગોરી સત્તાઓના શતરંજ સોગઠે ભારતના ભાગલા થયેલા. પણ બન્ને પક્ષે ૨૫ વર્ષ પહેલાં જે ખોટું થયું લાગતું હતું તે સામટું સુધારી લેવાની દાઝ હતી. ખાસ કરીને આમજનતામાં. ભારતના રાજનીતિજ્ઞોમાં એવી આંધળુકિયા વૃત્તિ ન હતી, છતાં ખોટું સુધારી લેવાની ઉત્કટ ઇચ્છા અચૂક હતી.

વેરવિખેર, મૂઢ અને કમાઈ લેવાની ગંદી

દેટ; ભૂતી જણાતી ભારતીય જનતામાં શૌર્યની અને સમર્પણની લાગણી સુષુપ્તાવસ્થામાં પડેલી હતી. ગાંધીજીએ એકદા એક ફૂંક મારીને એ ભારેલા દેવતાની રાખ ઉડાડી મેલેલી. જવાહરે એને જાળવેલી ફરી એ જનતા અજંપામાં પડી અને ઇંદિરાજીની ફૂંકે જગત વિસ્મય બને એવી જવલંત જાગૃતિ લાવી દીધી.

ત્યારે આ મહાન પરાક્રમના પેટાળમાં તો ભારતીય જનતાની ઝંખનાઓ, અપેક્ષાઓ અને પરાક્રમની ઉત્કટ લાગણીઓ પડેલી જ હતી અને એનાં પ્રેરક ઇંદિરાજી બન્યાં. યુદ્ધની વેદી ઉપર ૫૬ કોટિ ભારતીયજન સમર્પણની ધારાઓ વહેવડાવવા એક કતાર બની ઊઠેલી.

## ભારતના જવાનોનું ખમીર

જનતાનું એ ખમીર આપણા જવાનોમાં તો ઉછાળા મારી રહ્યું હતું. ૧૯૬૨માં ચીન સાથેના વિગ્રહમાં ટૂંકબુદ્ધિ લશ્કરીવડાઓ અને બુઝદિલ રાજનીતિજ્ઞોને કારણે આપણા જવાનોની પ્રતિષ્ઠા ઝંખવાયેલી, જગતમાં માન ખોવાયું આપણી સરકાર પણ જાગી કે ભાઈબંધીની વાતોથી વિશ્વના રાજકારણમાં ભલીવાર નથી વળતી. એથી લશ્કરીતંત્રમાં ધરખમ પલટો શરૂ કર્યો. અને પરિણામે ૧૯૬૫માં પાકીસ્તાનને ભારતીય જવાનોએ ભારે ઝટકો ખવરાવ્યો. પણ તાશ્કંદ કરારોને પરિણામે મનની મનમાં રહી ગઈ. કાશ્મીરના જીતેલા મેદાન-પહાડોમાં આપણા જવાનો રોયા. ૧૯૬૫ પછીનાં છ વર્ષમાં તો વિશ્વના મહાન લશ્કરી બળની હોડ બકવા આપણા જવાનો તૈયાર થઈ રહ્યા સાધનો અનવરત રાંચાં હતા કારણ કે વૈજ્ઞાનિક યુદ્ધના હિસાબે ભારત સંપૂર્ણ આધુનિક શસ્ત્રો વસાવી શકે એવું તવંગર નથી પણ કુશળતા ને ઝીંદાદિલી જવાનોની હતી. ભારતના ભાગ્ય-તીર હતી. સમજણું ન્યાય નીતિની હતી. એ જવાનોએ માત્ર ભારતનું જ નહિ પણ બાંગલા દેશનું અને પાકીસ્તાનનું પણ ભાગ્યવિધાન પોતાના અપૂર્વ વીરત્વથી કર્યું.

## અસતની સામે સત

પાકીસ્તાન તરફથી તો મઝહબને નામે ઉશ્કેરેલા મુસલમાનો જ લડેલા, જ્યારે ભારત તરફથી તો જાત પ્રાંતના ભેદભાવ સિવાય હિંદુ-મુસલમાન, પારસી ખ્રિસ્તી, શીખો, બૌદ્ધો વગેરે ભારતીયજનો લડેલા પાકીસ્તાન પોતાના મઝહબી બિરાદરોને-બંગલા દેશને કચડી નાખવા અને હિંદુસ્તાનને હરાવવા માટે લડેલું ત્યારે ભારત જુલમીઓથી કચડાતી સાડાસાત કરોડની પ્રજાની સ્વાધીનતા માટે લડેલું.

પાકીસ્તાનના દીલમાં હિંદુઓ પ્રત્યેનું વેર હતું. ભારતના દિલમાં મુસ્લિમો પ્રત્યેની ઝિંદાદિલ બિરાદરી હતી. મુસલમાનોને મુસલમાનોની પાશવતા અને જુલ્મીપણાથી છોડાવવાની ઉમદા લાગણી હતી. પાકીસ્તાનની હાર અને ભારતની જીત પાછળ આવા પણ કારણો પડેલા છે. ભારતની એ જનતા જનાર્દનને લાખ લાખ વંદન કે જેણે વિશ્વને સમરાંગણે શોભે એવા પાક-વિજયી જોદ્ધા જવાનો આપ્યા. લાખ લાખ ધન્યવાદ નૌકાદળ, ભૂમિદળ અને વિમાનીદળ એમ ત્રણેય પાંખના એ જોદ્ધા જવાનોને.

## ઇંદિરાજીની ચેતના-ફૂંક

ભારતના વડાપ્રધાનપદે ઇંદિરાજી આવ્યાં ત્યારના લોકમાનસને અને આજના લોકમાનસને સરખાવવાનું ઘણું મન થાય છે. પણ એ લાલચ રોકીને એટલું જ કહીએ કે જે અખબારો આજ ઇંદિરાની મોરલી સાથે નાચે છે એ જ અખબારો ઇંદિરાજીને કોંગ્રેસના માવાઓની મોરલી કહેતા, કામરાજની કઠપૂતળી કહેતા. બની ગયું અવળું જે ઇંદિરાજીને નચાવનારા ગણાતા હતા એ જ આજે ઇંદિરાજીની ઈચ્છા વર્તી જઈને સામે ચાલીને કઠપૂતળીની જેમ નાચવા માંડ્યા છે.

ત્રણ વર્ષ પહેલા જે દેશ અંધારમાં પલટાઈ જવા જેવો લાગતો હતો, એ દેશ ઉપર ઇંદિરાજીએ ચેતના વાળી છાંટ્યાં જાગૃતિના ધોધ વહાવ્યા પોતાનો પક્ષ અપરાજિત રહે એવો સબળ બનાવ્યો અને વિરોધી પક્ષોને ચૂંટણી પાણી ગળાવે એવા દેશહિતનાં લોકશાહી સમાજવાદનાં એક, પછી એક પગલાં માંડવાં ભરવા

## ઇંદિરા વિરુદ્ધ આક્રમણ

એક બાજુ બાંગલા દેશનાં પ્રશ્નો જો થયાં

અને બીજી બાજુ રાજ્યની વિધાનસભાઓની ચૂંટણીઓનો. એટલે ફરી પાછા ઇંદિરાજીનું ચારિત્ર ખંડન કરનારાં બળો જોરમાં આવ્યાં. મોંઘવારી, કરવેરા, આર્થિકમંદી, ઉત્પાદનમંદી વગેરે પ્રશ્નો જોર જોરથી વીંઝાવા માંડ્યા. શાસક કોંગ્રેસમાં રહેલી આંતરિક નબળાઈઓ ઉપર પ્રહારો થવા માંડ્યા.

બંગલા દેશનો પ્રશ્ન એવો જટિલ બન્યે જતો હતો કે ભલભલા રાજનીતિજ્ઞોની મન મુંઝાઇ ગયેલી. દેશમાં અને વિદેશમાં કોઇને ગમ પડતી ન હતી કે આનો ઉકેલ શો હોઈ શકે ? માત્ર યુદ્ધ પૂરતો જ પ્રશ્ન ન હતો. વિશ્વમત કેળવવો, એને સાથે લેવો, મિત્રો મેળવવા, દુશ્મનો ઓછા ઊભા કરવા, પોતાનું બળ ચકાસી જોવું, સામાની શક્તિ તપાસવી કરવી અને ધાર્યાં નિશાન પાર પાડવાં એ આજના વિશ્વના રાજકારણની દૃષ્ટિએ પણ અતિ દોહ્યલાં હતાં. ઇંદિરાજીનો ચાહક વર્ગ પણ શરણાર્થીઓના પ્રશ્નથી અવાર નવાર ઉશ્કેરાઈ જતો હતો.

રાજકારણની અણઆવડતથી ઇંદિરાજી ભરાઈ પડ્યાં અને દેશને ભેખડે ભરાવી દીધો એવી ટીકાઓ શરૂ થઈ ગઈ. ઇંદિરાજીને બધે મોરચે હરાવવા વિરોધ પક્ષોએ બંગાળના પ્રશ્નોને વિધાનસભાઓની ચૂંટણીઓ જીતવા માટેનાં સાધન બનાવ્યાં.

## કૃષ્ણસમી કાબેલિયત

ઇંદિરાજીએ પહેલાં લોકમત કેળવ્યો, પોતાના પક્ષને બંગાળના પ્રશ્ને સાવધ કરી દીધો. લાખો નિર્વાસિતોને શરણ આપ્યું. બાંગલા દેશનો પ્રશ્ન જગતના ચોક વચ્ચે લઇ ગયા. મુક્તિ વાહિનીને સહાય આપી ગેરીલા યુદ્ધ ખેલાવ્યું. શક્ય તેટલી વિષ્ટિ દ્વારા પ્રશ્ન પાર પાડવા વિશ્વના ડહાપણ અને માનવતાને અપીલ કરી.

પાકીસ્તાનને સીધું કરવાની ઇંદિરાની પ્રબળ ઇચ્છા પણ એ માટે લોહી ન રેડાય એવા કૃષ્ણ વિષ્ટિના તમામ પ્રયત્નો કરી છૂટ્યાં. ભારતીય સંસ્કૃતિ અને પરંપરાનો જે પ્રકાશ ગાંધીજીએ આપ્યો અને જવાહર જેના મશાલચી બન્યા એ જ પ્રકાશ ઇંદિરાજીમાં ઝળહળી રહ્યો હતો. અનિવાર્યતા ઊભી થવા સિવાય યુદ્ધ નહિ કરવું જોઈએ એવી પ્રબળ ભાવના. બીજી વાત પાકીસ્તાન સાથેના નિર્વેરની. ભારત ભૂલ્યું નહિ હોય કે બાર મહિના પહેલાંથી ભારતમાં કોમવાદનાં હોળાંકો ન સર્જાય એ માટે ઇંદિરાજી લગાતાર જનતાને જાગૃત કરી રહ્યાં હતાં અને રાજ્યોને ખબરદાર રાખી રહ્યાં હતાં. ભારતમાં મુસ્લિમો પ્રત્યેનો જરા સરખો દુર્વર્તાવ બંગાળની બાજી ઊંધી મારી દે. એ માટે ભારતના ધર્માંધ કે પાક-પરસ્ત મુસલમાનોથી અને ધર્માંધ હિંદુઓથી પણ એકધારા સાવધ રહેવાનું. પણ ઇંદિરાજીના દિલમાં ભારતની તમામ કોમો પ્રત્યે એકસરખી લાગણી છે. જોકે ભારતની એ જ પરંપરા હજારો વરસથી હાલી આવે છે.

## નિર્વેર વેર ખેડયાં

આમ પાકીસ્તાન સામે ઇંદિરાજીને કોઈ વેર બુદ્ધિ ન હતી, તેમ શક્ય હોય ત્યાં સુધી યુદ્ધ ન જ ખેડવાની એમની લાગણી હતી; પાકીસ્તાને ફરજ ન પાડી હોત તો ઇંદિરાજી વધુ ઓછું સહન કરીને પણ યુદ્ધથી અળગાં રહેત. અને જ્યારે યુદ્ધ અનિવાર્ય બન્યું ત્યારે ઓછામાં ઓછું લોહી રેડાય એની એકધારી કાળજી રાખી છે. નહિ તો લાખો નિર્દોષોને રહેંસી નાખનારા, સ્ત્રીઓનાં દામન લૂંટનારા બંગાળને બેહાલ કરનારા પાકીસ્તાનના પાશવી લશ્કરને જ. માણેકશાએ ત્રણ ત્રણ વાર તાબે થવાની તાકીદ ન આપી હોત. યુદ્ધમાં ખમીર અને વિજયમાં ખાનદાની તે આનું નામ.

## અપાર ધૈર્ય—અડોલ સ્વસ્થતા

માર્ચની ૨૫મી તારીખે પાકીસ્તાનનું લશ્કર વરૂની જેમ બંગલા દેશની જનતા ઉપર તૂટી પડયું. માર્ચની ૩૧ મી તારીખે ઇંદિરાજીએ ભારતની સંસદમાં એલાન કર્યું કે ભારત બંગલા દેશને બધી સહાય કરી છૂટશે.

પણ એ વચનને પકડીને વિરોધ પક્ષો ઇંદિરાજી ઉપર એકધારું દબાણ કરવા લાગ્યા કે બંગલા દેશને માન્યતા આપો. ઇંદિરાજીએ આશ્વાસન આપ્યા જ કર્યું કે આપણા દેશના અને બંગલા દેશના હિતને વિચારીને

સમય આવ્યે માન્યતા આપશે. એ નવ માસ અત્યંત આકરી કસોટીના હતા. વિરોધના પ્રહારો વીંઝાતા હતા અને મિત્રો શંકા સેવવા લાગ્યા હતા. એવા સમયે કદી ઇંદિરાજી પોતાની સ્વસ્થતા ગુમાવીને બોલ્યાં નથી કે સમતોલતા ખોઈને વર્ત્યાં નથી.

## મેધાવી મુત્સદ્દી

આ બધા સમય દરમિયાન એમણે લશ્કરોને સાબદા રાખ્યાં હશે. બચાવ કે આક્રમણમાં આયોજન વિચાર્યાં હશે, દુશ્મનની સહાયે દોડી આવનારાઓની શક્યાશક્યતા પણ તપાસી લીધી હશે. એમનો વિદેશનો પ્રવાસ એ રીતે જોતાં યુદ્ધ પહેલાનું સિંહાવલોકન જ હતું. જેણે અમેરિકાનું માપ કાઢી લીધેલું અને ફ્રાંસ બ્રિટનની હમદર્દી મેળવી લીધેલી.

એથી પણ પહેલાં શસ્ત્ર સરંજામના ઉત્પાદન, લશ્કરી તાલીમ, જાસૂસી ખાતું, લશ્કરી ખમીરની કસોટી, યુદ્ધ આવી પડે તો તેને પહોંચી વળવાની બધી પ્રકારની સાધન સરંજામ અને માનવીય શક્તિ એ બધાનો વિચાર ઇંદિરાજી અચૂક કરતાં રહ્યા હશે એ સિવાય ઇંદિરાજી વિશ્વના માંધાતાઓને પડકારત નહિ કે 'આજનું ભારત એ ૧૯૬૫નું ભારત નથી.'

## રણચંડીનો રણલલકાર

ત્રીજી ડિસેમ્બરે પાકીસ્તાને ભારતની વિમાની તાકાત એકસામટી નષ્ટ કરવા ઇઝરાયેલ જેમ ઇજીપ્ત માથે હુમલો કરેલો એવા વિમાની હુમલા કર્યા. પાકીસ્તાનના જાસૂસી ખાતામાં કાં તો ભામ ભરી હશે; કાંતો એના લશ્કરી વ્યુહબાજો અક્કલહીણા અથવા તો એના વિમાનીઓમાં ટાંગાવાળાની ભરતી કરી હોવી જોઇએ. કારણ કે ભારતના લશ્કરી નિષ્ણુતોએ બધી જ સંભાવનાઓ વિચારીને પોતાનાં વિમાનો એવાં સગેવગે રાખેલાં કે પાકીસ્તાની વિમાનોને ઉંડે હાથ લઇને પાછા ફરવાનું ભારે થઈ પડ્યું. પાકીસ્તાનનું આક્રમણ થઈ ચૂક્યું. ભારતમાં કટોકટી જાહેર થઈ. ઇંદિરાજી અને એમના મંત્રીમંડળની બેઠક પછી ઇંદિરાજીએ દેશને કટોકટીની ગંભીરતા સમજી તૈયાર રહેવા જણાવ્યું, પણ દુભાતા દિલે, દુખી હૃદયે છતાં ખડક જેવી મક્કમતાથી. એમના અવાજમાં પડકાર નહોતો. પડકાર તો એમણે આપ્યો અમેરિકાને, ચાલુ યુધ્ધે પાંચ લાખની રામલીલા મેદાનની સભામાંથી. પડકાર પાકીસ્તાનને શું આપે ! યુદ્ધનો લલકાર અને રણચંડીનો રણકાર એમણે અમેરિકા અને ચીનના શાહીવાદ અને વિસ્તારવાદને આપ્યો.

## કણ–કેકાણુની વિજેતા અસ્વાર

પણ જે રીતે ઇંદિરાજીએ કટોકટીનું એલાન કર્યું તે રીતે આખો દેશ એમ સમજીને આતુરતાથી બેઠો હતો કે આજે બંગલાદેશને માન્યતા આપશે. પણ ઇંદિરાજીએ માત્ર તર્કો, તરંગો, આવેશો ને આવેગો ઉપર ચાલનાર એને રાજી ન કર્યાં.

ઇંદિરાજીએ યુદ્ધનો સામનો કરવાનું એલાન કર્યું ને દેશ વારી ગયો. પછી બંગલાદેશનો વિજય હાથવેંતમાં આવતાં બંગલાદેશને માન્યતા આપી અને વિશ્વરાષ્ટ્ર સંઘમાં ચીન–અમેરિકાના આક્ષેપો ટાળી દીધા કે ભારતને પાકીસ્તાનના કોઇ પ્રદેશની ભૂખ છે. આમ એક સાથે બન્ને મોરચે સફળ દાવ ખેલતાં દેશ ઓવારી ગયો.

## અભયા ઇંદિરા

સમયની કટોકટી ઉપર બંગલાદેશનું ભાવિ, પાક–ભારત યુદ્ધ અને વિશ્વરાષ્ટ્ર સંઘ બેઠી રહ્યા હતા. અને આ સમયની કટોકટીનો પળે પળ અમેરિકા અને ચીન ભારત વિરૂદ્ધ ઉપયોગ કરી રહ્યા હતા. ૧૦૪ દેશોને ભારત વિરૂદ્ધ ઘડીક ચીન–અમેરિકા ખેંચી ગયાં. ભારત ન દબાયું. અમેરિકાએ એક બાજુ પોતાનો સાતમો કાફલો બંગાળના ઉપસાગરમાં મોકલ્યો, સીક્કીમની સરહદે ચીને તોફાની રમત શરૂ કરી અને ઢાકાનું પતન ઘડીઓ ગણાતું હતું. ઇંદિરાજી માટે કદાચ એ સૌથી વધારે કટોકટીની ઘડીઓ ગણાય. ચીન–અમેરિકા ભારે માનસિક દબાણ લાવી રહ્યાં હતાં. ઘડીક તો દેશના ડાહ્યા અથવા ડરપોક વિશ્વયુદ્ધની આશંકાથી ધ્રુજી ઊઠેલાં. પણ

ઈંદિરાજી અણનમ રહ્યાં. એ વખતે સમતોલપણું ગુમાવીને કાંઈ પગલું ભરી બેઠાં હોત તો ! એવો તર્ક કરવો વ્યર્થ છે. એટલા માટે કે તલવારના તેજ તો યુદ્ધથી ઝાંટ બોલતી જાય તેમ વધતાં જાય. એ તલવારનાં તેજ બેવકુફીભર્યાં માનસિક દબાણોની ચાલથી ઝંખવાય તેવાં હોત તો જગતમાં કોઈએ નથી અપાવ્યું એવા સાડાસાત કરોડ માનવીને સ્વાધીનતા અપાવવાના નિરધારનું ઉચ્ચારણ ઈંદિરાજી ન કરત. કદાપિ ચીન–અમેરિકા ખાબક્યાં હોત તો એક જુદી જ રંગત જામત. ડરીને જીવવા કરતાં મરીને જીવવાની મોજનો જમાનો હોંકારા દેતા સાબદો થાત.

## ચાણક્યબુદ્ધિ રાજનીતિજ્ઞ

બંગલા દેશનો વિજય થયો અને ઈંદિરાજીએ એક બાજુ ચીન અમેરિકાની ચાલ ભેદી પાડી અને બીજી બાજુ પાકીસ્તાનનાં લડાયક પોકળ ખુલ્લાં પાડ્યાં. ઈંદિરાજીએ એકપક્ષી યુદ્ધ વિરામ જાહેર કર્યો. એમાં ઈંદિરાજીની ચાણક્ય બુદ્ધિનો અપરિમેય વિજય રહેલો હતો.

ભારત માથે એવું આળ ઓઢાડી વિશ્વના દેશોને ભારત વિરુદ્ધ કરાઈ રહ્યા હતા કે ભારતને પાકીસ્તાનનો પ્રદેશ ચાઉં કરી જવો છે. બંગાળ જીતાયે જતાં ભારતે જાહેર કર્યું કે જરૂરથી એક ઘડી વધારે બંગાળમાં અમારું લશ્કર નહિ રહે. પશ્ચિમ સરહદે અમે યુદ્ધ વિરામ કરીએ છીએ. એટલે પાકીસ્તાનનો પ્રદેશ અમારે નથી જીતી લેવો. અમારે યુદ્ધ જોઈતું જ નથી. એ તો પાકીસ્તાને શરૂ કર્યું છે. આમ ચીન અમેરિકાને પાકીસ્તાનને સહાય આપીને, ઉત્તેજન આપીને લડાઈખોર બનાવ્યાં, વિશ્વની સહાનુભૂતિ પોતાના પક્ષે વાળી અને નાહકનું લોહી વહેવડાવવું બંધ કર્યું. યુદ્ધ ચાલુ રાખવું કે નહિ તે પાકીસ્તાન ઉપર છોડ્યું. જો પાકીસ્તાન યુદ્ધ ચાલુ રાખે તો પાકીસ્તાન જ આક્રમક ઠરે. વિશ્વની ઈંદિરાજી વહોરે. કાશ્મીર ખોવું પડે અને પાકીસ્તાનનું સમગ્ર લશ્કરીતંત્ર ભાંગીને ભૂક્કો થઈ જાય. કારણ કે પછી ભારત બેવડા જોરથી ઘા ઝીકી શકે, અને ત્રીજા સાત દિવસમાં ભારતીય લશ્કર એક બાજુ રાવલપીંડી અને બીજી બાજુ કરાંચીમાં વિજયધ્વજ ફરકાવતાં હોય.

## વિજય ધૂળ-ઢેફાંનો નહિ પણ નીતિનો

આ એકપક્ષીય યુદ્ધવિરામ માટે ઈંદિરાજીએ તમામ પક્ષોને વિશ્વાસમાં લઈ લીધા. ત્યાં શું અભિપ્રાય પડ્યા હશે તે તો હવે બહાર આવશે. સંભવ છે કે એમ કહેવાયું હોય કે એકપક્ષીય યુદ્ધવિરામ જરૂર કરો, પણ પશ્ચિમ વિભાગમાં આપણે જીતેલા પ્રદેશો પાછા ન સોંપવા. ઈંદિરાજીએ એ બન્ને બાબતોને જુદી પાડી હશે, કારણ કે યુદ્ધવિરામ પછી લશ્કરો પાછાં ખેંચવા કેવા પ્રકારનું સમાધાન થાય છે એના ઉપર એનો આધાર રહે છે.

## વિજયની મહાન સિદ્ધિ

પણ સૌથી મોટી વાત ભારતે બાંગલા દેશને સહાય આપવાનું વચન આપેલું. એ વચન પ્રમાણે પાકીસ્તાનને મરણતોલ ફટકો પડ્યો. એનો ૬૦ ટકા ભાગ કપાઈને સ્વતંત્ર દેશ બન્યો. જ્યાં બિનજૂથવાદી, બિનસાંપ્રદાયીક પ્રજાસત્તાકની સ્થાપના થઈ. જે ભારતનો મિત્ર દેશ બન્યો. ભારતની ૪ હજાર માઈલની સરહદના સંરક્ષણનો પ્રશ્ન એથી ઉકલી ગયો. આટલું બન્યા પછી ભારત થોડા જીતેલા ટૂકડામાં મોઢું બગાડે તો એના જેવા મહાન દેશને હીણપતભર્યું લાગે, લાંછન લાગે. અને ભારતે પોતાની સંસ્કૃતિ અને પરંપરા અનુસાર બંગ–વિજય બાદ જગત પાસે જાહેર કર્યું છે કે ભારતનો ઈરાદો પાકનો પ્રદેશ પચાવવાનો નથી. એટલા માટે તો એકપક્ષીય યુદ્ધ વિરામ કર્યો છે.

આમ આવડા મોટા વિજય પછી થોડા જીતેલા ટૂકડામાં મોઢું બગાડવાથી તો એ વિજયને જ લાંછન લાગે. દિલમાં પાકીસ્તાન પ્રત્યે દાઝ હોવી એક વસ્તુ છે, પણ ખાનદાની અને વિશ્વનો વિવેક બીજી વસ્તુ છે. પણ જો ચૂંટણી આવે, પક્ષીય હિતના પ્રશ્નો આવે તો ઈંદિરાજી સામે, શાસક કોંગ્રેસ સામે ઉહાપોહ કરવાનું તો કાંઈક જોઈએ ને ?

## એકતાની ઉજ્જવળતા

ચૌદ દિવસના યુદ્ધ દરમિયાન ઈંદિરાજી વિરોધ પક્ષોને વિશ્વાસમાં લેતા રહ્યાં છે. લોકશાહીની ઉચ્ચ

રસમ પ્રસ્થાપિત કરીને યુદ્ધવિરામ વેળાએ પણ વિરોધ પક્ષોને વિશ્વાસમાં લીધા. ગમે તેવા ઉચ્ચ લોકશાહી પ્રણાલિકાવાળા દેશમાં પણ યુદ્ધ ક્યારે બંધ કરવું ને ક્યારે નહિ તે સંપૂર્ણપણે સરકારનો વિષય હોય છે. એમાં વિરોધ પક્ષોને ઈંદિરાજીએ વિશ્વાસમાં લઈને મહાન લોકશાહી દેશો કરતાં પણ વધુ ઉચ્ચ પ્રણાલિકા સ્થાપિત કરી છે.

## લશ્કરી શક્તિનો વિકાસ

એથી પણ અદકેરી વાત લશ્કરની છે. સમજી શકાય તેવુ છે કે ૧૯૬૫ પછી લશ્કરને અદ્યતન રીતે તાલીમ આપીને, જે કાંઈ ખામીઓ લાગી હશે તે દૂર કરીને શક્ય તેટલા વૈજ્ઞાનિક ઢબે સજ્જ કર્યા કર્યું હશે. કારણ કે દસ વર્ષમાં લશ્કરી બજેટ ૩૫૦ કરોડથી ૧૧૫૦ કરોડે પહોંચ્યું છે. ઈંદિરાજી લશ્કરની ત્રણે ય પાંખના નજીકના સંપર્કમાં હશે પણ આ યુદ્ધની તાસીર જોતાં તો એમ લાગે છે કે ઈંદિરાજી-માં આપણું લશ્કર દેશની અધિષ્ઠાત્રીનાં દર્શન કરતું હશે વર્ષો પછી પોતાને પ્રેરક એવી ભાગ્યવિધાન કરનારી શક્તિ લશ્કરે ઈંદિરાજીમાં જોઈ હશે. લશ્કરનાં ઘોડાં હમચી ખુંદી રહ્યાં હશે તે આપણે નથી જોઈ શક્યા, પણ પળના ય વિલંબ સિવાય આદેશ મળતાં સેંકડો માઈલની ધરતીને વાંધી નાખીને દુશ્મનને જે રીતે આપણા લશ્કરે ધમરોળી નાખ્યા, એમાં પણ ઈંદિરાજીના પ્રબળ વ્યક્તિત્વનો અને વીરત્વનાં પ્રતિબિંબ ઝીલાયાં છે.

## લશ્કરનો પ્રાપ્ત કરેલો પરમ વિશ્વાસ

બંગાળને ધાર્યા કરતાં ઓછા દિવસમાં મુક્ત કરીને એક લાખના પાકીસ્તાની લશ્કરને હથિયાર હેઠાં મેલાવીને બિનશરતે તાબે કરવાનો પ્રચંડ વિજય ભારતનો લશ્કરે મેળવ્યો. પશ્ચિમ સરહદે છામ્બ અને હુસેનીવાલા ફાઝીલ્કા ક્ષેત્રે થોડા ઈધર ઉધર ટૂકડા ગુમાવ્યા સિવાય ત્રણ હજાર માઈલની સરહદે ભારતીય લશ્કરે વિજય પ્રયાન કર્યું છે, દસ હજાર જુવાનો-ની ખુવારી વેઠીને.

માત્ર એક જ હલ્લો અને પાકીસ્તાનની આરપાર પરોવાઈ જાય એવી વિજયી સ્થિતિમાં લશ્કરને પોતાનો વિજય થંભાવી દેવા કહેવું, એક એક પક્ષીય યુદ્ધવિરામ જાહેર કરવો અને ભારતીય પરંપરા ને સંસ્કૃતિનું એલાન કરવું (જેનો અર્થ જીતેલા પ્રદેશો જરૂર પડયે પાછા આપી દેવા જેટલી ઉદારતા ને વિશાળતા દાખવવી જ થાય છે) તે ગમે તેવા મહાન વડાપ્રધાન માટે પણ આસાન નથી લેખાતું, વિશ્વમાં આવા પ્રસંગે કોઈ દેશની લોકશાહી મુલ્કી સરકારના હુકમો લશ્કર માનતું નથી હોતું. અમેરિકામાં પણ એની લશ્કરી સંસ્થા પેન્ટેગોન કહે છે તે મુજબ જ થાય છે. એક માત્ર ઇંગ્લાન્ડ વિષે એમ કહેવાય છે કે ત્યાંનું લશ્કર એની મુલ્કી સરકારને આવા કટોકટીના પ્રસંગે પણ વશવર્તે છે.

## ઈંદિરાજીની મહાન સિદ્ધિ

ભારતના વિજયી લશ્કરે આવી પળે ઈંદિરા-જીનો આદેશ માન્યો તે એમની સૌથી મહાન સિદ્ધિ લેખાય સંભવ છે કે લશ્કરના દિમાગમાં એ આદેશની ધડ ન પણ બેઠી હોય. લશ્કરને પણ પોતાનું વ્યક્તિ-ત્વ, પોતાનું મંતવ્ય અને પોતાના આગ્રહો હોય છે. ભારતમાં લશ્કરી સરમુખત્યારી નથી, કોઈ પાદની સરમુખત્યારી નથી તેમ એવો કોઇ શાહીવાદી એકા-ધિકાર પણ નથી. એટલે વિશ્વના દેશોને સૌથી મહાન અચરજ તો એ વાતનું થયું હશે કે બંગ-વિજયની બીજી જ પળે ભારતના વિજયી લશ્કરે પોતાનું વિજય-પ્રયાન થંભાવી દેવાનું સ્વીકાર્યું. જો લશ્કરે એ ન સ્વીકાર્યું હોત તો! તો જુદો જ ઈતિહાસ રચાત ભારત અને પાકીસ્તાન વચ્ચે એ જ મૂળભૂત તફાવત છે ને! પાકીસ્તાનમાં લશ્કરી શાસકોના આદેશો પ્રમાણે મુલ્કી તંત્રે ચાલવાનું રહ્યુ છે. બૂટોએ પણ એ જ લશ્કરી શાસનની સત્તાએ ધારણ કરી. ત્યારે ભારતમાં મુલ્કી સરકારના આદેશો પ્રમાણે લશ્કર વર્તતું આવે છે

## નિંદાપ્રહાર પ્રશંસાપુષ્પ બન્યા

આમ બુદ્ધિના ક્ષેત્રે, રાજનીતિના ક્ષેત્રે, શાંત વીરત્વ અને લશ્કરી તંત્રના ક્ષેત્રે, મુત્સદ્દીગીરીના ક્ષેત્રે, વિશ્વના રાજકારણના ક્ષેત્રે સમય પર સ્વાર થયેલાં ઈંદિરાજીનો એક પછી એક શક્તિનો અનુભવ

દેશને અને દુનિયાને થતો ગયો તેમ તેમ સૌ દંગ બનતા ગયા.

ઇંદિરાજીએ યુદ્ધના ગાંડીવનો ટંકાર કર્યો ત્યારે એમના ઉપર સૌથી વધુ પ્રહારો કરનારા જનસંઘના શ્રી. અટલબિહારી બાજપાઇએ સંસદમાં કહ્યું કે એક દેશ તે ભારત, એના એક નેતા તે ઇંદિરાજી. શા માટે ? એટલા માટે કે ઈંદિરાજીના પ્રત્યેક પગલામાં પ્રજાની અણુઅણુ અપેક્ષાઓના પડઘા પડી રહ્યા હતા.

વિરોધ–પક્ષોના આગેવાનો જે સદાય ઈંદિરાજીની નિંદા કર્યા કરતા હતા તે નિંદા પ્રશંસાપુષ્પ બનીને ઇંદિરાજીના કંઠે આરોપાવા લાગ્યાં. ગર્વિ આગેવાનો જે સદાય ઈંદિરાજીને અવગણ્યા કરતા હતા તે અવગણના આવકારમાં બદલી રહી. ઇંદિરાજીને હરાવવા બંગાળના પ્રત્યેક પ્રશ્નોને સાધન બનાવવામાં આવી રહેલાં. એ પ્રશ્નો ઇંદિરાજીની હારને બદલે જીતના બની રહ્યા. આટલું છતાં ઈંદિરાજીને મૂલવવા માટે સૌના શબ્દો અધુરા પડ્યા.

## ઇંદિરા એ ઈંદિરા છે

કોઇએ એમને જોન ઓફ આર્ક કહ્યાં. કોઇએ એમને યાજ્ઞામર્દિની કહ્યાં. કોઇએ એમને મહાદેવી કહ્યાં. રૂઢિચૂસ્ત બ્રાહ્મણોને ઇંદિરાજીમાં દુર્ગાનાં દર્શન થયાં. તો કોઈને મહાકાળી કે ચંડિકા લાગ્યાં. પણ જોન ઓફ આર્ક માનવસેવાના જ સમરાંગણે પ્રકાશિત રહ્યાં. બધી દેવીઓ શૌર્યના અને સંરક્ષણના ને બાકી પૂજાના પ્રશ્ને જ પ્રકાશિત રહેલ છે. પણ માનવ જીવનના પ્રત્યેક ક્ષેત્રે ઈંદિરાજી જે રીતે પ્રકાશ્યાં છે એનો જોટો જડે તેમ નથી. તુલના થઈ શકે તેમ નથી. ભારતની લોકસભા અને રાજ્યસભાના સભ્યોએ ઈંદિરાજીનું અભિવાદન કરતા કહ્યું:

"જગતની તવારિખમાં ભારતે માનવ સ્વાતંત્ર્યની સદાય રક્ષા અને ઈજ્જત કરેલ છે તથા માનવ ગૌરવનો ધ્વજ લહેરાતો રાખ્યો છે. આપણી પ્રજાની એ મહાન પરંપરા તથા એના એ મહાન વારસાના, તમે વડાપ્રધાન શ્રી તેજોમય પ્રતીક બની રહેશો."

## છપ્પનકોટીનું પ્રતીક

ઇંદિરાજી શાસક કોંગ્રેસ પક્ષના જ નેતા ન હતાં. એ દેશનેતા હતાં. પણ પાક-યુદ્ધે ભારતની જનતાએ સાને ચાલીને ઈંદિરાજીને ૫૬ કોટી ભારતના તેજોમય પ્રતીક તરીકે બિરદાવ્યાં. ભારતના નેતાપદેથી ઈંદિરાજીને ઉથલાવવા મથનારા કાળના અંધારામાં ખોવાઇ ગયા છે. ઇંદિરાજીએ ભારતને એકતંત કર્યું, ભારતના પરાક્રમનો વિજય ધ્વજ લહેરાવ્યો, પાકીસ્તાનના ૬૦ ટકા ભાગને–બંગાળને મુક્ત કરાવી બિનસાંપ્રદાયીક, બિનજૂથવાદી, લોકશાહી દેશ ભારતના પક્ષે ખડો કરી મિત્ર બનાવ્યો. જેને પરિણામે જગતના મુસ્લિમ દેશોના રાજકારણમાં આમૂલ પરિવર્તનનો એક ક્રાંતિકારી પ્રવાહ વહેતો થશે. અને સૌ વિશેષ ઇંદિરાજીએ ભારતશક્તિ બની વિશ્વમાં ભારતની મહાન પ્રતિષ્ઠાનું પ્રતિષ્ઠાપન કર્યું.

## ઠરેલ વ્યક્તિત્વ

આ દરમિયાન રાષ્ટ્રીય વિકાસ અને સમાજવાદની પ્રગતિનાં પગલાં તો ભરાતાં જ રહ્યાં છે. પણ મહાઘોષમાં જેમ નાના અવાજો ડૂબી જાય તેમ ૧૫ દિવસના મહાન બનાવોમાં બંધારણના ક્રાંતિકારી સુધારા અતિ સામાન્ય બની રહ્યા. જનતાને યુદ્ધનો જ્વર ચડ્યો હતો ? ના, ઇંદિરાજીનું નેતૃત્વ શાંત સ્વસ્થ અને ઠાવકું–ઠરેલ છે. જ્યારે જેવી પરિસ્થિતિ પેદા થાય ત્યારે તેવાં પગલાં ભરે છે. યુદ્ધમાં રણુલલકાર તો વિષ્ટિમાં વિનમ્રતા, ધમકીઓ સામે ભરી પાવાનો પડકાર તો શાંતિમાં વિવેક. એમને યુદ્ધ જોઇતું નથી, પણ સિદ્ધાંતોને ભોગે શાંતિને પણ વળગી નથી રહેતાં, એટલે પાકીસ્તાનની ભારત વિરોધી બાર બાર મહિનાની જેહાદ છતાં ઇંદિરાજીએ ભારતમાં યુદ્ધઉન્માદ પેદા નથી થવા દીધો. એકવાર એવો ઉન્માદ પેદા કર્યા પછી વિજયમાં કે પરાજયમાં પ્રજા હાથમાં નથી રહેતી. પાકીસ્તાનમાં આજે આપણે એનાં પરિણામો જોઇએ છીએ. એટલે પ્રજાને ઈંદિરાજી તરફથી જ્યારે જેવું અને જેટલું જરૂરી તેવું અને તેટલું માર્ગદર્શન મળતું રહે છે.

## ભૂતોને પડી છે એના પ્રજા-રોષની

ભૂતો અનેક ખેલ ખેલતો ભારત સાથેની વાટાઘાટો સ્થગિત કરીને બેઠો છે. એક બાજુ શેખ મુજીબુર સાથે વાટાઘાટ કરી એણે બાંગલા દેશ વિષે સમજી લેવું છે. તો બીજી બાજુ બંગલા દેશ અને ભારત અંગે પાકીસ્તાને શું કરવું અને શું નહિ તેની ચીન અમેરિકાની ચાલ ઉપર ભૂટ્ટોનો આધાર છે. ચીન-અમેરિકાએ ભારતને બધી રીતે ભીંસવાના પેંતરા શરૂ કર્યા લાગે છે. ભૂટ્ટોને એ ચીન-અમેરિકાના પેંતરા પ્રમાણે ગોઠવાવું પડે.

બીજી બાજુ પાકીસ્તાનની આટલી ખુવારી પછી ભૂતોએ બધી બાબતનો વિચાર કરવો પડે. ચીન અમેરિકાની સંપૂર્ણ સહાય મળે તો પણ પાકીસ્તાનનું બાકીનું લશ્કરી તંત્ર ભાંગતાં પંદર દિવસની વાર ભારતને હવે ન લાગે

ભૂટ્ટો બરાબર સમજતો હશે કે હવે બાંગલા દેશને પાકીસ્તાન સાથે જોડવા કોઈ રીતે કામ નહિ આવે. એકવાર એક પ્રદેશ સ્વાધીનતાનો સ્વાદ ચાખે પછી પરાધીનતાના પીંજરે પુરાવા તૈયાર થાય ખરો ? સિવાય કે લશ્કરી બળથી એવો પ્રયાસ થાય. તો આ વખતે એમાંથી વિશ્વયુદ્ધ જ સળગી ઊઠે. બંગલા દેશ અલગ થઈ ગયા પછી ભૂટ્ટો બાકી બચેલી પાંચ કરોડની પ્રજાનો કોઈ પણ પ્રકારના પડકાર વગરનો એક માત્ર સરનશીન બની રહ્યો છે. પાકીસ્તાનના એકમાત્ર ભાગ્યવિધાતાની સ્થિતિ જ્યારે એને પ્રાપ્ત જ થઈ છે ત્યારે પોતાને કોઈ પડકારે એવી સ્થિતિ ભૂતો ન જ પેદા થવા દે.

## ભૂટ્ટોને પાક ભરખી જશે ?

ભૂટ્ટા સામે સવાલ છે આજે એની પ્રજા અને એના લશ્કરના ભાંગી ગયેલા મનોબળને ઊભું કરવાનો. પાકીસ્તાનને એ બંગલા દેશનો ચાંદ દેખાડ્યા કરે, કાશ્મીર આખું અપાવવાના ઢોલ આપ્યા કરે, ભારત સામે વૈરના ધખારા કાઢ્યા કરે તો જ ભૂતો એની પ્રજાને આશ્વાસન આપી શકે. એ સિવાય તો ભૂતોના હાલ પણ યાહ્યા જેવા જ થાય કારણ કે પાકીસ્તાનની આજની સ્થિતિ પેદા કરવામાં યાહ્યા કરતાં ભૂટ્ટો વધારે જવાબદાર છે. એમાંથી યાહ્યા ફેંકાઈ ગયો ને ભૂતો એના સ્થાને આવ્યો એ જ ભૂતોની આંતરિક ઈચ્છા હતી. આજે ભૂતો જે જે કાંઈ પગલાં ભરે છે તે પાકીસ્તાનની રોષે ભરાયેલી પ્રજાને વિશ્વાસમાં લેવા પ્રયાસો જ કરે છે. પણ એથી ભારત સામે પડેલા પ્રશ્નો ઉકલતા નથી.

## વિજયથી જાગેલો સંઘર્ષ

એક સબળ ને શક્તિશાળી રાષ્ટ્ર તરીકે દક્ષિણ એશિયામાં ભારતનો ઉદ્ભવ થાય તે ચીન અને અમેરિકા સહી શક્યાં નથી. એ માટે જેમ ભારતને અપાતી આર્થિક મદદ અમેરિકાએ બંધ કરી તેમ એનો સાતમો કાફલો હિંદી મહાસાગરમાં ટહેલા દઈ રહ્યો છે. ઉત્તરની સરહદે ચીને સળવળાટ શરૂ કર્યો છે. આમ રાવલપીંડી પેકીંગ અને વોશિંગ્ટન ધરીને ઉદ્દેશીને જ ઈંદિરાજીએ ચેતવણીને ઉચ્ચારી છે કે એક યુદ્ધ પૂરું થયું છે પણ શાંતિ આવી છે કે કેમ તે હું જાણતી નથી યુદ્ધનો વિજય જો બીજાના દિલમાં ઈર્ષ્યા ઉત્પન્ન કરે તો યુદ્ધનો નવો ભય ઊભો થાય છે. મહાનને કોઈ દુશ્મન હોતું નથી.

એટલે જ ઈંદિરાજીએ જે વિદેશી સત્તાઓ ભારતના મામલામાં માથાં મારી રહી છે એને ભારતની બાબતોમાં હસ્તક્ષેપ ન કરવામાં ચેતવણી ઉચ્ચારી છે. વિશ્વસત્તાઓના ગણતરી ઊંધી પડી છે તે હકીકત છે. તેમ લોકશાહી માર્ગેથી લગીર પણ ચલાયમાન થયા સિવાય, પોતાનાં ટાંચાં સાધનો વડે આર્થિક અને સામાજિક વિકાસનાં પગલાં ભરતાં રહીને ભારત સબળ અને મહાન બની રહ્યું છે અને હવે ભારતની એ શ્રેષ્ઠતા નવા વિશ્વસંઘર્ષ સર્જી રહ્યું છે ત્યારે રાષ્ટ્રને કોનું નેતૃત્વ દોરી શકશે ? કોણ એનું રાહબર બની શકે તેમ છે ?

## કોણ એ બધું સાધી શકશે ?

દેશની સામે આંતરિક અને બાહ્ય એવી ગંભીર સ્થિતિ ઊભી છે. આ ગરીબ દેશનું આર્થિક અને સામાજિક ઉત્થાન કરવાનું સામે જ ઊભું છે. બીજી બાજુ ભારતની બુદ્ધિ અને શક્તિના કારણે જ વિશ્વમાં નવી પરિસ્થિતિ પેદા થઈ છે. પાકીસ્તાનનું પૂરું વિસર્જન કરવાનું હજી બાકી છે બંગલા દેશની સાડાસાત કરોડની પ્રજામાં સાડા ૭ કરોડથી વધુ મુસલમાનો છે. એ દેશ બિનસાંપ્રદાયિક ને ગણતંત્રીય

બને અને ભારતનો મિત્ર બની રહે તો જ ભારતનો વિજય વ્યાજબી ઠરે. પાકીસ્તાન મઝહબી રાજ્ય છે ને ભારતના ધર્માંધ મુસલમાનો એના શિકાર બનેલા છે. આ બધાં પરિબળોને કઇ નીતિ અને કેવા નેતા પહોંચી વળી શકે ?

## એકતા માટેની ભૂમિકા

યુદ્ધ પૂરતું તો વિરોધ પક્ષોએ પણ ઈંદિરાજી-જ પોતાના નેતા તરીકે સ્વીકારેલાં. યુદ્ધને કારણે દેશમાં જે એકતા સિદ્ધ થઇ તેના સુંદર પડઘા સંસદની કાર્યવહીમાં પડયા. આવી એકતા દેશમાં હેય તો એવા દેશને જગતની કોઇ શક્તિ હરી શકે નહિ, જનતાને કોઈ દુઃખ, કોઈ પરેશાની, કોઈ મુસીબત પ્રજાળી શકે નહિ. પણ જ્યાં કોમ ધર્મના વિવિધ એને એકબીજાથી વિરોધી ફીરકાઓ રાજકારણમાં પડયા હોય ત્યાં આવી એકતા લાંબોકાળ ન ટકે. ત્યારે કોમ ધર્મના ફીરકાઓવાળા રાજકીય પક્ષો, ચોક્કસ પ્રકારના વાદનો જ આગ્રહ લઈને બેઠે. રાજકીય પક્ષોની નીતિઓ અને નેતાઓ નવાં પરિબળોને પહોંચી વળી શકે નહિ. ઈંદિરાજી કહે છે તેમ કોઈ પણ એકતા ચોક્કસ આદર્શો ને સિદ્ધાંતોની ભૂમિકા ઉપર જ થઈ શકે.

## એક રાષ્ટ્ર–એક નેતા

ઈંદિરાજીના કહેવા મુજબ આ આદર્શો ને સિદ્ધાંતો તે લોકશાહી; બિનસાંપ્રદાયીકતા અને સમાજ-વાદના એકીકરણના હોઈ શકે. એના એકીકરણથી દેશ ગરીબીનો નાશ કરી શકે, સામાજિક વિકાસ સાધી શકે, વિશ્વની કચડાતી પ્રજાઓના પક્ષે ઊભી શકે અને પોતાની પ્રજાના સમૂહબળે વિશ્વમાં માનભર્યું અને પડકારરહિત સ્થાન મેળવી શકે. એ સિવાય રાષ્ટ્રીય એકતા શાના ઉપર ટકે?

ત્યારે આવા સિદ્ધાંતો અને આદર્શો માટે ઈંદિરાજી ઊભાં છે. એના માટે કામ કરે છે, એના માટે સહન કરે છે, એના માટે લડે છે ને એના માટે જ જીવે છે. એટલે દેશના અને દુનિયાના આજના સંજોગોમાં જેણે આપણને અભૂતપૂર્વ વિજય અપાવ્યો એટલું જ નહિ, જેણે આપણને મહાન બનાવ્યા છતાં જેણે અભિમાન ન આવ્યું અને જેણે લોકશાહી પરંપરાનાં ઉજ્જવળ ઉદાહરણો પૂરાં પાડ્યાં, એવાં ઈંદિરાજી સિવાય આજે રાષ્ટ્રના નેતા બીજા કોણ હોઇ શકે ? એમના નેતૃત્વ નીચે દેશ સમાન આદર્શો અને સમાન સિદ્ધાંતોની ભૂમિકા ઉપર એકતા સાધે તો ભારતની મહત્તા અપરાજિત બને.

## કોટકોટાન શક્તિનું પ્રતીક

કદાપિ રાજકીય પક્ષોને પોતાનાં પક્ષીય હિતો આવી એકતા સાધવામાં આડાં આવતાં હોય તો પણ દેશનાં કરોડો નર–નારીઓની ભાવના અને આદર્શોનું પ્રતીક આજે ઈંદિરાજી જ બન્યાં છે. આજે કરોડો આંખોમાં તેજથી ઈંદિરાજીની આંખો પ્રકાશે છે. કરોડો હૈયાનું બળ ઈંદિરાજીના હૈયામાં સિંચાયું છે. કરોડો મસ્તિષ્કની બુદ્ધિપ્રભા ઈંદિરાજીના મસ્તિષ્કમાં બિરાજે છે ને કરોડો હાથ પગની શક્તિથી ઈંદિરાજીની શક્તિ અતુલિત બની છે.

એટલે જ ઈંદિરાજી કહી શકે, છે કે અમે-રિકાએ હિંદ સાથેના સંબંધો સુધારવા હશે તો પહેલાં હિંદના ઉદ્દેશો આદર્શો સમજવા પડશે. એટલે જ ઈંદિરાજી ચીનની દગાબાજ ચાલબાજીને પડકાર આપી રહ્યાં છે અને ભારત-રશિયા અંગે દેશમાં અને ખાસ કરીને પરદેશોમાં ઈરાદાપૂર્વક જે ઝેરી પ્રચાર ચલાવાઈ રહ્યો છે તેનું બેધડક નિરસન કરી રહ્યાં છે.

જો કોઈ આકસ્મિક સ્થિતિ ઊભી ન થાય તો વિધાનસભાઓની ચૂંટણીઓ આવી જ રહી છે. નામધારી સંસ્થા કોંગ્રેસનું વિસર્જન કુદરતી છે. એનું વિસર્જન ન થાય તો જ નવાઇ. ત્યારે બિનજરૂરી પક્ષોનું ફરી એકવાર જનતા અસ્તિત્વ મીટાવી દેશે અને શાસક કોંગ્રેસમાંથી પણ જનતા ઈંદિરાજીના જ આદર્શો ને સિદ્ધાંતોને લક્ષમાં રાખી કોમવાદ, જુથ-વાદ ને સત્તાવાદને જડમૂળથી ઉખેડી નાખશે. તો જ ઈંદિરાજીના નેતૃત્વને જનતાએ આવકાર્યું ગણાશે.

## ઘટનાને રોજ ઊજવવું રહેશે

એક બાજુ બાંગ્લા પોતાની પ્રજાને અને જગ-તની પ્રજાને રમાડી રહ્યો છે. શેખ મુજીબુર ને રહેવા સિવાય છૂટકો નથી. યુદ્ધ કેદીઓના સિવાય છૂટકો

નથી. સરકાર પાછાં ખેંચ્યા સિવાય છૂટકો નથી અને બંગલા દેશને તત્કાળ ભલે માન્ય ન કરતાં પાકીસ્તાનને ચોપડે અને નકશામાં પાક-પ્રદેશ તરીકે દેખ્યા યા કરે, પણ બંગલા દેશની સ્વાધીનતા પોતાને કોઠે પડી છે તેમ ધીરે ધીરે પાકીસ્તાનની પ્રજાને કોઠે પાડ્યા વગર છૂટકો નથી. અને ભારત સાથે મૈત્રિના કરારો ભલે ન કરે, પણ સમાધાનની વાટાઘાટો કર્યા વગર છૂટકો નથી. નહિ તો મદદ ચીન-અમેરિકાની અને પતન પાકીસ્તાનનું નક્કી છે.

પણ પોતાની પ્રજાને સાત વરસથી ભરમાવી છે, ઉશ્કેરી છે, છેલ્લા બાર મહિના તો નાગાનાચ છેતરી છે નહિ તો પાકીસ્તાનની ઔરતોએ પોતાના ધણીની પાશવી લીલા સાંભળીને સાન વર તલ્લાક આપી દીધા હોત. આમ એકધરી ભરમાવેલ પ્રજાને ભયાનક પરાજય કોઠે પાડવા બધી રમત માંડશે. એને પરિણામે હજી પાક-પ્રજા જૂઠાથી ભરમાયા જ કરશે. એના પરિણામે પાક રેડિયો ચીન-અમેરિકાના બળથી એશિયામાં મહાન યુદ્ધ ખેલી લેવાના પડકાર ફેંકે છે. એક યા બીજે સ્થળે યુદ્ધવિરામનો ભંગ કરીને દરૂગોળો દગે છે ને ભૂતો બાંગલા દેશને સંભવિત માન્યતા આપનારા દેશોને દબડાવે છે.

ચીન-અમેરિકાની ચાલબાજી

બીજી બાજુ ચીને પોતાનાં તોફાનો જગત્વ'ની પરંપરાગત ચાલાકી શરૂ કરી દીધી છે. ભારત વિરુદ્ધ ચીનના પેપરોમાં પ્રચાર લીલાનો જંગ શરૂ કરી દીધો છે અને લગભગ રોજ ભારતને દબડાવવા ધમકીઓ ઉચ્ચારી રહેલ છે. ત્યારે પ્રેસિડેન્ટ નિકસનના તંત્રે પણ ગરાકી જૂઠાની ગુપ્તગાંઠોને ગપગોળા શરૂ કરી દીધા છે. આવી મુર્ખાઇ ને બેવકુફીભરી નીતિ આચરનારો આવો પ્રમુખ આજ સુધી કોઈ અમેરિકામાં આવ્યો નથી. આમ રાવલપીંડી, પેકીંગ અને વોશીંગ્ટનની ધરી ઉપર મુર્ખાઇ ભરી રમત રમાઈ રહ્યાનું જગતના તમામ સમજદાર લોકો કહી રહ્યો છે. વિયેટનામ ઉપર ૧૯૬૮ પછી સૌથી વધુ ભયાનક બોમ્બમારો હમણાં નિકસને શરૂ કર્યો હોવા છતાં ચીનને અમેરિકા વિરુદ્ધ નહિ પણ ભારત વિરુદ્ધ કહેવાનું સૂઝે છે તે એનો પ્રત્યક્ષ પુરાવો છે.

રાષ્ટ્રનું શ્રેષ્ઠ હિત શામાં?

આવી સ્થિતિ વિદેશના રાજકારણમાં છે. ઘર આંગણે દેશ ઉપર અસહ્ય બોજો યુદ્ધને કારણે પડ્યો છે ને બાંગલા દેશને ઊભો કરતાં પડશે. દેખીતી રીતે જ એથી વિકાસનાં કામો જોખમાશે. કારણ કે સૌથી મોટી સહાય અમેરિકાની મળતી હતી તે બંધ થઇ અને જાપાન જેવા દેશે પણ બંધ કરી છે. ઇંદિરાજીએ કહ્યું છે તેમ દેશે સુરક્ષા, સલામતી અને વિકાસ માટે હવે આત્મ નિર્ભર જ બનવું પડશે. એથી ગરીબી મોડી દૂર થશે, પણ અરમાન ઊંચાં આવશે. ભારત સ્વમાનથી જીવી શકશે.

આ સ્થિતિમાં દેશની એકતા અતિ જરૂરની છે. અને ઇંદિરાજીનું સફળ અને સબળ નેતૃત્વ પણ જેમ પાકીસ્તાનનું વિસર્જન થયું અને બાકીનાનું થઈ રહ્યું છે, તેમ બિનજરૂરી પક્ષનાં પાટિયાં આપો-આપ ન સંકેલાય તો આપમેળે એનું વિસર્જન થઈ રહ્યું છે. પણ ચૂંટણીને નામે જુવાનોના પવિત્ર લોહીની વાતો ઉડાડીને ઇંદિરાજીના મહાન પતકાર્યને કોઇ અભડાવવાનું કરે તો હવે જનતાએ જ જાગૃતિ બતાવવાની રહે છે કે રાષ્ટ્રનું સર્વશ્રેષ્ઠ હિત શામાં છે અને શામાં નહિ. જનતા સૂત્રો પાછળના અર્થો જરૂર સમજશે.

બાંગલા દેશના સળગતા પ્રશ્નો

ભારતીય ઉપખંડની શાંતિ અને સુરક્ષા માટે જે નૂતન રાષ્ટ્રનો ઉદ્ભવ થયો છે તેને જાળવી રાખીને વિશ્વના દેશોમાં તેને માનભર્યું સ્થાન અપાવવા આવતાં ૨૦ વર્ષ સુધી બાંગલા દેશના પ્રશ્નોને ભારતને પોતાના પ્રશ્નો બનાવવા રહેશે. મુક્તિવાહિનીના ગેરીલા યુદ્ધથી ઇંદિરાજી બાંગલા દેશનું પ્રત્યેક પળે ને હરેક ક્ષણે માન જાળવતાં આવે છે ને ગૌરવ અર્પતાં આવે છે. એક નવા દેશના ઉદ્ભવથી માંડીને વિકાસ સુધીના પ્રશ્નો ઉપરાંત પાકીસ્તાને બાંગલા દેશમાં લાખો લોકોનો સંહાર કર્યો. અબજોની દોલત ભસ્મીભૂત કરી અને યુવાન વહુ બેટીઓ ઉપર જગતમાં કદી નથી આચરાયા એવા નારકી અત્યાચારોની ઝડીઓ વરસાવ્યાની બીનાઓ હજી બહાર આવી રહી છે તે અને પતન થતાં પહેલાં બુદ્ધિજીવીઓની કતલ તથા સિંધમાં વસેલા બંગાળીઓ અને શેખ મુજીબુરના પ્રશ્નો મુખ્ય છે.

# નાથીબાઈ જામસલાયાનાં

નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)

આજનું નિર્જન જામસલાયા એક દિન ધીકતું બંદર હતું. એ કુદરતી બંદરને કાંઠે નાનાં મોટાં વહાણનાં બાંધકામ થતાં. સુતારો, લુહારો, ખારવાઓ અને વાઘેરો એવા અનેક કારીગરો પોતાની રોજી રળતા. આ બંદરે દૂર દૂરથી લાંબી સફરો ખેડી આવેલાં જહાજો લાંગરતાં. અરબથી ખજૂરનાં વાડીઆં, સિયામના હાથી દાંત અને મલાયાના ટાપુઓના તેજાના, મલબારી નાળિયેર અને બર્માના ઊંચી જાતનાં લાકડાં ત્યાં ઠલવાતાં. કાઠાગરા બમલાઓ કચ્છનું લોઢું, પોરબંદરના પત્થર અને માંગરોળની લીલોતરી સલાયાના બંદરે ઠાલવતા.

દેશ પરદેશના નાના મોટા વેપારીઓની પેઢીઓ ત્યાં ધમધોકાર ચાલતી. એ સલાયાના બંદરે વિક્રમની ૧૯મી સદીના આરંભકાળમાં વર્ષોસુધી રોજ સાગરમાં એક બાઈ આવી ને ઊભે છે. નવા આવેલાં વહાણના ખલાસીઓના સમાચાર પૂછે છે. એમની પૂછપરછ કરે છે. રવડી રખડીને નવાં આવેલા ખલાસીને મળે છે ને પૂછે છે:

" તમે ક્યાંથી આવો છો ભાઈ ? એમ્બોયથી કોઈ આવો છો ? મારા ધણીના કાંઈ સમાચાર લાવ્યા છો. ? " .

"શું નામ તમારા ધણીનું બહેન ?"

બાઈ એ સવાલથી શરમાય છે, ચારે બાજુ નજર ફેંકીને લાજ મરજાદથી જોઈ લે ને પછી જવાબ આપે છે :

" એનું નામ જમનાદાસ. ગયા ત્યારે બધા એને જમનો કહેતા."

" ના, બહેન ! અમને કાંઇ ખબર નથી. અમે તો અવનવથી આવીએ છીએ."

બાઈ મોટો નિસાસો મૂકે છે. આંખમાં આવેલાં આંસુ લૂછી નિરાશાથી ભલામણ કરે છે :

" ભાઈ ! તમે એમ્બોય જાઓ તે દિવસે જરા ભાળ કાઢજોને ? તમારાં આંતુકોને ભલામણ કરજોને ! આ ગરીબ બહેનનું એટલું કામ કરજો. "

" હા, બહેન ! એમાં શું ? " એટલું કહી આવનાર ચાલતો થાય છે. બાકી દયામણા મુખે બાઇ બીજા આવનારની રાહ જોતી સાગર સામે મીટ માંડીને ઊભી રહે છે.

વળી કોઈ નવો આવનાર કોઇક જમનાદાસને ઓળખતો હોય છે તે જવાબ આપે છે :

" બહેન, કયો જમનાદાસ, સુમરીવાળો ?"

" ના ભાઈ, એ નહીં".

" ત્યારે ખંભાળીઆવાળો ભવાન ભીમજી વાળાને ? "

" ના ભાઇ, એ નહિ. એ તો શેઠીઆ માણસ પસા પ્રેમચંદવાળા. અમે તો પહાણના નાધોરી ગરીબ માણસ. અમારે ઘરના વેપારપાણી ન મળે. "

નવો આવનાર બાઇનો નમણો ને રૂપમણો ચહેરો જોઇ રહે છે. પરણ્યો હોય તો પોતાની વેદના હૈયે ચડી આવે છે. કુંવારાને આ બાઈને જોઇને માતાનાં વહાલ યાદ આવે છે. પોતાની એક એક સફર તાજી કરીને પૂછે છે :

" તે બહેન ! કેટલા વરસથી મારા ભાઇ ગયા છે?"

" ભાઈ ! આજકાલ કરતાં વરસ તો પંદર થયાં. ચોરીમાંથી ઊઠીને જ ચાલ્યા ગયા છે, તે હવે નસીબમાં હશે તો આવશે. "

" તે બહેન ! પછી કંઇ વાવડ જ નથી ? "

" નારે ભાઈ ! કાંઇ વાવડ નથી. કાગળની કટકીએ નહિને ! "

નથી. લશ્કર પાછાં ખેંચ્યા સિવાય છૂટકો નથી અને બંગલા દેશને તત્કાળ ભલે માન્ય ન કરતાં પાકીસ્તાનને ચોપડે અને નકશામાં પાક-પ્રદેશ તરીકે દેખા યા કરે, પણ બંગલા દેશની સ્વાધીનતા પોતાને કોઠે પડી છે તેમ ધીરે ધીરે પાકીસ્તાનની પ્રજાને કોઠે પાડયા વગર છૂટકો નથી. અને ભારત સાથે મૈત્રિના કરારો ભલે ન કરે, પણ સમાધાનની વાટાઘાટો કર્યા વગર છૂટકો નથી. નહિ તો મદદ ચીન-અમેરિકાની અને પતન પાકીસ્તાનનું નક્કી છે.

પણ પોતાની પ્રજાને સાત વરસથી ભરમાવી છે, ઉશ્કેરી છે, છેલ્લા બાર મહિના તો નાગતાળ છેતરી છે નહિ તો પાકીસ્તાનની ઓરતોએ પોતાના ધણીની પાશવી લીલા સાંભળીને સાન વર તત્કાળ આપી દીધા હોત. આમ એકધારી ભરમાવેલી પ્રજાને ભયાનક પરાજ્ય કોઠે પાડવા બધી રમત માંડશે. એને પરિણામે હજી પાક-પ્રજા જૂઠાણાંથી ભરમાયા જ કરશે. એના પરિણામે પાક રેડિયો ચીન-અમેરિકાના જોરથી એશિયામાં મહાન યુદ્ધ ખેલી લેવાના પડકાર ફેંકે છે. એક યા બીજે સ્થળે યુદ્ધવિરામનો ભંગ કરીને દારૂગોળો દાગે છે ને ભૂતો બાંગલા દેશને સંભવિત માન્યતા આપનારા દેશોને દબડાવે છે.

## ચીન-અમેરિકાની ચાલબાજી

બીજી બાજુ ચીને પોતાનાં તોફાનો જગવવાની પરંપરાગત ચાલાકી શરૂ કરી દીધી છે. ભારત વિરુદ્ધ ચીનના પેપરોમાં પ્રચાર લીલાનો જંગ શરૂ કરી દીધો છે અને લગભગ રોજ ભારતને દબાવવા ધમકીઓ ઉચ્ચારી રહેલ છે. ત્યારે પ્રેસિડેન્ટ નિકસનના તંત્રે પણ શરાફી જૂઠની ગુલાંટોને ગપગોળા શરૂ કરી દીધા છે. આવી મુર્ખાઈ ને બેવકુફીભરી નીતિ આચરનારો આવો પ્રમુખ આજ સુધી કોઈ અમેરિકામાં આવ્યો નથી. આમ રાવલપીંડી, પેકીંગ અને વોશીંગ્ટનની ધરી ઉપર મુર્ખાઈ ભરી રમત રમાઈ રહ્યાનું જગતના તમામ સમજદાર લોકો કહી રહ્યા છે. વિયેટનામ ઉપર ૧૯૬૮ પછી સૌથી વધુ ભયાનક બોમ્બમારો હમણાં નિકસને શરૂ કર્યો હોવા છતાં ચીનને અમેરિકા વિરુદ્ધ નહિ પણ ભારત વિરુદ્ધ કહેવાનું સૂઝે છે તે એનો પ્રત્યક્ષ પુરાવો છે.

## રાષ્ટ્રનું શ્રેષ્ઠ હિત શામાં?

આવી સ્થિતિ વિદેશના રાજકારણમાં છે. ઘર આંગણે દેશ ઉપર અસહ્ય બોજો યુદ્ધને કારણે પડયો છે ને બાંગલા દેશને ઊભો કરતાં પડશે. દેખીતી રીતે જ એથી વિકાસનાં કામો જોખમાશે. કારણ કે સૌથી મોટી સહાય અમેરિકાની મળતી હતી તે બંધ થઈ અને જાપાન જેવા દેશે પણ બંધ કરી છે. ઇંદિરાજીએ કહ્યું છે તેમ દેશે સુરક્ષા, સલામતી અને વિકાસ માટે હવે આત્મ નિર્ભર જ બનવું પડશે. એથી ગરીબી મોટી દૂર થશે, પણ અરમાન ઊંચાં આવશે. ભારત સ્વમાનથી જીવી શકશે.

આ સ્થિતિમાં દેશની એકતા અતિ જરૂરતી છે. અને ઈંદિરાજીનું સફળ અને સબળ નેતૃત્વ પણ. જેમ પાકીસ્તાનનું વિસર્જન થયું અને બાકીનાનું થઈ રહ્યું છે, તેમ બિનજરૂરી પક્ષનાં પાટિયાં આપો-આપ ન સંકેલાય તો આપમેળે એનું વિસર્જન થઈ રહ્યું છે. પણ ચૂંટણીને નામે જુવાનોના પવિત્ર લોહીની વાતો ઉડાડીને ઈંદિરાજીના મહાન યતકાર્યને કોઇ અપગ્રાયવાનું કરે તો હવે જનતાએ જ જાગૃતિ બતાવવાની રહે છે કે રાષ્ટ્રનું સર્વશ્રેષ્ઠ હિત શામાં છે અને શામાં નહિ. જનતા સૂત્રો પાછળના અર્થો જરૂર સમજશે.

## બાંગલા દેશના સળગતા પ્રશ્નો

ભારતીય ઉપખંડની શાંતિ અને સુરક્ષા માટે જે નૂતન રાષ્ટ્રનો ઉદ્ભવ થયો છે તેને જાળવી રાખીને વિશ્વના દેશોમાં તેને માનભર્યું સ્થાન અપાવવા આવતાં ૨૦ વર્ષ સુધી બાંગલા દેશના પ્રશ્નોને ભારતે પોતાના પ્રશ્નો બનાવવા રહેશે મુક્તિવાહિનીના ગેરીલા યુદ્ધથી ઇંદિરાજી બાંગલા દેશનું પ્રત્યેક પળે ને હરેક ક્ષણે માન જાળવતાં આવે છે ને ગૌરવ અર્પતાં આવે છે. એક નવા દેશના ઉદ્ભવથી માંડીને વિકાસ સુધીના પ્રશ્નો ઉપરાંત પાકીસ્તાને બાંગલા દેશમાં લાખો લોકોનો સંહાર કર્યો. અબજોની દોલત ભસ્મીભૂત કરી અને યુવાન વહુ બેટીઓ ઉપર જગતમાં કદી નથી આચરાયા એવા નારકી અત્યાચારોની ઝડીઓ વરસાવ્યાની બીનાઓ હજી બહાર આવી રહી છે તે અને પતન થતાં પહેલાં બુદ્ધિજીવીઓની કતલ તથા સિંધમાં વસેલા બંગાળીઓ અને શેખ મુજીબુરના પ્રશ્નો મુખ્ય છે.

# નાથીબાઈ જામસલાયાનાં

નાનજીભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)

આજનું નિર્જન જામસલાયા એક દિન ધીકતું બંદર હતું. એ કુદરતી બંદરને કાંઠે નાનાં મોટાં વહાણનાં બાંધકામ થતાં. સુતારો, લુહારો, ખારવાઓ અને વાઘેરો એવા અનેક કારીગરો પોતાની રોજી રળતા. આ બંદરે દૂર દૂરથી લાંબી સફરો ખેડી આવેલાં જહાજો લાંગરતાં. અરબથી ખજૂરનાં વાહીઆં, સિયમના હાથી દાંત અને મલાયાના ટાપુઓના તેજાના, મલબારી નાળિયેર અને બર્માના ઊંચી જાતનાં લાકડાં ત્યાં ઠલવાતાં. કાડાગરા બમલાઓ કચ્છનું લોઢું, પોરબંદરના પત્થર અને માંગરોળની લીલોતરી સલાયાના બંદરે ઠાલવતા.

દેશ પરદેશના નાના મોટા વેપારીઓની ગેડી ગો ત્યાં ધમધોકાર ચાલતી. એ સલાયાના બંદરે વિક્રમની ૧૯મી સદીના આરંભકાળમાં વર્ષોસુધી રોજ સાગરમાં એક બાઈ આવી ને ઊભે છે. નવા આવેલાં વહાણના ખલાસીઓના સમાચાર પૂછે છે. એમની પૂછપરછ કરે છે. રવડી રખડીને નવાં આવેલા ખલાસીને મળે છે ને પૂછે છે:

"તમે ક્યાંથી આવો છો ભાઈ? એબોયથી કોઇ આવો છો? મારા ધણીના કાંઈ સમાચાર લાવ્યા છો.?"

"શું નામ તમારા ધણીનું બહેન?"

બાઇ એ સવાલથી શરમાય છે, ચારે બાજુ નજર ફેંકીને લાજ મરજાદથી જોઈ લે ને પછી જવાબ આપે છે:

"એનું નામ જમનાદાસ. ગયા ત્યારે બધા એને જમનો કહેતા."

"ના, બહેન! અમને કાંઇ ખબર નથી. અમે તો અન્વયથી આવીએ છીએ."

બાઇ મોટો નિસાસો મૂકે છે. આંખમાં આવેલાં આંસુ લૂછી નિરાશાથી ભલામણ કરે છે:

"ભાઈ! તમે એબોય જાઓ તે દિવસે જરા ભાળ કાઢજોને? તમારાં આંતુકોને ભલામણ કરજોને! આ ગરીબ બહેનનું એટલું કામ કરજો."

"હા, બહેન! એમાં શું?" એટલું કહી આવનાર ચાલતો થાય છે. બાકી દયામણા મુખે બાઇ બીજા આવનારની રાહ જોતી સાગર સામે મીટ માંડીને ઊભી રહે છે.

વળી કોઈ નવો આવનાર કોઇક જમનાદાસને ઓળખતો હોય છે તે જવાબ આપે છે:

"બહેન, કયો જમનાદાસ, સુમરીવાળો?"

"ના ભાઈ, એ નહીં".

"ત્યારે ખંભાળીઆવાળો ભવાન ભીમજી વાળોને?"

"ના ભાઇ, એ નહિ. એ તો શેઠીઆ માણસ પસા પ્રેમચંદવાળા. અમે તો પડાણાના નાઘેરી ગરીબ માણસ. અમારે ઘરના વેપારપાણી ન મળે."

નવો આવનાર બાઇનો નમણો ને રયમણો ચહેરો જોઇ રહે છે. પરણ્યો હોય તો પોતાની વેદના હૈયે ચડી આવે છે. કુંવારાને આ બાઈને જોઇને માતાનાં વહાલ યાદ આવે છે. પોતાની એક એક સફર તાજી કરીને પૂછે છે:

"તે બહેન! કેટલા વરસથી મારા ભાઇ ગયા છે?"

"ભાઈ! આજકાલ કરતાં વરસ તો પંદર થયાં. ચોરીમાંથી ઊઠીને જ ચાલ્યા ગયા છે, તે હવે નસીબમાં હશે તો આવશે."

"તે બહેન! પછી કંઇ વાવડ જ નથી?"

"નારે ભાઈ! કાંઇ વાવડ નથી. કાગળની કટકીએ નહિને!"

" હશે બહેન ! રત્નાકર તો દેવ છે, કોઈને ઘાંણું નથી સંઘરતો. કાલ આવશે. સાગર ઉપર શ્રદ્ધા રાખો. "

" તમારા મોંમાં સાકર ભાઈ ! પણ બાપુ, તમે જરા જોતા રહેજો ".

" અરે એમાં શું બહેન ! પણ કેવોક છે ? "

બાઈ નીચે નજર નાખી, ભોંય ખોતરતાં કહે છે :

" વાને ગોરા છે ને કાઠાળા છે, એટલું જાણું છું. બાકી મેં તો નીરખીને જોયા નથી."

"શું કહો છો ? એમ તે હોય બહેન !"

"મારું તો એવું છે ભાઈ, આઠ વરસની હું પરણી. એમની ઉંમર હતી સોળ વરસની. પછી એમના બાપે નરી કરી. ઘરકજિયા થયા એટલે જુદું ઘર માંડવા માટે કમાણી કરવા પરદેશની સફર કરવા ઊપડી ગયા. હું એમનું ઘર માંડતી થાઉં એટલામાં તો એ પાછા ફરવાના હતા, પણ હજી આવે જ છે !"

સાગર ખેડુ સ્વભાવે દિલાવર હોય છે. સાગર ઉપરના શ્રદ્ધાળુ હોય છે. તે આશ્વાસન આપે છે : "બહેન ! હું નવી સફરે જઈશ ત્યારે જરૂર ભાળ કાઢતો આવીશ. બાકી તો બહેન વારાફેરા છે. આજનું દુઃખ તો કાલનું સુખ.'

"હું પણ હવે કાલની આશા ઉપર જીવું છું ભાઈ !"

સલાયાના બંદરને કાંઠે બરાબર પાંચ વરસથી બાઈ આમ પૂછપરછ કરતી આંટા ફેરા કરે છે. બાઈનું નામ નાથીબાઈ. સલાયાના ધનજી ઘેલારામની દીકરી. પડાણાના હરખચંદના દીકરા વેરે પરણાવેલી. ધનજી ઘેલારામ અપુત્ર મરી ગયા. પાછળ નાથીબાઈ અને એનાં વિધવા માના એકલાં રહ્યાં. મા દીકરી ગામનાં દળણાં પાણી કરી પેટગુજારો કરતાં. જમનાદાસ તો પરણીને પરદેશ વેઠવા ગયો. પુત્રને પરણાવ્યા પછી બાપ પોતે પરણ્યો. ઘરમાં નવી સાસુ આવી. તેણે શોકયની છોકરીની પુત્રવધુથી આગળું ભમરાવા ન દીધું.

વરસો સુધી વાટ જોયા પછી નાથીબાઈ બંદરકાંઠે જાય છે. નિતનવા મરદો સાથે વાતો કરે છે. આ વાત ગામમાં ફેલાઈ ગઈ આખરે એક દિવસે નવી સાસુએ કજિયા સાથે નાથીબાઈની માને કાને આ વાત નાખી. માનું મોઢું ઝંખવાઈ ગયું. દીકરીને ઠપકો દીધો. એ દિવસ મા દીકરીએ ખાધું નહિ.

નાથીબાઈ હવે પરણ્યાની ભાળ કાઢવા છાની-માની સાગરકાંઠે જવા માંડી. આમ ને આમ દિવસો વીતી ગયા. મહિના વીત્યા. વરસો ય વીતવા માંડ્યાં. જમનાદાસને એમ તો ગયે પંદર વરસ વીતી ગયાં. ન કાંઈ ખબર કે ન કાંઈ ખત. પછી તો આશા ખૂટી, ધીરજ ખૂટી, શ્રદ્ધા ખૂટી ને નયનનાં નીર સુકાઈ ગયાં. જીવનનાં વહેણ થીજી ગયાં. મા દીકરીનાં જીવન રણ જેવાં બની ગયાં.

એવા જીવનના ખારાપાટમાં એકાએક મીઠી વીરડી પ્રગટી. આશાનું કિરણ ઊગ્યું. એક દિવસે સવારના પહોરમાં એક વાઘેર નાથીબાઈનું ઘર પૂછતો આવ્યો :

"કાં બહેન, હમણાં તું સાગરકાંઠે નથી આવતી ? બે દિવસ રાહ જોઈ. તું નથી આવતી એટલે આજે હું આવ્યો."

નાથીબાઈએ વાઘેર સામું જોયું. આ વાઘેરને તેણે સાત આઠ વાર જોયેલો અને પૂછેલું કે : "કાં ભાઈ ! છે કાંઈ વાવડ ?" એ યાદ રાખીને વાઘેર આજ કહેવા આવેલો કે :

"વાવડ તો છે બહેન ! પણ સારા નથી. તું રોજ કહેતી એટલે યાદ રાખીને મેં આણુ (એમ તો) માં પૂછપરછ કરી આખરે પત્તો મેળવ્યો છે. એ જમનાદાસ તો કુરજી પારેખમાં હતો તે જ ને ! ગોરમટો ચહેરો, ગોરોવાન અને બેવડા બાંધાનો ?"

દીકરીને તો આવા ઝીણા અણસાર યાદ ન હતા, પણ માએ હા પુરાવી.

"ત્યારે તો બહેન, આજથી સાત વરસ પહેલાં આપણા સુંદરજીનું વહાણ વતનમાં પાછું ફરતું હતું એ ચીનાઇ ચાંચિયાઓએ પકડયું, એ ભેગો એ ય પકડાઇ ગયો છે. ચીનાઓએ આજથી સાત વરસ પહેલાં બાનની ચીઠ્ઠી એન્મોય મોકલેલી, એમાં એનું નામ છે. લગભગ ૩૦ માણસ પકડાયેલું."

"તો ભાઇ! આણુવાળા બાનની રકમ તો ન દે પણ અહીં સમાચારે ય ન મોકલે?"

"બહેન! આણુમાં એક તો આપણો આવરો જાવરો ઓછો છે. એક વહાણમાં ખબર મોકલ્યા હતા. તે વહાણુ રસ્તામાં ખોવાઇ ગયું."

"બાન કેટલું છે ભાઈ? અને એ અત્યારે ક્યાં છે?"

બાન તો બધાયનું ભેગું મળીને ૪૦ હજાર કોરી. એક જમનાદાસનું છ હજાર કોરી જેટલું છે. બધાને બેટમાં રાખ્યા છે. બેટ એન્મોયથી દોઢસો કોસ જેટલે મધદરિયે છે. ત્યાં ચાંચિયાના મુકામ છે એમ સમાચાર મળ્યા છે." સમાચાર દઇને વાઘેર ઊઠયો.

"ઘણી મહેરબાની કરી હો ભાઈ! તમે આટલી મહેનત કરીને ભાળ મેળવી."

વાઘેર તો ગયો, પણ મા દીકરીને નવા સંતાપની વેદનામાં મૂકતો ગયો. સાથે કોઈ મરદ નહિ. અનાથ અને અસહાય એવાં આ દુખિયાને પડખે કોઇ માણસ નહિ. ક્યાં એન્મોય, ક્યા ચાંચિયા ને ક્યાં સલાયા? મા બોલી:

"જમનાદાસના બાપ હરખચંદને સમાચાર તો મોકલીએ પડાણા!"

"અરે બાપને પરવા હોત તો આમ પંદર વરસ વીતત ખરાં? એ આશા ખોટી છે મા!"

ભમના ભૂતની જેમ આખો દિવસ નાથીબાઇ રખડી. તેનું હૈયું કોઈ અકળ વેદનાથી પીંખાઈ રહ્યું. 'ક્યાં જાઉં? કોને પૂછું?' ચાંચિયાઓથી પકડાયેલા પોતાના ભરથારનાં વિતક કલ્પવા માંડ્યાં. એક એક કલ્પનાને તરંગે નાથીબાઇને પોતાનાં દુઃખ તુચ્છ લાગવા માંડયાં. અંતરમાં હમદર્દીની આગ પ્રગટી.

"અરે સાત સાત વરસથી એ સમદર પર નજર નાખતા હશે. કોઇક આવશે, કોઇક છોડાવશે. એવી આશા એના અંતરમાં ઊઠતી હશે. એને પગે સાકળો બાંધી હશે. પણ એને કોણ છોડાવવા આવે? બાપ તો નવી બાઇડીનો બંદીવાન છે. મા તો નથી." અંધારા આસમાનમાં વીજળી ઝબકે એમ નાથીબાઇના મગજમાં એકાએક આત્મબળનો ચમકારો થયો.

"એને કેમ કોઇ નથી? હું છું ને? હું જ જાઉં" એની નસેનસ ધમધમી ઊઠી. વિચારે બરાબર જડ પકડી. ધીમે ધીમે અશક્તિ ઓછી થઇ. આત્મભાન જાગી ઊઠયું. નાથીબાઈના મનમાં દૃઢ નિરધાર ઊપડ્યો કે હું જઈશ જ. આમે ય જીવતર તો ચુથાઇ ગયું છે. તો જીવતરના તાર સાંધવાના છેલ્લા ઉપાય કેમ ન કરવા? ઈશ્વર મારી શ્રદ્ધા સામે નહિ જુએ?"

નાથીબાઇએ માને પોતાનો વિચાર જણાવ્યો. માના લક્કી ગઈ. દીકરીને મનાવી, ફોસલાવી, ધમકાવી, પોતાનાં આંસુથી નવરાવી, પણ નાથીબાઈનું મન ન ડગ્યું. આખરે માતાએ કહ્યું:

"તારે જવું જ છે તો હું સાથે આવું. મારે અહીં શું છે?"

મા દીકરીએ સલાયાનું ઘર બંધ કર્યું. ઘરવખરી વેચી નાખી. સ્ત્રીધન વટાવી નાખ્યું. નાથીબાઇએ ત્રણેક હજાર કોરીનો જોગ કર્યો. એક આગેવાન શેઠ પાસે પોતાની વાત કરવા મા દીકરી ગયાં. આણુની પેઢીવાળા આ શેઠ વાત સાંભળી બોલ્યા કે;

"બહેન! તમારા માટે ત્રણ તો શું પણ ત્રીસ હજાર કોરી ખર્ચવા તૈયાર છું. પણ ચીનાઓ બેઇમાન છે. વિશ્વાસ કરવા જેવા નથી. પહેલાં આપણું એક વહાણુ એમણે પકડેલું. પકડીને બાન માગ્યું. બાન મોકલ્યું. પકડેલાઓ માટે ખર્ચી મોકલી પણ એ ચીનાઓ બાન ખાઇ ગયા ને કોઇને ન

છોડયા. પછી તો આપણે ખાન મોકલતા નથી. એના ત્રાસે હવે આપણાં વહાણો આગુ અને ફરમાસ (ફોર્મોસા) તરફ આવતાં નથી. એટલે બહેન ! તારાં આ વલખાં નકામાં છે. એ હરામખોરો કોઈને છોડશે નહિ ને પૈસો ખાઇ જશે."

માની હિંમત આ વાત સાંભળી ડગી ગઈ. પણ નાથીબાઈનું દિલ ન ડગ્યું. આમ્બોયમાં એ વખતે જામખંભાળિયાના એક ખોજા ગૃહસ્થની પેઢી હતી. તેને ઘેર મા દીકરી આમ્બોય પહોંચ્યા. દેશાવર રહેતો ખોજો વેપારી મરદના સંગાથ વગરની બે હિન્દુ સ્ત્રીઓને જોઈ ચમક્યો. તેણે મા દીકરીને ઉતારા-ભોજનની જોગવાઇ કરી દીધી.

નાથીબાઈએ ખોજા ગૃહસ્થને બધી વાત કરી. ખોજાભાઇએ કહ્યું :

"અરે બહેન ! એટલા માટે અહીં ઠેઠ ધક્કો ખાધો ? ધન્ય છે તારી ખાનદાનીને. પહેલાં અહીં પાંચ સાત પેઢીઓ હતી. એ વખતે ઉઘરાણું કરી અને ખાન પણ મોકલી દીધું હતું. પણ ચાંચિયાઓ દગાખોર નીકળ્યા. ખાન ખાઈ ગયા. કોઈને ન છોડયા. હવે તો ગાળો પણ એટલો લાંબો ગયો છે કે એનું શું થયું હશે તે પણ કેમ કહેવાય ?"

નાથીબાઇ કહે : "ભાઈ ! હું જાઉં એ ચાંચિયા પાસે. એ પણ માણસ હશે. એમને ય બહેન દીકરીઓ હશે. એમને ખોળો પાથરી, પગે પડી વિનવણી કરીશ, અને મારા ધણીને તેડી લાવીશ. મને શ્રદ્ધા છે. એક વહાણની જોગવાઈ મને કરી આપોને !"

ખોજા ગૃહસ્થની આંખમાં આંસુ આવી ગયાં. કહે કે : માવડી ! તારા જીગરને ધન્ય છે. પણ ચાંચિયા પાસે જઈને પકડવા માટે વહાણ કોણ આપે ને ક્યાંથી મળે ?"

નાથાબાઈ કહે : "મને કાંઇક જોગવાઈ કરી આપો કાકા ! ભાંગલું, તૂટલું, ખોખા જેવું પણ મને વહાણ અપાવો. હું તમને જિંદગીભર આશીર્વાદ આપીશ ભગવાન તમારું ભલું કરશે."

ખોજા શેઠ કપાળે હાથ મૂકી વિચારે પડયા. થોડીવાર પછી બોલ્યા : "બહેન ! તને મારાથી દેખી પાખીને કેમ જવા દેવાય ? ન કરે નારાયણ અને જો કાંઇક થાય તો પછી મલકમાં મારે મોઢું બતાવવા જેવું ન રહે."

"મને તે કાકા શું થવાનું હતું ? જીવતે મરવા કરતાં આ મોત કાંઇ ખોટું નહિ. તમને આંગળી ચીંધણું કરું તો હું નાથીબાઇ નહિ. આવું હોત તો ઠેઠ સુવાયાથી અહીં અંબોય આવત નહિ"

ખોજા શેઠ વિસામણમાં પડયા. બીજી ક્ષણે બોલ્યા : "જા, મારી મા ! હું તને નહિ રોકું, તેમ એકલી પણ નહિ જવા દઉં. મારા એકલા દીકરા હસમને હું તારી સાથે મોકલું છું. આપણા લોકોનું વહાણ તો નહિ જ મળે, પણ જો કોઈ મલાયાનું કે ચીનાઇ વહાણ મળે તો જોગવાઇ કરું છું." ખોજા ગૃહસ્થ વહાણની તલાશે ઊપડયા. ઠેઠ સાંજે પાછા આવ્યા.

મોટી રકમના બદલામાં એક ચીનાઇ વહાણની સગવડ કરી આપ્યા. રાતની વેળમાં નાથીબાઇ, એની માતા અને ખોજાનો જુવાનજોધ દીકરો હાસમ એટલા મુસાફર લઇ વહાણ રવાના થયું. મધદરિયે મજબૂત કિલ્લેબંધીવાળા ટાપુમાં ચીનાઇ ચાંચિયાઓ પોતાનું દરિયાઇ થાણું જમાવી રહ્યા હતા. સામા પવનથી પ્રેરાયેલું વહાણ ત્રણેક દિવસને આંતરે બેટ પાસે આવી પહોંચ્યું. બેટ ફરતા ચાંચિયાઓના પાકા પહેરા હતા. પહેરેગીરે વહાણ અટકાવ્યું.

વહાણ બેટમાં જવાનું છે એમ જાણી કાંઠે લંગરાવ્યું. નાથીબાઈ એની માતા અને હાસમ કાંઠે ઊતર્યાં. બે ઓરતોને આવેલી સાંભળીને ઘણી તાજુબીથી પ્રેરાઇ નવાઈ પામેલો ચાંચિયાનો મુખી વડારાણ પાસે આવ્યો.

હાસમ ચીની અને મલાયી ભાષા જાણતો હતો. તેણે બન્ને ઓરતો અહીં આવવાનું કારણ વિગતથી ચાંચિયાના મુખીને કહી બતાવ્યું. પચાસ ચાંચિયાની વચ્ચે ઊભેલો મુખી આ વાત સાંભળીને

ભારે નવાઈ પામ્યો. મુખી પોતાનો રાંઠોડી પંજો નાથીબાઈના માથા ઉપર મૂકીને બોલ્યો :

"આ એક સૌરાષ્ટ્રની છોકરી કે જે પોતાના ખાવિંદની શોધ માટે અહીં સુધી આવી. અદ્ભુત. ધન્ય છે તારી પતિભક્તિને બેટી! ધન્ય છે તારી શ્રદ્ધાને. ચાંચિયાના થાણામાં એ કેમ આવી? શું એને ખબર નથી કે અમે લુંટારા છીએ? અમે એને પકડી લેશું એના હાલહવાલ કરશું! તેની આ છોકરીને ગમ નહિ હોય?"

હાસમે નાથીબાઈને મુખીની વાત વતનની ભાષામાં સમજાવી. મુખી નાથીબાઈ સામે જોઈ રહ્યો હતો. ત્યારે નાથીબાઈ કહે :

"હાસમભાઈ! એને સમજાવો કે માણસ જાતમાં રહેલા ઈશ્વર ઉપરના વિશ્વાસને લઈને હું અહીં આવી છું. તમારે પણ બહેન દીકરીઓ હશે, એને યાદ કરીને કાં તો મારા પતિને છોડો, અગર મને પકડો. મારે બેય સરખું છે. અમે ધણી ધણિયાણી બેય છૂટા, અગર બેય કેદ. એમાંથી ગમે તે દશામાં સાથે રહેવાનું નક્કી કરીને આવી છું. હું તમારી દીકરી છું. જેમ તમને ઈશ્વર વસે તેમ કરો."

નાથીબાઈની હિંમત અને લાગણી ભરી ભાવના ઉપર વારી ગયેલ ચાંચિયાના મુખીએ હાલારી કેદીઓને હાજર કરવા આજ્ઞા કરી. મુખીની આજ્ઞા મુજબ જંજીરથી જકડાયેલા પચીસેક વૃદ્ધો અને જુવાનિયાઓને મુખી પાસે રજૂ કરવામાં આવ્યા. બધા જાણે એક જ બીબામાં ઘડેલા પ્રેત હોય તેવા દેખાતા હતા. મુખી બોલ્યો :

'બેન! જોઈ લે! આમાં છે તારો ધણી?"

નાથીબાઈએ પચ્ચીસેય હાડપીંજર ઉપર નજર ફેરવી જોઈ. સમાન યાતનાઓએ સહુના ચહેરા ફિક્કા પીળા રંગના, સૂકકા અને ઉજ્જડ બનાવી મૂકયા હતા. મુખી કહે :

"બેન! અમારે ત્યાં ઘડાયેલો આદમી તરત જુદો નહિ પડી શકે." હુકમ થયો :

"જમનાદાસ છે કોઈ! હોય તો આગળ આવે."

ત્રીસ વરસનો હોવા છતાં સાઠ વરસના ડોસા જેવો દેખાતો, સફેદ વાળવાળો અને ઊંડી આંખોવાળો એક જણ આગળ આવ્યો. નાથીબાઈએ પતિને ઓળખ્યો. પોતાની માતા સામું જોયું અને માતાની આંખમાં આંસુ ઊભરાઈ રહ્યાં.

"બસ હં, ભાઈ! એ જ."

નાથીબાઈ એટલું બોલી મુખીના પગ આગળ બેસી નાણાંની પોટલી છોડવા માંડી. મુખીએ નાથીબાઈને રોકીને કહ્યું :

"બસ, બહેન! ઘણું થયું. અમારી બેઈમાની અને ક્રૂરતાની વાતો સાંભળી મરદો ધ્રૂજે છે. છતાં દૂર દૂરના મુલકમાંથી અમને માણસ સમજી તું આવી. તારા જેવી પાક ઓરતની કુરબાની હું સમજુ છું. જાનફેસાની હું જાણું છું. તારા જેવી મા હોત, બહેન હોત કે ઓરત હોત તો હું ચાંચિયો ન હોત. માટે દીકરી! એ નાણાં તારી પાસે રાખ, અને લઈ જા તારા ખાવિંદને. મેં એને દુઃખી કર્યો છે. તું એને સુખી કરજે. બાન તારે આપવાનું ન હોય. મને તારા જેવી નેકપાક બેટીનાં દર્શન થયાં. તું મારી પાસેથી કંઈક માગી લે."

નાથીબાઈ ચાંચિયાના મુખીને નમી પડ્યાં. અને સવિનય માગણી કરી કે :

"આ બધા મારા દેશબાંધવો છે. એ બધાય મને આપી દો."

"લઈ જા મા! લઈ જા. મારું વહાણ તમને બધાને વળાવવા આવશે. આ બધાને માતાઓ અને ઓરતો હશે. એમને સોંપી દેજે."

મુખીએ બધા કેદીઓને બંધનમુક્ત કરવાની આજ્ઞા કરી. આંસુભરી આંખે અને ગદગદિત કંઠે નાથીબાઈએ વિદાય લીધી. એક લોખંડી રાક્ષસ જેવા માણસના હૈયાને પીગળાવીને ત્રણ પરદેશીઓ સાથે આવેલું વહાણ ત્રીસ મુસાફરો સાથે લઈને નાથીબાઈ પાછાં ફર્યાં.

꙳

# કુળવંત કાઠિયાણી

કાનજીભાઇ બારોટ

સૌરાષ્ટ્રના અનેકરંગી સમાજમાં એક વિશિષ્ટ ભાત પાડતો, જૂના કાળના અવશેષ સમો, પોતાની પ્રતિભા બૂનતો એક સમાજ છે કાઠી સમાજ. કાઠી જાતિ સૌરાષ્ટ્રમાં ક્યારે આવી, ક્યાંથી આવી, ક્યાં વસી એ વાત તો ઇતિહાસકારને સોંપવા જેવી છે. પણ કાઠી કોમમાં નિડરતા, લોહકાઇ, ખાનદાની, ટેક, આતિથ્ય, દાતારી, વાતડાહ્યાપણું અને અભણ હોય છતાં ભલભલા મુત્સદીઓને ફરગટી ખંવરાવે એવાં બુદ્ધિચાતુર્ય, વિવેક, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ વગેરે ગુણોવાળા પુરૂષો પાક્યા છે પણ આવા પરાક્રમી પુરૂષો પકવનાર નારીશક્તિ પ્રતિભાશાળી હોય તો જ પાકે:

ધરા વિણ ધાન ન નીપજે,
કુળ વિણ માડુ ન હોય,
ઓઢા ઘરે જખરો જનમે;
(જેની) હોથલ માતા હોય.

કાઠીપુરુષની પ્રતિભાને ઓપ આપે એવી કાઠિયાણી કુળવંત હોય છે. એનાં શીલ, એની સહિષ્ણુતા, એનાં શૌર્ય, એની નિડરતા, એની આવડત, એની ચતુરાઇ અને એનાં જ્ઞાન ભક્તિ પણ માગ મુકાવે તેવાં હોય છે. કાઠી પુરૂષની કળા અને વ્યવહાર વહીવટ અને યુદ્ધના મેદાનમાં ઝળકે છે તેમ કાઠિયાણીના સંસ્કારથી જ કાઠી સમાજના આદર આતિથ્ય, એની પ્રતિષ્ઠા, એના ગૃહશણગાર અને સમસ્ત જીવન પ્રતિભાથી ઝળકે છે.

કળાવંત કાઠિયાણી

હજાર બારસો કે પંદરસો વરસથી કાઠી જાતિ આ પ્રદેશમાં ઊતરી ગણાય છે. પણ એની અસલિયત અને વિશિષ્ટતા આજ સુધી જળવાતી અને ભાત પાડતી આવી હોય તો તે કાઠિયાણીની સ્ફૂર્તિ, શક્તિ, ભક્તિ અને કળાને કારણે જ. મોતી ભરતનાં એનાં મૂલ્ય તો આજે વિદેશોમાં પણ વખણાતાં થયાં છે. પણ નહિ જેવાં સાધનોથી આંગળાં કરડે એવી સ્વાદિષ્ટ રસોઇ પકવીને અતિથિઓના આદર કરવામાં કાઠિયાણીએ માગ મુકાવ્યો છે. માંડ છાંડ તો કાઠિયાણીની હવે વધુ પ્રશંસા પામતી આવે છે.

એના ઊંચી પહથારના એરંડના જુક્તિદાર શણગાર, ઓઢણાની રૂડી પેહલિયું, પેહલિયું ઉપરના નકશીદાર મજુ પગારા, ઊડીને આંખે વળગતા ડામલા ને કટોદાન, ઝળકતી માંડ, માંડ ઉપની ક્લાન્ય કાંધી, કાંધી ઉપરની મોતી ભરતની પછીત પાટી ને ભાતીગળ બેસણા, એના હીરભરતના ચાકળા ચંદરવાએ ગૃહ શણગારમાં વિશિષ્ટ ભાત પાડી છે. હલકદાર કંઠ, અને લાંબે ઢાળે ગવાતાં કાઠિયાણીનાં ઘેરાં ગંભીર પણ મધુર લગ્નગીતો જેણે એકવાર સાંભળ્યાં હોય તે એની મધુરતા જીવનભર ન ભૂલી શકે.

કાઠીકુળોનાં જીવન જોખમો વચ્ચે જ જીવાયાં છે. આ મુલકમાં ઊતર્યા ને સ્થિર થયા ત્યાં સુધી એમનાં ભવારાં ફરતાં જ રહ્યાં છે. જીવન એમનાં જુદ્ધના મેદાનોમાં, ધીંગાણે અને બહારવટે વ્યતિત થતાં. સદા ધીંગાણે ઝૂઝતા પુરૂષો પ્રતાપી પણ ઠરડા હોય. ખોટી આપપંપાળ એના જીવનમાં ન હોય. કાઠિયાણીની અજબ સહિષ્ણુતાનું ઘડતર આ જોખમો વચ્ચે જીવવાથી થયું છે. સંજોગોના અને સ્વામીના બેય છેડા વચ્ચે કાઠિયાણી જુગદબા જેવા શોભી છે. મૂઝવણો વચ્ચે અડાભીડ, જરાય સમતોલપણા ગુમાવ્યા સિવાય મુસીબતો વચ્ચે માર્ગ કાઢતી ને ખમીરને ઝળકાવતી ઝૂઝે શીલમાં સિંહણ સમી અને વૈધવ્યે વંદનીય એવા કાઠિયાણીની અપાર શક્તિને આધારે કાઠી સમાજ પ્રતિભાવંત બન્યો છે.

અજબ સહિષ્ણુતા

નાની દીકરી હોય તો એમાંય બીજમાં વડલાની જેમ ધીરતા અને સહિષ્ણુતા સહેજેથી મળે. મારા એક વૈદરાજ મિત્રને દવાખાને હું બેઠેલો.

ત્યાં દહીંસાના એક કાઠી દરબાર છ વરસની દીકરીને તેડીને આવ્યા ને વૈદ્યરાજને કહ્યું : "નંદલાલભાઈ! આ દીકરીને રાતે એવો તો તાવ આવે છે કે હમણાં જાણે ચીભડું ફાટે એમ ફાટી પડશે. પણ એવા તવમાં ઊઠીને રમે છે, ગાય છે. ભાઈ! અમારે દીકરિયુંનું બહુ હેતુ નથી. સારુંથી ઇંજેકસન આપી આ બાળકીનો તાવ ઊતારો ને!"

વૈદ્યરાજે શરીર તપાસી કહ્યું : "અત્યારે તાવ નથી."

દરબાર કહે: "અટાણે તો ઊતરી જાય છે. રાત કેમે ય જાતી નથી."

વૈદ્યરાજે બાળકીને રમાડતા હોય એમ મલાવવા માંડ્યા. "બહેન બહુ ડાયાં હો! પીપરમેંટ ખાશો? એમ ફોસલાવતાં વૈદ્યરાજે બાળકીના કુણા બાવડામાં ચીભડમાં પરોવે એમ ઇન્જેકશનની સોય પરોવી દીધી.

વૈદ્યરાજને એમ કે બાળકી રડશે, પણ રડવાને બદલે બાળકી હસ્યા જ કરી.

મેં દરબારને પૂછ્યું : "બેન રોયાં કેમ નહિ?" દરબાર કહે : 'બાપુ! બાળકી ભારે કઠોર છે. એક વખત વાડામાં રમતી'તી ને બાવળનો સૂયો એના પગમા સોંસરવો નીકળ્યો એણે તો ઊંહકારો ય ન કર્યો. બીજાં છોકરાંએ આવીને કહ્યું કે : "આમ બઇને કાંટો લાગ્યો." શૂળ ખેંચતાં લોહીનું જાબલું, ભરાણું, તેદી પણ રોઈ નો'તી."

આવી સહિષ્ણુતાથી જિંદગીના ભારે અંધારો અને કઠણાઈઓ સહન કરે પણ મોળાં ઓઢણને મચક ન આપે દુર્જનને એની મેલી મીટ ઉપરથી ઓળખી લ્યે. પોતાનાં રૂપનું પ્રદર્શન કરતાં સૂરજ-પુત્રીને આવડતું નથી. વય વધતી જાય એમ બીજા પુરૂષો સાથે હળતાં મળતાં શરમાય છે. ઢીંગલે પોતલે રમતાં રમતાં જ જનેતાના સંસ્કાર ઝીલતી જાય. કાઠી કન્યાના હાથ ફરે ત્યાં ફૂલડાં વેરાય. એની સુઘડતા અતિ સંસ્કારી ગણાતી જાતિઓની કન્યાઓને પણ શરમાવે તેવી હોય છે.

ધાડાં વચ્ચે ઘોડીને દુશ્મનો વચ્ચે દોસ્તી કરાવવાનાં દૈવત કાઠિયાણીને વર્યાં છે. અનેક પ્રસંગોમાંથી ચોટીલાના રામ ખાચરનાં દીકરીનો પ્રસંગ તો અતિ ઊજળો ને ખૂબ પ્રખ્યાત છે.

દૈવતભર્યું ડહાપણ

ચોટીલા દરબાર રામ ખાચરનાં દીકરી હળ-વદ બલોયાં ઊતરાવવા ગયાં. મણિયારાની દુકાને બલોયાં પહેરવા બેઠાં, હળવદનો રાજા ફરવા નીકળેલા. ગીગીબહેનનાં રૂપ જોઇને ભાન ભૂલ્યો. ગીગી બહેન રાજાની મેલી મીટ પરખી ગયાં. રાજા મોતીચંદ શેઠને ગીગીબહેનના ઉતારા પોતાના દરબારગઢમાં કરાવવવાનું કહી નીકળી ગયો.

પછીની વાત તો બહુ જાણીતી છે. મોતીચંદ શેઠે પોતાના આરબો ઉપરાંત ૪૦૦ નામાંખાંને રક્ષા માટે રોકી લીધા. ચોટીલા ખબર કહેવરાવ્યા. બરાબર એ જ વખતે મુંજિયાસરનો ભોકાવાળો જૂનાં વેર વાળવા કટક લઇને આવેલા. રામ ખાચર ઉપરનાં સંકટને સમજી જઇને બન્ને દુશ્મનનાં માણસો હળવદ ઉપર ચડ્યાં. મોતીચંદ શેઠે રંગ રાખ્યો ગીગીબહેન કટાર તૈયાર રાખીને જ પોતાની તેજ ઉપર હરમત રાખીને બેઠેલાં. હળવદનો રાજા હાર્યો. કાઠીઓનાં કટક પાછાં ફર્યાં. ભોકાવાળાએ રામ ખાચરને કહેવ-રાવ્યું કે દીકરીના વિવાહ પતાવી લ્યો, પછી આપણે વેરના ચોપડા ઊખેળીએ. ભોકાવાળાનું કટક ચોટીલાથી આઘેરેક પડાવ નાખી પડ્યું છે.

આ વાતની જાણ ચૌદ વરસની કાઠી કન્યાને થઇ, પણ ચુમાળીસ વરસની હોય એવી ડાવકાઇથી પિતાના શત્રુને કહેવરાવ્યું કે મારે ભોકાકાકાને મળવું છે.

ભોકાવાળો કહે: "દીકરી તો સૌને સરખી ભલે આવે."

ગીગીબાઇએ આવીને કાકાનાં દુખણાં લઇને કહ્યું કે : "કાકા! હું ખપ્પર જોગણી તો ખરીને!"

ભોકાવાળો કહે: "કેવા સાટુ ગીગીમોન!"

કાઠી કન્યા કહે : "મારા સાટુ લીંબના લાક

જેવા કાઠી ભાઈબંધ કામ આવ્યા, ને મારા જેવડિયું કેટલીય આશાઅરિયુંના ચૂગ નંદવાણા, તોય હજી સર્યું આવ્યું નહિ, એટલે કાકા! હું જ ઝેર કરડીને મરું."

બે હોવાળો કહે: "દીકરી! તારા સારુ તો તારો બાપ ને હું દુશ્મન તોય ભેળા થઈ હળવદ આવ્યા. સૂરજ દાદે લાજ રાખી. તારાથી ન મરાય."

"તો હું કહું એમ કરો, કાકા!"

"તું ભણ્ય એમ કરું."

"તો તમે ને મારા બાપુ બે ય કસુંબા પી લ્યો". બેય ગરાસિયા વચને બંધાઈ ગયા: "ઠીક દીકરી, તારી મરજી."

દીકરીનાં હૈવતભર્યાં ડહાપણથી બેઉ વેરી મટી મિત્ર થયા ને સામસામા કસુંબા પાઈ વેર પાર પાડ્યું.

પણ આ કંઈ એક જ પુરાણો પ્રસંગ નથી. થોડા સમય પહેલાં જ કાઠી નાતેદારોમાં એવાં વેર બંધાયેલાં ને ખાનાખરાબી થયેલી. એમાંનો એક જણ જેલમાંથી છૂટી આવતાં એને ટૂંકો કરવાની વેતરણ થઈ, ત્યારે બાબરીઆ કુળની વડુવારુ અને કાઠી કુંની જુવાન દીકરીએ ધરણાં કરવાની તૈયારી માંડી. છેવટ ગામને ચોરે ધરણાં કરવાની તૈયારી ચાલી ત્યારે વેર પાછાં વળ્યાં. આ તો બહુ થોડા સમય પહેલાંની મધ્ય કાઠિયાવાડની વાત છે.

### હુતાશન જેવાં શૂરાતન

મધ્ય કાઠિયાવાડમાં આવેલ લાખાપાદર ગામના દરબાર લખોવાળો ચલાળાને ગામતરે ગયા છે. સોરઠના ગુંદાળા ગામના ગળદેરા સારંગ વાંક સાથે લાખાવાળાને ચલાળા મુકામે જ અમાડે બોલાચાલી થયેલ ને વેર બંધાયેલ. લાખોવાળો ઘેર નથી ને સારંગ વાંકે વૈદું લાખાપાદર ભેળ્યું.

સારંગના કાઠીઓ ગામમાં લૂંટ કરવા મંડ્યા ને સારંગ વાંક લાખાવાળાના સૂમસામ ગઢમાં દાખલ થયો. ત્યાં બાપ બેટાને પાણી પાવા ન આપે એવો વછેરો જોતાં સારંગની દાઢ ડળકી. વછેરાને પાછલે પગે પછાડી (પાછલા બન્ને પગ રસીથી બાંધે તે.) બાંધીને તે જોઈને ભાલું ઓસરીની કોરે ટેકવીને પછાડી છોડવા બેઠો.

લાખાવાળાનાં ઘરવાળાં ને દીકરી હીરબાઈ ઓસરીમાં ઊભાં ઊભાં આ વીકરાળ વાંકને જોઈ રહ્યાં છે.

સારંગનું ધ્યાન પછાડીના દોરડાની ગાંઠ ખીલેથી છોડવામાં પરોવાયું છે. વછેરો ઝંડે છે. સારંગ મોઢેથી વછેરાને ધીરો પાડવા સીસકારે છે. એનો પહોળો વાંસો હીરબાઈ તરફ છે. હીરબાઈએ જૂના છરા જેવું અણિયાળું ભાલું ઓસરીએ ટેકવેલું જોયું.

હજી મા વારતી રહે તે પહેલાં તો હીરબાઈએ સારંગનું ભાલું હાથમાં લઈ સારંગના પહોળા વાંસામાં ડબકાર્યું. સોંસરવું અંતરડાં બહાર કાઢીને નીકળ્યું. હીરબાઈ ભાલું પાછું ખેંચી ઓસરી ઉપર ચડી ગઈ.

સારંગ આંતરડાના લોચા સાથે તરવાર ગળાચી કરી ઓસરીનાં પગથિયાં ચડવા માંડ્યો. હીરબાઈએ દોટ દઈ સારંગની છાતીમાં ભાલાનો ઘા કર્યો. સારંગ પાછો પડ્યો. સારંગ હીરબાઈને તરવારના લાગમાં લેવા જાય, પણ હીરબાઈ લેદાના લાટ જેવા કાઠી સામે ભાગે ચડી સારંગ પડ્યો. એની જ તરવારથી એના દેહના કટકા કરી આ દીકરીએ પાણિયારી ખડકીમાં એ કટકાની ગાંસડી બાંધી વાડાના ફૂસાના ઢગલામાં દાટી દીધો.

હીરબાઈને શૂરાતન વ્યાપ્યું. લૂંટારાઓને ઝટકે દેતાં પોતે ય ઘવાણી. લાખાવાળાને ચલાળે ખબર પડતાં પ્રાગડ વાસ્યે લાખાપાદર પહોંચ્યા. પાદરમાંથી જ લૂંટારાઓની પછવાડે જવાની તૈયારી કરી. હીરબાઈને ખબર પડતાં બાપને મોઢે થઈ જવા કહેવરાવ્યું.

લાખાવાળો ગઢમાં આવ્યા. ચડ્યે ઘોડે કહે છે:

"બાપ હીરબાઈ, કેવોક લમડ્યો?"

"બાપુ, એવું નથી લાગ્યું. ઊતરૌ તો ખરા !"

"દીકરી ઊતરવાનો ટાણું નથી."

દીકરીએ સારંગ વાંકની સામા ફરજામાં બાંધેલી ઘોડી બતાવી.

લાખોવાળો કહે : "અરે દીકરી, આ ઘોડી સારંગની જ, ભૂલી ગયો ?"

પછી તો દીકરીએ ઢાલ તલવારને ભાથું બતાવી ને છેવટે સારંગના કટકા બનાવ્યા. આપો લાખો અચંબા પામીને કહે : "બાપ, તારાથી સારંગ કેમ મરાણો ?"

હીરબાઇ કહે : "બાપુ, સારંગ લોંઠકો બહુ પણ ભાન વિનાનો ભણાય. આપણો વછેરો લેવા એના પગની પછાડી હાથથી છોડવા માંડયો. તરવારેથી કાપી ન નાખી. હેઠો બેઠો ને મુને લાગ આવ્યો."

લાખોવાળો કહે : "બાપ હીરબાઇ ! તું મારી દીકરી નહિ પણ દીકરો છો."

## ટંકણખાર ને ટેકીલી

કોઇ નવી વાત નથી કરવી. પણ યાદદાસ્ત તાજી કરાવવી છે, એવી જ એક બીજી હીરબાઇની. ચાંપરડા ગામના દરબારની સાત ખોટયની દીકરીની. બાપને એકની એક દીકરી. અઢાર વરસની દીકરીને કરિયાવરમાં ઘર ઘોઇને ગાડાં ભરી આપ્યાં. ગાયું ભેંસું સુદ્ધાં ગાડાં હાલ્યાં જાય છે. બજારે કઠા કુટુંબીઓએ ટોણો માર્યો કે હજી અમે વારસદાર જીવતા બેઠા છીએ, ગાડાં પાછાં વાળો.

વાત વટે ભરાણી. હીરબાઇ વેલડામાંથી ઊતરી ગઇ. પોતાના પિયુને કહે: "કાઠી ! ધીરજ રહે તો વાટ જોજે. નકર્ બીજે પરણી લેજે. હવે માતાજી મને સગો ભાઇ દેશે તો જ સાસરે જાઇશ."

કાઠી જુવાન પાછો ફર્યો. હીરબાઇએ બાપની ચાકરી શરૂ કરી. વૃદ્ધ પિતાને ઉત્તમ ઔષધવાળાં કઢેલાં દૂધ પાવા માંડી. બુઢાને જુવાની પાછી આવી. સંરૂ એવું ઘર જોઇ સાઠ વરસના બાપને પરણાવ્યા. વરસદીમાં તો ઘરે ઘોડિયું બંધાણું. હીરબાઇએ ભાઇનાં હાલરડાં ગાયાં. ત્રીજે વરસે હીરબાઇનાં ધણી ઘોડે ચડી તેડવા આવ્યો. પછી તો બાપે ઘરની ખીંટી પણ કરિયાવરમાં આપી દીધી. એ જ પિતરાયું ચોરે બેઠા છે. પણ હવે ઊભા થઇ કરિયાવરનાં ગાડાં આડે ફરવાની હરમત નથી.

હીરબાઈ માથું ઊંચો કરી કહે: "કાકા ! ભાઇયું ! હવે આવો, ગાડાં પાછાં વાળો."

"નારે બહેન, હવે કેમ વાળીએ !" એટલું જ બોલી શકયા. ભોંઠામણનો પાર નથી. હીરબાઇ હુલાસભર્યાં સાસરે સીધાવ્યાં.

## શીલવંત ને શૌર્યવંત

પાંચાળમાં ભાટલા દેવાત ખાચરનાં દીકરી સજુબાઈ આણું વળીને ગોહિલવાડમાં રાજપરે સાસરે જાય. ભેગા હથિયારધારી વોળાવિયા હતા.

રૂંઝયું કુંઝયું ટાણે વેલડું ગોહિલવાડની ધરતીમાં ભીમકાદની હદમાં આવ્યું. કેડાને કાંઠે ભેંસું ચારતા ચારણ જુવાને આણાત વેલને જોઇ પૂછ્યું: "કયા ગામનું વેલડું ? વેલડામાં કમણ બીડું છે ?"

વોળાવિયા કહે: "રાજપરના હાથિયા ધાધલનાં ઘરવાળાં ને ભાટલા દેવાત ખાચરનાં દીકરી."

ચારણ કહે: "કાળો ગજબ થાશે, આ કાળનો કેડો કૂણે બતાવો ?"

વોળાવિયા કહે: "કેમ ?"

ચારણ કહે: "આ મારગ જાશે ભીમકાદ. ભીમકાદનો ખોખરો શેખ એની ઊંચી મેડીએ બેઠો બેઠો કાળા જુલમ કરતો સ. રૂપાળું બાઈ માણહ એની બજારૂમાં આથરૂ સથું કું નપે જાતું. કાઠિયાણીનું નામ પડે તો તો ઈ હરખુડો થે જાતોસ."

સજુબાઇએ વેલમાં બેઠાં બેઠાં આ બધું સાંભળ્યું. દેવીપૂતરને પાસે બોલાવીને પૂછ્યું. હથિયાર માગ્યું. કટાર એની પાસેથી લઇ લીધી ને રાજપરે સમાચાર આપવા દોડાવ્યો.

વાત જાણીતી છે. ભીમકાદની બજાર સોંસરવી થઇ, નદી ઊતરી વેલ એક ખેતરવા ગઇ ત્યાં ખોખરા શેખના સ્વારો આડા ફર્યા. વોળાવિયા ખબરદાર બન્યા ત્યાં સજુબાઇ કહે:

જેવા કાઠી બાઇયું કામ આવ્યા, ને મારા જેવડિયું કેટલીય આશાભરિયુંના ચૂંદડી નંદવાણી, તોય હજી સયું આવ્યું નહિ, એટલે કાકા! હું જ જીભ કરડીને મરું."

બે હોવાજો કહે: "દીકરી! તારા સારુ તો તારો બાપ ને હું દુશ્મન તોય ભેળા થઇ હળવદ આવ્યા. સૂરજ દાદે લાજ રાખી. તારાથી ન મરાય."

"તો હું કહું એમ કરો, કાકા!"

"તું ભણય એમ કરું."

"તો તમે ને મારા બાપુ બે ય કસુંબા પી લ્યો". બોહોવાજો વચને બંધાઈ ગયા: "ઠીક દીકરી, તારી મરજી."

દીકરીનાં દૈવતભર્યાં ડહાપણથી બેય વેરી મટી મિત્ર થયા ને સામસામા કસુંબા પાઇ વેર પાર પાડ્યું.

પણ આ કંઇ એક જ પુરાણો પ્રસંગ નથી. થોડા સમય પહેલાં જ કાઠી નાતેદારોમાં એવાં વેર બંધાયેલાં ને ખાનાખરાબી થયેલી. એમાંનો એક જણ જેલમાંથી છૂટી આવતાં એને ટૂંકો કરવાની પેરવણ થઇ, ત્યારે બાબરીઆ કુળની વહુવારુ અને કાઠી કુળની જુવાન દીકરીએ ધરણાં કરવાની તૈયારી માંડી. છેવટ ગામને ચોરે ધરણાં કરવાની તૈયારી ચાલી ત્યારે વેર પાછાં વળ્યાં. આ તો બહુ થોડા સમય પહેલાંની મધ્ય કાઠિયાવાડની વાત છે.

## હુતાશન જેવાં શૂરાતન

*મધ્ય કાઠિયાવાડમાં આવેલ લાખાપાદર ગામના* દરબાર લખોવાળો ચલાળાને ગામતરે ગયા છે. સોરઠના ગુંદાળા ગામના ગરાસિયા સારંગ વાંક સાથે લાખાવાળાને ચલાળા મુકામે જ અણબનાવ થવાથી થયેલ ને વેર બંધાયેલ. લખોવાળો ઘેર નથી ને સારંગ વાંકે રેઢું લાખાપાદર ભેળ્યું.

સારંગના કાઠીઓ ગામમાં લૂંટ કરવા મંડ્યા ને સારંગ વાંક લાખાવાળાના સૂમસામ ગઢમાં દાખલ થયો. ત્યાં બાપ બેટાને પાણી પાવા ન આપે એવો

વછેરો જોતાં સારંગની દાઢ ડળકી. વછેરાને પાછલે પગે પછાડી (પાછલા બન્ને પગ રસીથી બાંધે તે.) બાંધેલો તે જોઇને ભાલું ઓસરીની કોરે ટેકવીને પછાડી છોડવા બેઠો.

લાખાવાળાનાં ઘરવાળાં ને દીકરી હીરબાઇ ઓરડીમાં ઊભાં ઊભાં આ વીકરાળ વાંકને જોઇ રહ્યાં છે.

સારંગનું ધ્યાન પછાડીના દોરડાની ગાંઠ ખીલેથી છોડવામાં પરોવાણું છે. વછેરો ઝબકે છે. સારંગ મોઢેથી વછેરાને ધીરો પાડવા સીસકારે છે. એનો પડોળો વાંસો હીરબાઇ તરફ છે. હીરબાઇએ જૂનના છરા જેવું અણિયાળું ભાલું ઓસરીએ ટેકવેલું જોયું.

હજી મા વારતી રહે તે પહેલાં તો હીરબાઇએ સારંગનું ભાલું હાથમાં લઇ સારંગના પહોળા વાંસામાં ડબકાવ્યું. સોંસરવું આંતરડાં બહાર કાઢીને નીકળ્યું. હીરબાઈ ભાલું પાછું ખેંચી ઓસરી ઉપર ચડી ગઇ.

સારંગ આંતરડાના લોચા સાથે તરવાર ગળાવી કરી ઓસરીનાં પગથિયાં ચડવા માંડ્યો. હીરબાઇએ દોટ દઇ સારંગની છાતીમાં ભાલાનો ઘા કર્યો. સારંગ પાછો પડ્યો. સારંગ હીરબાઇને તરવારના લાગમાં લેવા જાય, પણ હીરબાઈ લેહાના લાટ જેવા કાઠી સામે ભાલે ચડી સારંગ પડ્યો. એની જ તરવારથી એના દેહના કટકા કરી આ દીકરીએ પાણીઆરી ઓરડીમાં એ કટકાની માંસડી બાંધી વાડાના કૂંસાના ઢગલામાં દાટી દીધો.

હીરબાઇને શૂરાતન આવ્યું. લૂંટારાઓને ઝટકે દેતાં પોતે ય ઘવાયું. લાખાવાળાને ચલાળે ખબર પડતાં પ્રાગડ વાસ્યે લાખાપાદર પહોંચ્યા. પાદરમાંથી જ લૂંટારાઓની પછવાડે જવાની તૈયારી કરી. હીરબાઇને ખબર પડતાં બાપને મોઢે થઇ જવા કહેવરાવ્યું.

લાખાવાળો ગઢમાં આવ્યા. ચડપે ઘોડે કહે છે:

"બાપ હીરબાઇ, કેવોક લગાડ્યો?"

"બાપુ, એવું નથી લાગ્યું. ઊતરો તો ખરા!"

"દીકરી ઊતરવાનો ટાણું નથી."

દીકરીએ સારંગ વાંકની સામા ફરજામાં બાંધેલી ઘોડી બતાવી.

લાખોવાળો કહે: "અરે દીકરી, આ ઘોડી સારંગની જ, ભૂલી ગયો?"

પછી તો દીકરીએ ઢાલ તલવારને ભાથું બતાવી ને છેવટે સારંગના કટકા બનાવ્યા. આપો લાખો અચંબા પડીને કહે: "બાપ, તારાથી સારંગ કેમ મરાણો?"

હીરબાઈ કહે: "બાપુ, સારંગ લોંઠકો બહુ પણ ભાન વિનાનો ભણાય. આપણો વછેરો લેવા એના પગની પછાડી હાથથી રોડવા માંડયો. તરવારેથી કાપી ન નાખી. હેઠો બેઠો ને મુને લાગ આવ્યો."

લાખોવાળો કહે: "બાપ હીરબાઈ! તું મારી દીકરી નહિ પણ દીકરો છો."

### ટંકણખાર ને ટેકીલી

કોઈ નવી વાત નથી કરવી પણ યાદદાસ્ત તાજી કરાવવી છે, એવી જ એક બીજી હીરબાઈની. ચાંપરડા ગામના દરબારની સાત ખોટયની દીકરીની. બાપને એકની એક દીકરી. અઢાર વરસની દીકરીને કરિયાવરમાં ઘર ધોઈને ગાડાં ભરી આપ્યાં. ગાયું ભેંસુ સુદ્ધાં ગાડાં હાલ્યાં જાય છે. બજારે કકા કુટુંબીઓએ ટોણો માર્યો કે હજી અમે વારસદાર જીવતા બેઠા છીએ, ગાડાં પાછાં વાળો.

વાત વરે ભરાણી. હીરબાઈ વેલડામાંથી ઊતરી ગઈ. પોતાના પિયુને કહે: "દાદી! ધીરજ રહે તો વાટ જોજે. નકર બીજે પરણી લેજે. હવે માતાજી મને સગો ભાઈ દેશે તો જ સાસરે જાઈશ."

કાઠી જુવાન પાછો ફર્યો. હીરબાઈએ બાપની ચાકરી શરૂ કરી. વૃદ્ધ પિતાને ઉત્તમ ઔષધવાળાં દહેલાં દૂધ પવા માંડી. બુઢાને જુવાની પાછી આવી. સરૂ એવું ઘર જોઈ સાઠ વરસના બાપને પરણાવ્યા. વરસદીમાં તો ઘરે ઘોડિયું બંધાણું. હીરબાઈએ ભાઈનાં હાલરડાં ગાયાં. ત્રીજે વરસે હીરબાઈનાં ધણી ઘોડે ચડી તેડવા આવ્યો. પછી તો બાપે ઘરની ખીટી પણ કરિયાવરમાં આપી દીધી. એ જ પિતરાયું ચોરે બેઠા છે. પણ હવે ઊભા થઈ કરિયાવરનાં ગાડાં આડે ફરવાની હરમત નથી.

હીરબાઈ માફો ઊંચો કરી કહે: "કાકા! ભાઈયું! હવે આવો, ગાડાં પાછાં વાળો."

"નારે બહેન, હવે કેમ વાળીએ!" એટલું જ બોલી શકયા. મોઢામણનો પાર નથી: હીરબાઈ હુલાસભર્યાં સાસરે સીધાવ્યાં.

### શીલવંત ને શૌર્યવંત

પાંચાળમાં ભાડલા દેવાત ખાચરનાં દીકરી સજુબાઈ આણું વળીને ગોહિલવાડમાં રાજપરે સાસરે જાય. ભેગા હથિયારધારી વોળાવિયા હતા.

રૂંઝયું કુંઝયું ટાણે વેલડું ગોહિલવાડની ધરતીમાં ભીમડાદની હદમાં આવ્યું. કેડાને કાંઠે ભેંસું ચારતા ચારણ જુવાને આણાત વેલને જોઈ પૂછ્યું: "કયા ગામનું વેલડું? વેલડામાં કમણ બીડું છે?"

વોળાવિયા કહે: "રાજપરના હાથિયા ધાધલનાં ઘરવાળાં ને ભાડલા દેવાત ખાચરનાં દીકરી."

ચારણ કહે: "કાળો ગજબ થીયે, આ કાળનો કેડો કોણે બતાવ્યો?"

વોળાવિયા કહે: "કેમ?"

ચારણ કહે: "આ મારગ જાશે ભીમડાદ. ભીમડાદનો ખોખરો શેખ એની ઊંચી મેડીએ બેઠો બેઠો કાળા જુલમ કરતો સ. રૂપાળું બાઈ માણહ એની બજારમાં આખરૂ સથું કું નપે જતું. કાઠિયાણીનું નામ પડે તો તો ઈ હરખુડો થૈ જાતોસ."

સજુબાઈએ વેલમાં બેઠાં બેઠાં આ બધું સાંભળ્યું. દેવીપુત્રને પાસે બોલાવીને પૂછ્યું. હથિયાર માગ્યું. કટાર એની પાસેથી લઈ લીધી ને રાજપરે સમાચાર આપવા દોડાવ્યો.

વાત જાણીતી છે. ભીમડાદની બજાર સોંસરવી થઈ, નદી ઊતરી વેલ એક ખેતરવા ગઈ ત્યાં ખોખરા શેખના સ્વારો આડા ફર્યા. વોળાવિયા ખબરદાર બન્યા ત્યાં સજુબાઈ કહે:

"અમથી મારીમાં ભાઈ !"

એમ વોળાવિયાની સામસામી ભ્રકુટિ ખેંચાઈ ગઈ. શેખના સવારોએ વેલડું ગામમાં વાળી લેવા હુકમ કર્યો. સજુબાઈએ ચતુરાઈથી શેખને પંડે જ તેડવા આવવા જણાવ્યું. દરુમાંથી નવ સ્વારો વેલડાને વીંટળાઈ વળ્યા ને એક શેખને બોલાવવા ગયો. શેખ આવ્યો ને આમંત્રણ આપ્યાં. કાઠિયાણી જાણે શેખ ઉપર આફ્રીન થયાં હોય તેમ શેખ ઉપર કામણગારાં રૂપ ઢોળવા લાગી.

"આવોને માલીકોર !" એટલું જ સજુબાઈ બોલ્યાં. વોળાવિયાના માથાંના જાણે ફાડિયાં થઈ ગયાં.

શેખ સદ્ઘ ઘોડેથી ઊતરી માફામાં પ્રવેશ્યો. સજુબાઈને અને શેખને વેંતનું છેટું રહ્યું ત્યાં સજુબાઈએ ગોઠણિયાભર થઈ શેખની છાતીમાં ચારણે દીધેલી કટારી પરોવી દીધી. શેખે રાડય નાખી:

"દગો ! દગો !"

ત્યાં તો સજુબા સિંહણની જેમ ગર્જ્યાં. "આપાઓ, મેં કાળકમાને પૂગ કર્યો છે. હવે મારો એના હરામીઓને !" ને સજુબાએ શેખના લોહી નીંગળતા દેહને વેલડામાંથી ધક્કો મારી હેઠો પછાડયો.

"ધન જોગમાયા !" એટલું બોલી કાઠી વોળાવિયા શેખના સ્વારો ઉપર તૂટી પડયા. કેટલાક ઘવાણા, કેટલાક ભાગ્યા. કાઠીઓ કામ આવી ગયા.

વેલડું રાજપરાને કેડે ચડયું. ત્યાં ચારણના સમાચારે હાથિયો ધાધલ સામા મળ્યા. સજુબાએ અધીંં રાતે ચૂંડીકા મટી કામીનીના શણગાર ધારણ કર્યાં.

## લાજ-આબરૂનાં રખોપાં

નાના રાજકોટના હીપા ખુમાણની મની જાતની ઊંચી ઓલાદની ઘોડી ચોર લઈ ગયો. એ જ ઘોડીની વછેરીએ ચડી હીપો ચોરની પછવાડે જવાની તૈયારી કરે છે. હીપા ખુમાણની મા બળવાન ચોર સામે દીકરાને જતો રોકવા આવા રોકે છે ને નબળાં એંધાણ દે છે.

ત્યાં તો હીપા ખુમાણની કોરમરી જુવાન પરણેતર કાઠિયાણી મલક-કરે છે કે:

"કૂઈ ! તો તો વછેરી ઉપર તમારા દીકરાથી મામતરું નહિ થાય."

હીપાની મા રોષે ભરાઈને પૂછે છે કે: "કેમ ?" હીપા ખુમાણની પરણેતર કહે: "કાઠીઓ મહેર કરશે કે આની માને ચોર લઈ ગ્યા. કાઠી કજિયો કરવા માંડશે તો કહેશે કે અમે તો વછેરીની માને ચોર લઈ ગ્યા એમ કહીએ છીએ. વછેરીની મસે ગાળ તમને દેશે. કેટલાકની હારે કાઠી બાઝશે ?"

જુવાન હીપો ખુમાણ અજદેવને નમસ્કાર કરી ફક્ત તરવારભેર વછેરીએ ચડીને ચોરની ગોતણે નીકળી ગયા. અને ગોતણ કરી મેખાસુર જેવા ચોરની ગરદન તરવારને એક જ ઘાએ વાઢી નાખી, મની ઘોડી લઈને હીપો ખુમાણ ઘેર આવ્યા.

એ જ હીપા ખુમાણને વેળા પડી. બે દીકરા સુરગ ને ચાંપા સહિત પાલીતાણે બહારવટે ચડેલા. નાનેરા ચાંપાને ખરચી દેવા હીપા ખુમાણ ઘેર મોકલે છે. ચાંપાની ઉમર વીસ જ વરસની. કંકુની લોળ જેવી ચાંપાની વહુને અણુ વાળી તેડી આવ્યા છે. મા ચાંપા ખુમાણને રાત રોકાવાનું કહે છે. ચાંપો ના પાડે છે. માને થયું કે પોતાની ઘ નારીને જોઈ કદાચ ચાંપો રાત રોકાઈ જાય. એમ ધારી કહે છે કે:

"ઓરડામાં તારા બાપુની બરછી સાજવેલ પડી છે તે લઈ જા."

ચાંપો બરછી લેવા ઘરમાં ગયો. કાઠિયાણીએ ઘડીક બેસાડવા ઢોલિયો ઢાળ્યો. ત્યારે ચાંપો કહે:

"કાઠિયાણી છો ? હું અટાણે બહારવટે છું. ઢોલિયે બેસવાનાં મારે ટાણાં નથી."

"કાઠી ! મારી ભૂલ થઈ." એટલું જ કાઠિયાણી બોલી. જુવાન કાઠિયાણીએ ઢોલિયો ઉપાડી લીધો ને હાથમાં માળા લીધી. એ માળા મુઆના મટ સુધી ફેરવતાં રહ્યાં. ચાંપો તો બહારવટામાં કામ આવ્યા હતા.

## અસીધારા તેજ

બહારવટે ચડેલા લુંપિરાના બાવાવાળાનો વંશને

દીવો રાખવા ચલાળાની દાના ભગતની જગ્યામાં દિવસો વિતાવતી બાવાવાળાની રાણીને બાવાવાળાના કાઠીઓ બાવાવાળાને કહ્યા વગર ગિરના બહારવટાના મથકે તેડી આવ્યા.

રાતે ડાયરો વીંખાતાં બાવાવાળો કહે : "બા ! મારી પથારી !"

માણસ કહે : "ઓરડે."

બાવાવાળો સમજી ગયા. ઓરડે આવ્યા. પોતાની જુવાન કાઠીઆણીને જોઇ રોષે ભરાયા. "તેડાવ્યા વગર કેમ આવી ? એવડી શું અધિરાઇ હતી ?" વગેરે વસમા વેણ કહ્યાં.

આઇ કહે : "જસ કરો દરબાર !"

બાવાવાળે તરવાર ખેંચી. કાઠિયાણી કહે : "હૂંય કાઠિયાણી છું. તમારા દાતરડાથી હું ન બીઉં. કરો ઘા !"

ને ક્રુર બાવાવાળાએ જોગમાયા જેવી કાઠિયાણીની ગરદન ઉપર તરવાર ચલાવી. ખડકાળા ગામે આ આઇની ચૂંદડી પૂજાય છે.

*

ભડલીના ભાણખાચરે વૃદ્ધાવસ્થામાં ફરી લગન કરેલાં. એક દા મહેમાનોની પાંતમાં આઇ કમરીબાઇએ ઢાલ જેવડો કડકડિયો રોટલો પતિના થાળમાં પીરસ્યો. મહેમાનો ભાત પાડેલા ને ઘી પાયેલા ભાતલાંના વખાણે ચડયા. ત્યારે ભાણ ખાચરના મોંમાં દાંત નહિ. એટલે મહર કર્યો કે " તમે તમારા આઇના રોટલાને વખાણો છો પણ આ લાલ ત્રાંબા જેવો કડણ રોટલો દાંત વિના કેમ ચાવવો તે નાનલિયાંને ન સમજાય." આઇ કમરીબાઇએ દાડમની કળી જેવા પોતાના તમામ દાંત પાડી નખી ધણીની તકલીફમાં ભાગીદાર થયાં. આઇ કમરીબાઇ જોગમાયા તરીકે પૂજાયાં.

### બિરદનાં ઊજળાં ઓઢાણુ

જોગીદાસ ખુમાણ છેવટ બહારવટેથી હેમાળો ગળવા હાલ્યા. ભાવનગર મહારાજાએ જોગીદાસને પાછા વાળવા ને બહારવટું પાર પાડવા ખુમાણ ડાયરાને સંદેશો કહેવરાવ્યો. ખુમાણ ડાયરે જોગીદાસને પાછા વાળ્યા. પાછા ફરતાં જસદણમાં મુકામ કરેલ છે. ગઢમાંથી વૃદ્ધ આઇ ડાયરાનાં દુખણાં લેવા આવે છે. ધરતી ન દુભાય એવા ધીરા પગલે નેવું વરસનાં આઇ આવે છે. ખુમાણ ભાઇયુંની ઓળખ ચાલી. આઇ એક પછી એક દુઃખણાં લેતાં જાય છે.

આઇ બીજે છેડે પહોંચ્યા. છેવાડે જોગીદાસ બેઠેલા. એમને જોઇને આઇ કહે "આ કોણ ?"

"ઈ જોગીદાસ."

આઇ કહે : "આ પંડે જ જોગીદાસ ખુમાણ !"

જોગીદાસ નીચું મોઢું રાખી બેરખો ફેરવે છે ને સૂરજના જાપ જપે છે. ડાયરામાંથી કોઇ બોલ્યું : "બાપા ! આઇ તમારા દુખણાં લેવા આવ્યાં છે."

આઇ કહે : "એનાં દુખણાં નો'ય. ઈ માનવી નથી, દેવ છે. લખમણ જતિનો અવતાર છે. એને માથે હું હાથ ન અડાડું. એને તો પગે જ લાગીશ."

જોગીદાસે સ્રીને ભાળીને મોઢા આડું ફાળિયું નાખ્યું હતું. આઇએ છેટે બેસી મલીરનો પાલવ ઢાળી ત્રણવાર માથું નમાવ્યું. ઓળાના આભાસે જોગીદાસે ત્રણવાર પોતાનું શિર નમાવ્યું. ઘેરી ચૂપકીદી પથરાઇ ગઇ. ત્યારે ચૂપકીદી તોડીને આઇએ વેણુ કાઢયાં :

"ખુમાણ ખોરડાના ભાયું ! હું શું બોલું ! તમે ખોરડું સળગાવી દીધું. તમે કટંબ કવાડા થયા. તમે જુથ બાંધીને આ જતિ પુરૂષને પડખે ઊભી ન શકયા માડી ! તમને ઘરનો છાંયરો વાલો થઇ પડયો ! ચીભડાની ગાંસડી છૂટી પડે એમ આખું ય આલાપેટ નોખું નોખું થઇ ગયું. અરે તમે પોતપોતાની પાંચ ગામડી સાચવીને છાનામાના બેસી ગયા. આ દેવ અવતારીને એકલો બારવટે રઝળવા દીધો. તમે કાંડે ઝાલીને જોગીદાસને શત્રુને હાથ દોરી દીધો. પારકાએ આવીને ઠેઠ પેટમાં નેર પરોવી દીધા. ત્યાં સુંધી યે તમને કાળ ન ચડયો."

દડ દડ દડ આઇની આંખ્યોએ આંસુ વહેતાં મેલ્યાં ને છેલ્લું વેણુ કાઢ્યું.

'ઓહું' તો ; હું ; શું ખોહું ! પણ કાઠીને વળી ગરાસ હોતો હશે ? કાઠીના હાથમાં તો રામ-પાતર જ રહેશે. અને ભાઇ મોજ ખુમાણ ! કાઠી વંશના જે કટંબ–કવાડા બન્યા હશે, એનાં પાપ સૂરજ શે સાંખશે ? નહિ સાંખે."

એટલું કહી આઇ ઓરડે ગયાં. ડાયરો થંભીને જોઇ રહ્યો. આ આખોય પ્રસંગ મેઘાણી-ભાઈએ બહુ સુંદર રીતે વર્ણવ્યો છે.

## નેક ટેક ને ધર્માચરણ

કાઠિયાણીએ વૈધવ્યને પણ ઊજળું રાખ્યું છે. વીસ વરસની જુવાન કાઠિયાણી પતિના મૃત્યુ પછી જીવે છે, પણ જોગમાયા જેમ. એને અકાળે પ્રૌઢત્વ પ્રાપ્ત થાય છે. એ વંદનીય આઇ બને છે.

કાઠી લૂંટારો બની અધર્મ આચરતો અને કાવા કસુંબા તથા માંસ મદિરાની મિજલસો એના ડાયરામાં ઊડતી ત્યારે કાઠિયાણી રાતના અખંડ ઉજાગરા વેઠી, ચૂલા પાસે બેસી પોતાના ધણીનો રોટલો જમરો છે એવી પાપ જાળવવા ઊના ઊના રોટલા કરતી રહી પોતાના વાળોની લટોને બળવા દેતી. ડેલીએ દારૂની મહેફીલમાં કયારે ઊના રોટલા મગાવે એવું નકકી ન હોય, એટલે કાઠિયાણી ચૂલા પાસે બેસી રહેતી. એમાં ઊંઘતું ઝોકું આવતાં માથાના વાળને વખતે ચૂલાની ઝાળ લાગી જતી. એવા બનાવો બનતા.

કાઠી માંસ મદિરાનો પ્રેમી હોય ત્યારે કાઠિયાણી ચૂસ્ત વૈષ્ણવ. હોય. પતિનાં માંસ રાંધવાનાં પાત્રો પણ જુદાં રાખે. એવું રાંધનારા પણ બીજા હોય.

જોગમાયા જેવી કાઠી નારી પોતાનાં શીલ ને ઉત્તમ ચારિત્ર્યથી ધણીનાં પાપ ધોતી. કોઇ કોઇ કાઠિયાણી તો અકર્મી ધણીનાં પેટ ગાયો ભેંસોનાં દૂધ દહીં વલોવી, ઘી ઉતારીને ભરતી.

પોતે ભૂખ્યે પેટે પણ મહેમાનોનાં ભાણાં સાચવે. દયા, દાન, મન, ટેક એ તો હાડ લોહીના સંસ્કાર. રામવાળા બહારવટિયાનાં મા ગીગેબાઇને સૂરજનાં દર્શન કરી અન્ન લેવાનું નીમ હતું. કયારેક તો ચોમાસામાં પંદર પંદર વીસ વીસ ઉપવાસ પડતા.

## ભક્તિ અને મરજાદ

ચલાળા પાસેના હાલરિયા ગામે એક વિધવા કાઠિયાણી અનાથ બાળકોને અન્ન પૂરતાં ને રાતે પોતાને આંગણે ભજનભાવ રાખતાં. પણ એના ભજનોમાં એમની મર્યાદાથી ગાવાનું હતું. પોતે તો ઓરડામાં બેસી સાંભળતાં, પણ કોઇ ભજનિક ગાવામાં આછકલાઇ કરે તો આઇ વરતી જતાં ને તેનું ગાવાનું બંધ કરાવતાં. અપમાન કરીને નહિ, પણ કહેવરાવતાં કે: "ઇ બાવાજીને કહો કે હવે પોરો ખાય, થાકી ગ્યા હશે."

ભક્તિને માર્ગે પળતી ને કેડા બતાવતી કાઠી-રાણી સતી તોળાંદેને તો કોણ નથી જાણતું ? પ્રસિદ્ધની જેમ અપ્રસિદ્ધ એવી અનેક કાઠી આઇઓ હશે. જેણે જગતમાં ખ્યાતિનો મોહ નહિ રાખ્યો હોય અને નિજી કર્તવ્યમાં જ પોતાની મહત્તાને માની અનેક ઘરોને અજવાળી ગયાં હશે.

સોરઠના ચણાકા ગામ પાસેના કોટડામાં સંત રામ ગાળાના ધરનાર માંગલબા હતાં પરમના પ્રેમીઘેલ રામવાળાએ એક વાણિયાને દીકરાનું વચન દઇ સમાધ લેવાના તૈયારી કરી આઇ માગલબા કહે: "ભગત! મારે પણ તમારા ભેગું સમાવું છે."

ત્યાં તો એક કુંભાર ને કુંભારણ, એક આયર ને આયરાણી ને સાતમો કાળવો કૂતરો એમ સહુ સમાવા ચાલ્યાં. મંગળ ઘડી વરતાવા લાગી ને માંગલબાના મુખેથી વાણી નીકળી:

(પરજ)

મારા અંતરના ઉદ્‌વેગ, તે તો ગુરૂએ ટાળ્યા;
ચરાચરમાં દેખું દેવીદાસ, ભાવે ગુરૂને ભાળ્યા.
મારા હૈયા તણે હેતે, પ્રિતમ તમને પામી;
હું તો ગુંથાણી લઇ ગળે બથ,
અંતરના છો જામી.
દુબજાળા દુરજન લોક, તેને શું કહીએ;
અસજે બોલે અવગુણ, (તોય) ગુરૂ ચરણે રહીએ
કરજોડી કહે માંગળબાઈ, સાચું હું તો ભાખું
મારા રુદિયામાં સાદળ પીર, રોમે રોમ રાખું.

માંગલમાઈ ગાતાં હાલ્યાં. પડખે એનો નાનો દીકરો નામ બાવે. એના પગ માંગળબાઇના ઢમરડાતા ઓઢણાના છેડા ઉપર પડવાથી એ હવાનું એ ચાલતાં ગાવામાં ઢચકું આવી ગયું. રામ ભગત કહે:

"કેમ ભંડારી, દીકરામાં જીવ ગ્યો ?"

"નારે માંરાજ ! જુવો બાવાના પગમાં મારૂં ઓઢણું આવી ગ્યું'તું."

સંત રામવાળા સાથે માંગલબાઇ પણ જીવતાં સમાયેલ. કોટડા ગામે સમાધું છે.

# ખાંભીઓ જુવારે છે મૂળુભાઈ પાલિયા

[વાત ડાહ્યા માણસો વિદાય લઇ રહ્યા છે. હવે એની આખરી પેઢી જ ચાલે છે. એમાંથી કેટલાકને હૈયે અનેક વાતોના ભંડાર ભર્યા હોય છે, તો કેટલાકને હૈયે કાળના પોપડા નીચેની સંકલનાબદ્ધ ઘટનાઓ માળા ગૂંથીને પડી હોય છે. કેટલાકને હૈયે આવી વાતો કે ઘટનાઓને અઢીસો બસો અઢીસો વર્ષના કાળનો પ્રવાહ વહેતો હોય છે. એમાં આવતી વ્યક્તિ વિશેષની વાતો પણ જે તે કાળના કૌતુકપ્રેરક પણ પ્રભાવિત કરે એવા કાળના ભાતીગળ વણાટના ખુદારૂપ હોય છે. એક જમાનાની વણઝારમાં નાની મોટી વ્યક્તિના અટંકી જીવન, ધરતીના વારાફેરા વેરતી કુદરતમાં મોતીના દાણાની જેમ વેરાયેલા મળી આવે છે. વાતોના આ વિવિધરંગી ને રઢિયાળા પ્રવાહમાં ઇતિહાસ અને ભૂગોળની સુવર્ણસિકતા મળી આવે છે, મૂળુભાઇ પાલીઆની વાતો આવી પ્રવાહને રેલાવી રહી છે.—સંપાદક]

ચોટીલાથી આથમણી દખણ ખૂણમાં ચાર ગાઉ ઉપર રેશમીઆ નામનું ભીમોરા (ગામ) ભાગદાર ખાચર દરબારનું ગામ છે. ત્યાં એક ચારણનો નેસ (વસવાટ) હતો. આ નેસ આજે ઉજ્જડ પડ્યો છે ત્યાં આજે કોળી અને ભરવાડોની વસ્તી છે. રેશમીઆનું મેલડી માતાનું થાનક પાંચાળમાં પ્રસિદ્ધ છે. ત્યાં કોળી ભરવાડ-રબારી અને અન્ય કોમો ઘેટાં-બોકડાની કાયમ માનતાઓ કરે છે. એવી માનતાઓનો આ એક મોટો અખાડો હોય તેવું છે. રેશમીઆની મેલડીના સોગંદ ખાતાં આ પ્રદેશનાં માણસો કંપારી અનુભવે છે.

મેલડી માતાનો ભૂવો પણ વિકરાળરૂપધારી પાંચ હાથ પૂરો ને બથમાં ન આવે તેવો કોળી પટેલ છે. એક દિવસ પણ ઘેટા-બોકડા ચડાવ્યા વિના જતો નથી. આ મેલડીને ઘેટા-બોકડા ચડતા અટકાવવા ચોટીલાના મહાજને ઘણા પ્રયાસો કરતાં પણ અટકેલ નહિ. ઠેક સન ૧૯૫૮ સુધી તો આ અખાડો ચાલુ જ હતો, હાલની હકીકત હોય તે ખરી.

આ રેશમીઆ ગામ ઠાંગા ડુંગરની ઊગમણી આધોલમાં એટલે અધવચ્ચના ગાળે આવેલું છે. ઊંચા ડુંગરા ઉપર ત્યાંના દરબારોના ઓરડા અને ડેલી આથમણા બાનની છે. નીચલા દક્ષિણ ઢોળાવ ઉપર ગામની વસ્તી છે. દરબારગઢથી સામેના ભાગે એક નીચી ધારના ઢોળાવ ઉપર ચારણોના જૂના નેસનાં ખંડેરો અને તે ખંડેરોમાં એ વખતનાં મકાનોનાં ફળીઆંમાં ઉગેલ વડલા પીપર વગેરે મોટાં જૂનાં ઝાડ એ; જૂના જમાનાનાં પોણા બસો વર્ષ પહેલાંનાં સાક્ષી બની અવતાર છૂટવા ઊભાં છે.

આ નેસથી વાયવ્ય ખૂણામાં રેશમીઆ ભેડા નામનો આયર થઇ ગયો. તેના પાસે દુકાળ ઉતારવા તેની ધરમની માનેલ કચ્છની ચારણ્ય બાઇ છોકરાં અને પાડરડાં સાથે આવતાં હતાં. ત્યાં રેશમીઓ ભેડો ભેગો થયો. દુકાળની રાડ્ય ફાટી જાય એવી અકળામણભરી દેશકાળની સ્થિતિમાં ધરમની માનેલ બેન અને એનાં બાલુડાંને ભરખાઇ ગયેલાં ભાળી રેશમીઆ ભેડાના રામ ગયા (મૂંઝાણો) અને પોતાના સમાચાર પૂછતી બહેનને કહેવાઇ ગયું કે "બાઇ ! રેશમીઓ ભેડો તો રામચરણ પામી ગયો છે."

ત્યારે એ ચારણ આઇએ હૈયાફાટ રુદન કરેલ અને ત્યાં જ પાડાં, ડોબડાં ને બાળુડાં સાથે બધાં ભેગાં મરણને શરણ થયેલ. તેની ખાંભીઓ જેવા આકારના પત્થરો એ ધાર ઉપર ઊભા છે. બાઇએ મરતાં ઝૂરતાં કહેલ મરશીઆ ખૂબ સુપ્રસિદ્ધ છે. "ભાંગી ભેડા ડાળ્ય, અમે જેને આધારે ઊભતાં" વગેરે ખૂબ કરુણ કહાણી છે.

રેશમીઆની આ ભેડધાર ઉપર બીજા પણ કેટલાક પાળિયા ઊભા છે. જેમાં રોમન પદ્ધતિના

તીર-કમાન ચડાવેલ ઊભેલ પુરુષની આકૃતિ છે.

રેશમીઆ ગામને ફરતી ડુંગરીઓ અને સુંદર ઝરણાંની ધારો તથા વડલા વાંકળીઓ છે. ડુંગરની બાંતોમાંથી ખળખળતાં પાણી વહી કુદરત એની સુંદરતામાં ઓર વધારો કરે છે.

અહીંથી પૂર્વમાં ભીમોરાનો નાનો એવો ઐતિહાસિક ગઢડો શૂરવીર નાજા ખાચરની યાદ આપે છે. ગાયકવાડી ફોજે આ ભીમોરાને ઘેરો ઘાલેલ ત્યારે અચાનક આવી ચડેલા બે મારવાડી અતિથિ જે દ્વારકાની જાત્રાએ જતા હતા, તે પણ નાજા ખાચર સાથે કામ આવ્યા અને 'અહે દ્વારકાંની કહેવત તે દિવસથી કહેવાણી.

આ ભીમોરામાં કુંડલા પંથકના શેલણા-ભમોદરાના દરબાર કાળુ ખુમાણ અને તેનો ભાણેજ હમીર જેઅલીઓ (પરમાર) જેને પરણ્યે પૂરો એક માસ વીત્યો નહોતો એવા બે અમીર કાઠી મામો ભાણેજ મામો ઉ. વ. ૫૦ અને ભાણેજ ઉમર વરસ ૧૮નો મેમાની માણવા આવેલ ભીમોરા ઉપર ગાયકવાડી ફોજ ચડી આવતાં કાળુમામે ભાણેજને ઘરમાંથી જતા રહેવા આગ્રહભરી વિનંતી કરી. છતાં ભાણેજ ન ગયો. મામા સાથે જુવાર હોમી દીધું. એણે મામાને જવાબ વાળેલ કે :

કાળુને મેલી કોટ, જો જેઅલીઓ જાત;
તો તો સોઢા વીસું સાત, હેઠું જોત હમીરીઆ.

આવા અડીખમ ઇતિહાસની સાખ પૂરતો, વાંકા ડુંગર પર દેખાતો આ નાનકડો ગઢ માનવીના જીવનની મર્દાનગીભરી મસ્તીની કૈંક યાદ આપે છે.

આ ગઢથી થોડે દૂર ઇશાન ખૂણામાં ચોટીલાના ડુંગર પર ધરમની ધોળી ધજા ફરકાવતું ચામુંડ માતાજીનું ધોળું બગલાની પાંખ જેવું મંદિર આભે વાતું કરતું દેખાય છે.

ભીમોરાના ગઢથી અગ્નિખૂણામાં ગઢવાળા ભયના નનામા નામના કે આઇકુંવરના ગામનો ગઢ ચોખંડો શ્વેત રંગનો એવી જ પહાડી ઉપર ઊભો છે. એ શ્રાપિત ગણાતી ભૂમિની અને આઇકુંવરનાં આક્રંદનાં બલિદાનની ગવાહી પૂરતો દેખાય છે.

એથી પ આઘે કાંગા ડુંગર અને ઉભટ ડુંગરને જુદા પાડતો, મોતીસરી વીડના વીકરાળ ગાળા અને અંધારાં પાડતી ઘટાટોપ લીલુડી ઝાડીને માથે, કાળી કાળી ડુંગરાની કરાડો ઉપર ધરજરંગો હીંગોળગઢ અને તેના પરની વીજળીના ઝબકારા જેમ લબરકા લેતી લાલ રેશમી ધજા જમદઢુના ધણી આલણુ ખાચરની યાદ આપે છે.

આ બધાં જૂની કાઠિયાવાડના કજીઆમાં કાઠી રજવાડાં અને નાની જાગીરોમાં ઊગતા અને આથમતા સૂર્ય વચ્ચે – કોઇ લોહીની છોળો વચ્ચે રમતા જુના જોદ્ધાઓ જેવાં ગઢો મઢો દેખાય છે. આવા રથળે વગેરે રેશમીઆ ગામના દરબારગઢની સામે જ બસો વર્ષ પહેલાં ચારણોનો નેસ સવાર સાંજ દોણી વલોણાંથી ગડેકતો અને ગાજતો હતો. ત્યારે રેશમીઆ કમરાણનું કહેવાતું. :

રેશમીઆ કમરાણનું, સૂતર જેવડું શેર;
હાટે હીરા નીપજે, જડે રતન ને ઝવેર.

આ કમરાણ એટલે કરમણ પાલીઓ – એને પરજીઆ ચારણ કમા ભગતને નામે બોલાવતા આ કમા પાલીઆ સાથે બીજા ભાઇ ભત્રીજા ભાણેજો ને આશ્રિતો મળી આશરે ચાળીસ પચાસ ઘરનો એ નેસ કે ગઢવાડો હતો. કમો પાલીઓ, મોટા સોદાગર હતા અને તેના ઘરનો ભાણેજ વાળો કેપગીઆ શાખનો અહીં જ તેના નેસમાં ઇડરથી આવી વસેલ.

કમા પાલીઆની વેપાર વણજની પેઢી ચાલતી. એ જમાનામાં રેલનું નામેય કોઇએ સાંભળેલું નહિ. દેશ પરદેશનો માલ બળદની પોઠ પર છાલાં (કોથળાની લદીઓ) નાખી હેરફેરમાં જતો.

કમા પાલીઆની પોઠમાં બે હજાર ગાડીઆ, પાંચ સાત ઘોડાં, એટલા જ ઊંટ અને સાથે ચાળીસેક ભાઇ ભાણેજ ને નોકરોનો સંગાથ રહેતો. તેના ઉતારા સાથે ડેરા તંબુ અને રસુ-ગોદાનના પગારા, એક બે ગાડાં અને બે ત્રણ દૂઝણી ભેંસો રહેતી. સાથે રેંકડા ઉપર બેસાડેલી નાનકડી તોપ પણ રાખતા. દરરોજ સંધ્યા ટાણે જ્યાં પડાવ નખાયો હોય ત્યાં એનો ભડાકો કરવામાં આવતો. બે હજાર પોઠીઆ

આડા અવળા ચરેતા ચગતા લાદા લશ ધરતીમાં પેળાયા હોય ત્યાં એના નોકરોને જાણ થતી કે ફલાણી દિશામાં ધડાકો થયો છે. એટલે અંધારાં ઊતરે તે પહેલાં તે નિશાન પર પોરો ઠલવી પોઠીઆઓની તાંતી નાખતા. સળંગ રાંઢવામાં ખીલા બાંધેલ ખોડાઇ જાય. આ રાંઢવે એક જ તાંતે પોઠીઆ બંધાઇ જાય.

એ જમાનામાં પરજીઆ ચારણોની વેપાર વણજની પેઠો ચાલતી. જીવન જરૂરિયાતની વસ્તુઓ લાવી ચારણો વેપાર કરતા. વેપારીની પેઢીઓ સાથે આડનો બાંધેલી રહેતી, અને રોકડ કે ઉધારને કબાલે માલ અપાતો.

એ જમાનામાં આ ધરતી ઉપર ખેતી ઓછી હતી. માલઢોર અઢળક–અખૂટ હતાં. એટલે દૂધ દહીંની રેલમછેલ રહેતી. આ દેશમાં દુઝાણા વિના વસ્તીનું કોઈ ઘર કે માનવી ભાગ્યે જ રહેતું.

સંવત ૧૯૫૧ની આસપાસમાં સૌરાષ્ટ્રની ભૂમિ પર અને તે પહેલા અન્ય દેશાવરોમાં રેલ્વેના પગરણ મંડાયાં એટલે આ પોઠયનો વેપાર ઘસાતો ચાલ્યો. છેવટ છપ્પનિયા પછી સાવ આથમી ગયા. ચારણ જાતિની જૂની સમૃદ્ધિ ધીરે ધીરે ઘસાતી ચાલી.

મોરૂકી આ ધરતી અણખેડ હતી. ખેડૂતોમાં કણબી કે બીજાં ખેતી કરનાર વરણ બહુ ઓછાં દેખાતાં. રાજાઓ પણ માલધારી હતા. વસ્તીમાં ચારણ, આહિર, મેર, કાઠી મા રબારીઓ અને ભરવાડ જેવી કોમો આ ધરતી પર વસતી દાણા (અનાજ) સારૂ ઠેઠ ધોલેરા જેવા બંદર સુધી મધ્ય કાઠિયાવાડનાં માણસોને દુકાળિયા વરસમાં જવું પડતું. આવાં બંદરો ઉપરથી માથે અનાજની પોટલીઓ અથવા ગધેડાં ઉપર છાટો ભરી માણસો અનાજ લાવતાં. કયારેક અન્ન જળના સાંસા પડતા. માણસ ધાન ધાન કરતાં મરણ પામતાં. એટલે જ રાજા રજવાડાં કે સંત સાધુઓની જગ્યામાં ધાનની દેગો દિવસ રાત ઉકળતી. અન્નની ક્ષુધા તૃપ્ત કરવા વસ્તીનાં નાનાં મોટાં ટોળાં દુકાળ ટાણે રખડતાં. અસંખ્ય માણસો ખરખોડીના અને ફાગના વેલા ખાઇને, તાડીના ગર્ભનાથી થડમાંથી–ગાભા કાઢીને અને જંગલી કુદરત દેવની મહેર કાઢીને તૃપ્તિ મેળવતાં.

માલધારીને નેસડે દહીં દૂધના જ આહાર મળતા. રાજાઓ અને જાગીરદારોને ઘેર ઘોડાં અને લશ્કરના માણસોની ધમાલ બોલતી, એટલે કાયમી ખર્ચમાં ભાંગેલા જ રહેતા. મારધાડ સિવાય એવી કોઇ ઉપજો ન હતી કે રાજ ખજાના છલકતા હોય.

એ વખતના જૂના ધનવાન વાણિયા આ મલકમાં ઓછા હતા. એ કાળે ઘણાખરા મઠધારી અતિત અને ચારણો શાહુકાર હતા. મઠધારી પાસે માનતાઓ આવતી અને થાપણો મૂકી માણસો પેટ ભરવા પરદેશ નીકળી પડતા. ચારણો પાસે પોઠયોનો દેશાવરી વેપાર હતો. એથી અઢળક ધન કમાતા.

દેશના ધર્મ પણ એવા હતા કે ચારણ અને અતિત ઉપર કોઇ જાતના કરવેરા કોઇ હિંદુ કે મુસલમાની રાજમાં નહતા. એનાં ઘર કે મઠ ઉપર ધાડ પાડનારાવાળા ધાડો પણ ન પાડતા, એથી એ બે સ્થાનોમાં ધનની વૃદ્ધિ થતી ને જળવાતી.

આપણી વાતનો નાયક કમો પાલીઓ આવા શાહ સોદાગર હતા. ચારણો સાચ ખોટ પરખવા "તું ખોટું બોલ તો તને કમા ભગતની આણ છે" એમ કહેતા. એવાં હતાં નેક ટેક કમા પાલીઆનાં.

આ કમા પાલીઆ પાસે એક 'મલ્ય' જાતની ઘોડી મુખ્ય હતી. આ મલ્ય જાતની ઘોડીનો પરિચય 'ઊર્મિનવરચના'ના અશ્વકથા અંકમાં આવી ગયેલ છે. કમા પાલીઆની મલ્ય ઘોડી વિષે કહેવાતું કે:

મલ્ય કમારી માંકડી, તરણા તણો સપતાહ;
જે પગ દેવા પાઘડે, અધપતય રાખે આસ.

સૂર્યના સાત અશ્વો માંહેની એક હોય એવી આ સુવર્ણરંગી ઘોડીપર બેસવા મોટા અધિપતિઓ આશા રાખતા.

નવાબે છૂટેલ નહિ, જામેંય કમા જે;
મલ્ય ઘોડી મોજે, સમપી લાખણ શિયાઉત.

જે ઘોડી જૂનાગઢના નવાબે અને નવાનગરના જામે મોઢે માગ્યા નાણાં દેતાં માગી ને ન આપી તે તેં તારા વહીવંચા રાવળને દાનમાં આપી દીધી.

તીર-કમાન ચડાવેલ ઊભેલ પુરુષની આકૃતિ છે.

રેશમીઆ ગામને ફરતી ડુંગરીઓ અને સુંદર રૂપાળી ધારો તથા વહેતા વોંકળાઓ છે. ડુંગરની ભીંતોમાંથી ખળખળતાં પાણી વહી કુદરત એની સુંદરતામાં ઓર વધારો કરે છે.

અહીંથી પૂર્વમાં ભીમોરાનો નાનો એવો ઐતિહાસિક ગઢડો શૂરવીર નાજા ખાચરની યાદ આપે છે. ગાયકવાડી ફોજે આ ભીમોરાને ભરડો લીધેલ ત્યારે અચાનક આવી ચડેલા બે મારવાડી અતિથિ જે દ્વારકાની જાત્રાએ જતા હતા, તે પણ નાજા ખાચર સાથે કામ આવ્યા અને 'અઢે દ્વારકાં'ની કહેવત તે દિવસથી કહેવાણી.

આ ભીમોરામાં કુંડલા પંથકના શેલણા-અમોદરાના દરબાર કાળુ ખુમાણ અને તેનો ભાણેજ હમીર જેબલીઓ (પરમાર) જેને પરણે પૂરો એક માસ વીત્યો નહોતો એવા બે અમીર કાઠી મામો ભાણેજ મામો ઉ. વ. ૫૦ અને ભાણેજ ઉમર વરસ ૧૮નો મેમાની માણવા આવેલ ભીમોરા ઉપર ગાયકવાડી ફોજ ચડી આવતાં કાળુમામે ભાણેજને ઘરમાથે જતા રહેવા આગ્રહભરી વિનંતી કરી. છતાં ભાણેજ ન ગયો. મામા સાથે જુવાર હોમી દીધું. એણે મામાને જવાબ વાળેલ કે ;

કાળુને મેલી કોટ, જો જેબલીઓ જાત;
તો તા સોઢા વીસું સાત, હેઠું જોત હમીરીઆ.

આવા અડીખમ ઇતિહાસની સાખ પૂરતો, વંકા ડુંગર પર દેખતો આ નાનકડો ગઢ માનવીના જીવનના મર્દાનગીભરી મસ્તીની કેંક યાદ આપે છે.

આ ગઢથી થોડે દૂર ઇશાન ખુણામાં ચોરીલાના ડુંગર પર ધરમની ધોળી ધજા ફરકાવતું ચામુંડા માતાજીનું ધોળું બગલાની પાંખ જેવું મંદિર આમે વાતું કરતું દેખાય છે.

ભીમોરાના ગઢથી અગ્નિખુણમાં ગઢવાળા અથવા નનામા નામના કે આઇકુંવરના ગામનો ગઢ ચોખંડો શ્વેત રંગનો એવી જ પહાડી ઉપર ઊભો છે. એ શ્રાપિત ગણાતી ભૂમિની અને આઇકુંવરનાં બાળકોનાં બલિદાનની ગવાહી પૂરતો દેખાય છે.

એથી ય આઘે ઠાંગા ડુંગર અને ઉપટ ડુંગરને જુદા પાડતો, મોતીસરી વીડના વીકરાળ ગાળા અને અંધારાં પાડતી ઘટાટોપ લીલુડી ઝાડીને માથે, કાળી કાળી ડુંગરાની કરાડો ઉપર ધરળરંગે હીંગોળગઢ અને તેના પરની વીજળીના ઝબકારા જેમ લબરકા લેતી લાલ રેશમી ધજા જસદણના ધણી આલણ ખાચરની યાદ આપે છે.

આ બધાં જૂની કાઠિયાવાડના કજીઆમાં કાઠી રજવાડાં અને નાની જાગીરોમાં ઊગતા અને આથમતા સૂર્ય વચ્ચે — કોઇ લોહીની છોળો વચ્ચે રમતા જતા જોદ્ધાઓ જેવાં ગઢડાં મઢડાં દેખાય છે. આવા સ્થળે વસેલ રેશમીઆ ગામના દરબારગઢની સામે જ બસો વર્ષ પહેલાં ચારણોનો નેસ સવાર સાંજ દોણાં વલોણાંથી ગરેકતો અને ગાજતો હતો. ત્યારે રેશમીઆ કમરાણનું કહેવાતું. :

રેશમીઆ કમરાણનું, સૂતર જેવડું શેર;
હાટે હીરા નીપજે, જડે રતન ને ઝવેર.

આ કમરાણ એટલે કરમણ પાલીઓ — એને પરજીઆ ચારણ કમા ભગતને નામે ઓળખતા આ કમા પાલીઆ સાથે બીજા ભાઇ ભત્રીજા ભાણેજોને આશ્રિતો મળી આસરે ચાળીસ પચાસ ઘરનો એ નેસ કે ગડરાણ હતો. કમો પાલીઓ, મોટા સોદાગર હતા અને તેના ઘરનો ભાણેજ વાઘો કેસરીઆ શાખનો અહીં જ તેના નેસમાં ઇડરથી આવી વસેલ.

કમા પાલીઆની વેપાર વણજની પોઠ ચાલતી. એ જમાનામાં રેલનું નામે ય કોઇએ સાંભળેલ નહિ. દેશ પરદેશનો માલ બળદની પોઠય પર છાટો (કોથળાની લદીઓ) નાખી હેરફેરમાં જતો.

કમા પાલીઆની પોઠયમાં બે હજાર ગોઢીઆ, પાંચ સાત ઘોડાં, એટલા જ ઊંટ અને સાથે ચાળીસેક ભાઇ ભાણેજ ને નોકરોનો સંગાથ રહેતો. તેના ઉતારા સાથે ડેરા તંબુ અને દારૂ-ગોળાના પટારા, એક બે ગાદી અને બે ત્રણ દુઝણી ભેંસો રહેતી. સાથે રેંકડા ઉપર બેસાડેલી નાનકડી તોપ પણ રાખતા. દરરોજ સંધ્યા ટાણે જ્યાં પડાવ નંખાયો હોય ત્યાં એનો ભડાકો કરવામાં આવતો. બે હજાર પોઠીઆ

આડા અવળા ચરતા ચગતા લાદા લઈ ધરતીમાં પોળાયા હોય ત્યાં એના નોકરોને જાણ થતી કે ફલાણી દિશામાં ભડાકો થયો છે. એટલે અંધારાં ઊતરે તે પહેલાં તે નિશાન પર પેાેરો ઠલવી પોઠીઆઓની તાંતી નાખતા. સળંગ રાંઢવામાં ખીલા બાંધેલ ખોડાઈ જાય. આ રાંઢવે એક જ તાંતે પોઠીઆ બંધાઈ જાય.

એ જમાનામાં પરજીઆ ચારણોની વેપાર વણજની પોઠો ચાલતી. જીવન જરૂરિયાતની વસ્તુઓ લાવી ચારણો વેપાર કરતા. વેપારીની પેઢીઓ સાથે આડનો બાંધેલી રહેતી, અને રોકડ કે ઉધારને હવાલે માલ અપાતો.

એ જમાનામાં આ ધરતી ઉપર ખેતી ઓછી હતી. માલઢોર અઢળક–અખૂટ હતાં. એટલે દૂધ દહીંની રેલમછેલ રહેતી. આ દેશમાં દુઝાણા વિના વાતીનું કોઈ ઘર કે માનવી ભાગ્યે જ રહેતું.

સંવત ૧૯૫૬ની આસપાસમાં સૌરાષ્ટ્રની ભૂમિ પર અને તે પહેલા અન્ય દેશાવરોમાં રેલ્વેના પગરણ મંડાણાં એટલે આ પોઠવનો વેપાર ઘસાતો ચાલ્યો. છેવટ છપ્પનિયા પછી સાવ આથમી ગયા. ચારણ જાતિની જૂની સમૃદ્ધિ ધીરે ધીરે ઘસાતી ચાલી.

મોરૂકી આ ધરતી અણખેડ હતી. ખેડૂતોમાં કણબી કે બીજાં ખેતી કરનાર વરણ બહું ઓછાં દેખાતાં. રાજાઓ પણ માલધારી હતા. વસ્તીમાં ચારણ, આહિર, મેર, કાઠી મા રબારીઓ અને ભરવાડ જેવી કોમો આ ધરતી પર વસતી દાણા (અનાજ) સારૂ ઠેઠ ધોલેરા જેવા બંદર સુધી મધ્ય કાઠિયાવાડનાં માણસોને દુકાળિયા વરસમાં જવું પડતું. આવાં બંદરો ઉપરથી માથે અનાજની પોટલીઓ અથવા ગધેડાં ઉપર છાટો ભરી માણસો અનાજ લાવતાં. કયારેક અન્ન જળના સાંસા પડતા. માણસ ધાન ધાન કરતાં મરણ પામતાં. એટલે જ રાજા રજવાડાં કે સંત સાધુઓની જગ્યામાં ધાનની દેગો દિવસ રાત ઉકળતી. અન્નની ક્ષુધા તૃપ્ત કરવા વસ્તીનાં નાનાં મોટાં ટોળાં દુકાળ ટાણે રખડતાં. અસંખ્ય માણસો ખરખોડીના અને ફાગના વેલા ખાઈને, તાડીના ગર્ભનાથી થડમાંથી–ગાભા કાઢીને અને જંગલી કુંઢેરુ દેશની મીંડી કાઢીને તૃપ્તિ મેળવતાં.

માલધારીને નેસડે દહીં દૂધના જ આહાર મળતા. રાજાઓ અને જાગીરદારોને ઘેર ઘોડાં અને લશ્કરના માણસોની ધમાલ બોલતી, એટલે કાયમી ખર્ચમાં ભીંગેલા જ રહેતા. ચારધાડ સિવાય એવી કોઈ ઉપજે ન હતી કે રાજ ખજાના છલકતા હોય.

એ વખતના જૂના ધનવાન વાણિયા આ મલકમાં ઓછા હતા. એ કાળે ઘણાખરા મઠધારી અતિત અને ચારણો શાહુકાર હતા. મઠધારી પાસે માનતાઓ આવતી અને થાપણો મૂકી માણસો પેટ ભરવા પરદેશ નીકળી પડતા. ચારણો પાસે પોઠયોનો દેશાવરી વેપાર હતો. એથી અઢળક ધન કમાતા.

દેશના ધર્મ પણ એવા હતા કે ચારણ અને અતિત ઉપર કોઈ જાતના કરવેરા કોઈ હિંદુ કે મુસલમાની રાજમાં નહતા. એનાં ઘર કે મઠ ઉપર ધાડ પાડવાવાળા ધાડો પણ ન પાડતા, એથી એ બે સ્થાનોમાં ધનની વૃદ્ધિ થતી ને જળવાતી.

આપણી વાતનો નાયક કમો પાલીગો આવા શાહ સોદાગર હતા. ચારણો સાચ ખોટ પરખવા "તું ખોટું બોલ તો તને કમા ભગતની આણ છે" એમ કહેતા. એવાં હતાં નેક ટેક કમા પાલીઆનાં.

આ કમા પાલીઆ પાસે એક 'મલ્પ' જાતની ઘોડી મુખ્ય હતી. આ મલ્પ જાતની ઘોડીનો પરિચય 'ઊર્મિનવરચના'ના અશ્વકથા અંકમાં આવી ગયેલ છે. કમા પાલીઆની મલ્ય ઘોડી વિષે કહેવાતું કે:

મલ્ય કમારી માંકડી, તરણા તણો સપતાહ;
જે પગ દેવા પાધડે, અધપત્ય રાખે આસ.

સૂર્યના સાત અશ્વો માંહેની એક હોય એવી આ સુવર્ણરંગી ઘોડીપર બેસવા મોટા અધિપતિઓ આશા રાખતા.

નવાબે છૂટેલ નહિ, જામેંય કમા જે;
મલ્ય ઘોડી મોજે, સમપી લાખણ શિયાઉત.

જે ઘોડી જૂનાણાના નવાબે અને નવાનગરના જામે મોઢે માગ્યા નાણાં દેતાં માગી ને ન આપી તે તેં તારા વહીવંચા રાવળને દાનમાં આપી દીધી.

કેરે મલ્ય દીધી નહિ; સોદાગરને સધીર;
વડ હર્ષ આપી વીર, પોથે કરમણુ પાલીઆ.

સોદાગરોએ મોટી રકમો આપવા છતાં તેં ન આપી, તે મલ્ય ઘોડી તારા પૂર્વજોના પોથાનો ભાર લઈ ફરતા વહીવંચાનો ભાર ઉતારવા આપી.

કેવી હતી એ મલ્ય ઘોડી !

મલ્યતાં ખેપટ માંય, કુંજર ઉડાડે કમા;
તેં દાને દેવાય, પવંગ અમુલખ પાલીઆ.

જે મલ્ય ઘડીકમાં–ખેપટમાં હાથીઓને ઉડાડે એવી અમુલખ ઘોડીનું તેં દાન દઈ દીધું.

કમા પાલીઆ વિષે કહેવાયું છે કે :

છાબડિયું ચારણ તણું, જોખ્યે ઊંચું જાય;
નરહા તોલ ન થાય, પાકું કરમણ પાલીઆ.

નરહા કહેતાં નરા શાખમાં પાકેલ કરમણ પાલીઆ ! ચારણ સમાજનું છાબડું ઊંચું જતું રહેત, પણ તું એવો પાકયો કે છાબડું ઊંચું જ ન થયું.

સ્વાંતનું લખપત સતણ, નખત્ર તું નરા;
કરમણ કાવે નીપજે, ધન્ય પાંચાળ ધરા.

તું સ્વાતિ નક્ષત્રમાં પાકતા અમુલખ મોતી જેવો પાકયો, આવું રતન તો કવિઓના કુળમાં જ પાકે. તને પકવનાર પાંચાળની ધરાને ધન્ય છે.

કમા પાલીઆનું એક વ્રત એવું હતું કે તે 'ખડીએ સદાવ્રત' કહેવાતું. કમો પાલીઓ જ્યાં હોય ત્યાં તે જ સ્થળે તે સદાવ્રત દેતા ને ભુખ્યાને ભોજન દેતાં. એક દુકાળના વરસે કમા પાલીઆએ ભાવનગરના મહારાજાને કહેવરાવેલું કે "મહારાજ ! આવા ભયંકર દુકાળમાં વસતીને અન્નવિના ટળવળી મરવા ન દેવાય. તમે હુકમ કરો એટલે અનાજ ચોખા અને સાકરની પોઠયું હું હલવી દઈશ. નાણાંનો વિચાર ન કરજો મહારાજ !" નવાનગર, ભૂજ કે ભાવનગરના મહારાજાઓને તાત્કાલિક પૂર પાડી શકાય એટલું રોકડ નાણું એ કાળે ચારણ સોદાગરો પાસે વેપાર વણજને કારણે રહેતું.

કમા પાલીઆ શંકરના ભક્ત હતા. મારવાડમાં પાલી ગામે એક સુંદર શિવાલય બંધાવીને જગ્યાના ખર્ચ માટે જમીન ખરીદીને અર્પણ કરેલ. આ જગ્યાના પૂજારી ભેખધારી બાવા પણ ચારણોની જ પરંપરાના ચાલ્યા આવે છે.

એક વખત કમા ભગત અમદાવાદથી પોઠ્ય લઈ બળોલના રસ્તે કાઠિયાવાડમાં હાલ્યા આવે. લીંબડીના એ બળોલ ગામે ચારણોના બે પક્ષ વચ્ચે માથાં વઢાય એવો કંકાસ ચાલે. કમા ભગતે પડાવ નાખ્યો. બન્ને પક્ષોને કસુંબો લેવા બોલાવ્યા. મહા મુસીબતે સમાધાન કરાવ્યું. પોતે જ્યાં સુધી પતાવટ ન થઈ ત્યાં સુધી ગામ ન છોડયું. પતાવટ થતાં ત્યાં એક શિવાલય બંધાવ્યું. તેની નીચે બસો વિઘા જમીન ખરીદીને આપી. આજે એ શિવાલય મુખી મતાદાર કાના ખેરની ડેલીના સન્મુખ ઊભું છે.

કમા પાલીઆ ધન કમાતા અને ધરમ કરમમાં ખરચતા. દેવાલયો, શિવાલયો, સદાવ્રતો ઉપરાંત પોતાની પુત્રીઓના લગ્નમાં મોટા રાયજગ્ન કરી ખૂબ દાન પુણ્ય કરેલાં, એ વખતે વરણીમાં આમરાના જેઠસુરવાળા, જેતપુરના રાણીંગવાળા, સુદામડા ધાંધલપરના ભોકા ખવડ અને ભાવનગરના વખતસિંહજી એમ ચાર રાજાઓને નોતરેલા. એ વખતે મલ્ય ઘોડી પોતાના વહીવંચા ધાંધલપરના બારોટ લાખણી રાજાને આપેલી.

કમા પાલીઆનું દ્રવ્ય જેમ કોટડીએ કહેવાતું તેમ એના સગાંઓ પણ એવા જ કર્મી હતા. એના મસીઆઈ મામા ચોટીલાના બામણબોર ગામના મૂળીઆ શાખાના ચારણ હરરાજ મૂળીઆ હતા. પોતાને ત્યાં ઠાકર દીકરો દયે તો વાંકાનેરમાં રૂગનાથજીનું મંદિર ચણાવું ને સદાવ્રત બંધાવું એવું નીમ લીધેલું. ઘરે ઘોડિયું બંધાતાં હરરાજ મૂળીઆએ વાંકાનેરમાં રૂગનાથજીનું મંદિર બંધાવી રૂપાવટી અને ખખાણા એ બે વાંકાનેરના ગામોમાં જમીન ખરીદીને મંદિરમાં સદાવ્રત માટે અર્પણ કરેલ.

અનુ. પૃ. ૭૮

# પ્રભાસપાટણના વાજા રાજવંશનો ઇતિહાસ (૨)

હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

કોડીનાર તાલુકાનાં આદપોકાર ગામની પશ્ચિમે આવેલાં આદ્યપુષ્કરતીર્થનાં આદિનાથ મહાદેવનાં મંદિરનાં પ્રાંગણમાં પડેલા એક ખંડિત શિલાલેખમાં જણાવ્યું છે કે વીસલનો પુત્ર કાન્હડદેવ વયજલદેવનાં કારણે રાહ માંડલિકનાં સૈન્ય સાથે લડતાં મૃત્યુ પામ્યો હતો. આ લેખના સંપાદક શ્રી ડિસ્કળકરે આ વયજલદેવને સૂત્રાપાડાનાં સૂર્યમંદિરના લેખમાં જણાવેલો ઠાકુર વયજલદેવ હોવાનું અને રાહ માંડલિક (વિ. સં. ૧૩૧૬ થી ૧૩૬૨)ના સમયનો ચૂડાસમા રાહ હોવાનું જણાવ્યું છે.[31]

આ લેખમાં જેનું મરણ સૂચવાયું છે તે કાન્હડદેવ વિશે મારા પરમ મિત્ર શ્રી કેશવરામ કા. શાસ્ત્રીજીએ નોંધ લેતાં જણાવ્યું છે કે આ કાન્હડદેવ ગૌરીકુંડના લેખમાંનો વાઘ્જિગ સુત કાન્હડદેવ એક જ વ્યક્તિ હોઇ શકે, માત્ર વાઘ્જિગ અને વિસલ એક છે કે અન્ય એનો નિર્ણય ન આવે ત્યાં સુધી બન્ને કાન્હડદેવ એક છે એમ ન કહી શકાય.[32]

આદપોકારના ઉપરોક્ત લેખમાં જે કાન્હડદેવનું મૃત્યુ સૂચવાયું છે તે કાન્હડદેવ અને ગૌરીકુંડના લેખમાંનો કાન્હડદેવ એ બન્ને જુદી જુદી વ્યક્તિઓ છે. કારણ કે આદપોકારનો લેખ કોતરવામાં આવ્યો તેની પહેલાં ગોરીકુંડના લેખમાંનો વાઘ્જિગ સુત રાજશ્રી કાન્હડદેવ સ્વર્ગવાસી થયો હતો. અને તેના પછી આદપોકારના અને હાંફણીના લેખમાં જણાવેલો વયજલદેવ આ સમયે રાજા થયો હતો. આ હકીકત પરથી ઉપર જણાવેલા વીસલ અને વાઘ્જિગ જુદા જુદા હતા અને તે કારણથી બન્ને કાન્હડદેવ પણ એક જ નહિં પણ જુદા હતા એમ સુનિશ્ચિત થાય છે. આ યુદ્ધ શા માટે થયું હશે તે આ લેખ ખંડિત હોવાથી તે લેખનો સંવત પણ ગયો હોવાથી જણાતું નથી. રાહ માંડલિકના ઇતિહાસમાંથી પણ આ યુદ્ધ વિશે કાંઈ સૂચન મળતું નથી.

આ વયજલદેવ વિ. સં. ૧૩૫૫ (ઇ. સ. ૧૨૯૯)માં પ્રભાસપાટણ ઉપર ચડી આવેલા સુલતાન અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ ઉલુઘખાન સાથે લડયો હતો. પરંતુ યુદ્ધમાં હાર પામીને ભાગી ગયો હતો એમ જણાય છે. ઉલુઘખાને પ્રભાસપાટણમાં ઘોર અત્યાચાર કર્યો અને સોમનાથનું મંદિર ખંડિત કર્યું અને સોમનાથનું શિવલિંગ ઉથાપીને પોતાની સાથે લઇ ગયાની હકીકત સુપ્રસિદ્ધ છે. ઉલુઘખાને પ્રભાસપાટણમાં મૂકેલા સૂબાને પાછળથી જુનાગઢના રાહ માંડલિકની સહાયતાથી વયજલદેવે હરાવીને પોતાનું રાજ્ય પાછું હસ્તગત કર્યું હતું. સૂત્રાપાડાનાં સૂર્યમંદિરની દ્વાર શાખાની પાસે કોતરવામાં આવેલા વિ. સં. ૧૩૫૭ (ઇ. સ. ૧૩૦૧)ના લેખમાં જણાવ્યું છે કે ઠ. વયજલદેવ ભુટાએ મૂર્તિ કરાવી. એટલે વયજલદેવે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું તે હકીકતને આ લેખના પ્રમાણથી પુષ્ટિ મળે છે.

વયજલદેવ કયા વર્ષમાં સ્વર્ગવાસી થયો હતો તેને લગતી કાંઈ સ્પષ્ટ માહિતી પ્રાપ્ત થઇ નથી.

## રાજશ્રી મૂધરાજ

વયજલદેવના મૃત્યુ પછી ઈ. સ. ૧૩૪૬ (વિ. સં. ૧૪૦૨) માં તેનો પુત્ર મેઘરાજ વા મૂધરાજ ગાદી પર બેઠો.[33]

વયજલદેવ છેલ્લો કયા વર્ષમાં મૃત્યુ પામ્યો હશે તેના વિશે કાંઈ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થયાં

---

(૩૧) શ્રી ડી. બી. ડિસ્કળકર, "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ," પૃ. ૭૭૫.

(૩૨) શ્રી કે. કા. શાસ્ત્રી, "અનુશીલન" પૃ. ૨૬૦

(૩૩) "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૫૯

નથી. તેના અનુગામી તરીકે મૂધરાજ તેની ગાદી ઉપર આવ્યો હતો એમ જણાય છે. શ્રી કે. કા. શાસ્ત્રી 'આપણા કવિઓ" નામના ગ્રંથમાં જણાવે છે કે, નિવૃતિ ગચ્છના પાસડસુરિ ગણધરના શિષ્ય અંબદેવ સુરિવિરચિત "સમરારાસુ"માં સમરસિંહની આગેવાની નીચે દેસલે ગુજરાતના પાટણથી સંઘ કાઢયો હતો. એની વિગતવાર નોંધ એ ગ્રંથમાં આપી છે. સમરસિંહે વિ. સં. ૧૩૭૧ (ઇ. સ. ૧૩૧૫) માં સંઘ કાઢયો હતો અને તેણે પ્રભાસ-પાટણની યાત્રા કરી હતી. એ સંઘ પ્રભાસપાટણ આવ્યો ત્યારે પ્રભાસપાટણમાં મૂધરાજ રાજા હતો.[૩૪] એટલે વયજલદેવ ભુદ્દો વિ. સં. ૧૩૭૧ (ઈ. સ. ૧૩૫૫) પહેલાં સ્વર્ગવાસી થયો હતો. એમ સ્પષ્ટ થાય છે અને તેના અનુગામી તરીકે મૂધરાજ ગાદી ઉપર આવ્યો હતો. વયજલદેવ અને મૂધરાજનો શું સંબંધ હશે તેના વિષે કાંઈ હકીકત જાણવામાં આવી નથી. મૂધરાજ, અને મેઘરાજ એ એક જ વ્યક્તિનાં નામો નથી. એ બન્ને જુદા જુદા રાજા હતા એમ આ લેખમાં આગળ જણાવવામાં આવશે. ઇ. સ. ૧૩૪૬ (વિ. સં. ૧૪૦૨) માં ગાદી ઉપર આવનાર મેઘરાજ વિ. સં. ૧૩૭૧ (ઈ. સ. ૧૩૧૫) માં ગાદી ઉપર આવ્યો હોય એ માનવા જેવી હકીકત નથી.

જગ્યા ખાલી

મૂધરાજના ઇતિહાસ માટે 'સમરારાસુ'માં આપવામાં આવેલી હકીકત વિના બીજી કાંઇ માહિતી પ્રાપ્ત થઈ નથી.

મૂધરાજના અનુગામી તરીકે તેની ગાદી ઉપર કોણ આવ્યો હશે ? તેને લગતી કાંઈ પણ માહિતી ઉપલબ્ધ થઇ જ નથી. લગભગ ૪૦ વર્ષના ગાળામાં અવશ્ય એક રાજા તો થયો જ હતો. એટલે સમયનો આ ગાળો પૂરવા માટે વાજા રાજવંશના ઈતહાસમાં એ રાજાનું નામ પૂરવા જેટલી જગ્યા ખાલી રાખવી જોઇએ. આ નામ નહિં જણાયેલા રાજાના સમયમાં મહમદ તઘલખે તથા ફિરોજ તઘલખે પ્રભાસપાટણ ઉપર આક્રમણ કરીને સોમનાથના શિવલિંગનું ખંડન કર્યું હતું, તથા પ્રભાસપાટણમાં મુસ્લિમ થાણું બેસાડયું હતું. જેને જૂનાગઢના ખેંગાર ચોથાએ (વિ. સં. ૧૩૮૧ (ઈ. સ. ૧૩૨૫) થી વિ. સં. ૧૪૦૮ (ઇ. સ. ૧૩૫૨) ) ઊઠાડી મૂક્યું હતું. જૂનાગઢના રૈવતી કુંડના વિ. સં. ૧૪૭૩ (ઈ. સ. ૧૪૧૭)ના શિલાલેખમાં જણાવ્યું છે કે રા. ખેંગારે સોમનાથની સ્થાપના કરી હતી[૩૫] એટલે રાહ ખેંગારે ચોથાએ પ્રભાસપાટણના આ નામ નહિ જણાયેલા રાજાને મદદ કરી હતી અને તેને તેનું રાજ્ય પાછું હસ્તગત કરવામાં સહાયતા કરી હતી એમ જણાય છે. કારણ કે આ રાખેંગારના સમયમાં મેઘરાજ પ્રભાસપાટણની ગાદી ઉપર આવ્યો નહોતો એમ આ નીચે આપવા-માં આવેલી મેઘરાજની હકીકતથી જાણવામાં આવશે.

રાજ શ્રી મેઘરાજ

મેઘરાજ રાજા વયજલદેવ ભુદ્દનો પુત્ર હતો નહિ એમ ઉપર જણાવ્યું છે. એટલે મેઘરાજ એના નામ નહિ જણાયેલા પુરોગામી પછી ગાદી ઉપર બેઠો હતો. હવે મેઘરાજ ક્યારે ગાદી ઉપર આવ્યો હશે તેનો વિચાર કરીએ. મેઘરાજના ઇતિહાસ વિષે કાંઇ સ્વતંત્ર પ્રમાણો પ્રાપ્ત થયાં નથી. મેઘરાજના અનુગામી તેના ભાઈ ભમ્મના સમયના વિ. સં. ૧૪૩૭ (ઇ. સ. ૧૩૮૧ ના વર્ષના પ્રભાસપાટણથી લગભગ ૨૦ માઈલ દૂર આવેલાં ધામળેજ ગામની પાસેના વિષ્ણુગયા તીર્થના કુંડના શિલાલેખમાં જણાવ્યું છે કે :–

> स्व भ्रातृ मेघ नृपतेः परलोकयात्रा
> सौख्यायनित्य जलनिधिं द्विजेभ्यः

(૩૪) "આપણા કવિઓ," પૃ. ૨૧૧–૧૫

(૩૫) तत्तनयोवनि भर्ता रा॑गारो नाद वेद सुद्वर्ता ॥
द्वीर नवद्वय हर्ता सोमेश स्थानन कर्ता ॥ ३ ॥
શ્રી. ડી. બી. ડીસકળકર "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ, પૃ. ૬૦૨/૩

* રૈવતીકુંડના શિલાલેખનો ઉપરોકત શ્લોક માંગલિક કાળમાં ઉધ્ધૃત કરવામાં આવ્યો છે. જુઓ શ્રી શં. હ. દેસાઇ, કૃત "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૫૯, પાદટીપ ૨૭

श्री भर्म्म भूपतिरदारसचिवेन
येन विज्ञापितोऽभिनव मेघपुराग्रहार ॥ ६ ॥

અર્થાત્ પોતાના ભાઇ મેઘરાજની પરલોકની યાત્રાના સુખ માટે ભર્મ રાજા નિત્ય બ્રાહ્મણોને જલ અને ધાન્યના ઢગલા આપતો અને પોતાના મંત્રીની વિજ્ઞપ્તિથી તેણે મેઘપુર નામનું નવું ગામ વસાવીને બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું.[36]

એટલે ભર્મની પહેલાં મેઘરાજ રાજા હતો. એમ આ ઉપર જણાવેલા શિલાલેખના પ્રમાણથી સ્પષ્ટ થાય છે. ભર્મ પ્રભાસ પાટણની ગાદી ઉપર વિ. સં ૧૪૩૨ (ઈ. સ. ૧૩૭૬)માં આવ્યો હશે. એમ પ્રભાસપાટણના મોટા દરવાજા પાસેના એક લેખ ઉપરથી જણાય છે. આ ઉપરથી મેઘનું રાજ્ય ૨૦ વર્ષ સુધી રહ્યું હશે એમ સ્વીકારીએ તો મેઘ વિ. સં. ૧૪૧૧ (ઈ. સ. ૧૩૫૬)ની આસપાસમાં ગાદી ઉપર આવ્યો હશે એમ લાગે છે.

મેઘરાજના સમયમાં ઈ. સ. ૧૩૬૯ (વિ. સં. ૧૪૨૫) માં ઝફરખાને પ્રભાસ પાટણ ઉપર હુમલો કર્યો હતો અને સોમનાથ મંદિરને ભ્રષ્ટ કર્યાની હકીકત નોંધવામાં આવી છે. તથા મેઘરાજ આ યુદ્ધમાં મૃત્યુ પામ્યાનું જણાવ્યું છે[37] મેઘરાજના ઈતિહાસ માટે ધામળેજના ઉપરોક્ત શિલાલેખમાં જે નોંધ લીધી છે તેના વિના બીજી કંઇ પણ હકીકતો પ્રાપ્ત થઇ નથી.

રાજશ્રી ભર્મ્મ

રાજા ભર્મ ઈ. સ. ૧૩૮૧ (વિ. સં. ૧૪૩૭) માં ગાદી ઉપર બેઠો હતો એમ અનુમાન કરવામાં આવ્યું છે[38] પ્રભાસ પાટણના મોટા દરવાજા બહાર આવેલી વાવની ઉપર પશ્ચિમ તરફની ભીંતમાં વિ. સં. ૧૪૩૨ (ઇ. સ. ૧૩૭૬)નો એક શિલાલેખ ચોડવામાં આવ્યો હતો. આ શિલાલેખ જૂનાગઢ મ્યુઝિયમમાં સંરક્ષિત રાખવા માટે લઇ જવામાં આવ્યો છે. આ શિલાલેખમાં વિ. સં ૧૪૩૨ (ઇ.સ. ૧૩૭૬) ના ફાગણ વદિ ૧ ને શુક્રવારે રાજશ્રી ભર્મના રાજ્યમાં કોઇ મંદિર બાંધવા માટે દાન આપવામાં આવ્યાની હકીકત નોંધવામાં આવી છે.[39] આ હકીકત ઉપરથી એમ જણાય છે કે ભર્મનો પુરોગામી મેઘરાજ આ લેખના સમય પહેલાં સ્વર્ગવાસી થયો હતો. અને આ સમયે ભર્મ પ્રભાસપાટણનો રાજા હતો. વાજા રાજા ભર્મના સમયના પાંચ શિલાલેખો પ્રાપ્ત થયા છે. જેમાંના ચાર લેખો પ્રસિદ્ધ થયા છે અને એક લેખ અપ્રસિદ્ધ છે અને તે લેખ હાલમાં ક્યાં છે તે જાણવામાં આવ્યું નથી. ભર્મના સમયના આ પાંચ લેખમાંથી એક પણ શિલાલેખમાંથી તેના પિતાનું નામ પ્રાપ્ત થયું નથી એ આશ્ચર્યની વાત છે. ત્રણ શિલાલેખોમાં સોમનાથનું નામ આપવામાં આવ્યું છે અને સોમનાથનું પૂજન અર્ચન ચાલુ રહ્યું હતું એમ જણાય છે. એટલે આ ઉપરથી અનુમાન થાય છે કે ભર્મના સમયમાં સોમનાથનાં મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં નહિ આવ્યો હોય તેમજ શિવલિંગની પ્રતિષ્ઠા પણ કરવામાં નહિ આવી હોય. ભર્મના સમયમાં શાંતિ અને આબાદીનો યુગ પ્રવર્તતો હશે. એમ તેના સમયમાં બાંધવામાં આવેલાં સ્થાપત્યનાં કામોની નોંધ જોતાં જણાય છે. ભર્મના સમયના શિલાલેખોની નોંધ ટૂંકમાં નીચે આપવામાં આવી છે.

(૧) પ્રભાસપાટણના મોટા દરવાજા પાસેની વાવ ઉપરના વિ. સં ૧૪૩૨ (ઈ. સ. ૧૩૭૬)ના લેખમાં વાજા શ્રી ભર્મ્મરાયે આમડ પૂંજા ઇત્યાદિ સમસ્ત સૂત્રધારોએ પ્રાસાદ બાંધવા માટે દાન આપ્યું હતું એવી સંદિગ્ધ હકીકત આપવામાં આવી છે. અને વ્યાપારમાં સહાય કરી હતી એવી નોંધ મળે છે.[40]

---

(૩૬) શ્રી. ડી. બી. ડિસકળકર, "ઈન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠીઆવાડ," પૃ. ૧૦૨–૩

(૩૭) શ્રી શં. હ. દેશાઇ, "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૧૦–૧૧

૩૮ શ્રી શં. હ. દેસાઇ : "સૌરાષ્ટ્રનો ઇતિહાસ", નૂતન સંસ્કરણ, પૃ. ૩૪૧

૩૯ શ્રી ડી. બી. ડિસકળકર, "ઈન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ," પૃ ૭૩૮–૩૯

૪૦ એજ, પૃ. ૭૩૮–૩૯

(૨) પ્રભાસપાટણથી લગભગ ૧૨ બાર માઈલ દૂર આવેલાં એસનગામની વાવના વિ. સં ૧૪૩૧ (ઇ. સ. ૧૩૮૧)ના અષાડ વદિ ૨ બીજને સોમવારના લેખમાં રાજશ્રી ભર્મ તથા તેના મંત્રી કરમા[૪૧] ના સમયમાં ગૌડદેશના પ્રકાશ નગરમાંથી આવીને ગોહિલવાડમાં ડુંગર ગામમાં વસેલ બ્રાહ્મણ વાસુદેવે વાવ બંધાવી હતી તથા ઉન્નત દુર્ગ (ઊના)માં હિંગળાજ માતાની એક દહેરી તથા સગાલા ગામમાં એક દહેરી કરાવી હતી.

આ લેખ અપ્રસિદ્ધ છે અને એની નકલ મારી પાસે છે અને થોડા સમયમાં પ્રસિદ્ધ કરવાની ધારણા છે.

(૩) ત્રીજો શિલાલેખ પ્રભાસપાટણથી ૨૦ માઈલ દૂર આવેલા ધામળેજ ગામ પાસે આવેલા વિષ્ણુગયા તીર્થના કુંડને છે. વિ. સં. ૧૪૩૭ના અષાઢ વદિ ૬ (૫) ને રવિવાર (તા ૨૩-૬-૧૩૮૦) ના લેખમાં રાજશ્રી ભર્મના મંત્રી કર્મસિંહે વિષ્ણુગયાના તીર્થનો જિર્ણોદ્ધાર કરાવ્યો એવી નોંધ આપે છે અને ભર્મ રાજાએ મેઘના મૂલ્ય માટે દાન કર્યાની હકીકત આ ઉપર આપી છે. આ લેખમાં સોમનાથના માધ્યાન્હ પૂજાની વાત છે[૪૨]

(૪) ચોથો શિલાલેખ પ્રભાસપાટણથી લગભગ ૨૧ માઈલ દૂર આવેલા બકુલા ગામની વાવના વિ. સં ૧૪૪૦ના માઘ શુદિ ૧૪ (તા. ૬-૯-૧૩૮૪)ના વર્ષનો છે. આ લેખમાં જણાવ્યું છે કે મંત્રી ધાધની હાંસુ અને જાસૂ નામની બે પુત્રીઓએ બકુલા (બુરગલા) ગામમાં વાવ કરાવી હતી, આ હાંસુ જાસૂ–ગીત વાદ્ય અને નૃત્યકલામાં પ્રવીણ હતી, અને તે બન્ને જાણે કે સોમનાથની સેવા કરવા માટે દેવલોકમાંથી રંભા અને મેનકા અવતરી હોય તેવી હતી.

આ શિલાલેખ રાજકોટના વોટસન-મ્યુઝિયમમાં રાખવામાં આવ્યો છે.

(૫) પાંચમો શિલાલેખ પ્રભાસપાટણના ત્રિવેણી દરવાજા પાસેનો છે. વિ. સં. ૧૪૪૨ના અષાડ વદિ ૯ ને શનિવાર (તા ૯-૭-૧૩૮૫)નો આ શિલાલેખ સોમનાથના આશિર્વાદાત્મક મંગલાચરણથી શરૂ થાય છે. આ લેખમાં જણાવ્યું છે કે, યાદવવંશમાં જન્મેલા ભીમ નામના રાજાની માણિક્ય દેવી રાણીથી યમુના નામની કન્યા ઉત્પન્ન થઈ હતી તે યમુના પોતાના કલ્યાણ માટે રાઠોડ વંશના અતિ ધાર્મિક રાજા ભર્મને પરણી હતી.

આ યમુના ઘણી પવિત્ર, શીલવાળી, તપ કરનારી વિદાન અને દાનની શોખીન હતી. તેણીને સર્વજનોને જેનાં ફળ પ્રાપ્ત થાય તેવાં અતિ [illegible] પુણ્યનાં કાર્યો કરાવ્યાં હતાં. યમુનાએ નવી વાવ કરાવી, સરોવર કરાવ્યું. [૪૩] ત્રણ દેવાલયો કરાવ્યાં, પ્રપા (એટલે અવેડો) કરાવ્યો અને સુંદર પ્રતોલી (દરવાજો) કરાવ્યો તથા એક સુંદર ચોક બંધાવ્યો હતો.[૪૪] આ લેખ લઘુ ગોપુરનો છે એમ તેમાં નોંધ્યું છે. પ્રભાસપાટણના ત્રિવેણી દરવાજાને નાનો ઝાંપો કે દરવાજો કહેવામાં આવે છે[૪૫]

રાજા ભર્મના ઉપરોકત પાંચ લેખો જોતાં મારા આ કથનને પુષ્ટિ મળે છે કે ભર્મનો સમય શાંતિ અને આબાદીનો હતો.

---

(૪૧) ભર્મના મંત્રી કરમાને ધામળેજના શિલાલેખમાં કર્મસિંહ કહેવામાં આવ્યો છે તે પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિનો હતો. અને ગુજરાતના રાજાના મુખ્યમંત્રી તેમના પુત્ર રત્નનો પુત્ર હતો.

(૪૨) શ્રી ડી. બી ડિસ્કળકર, "ઈન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ"-પૃ ૨૬-૨૭

(૪૩) યમુના રાણીએ કરાવેલા તળાવની વિગત માટે જુઓ, શ્રી મધુસુદન ઢાંકી અને હરિશંકર શાસ્ત્રીનો 'સ્વાધ્યાય' પુ. ૫મું, અંક ત્રીજો, પૃ. ૪૧૧ થી ૪૧૪ માં પ્રસિદ્ધ થયેલો લેખ "પ્રભાસપાટણનું સૌમ્ય સરોવર"

(૪૪) પ્રભાસપાટણના પડાણવાડામાં આજે પણ એક સ્થાપત્ય ઊભું છે, જેને ભરમનો ચોરો કહેવામાં આવે છે હું ધારું છું કે એના શિલ્પ ઉપરથી આ ચોરો યમુનાએ કરાવેલો ચોક હશે.

(૪૫) શ્રી ડી. બી. ડિસ્કળકર, "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ," પૃ. ૩૨-૩૩

વિ. સં. ૧૪૪૨ (ઈ. સ. ૧૩૮૫)નો શિલાલેખ કોતરવામાં આવ્યા પછી માત્ર થોડાક જ મહિનામાં ભમ્મ સ્વર્ગવાસી થયો હતો. એમ જણાય છે.

રાજા શ્રી શવગણ અથવા શિવરાજ

ઈ. સ. ૧૩૮૧ (વિ. સં. ૧૪૩૭) લગભગ પ્રભાસનો વાજો રાજા ભમ્મ ગુજરી ગયો અને તેનો પુત્ર વિંજળ વાજો તેની પાટે બેઠો. આ વિંજળ જૂનાગઢના રાહ માંડલિક બીજાનો મિત્ર હતો. વિંજળને ચિંતાથી રક્તપિત્તનો રોગ થયેલો જે તેના મિત્ર રા. માંડલિકે તેને ભેટીને મટાડયો[૪૬] એમ જણાવવામાં આવ્યું છે. આ લેખમાં આ ઉપર જણાવ્યું છે કે પ્રભાસપાટણના ત્રિવેણી દરવાજાનો વિ. સં ૧૪૪૨ (ઈ. સ. ૧૩૮૫)નો શિલાલેખ કોતરાયા પછી થોડા મહિનાઓમાં ભમ્મ સ્વર્ગવાસી થયો હતો. અને તેના અનુગામી તરિકે શવગણ ગાદી ઉપર વિ. સં. ૧૪૪૩ (ઇ. સ. ૧૩૮૬)માં આવ્યો હતો એમ ઊના પાસેના કૂલકા ગામ પાસેનાં તળાવની પાસેના એક પાળિયાના લેખથી સ્પષ્ટ થાય છે. એટલે ભમ્મને વિંજળ નામનો કોઈ પુત્ર હતો નહિ અને તેને રક્તપિત્ત થયો નહોતો એમ સ્પષ્ટ થાય છે. રક્તપિત્તનો રોગ થયો હતો તે રાજા વયજલદેવ જુદો હતો. અને તે રાહ માંડલિક પહેલાનો મિત્ર હતો ઈત્યાદિ હકીકતો આ લેખમાં ઉપર જણાવેલી છે.

શવગણ અથવા શિવરાજ એ બન્ને નામો એક જ વ્યક્તિનાં છે એમ વિદ્વાનો સ્વીકારે છે.

આ શવગણ કે શિવરાજનો ભમ્મ સાથે શું સંબંધ હતો તેને લગતાં કાંઈ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થતાં નથી.[૪૭] શિવરાજના સમયના છ શિલાલેખોમાંથી પણ એના પિતાનું નામ પ્રાપ્ત થયું નથી એ પણ એક હકીકત છે.

આ શિવરાજ એક બળવાન રાજા હતો એમ એના શિલાલેખો જોતાં જણાય છે. શિવરાજના સમયના શિલાલેખોની ટૂંકી નોંધ આ નીચે આપવામાં આવી છે.

(૧) ઊના તાલુકાનાં કૂલકા ગામ પાસેનાં તળાવની પાસેના પાળિયાના વિ. સં. ૧૪૪૩ (ઇ. સ. ૧૩૮૬)ના લેખમાં જણાવ્યું છે કે રાજા શ્રી શવગણના રાજ્યમાં પરમાર જ્ઞાતિના મસાહણી લખણ સુત સંભવ છે કે મરાયાનો ઉલ્લેખ કરે છે.[૪૮]

(૨) બીજો લેખ ચોરવાડ પાસેના ખોરાસાના સૂર્યમંદિરનો વિ. સં. ૧૪૪૫ના ફાગણ સુદિ ૫ પાંચમને સોમવાર (તા. ૧-૨-૧૩૮૯)ના વર્ષનો છે. આ લેખમાં વાયેલા કુળનું વર્ણન છે. લેખ બહુ મોટો હોવાથી એ કુળના વર્ણનની આ સ્થળે કાંઈ આવશ્યકતા નથી. એ કુળના રાજસિંહને મલ્લ, મત્તરાજ, મુંજ અને મોહન નામના ચાર પુત્રો હતા. આમાંનો મોહન લુંટારાઓથી ગાયનું રક્ષણ કરતાં હણાયો એટલે ખોરાસાનો વહીવટ (યુવાન રાજા) શિવરાજે મલ્લને સોંપ્યો અને મલ્લે પોતાના પૂર્વજે બંધાવેલા સૂર્યમંદિરનો જિર્ણોદ્ધાર કરાવ્યો.[૪૯] આ લેખ ચોરવાડમાં નાગનાથના મંદિરમાં હતો તે ત્યાંથી ખસેડી પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં લાવવામાં આવ્યો છે.

(૩) ત્રીજો લેખ કૂલકાનાં તળાવની પાસેના પાળિયાનો વિ. સં ૧૪૪૮ના કારતક વદિ અમાસને રવિવાર (તા. ૨૬-૧૧-૧૩૯૧)નો છે. આ લેખમાં રાજા શવગણના રાજ્યમાં પરમાર મસાહણી સાધા સુત મસાકણી

(૪૬) શ્રી શં. હ. દેસાઈ (૧) પ્રભાસ અને સોમનાથ પૃ. ૨૬૬-૬૭ (૨) સૌરાષ્ટ્રનો ઈતિહાસ નૂતન સંસ્કરણ પૃ. ૩૪૪-૪૫.

(૪૭) આ શિવરાજને ભમ્મનો યુવરાજ કહેવામાં આવ્યો છે, જુઓ સાપ્તાહિક "ગુજરાતી" તા. ૨૮ મે ૧૯૩૩ના અંકમાં પૃ. ૭૭૪માં પ્રસિદ્ધ થયેલો શ્રી. શં. હ. દેસાઈનો લેખ "પ્રભાસના વાજા રાજાઓ"

(૪૮) શ્રી. ડી. બી. ડિસકળકર, "ઈન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ, પૃ. ૭૪ તથા શ્રી. કે. કા. શાસ્ત્રી, "અનુશીલન" પૃ. ૨૬૮

(૪૯) શ્રી કે. કા. શાસ્ત્રી, "અનુશીલન", પૃ. ૨૬૯-૭૦

શાખા મરેલાનો ઉલ્લેખ છે.[50]

(૪) ચોથો શિલાલેખ ચોરવાડમાં નાગનાથના મંદિરના એક મોટા મણિયાનો વિ. સં. ૧૪૫૦ના ભાદરવા સુદિ ૯ ને શુક્રવાર (તા. ૧૫–૮–૧૩૯૩)નો છે. આ લેખમાં જણાવ્યું છે કે ચુડાસમા વંશમાં ગ્રહિલોત્તમ નામનો પુરુષ થયેલો. તેનો પુત્ર થર અને તેનો પુત્ર પાથાક નામનો થયો. જ્યારે શિવરાજે ચડાઈ કરી ત્યારે ચોરવાડ ગામના રક્ષણ માટે ૩૧ સૈનિકો સહિત પોતે સામે પગલે આવીને કપાઈ ગયો. ત્યારે એની પત્ની પટશ્રી સતી થઈ. આ દંપતિને દેવ, સીહ, અર્જુન અને સિંહ નામના ચાર પુત્રો હતા.[51]

(૫) પાંચમો લેખ પ્રભાસપાટણના મોટા દરવાજા પાસેના એક મકાનની નીચેથી દટાયેલો તે નીકળ્યો હતો. આ લેખ પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં આ લેખના લેખકે સંગ્રહિત કર્યો છે. આ અપ્રસિદ્ધ લેખ પ્રસિદ્ધ થવા માટે મોકલાવ્યો છે. વિ. સં. ૧૪૫૨ (ઇ. સ. ૧૩૯૫)ના લેખમાં જણાવ્યું છે કે રાજશ્રી શિવરાજના રાજ્યમાં મહંમાલાનું પંચકુલ હતું. ત્યારે ભકુલ પરમાર શાખાનો દૂદુ નામનો પરમાર રજપૂત દેવશ્રી સોમનાથને નમસ્કાર કરવા માટે આવ્યો હતો. તેણે ઓસાન આપ્યું પછી કોઈની સાથે ધીંગાણું થતાં તે મૃત્યુ પામ્યો. જ્યારે તે જીવતો હતો ત્યારે એણે પાસે ઊભેલા રજપૂતોને કહ્યું કે મારો પાળિયો પત્તનની પોળમાં કરજો.

(૬) છઠ્ઠો લેખ પ્રભાસપાટણથી લગભગ ૧૮ માઈલ દૂર આવેલાં સુત્રાપાડા ગામ પાસેનાં ભૂરડનાં તળાવનો વિ. સં. ૧૪૫૭ના વૈશાખ વદી ૫ને સોમવાર (તા. ૨–૫–૧૪૦૧)નો છે. આ લેખમાં જણાવ્યું છે કે, રાજા શ્રી શત્રુશલ્યના રાજ્યમાં મહં માલાનું પંચકુલ હતું ત્યારે પલાંશવી (વર્તમાન પ્રાંસલી) ગામના ખારડ જ્ઞાતિના રાજા ~~શ્રી ભરમની~~ ભાર્યા આઈ મંમતીની પુત્રી નાગૂએ શ્રી ભૂડના પુણ્ય નિમિત્તે તળાવ કરાવ્યું.[52] આ લેખ પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં રાખ્યો છે.

ભરમ નામના સામ્ય ઉપરથી આ તળાવ પ્રભાસના વાળા રાજા ભરમે બંધાવ્યું હતું એમ કહેવામાં આવ્યું છે.[53]

પ્રભાસપાટણના ત્રિવેણી દરવાજાના ઉપરોક્ત શિલાલેખના માર્ગનગાળા ભગમાં વિ. સં. ૧૪૪૮ (ઇ. સ. ૧૩૯૨)નો લેખ કોતરવામાં આવ્યો છે તેમાં સંગમેશ્વરની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે.[54] એટલે ઉપરોક્ત લેખ શિવરાજના સમયમાં કોતર્યો હશે અને શિવરાજે કદાચ સંગમેશ્વરની પ્રતિષ્ઠા કરી હશે એમ અનુમાન થાય છે. સંગમેશ્વરના મંદિરનો કંઈ પણ અવશેષ જોવામાં આવતો નથી.

શિવરાજના સમયમાં પ્રભાસપાટણ ઉપર ઇ. સ. ૧૩૯૪ (વિ. સં. ૧૪૫૦)માં ઝફરખાને આક્રમણ કરીને સોમનાથનું દેવાલય તોડી પાડ્યાનું મિરાતે સિકંદરીના આધારે[55] નોંધાયું છે, તથા ઇ. સ. ૧૩૯૫ (વિ. સં. ૧૪૫૧)માં મુઝફ્ફરે પુનઃ આક્રમણ કરીને સોમનાથનું મંદિર તોડ્યાનું તથા પ્રભાસપાટણમાં ઇસ્લામનો પ્રચાર કરવા મોટા મૌલવીઓ અને કાયદાનો અમલ કરવા માટે કાજીઓ નીમ્યાની નોંધ કરવામાં આવી છે.[56] શિવરાજના સમયના ઉપરોક્ત શિલાલેખો જોતાં શિવરાજે વિ. સં. ૧૪૫૦ (ઇ. સ. ૧૩૯૪)માં ચોરવાડ ઉપર ચડાઈ કરી હતી. તથા વિ. સં. ૧૪૫૧ (ઈ. સ. ૧૩૯૫)માં દૂદુ નામનો

(૫૦) શ્રી ડી. બી. ડિસકળકર "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ, પૃ. ૪૦ તથા શ્રી કે. કા. શાસ્ત્રી અનુશીલન" પૃ. ૨૭૧

(૫૧) શ્રી ડિસકળકર, "ઇ. ફ્રોમ કા." પૃ. ૪૧ તથા શ્રી કે. કા. શાસ્ત્રી. 'અનુશીલન" પૃ. ૨૭૨

(૫૨) શ્રી. ડી. બી. ડિસકળકર, "ઇન્સ્ક્રી. ફ્રોમ કા.", પૃ. ૯૭

(૫૩) શ્રી. શં. હ. દેશાઈ "સૌરાષ્ટ્રનો ઈતિહાસ,", નૂતન સંસ્કરણ પૃ, ૩૪૧

(૫૪) શ્રી. ડી. બી. ડિસકળકર, "ઇ. ફ્રો. કા," પૃ. ૩૨–૩૩

(૫૫) શ્રી. શં. હ. દેશાઈ, "સૌરાષ્ટ્રનો ઈતિહાસ," પૃ. ૩૪૩

(૫૬) શ્રી. શં હ. દેશાઈ, "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૬૪

પરમાર રાજપૂત સોમનાથની યાત્રાએ આવ્યો હતો અને વિ. સં. ૧૪૫૭ (ઈ. સ ૧૪૦૧) સુધી શિવરાજ કે શવગણનું શાસન હોવાનું જણાય છે એટલે મુસ્લિમ ઈતિહાસકારોનાં કથન કેટલાં વિશ્વસનીય હશે એ મુદ્દો વિચારવા જેવો છે.

પ્રભાસપાટણમાં એક જ સમયે હારેલ હિન્દુ રાજાનું અને વિજેતા મુસ્લીમોનું શાસન હોય એ વાત કઈ રીતે સંભવિત માનવી ? એ મુદ્દો પણ વિચારવા જેવો છે. કે પછી વારંવાર ચડતી અને પડતી થયા જ કરી હશે ! કોઈ પણ શિલાલેખમાં હારનો ઉલ્લેખ ન હોય પણ એની જીતનો ગૌરવપૂર્ણ ઉલ્લેખ પણ કેમ કરવામાં નહિ આવ્યો હોય એ પ્રશ્ન ઈતિહાસકારોએ અવશ્ય વિચારવા જેવો છે. રાજશ્રી શવગણ કે શિવરાજ ક્યારે સ્વર્ગવાસી થયો હશે તે હકીકત જાણવામાં આવી નથી.

### રાજશ્રી બ્રહ્મદાસ

વિંજલના મૃત્યુ પછી તેનો પુત્ર વિજયરાજ ગાદીએ બેઠો તેનું નામ બ્રહ્મદાસ હતું કે બિરુદ હતું તે સ્પષ્ટ થતું નથી.[૫૭]

રાજશ્રી શવગણ કે શિવરાજના મૃત્યુ પછી તેનો પુત્ર બ્રહ્મદાસ તેની ગાદી પર બેઠો હતો. આ બ્રહ્મદાસે વિજયરાજ નામ ધારણ કર્યું હોય તેવાં કોઈ પ્રમાણો ઉપલબ્ધ થયાં નથી. પ્રભાસપાટણનો વિ. સં. ૧૪૫૭ના શ્રાવણ શુદિ ૮ ને શુક્રવાર (તા. ૨૩–૭–૧૪૦૧)ના મીઠાશા ભંગના શિલાલેખમાં જણાવ્યું છે કે, શ્રી પત્તનમાં શ્રીમનાથ (શિવરાજ)ના પુત્ર રાજશ્રી બ્રહ્મદાસના વિજયરાજ્યમાં તેના ઉપર ચડી આવેલા બાદશાહી સુબા ખાનદફરની સેનામાં આવેલા યોદ્ધાઓ જેનાં નામ આ લેખમાં આપવામાં આવ્યાં છે તેની સાથે રાજશ્રી બ્રહ્મદાસના પક્ષમાં રહીને વહુરા (વોરા) મહમદનો દીકરો ફરીદ પણ તુરુકકોની સાથે યુદ્ધ કરીને મૃત્યુ પામ્યો હતો. વોરા ફરીદના પિતૃવંશ અને માતૃવંશ તથા તેના કાકા અને મામા ઇત્યાદિની નોંધ પણ આ લેખમાં આપવામાં આવી છે.[૫૮] એટલે રાજશ્રી બ્રહ્મદાસના સેનામાં એક ફરીદ જ હતો અને તે વીરગતિ પામ્યો હતો. રાજશ્રી બ્રહ્મદાસનું આ યુદ્ધમાં શું થયું તે બાબતમાં આ લેખમાંથી કાંઇ પ્રકાશ પડતો નથી. પરંતુ આ યુદ્ધ પછી પ્રભાસ પાટણમાંથી વાજા રાજ્યનો અસ્ત થયો. પ્રભાસપાટણ ઉપર મુસ્લીમ શાસન સ્થપાયું હતું. એટલે પ્રભાસના વાજાઓ અન્યત્ર રહેવા માટે ચાલ્યા ગયા હતા.

પ્રભાસના વાજા રાજવંશના ઈતિહાસ વિશે આ લેખમાં સપ્રમાણ ચર્ચા કરવામાં આવી છે.

આ રાજવંશની વંશાવળી જોતાં એ વંશના સ્થાપક વેજલજી કે વિંજાજી અને વયજલદેવ સુદ્ધા વિના ત્રીજો કોઇ વેજલજી વિંજોજી, વિંજળ કે વયજલ અને વિજયરાજ નામનો કોઈ રાજા થયો નથી. આ કારણથી કાઠિયાવાડ સર્વસંગ્રહના સંપાદકનું એ કથન અસત્ય ઠરે છે કે "વિંજલ કે વયજલ એ વાજા રાજાઓનું પ્રિય ઉપનામ હતું" તેમજ એ વંશમાં બીજી કે ત્રીજી પેઢીએ આ નામ પાડવામાં આવતું."

આ ઉપરથી આઈ નાગબાઇ નામનાં ચારણ સ્ત્રીના નામે જે દુહાઓ પ્રચલિત થયા છે તે દુહાઓ પણ પાછળથી જોડી કાઢવામાં આવ્યા હશે એમ સ્પષ્ટ થાય છે.

શ્રી જયમલ્લભાઇએ 'ઊર્મિ અને નવરચના'માં આઈ નાગબાઇ શીર્ષક જે લેખમાળા લખી છે તેનાથી ઈતિહાસ અને સંશોધનના ક્ષેત્રે ઇતિહાસકારોએ સજાગ રહીને તુલનાત્મક ઈતિહાસનું આલેખન કરવાની પ્રેરણા આપી છે તે અભિનન્દનને પાત્ર છે. શ્રી જયમલ્લભાઈ સૌરાષ્ટ્રના ઇતિહાસના આવા બીજા પ્રસંગો પર પણ પ્રકાશ પાડવાનો પ્રયત્ન કરતા રહે અને સૌરાષ્ટ્રના સાચા ઇતિહાસને પ્રકાશમાં લાવવાનો પુરૂષાર્થ કરતા રહે એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના સહવીરસું છુ.

---

(૫૭) શ્રી શં. હ. દેસાઇ, પ્રભાસ અને સોમનાથ પૃ. ૨૬૭ અને "સૌરાષ્ટ્રનો ઈતિહાસ", નૂતન સંસ્કરણ પૃ. ૪૪

(૫૮) શ્રી ડી. બી. ડિસકળકર, "ઈન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ" પૃ. ૫૬૮

ચાવડા રાજવંશની વંશાવળી



# સર્જાતા ઇતિહાસની સાથે

[ સંપાદકીય નોંધના અનુસંધાનમાં ]

પરાધિન પડેલી બહુમતિ કેટલી મૂર્ખ, પાશવી ને ઘાતક થઇ શકે છે, તેનો દાખલો વિશ્વરાષ્ટ્ર સંઘની મહાસમિતિએ ભારત–પાકને એક છાબડામાં બેસાડીને ૧૩૧ સભ્યોમાંથી ૧૦૪ની બહુમતિએ લડાઇ બંધ કરીને પોતપોતાની સરહદોમાં સૈન્યો પાછાં ખેંચી લેવાનો ઠરાવ પસાર કરીને બેસાડયો.

છેલ્લા આઠ મહિનાથી બંગલા દેશની સાડા સાત કરોડની પ્રજાએ વિશ્વના ચોકમાં પોતા સાથે થઇ રહેલા અભૂતપૂર્વ અત્યાચારોની ધા પોકાર પાડયા કર્યા છે, પણ એ બધા પરાધિન જગતના બહેરા કાને જ અથડાયા કર્યા છે. બંગાળને સીધું કરવા, હિંદુઓને હાંકી કાઢવા અને બંગાળને કાયમી લઘુમતિમાં મૂકી દેવા પાકીસ્તાને એક કરોડ બંગાળીઓને યોજનાપૂર્વક ભારતમાં ધકેલી દીધા.

## દુનિયાના મુસ્લિમ દેશો

ભારતે આ શરણાર્થીઓની કરુણ કહાણી વિશ્વના દેશોમાં ઘેર ઘેર પહોંચે એવા તમામ સહૃદય પ્રયાસો કર્યા. એ પૂર્વે લાખો હિંદુઓને પાકીસ્તાન એક યા બીજા બહાને ભારતમાં ધકેલતું જ રહ્યું છે. આ કરોડ શરણાર્થીઓના પ્રશ્નથી ભારત આર્થિક અને સામાજિક દૃષ્ટિએ ભાંગી રહ્યો છે એની જાત માહિતી માટે દુનિયાના દેશોના પ્રતિનિધિઓને પોતાને આંગણે નોતર્યા, પોતાના પ્રતિનિધિઓને વિશ્વના દેશોમાં મોકલ્યા કે આનો કોઇક તોડ લાવો. મૂળ કારણ શોધીને એનો ઉકેલ લાવવા ખુદ ભારતના વડાપ્રધાને વિશ્વના પ્રમુખ દેશોનો પ્રવાસ ખેડયો, પણ લુખ્ખી સહાનુભૂતિ સિવાય એમનાં દૈયાં હલે તેવું ન હતું.

એમાંના મુસ્લિમ દેશો તો આજ સુધી બિનમઝહબીપણાના ઢોંગ જ ખેલતાં રહ્યાં છે. પાણી કરતાં લોહી જાડું હોય છે. એ ન્યાયે ભારત સાથે ઉપરથી મૈત્રિ સંબંધો રાખ્યા અને અંદરથી મઝહબી પાકીસ્તાન સાથે તેઓ એક રહ્યા.

## મહાસત્તાઓનાં મોહતાજી

જગત પાંચ મહાસત્તાઓનાં આર્થિક દાસત્વથી પરાધિન રહી પાંચ ભાગે વહેંચાઇ ગયેલ છે. અમેરિકા, બ્રિટન, ફ્રાંસ, રશિયા અને ચીન વચ્ચે. એમાંય મુખ્યત્વે અમેરિકા, રશિયા અને ચીન વચ્ચે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે બિનજૂથવાદના નેહરૂજીના પ્રયાસો એ કારણે નિષ્ફળ ગયા છે. જે લોકો ભારતમાં પણ કોઇ ને કોઇ દેશ સાથે મૈત્રિથી જોડાવાના પોકારો પાડે છે, તે મૈત્રિનો અર્થ પરાધિનતા સિવાય બીજો કોઇ જ થતો નથી. અમેરિકાએ ભારતને પહેલાં શસ્ત્ર સહાય બંધ કરીને અને પછી આર્થિક સહાય બંધ કરીને આપણી આંખ ઉઘાડી નાખી છે. અમેરિકા–પરસ્ત જાપાન પણ એ જ માર્ગે ગયું છે.

## ધૂર્ત અમેરિકા

એટલાથી ભારત ન દબાયું ત્યારે અમેરિકા એ પ્રશ્ન સુરક્ષા સમિતિમાં લઇ ગયું. રશિયાએ અમેરિકા અને ચીનને સુરક્ષા સમિતિમાં ન ફાવવા દીધાં ત્યારે વિશ્વરાષ્ટ્રસંઘની મહાસમિતિમાં લઇ જઇ માત્ર ૨૪ કલાકમાં જ ઠરાવ પસાર કરાવી દીધો.

આમ તો આ ઠરાવનો કોઈ જ અર્થ નથી. એ માત્ર ભલામણ સ્વરૂપનો જ છે. આવા ઠરાવો આફ્રિકાના દેશો અને ઇઝરાઇલ વગેરે અનેકવાર ઘોળીને પી ગયા છે. સંભવ છે કે એ ઠરાવ ફરી સલામતી સમિતિમાં લઇ જાય અને માની લઈએ કે રશિયાની ઉપરવટ કદાચ ત્યાં આદેશાત્મક ઠરાવ પણ કરાવી શકે. તો એ સ્થિતિ ભારત માટે વધુ સન્માનીય અને વધુ સ્વાવલંબી બનશે.

વિશ્વરાષ્ટ્ર સંઘમાં વધુમાં વધુ વિશ્વાસ અને વધુમાં વધુ શ્રદ્ધા ભારતે જ વ્યક્ત કરી છે, અને દુનિયાના અનેક દેશોનું એ બાબતમાં માર્ગદર્શક

મન્યું છે. પણ એનો દુરુપયોગ અમેરિકાએ પોતાના તકંટી ને ધૂર્ત રાજકીય શતરંજમાં જ કર્યો છે. નેહરુજીના માનવ સૌજન્યના અતિ વિશ્વાસ અને ભાવનાવાદે ભારતને પણ કાશ્મીર બાબતમાં બેખરે બગાવી દીધું. એનાં પરિણામો આજ સુધી આપણે ભોગવીએ છીએ.

કોણ મિત્ર ! કોણ દુશ્મન !

અમેરિકા પાકીસ્તાનને શસ્ત્રો આપતું રહ્યું. ભારત સામે બઝાડતું રહ્યું અને પાકીસ્તાન ભાઇ પડે એટલે એની મદદે વિશ્વરાષ્ટ્ર સંઘમાં એ પ્રશ્નને ખેંચી જઇ પાકીસ્તાનને બચાવતું રહ્યું અને ભારતને સદાય આરોપીના પાંજરામાં ઊભું રાખતું રહ્યું.

ભારતના ભાગલા પડાવીને આ ભારતીય ઉપ મહાદ્વીપને આજ સુધી પોતાની સત્તાનાં સોગઠાં રૂપે ઉપયોગ કરનારાં રાષ્ટ્રોમાંથી બ્રિટન અને ફ્રાંસ કાંઇક સમજદારીથી વર્તતાં થયાં છે. જ્યારે અમેરિકાએ એ રમત સુવાંગ પોતાની કરી લીધી છે.

બાંગલા દેશના પ્રશ્નમાંથી જગતનાં અનેક આશ્ચર્યો ઉત્પન્ન થઇ રહ્યા છે, પણ ભારતની અને ભારતનાં જેવાં નવોદિત રાષ્ટ્રોની એ આંખ ઉઘાડનારાં બની રહેશે. જે રાષ્ટ્રો આજે નથી સમજતાં તે આવતીકાલે એનાં ફળ જરૂર ભોગવશે.

આફ્રિકાના દેશોને સ્વાધીનતા આપવામાં સૌથી મોખરે નેહરુજીનું ભારત ગોરી સત્તાઓનો ખેફ વહોરીને ઝૂમતું હતું. એ દેશોએ ભારત વિરુદ્ધ મતો આપ્યા

યુગોસ્લાવિયા તો વર્ષોથી ભારતનું પરમ મિત્ર લેખાય છે બિન જૂથવાદની નેહરુજીની નીતિનું સૌથી મોટું સમર્થક રહ્યું છે. એણે પણ ભારત વિરુદ્ધ મતદાન કર્યું.

બેવફા અરબ દેશો

આરબ દેશોને ઊંચા ઊઠાવવામાં ભારત અગ્રેસર રહ્યું છે. ગોરી સત્તાઓ સામેના આરબ દેશોના પ્રત્યેક પ્રશ્ને ભારતે પોતાનું નૈતિક અને રાજકીય વજન ઠાલવ્યું છે. ઇજિપ્તની બાબતમાં તો એના પ્રશ્નો પોતાના પ્રશ્નો માનીને ભારત લડ્યું છે. ઈઝરાઇલ સામે આરબ લડતને ટેકો આપતા રહીને આજ સુધી ઇઝરાઇલને માન્યતા નથી આપી એ ઇજિપ્ત પણ સામે પાટલે બેઠું છે એના કારણમાં પાકીસ્તાન મુસલમાનોનું સૌથી મોટું રાષ્ટ્ર હોવાનું જ હોઈ શકે. મુસ્લિમ દેશોમાં મઝહબની વાત આવે ત્યાં ઇમાન, ઇન્સાનિયત, ન્યાય નીતિ અને સિદ્ધાંતો બધા કોરાણે રહી જતા લાગે છે, પણ જ્યારે સ્વાર્થની વાત આવે છે ત્યારે મઝહબ પણ કોરાણે રહી જાય છે, તે આપણે ઇરાન અને સિવિયા ઇન્ડિયાના પ્રશ્ને ત્રણ ટાપુઓમાં ઇરાને લશ્કર ઊતાર્યું તેમાં, જોર્ડનમાં આરબોના આંતર વિગ્રહમાં અને જગતને સૌથી ઝઝકાવી નાખે એવા બંગાળ ઉપરના પાકીસ્તાનના નઘરોળ અને નરાધમ સિતમોમાં જોયું. જેને કારણે તો ભારતે જુદ્ધમાં ઓરાવુ પડ્યું..

દંભી ને દગલબાજ

અમેરિકાને કોઇએ ન પૂછ્યું કે ચીનનોજ એક ટૂકડો ફોર્મોસા (તૈવન) ચીનની જ ભૂમિ ધરતીનો હોવા છતા એ ટૂકડાનું જુદું રાજ્ય લઇને બેસનાર ચાંગ કાંઇ શેકને અમેરિકા આજ સુધી ચીનની વિરુદ્ધ શા માટે પોષતું અને રક્ષતું આવ્યુ છે ?

અમેરિકાને કોઇએ એમ ન પૂછ્યું કે વીસ વર્ષથી અમેરિકાથી હજારો માઇલ દૂર એવા વિયેટનામને સામ્યવાદને નામે દબી નાખવા અમેરિકા લાખોના લશ્કરનાં ધાડાં શા માટે ઊતારતું રહ્યું છે ? છતાં વિયેટનામ તો ન જ ફળ્યુ, પણ જે ચીનના હથિયારો અને પ્રોત્સાહન વડે વિયેટનામ અમેરિકાનાં તમામ વૈજ્ઞાનિક હથિયારો અને સૈનિકોને નિષ્ફળ બનાવતું રહ્યું છે તે ચીનની મૈત્રી સામેથી શોધતું અમેરિકા કઈ નીતિ અને સિદ્ધાંતોના સાતત્યરૂપે પેકીંગ જઇ રહ્યું છે ? વાન ચીનના વડાપ્રધાન કહે છે તેમ એક બાજુથી અમેરિકા આરબદેશો સાથે ઇઝરાઇલના સમાધાન અને શાન્તિની વાતો ને વાટાઘાટો કરે છે ને બીજી બાજુથી ઇઝરાઇલને હથિયારો પૂરાં પાડે છે.

## ખંધુ અને તકંટી

લાલચીનને ગઇકાલ સુધી યુનોમાં અમેરિકાએ જ ન દાખલ થવા દીધું. અને પોતાની નીતિ બદલી ત્યારે એ ચીનને યુનોમાં સ્થાન આપવાની બેવડી ચાલ રમ્યું. અને ભારત–પાક માટે યુદ્ધવિરામ કરવાનો ઠરાવ કરનાર યુનોની મહાસમિતિએ જ અમેરિકાની એ ચાલને બહુમતિથી ઉડાવી દઇને લાલચીનને યુનોમાં પ્રવેશ આપી તૈવાનને તગડી મૂક્યું. એટલે વિશ્વરાષ્ટ્ર સંઘ–યુનોની મહાસમિતિમાં અમેરિકા ધાર્યું કરાવી જ જાય છે એવું પણ નથી.

આમ અમેરિકાની પ્રપંચી, ખંધી ને તકંટી ચાલ વિશ્વમાં ખુલ્લી પડતી જાય છે ને અમેરિકી નીતિ પ્રત્યે વિશ્વ હવે શંકાની નજરથી જોતું થયું છે. પણ વિશ્વ રાષ્ટ્રસંઘમાં કોઈ ધાર્યું કરાવી જાય તેથી કોઇ પણ દેશ પોતાનાં રાષ્ટ્રીય હિતોનો ભોગ આપી શકે નહિ.

## પરિપકવ ભારત

ભારત આજ સુધી પોતાની સજ્જનતા અને ઉચ્ચમનસાઇથી વિશ્વના રાજકારણનું ભોગ બનતું આવ્યું છે. ૧૯૪૭માં એણે કાશ્મીરના પ્રશ્ને છક્કડ ખાધી. ૧૯૬૫માં પાક–ભારત યુદ્ધવેળા તાશ્કંદ કરારથી છક્કડ ખાધી અને કચ્છના છાડબેટ સંબંધમાં પણ એવી જ છક્કડ ખાધી.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભાવનાવાદથી મૂર્ખ બનવા જેટલું ભારત હવે બાળક નથી રહ્યું. પચ્ચીસ વર્ષની પુખ્ત અને ભરજોબનની વયમાં ભારત પ્રવેશ્યું છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઠોકરો ખાઈ ખાઇને ભારત મુત્સદ્દીગીરીમાં પણ પ્રૌઢ ને પરિપકવ બન્યું છે. અને હવે ભયથી નહિ પણ નિર્ભય બનીને જીવવા માગે છે.

છતાં સમાન હિતો અને હેતુઓ માટે કોઇ પણ દેશને મિત્રોની ખોજમાં રહેવું જ પડે છે. આ મૈત્રી સમાન નીતિ અને સમાન વિચારધારા ઉપર રચાયેલી ન પણ હોય, પણ એક બીજાનાં હિતોનો પણ એમાં સમાવેશ થતો હોય.

## મૈત્રીની સુવર્ણ કસોટી

આજ સુધી કોંગ્રેસ વિરોધી પક્ષો અને ઘણા રુઢિચૂસ્ત કોંગ્રેસમાંથી પણ નેહરૂજીની રશિયાની મૈત્રીને વગોવતા રહ્યા છે. ઇંદિરાજીને પણ આ કારણે બંગલા દેશને કારણે પાકીસ્તાને આક્રમણ કર્યું ત્યાં સુધી વિરોધ પક્ષો વગોવતા રહ્યા છે. ઇંદિરાજીને સામ્યવાદી તરીકે ચીતર્યાં છે. રશિયાનાં દબાયેલાં અને રશિયા–પરસ્ત કહ્યાં છે.

ઇંદિરાજીની સરકારે જ્યારે રશિયા સાથે છેલ્લે મૈત્રીકરારો કર્યા ત્યારે પાકીસ્તાન અને તેના ટેકેદારો સામેના એક સાધન તરીકે આ મૈત્રીને આવકારી પણ શંકા અને અવિશ્વાસની નજરથી. આ મૈત્રીનાં અનેક અર્થઘટનો કરી કરીને એ મૈત્રીની સુવાસ ઉડાડી દેવાનો ગંજાવર પ્રચાર કર્યો. પણ એ બધાં અર્થઘટનો અવળમતિનાં, અને આંતરરાષ્ટ્રીય રાજકારણના ક્ષેત્રે ટૂંકબુદ્ધિનાં પુરવાર થયાં.

## મિત્ર ને દુશ્મનની પરખ

વિશ્વનાં રાષ્ટ્રોમાંથી કોણ મિત્ર બની શકે તેમ છે, કોના ઉપર વિશ્વાસ રાખીને આગળ વધી શકાય તેમ છે, નજીકના ભવિષ્યમાં કેવા પ્રપંચો ખેલાવાના છે, કેવા કાવાદાવા ખેલાવાના છે એની અણુસમજ સાથે રશિયા સાથેના મૈત્રી કરારોને મૂલવવામાં આવેલા.

પણ નજીકના ભવિષ્યમાં જ ભારતનું કોણ મિત્ર છે અને કોણ મિત્ર નથી તથા દુશ્મનો કોણ છે એનું પારખું થવાનું હતું, એવી દીર્ઘદૃષ્ટિથી ભારત–રશિયાના મૈત્રી કરારો થયા હતા. ચીન જેવું જોરાવર દુશ્મન ભારત માથે દાંત કચકચાવતું ઊભું જ હતું. અમેરિકા પાકીસ્તાનને પંપાળતું હતું. ૧૯૬૫માં બ્રિટન સહિત ઘણી ગોરી સત્તાઓએ અમેરિકાના છાબડે જ પોતાનું વજન મૂકેલું. જાપાન સહિત એશિયાના આરબ દેશોનાં પોત પરખાઇ આવેલાં. આફ્રિકન દેશો આર્થિક અને રાજકીય દૃષ્ટિએ પરાધિન પડેલા. માથે પાકીસ્તાનનું યુદ્ધ ધૂંધવતું હતું. આવા સંજોગોમાં એક માત્ર રશિયા અને એના સામ્યવાદી દેશો જ ભારતની પડખે ઊભા રહે તેમ હતું.

## પાકીસ્તાની બેઈમાની

૧૯૬૫ના તાશ્કંદ કરારનાં પાકીસ્તાને ચીરા-ડિયાં કરીને ઉડાડી મેલેલાં. રશિયાના જાની દુશ્મન ચીન સાથે એક બાજુ તો બીજી બાજુ અમેરિકાની સોડમાં પાકીસ્તાન ભરાયે જતું હતું. પાકીસ્તાન, ચીન, ભારત અને રશિયાની સરહદો એકબીજાને લાગીને પડી છે. આ બધાં કારણે એશિયામાં ચીન અમેરિકાની તાકાત વધે એ રશિયાને પરવડે તેમ ન હતું. એટલે ભારત વિરૂદ્ધ પાકીસ્તાનને પક્ષે રશિયાને પોતાનું વજન મૂકવામાં એનાં રાષ્ટ્રીય હિતો ન લાગે એ સમજાય તેવુ છે. દુશ્મનનો દુશ્મન મિત્ર એવા ન્યાયે અને ભારતની સમાજવાદી ક્ષેત્રે પ્રગતિશીલ નીતિ જોતાં ભારત જેવડા મહાન દેશના પડખે પોતાનું વજન મૂકવાનું રશિયાએ વિચાર્યું હોય એમ બની રહેલા બનાવો ઉપરથી કહી શકાય તેમ છે.

## પક્ષહિતની ટૂંક બુદ્ધિ

બંગલા દેશનો પ્રશ્ન ઉપસ્થિત થયા પછી પણ રશિયાનાં એક એક પગલાં પ્રત્યે આપણા દેશમાં શંકાથી જોનારા ઓછા ન હતા એમાં રાષ્ટ્રહિતની દષ્ટિ કરતાં પક્ષહિતની દષ્ટિ જ સદા કામ કર્યા કરે છે. દુનિયામાં કોઇ વેપારી પણ પોતાના વેપારની વાત ખુલ્લી નથી કરતો હતો. ત્યારે રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં કોઇ દેશ પોતાની બાજી ખુલ્લી કરીને થોડી બતાવે કે પોતે શું કરવા માગે છે ને શું નહિ!

છેલ્લા આઠ મહિનાથી ઇંદિરાજીએ પણ પોતાનાં પગલાં અંગે કદી કોઇ વાત નથી કરી. એવી બાબતોને ખુલ્લી કરવી એ તો નરી બેવકુફી છે. જેને રાજ ન કરવું હોય અથવા રાજ કરતાં ન આવડતું હોય એ જ પોતાના પ્લાન ખુલ્લા કરે ઇંદિરાજીની અકળતા એ જ એની રાજનીતિજ્ઞતાની મહાન શક્તિ છે. અને છતા એક એક કદમ રાષ્ટ્રની શાન, શૌકત અને સલામતી વધતાં જાય તેવાં જ ભરતાં આવે છે. કદી એથી વિરોધી પગલુ ભરાશે તે દિવસે દેશ જરૂર સાંખશે પણ નહિ પણ એમના પ્રત્યેક પગલાંનો વિરોધ કરનારા નવા અને જૂના નેતાઓ લોકસભાની ચૂંટણીથી ઇંદિરાજીને તથા ભારતની જનતાને સમજવામાં માર ખાતા આવ્યા છે. એમાં બાંગલા દેશના પ્રશ્ને અને ભારત-રશિયન મૈત્રીના પ્રશ્ને તો ખૂબ માર ખાધો છે.

## રશિયાના પ્રયાસો ને પડકાર

એમ કહી શકાય કે આખું જગત જ્યારે પાક-ભારતના પ્રશ્ને એક થઇને ભારત સામે મતદાન કરી રહ્યું ત્યારે ભારતના પક્ષે એક માત્ર રશિયા અને એના થોડા સામ્યવાદી દેશો અડીખમ જેવા ઊભા રહ્યા. સુરક્ષા સમિતિમાં બબ્બેવાર વેટો-પોતાનો ખાસ અધિકાર વાપરીને અમેરિકા અને એના પાકીસ્તાની મળતિયાઓને છક્કડ આપી ભારત વિરૂદ્ધ પગલું ન ભરવા દીધું.

રશિયાએ બંગાળના પ્રશ્ને રાજકીય ઉકેલ લાવવા પાકીસ્તાનને સમજાવ્યું યુદ્ધ ન વહોરવા સમજાવ્યું. પાકીસ્તાન ન સમજ્યું. ત્રીજી તારીખે પાકીસ્તાને આક્રમણ કર્યું. ભારતે વળતાં પગલાં લીધાં. ત્યારે રશિયાએ ફરી ચેતવણી આપી કે 'ઉકળ પાણા પગ ઉપર' કરીને કોઇ દેશે આમાં પડવા જેવુ નથી. ચીન ભારત સામે ફૂંફાડા કરવા માંડયુ, અમેરિકાએ એની ધૂર્તબાજી શરૂ કરી ત્યારે રશિયાએ ફરી ચેતવણી આપી કે આ તો રશિયાની સરહદો ને સલામતીને લગતો પ્રશ્ન છે. કોઈ વચમાં પડશો નહિ.

એનો અર્થ ચીન-અમેરિકા અને પાકીસ્તાનના મિત્રોને ગર્ભિત નહિ પણ ખુલ્લી ચેતવણી હતી કે જો કોઇ વચમાં પડશે તો રશિયાને પગલાં ભરવાની ફરજ પડશે.

## મૈત્રીકરારનું અર્થઘટન

ભારત-રશિયન મૈત્રી કરારનું અર્થઘટન બની રહેલી આ બધી બાબતોના સંદર્ભમાં થઇ રહ્યુ છે. મૈત્રીની આથી વધુ બીજી ખાત્રી કે સ્પષ્ટતા કઇ જોઇએ? રશિયા સામ્યવાદી છે છતાં ચીન અને અમેરિકા કરતા ભારતની અનેકગણું નજીક છે. બાંગલા દેશના પ્રશ્ને જગતને બતાવ્યું કે રશિયા

ભારતનું મહાન મિત્ર છે, ભલે એક માત્ર મિત્ર હોય તો પણ એ મહાન મિત્ર છે.

સામ્યવાદને નામે આપણી પ્રજાને ખૂબ ખૂબ ઉશ્કેરવામાં આવી છે. સામ્યવાદને નહિં સમજનારા ભોળા અને ભાવુક લોકોને એવી અસર પણ થતી જોવામાં આવે છે. પણ ભારતની પ્રજા મૂર્ખ નથી, અજાગ્રત પણ નથી. સિદ્ધાંતોનાં તર્કટ, નીતિના પાખંડ, ચારિત્ર્યના દંભ અને સંસ્કૃતિના ભ્રષ્ટાચારી વાણી વર્તન કરતાં સામ્યવાદ અનેક દરજ્જે ઊંચો છે, એમ અણીની વેળાએ ભારતને પડખે ઊભા રહીને રશિયાએ દંભીઓ અને સંસ્કૃતિના ભાવનાવાદીઓને દેખાડી દીધું છે, અને ભારત મિત્ર વિહોણું નથી એની પ્રતિતી કરાવી દીધી છે.

## મૂડીવાદ ને સામ્યવાદની મૈત્રી

પાક-ભારત પ્રશ્ને જગતનું એક મહાન આશ્ચર્ય બધી રીતે એકબીજાથી સામા છેડે આવેલા ચીન-અમેરિકા એક બન્યાં તે છે. પાકીસ્તાનમાં લોકશાહી નથી, ઇસ્લામશાહી પણ નથી પણ લશ્કરવાદી સરમુખત્યારશાહી છે. ચીન આવા લશ્કરવાદ અને સરમુખત્યારશાહીનું વિરોધી છે. ચીન કોઇ મઝહબમાં માનતું નથી. ચીનમાં ઇસ્લામ સહિત બધા જ મઝહબોને ભોંમાં ભંડારી દઇને નેસ્તનાબુદ કરવામાં આવ્યા છે.

અમેરિકા લોકશાહીમાં માને છે. અમેરિકા કોઇ મઝહબવાદમાં કે સરમુખત્યારશાહીમાં માનતું નથી. એ રીતે અમેરિકા ભારતની વધુ નજીક છે.

ત્યારે ચીન કે અમેરિકાને પાકીસ્તાનના મઝહબ કે લશ્કરી સરમુખત્યારશાહી સાથે કશો સંબંધ નથી. સામ્યવાદની દૃષ્ટિએ જોઇએ તો પણ ભારત અમેરિકા કરતાં પોતાના લોકશાહી સમાજવાદની પ્રગતિશીલતાને કારણે ચીનની વધુ નજીક છે. ત્યારે ચીન ઉદ્દામ સામ્યવાદી છે અને અમેરિકા ઉદ્દામ મૂડીવાદી. સામ્યવાદ અને મૂડીવાદ વચ્ચે છેલ્લાં ૩૦ વર્ષથી એ બન્ને દેશો વચ્ચે જ વધુ સંઘર્ષ ચાલી રહ્યો છે, છતાં પાકીસ્તાનના પ્રશ્ને ચીન અને અમેરિકા એક બન્યાં તે જગતની ભારે મોટી અજાયબી છે. એટલે કે પોતે જે પ્રશ્નને પોતાના રાષ્ટ્રના હિતમાં માન્યો એ પ્રશ્ને ચીન અને અમેરિકા બન્ને ધૂર્ત અને દગલબાજ છે. ત્યાં ચીનનો સામ્યવાદ અને અમેરિકાનો પ્રજાતંત્રવાદ બન્ને એક થઇને ઊભાં રહે છે. આંધળો પણ ઉકેલી શકે એવું આ પાખંડી રાજકારણ છે.

## ભારતનું ધર્મયુદ્ધ

ભારત હવે આર્થિક કે લશ્કરી સાધનોની સહાય બંધ કરવાની ધમકીથી, ચીન-અમેરિકા જેવાં અનિષ્ટ જોડાણોથી, ધૂર્તબાજીથી કે રાજકારણની દગલબાજ ચાલથી ડરીને કે એને વશ થઇને પોતાનાં રાષ્ટ્રીય હિતોને ભોગે કાંઇ કરશે નહિ. ભારત જ્યાં સુધી એને ફરજ પાડવામાં નહિ આવે ત્યાં સુધી ઉદ્દંડ બનીને વિશ્વ રાષ્ટ્રસંઘનો જેમ ઇન્કાર કરશે નહિ, તેમ એનાં અનૈતિક અને અન્યાયી પગલાંનો સ્વીકાર પણ કરશે નહિ. છતાં ભારતને પોતાની વિદેશ નીતિમાં આમૂલ પરિવર્તન કરવું પડશે. બિન-જૂથવાદની નીતિની સાથેસાથ ભારતે દરેક રાષ્ટ્રની જેમ પોતાનાં રાષ્ટ્રીય હિતોનો વિચાર પ્રથમ કરવો પડશે. પોતાનું ખમીર ઊંચું આવે, ખાનદાની અટલ રહે અને પોતાની સંસ્કૃતિનાં મૂલ્યો જળવાઇ રહે તેનો વિચાર કરીને પ્રત્યેક પગલું ભરવું પડશે. પણ રાષ્ટ્રનાં હિતો અને સાંસ્કૃતિક મૂલ્યોની જાળવણી માટે ક્યારેક ખતમ થઇ જતાં સુધી લડવું પણ પડે. અને દુનિયાની દગલબાજ સરકારોની સક્રિય રાહેના પાકીસ્તાનના આક્રમણ સામેનું ભારતનું યુદ્ધ સુરક્ષા અને સાંસ્કૃતિક મૂલ્યોનું જ બની રહ્યું છે.

## આદર્શો ને સિદ્ધાંતો માટે

રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કોઈ વસ્તુ એના એ સ્વરૂપમાં નથી રહેતી. તેમ પાક-ભારત અંગે મહાસમિતિએ જે ઠરાવ પસાર કર્યો છે, તેમાં એમાંથી એકેય પક્ષને આક્રમક નથી ઠરાવ્યો પણ યુદ્ધ વિરામ કરીને લશ્કરો પાછા ખેંચી લેવાની ભલામણ કરેલી છે.

ભારતે પોતાની સ્પષ્ટતા કર્યા પછી પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પોતાની સાચી વાત જગતને

સમર્જાવવાની કોશીશ કરેલી જ રહી.

ભારે વફાદારીથી લડતા ભારતીય જવાનોને ઇંદિરાજીએ યુદ્ધના આઠમે દિવસે સંદેશો પાઠવ્યો તે મુખ્ય ભારતનું યુદ્ધ સ્વમાન અને સંરક્ષણ માટે છે સ્વમાનના અને બિરાદરી માટે છે. તમામ ધર્મોના લોકો ભાઈઓ છે એવા મહાન સિદ્ધાંત માટે ભારત લડી રહ્યુ છે ભારત એક ભાવના છે, આ ભાવનાનો પાયો ઉદારતા અને વિચારોના ઉદાત્ત આદર્શનો છે.

## પાકીસ્તાનનો નાપાક જન્મ

ભારતે પોતાના પર લદાયેલા યુદ્ધનો સામનો કરવા જગતના દેશોને સમજાવવું પડે એવી પરિસ્થિતિ અત્યારથી અમેરિકા અને દગલબાજ ચીને ઊભી કરી છે, લોકશાહી, બિનસાંપ્રદાયીકતા અને તટસ્થતા માટે આપણે યુદ્ધ ખેલા રહ્યા છીએ ભારતીય ઉપખંડમાં શાંતિ માટે આપણે ૨૫ વર્ષથી મથતા આવ્યા છીએ ને શાંતિ માટે જ આ યુદ્ધ ખેલી રહ્યા છીએ.

કોઈપણ દેશ પોતાની સ્વાધીનતાને રૂંધનારી સુફિયાણી વાતો કે દરખાસ્તો બરદાસ્ત કરી શકે નહિ. આપણે આપણા વિચારો અને હેતુઓ દુનિયા આગળ રજૂ કર્યાં જ કરવા રહે. પછી કોઈને નહિ સાંભળવું હોય તે ભલે ન સાંભળે.

આમ તો પાકીસ્તાનનો જન્મ જ એક મઝહબી રાજકીય ફરેબમાંથી થયો છે. પાકીસ્તાનની રચના જ પાયામાંથી ખોટી છે. એ જૂઠમાંથી આજ સુધી અનેક જૂઠોની હારમાળાઓ રચાતી આવી છે. ભારતની એ કમનસીબી છે કે ભારતને કપાળે એક મઝહબી રાજ્ય રચવાનું કલંક લાગ્યું છે. પણ બંગાળ ઉપરના પાકના પાશવી અત્યાચારોથી એ કલંક ભૂંસાવાની સ્થિતિ આવી લાગી છે.

## ભલમનસાઈની ભૂલો

૨૫-૨૫ વરસથી એ કલંકને આપણા મહાન રાજપુરુષોએ એક વાસ્તવિકતા સમજી ને અતિ સૌજન્ય અને અતિ ભલમનસાઈથી જાળવ્યું છે. પણ એ ભલમનસાઈએ ભૂલોની પરંપરા જ સર્જી છે. વિશ્વના માંધાતા દેશોએ આપણી એ ભલમનસાઈનો ઉપયોગ આપણને મૂર્ખ બનાવવામાં અને કાયમ હિંદ–પાકના નાના મોટા પ્રશ્નોમાં ગોથાં ખવડાવવામાં જ કર્યો છે, જેથી પાકીસ્તાન અને ભારત કાયમ એમના એ શિયાળા અને કહ્યાગરા રહેતા આવે.

એ માંધાતા દેશોને ભારતના ભાવનાવાદની ખેવના કદી ન હતી, આજે પણ નથી વિશ્વના દેશો ઉપર આર્થિક અને રાજકીય પકડ રાખવા એમને મન લશ્કરી મથકોની દૃષ્ટિએ વ્યુહાત્મક ગણતરીમાં જ વધુ રસ છે.

## પાકીસ્તાનનું લશ્કરી મહત્ત્વ

પાકીસ્તાનમાં અમેરિકાએ લશ્કરી દૃષ્ટિએ પોતાનાં બે વ્યુહાત્મક મથકો ઊભાં કરેલાં. એક રશિયા સામે પેશાવર તરફ અને બીજું ચીન તરફ ગીલગીટ ઘાટ તરફ. કારણ કે અવિભાજ્ય પાકીસ્તાનને જેમ ભારતની સાત હજાર માઈલની વિશાળ સરહદ લાગુ પડતી તેમ એક બાજુ રશિયા, બીજી બાજુ ચીન, અને ત્રીજી ચોથી બાજુ ઇરાન અને અફઘાનીસ્તાનની સરહદો પણ લાગે છે. આથી બ્રિટન, રશિયા, ચીન અને અમેરિકા એમ ચારેય દેશને મન પાકીસ્તાનનું ઘણું મોટું મહત્ત્વ છે. ભારતને તો એક બાજુથી પશ્ચિમ પાકીસ્તાન અને બીજી બાજુથી પૂર્વ બંગાળ એમ સાણસામાં જ સડોવાયેલું આજ સુધી રાખેલું.

## સામ્રાજ્યવાદી ગીધડાં

આજે રશિયા સામે ચીનની તાકાત અને ચીનની બજારોમાં અમેરિકન માલની સંભાવના જોતાં અમેરિકા ચીન સાથેના સબંધો સુધારી રહ્યુ છે. અને ચીને તો પોતાના મુલકમાંથી ગીલગીટ ઘાટમાં થઈને ઠેઠ રાવલપીંડી સુધીનો રાજમાર્ગ તૈયાર કર્યો છે. જેથી અરબી સમુદ્ર સુધી પોતાનો માલ વહનનો અને રાજકીય સંબંધ જાળવી શકાય. પાકીસ્તાનનાં બજારોમાં પણ ચીનનો ડગલા ભર માત્ર આ કારણે કહેવાય છે. પાકીસ્તાનને મદદ આપ્યા કરે એ એનું રાજકીય મહત્ત્વ પણ ચીન માટે અમેરિકાથી વિશેષ છે. ચીનને નહી રહેલ છે ભારતનો લોકશાહી સમાજ

થશે. જેને કારણે દુનિયાની બીજા નંબરની ૫૬ કરોડની વસતી ધરાવતા દેશમાં માઓવાદ ફાલી શકતો નથી. અને ભારત મહાન બને તો દુનિયામાં ચીન અને અમેરિકાના આર્થિક અને લશ્કરી સામ્રાજ્યવાદ સામે એક ખતરારૂપ નીવડે. એશિયામાં ચીન-અમેરિકાની વગ ઓછી થાય. એશિયામાં ચીનને વધુ મહત્ત્વ આપવાની અમેરિકી ચાલ પણ એ કારણેજ છે.

## સરહદોનું રાજકારણ

બીજા વિશ્વયુદ્ધમાં વિજય મેળવ્યો છતાં બ્રિટનને બીજા નંબરની સત્તા બની જવું પડ્યું. એથી એનાં રાજકીય અને લશ્કરી હિતોને સંકોડવાં પડ્યાં છે. ત્યારે ચીન અને અમેરિકા સાથેના સંબંધો એનાં રશિયાને ભારતની મૈત્રીમાં પોતાનાં હિતો વધુ લાગે છે. પાકીસ્તાનની સરહદો એક બાજુ અને બીજી બાજુ ચીનની સરહદો રશિયાને લાગે છે. એટલે આ ઉપખંડમાં કોઈ રાજકીય ખળભળાટ થાય તેથી રશિયા અલિપ્ત ન રહી શકે. આ તમામ દૃષ્ટિને લક્ષમાં રાખીને ભારતે પગલાં ભરવાં પડે. પાક-ચીન વચ્ચેની સરહદની પતાવટમાં પાકીસ્તાને ભારતના કાશ્મીરનો હજારો માઈલનો પ્રદેશ ચીનને આપી દઈ ચીનને ભારતનું દુશ્મન બનાવ્યું છે ને પોતાનું મિત્ર બનાવ્યું છે.

## અમેરિકાનું દુશ્મન-પગલું

ભારત અને પાકીસ્તાન બન્ને ખોખાં થતાં રહે તો જ બન્નેનો લાભ ચીન-અમેરિકા કાયમ ઉઠાવી શકે. અમેરિકા અને ચીન આવાં ઘણાં કારણોસર ભારત સામે ઉઘાડાં ઊઠયાં છે. એક બાજુ ચીન અને ભારતની સરહદે ચીને સળવળાટ શરૂ કર્યો છે. બીજી બાજુ અમેરિકાનો અણુ સંચાલિત ૮૯ હજાર ટનના જહાજ એન્ટર પ્રાઈઝ ને વિનાશીકાઓ અને વિમાનોનો ગંજાવર કાફલો હિંદી મહાસાગરમાં આવી પહોંચ્યો છે. આજ સુધી કહેવાય છે તેમ એનો ઈરાદો બંગાળમાંના અમેરિકનોને બચાવવાને બહાને દબાવવાનો છે. કારણ કે આજે જ્યારે આ લખાઈ રહ્યું છે ત્યારે બંગલા દેશમાં કેવળ ૧૪૩ અમેરિકનો જ છે. એમને જવા માટે તો ભારતે પ્રત્યેક સુવિધા આપી છે. છતાં તેઓ ગયા નથી.

એટલે એક બાજુ વિશ્વરાષ્ટ્ર સંઘમાં અને બીજી બાજુ પોતાની તાકાત વડે અમેરિકા અને ચીન ભારતને દબાવવા બહાર પડ્યાં છે પણ બેયના પાસા અવળા પડ્યા છે ને બન્ને દેશોએ પરાજય જેવી નામોશી વહોરી છે.

## બંધુતા બંધારણમાં પડી રહી

ભારતની સ્થિતિ ઈંદિરાજીએ દિલ્હીના રામલીલા મેદાનમાં કરેલા ભાષણમાં અને યુનોના મહામંત્રી ઉપરના પત્રમાં ઘણી સ્પષ્ટ કરી છે. ભારતના બચ્ચે બચ્ચાને ગોખાઈ ગઈ છે એવી ભારતની સ્થિતિ સ્પષ્ટ છે.

આ યુદ્ધ ભારતે શરૂ કર્યું નથી. બંગલા દેશમાં જે નરસંહાર પાકીસ્તાને કર્યો એના પરિણામે ભારત માથે એક કરોડ શરણાર્થીઓને યોજનાપૂર્વક પાકીસ્તાને ધકેલ્યા છે. આ શરણાર્થીઓનો પ્રશ્ન પાકીસ્તાને નવ નવ મહિનાઓ સુધી ઉકલવા દીધો નથી. જગતના મોટા ભાગના રાષ્ટ્રોએ પણ આંખ આડા કાન કર્યા છે. કોઈ પણ પ્રજાની બહુમતિ ઉપર જુલમ ગુજરે અને પડોશના દેશમાં જ આ પાશવતા ચાલુ રહે ત્યારે પડોશના દેશો માટે સુરક્ષા, સલામતી અને માનવતાના પ્રશ્નો ઊઠે જ. વિશ્વરાષ્ટ્ર સંઘના બંધારણમાં પડેલી એ વાત છે કે બહુમતિ પ્રજા ઉપર જુલમ ગુજરે ને બહુમતિ પ્રજા પોતાના મૂળ દેશથી અલગ થવા ઇચ્છે તો તે થઈ શકે છે.

## નૂતન રાષ્ટ્રની અસહ્યતા શા માટે ?

પણ આમાંનો કોઈ પ્રશ્ન કોઈ રાષ્ટ્રે કાને ન ધર્યો. બ્રિટન ડહાપણપૂર્વક વિચારે છે. કોઈનો ય પક્ષ લીધા સિવાય, એ જ રીતે ફ્રાન્સ પણ ખૂબ ડહાપણપૂર્વક આ પ્રશ્નનો ઉકેલ માગે છે. પણ અમેરિકા અને ચીન સેન્ટો અને સીઆટોના પાકીસ્તાન સાથેના કરારો પણ આ પ્રશ્નમાં ઉપયોગી કરવા માગતાં હતાં. ને એ કરારમાં જોડાયેલા દેશોનું બળ ભારત વિરુદ્ધ વાપરવા માગતાં હતા. એમાં વધુ ભાગે મુસ્લિમ દેશો છે. જોર્ડન, સાઉદી અરેબિયા અને તુર્કસ્તાને પણ પાકીસ્તાનના પક્ષે પોતે

હોવાની ખુલ્લી જાહેરાત કરી છે, જ્યારે બાકીનાં દેશોએ ભારત વિરૂદ્ધ મતદાન કર્યું.

પરિસ્થિતિ કેવો વળાંક લે છે તે જોવાનું રહે છે. બંગલા દેશમાં પાકીસ્તાનના પતન પછી પણ પ્રશ્નનો ઉકેલ સહેલો નહિ રહે. કારણ કે જગતમાં એક નવા જ રાષ્ટ્રનો જન્મ થાય અને તે પાકીસ્તાનના બે ભાગ પડીને થાય એમાં મુસ્લિમ દેશોને પોતાનું મહત્ત્વ ઘટતું લાગે, ચીન અમેરિકાને પણ પોતાની આખી બાજી ઊંધી પડતી લાગે ને ભારતની સ્થિતિ અનેકરીતે વધુ સારી થાય તે ભારત વિરોધી વલણો લઇને બેઠેલા દેશો સહન જ કેમ કરી શકે?

## સુવર્ણ દેશ સરી ગયો!

બંગલા દેશ જમીનના ઉત્પાદનની દૃષ્ટિએ ઘણો સમૃદ્ધ દેશ છે પાકીસ્તાનને તો પોતાની ૫૭ ટકા આવક ખોવી પડે. બંગલા દેશનું સ્વતંત્ર અસ્તિત્વ ઊભું થતાં પાકીસ્તાન આર્થિક રીતે તો ભાંગી જ પડે. કારણ કે દર વર્ષે ૭૫૦ કરોડ રૂપિયા પાકીસ્તાનના વેપારીઓ અને ઉદ્યોગપતિઓ બંગલા દેશમાંથી કમાતા હતા. જમીનના બીજાં ઉત્પાદનોને કારણે કરોડો રૂપિયાનું હુંડિયામણ પાકીસ્તાનને ખોવું પડે તે વધારામાં, અને રાજકીય દૃષ્ટિએ બંગલા દેશ જગતનાં મુસ્લિમ રાષ્ટ્રોમાં ઇન્ડોનેશિયા પછી બીજા નંબરનો દેશ બને. ત્યારે પાકીસ્તાન આજે જગતનો સૌથી મોટો દેશ ગણાય છે તે ઘણો પાછળ પડી જાય આમ પાકીસ્તાન, ચીન, અમેરિકા અને મુસ્લિમ દેશોને તો પોતાના હાથમાંથી સોનાની ચકલી ભારતના હાથમાં ચાલી જતી લાગે. જ્યારે લશ્કરી દૃષ્ટિએ પણ ભારતની સીમાઓ બંગલા દેશની સરહદો સુધી સુરક્ષિત બને. બંગલા દેશ અને ભારત એક બનતાં એમની લશ્કરી અને રાજકીય તાકાત ઘણી વધી જાય.

## ભારત-બાંગલાનું મહત્ત્વ

બંગલા દેશ સાથે ભારતની સરહદો લગભગ ચાર હજાર કીલોમીટરની થાય અને પાકીસ્તાન સાથેની ત્રણ હજાર કીલોમીટર થાય. પરિણામે ભારતને પાકીસ્તાન સામે સાત હજાર કીલોમીટરની સરહદને બદલે ત્રણ હજાર કીલોમીટર જ સાચવવી પડે. સરહદો ઉપરનો આ એક જ પ્રશ્ન પાક-ભારત સંઘર્ષમાં ૬૦ ટકા ઓછો થઇ જાય. અને કદાપિ ભારત સામે પાકીસ્તાન યુદ્ધે ચડે તો તે દિવસે બંગાળ પણ પાકીસ્તાનની સામે ચડે. બંગલા દેશ અને ભારત વચ્ચેના અનેક કરારોમાં સંરક્ષણ કરાર મુખ્ય બની રહે. કારણ કે આવતાં વીસ વર્ષ સુધી તો ભારતે બંગાળને બધી પ્રકારે રક્ષણ આપવું જ પડે.

ચીનની ૭૫ કરોડની વસતી સામે ભારત અને બંગલા દેશની વસતી મળીને ૬૪ કરોડની થાય. સ્વાધીન બંગલા દેશને ઊભો કરવા ભારતને ખૂબ ખરચવું પડે. એક તો પાકીસ્તાને એને બધી રીતે શોષી લીધું છે. બીજું નવ મહિના દરમિયાન બાંગલા દેશને પાકીસ્તાને બધી રીતે ખુવાર કર્યો છે. કારખાનાંઓ ને શિક્ષણ સંસ્થાઓ ભાંગી નાખેલ છે. અને યુદ્ધને કારણે રેલ્વે, પૂલો, બંદરો, નહેરો, વીજળીનાં મથકો વગેરેની ખૂબ ખુવારી વેઠવી પડી છે. વળી કરોડો માણસોનો પુનઃ વસવાટ પણ ઘણો પરિશ્રમ અને ઘણાં સાધનો માગી લે છે.

## સમસ્યા ઉકેલની સંભાવના

આ બધું જોતાં ભારતે અને બાંગલા દેશે પોતાની ગરીબી સામે સંયુક્ત બળે જંગ માંડવો પડે. જેમ લશ્કરી અને રાજકીય દૃષ્ટિએ બન્ને દેશોનું મહત્ત્વ ઘણું વધી જાય તેમ ભારતની કેમવાદની જટિલ સમસ્યા ઉપર પણ એના ઘણી શુભ અસરો થવા સંભવ છે.

પાકીસ્તાનનો જન્મ અકુદરતી રીતે માત્ર ધૃણામાંથી થયો છે. ભાગલા પાડીને રાજ કરવાની પશ્ચિમની ગોરી સત્તાઓ એની જન્મદાતા છે. પહેલાં અવિભાજ્ય ભારતની બે મહાન કોમોમાં ઝેર રેડવી ભાગલા પડાવ્યા અને પછી ભારતના ભાગલા પડાવ્યા. એમાં હિંદુ-મુસલમાનોની ધર્માંધતા અને પછાતપણાએ પણ ઘણો મોટો ભાગ ભજવ્યો છે.

## નફરતની પાક-જેહાદ

ભારતના ધર્માંધ હિંદુઓના દિલમાંથી જેમ

ભારતના ભાગલાનો ડંખ દૂર નહોતો થયો તેમ ભારતમાં રહેલા મુસલમાનોને તો તે બહુ વસમું થઈ પડ્યું. એમાંના મોટા ભાગના કોમવાદી મુસલમાનોને પોતાનું માદરેવતન પાકીસ્તાન જ લાગ્યું. જ્યારે પાકીસ્તાનને સદાય એમ લાગ્યા કર્યું છે કે હિંદુસ્તાન ઉપર એક દિવસ એમનું રાજ્ય હતું. આ રાજ્ય છેવટ રાજ્યજેવું રહ્યું જ ન હતું. બાકીનું અંગ્રેજોએ પચાવી લીધેલું. છતાં હિંદુઓ કરતાં બધી રીતે પોતાને ઊંચા જ માનતા આ પાકીસ્તાને હિંદુઓ તરફ સદા નફરતથી જ જોયા કર્યું છે.

ભારતમાં રહેલાં મુસલમાની રાજ્યોને એ મુસલમાની માલીકીનાંજ ગણતું રહ્યું છે. એટલે નાનાં મુસલમાની રાજ્યો ઉપરાંત ભોપાળ, જુનાગઢ, હૈદ્રાબાદના પ્રશ્ને પાકીસ્તાને, દુશ્મનાવટભર્યું વલણ જ અખત્યાર કર્યું છે. ભાગલાના અનેક પ્રશ્ને સદાય દુશ્મનાવટ દાખવતું આવ્યું છે. એટલું જ નહિ, પણ ભારતના મુસ્લિમોનું પોતે 'હામી' હોય એમ પ્રત્યેક પ્રસંગે ભારતીય મુસલમાનોને ઉશ્કેરતું રહ્યું છે, અને હિંદુઓ પ્રત્યેતિરસ્કારભર્યાં પગલાં ભરતું આવ્યું છે.

## ભારતીય મુસલમાનો

છેલ્લે કાશ્મીરના પ્રશ્ને પણ એ જ કોમ અને મઝહબના પાયા ઉપરના બે રાષ્ટ્રના સિદ્ધાંત સુધી જગવતું આવે છે. આ સ્થિતિને કારણે ભારતના મોટા ભાગના મુસલમાનોમાં ભારત પ્રત્યે જે વફાદારી જન્મવી જોઈએ તેનાથી વિરૂદ્ધ લાગણી જ થતી આવી છે. એટલું જ નહિ, પણ ભારતીય મુસલમાનોની નવી પેઢીમાં પણ એ ઝેર ઊતરતું આવ્યું છે. બીજી બાજુ ભારતમાં હિંદુઓમાં જ્યાં ધર્માંધપણું રહેલું છે ત્યાં આના વિપરીત પ્રત્યાઘાતો પડતા આવ્યા છે, અને એમાંથી અવારનવાર કોમી હુલ્લડો ફાટી પડે છે. પાકીસ્તાન આવી પરિસ્થિતિ ચાલુ રખાવાની એક પણ તક જવા દેતું નથી.

### અલગતાની ઉશ્કેરણી

ભારતમાં પણ બંગલા દેશથી થોડા ઓછા છથી સાડા છ કરોડ મુસલમાનો છે. ભારતના આઠમા ભાગની પ્રજાને પાકીસ્તાન આ રીતે ભારત વિરૂદ્ધ સદાય ઉશ્કેર્યા કરે છે. આ સાત કરોડમાં ઘણા મુસલમાનો રાષ્ટ્રીય છે, પણ ઘણા મુસલમાનો ઘણી રીતે પછાત છે. મઝહબ એ જ એનું મધ્યબિંદુ રહે છે, અને મુસલમાનો એ જ એના ભાઈઓ રહે છે. પછી દુનિયાના ગમે તે પડના મુસલમાનો હોય. એ રાષ્ટ્રીય મુસલમાનોનો કે ભારતના લશ્કરના બિરાદર મુસલમાનોનો ઘડો ઓછો લે છે.

આ પછાત મુસલમાનોને કારણે જેમ સામાજિક સુધારાની રીતે સમગ્ર દેશ આગળ વધી શકતો નથી, તેમ રાષ્ટ્રીય વિકાસનાં કાર્યોમાં મુસલમાનોનો યોગ્ય ફાળો મળતો નથી. સામાન્યરીતે તેઓ ભારતીય વિકાસ પ્રત્યે ઉદાસીન રહે છે. મૌલવીઓ તેમને મઝહબને નામે નીચોવવા અને પોતાના બંદા તરીકે રાખવા કોઈ પણ પ્રકારના સામાજિક કે રાજકીય પ્રગતિ કે વિકાસથી દૂર જ રાખતા આવે છે. મુસલમાનોના રાજકીય આગેવાનો અને બીજા ઘણા રાષ્ટ્રીય આગેવાનો પણ ચૂંટણીનાં પોતાનાં હિતોને કારણે મુસલમાનોની અલગતાને પોષતા આવ્યા છે.

## કોમવાદના ઝેરી ફૂત્કાર

આ રીતે જોતાં ધર્માંધ અને પછાત એવા ભારતીય મુસલમાનોની પાકીસ્તાન-પરસ્તી ભારતના સામાજિક રાજકીય અને આર્થિક વિકાસને અવરોધરૂપ રહેતી આવે છે. લઘુમતિને નામે એના ધર્માંધ નેતાઓ આ મુસલમાનોને અનેક બહાને ઉશ્કેરતા રહે છે. હિંદુ-મુસલમાનના કશા જ ભેદભાવ ભારતમાં ન હોવા છતાં મુસલમાનો પ્રત્યે સરકાર કે સરકારો અવગણનાભર્યો વર્તાવ રાખે છે એટલે કે હિંદુઓના રાજમાં મુસલમાનો પ્રત્યે ગેરવર્તાવ જ થાય એવા બહાનાં તળે મુસલમાનોનાં જુદાં સંગઠનો નિભાવે છે. આવાં સંગઠનો દેખાવ રાષ્ટ્રીયતાનો કરે છે ને કોમવાદને વકરાવ્યા કરે છે, એટલું જ નહિ પણ ભારતની લોકશાહીનો સરેઆમ લાભ ઉઠાવી એવાં અખબારો કાઢે છે, વાણી સ્વાતંત્ર્યનો પૂરો ગેરલાભ

થઈ પાકીસ્તાન તરફી કોમવાદી આમ જાગ્રતી રાખે છે.

## દ્વીરાષ્ટ્રનો ઘાતક સિદ્ધાંત

આ પાકીસ્તાન પરસ્તીથી જે કોમવાદ ભારતમાં સદાય ધુંધવાયા કરે છે, ભારતના પ્રગતિ અને વિકાસ પ્રત્યે જે સતત અભાવાત્મક ઉદાસીન અને નકારાત્મક અને વિરોધાત્મક હુતાશ સળગાવ્યા કરે છે અને ભારતની ચતુર્વિધ પ્રગતિ આડે જે પહાડ સમી સમસ્યા ઊભી કર્યા કરે છે એનો સૌથી મોટો ઉદ્દેશ કોમ અને મઝહબના પાયા ઉપર રચાયેલ દ્વીરાષ્ટ્રના સિદ્ધાંતના વિસર્જનમાં છે. આ સિદ્ધાંતની ઈમારત એટલે પાકીસ્તાન. એટલે પાકીસ્તાનના વિસર્જનમાં જ એનો ઉદ્દેશ રહેલો છે.

ભારતે એ સિદ્ધાંત માન્ય નથી કર્યો પણ પાકીસ્તાન માન્ય કર્યું છે. પણ પાકીસ્તાનની બુનિયાદ જ એ સિદ્ધાંત હોવાથી એની જડ ઊખેડવી જ પડે. ૨૫ વર્ષ સુધી ભારત માટે રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય મુસીબતો અને પરેશાનીઓના ગંજ ખડા કરતા જઈને છેવટ પાકીસ્તાને જ બંગાળમાંના પોતાના મઝહબી બિરાદરો ઉપર નારકી યાતનાઓનો પ્રલય વર્ષાવીને એ જડ ઊખેડી નાખી છે. એટલે પાકીસ્તાનના વિસર્જનમાં ભારત પાકીસ્તાન અને બંગલાદેશ એમ ત્રણેય દેશોનું હિત રહેલું છે.

## પાકીસ્તાનનું વિસર્જન

પાકીસ્તાનના વિસર્જનની આ ક્રિયા બંગલાદેશ મુક્ત બનતાં શરૂ થઈ ગઈ છે. આ ક્રિયા પાકીસ્તાનના પોતાનાં કારણે જ થઈ છે. એનાં સર્જનમાં જ એનાં વિસર્જનનાં કારણો પડેલાં હતાં. પાકીસ્તાનનો જન્મ જ અકુદરતી રીતે થયો. પઠાણો સિવાય બાર કરોડના પાકીસ્તાનમાંથી બીજા કોઈ અંગ્રેજી સલ્તનતથી મુક્ત બનવા લડેલ નહિ. સાવ મફતમાં જ વિશાળ રાજ્ય મળ્યું.

હરામની મિલકતો લાંબો કાળ હજમ ન થાય કારણ કે એ હરામીપણું માનવીના ચારિત્ર્યનું ખંડન જ કરતી જાય. સામંતશાહી અને બાદશાહી રીતરસમમાં જ ટેવાયેલા વિલાસી મુસલમાનોના હાથમાં પાકીસ્તાન પડ્યું. જૂઠો મિજાજ, મધ્યયુગી માનસ, ધમકીની ભાષા, ખાનદાનીનો જૂઠો રૂઆબ ને દેખાવ; ધર્માંધપણું અને સુરા તથા સુંદરીમાં ડૂબેલા પાકીસ્તાની રાજકર્તાઓ દ્વારા પાકીસ્તાનની પ્રજાનું ચારિત્ર્ય ઊભું થવાને બદલે વધારે વણસતું ગયું.

## અબુદ્ધિનો ઘમંડ

ભારત-હિંદુઓ નિર્માલ્ય હોવાનો જ ખ્યાલ પંદરસો વરસથી મુસલમાનો પોષતા આવ્યા છે. ભારત માથે પ્રથમ જે મુસલમાનો ચડી આવ્યા તે ઝનુની હતા, ભૂખ્યા હતા અને સુરા સુંદરીમાં ડૂબેલા હતા. યુદ્ધોમાં પણ હજારો સ્ત્રીઓના હરમ સાથે ફેરવતા. રાજપૂતો એમની સામે બળવાન હતા. પણ એ કુલાભિમાનની સંકુચિતતામાં અને ખોટા અહંમાં ફસાયેલા હતા. પરિણામે નાનાં વર્તુળો વાળીને બેસી ગયેલા. કુલાભિમાને એમનામાં અનેકતા સર્જી. ખોટા મદને કારણે કુનેહનો ઘણો અભાવ. પરિણામે મૂઠીભર મુસ્લિમો ભારત ઉપર સર્વોપરી થઈ બેઠા.

## જાગૃત ભારત

રાજપૂતયુગ નાશ પામ્યો. મુગલાઈ ખતમ થઈ, પણ પાકીસ્તાનને કારણે એ મુગલાઈ અહંકાર ફરી મુસલમાનોમાં પેદા થયો. કારણ કે મુસલમાની રાજ્ય ઊભું થયું. એક રાજકર્તા કોમનો ઘમંડ આખી પ્રજામાં વ્યાપેલો રહ્યો. એથી માત્ર કાશ્મીરના પ્રશ્ને જ નહિ, પણ તમામ ક્ષેત્રે ભારત પ્રત્યે નફરતની જેહાદ ૨૫ વર્ષથી પાકીસ્તાન ગજવતું આવ્યું છે.

આમ ધિક્કાર, વિલાસ અને નિર્જીવતાના રાજકારણમથી પાકીસ્તાન નિર્બળ બનતું ગયું ભારત પોતાના પ્રત્યેક ક્ષેત્રની ઉદારતા અને પ્રગતિશીલ માનસને કારણે વિકાસ સાધતું ને બળવાન બનતું ગયું. ચીન સાથેની મૈત્રી અને યુદ્ધમાં પછડાટ ખાધા પછી ભારત જાગી ગયું. સુરક્ષાના ક્ષેત્રે બળવાન બનતું ગયું. વિશ્વની આઠમા નંબરની બળવાન સત્તા પ્રાપ્ત કરીને ઉત્તરોત્તર લોકશાહી ઢબે વિકાસ કરતું ગયું.

## પાક-પતનના પેટાળમાં

ગયા માર્ચ માસમાં યાહ્યાખાને બંગલા દેશ ઉપર પોતાનાં લશ્કરી ધાડાં છૂટાં મેલ્યાં ત્યારે બંગાળીઓને તેઓ ધર્મે મુસલમાન પણ હિંદુનાં હૈયાં વાળા ગણતા હતા. એટલે કે કાફિરોના તરફદાર. પરિણામે પોતાના મઝહબી બિરાદરો ઉપર જ અત્યાચારના દોર છૂટા મેલ્યા. લશ્કરે લૂંટફાટ આદરી, સ્ત્રીઓ ઉપર અત્યાચારો શરૂ કર્યા, જે બંગલા દેશ મુક્ત બન્યો ત્યાં સુધી ચાલ્યા. અને બંગાળની લાગણી કેળવવાને બદલે બંગાળના સર્વનાશનો જ પાઠ લશ્કરે નાટારંભ ખેલ્યો.

પરિણામે બંગાળીઓના હૃદયમાંથી પાક પ્રત્યેની કોઈ ધાર્મિક લાગણી ખૂણે ખાંચરે પડી હોય તે પણ નાશ પામી. બંગાળ સંપૂર્ણપણે પાક વિરોધી બની ગયું. બીજી બાજુ લશ્કર શિથિલ હતું અને લૂંટ, વ્યભિચાર અને સર્વનાશ કરવાની પાશવતાથી વધુ શિથિલ બન્યું. આવા લશ્કરમાં પોતાના વતન કે મઝહબને નામે લડવાનું ચારિત્ર્ય ક્યાંથી પેદા થાય? તાકાત ક્યાંથી પેદા થાય? પરિણામે ઉચ્ચમાં ઉચ્ચ લડાયક સાધનો હોવા છતાં પાક સૈનિકોમાં લડવાનું ખમીર જ નહોતું. પૂર્વ બંગમાં એ લડયા, પણ નિર્માલ્યની જેમ ઠેર ઠેર હથિયાર ને દારૂગોળો છોડી છોડીને ભાગતા ગયા એમાં બહાદુર વ્યક્તિઓના અપવાદ હોઈ શકે, પણ પૂર્વ બંગમાં સમગ્રપણે પાકીસ્તાનનું લશ્કર ભાડુતી ગુંડાઓ જેમ જ વર્ત્યું છે.

### હોણી અણહોણી નહિ

બીજી બાજુ ભારતનું ઉચ્ચ તાખમ, સાબુત બુદ્ધિ, કુશળ આયોજન તથા ન્યાય તથા નીતિના અપૂર્વ જુસ્સાને કારણે માત્ર દસ જ દિવસમાં સાડાસાત કરોડની પ્રજાને મુક્તિ અપાવી શકયું. ઈતિહાસે તે અદ્વિતીય છે. વિશ્વના ઈતિહાસમાં આવડા મોટા દેશની આટલા ટૂંક ગાળામાં મુક્તિ અપાવ્યાનો દાખલો નોંધાયો નથી.

આમ પાકીસ્તાનનો એક પંડ જેવડો ભાગ કપાઈ જતાં બાકીનું પાકીસ્તાન પોતાના જ પાપે વિશ્વની ભૂગોળમાંથી પોતાનું મહત્વ ગુમાવી બેઠું છે. સિંધ, પુખ્તુનીસ્તાન અને બલુચીસ્તાનને હવે પંજાબીઓ પોતાની આણ નીચે એકસૂત્રે કદી નહિ બાંધી શકે. બંગલા દેશને પાકીસ્તાની આણ નીચે વિશ્વની કોઈ તાકાત લાવી ન શકે.

### આપઘાતની પણ તેવડ નહિ!

એટલે બાકી બચેલા પાકિસ્તાન ધિક્કાર અને મઝહબી બાંગો પડતી મેલીને પોતાના પ્રગતિ અને વિકાસ માટે, જગતનાં આગળ વધતાં અન્ય રાષ્ટ્રો સાથે કદમ મિલાવવા માટે આમૂલ પરિવર્તન લાવવું પડે.

પ્રશ્ન એ થાય છે કે પાકીસ્તાનના રાજકર્તા માંધાતા સાચું લોકશાસન પાકીસ્તાનની જનતાને આપવા માટેની શુભ દાનત ધરાવે છે ખરા?

ભારતના હાથે ઘોર પરાજય વહોરવા છતાં એની સાન ઠેકાણે આવી હોત તો યહ્યાખાને આપઘાત કર્યો હોત. કારણ કે એના લશ્કરશાહી રાજકારણે બંગાળને હાથમાંથી ખોયું છે ને પાકીસ્તાનને ન ભૂંસાય તેવી નામોશી અપાવી છે. પણ યાહ્યાખાનને હાથે પાકીસ્તાનની કબર ખોદાવા છતાં લશ્કરશાહી તંત્ર જેમનું તેમ અકબંધ રહ્યું ન તો પાકીસ્તાની પ્રજાએ લશ્કરશાહી તંત્ર સામે બળવો પોકાર્યો છે કે હવે રાજકર્તા લશ્કરી માંધાતાઓના હાથે બાકીના પાકીસ્તાનનું વિસર્જન કરાવવા અમે ઇચ્છતા નથી. જે ઉશ્કેરાટ યાહ્યા વિરુદ્ધ દેખાય છે તે ભુટ્ટોના પક્ષની રાજરમત છે. પ્રજાપ્રકોપ નથી.

પાકીસ્તાનની ૨૫ વર્ષની અવળી નીતિને પ્રથમ બ્રિટને ઉત્તેજન આપેલું. હવે અમેરિકા અને ચીન લશ્કરી સાધનો, આર્થિક સહાય અને અવળી મતિ દ્વારા ઉત્તેજન આપી રહેલ છે. પરિણામે પાકીસ્તાન સાથે ચીન-અમેરિકાએ પણ વિશ્વના રાજકારણમાં છક્કડ ખાધી અને પ્રતિષ્ઠા ગુમાવી. છતાં કોઈની સાન ઠેકાણે નથી આવી.

### વેર મૈત્રિ તરફ વળશે?

માની લઈએ કે 'ખાંડા બોળદ્' બખ્તારહ્

આપીને રાષ્ટ્રપતિ જુદો પાક-પ્રજાને મનાવી લે. લોકશાહીનું ઓઠું ઊભું કરી દે, પણ પાકીસ્તાનના આગેવાનો પણ લશ્કરી માંધાતાઓના જ માનસના નથી? બંગાળ સિવાયના પાકીસ્તાનના સૌથી મોટા પક્ષના આગેવાન જ. ભુટ્ટોએ પોતાની વગ ભારત વિરુદ્ધના ધિક્કાર અને તિરસ્કાર ઉપર જ બાંધી છે. એના હાથમાં રાજ્ય આવતાં હવે પાક-પ્રજાને કયા સૂત્રો ઉપર ખેંચી શકશે? કોઈ રચનાત્મક ભૂમિકા આજ સુધી પાકીસ્તાનમાં બંધાઈ નથી. એટલે ફરી ભારત તરફના તિરસ્કારની આગ જલતી રાખે તો ફરી કાશ્મીરના પ્રશ્ને યુદ્ધ સળગી જ ઊઠે. દિલ્હીની ગાદીએ મુસલમાનો જ હોવા જોઈએ એવા તરંગખી માનસના જ એ બધા વારસદારોને કાશ્મીર પછી બંગાળ જતાં ભારત પ્રત્યે વધુ વેર ન બંધાય?

## એ અંજામ આખરી હશે

પણ એ વેર લેવા જતાં ૧૯૪૭મા પાકીસ્તાન પાછું પડ્યું. ૧૯૬૫માં તાશ્કંદ કરારે એને બચાવી લીધું. પણ ૧૯૭૧માં માત્ર ૧૪ દિવસમાં પાકીસ્તાને અર્ધું ઉપરાંત ભાગ ગુમાવ્યો. પણ હવે ફરી એવી ગુસ્તાખી કરવા જાય તો બાકીના પાકીસ્તાનને એકથી બીજા છેડા સુધી માપી લેવા પૂરા સાત દિવસ પણ નહિ થાય. આમ ભારતની તાકાત, એનો અસીમ જુસ્સો અને લોખંડી નિરધારનો પરચો પાકીસ્તાનને મળી ગયો છે. એટલે પાકીસ્તાનનું સંપૂર્ણ વિસર્જન ભારતને હાથે કરાવવું હોય તો જ એવી વેર લેવાની હોડ બકે. પાકીસ્તાન ચીન-અમેરિકા કે મઝહબને નામે દોરાયા જ કરશે તો એનો બીજો કોઈ અંજામ નથી.

ભારત સાથે દોસ્તીના દાવે જ પાકીસ્તાન આગળ વધી શકે. એ માટે ભારતે અનેકવાર બિન-આક્રમણના કરારો કરવા પાકીસ્તાનને અપીલ કરેલી. પણ ભેજાગેપ લશ્કરી માંધાતાઓને બળ દ્વારા ભારતને ભરી પીવાના જ મદાંધ કેફમાં હતા નામોશીભર્યો પરાજ્ય પામ્યા પછી વાહ્યાખાન ને ભુટ્ટો કહી રહ્યા કે યુદ્ધથી કોઈવાતનો ઉકેલ ન આવે એમ તો અમે પહેલાથી કહી રહ્યા છીએ.

## પાકપરસ્ત ભારતીય મુસલમાનો

હાર્યા પછી જે કહી રહ્યા છે તે બાકી બચેલી ભારત સાથેની ત્રણ હજાર માઇલની સરહદે અમલ-ચેનથી આગળ વધવા, ભારત સાથે ધૃણાને બદલે ભાઈચારો કેળવે તો જ ભારત-પાકની ભાઇબંધીનો કાયમી ઉકેલ મળે.

આ માટે પાકીસ્તાની પ્રજામાં ભારત વિરુદ્ધ નફરત કેળવવાનું અને ભારતના મુસલમાનોને બેવફા બનાવવાનું પાકીસ્તાને છોડી દેવું જોઇએ. ભારતમાં કોમવાદનાં કઠપૂતળાં ખેલાવવાના દોરીસંચાર બંધ કરે, ભારતના મુસલમાનોના હામી બનવાનું છોડી દે, દિલ્હીની સલ્તનત ભોગવવાનો મેલો ડોળો ધોઈ નાખે અને હિંદ પ્રત્યેનું એના હૈયામાં ઝેર ઘોળાતું અટકે તો જ એ શક્ય બને.

## ધર્મને નામે ભાન ભૂલેલા

મુસલમાનોના દુર્ભાગ્યની વાત છે કે પહેલાં અરબસ્તાનના મુસલમાનો જ એમને મુસલમાન લાગતા. એ પછી પાકીસ્તાન એમને માદરે વતન લાગે છે. કરાંચી ને રાવળપીંડી એના મક્કા મદીના બન્યા છે. એટલે બંગાળના મુસલમાનો જેમ પાકીસ્તાનને મુસલમાનો ન લાગ્યા તેમ ભારતના મુસલમાનોમાંથી મોટા ભાગના મુસલમાનોની પણ એ જ લાગણી આ નવ મહિના દરમિયાન દેખાણી છે.

## ધર્માંધો સમજશે ખરા?

એટલે પાકીસ્તાનથી બંગલા દેશ જુદો પડતાં ભારતના ધર્માંધ મુસલમાનો ઉપરથી જે લાગણી બતાવે તે, પણ અંદરથી તો વધુ વેરઝેરથી બળે તેવો સંભવ છે. એક જ પરચો એમના માનસમાં પલટો લાવી શકે કે જગતનાં મુસ્લિમ રાષ્ટ્રો કદી ભેગાં થઇ શકે તેમ નથી. થાય તેથી પાકીસ્તાનને એની દેવા-ળિયા રાજનીતિમાથી બચાવી શકે તેમ નથી. વળી પાકીસ્તાનની પડખે જગતનાં મહાન રાષ્ટ્રો હોય તો પણ હવે તે ભારતની આળ કરવા જતાં સંપૂર્ણરીતે ખતમ થઈ જશે એવો ભારતના બળનો ચમત્કાર જગતે જોયો છે. એટલે ભારતના ધર્માંધ મુસલમાનો

પાકીસ્તાન પરસ્તી છોડે, બંગલા દેશનો ધડો લે અને ભારત પ્રત્યે વફાદારીથી વર્તે તો ભારતના ધર્માંધ હિંદુઓ પણ હિંદુ રાષ્ટ્રવાદની વાત છોડી દેશે. ભારત અને પાકીસ્તાનની પ્રગતિ અને વિકાસનો પાયો અહીં પડ્યો છે.

હવે પાકીસ્તાન ભારતમાં આવીને મુસ્લિમ બહુમતિનું કોઈ રાજ્ય ઊભું કરી શકે તેમ નથી. ધર્મઘેલછાના પ્રસંગે પાકીસ્તાન ભારતીય મુસલ-માનોનું ઝંડાધારી બની ભારતમાં દોડી આવી શકે તેમ નથી. અને એમ કરવા જતાં પાકીસ્તાન વધુ ખંડમાં વહેંચાવાનું છે ને પાકીસ્તાનનું નામોનિશાન નેસ્તનાબુદ થઈ જવાનું છે તે ભારતના પાક. તરફી મુસલમાનોએ હવે સમજવું જોઈએ. નહિ તો પછી કોઈ પાકીસ્તાન નહિ હોય; હશે બલુચીસ્તાન, પંજાબ, સિંધ અને પુખ્તુનીસ્તાન અને તે બંગલા દેશની જેમ મઝહબ શાસિત નહિ પણ લોકશાસિત હશે.

એટલું જ નહિ પણ બંગલા દેશને ન સ્વીકારવાનું ચીન–અમેરિકાનું વલણ પણ પાકીસ્તાનને ભારતનું વેરી બનાવી રાખશે. એની ઉશ્કેરણીભરી રાજરમત ભૂટ્ટો જેવા આવેગશીલ અને અસ્થિર રાજપુરૂષને વધારે પછડાટું ખવરાવશે. આજે એક બાજુ પાકીસ્તાનના મોટા મૂડીવાદીઓ અને બીજી બાજુ નવાબોના એશો આરામ ઉપર પાક–પ્રજાને રીઝવવા અને પોતે સમાજવાદી દેખાવા ભલે ઉથલા મારે, પણ જ્યાં સુધી સમાજવાદને નીતિ સિદ્ધાંત તરીકે બંધારણ પુરઃસર ન સ્વીકારવામાં આવે ત્યાં સુધી એ બધા પ્રજાને છેતરવાના ચમકારા જ નીવડ-વાના. એનું આખર પણ અયુબશાહી જેવું જ થશે. પણ યાહ્યાખાનને અઢી વરસ મળ્યાં એટલાં ય ભૂટ્ટોને નહિ મળે.. પાકપરસ્ત ભારતીય મુસલમાનોને આ ભૂલવા જેવું નથી.

પૃષ્ઠ ૭૨૪ થી ચાલુ ]

કમા પાલીઆની એક દીકરી કચ્છમાં પાંચ ગામના જાગીરદાર કાના કલ્યાણ વેરે આપેલ. કચ્છ-માં દુકાળ પડતાં કચ્છના રાવ ભારમલ રાતના વખતે ઘોડે ચઢી ટીંબા ગામે કાના કલ્યાણ પાસે ગયેલા. કાનોભા કોચવાણા કે નાણાં માટે આંગણે આવીને અમને ખોટય બેસાડી. અમને તો ભૂજથી જ કહેવરાવવું જોઇએ. પછી કોરીઓનાં ગાડાં ભરી ભૂજ પહોંચાડેલ. એનો દુહો કહેવાય છે:

કાને કોરી ક્રોડ, રાકે ઠીની રોકડી;
હીન ચારણુજી જોડ, હુવો ન હુંદો ડેશમેં.

કમા પાલીઆનો એક ભાણેજ વડોદરા રાજ્યના ગાયકવાડ સરકાર મલ્હારરાવનો અંગત નિત્ર હતો. તેનું નામ રામ કુનો. એના ઘરમાં અઢળક સોનું હતું. હાથે હાથનાં કશીઆં એટલે કોશ જેવા સોનાના લાટા અને ચરૂ ભરી સોનામહોરો હતી.

મલ્હારરાવ બાબારાવના હાથે કેદ પકડાયા ત્યારે એ રામ કુનાના ઘર ફરતા ચોકી પહેરા મુકાઇ ગયા. રામ કુનો હેઠપમાં (ફાળમાં) મરણ પામ્યા.

ત્યારે કમા પાલીઆની માસીઅણ એનના બેટા નામે આલા ઝાપશાએ કમ્મર બાંધી. બંધીઆ ગામના દરબાર પાસેથી જબાદ ઘોડી મેળવી. રામકુનાનાં પત્ની અને છ માસના પુત્ર માણસુરને બાવાના વેષે ભાઠલા લઈ આવ્યો. તે પહેલાં પાંચ ફેરા કરી રામકુનાની અઢળક મિલ્કત બાવાના વેશે ઝોળીઓ ભરીને જબાદ ઘોડી ઉપર ભાઠલા ભેળી કરેલી.

આવા હતા એ કાળના ચારણો. વેપાર કરી જાણતા. યુદ્ધ ખેલી જાણતા. ધરમ નીમમાં રહેતા, વગડા વેઠતા અને જાન હોડમાં મુકતાં ન ખચકાતા.

ભીમોરા ચોવીસીના દરબારો કમા ભગતને પ્રતાપે પાલીઆ ચારણોને પૂજનીક ગણતા આવ્યા છે. એ દરબારોએ પાલીઆ ચારણોને જાગીરો પણ આપેલ છે. જસદણ તાબાના પાલરવભા પાલીઆના ભત્રીજા દાદા અને અમરા પાલીઆને આવી જમીનો આપી વસવાટ કરાવેલ છે.

આ તો કાળનાં કામ કરમ ધરમ અને માનવ વ્યવહાર તથા માનવી કેવાં ટેકીલાં હતાં એનો કાળના પ્રવાહનો આ બધો પરિચય છે.

# શોધયાત્રા (૯)

રતુભાઈ રોહડિયા

તા. ૩–૨–૬૯, ના રોજ અગાઉ કહી ગયા પ્રમાણે અમે મજાદરને પાદર પહોંચ્યા. ગામ ઝાંપા લગોલગ જ કવિશ્રી કાગનો તોતિંગ દરબારગઢ છે. એવો જ માલ-ઢોર અને ખેડનો જબ્બર ઝખીરો છે.

કવિરાજ હોકો પીતાં પીતાં વાક્‌ધારા વહેતી મૂકી, જાણે નદીનું પૂર જ જોઈ લ્યો. એ પૂરમાં અમોને અમારી વાત કરવાનો મોકો જ ન રહ્યો. કવિના કુળ વિષે કવિને મોઢે અમે કશું જ જાણી ન શક્યા, કે ન કવિવરે અમારા કાર્યમાં કોઈ રસ લીધો.

અન્યત્ર કવિ કાગના કુળ વિષે ઘણીવાર ઘણું લખાઈ ગયું છે, એનો થોડો આધાર લઉં, અને થોડું હું જાણું છું એ ઉમેરું તો કાગ કુળનો પરિચય ટૂંકમાં આ રીતે આપી શકાય.

કચ્છપતિ રા' લાખો ફુલાણી ભારે પ્રતાપી હતો. તેના દરબારમાં ઓખાના ત્રણ ચારણ ભાઈઓ–કવિઓ રહે. બીજલ સોમંગ અને ફુદો.

એકવાર રા' લાખાના દરબારમાં એક કવિ લાખા ફુલાણીનાં વખાણ કરતાં જરા વધારે પડતું, રજપૂતાણીનું ગૌરવ હણાય એવું બોલી ગયો. પરિણામે ત્રણેય ચારણ કવિઓને લાખા ફુલાણી સાથે વડચડ જામી, અને એમથી માથાંનું દાન આપનાર દાતાર શોધવાની ટેક લઈને કવિ ચાલ્યા ગયા.

એ ટેક જૂનાગઢના રા' દ્યાસે માથું દાનમાં આપીને પૂરી કરી. આમ કવિ બીજલ અને રા' દ્યાસ બન્ને ઈતિહાસમાં અમર થઈ ગયા.[1]

એ બીજલના વંશમાં કાગ થયા, એ કાગના વંશજો પછી 'કાગ' અટકથી ઓળખાયા. એવા આપણા વિદ્યમાન કવિશ્રી દુલાભાઈ કાગ અત્યારે પ્રકાશ વેરી રહ્યા છે.

શી ઓળખાણ આપવી આ જગવિખ્યાત કવિવર શ્રી દુલાભાઈ કાગની? સૂર્યને આંગળી ચીંધીને બતાવવા જેવી જ એ વાત છે. એમની પ્રતિભાના ફળ રૂપે ગુજરાતને 'કાગવાણી'ના અનેક ભાગો મળ્યા છે. કવિની કાવ્ય ગંગામાં રાષ્ટ્રધ્વજનાં હાલરડાં પણ ગવાયાં છે. ભૂદાન વિષેની કાવ્ય ગંગા એમણે પ્રથમ ભૂદાન આપીને જ વહાવી છે.

દારૂબંધીના પ્રચારમાં શ્રી જયમલ્લભાઈ પરમાર જેવા મિત્રોના સાથમાં કવિરાજે ઘણું કામ કર્યું છે. ભારત સરકારે કવિવરને પદ્મશ્રીની પદવીથી નવાજેલા છે. એનો પોરસ મને અને બીજા ચારણોને તો અવશ્ય છે.

રાત્રે સૂતી વેળા અમે કવિશ્રીની સલાહ લેવા ગયા. કવિએ ઘટતી સલાહ આપી જે અમે ડાયરીમાં ટપકાવી લીધી.

તા. ૪–૨–૬૯ની સાંજે અમે પાટણા પહોંચ્યા. બીજે દિવસે વિજુભાઈ (વિજયકરણભાઈનું ટૂંકું નામ) અમને પોતાની ડેલીએ લઈ ગયા. ડેલી આમ તો દેખાવે સાધારણ હતી પણ આ જ ડેલીએ અનેક રાજવીઓ ઉપરાંત સ્વ. શ્રી મેઘાણીજી અને શ્રી રાયચૂરાજી જેવા લોકસાહિત્યના ધુરંધરોના અનેકવાર બેસણાં થયેલાં, એટલે એ દૃષ્ટિએ આ ડેલી ઘણાં અદકા મૂલ્યવાળી ગણાય.

શ્રી વિજુભાઈ અને શ્રી ચંદુભાઈએ હૈયાનાં કમાડ ખોલીને પોતાના કુળનો ઈતિહાસ વર્ણવવા માંડ્યો ત્યારે જાણ્યું કે મહેડુકુળનું અગાધ વિદ્વત્વ પણ હતું.

---

1. સૌરાષ્ટ્રની આ ગૌરવમયી લોકવાર્તાને ઘણા વિકૃત રીતે રજૂ કરે છે. આ વિકૃતીનાં મૂળ સિંધના કવિ શાહ અબ્દુલ લતીફ ભિટાઈની રચેલી વિકૃતિપૂર્ણ લોકકથાઓમાં રહ્યાં છે.

પાટણાનું મૂળ રાજસ્થાનના ઢીંકશીગામમાં. શરપારકરમાં આવેલું એ ગામ દર્યાસિંહજી ગોહેલના વખતમાં ધનરાજ મહેડુનામે ભારે પ્રતાપી પુરૂષ થયેલા. તેમનો દુહો છે.

કલિંગર આંજસ કરો, આંજસે મહેડુ આજ
વિસોતર આંજસ કરો, રાજ થકી ધનરાજ

એ ધનરાજ મહેડુ સૌરાષ્ટ્રમાં આવ્યા તેમની કેટલીક પેઢીએ આસો મહેડુ થયા. તેઓને ભાવનગરના ગોહેલ રાજકુળે મહાવિદ્વાન અને પવિત્ર ચારણ જાણીને ભાવનગરમાં લાવ્યાં. આમ ચારણી સાહિત્યના કુબેર ભંડારનું બિરૂદ પામેલું જંગમ વિદ્યાપીઠ જેવું આ મહેડુ કુળ ગોહેલવાડમાં સ્થિર થયું.

મહારાજ વજેસંગના ફટાયા કુમાર વિસાજી થયા. ગરાસ લેતી વેળા તેમણે કહ્યું : "મારૂં નામ વિસોજી માટે હું વીસ ગામ લઈશ." આમ પરાણે વિસાજીએ વળા સહિત વીસ ગામો મેળવ્યાં. અને વળામાં ગાદી સ્થાપી. સાથે ખૂબ આગ્રહ કરીને આમાજીના વંશજ મધુમહેડુને પણ વળાના રાજકવિ તરીકે લીધા. તેમને પાટણા ગામે ૩૦૦, વિઘા જમીન આપી. આ રીતે મહેડુઓ પાટણા આવ્યા.

હવે કવિઓ વિષે.

## ૧, નેણા મહેડુ, ૨ દિભા મહેડુ, ૩ ગેણામહેડુ

આ ત્રણે કવિઓનાં છૂટક કાવ્યો મળે છે. કોઇ ગ્રંથરચના હજી સુધી મળી નથી. છંદો, ગીતો, ઝમાળો અને ઋતુગીતો આ કવિ ત્રિપુટીએ રચેલ એ બધું હસ્તપ્રતોમાં પડયું છે.

## ૪ કરણદાન મહેડુ

તેઓની નામના અઠંગ વાર્તાકાર અને શિઘ્ર કવિ તરીકેની હતી. એમના સમયમાં ઝમરાળામાં ફક્કડનાથ નામે યોગેશ્વર રહેતા હતા. કરણદાન મહેડુને બાવાજી પર ગુરૂભાવ હતો, એકવાર બાવો પાટણા આવ્યો. પ્રસંગવશાત કારણદાનને ઉમળકો આવતાં એ શિઘ્ર કવિએ 'ફક્કડનાથ બાવની' રચીને બાવાને સંભળાવી: લોકવાયકા પ્રમાણે રીઝેલા યોગેશ્વરનાં વરદાનથી નિસંતાન કરણદાનને ત્યાં ચાર પુત્રો થયા. એ ચારમાંથી એક ખિમરાજ સંસાર ત્યાગી ફક્કડનાથના ચેલા થઈ ગયા. તેઓ પણ સિદ્ધ પુરૂષ ગણાયા.

## ૫ માન મહેડુ

આ માન મહેડુએ 'ભૂટાંગ' નામે જામનગર અને પોરબંદરના ઈતિહાસને લગતો, નાગાજણ જેઠવા અને સિદ્ધનાથ યોગીના સંવાદ રૂપે ગ્રંથ લખ્યો. ઈતિહાસ સાથે એ ગ્રંથમાં પડી ગયેલ દુષ્કાળોનું, આવેલા તીડોનું ને અતિવૃષ્ટિનું પણ વર્ણન કર્યું છે. ગ્રંથના અંતમાં કવિએ પોતાની ઓળખાણ આપતાં "ચારણ માન" કહ્યું છે. અને વતન તરીકે પાટણા ગામને સ્પષ્ટ રીતે ઉલ્લેખ્યું છે.

આ માન મહેડુ જામ વિભાના સમકાલિન લાગે છે. એટલે ગદ્યકાલના જ ગણાય. એમની બીજી કૃતિઓ મળતી નથી ૧

## ૬ જેઠીભાઈ મહેડુ

જેઠી મહેડુ એટલે ભાવનગર મહારાજ વજેસંગના રાજકવિ, ભારે વિદ્વાન, શિઘ્ર કવિ અને સત્યવક્તા હતા.

વજેસંગ મહારાજ કાવ્ય કવિતાના પણ પૂરા રસિયા. વિદ્વાનોના ચાહક અને ગ્રાહક. મનમાં ભૂજ જેવી જ પાઠશાળા ભાવનગરમાં કરીને વિદ્યાર્થીઓને

---

૧. એ 'ભૂટાંગ' ગ્રંથને કેટલાક બહુ પ્રાચીન માનીને ગોથું ખાઈ જાય છે. પણ વાસ્તવમાં એ ગ્રંથ ૧૯ઈ સદીના અંત ભાગમાં જ રચાયો છે. આ ગ્રંથની નકલો નીચેને સ્થળે છે (૧) ધ્રાંગધ્રા રાજસાહેબ પાસે (૨) કવિ માવદાનજી પાસે (૩) શ્રી. શંભુપ્રસાદ દેસાઈ પાસે (૪) સૌ. યુનિ.માં (૫) વડોદરા યુનિ.માં. પાટણામાં પણ હસ્તપ્રત હતી પણ એક પ્રોફેસર ૪૨૦ કરીને એ ઉડાવી ગયેલ છે.

મારે મતે કરણદાન મહેડુએ જ 'માન' ઉપનામે એ ગ્રંથ રચ્યો હોવાનો સંભવ છે. એમાં વર્ણવાયેલ સિદ્ધનાથ એ ફક્કડનાથની જ પ્રતિછાયા હોય પણ ખરી.

કાવ્યશાસ્ત્રનું જ્ઞાન આપવાની ઈચ્છા. એથી એમણે જેઠી મહેડુ જેવા વિદ્વાન દ્વારા પાઠશાળાની કાચી શરૂઆત પણ કરી દીધેલી. જેઠીભાઈ ૨૦-૨૫ વિદ્યાર્થીઓને ડીંગળ પિંગળનું જ્ઞાન આપતા.

જેઠીભાઇ મહેડુ જ્યોતિષ પણ ઘણું સારૂં જાણતા.

## ૭ મધુભાઈ મહેડુ

જેઠી મહેડુના પુત્ર એટલે મધુભાઈ મહેડુ. કાવ્યમાં તેઓ પોતાનું નામ 'મધુકર' રાખતા વિવિધ વિષયો પર એમણે ઘણાં કાવ્યો રચ્યાં છે, પણ ગ્રંથરચના કરી નથી. કાવ્યશાસ્ત્રનું જ્ઞાન તો તેમણે પોતાના પિતાશ્રી પાસેથી જ ગ્રહણ કરેલું. વિસાજીએ જ્યારે વળામાં ગાદી સ્થાપી ત્યારે મધુભાઇ મહેડુને પણ સાથે લીધેલા.

મધુભાઇ મહેડુ જેવા કવિ એવા વાર્તાકાર, એમાંય હાસ્યરસની વાર્તા તો મધુભાઇની આગવી જ. ભલ ભલા સોગિયાઓને હસાવી દે એવી જમાવટ કરી જાણતા.

## ૮. ઠારણભાઇ મહેડુ

પેઢી દર પેઢીનો સમૃદ્ધ સાહિત્ય વારસો મેળવેલ વિદ્વાન એટલે શ્રી ઠારણભાઈ મહેડુ.

ઠારણભાઇ કેવળ કવિ જ ન હતા. સાથે સાથે વિચિક્ષણ રાજનીતિજ્ઞ અને મુત્સદ્દી પણ હતા. કંઇક રજવાડાંના કૌટુંબીક મામલા, સમાધ સગપણની કડિયું ઠારણભાઈએ મેળવી આપેલાં. ઇતિહાસની જાણકારીમાં તો ઠારણભાઈ સર્વને પૂછવા ઠેકાણું હતા. જૂની ડિંગળીના અક્ષરો અને ભાષા ઉકેલવાની એમની ફાવટ અજોડ હતી.

બાળપણમાંથી જ ઠારણભાઇની મેધા બુલંદ હતી. પ્રસિદ્ધ ગ્રંથ'પાર વિનોદ'ના કર્તા સ્વામી ગણેશપુરીજી (પૂર્વાશ્રમના રોહડિયા શાખાના ચારણ) ભાવનગર આવેલા ત્યારે રાજ્યે તેમની તહેનાતમાં ઠારણભાઇ સાથે પિંગળશીભાઈ નરેલાને મૂકેલા. એ વેળા સ્વામીજીએ નાયિકાભેદના કેટલાક કઠીન પ્રશ્નો આ બન્ને કિશોરોને પૂછેલા, જેના એ બન્નેએ ઘણા સુંદર ઉત્તરો આપીને સ્વામીજીને પ્રસન્ન કરેલા.

૧૬ વર્ષની ઉંમરે તો ઠારણભાઇ કાવ્યરચના કરવા માંડેલા. એમની સર્વ પ્રથમ રચના 'શિવ બાવની' હતી જેમાં એમણે બાવન છંદોમાં રૂદ્રને સ્તવ્યા છે.

ધ્રાંગધ્રા રાજ ઘનશ્યામસિંહને ઠારણભાઇ સાથે ઘણી પ્રીતિ થઇ. ઝાલાવંશના ઈતિહાસ 'ઝાલાવંશ વારિધિ'માં ઘણી ભૂલો, અપૂર્ણતા હોઇ રાજ સાહેબે ઝાલાવંશનો ઇતિહાસ નવેસરથી સંશોધન કરીને લખવાનું ઠારણભાઈને સોંપ્યું. એટલે શ્રી ઠારણભાઈએ (૧) શિવદાન મહિયા રે. ચમારડી (૨) સમર્થનદાન મહિયા રે. ચમારડી; (૩) રામદાનજી ટાપરિયા રે. હૈબતપુર એ ત્રણેને સાથે રાખી ખૂબ સંશોધન કરીને નવેસરથી ઝાલાવંશનો ઈતિહાસ લખ્યો. એ હસ્તલિખિત ઈતિહાસ તેમણે રાજ સાહેબને આપ્યો.[1]

આ કામ બદલ ખુશ થઈને રાજસાહેબે ઠારણભાઈને લાખપસાવ, ગામ અને સુવર્ણ બક્ષવાનું નક્કી કરેલ. પણ રાજ સાહેબ તુર્ત જ સ્વર્ગવાસી થતાં મનની મનમાં રહી ગયેલ. વળી ખજાના ખાલી હતા

વિપુલ પ્રમાણમાં પ્રકીર્ણ કાવ્યો ઠારણભાઈએ રચેલાં. પણ તે તો ગૌણ ફાળો કહેવાય તેમની ખરી સાધના તો ઝાલાવંશના ઈતિહાસમાં જ છે. એ અપ્રગટ ગ્રંથ છપાય તો જ ઠારણભાઇની વિદ્વતાની ઝાંખી થઈ શકે.

ચારણોમાં ઠારણભાઈ સન્માનનિય રહ્યા છે આજીવન કહેવાય તે રીતે ચારણ સભાના પ્રમુખ રહ્યા છે. આજે જે કાંઈ વિદ્યા દેખાય છે તે ભાવનગર બોર્ડીંગને આભારી છે. એ બોર્ડીંગ સ્થાપવામાં ઠારણભાઇનો મોટો હાથ છે.

---

૧ એ ઈતિહાસ હજી લગી છપાવી શકાયો નથી. રાજસાહેબની અંગત લાયબ્રેરીમાં પડ્યો છે. તે ઉપરાંત અજેણીના શ્રી ગુજીભાઇ રતનુએ પણ સ્વતંત્ર રીતે ઝાલાવંશનો ઈતિહાસ લખ્યો છે. જે મેં તેમના વારસો પાસે જોયેલો. તે પણ અપ્રગટ છે

શ્રી મેઘાણીજીના અવસાન પર ઠારણભાઈ કાવ્યને આંસુડે આ રીતે રોયેલા.

યોગ ભ્રષ્ટ શ્રેષ્ટ નર, જન્મ ભો સૌરાષ્ટ્ર ધર
વક્તા હી સ્પષ્ટ, દીન કષ્ટન હું હરતે
સાહિત્ય કે સાગર કો, થાહ લીનો વાહ વાહ
રાહ નિત્ય નિડર, નરનાહ તેં ના ડરતે
'ઠારન' કહંત જ્ઞાતિ ચારન ઉદ્ધાર ન હી
ડિંગલ પ્રચાર કી નો હે, ઘર ઘર તે
નાત, પરનાત, ભ્રાત મિત્ર કું આઘાત વજ્ર
મહા ઉતપાત વાત મેઘાણી કે મરતે ...૧

દુહો

મેઘાણી રૂડું મુખડું, નમણાં હતાં નેણ
વકતા, વેધુ વેણ, સેણ ગયો વાટે સરગ...૧

સવૈયો

જન્મ સૌરાષ્ટ્ર દિયો જગદિશને, વિવિધ કાવ્ય ઉચારન વાણી
જિંદગી સંગિત સાહિત્ય મેં તિત,[1] શ્રી તે સરસ્વતિ શ્રેય પિછાણી
દેશ ઉધ્ધારન કાવ્ય પ્રચારન, જીવ બરાબર ચારણ જાણી
વાસ કિયો કૈલાશમેં ખાસ હી, મહાકવિશ્વર મિત્ર મેઘાણી

બાપુ (મહાત્મા ગાંધી)ના દેહ વિલય પર પણ ઠારણભાઇએ શોકગ્રસ્ત હૈયે કાવ્યાંજલિ અર્પેલી.

સોરઠ કું ઉજ્જવળ બનાકે, ગયો સ્વર્ગ હુતે
વસુધા જમાઇ પ્રીત ચારહી વરન તે...૧

હાક જાકી સુનતે હી, હાકાંબાકાં હોતે શાહ[2]
શંકર પિનાક જેસી લકરી કરન તે
પરતંત્રતા મિટાઈ ભારત સ્વતંત્ર કીનો
દીનો મંત્ર સત્યાગ્રહ નિડર ડરન તે
શાહ, શાહુકાર, નૃપ, રંક ઢંક, બેપાર
મહા હાહાકાર ભયો, મોહન મરન તે

આવા ઠારણભાઇને મોતીસર કવિ ધુનદાને આ રીતે બિરદાવેલ:

ઠારણ ચારણ ઠીક હે, મહેડુ કુમરીમાજ
થારી તો મઘરાજ તણા, લખા કોશાં લાજ.

૯, ઉદયભાણજી મહેડુ ૧૦, વિજયકરણ મહેડુ તેઓ ક્રમશ ઠારણભાઈના પુત્ર અને પૌત્ર થાય. થોડા વર્ષો પહેલાં જ શ્રી ઉદયભાણજી દેવલોક વાસી થયા.

શ્રી વિજયકરણ વિદ્યમાન છે. લોકગાયક અને કવિ છે. તેમનાં કાવ્યોનું એક પુસ્તક પણ પ્રગટ થયેલ છે.

ગામને આંટો મારતાં દક્ષિણે લીલી ઝાઢી દેખાયેલી, અમે તે વિષે પૃચ્છા કરતાં જાણવા મળેલું કે તે રામબાવળની ઝાડી છે. મહારાજ વજેસંગના સમયમાં અહીં સિંહોની વસ્તી હતી. ગામનોજ એક ચાવડો રજપુત વગર હથિયારે સિંહ સાથે મલ્લ કુસ્તી લડીને વીરગતિ પામેલો. આ સમાચાર ભાવનગર પહોંચતાં કવિરાજ જોડી મહેડુને મુખેથી ભાવનગરની કચેરીમાં એ વીરની બિરદાવલી સરી પડેલી. આમ એ ચાવડો મરીને અમર થઈ ગયો. હાલ પાટણામાં તેના વંશજો અને પાળિયો બન્ને મોજુદ છે.

હવે હસ્તપ્રતોની વાત. પાટણાનો હસ્તપ્રત ભંડાર બહુ જાણીતો. એને જ કારણે શ્રી મેઘાણીજીએ સ્વ. શ્રી ઠારણભાઈને ચારણી સાહિત્યના કુબેર ભંડારી કહેલા. મને પણ આ ભંડાર જોઈને લિસ્ટ બનાવતાં ચાર દિવસ લાગેલા. ક્યાંય ન થાકેલો હું પાટણામાં હસ્તપ્રતો જોતાં થાકી ગયેલો. કુલ: ૧૭૫ ગ્રંથો નોંધાયા. છૂટક કાવ્યોની સંખ્યા આશરે ૨૦/૨૫ હજારની હશે, એની નોંધ કરવાનું તો શક્ય જ ન હતું. હસ્તપ્રતો જોતાં જોતાં ટેકો રહે તે માટે મને અને દાદુભાઈને શ્રી વિજુભાઈ અને ચંદુભાઈએ પરાણે કલાકે અને કલાકે ચાના ડોઝ પાયેલા એ શેં ભૂલાય? જેનું સંપૂર્ણ સૂચિપત્ર બનાવતાં જ ૭

---

૧. વિતાવી.

૨ અંગ્રેજ સલ્તન.

માસ લાગે એ સાહિત્ય ભંડારનું મારે ચાર દિવસમાં જ પ્રાથમિક સૂચિપત્ર બનાવવું પડ્યું. બધા ગ્રંથો પોત પોતાની રીતે મૂલ્યવાન હતા. એમાંના ઘણાને તો હજી કોઇએ જાણ્યા પણ નથી. એમાં કોની પિછાન આપું અને કોની ન આપું ? એ જ કોયડો છે. એટલે મૌન જ રહું છું. ટૂંકમાં કહું તો એમાં પવાડા, આખ્યાનો, ઇતિહાસ, વંશાવલિઓ, વૈદક, જ્યોતિષ, વાર્તાઓ, ફિલસુફી એવું બધુંય-કેવળ નાટકો સિવાયનું–સાહિત્યનું હતું.

બીજા શ્રી ખોડાભાઇ મહેડુ પાસે પણ થોડી હસ્તપ્રતો હતી. તેમાં મને દુર્લભ એવી 'નાગ.જણ જેઠવા રી વાત' મળી. આ ગ્રંથ પ્રાચીનતા અને ભાષા બન્ને દષ્ટિએ અભ્યાસ માગી લ્યે તેવો છે.[1] બીજી કૃતિ 'સદેવંત રી વાત' હતી એ પણ પોતાની આગવી વિશિષ્ટતાવાળી કૃતિ ગણાય.[2] તે ઉપરાંત બીજું ઘણું ઘણું હતું. કોની પિછાન આપું !

---

૧ આ કૃતિ મેં સૌ. યુનિ.ને નકલ કરીને ભાવાર્થ કરીને આપેલ. તેનું સંપાદન શ્રી ડોલરરાય માંકડ કરવાના હતા. પણ હવે પ્રશ્નાર્થ જ છે.

૨. સદેવંત અને સાવલિંગા (શ્યામલ અંગા)ની એ ઐતિહાસિક પ્રેમકથા છે.

*

## ઇંદિરાની અખિયાત

કોધે વીંજ્યો કોરડો, રૈયત કરી રાનરાન;
એરા થઇ બેઠા બધા, માનવીઓ મહાન. – ૧
ચમરણધીને સૂઝ્યું નૈ, મુંઝણા માન્ધાતા;
બાઈ બંગલા દેશની, તું વિખિયાત વિધાતા – ૨
ખોખડ ધજ્જ ખસી ગયા, ડાધા ગીયા ડરી;
બચાવવાને બાંગલા, ઇન્દિરા અખ્યાત કરી – ૩
સાદ કોઈ ના સાંભળે, ધરે ના તેનું ધ્યાન;
બોલ્યે બાંગલા દેશનો, સહે હિન્દુસ્તાન – ૪
બેઠી હુતી બોડમાં, સિંહણ જે સમરાથ;
પાકીસ્તાને આપિયો, હેતે મુખમાં હાથ – ૫
ડણકી સિંહણ ડુંગરે, ખાવા ખેધાળા;
ડાગા ફાગા દોસ્તો, મરદ જે મૂછાળા – ૬
ડાઢાળીની ડણકથી, ગાજ્યા કૈં ગાળા;
પાપી - પાકિસ્તાનના, અધર હવે ઉચાળા – ૭
યાહ્યાને આંબી ગયા, પૂરવ જન્મનાં પાપ;
ચાળા કરીને સિંહના, સૂતા જગાડયા સાપ – ૮
ભાદરવે ભીડા ભણે; વડ·ી હાયેં વાદ:
ભૃતાજીને ઊપડયો, બ ણુ કો બકવાદ – ૯
શરદની શિતળતા ગઇ, વાયો કકૂરો વા;
પીળાં પડી ગયાં પાંદડાં, ફાટી ગયાં ભીંડોલા – ૧૦
મરદો હિન્દી મોરચે, જબરા ખેલ્યા જંગ;
ઉડાડયા કંઇ આભમાં, અરિયાના ઉત્મંગ – ૧૧

—બાપલભાઇ ગઢવી

# મેઘાણીભાઇના મુરશદ દ. શ્રી. વાજસુરવાળા

જયમલ્લ પરમાર

૧૯૪૨માં ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નો સંગ્રામક આદેશ આપ્યો. મેઘાણીભાઇ સાથેની અમારી સમજણ મુજબ અમે 'ફૂલછાબ' સાપ્તાહિકમાંથી છૂટા થયા અને ૧૯૪૨ ની ભૂગર્ભ પ્રવૃત્તિમાં જોડાયા. એ પછી એ વર્ષે મુંબઇમાં અમારા છુપા મથકે ૧૯૪૪-માં મેઘાણીભાઈ મળવા આવેલા. ત્યારે નિરૂભાઇ (નિરંજન વર્મા) ટી.બી. ગ્રસ્ત થઈને પથારીવશ પડેલા.

'રવીન્દ્ર વીણા' એ દિવસોમાં જ મેઘાણીભાઇએ પૂરી કરેલી. ૧૯૪૪માં કોઈ સામાજિક સ્થિરતા દેશે નહિ પકડેલી. 'રવીન્દ્ર વીણા'ના ગીતોના ઢાળ અમારા કંઠે જળવાઇ રહે એ માટે મેઘાણીભાઇ રોજ ચાર ચાર કલાક મુંબઇના અમારા માટુંગાના મથકે આવતા. 'રવીન્દ્ર વીણા'નાં ગીતોના ઢાળ બતાવતા અને નાની મોટી ચર્ચા ઢાળ ઢંગ અંગે કરતા. એ વખતે જ અમારા પુસ્તક 'ખંડિત કલેવર'ના છાપેલા ફરમા પોતે આગ્રહપૂર્વક ઘાટકોપર લઇ ગયેલ. સાદ્યાંત વાંચીને બીજે દિવસે 'ફૂલછાબ'ના ભેટ પુસ્તક તરીકે આપવાનું નક્કી કરી ગયેલ.

એ પછી મુંબઈમાંથી અમારે ભાગવું પડયું. ફરી પાછા ૧૯૪૫માં અમે મુંબઇ આવ્યા ત્યારે મુંબઈના પરાં ખારમાં જ્યાં અમે રહેતા હતા ત્યાં પોતે નિરાંત લઈને મળવા આવ્યા. ત્યારે પોતે સાપ્તાહિક 'ફૂલછાબ'માંથી મુક્ત થઈને આજ માસિક 'ઊર્મિનવરચના'માં 'પાંચણુ પોથીનાં પાનાં' નામે લેખમાળા શરૂ કરેલી, જે પાછળથી 'પરકમ્મા' નામે પ્રસિદ્ધ થઇ. 'ઊર્મિનવરચના'ના તંત્રી શ્રી ઇશ્વરભાઈના આગ્રહથી 'માણસાઈના દીવા' પણ એ જ દિવસોમાં શરૂ કરેલ.

મેઘાણીભાઇએ 'ફૂલછાબ' છોડયું ત્યારે શરીરથી અને મનથી થાકી ગયેલા. ૧૯૪૭માં અમે વતનમાં પાછા ફરતાં 'ફૂલછાબ'ના મેનેજીંગ તંત્રી શ્રી નાથાભાઇ શાહના આગ્રહથી 'ફૂલછાબ'નું સુકાન સંભાળ્યું અને એ મહિનાઓ દરમિયાન મેઘાણીભાઈનું બોટાદમાં અવસાન થયું. સૌરાષ્ટ્ર-ગુજરાત ને કચ્છ માટે તો તે વજ્રાઘાત જેવું હતું. એ વખતે મેઘાણીભાઈને અંજલિ આપવા 'ફૂલછાબ'માં સંસ્મરણો શરૂ થયેલાં. પણ મેઘાણીભાઈના નિકટવર્તી આપ્તજનોનાં સંસ્મરણો સંઘરાય એ માટે અમારા સાથીદાર શ્રી વજુભાઈ વ્યાસને મેઘાણીભાઈના ગુરૂ સમા હડાળા દરબાર વાજસુરવાળાનાં સંસ્મરણો લખી આવવા મોકલેલા.

મેઘાણીભાઈએ પોતાની કોઇ જીવન નોંધ નથી લખી. પણ જુદા જુદા પુસ્તકોની પ્રસ્તાવનામાં, લેખોમાં અને 'ફૂલછાબ' સાપ્તાહિકમાં ક્યારેક ક્યારેક હૃદયના ઉદ્ગારોરૂપે જીવન સંભારણાં ટંકાઈ ગયેલાં. એ ઉપરથી "હું પહાડનું બાળ" એ શિર્ષક હેઠળ એ બધી નોંધોનું અમે સંકલન કર્યું. એ 'ફૂલછાબ'માં પણ પ્રગટ કરેલ અને 'સ્મરણાંજલિ'રૂપે જે પુસ્તક અમે પ્રગટ કર્યું એમાં પણ એ સંકલન મૂકયું. આજ સુધી એ સંકલનના આધારે જ મેઘાણીભાઇનાં જીવન વૃતાંત અન્યત્ર લખાતાં આવ્યાં છે. હકીકતમાં જુદે જુદે સ્થળે અને જુદા જુદા સમયે એમણે ટાંકેલાં ટચૂકડાં સંભારણાંઓનું એ સંકલન જ છે.

'ઝવેરચંદ મેઘાણી' (સ્મરણાંજલિ) એ નામે પ્રગટ થયેલ અમારા પુસ્તકમાં મેઘાણીભાઈના ઘણા સ્નેહીમિત્રોનાં સંસ્મરણો સંઘરેલાં છે. એમાંથી એક હડાળા દ. શ્રી વાજસુરવાળાનું છે. હડાળા અમરેલી જિલ્લામાં બગસરા અને કુંકાવાવ પાસે આવેલું ગામ છે. દ. શ્રી વાજસુરવાળા છેલ્લે પોતે પોરબંદરના દીવાનપદેથી છૂટા થયેલા રાજનીતિજ્ઞ હતા. એ કાળમાં દ. શ્રી. વાજસુરવાળા થીઓસોફિકલ સોસાયટીમાં એક તત્વજ્ઞ અને ધર્મજ્ઞ પુરૂષ તરીકે પંકાતા. હડાળા થીઓસોફીનું એક અધ્યયન કેન્દ્ર બનેલું. કૌટુંબિક દુઃખોને ઘોળીને, કોઠે પાડીને ઘરના ઘાતકોની ગોળીઓમાંથી બચી ગયેલા દ. શ્રી વાજસુરવાળા પ્રતિભા સંપન્ન પુરૂષ હતા.

હવે મેઘાણીભાઈની જ કલમે દ. શ્રી વાજસુર વાળાને જોઈએ:

"ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડ્યા અને ભીતરની ભોંયમાં જૂનાં રસનાં ઝરણાં વહ્યાં કરતાં હશે તેની જાણ પણ ક્યાં હતી ? એ પ્રવાહોને કાળનારો પાણીકળો ૧૯૨૨માં ભેટ્યો.

"એ એક મિત્ર હતા. એને ઘડપણ ઘેરી રહ્યું હતું. એની દૃષ્ટિ ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે છે. ફિલસૂફીનું ઊંડું અવગાહન કરનાર એ જીવને 'માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું' એ સ્મરણોની સરવાણીઓ ફૂટી રહી છે...

"મારા એ વૃદ્ધ વડીલ મિત્ર કથાવાર્તાના કોઠાર ગઢવી સામતભાઈને યાદ કરી કરી મને પોતાની શાંત શૈલીએ માંગડા ભૂતની, ચાંપરાજવાળાની એવી કૈં કૈં વાર્તાઓ કહે, દુહા ટાંકતા જાય, વીસરાયેલી કોઈ પંક્તિને પકડવા સારુ જાણે સ્મૃતિમાં ગીચ જંગલો શોધવા લાગે. એકેક દુહા ઉપર એની રસનાને કલ્પના ક્યાં ક્યાં લગી વળુંબી રહે ? એ મારા વૃદ્ધ વડીલ મિત્ર તે હડાળા દરબાર શ્રી. વાજસુરવાળા."

આગળ જતાં ટાંચણપોથીનાં બાકી રહેલાં પાનાંમાંથી 'છેલ્લું પ્રયાણ' નામે પુસ્તક પ્રગટ થયું. એમાં મેઘાણીભાઈ લખે છે:

"અગર ચંદણની એક રાત હતી. કાઠી જુવાનનું ઘર હતું. બે બહેનો હતી. એક પિતા હતા. પિતાના જોડીદાર એક ભજનિક બ્રાહ્મણ હતા....

"......લાંબી બિમારીએ જુવાનને ત્રણ વર્ષ પર ઉપાડી લીધેલ છે. એના જોડીદાર ભાઈનું જોધાર શરીર પણ એક દિવસ ઓચિંતુ પડ્યું છે. ગાનારી બહેનોમાંથી મોટેરી ગઈ છે. રહી છે નાનેરી–'પગ ઢાંકીને પિયરમાં બેઠેલી.' રહ્યા છે પિતા—વેદનાઓને પચાવતા. આંસુને એની આંખોએ કદી ઓળખ્યું નથી.

"......આ વર્ણવું છું, કારણ કે સોરઠી સાહિત્યના મારા સંશોધનકાર્યનું એ 'સેટિંગ' છે.

"લોકસાહિત્યનું પ્રત્યેક સ્મરણ મને એ હડાળાના દરબારગઢમાં, એ પુત્રપુત્રીઓના પિતા દરબાર શ્રી વાજસુરવાળા પાસે લઈ જાય છે. એ અને એમનો ધનગંભીર ઉદ્‌ગાર, "well, ઝવેર-ભાઈ!" : એ અને એમની યૌવન સંગિની સિતાર...

"દરબારશ્રીની પાસે જઈ આઠેક દિવસ નિરાંતે બેસું તો 'સોરઠ તારાં વહેતાં પાણી'નો નવો ખંડ કરવા જેટલી રોમાંચક, ભેદી અને બહુરંગી સામગ્રી ઝંઝેડી શકું. અદ્યતન અર્વાચીનને આરે બેઠેલા વાજસુર બાપુ જૂના સોરઠની આસમાનીઓમાં પણ ખૂબ આળોટ્યા છે. આપવીતી અને પરવીતીથી ભરેલી પોણી સદી એમના કોઠામાં પડી છે. પોતે અમારું માન્યું હોત તો સિત્તોર વર્ષના સૌરાષ્ટ્રને જવાબ દેતું એક 'બેસ્ટ–સેલર' રચી શકત; બેસ્ટ સેલર તો ઠીક પણ એવો એમનો ગ્રંથ, એક પ્રપંચ-મુક્ત, નિરોગી માનસવાળા સંસ્કારવંત રાજવીનો દસ્તાવેજ હોઈને સાચા સોરઠનો માર્ગદર્શક બનત. પણ એ લખવાના આળસુ; ને અમે કેટલાક કલમ-વાળાઓ, તે એમની પાસે બેસવા નવરા નથી; ને નવરાશ જેમને હશે તેમની પાસે બાપુને વાતોની મોજમાં ચડાવવાની જુક્તિ નહિ હોય."

આવાં 'તો છેલ્લા પ્રયાણ'માં પાના ૪થી ૧૩ સુધીનાં નવ પાનામાં પોતાના સુહૃદ દ. શ્રી વાજ-સુરવાળાનાં સંસ્મરણો મેઘાણીભાઈએ આલેખ્યાં છે. એ દરબાર શ્રી વાજસુરવાળાએ મેઘાણીભાઈ અંગે લખાવેલાં સંસ્મરણો 'અમારા ઝવેરભાઈ'ના શિર્ષકથી આ પછીને પાને આપ્યાં છે.



વીર કથા ભંડાર, ભૂમાં જે ભાર્યા હતા;<br>
દધાડી અણુવાર, વગતું પાડી વાણિયા.<br>
ભડ વાતું ભખનાર, તું દીપાવણ ડાયરો;<br>
ખીલ્યું વીર ખમીરે, વગતું પાડી વાણિયા.

# અમારા ઝવેરભાઈ

[મેઘાણીભાઇનાં આ સંસ્મરણો ૧૯૪૭ના એપ્રિલમાં લખાયેલ છે.] દ. શ્રી. વાજસુરવાળા

ઝવેરભાઇનાં તો ઘણાં સંભારણાં છે, પણ ઝવેર જતાં કેટલાંક તો સ્મૃતિહિન બન્યાં છે.

હજુ હમણાં બે મહિના પહેલાં તેઓ અહીં આવી ગયા. આ બાજુના ઓરડામાં ઊતરેલા. તેમનો પગ દુખતો હતો. બાઉટ થયેલું. દુઃખતો પગ જોઇ અંદરથી (દરબારશ્રીનાં રાણીજીએ) પૂછ્યું: "કાં ભાઇ, આમ લૂલા ચાલો છો ?"

ઝવેરભાઈ બોલ્યા: "હવે તો હું મરવાંનો થયો છું, બા !"

તેમના જવાબનો રણકો દર વખત કરતાં જુદો લાગ્યો. જવાબ ખૂબ નિરાશાજનક મળ્યો. જાણે કોઇ મહાદુઃખમાં ઘેરાયા હોય તેમ. કદી નહિ ને ઝવેરભાઇ આ બોલે છે. એટલે અમને એનું દુઃખ થયું. પણ અમને શી ખબર કે બે મહિના પછી એ દુઃખનો રણકાર એક મોટો આઘાત ઊભો કરશે !

છેલ્લે તો તેઓ અહીં સંતો અંગેનું કેટલુંક સાહિત્ય લેવા આવેલા. મેં એમને માટે લખી રાખેલું. કહેતા હતા કે હવે તો મારે આ પાછલાં વર્ષોમાં ભજનિકો અને સંતોના સાહિત્ય ઉપર ઊતરી પડવું છે.

મેઘાણી કુટુંબ સાથે ક્યારે આટલો સંબંધ બંધાયો તેની સ્મૃતિ નથી. પણ આછું આછું યાદ આવે છે કે એભલ કઠિયારો વાંસાવડથી આ બાજુ આવેલ ત્યારે એજન્સીએ (રાજકોટમાં રહેલ ગોરી સલ્તનતનું વહીવટી તંત્ર) કાળીદાસભાઇની (ઝવેરચંદભાઇના પિતાની) બગસરામાં બદલી કરેલી. એભલ કઠિયારો ભારે માથાભારે લોંઠકો આદમી અને એક નંબરનો ધાડપાડુ. તે શેય પકડાય નહિ. એવે વખતે કાળીદાસભાઈને અમે સહાય કરેલી.

'૧૮ની સાલમાં ઈન્ફ્લુએંઝાની રીંડ પડી. અહીં દરબારગઢમાં પણ ભરપુર માંદગી હતી. એ વખતે સ્વ. ડૉ. વ્રજલાલ મેઘાણી, ઝવેરભાઈ વગેરે સેવા અર્થે અહીં આવેલા.

ઝવેરભાઇ જ્યારે અમરેલી હાઈસ્કુલમાં ભણતા ત્યારે અમારા કુટુંબીજન રાવત ધાંક પણ સ્કુલમાં સાથે. બન્ને બગસરાના હોવાથી ઓળખાણ થયેલી. એ પરથી ઝવેરભાઇ અહીં અવારનવાર આવતા. આવે ત્યારે તેઓ અહીં ગીતો ગાતા, પોતાનાં રચેલાં કાવ્યો સંભળાવતા.

ઝવેરભાઈ મેટ્રીક પાસ થયા ત્યારે બગસરાના દરબારગઢની મેડી ઉપર અમે સૌએ એમને માનપત્ર આપેલું. એ મેળાવડો બાળમિત્ર મંડળ તરફથી ગોઠવવામાં આવેલો. એનો એમણે સંસ્કૃત શ્લોક ટાંકીને ફક્કડ જવાબ આપેલો.

પછી તેઓ ભાવનગર શામળદાસ કોલેજમાં વધુ અભ્યાસ અર્થે ગયા. ત્યાં પરમાણંદ જોષી, શ્રી કપિલભાઇ ઠક્કર ને એ ત્રણેય દોસ્તો. કોલેજની બધી જ પ્રવૃત્તિઓમાં સાથે. વેકેશન પડે એટલે તેઓ બધા હડાળા આવે, અને અહીં કંઈક અધ્યયન-પ્રવૃતિ ચાલતી હોય તો તેમાં ભાગ લે. એટલું યાદ છે કે બી. એ. પાસ થયાના એ ત્રણેય મિત્રોના સમાચાર અહીં હડાળા તારથી મળેલા. એ વખતે હડાળામાં થીઓસોફીનો અધ્યયન કલાસ ચાલતો હતો. તાર આવ્યો તે દિવસે અમે અહીં મિષ્ટાન્ન બનાવેલું. તાર આવ્યો એ દિવસોમાં મારાં રામાનુજ સંપ્રદાય અંગે પ્રવચનો ચાલતાં હતાં, એમાં ઝવેરભાઇ મને ખૂબ ઉપયોગી બનેલા; કારણ એ જ વર્ષે બી.એ.માં 'શ્રી રામાનુજ ભાષ્ય' ચાલતું.

ઝવેરભાઇએ સંસ્કૃત લીધેલું એટલે સંસ્કૃત જ્ઞાનની રીતે પણ ઉપયોગી થવા પ્રયત્નો કરતા. આમ અમારી વચ્ચે ધીમે ધીમે સંબંધ વધતો ચાલ્યો.

બી. એ. પાસ થઇને તેઓ મે. જીવણલાલ લિમિટેડમાં નોકરી કરવા કલકત્તા ગયા. પણ ત્યાં એમને ન ફાવ્યું. તેઓ કલકત્તા છોડી અહીં આવ્યા ત્યારે તેમના વિદ્યાપત્તના પ્રવાસની લાંબી લાંબી વાતો

કરતા. વિલાયતના પ્રવાસે તેમના ઉપર બહુ સારી છાપ નહિ પાડેલી. પણ ત્યાંના શિસ્ત અને વ્યવસ્થા બહુ ગમી ગયેલાં. અહીં વાતો કરતાં તેઓ કહે :

"ભાઈ, ત્યાં તો લોકો શું સુંદર સ્વચ્છ હોય છે ! ભાઈ, ત્યાં તો વાહન વ્યવહારની શી મઝાની સગવડ હોય છે ! ને ત્યાંના લોકોની શિસ્ત પણ. નહિ કોઈ જગ્યાએ ધક્કાધક્કી કે નહિ કોઈ જગ્યાએ મારામારી. ભાઈ, એ તો આપણે આપણા જીવનમાં ઉતારવા જેવું ખરું. ભાઈ, પણ એ લોકો તો ગજબના પ્રવૃત્તિશીલ." વગેરે વગેરે. તેમની ભાષામાં લંડન પ્રવાસની વાતો કરતા ને સંભળાવીને અમને થકવી દેતા.

એ તો લગ્ન કરવાના નહોતા. ઇગ્લાંડથી આવ્યા પછી ઊલટાની તેમનામાં વધુ સાદાઈ આવી હતી. સાદાઈથી જીવન વ્યતિત કરવા ઈચ્છતા હતા, પણ અમારી સૌની સમજાવટથી તેમણે લગ્ન કરવાનું સ્વીકાર્યું. તેઓ પરણવા ગયા ત્યારે અહીંથી–આ હડાળાના પાદરમાંથી નીકળેલા. સાથે તેમના મિત્રો હતા. પાછા ફર્યા ત્યારે કુંકાવાવ સ્ટેશને અમારી મોટર એમને લેવા ગયેલી ને આ પાદરમાંથી એ પસાર થતાં ઊભી રહી હતી. ઝવેરભાઈ ને દમયંતીબહેન બન્ને જણા મને વંદન કરવા આવેલાં. ઝવેરભાઈએ એ વખતે ભરત ભરેલી ટોપી પહેરી હતી. મેં કહ્યું :

"કેમ, આ તે શું ? લગ્નના અવસરમાં આ ટોપી કાં પહેરી ?"

પછી તેમને અહીં ગુલાબી રંગની પાઘડી–ફેંટું મેં બંધાવેલું. એ વખતે પણ અહીં તેમણે એક બે ગીતો ગાયેલાનું યાદ આવે છે.

કલકત્તા છોડ્યા પછી એમણે શું કરવું એ પ્રશ્ન તો હતો. એ વખતે એમનો આખો વિચાર પ્રવાહ બદલો લઈ રહ્યો હતો. અહીં હડાળાના આધ્યાત્મિક વાતાવરણનું આકર્ષણ તો હતું જ. સાથોસાથ સાદાઈથી જીવવાના તેમના મનોરથો હતા અને અમારા સૌની સાથેનો ઘર જેવો સંબંધ હતો. એ બધાને કારણે અને ચારે ય જણાએ જિંદગીભર સાથે રહેવાનું ને આશ્રમ–જીવન ગાળવાનું નક્કી કરેલું; અમે ચાર એટલે ગિરધરભાઈ, ગુલાબચંદભાઈ, ઝવેરભાઈ અને ચોથો હું. ઝવેરભાઈને અને ગુલાબચંદને બગસરાથી અહીં બોલાવ્યા. ગિરધરભાઈ તો અહીં કલાસમાં જ હતા. અમે ચારેય જણા હડાળાથી થોડે દૂર નદીકાંઠાની જમીન આશ્રમને માટે જોઈ આવ્યા. પછી ત્યાં આશ્રમ ઊભું કરવા વિચાર્યું.

અમે એમ નક્કી કરેલું કે ઝવેરભાઈ સાહિત્યની અને ખેતીની પ્રવૃત્તિઓ કરે. ગિરધરભાઈ વ્યાપારિક પ્રવૃત્તિઓ કરે, ગુલાબચંદભાઈ કેળવણીનું અને હું ત્રણેયને પૂરક એવું કામ કરું–આમ અમો ચારે ય જણા ભેગા રહીએ. અમે આખી યોજના કાગળ ઉપર પણ ઉતારી, નફો તોટો મૂકયો. પણ ખેતી કરવામાં અમને કશી આવક ન દેખાઈ, ઊલટાનું એમાં ઘસાવાનું લાગ્યું. આમ છતાં અમે અમારી યોજના માટે મક્કમ હતા. પણ એ યાદ નથી આવતું કે આ શ્રમજીવી જીવન જીવવાની આખી યોજના કેમ પડી ભાગી.

એટલું યાદ છે કે એ દરમ્યાન ઝવેરભાઈ ભાવનગર ગયેલા. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં કેટલાક કાઠી–ગરાસિયાઓ સાથે વાતો થઈ. એના ઉપરથી અહીં આવીને 'મોતીની કણસીઓ' નામનો લેખ તેમણે 'સૌરાષ્ટ્ર' (સાપ્તાહિક)માં મોકલ્યો ,આ જ તેમનો પ્રથમ લેખ. 'ચોરાનો પોકાર' તો પાછળથી બીજે કે ત્રીજે અઠવાડિયે મોકલાવેલો. ભાવનગરથી અહીં આવીને તેમનાં માસીમાને ત્યાં તોરી ગામે એ ગયેલા. ત્યાં ચોરાની વાતો ઉપરથી તમણે 'ચોરાનો પોકાર' લખ્યો. મને યાદ છે ત્યાં સુધી એ લેખ ન હતો પણ શ્રી. અમૃતલાલભાઈને ઉદ્દેશીને લખેલો કાગળ હતો.

એ લેખ છપાયા પછી તુરત શ્રી અમૃતલાલભાઈનો અહીં ઝવેરભાઈને તેડાવતો કાગળ આવ્યો ને પાછળથી તેઓ ત્યાં જઈને રૂ. ૭૫ના વેતનથી 'સૌરાષ્ટ્ર'માં જોડાયા.

આ પછી તેમણે સોરઠી લોકસાહિત્ય ભેગું કરવા માંડ્યું. અહીં આવીને તેઓ બોળા કાઠાળી અને ચાપરાજવાળો બન્ને વાતો લખી ગયેલા. એ

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧લામાં છપાયેલ છે. બાદ તેમને જે ખૂબ ગમેલી અને જેના ઉપર એમણે આંસુડાં પાડેલાં તે વાર્તા 'આહેરની ઉદારતા' મેં લખીને મોકલી હતી. તેમણે મઠારીને એ મૂકી, પછી તો ઝવેરભાઈના કાગળો આવે, નવી નવી વાતો મગાવે. અને જાતે રૂબરૂ આવીને ટપકાવી જાય.

સ્વ. ગગુભાઇ ચારણ અહીં અમારે ત્યાં રહેતા. તેમની પણ મીઠી વાણી અને ગળું ભારે મજાનું. જાણે પણ ઘણું. તેમની પાસે બેસીને ઝવેરભાઇ લખ્યા જ કરે ને વાતો પૂછ્યા જ કરે.

એમણે જે 'સૌરાષ્ટ્રની રસધારો' પ્રગટ કરી છે, તેનું નામ એ 'કાઠિયાવાડની લોકકથાઓ' રાખવાના હતા. પણ અમૃતલાલભાઇના આગ્રહથી તેમણે 'સૌરાષ્ટ્રની રસધાર' રાખ્યું હતું.

અહીં આવીને આ વાર્તાઓ લખ્યા પછી ઝવેરભાઇએ ચારણી પ્રયોગો બોલવા લખવાના પ્રયત્નો કર્યા, પણ શરૂમાં કેમે ય કરી ફાવે જ નહિ. 'દેથળા' 'ભણે'. 'થ્યું', 'ગરલ અ'ડાં ઘોડી'–ગરૂડના ઇંડા જેવી ઘોડી–એવા એવા ચારણી શબ્દો ટપકાવી લે ને પછી અમારી સાથેની સામાન્ય વાતોમાં પણ એ વાપરે. વાપરતાં ફાવે નહિ અને કંઈકનો કંઇક અર્થ થઇ જાય. અમે બધા ખૂબ હસી પડીએ. ગગુભાઈ તો પેટ પકડીને હસે, પછી ધીમે ધીમે ચારણી ભાષા ઉપર તેમણે કાબૂ મેળવી લીધો પિંગળશી વાતાભાઈ, કારણભાઇ, દુલા કાગ વગેરેના પરિચયમાં આવીને એમણે ચારણી ભાષાને બરાબર પકડી લીધેલી. બોલે ત્યારે અસલ જાણે ચારણનો દીકરો બોલતો લાગે.

સૌરાષ્ટ્રની રસધારો પછી સંતોનું કેટલુંક સાહિત્ય પણ આ રીતે તેમણે અહીં આવીને એકઠું કર્યું છે. કેટલીક સંતો–મહાત્માની જગાઓ જોવા અમે સાથે ગયેલા. એમાં ખાસ નોંધવા જેવી વાત સંત દેવીદાસની છે. 'પુરાતન જ્યોત'માં એમણે જે દેવીદાસની કથા આલેખી છે, તે મારી પાસેથી જાણેલી. જ્યારે એ આખી વાત છપાયેલી મેં જોઈ ત્યારે મને આશ્ચર્ય સાથે ભારે દુઃખ થયું. એમાં એમણે ઘણો પાઠફેર કરી નાખ્યો. પાઠફેરની સાથે સ્થાન ફેરવણી થઇ ગઇ છે. ક્યાં મુંજાસર ગામ ને ક્યાં દરિયાકાંઠો અને ક્યાં અમરબાઇનું પીઠવડી ગામ ! મને તે ગમેલું નહિ. અમારી વચ્ચે એ વિષે પત્રવહેવાર થયેલો.

ઝવેરભાઇ અહીં આવ્યા ત્યારે મેં એમની સાથે વિગતથી વાતો કરી કહ્યું:

"ભલા, બીજું તો ઠીક, પણ આ ભારે ભૂંડી થઇ છે, આ એને ( અમરબાઈ અને સાદુળ ભગતને) ક્યાં ભેગાં કર્યાં, ને ક્યાં તો ક્યાં પણ આમ ?"

ઝવેરભાઇ કહે: "એ બન્ને જુવાનજોધ–AFTER ALL THEY WERE HUMAN–BEINGS. એકી સાથે રહેતાં હોય પછી શું પૂછવું ?"

પછી પાછળથી તેમને પણ ખોટું થયાનું લાગી આવેલું અને જાણવા મુજબ એમણે બીજી આવૃત્તિમાં આ બધો ઉલ્લેખ કર્યો છે. આવો જ પાઠફેર આપા દાનાની કથામાં થઈ ગયો છે. સંતોના પરચા વિષે મેં એમને કહેલું કે; "ભાઇ, આ કાંઇ મનખા દેહની વાતો નથી. આ તો HUMAN–BEINGS થી આગળ ગયેલા માનવ આત્માઓની વાતો છે. આપા દાનાએ પોતાના થૂંકથી આગતુકનાં ગૂમડાં મટાડી દીધાં તેમ ઝવેરભાઈ, તમે કાં નથી મટાડી શકતા ?" પણ એ બધું એમણે એક PHENOMENON : પ્રક્રિયા તરીકે ઘટાવેલું છે.

કાઠી સંસ્કૃતિથી તેઓ અપરિચિત એટલે ઘણીવાર ભૂલો કરી બેસતા. હું કહેતો:

"ભાઇ, કાઠી આમ ન કહે. આમ ન બોલે. કાઠિયાણીને ખોળામાં લઇને ન ચૂમે. બહારવટિયાગો સાંઢિયો કણકણે નહિ. એવું તો એના લોહીમાં ય ન હોય."

પછી તો ધીમે ધીમે કાઠી ભાષા, રહેણીકરણી ને સંસ્કૃતિનો એમનો પરિચય વધ્યો. છેવટ 'સોરઠ તારાં વહેતાં પાણી' પણ લખ્યું. એની વસ્તુ સંકલના અહીંથી ભેગી કરેલી. એ કહેતા:

"હું અહીં એક અઠવાડિયું તમારી પાસે રહું તો 'સોરઠ તારા વહેતાં પાણી'નો બીજો ભાગ લખી

કરતા. વિલાયતના પ્રવાસે તેમના ઉપર બહુ સારી છાપ નહિ પાડેલી. પણ ત્યાંના શિસ્ત અને વ્યવસ્થા બહુ ગમી ગયેલાં. અહીં વાતો કરતાં તેઓ કહે:

"ભાઇ, ત્યાં તો લોકો શું સુઘડ સ્વચ્છ હોય છે ! ભાઈ, ત્યાં તો વાહન વ્યવહારની શી મઝાની સગવડ હોય છે ! ને ત્યાંના લોકોની શિસ્ત પણ. નહિ કોઇ જગ્યાએ ધક્કાધક્કી કે નહિ કોઈ જગ્યાએ મારામારી. ભઈ, એ તો આપણે આપણા જીવનમાં ઉતારવા જેવું ખરૂં. ભાઈ, પણ એ લોકો તો ગજબના પ્રવૃત્તિશીલ." વગેરે વગેરે. તેમની ભાષામાં લંડન પ્રવાસની વાતો કરતા ને સંભળાવીને અમને થકવી દેતા.

એ તો લગ્ન કરવાના નહોતા. ઇંગ્લાંડથી આવ્યા પછી ઉલટાની તેમનામાં વધુ સાદાઇ આવી હતી. સાદાઇથી જીવન વ્યતિત કરવા ઇચ્છતા હતા, પણ અમારી સૌની સમજાવટથી તેમણે લગ્ન કરવાનું સ્વીકાર્યું. તેઓ પરણવા ગયા ત્યારે અહીંથી–આ હડાળાના પાદરમાંથી નીકળેલા. સાથે તેમના મિત્રો હતા. પાછા ફર્યા ત્યારે કુંકાવાવ સ્ટેશને અમારી મોટર એમને લેવા ગયેલી ને આ પાદરમાંથી એ પસાર થતાં ઊભી રહી હતી. ઝવેરભાઈ ને દમયંતીબહેન બન્ને જણા મને વંદન કરવા આવેલાં ઝવેરભાઈએ એ વખતે ભરત ભરેલી ટોપી પહેરી હતી. મેં કહ્યું:

"એલા, આ તે શું ? લગ્નના અવસરમાં આ ટોપી કાં પહેરી ?"

પછી તેમને અહીં ગુલાબી રંગની પાઘડી–ફેંટું મેં બંધાવેલું. એ વખતે પણ અહીં તેમણે એક બે ગીતો ગાયેલાનું યાદ આવે છે.

કલકત્તા છોડયા પછી એમણે શું કરવું એ પ્રશ્ન તો હતો. એ વખતે એમનો આખો વિચાર પ્રવાહ બદલો લઈ રહ્યો હતો. અહીં હડાળાના આધ્યાત્મિક વાતાવરણનું આકર્ષણ તો હતું જ. સાથોસાથ સાદાઈથી જીવવાના તેમના મનોરથો હતા અને અમારા સૌની સાથેનો ઘર જેવો સંબંધ હતો. એ બધાને કારણે અને ચારે ય જણાએ જિંદગીભર સાથે રહેવાનું ને આશ્રમ–જીવન ગાળવાનું નક્કી કરેલું; અમે ચાર એટલે ગિરધરભાઇ, ગુલાબચંદભાઈ, ઝવેરભાઇ અને ચોથો હું. ઝવેરભાઇને અને ગુલાબચંદને બગસરાથી અહીં બોલાવ્યા. ગિરધરભાઇ તો અહીં કલાસમાં જ હતા. અમે ચારેય જણા હડાળાથી થોડે દૂર નદીકાંઠાની જમીન આશ્રમને માટે જોઇ આવ્યા. પછી ત્યાં આશ્રમ ઊભું કરવા વિચાર્યું.

અમે એમ નક્કી કરેલું કે ઝવેરભાઇ સાહિત્યની અને ખેતીની પ્રવૃત્તિઓ કરે. ગિરધરભાઈ વ્યાપારિક પ્રવૃત્તિઓ કરે, ગુલાબચંદભાઇ કેળવણીનું અને હું ત્રણેયને પૂરક એવું કામ કરું–આમ અમો ચારે ય જણા ભેગા રહીએ. અમે આખી યોજના કાગળ ઉપર પણ ઉતારી, નફો તોટો મૂકયો. પણ ખેતી કરવામાં અમને કશી આવક ન દેખાઈ, ઉલટાનું એમાં ઘસાવાનું લાગ્યું. આમ છતાં અમે અમારી યોજના માટે મક્કમ હતા. પણ એ યાદ નથી આવતું કે આ શ્રમજીવી જીવન જીવવાની આખી યોજના કેમ પડી ભાંગી.

એટલું યાદ છે કે એ દરમ્યાન ઝવેરભાઈ ભાવનગર ગયેલા. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં કેટલાક કાઠી–ગરાસિયાઓ સાથે વાતો થઇ. એના ઉપરથી અહીં આવીને 'મોતીની કંઠીઓ' નામનો લેખ તેમણે 'સૌરાષ્ટ્ર' (સાપ્તાહિક)માં મોકલ્યો. આ જ તેમનો પ્રથમ લેખ. 'ચોરાનો પોકાર' તો પાછળથી બીજે કે ત્રીજે અઠવાડિયે મોકલાવેલો. ભાવનગરથી અહીં આવીને તેમનાં માસીબાને ત્યાં તોરી ગામે એ ગયેલા. ત્યાં ચોરાની વાતો ઉપરથી તેમણે 'ચોરાનો પોકાર' લખ્યો. મને યાદ છે ત્યાં સુધી એ લેખ ન હતો પણ શ્રી. અમૃતલાલભાઇને ઉદ્દેશીને લખેલો કાગળ હતો.

એ લેખ છપાયા પછી તુરત શ્રી અમૃતલાલભાઇનો અહીં ઝવેરભાઈને તેડાવતો કાગળ આવ્યો ને પાછળથી તેઓ ત્યાં જઇને રૂા. ૭૫ના વેતનથી 'સૌરાષ્ટ્ર'માં જોડાયા.

આ પછી તેમણે સોરઠી લોકસાહિત્ય ભેગું કરવા માંડયું. અહીં આવીને તેઓ ભોળો કાત્યાળ અને ચાંપરાજવાળો બન્ને વાતો લખી ગયેલા. એ

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧લામાં છપાયેલ છે. બાદ તેમને જે ખૂબ ગમેલી અને જેના ઉપર એમણે આંસુડાં પાડેલાં તે વાર્તા 'આહેરની ઉદારતા' મેં લખીને મોકલી હતી. તેમણે મઠારીને એ મૂકી, પછી તો ઝવેરભાઈના કાગળો આવે, નવી નવી વાતો મગાવે, અને જાતે રૂબરૂ આવીને ટપકાવી જાય.

સ્વ. ગગુભાઇ ચારણ અહીં અમારે ત્યાં રહેતા. તેમની પણ મીઠી વાણી અને ગળું ભારે મજાનું. જાણે પણ ઘણું. તેમની પાસે બેસીને ઝવેરભાઇ લખ્યા જ કરે ને વાતો પૂછ્યા જ કરે.

એમણે જે 'સૌરાષ્ટ્રની રસધારો' પ્રગટ કરી છે, તેનું નામ એ 'કાઠિયાવાડની લોકકથાઓ' રાખવાના હતા. પણ અમૃતલાલભાઇના આગ્રહથી તેમણે 'સૌરાષ્ટ્રની રસધાર' રાખ્યું હતું.

અહીં આવીને આ વાર્તાઓ લખ્યા પછી ઝવેરભાઇએ ચારણી પ્રયોગો બોલવા લખવાના પ્રયત્નો કર્યા, પણ શરૂમાં કેમે ય કરી ફાવે જ નહિ. 'હેથળા' 'ભણે', 'થ્યું', 'ગરલ અંડાં ઘોડી'–ગરૂડના ઇંડા જેવી ઘોડી–એવા એવા ચારણી શબ્દો ટપકાવી લે ને પછી અમારી સાથેની સામાન્ય વાતોમાં પણ એ વાપરે. વાપરતાં ફાવે નહિ અને કંઇકનો કંઇક અર્થ થઇ જાય. અમે બધા ખૂબ હસી પડીએ. ગગુભાઈ તો પેટ પકડીને હસે, પછી ધીમે ધીમે ચારણી ભાષા ઉપર તેમણે કાબૂ મેળવી લીધો. પિંગળશી પાતાભાઈ, ઠારણભાઇ, દુલા કાગ વગેરેના પરિચયમાં આવીને એમણે ચારણી ભાષાને બરાબર પકડી લીધેલી. બોલે ત્યારે અસલ જાણે ચારણનો દીકરો બોલતો લાગે.

સૌરાષ્ટ્રની રસધારો પછી સંતોનું કેટલુંક સાહિત્ય પણ આ રીતે તેમણે અહીં આવીને એકઠું કર્યું છે. કેટલીક સંતો–મહાત્માની જગાઓ જોવા અમે સાથે ગયેલા. એમાં ખાસ નોંધવા જેવી વાત સંત દેવીદાસની છે. 'પુરાતન જ્યોત'માં એમણે જે દેવીદાસની કથા આલેખી છે, તે મારી પાસેથી જાણેલી. જ્યારે એ આખી વાત છપાયેલી મેં જોઇ ત્યારે મને આશ્ચર્ય સાથે ભારે દુઃખ થયું. એમાં એમણે ઘણો પાઠફેર કરી નાખ્યો. પાઠફેરની સાથે સ્થાન ફેરવણી થઇ ગઇ છે. કયાં મુંજાસર ગામ ને કયાં દરિયાકાંઠો અને કયાં અમરબાઇનું પીઠવડી ગામ ! અને તે ગમેલું નહિ. અમારી વચ્ચે એ વિષે પત્રવહેવાર થયેલો.

ઝવેરભાઇ અહીં આવ્યા ત્યારે મેં એમની સાથે વિગતથી વાતો કરી કહ્યું:

"ભલા, બીજું તો ઠીક, પણ આ ભારે ભૂંડી થઇ છે, આ બેને (અમરબાઈ અને સાદુળ ભગતને) કયાં ભેગાં કર્યાં, ને કર્યાં તો કર્યાં પણ આમ ?"

ઝવેરભાઇ કહે: "એ બન્ને જુવાનજોધ– AFTER ALL THEY WERE HUMAN–BEINGS. એકી સાથે રહેતાં હોય પછી શું પૂછવું ?"

પછી પાછળથી તેમને પણ ખોટું થયાનું લાગી આવેલું અને જાણવા મુજબ એમણે બીજી આવૃત્તિમાં આ બધો ઉલ્લેખ કર્યો છે. આવો જ પાઠફેર આપા દાનાની કથામાં થઈ ગયો છે. સંતોના પરચા વિષે મેં એમને કહેલું કે; "ભાઇ, આ કાંઇ મનખા દેહની વાતો નથી. આ તો HUMAN–BEINGS થી આગળ ગયેલા માનવ આત્માઓની વાતો છે. આપા દાનાએ પોતાના થૂંકથી આગતુનાં ગૂમડાં મટાડી દીધાં તેમ ઝવેરભાઈ, તમે કાં નથી મટાડી શકતા ?" પણ એ બધું એમણે એક PHENOMENON : પ્રક્રિયા તરીકે ઘટાવેલું છે.

કાઠી સંસ્કૃતિથી તેઓ અપરિચિત એટલે ઘણીવાર ભૂલો કરી બેસતા. હું કહેતો :

"ભાઇ, કાઠી આમ ન કહે. આમ ન બોલે. કાઠિયાણીને ખોળામાં લઈને ન ચૂમે. બહારવટિયાનો સાંઢિયો કણકણે નહિ. એવું તો એના લોહીમાં ય ન હોય."

પછી તો ધીમે ધીમે કાઠી ભાષા, રહેણીકરણી ને સંસ્કૃતિનો એમનો પરિચય વધ્યો. છેવટ 'સોરઠ તારાં વહેતાં પાણી' પણ લખ્યું. એની વસ્તુ સંકલના અહીંથી ભેગી કરેલી. એ કહેતા :

"હું અહીં એક અઠવાડિયું તમારી પાસે રહું તો 'સોરઠ તારા વહેતાં પાણી'નો બીજો ભાગ લખી

મૂક્યું"

તેમણે છેલ્લે છાપેલી 'રંગ છે બારોટ!'ની દરિયાપીરની દીકરીવાળી વાત પણ અહીં આ ગઢમાં બેસીને' ૨૨ની સાલ દરમ્યાન લખી લીધી હતી. તે પછી છાપતા વેળાએ તેમણે મને મોકલી હતી. મેં કેટલુંક સુધાર્યું ને કેટલોક ફેરફાર સૂચવ્યો.

દુહા અહીંથી ઘણા લઈ ગયેલા પેલી જૂમા અચળા રાજકુમારની પ્રિયતમા-મિન ઉપર પોતાનો હારરૂપી પ્રિયતમ બીજી કને ગયાનું ગાય છે ત્યારે અચળો જે જવાબ આપે છે તે દુહો એમને બહુ ગમેલો :

કણુરે હાટે મૂકિયો, ભોજન લિયાં અપાર;
ઈ હારને છોડાવવા, વેગે કરશું વાર.

[અચળો કહે છે કે-કહો, કયા વેપારીના હાટડે અન્ન લેવા એ હાર મૂકયો છે? એ હારને છોડાવવા હું તમને હમણાં જ નાણાંની મદદ કરું.]

ત્યારે બીન માથે ગાતી મતી જૂમા જવાબ વાળે છે :

કણુરે હાટે ન મૂકિયા, ભોજન લિયાં અપર;
(પણ) જેની નાર કુભારજા, ઈ માગ્યો દે ભરથાર.

[હે ઠાકોર! અમે અન્ન-દાણાને કાજે એ હાર કોઈ વેપારીને હાટડે નથી મૂકયો. આ તો એક એવી કુભારજાને દીધો છે કે જેણે હાર પહેરવાને સાટે પોતાનો ભરથાર અમને માગ્યો આપેલ છે]

બે મહિના પહેલાં અહીં આવ્યા ત્યારે તેમનાં છેલ્લાં બે પ્રકાશનો 'રંગ છે બારોટ!' અને 'પરકમ્મા' સાથે લાવેલા. મેં તેમાં ઘણા સુધારા વધારા કરાવ્યા છે ને કરી રહ્યો છું, પણ હવે તો...

ઝવેરભાઈની લખવાની ઝડપ તો ગજબની. હું વાતો કરું એ ટપકાવી લે. એક બાજુ જાએ નિરાંતે પૂરી કરી લે. એ પછી મને વંચાવી જાય. એમને વાત પણ કઢાવતાં આવડે : "-હાં પછી... પછી એનું શું થયું? પછી એ કયાં ગયાં? પછી એમણે ત્યાં શું કર્યું? આમ પછી-પછી તો ચાલતું જ હોય.

એમના સંશોધનની ઘણી સામગ્રી આ ભૂમિમાંથી એમને મળી છે. એ અમારા સૌના માટે ભારે આનંદની વાત છે. હજી મારી પાસે તો થોકબંધ પડયું છે. તેઓ 'આવું છું', આવું છું-નિરાંતે આવું છું' તેમ લખ્યા જ કરતા. પણ આવ્યા નહિ અને અમારે સાથે મળીને આનંદ લેવાનો મોકો ફરીથી આવ્યો જ નહિ હવે તો......

## નોંધ:

સંત દેવીદાસમાં અમરબાઇ અને સાદુળના પાત્ર અંગે દ શ્રી. વાજસુરવાળાને મેઘાણીભાઇએ બીજી આવૃત્તિમાં ભૂલ સુધાર્યાનો ખ્યાલ રહી ગયેલો. પણ મેઘાણીભાઇને એ ભૂલ જ નથી લાગી ઉલટ પક્ષે પોતે જે સુધારા કર્યા છે તેનો કાવ્ય-ન્યાય મેઘાણીભાઇએ પ્રતિપાદિત કર્યો છે. એવું જ સંતોના પરચા અંગેનું છે. ચમત્કારોને આત્મવિકાસના અવરોધરૂપ અને જગતનાં ભોળિયાં જનોને ભરમાવનારા જ મેઘાણીભાઇ માનતા, જેના ઉપર એમણે વિસ્તૃત નોંધ લખેલ છે. આજે તો મેઘાણીભાઈ નથી, તેમ એનાં સંભારણાં આપનાર દ. શ્રી. વાજસુરવાળા પણ નથી. અને 'ઝવેરચંદ મેઘાણી' અંગે જે સ્મરણાંજલિ ગ્રંથમાંથી આ સ્મરણ આપેલ છે, તે સ્મરણાંજલિ તૈયાર કરવામાં મારા સાથીદાર નિરંજન વર્મા-નિરૂભાઈ પણ નથી. ૨૫ વર્ષ પૂર્વે તૈયાર કરેલ આ સ્મરણાંજલિ પણ એક સ્મરણરૂપે આજે એકલો વાગોળી રહ્યો છું.

જ. ૫.



પ્રેમનાં શૌર્યનાં, પાન સાહસ તણાં,
ગુર્જરી યુવાનીને તેં જ પાયાં;
મુક્તિનાં, ત્યાગનાં, દેશની ભક્તિનાં
તેં જ વીરા ખરે ગાન ગાયાં.

સુરૂપ મુદ્રિકા, રાજકોટ-૧



ઊર્મિ નવરચના

તંત્રીઓ :

ઈશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર

એપ્રિલ : ૧૯૭૨
સળંગ અંક : ૫૦૫

## પનિહાર

નદી નીર ઉરાં. કૂવા ચાલ [illegible]
પનિહાર એ કાંયુ વિચાર [illegible]
પટકૂળ નવે પારી-ઘાટ [illegible]
એની ગાગરમાં નીર સમાઈ [illegible]
એની ગાગર નીર ભરાઈ નહિ
એને ઘેર જવા દરકાર નહિ
પનિહાર, નવે અનુસાર, નદી [illegible]
નીર, ગંભીર વિચાર [illegible]

સ્વ. મેઘાણીબાઈ



તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ એપ્રિલ '૯૨ અંક : ૧ : સળંગ અંક : ૫૦૫





## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂ. ૧૦-૦૦
વાર્ષિક-પરદેશમાં રૂ. ૨૧-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ મોકલવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* અખબારાનાં સાપ્તાહિક, પાક્ષિક, માસિક વગેરે તથા અવલોકન માટેના પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )

પ્રકાશક : ઇશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧



# પછેડી પ્રમાણે સોડ તાણીએ

નારણ જાણે છે કે પોતાની આવક નજીવી છે, તેથી તે અને તેની પત્ની ખૂબ સમજી વિચારીને ખર્ચ કરે છે.

તેઓએ પોતાનાં બાળકોના ભણતરને માટે ઘણો વિચાર કરીને એક યોજના બનાવી છે, કારણ કે તેમાં જ એ સહુનું કલ્યાણ સમાયેલું છે.

તેઓ પોતાના દરેક બાળકને સારી રીતે ભણાવી-ગણાવી શકે એટલા માટે તેઓએ કુટુંબ નાનું રાખવાનો નિર્ણય કરી જ લીધો છે.

# ગ્રાહકોને ખાસ નોંધ લેવા વિનંતી

૧– ઊર્મિનવરચનાનું પોસ્ટીંગ દર માસની છેલ્લી તારીખે થાય છે. એટલે તા. ૧ થી ૩માં દેશમાં ગમે તે સ્થળે પહોંચી જાય.

૨– અંક ન મળે ત્યારે તા. ૮મી સુધીમાં પોસ્ટ ઓફિસે તપાસ કરીને 'ઊર્મિનવરચના' ના કાર્યાલયે જણાવવું. એટલે અંક સીલીકમાં હશે તો જ તા. ૧૫મી સુધીમાં મોકલાશે. તા. ૧૫મી પછી અંક ગૂમ થયાની ફરિયાદ ઉપરથી અંક મોકલવાની કોઈ સંભાવના નહિ રહે.

૩– કેટલાક ગ્રાહકો બે ત્રણ કે ચાર મહિના બાદ અંકો ન મળતા હોવાની ફરિયાદો કરે છે. તેમને નોંધ લેવાની વિનંતી છે કે અંક પ્રગટ થયા પછીની તા. ૧૫મી સુધીમાં ફરિયાદ મળે ને અંક સીલીકમાં હોય તો જ મોકલી શકાશે.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પછી કેટલાકને પોસ્ટલ સર્ટીફીકેટથી અંકો મોકલાય છે. એવો પો. સ. વાળા અંકો પણ ન મળ્યાની ફરિયાદ આવે ત્યારે એ રીતે અંકો ગૂમ થાય એની જવાબદારી સંસ્થા ઉઠાવી શકે નહિ.

૫– પત્રવ્યવહાર કરતી વખતે અને મ. ઓ. કરતી વખતે ગ્રાહક નંબર અચૂક લખવા વિનંતી છે.

૬– લવાજમ મળ્યા પછી જ અંકો મોકલાશે.

વ્ય. 'ઊર્મિનવરચના'

આત્મપરાયણ

## સરોદ કહે છે—

સરોદ કહે છે, આ રે કાયામાં પલટાવું:
દેહ પડયે તો દફનાવું:
સરોદ કહે છે, આ રે કાયામાં પલટાવું.

લગન એવી લગવી દેવી,
આપ અગનરૂપ થાવું;
ખલકને ભાઇ, ખાખ કરીને પછી
તરવેણીમાં ન્હાવું,
સરોદ કહે છે, આ રે કાયામાં પલટાવું.

ભસમને ભાઈ, વાયુમાં વહેવી
માતમ એનું ન આવું:
આપ આકાશ રૂપ થઇ નિરંતર
આપે આપ મલકાવું:
સરોદ કહે છે, આ રે કાયામાં પલટાવું.

અંબર કેરો ય તાગ લેવાને ભાઇ,
સુન થઇને ધાવું;
કહે સરોદ, એવો જોગ કરે તો તને
અલખનાથ મિલાવું:
સરોદ કહે છે, આ રે કાયામાં પલટાવું.

સરોદ

# પાંડવોની ખાનદાની !

મહાભારતનું યુદ્ધ પૂરું થયું. યુધિષ્ઠિરે રાજકારભાર સંભાળી લીધા બાદ એક દિવસ શ્રી કૃષ્ણ પાંડવોને ત્યાં પધારે છે. માતા કુંતા, સતી દ્રૌપદી તથા બધા ભાઈઓ સાથે મળીને બેઠા છે. વાતમાંથી વાત નીકળતાં સૌ સૌના મનની મહેચ્છા પૂરી થયાની વાત કરી કૃષ્ણનો ઉપકાર માને છે. શ્રી કૃષ્ણ યુધિષ્ઠિરની રાજનીતિની તારીફ કરે છે. ત્યારે યુધિષ્ઠિર કહે છેઃ "એ બધું તો જોયા જેવું છે. અમારા કુટુંબની ખાનદાની આપનાથી ક્યાં અજાણી છે? ખરી વાત તો આપની કૃપાનું જ પરિણામ છે.

### ભજન–ઢાળ : આવકારો મીઠો આપજે

પ્રભુ તમે જાણો છો અમારી બધી ખાનદાની રે
અજાણી નથી આપથી રે જી
વ્હાલા તમે વારી રે વારીને કાં મને પૂછો રે — અજાણી

દાદાજી અમારા વ્યાસ કાનીન કેવાણા
માતા મચ્છ ગંધા હતી વણ પરણી રે — અજાણી

ગોલક પાંડુને અમે કુંડ જ કેવાયે
કથી નવ જાયે એવી છે કરણી રે — અજાણી

પાંચેય પાંડવ કેરા પિતા નોખા નોખા
કોઈનો વાયુ ને કોઈનો તરણી રે — અજાણી

વિશ્વના વેવારથી અમે નોખા વરત્યા
પાંચેય જણાને એક જ પરણી રે — અજાણી

અમારા કુટુંબ કેરી વાતો સાંભળીને
ધ્રુજી રે ઊઠે છે માતા ધરણી રે — અજાણી

ક્ષત્રિયોના જાયા કોણ ભેળા રે બેસાડે
તમારી કીરિપા જાય નહિ વરણી રે — અજાણી

—પિંગળશીભાઈ ગઢવી

---

૧. કાનીન : કુંવારીએ જન્મ આપેલ.

૨. ગોલક : વિધવાએ જન્મ આપેલ

૩. કુંડજ : પતિ હોવા છતાં રોગી હોવાને કારણે તેની આજ્ઞા મુજબ ઉચ્ચ કોટીના પુરુષોના નિયોગથી ઉત્પન્ન થયેલ પ્રજા.

# ૪૩મા વર્ષમાં પ્રવેશતું 'ઊર્મિનવરચના'

ધન્યવાદ તો અમારે અમારા એસના વર્ષે ગુજરાતને દિલભર આપવા છે ગુજરાતના અને ભારતના લોકવિજયના ગૌરવને ઊર્મિનવરચના અનેક રીતે આનંદી રહ્યું છે. ભારતની લોકવિજય કુચમાં ગુજરાત થોડું પાછું પડી ગયેલું. જૂનવાણીનાં જાળાં ભેદવામાં, સત્તાનિષ્ઠ વડિલશાહીના કોઠા ભેદવામાં ગુજરાતે જે થોડો વિલંબ કર્યો તે પોતાની મંઝિલ માટેની કુચનો વેગ વધારીને વડીલશાહીના અને જડશુદ્ધિ આગેવાનીના કોટ કિલ્લા જમીનદોસ્ત કર્યા છે, એમાં વિલંબ થતાં એક દિવસ અમારે કહેવું પડેલું કે :–

"ચિડિયાં ચૂગ ગઇ ખેત,
ગુજરાત ચેત હવે તો ચેત"

અમે ઈચ્છીએ છીએ કે હવે ગુજરાતના શાસક કોંગ્રેસની સંગઠન પાંખ અને ધારાકીય પાંખોનો એટલો વિકાસ સંધાઓ કે જેથી ગુજરાતના પોતાનાં પ્રશ્નો નેતાગીરીના અને જનતાને માર્ગદર્શન આપવાના પોતે જ ઉકેલવાની તાકાત મેળવે. "શુદ્ધ અને કાર્યક્ષમ વહીવટ આપશું" એમ પ્રધાનો કહે ને વહીવટી તંત્ર એની હાંસી ઉડાવે એવી પચ્ચીસીની એક પેઢી ફરીથી ન ભજવાતાં "અમે શુદ્ધ અને કાર્યક્ષમ વહીવટ આપી શક્યા છીએ" એવો પાંચ વર્ષે વચનપાલનનો આત્મસંતોષ એક પ્રજાકીય ઉત્સવ બની ઊજવે.

ઈંદિરાજી જેવો એકાધિકાર ન બનતાં ગુજરાતની નવી સરકાર લોકાધિકાર બને. જેથી જે કોઈ બાબતમાં જનતાને સરકારની ઓશિયાળ કરવી પડતી હોય તે મટીને લોકો દ્વારા જ લોકોનો વહીવટ ચાલતો થાય. સાહિત્ય અને કલા આજે જેટલા પૂરતાં સરકાર–પરસ્ત છે તેટલાં પૂરતાં અપંગ અને ઓશિયાળાં છે. પ્રધાનોને સાહિત્ય અને કલાના સમારંભોમાં પ્રમુખ બનાવવા સંસ્થાઓ એટલા માટે જ દોડે છે. કલા દિશારદો અને કલા પારખુઓ જ કલાના સમારંભોમાં પ્રમુખો હોય અને પ્રધાનો પ્રેક્ષક તરીકે એનો રસ માણી શકે તેવી સ્થિતિ સર્જાવી જોઈએ. સત્તાધારીઓ અને શ્રીમંતોમાં પોતાને બધી પ્રકારની સમજણ હોવાનો એક આગ્રહ બંધાઇ જાય છે. આવી ડહાપણ ગ્રંથીથી સમાજવાદી સત્તાધિકારીઓ બચે અને એનો ભોગ બનતી જનતાને બચાવે.

આજ એટલા માટે અમે અમારી લાગણી વ્યક્ત કરી રહ્યા છીએ કે જનતાને ઘણા વર્ષો બાદ જેવી જોઈએ તેવી સમાજવાદી સરકાર મળી છે. આ સરકારના વહીવટ દરમિયાન સાહિત્ય કલા અને સંસ્કૃતિનો ખૂબ વિકાસ થઇ શકે, જો આજ સુધીની સરકારી રાહે ચાલતી આ પ્રકારની પ્રવૃતિઓમાં ઊંડા ઊતરીને સરકાર રસ લે કે આજ સુધી જેના હાથમાં એના મોં માં તો કોળિયા નથી ચાલ્યા ગયાને ! મામકા પ્રત્યેક ક્ષેત્રે હોય છે.

પ્રજાની આર્થિક સ્થિતિ એવી નથી કે સાહિત્ય અને કલાનો પ્રજાકીય ધોરણે જ વિકાસ સાધી શકે. સરકારી સહાય સિવાય સાહિત્ય–કલાનું પુનરૂત્થાન શક્ય નથી. પણ એને પૂરે પૂરૂં પ્રજાકીય ધોરણે મૂકવાનું તો સમાજવાદી સરકાર માટે શક્ય છે જ. લોકસાહિત્યના ક્ષેત્રે ગુજરાતમાં એ કારણે જ રાજસ્થાન જેવું અને એના જેટલું કામ નથી થયું. કેટલુંક તો લોકસાહિત્યને ક્ષેત્રે અંધાધુંધ ચાલે છે. ગુજરાતમાં લોકસાહિત્યનો કુબેર ભંડાર હોવા છતાં દુનિયાને એવું કહેવાની વેળા ન આવે કે ગુજરાતમાં લોકસાહિત્યને નામે ઢીંડવાણું જ ચાલે છે. ઊર્મિનવરચનાની લોકસાહિત્યની આગેકુચ વણથંભી રખાવનાર 'ઊર્મિ'ના પરિવારનો આભાર માનવાની ધૃષ્ટતા નથી કરતા. એટલું કહેવું જોઇએ કે ઊર્મિના પરિવારનો પુરૂષાર્થ આખા વર્ષ દરમિયાન ગૌરવવંતો રહ્યો છે. એથી જ ઊર્મિનો વ્યાપ ઉત્તરોત્તર વધતો જાય છે. ઊર્મિના નવા વર્ષની શુભ કામનાઓ સાથે–

તંત્રીઓ

# કચડાયેલ નારી

બેની તું ચાર રે આટા ચોરીના નો ચડી
બેની તું પીઠિયાળા પગે માંડવે ન માલી રે
નમાયા ઘરની વેરણુ રે વિધાતા તારી વીકરી

બેની તારા હાથરે ઝળકયા નહિ રામણુ દીવડે
બેની એવા મેંદી રે ભરેલા પગનાં મોતી રે
નમાયા ઘરની...

બેની તારૂ ઘાટીલું મુખડું મલકયું ના ઘૂંઘટે
બેની તું ઘુઘરિયાળી વેલ્યું'માં નવ બેઠી
નમાયા ઘરની....

બેની રૂડો સૌયરૂંએ ગૂથ્યો નહિ તારો ચોટલો
બેની તને ભાભીએ તેલ નવ સીચ્યાં રે
નમાયા ઘરની....

બેની તું બીતાં રે બીતાં પગલાં માંડતી
બેની એની રહી ગઈ સદાની ધરતી પ્યાસી રે
નમાયા ઘરની ...

બેની તું કઈરે ડાળીનું ફેકેલ ફૂલડું
બેની તું કિયારે ઘરનુ ઢાંકણુ નારી રે
નમાયા ઘરની....

બેની તું કોનો રે હુંફાળો ખોળો હેતનો
બેની તું કોના રે કાળજાનો ટૂકડો કેનેરે
નમાયા ઘરની....

બેની તું ભોળા રે માનવને કોણે ભોળવી
બેની તુંને કોણેરે બજારે હાટે મેલી રે
નમાયા ઘરની...

બેની તારા બેદલ થઈ ગ્યા જગના બાંધવા
બેની તું નધણિયાતી કે ન સુહાગી રે
નમાયા ઘરની....

બેની તારા હૈયાના ધબકારા 'દાદ' હું સાંભળું
બેની તેં મોંઘા રે ઘડેલ મનસુબારે
નમાયા ઘરની

કવિ 'દાદ'

# જનાર્દન જનતા બેઠાં ગુજરાતને રંડાપો હોય !

સંપાદકીય

સોળ રાજ્યોમાં જ્યાં ચૂંટણીઓ થઈ ત્યાં પ્રધાનમંડળો રચાઈ ગયાં ને વિધાનસભાઓની બજેટ બેઠકો પણ શરૂ થઈ ગઈ છતાં એ વિધાનસભાઓના સભ્યોને ચૂંટનાર લોકોનું અચરજ હજી નથી શમ્યું. કુલ મળીને ૨૬૮૮ ઉમેદવારો ચુંટાયા. એમાં ૧૯૧૨ જે શાસક કોંગ્રેસના ચુંટાયા, એમાંથી કેટલાય ધારાસભ્યો અચરજ અનુભવી રહ્યા હશે કે પોતે કેમ કરીને ચુંટયા ? અને આ ધારાસભ્યો કરતાં ય એને ચુંટનાર મતદારોનું-લોકોનું અચરજ હજી નથી શમ્યું કે આ બન્યું કઈ રીતે ?

## આશ્ચર્ય ખડકનારનું ય આશ્ચર્ય

લોકો હજી ભેગા થાય છે ત્યારે એ જ વાતો કરે છે કે: "ઓ હો હો ભાઇ ! ગુજરાતમાં તો આ અણધાર્યું નીકળ્યું. ધાર્યાં'તા તો ૯૦-૧૦૦ પણ નીકળી પડયા એકસોને એગણ્યાસીસ. આ ઘનશ્યામભાઇ દહેગામમાંથી ચુંટાઇ આવતાં પૂરા ૧૪૦ થઈ રહેશે. ડગળાં કાઢી નાખ્યાં છે."

બીજો કહે છે કે: "ગુજરાતમાં તો ઠીક પણ મહીસુરનું ય આવું કોણે ધાર્યું તું ? ભાસરાં કાઢી નાખ્યાં છે. અને મહારાષ્ટ્રમાં તો જુઓ !" ત્યાં ત્રીજો કહે છે કે: "હવે મહારાષ્ટ્ર, મધ્ય પ્રદેશ કે આંધ્રનું તો સમજ્યા પણ દિલ્હીમાં તો જુઓ ! જનસંઘનાં બીસરાં કાઢી નાખ્યાં છે."

ચોથો કહે : "ત્યારે પંજાબમાં અકાલીદળનાં છોડાં પાડી નાખ્યાં એનું શું ? વાર તહેવારે આત્મઘાતની ધમકી ઉચ્ચારતા સંત ફતેસિંહને રાજકારણમાંથી રફુચક્કર કરાવ્યા એ તો જુઓ !."

પાંચમો કહે : "એ બધું તો ઠીક પણ પશ્ચિમ બંગાળમાં માકર્સવાદીઓનાં પડાળ તોડી નાખ્યાં ! આ પહેલાંની એકાદ વરસ પહેલાં જ થયેલી ચૂંટણીમાં આ માકર્સવાદીઓ ૨૮૦માંથી ૧૧૭ બેઠક લઈ ગયેલા. એમના હાથમાંથી આ વખતે ઇંદિરાજીએ ૯૯ બેઠક ખુંચવી લીધી. માત્ર ૧૪ જ રહેવા દીધી એનું શું ? અને માકર્સવાદી ખુરાંટ એવા જયોતિ બસુને એના જ કાયમી મતદાર વિભાગમાંથી ૩૮ હજાર મતે હરાવ્યો. હિંસાવાદી માકર્સવાદીઓનું આથી તે પછી કેવુંક ધોવાણ થયું કહેવાય ?"

## રીતની એ જ રફતાર હતી

વિરોધ પક્ષોનું ય આમ અચરજ શમતું નથી. એ તો બધા એવા આઘાત પામી ગયા છે કે પોસ્ટ-મોર્ટમમાંથી હજી નવરા થતા નથી. હારેલા પક્ષો ૨૫ વરસથી ચૂંટણીમાં ગેરરીતિનું ગાણું ગાતા આવે છે. શાસક કોંગ્રેસ ૧૯૧૨ બેઠકો જીતી એની સામે અપક્ષો અને અન્ય પક્ષો ૭૭૬ બેઠકો જીત્યા ત્યારે એ પણ ગેરરીતીથી જ જીતાઈ હશે ને ? ચૂંટણીઓ જે રીતથી લડાતી હતી એ જ રીતથી બધા પક્ષો ને અપક્ષો લડયા છે. એમાં સમગ્ર પણે જેટલી બુરાઇ દાખલ થઈ છે તેમાં વધારો જરૂર થયો છે, પણ ઘટાડો નથી થયો.

## ઇંદિરાનો વિજય ધ્વજ

શાસક કોંગ્રેસ પક્ષ ચૂંટણીની રીતે જ ચૂંટણીઓ લડતો હતો, પણ મત ઇંદિરાજીની કોંગ્રેસને-ઇંદિરાજીના હાથ મજબૂત કરવા માગતો હતો. એટલો ફાયદો અન્ય પક્ષો કરતાં એને જરૂર વધારે હતો. છેલ્લાં બે વરસથી પાકીસ્તાનને પરાજિત કરવા સુધી ઇંદિરાજીએ જે પરાક્રમો દાખવ્યાં હતાં એ પરાક્રમનો વિજય વિધાનસભાની ચૂંટણી સુધી પોતાનો ધ્વજ ફરકાવતો આવ્યો છે એમ જરૂર કહી શકાય.

એનો અર્થ એવો નથી કે શાસક પક્ષ કે અન્ય પક્ષોએ ચૂંટણીઓમાં ગેરરીતિ નહિ આચરી હોય. સત્તા ઉપર રહેલા પક્ષ કે પક્ષોને કેટલાક ફાયદા મળે જ છે, અને એવા ફાયદા સંસ્થા કોંગ્રેસ, માકર્સ-

વાદીઓ અને બીજા જે કોઇ પક્ષ સત્તા ઉપર રહીને જયાં ચૂંટણીઓ અગાઉ લડેલા તે બધાએ ઉડાવ્યો છે, એકલા શાસક પક્ષે જ નહિ.

## અવિશ્વાસ અને વિશ્વાસ

ચૂંટણી પહેલાં શાસક પક્ષ એ વનવનની લાકડીમાંથી ઊભો થયેલો ભારો હતો. દરેક રાજયના શાસક પક્ષમાં એ કારણે જૂથબંધીનાં વિચારી જાળાં બાઝયાં હતાં. ગુજરાતની જ વાત કરીએ તો આ જૂથવાદ પોતાનો નેતા પસંદ કરવાની શકિત અને સત્તા ખોઈ બેઠેલો. લોકોના દિલમાં સદ્‌ભાવને બદલે એ દુર્ભાવ પેદા કરી બેઠેલો. ઉમેદવારોની પસંદગીમાં પણ એવું જ બન્યું. કેન્દ્રમાં એની યાદી જતાં કાંઇક ઉલટા સુલટું થયું અને છેવટ જતાં એમાં અનિચ્છનીય જણાતા ફેરફારો થયા. નેતાગીરીનો હોબાળો શમ્યો જ ન હતો. આવી સ્થિતિમાં જનતાએ શાસક કોંગ્રેસને ૧૬૭માંથી ૧૩૯ બેઠકો અપાવી. માની લઈએ કે ગુજરાતના શાસક પક્ષના આગેવાનો કરતાં સામે પક્ષે કેટલાક વધુ સારા ને વધુ શકિતવાળા આગેવાનો હશે, તો પણ લોકોએ એમની સામે અવિશ્વાસનો મત પસાર કર્યો છે ને શાસક પક્ષ તરફ વિશ્વાસ વ્યક્ત કર્યો છે. એ ગરીબી હટાવોનો કાર્યક્રમ કહેવાતો હોય તો તે, અને સમાજવાદ કહેવાતો હોય તો તે હાંસલ કરવાની હિંમત અને શક્તિ લોકોએ ઇંદિરાજી અને એના પક્ષમાં જ જોઈ છે, ને સમજી બુઝીને વાવડો એ તરફ વાયો છે.

## પંતપ્રધાનના પડઘમ

આવું અપૂર્વ ગૌરવ ગુજરાતની જનતાએ ગુજરાતના શાસક કોંગ્રેસ પક્ષને આપ્યું છતાં ગુજરાતનો શાસક કોંગ્રેસ પક્ષ એ ગૌરવને ઝીલી નથી શકયો. લગભગ ૮૫ લાખ મતદારોએ એટલે કે પચાસ ટકા ઉપરાંત મતદારોએ મત આપીને ૧૩૯ જણાને ચૂંટી આપ્યા પણ એ ૧૩૯ જણા પોતામાંથી એક આગેવાન ન ચૂંટી શકયા. અને ૧૧ જણાએ ઈંદિરાજીને જો કાડાં કાપી આપ્યાં હતાં તો બીજા ચૂંથણાં ચૂંથવા કરતાં એને વળગી રહેવામાં વધારાઈ હતી. પણ સત્તાની મહત્ત્વાકાંક્ષા કે લાલસા ન જીરવી શકાણી. ઇંદિરાજીના આદેશની રાહ જોવાની ધીરજ ન રહી ને પંતપ્રધાન બની ગયાના પડઘમ વાગવા માંડયાં.

## એમાં ગુજરાત રંડાણુ ?

વધોડાની તૈયારીઓ થવા લાગી. જેમની પ્યાસ અણબુઝી રહી હતી એવા સૌ છત્રી ચમર દેખવા લાગ્યા. મોટાઈની મોટર ભાગાણી, હાર તોરાના ટોપલા કંઠે આરોપાય એને હાથ વેંતનું છું હતું ત્યાં ઇન્દિરાજીનો આદેશ આવ્યો અને મોઢા સુધી આવેલો પ્યાલો જેને ઝૂંટવાઇ ગયેલો લાગ્યો. એવાં સૌ ભાંગી પડયાં, ચોધાર આંસુડે રડયાં. ઘનશ્યામ ભાઈનું નામ પડતાં જેમના દિલમાં હળાહળ પ્રદેશવાદ ભર્યો હતો એમના ભાંગતા હૈયામાંથી કારમો કકળાટ નીકળ્યો કે 'ગુજરાત રંડાણું.' 'ગુજરાતના નાથ'ની પસંદગી તો ગુજરાતમાથી જ થવી જોઈએ એવા શુદ્ધ દિલોને જ ગુજરાતનાં બખોરાં ભાંગવાનો કકળાટ અંદરથી ઊઠયો હશે ને ગુજરાત રંડાણું લાગ્યું હશે ને ?

## સંચોરા સવેલાં ઊપડયાં !

'નાથ' બનવાની સામંતશાહી અને શ્રીમંતશાહીની લાલસા શાસક કોંગ્રેસમાં પણ હજી જેવી ને તેવી જ સળવળે છે એમ જ માનવું રહ્યું ને આ ઉપરથી? લોકશાહી સમાજવાદમાં કોઈ બે પાંચ પંદર વ્યકિતઓ આવાં સોણાં સેવતી હોય તો એનું સ્થાન સામંતશાહીના ભંગારમાં જ હોઇ શકે ને! ઈંદિરાજીએ તો ગુજરાતની જનતાને જ ઘણી ધારવા દહેલું, પણ ગુજરાતની જનતાને ઘણી ધારતાં ન આવડયું હોય તો ઇંદિરાજી શું કરે?

એટલે જ રાજસભા માટેના ચાર ઉમેદવારો અંગે પ્રદેશ સમિતિની ચૂંટણી સમિતિએ ૭ ૧૨ ઉમેદવારોની પેનલ કેન્દ્રમાં મોકલેલી એમાંથી બે તો પેનલ બહારના જ પસંદ થયા. ત્રીજા હિંમતસિંહજીને સમિતિના ૧૧ માંથી ૪ જ વોટ મળેલા એટલે કે બહુમતિએ જેમને પસંદ નહિ કરેલા એવા એકને પસંદગી મળી છે. આમ સીધે સીધાં સવેલા ઊપડી

જતાં હોય ત્યાં ગુજરાત ધણિયાતું છે એમ કહી કેવી રીતે શકાય ? આમાં કયે મોઢે 'ગુજરાતના નાથ' થવાની શેખી કરાતી હશે ?

## પંપ્રધાન ચૂંટણીસૂત્ર બનેલું !

પંતપ્રધાનના પદેચ્છુ હતા એવા કે કે કેબીનેટમાં ગમે તે કક્ષાનાં સ્થાન સ્વીકારી લીધા છે. માસના મૂળગા ય ન જાય એટલા માટે જ હશેને ? જે પોતાનું ગૌરવ ન જાળવી શકે તે બીજાને શું ગૌરવ અપી શકે ? અરે ચૂંટણી દરમિયાન જ પંતપ્રધાન તરીકે જ ઘણાનો પ્રચાર ચાલતો હતો. અને એવાને ભાવિ પંતપ્રધાન માનીને એની આસપાસ સ્થાપિત હિતોનાં, કકદાખાઓનાં અને તકવાદીઓનાં જાળાં બાઝી ગયેલાં. કંઇક ભાવિ પંતપ્રધાનો એવા પ્રચારને કારણે જ ખાટી ગયેલા. કેટલાક કકદાખાઓ એવા એકથી વધુ ભાવિ પંત પ્રધાનોની બધી પ્રકારની સેવા ચાકરીમાં પહોંચી વળવા પ્રયત્નશીલ હતા.

## ચૂંટણીના ચમત્કારો

આ ભાવિ પ્રંતપ્રધાનોના હરિફોમાંથી કોઈ કોઇને હરાવવા માટેના પ્રયત્નો પણ અંદરથી જ થયેલા, જેથી આડા આવતા મટે. એ માટે ભરપેટે જ્ઞાતિવાદને ચગાવવામાં આવેલ. સંભવ છે કે એ માટે ઠીક ઠીક પૈસા પણ વેરવામાં આવ્યા હોય. આમ છતાં આ ચુંટણીઓએ અનેક ચમત્કારો સર્જ્યા છે. પંતપ્રધાનના તમામ પદેચ્છુઓ ચુંટાઈ આવ્યા છે. એટલું જ નહિ પણ શાસક કોંગ્રેસમાં રહીને જેમણે બળવાખોરો ઊભા કરી એમને ઉત્તેજન આપેલાં એવા જિલ્લાઓના આંધતાઓનાં માન મોડી નાખી બળવાખોરોને લોં ભેગાં કરી દેવાયા છે. જ્ઞાતિવાદના ગોટલાં છોતલાં ઉડાડી નાખ્યા છે. ભલભલા મહારથીઓને મોઢે તરણાં લેવરાવવા જેવી દશા કરી મેલી છે. જેમનું મોઢું ન ભાલાવે એના ગોલાપા કરવા જેવી દયામણી દશામાં મૂકી દીધા છે. મોઢેથી ભલે ગમે તેવા પડકારા કરતા હોય, સાવજ જેવા સીના રાખતા હોય, પણ ચૂંટણીએ એમને ઊધઈ જેવા અદ્ધ વગરના—લોટની ડોથળી જેવા કરી મેલેલા. ધન્ય છે મતદારને !

## મદારી મતદાર

અઝાણ મતદારો પણ દિવસે દિવસે મતની સત્તાથી સજાગ બનતા જાય છે. મતની સત્તા માટે માંકડાને નચાવે એમ એકાદ મહિનો તો ઉમેદવારોને નચાવે છે. થાય તો સોદાબાજી પણ કરી લે છે. મતદાર જાણતો થઇ ગયો છે કે પાંચ વર્ષે ફરી વારો આવશે. ત્યાં સુધી આ કોઈ ઝપટે નહિ ચડે. આમાંથી કોઈ ધારાસભ્ય તો કોઈ પ્રધાન જરૂર થશે, એટલે કહાય એટલો વારો કાઢી લેવા દે. એ બધા પાંચ વરસ માણવાના, તો આપણે મહિનો દોઢ મહિનો શું કરવા ન માણવું ? અને મતદારોને એટલો કાળ ઉમેદવારો હથેળીમાં થૂકાવતા આપણે કયાં નથી જોયા ? હવે મતદાર પોતાનું મન જલદી કળાવા દેતા નથી ને ઉમેદવારને રાસ રમાડે છે.

## 'હા' કહેતાં 'હા', 'ના' કહેતાં 'ના'

આ રીતે ચુંટાઈ આવેલાઓમાંથી 'ગુજરાતના નાથ'નું ગૌરવ ક્યાંથી પેદા થાય ? પંતપ્રધાનનું સ્થાન ન મળે તો બીજા ઊતરતાં સ્થાનને ફેંકી દેવાની ફકીરી એમાં કયાંથી જાગે ? શાસક કોંગ્રેસના માંધતાઓથી માંડીને મતદાર સુધીની ઓશિયાળ ઉપર જ નભનારાઓની પેનલમાં આણ કયાંથી હોય કે એમાંથી જ બધા પસંદગી પામે ? એમના રોષ પણ દૂધના ઉફાણા જેવા હોય છે.

આજની આપણી લોકશાહીની આ સૌથી મોટી નબળાઈ છે. સમગ્ર દેશની નેતાગીરી એક જ પક્ષના હાથમાં આવી છે. અનેક રંગોના બનેલા એવા એ પક્ષની સમગ્ર સત્તા એક જ વ્યક્તિના હાથમાં આવી છે. એમાંથી ન ઈચ્છો તો પણ આપખુદી જ પેદા થાય. એમાં 'હા' કહેતાં 'હા' ભણનારી અને 'ના' કહેતાં 'ના' ભણનારી ગરજવાનોની ફોજ ઊભી થાય. નહિ તો અનેકની ઈચ્છા ઉપરવટ મુખ્યપ્રધાન ઉપરથી લાદવામાં આવે છતાં કહેશે કે : "ખોલો સર્વાનુમતે વરણી થઇ છે." તો કહેશે હા : "સર્વાનુમતે વરણી કરવામાં આવી છે" એવી બાઇદમની દશા ન બેસે.

## નવી નેતાગીરીનો ઉગમ

પણ માની લઈએ કે દેશમા જૂની નેતાગીરી ખતમ થઇ ગઈ છે ને નવી નેતાગીરીનો ઉગમ થઈ રહ્યો છે દરેક રાજ્યકક્ષાએ લગભગ એ જ હાલત છે પ જાબમા ઝૈલસીગ નવા જ મુકાયા આસામમાં શરદચન્દ્ર સિંહા મુકાયા મધ્યપ્રદેશમાં શેઠી મુકાયા તો રાજસ્થાનમાં બરકતઉલ્લા મુકાયા આંધ્રમાં નરસિંહરાવ મુકાયા તો બિહારમા કેદાર પાંડે મુકાયા કાશ્મીરમાં કુદરતી જ એવુ બન્યુ કે સાદીક સાહેબનું અવસાન થયુ ને મીર કાસીમ મુકાયા એમ ગુજરાતમા ઘનશ્યામભાઇ મુકાયા છે ને મહીસુરમા ઉર્સ મુકાયા

આવુ અગાઉ પણ બ યા કરતુ ૧'૩૭મા શ્રી અમૃતલાલ શેઠ, શ્રી બળવતરાય મહેતા અને એમના સાથીદારોના જૂથને એક બાજુ તો બીજી બાજુ શ્રી ઢેબરભાઈના જૂથને બાજુએ મૂકી દઇને સરદાર સાહેબે શ્રી ઢેબરભાઈને સૌરાષ્ટ્રના સીધા નેતા બનાવી દીધેલા આવુ અખિલ ભારત કક્ષાએ શ્રી ટી પ્રકાશન, શ્રી નરીમાન અને શ્રી સુભાષ બાબુનું પણ બનેલુ

## શક્તિ ને સત્તાનો ફેરબદલો

એટલે આ તો\ભારતના નવા રાજકરણની એક નવી વ્યવસ્થાના ભાગરૂપ ગણી શકાય રાજ્ય નો રચવાની શક્તિ ઉજળિયાતોને પડતા મેલીને નીચલા થરના હાથમા એક બાજુ ચાલી ગઇ છે તો બીજી બાજુ તદ્દન ઉચ્ચકક્ષાના આગેવાનના હાથમાં ચાલી ગઈ છે કારણ કે ઉજળિયાતો મતદાનમા ઘમઠી નિષ્ક્રિય, આળસુ ને બેપરવાહ કે વક્ર રહ્યા ને ઓછુ મતદાન એમના તરફથી થયુ પરિણામે પસ દગી વિપુલ મતદાન કરનારાઓના હાથમા ચાલી ગઇ તેમ રાજ્યકક્ષાની જૂની આગેવાની ફેકાઇ ગઇ નવી આગેવાની ઉપરથી જ આવી પરિણામે કેન્દ્રમા ઇન્દિરાજીના હાથમા જ બધી શક્તિ કેન્દ્રિત થઈ, કારણ કે રાજ્યકક્ષાના આગેવાનોને પડતા મેલીને એમણે સીધો લોકો સાથે સ બ ધ બાધ્યો

## એકવાક્યતાનો અભાવ

શાસક કોગ્રેસમા હજી સ ગઠન સ સ્થાનું સ્વરૂપ ઊભુ થવાનું બાકી છે. એના મજબૂત સંગઠન દ્વારા જ પક્ષનો કાર્યક્રમ પક્ષના ધારાસભ્યો ને પ્રધાનમ ડળ પાસે મુકાય એ સ્થિતિ હજી નથી આવી ત્યા સુધી કાર્યક્રમ પણ ઉપરથી આવશે ને તેનો અમલ કરવાનું દબાણ પણ ઉપરથી આવશે

સરકાર સગઠનની એકવાક્યતાના અ ગેનો હવે ઊભો થશે, અને શાસક કોગ્રેસના ધારાસભા પક્ષમાં પણ. કારણ કે આજનો ગુજરાતનો શાસક કોગ્રેસ પક્ષ અને એના ધારાસભ્યો સૌ 'ઈંદિરાજીનો કાર્યક્રમ, 'ઈંદિરાજીનો કાર્યક્રમ' એમ ફૂગ્યે રાખે છે પણ કોગ્રેસના જૂના કાર્યક્રમો, ગાધીજીની નીતિ અને ઈંદિરાજીનો સમાજવાદ એ બધુ વિસવાદ રચી રહ્યુ છે

## વન વનની લકડી

દા ત દારૂબધીના પ્રશ્ને જ શાસક કોગ્રેસના ધારાસભ્યોમા વિચારભેદ ઊભા જ થઇ ગયા એવા જ ભેદ અસ્પૃશ્યતા નિવારણ અને આદિવાસી તથા બુનિયાદી તાલીમ વગેરે પ્રવૃત્તિ અ ગે ઊભા થશે ખાદી અ ગેનો પ્રશ્ન તો ઊભો જ છે કારણ કે બધા ધારાસભ્યો કાઈ ખાદી પહેરતા નથી, અને ઘણા ખાદીમા માનતા નથી પરિણામે જેને ઠીક પડે તેવાં કપડા સૌ પહેરે છે એકવાક્યતા તો સિદ્ધાત અને વિચારમા રહેલી છે ને ! ત્યારે જૂના કોગ્રેસી, સર્વોદયવાદી, સામ્યવાદી માર્કસવાદી, સ્વત ત્રપક્ષના જૂના સભ્યો સૌ એક સાથે ઇંદિરાજીના કે પછી શાસક કોગ્રેસના કયા સિદ્ધાત અને કઈ નીતિ ઉપર એક બન્યા છે ? સત્તા અને સ્થાન સિવાયનો બીજો કાર્યક્રમ તો હવે આવશે સત્તા–સ્થાન ઉપર એક નથી બની શકયા તેમની સિદ્ધાંત, નીતિ અને વિચાર ઉપરની એકવાક્યતાની કસોટી હવે થશે

## સેવકોના સ્થાપિત હિતો

દા ત ગાંધીજીના વિચાર પ્રમ ણે શરૂ થયેલી રચનાત્મક કાર્ય કરતી દેશની સ સ્થાઓ આજે પોતાનો નૈતિક પ્રભાવ સ પૂર્ણપણે ખોઇ બેઠી છે કોઇક અપવાદ સિવાય નૈતિક પ્રભાવ ખોતાં મોટા ભાગની

સંસ્થાઓ થેડા જૂના રાજકરણીઓ અને તેમના ઉપર નભતા લોકો પૂરતા મઠો બની રહી છે.

હિકમત પૂર્વક આવી સંસ્થાઓએ લાખો ને હવે કરોડોની વિશાળ જમીનો, મકાનો અને કારખાનાંઓને પોતાનામાં વાળી લીધેલ છે. ઉત્તર ભારતમાં તો સૌથી મોટો ઉહાપોહ એમની સામે છે. ત્યારે ગુજરાત શાસક કોંગ્રેસમાં મળેલી વન વનની લકડી આનો તોડ કેમ કરીને કાઢશે?

## સાદાઇ એ વિવેક કે ઉપચાર?

મુખ્ય પ્રધાન શ્રી. ઘનશ્યામભાઇ અને એમના પ્રધાનમંડળે સાદગી ધારણ કરવા માંડી છે તે આવકારદાયક છે. આ પ્રશ્ન ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યમાં પણ ઉપસ્થિત થયેલો. અને આજની કેબીનેટના આઠમાંથી પાંચ જણા તો એક યા બીજા પ્રધાન મંડળમાં રહી ચૂકયા છે. લોકો આવી નાની વાતથી રીઝી જાય તો તો ભારે નવાઈ કહેવાય. કારણ કે સાદાઇ એ અંગતમાંથી થોડો સરકારી રાહે આચાર બનાવી શકાય પણ એને કાર્યક્રમ કેમ બનાવી શકાય? કાર્યક્રમ બનાવવા જતાં કરકસરના ભાગરૂપ લપેડા મારેલા સરકારી પરબીડિયાં જેવી એ થઈ રહે.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન સાદાઈ ઉપર વધારે પડતું વજન દેવાતાં પ્રધાનમંડળમાં આંતરિક ઘર્ષણ ઊભાં થયેલાં. પણ એ વાત જવા દઈએ. માની લઈએ કે પ્રધાનમંડળ પણ સાદાઈથી જ વર્તશે. એમના દિલમાં માની લીધેલા સાદાઈ પ્રત્યે સદ્ભાવ હોય કે ન હોય તો પણ. સાદાઈ ઘડીભર પ્રભાવિત કરે પણ સમસ્યાઓનો ઉકેલ કઇ રીતે કરે? મંદિરો કે મઠો ચલાવતા સાધુઓ પહેરે છે તો લંગોટી જ, પણ મંદિરો ને મઠોની જે જંજાળ હોય છે તે તો અનંતમણી લાંબી હોય છે.

## એ પુરાણું વિષચક્ર

પ્રધાનો ધારાસભ્યોમાંથી આવે છે. ધારાસભ્યો બધા શ્રીમંત હોતા નથી. ચૂંટાવા માટે એમને ૫૦ હજારથી ૧ લાખનું ખર્ચ બધું મળીને અવળી આંટીએ થાય છે. આ પૈસા આપનાર માણસો પોતાના કડદા જો ધારાસભ્યો કે પ્રધાનો ન ઉકેલી આપે તો શા માટે પૈસા ખર્ચે?

એ જ શ્રીમંતોની મોટાઇ પ્રધાનોને પ્રસંગો ઊભા કરીને પોતાને ત્યાં નોતરવાની છે. પ્રધાનો કે ધારાસભ્યો એ શ્રીમંતો સાથેનો સંબંધ છોડી દેશે તો હાલનાં નાનાંમોટાં કામપ્રધાનોને પડશે તે શ્રીમંતો સિવાય ઉકેલશે કોણ? જો શ્રીમંતોને ત્યાં પ્રધાનો નહિ જાય તો પ્રધાનોને ત્યાં શ્રીમંતો જશે ને પછી એ ચક્કર નહિ ચાલ્યા કરે?

## સમાજવાદ વિરોધી અન્ય વાદો

આપણા રાષ્ટ્રપતિથી માંડીને અદના ધારાસભ્ય સુધીના ઘણા સાંપ્રદાયિક સમારંભોમાં હાજરી આપી એમને મહત્ત્વને ઉત્તેજન આપ્યા જ કરતા હોય છે. આ સંપ્રદાય દ્વારા સમાજવાદ આવે ખરો?

આપણા ઘણા ધારાસભ્યો જ્ઞાતિના ધોરણે મુકાયેલા છે. હવે જ્ઞાતિના પ્રસંગો, છાત્રાલયો, ભંડોળો એ કેમ છોડી શકે? ત્યારે જ્ઞાતિવાદ દ્વારા સમાજવાદ લાવી શકાશે ખરો?

ઘણા ઉસ્તાદ લોકો જેમાં કવિ–કલાકારોનો પણ સમાવેશ થઈ જાય છે, એવા લોકો કુશળતાથી કાર્યક્રમો ગોઠવી પોતાનું મહત્ત્વ વધારવા પ્રધાનોને પોતાને આંગણે ઉતારતા જ હોય છે. આ બધી સામાજિકતાને પ્રધાનો ઠોકરે મારી શકશે ખરા? શ્રીમંતાઇ ને સાંપ્રદાયિકતાનું, જ્ઞાતિવાદ ને કડદાબાજોનું ચક્કર પ્રધાનો ભેદી શકશે ખરા? વહેલામાં વહેલી તકે સમાજવાદી રચના લાવી શકાય એ માટેની શાસક કોંગ્રેસના સત્તાધિશોની ઓછામાં ઓછી મુદત કઇ હોઈ શકે?

આ જ્ઞાતિવાદ, કોમવાદ, મૂડીવાદ, સાંપ્રદાયીકતા અને કડદાબાજોની જાળ સમાજવાદના સૌથી મોટા શત્રુ છે. વાર તહેવારે એ માટે ઈંદિરાજીથી માંડીને કેબીનેટના મંત્રીઓ એલાન કરતા હોય છે. હમણાં જ આવું એલાન કરતાં કેન્દ્રના નાણામંત્રી શ્રી. ચૌહાણે કહ્યું છે કે: "કરચોરી, દાણચોરી, ભ્રષ્ટાચાર, જ્ઞાતિવાદ અને અસ્પૃશ્યતામાં સંડોવાયેલી વ્યક્તિઓનો સામાજિક બહિષ્કાર કરવો જોઇએ."

## સંપ્રદાયો ને સમાજવાદ

ઉપરનાં આ દૂષણો માટે બધાં રાજ્યોના મળી આસરે ૪૫૦ અને કેન્દ્રના ૫૦ મળી ૫૦૦ પ્રધાનોમાંથી એ હિસાબે કેટલાનો સામાજિક બહિષ્કાર કરવો પડે? કારણ કે ચૌહાણે ગણાવ્યા એ બધા તો આજના રાજકરણીઓની જીરાદારી છે. ગુજરાતમાં પ્રધાનમંડળ રચાઈ ગયા બાદ એમાંથી હવે એક પ્રવાહ મંદિરો ને સ્વામીજીઓ તરફ વહેતો થઈ ગયો છે. બીજો પ્રવાહ ઉઘાડી રીતે નહિ તો ખાનગી રીતે મઠાધિશો ને મહંતો, શાસ્ત્રીઓ અને સાધુઓને મળી લેતો હશે.

આ બધા સાંપ્રદાયલાભ પામતા ધારાસભ્યો ને પ્રધાનોએ ક્યારે ય આપણને નથી સમજાવ્યું કે આ બધા સંપ્રદાયો, સ્વામીજીઓ, એમનાં બાધા આખડી અને પ્રસાદો તથા યજ્ઞયાગો દ્વારા સમાજવાદ કઈ રીતે આવશે! સમજવું જ રહે છે એમની પાસેથી કાં તો આ સમાજવાદી પ્રધાનો સંપ્રદાયોની માયાજાળ છોડે અથવા જનતાને ગળે ઘૂંટડો ઊતરાવે કે આ સંપ્રદાયો સમાજવાદી સમાજરચના માટે કઈ રીતે ઉપકારક છે!

## સાધુઓ ને સમાજવાદ

ઊચનીચના ભેદભાવ, અસ્પૃશ્યતા, મડીનું જ મહત્ત્વ, પુરુષાર્થ કરતાં પ્રારબ્ધ–દૈવને જ ભરોસેઆગળ વધવાનું અને જનતાના ઉદ્યમ કરતાં એ સાધુઓના આશીર્વાદો કઈ રીતે સમાજવાદી સમાજરચના હાંસલ કરાવશે તે આપણને પ્રધાનો સમજાવે. શ્રીજી મહારાજના આશીર્વાદથી જ પ્રશ્નોના ઉકેલ આવી જવાના હોય તો પછી સમાજવાદની માથાફોડ મૂકી દઈએ. સાધુઓ, સ્વામીજીઓ અને સંપ્રદાયો ચૂંટણીમાં અનેકોને ખૂબ ઉપકારક થયા હોય તે આપણે સમજી શકીએ. પણ એવો ઉપકાર લેવા જતાં કોમવાદ, વહેમ અંધશ્રદ્ધા અને ધર્મજડતાને આપણે ઉત્તેજન નહિ આપ્યું હોય? મોટાભાગના સંપ્રદાયો ચોકકસ જ્ઞાતિઓના બળે જ ફાવે ફૂલે છે. એટલે જ્ઞાતિવાદને વધુ ઉત્તેજન આપીને આપણે સમાજવાદ કઈ રીતે લાવવાના?

શ્રી. ચવાણ કહે છે એવા ભ્રષ્ટાચારના પૈસા આ ચૂંટણીઓમાં કેટલા ટકા વપરાયા હશે? કે પછી ૯૯ ટકા એ જ પૈસાથી ચૂંટણીઓ લડાણી હશે? આમ જેના દ્વારા સત્તાની, સ્થાનની અને જનસેવાની એક પવિત્રતા ઊભી કરવાની છે એ જ લોકો ગળાડૂબ અપવિત્રતામાં ડૂબીને જ વિજયી નથી બનતા?

## સત્ત્વશીલતાનુ ધોવાણ

આવી એક, બે, ત્રણ અને ચોથી ચૂંટણી સુધીમાં નીતિના, સિદ્ધાંતોના, સદાચારના ને પવિત્રતાના તમામ આગ્રહોનું ધોવાણ નથી થઈ જતું! અને પછી એવી રીતે ચૂંટાનાર વ્યકિતઓ કડદાબાજો, સ્થાપિતહિતો અને તકવાદીથી ચડે એવી ન બની જાય? આવા ભ્રષ્ટાચારથી વિવેક વણસે છે, એમાંથી લાલસા પેદા થાય છે, વૃત્તિઓ વકરે છે, પછી બેફામ બને છે, ને આવી વ્યક્તિઓ પોતે જ ભ્રષ્ટાચાર આચરવામાં જ શિથિલ બનીને આનંદ માણતી થઈ જાય છે. એ જ એનું ભવ્ય ચારિત્ર્ય ગણાય છે. આ શિથિલતા જીવનના પ્રત્યેક ક્ષેત્રે પ્રસરે છે. પછી પ્રેમમાં અને પોલીટીકસમાં બધું જ સારું એમ બધી બુરાઈઓ રાજકારણની સફળતામાં ખપે છે. આ કારણે પુરાણા પ્રધાનમંડળોએ કહાણીઓ પેદા કરી દીધેલી. એ ભ્રષ્ટાચાર આચરતા જઈને નીતિધર્મનો ઉપદેશ આપતા રહે છે. અંદરખાને માનતા અને મનાવતા થઈ જાય છે કે જીવન અને જગત તો આમ જ ચાલે.

## ફૂટેલ તુંબડે તરાશે?

એટલે કે જેમના હાથમાં પ્રજાજીવનના ઘડતરનાં સૂત્રો સોંપાયાં છે એ જ જો પતનની પરાકાષ્ઠા એ પહોંચાડનારાં તત્ત્વોથી મુકત ન બની શકે તો જનતાને શુદ્ધ ને કાર્યક્ષમ વહીવટ કેવી રીતે આપી શકે? પ્રજાજીવનમાં કેવાં દૃષ્ટાંતો બેસાડે? આવા ફૂટેલ તુંબડાના તરાપે દેશ તરે કઈ રીતે? શાસક કોંગ્રેસની સરકારોની એ જ ચરમ કસોટી બની રહે છે કે આવાં તત્ત્વોથી તે ક્યારે મુકત બની શકે છે? નહિ તો પછી વૈદ્ય-ગાંધીની ભાઈબંધી તો છે જ કે અંદરથી એ તત્ત્વો જેવા જ બની રહેવું ને ઉપરથી એનો વિરોધ કરવો.

# ખડકાળાનો લાખો ખુમાણ

બાપલભાઇ ગઢવી

પો બીજા પૂરું કરે, માગીને કઢિયું માંડ;
ખડકાળે ઘી ને ખાંડ, (આપે) ઓથે-હાથે ઓઘડો.

આ કાંથડકા ખુમાણનાં બાર ગાસ. એમાં ખડકાળામાં હમીર ખુમાણને ચાર દીકરા. તેમાં ત્રણની કીર્તિ તો જગ જાહેર છે. મોટા ઓઘડ ખુમાણ, બીજા ભીમ ખુમાણ, ત્રીજા લાખો ખુમાણ. ઓઘડ ને ભીમ તો મહાવેધુ કે'વાય. એ વખતમાં ઘોઘા ધીકતું બંદર. આ ઘોઘા બારામાં ઓઘડ ખુમાણનાં ઘોડાં અનેક વખત ફરી ગયેલાં. હાલ પણ ભંડારિયા અને કુંઢેલા વચ્ચેના કેડાને "કાઠીકેડો" કે'વાય છે. ઓઘડ ખુમાણ કહે: "ભીમ ! આ લાખાનું શું થાશે ? આનાથી ખડકાળાનો ગરાસ નહીં ખવાય." એવી કાયમ ચિંતા કર્યા કરે.

કોઈ ઝાડને ફૂલ આવે પણ ફળ ન આવે. કોઈને ફૂલ અને ફળ બેય આવે. ત્યારે અમુક ઝાડ તો એવાં થાય છે કે ફૂલ વિનાનાં સીધાં ફળ લાગે. તેવા જ ત્રણ પ્રકારના પુરુષ થાય છે. બોલે પણ કરે નહીં. બીજો બોલે એટલું કરે. ત્યારે ત્રીજો બોલ્યા વગર કરી બતાવે. એમ લાખા ખુમાણને બોલવાની ટેવ નથી.

ઓઘડ ખુમાણને ભીમ ખુમાણ ફેરો કરવા નીકળી ગયા છે. એમાં એક દિવસ પચીસ-ત્રીસ અસવારો આથમણી ધરતી વીંધીને ભેંસવડી અને ખડકાળા વચ્ચે શેત્રુંજીના કાંઠે આડેધડ વહ્યા આવે છે. એમાં ટપલે ટીપેલિયું પચાસેક ભેંસુંનું ખાડું શેત્રુંજી કાંઠાના ઝુંજવા- માથે ઝાપટ કરી રહ્યું છે. ભેંસુંને ભાળીને ઘોડા થંભી ગયા. એક અસવારે પૂછ્યું :

"ગોવાળ, ખાડું કયા ગામનું ?"

ગોવાળે ટૂંકો જવાબ આપ્યો : "ખડકાળું ઓઘડ ખુમાણને ઓળખો છો ?"

"હા...ઓઘડ ખુમાણ ઘરે છે ?" એમ બીજાએ પૂછ્યું.

ગોવાળે કહ્યું "ઈ તો ગામતરે ગયા છે."

અસવારોની આંખમાં ખાડું સામી ગયું. અને વખાણે ચડયા : "વાહ ભેંસું, વાહ નમણાઈ." એમાં એક અસવાર બોલ્યો :

"બાપ, ભેંસું ગમતી હોય તો હાંકી લઈ"

બીજો કહે "દેવલી છેટું થઇ પડશે, મોડું થાય છે અને હવે ઘોડા હાંકો"

ત્રીજો કહે "ભાઇઓ આવો મોકો નંઇ મળે. અને કાઠિયોનેય ખબર પડે કે ઘોઘાબારામાંય પુરુષો પાકે છે."

"ત્યારે ભલે, હાંકી લ્યો."

બે જણ ઘોડેથી હેઠા ઊતરી ગોવાળને પકડી લીધો. એક ઘોડાની સરક લઈ હાથ બાંધ્યા બેય હાથ વચ્ચે ગોઠણ કઢાવી એની જ લાકડી પરોવી. રણ-ગોવાળિયો કરીને વોંકળામાં દેકરી મૂક્યો. ભેંસુંને ચડાવી ઊભી શેત્રુંજીએ. જડવઝડ દિવસ હતો. ચાર-ઘોક ગાઉ ગયા ત્યાં દિવસ આથમી ગયો.

વાળુ વખત થઈ. સોપો પડયો. ધાવણાં પારુએ ગરમાં પડ જગાડયું. વાડું જોવાય છે. હજી માલ આવ્યો નઈ, હજી માલ આવ્યો નઈ." બાયુંએ ડેલીએ કે'વરાવ્યું કે "ગોવાળ શીમમાં સૂઇ ગયો હશે ? માલ હજી આવ્યો નઈ, લાખાભાઈને કહો કે માલની સીમમાં ખબર કાઢે."

ઘોડીએ ચડીને લાખો ખુમાણ સીમમાં નીકળ્યા. અંધારામાં બાવળિયા એટલી ભેંસુ લાગે. પણ કયાંય સંચળ સંભળાતો નથી. ત્રણ ગામની સીમ ફરી ભળકડે પાછા આવ્યા, પણ ભેંસું કે ગોવાળનો પત્તો નો મળ્યો.

ભળકડુ થાતા આ માલને સાતપડા ને હાયસણી વચ્ચે ઓળે નાંખી દીધો પાંચ અસવારોને મૂકીને બાકીના બીજા ઘોડા ઘર તરફ ઊપડી ગયા પ્રાગડ વાસ્યે ભેસવડીનો માલ શેત્રુંજી કાંઠે ચરવા ચડાવ્યો અને ગોવાળે ગોવાળને જોયો પગમાંથી લાકડી ખેંચી હાથ છોડીને છૂટો કર્યો ભૂખ્યાં તરસ્યા આખી રાત પાદા ફેરી પડખા છોલાઈ ગયા અને દી ઊગ્યે ગોવાળ ઘરે આવ્યો પોક મૂકીને રોઈ પડ્યો કીધું કે "આપણો માલ અજાણ્યા અસવારો હાંકી ગ્યા

લાખો ખુમાણ કહે "તું અત્યાર સુધી ક્યાં હતો?"

ગોવાળ કહે કે 'અરે બાપુ! મને તો રણગોવાળીયો કર્યો હતો. આખી રાત ભૂખ્યો તરસ્યો ખાડામાં પડ્યો રિયો સારૂ થાજો ભેસવડીવાળાનું કે માલ ચારવા આવ્યા અને મને છૂટો કર્યો"

લાખો ખુમાણ કહે "ઇ હતા કોણ અને કેની કોર ગ્યા ઇ તો કે!'

"કોણ હતા ઈ તો ભગવાન જાણે પણ એક જણ એમ બોલ્યો કે દેવળી છેટૂ થઈ પશે અને ઘોડા બાઈ, ઘોડા બાર કરતા તા"

વાત સાભળતાં લાખાખુમાણની આખ્યુમા લાલ દોરિયા ટકાણાં રૂવાંડા ઠરડા થઇ ગ્યાં, અને ધૂન લાગી ગઇ કે "દેવળી ઘે ધાબાર, દેવળી ઘોડાબાર' તરત ઘોડીએ સમાન નાખ્યો એકલા હાલી નીકળ્યા રામ તમગડિયો સામા મળ્યા પૂછ્યુ કે

"ભાઇ કઇ બાજુ?"

'અરે તમગડિયા મારા ભાયુ ઘરે નઇ અને ગોલા ખાડ હાંકી ગ્યા' એમ ભાગતે ઘોડે લાખો ખુમાણ કેતા ગયા તમગડિયો ઘોડાના ડાબના પારખી ગયા ગામમા આવી હાકલા કર્યાં અઢાર આમી તૈયાર થઈને નીકળ્યા ભેસુને સગડે સગડે મોર લાખો ખુમાણ પાછળ તમગડિયાના ઘોડા ડાબના દમાવતા આવે છે બે ગાઉ જાતા તમગડિયો આંબી ગયા લાખો ખુમાણ ખૂબ ખુશી થયા આજે મોટા ભાઇઓની ગેરહાજરીમાં કાંઇક કરી બતાવવાના ઉમળકે દોરીસગ ખાડુના સગડ લેતા જાય છે પણ સાતપડાની સીમમા આવતાં સગડ રેળાણાં પગેરૂ હાલ્યુ નહી, પણ દેવળી ઘોડાબારૂ મગજમા ઘૂમે છે કોઇ સામુ મળ્યુ તેને મારગ પૂછ્યો વટેમાર્ગુએ કમ્ળાનો ડુંગર પછી તળાજાનું નિશાન આપ્યુ દશ્ય ઉપર ઘો। હાકી મૂક્યા ભડારિયુ, ઓટાની વાવડી અને કુકડા વચ્ચેના કાંઠી કેડે થઈને ઘોડા ઊતર્યા ઘોડાબારામા પૂછતા પૂછતા રાધણાં વખત દીએ દેવળીને સીમાડે ઘોડા આવ્યા.

દેવળીમા પનેવાડ બ્રાહ્મણ મુખી ને મુસલમાન ચોકીદાર ગામમા છે દેવળી દરબારો તો ભેસુનું ખાડુ અંતરિયાળ ભગાવીને તળાજામા સુવાણ કરવા રોકાઈ ગયા છે અહી બરાબર મુખીની દીકરીને તેડવા આવેલા વળાવનાની તૈયારી કરે છે કરિયાવર ગાડામા ગોઠવી દીકરીને ગાડે બેસારે છે ત્યા ઝાંપે બધુકોનો તાસેરો થયો ચોકીદાર લોકડાઈ બતાવવા દાઢીને-મૂછ સરખાં કરતો કરતો સામો હાલ્યો ઘોડાવાળાએ ઘેરી લીધો બળકા આદમીઓએ ચોકીદારને બાંધી લાખા ખુમાણને સોપી ઘોડા ગામમા હાંક્યા જુવાનોએ પરિયાણ કર્યા કે પહેલુ ગામને લૂંટીને પછી ભેસુવાળાની તપાસ કરીએ લાખા ખુમાણને પણ ભાઇઓ પાસે માન ખાટવાનું મન થયુ કે ઘરે જઇને કેશુ કે તમને કે। કરતા આવડે છે તે અમેય કાઠીના દીકરા છીએ એમ કરી બતાવવાના કોડે કાઠીઓના ઘો। ગામમા વૂસી વળ્યા બાગ બોલી કે 'કાઠી કાઠી કાઠી"

ચોકીદારને ઝાંપી ઝાંપો સાચવીને લાખો ખુમાણ ઊભા છે ત્યા બાઇ માણસની બાગ સભળાણી ચોકીદારને અળગા કરી, ચોરા તરફ હાલ્યા, ત્યા ચારપાંચ ઘોડાવાળા ગાગાને ઘેરી વળ્યા છે, અને બાઈ બૂમો પાડે છે કે "અમને મારશો નહી, અમે બ્રાહ્મણ છીએ'

બાઇ માણસ અને બ્રાહ્મણ સાભળી લાખા ખુમાણને દયા આવી હાકલ કરી કે એને લૂંટશોમા બાઈ કરગરવા માંડી

"એ, બાપુ તમે અહીં બેસો નકર મને મારી નાંખશે."

લાખો ખુમાણ બાઇના ઓકાસા ન જીરવી શકયો. ચોકીદારને સામે બેસાડી ગાડાની ઉંધ ઉપર બેઠા. બેઠાં બેઠાં બાઇને આશ્વાસન આપે છે. સામે બેઠેલો ચોકીદાર કાગારોળ કરવા લાગ્યો. પગ પાસે આળોટીને ધૂળ ચાટે છે. બાઇને ચોકીદાર ઉપર દયા આવી અને વિનવવા લાગી કે: "બાપુ, આ ગરીબ માણસ છે. એને શું કામ બાંધ્યો છે?" એને છોડી મૂકોને! ઈ તમને શું કરવાનો છે? તેમ તેમ ચોકીદારે બમણી કાગારોળ કરી મૂકી. બાઈ અને ચોકીદારના કકળાટથી લાખો ખુમાણ ભોળવાઇ ગયો. ચોકીદારને છૂટો કરીને કાઢી મેલ્યો.

અહીં ગાડાની ઉંધ ઉપર બેસીને લાખા ખુમાણ બાઇને ધીરજ આપે છે. કાઠીઓ ગામમાં પરવરી ગયા છે. શેરીઓ શતકાર થઇ ગઈ છે. એમાં ઓલ્યો ચોકીદાર ઘરે જઇને બંધૂકનું બટકું લઈ આવ્યો. આણુત બાઇ વાતુંએ વળગી. લાખો ખુમાણ સામા ફર્યા. કોઇ શ્રીમંતની ઓસરીમાં પીરસેલી રેઢી થાળી ભાળીને કાગડો છેતરાય તેમ પેલ-ગામતરિયો કાઠી છેતરાણો. એક પડી ગયેલ વંડીનું અડકલું લઈને ચોકીદારે બંધૂક ઠપકારી. લાખા ખુમાણને પડખામાં પડી. પડતાં શિકારી ઉપર સાવજ લાંસાવે એમ લાખો કૂદયો. ભાગતા ચોકી-દારના એક ઝાટકે બે ભાગ કરી નાખ્યા. બંધૂકનો અવાજ સાંભળી કાઠીઓ ભેળા થઇ ગયા. લાખા ખુમાણને પૂરો ઘા જોઇ, બહુ પસ્તાણા. ઘા ઉપર રેંટો વીંટી લીધો. લૂંટનો માલ ઝેર થઈ પડ્યો, લાખાને વીંટીને કાઠીઓ ઊભા છે ત્યાં તળાજાથી દરબારો આવી પૂગ્યા. હાકલા થયા, અને લાખાને શરાતન ચડયું. બજારમાં મામલો મચ્યો. કંઇક કાઠીઓ ઘાએ વેતરાઈ ગયા. લાખાની તલવાર હાલી ફાગણ મહિનાનો ખાખરો ખીલ્યો હોય. એમ લાખો દેવલીની બઝારમાં રૂડો લાગ્યો. વીફરેલા લાખાની ઝપટથી દરબારો ભાગી છૂટયા. એમાં ઇસોરાના બારોટ આવી ચડ્યા. બજારમાં લોહીનાં ખાંદણાં જોઈને બિરદાવળી શરૂ કરી, પણ જાણીતો કોઇ નજરે ન ચડયો. અહીં તો બધા અજાણ્યા હતા. લાખા ખુમાણને ઘા ઠર્યો. પીડા વધવા લાગી. બારોટે આશ્વાસન આપ્યું કે: "જુવાનો, ઈસોરા અહીંથી અરધો ગાવ છે. ત્યાં પોગી જાઈં તો આની સારવાર થાય. લાખાને લઇને કાઠીઓ ઈસોરા તરફ હાલી નીકળ્યા. ઇસોરાના પારામાં જતાં લાખાનો દેહ ઢળી પડ્યો. બારોટોએ લાખા ખુમાણની દેહક્રિયા કરી અને કહાણા મોઢે કાઠીઓ હાલી નીકળ્યા.

રામ તમગડિયો ઘરે આવ્યા. એનાં માએ પૂછ્યું કે: "માડી, સૌ હીમખીમ વયા આવ્યાને! કેમ તારા મોઢામાં ઝાંખપ છે? કાંઇ બોલતો કેમ નથી? લાખો ખુમાણ ઘરે ગયાને?"

તમગડિયાની આંખ્યું ભીની થઈ. જીભ થોથરાણી ને કીધું કે: "ભાઇ તો ધીંગાણામાં કામ આવ્યા."

આઇના અંગમાંથી આગ ભભૂકી "અરે કાળમુખા! ફટ છે તુને. તું શું મોઢું લઇને ઘરે આવ્યો? મારી કૂખ લજવી."

આટલું કહેતાં તો તમગડિયો પાણી પીધા વગર પાછો ફર્યો.

ચાંદગઢની સીમમાં આવી રૂડા છોડવડિયાની વાડીએ આશરો લીધો. એમાં લાંપાળિયાને પાદર ઘુંગિયો વાગ્યો. રીડિયા સંભળાણા. તમગડિયો ઘોડે ચડ્યો. પાછળ રૂડો પટેલ. લાંપાળિયાના ઝાંપામાં પાળ હારે ભેટો થયો. ધીંગાણું જામ્યું. સામટા માણસોમાં કંઈકને મારીને રામ તમગડિયો અને રૂડો છોડવડિયો મરાણા. લાંપાળિયા ગામને ઉગારી લીધું. ફરીને માને મોઢું ન બતાવ્યું.

દેવલી ને ઇસોરાની વચ્ચે લાખા ખુમાણનો પાળિયો છે. ખડકાળા અને ચાંદગઢના ખુમાણો ચોખા જુવારવા જાય છે. હજુ પણ દેવલીનું પાણી પીતા નથી. લાંપાળિયાને પાદર રામ તમગડિયો અને રૂડા પટેલના પાળિયા સાક્ષીરૂપે ઊભા છે અને પૂજાય છે.

# સૌરાષ્ટ્રના ભૂતપૂર્વ રાજવીઓની કલા પ્રિયતા

ખોડીદાસ ભા પરમાર

સર્જનહારની આ શોભાવરણી સૃષ્ટિમા સૌરાષ્ટ્ર તો નાનકડો કણ છે, છતા તેમા દરેક પ્રકારના સૌંદર્યના દર્શન થશે જ જેની સૌંદર્યપૂત રચનાઓને જોઇને માનવી હર્ષિત બને છે, તેવી આ ભૂમિને માથે કેટલાયે રાજવીઓના શાસન આવ્યા અને ગયા પણ તે રાજવીઓની કલાપ્રિયતાની નિશાનીઓ રહી ગઈ છે

એ ભૂતપૂર્વ રાજવીઓએ પોતાની સૌંદર્યદૃષ્ટિ પ્રમાણે સૌરાષ્ટ્રમા કલા સાહિત્ય સ્થાપત્ય અને પ્રેમશૌર્યની તો રંગરમણા જ રેલાવી છે સૌરાષ્ટ્રના શહેરોમા અને ગામેગામ કલાપ્રિય રાજવીઓની કલાપ્રિયતાની ઝાખી થશે

આ સૌરાષ્ટ્ર ખૂબ જ પ્રાચીન છે ઉપનિષદ કાળમા પણ તેનો ઉલ્લેખ મળે છે મનુના પુત્ર શર્યાતિ અને શર્યાતિના પુત્ર આનર્તના નામ ઉપરથી આ દેશનુ સૌ પ્રથમ નામ "આનર્ત દેશ પડયુ છે આમ આનર્ત તે આ દેશનો પ્રથમ રાજવી છે તત્કાલીન અંધારભૂત કલાકારીગરીને લગતી એંધાણીઓ મળી નથી છતા આનર્તની રાજધાની કુશસ્થલી સાગર કે વૈદિક સરસ્વતીના કાંઠે હશે વળી, રચનાની દૃષ્ટિએ સુરક્ષિત હશે, તેથી જ કૃષ્ણ બળરામે તે શહેર જીતી લીધુ અને તે નગરને રૂપસુંદર દ્વારવાળી દ્વારમતી નગરી બનાવી

સૌરાષ્ટ્ર વિષે વાયુપુરાણ, વિષ્ણુપુરાણ તેમજ મત્સ્યપુરાણમાથી એવી હકીકત મળે છે કે સહસ્રાર્જુનના પુત્ર 'શુર' ના નામ પરથી આ દેશ સુરાષ્ટ્ર તરીકે ઓળખાયા બોમ્બે ગેઝેટીઅરમા તે "શુર લોકોની ભૂમિ તરીકે સુરાષ્ટ્રનો ઉલ્લેખ છે તદુપરાંત મહાભારત, ગિરનારના શિલાલેખ વગેરેમા સુરાષ્ટ્ર નામે જ તે ઉલ્લેખાયો છે

જ્યાં યાદવોની જાહેરજલાલી પૂર્ણ કલાએ પહોંચી હતી તે દ્વારિકાનો આજે સાચો પત્તો નથી મળ્યો, નહિતર યાદવોની કલાપ્રિયતાની ઝાખી થાત, છતા યાદવોના કૃષ્ણ બળરામની કલાપ્રિયતા તો મહાભારતના સભાપર્વમા વર્ણિત રૂપે મળે છે દ્વારિકા તો સોનાની જ કહેવાતી, જ્યાંના ભવનનિર્માણમા શિલ્પ અને ભીંતચિત્રોને સ્થાન હશે વળી કૃષ્ણની પૌત્રવધૂ ઉષાએ સૌરાષ્ટ્રની સ્ત્રીઓમા લાસ્યનો પ્રસાર કર્યો છે તો કૃષ્ણએ પણ હલ્લીસક, રાસ, દાંડિયારાસ તેમજ સંગીત ગીત તેમ જ લોકભરત વગેરેનો બહોળો પ્રચાર કર્યો અને કરાવ્યો છે

વળી તે સમયે આ દેશમા ઠેર ઠેર અસુર, નાગ દાનવ વગેરે જાતિઓના થાણા હતાં તેઓના નેતાઓ પણ નગર સ્થાપન, શિલ્પકામ વગેરેની ભેટ આ દેશમાં જનતાને મળી છે

યાદવવિનાશ પછી છેક ઈ સ પૂર્વેની ચોથી સદીની આસપાસ સૌરાષ્ટ્ર મૌર્યના શાસન નીચે આવ્યુ તત્કાલીન ચાણક્યના અર્થશાસ્ત્રમાં તેનો ઉલ્લેખ છે તે કાળે સૌરાષ્ટ્રમાં ઊંચી જાતનો કપાસ થતો હતો તેથી તે વખતે સુંદર વસ્ત્રનું વણાટ તેમજ વણાટમા ભાત અને રંગરંગીન છાપકામનો બહોળો પ્રચાર થયો હતો ત્યારે રાજધાની ગિરિનગરમા હતી મૌર્યશાસન કાળમા જ સુદર્શન તળાવ બંધાયુ

ધર્મવીર અશોકના સમયમાં ગિરિનગરના સુબાએ ધોરીરસ્તા પર ધર્મશાળાઓ, કૂવાઓ, તેમજ વૃક્ષવિથીઓ કરાવી, આ બધુ જીવદયા અને માનવ પ્રત્યેની ઉદારતા બતાવે છે વળી તે કાળે જ અશોકે ધર્મ આજ્ઞાઓ કોતરાવી તે પછી અશોકના પૌત્ર સંપ્રતિએ ગિરનાર ઉપર લાકડાનું જૈન દેવાલય બંધાવ્યુ

મૌર્ય પછી સૌરાષ્ટ્રનું શાસન પરદેશી ગ્રીક યવનોના હાથમા આવ્યુ તે રાજવી મિનેન્ડરે પણ બૌદ્ધધર્મ સ્વીકારી લીધો તે કાળે ગંધાર શિલ્પકળાનું કલાધામ બની ગયુ અને ભારતીય તેમજ

યવનશૈલીના સમાગમથી ગાંધારશૈલીના શિલ્પોની ભેટ ભારત–સૌરાષ્ટ્રને મળી છે. ગાંધારશૈલીની રીતે બંધાયેલું પાંચમી છઠી સદીનું ગોપનું મંદિર આજે પણ મોજુદ છે.

ગ્રીક–યવનો પછી શકક્ષત્રપોના સુબા સૌરાષ્ટ્રમાં આવે છે. તેઓ પારસીક દેશના છે. તેઓ પણ કલાપ્રિય છે, રાજા રૂદ્રદામને ઇ.સ. ૧૫૦માં સુદર્શનતળાવનો બંધ ફરી બંધાવ્યો તેમજ તેનું બાંધકામ કરી ખેતી માટે નહેરો કાઢી. જળસીંચાઈ માટે શક રાજવીઓ સારી વ્યવસ્થા કરે છે. વળી તેઓ બૌદ્ધધર્મી હોવાથી ઈંટવાનો સ્તૂપ, ઉપરકોટની ગુફાઓ વગેરે રૂદ્રસેન ક્ષત્રપે લગભગ ત્રીજી સદીમાં બંધાવી હોય તેમ અનુમાની શકાય. વળી ઉપરકોટમાં નવઘણકૂવાના નામથી ઓળખાતો કૂવો એ ક્ષત્રપકાળમાં બંધાયો હશે તે શકન્ધુ પ્રકારનો વાપીરૂપ છે. આ કૂવાની રચના નવીન પ્રકારની છે. વળી શક લોકો આવા શકન્ધુ પ્રકારના વાવરૂપ બનાવતા તેથી માનવાને કારણ મળે છે. વળી તળાજાની કશાય શોભન-કંડાર વગરની મહાયાન પંથની ગુફાઓ તેમજ સાણાની ગુફાઓ આ જ કાળમાં ખોદાઈ હશે.

ઘેરદાર, સીવેલાં અને બખિયાબંધવાળા કપડાં ક્ષત્રપ કાળની દેન છે. ક્ષત્રપ રાજા રૂદ્રદામન સંગીતપ્રિય તો હતો જ અને સંસ્કૃતમાં કવિતા પણ રચતો.

ક્ષત્રપશાસન પછી સૌરાષ્ટ્રમાં ગુપ્ત રાજવીઓનું શાસન આવે છે. સંસ્કારપ્રિય ગુપ્તસુબા ચક્રપાલિતે સુદર્શન તળાવનો બંધ ફરીવાર બંધાવ્યો. ભારતીય કલાના ઈતિહાસમાં ગુપ્તસમય સુવર્ણકાળ હતો. ગુપ્ત રાજવીઓ કલાપ્રિય હતા, તેથી તે કાળે શિલ્પસ્થાપત્ય અને ચિત્રએ ઉત્તરોત્તર પ્રગતિ સાધી હતી. ગુપ્તસુબા ચક્રપાલિતે સુદર્શનતળાવને કાંઠે એક વિષ્ણુ મંદિર બંધાવ્યુ હતું, તે મથુરાશૈલીના સ્થાપત્યના તેમજ શિલ્પના પ્રકારનું હશે તેમ અનુમાની શકાય, તેના કોઈ અવશેષો મળ્યા નથી, દામોદર કુંડ પાસે ખોદકામ કરતાં થોડી મૂર્તિઓ નીકળી છે, તેથી અહીં કદાચ આ મંદિર હોય તેમ અનુમાન કરાય છે.

ગુપ્તકાલના અસ્ત પછી તેનો જ સુબો ભટ્ટાર્ક સ્વતંત્ર થઈને પોતે વલભીમાં નવી રાજધાની કરી મૈત્રકવંશની સ્થાપના કરે છે.

આ મૈત્રકરાજવીઓની વિદ્યા અને કલાપ્રિયતા ખૂબ જ જાણીતી છે. રાજવીઓ અંગત રીતે શૈવ, ભાગવત, બૌદ્ધ કે જૈનધર્મી હોવા છતાં દરેક ધર્મ અને કળા પ્રત્યે સહૃદયી હતા. રાજા ગુહસેન તો સંસ્કૃત–પ્રાકૃત અને અપભ્રંશમાં સાહિત્ય પણ રચતો, ધ્રુવસેનના વખતમાં જ ભટ્ટી કૃત "રાવણવહો" લખાયું, વળી જુદા જુદા રાજાના વખતમાં "શેત્રુંજય મહાત્મ્ય". "હરિવંશ પુરાણ" વગેરે રચાયાં છે. જૈન કલ્પસૂત્રનું જાહેરમાં પ્રથમ વાચન મૈત્રકકાલમાં શભ માટે થયું. જૈન આગમની વલભી વાચનાઓ પણ આ સમયમાં જ થઈ.

સ્થાપત્યમાં બૌધ વિહારો, સ્તૂપો, ગોપ પાસેનું મંદિર, બીલેશ્વરનું મંદિર, સુત્રાપાડાનું વરાહમંદિર તેમજ કળસારનું મંદિર વગેરે મૈત્રકકાલીન સ્થાપત્યનાં છે. તેમાં મંદિરોની રચના એક ચોરસ સાદગીભર્યા શિખરવાળા અને ચૈત્યગવાક્ષવાળા છે. તો શિલ્પમાં મહાકાય નંદી, જેની ડોકમાં ઘુઘરા અને બીજ જેવા આકારની માળા, તે મૈત્રકકાલની સાક્ષી પૂરે છે, તો મૂર્તિવિધાનમાં ક્ષેશીમર્દન, શિવપાર્વતી વગેરે બેનમૂન શિલ્પ છે. ચિત્રોના નમૂના સૌરાષ્ટ્રમાંથી મળ્યા નથી. તેમજ કલાપૂર્ણ તાંબાના દાનપત્રો ઉલ્લેખનીય છે.

પણ સૌથી શિરટોચ તો મૈત્રકકાલીન વલભીવિદ્યાપીઠ છે. ત્યાં ભારતભરના તેમજ પરદેશના વિદ્યાર્થીઓ પણ તત્ત્વજ્ઞાન, છંદ, વ્યાકરણ વગેરેનું શિક્ષણ લેવા આવતા. આમ મૈત્રકકાળમાં સૌરાષ્ટ્રની જાહોજલાલી અને રાજવીઓની કલાપ્રિયતાની ઝાગ મંડાય છે. અને આઠમી સદીમાં આરબો વલભીનો નાશ કરે છે.

મૈત્રકો પછી સમગ્ર સૌરાષ્ટ્ર પર કોઈ એક રાજવીનું શાસન નથી પણ તે પછી જુદા જુદા કુળના રાજવીઓ જુદી જુદી સદીઓમાં સૌરાષ્ટ્રમાં આવીને રાજ્યો સ્થાપે છે.

આઠમી સદીમાં સૈંધવો સિંધુ ઉપરથી સૌરાષ્ટ્રમાં આવ્યા. તેના પ્રથમ રાજા પુષ્પદેવે ભૂતાંબિલિકા રાજધાની સ્થાપી, તેના પર મુસ્લિમ આક્રમણ થયું, અને સૈંધવ જેઠવાઓ પોરબંદરમાં સ્થિર થયા. આ જેઠવાઓની કલાપ્રિયતા તો વિનાશ પામેલી ધૂમલીના ખંડેરામાંથી મળે છે ત્યાંના ખંડિત મહેલ અને મંદિરોમાં ગુજરાતી શિલ્પ શૈલીની આછી અસર લાગી છતા સનાટી રૂપરચનાવાળાં શિલ્પો જોનારને આજે પણ મુગ્ધ કરે છે.

નવમી સદીમાં સિંધમાંથી ચૂડાસમા આવ્યા. તેણે જીર્ણદુર્ગ–જૂનાગઢને રાજધાની બનાવી. આ રાજાઓમાં નવઘણ, રા'ખેંગાર વગેરે ખૂબ જ પરાક્રમી રાજાઓ થયા. પાંચ સદી સુધી વીરતાથી રાજ્ય કર્યું. તેમા સૌરાષ્ટ્રી પ્રજાને સાચુ ખમીર અને પ્રેમશૌર્યના દર્શન કરાવ્યા તે કાળે સોતીંગ કિલ્લાઓ, દેવડીઓ તેમજ ઉપરકોટની રચના તેમજ સોમનાથ સુધીના પ્રદેશમાં ઠેર ઠેર સુંદર મંદિર અને મહેલોનું તેમજ વાવ વગેરેનું બાંધકામ થયું છે હાર કિલ્લામાં રાજપૂતી જેવી જ અડીખમતા દેખાય છે ૧૫મી સદીમાં બેગડે ચુડાસમાનો અંત આણ્યો

અગિયારમી સદીમાં સૌરાષ્ટ્રના પૂર્વભાગમાં ઝાલાઓ સત્તા જમાવે છે તો ૧૩ મી સદીમાં મારવાડથી આવેલા સેજકજી ગોહિલ સેજકપુર ગાદી સ્થાપે છે સોળમી સદીમાં કચ્છમાંથી આવેલા જાડેજા નવાનગરમાં રાજગાદી સ્થાપે છે

આમ મધ્યકાળમાં નાનામોટા રાજ્યોમાં એકતા ન હોવાથી લડાઈઓ ચાલ્યા જ કરતી વળી હિંદુ મુસ્લીમ વચ્ચે યુદ્ધો પણ ચાલુ હતા છતા રાજવીઓની તત્કાલીન કલાદૃષ્ટિમા થોડોક ફેર થઇ ગયો છે જૂના સમયમાં સુંદર કાવ્યગોષ્ઠિઓ થતી તેની જગ્યાએ દરબારમાં સભારંજની કવિતાઓ કે પ્રશસ્તિઓ અને રાજવીઓના વખાણની બિરદાવલીઓ પ્રવેશી ચૂકી છે દુશ્મન સામે રક્ષણ કરવા મજબૂત કિલ્લા અને ગઢીઓ વિશેષ બંધાયા છે તે ઉપરાંત મહેલો, મંદિરો, મૃત્યુ–સ્મારક છત્રીઓ અને પાળિયાઓ એ મધ્યકાલીન રાજાઓની દેન છે, તેમાં પણ અવનવા ઘાટના સ્ત્રી, પુરુષો અને પશુઓના ઘરેણા શોભન મંડિત હથિયાર, રૂપસુંદર પોશાક, ઘાટવળાંકવાળી પાઘડીઓ અને ઉપભોગ માટેના ઉપકરણો વગેરેનો શોખ વિકસેલો દેખાય છે ચિત્રકલામાં અપભ્રંશ શૈલી પ્રચલિત થઈ ગઈ હશે

મધ્યકાળથી માંડીને ૧૯૪૭ સુધીના નવાબોના કાળમાં પણ ઝરિયાન પોશાક, હથિયાર, મોજડી, શરાબના જામની અવનવીનતા તેમજ ભોગવિલાસની સામગ્રીમાં સુંદર કલ્પનકલાના દર્શન થાય છે ઉપરાંત મસ્જીદ, મકબરા, કબર અને મહેલોના સ્થાપત્યમાં નાજુકતા અને ભવ્યતા સાથે શોભન તરાહો પણ દેખાય છે

૧૨મી સદીથી ૧૫મી સુધીમાં કાઠીઓ કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં આવે છે થાનમાં કંડોલા ડુંગર ઉપર સૂર્યમંદિર બાંધે છે, ત્યાંથી પછી મધ્ય સૌરાષ્ટ્રમાં આવીને વસે છે. તેમનામાં સંસ્કારપ્રિયતા અનોખી છે કાઠી સ્ત્રીઓનું ભરતકામ અને મોતી પરોણું વખણાય છે કાઠી ઘરધણી હોય કે ગનડેરો ઘોડાના સાજશણગારના ખૂબ શોખીન છે. ૧૮મી સદીમાં મરાઠી ફોજ સામે ખૂબ બહાદૂરીથી લડતા તેથી મરાઠાઓ માન્યુ કે આ કાઠીની ભૂમિ છે, તેથી સૌરાષ્ટ્રનું નામ તેના નામ પરથી કાઠિયાવાડ થયું

૧૭મી અઢારમી સદીમા સૌરાષ્ટ્રના રાજવીઓ પોતાની જીતનાં ચિત્રો પોતાના મહેલોમા ચીતરાવે છે આમ તે કાળની લોકકળા શહેરો અને ગામોમાં પ્રસરે છે. તે કાળની સલાટીશૈલીમાં દોરેલાં ચિત્રો શિહોરના દરબારગઢમાં ચીતળ ટાણાની જીત અને જામનગરના લખોટા કોઠામાં ભૂચરમોરીની લડાઈના ચિત્રો રંગીન છે ૧૯મી સદીમાં મરાઠા અને અંગ્રેજોના પરિચયની આ રાજવીઓ ઉપર અસર થઈ છે તેની શિલ્પસ્થાપત્ય પર પણ અસર દેખાય છે. ભાવનગર દરબારગઢનો દરવાજો મરાઠી અને અંગ્રેજી શિલ્પસ્થાપત્યનો સુંદર નમૂનો છે.

છેલ્લા સો પોણોસો વર્ષમાં સૌરાષ્ટ્રના રાજવીઓને અંગ્રેજો સાથે સારો સંપર્ક થયો તેના



[ અનુ૰ પૃષ્ઠ ૨૪

# વેઝીનો વાલો શિયાળિયો

ગભરુ ભડિયાદરા

નળકાંઠાના વેઝીના વાલો શિયાળિયા તો જાગીરદાર. તેમનું રિદ્ધિ-સિદ્ધિવાળું ઘર ગણાય. ખાધે-પીધે ક્યાંય વારો તારો નહિ. બારે મહિના ભેસોના ઘી-દૂધમાં ઊભા રહેવાનું. ક્યાંયથી ઊનો વા વાય નહિ. કોઈ સૂતાએ જગાડે નહિ. આવી સાહ્યબીમાં એમનો ઉછેર. નાડની નરવાઈ પણ ખરી, આથી હાડ ખુબ વધી ગયું. પાછલા વર્ષોમાં તો તેઓ મહાકાય થઈ ગયા. તેઓ હાલે ત્યારે સાથળ ઘસાય. નવ મણનો ભારે કાઠાળો દેહ, કાચા-પોચા ઊંટિયા ઉપર બેસે તો ઊંટિયાને ઊભા થવું ભારે થઈ પડે ઘોડા ઉપર બેસે તો તો ઘોડાના પગ કળાને તૂટી પડે ને તે ફસાઇ પડે. વળી તેમને પોતાને પણ છલાંગ મારી ઘોડે સવારી કરવામાં પણ અગવડ પડવા માંડી હતી. આવો સાવઝ ઘરાય તેવો તેમનો દેહ હતો. ગામ-ગામતરે જવાનું થાય તો બળદગાડીમાં જતા, કોઇના મહેમાન-પરોણા થાય ત્યાં પણ તેમના માટે સુવાંગ મજબૂત ખાટલો ઢાળવામાં આવતો. જાહલ ખાટલા પર બેસે તે તો ક ડ ડ ભૂસ-ભાંગી પડે.

વાલો પટલ એક વાર આજુબાજુના ગામે ગામતરે ગયા. આ ગામમાં એક પાડો ગામની મોલ મોલાત છૂટી ચરી ચરીને ફાટીને ખુંકારા નાખી ગયેલો. એ પાડાને ગામના લોક જો અણુક-ઝણુક કરતા તો સામે આંધળુકિયા દોટ કાઢી માથું મારે ને ગૂંદી નાખે, પછી તેની સામે જવાની હામ માટીનું શિંગડું સિવાય કોણ ભીડે ? ચોમાસામાં જુવારના ખેતરમાં રાડાની ફડફડાતી બોલાવતો ચાસમાં ઊભો ઊભો ફૂગળતો હોય અને પોદળા કરતો હોય. શિયાળામાં ઘઉં, ચણા કે શિયાળુ જુવારના ખેતરમાં ઊભે ગળે હરિયાળો મોલ ખાતો હોય પણ એની સામે કોની તાકાત છે કે મીટ માંડે ? મનમાં ખાર પણ તે ખુબ રાખતો. એક વાર જો કોઈએ તેને પથ્થર કે ઢેફાં મારી છંછેડયો હોય તો સીમમાં જ્યાં મળે ત્યાં દોડીને માથું મારે ને લોહી કાઢે પાડી દે. આવો આ પાડાનો ફરતા ગામોમાં કરફ. આવી રીતે ઊભે ગળે સીમ ચરવાની, પછી તો પાડો ખોબો જ વળી જાય ને ? શરીર લોહીથી થળબથળ થઈ ગયેલું, ઉપરથી રુંવાડી ઝરી ગયેલી અને ચામડી તગતગી ઊઠેલી. લોહી આડે આંખો પણ ઝીણી થઇ ગયેલી. ક્યાંય જો બીજો પાડો કે સાંઢડો મળી જાય તો તો રાજીના રેડ થઈ જાય. ને જમીન ખરતાળી, પેશાબ કરતો, માંકરોટો મારતો સામે હડી કાઢે. એવા તો ફાચરિયા, અણીદાર શિંગડાં મારે અને પડખામાં માથા મારે કે સામેનો પાડો કે સાંઢ કાંતો ભોંસાદ થઈ જઈ, અધમૂઓ થઈ જઇ, બીકથી પોચકા કાઢતો આગળ આગળ રૂમાટા કાઢતો પાછું વાળી જોતો ભાગવા માંડે. તેને બે-ચાર ખેતરવા સુધી લંગરાવે ને ગંગરાવે ત્યારે જ તેને જંપ વળે. પછી મદથી તે ફૂંફાડા મારતો પાછો ફરે. આવો હતો મદમસ્ત માતેલો પાડો.

આ ગામના ખારાપાટમાં વાલો પટલ દૂર દૂર ચોટલિયે જવા ગયા. જ્યાં પોટલિયે જવા બેઠા છે —આ પાડાને ઘોડી પર બેસી ઢેફાં-પથ્થર મારીને ઘઉંના ખેતરમાંથી કોઈએ છંછેડયો.—ત્યાં સામેથી આવતો જોયો. એમને શું ખબર કે આ સાંવો પંડ ઉપર જ આવશે ! છતાં તેમને મનમાં થોડી શંકા થઇ ગઈ. ત્યાં તો પાડો તેમના ભણી જ નિશાન તાકીને આવતો હતો. તે તો ધૂંઆ-ફૂંઆ થતો ઠેઠ નજીક આવી ગયો. વાલા પટેલને ફળાવો પડી ગયો અને તેમણે સાબદાઈ કરી, ત્યાં તો પાડો હડી કાઢતો ઠેઠ લગોલગ ઉપર ચડી જવા આવ્યો. બરાબર તાકડે ચળચૂંથી તેઓ જબ કરતાં છૂટા છેડે ઊભા થઈ ગયા. જેવી આંધળુકિયા કરી પાડાએ રૂમ કાઢી કે તરત જ તેમણે શિંગડાં ઝાલી લીધા. પછી તો પાડાએ માંડયા ધમપછાડા કરવા. અને બંને વચ્ચે દ્વંદ્વ જુદ્ધ જામ્યું. વાલા પટલે પણ કસકસાવીને, કારહાથી,

બાહુબળથી શિંગડાં ઝાલ્યા કે પાડાને ખાંખાંપીંખીં કરી નાખી. ઘડીક પાડો વાલા પટલને પાછા પગે હડસેલે વળી પાડો બળજાંગ થતાં ઊભો રહે ત્યારે વાલો પટલ પણ તેને પાછા પગે હડસેલે. હવે તો વાલા પટલના હાથની પણ મડાગાંઠ પડી ગઇ. પાડાને ભાગવું હતું પણ તે તેને છોડી શકે એવી સ્થિતિમાં નહોતા. વાલો પટેલ કદાચ શિંગડાં છોડે કે હાથ ઢીલા થઇ જાય તો છાતીમાં માથું મારી પાંસળા–છાતીના પાટિયાં ભાંગી નાખે. અગર તો માથેથી ઉલાળી પૂંછડે પછાડે. અથવા ફંગોળી દઈ ફેંકી દે કે રોંધા ખડી જાય છેવટે પાડામાંથી છૂટકારો મેળવવા વાલા પટેલે શિંગડાને કારહાથી ઝાલી, બાહુબળથી જે પાડો હડસેલો માર્યો ને પાછા પગને ને પાછા પગલે હડસેલવા માંડયો. પાડો ક્રીંહ કરી બહુ બળ પછાડે; પણ વાલો કાકો આજ બેટશા હતા તે તેને કેમ ગાંઠે? છેવટે જે ઢીંહ દઇ, શિંગડાં મચડી ધક્કો દીધો કે પાડો હડીંગ કરતો પડયો. અને તરત વાલા પટેલે મૂતર વછૂટી જાય એવો હાકલો કર્યો કે પાડો ઊભો થઇ જાય...ઊભનટનો ભાગ્યો. તે પાછું વાળું જોતો જાય અને ફૂંફાડા મારતો મોરમોર ફૂમાટા કાઢતો, ગાંગરતો જાય.

જ્યારે આ પંથકનાં લોકોએ આ જુદ્ધની વાત જાણી ત્યારે તો વાલા પટલ ઉપર પ્રશંસાનાં પુષ્પો ચડાવ્યાં *

---

* પચાસેક વર્ષની વાત છે. તેમના દીકરાઓ હાલ વેઝીમાં છે.



પૃષ્ઠ ૨૨ થી ચાલુ ]

પરિશીલને આધુનિક કેળવણી વધી અને આ પછી રાજવીઓના કલાશોખે એક નવો વળાંક લીધો જેમાં પશ્ચિમની બધી જ વસ્તુઓને સારી ગણવા લાગ્યા. તેઓ યુરોપીયધાટનું સ્થાપત્ય, ચિત્ર, શિલ્પ, કપડાં, દાગીના વગેરેને વધારે અપનાવવા લાગ્યા. જેના સારા નમૂનાઓ સૌરાષ્ટ્રમાં બે જ જોવા મળશે. જેવા કે જામનગરનો લાલ બંગલો, રણજીત પેલેસ વગેરે તો ભાવનગરમાં દરબારગઢ, ગંગાદહેરી વગેરેમાં તેના બાંધનાર રાજવીઓની કલાસરી દષ્ટિ દેખાય છે. વળી પોરબંદરના રાજવીએ પોરબંદરને સુંદર રીતે વ્યવસ્થિત બાંધીને શણગાર્યું તો મોરબીના રાજાએ મણીમંદિરની રચના કરીને શહેર શોભાવ્યું. વળી ગોંડળની રચના સુંદરતા અર્પે છે.

સાહિત્યશોખીન રાજવીઓમા રાજકોટના મહેરામણજીનું 'પ્રવીણ સાગર' એનમૂન છે, તો પ્રેમને દિલભર ગાનાર કલાપિએ ગુજરાતી સાહિત્યવાડી ગજવી છે.

જામનગર, ભાવનગર અને રાજકોટ વગેરેના રાજવીઓ સંગીત, શિલ્પ અને ચિત્રના ખાસ શોખીન હતા. સૌરાષ્ટ્રમાં ખાસ તો જામનગર, ભાવનગર તેમજ અન્ય રાજવીઓના સગ્રહમાં પશ્ચિમના ચિત્રકારોનાં બેનમૂન ચિત્રો છે.

આમ ઇ. સ. પૂર્વની સદીઓથી માંડીને કલા સૌંદર્યની છોળો વહાવતા રાજવીઓના રાજ્યોનું ૧૯૪૮માં એકીકરણ થઇ ગયું.

( આકાશવાણીના સૌજન્યથી )



# લોકસંગીત : કેટલાક નવા વિચારો (૩)

હરેશ બક્ષી

[શ્રી. હરેશભાઈ બક્ષી સંગીતના પાગલ ઉપાસક છે. પણ એમનો અભિગમ વૈજ્ઞાનિક રહ્યો છે. લોકસંગીતનું પણ તેઓ વૈજ્ઞાનિક ધોરણે વિશ્લેષણ કરી રહ્યા છે. આજ સુધી આ પ્રકારે લોકસંગીતનું વિશ્લેષણ કોઈએ કર્યું નથી. એમનો પહેલો લેખ ઊ.ન.ના ૧૯૭૦ના ઓગસ્ટ અંકમાં પ્રગટ થયેલો. બીજો લેખ ૧૯૭૦ના ડિસેમ્બરમાં પ્રગટ થયેલો. ત્રીજો લેખ '૭૨ના માર્ચમાં પ્રગટ થાય છે. એમના વૈજ્ઞાનિક અભ્યાસનો પરિપાક આપણને મળ્યા કરશે તો લોકસંગીતનું શાસ્ત્રીય સ્વરૂપ અને એના મર્મો સમજવામાં આપણને ઘણું ઉપકારક નિવડશે.] —સં.

શાસ્ત્રીયતા જાળવીને શિષ્ટ પ્રકારનું મનોરંજન કરાવે તેવાં લોકસંગીતના કાર્યક્રમની સફળતાનાં કારણો ત્રણ વિભાગોમાં વહેંચી શકાય :

[અ] બહિર્ગત કારણો (શ્રોતા અને ગાયક બન્નેને લાગુ પડે છે)

(૧) સુવિધા, વ્યવસ્થા વગેરે (૨) વ્યક્તિગત સ્વાસ્થ્ય અને 'મૂડ' (૩) વાતાવરણ (૪) સાજ અને સાજિન્દાઓ (૫) વ્યક્તિગત અભિપ્રાય.

[બ] અન્તર્ગત કારણો (ગાયક માટે)

(૧) સુરીલાપણું, કાકુ (૨) તાલ, લય (૩) ઢાળ અને ચલન (૪) સાતત્ય

અને એ બન્ને વચ્ચે કડીરૂપ ત્રીજો વિભાગ

[ક] મનોરંજન અને આનન્દ (શ્રોતા અને ગાયક બન્નેને લાગુ પડે છે)

(૧) વાતાવરણની મધુરતા (૨) પરિચિતતા અને પુનરાવર્તન (૩) સાહિત્ય : રસ, છન્દ, પ્રસંગ સમ્બન્ધ વગેરે.

બહિર્ગત વિભાગમાં આવતા મુદ્દાઓ પ્રમાણમાં ઘણા ગૌણ છે. એ મુદ્દાઓનો ઉલ્લેખ પણ અહીં થાય તેથી સામાન્યતઃ તો વાચકને આશ્ચર્ય થવું જોઈએ. છતાં જે લોકો ઘણા કાર્યક્રમોમાં હાજરી આપતા રહેતા હશે તેઓએ વ્યક્તિગત સ્વાસ્થ્ય, સુવિધાઓ, વાતાવરણ વગેરેની અગત્ય અનુભવી હશે. જેમ કે બેસવાની સગવડ, મંચ અને માઈકની યોગ્ય વ્યવસ્થા, ઋતુની અસર (ઠંડી, ગરમી, બફારો) આવી અનેક બાબતોનો ખ્યાલ રાખવો જરૂરી હોય છે. સંગીતના સાથ માટે યોગ્ય અને પૂરતાં સાજ હોય તો કાર્યક્રમ વધુ દીપે છે. સાજના વગાડનારા પણ અગત્યનો ભાગ ભજવે છે, જેમ કે વાયોલીન ઉપર નાનજીભાઈ અને તાલ ઉપર હાજીભાઈ હોય તો ડાયરામાં કેવો રંગ જામે છે! કોઈ શ્રોતાને અમુક ગાયક સાંભળવો ગમતો હોય છે. શ્રોતાનો પ્રિય ગાયક સામાન્ય કક્ષાનું ગાય તો પણ સફળતાને વરે છે.

વિભાગ બમાં દર્શાવેલ અન્તર્ગત કારણોની વાત કરતાં પહેલાં કમાં જણાવેલ કારણો તપાસીએ.

કલાની ગુણવત્તા ચકાસવા માટે સચોટ માપ નથી. એવું કોઈ સાધન, મશીન પણ નથી જે કલાની કક્ષાને આંકડા રૂપે રજૂ કરી શકે. કલાને જુદા જુદા ભાગોમાં વહેંચી શકાય છે : શાસ્ત્ર, વિજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, મનોવિજ્ઞાન, વિવેચન વગેરે. કલામાં આ બધું આવે પણ એ બધાંથી પણ કલા કંઇક વિશેષ છે. કલા એ જીવતો અનુભવ છે. કલામાં એવાં તત્ત્વો છુપાયેલાં છે જે આપણે માણી શકીએ, અનુભવી શકીએ, પણ પકડી શકતા નથી. લોકસંગીતના કેટલાક કાર્યક્રમો આપણને ઊંડી અસર કરી જાય છે, હૃદય પર ચોટ લાગી જાય તેવા હોય છે. આવાં સંગીતથી ખૂબ પ્રસન્નતા અને આનન્દનો અનુભવ થાય છે. વાતાવરણ જ કંઇક અજબનું

મધુર લાગે છે બીજી બાજુ કોઇકવાર એવુ પણ બને કે આમ તો બધું બરાબર હોય, ગાયક પણ સારો હોય છતા જે મધુરતાની અનુભૂતિ થવી જોઇએ તેમા કઇક ઉણપ રહી જાય શાસ્ત્રીય સગીત સાભળનારાઓને પણ આવો અનુભવ થાય છે શ્રોતા આવા અનુભવો " જામ્યુ નહિ", "બહુ જામી ગયુ' વગેરે દ્વારા વ્યકત કરે છે

જે સગીત રજૂ થતુ હોય તેનાથી શ્રોતા પરિચિત હોય એ જરૂરી છે પરદેશનો શ્રેષ્ઠ કલાકાર પોતાનું સર્વસ્વ રેડીને સગીત રજૂ કરે છતા સભવ છે કે આપણને જરાય મજા ન આવે એક વખત એક ઓસ્ટ્રેલિયાનો સગીતકાર ભારતમા પોતાની શ્રેષ્ઠ કલા રજૂ કરવામા મશગુલ હતો ત્યારે ઘણો શ્રોતાઓ કટાળી ગયા હતા એથી પણ વિચિત્ર એ કે કેટલાય શ્રોતાઓ એ કલાકારને સાંભળતા સાભળતા હસવુ નહોતા ખાળી શકતા ! આનો અર્થ એ નથી કે શ્રોતા સાભળવા નહોતા માગતા આનો અર્થ એવો પણ નથી કે કલાકાર સારો નહોતો અહી તો કેવળ પરિચિતતાનો અભાવ હતો આપણો સારો લોકસગીતકાર પણ અપ્રચલિત વસ્તુ રજૂ કરે તો શ્રોતા કોઈ વાર થાકી જાય છે આ માટે જ કોઈ સગીતકાર જલ્દી પ્રખ્યાત થઇ જવા માટે પ્રચલિત ગીતો રજૂ કરે છે હવે કલાકારો જોખમ બહુ ઓછા ખેડે છે, સાહસ કરે ને કાર્યક્રમ નિષ્ફળ જાય તો? કીર્તિનુ શુ થાય? પૈસા કોણ આપે?

છતા અતિ પરિચયમાં પણ જોખમ છે બહુ ચવાઈ ગયેલી કૃતિ રજૂ કરતાં પહેલા કલાકારો વિચાર કરે છે અતિરેક થવાથી ગમે તેવી સારી વસ્તુ પણ અખખે પડી જાય છે

અહી એક પ્રશ્ન થાય છે આધુનિક માનવી પરદેશના સગીતમાં આટલો બધો રસ લે છે એમ કેમ હશે? અમે તો બહુ સ્પષ્ટતાથી માનીએ છીએ કે આધુનિક માનવી દભી છે એમ કોઇ પણ કલામા સ લેવો સહેલો નથી. કલા સમય માગે છે, શકિત માગે છે ખતપૂર્વક સભળનારાઓ જ સગીતકલા માણી શકે છે એકબીજાની દેખાદેખીમા ફેશનને કારણે અને દેખાડો કરવા આવતા "સુધરેલા" શ્રોતાઓની સ્થિતિ તો ધોબીના કૂતરા જેવી જ થાય છે આવા શ્રોતાઓ નથી આપણાં સગીતને માણી શકતા કે નથી પરદેશી સગીતમા સૂઝ ધરાવતા આવા કહેવાતા શોખીનો હકીકતમાં પોતાને અને બીજાને છેતરતા હોય છે અને કલાને પારાવાર નુકસાન કરતા હોય છે

આ જ પ્રમાણે ગાયકો પણ આવી "આધુનિકતા"નો ભોગ બને છે પ્રગતિના નામે ગાયકો ગમે તે હકાડવા મડે છે પરિવર્તન અને વિકાસને બહાને અજ્ઞાનના અન્ધારાને અજવાળા તરીકે ખપાવવા માટે છે સશોધનને નામે ગમે તેવુ ઝીકવા માડે છે. નવીનતા અને મૌલિકતાને નામે શાસ્ત્રીયતા અને શિષ્ટતાનું ઉઘાડ ખુન કરે છે પણ શ્રોતાઓને ખુશ કરવાથી જ માન, સત્તા, કીર્તિ અને ધન મળે છે અને સદ્નસીબે શ્રોતાઓ મોટે ભાગે નિષ્ક્રિય અને અજ્ઞાન હોય છે કઈક ચટપટદાર, ગરમાગરમ, તમતમતુ, પ્રચલિત ગીત રજૂ થાય એટલે શ્રોતાઓની પૂછડી પટપટવા લાગે તાળીઓ-અને પછી પૈસાનો-વરસાદ પડે એટલે આવા સસ્તા ગાયકોની ફરજ પૂરી થઇ જાય !

કાર્યક્રમ ગોઠવનારાઓ પણ આ જ વસ્તુ ધ્યાનમા રાખે સફળતા કાર્યક્રમની ગુણવત્તા લક્ષમા રાખીને ઘડાતા કાર્યક્રમોની સખ્યા બહુ જ ઓછી હશે થોડક પણ જાણકાર શ્રોતાઓને બોલાવવા કરતા મોટી હાજરી બતાવવાની જ વૃત્તિ જોવામા આવે છે શાસ્ત્રીયતા અને શિષ્ટતામાં માનનાર સાચો કલાકાર તો ભૂખે મરે તોય નવાઈ નહિ !

પણ આવી વાતો જૂનવાણી ગણાય છે ! સ્વર્ગસ્થ નરેન્દ્ર શુકલ બહુ જૂનવાણી કહેવાતા મુરબ્બી જયમલ્લભાઇ પણ ક્યા આધુનિક ગણાય છે? બહુ સશોધન અને વિચાર કર્યા પછી કોઈ ગાયક એકાદ અતિ પ્રાચીન ભજન રજૂ કરે તેની શુ કદર થાય ?

અને છતાં આવા ભયાનક અન્ધકારમા પણ ઊડે ઊડે જ્ઞાન અને શ્રદ્ધાનું કિરણ છુપાયેલુ પડયુ છે જેણે એ તેજ જોયુ છે એ ગમે તેટલો હારે તો ય પાછો પડતો નથી, થોડાક જ સાચા રજૂ કરનારા થોડાક જ સાચા સાભળનારા ભેગા થાય તો પણ ઘણુ છે

# નરવીર નાથુજી ("દેતરોજનો દહીવાળુ" ગયા અંકથી પૂરું)

કાનજીભાઇ બારોટ

દારાશાહના રસાલાને લઈને નાથુજી કચ્છના રાવ તમાચી પાસે આવ્યો. તેણે કચ્છ પાર કરાવ્યો. દારાશાહ સિંધમાં આવ્યા. બહાદુરખાન અને રાજા જયસિંહ દિલ્હીની ફોજ લઇને પાછળ પડેલા. દારાશાહને કાબુલ કંદહાર તરફ ઊપડી જવું હતું, પણ બેગમ નાદીરા અતિ બિમાર પડતાં કહે: "મેરી કબર હિંદુસ્તાનમેં રખના."

પછી નાથુજીને કહે: "ભાઇ! હું હવે થોડા દિવસની મહેમાન છું, અમારા માટે તમે બધું ઓળ-ઘોળ કર્યું છે, પણ હવે વીરપસલીમાં છેલ્લી વાત માગી લઉં છું. મોટો દીકરો સુલેમાન મારા ખાવીંદની સાથે રહેશે. પણ આ નાના સીકીરને દિલ્હી પહોંચાડજો."

નાથુજી કહે: "અરે બહેન! આ કેવી ભલામણ કરો છો? કાળના પંજામાં બાળકને સોંપવાનો?"

નાદીરા બેગમ કહે: "મારી વાત સાંભળો ભાઇ! મારા ખાવીંદને બે બહેન છે. એમાંથી રોશનઆરા ઔરંગઝેબ તરફી છે, જ્યારે જહાનઆરા અમારા તરફી છે. એટલે આ નાના સીકીરને જહાનઆરાના ખોળામાં સોંપી આવવાનો છે. જહાનઆરા પાસે મારો દીકરો હશે ત્યાં ઔરંગઝેબ એને નહિ લોપે. બાકી તો અલ્લાહ રખવાળી કરશે ને મારા ધણીનો વંશવેલો રહેશે. બાદશાહી તો એના મુકદ્દરમાં હશે તો મળશે."

સોનેરી માંકડે નાથુજી ચડ્યો, ને ખોળામાં સીકીર શિકોહને લઈ ફકીર વેશે ચાલી નીકળ્યો. જતાં જતાં દારા સિકોહને ભલામણ કરતો ગયો કે: "કોઇનો ભરોસો કરશો નહિ, જગતમાં ભાંગ્યાના બેરૂ ઓછા હોય છે. ઉગતાને સૌ પૂજે આથમતાને નહિ. તમારી પડતી વેળા છે. સીકીરને તમારા બહેનના ખોળામાં મૂકી વહેલો વહેલો આવતો રહીશ."

એટલું કહી બેગમ બહેનને છેલ્લી સલામ કરી નાથુજીના ઘોડાએ દિલ્હી તરફ ડાબા ઉપાડ્યા વાગડદા બાગડદા બાગડદા કરતા. દારા શાહ જોઇ રહ્યા.

"વાહ નાથુજી, ધન્ય તારી સમજણ અને ખાનદાની. બાપ, તું પુરાણ કુરાણ ક્યાં પઢ્યો હોઇશ?"

દારા બિમાર બેગમને પાલખીમાં બેસાડી લાહોર તરફ જવાની તૈયારી કરે છે. ત્યાં એક ઓળખીતા લાગતા આદમીએ આવી કુર્નીસ બજાવી કહ્યું:

"દિલ્હી કે સચ્ચે માલિક દારા શાહ! મૈં દાવર કા સરદાર, મેરા નામ મલેક જીવણ અફઘાન. બાદશાહ શાહજહાનનો ખોફ મારા ઉપર ઊતરેલો, અને મને હાથીના પગ તળે કરવાનો હુકમ છૂટેલો. ત્યારે આપે મારા પર રહેમ કરી મને મોતમાંથી છોડાવેલો. એનું ઋણ વાળવા આજે આવ્યો છું." એટલું કહી મલેક જીવણ દારા શાહને પગે પડ્યો.

દારા શાહ ભરમાણો, બીમાર બેગમને પાલખીમાંથી ઉતારી પથારીએ સુવડાવી. અંગરક્ષકો પણ બેખ્યાલ બન્યા અને પડાવ ચાલુ રાખવાની તૈયારીમાં પડ્યા. ત્યાં તો મલેક જીવણનો સંકેત થતાં એના ત્રણસો હથિયારધારી સિપાહીઓ છુપાઇ રહેલા તે એકદમ આવી ચડ્યા. દારા શાહને ઘેરો ઘાલ્યો. અંગરક્ષકો બહાદુરીથી લડ્યા પણ મલેક જીવણના સિપાહીઓ તાજા માજા અને સંખ્યામાં વધુ હોવાથી દારાના અંગરક્ષકો મોતને ઘાટ ઊતર્યા, પણ સુલેમાન છટકી ગયો ને દારા શાહ પકડાઇ ગયો. બેગમ નાદિરા આવા દગાખોર હુમલાના આઘાતથી મૃત્યુ પામી.

દારા શાહ મલેક જીવણને કહે: "તારી જિંદગી બચાવ્યાનો આ બદલો?"

"આ તો સત્તાનો ઇન્સાફ છે શાહજાદા! તમને પકડીને સોંપતાં મને પાંચ હજારી મનસબદારી

ને બખતિયારખાનનો ખિતાબ મળશે." મલેક જીવણે જવાબ આપ્યો.

"ખેર, જેવી ખુદાતાલાની મરજી. પણ એક દયા તારી પાસે માગું છું. મારી નાદિરાની લાશને દફન કરવા લાહોર મોકલીશ તો તારી બીબીની તારા ઉપર ખફા નહિ ઊતરે"

મલેકે આ શરત મંજૂર રાખી અને દારાશાહને બહાદુરખાનને સોંપી દીધો. બહાદુરખાન તેને દિલ્હી લઈ ગયો.

અહીં નાથુજીએ ફકીર વેશે દિલ્હીમાં જહાનઆરાના આવાસે આવી એના ખોળામાં સીફીર શિકોહને સોંપ્યો. જહાનઆરા પોતાના ભત્રીજાને ઓળખી ગઈ. એની આંખમાંથી જળધારા વહેતી થઈ :

"સાંઇ! તમે કોણ છો? મારા ભાઈ દારાના આ દીકરાને કયાંથી લાવ્યા? મારો ઓલિયો ભાઇ કયાં છે?"

નાથુજી કહે: "બહેન! મને તો નાદિરા બેગમે સીફીરની દેખભાળ રાખી તમારા ખોળામાં સોંપવાનું જણાવેલું. મારું કર્તવ્ય પૂરું થયું."

જહાનઆરા કહે: "સાંઇ, તમારે જે કાંઇ જોઈએ તે માગી લેવા વિનંતી છે."

નાથુજી કહે: "હું એવો કોઇ ખેરિયત લેનારો ફકીર નથી બહેન! લ્યો સલામ."

નાથુજી ઘોડે ચડી ચાલી નીકળ્યો. દારાશાહ પાસે પંજાબમાં પહોંચવાની ધારણા છે. નાથુજીના પિતા કાનજી ઠાકોરે કહેલું કે "દારાશાહ દિલ્હી પહોંચે તે દી દેતરોજનાં ઝાડવાં જોજે."

નાથુજી બજારમાંથી પસાર થાય છે ત્યાં એણે પડો વાગતો સાંભળ્યો. પડો વાગી રહેતાં સાથેનો માણસ પોકાર પાડીને કહી રહ્યો છે કે: "દારાશાહ મલેક જીવન અફઘાનના હાથે જીવતા ઝલાયો છે. દારાશાહને કાદવ ચોપડેલી હોદ્દા વિનાની હાથણી ઉપર બેસાડી, ડોકે ખાસડાંનો હાર પહેરાવી જુલુસ નીકળશે. એની પાછળ દારાને કબજે કરનાર મલેક જીવનની શણગારેલા હાથી માથેની સવારી નીકળશે."

નાથુજીને કાને આ શબ્દો પડતાં એનાં રૂંવાડાં ઊભાં થઈ ફરફાઈ ગયાં. નાથુજીને મન હવે આભ ફાટયો. આહાહાહાહા! જેને માટે અમે સર્વસ્વ હોડમાં મૂક્યું એ દારાશાહની આવી દશા? એ ય ધાડેના! હવે શું કરવું? કયાં જાઉં? કોને કહું?

નાથુજીને થયું કે હવે બીજું તો બનશે નહિ, પણ દારાશાહને પકડનાર જીવન મલેકને તો એનો બદલો મળવો જ જોઈએ. પણ પાસે એવું હથિયાર નથી. ઓહાણ આવ્યું. ફટ પાછો ફર્યો. જહાનઆરાના પાસે જઇને કહ્યું કે "બહેન! એક ચીજ માગું છું. આપશો?"

જહાનઆરા બહુ ખુશી થઈ. કહે કે "જરૂર માગો. હું તો પહેલેથી કહી ચૂકી છું"

નાથુજીએ પોતાનો પરિચય આપ્યો. દારાશાહને પોતાના પિતાએ આશરો આપ્યાની અને દારાશાહનું છેક સુધી રક્ષણ કરવાનું પોતાના પિતાએ સોંપેલું કાર્ય સીફીરને દિલ્હી લઈ આવતાં પાર ન પાડી શકાયાનું દુઃખ પ્રગટ કર્યું. હવે દારાશાહને તો બચાવી શકાય તેમ નથી. પણ એને પકડનારને તો એનો સ્વાદ ચખાડવો જ જોઈએ. એ માટે નાનું સરખું છુપાવી શકાય તેવું હથિયાર જોઈએ.

જહાનઆરાને નાથુજી ઉપર વિશ્વાસ બેઠો. એક બાદશાહી કટાર કાઢી આપી. નાથુજી પાછો ફર્યો. પોતાના ઘોડાને દૂરની વાડીમાં બાંધીને બજારમાં આવ્યો. બજારમાં દારાશાહની અવદશા જોઈ દુખી થવા માણસ ઉમટી પડયું છે. હૈયેહૈયું દળાઈ રહ્યું છે એમાં ભળી ગયો. હાથીની ઉંચાઈથી થોડાક જ નીચા એવા એક ઊંચા ઓટા ઉપર મકાનમાલિકનું કુટુંબ સ્વારી જોવા બેઠેલું એની સાથે બેસી ગયો. બાળકોએ બૂમાબૂમ કરી, પણ મુસલમાન કુટુંબ અને સાંઇનો વેશ એટલે અદબ જાળીને જગ્યા આપી.

પહેલાં કાદવથી ખરડેલી હાથણી નીકળી. દારાશાહના કંઠે ખાસડાનો હાર પહેરાવેલો છે.

લોકોના દિલમાંથી અરેરાટી નીકળી ગઈ. નીચી નજરે નાથુજીએ દારાશાહને જોયા. એણે દુઃખ દબાવી રાખ્યું. રસ્તામાં દારાશાહ પાસે દર વખતે દાન લેનાર એક ફકીરે પેરિયન માગી. જોનારાને થયું કે હવે દારાશાહ શું આપશે? પણ નીચે મુખે બેઠેલા દારાશાહે પોતાના ખભા પરનું વસ્ત્ર માગનારને આપી દીધું. નાથુજીએ ધન્યવાદ દીધા.

હવે હેમની અંબાડીએ જીવન મલેકનો હાથી નીકળ્યો. વાજીંત્રો વાગતાં આવે છે. નેજા ફરેફરે છે. હાથીની ચોતરફ ખુલ્લી ખાગે રક્ષકો ચાલ્યા આવે છે. થાતાં થાતાં જીવણ મલેકનો હાથી બરાબર નાથુજી વાળા ઓટલા પાસે આવ્યો. આવતાં તો નાથુજીનાં રૂંવાડાં શમ શમ બેઠાં થઈ ગયાં. વાત કરતાં વાર લાગે, પણ જેમ ભૂજનો પતીરો છૂટે એમ એક જ તળપે ભૂખ્યા સાવઝ જેવો કૂદ્યો. આવ્યો અંબાડી ઉપર. અંબાડીનો એક ખંભ ઝાલી બીજે હાથે જીવણ મલેક માથે ત્રાટક્યો કટાર સોતો. જીવણ મલેકના ખંભામાં હાથા સોતી કટાર હુલાવી દઈને જીવણને એમ ને એમ હાથી ઉપરથી ઉલાળીને નીચે ફંગોળ્યો. પોતે પાછો કલકલીઆની જેમ કૂદીને ઓટલે આવી સડડડ કરતાં મેદનીમાં મળી ગયો. લોકો હજી શું બન્યું તે વિચારે તે પહેલાં તો અલોપ થઈ ગયો.

બજારમાં દારા તરફી માણસો ને શાહજાદો સુલેમાન જીવણના અંગરક્ષકો ઉપર તુટી પડ્યા. દિલ્હીની સ્ત્રીઓએ જીવન અફઘાન ઉપર ધૂળ રાખ નાખ્યાં. પણ કોટવાળ કૂમકે આવી પહોંચ્યો. જીવનને ઝોળીએ નાખી ઘેર લાવ્યા. એના દેહમાંથી કટાર ખેંચી પાટાપીંડી કર્યાં. સાજો થયેલ જીવણ જીવતો મુઆ જેવું જીવ્યો.

જીવણ ઉપર હુમલો કરનારની તપાસ ઔરંગઝેબે ચલાવી. પણ કટાર બાદશાહી નિશાનવાળી નીકળતાં સૌને અચરજ થયું. એવું માનવાનું કારણ મળ્યું કે મલેક જીવણને બાદશાહત તરફથી જ કોઈએ ખતમ કરવા ધાર્યું હશે. એટલે તપાસ બીની સંકેલી લેવામાં આવી.

દારા શિકોહે જેલમાંથી ઔરંગઝેબને કહેવરાવ્યું કે "કાં મારા એક જ ઘાએ કટકા કરાવવા ને કાં રહેમ કરવી."

ઔરંગઝેબે દારા શિકોહને મારવા સૈફીખાનને મોકલ્યો. શીફીર ત્યાં હતો તે સૈફીખાનને પગે ચોંટી પડ્યો. એને ગુલામખાંએ ખેંચીને જુદો પાડ્યો. દારા નાનકડા ચાકુથી લડ્યો. એક જણની પાંસળીમાં ચાકુ પરોવીને પછી પાટ ગડદા ને ઘૂસ્તાથી ઝૂઝ્યો ને ઠાર થયો. સુલેમાન પકડાઈ ગયેલો. એને પણ મારી નાખવામાં આવ્યો. શીફીરને જહાનઆરાને સોંપવામાં આવ્યો અને માથા વિનાના દારાના શબને દિલ્હીમાં ફેરવવામાં આવ્યું.

અહીં નાથુજી દિલ્હીના ઘમસાણમાંથી ભાગતો ભાગતો જનમભોમકામાં આવ્યો.

ગર મોરાં સર દાદુરાં, આંબા ડાળ સુવા;
સેણુરો કવચન જનમભોમ, વિસરશે સુવાં.

ઉજ્જડ બની ગયેલ દેતરોજમાં એણે ઠેકઠેકાણે સિંદોરવરણા પાળિયા દીઠા. વળી આવેલ વસ્તીએ નાથુજીને ઓળખ્યા. દણેણાટ કરતાં હેતુમિત્રો સગાવહાલાં ભેગા થઈ ગયાં. બથું ભરી ભરી મળ્યા. વાતું ઉપર વાતું થાવા માંડિયું. દરેક વાતનો સાર એ હતો કે:

"નાથુજી ભાઈ ! તમે સધાવ્યા ને એ દનમાં તો ઝાગરાની ઝાડીનો સોથ વાળી બાદશાહી ફોજું પોગિયું. ધીંગાણું તો દી ઊગ્યેથી દી આથમતાં સુધી રહ્યું. બાપુ ને દોઢ હજાર ઠાકરડા કામ આવ્યા.' લશ્કરના હાથી ઘોડા ને ઊંટના પીંધીને ઢગલા કર્યાં ને માણસોના તો બેસુમાર. આપણા શૂરાના ગામ મધે પાળિયા મંડાણા ને ગામ બારૂં રોગું એનું કબ્રસ્તાન થયું છે. આપણા સૂરાપૂરા તો કોઈ કોઈ ઘટ ચડે છે."

ઠાકોર નાથુજીએ પિના કાનજી રાન પાછળ તેદી માથાબોળ સ્નાન કર્યું ને સિંદોર રંગેલ પિતાની ખાંભીને પગે લાગીને બીજી ખાંભીઓને બથમાં લઈને મળ્યા. તમામ ખાંભિયું જુહારિયું.

ખબર પડતાં ચુંવાળના તમામ સગાં કુટુંબ

કબીલાઓ આવીને ઠાકોર નાથુજીને કહ્યું:

"ભાઈલા, હજી જુવાન છો. સારૂં ઠેકાણું જોઈને પરણજોઓ. તમારો વંશવેલો રહે."

નાથુજી કહે : "નારે ભાઈ ! એવું કશું બોલતા નહિ. અમારે માટે હજારૂંના વંશની નાબુદી થઈ. હવે મારે વંશ રાખીને શું કરવું છે ?"

બેન અને બનેવી કહે : "તો કટોસણ હાલો" નાથુજી કહે : "નહિ બેનડી ! ભાઈ બેનને ઘરે શોભે નહિ. તને તો દેવાય, પણ તારૂં ખવાય નહિ."

આ વાતને વરસો વીતી ગયાં.

**ધરતી ફરતી રહે, ઔર ન ફરે ઈમાન;**
**મેરી મેરી કર મર ગયે, હિંદુ મુસલમાન.**
**ધરતી રાજત રામની, કેની ન પૂરી આશ;**
**કેતાક રાણા રમ ગયા, કેતાક ગયા નિરાશ.**

દારા શિકોહનું કાસળ કઢાવનાર ઔરંગઝેબ પણ સેંકડાણી કબરમાં સૂતો છે. અને સીફીર શિકોહ વીરમગામનો સુબો થઈ ગુજરાતમાં આવ્યો. સીફીરે પોતાની ફૂઈ જહાનઆરાના મુખેથી ગુજરાતના ઠાકરડાની ફનાગીરીના ઈતિહાસ સાંભળ્યા હતા. એ કહેતી : "બેટા, ગુજરાતમેં તેરા મામુ હૈ, બડે હોકે ઉસકું મિલના."

વીરમગામ આવતાં જ સીફીર શિકોહે તપાસ કરાવી કે, "દારાશાહને ઉગારવા જંગ કયે સ્થળે જામેલો ?"

માહિતી મળી કે : "દેતરોજમાં".

સુબા સીફીરની સવારી દેતરોજને પાદર આવી. કહેવરાવ્યું કે : "ઠાકોર નાથુજીને વીરમગામનો સુબો બોલાવે છે."

પોતાના ઝૂંપડામાં ખાટલે બેસી હુકકો પીતા નાથુજી હાથમાં ધારિયું લઇ સુબાને મળવા ચાલ્યા.

સુબાને રામરામ કરી નાથુજી કહે : "શું કામ પડયું મારૂં ?"

નાથુજીને જોતાં જ સીફીર ઓળખી ગયો ને બોલ્યો : "મામુ સલામ !"

સુબે મામુ કહેતાં નાથુજીની આંખ ફરી ને તાડુકયા કે: "સુબા ! સાંભ ! મામુ તો ગુજરાતમાં ગાળ કહેવાય છે. જરા વિચારીને બોલજે."

સુબો કહે : "મામુ ! મામુ ! મેં તુમ્હારી બેણુ નાદિરા કા બેટા સીફીર હૂં. દેતરોજથી કચ્છ અને મુલતાન–પંજાબથી દિલ્હી સુધી તમારા ખોળામાં મુસાફરી કરનાર તમારો ભાણેજ છું. તમે જ મને મારી ફુવા જહાનઆરાના ખોળામાં સલામત પહોંચાડયો હતો."

નાથુજીને એકદમ ઓસાણ આવ્યું ને સુબામાં એણે નાનકડા સીફીરને ઓળખ્યો. ધારિયું ફેંકીને દોટ દીધી. સુબો સીફીર ઘોડેથી કૂદયો. ચાંચરિયાં મામાને બથ ભરી ગયો. અરસપરસના આંસુની ધારે વસ્ત્રો ભીંજાણા.

સીફીર નાથુજીને કહે : "મામા મારે તમને બાર ગામ આપવાં છે."

નાથુજી કહે : "ભાણેજ ! તું ભલે સુબો રહ્યો પણ મારો તો ભાણેજ કર્યો. તારૂં મારે ખપે નહિ. વળી અમારા કુળની રીતું એવી છે કે દેવું પણ લેવું નહિ. મારી પાસે ત્રણ ગામ છે એ તને આલું."

સીફીર કહે : "ના મામુ, તમારૂં બાકી રહ્યું એ તમને મુબારક રહો. તમે અમને શું નથી આપ્યું ? તમારા દેતરોજ ગામનો જ નહિ, પણ આખા કુળનો ભોગ અમે લીધો છે. બધું યાદ કરૂં છું. ત્યારે ધરતી રસાતળ થતી લાગે છે."

સીફીરના ચહેરા માથે દુઃખનાં વાદળ ચડી આવ્યાં ને આંખોમાંથી ડળક ડળક ચૂવા માંડયા. નાથુજીએ દુઃખથી ઊભરાતા સીફીરને બથમાં લઈ લીધો.



# મીઠા બોલાં માનવી

પ્રવીણકુમાર ગઢવી

ખીમરા ખારો દેશ,
મીઠા બોલાં માનવી
વળતાં વિસામો લેશ,
ખોટી કરમા ખીમરા !

એ ખીમરા ! મેં નહોતું જાણ્યું કે આવા ખારા પ્રદેશમાં તારા જેવાં મીઠા બોલાં માનવી વસતાં હશે પણ આજ તો મને રજા દે. હું પાછી વળતાં જરૂર રોકાઇશ.

લીલાછમ દેશની એ લોડણને ખબર નહોતી કે ખારા દેશમાં પણ મીઠા બોલાં માનવી વસે છે. ખીમરો હૃદયમાં વસી ગયો ત્યારે એણે ખીમરાના ખારામુલકને રૂડો કહ્યો :

રૂડો રાવલદેશ, ખૂત્યો ઘટમાં ખીમરો !

માનવી હૈયાની મીઠપ તો ધરતીમાંથી પામે છે. એમાંયે ખારી ધરતીમાંથી જન્મેલી મીઠપ તો ઓર જ !

રૂપેણ તીરનો દેશ પણ ખારો છે. એનાં પાણી બારેમાસ ખારાં રહે છે. પણ એ દેશનાં માનવી ભારે મીઠાં : વાણીએ મીઠપ ઝરે :

નગારાંની રણુકે ડેરા દેજો માણારાજ,
ડેરા દેજો, લેચું લેજો, માયા રાખજો હો રાજ !
સાથે મારા ચિયાભૌની લેશું જોડ માણારાજ,
સાથે મારા ચંદુભૌની લેશું જોડ માણારાજ !

ડેરા દેજો માનવો, લીલા લહેર કરજો અને માયા રાખજો માનવીઓ ! સૂકા રણમાં વસનારાં મેલાં ઘેલાં માનવીઓનો એ આત્મા છે.

લગનટાણું આવ્યું છે. આવો મોંઘો અવસર રોજરોજ માણવા નથી મળવાનો. ડેરા દેજો, લેચું લેજો, માયા રાખજો ! નગારાના ડંકા બજી ઊઠ્યા છે. ખારા દેશના માનવીઓના હૈયે માયાના સાગરો હેલે ચડ્યા છે :

'હો રાજ ! નગારાને ડંકે દેશ દેજો માણારાજ !

નગારાના ડંકે જાન ઊપડી છે. કોઈની સાથે નામનીયે દુશ્મનાવટ નથી રાખી. પડખે હવેલીઓમાં વસતા વ્યાજખાઉ પણ મેલાં માનવીઓ ભેળા જોડાયા છે :

હો રાજ ! નગારાને ડંકે દેશ દેજો માણારાજ !
હો રાજ, સાથે લેજો મારા ચંદુભૈની જોડ,
હો રાજ, રૂપૈયા જોવે તો પરવીંગભૈના લેજો
હો રાજ, હાથીડા જોવે તો અચુભાઈના લેજો,
હો રાજ, ઘોડીલા જોવે તો હેમુજીના લેજો.
હો રાજ, નગારાને ડંકે દેશ દેજો માણારાજ !

–એમ 'પરવીંગભૈ'ના વ્યાજે રૂપિયા અને હાથી ઘોડા લઇ જાન ઊપડી છે. અંતરમાં તો જાણે કોઇ લશ્કર કૂચ કરી રહ્યું છે, એ કલ્પના સંપાદક-ની નથી હોં !

ડંકો વાજયો ને લશકર ઉપડ્યું, ઝરમરિયા ઝાલા
ચડી મારા ચિયાભૌની ફોજ, ઝરમરિયા ઝાલા !

–એનો તાલ સુદ્ધાં લશ્કરની કૂચ જેવો છે. અંતરના આનંદની અકલ્પ્ય અભિવ્યકિત છે. વળી પાછો રબારણ બહેનોનો કંઠ, ઘડીભર લશ્કરની કૂચ-ને પણ ઝાંખી પાડી દે તેવો પહાડી !

ચડી મારા અમરતભૌની ફોજ, ઝરમરિયા ઝાલા
જેસંગ વેવે લીધા ટળીટોટ, ઝરમરિયા ઝાલા !
એક આલીને બીજી આલશો, ઝરમરિયા ઝાલા
ઓળો આલ્યો ને ગાગર આલશો, ઝરમરિયા ઝાલા !

'ટળીટોટ' શબ્દની અભિધાશકિત મમ્મટને પણ લલચાવે તેવી છે. શબ્દ વાંચતાં જ, કોઇ મોટી કાયાવાળો માનવી પરાણે દોડતો હોય એવું રમુજ-ભર્યું ચિત્ર ઉપસી આવે છે.

છેલ્લી બે લીટીઓ એમના રિવાજ પર અંગૂલિ-નિર્દેશ કરી જાય છે. એક ઘરમાં બે બહેનો દેરાણી-જેઠાણી બની હોય, એ તો સર્વસાધારણ વાત એક દીકરી આપી છે, અને બીજી આપશો, એને સચોટ બનાવવા મજાનું ઘરેલું રૂપક પ્રયોજાયું છે તે યાદ રાખવા જેવું છે લોકકવિની સર્જક શક્તિ ત્યાં જણાય છે.

ક્યાંક તો વળી બેઉ ભાઈ સાથે પરણવા બેસી ગયા છે

વિજાપરી વાજાં વાજિયાં,
આપણી નગરીમાં વાજ્યા ઢોલ
બબ્બે શિવાહીના જોડીલા
તમારાં સોગઠાં ઢળકતા મેલો

ન જાણે કેમ, નગારાં, વાજાં અને ઢોલ વાગે છે એટલે પરણેનાઓને ય ફરી ફરી પરણવાનું મન થઈ આવે છે પડખે ગાણું ગવાતું હોય ત્યારે પચાસે પહોંચેલા 'મોટીયારડા' મલક મલક થઈ રહે છે,

ખાખરિયા વડલા હેઠ લોબન વાજે સે!
ચડુ હો રસિયા રે બીજી લાવે સે.
લાવે તો લાવવા દેજો રે શું શું લાવે સે,
અનુવડ ઉપર રે શોક્ય લાવે સે!

સાંભળતા જ ચડુ ભો આધાપાછા થઈ જાય અને ઘૂમટો તાણી ઊભેલ અનુવડ મરુ મરુ થઈ જાય પરોઢે દળતી ચકલીઓ સખી ગાનારીઓ ખખડીને હસી પડે મોટા ફાળિયાવાળા આવી ચડે તો ટપકો આપે, 'છોડિયું કાંક ઠારૂ ગાવ આંગણામાં મહેમાન પૂજો' છોડિયું પામે તો અખૂટ ભંડાર ભર્યા છે નવું નક્કોર ગીત ઉપડે છે

લીલુડી સોટી પીળુડી પીઠીના ભરિયા,
પીઠીના ભરિયા મારા વીરા વણુજે ઉતરીયા.

વણુજ ઉતરીયા અનુવડના મોલે ઉતરીયા
અનુવડના દાદા તારી દીકરી,
મારા વીરને રે પરણે

વરપક્ષવાળા વહુના દાદાને ડરાવે છે. પણ વહુના દાદાની જબાન સાકર જેવી મીઠી છે

'પરણાવી દેજો, દૂધસાકર ઘોળાવી પીવરાવી દેજો'

—ભલે ભાઈ, પરણાવી દેજો પણ જો જો ભૂલતા નહી, સાથે દૂધ-સાકર ઘોળી કરીને પીવરાવી દેજો ગાનારીઓને જાણે નવી કલ્પના મળી.

સાકરડી મીઠી, લાડા પાસે લાડલડી દીઠી,
લીલુડી સોટી, પીળુડી પીઠીના ભરિયા..
પીઠીના ભરિયા મારા વીરા વણુજે ઉતરીયા,
વણુજ ઉતરીયા અનુવડના માલે ઉતરીયા.

લાડલડી તો સાકરડી જેવી મીઠી છે. શી સોહામણી લાગે છે આ લાડા-લાડીની જોડ!

ખીમરાના કડને સાકર જેવો કહેનાર લોકણને સંભારો.

મર વાસળિયુ વાય
મરરે મન માને નહી
સરવો તારો સાદ,
ખાંડથી વાલો ખીમરા,

હે ખીમરા! લોકો ભલે વાસળી બજાવે; એના સૂરથી મારુ મન રાજી થતુ નથી પણ તારો સાદ તો મીઠો-ખાંડ કરતા યે વ્હાલો લાગે તેવો સુંદર છે.

ખારા દેશના માનવીઓએ સાકરને ચાખી જાણી છે

કણબીઓના માંડવામાં પણ ગાણાની રમઝટ જામી રહી છે. ઉતાવળે વહેતા જોશીના સૂરે એમના ઉતાવળિયા જીવનની ઝાંખી કરાવે છે એક ગીત સાંભળીએ

ખરા બપોરે માટી ખૂંદીને લીંપણ કર્યું છે, ત્યાં વરરાજા રમતા રમતા આવી ચડે છે (રમતા રમતા કેમકે એમના વરરાજા માંડ છ-સાત વરસના હોય અને વહુ તો વીસ-બાવીસ વરસની, 'રૂપાળી કામ કરે તેવી!' સમાજચિંતકો ચિંતામાં ભલે ડૂબી મરે)

કંકુડાંની ગાર કરાવો,
- સિંદૂરની પાડો ઓકળી રે....

વિવાહટાણું છે. છાણનું લીંપણ ન હોય, કંકુની ગાર અને સિંદૂરની ઓકળી...

રઇમા મારી રે નાયણાંભેને વારો,
ઓકળી મારી ભાંગશે રે.
ભાઇ તો ભાજવા દેજો,
દિયરો મારો લાડકો રે.
લાડકાને લાડવા જમાડો,
બાળુડાં કહી બોલાવશું રે.

એવાં નાનકડા વરલાડલાને લડામણાં, મનામણાં. ગાનારીને તો જાણે પાંચ–છ વરસના વર અને વીસ પચીસ વરસની વહુના કજોડલાની પડી યે નથી ! એનો ધર્મ તો ગાવાનો, બીજું એ કશું ના જાણે.

વૈશાખના વાવડ વાયરા લાવી રહ્યા છે. શાખના આંગે લચકાલોળ લગનગીતો ઝૂલી રહ્યાં છે.

ટાંચણપોથીને પાને રઝળતાં રહ્યાંખડ્યાં ટચૂકડાં ગીત પીરસ્યાં. હવે તો વરસના વદાડે વૈશાખનાં ગીતો પાછાં ગુલમહોર બની ખીલી ઊઠશે ત્યારે વાત.

વૈશાખનાં ગીતોમાં મને તો સૂર-શબ્દ—નર્તન નહીં પણ માનવીનું મીઠું રૂપ વરતું ભાસે છે. રહી રહીને વિજોગણ લોડણ મારે હૈયે આવે છે;

'ખીમરા ! ખારો દેશ, મીઠાં બોલાં માનવી !'



## સાંજ ઢળી

સાંજ ઢળે સંસારે ત્યારે, સુંગી મમતા જાગે;
વીખરાયેલાં મોતી મોંઘાં, ધાગે પરોવા લાગે. ૧

વેરે વહતાં અંધારાંથી ભાંગી પડીયો ભારે;
તપીને ટાઢો થઇ ગ્યો સૂરજ, આથમણે ઓવારે. ૨

ખીલો ખૂંદે વાછરડાં ઇ વનના કેડા ન્યાળે;
ફેર ફુદરડી ફરી રહયાં'તાં, ગૂંચવાયાં જે ગાળે. ૩

પેટ પૂરવા વગડા વીંધી, ફરતાં અધર ઉચાળે;
ધણ વળ્યાં ઇ ઘર સોવાડે, વાંભ કરી ગોવાળે. ૪

વન વીહરતાં પાંખો વીંઝી ભયના ભડકા ભાળે;
તનડું મેલ્યું તરણાં ઓથે, મનડું ઢોળ્યું માળે. ૫

ચણ ભરાવે ચાંચુંમાં ને, હીંચકે ડાળ્ય હિંડોળે;
કરતાં છાંયો છાતીનો ને, ઢાલ પાંખુંની હાળે. ૬

પડથારાના પગ રવ કેરા, પડછંદા પછવાડે;
અધ બારણા ઓથે આંખો, તગ મગતી તીરાડે. ૭

પાધર રમતાં પડખે લાવી, રડતાં લીધાં ખોળે;
ભાંડરડાંને ભેળાં કરી સાંજ પોતે હાથે પંપાળે. ૮

ભગુભાઇ રોહડિયા (ધુનાનાગામ)

# શોધયાત્રા (૧૧)

(ટાપરિયા, મિશણ અને બારહટ્ટકુળના કવિઓ અને તેમનું કાવ્ય-સાહિત્ય) રતુભાઈ રોહડિયા

તા. ૨૭-૨-૬૯ના રોજ મોરબી આવ્યા. રાત પડી જવાથી બીજે દિવસે શ્રી. મહેશદાનજીને મળ્યા. મોરબીનું મિશણકુળ એટલે ભકત કવિ ઈસરદાસજીનાં પુત્રી પાર્વતીબાનો વંશવેલો. ઈશ્વરિયા, સરી, મીઠાવેઢા, સીતાપુર આ ચાર ગામોમાં એની શાખા પ્રશાખા વિસ્તરી.

મૂળ પુરૂષ પરબતજી મિશણ. કવિ લેખે નામના મોટી પણ હજી લગી એક પણ કાવ્ય મળ્યું નથી.

બીજા નામી પુરૂષ થયા હરદાસજી મિશણ. ઘણું કરી તેઓ પરબતજીના પૌત્ર થાય. નાનપણમાં તેઓ છકર ગયેલા. તેમની કવિતા સાંભળી રાવ કલ્યાણમલ્લે દાઢમાં કવિતાનાં મૂલ્ય એક કોરી આંકેલ.

મેણાના માર્યા હરદાસે એકધારો બાર વર્ષ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરીને પોતાની કવિતાને લાખના મૂલની કરેલી.[૧]

હરદાસજીના સમય વિષે ભારે દ્વિધા હતી. પણ સરી ગામના શ્રી દાદાભાઈ મિશણ કે જેઓ હરદાસજીના ભાઈના વંશજ છે. તેમણે હરદાસજીને અકબરના સમકાલીન ગણાવેલા. મારા અંગત સંગ્રહમાં પણ શિરોહીના રાવ ભાણ દેવડાની પ્રસંશાનું એક ગીત છે. જેમાં લહિયાએ એ ગીત 'મિશણ હરદાસનું કહેલ' એમ સ્પષ્ટ લખ્યું છે. જેથી શ્રી દાદાભાઈ મિશણના કથનને પુષ્ટિ મળે છે. કેમ કે રાવ ભાણ દેવડો અકબરનો સનકાલીન હતા. વળી દંતકથા દારા હરદાસજી છકરના રાવ કલ્યાણમલ્લ, આંબેરના રાજા માનસિંહ કચ્છવાહા સાથે પણ સંકળાયેલા છે. એટલે હરદાસજી એ સહુના સમકાલીન હશે જ.

હરદાસજીએ ચાર ગ્રંથો દારા સાહિત્ય ક્ષેત્રે જામેકામી દેણગી કરી છે. સંભવ છે કે વધુ ગ્રંથો પણ રચ્યા હોય. પણ આપણી ગુજરાતમાં ચારણી સાહિત્ય સંશોધનનું કાર્ય આજ સુધી ઉપેક્ષિત જ રહેલુ. હવે છેલ્લાં ત્રણેક વર્ષ સુધી સૌ. યુનિ. એ અલ્પ મૂડી ને અલ્પ સમય માટે તે કામ અમારી પાસે કરાવેલું. આવી પરિસ્થિતિમાં આપણે કોઇની યે રચનાઓ વિષે લક્ષ્મણ રેખા ન જ આંકી શકીએ હવે હરદાસજીના ગ્રંથો વિષે કહું.

[૧] જાલંધર પુરાણ

૧૨૦૦, કરતાં યે વધુ છંદોનો આ અપ્રગટ ગ્રંથ હરદાસજીની સર્વથી મોટી રચના છે. આમાં પુરાણોક્ત જાલંધરના જન્મથી વધ સુધીની કથા ભારે રૂડી રીતે ડિંગળી વાણીમાં વર્ણવી છે.

[૨] ભૃંગી પુરાણ

સતીનું દક્ષયજ્ઞમાં અગ્નિસ્થાન અને પાર્વતીરૂપે બીજે જન્મે પુનઃ શિવને વરવાની વાત આ ગ્રંથમાં વર્ણવાઇ છે, ગ્રંથ નાનો છે. પણ ચારણોમાં એની નામના મોટી છે શ્રી મહેશદાન મિશણે પોતાની રીતે આ ગ્રંથનું સંપાદન કરીને છપાવ્યો છે.

તા ૧૫-૨-૬૯ના રોજ ચાડધ્રા આવ્યા. બાજંદા વાર્તાકાર અંબાદાન અને સરપંચ શ્રી જેઠીદાનના મહેમાન થયા.

બીજે દિવસે ડાયરો થયાં. કોકા વિદ્યાના વારસદાર એવા શ્રી અંબાદાન અને શ્રી પ્રતાપદાન ટાપરિયાએ હૈયું ખોલ્યું.

મૂળ પુરૂષ મૂળુ ટાપરિયા થયા. જ્યારે હરપાળદેવ

---

૧ હરદાસ મિશણ વિષે સર્વ પ્રથમ મેં 'પરમાર્થ' માસિકમાં લખેલું, પછી સ્વ. શ્રી કાલીદાસ મહારાજે મારો એ લેખ થોડા ફેર સાથે પોતાના ગ્રંથમાં લીધેલો. હરદાસજીના ચારેય ગ્રંથોની હસ્તપ્રતો પણ મારી પાસે છે.

મકવાણાએ પાટડીમાં રાજગાદી સ્થાપી ત્યારે વિ. સં. ૧૩૮૧ની સાલમાં મૂળુને ત્રાંબાપતરે ૨૪ ગામ આપ્યાં.[1]

એ પછી રાજ માનસિંહે હળવદ તાબેનું આ ચાડધ્રા ગામ અખેરાજ ટાપરિયાને આપતા ટાપરિયા-વંશ અહિં આવ્યો અને એક શાખા વાંકાનેર ગઈ.

ઘણા ચારણો ચાડધ્રામાંથી ભૂજ પાઠશાળામાં ભણેલા પણ તેમણે છૂટક કાવ્યો જ રચેલાં. જે તેમના વંશ વારસોએ આડાં અવળાં મૂકી દીધેલાં. તેથી હાથ ન આવ્યાં. એથી કવિઓનો નામોલ્લેખ નથી કરતો. કેવળ એક પથાભાઇ ટાપરિયાએ રચેલો 'પવાડો' હાથ આવ્યો, જેમાં કવિએ લખતરનું લીલાપુર ગામ ભાંગનાર મિયાણાઓ સાથે લખતરની પોલીસને થયેલ ધીંગાણાને વીરરસપૂર્ણ વાણીમાં વર્ણવ્યું છે. તેનો થોડો અંશ જુઓ.

મરદ મિયાણા માળિયે, ભડ વડા ભૂજ દંડ
શંકા માને છત્રપતિ, નામ જાણે નવખંડ-૧

મૂળુ લધાણી મોવડી, જબરા કરણો જંગ
સામતાણી તેવો સવો, શૂરો છે ભડ સંગ-૨

અને પછી :-

મહા જોરાળ મિયાણા શૂર,
પ્રાક્રમે ભાંગિયું લીલાપુર.

હવે હસ્તપ્રતોની વાત : એક શ્રી શિવદાન ટાપરિયા પાસે ઘણી હસ્તપ્રતો મળી,[2] એમાં ઉલ્લેખનીય છે ભકત કવિ સાંયાઝૂલાના ગુરૂ ગોવિંદદાસજી કૃત 'મોરલી મનોહર'નાં ૨૭ પદો. બીજા કોઇ અનામી કવિકૃત 'અમરસંગ ચૌહાણની'ની વાત. આ ગ્રંથ ઐતિહાસિક પ્રેમકથા છે. કથાવસ્તુ ગુજરાતના રાજકુળેથી આવ્યું લાગે છે. વજમાલજી નામે કોઇ કવિએ 'સીતાવેલી' ગ્રંથ દ્વારા સીતા સ્વયંવરની કથા કથી છે, 'ઢોલામારૂ'ની ૪૮૪ દુહાવાળી પ્રેમ કથા પણ લાધી. 'સૂરસાવજ'નો 'પવાડો' અને 'અમરનાગરી'ની પ્રેમ કથા પણ જોઈ. આ ક્ષત્રિય નર અને નાગર નારીની પ્રણય ગાથા છે, આમાંથી ત્રણ દુહા લ્યો :

હું પૂછું તુજ પંથિયાં, કિયો તુહારો દેશ ?
નાગ પદમણી નીપજે, અગમ કરેજ શેષ
જણી રત ભગ પાવસ ચડે, ઝાડી મન ઝૂંત
અણીરત પિયર મોકલે, મારો કઠણ હિયાનો કંથ
થોડાં બોલાં, ઘણ ચવાં, દાખાં નવલો નેહ.
પિયુરો બોલ્યો મેં કરાં, મારો કામણ એહ.

(૩) સભા પર્વ

મહાભારતોકત યુધિષ્ઠિરનાં દ્યુતખેલન અને પાંચાલીનાં વસ્ત્રાહરણની કથા કારુણ્યપ્રેરો વીરરસમાં આ ગ્રંથમાં વર્ણવાઇ છે. ભૂતકાલીન 'ચારણબંધુ' પત્રમાં આ ગ્રંથ અપૂર્ણ પ્રગટ થયેલો. તે પછી રાજસ્થાનના વિદ્વાન શ્રી અગરચંદ નાહટાએ આ ગ્રંથને 'હરિદાસ લાલશ' ગ્રંથાવલીમાં પ્રગટ કરેલો. તેમણે આ ગ્રંથને હરિદાસ લાલશની રચના ભૂલથી માનેલ, પછી ભૂલ સુધારી લીધેલ.

(૪) હરરસ

અપૂર્ણ અને દુર્લભ એવા આ ગ્રંથની એકમાત્ર હસ્તપ્રત મારા અંગત સંગ્રહમાં છે. ઈસરદાસે જેમ 'હરિરસ'માં ભક્તિનો શીળો શાંતરસ રેલાવ્યો છે એ જ રીતે હરદાસજીએ 'હરરસ'માં શિવને આરાધતાં ભક્તિરસ વહાવ્યો છે. ગ્રંથ તો ૩૦૦/૪૦૦, છંદોનો હશે પણ આગળ પાછળનાં પાનાં ફાટી જવાથી કેવળ ૩૬ દુહાઓ જ ઉપલબ્ધ છે. એમાંથી થોડી પ્રસાદી આસ્વાદીએ.

જાં જમ લત ન લગિયાં, ચેતિ કયું ન અચેત ?
વાડ કિઆ કા હેત કા લૂંટે લિયા સબ ખેત ?

અરે અચેત આત્મા ! મૃત્યુની લાત પડી નથી ત્યાં સુધીમાં સચેત કેમ નથી થઈ જાતો, ભક્તિ કેમ નથી કરતો ? ખેતર લૂંટાયા પછી વાડ

---

[1] એ તામ્રપત્ર હાલ હેળતપર ગામે શ્રી મેઘાભાઈ દાદાભાઈ ટાપરિયા પાસે છે.

[2] પાછળથી શ્રી શિવદાને એ પ્રતો સૌ.યુનિ.ને સદુપયોગ અર્થે આપેલ.

કરવા જેવુ અવસર ચૂકયાનું ડહાપણ શા કામનુ ?

ચેલા કહે ગોસાઇઆ, મારગ મો વતાઈ
મિ કાહા પાઉ પરમગર કુહુ હુહુ કણિઠાઇ ?

(શિષ્ય કહે છે ' ગુરૂ ! મને રાહ બનાવો હુ ઈશ્વરને કયા પામીશ, કે સ્થળે હુ એની ખોજ કરૂ ?)

ગર ચેલા પ્રતિ બગાવિ, અ દરમિ આવોઝ
અ દરિ બિઠા ઈસવર, ખોજણુહારા ખોજ

(ગુરૂએ ચ્નાને સમજાયો "તુ તારા પોતાનામા જ જો તરી અ દર જ ભગવાન સ્થિત છે, માટે ઓ શોધવાવાળા તેને તારા આત્મામા જ શોધ ")

વ્રહ્મા પાર ન પાઈઆ, ખોજત હી નિસદ ન
મિ કાહા ખોજૂ બપડા, ભોળે ભાવે ભજ ન

(શિષ્ય કહે છે, ' જે પરમેશ્વરને રાત દિવસ શોધવા છતાંયે બ્રહ્માજી જેવા પણ પાર ન પામ્યા એને હુ ગરીબ અને બાપડો એવો કયાથી ઢુઢુ ? હુ તો ભોળે ભાવે ભજન જ કરી જાણુ )

હરદાસજીની ભાષા ગુજરાતી મિશ્રિત ડિંગળી છે ' જાલધર પુરાણુ અને ' હરરસ ' અપ્રગટ છે

ધુના મિશણ

મીડાવેઢા ગામ કમાયા મેરૂ ખવામે પોર બ ટરનો–ભેટાણીનો કિલ્લો તોડેનો એનો પવાડો ધુના મિશણે રચેનો તે ઉપરાંત જામ જશાજીને ગાયકવાડ સાથે થયેલા લડાઈનો ' પવાડો ' પણ ધુના મિશણે રચેનો બકિત પૂજાના ધુના મિશણે રચેના ઘણા કા યો મારી અગત હસ્તપ્રતોમા પણ છે

દેદલ મિશણ[1]

ભકત કવિ તરીખે સ્વામી નારયણુ સપ્રદાય મા નામના કમાઈ ગયેલા એમણે કચ્છી, ગજરાતી, અને ડિંગળી ભાષામા કાવ્યો રચેલા ગુજરાતીમા તો તેમણે ઘણી સુદર ભાવપૂર્ણ ગરબીઓ પણ રચી છે શ્રીકૃષ્ણને અક્રુર તેડવા આવ્યા એ પ્રસગની વ્રજનારીઓની હૈયા વેદના એક ગરબીમા કવિએ આ રીત વર્ણવી છે

આખ આસુ ને હૈયુ વ્યાકુળ થયુ રે
રથ રોકીને આડી ઊભિયુ રે આખ

હા, રે, વૃજવાસીને મેલીને શીદ જાઓ છો રે
કૃષ્ણ આવડા કઠણ કેમ થાઓ છો રે આખ

હા, રે, મન મેળવ્યા તો પછે કેમ મેલીએ રે
ઓરા આવતા ન પ્રભુ, પાછા ઠેલીએ રે આખ

હરિ અમે તનમન ચરણે ધર્યા રે
સરવે વન વાટ ઘાટમા ભેળા ફર્યા રે આખ

અમે અબળા અનાથ હાથ જોડીએ રે
આમ વાક વના શામ ન તરછોડિયે રે આખ

હા, રે, દીન દાસથી તે ભેદ કેમ દાખિયે રે
આમ નદયા ન થઇએ, દયા રાખિયે રે આખ

હા, રે દાસ દદલ'ના નાથ કેટલુ કહીએ રે
ના, ના, મથુરા તો જાવા એમ નઇ દઇએ રે
આખ

બીજા એક કવિ તખતદાન મિશણુ આ સૈકા ના આરભે થયાનુ શ્રી મહેરદાને કહ્યુ પણ મને એમના કશા કાયો જોવા ન મળ્યા બીજા હમણા જ થયેલા કવિ એટલે મહેશદાનના પિતા શ્રી નારાયણદાન મિશણુ એમણે 'ચારણુ ભકતમાળ' નામે ગ્રથ રચ્યાનું મહેશદાનનું કહેવુ છે બીજો બાજીરાવ વીર હાક નામે પવાડો પ્રસિદ્ધ થયેલો, જે મે પણ જોયો છે

વર્તમાનકાળે શ્રી મહેશદાન ડિંગળીના અચ્છા વિદ્વાન અને મસ્ત મિજાજના મહેમાન નવાજ માનવી છે

તા ૧–૩–૬૮,ના રોજ હજનાળી આવ્યા શ્રી ભગવતદાનજી રોહડિયાના મહેમાન થયા

1 'સાધન સર' નામે એક ગ્રથના કર્તા દેદલ ગઢવી છે પણ 'દેદલ' નામે એકથી વધુ કવિઓ થયા હોઈ દેદલ ગઢવી એ જ દેદલ મિશણ મનાય નહી આ ગ્રથની હસ્તપ્રત કવાડિયા ગામે શ્રી જીવણભાઇ ખાચિયા પાસે છે

હજનાળી એટલે સંત ભકત ઇસરદાસજીના પુત્ર જેસાજીના વંશજોનું ગામ. પ્રજ્ઞાચક્ષુ શ્રી આવડદાન અને શ્રી ભગવતદાન જૂની વાતોના ભંડાર છે, એમણે વાત કરી.

વિ. સવંત ૧૫૪૭માં કચ્છના રા' ભારમલ્લે કરોડપસાવ સાથે આ ગામ અને વીરવદરકા ઈસરદાસજીને આપેલ.[૨]

જેસા બારહઠ, ઘણા સારા કવિ હતા. તેમની કવિતા ઘણી ઓજપૂર્ણ છે. તો પણ અત્યાર લગીમાં તેમનાં કેવળ બે જ કાવ્યો હાથ આવ્યાં છે. એક જામ સત્તાજીએ હળવદરાજ ચંદ્રસેનને સુબા ખુરમની કેદમાંથી છોડાવ્યા વિષેનું છે, જ્યારે બીજું કાવ્ય સુલતાન મુજફરને શરણુ આપ્યાના પ્રસંગનું છે.

જેસા બારહઠ ભૂચરમોરીના યુદ્ધના પણ આંખે દેખ્યા સાક્ષી છે. શું એ મહાયુદ્ધ જોઈ એમનું હૈયું ફાટફાટ નહીં થયું હોય? મૂંગા જ રહ્યા હશે? શ્રદ્ધા છે કશુંક રચ્યું જ હશે!

એ પછી બીજા કવિઓ પણ થયાનું મને કહેવામાં આવ્યું. પણ કેવળ નામોલ્લેખનો અર્થ નથી. કાવ્ય મળવાં જોઇએ જે મળ્યાં નથી. એથી એમને પડતા મૂકું છું.

હસ્તપ્રતોની તપાસ કરી તો શ્રી ભગવતદાન કહે: "વિ. સં. ૧૯૮૨ની સાલમાં મારવાડમાંથી કવિ મુરારીદાનજી આવેલ ત્યારે મારી બધી જ હસ્તપ્રતો લઈ ગયેલા છે."

બીજા કોઈ પાસે હસ્તપ્રતો હતી નહી, હા, નવલદાન પાસે પ્રગટ પણ અપ્રાપ્ય ચારણી સાહિત્યના ઘણા ગ્રંથો જોયા.

તા. ૩-૩-'૬૯ ના રોજ વીરવદરકા આવ્યા. અહીં પણ ઇસરદાસજીના પુત્ર ચોંડાજીના વંશજો રહે છે. એક જ બાપના દીકરાઓનું ધીંગા માણસોવાળું ગામ છે.

ચોંડાજી કવિ હતા કે નહીં તે નક્કી નથી.

---

૨ વીરવદરકાના શ્રી શંકરદાન બારહઠને મતે.

પણ ચોંડાજીના પુત્ર સ્વામીદાસ (સામીદાસ) સારા કવિ નીવડ્યા. તેમણે વ્રજભાષામાં ઘણી ભાવપૂર્ણ રચનાઓ કરી છે. એમના કેટલાક દુહા જોઇએ:

**શુક સૂઆ કયેં પરખિયેં, જ્યોંહી બોલત બાંન**
**ત્યોંહી જાને અજાન[૨] કો, જાનત 'સાંમ' સુજાન.[૩]**
**શુક સૂઆકો એક કુલ, એક અંગરંગ જોત**
**સાંમ' કહત ઇક બાની સે, કિતૌ તફાવત હોત?**
**ગન સૂની 'સામીદાસ' કહી, રિઝે કછુ અનરેહ**
**સૂમ નૃપતિ કી ચાકરી, જ્યોં કદલર[૪] મેં મેહ**
**બળ ગળ દોનોં કો જહાં, પરઠત એક હી પાર**
**'સામીદાસ' ઊંહીં નૃપત કી, કારમાર સીરકાર[૫]**

એ પછી જેમનાં કાવ્યો વીપૂલ પ્રમાણમાં મળે છે એ માવલજી બારહઠ સારા કવિ થયા.[૬] તેમણે ગ્રંથ રચનાને બદલે છૂટક પ્રાસંગિક અને પ્રાસ્તાવિક કાવ્યો અને ભજનો, તે પણ સારી સંખ્યામાં રચ્યાં છે.

હસ્તપ્રતોની તપાસ કરતાં શ્રી શંકરદાન બારહઠ પાસે બે ત્રણ હસ્તપ્રતો જોઇ. એમાં આપણું ધ્યાન ખેંચે એવો ગ્રંથ છે વ્રજભાષામાં ગીતાનો અનુવાદ. એને છંદબદ્ધ રચનારા છે દેગામ (તા: હળવદ) ના કવિ કનરાજ વેરાભાઈ ઝીબા. ૧૨ અધ્યાય લગી એમણે ગીતાને છંદમાં ઢાળી છે. પણ પછી ૬, અધ્યાય બાકી રહી જતાં ગીતા અપૂર્ણ રહી ગઇ છે.[૭] બીજો એક 'મોહનમાળા' નામે ૧૧૬, દુહાઓનો શાંતરસનો ગ્રંથ પણ કનરાજ ઝીબાની રચનાનો નીકળ્યો. ભજનો તો પારવગરનાં કનરાજજીએ રચેલાં મળ્યાં, હિન્દી ગુજરાતી બન્ને ભાષામાં તેમણે રચના કરેલી.

---

૧. જ્ઞાની, ૨. અજ્ઞાની, ૩. ચતુર, ૪. ઊપર ભૂમિ, ૫. મારા અંગત સંગ્રહમાંથી, ૬. માવલજી કવિનાં કાવ્યોનો સંગ્રહ એમના પુત્ર શંકરદાન પાસે મોજુદ છે. ૭. વ્રજભાષામાં ગીતાની આ બીજી રચના છે, પ્રથમ રચના વલ્લભ નામે કોઈ કવિએ કરેલી છે. જે પાટણ ગામે છે જે સંપૂર્ણ છે.

વર્તમાનકાળે શ્રી કેસરદાનજી બારહઠ્ઠ (અગ-સરા રાજકવિ) ઘણા સારા કવિ અને ડિંગળીના વિદ્વાન છે.

ગામની ઉત્તર બાજુએ, તળાવને કાંઠે જ ભક્ત કવિ ઈસરદાસજીનાં નિવાસ સ્થાનનાં ખંડેરો અને પાયા છે. એની પડખે જ ઈસરદાસજીનાં પુત્રી પાર્વતીબાઈએ બનાવેલ મંદિર છે. એ જ સ્થળે ઈસરદાસજીએ જિંદગીના છેલ્લા દિવસો ગાળેલા. અને છેલ્લે સચાણા જઈને સમુદ્રમાં જળ સમાધિ લીધેલી. હાલ-અહીં ઈસરદાસજીનાં પગલાં અને તેમની પાછળ સતી થયેલાં તેમનાં પત્ની સબબાઈનો વિ સં. ૧૬૨૨-સાલનો પાળિયો મોજુદ છે.[1]

ઈસરદાસજીના વંશજોમાં એક શિયાજી બાર-હઠ્ઠનું નામ ઉલ્લેખનીય છે. તેમની પ્રસંશામાં રાવળો-એ રચેલ એક કાવ્ય પ્રમાણે તેઓ જામ લાખા રાજા ના સમકાલીન હતા. આ શિયાજી દેવીદાન બારહઠ્ઠે રચેલા બે ગ્રંથો લાધ્યા છે. (૧) હમીર સંગ્રામણી રાસો. ને (૨) સૂરજકુંવરી રા છપ્પય. પ્રથમ ગ્રંથ હમીરજી નામે કોઈ જાડેજાનો વીરરસપૂર્ણ પવાડો છે. જ્યારે બીજો ગ્રંથ હરભમજી જાડેજા નામે કોઈ ક્ષત્રિય પાછળ આંબલા ગામે (જે હાલ ખંભાળિયા તાલુકામાં છે) સતી થયેલ તેની પત્ની સૂરજકુંવરી ઝાલીની બિરદાવળી છે. જે ૧૭, છપ્પયનું ખંડકાવ્ય છે.[2]

1 સ્વ. શ્રી ડોલરરાય માંકડે આ પાળિયા અંગે એક એક કરતાં વધુ વાર 'ઊર્મિ'માં લખેલું છે. સૌ. યુનિ. દ્વારા આ પાળિયાના ફોટા પણ લેવા-માં આવેલ છે. સ્વ. શ્રી ડોલરરાય માંકડનો ઈરાદો ઈસરદાસજી વિષે શોધપૂર્ણ ગ્રંથ લખવા-નો હતો. એ બાબત એમણે મારી સાથે વાત પણ કરેલી. પણ મૃત્યુએ એમનાં આદર્યાં અધૂરાં જ રાખ્યાં.

2 આ બન્ને ગ્રંથો ખુદ શિયાજી બારહઠ્ઠના જ હસ્તાક્ષરો વાળી હસ્તપ્રતમાં જ સૌ. યુનિ.માં આવી ગએલ છે. શિયાજીનું વતન અનિશ્ચિત છે.



## વિજોગણનું ગીત

બાઈ મારે ભીતર મચ્યું રે ઘમસાણ :
ગોકીરો આખા ગામનો હોજી.

બાઈ મારે તાળવે તળાવડીના નીર :
આછેરાં અમે આંખમાં હોજી.

બાઈ મારે નયણે લોગળો ભીડાણી :
નીંદર ના'વે નેણમાં હોજી.

બાઈ મારે વેણુ રે બોલ્યાના સુનિવ્રત :
હૈયાનું ના'વે હોઠમાં હોજી.

બાઈ અમે ચૂક્યા રે ગોરમા કેરા વ્રત :
વિજોગ આ વસમા નડયા હોજી.

બાઈ એક મધથી મીઠેરું એવું નામ;
હૈયામાં રાખી હરખીએ હોજી.

— શુકદેવ પંડયા (સંજય)

# કરણનો પોર

(શ્રી. વાલજીભાઈ કારીલા પાસેથી મળ્યો છે.) સંગ્રાહક : ખોડીદાસ ભા. પરમાર

પૌરાણિક કથા સાહિત્ય—રામાયણ મહાભારત ઈ. સ. પૂર્વની ૬ થી ૭ મી સદીઓથી લોકોમાં ખ્યાત હતું તેમ જોઈ શકાય છે. પણ વચગાળે બૌદ્ધધર્મ રાજ્યાશ્રયી હતો ત્યારે હિંદુધર્મના આ સાહિત્યનો બહુ બહોળો પ્રચાર નહિ હોય તેવું લાગે છે- તેમ છતાં આ કથાઓના અમુક પાત્રોએ તો લોકોના હૃદયમાં ઊંડું સ્થાન જમાવી જ દીધું હતું.

ઈ. સ. પૂર્વની બીજી સદીમાં શુંગકાળ દરમ્યાન ભારતભરમાં જાગૃતિનો નવો જુવાળ આવ્યો, તે કાળે વિદ્યા, કલા, અને સાહિત્ય વગેરેની શાખાઓમાં પુનરૂત્થાનની એક જબરી હીલચાલ થઈ. આ કાળે જેટલું, જેવું સાહિત્ય કંઠસ્થ, ગાથારૂપે, વાર્તારૂપે, અને લેખિતરૂપે હતું તેના તાણાવાણા, અંકોડા અને ખૂટતી કડીઓ ભેગી કરીને ફરીથી પુનઃસર્જીત થતું જોઈ શકાય છે. આ તો પુનર્જાગૃતિનો કાળ હતો, એટલે ત્યારથી જ, જે થોડાંક પૌરાણિક પાત્રો ઉપેક્ષિત થયા હતા, તેનીય તે કાળે અમુક સાહિત્યકારોએ નોંધ લીધી, અને તેવા પાત્રોને પોતાની કૃતિમાં ન્યાય આપવા ઉદ્યત થયા. આમ ઈ. સ. પૂર્વની બીજી સદીમાં થયેલા સંસ્કૃત નાટકકાર ભાસે આવા ઉપેક્ષિત પાત્રોને ન્યાય આપવા પ્રયત્ન કર્યો, અને "कर्णभार" નાટક દ્વારા મહારથિ કર્ણના પાત્રને તેઓએ સારી રીતે ઉપસાવ્યું. આ રીતે મહાભારતના કર્ણને નાટકકાર ભાસે વધારે ઊજળો કરી દેખાડયો, અને તેના પરીશિલને તે લોકજીવનમાં દાનેશ્વરી કર્ણ તરીકે સ્થાન પામી ચૂકયો.

સામાન્ય રીતે ગુજરાતી ભાષાના સાહિત્ય માટે કહેવાય છે કે કર્ણ વિષે ગુજરાતીમાં બહુ ઓછું લખાયું છે, પણ જરાક ઝીણવટથી તપાસતાં માલુમ પડે છે કે ગુજરાતીમાંય દાનેશ્વરી કર્ણ માટે જુદા જુદા પ્રકારનું ઠીક ઠીક સાહિત્ય છે, જેવા કે લોકગીતો, આખ્યાનો, તેમજ લોકકથાઓ આ બધું જોતાં લાગે છે કે ગુજરાતી પ્રાચીન સાહિત્યમાં તો કર્ણ દાનેશ્વરી તરીકે પ્રખ્યાત હતો અને દિવસ ઊગ્યા પહેલાંના પહોરને તો "કરણનો પોર" એવું નામ પણ મળી ચૂકયું છે.

આમ ઈ.સ. પૂર્વની બીજી સદીથી શરૂ થયું તે પછી આજેય સૌરાષ્ટ્રી લોકનારી પોતાના પ્રભાતીમાં કરણનો પોર ગાય છે. આમ દેશજ ગીત, અને ચારણ ભાટની કથ્યવાર્તાઓમાં આવતું અમિયલ અફીણ, રૂપરૂપના અંબાર જેવી નાગપદમણી, હીંગળોકિયો રંગત ઢોલિયો અને ડુંગરની ટૂંક જેવી ભગરભેંશ મહારથિ કરણ પાતાળલોકમાંથી લાવ્યો તેવું કહેવાયું છે. ઉપરાંત કરણનો સળુકો, અને આખ્યાનો પણ ત્રણથી ચારેક મળી શકયા છે, આમ ગુજરાતીમાં તેમજ દેશજ સાહિત્યમાં કર્ણની ઠીક ઠીક પ્રશસ્તિ ગવાય છે.

વળી દેશજ સાહિત્યમાં તો કર્ણ દાનેશ્વરી તરીકે જ વિશેષ વર્ણવાયો છે, જેના નામનો ઉલ્લેખ કરતાં પંડના પ્રાશ્ચત થાય એવું એનું પુણ્યશ્લોક નામ છે, એ કરણનો પોર નીચેના દેશજ ગીતમાં આપણે જોઈ શકીએ છીએ. આ પહોર દિવસ ઊગ્યા પહેલાં જ ગવાય છે.

આ ધોળ (પહોર)માં ભગવાન નારદમુનિના રૂપે હસ્તિનાપુર આવે છે, ત્યારે પાદરમાં જ પનિહારી મળે છે. તેને એ મુનિ પૂછે છે, "આ કઈ નગરી અને કોનું રાજ છે?" બાઈ હસીને જવાબ દે છે, "પ્રભુ, આપ તો અંતરજામી છો, આપથી અજાણ્યું શું હોય? આ આપની જ નગરી અને આપનું રાજ છે." પ્રભુ જાણી જાય છે કે બાઈ મને ઓળખી ગઈ છે, તેથી વિમાને બેસાડીને

તેને સ્વર્ગે વળાવી દે છે પછી શહેરમાં આવ્યા ત્યા બ્રાહ્મણ મળ્યો, તેને પૂછતાં જવાબ મળ્યો કે "આ હસ્તિનાપુર નગરી અને તેમા રાજા દુર્યોધન રાજ કરે છે વળી પ્રભુ આવેરાક ગયા ત્યા તો દુર્યોધનની માતા જ સામા મળ્યા અને તેને બ્રાહ્મણ-માગણ માનીને કહ્યુ કે, "તમે કરણને ઘેર ન જશો, દુર્યોધન તમને અઢીભાર સોનું આપશે અને પ્રભુ તો દાન લેવા દુર્યોધન પાસે જઈને ઊભા રહ્યા અને પોતાને દાનમાં સોનું-રૂપુ નહિ પણ દુર્યોધનની જુવાની જોઈએ છીએ તેવુ માગ્યુ દુર્યોધન મુઝાયો, તેની સહચરીને જુવાની આપવા માટે તે પૂછવા ગયો, અને તેની અર્ધાંગનાએ જુવાની આપવાની ના પાડી તે પછી દુર્યોધન આ બ્રાહ્મણને હાથી, ઘોડા, રથ વગેરે લેવા વિનતી કરે છે (ભસના નાટક કર્ણભારમા પણ કર્ણ વૃદ્ધ બ્રાહ્મણને હાથી, ઘોડા રથ વગેરે લેવાની વિનતી કરે છે) દુર્યોધન પાસેથી કશુય લીધા વિના બ્રાહ્મણ કર્ણને દ્વારે આવ્યો, અને કર્ણનીય જુવાની માગી કર્ણ પણ તેની સહચરીને જુવાની આપવા પૂછે છે તે હા પાડે છે અને કર્ણ પોતાની જુવાની આપવા તૈયાર થયો છે તે જ વખતે વૃદ્ધ બ્રાહ્મણ મટીને પ્રભુ પ્રગટ થાય છે, કર્ણને વરદાન માગવા કહે છે અને કર્ણ પોતાને કુવારી ભૂમિમા બળવાનુ વરદાન માગે છે

પ્રભુ વચન પાળે છે વળી દાનેશ્વરી કરણ પરોઢ ઊગતાં જ બ્રાહ્મણને સવાભાર સોનાનુ દાન કરતો તેથી, તે પ્રહરને ગ્રામ લોકોએ ' કરણનો પોર ' એવુ નામ આપી દીધુ, જેનો ઉલ્લેખ કરીને આ પોર રચાયો છે, અને આજે પણ સૌરાષ્ટ્રની લોકનારીઓ લગ્ન ટાણે આ પોર દિવસ ઊગ્યા પહેલા ગાય છે

અકાશેથા નારદમુન્ય આવ્યાને
આવિયા સ્રોવર મોઝાર્ય રે

બાઈ રે પાણિયારી કાઈ તુ મરી બેની,
આ કોની નગરીને કોના રાજ રે?

તમથુ અજાણ્યું મા'રાજ કાઇ ના હોય,
આ તમારી નગરીને તમરા રાજ રે

બાઈ રે પાણિયારી તે શીયા પુન્ય કર્યાંને,
એ ળખિયા ભગવાન રે.

કાશીને કાંઠે મે તો વાઢ રોપાવ્યાને
પાયા સે બાયેં માસ રે

કાશીને કાઠે હુ તો તપ તીરથ કરતીને
એ ળખિયા ભગવાન રે.

અકાશેથુ એક વેમાન મગાવ્યુ ને,
બાઇને બેહાડી પોગાડયા દુવાર્ય રે

શેરીયુમા જે બાઇ તો વાતડી કરશેને
સૌ ઓળખશે ભગવાન રે

અકાશેથુ એક વેમાન આવ્યુ
બાઈને પોગાડયા દુવાર્ય રે

ન્યાથા નારદમુન્ય સાચરીઆને
આવ્યા સે શ્યેર મોઝાર્ય રે

આવેરાક જાતા બ્રામણ મળિયો,
આ કોની નગરીને કોના રાજ રે?

હસ્તાપર નગરી શોરીગપર શ્યેર ને,
રાજા દુરજોધન કેરા રાજ રે

ન્યાથા નારદ મુન્ય સાચરીઆને
આવ્યા સે બજારુ મોઝાર્ય રે

સામા દુરજોધનની માવડી મળિયા
તમો નો જાહો કરણ દુવાર્ય રે

અઢીભાર સોનું મારે દુરજોધન આપે
તેથી નો જાહો કરણ દુવાર્ય રે

ન્યાથા નારદ મુન્ય સાચરીઓને
આવ્યા સે દુરજોધન દુવાર્ય રે.

જળઝાટા ટોને પગ પખાળ્યાને
લૈ લીધા સરણાગ્રત રે.

અનનાત જળદાન લીઓને મા'રાજ તમે
હયોને સોના કેરા દાન રે

અંનદાન, જળદાન નો રે ખપે અમને,
નૈ લઉં સોના કેરું દાન રે.
મારું ઘડપણ હું તુજને આપું ને.
તારું જોબન મુંને આપ્ય રે.
મારું જોબન મારી અસત્રીને હાથ્ય ને
પૂસી આવી દઉં જબાબ રે.
અંકાશેથા નારદ મુન્ય આવ્યાને.
ઇ માગે સે મારું જોબન રે.
તમે તે થાહો પછ્યે ઘઢ્ઢા ને ઉઢ્ઢા ને
હું નૈ ઢોળું તમને વાય રે.
ન્યાંથા દૂરજોધન સાંચરીઆને,
આવ્યા મા'રાજની પાસ રે.
મારી અસત્રી મા'રાજ ના ભણી, ના કૈને
ના ભણી ના, ના કાર રે.
કો'તો મ'રાજ હાથીડા મંગાવું ને
હાથીડે બેહીને ઘીરે જાવ રે,
હાથીડેઅમને બેહતાં નો આવડે ને,
હાથીડે બેહે રાજા ન રે.
કો'તો મા'રાજ ઘોડલા મંગાવું ને,
ઘોડલે બેહીને ઘીરે જાવ રે.
ઘોડલે અમને બેહતાં નો આવડેને
હાડકાં કડ કડ થાય રે.
કણુકય માગતો હું ટળી જાઉં ને,
મ ગતો ટળી હું જાઉં રે.
કો'તો મા'રાજ રથડા મંગાવુંને
રથડે બેહીને ઘીરે જાવ રે.
રથ–વેલડીએ અમે નૈ રે બેહીએને
તીરથ નાયા અફળ જાય રે.
ન્યાંથા નારદ મુન્ય સાંચરીઆને
આવ્યા સે કરણ દુવાર્ય રે.

જળલોટા લૈને પગ પખાળ્યાને
પછ્યે લીધા સરણાંમત રે.
અંનદાન, જળદાન લીઓને મારાજ તમે
લીઓને સોનાનું દાન રે.
અંનદાન, જળદાન નૈ રે લીએ અમેને
નૈ લેએ સોનાનું દાન રે.
મારું ઘડપણ હું તુંજને આપું ને,
તારું જોબન મુંને આપ્ય રે.
મારું જોબન મા'રાજ અસત્રીને હાથ્યને
પૂસી આવું મા'રાજ રે.
અંકાશેથા એક બ્રામણ આવ્યાને
માગે સે મારું જોબન રે.
તમે થાહો પછ્યે અતિશે ઘઢ્ઢાંને
વીંઝણે ઢાળીશ હું વાય રે.
મુંને માગે તોય આપી આપી દેજોને,
બીજી પ્રણજો ઘરનાર્ય રે.
ન્યાંથી કરણ સાંચરીઆને
આવ્યા બ્રામણની પાસ રે.
આવડલી વાર કયાં તમને લાગીને,
ખોટી થ્યો હું વહીવાર રે.
મારી અસત્રી, હા ભણી હા ભણી,
હા ભણી, હા, હા કાર રે.
માગવું હોય ઇ માગી લે કરણરાજા,
ત્રુડમાન થ્યા ભગવાન રે.
કુંવારી ધરતીમાં મુંને દેન જ દેજોને,
દેન તમારે હાથ્ય રે.
હંસલાપર નગરી શેરીંગપર શ્યેરને
કરણનો પોર ગવાય રે.

'ઊર્મિનવરચના'ના આ પાનાંઓ ઉપર પ્રગટ થઈ રહ્યા છે તેવા ધોળ, રાસડા જેવા કે પૌરાણિક, ઐતિહાસિક કે દેશજ સમાજના કથાતત્ત્વવાળા કથાગીતો ઊર્મિનવરચનાના વાંચનાર સુજ્ઞ વાચકો પાસે હોય તો તેઓ 'ઊર્મિનવરચના'ને સરનામે અથવા શ્રી. ખોડીદાસ પરમારને સરનામે મોકલી આપે એવી વિ. છે, શ્રી. ખોડીદાસ પરમારનું સરનામું નીચે મુજબ છે. —સંપાદક

શ્રી. ખોડીદાસ પરમાર
પરમાણંદ ભવન, તખ્તેશ્વર પ્લોટ, ભાવનગર.

# સમાજસેવક નંદુભાઈ ( સામાજિક વાર્તા )

શશીકાન્ત રાજડા

"સાહેબ," શામજીએ બીતા બીતાં કહ્યુ.

"શુ છે?" સાહેબે પગથિયા ચડતાં રોફથી પાછુ ફરીને જોયુ

"કાંઈ નહિ" સાહેબનો મૂડ ભાળીને શામજી છાશિયુ કરી ગયો

"ભમી નાખને! શુ સાહેબ, સાહેબ મંડાણો છો હજી બહારગામથી આવીને ઘરમા પગ નથી મૂકયો ત્યા!" સાહેબ મુખ્ય ખડના ખૂણે ખૂણે કાકદૃષ્ટિ ફેરવતા બોલ્યા

"એ તો અમથુ જરા વાત!"

"આ ટીપોઈ ખૂણામા કોણે મૂકી છે? ગધેડા નહિ તો તે મૂકી છે કે ચચળાએ?" શામજીની વાતને વચ્ચેથી કાપી નાખતાં સાહેબ તાડૂકી ઊઠયા "હજારવાર નાક વાઢયુ છે કે મે ગોઠવ્યુ હોય એમ જ રહેવા દેવુ, પણ મૂરખની જાત કયા છે ચચળા?"

"એ તો હમણાં નથી આવતી, હુ એ જ વાત કરતો હતો" શામજીએ ડરતાં ડરતા કહ્યુ

"નથી આવતી કેટલા દિવસથી?" સાહેબનો અવાજ ગુસ્સામા તરડાઇ ગયો

"આઠ દિવસથી"

"આઠ દિવસથી નથી આવતી? તે જવા કેમ દીધી? એને બોલાવી કેમ નહિ? અત્યારેને અત્યારે જ્યા હોય ત્યાથી બોલાવી લાવ જા ઊભો છુ શુ હોકાની જેમ મોઢુ ફાડીને?" ત્રાડ નાખના સાહેબ બે ડગના આગળ આવ્યા ત્યા શામજી ત્રણ ડગલા પાછળ હઠી ગયો

"તારાથી કાઇ નહિ ઊકળે, હરામનો જ પગાર ખાય છે જા રવજીને બોલાવી લાવ," સાહેબે તનિયત સભાલતાં કહ્યુ

શામજીને જાન બચ્યે પાયા જેવુ લાગ્યુ. સાયકલ માથે રાગ વાળીને સાયકલ ચલાવી ત્યાં પાછળથી સાહેબનો અવાજ આવ્યો

"એ ય સાભળ, પાણી ગરમ મૂકયુ છે?" શામજી પાછો વળ્યો

"પાણી ગરમ નથી મૂકયુ ત્યારે હુ નાહીશ કેવી રીતે? એટલી ખબર ન પડે? ચચળા કયાં ભાગી ગઈ? જો પેલો પ્રાયમસ પેટાવીને ચાનુ પાણી મૂકજે દૂધ લીધુ છે? બાપગોતર લીધુ હોય તો ખબર પડેને! પેલી સમજુને ઘરે જા અને કહેજે કે ભાઈએ કહ્યુ છે કે દૂધ હોય તો થોડુ આપો"

સાહેબ સામાન ઠીકઠાક કરવામાં રોકાયા ત્યાં શામજીએ પ્રાયમસ પેટાવીને ચા મૂકી દીધી સાહેબે જાતે આવીને મોટા બે ચમચા ભરીને ચા ઉકાળી કસુબા જેવી ચા બનાવી, ત્યા શામજીએ નાહવાનું પાણી મૂકી દીધુ

ચાના બચકારા બોલાવતા બોલાવતા સાહેબે હૂકમ કર્યો કે "તુ હવે રવજીને બોલાવી આવ પાણી હુ ઉતારી લઈશ"

શામજી ભાગી છૂટયો સાહેબે ટપાલ ફેરવતા ફેરવતા ગનોફામા જીભ અને હોઠ ચૂસતાં ચૂસતા બે કપ ચા પીધી ખીસ્સામાથી ખાખરાના પાનનું પડીકુ કાઢીને કીમામવાળુ પાન ગલોફે ચડાવીને બે હાથ જોરથી ઘસીને રૂમમાં આમ મા! બચકારા બોલાવીને પાનનો રસ ચૂસ્યો અટા મારતા પોતાના દીવાને ટાગેલા પ્રોફાઇલ ફોટા ઉપર નજર ગઈ ઘડી ભર જોઇ રહ્યા મુખ પર સ્મિત રમી રહ્યુ સિનેમાના કોઇ ફોટોગ્રાફરે પોતાના પ્રોફાઇલ ચહેરાની પ્રશસા કરેલી તે યાદ આવી ગયુ સાહેબથી પાનનો જોરથી રસ ચૂસાઇ રહ્યો ને બે હાથ જોરથી ઘસી ઊઠયા ઘોઘરા સ્વરને દબાવીને મધુરકંઠનો પ્રયત્ન કરતાં ઘડા

વગરનું પણ ટેસથી ગણગણવા માંડ્યા કે "બોલ રાધા બોલ સંગમ હોગા કે નહિ." નંદુભાઈ આમ તો એક સામાજિક સંસ્થામાં નોકરી કરતા. પણ પોતાને સામાજિક કાર્યકર માનતા અને સાહેબ કહેવરાવવામાં બહુ સુખ પામતા. એથી સૌ એમને સાહેબ જ કહેતા. ગીત ગણગણતા સાહેબે તેલનું આખું કચોળું લઈને બે હાથમાં પચપચાવીને દાઢીએ અને મોઢે ઘસતાં ખરેરા જેવો અવાજ થવા માંડયો. પણ આજે પોતાના સૂકા મોઢાનું અને બરછટ દાઢીનું દુઃખ સાહેબને હૈયે ન ચડ્યું. સંગમની લીટી ગણગણતા કોઇ ભૂતકાળની મીઠી યાદમાં સાહેબ ગરકાવ થઇ ગયેલા. મલખમ ઘસે એટલી દાઢી ઘસીને પછી માથાના બાલને બેય હાથે ઝટકા મારવા શરૂ કર્યા. માથું પોતાનું છે એવું ત્યારે સાહેબ ભૂલી જતા અને નાના વાંકડિયા બાલને બેય લમણે અને તાળવે ઝટકા મારવાને સાહેબ સૌંદર્ય છટા માનતા. મહેમાનો હોય કે કોઈ બહારથી આવ્યું હોય ત્યારે ખાસ કરીને એવા ઝટકા મારતા કે શરીર ધ્રૂણી ઊઠતું.

સાહેબ નાહી પરવારીને કોલરને હળવા આંચકા આપતા રહી સરિયામ રસ્તે પડતા બારણે ઊભા. ત્યાં માર માર કરતો એક જુવાન સાયકલ માથે જતો હતો.

"અરે એય સુમન...સુમન" સાહેબે હાક મારી. સુમન પાછો ફર્યો.

"ક્યાં ચાલ્યો આટલો ફાસ્ટ?"

"આજે વનિતાના આપઘાત અંગે ટાઉન હોલમાં મીટીંગ છે ને?"

કોણ છે અધ્યક્ષસ્થાને? સાહેબે પૂછ્યું.

"અધ્યક્ષસ્થાને કાંતો આગેવાન વકીલ હશે ને કાં કોઈક મહિલા કાર્યકર હશે."

"અને વકતાઓમાં?"

"એ તો કાર્યકરોની મીટીંગ છે એટલે વકતાઓમાંથી કોનો વારો આવશે ને કોનો નહિ તે કેમ ખબર પડે?"

"કોઇને બોલતાં જ કયાં આવડે છે?" સાહેબે બે હાથ જોરથી ઘસતાં કહ્યું; "ચાલ હુંય આવું છું."

સાહેબે રસ્તા ઉપર જોયું તો શામજીને રવજી બેય આવી રહ્યા હતા. પાસે આવતાં આદેશ છોડયો કે "અત્યારે ને અત્યારે જ્યાં હોય ત્યાંથી ચંચળાને બોલાવી લાવો."

"પણ સાહેબ ચંચળ એને ઘેર તો નથી. પાડોશીએ કહ્યું કે કયાંક કામે જાય છે." રવજીએ જવાબ આપતાં કહ્યું. ત્યાં સાહેબના લાલ ડોળા વધુ મોટા થઇ ગયા. "કામે જાય છે? આ ઘરનું કામ છોડીને? જ્યાં હોય ત્યાંથી પકડી લાવો. એનાથી બીજે કામે જવાય જ કેમ? અને મને પૂછ્યા વિના? જોઇ લઇશ. એ ભૂલાવી દઇશ. જાઓ બેય. હોકાની જેમ ઊભા છો શું? એને ગમે ત્યાંથી હાજર કરો. જો હું સભામાં જાઉં છું. સાંજ પહેલાં આવી જઈશ. પ્રકાશબહેનને કહેજો કે હું જમવા નહિ આવી શકું પણ ટીફીન તૈયાર રાખે. પાછાં ફરતાં તમે લેતા આવજો. અને આ ચિઠ્ઠી નીલાબહેનને દેતા આવજો, અને શામજી..."સંગમ" લોજમાંથી પોટેટો ચીપ્સ, બટર અને પાઉં લેતો આવજે, અને ચંચળાને હાજર નથી કરી તો તમારી ઝડતી લઈ નાંખીશ, યાદ રાખજો." સાહેબે એમ સામટા આદેશોનો વોલીફાયર કર્યો.

સુમનને આ સાંભળીને શ્વાસ ચડી ગયો. કહે કે "નંદુભાઇ, આ બિચારા પટાવાળા થોડા પોલીસના માણસો છે કે તમારા હુકમે કોઇને હાજર કરે!"

"તને બધી ખબર ન પડે સુમન, ચંચળ તો શું પણ એનો બાપેય હાજર થઇ જાય. તું જોજે તો ખરો. તમે ગમે તેટલું જાળવો પણ બધું જ નકામું. બધા જ સંસ્કારહીન. ખાનદાનીનો છાંટો ન મળે. સામાનું માન અને ગૌરવ કેમ જાળવવાં એ તો સમજે જ નહિ. તને ખબર છે સુમન...આ બધાને હું મારા નરેશ કરતાં વધુ જાળવું છું. એટલે કે સગા દીકરાથી વિશેષ." સાહેબ પોતાનું શાસ્ત્ર સુમનને સમજાવતાં સમજાવતાં પેન્ટ પાછળથી દાંતિયો કાઢીને ઝટકેથી માથું સમારતાં બોલ્યા. ત્યાં સુમને પ્રશ્ન કર્યો "અને ચંચળને દીકરીની જેમ?"

નંદુભાઈ એકદમ ક્ષુભિત થઈ ગયા પણ રોષ ગળી જઈને કહે 'હા હા દીકરીની જેમ પણ ચંચળ દીકરી જેવડી નથી સમજ્યો?'

"ત્યારે કોના જેવડી છે?' સુમને પૂછ્યું

"સુમન, મારૂં અપમાન કરે છે? બોલતા આવડે છે કે નહિ' સાહેબ તાડૂકી ઊઠયા બુશકોટની એક જ બાંય પહેરેલી ને બીજી બાયમાં હાથ નાખતા હતા ત્યાં સુમને સાવકન મારી મેલી

"જંગલી નહિ તો મારૂં ગૌરવભંગ જોઈ લઈશ." ત્યાં સામેથી એક જીપને જતાં જોઈ રાડ નાંખી "એય આનંદભાઈ! ઊભા રહો હું આવું છું' ને સાહેબ બારણાને તાળું મારી જીપમાં ચડી બેઠા સુમનનો ટોણો સાહેબને હજી ચમચમતો હતો

સભામાંથી પાછાં ફરતા જોયું તો ઘરમાં બતી બળતી હતી સીડી ચડીને ઘરમાં જોતા પ્રકાશબહેન છાપું વાંચતા હતા

"આવી ગયા તમે' ચાનો સારૂં થયું ટીફીન લેવા શામજી નહોતો આવ્યો?"

"આવ્યો હતો પણ મને થયું કે ચાના હું જ જઈ આવું વિભા બહેન અને બાળકો ન આવ્યા? ચરખડા ચક્રમાંથી તાર નીકળે એવા અવાજ કાઢતા પ્રકાશબહેને પૂછ્યું

"એ રોકાઈ ગયા છે મારે તો આ સભા અને સંમેલનોવાળા ક્યાં મને છોડે છે જુઓને! જ્યાં જાઉં ત્યાં પાછળ પાછળ આમંત્રણ આવ્યું જ હોય કે તમારા વિના કોઈ બોલી શકે તેમ નથી" ખુરશી ઉપર બેઠક લેતાં લાંબા પગ કરીને સાથળ ઉપર બે હાથ વસતાં ઘસતા નંદુભાઈએ કહ્યું

"તમે જમવા થાઓ, આપણે જમતા જમતા વાતો કરીએ' પ્રકાશબહેને ઊભા થતા કહ્યું

ડાઈનીંગ ટેબલ પર બધું વ્યવસ્થિત ગોઠવાયેલું જોઈને સાહેબ ખુશીમાં બે હાથ પહોળા કરી બોલી ઊઠયા "તમે જ્યાં હો ત્યાં બધે પ્રકાશ પ્રકાશ જ હોય છે

"મે નથી ગોઠવ્યું એ બધું શામજી કાઈક કરતો હતો પ્રકાશબહેને ખુરશી ખેંચી સામે ગોઠવાતા કહ્યું

"એ બોનડ જેવો શું ગોઠવતો હતો! કાંતો ચંચળ આવી હશે ચંચળને બરાબર તાલીમ આપી દીધી છે, જાપાની ગુડ્ડિયા જેવી અરે. શામજી, લાવ્યો ચંચળને?' સાહેબે ટીફીન ખોલતા પૂછ્યું ત્યારે પ્રકાશબહેને ટીફીન લઈને થાળી પીરસી દીધી

શામજીએ જણાવ્યું કે ઘણે સ્થળે ફરી આવ્યા પણ ક્યાંય પત્તો જ ન આવ્યો ત્યારે સાહેબ કહે "કાલથી બધી લૉજો તપાસી જોજો હું એને ઓળખું છું, એ લૉજમાં જ ચાલી ગઈ હશે ત્યાં એના સગા મળી રહેને!'

'કેમ ચંચળ ચાલી ગઈ છે? તો બીજી કામવાળી રાખી લ્યોને?' પ્રકાશબહેને કહ્યું

"પ્રોબ્લેમ છે બના પ્રોબ્લેમ" જમતાં જમતા નેપકીનથી હોઠનો ખૂણો લૂછતા નંદુભાઈ બોલ્યા

"મારે એવું કંઈ કામ નથી આ ચંચળ એક એવા સ્થળે ફસાઈ ગઈ હતી કે જીવના જોખમે છોડાવેલી ફરીથી બીજે ક્યાંય ન ફસાય એટલા માટે આપણે ત્યાં રાખેલી વિભાને તો જરાય ગમતી નથી પણ આપણે આવા પીડિતોનો હાથ ન ઝાલીએ અને વાતો જ કર્યા કરીએ તો દેશ અપ્રમાણિક અને દંભી બની જાય પછી આપણા જેવા સામાજિક કાર્યકરોનું ગૌરવ બીજું શું હોઈ શકે? તો નોકરી ધંધે વળગી જવું, કામ કરવાનું છોડી દેવું જોઈએ'

પ્રકાશબહેન નંદુભાઈનો પીડિતપ્રેમ પ્રશંસાથી જોઈ રહ્યા સાહેબથી આ અજાણ્યું ન હતું વાત આગળ લંબાવતાં કહે 'જુવાની દીવાની છે, પ્રકાશ બહેન! વળી ચંચળ થોડી દેખાવડી ને અનાથ છે એટલે આકરૂં મન જેવું'

'તમે સુંદર રૂપકો આપો છો હો નંદુભાઈ! આવું બધું ક્યાંથી શોધી લાવો છો?' પ્રકાશબહેન

"આકડે મધ"થી ખુશ થઈને બોલ્યાં.

નંદુભાઈ ચમચો મોઢામાં મારતા હસી પડ્યા. પછી કહે: "એ મારા લોકસાહિત્યના ઊંડા અભ્યાસનું પરિણામ છે. બચપણથી જ મેઘાણીની જેમ મારો એ રસનો વિષય. હું ઉછર્યો છું જ લોકજીવન વચ્ચે." ને નંદુભાઈએ એક દુહો ફેંક્યો :

"કોઈ ઘોડો, કોઈ પરખડો, કોઈ શીલવંતી નાર,
સરજનહારે સર્જિયાં, તીનુ રતન સંસાર.

"પણ કોઈને કદર કયાં છે ?"

પ્રકાશબહેન પરખડાનો અર્થ સમજ્યા નહિ એટલે નંદુભાઈને પૂછ્યું કે "પરખડો એટલે શું ?"

"એટલું ન સમજાયું ? પરખડો એટલે જગતને જાણવાવાળો, બુદ્ધિમાન અને તેજસ્વી." સાહેબે ગલોલો ઠોકયો. પણ પ્રકાશબહેનને તો નંદુભાઈ જેવા સમજદાર ભાગ્યે જ કોઈ લાગતા એટલે બોલી ઊઠયાં કે: "તમારા જેવા."

એક શિક્ષિત યુવાન સ્ત્રીથી થતી પોતાની પ્રશંસા સાહેબ જીરવી ન શક્યા, એટલે ખાતા ખાતા ઊભા થઈને એકદમ પ્રકાશબહેનને પડખે જઈને બોલી ઊઠયા: "પ્રકાશ !"

આ અણધાર્યા હુમલાથી પ્રકાશ ગભરાઈ ગઈ. નંદુભાઈની આંખોમાં એણે સાપોલિયાં રમતાં જોયાં. નંદુભાઈનું વિહ્વળ શરીર ધ્રુજતું હતું. પોતાના પતિના આ મિત્ર નંદુભાઈની હુશિયારી અને વાક્છટાથી અહોભાવ અનુભવતી પ્રકાશને વીજળીના કડાકા જેવું પાડી ઊઠી..."રામજી...!"

ત્યાં રામજી દોડાદોડ આવ્યો. અંગારા જેવી આંખો ફેરવીને સાહેબ રામજીને કહે : "તું ચાલ્યો જા, તારું કામ નથી. એ તો પ્રકાશબહેનને ઠીક નથી એટલે ચીસ પડાઇ ગઇ છે."

રામજીને એ ન સમજાયું કે પ્રકાશબહેને ત્યારે પોતાના નામથી ચીસ શા માટે પાડી ? એટલે બારણાંની આડશે જઈને ઊભો રહ્યો. બારણા પાસે પડેલી ખુરશીનો હાથો ઝાલીને પ્રકાશ તરફ ફરતાં નંદુભાઈ કહે "પ્રકાશ, મને હલકો ધારી લઈને મારું અપમાન કર્યું ? અને એક મિત્રપત્નીએ ઊઠીને ચાર વર્ષના મારા અનુભવ પછી મારા વિષે આવો હલકટ અભિપ્રાય તેં બાંધ્યો તેથી તારા વિષેનું મારું માન ઊતરી ગયું છે, હું તને એક સમજદાર, નિડર અને તેજસ્વી યુવતિ તરીકે સમજતો હતો. મારા મિત્રના જીવનમાં તું ઉષા સમો આહ્લાદ અને સંધ્યાનું તેજ પાથરીશ. એથી મારો મિત્ર સૂર્ય સમો ઝળહળી ઊઠશે એવી મારી અભિલાષાએ તેં ધૂળ ભેગી કરી છે, સીટીમાં મીલવી દીધી છે."

નંદુભાઈ ભૂખ્યા વાઘની જેમ ખુરશી અને પલંગ વચ્ચેની સાંકડી જગ્યામાં બે હાથ ઘસતા આંટા મારવા માંડયા. બેય હાથ એંઠા થતા નેપકીનથી લૂછીને ખૂણામાં ઘા કર્યો. પ્રકાશ માટે પલંગના ખૂણામાં દબાયા સિવાય કોઇ માર્ગ ન હતો. હરણીની જેમ ફફડતી પ્રકાશમાં ઊભા થઈને સામનો કરવાનું કે ભાગી છૂટવાનું બળ ન હતું. વાચા જ બંધ થઈ ગઇ. સાહેબ બોલતા રહયા:

"હું તારી કસોટી કરતો હતો કસોટી. તારામાં કેટીક નિડરતા છે તેની. ત્યાં તું તો સાવ વેવલી નીકળી વેવલી. તમારા પેટમાં સંતાન પાકે તે ભારતનું શું ઉકાળે ? અળશિયાં પાકે અળશિયાં."

સાહેબ જાણે બીજી દુનિયામાં ઊંડા ઊતરી ગયા હોય તેમ ઘડીભર થંભી ગયા. અને ઉંડેથી અવાજ આવતો હોય તેમ બોલ્યા: "તેં હમીરજી ગોહિલનું નામ સાંભળયું છે ? એક જ રાત, બસ એક જ રાતનો ઘરવાસ. એક જવાંમર્દ કોમનો એમાંથી જન્મ થયો. એવો દિવસ ઊગવાની હું રાહ જોઉં છું, પ્રકાશ.... કે સોમનાથની સખાતે જેવી રાષ્ટ્રની સખાતે હું એકલશેરો ચડી જાઉં અને ત્યારે તું પ્રકાશ...તું બારણા–"

ત્યાં અચાનક રામજી આવીને કહે: "નીલાબહેન આવે છે."

કોઇએ સમાધિમાં ભંગ કર્યો હોય અને યોગી ક્રોધાયમાન થાય એમ નંદુભાઈ ક્રોધથી કંપી ઊઠયા. ઘડીભર અવાક થઈ ગયા. ઉપરે પ્રકાશને કહે:

"પ્રકાશ...હવે તારે મોડું થશે, તારી બેબી એકલી હશે. પછી આપણે મળીશું ત્યારે મારા ભવ્ય મનોરથો તને જણાવીશ."

પ્રકાશને તો દ્રૌપદીને ચીર પૂર્યા જેટલો આનંદ થયો. બોલ્યા ચાલ્યા વગર ઊભી થઇને તે ચાલવા જ માંડી. ત્યારે નંદુભાઇ કહે: "જોજે કશી ગેરસમજ કરતી નહિ. અને મનમાં આવે એવી વાત સુરપાળને કરતી નહિ. પછી મારા વિશે તો એનો ખ્યાલ ખરાબ બંધાવા સંભવ જ નથી, પણ તારૂં જીવતર ખારૂં થઈ જશે, એ ખ્યાલ રાખજે સમજી! શાબાશ! પ્રકાશને પાછલે બારણેથી લઇ જા"

પ્રકાશ પાછલે બારણેથી પસાર થઇ અને નીલાએ આગલા બારણામાં પગ મૂક્યો. સાહેબ ઉતાવળે ઉતાવળે પાછા જમવા બેસી ગયા. હજી પૂરા સ્વસ્થ નહોતા થયા. આંખો વિકળ બની ગયેલી અને થોડો શ્વાસ પણ ખરો. નીલા આગળ પાછળ જોતાં દબાતે પગલે ઓરડામાં દાખલ થઇ.

સફેદ વાન, સુગઠિત શરીર, હજી વીસી માંડ વટાવી હશે. પણ નમણી નીલાના મુખ ઉપર વેદનાના ચાસ પડ્યા હોય એવા એના મનોહર નયન આસપાસ કાળાં ચકામા પડી ગયેલાં, ગુનેગારની જેમ દબાઇને પલંગને ખૂણે બેસી ગઈ. સાહેબ નીચું જોઈને ગલોફા ભર્યે ગયા. માથે પાણીનો ગ્લાસ ગટગટાવી નેપકીનથી હાથમોઢું લૂછતાં બોલ્યા: "કેમ અત્યારે?"

"તમે ચીઠ્ઠી લખી હતીને?" ગ્લાનિભર્યા અવાજે નીલા બોલી. સાહેબ નીલાના ગ્લાનિભર્યા રૂપાળા મોઢા સામે જોઈ રહ્યા.

"પણ મને શી ખબર કે પ્ર....." બાકીનું વાક્ય નંદુભાઇ ખાઈ ગયા.

થોડી વારે નીલા બોલી: "અત્યારે તો મારી બા મને ક્યાંથી નીકળવા દયે? બહેનપણીની તબિયત જોવાને બહાને માંડમાંડ થોડી રજા આપી."

"તારી બાએ હવે સમજવું જોઇએ કે આ ઘરની તું અધિષ્ઠાત્રી છો. તારા રટણથી તો હું રાત કાઢું છું, ઇશ્વર જાણે છે. વિષ્ણુનો જમણો હાથ કમળ વગર અડવો લાગે એમ નીલકમળ વગર નંદુભાઈ કેવો અડવો લાગે છે તે." સાહેબના અવાજમાં હેતની સાકરના ગાંગડા ગળવા લાગ્યા.

"અત્યારે મારી બા કેમ રોકાવા દયે? મારી જ નાંખે. આ તો તમારી ચીઠ્ઠી આવી ને ન આવું તો પાછો તમારો સ્વભાવ..." નીલા આગળ ન બોલી.

"મારો સ્વભાવ...મારો સ્વભાવ તારા જેવી દુઃખી વ્યક્તિઓને તારવાનો છે નીલુ! એ જો ગુનો ગણાતો હોય તો ઇશ્વર આગળ ગુનેગારના પીંજરામા ખડો થવા તૈયાર છું." નંદુભાઇ ફોર્મમાં આવતા ગયા.

નીલાએ આવાં ભાષણો ઘણીવાર સાંભળેલાં, એટલે ટાઢીબોળ બનીને સાંભળી રહી. નંદુભાઈ માટે પણ આ કાંઇ નવું ન હતું એટલે એ બોલના જ રહ્યા. નંદુભાઇના અવાજમાં હેતનાં પૂર વહેવા લાગ્યાં: "તારા લાડકોડ પૂરવા માટે મારા ટુંકા પગારમાં કેટલા ખેલ ખેલવા પડતા હશે એ તને કેમ સમજાવું? અને તે પાછું મારા જેવા પ્રમાણિક, નિષ્ઠાવાન, વફાદાર ભાવિ ભારતના એક આશાસ્પદ—પણ જવા દે એ વાતને નીલુ....આજનો દિવસ તો આપણા માટે ધન્ય દિવસ છે. આજની સભામાં તું હાજર હોત-તું હાજર હતી જ..." નીલાને ધ્રુજારી આવી ગઇ. નંદુભાઈએ આગળ ચલાવ્યું. "તને સામે રાખીને જ મેં આજની સભાને ધરતીકંપના આંચકા આપેલા. મારા કરુણ ભયાનક બયાનથી દીવાલો કંપી ઊઠેલી, શ્રોતાઓ બધા દિગ્મૂઢ બની ગયેલા અને બહેનોની આંખનાં કાજળ આંસુમાં રેલાઈ રહ્યાં હતાં. મને લાગ્યું કે આજ હું બેભાન બની જઈશ. પણ બેભાન બનું તો હું મારો ધર્મ ચૂકી જાઉં."

થોડી પળ નંદુભાઈએ વિશ્રાંતિ ખાધી. નીલાની મુખ પરની વેદનામાં તિરસ્કાર ઘૂંટાતો હોય એમ મોઢાના રંગો ફરતા ગયા. નંદુભાઈએ આગળ ચલાવ્યું "તને ખ્યાલ હશે નીલુ...વનિતાએ આપઘાત કરેલો તે." નીલાને કમકમા આવી ગયાં.

"આજે તો બધા વક્તાઓને મેં વરાળ કાઢવા જ દીધી. કારણ કે મારા હૈયામાં તો લાવા ઊકળતો હતો લાવા. ત્યક્તાઓના, વિધવાઓના, જીવતાં જલતી આશાભરી કોડીલી યુવતીઓના આંસુઓના અંધારાથી મારી આંખોમાં અગનગોળા પ્રગટી રહ્યા હતા. એમની આશાઓની-આકાંક્ષાઓ-ની ચિંતાઓની લસલસતી જવાળાઓ મારી જીભ બનીને ભરખી રહી હતી. એ આગમાં સંસારના સંતાપો, પરિતાપો, વેદનાઓ ભસ્મસાત બનતા હું જોઇ રહ્યો હતો....હું જોઈ રહ્યો હતો...નીલુ!"

નંદુભાઇ ઉગ્રાવેશમાં થોથવાઈ ગયા, આગળ શું બોલવું તે હૈયે ન ચડ્યું. નંદુભાઇએ પલટો ખાધો. "તારી આંખોમાંથી અહર્નિશ નીતરતી ઉદાસીનતા મારી પ્રેરણા બની છે. તું મારા જાહેર જીવનનું આંતરબળ છો. મારા ઉજ્વળ કાર્યનું લાવણ્ય તું જ છો. તું મારા કંઠનો ગહેકાટ અને વાણીનું તેજ છો. કોના જોરે હું ધરતી માથે ધસમસતાં પ્રલય પૂરની જેમ ફરી વળું છું?"

નંદુભાઇએ શ્વાસ ખાધો. નીલુ હજી પાષાણ-ની વેદનામૂર્તિ જેવી જ બેઠી હતી. નંદુભાઈએ ઊભા થઈને થોડાં ડગલાં માંડ્યાં. બે હાથ પગ સાથે પછાડીને નિષ્ફળતા ખંખેરી જોરથી બે હાથ ઘસતા બોલ્યા:

"આજ સુધી કોઈએ નહોતું કહ્યું, તે મેં કહી નાખ્યું કે તમે સાસુઓને, સસરાઓને, નણંદ-ભોજાઈઓને સામાજિક સ્થિતિને દોષ આપો છો પણ.. કોઇએ જઇને ત્યકતાઓને પૂછ્યું કે કયા અભાગી યુવાને તમને જીવતાં રંડાપો આપ્યો છે તે? ત્યકતાઓના કયા પાપે, કયા અનાચારે, કયા દુરાચારે? એક જ પાપે અને તે યુવાનોની વિષયલોલુપતાની વિવિધતા-એ. એમને નિત્ય નૂતન, નિત્ય નવા યુવતિઓ જોઈ-એ છે."

નીલાની આંખો નંદુભાઈ સામે ફાટી રહી. નંદુભાઈ એ જ જોસમાં આગળ વધ્યા: "વિષય-ભોગની નિત્ય નૂતનતા માટે આ યુવાનો બહુરૂપીના સ્વાંગ સજે છે. પોતાના વેશથી, વાકછટાથી અને વિવિધ ઉપાયો વડે એ યુવતિઓને ભરમાવે છે, ફસાવે છે. કૂમળી કળીઓનાં દામન લૂંટાવે છે. એની મિજલસ ઉડાવે છે." નીલાની આંખોમાંથી વણ-બોલ્યાં આંસુઓની ધારા વહેવા લાગી ને નંદુભાઈની વાગ્ધારા જોરથી વહેવા લાગી:

"દામન ચૂંથાવે છે, સંસારના અનેક સુખી ઘરોમાં આગ લગાવે છે. આ શિયળભક્ષકો એટલેથી નથી અટકતા, પણ સંસારમાં સુરંગ ચાંપનારા તો છે ત્યકતાઓના ઉદરમાં પાપનાં પોટલાં પધરાવનારા નરપિશાચો."

"નંદુભાઈ...ઇ...ઇ..." નીલા ચીસ પાડીને પલંગ ઉપર ઢળી પડી. નંદુભાઇ ગભરાઈ ગયા. પાણી લઇને નીલુને મોઢે છાંટી એની સાડીના છેડાથી એક હાથે આંખો દબાવી બીજે હાથે માથે હાથ ફેરવવા માંડ્યા. થોડીવાર બેભાન જેવી સ્થિતિમાં રહી નીલા ડૂસકે ડૂસકે રડવા લાગી. નંદુભાઇને કાંઇ પૂછવું સૂઝ્યું નહિ. થોડીવારે નીલા શાંત થઈ ત્યારે નીલુને નંદુભાઈ પૂછવા લાગ્યા કે: "તને એકાએક થયું શું નીલુ?"

નીલાએ પોતાના પેટ પર હાથ મૂક્યો.

"પેટમાં દુઃખે છે?" નંદુભાઈએ પૂછ્યું.

નીલા રડતી રડતી કહે છે "ત્રીજો મહિનો જાય છે."

નંદુભાઇ સફાળા બેઠા થઈ ગયા. ધીરે ધીરે આંટા મારવા માંડ્યા. નંદુભાઇએ કાંઈ જવાબ ન વાળતાં નીલા જોરથી રડી પડી. નંદુભાઈ ઊભા રહી ગયા: "નીલુ....નીલુ તું મારી કદર ન કરી શકી. જગતમાં કોઈને નથી આપ્યો એવો મેં તને પ્રેમ આપ્યો છે. એ પ્રેમની પાસે મારું કુટુંબ, મારી પ્રતિષ્ઠા, મારું ગૌરવ મેં તુચ્છ માન્યું છે. તને અનાથને મેં સનાથ બનાવી છે, મારાં તમામ સુખો સળગાવી દઇને, કલ્પના કરી શકે છે નીલુ?"

નંદુભાઈની વાતને વચમાંથી કાપીને નીલા બોલી ઊઠી: "તો મને પરણી જાઓ, એમ મેં હજાર વાર કહ્યું છે."

"ગાડી રે ગાડી, સરકારનો કાયદો ન નડ્યો હોત તો હું તને ક્યારનોય પરણી ગયો હોત કાંઈ એકલા હલાપિને જ પ્રેમ કરતા આવડ્યો અને મને નથી આવડતો એવું નથી મેં તો વિમાને પણ સમજાવી જોયું કે આપણે ત્રણેય સાથે જીવનસફર ખેડીએ '

"પણ છોકરૂં આવે તેનું શું ?"

"નૈતિક દષ્ટિએ એ મારૂં રહેશે પણ કાયદેસરતા માટે મારે તારા લગ્ન સારા જુવાન જોડે કરાવી આપવા જોઈએ, જેથી તું કદી મારી ન મટે તને હૃદય આપ્યું ત્યારથી તારો ઉદ્ધાર થઈ ગયો એને મેં મારૂં પરમ કર્તવ્ય માન્યું છે, નહિ તો પછી સમાજની આ સમસ્યાઓનો કદિય ઉકેલ જ ન આવે ગમે તેટલા વિકાસગૃહો ખોલાય કે પછી ગમે તેટલી આપઘાત સમિતિઓ રચાય તો પણ શું ?'

"ક્યાં મને પરણાવવી છે ?' પાનખ તૂટે એવા કચકડા અવાજે નીલા બોલી

"તને ચિંતુને નહોતો બતાવ્યો ? વિમાએ પણ સમજાવવામાં બાકી નહિ રાખેલું પણ એના આગના લગ્નના છૂટાછેડા હજી મળતા નથી એટલે એ મૂંઝાયો છે નહિ તો તારા માટે જ મેં એને ઓફિસમાં રાખ્યો છે સુંદર જુવાન છે પછી હું તો છું જ ને !"

"પણ હવે ?" નીના અસહાયતાના દુઃખ ભારે બોલી

"અને એનાથી પણ વધુ સરસ એનો એક શંભુ નામનો જુવાન શોધી કાઢ્યો છે એણે તને જોઈ છે આમ છે તો બ્રાહ્મણ પણ હવે ન્યાતપાતનું ક્યાં રહ્યું છે ? કોને ખબર છે કે આપણે કહેવાઈએ છીએ કાંઈક અને હોઈશું કેવાક ! ને કોના હશું ને કોના નહિ તે તો એક ભગવાન જાણતા હશે '

"મને હવે જવા દો મારી બા રાહ જોતા હશે પેટમાં પણ સણકા આવે છે ' નીલાએ ઊભા થતા કહ્યું

"હા હા, તું જઈને આરામ કર પણ ચિંતા કરીશ નહિ એ મારી પ્રેમની પ્રસાદી છે એમાંથી વીરભદ્ર પાકશે જોતી નથી નરેશ નાનકડો છે છતાં કેવો સાવજ જેવો છે ? લગ્નનું થોડા જ દિવસમાં પતાવી દઈશું. નાહકની ચિંતા ન કરતી અને આમાં દુખાવો તો થાય જ, તારે તો પહેલો પ્રસંગ છે ને ? તને ખબર તો હશે નીલું કે હમણાં ગર્ભપાત પણ કાયદેસરનો બન્યો છે પછી શી ચિંતા?'

નીલાએ ભારે પગે વિદાય લીધી નદુભાઈ એ હાથ ઘસતા બારણા સુધી વળાવવા ગયા અચાનક છાતીમાં અને પડખામાં દુખવા આવ્યું દુખાવો અસહ્ય લાગ્યો "શામજી શામજી, જલ્દી દાક્તરને બોલાવી આવ !' ને નદુભાઈ પથારીમાં છાતી દબાવીને ફસડાઈ પડ્યા

દાક્તરે આવીને તપાસ્યા પછી કહે "તમારા હૃદય ઉપર ભાર છે આમ તો ગેસનો હોય તેમ લાગે છે પણ જતે દિવસે એ લક્ષણ બની જશે આમાંથી બ્લડપ્રેશર થઈ જાય ચિંતા કરાવે એવો શ્રમ તમારે નહિ કરવો જોઈએ '

"શું કરૂં દાક્તર સાહેબ હું તો ઘણો આરામ લેવા ઇચ્છું છું પણ આ સામાજિક કામ એવા છે કે મને [illegible] ના જ નથી લોકો જંપ લેવા દેતા જ નથી પછી થાય છે કે છેવટ આ દેહનો ઉપયોગ પણ શું છે ? હું દુખી થાઉં છું પણ એટલા કોયડા ઉકેલી શકાય છે કે એનો મને આત્મસંતોષ છે બ્લડ પ્રેશર નથીને દાક્તર સાહેબ ?

"એવું કંઈ નથી' કહી દાક્તર ઇન્જેક્શન આપીને ગયા ત્યારે નદુભાઈએ પેન ને પેડ પાસે ખેંચીને એક ચિઠ્ઠી લખી કવરમાં પેક કરી શામજીને બોલાવીને કહ્યું આ ને આ ચિઠ્ઠી પ્રકાશબહેનને પહોંચાડીને જ ઘેર જજે અને જોજે કોઈ ન હોય તો જ આપજે નહિ તો મને પાછી પુગાડી જજે, અને જોજે જવાબ આપે તો તે દઈ જજે

શામજી ચિઠ્ઠી લઈને ગયો ત્યારે પ્રકાશબહેનના ઘરના બારણા બંધ હતા ઘડીક થંભી ગયો પછી સાહેબની બીકે ઠમઠોરાવ્યાં પ્રકાશબહેને બહાર

ની બત્તી કરી ને ચિઠ્ઠી લઈ બારણાં બંધ કરી દીધાં. શામજી મૂંઝાણો. એમને એમ ઊભો રહ્યો. ઘડીક થયું ત્યાં પડખેની બારીમાંથી પ્રકાશબહેને કવરનો ડૂચો બહાર ફેંકી બારી બંધ કરી દીધી. તિરસ્કારથી જ સ્તો.

શામજીએ એ ડૂચો ઉપાડીને ઊખેળ્યો તો એમાં નંદુભાઇએ લખેલી ચિઠ્ઠી હતી. રસ્તાની બત્તીએ જઈને વાંચી તો નંદુભાઇએ માફી માંગેલી હતી. પ્રકાશબહેને ખીજમાં કવર સાથે ચિઠ્ઠીનો ડૂચો પણ બહાર ફેંકી દીધો હશે. શામજીએ ચિઠ્ઠી ખીસ્સામાં નાખી.

ત્રીજે દિવસે રવજી તપાસ કરી લાવ્યો કે ચંચળ તો એક લોજમાં કામ કરે છે. આ સમાચાર મળતાં જ નંદુભાઈ તાબડતોબ લોજમાં પહોંચ્યા. લોજના માલીક કાનજીભાઇને એક બાજુ બોલાવીને નંદુભાઈએ કહ્યું કે: 'આ બાઈ ચંચળ પોલીસની શકદાર છે તે તમે જાણો છો?''

કાનજીભાઈ ગભરાઈ ગયા: "ના ભાઈ, મને એની કયાંથી જાણ હોય?"

"મારે તો આમાં કાંઈ સંબંધ નથી. પણ ગઈકાલે સબ–ઈન્સ્પેકટર ઝાલા સાહેબ મને મળવા આવેલા, ત્યારે વાતમાંથી વાત નીકળતાં એમણે કહયું કે કાનજીભાઈ લોજવાળો મરાઈ જવાનો છે. બોલી નામચીન ચંચળને કામે રાખી છે. ઊડતાં પંખી પાડનારી છે. આજ સુધીમાં કંઈકનાં છોકરાં પકડાવ્યાં છે."

નંદુભાઈએ પોતાની હંમેશની અદાથી સીફતભરી રીતે લોજવાળાને બીવડાવ્યો. કાનજી નંદુભાઇને પીછાનતો હતો. નંદુભાઈ મોટાઓના મળતિયા હતા. જેટલા સમારંભો અને પાર્ટીઓમાં આ લોજનો કોન્ટ્રાકટ રખાતો એ બધી પાર્ટીઓમાં નંદુભાઇ મોખરે મહાલતા. પણ નંદુભાઇ કયા હોદ્દે છે એ બહુ ઓછાને જાણ હતી. ઘણાખરા એમને સરકારી અફસર માનતા. નંદુભાઇ રૌફ અને રૂઆબ પણ એવો જ રાખતા અને એવું મનાવતા પણ ખરા. અજાણ્યા સ્થળોએ કયારેક અમલદાર બનીને આંટો પણ મારી આવતા એમના ઘરે અમલદારોનો આવરો જાવરો રહેતો અને પાર્ટીઓ અપાતી. એમાં કાનજીભાઈને પણ ઓર્ડર મળતો. આથી કાનજી લોજવાળો આજે તો નંદુભાઇનો અહેસાનમંદ બની ગયો. કહે કે: "આજે તમે મારા ઉપર મોટો ઉપકાર કરી મને બચાવી લીધો છે. એલા...બોલાવ બોલી નવી કામવાળીને." કાનજીએ નોકરને હાક મારી.

ચંચળ સાડલે હાથ લૂછતી લૂછતી આવી ત્યાં એણે કાનજીભાઈની સાથે નંદુભાઈને જોયા ને ફાળ પડી. ત્યાં તો કાનજીભાઇ રાડ પાડી ઊઠયા "અત્યારે ને અત્યારે આ લોજ છોડી ચાલી જા, તારા પૈસા ચડયા હોય એ કેશિયરને કહીને લેતી જજે."

નંદુભાઈને સન્મુખ નિહાળ્યા પછી કાંઈ ચંચળે બોલવાપણું ન હતું. નંદુભાઇ ચંચળના દેખતાં કહે: "આ બાઇની હું જડતી લઈ લઈશ, તમે મૂંઝાતા નહિ. એલી એય.... ચંચળી! સીધી મારે ઘેર જજે. ત્યાંથી પછી બીજી વાત...સમજી!" નંદુભાઇ કોઇ ગુનેગારને પોલીસ દબડાવે એવા રૂવાબથી બોલ્યા.

ચંચળ સીધી નંદુભાઈને ઘેર પહોંચી. બાજથી બીવેલું કબૂતર સીધી દોડમાં જાય તેમ.

લમણે હાથ દઇ કાંપતી નંદુભાઈને પાછલે બારણે બેઠી ત્યાં ત્રાડ સંભળાણી: "કમજાત... ! આ ઘરની આબરૂનું બહાર જઇને લીલામ કરવું છે તારે કેમ?" નંદુભાઈના લાલ ડોળામાં વધારે લોહી ધસી આવ્યું. પારેવું ફફડે એમ ફફડતી ને ડૂસકાં ભરતી ચંચળ માંડ એટલું બોલી શકી: "મારી આબરૂ પણ ભેગી...."

"તારે ને વળી આબરૂ? નપાવટ. . .લોજના લઢધા હારે રખડવું છે કેમ?"

"મારે ગરીબ માણસને બાપુ..."

"ચૂપ મર...એટલા માટે મેં તને લાલપીળાં પહેરાવેલાં ખરું ને?"

"મારે લાલપીળાં નથી પહેરવાં ભાઈસા'બ, મને જવા દયો. તમારે પગે પડું છું." ચંચળ કરગરવા માંડી.

"અરે...હવે જઇશ ક્યાં જહાન્નમમાં ? ચાલ સીધી કામે ચડી જા." ને નંદુભાઈ અંદરના ઓરડામાં જતા જતા બોલ્યા "જો આવતીકાલે હું સંધ્યાબહેનના લગ્નની તૈયારી કરવા જવાનો છું. ઘર બરાબર જાળવજે. તારે જીવવાનુંય અહિંયા છે ને મરવાનુંય અહિંયા છે, સમજી ! ખબરદાર જો હવે ભાગી છો તે. મારૂં નામ પડશે ત્યાં કૂવોય નહીં સંઘરે તને, હજી મારો પરચો તું નથી પામી."

થોડા દિવસ પછી સાહેબ લગ્ન પતાવીને સાંજે બહારગામથી પાછા આવ્યા. સામાન ગોઠવીને બુશકોટ કાઢયો.

ત્યાં શામજી કહે "સાહેબ...."

"કેમ શું છે ? "સાહેબે કરડાકીથી કહ્યું.

શામજીએ ડરતાં ડરતાં કહ્યું "નીલાબહેને આપઘાત કર્યો."

"હેં..." સાહેબની રાડ નીકળી ગઇ : "નીલાએ આપઘાત કર્યો ? ક્યારે કર્યો ?"

સાહેબના ધબકારા વધી ગયા, અંગે પરસેવો વળી ગયો. શરીર આખું ગળવા લાગ્યું.

"બે દિવસ પહેલાં." શામજીએ કહ્યું.

"કોઇ આવ્યું'તું આપણે ઘેર તપાસ કરવા ?" શામજીએ આટલા ગભરાઈ ગયેલા સાહેબને પહેલીવાર જોયા.

"કોઈ આવ્યું તો નથી પણ નીલાબહેને એક કવર મોકલાવ્યું છે."

"ક્યાં છે ?" વિકળતાથી નંદુભાઇ બધે નજર ફેરવવા લાગ્યા.

શામજીએ કબાટ ઉઘાડીને કવર આપ્યું. સાહેબ પલંગ ઉપર બેસી પડયા. જેમ તેમ કવર ફાડીને એક શ્વાસે ચિઠી વાંચી ગયા. કપાળેથી પરસેવાની ધારો છૂટવા માંડી. સાહેબને થયું કે પોતે બેભાન બની જશે.

"શામજી...શામજી, તારે પરણવું છે ને !" સાહેબના આવા ધડાકાબંધ પ્રશ્નથી શામજી ગભરાયો. સાહેબનાં આવાં કોઠાં તો રોજનાં થઇ પડયાં હતાં. કઇ જાળમાં પોતાનું માછલું સપડાવાનું એની શામજીને સમજ ન પડી. પણ સમાલીને કહી નાંખ્યું "મારા ચાંદલા તો હમણાં થઇ ગયા સાહેબ !"

"પણ લગન તો બાકી છે ને...હું તને પરણાવી દઈશ. તારે પાઇનુંય ખરચ નહિ. અને જો પરણાવીને પછી સાયકલની દુકાન કરાવી દઈશ... સમજ્યો ? તારે કોઈ ચિંતા કરવાની નથી. કોઈ પોલીસ બોલીસ તો આપણા ઘર આસપાસ આંટા નથી મારતોને ? હમણાં જો કોઈ મળવા આવે તો કહેજે કે સાહેબ બહારગામ છે, સમજ્યો...! તું તારી જરાય ચિંતા કરતો નહિ, એ તો હું બધું ફોડી લઇશ."

સાહેબની છાતીમાં દુઃખાવો ઊપડી આવ્યો. "શામજી...શામજી, જા જલ્દી દાક્તરને બોલાવી આવ." શામજી દાક્તરને બોલાવવા દોડયો. સાહેબને તમ્મર આવી જતાં પથારીમાં લાંબા થઇને પડયા. નીલાની ચિઠી હજી હાથમાં જ હતી. એ હાથ છાતી માથે ખુલ્લો થઈ ગયો ને પડખે ઢળી ગયો. ચિઠી છાતી માથે જ રહી ગઈ. સાહેબ બેભાન બની ગયા. ત્યાં ડૉકટર આવ્યા. નંદુભાઇને બોલાવ્યા. ન બોલ્યા એટલે હાથમાં નાડ લીધી, ધમણની જેમ ચાલતી હતી. સ્થેટેસ્કોપ લઇને છાતીએ માંડી ત્યાં ડૉકટરની નજર નંદુભાઇની છાતી માથે પડેલી ચિઠી માથે ચોંટી રહી. ડૉકટર વાંચી રહ્યા :

"નંદુભાઈ,

છેલ્લી ઘડીએ તમારી બહેનનાં જેની સાથે લગ્ન નક્કી કરેલાં એને રસ્તેથી ખસેડીને અને જેની સાથે તમો પરણાવવાના હતા તે શંભુ સાથે તમારી બહેનના લગન કરી નાંખવા મારી ખડકેલી ચિતામાં તમે આગ ચાંપી દીધી. મારી ઓરમાન મા કહે છે કે કાં તું મરી જા, નહિ તો હું મરી જાઉં. તમારા ભાવણોને જોરે હવે જગતને મોઢું બતાવી શકું તેમ નથી. મારા જેવી કંઇકને તમે પીરસ્યો આપ્યા હશે. એટલે તમારા પ્રેમની પ્રસાદી સાથે લઇને જ જાઉં છું ને તમારા માટે એક તેજસ્વી ભાવણનો ખોરાક મૂકતી જાઉં છું. નીલા."

ચીઠી વાંચી લેતાં દાક્તર થથરી ગયા. હજી બે દિવસ પહેલાં જેને આપઘાત કરવો પડયો એના જવાબદારનું કાંડું જ પોતાના હાથમાં હતું. ડૉકટર મુંઝાઇ ગયા. પોલીસના હાથમાં આ કાંડું સોંપી દેવાથી આ ગુનો સાબીત થાય ખરો ? પણ આ થોડો બળાત્કાર છે ? તો પછી આવા દરદીને સાજો કરીને બીજી વિધવાઓ કે લલનાઓ કે પછી અનાથ સ્ત્રીઓને આપઘાત જ કરાવવાના ને ! ડૉકટરનું વિચાર ચંક્રમણ ઘડીભર ચાલ્યું ને અંદરથી અવાજ આવ્યો કે ડૉકટરનો ધર્મ દરદનો ઇલાજ કરવાનો જ પ્રથમ છે. દાક્તરે નંદુભાઇને ઈંજેકશન આપ્યું. અને શામજીને કહે : " વાંધો નહિ આવે. અર્ધા કલાકમાં ઊઠશે.

બાઘેલા જેવા બની રહેલા શામજીએ કહ્યું : પણ ઊઠીને આપઘાત...!

"નંદુભાઈ નહિ કરે." દાક્તરે અર્ધાવેણનો જવાબ આખાથી વાળ્યો.

શામજી કહે : "આ ચીઠ્ઠી ?"

દાક્તર કહે : "એ હું સાથે લેતો જાઉં છું.

શામજી કહે : "તો તો મને આપઘાત કરાવે ને ?

દાક્તર કહે : "તને અને બીજાને આપઘાત કરાવવામાંથી બચાવવાનો એ એક જ ઈલાજ અત્યારે તો લાગે છે. મુદ્દો ભલે મારી પાસે રહ્યો.



## ભૂલ્યાના ઓરતા !

ભૂલ્યાં ભૂલ્યાં રે ભડ, ભીંતડિયું ભૂલિયાં ને;
ભૂલ્યાં એનાં કોણ શોધે ભેદને રે જી ?

કોણ જાણે કેમ સાવઝડા કેસરી;
કસૂર વિનાના વેઠે કેદને રે જી ?

હાથીડા કોઇથી હાંકયા નો હાલતા;
ખેલ કરે ઈ ભૂલી ખેદને રે જી ?

લીલે આંબે લ્હેરું લેતાં પોપટજી;
પીંજરે પડી,કાં ભરે પેટને રે જી ?

વાસુકી વસમા, વખડાના દરિયા;
વાદીડા કાજે કરે વેઠને રે જી ?

શૂરા સમરથ મોટા, સંગ્રામો ખેડતા;
સો સો સલામું ભરે શેઠને રે જી ?

જ્ઞાની વિજ્ઞાની આલ આંગળિયાં ખૂંદનાર;
વિદ્યા વેચે ને વેચે વેદને રે જી ?

ચેતો ગુરુ, ચેલો મછંધર વિનવે;
ભૂલી લજવો કાં ગોરખ ભેખને રે જી ?

ભૂલ્યા ભૂલ્યા રે ભડ ભીંતુ રે ભૂલિયા;
ભૂલ્યા એના શોધો શાણા, ભેદને રે જી.

જયંતીલાલ દવે.

# રેશમિયા ભેડાના દુહા : એની વાતો ને વીજાણંદ ભાંચળિયો

જયમલ્લ પરમાર

'રેશમિયા ભેડાના દુહા વીજાણંદ ભાંચળિયાની પત્નીએ કહેલા કે કેમ' એ ચર્ચામાં ધાર્યા કરતાં ઘણા બધા વાચકો અને મિત્રો રસ લઈ રહ્યા છે. કેટલાક પત્રો પણ આવ્યા છે. એમાંથી રેશમિયે ભેડે જે ભાડેર વસાવ્યું કહેવાય છે ત્યાંના શ્રી બાબુભાઈ પરમારનો એક પત્ર છે. અને રેશમિયા ભેડા ઉપર દિલ્હીના શાહની શાહજાદી મોહે છે એવી વાત એમાં છે. એ પત્રનો બીજો મુદ્દો શિકારે નીકળેલો રેશમિયો મધગિરમાં ચારણના નેસમાં રાત રોકાય છે ને વળતી વખતે બેનને કાપડું કરવાનું કહે છે અને પોતે ભાડેર જાય છે. દુકાળ પડતાં બેન ભાડેર આવે છે ને ઘોડો ધમારતો રેશમિયો બેન ઓળખે છે કે નહિ એ માટે રેશમિયો પાછો થયાનું જણાવે છે વગેરે વિસંગત વાતો એમાં છે. પછી શાહજાદીના લશ્કર સાથે જ્યાં ધીંગાણું થયેલું તે જગ્યા 'ભેડારણ' તરીકે હજુ ઓળખાય છે તેમ જણાવે છે. શ્રી. બાબુભાઈના પત્રમાં ચર્ચાને ઉપકારક કોઈ નવો મુદ્દો નથી

બીજો પત્ર ઢાંકથી શ્રી. કલાભાઈ ગઢવીનો છે. શ્રી. કલાભાઈ પોતાના ચોપડાના આધારે જણાવે છે કે બાલાગામના માણસુર ભાંચળિયાની પુત્રી કચ્છ વાગડમાં પરણાવેલ. તેમના માથે મહાન દુઃખ પડેલ. રેશમિયા ભેડાનાં મા-બાપ નાનપણમાં ગુજરી ગયેલ, તેને માણસુર ભાંચળિયે મોટો કરેલ. જાહલની જેમ આડેથી દૂધ પીવરાવીને ઉછેરેલ. વખત જતાં રેશમિયાનો દિવસ વળ્યો. હાલ પણ બાલાગામ પાસે રેશમિયાનો ટીંબો છે. વળી કચ્છ વાગડથી આઈ રેશમિયા ભેડા પાસે દુકાળ વરતવા આવે છે ને પછી મૂળ કથા જે કહેવાય છે તેની જ કથા ને દુહા શ્રી. કલાભાઈ ગઢવીના પત્રમાં છે. એમના પત્રમાંથી વિશેષ વાત એટલી છે કે રેશમિયા ભેડાના મરશિયા ગાનાર આઈ કોઈ ભાંચળિયાનાં પત્ની નહિ પણ માણસુર ભાંચળિયાનાં દીકરી થાય. અને રેશમિયા ભેડાનું વધુ એક ઠેકાણું મળે છે તે ઘેડ પંથકના બાલાગામ પાસેનું. શ્રી. કલાભાઈ ગઢવી લખે છે કે બાલાગામને સીમાડે રેશમિયો ભેડો તથા આઈના પાળિયા છે. કેટલાક તેમને આઈ ગઢવાણા આઈ કહે છે. તેમનું નિશાન ઘેડ-સાંડા ગામને કહે છે.

રેશમિયા ભેડાનું પહેલાં ચોટીલા પાસેનું રેશમિયા, પછી રેશમિયા ગાલોળ, પછી ભાડેર અને હવે બાલાગામ પાસે રેશમિયો ટીંબો એમ ચાર સ્થળ મળે છે. અત્યારે 'રેશમિયા' અને 'ભેડા' નામક સ્થળોની ચર્ચામાં ઊતરવું અપ્રસ્તુત છે. જેમ વીજાણંદ ભાંચળિયા એકથી વધુ હોય તેમ રેશમિયા ભેડા પણ એકથી વધુ થયા હોય. અને જેટલાં રેશમિયા નામક સ્થળો છે તે બધાં જેના મરશિયા કહેવાય છે તે રેશમિયા ભેડાના નામે ચડી ગયાં હોય તેવું પણ બને. જેના નામનાં મહત્ત્વ અને પ્રતિષ્ઠા વધુ હોય એવી વ્યક્તિઓને નામે એવાં સ્થળો અને અનેકવિધ વાતોના ચગા ચડતા જ આવે છે.

અત્યાર સુધી રેશમિયા ભેડાના જે મરશિયા પ્રસિદ્ધ હતા તે મરશિયામાં રહેલી વાત એટલી જ છે કે એક વિધવા બાઈ કે આઈ પોતાના છોરુડાને લઈને રેશમિયા ભેડા નામના પોતાના ભાઈ (પછી ધર્મનો માનેલો હોય) પાસે દુકાળ વરતવા આવે છે. એ જ ટાણે ભાઈના મૃત્યુના સમાચાર મળે છે ને બાઈ કાળું કલ્પાંત કરી મરશિયા ઉપાડે છે. લગભગ અગિયારેક દુહા કહેવાતા હતા, એમાં બીજી કોઈ વાત નથી. ત્યારે શ્રી રતુભાઈ રોહડિયા જે દુહા લાવ્યા તેમાં તો પાઠાંતર રહેલું છે. એમાં વીજાણંદ ભાંચળિયો ખુદ પોતાની કથની કહે છે ને બન્ને માણસ રેશમિયા ભેડા પાસે જાય છે. એટલે કે કોઈ વિધવા નહિ પણ સધવા જાય છે.

શ્રી. રતુભાઈ રોહડિયા ખૂબ ખેલદિલ બનીને પોતાના કેટલાક તર્કનું નિરસન કરતું એક વિસ્તૃત નિવેદન લઈ આવે છે. ત્યારે જેમના લેખમાંના ઉલ્લેખ ઉપરથી આ ચર્ચા ઉદ્ભવી તે શ્રી. મૂળુભાઈ પાલિયા "ઘોડો મૂવો ઘર ગિયાં" એ દુહાના અર્થ સાથે પોતાની વાત યથાર્થ હોવાનું સમર્થન લઈ આવે છે. પ્રથમ આપણે શ્રી. રતુભાઈ રોહડિયાનું નિવેદન જોઈએ, ત્યારબાદ શ્રી. મૂળુભાઈનો પત્ર જોઈએ.

હવે શ્રી. રતુભાઈ રોહડિયાનો પત્ર જોઈએ :

દરમિયાન આ ચર્ચામાં રસ લેતા સૌનું રેશમિયા ભેડાના એક દુહા ઉપર ધ્યાન દોરવા રજા લઉં છું. એ દુહો છે :

ભલકિયું ભેડા ! કણુસિયું કાળજ માંય;
રણું રેશમિયા, વીંધિયું વાગડના ધણી.

આ દુહામાં રેશમિયા ભેડાને વાગડનો ધણી કહ્યો છે. મેઘાણીભાઈએ એનો અર્થ "વાગડીઆ શાખના આયર" એવો કર્યો છે. પણ એ અર્થ એટલો સુસંગત નથી લાગતો. સંભવ છે કે રેશમિયા ભેડાના પૂર્વજોના અગર એના પોતાના જ મોભા–દરજ્જાની સમૃદ્ધિ અને સ્થળ–સૂચક એ શબ્દ વપરાયો હોય. એ જ રીતે શ્રી. રતુભાઈ રોહડિયાવાળા દુહામાં 'ભેડારાય' કહીને માંડળિકો સાથે સરખાવ્યો છે.

હવે શ્રી રતુભાઈ રોહડિયાનો પત્ર જોઈએ :

મુ. શ્રી. જયમલ્લભાઇ,

'વીજાણંદ ભાંચળિયા રચિત રેશમિયા ભેડાના મરશિયા' વિષે મારી ભૂલ સ્વીકારી લઉં. સાથે એ પણ સ્વીકારી લઉં છું કે વીજાણંદ ભાંચળિયો અત્યાર લગી તો દંતકથાનું જ પાત્ર છે.

'મરશિયા'માં વીજાણંદ પોતે સપત્નીક ભેડા પાસે આવ્યાનું કહે છે. જ્યારે મેં ચારણને એકલી ભેડા પાસે દુકાળ વરતવા આવ્યાનું જણાવ્યું છે. એ મારી ભૂલ છે. જો દુહાના અર્થો આપ્યા હોત તો એ ભૂલ નીવારી શકાઈ હોત. દુહાના અર્થ નીચે પ્રમાણે આપું છું.

બોલે બેને બિયાં, વાંકાં એકણી વારમાં;
મેહલાએ મૂકયાં, રે હાલિયાં રેશમિયા...૨

( એ રેશમિયા, અમારા પતિ પત્ની વચ્ચે કોઈક વાતમાં મન દુઃખ થતાં વાંકું પડી ગયું. અને વરસાદે પણ નિરાધાર કરી મૂકયાં, એટલે અમે સપરિવાર ચાલી નીકળ્યાં. )

મારે તે સરે અમારે, માગણુને મેલી મૂઓ;
કિહીં જાશું કરતાર, રડવડતાં રેશમિયા...૨

( અમારે માથે પોતાના મરણનો–કારમો ઘા મારીને અમને યાચકોને નિરાશામાં નાખીને ભેડો મર્યો. એ ભગવાન, એ રેશમિયા ! હવે અમે અથડાતાં કુટાતાં કયાં જઈશું ? અર્થાત આશરાનું બીજું ઠેકાણું નથી. )

ડુંગર ડળિયો નાંહ, ઓભત ઉખાણું ગ્રિયું;
ભેડા ભોં મૂકાંહ, સમંદ્ર ન ફાટયો સૂરઉત...૩

( એ સૂરના પુત્ર, ભેડા ! નિંદા–અપયશ તો તારે માટે સમસ્યારૂપ થયાં, તું તો સદા ડુંગર સરખો અડોલ જ રહ્યો. રે, રેશમિયા ! તારા આ લોક તજવાને કારણે સાગરે માઝા કાં ન મેલી ? )

આ દુહામાં વીજાણંદ પોતે સાંભળેલી રેશમિયા વિષેની ઉડતી વાતનો "ઓભત–ઊભત શબ્દ વડે ઉલ્લેખ કરે છે. 'ડુંગર ડળિયો નાંહ' એ વાક્ય વડે એ નિંદા ખોટી હોવાનું અને રેશમિયો અડોલ–નિષ્કલંક હોવાનું કહે છે. સંભવ છે. એ ઉડતી નિંદાત્મક વાત કાનજીભાઈની વાર્તાની સુગાની કે શાહની બેટી સાથે પરણવાની વાત પણ હોય.

તું જાયો જશ રાત, રાતી સો ધંન રેશમિયા;
મંડળિક બીજા માત્ર, ઊઇએ આવે વૃથે...૪

(એ રેશમિયા ! તું જનમ્યો એ રાત્રી ખરે જ યશદાયી હતી, એથી એ રાત્રીને ધન્ય છે. બાકી બીજા રાજાઓ તો આ પૃથ્વી પર વ્યર્થ જ આવ્યા છે.)

પાળાં પજ્યું ન જાય, પરહુણા કોયે પૂગે નહ;
લભ સે ભેડાં રાય ? આડાં રણ ભરિયાં રેશમિયા ....૫

( એ ભેડા આહીરોના રાજા રેશમિયા, અમે વાહન વગરનાં પાળાં છીએ, લાંબે-કચ્છમાં જવાનું

હોવાથી અમે પગપાળાં ચાલી શકીએ તેમ નથી. વળી એટલે દૂર કોઈ પગપાળાં જઈ શકે પણ નહીં, કેમકે આખું રણ પાણીથી ભરાઈને પડયું છે. અને હવે દાતાર એવો ભેડા આહીરોનો રાજા એવો તું પણ અમને ક્યાં મળવાનો હો ? આમ અમે ઘોર નિરાશામાં દટાઈ ગયાં છીએ. )

હવે દુહાઓ પરથી હકીકત તારવીએ :

પ્રથમ દુહો કહે છે, તે પ્રમાણે વીજાણંદને પત્ની સાથે મનદુઃખ પણ થયું હશે, દુષ્કાળ ય પડયો છે. હવે રેશમિયો ભેડો વીજાણંદની પત્નીનો આપ્તજન-ધર્મનો ભાઈ જ હશે. નહીં તો પોતાના સંસારનાં આવાં ગૂઢ રોદણાં પરાયા પાસે વીજાણંદ ગાય જ કેમ ? 'હાલિયાં' શબ્દ પણ સમૂહ વાચક છે. એટલે સ્પષ્ટતા થાય છે કે આખું કુટુંબ આશરો માગવા અને કૌટુંબીક મન દુ ખનો નિવેડો કરાવવા રેશમિયા ભેડા પાસે આવ્યું હશે.

બીજા દુહામાં રેશમિયા ભેડાના અવસાનને કારણે પોતાને થયેલ નિરાશાનો વજ્રઘાત વર્ણવતાં વીજાણંદ શોક કરે છે. સાથે 'માગણને મેલી મૂઓ !' એ વાક્ય વડે સ્પષ્ટ સૂચવે છે કે રેશમિયો ભેડો આહીર જ છે. કારણ ચારણ ચારણ માટે માગણ નથી પણ ચારણ આયર માટે માગણ છે.

ત્રીજા અને ચોથા દુહામાં રેશમિયા ભેડાનાં યશોગાન અને અવસાન માટે શોક છે. સાથે બીજા ક્ષત્રિયો (મંડળિકો) કરતાં એના જીવનને સાર્થક ગણીને રેશમિયાને પણ ક્ષત્રિય (આહીર) જ ગણ્યો છે. જો રેશમિયો ક્ષત્રિય (આહીર) ન હોત તો કવિએ 'મંડળિક બધા માત્ર' એટલે બધાય ક્ષત્રિયો એવો જ વાક્ય પ્રયોગ કર્યો હોત પણ અહીં તો 'મંડળિક બીજા માત્ર' કહીને એક રેશમિયા ક્ષત્રિય સિવાયના બીજા ક્ષત્રિયોનાં જીવનને કવિએ વ્યર્થ ગણાવ્યાં છે. આમ રેશમિયો ક્ષત્રિય-આહીર જ છે.

પાંચમાં દુહામાં વાહન, અશ્વ વગરની પોતાની કારુણ્ય સ્થિતિ, પોતાને કરવાનો લાંબો પંથ, અને રસ્તામાં પાણીથી ભરાયેલાં-ઉલંઘવામાં દુઃખદાયક-રણનો ઉલ્લેખ કરીને પોતે કચ્છમાંથી આવેલ છે, અને પાછા કચ્છમાં જ જવાનું છે એ વાત વીજાણંદ ભાંચળિયો કહે છે, સાથે વલોપાત છે કે ભેડા જેવો દાતાર હવે બીજે ક્યાં મળશે ? 'આડાં રણ ભરિયાં રેશમિયા'એ ચરણ સ્પષ્ટપણે કચ્છનો જ ઉલ્લેખ કરે છે. આજે યે સૌરાષ્ટ્ર કચ્છ વચ્ચે રણ પડયું જ છે.

સ્વ. શ્રી મેઘાણીભાઈએ આપેલા રેશમિયા ભેડાની વાતના એક મરશિયાનો આપે ઉલ્લેખ કર્યો છે. જે આ છે:

ઘોડો મુવો ઘર ગિયાં, મેલ્યાં મેવલીએ;
રખડી રાન ચિયાં, ત્યાં રોળ્યાં રેશમીએ.

આ દુહામાં 'ઘોડો મુવો' એ વાકયનો અર્થ સ્વ. શ્રી મેઘાણીભાઈએ "ઘોડા જેવો મારો પતિ મરણ પામ્યો." એમ કર્યો છે. પણ વાસ્તવમાં ચારણ્ય પતિ નહીં પણ ઘોડો જ મર્યાનો વિલાપ કરે છે. પતિનો નહીં. 'ઘોડો મુવો' એ વાકય પણ સ્પષ્ટતાથી જ કહે છે કે અશ્વમુવો છે, માનવી નહીં.

એ જમાનાની પરિસ્થિતિનો વિચાર કરીએ તો આજના જેવી વાહન વ્યવહારની કે રસ્તાની સુવિધા ત્યારે હતી નહીં. ઊંટ, ઘોડાં, પોઠિયા ગાડાંએ એ જમાનાની વાહન વ્યવહારની મૂડી હતી. એના પર માનવી નભતાં જ્યારે વીજાણંદ ભાંચળિયો અને એનાં પત્ની કચ્છમાંથી નીકળ્યાં હશે ત્યારે કાંઈ પહેરેલ લુગડે જ નહીં નીકળ્યાં હોય, કુટુંબમાં પતિ પત્ની સાથે બાળકો પણ હશે. પાથરવા ઓઢવા માટે થોડો ગોદડાના ગાભા પણ લીધા હશે ! બે-ચાર ચીથરા અંગ ઢાંકવા માટે બાચકે બાંધ્યાં હશે, વાટમાં રાંધવા ચીંધવા માટે એક બે ઠીકરાં-માટીનાં ઠામ પણ જોઈએ જ. પાણી પીવા ચામડાની મશક (સંધારી) પણ સાથે લેવી જ પડે. કૂવામાંથી પાણી સીંચવા દોરડું ડોલ પણ જરૂરતું જ. આ બધી ઘરવખરી ખાંધે ઉપાડીને શું કચ્છથી ઠેઠ પાંચાળ લગી પગપાળો પ્રવાસ શક્ય ખરો, અને એ પણ બાળકો સાથે લઈને ? વાસ્તવિકતા એ છે કે એ બધો સામાન ઉપાડવા અને ટાબરિયાંને બેસાડવા એક ઘોડું પણ જે સંપત્તિમાં છેલ્લું હશે તે લીધું હશે ! અને એ

પ્રવાસના રઝળપાટના સુખ દુઃખના સાથી ઘોડાનું વાટમાં મરણ થતાં ચારણઆઈએ આઘાત અનુભવ્યો હશે. આજે ય માલઢોરના મોત માથે માનવીઓને આંસુ સારતા આપણે ક્યાં નથી જોયા? એ જ વાતને (પાંચાળમાં આવતાં ઘોડો મરવાને કારણે પોતાનું કુટુંબ પગપાળું–વાહન વગરનું થઈ ગયું છે) વીજાણંદ ભાંચળિયો પણ પાંચમા દુહામાં વણી લેતાં કહે છે જ "પાળા પળ્યું ન જાય પરહુણા કોયે પૂગે નઈ."

અને પંથની વિકટતા પણ કહી છે "આડાં રણ ભરિયાં રેશમિયા".

વળી ડિંગળી ભાષામાં આજ દિવસ લગી મેં ક્યાંય 'ઘોડા' શબ્દને પતિના અર્થમાં વપરાતો જોયો જ નથી.

એટલે જ રેશમિયાના મરશિયા ગાતા પોતાનું દુઃખ વર્ણવતા ચારણઆઈએ છેલ્લું છેલ્લું ઘોડો મર્યાનું દુઃખ પણ બીજાં દુઃખો સાથે રોઈ લીધું લાગે છે.

સંભવ છે. વાર્તાકારે વાર્તાને વધારેમાં વધારે કારુણ્ય ઘેરી બનાવવા ચારણઆઈને વિધવા બનાવ્યા હોય. અથવા વાર્તાના લોકમુખે રઝળપાટમાં સધવાને વિધવા બનાવી દીધેલ હોય. અને પછી દુહામાં એ ચારણ નારીના વિધવાપણાનો પતો ન મળ્યો હોય, એથી વાર્તાકારે 'ઘોડો મૂવો' એ વાક્યને 'પતિમૂવો' એ અર્થમાં લીધું હોય. પછી મેઘાણીભાઈ પાસે એ જ અર્થ સાથે દુહો વાર્તા કહ્યાં હોય, અને મેઘાણીભાઈએ એ વાર્તાને જેમની તેમ રજૂ કરી દીધી હોય. તેથી જ 'પાખાણું' શબ્દ માફક 'ઘોડો મૂવો'નો પણ ગોટો થઈ ગયો હશે.

બૈજુ બાવરા અને વીજાણંદ વિષેની ભેદરેખા વિષે કશું કહેવું નથી. પણ એ વિષેના મારા તર્કની માન્યતા ફિલ્મ નહીં પણ શેણીના જીવન વિષેની એક અપ્રગટ એવી બીજી દંતકથા છે. જે દંતકથામાં શેણી પ્રેમીકા નહીં પણ દેવી બની છે.

આ દંતકથા શેણી વિષેની બીજી માન્યતાનો ઈશારો શ્રી મેઘાણીભાઈએ પોતાનાં એક પુસ્તક ઘણું કરીને 'પરકમ્મા' અથવા 'સોરઠને તીરે તીરે'માં કર્યો છે. ત્યારે શ્રી. મેઘાણીભાઈ ગોરવિયા ગોત્રના ચારણોને મળીને શેણી વિષે પૂછે છે ત્યારે ચારણો મેઘાણીભાઈ પાસે શેણીને પ્રેમીકા નહીં પણ દેવી હોવાનું કહે છે.

એ જ રીતે શ્રી પિંગળશીભાઈ પાયક જેવા વિદ્વાને પણ પોતાના તંત્રીપદેથી પ્રગટ થતા ભૂતકાલીન 'ચારણ' દ્વિમાસિકમાં પણ શેણીના જીવનની બીજી દંતકથા હોવાનું કહ્યું છે. અને સ્વ. શ્રી કિશોરસિંહ બારહઠ્ઠે મહાગ્રંથ 'વંશભાસ્કર'માં વિસ્તૃત રીતે ચારણોનો ઈતિહાસ આપ્યો છે. એમાં પણ શેણીની વાતનો ઉલ્લેખ ચારણ દેવી લેખે જ દેવીઓનો ઈતિહાસ પ્રકરણમાં આપ્યો છે.

કેટલાંક વર્ષ પહેલાં હું મુંબઈ ગયેલો ત્યારે ત્યાં મુંબઈના મારવાડી સમાજની એક 'રાજસ્થાન વિશેષાંક' પત્રિકા હાથ આવેલી. જેમાં પણ શેણી વીજાણંદની મારવાડી પાઠાંતરવાળી વાત હતી. એ વાતમાં વીજાણંદે મિયાં તાનસેનને હરાવ્યાની વાત પણ હતી, આજે તો એ પત્રિકાનું નામે ય ભૂલી ગયો છું. પણ વાંચેલ હકીકત યાદ છે.

શેણી વિષેની બીજી દંતકથા મેં મારાં માસી શ્રી વીરબાઈ મિશણ પાસથી સાંભળેલી તે ટૂંકમાં આમ છે.

શેણી જુવાન થઈ. માંગા પર માંગા આવવા લાગ્યાં, પણ શેણી પરણવાની ના પાડીને ભક્તિમાં પડી ગઈ. ઘણું દબાણ થયું ત્યારે શેણીએ એક કાળમીંઢ તોતિંગ ખડક બતાવી કહ્યું :

"જે કોઈ ચારણ આ પાણામાંથી પાણો તોડયા વગર પાણી કાઢી બતાવશે તેને હું પરણીશ."

અને લાગે સમયે એક જુવાન આવ્યો. સંગીતના અલાપ છેડી તેણે એ કાળમીંઢ પથ્થરમાંથી જળ પ્રગટાવીને ખળખળ વહેતું કર્યું. એ હતો વીજાણંદ.

પછી પોતાનું સંસાર ન માંડવાનું મનોમન લીધેલુ વ્રત અને મા–બાપને દેવાયેલ બોલને પાળવા

મારે આવતે ભવે વીજાણંદને વરવાના કોન દઈને શેણી હેમાળે ગળી

આ આઠી પાતળી લોકમાન્યતાઓ મારા તર્કનો પાયો હતી

બાકી આપના વીજાણંદ અને શૈણી બાબરા વિષેના મત સાથે હું મળતો થાઉં છું કેમકે દંતકથા અને ઈતિહાસ બન્ને જુદા છે'

હવે શ્રી મૂળુભાઈનો પત્ર જોઈએ

મુ શ્રી જયમલભાઇ,

'ઊર્મિનવરચનાના જાન્યુઆરી અંકમાં આવેલા મારા ખાભીઓ જુવારવાના લેખમાં રેશ મિયા ગામ અને રેશમિયા ભેડાની વાતનો ઉલ્લેખ છે એના ઉપરથી શ્રી રતુભાઈ રોહડિયાએ જે ચર્ચા ઉપસ્થિત કરી છે તે વાચી આપે એ ચર્ચાને ઊચા ધોરણ ઉપર મૂકી આપી છે તે જોઈને રાજી થયો હવે મરશિયાના મર્મ ભેદી શકનારાઓના ધ્યાનમા એક હકીકત મૂકવા રજા લઉં છુ તે મરશિયો નીચે મુજબ છે

**ઘોડો મૂવો, ઘર જિયા, મલ્યા મેવનિયે,**
**રઝળી રાન થિયા, (ત્યાં તો) રોવા રેશમિયે**

સ્ત્રીઓ પોતાના પતિનું નામ નથી લેતી હોતી પણ દરેક કોમમાં ધણીની શાખનુ સંબોધન કરે છે એ રિવાજ હજી પણ ઘણે સ્થળે પ્રચલિત છે ત્યારે આ દુહામાં આપેલા ઘોડા શબ્દનો અર્થ આપણે જોઈએ

અમારા ચારણોમાં અગરવચ્છા (નેસાઈ) ચારણો જે Nomedic–શ્રમણશીલ જિંદગી જીવી રહ્યા છે તેમા એક 'ઘોડા' શાખ છે આ 'ઘોડા' ચારણો આજપર્યંત અગરવચ્છા ચારણોની નાતમાં ટીલાત પદ ભોગવે છે આ ઘોડા શાખના ચારણો એટલે સુપ્રસિદ્ધ ચારણ ઘોડજીના વંશજ

આ ઘોડજીનો થોડો ઈતિહાસ આપુ તો અસ્થાને નહિ ગણાય

કચ્છના મહાન રાજવી લાખાનો બાપ તે ફૂલજી એના ઉપરથી લાખો ફૂલાણી કહેવાયો આ લાખાનો જનમ થનાર તે જ દિવસે સિંધમાં પીરાણી પાટણ ઉપર ફૂલજીએ અને એના સુપ્રસિદ્ધ ચારણ મિત્ર સાબાએ ચડાઈ કરીને પીરાણી પાટણ ભાંગેલુ ત્યારથી કહેવત પડી છે કે

**જે દી લાખો જલમિયો, ધરપત કાછ ધરા**
**પીરાણી પાટણ તણા, કોઠા લોટ કરા**

એવી જ રીતે સાબા ચારણને ત્યા પણ પુત્ર જન્મ થયો તેનુ નામ માવલજી પડયુ એનો પણ દુહો કહેવાય છે કે

**જે દી માવલ જલમિયો મોતીએ ઝૂઠામે**
**સિદ્ધ ચોરાસી ચળિયા, લોભે લાગ્યા તે**

લાખો ફૂલાણી કહેવાણો અને માવલ સાબાણી કહેવાણો માવલ સાબાણીને લાખા ફુલાણીએ પોતાના દસોદી બનાવ્યા લાખા ફૂલાણી જેવી જ પ્રસિદ્ધિ માવલ સાબાણીની છે પરલે દાતાર નિવડેલો ૧૬૦૦ કન્યાઓને કન્યાદાન દીધેલા ચાર દીકરીઓના લગ્ન લીધા ત્યારે બાર માસ વિવાહ રાખેલ ચારણોના સાડા ત્રણ પાડાને ઉજાળનાર માવલ સાબાણીને રવરાય માતાની આસ્થા હતી આ રવરાય અથવા રવેચી માતાનું થાનક કચ્છના રાપર તાલુકાના રવ ગામની આથમણી સીમમા રણની કાંધી ઉપર છે આ થાનકની વઢીઆરી પાંચસો ગાયો "જાનડી"ને નામે સંબોધાય છે એટલે કે એના વાછડાના ગોધલા ન કરાય એ ગાયાની છાશ પણ ન થાય દહીં દૂધ જાનાનુ તથા લોકોને જમાડી દવાય

આવા સમર્થ ચારણ માવલ સાબાણીનો પ્રતાપી પુત્ર તે ઘોડજી આ ઘોડજી બહુ જોરાવર અને મદમસ્ત હતો એકવાર એને લાખા ફુલાણીના ભત્રીજા મૂળરાજ સાથે ધીંગાણુ થયુ વાત સાવ નાનકડી પણ મોટી બની ગઈ કોઈ કુંગરની ગાળીની કે પછી વાડીઓની ગાળીની જગ્યામાં મૂળરાજ અને ઘોડજીના ઘોડા સામસામા આવી ગયા બેમાથી એકેય પક્ષે ઘોડા ન તારવતા બાટાઝૂટ બોલી ધીંગાણુ થયુ એમા ઘોડજીએ મૂળરાજને બાંધીને રઝોળીટો કરી આળોટતો મૂકયો, અને ઘોડજીના ઘોડા હાનતાથયા

આ ધીંગાણાની ફરિયાદ લાખા ફુલાણી પાસે પહોંચી. એણે માવલ સાબાણીને ઠપકો દીધો. માવલે ઘોડજીને દેશવટે જવા કહ્યું.

ત્યારે ઘોડજી કહે : "બાપુ ! તમારે કચ્છ તો અમારે અવર કચ્છ." એટલે કે કચ્છ સિવાયનો બીજો બધો મુલક પડયો છે. આમ કચ્છ છોડી ઘોડજી ચાલી નીકળ્યો. તેની સાથે કુટુંબ કબીલા સાથે ગુજરીઆ સોમાત ગુંગડા વગેરે શાખાના ચારણો કચ્છ છોડી બરડામાં કાનમેરા ડુંગરે આવીને વસ્યા. તે ઉપરથી તેઓ અવરકચ્છાને નામે હજી સુધી ઓળખાય છે. એ શબ્દ અપભ્રંશ થઈને આજે અગરવચ્છા ને અગરબચ્છા તરીકે બોલાય છે.

આ અગવચ્છા સ્થિર થઈને ઓછા રહ્યા છે. માલમાં ભેંસો જ રાખે છે ને ભ્રમણશીલ હોતાં જ્યાં જાય ત્યાં ઝૂંપડાં બાંધીને રહે છે. ઘોડજીના વંશના આ ઘોડા શાખના ચારણો હજી અગરવચ્છા ચારણોના નાતમાં પટેલ કે ટીલાત જ રહેતા આવ્યા છે. આ ઘોડા ચારણો મરણીઆ ને શૂરવીર રહેતા આવ્યા છે.

આ માવલનો નેસ અંજારના ઓતરાદે પાદર તળાવથી ઊગમણીકોર આંબલીઓના જૂના ઝુંડમાં હતો. આ ઝુંડની ઊગમણી બાજુ અડીને જ જેસલ તોરલની સમાધિઓ છે. આ અગરવચ્છા ચારણો પોતાને 'માવલીઆ' પણ કહે છે ને કચ્છના બની પ્રદેશમાંથી ઉચાળા ભરીને આવતા રહ્યા હોવાનું પણ જણાવે છે.

જામનગરથી ઉગમણા ચાર ગાઉ ઉપર વીજરખીનું તળાવ છે. તેના ઉપલે ભાગે ઝુંડપાટ નામની નદીને કાંઠે ઘોડા ચારણ મેરામણ કાનરવનો નેસ છે. આ મેરામણ પણ હાલમાં નાતનો પટેલ છે. દોઢસો બસો માથાળિયું ભેંસુંના ખાડાનો ધણી છે. એની છાપ હંમેશ જામનગર દૂધની ખેપ કરવા આવે છે. આમ મેરામણ ઘોડો પ્રસિદ્ધ વ્યક્તિ છે.

આવા કોઈ ઘોડા ચારણની ધરવાળી દુકાળ ઊતરવા કચ્છથી કાઠિયાવાડમાં આવેલ હશે અને ધર્મના માનેલ ભાઈ રેશમિયા ભેડાના મૃત્યુના સમાચાર મળતાં કારમું કલ્પાંત આદર્યું હશે, ને બધાં દુઃખ ભેળાં થતાં ઝૂરી ઝૂરીને મરેલ હશે. એટલે "ઘોડો મૂવો, ઘર ગયાં, મેલ્યાં મેવલિયે." એનો અર્થ મારો ધણી ઘોડો [શાખ] મૂવો. વળી ઘર ગયાં અને મેલ્યાં મેવલીએ એટલે કે પાછો દુકાળ પડયો. કઢારે કેટલા દી કઢાય ? પછી રાન રાન રઝળી પડયાં. હે રેશમિયા ? તારે ભરોસે દુઃખ તાગવા આવ્યાં ત્યાં તું સ્વર્ગે સીધાવી ગયો – એટલે કે તારા મૃત્યુએ અમને રોળી નાખ્યાં. આશાહીન અમે ભાંગી પડયા.

આમ ધણી પાછો થયો. દશા પલટી ને ઘરબાર રહ્યાં નહિ. એમાં દુકાળ પડયો ને તારે ભરોસે દુકાળ તરવા આવતાં તારા મૃત્યુએ અમને રોળી નાખ્યાં.

આમ એ દુહાનો અર્થ હું સમજ્યો છું.

**ઘોડો મૂવો, ઘર ગિયાં, મેલ્યાં મેલલિયે;**
**રઝળી રાન થિયાં, રોળ્યાં રેશમિયે.**

જેના આધારે જીવવા આવેલાં એ આધાર જ ન રહેતાં આઈ, એનાં છોરૂડાં ને જો કાંઈ ડોબાં પાડરડાં બચ્યાં હોય તો તે ભૂખે દુખે નાશ પામે એ સ્વાભાવિક છે. એવા દુકાળમાં મા વિયાને સાંઢે નહિ ત્યાં બીજાં કોણ નભાવે ? અંગ્રેજોના અડાભીડ જમાનામાં એકલા બંગાળમાં જ પચીસ ત્રીસ લાખ માણસો મરણને શરણ થયેલાં તે તો આપણી સાંભરણની જ વાત છે.

આવા બનાવોમાંથી માણસો દ્રષ્ટાંતો ઉપજાવતા આવ્યા છે. વિક્રમ રાજાએ જીવવા માટે કાગરો ખાધો કહેવાય છે. પછી કાગડો ખાધો કે નહિ તે કોને ખબર છે ? પણ જીવવા માટે માણસ બધું કરે, પછી ભલે વિક્રમ જેવા મોટા પરદુઃખ ભંજન ભૂપ હોય. એવાં દષ્ટાંત આપવા સૌથી મોટા માણસનું નામ અપાય છે. એમ રેશમિયા ભેડા જેવો માણસ દુષ્કાળના કપરા દિવસોમાં ધરમની માનેલી બેન અને એનાં છોરડા–પાડડાં જોઈને ઝઝૂી ગયો એવું દષ્ટાંત એના મરશિયા સાથે પણ જોડી દેવાયું હોય. પછી એવાં દષ્ટાંતોને નદી, પહાડ, પર્વત, ધાર ઢોરા કે ઝાડ પાણા સાથે જડી દેવાનું આપણે ત્યાં નવું નથી. એથી એની યાદ ચિરંજીવી બની રહે છે. દરેક જાણીતા સ્થળ સાથે કોઈ ને કોઈ વાત જોડાયેલી હોય છે. ચોટીલા પાસેના રેશમિયા ગામ સાથે અને ધાર ઉપરના પત્થરો સાથે આવી વાત જોડાયેલી છે, એનો જ નિર્દેશ મેં મારા જાન્યુઆરી અંકના 'ઊર્મિ'માંના લેખમાં કર્યો છે.

મૂળુભાઈ પાલિયા

# બુધવાર ( એક હળવું પ્રહસન )

જયમલ્લ પરમાર

[ઝાંખું છતાં સફાઇબંધ ઘડીવાળું ધજાસ પાટલીનું ધોતિયું, જરીપુરાણો બંધ બટનનો લાંબો કોટ, ખભે દુપટ્ટો, માથે જોશી મહારાજની પાઘડી, બગલમાં પોથી, હાથમાં ટીપણું, ગળામાં માળા, માળામાં અંબાજીનું મોરું, કપાળે કંકુનો મોટો ચાંદલો, પગમાં ઓખાઈ ખાસડાં ને આંખે રૂપેરી પાતળી સળીની ફ્રેઈમવાળા ચશ્મા ધારણ કરેલા જોશી મહારાજ એક કસ્બાતી ગામની એક ફળીમાં દાખલ થાય છે]

જોશી મહારાજ :- બાઇયું, બોનું ! જોશ જોવરાવો, કોઈ નસીબ પરખાવો. બેચરાજીના બેરા બ્રાહ્મણ આવ્યા છે. જાણ્યા જોશી આવ્યા છે. જોશ જોવરાવો. નસીબ વંચાવો કોઈ.

[મહારાજનો અજાણ્યો અવાજ સાંભળીને કૂતરાં ભસે છે.]

જોશી મહારાજ :- અરે હઈડ, હઈડ! સત્યાનાશ જાય તારૂં ? બેચરાજીના બેરા બ્રાહ્મણને ભસે છે ? કયે ભવે તારૂં સારૂં થશે ? હઈડ!

[અવાજ સાંભળીને એક બાઈ સામે આવે છે]

લાખુબાઇ :- આવો આવો મારા'જ. મારા રોયા કુતરાઉવે રાજ વાળ્યાં સે. માણુહ હડકાયાં થ્યાં એટલે સુધરાઈ વાળાઉએ કૂતરાંને મારવાનું સોડી દીધું સે.

[લાખુબાઇ મહારાજને ચાકળો નાખી દયે છે.]

લાખુબાઈ :- અરે કયાં મરી ગયાં વાલી, સંતોક, છબી, રાધુ, જડી, વજી, સમુ, રાજી? એ આવો સૌ. બેચરાજીના બેરા ભરામણ આવ્યા સે.

[એક પછી એક બૈરાં આવે છે. બધાં મહારાજની આસપાસ બેસે છે]

સંતોક :- એલી કમુડી ! ફીડામારીનો વાટકો લાવ્ય. કૂતરીએ બટકું તો નથી ભર્યું ને મારા'જ?

જોશી :- બાઈયું ! બોનું ! કાશીના પંડિત વિધિના લેખ જોઇને જ બહાર નીકળે. કૂતરી તો ઠીક પણ વાઘ દીપડા પણ વાંકો વાળ ન કરી શકે. જોશી મા'રાજને અંબાજીના આશીર્વાદ છે.

સંતોક :- કૂતરી જોશી મારા'જની સગી થાય ખરીને ?

લાખુબાઈ :- બેસ્ય, બેસ્ય હવે, ડાયરી! ભરમાના દીકરાની હાંસી કરસ તે નરકમાં જાઈસ પીટડી!

જોશી--(સામે બેઠેલી એક જુવાન બાઇ સામે આંખો ખોડીને, આંગળી નોંધીને)

તારાં ભાગ્ય મોટાં છે બેન! ભાગ્યશાળીને ઘેર જન્મી છો. પૂરાં પુણ્ય લઈને અવતરી છો. પણ નસીબમાં ઝાઝો જશ નથી. કરમ આડું પાંદડું છે.

(બધાં હસી પડે છે)

જોશી:- બાયું ! બોનું ! આ દાંત કાઢ્યા જેવી વાત નથી. અંબામાના આશીર્વાદ છે, બેચરાજીમા સાખે છે. મરજીમાં આવે તો બ્રાહ્મણને રાજી કરજો.

લાખુબાઇ.- પણ હેં મા'રાજ આજ તો બુધવાર કવાર ગણાય આજ તો કયે સે ને કે કોઈ સારૂં કામ નો કરાય ?

જોશી:- બાયું ! બોનું ! પંડિત કાશીમાં બાર વરસ ભણ્યા છે. માતાજી સાચું સુઝાડે છે. શાસ્ત્ર વચન છે કે "લાડુ જેવો આહાર નહિ અને બુધ જેવો વાર નહિ."

આજે જોશ જોવરાવે ઈ દુધે બેટડા નવરાવે.

સંતોક:- તે હેં મારા'જ! ઇમ કયેસે ને કે: "બુધ વાસે, બુધ ચાસે, બુધ ગામ ન જાસે!" એવું ઓડું સે ઈનું શું ?

જોશી:– બાયું ! ઓનું ! તમે અભણ છો એથી એનો અવળો અર્થ કરો છો. એનો અર્થ એવો થાય છે કે બુધવારે જે જન ગામ જાય એટલે એની વાંસે એના ઘરમાં લક્ષ્મીનો વાસ થાય. બુદ્ધ ચાસે એટલે કે બુધને દિવસે માણસને ઘરનો ચાહ કહેતાં ચાહના વધારે રહે છે. એટલા માટે શાસ્ત્રમાં બુધવારે ગામ ન જવા આજ્ઞા કરેલી છે.

લાખુબાઈ:– તયેં હેં મારાંજ !

"બુધે વોળાવી બેટી, ઇ ફરી કદી નો ભેટી"

એવી કે'વત શું કરવા કે'તા હશે ?

જોશી:– બાયું ! ઓનું ! એનો અર્થ એવો થાય છે જે બુધવારે દીકરી મા ભેગી રહે તો જમાઇની જિંદગી લાંબી થાય એવું શાસ્ત્ર પ્રમાણુ છે. એટલે એવી કહેવત કહેવાય છે.

[ સ્ત્રીઓ અંદર અંદર ]

લાખુબાઈ :– મારાંજ તો કાંઇના કાંઇ છે.

સંતોક :– મારાંજની તે શી વાત? કેવા ફટ ફટ જુવાબ દ્યે સે ?

સમુ :– આપણુનેય બુધવારનો વે'મ જ રઇ ગિયોસેને ! કે'વતતો હાસી કીધીસે. પણુ આપણે ઇનો અરથ અવળો સમજ્યાં, ઈમાં કોઇ શું કરે ? મા'રાજ બાકી વેદવાન લાગેસે.

જોશી :– [ લોકલાગણી જોઇને ] બાયું ! ઓનું ! શ્રદ્ધા આવે તો સાચું માનજો. હજી સુધી માતાજીએ ખોટો પાડયો નથી સાચું લાગે તો બ્રાહ્મણુને રાજી કરજો માતાજીને દીવાનું દસિયું ધરીને જે પૂછવું હોય તે પૂછજો. જોશી મા'રાજને અંબામાની આડીઆડી છે.

સંતોક :– લે કમુ ! તું આદર કર.

લાખુ :– હવે કમુ વઉનો પસી વારો. તું જ જોવરાવને સમુ બેટા ?

જોશી :– [ સમુનો હાથ લઈને ] ધન, મકર, કુંભ, મીન, મેષ, વરખ, સિંહ, કન્યા...બેન ! બાપા ! તું તારા પિયરમાં ઊપડી ઊપડતી નથી. પણુ સાસરિયાનું સુખ નથી. દિલની દરિયાવ છો. તન તોડીને કામ કરે છે, પણુ કોઈને કદર નથી. પૂન્યનો પાર નથી. આવરદાનો આરો વારો નથી. દીકરાનું સુખ સારૂં છે. અનાજ અભરે ભરાશે. બહુચરમાને બુધવારે પાંચ દીવા કરજે.

લાખુ :– વાહ, વાહ, મા'રાજ તો સહીના લેખ ઊકેલનારા લાગેસે. અગસરે અગસર હાંસુ બોલ્યા.

લાખુ:– લે કમુ વઉ ! હવે તું હાથ બતાવ.

જોશી:– (કમુ વઉનો હાથ જોતાં)

બેન ! બા ! તારા અંગમાં ઓછી કળતર નથી રહેતી. પણુ કઠણુ થઇને કોઈને કળાવા નથી દેતી. પૂન્યનો જોગ ઘણો છે. પિયરમાં બહુ સુખ ભાળ્યું નથી. સાસરિયામાં સવાયાં સુખ છે. પણુ અંગની આપદા જરા રહ્યા કરે છે. મહિના માસ કેડે શનિની દશા બેસે છે. હનુમાનજીને દર શનિવારે તેલ ચડાવજે. બુધવારે બે બ્રાહ્મણુ જમાડજે. સૌ સારાં વાનાં થઈ રહેશે.

લાખુબાઇ.– કરોડ વરહના થાજો મારાંજ ! કમુ વઉને તો મારો દીકરો હથેળામાં શું કાવે સે મા'રાજ ! દીકરો મારો લાખેણો સે હાસું ભણ્યા તમે મા'રાજ !

સંતોક:– હવે લાખુકાકી તમે જોવરાવો.

લાખુબાઇ :– પેલાં મા'રાજ આ મારા સોકરાના કાનમાંથી પરૂ નીકળે સે ઇ જોઈ દીઓને ! ઈ કેદી મટશે ?

જોશી :– છોકરાને કેટલાં વરસ થયાં બેન !

લાખુબાઈ :– થિયાં હશે દસબાર. આ હોળીની ઝાળ ઊતરતાં એનો જનમ દી આવશે.

જોશી :– શું નામ પાડયું છે ?

લાખુબાઇ :– નામ તો પાડયું છે નરપલો પણુ સોજો ગવતરી જેવો સે.

જોશી :– બેન ! છોકરો સાડા સાતી પનોતી લઈને અવતરેલો. પણુ હનુમાનજીને તમે નાળીએર

ના વધ્યું, બુધવારે બ્રાહ્મણને ના જમાડ્યા એટલે પંદર વરસની પનોતી બેઠી. હવે પનોતી ઊતરતાં ઝાઝી વાર નથી. હવે ત્રણ વરસ, બે મહિના ને દોઢ દિવસની પીડા બાકી છે. આપદા એની મેળે ચાલી જશે. માતાજીને રૂપનું છતર ધરજો. બુધવારે બે નહિ તો એક બ્રાહ્મણ જમાડજો. દાન દક્ષિણા કરજો. કાન કંચન જેવા થઇ જશે.

લાખુબાઈ :– હા આઆ... મારી ! સોકરાની સંત્યાથી તો હું અરધી થઈ ગઈ'તી. આ લ્યો મા'રાજ રૂપાદાન.

જોશી :– રૂપિયાને મારે શું કરવા છે ? મારે તો વચનની સાખે માતાજી આવીને ન બેસે તો ધન ધૂળ બરાબર છે. આસરો ઇશ્વરનો છે. લાજ લક્ષ્મણજીની છે, સુખ શંકરની છે. બુધ બળરામની છે. આજે બુધ જેવો બળિયો વાર છે. બ્રાહ્મણનું વચન છે. આ રૂપિયો તો તમે મને નહિ પણ માતાજીને આપ્યાં છે. માતાજી લાજ રાખશે.

લાખુબાઇઃ– ઇમ થાય તો તમારા મોઢામાં ગોળનો ગાંગડો મા'રાજ !

સંતોકઃ– નકર સુતાગના ઘરની ફાક.

લાખુબાઇઃ– બેસ્ય, બેસ્ય વાલા મૂઇ ! લે લે રામુડી ! હવે તારો હાથ બતાવ્ય.

જોશી– જુઓ બેન, ખોટું બોલતાં આવડતું નથી માઠું લાગે તો માફ કરજો. પણ તમારી આંખમાં કમળો છે. શરીર છે પીત્તવરણું. એટલે કે પાંડુરોગ છે. હજી તમારે બે મહિના અને બાર દીની પીડા માંડી છે. બુધ બળિયો વાર છે. દર બુધવારે બે બ્રાહ્મણ જમાડજો. દર પુનમે ફરાળિયો ઉપવાસ કરજો. માતાજી કંચન વરણી કાયા કરી દેશે.

કમુ– વાહ, વાહ, મા'રાજ તો હોય એવું ભાખે સે. આવા જોશી તો કોઇ નથી, જોયા.

લાખુ– લે, રાજી ! હવે તારો હાથ દેખાડ.

મા'રાજ આને સોકરાં ઊઝરતાં જ નથી ઈનું શું !

જોશી :– (અવળો સવળો હાથ જોઈને)

ઓહ્યાઅવના કરમ નડે છે બેન ! રોજ સવારે નાહી ધોઈ, માતાજીનું નામ લઈ, ઊંબરામાં ઊભા ઊભા મૂંગે મોઢે કુવેર ખાજો. માતાજી દીકરો દેશે, ને દેશે તો કુળ ઉજાળશે.

રામુડીઃ– લ્યો મા'રાજ ! આ રૂપિયો તો નથી, પણ રૂપિયાની નોટ સે.

જોશીઃ– શાસ્ત્રનું વચન છે બેન ! કે કળજુગમાં રૂપાદાનને બદલે કાગળ દાન દેવાશે. પણ માથે સરકારનું મોરૂં હશે. રૂપિયાની એ કાગળની નોટ સાજી, સારી, તેલના ધાબાં વગરની, ફાટ્યાતૂટ્યા વગરની હોય તો જ માતાજી સ્વીકારે છે. તો એનો મહિમા રૂપાદાનથી પણ વધી જાય છે.

સંતોક :– આ મા'રાજ તો સાવ હાંકતા લાગેસે. આપણને સૌને સખ થાય તે દી ખરૂં. પણ આ માર.જને તો થઇ ગ્યું.

લાખુબાઈ :– ઇમ આડી જીભ વાવાથી તારૂં શું ભલું થાશે સંતોકડી ! એક આંખે કાણી થઇ તોય તારી જીભ ઠેકાણે નથી રે'તી ?

જોશી :– શાસ્ત્રનું પ્રમાણ છે. આપે એનુંય ભલું થજો ને ન આપે એનું ય ભલું થજો. આજે બુધ બળિયો વાર છે.

સંતોક :– આ મારી એક આંખ્ય પણ બુધવારે જ કાણી થઇ ઈનું શું મા'રાજ ?

જોશી :– શાસ્ત્રનું વચન છે તે પ્રમાણે બુધવારનું બહુ મોટું પુણ્ય છે. કહે છે ને કે :–

સાજામાં સાત બુધ
બાડામાં બુધ બાર,
કાણામાં ક્રોડ બુધ,
આંધળો કરે વિચાર.

એટલે કે સાજા માણસ સાત બુધવારનું પુણ્ય રળે છે. જ્યારે બાડું કહેનાં સુરદાસજી બાર બુધવારનું પુણ્ય મેળવે છે. પણ જે કાણાં હોય એ તો કરોડ બુધવારનું પુણ્ય પ્રાપ્ત કરે છે બાઇ ! બેન ! સંતોક

બેન! તમારે મુંઝાવાની જરૂર નથી. તમારૂં તાલકું તેજ કરે છે. તમારા પુણ્યનો કોઈ પાર નથી.

સંતોક :– પૂનનો પાર નઇ હોય પણ ઘરમાં ઉંદરડા આળોટે સે ઇનું શું ?

જોશી :– બાઈ! બેન! માતાજીને દીવાનો પૈસો ધરો. બુધવારે બે બ્રાહ્મણને પાકું સીધું આપજો. બે બ્રાહ્મણ ન મળે તો એક બ્રાહ્મણને બે પાકાં સીધાં બુધવારે બંધાવજો. અંબામા ઘર અભરે ભરશે.

સંતોક :– તયેં હેં મારા'જ! આ ઘરડાં કઇ ગિયાં ઈ ખોટું કે બુધવાર ઈ સારોવાર નો ગણાય? બુધવારે બારગામ નો જાવું, બુધવારે સારૂં કામ નો કરવું, ઈ બધું ખોટું? આદુકાળથી હાલ્યું આવે સે ઇ ખોટું? ને તરે કયો ઈ હાસું?

જોશી :– બાયું! બેનું! જોશી ખટશાસ્ત્રના ભણેલા છે. કાશીમાં પંદર વરસ રહીને પંડિત થઈ આવ્યા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે :–

બુધે જાર બાજરી બુધે નાર પાધરી
બુધે ડાબુ દોવા દે, ને બુધે છોકરાં છાનાં રહે.

કહ્યું છે કે બુધવારે જાર બાજરી વાવવાથી મોતી જેવો મોલ પાકે છે. અંગ જેનાં વાંકાં વળી ગયાં હોય છે, એવી સ્ત્રી બુધવારે પાધરી કહેતાં સીધી સોટા જેવી થઇ જાય છે. આખું સપ્તાહ ડાબું કહેતાં મહીષી કહેતાં ભેંસ દોવા ન દેતી હોય તે બુધવારે બોઘરાં છલકાવીને દોવા દયે છે. ગમે તેવી ઓડ ઝપટ લાગી હોય, નેં છોકરૂં છાનું ન રહેતું હોય, તે બુધવારે હસતું રમતું થઈ જાય છે. શાસ્ત્ર ભગવાન-નાં લખેલાં છે. ભગવાનનાં વચન કદી મિથ્યા થતાં નથી. પણ દાનધરમ કર્યા વગર બુધવાર પણ ફળતો નથી.

રામુ :– જોયું મા'રાજ કેવા વેદવાન સે? કેવો અરથ કરી બતાવ્યો?

રાજી :– આપણા ભાયડા તો રોયા "બુધે નાર પાધરી"નો અરથ "ધોકે નાર પાધરી" કરે સે. પીટયા બુધને બદલે બુધું લઈને આપણા વાંહા જ પાધરા કરી નાખે સે.

લાખુબાઈ :– આજ મારાજ રોકાઇ જાઓ. આજ બુધવાર જેવો બળિયો વારસે. બાઇડિયુંના વાંહા પાધરા કરનારા ભાયડાને હાસો અરથ હમજાવજો.

જોશી :– મારાથી એક જ ગામમાં રાત-વાસો ન રહેવાય એવી શાસ્ત્રની આગ્ના છે બેન!

રામુ :– પણ મારૂં ડાબું કે'તાં બેંસ દોવા દેતી નથી. ને આજ બુધવારે રોકાઇ જાઓ મા'રાજ! ડેબું દોવા દે તો દૂધપાક કરીને જમાડશું.

કમુ :– મારો સોકરો તો લાખ વાતેય સાનો દેતો નથી. હજાર ઓહડિયાં કરાવ્યાં પણ કાર કરતાં નથી. આજ બુધવાર સે. ને તમ જેવા વેદવાનને વસને સાનો રઇ જાય તો લાડવા કરીને ખવરાવું.

જોશી :– [રંગ પારખી જઇને સંકેલો કરતા] બાયું! બેનું! શાસ્ત્રનું વચન અમ બ્રાહ્મણથી ન ઉથાપાય. દૂધપાકને બદલે હું દાનથી ચલાવી લઈશ. લાડુને બદલે પાકું સીધું ચાલશે. પણ સંધ્યા થતાં પહેલાં અમારે વ્રતધારી બ્રાહ્મણોએ ગામ છોડી જવું જોઇએ.

સંતોક :– પણ સોકરાં સાનાં રિયે ને ડોબાં દોવા દે તયેં પાકાં સીધાં બંધાવે ને?

રાજી :– મારી બેન બચારી સાવ નાની બાળ-સે, ને વા કવાથી કેડથી ઝલાઈ ગઇ સે, ને વાંકી વળી ગઇ સે. હાલો મા'રાજ આજ બુધવાર સે ને તમ જેવા વરતધારી બામણને વસને મરી બેનની વાંકી કેડ સીધી સોટા જેવી થઈ જાય તો ઉપર ધારે ઘીનું શરમું જમાડું ને બે જોડ કપડાં લઇ દઉં.

જોશી : બાયું! બેનું! આજ બુધવાર...

લાખુબાઇ :– બળિયો વારસે. આજ તો બને પારખાં થઇ જાય. તમ જેવા વરતધારી અમારે આંગણે કયાંથી?

જોશી :– પણ મારૂં સાંભળો તો......

સંતોક :– આમ ભાગો સો કયાં! જરા હાલો

[ અનુ. પૃ. ૬૪

નાવયિયું, બુધવારે બ્રાહ્મણુને ના જમાડયા એટલે પંદર વરસની ૫ ાની બેડી. હવે પનોતી ઊતરતાં ઝાઝી વાર નથી. હવે ત્રણ વરસ, બે મહિના ને દોઢ દિવસની પીડા બાકી છે. આપદા એની મેળે ચાલી જશે. માતાજીને રૂ૫નું છતર ધરજો. બુધવારે બે નહિ તો એક બ્રાહ્મણ જમાડજો દાન દક્ષિણા કરજો. કાન કંચન જેવા થઇ જશે.

લાખુબાઈ :– હા આઆ... માડી ! સોકરાની સંતાથી તો હું અરધી થઈ ગઈ'તી. આ હ્યો મા'રાજ રૂપાદાન.

જોશી :– રૂપિયાને મારે શું કરવા છે ? મારે તો વચનની સાખે માતાજી આવીને ન બેસે તો ધન ધૂળ બરાબર છે. આસરો ઇશ્વરનો છે. લાજ લક્ષ્મણજીની છે, સુધ શંકરની છે. બુધ બળરામની છે. આજે બુધ જેવો બળિયો વાર છે. બ્રાહ્મણનું વચન છે. આ રૂપિયો તો તમે મને નહિ પણ માતાજીને આપ્યાં છે. માતાજી લાજ રાખશે.

લાખુબાઇ – ઇમ થાય તો તમારા મોઢામાં ગોળનો ગાંગડો મા'રાજ !

સંતોકઃ– નકર સુતારના ઘરની ફાડ.

લાખુબાઇ.– બેસ્ય, બેસ્ય વાલા મૂઇ ! લે લે રામુડી ! હવે તારો હાથ બતાડય.

જોશી – જુઓ બેન, ખોટું બોલતાં આવડતું નથી માઠું લાગે તો માફ કરજો. પણ તમારી આંખમાં કમળો છે. શરીર છે પીત્તવરણું. એટલે કે પાંડુરોગ છે. હજી તમારે બે મહિના અને બાર દીની પીડા માંડી છે. બુધ બળિયો વાર છે. દર બુધવારે બે બ્રાહ્મણ જમાડજો. દર પુનમે ફરાળિયો ઉપવાસ કરજો. માતાજી કંચન વરણી કાયા કરી દેશે.

કમુ – વાહ, વાહ, મા'રાજ તો હોય એવું ભાખે સે આવા જોશી તો કોઇ નથી. જોયા.

લાખુ – લે, રાજી ! હવે તારો હાથ દેખાડ.

મા'રાજ આને સોકરા ઊઝરતાં જ નથી ઇનું શું ?

જોશી :– (અવળો સવળો હાથ જોઇને)

ઓહ્યાભવના કરમ નડે છે બેન ! રોજ સવારે નાહી ધોઇ, માતાજીનું નામ લઇ, ઊંબરામાં ઊભા ઊભા મૂંગે મોઢે કુલેર ખાજો માતાજી દીકરો દેશે, ને દેશે તો કુળ ઉજાળશે.

રામુડી'– લ્યો મા'રાજ ! આ રૂપિયો તો નથી, પણ રૂપિયાની નોટ સે.

જોશીઃ– શાસ્ત્રનું વચન છે બેન ! કે કળજુગમાં રૂપાદાનને બદલે કાગળ દાન દેવાશે. પણ માથે સરકારનું મોઢું હશે. રૂપિયાની એ કાગળની નોટ સાજી, સારી, તેલના ધાબાં વગરની, ફાટ્યાતૂટ્યા વગરની હોય તો જ માતાજી સ્વીકારે છે. તો એનો મહિમા રૂપાદાનથી પણ વધી જાય છે.

સંતોક :– આ મા'રાજ તો સાવ હાંકતા લાગેસે. આપણને સૌને સખ થાય તે દી ખરું. પણ આ માર.જને તો થઇ ગ્યું.

લાખુબાઈ :– ઇમ આડી જીભ વાવાથી તારું શું ભલું થાશે સંતોકડી ? એક આંખે કાણી થઇ તોય તારી જીભ ઠેકાણે નથી રે'તી ?

જોશી :– શાસ્ત્રનું પ્રમાણ છે. આપે એનુંય ભલું થજો ને ન આપે એનું ય ભલું થજો. આજે બુધ બળિયો વાર છે.

સંતોક :– આ મારી એક આંખ્ય પણ બુધવારે જ કાણી થઇ ઇનું શું મા'રાજ ?

જોશી :– શાસ્ત્રનું વચન છે તે પ્રમાણે બુધવારનું બહુ મોટું પુણ્ય છે. કહે છે ને કે :–

સાજામાં સાત બુધ<br>
બાડામાં બુધ બાર,<br>
કાણામાં કોડ બુધ,<br>
આંધળો કરે વિચાર.

એટલે કે સાજા માણસ સાત બુધવારનું પુણ્ય રળે છે. જ્યારે બાડું કહેનાં સુરદાસજી બાર બુધવારનું પુણ્ય મેળવે છે પણ જે કાણાં હોય એ તો કરોડ બુધવારનું પુણ્ય પ્રાપ્ત કરે છે બાઇ ! બેન ! સંતોક

બેન! તમારે મુંઝાવાની જરૂર નથી. તમારૂં તાલકું તેજ કરે છે. તમારા પુણ્યનો કોઈ પાર નથી.

સંતોક :– પૂનનો પાર નઇ હોય પણ ઘરમાં ઊંદરડા આળોટે સે ઇનું શું ?

જોશી :– બાઈ! બેન! માતાજીને દીવાનો પૈસો ધરો. બુધવારે બે બ્રાહ્મણને પાકું સીધું આપજો. બે બ્રાહ્મણ ન મળે તો એક બ્રાહ્મણને બે પાકાં સીધાં બુધવારે બંધાવજો. અંબામા ઘર ભરે ભરશે.

સંતોક :– તયેં હેં મારા'જ ! આ ઘરડાં કઇ ગિયાં ઈ ખોટું કે બુધવાર ઈ સારોવાર નો ગણાય ? બુધવારે બારગામ નો જાવું, બુધવારે સારૂં કામ નો કરવું, ઈ બધું ખોટું ? આદુકાળથી હાલ્યું આવે સે ઇ ખોટું ? ને તને કયો ઈ હાસું ?

જોશી :– બાયું ! બોનું ! જોશી ખટશાસ્ત્રના ભણેલા છે. કાશીમાં પંદર વરસ રહીને પંડિત થઈ આવ્યા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે :–

બુધે જાર બાજરી બુધે નાર પાધરી
બુધે ડાબું દોવા દ્યે,ને બુધે છોકરાં છાનાં રહે.

કહ્યું છે કે બુધવારે જાર બાજરી વાવવાથી મોતી જેવો મોલ પાકે છે. અંગ જેનાં વાંકાં વળી ગયાં હોય છે, એવી સ્ત્રી બુધવારે પાધરી કહેતાં સીધી સોટા જેવી થઇ જાય છે. આખું સપ્તાહ ડાબું કહેતાં મતહીણી કહેતાં ભેંસ દોવા ન દેતી હોય તે બુધવારે બોઘરાં છલકાવીને દોવા દયે છે. ગમે તેવી ઝોડ ઝપટ લાગી હોય, ને છોકરૂં છાનું ન રહેતું હોય, તે બુધવારે હસતું રમતું થઈ જાય છે. શાસ્ત્ર ભગવાન-નાં લખેલાં છે. ભગવાનનાં વચન કદી મિથ્યા થતાં નથી. પણ દાનધરમ કર્યા વગર બુધવાર પણ ફળતો નથી.

રામુ :– જોયું મા'રાજ-કેવા વેદવાન સે ? કેવો અરથ કરી બતાવ્યો ?

રાજી :– આપણા ભાયડા તો રોયા "બુધે નાર પાધરી"નો અરથ "ધોકે નાર પાધરી" કરે સે. પીટ્યા બુધને બદલે બુધું લઈને આપણા વાંહા જ પાધરા કરી નાખે સે.

લાખુબાઈ :– આજ મા'રાજ રોકાઇ જાઓ. આજ બુધવાર જેવો બળિયો વારસે. બાઇડિયુંના વાંહા પાધરા કરનારા ભાયડાને હાસો અરથ હમજાવજો.

જોશી :– મારાથી એક જ ગામમાં રાત-વાસો ન રહેવાય એવી શાસ્ત્રની આજ્ઞા છે બેન!

રામુ :– પણ મારૂં ડાબું કે'તાં ભેંસ દોવા દેતી નથી. ને આજ બુધવારે રોકાઇ જાઓ મા'રાજ ! ડેબું દોવા દ્યે તો દૂધપાક કરીને જમાડશું.

કમુ :– મારો સોકરો તો લાખ વાતેય સાનો દેતો નથી. હજાર ઓહડિયાં કરાવ્યાં પણ કાર કરતાં નથી. આજ બુધવાર સે. ને તમ જેવા વેદવાનને વસને સાનો રઇ જાય તો લાડવા કરીને ખવરાવું.

જોશી :– [રંગ પારખી જઇને સંકેતો કરતા] બાયું ! બોનું ! શાસ્ત્રનું વચન અમ બ્રાહ્મણથી ન ઉથાપાય. દૂધપાકને બદલે હું દાનથી ચલાવી લઈશ. લાડુને બદલે પાકું સીધું ચાલશે. પણ સંધ્યા થતાં પહેલાં અમારે વ્રતધારી બ્રાહ્મણોએ ગામ છોડી જવું જોઇએ.

સંતોક :– પણ સોકરાં સાનાં રિયે ને ડોબાં દોવા દ્યે તયેં પાકાં સીધાં બંધાવે ને ?

રાજી:– મારી બોન બચાડી સાવ નાની બાળ-સે, ને વા કવાથી કેડથી ઝલાઈ ગઇ સે, ને વાંકી વળી ગઇ સે. હાલો મા'રાજ આજ બુધવાર સે ને તમ જેવા વરતધારી ભામણને વસને મરી બોનની વાંકી કેડ સીધી સોટા જેવી થઈ જાય તો ઉપર ધારે ઘીનું સૂરમું જમાડું ને બે જોડ કપડાં લઇ દઉં.

જોષી : બાયું ! બોનું ! આજ બુધવાર...

લાખુબાઇ:– બળિયો વારસે. આજ તો ભલે પારખાં થઇ જાય. તમ જેવા વરતધારી અમારે આંગણે કયાંથી ?

જોશી:– પણ મારૂં સાંભળો તો......

સંતોક:– આમ ભાગો સો કયાં ? ઝટ હાલો

[ અનુ૦ પૃ૪ ૬૪

# મીતીના માઢન્યુ

પિંગળશીભાઈ ગઢવી

ભારતીય સંસ્કૃતિમાં પોતાનાં પશુઓને પણ આત્મજન ગણવામાં આવ્યાં છે. એમનું પ્રેમથી લાલનપાલન કર્યું છે, એટલું જ નહિ પરંતુ એની રક્ષા કાજે પ્રાણની આહુતી આપ્યાના અનેક દાખલાઓ આપણને મળી આવે છે. આશરે આવેલ સસલા કે તેતરની ખાતર ભારતીય પુત્રોનો સંગ્રામની વેદીમાં હોમાઇ ગયાની વાત તો બહુ જાણીતી છે. કોઇ માતાએ દીકરાની પાછળ, કોઇ પત્નીએ પતિની પાછળ, તો કોઇ બહેને ભાઇની ખાતર અગ્ની સ્નાન કર્યાની વાતો પણ ઘણી ઘણી વાંચી છે. ત્યારે આ પ્રસંગમાં તો એક રોઝની ખાતર એક સાથે બાવીશ બહેનો હાથે હાથના આંકડા ભીડી અગ્નિજ્વાળામાં બેસીને સતીઓ થાય છે.

મીતીગામના ઊગમણા પાદરમાં એક બહુ જ પુરાણી વાવની બાજુમાં એક થડા ઉપર સાથે બાવીશ ખાંભીઓની હારમાળા ઊભી છે. આ બાવીશ ખાંભીઓની વચ્ચે એક રોઝની ખાંભી પણ ઊભી છે. આ ખાંભીઓ 'બાવીશ્યુ આઈઓ'ના નામથી ઓળખાય છે.

મીતીગામના તમામ ભાઈ-બહેનોને આ બાવીશ્યુ આઈઓનો ભારોભાર ભરોસો છે. કોઇનું આંખ માથું દુ:ખતાં આઇઓનાં નૈવેદ જુવારે છે.

તે સિવાય આસપાસના ગામડાંમાંથી પણ હમેશાં પાંચ સાત માણસો આવી કોઇ નાળિયેર વધેરે, તો કોઈ મીઠું ભાણું જુવારે, તો કોઇ કેવળ ઘી નો દીવો કરી પગે લાગી માનતા પૂરી કર્યાનો સંતોષ માને છે.

આ બાવીશ્યુઓને ઠીક ઠીક સમય થઇ ગયો હોય એમ લાગે છે. કારણ કે જૂની પ્રણાલિકા મુજબ ચારણો જ્યારે સંધ્યા' ટાંણે ધૂપ દીપ કરી હાથમાં માળા લઈ દેવીઓની આરાધના કરતા હોય છે તે પ્રાર્થનામાં પણ 'મીતીના માઢન્યુ' એવો ઉલ્લેખ મળે છે.

જેમકે નવલાખ લોબડિયાળિયુ, ચોરાસી ચારણ્યુ, ચૌદયાળા કાચ્છન્યુ, નવકોટી મારવાડન્યુ, દશ કોટી દખણન્યુ, બાણુંલાખ માળવાન્યુ, ગિરનારના ગોખન્યુ, અંજારની આંબલીન્યુ, બરડાના બેટન્યુ, મીતીના માઢન્યુ, ઢાંકના ચોકન્યુ, પાદરના પાદરન્યુ, મચ્છુના આરાન્યુ, તાંતણીઆ ધ્રુનાન્યુ આમ અનેક દેવીઓના નિવાસ સ્થાન સાથે નામાવળી બોલી પ્રાર્થના કરતા હોય છે.

આ બાવીશ્યુ આઇઓની સાલ સવંત મળતી નથી, પરંતુ આ વાતની સાથે એક લોકકથાની કડી આપણને મળી આવે છે કે તે સમયમાં ઘેડ માધવપુરમાં મધરાજ વાળા નામે ઠાકોર રાજ કરતા હતા.

બાવીશ્યુ આઇઓની લોકકથા આ પ્રમાણે મળી આવે છે કે : મીતી ગામના પાદરમાં એક દેવી ઉપાસક માલધારી ચારણની ઝોક હતી. તેને એંસી સો જેટલી ગાયો ભેંસોનું દુઝણું હતું. આ ચારણને જંગલમાંથી એક રોઝનું બચ્ચું મળી આવતાં તેને ઘણા જ હેતથી ઉછેરીને મોટું કર્યું. તે પણ ગાયો ભેંસોની સાથે જ રહેતું.

ચારણને જેમ માલ ઢોરનો ઝખારો મોટો હતો, એ જ પ્રમાણે કુટુંબ પરિવાર પણ બહુ મોટો હતો. તેને સંતાનમાં એક પછી એક એમ બાવીશ દીકરીઓ હતી. આ બધી જોગમાયાનો અવતાર ગણાતી. માણસો વાતો કરતાં કે નવરાત્રિના દિવસોમાં બાવીશ્યુ આઇઓ ચાવંડ માતા પાસે ચાચરના ચોકમાં ગરબે રમવા જાય છે.

આ બહેનો દિવસ રાત પોતાના માલઢોરના પાલનપોષણમાં રહેતી. સૌથી વધારે કામ પાણી ભરવાનું રહેતું. આટલાં ઢોરને વાવમાંથી પાણી ભરીને પીવરાવવું પડતું. એથી અરધો દિવસ તો પાણી ભરવામાં રોકાતી આ બાવીશ્યું જેટલી ગાયો ભેંસો ઉપર પ્રીતિ એથી વધારે આ રોઝ ઉપર પ્રીતિ

હતી. જ્યારથી બચ્ચું મળી આવેલ ત્યારથી મોયલ ભેંસુંનાં દૂધ પીવરાવીને ઉછેર્યું છે. મોટું થતાં તે એની ઈચ્છા મુજબ સીમમાં ચારો કરતું ને સાંજે ગમે ત્યાં ફરીને ઝેકમાં આવી જતું. આઇઓનું રોઝ છે એમ માની કોઈ ખેડુ એને આડી લાકડી કરતો નહિ.

આ રોઝ ગામની સીમમાં ચરતું ચરતું દૂર દૂર સુધી હાલી ગયું. મીતી ગામથી પાંચ છ ગાઉ ઉપર ઠેઠ માધવપુરની સીમમાં જઈ ત્યાંના ઠાકોર મધરાજ વાજાની વાડીમાં નાગરવેલ ચરી આવતું. રખેવાળે આ રોઝને છડાવવા ખૂબ મહેનત કરી પણ આખર છોડતું નથી. ગમે તેટલી ચોક્કસાઇ રાખે તો પણ રાતના આવીને વેલ ચરી જાતું.

મધરાજ વાજાને આ વાતની જાણ થતાં એક રાત્રિએ પોતાનો પાણીદાર ઘોડો તૈયાર કરી હાથમાં ચકળ વકળ ભાલો લઈને વાડીએ આવ્યો. સાવચેતી-પૂર્વક બેસી ગયો. બરાબર રાતનો ગજર ભાગતાં રોઝ વાડીમાં આવીને વેલ ચરવા લાગ્યું.

મધરાજ વાજે ઘોડા પર સ્વાર થઈ હાથમાં ભાલો લઇ ને રોઝની પાછળ પડયો એવું રોઝ ભાગી છૂટયું. વાંસા લગી મધરાજે ઘોડાને મારી મૂકયો. આખા વગડામાં આમથી તેમ સંતાકુકડીની રમત શરૂ થઇ, પણ લાગ આવતો નથી. આમને આમ સવાર સુધી દોડાદોડ ચાલી. મધરાજ થાકીને લોથ થઇ ગયો, પણ રોઝે આંબવા દીધું નહિ. સવાર થવા આવ્યું, એ ટાણે રોઝે મીતીની દિશા સાંધી. પાછળ લગી મધરાજ ઘોડાને ફેટાવ્યે જાય છે. ગામ નજીક આવતાં રોઝ જોત જોતામાં બાવળની કાંટયમાં અદ્રશ્ય થઇ ગયું.

મધરાજ વાજે રોઝના સગડ તપાસતો મીતી ગામના પાદરમાં આવ્યો. ત્યાં ગોવાળીઆને ઊભેલા જોઈ પૂછ્યું કે : "એક રોઝ નજરમાંથી છટકી ગયું છે, તમે કોઇએ જોયું છે?"

ગોવાળીઆ કહે : "હા એ રોઝ તો બાવીશ્યુ આઈઓનું છે. અને ઝોક હાજી ગયું. એનાથી તો અમે પણ ત્રાસી ગયા છે. આખા સીમનો ઊભો મોલ ચરે છે પણ આઇઓને કહેવાતું નથી. એને તો ઠાર કરો એટલે અમારા ગામની ઉપાધી પણ મટી જાય."

મધરાજ વાજે ગોવાળીઆ પાસેથી વાત જાણીને આઇઓના નેસમાં આવ્યો તો આઇઓ પાણી ભરવા ગઈ છે. ઝોક રેઢી છે અને રોઝ ઊભું છે. રોઝને જોતાં મધરાજે ભાલાનો ઘા કર્યો. જોરદાર ઘા લાગતાં રોઝ ધરતી ઉપર હાલી પડ્યું. એ વખતે બાવીશ્યુ આઈઓ પાણીના બેડાં ભરીને આવી તો મધરાજ હાથમાં ભાલો તોળીને ઊભો છે, અને રોઝ પડ્યું પડ્યું તરફડે છે. આમ રોઝને મરતું જોઈ બાવીશેય બહેનો કકળી ઊઠી ને કહ્યું કે : "પાપી, તું અમારા રોઝને માર-નાર કોણ છે? કહેતો ખરો!" એમ કહેતાં પાણીના બેડાં નો ઘા કરી હેઠાં પછાડયાં. રોઝ પાસે બેસીને પંપાળવા લાગી. રોઝ ઘડીક તરફડીને મરણ પામ્યું, એટલે બાવીશેય બહેનો કુટુંબીજન માફક કાળો કલ્પાંત કરવા લાગી. મધરાજ આ કલ્પાંત જોઇ ભાગી છૂટયો, અને બાવીશ્યુએ એક ચિતા તૈયાર કરી બધી બહેનો હાથે હાથના આંકડા ભીડી ચૂંદડીના છેડા બાંધી ચિતામાં બેસી ને સતીઓ થઇ.

ગામમાં લાંગડીઆ ચારણની દીકરી હીરબાઇ જે બાવીશ્યુની બહેનપણી હતી તેને ખબર પડી કે બાવીશ્યુ સતીઓ થઈ, એ વાત સાંભળી તેને પણ સત ચડ્યું, એટલે તેના ફળીમાં જ સત લીધું. આ હીરબાઇ માતાની દેરી લાંગડીઆ ચારણોની ફળીમાં છે, અને બાવીશ્યુનો થડો ગામના પાદરમાં છે.

નવરાત્રિના દિવસોમાં અહીં મોટો ઉત્સવ થાય છે. આખું ગામ આઈઓને નૈવેદ જુવારી ત્યાં ને ત્યાં ભોજન લીએ છે.

આ આઇઓનો એક છંદ પણ આ પ્રમાણે મળી આવ્યો છેઃ

દોહો

મહિપત નીલને મારવા ઘણુ વડ જા કિય ઘાવ
ચારણનાં નેસાં સમિપ આઇ કિયો અટકાવ

અંગ સોંસરવો આરૂડી, લો 'ભાલો ભોંકાય
બળિયું સતી બાવીશ ત્યાં, લાગી અંગમાં લાય

છંદ સારસી

અંગ ઓઢય અમ્મર હાથ ચમ્મર ડાક ડમ્મર ડક્કિયં
ત્રિશૂલ તોળી પેર ચોળી વેરીઆં સર વઢ્ઢયં
હીંડોળ હારં નવે સારં, જળતરાં કંઠી જડી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી–૧

મહાવન ફરતો વેલ ચરતો હેક નીલં હલ્લિયો
નાઘેર દેશે કોઇ વેશે સબળ ભૂપં ચલ્લિયો
મધરાજ વાડી ચરે દાડી ઘાટ પર દુજો ઘડી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી–૨

કોપીઓ રાજા ભૂપ વાલો હેક રેવત હકિકયો
ગડચાળ ચાલે રીડ પાડે કરા પર ભાલો કિયો
સોરઠ દેશે કિયો નેશે આંણુ દે આંણુ દે આડી પડી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી–૩

થાનાર થાવી કમત આવી છનન ઘા નવ ચૂકિયો
લાગિયો અંગં થિયો ભંગં ધણેણી ધરતી ધ્રૂપ્યો
બાવીશ ચારણ્ય રોઝકારણ્ય કળ કરી કાટે ચડી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી ૪

સત ચડે સતિયાં હાથ કતિયાં તેત તતિયાં તેવડી
ફોડીઆં બેડાં નહી નેડા બાંધ છેડા બાવડી
મગાવ્ય કાડં કરી આઠં તે પરે ચોપે ચડી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી–૫

ઉજળા દિવસ ઘાડ ઉઠે દેખ હવળાં મંડળી
કે કંઠ ત્રણ ખટ હોય ભેળા, હરણ કારણ હૂકળી
ઈસરી વાડ઼ તેથ આવે સાદ સકવાં સાંભળી
બાવીશ રમવા વેશ બાળે બેન હેકડ બેનડી–૬

નોંધ :–

જામ જોધપુર પાસે કોટડા ગામે બાવીશુનું મોટું સ્થાન છે, તે જગ્યા ખૂબ પ્રસિદ્ધ છે. બાવીશુ અહીં કોટડામાં થયું એવી માન્યતા પણ ખૂબ છે.

પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ એ વાત બંધ બેસતી નથી. માધવપુર અને કોટડાને ઘણું અંતર છે, ત્યારે ગીતીની વાત વધારે વજુદ વાળી ગણાય.

કાલાવાડ પાસેના સતિયા ગામે આવા જ કિસ્સારૂપે ૧૪૭ ચારણ આઇઓના પાળિયા છે. સાતમ આઠમના તહેવારોમાં આઈયું ગામને પાધર રાસડે રમતી હતી એમાં શિકારીના હાથમાંથી છટકેલું રોઝ આઇયુંના રાસ લેના કુંડાળા વચ્ચે આવીને ઊભું રહી ગયું. શિકારી કહે : "એ રોઝને જવા દ્યો" આઇયું કહે : "એ તો શરણે આવ્યું. જવા કેમનું દેવાય ?"

અને શિકારીએ તીર છોડયું. રોઝ તરફડી મર્યું. આઇયું શિકારી માથે શ્રાપ વરસાવીને સતીયું થઇ. આજે સતિયા ગામે આઇયુની ૧૪૭ ખાંભિયું હોવાનું કહેવાય છે.



પૃષ્ઠ ૬૧ થી ચાલુ ]
અમારા ફળિયામાં.

(જોશી મહારાજ છટકવાનું કરે છે)

રાજી:– એલી જોજે માંરાજ ભાગે નંઇ. આવો જોગ ફરી નંઇ મળે.

રામુ :– આજનું પૂન્ય જાશે ઈ ફરી પાસું નઈ આવે.

કમુ :– આજ બુધ જેવો બગિયો વાર સે.

લાખુ :– પણ માંરાજ તો ભાગ્યા !

સંતોક :– એ માંરાજ ભાગોમાં ! આજ બુધ બળિયો વાર સે.

રાજી :– તઇં જ આપણને બનાવી ગયા ને ?

સંતોક :– બનાવીને જાય ક્યાં ? એલી ઘોડો, આડી ફરો. બેસરાજીના એરા બામણને બુધવારનું પુન્ય બંધાવી બ' ? દોડો, પકડો.

[ બધાં જોશી મહારાજ પાછળ પડે છે ]

# પત્રકાર મેઘાણીભાઈનાં સંભારણાં

જયમલ્લ પરમાર

[ ૧૯૭૨ના ઓગસ્ટ માસમાં સ્વ. મેઘાણીભાઈની ૭૫મી જયંતી આવે છે. એ જયંતી અન્વયે ડિસેમ્બર '૭૧થી મેઘાણીભાઈનાં સંસ્મરણો આપવાં શરૂ કર્યાં છે. એ સંકલનામાં આ પાંચમો લેખ છે. ]

અવિસ્મરણીય બની ગયું છે એક સ્મરણ. ગાંધી ઈરવીન કરારના પરિણામે ૧૯૩૦નો સત્યાગ્રહ મોકૂફ રહ્યો. અમે ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના વીસેક જેટલા ભાઈઓ એ સમય દરમિયાન ભાલનાં ગામડાંમાં ગ્રામ સેવામાં બેઠેલા. જેમાં શ્રી. મોહનલાલ સોપાન, શ્રી. રતુભાઈ અદાણી, શ્રી. મનુભાઈ પંચોળી, શ્રી. ઈશ્વરભાઈ દવે, શ્રી. કાંતિભાઈ શાહ શ્રી. રતુભાઈ કોઠારી, શ્રી. વીરચંદભાઈ શેઠ, શ્રી. ભિખુભાઈ શાહ, શ્રી. સુરીંગ રાણીંગ બાબરીઆ, શ્રી. પુરૂષોત્તમ શાહ, વગેરે હતા. શ્રી. વજુભાઈ શાહ આવતા જતા રહેતા.

ધોલેરા સત્યાગ્રહ સંગ્રામ સ્વ. શ્રી. અમૃતલાલ શેઠે શરૂ કરેલ. ભાલમાં તે પહેલાંના વર્ષોમાં જળરેલથી ભારે હોનારત થયેલી. થોડુંક રાહત કાર્ય શ્રી. અમૃતલાલ શેઠે જળરેલ રાહત સમિતિ દ્વારા કરેલું. એથી અમે ભાલનાં ગામડાં જ ગ્રામસેવા માટે પસંદ કરેલાં.

## ભેદ નીતિનો નહિ, પ્રકૃતિનો

ગાંધીજી અને અમૃતલાલ શેઠ વચ્ચે રાજકારણનો એક મૂળભૂત વિરોધ ચાલ્યા કરે. ગાંધીજી કહેતા કે કોંગ્રેસ આખા રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ કરે છે. ત્યારે શ્રી. શેઠ અને એમના મિત્રોએ અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદ જુદી કરેલી. દેશી રાજ્યોનું પ્રતિનિધિત્વ રાજસ્થાન પ્રજા પરિષદ જ કરતી હોવાનો શ્રી. શેઠનો આગ્રહ હતો. તે ઉપરાંત દેશી રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર હાંસલ કરવામાં પણ પદ્ધતિના ભારે મોટા ભેદ હતા. ગાંધીજી કહેતા કે અંગ્રેજોના હાથમાંથી દેશને મુક્ત બનાવતાં દેશી રાજ્યોની પ્રજાની પણ આપો આપ મુક્તિ સધાઈ જવાની. ત્યારે શ્રી. શેઠ અને એમના મિત્રો દેશી રાજ્યો સામે હર પગલે લડાઈ આપવાના આગ્રહી હતા. ગાંધીજી કહેતા કે આખરી સત્તા અંગ્રેજોના હાથમાં છે. અંગ્રેજો જ દેશી રાજ્યોનો પોતાના સાધન તરીકે પ્રજા વિરૂદ્ધ ઉપયોગ કરે છે. એટલે અંગ્રેજોના ફેંસલા સાથે જ દેશી રાજ્યોનો ફેંસલો આવી શકે. અંગ્રેજોની ઉપરવટ દેશી રાજ્યો કાંઈ જ કરી શકે નહિ. આ ભેદ તો રાજકોટ સત્યાગ્રહ સુધી એટલે કે ૧૯૩૯ સુધી ચાલ્યો ને છેવટ શ્રી. શેઠથી શરૂ થયેલો મમત દેશીરાજ્યોના પ્રજાકીય આગેવાનોને છોડવો પડયો.

## મૂંડિયા સાધુના વેશમાં

આ મમતનું એક દુઃખદ પ્રકરણ એ બન્યું કે ગાંધીજીને ગોળમેજી પરિષદમાં જવાનું આમંત્રણ મળ્યું, બીજા ઘણાને મળેલું પણ રાજસ્થાન પ્રજા પરિષદને તો શાનું જ મળે? અને શ્રી. શેઠ તથા એમના મિત્રોએ એવો સ્વીકાર કર્યો જ નહિ કે ગાંધીજી આખા દેશનું પ્રતિનિધિત્વ કરે છે. એટલે કોંગ્રેસથી અલગ એવો રાજસ્થાની પ્રજાનો કેસ ઈંગ્લાન્ડની પ્રજા પાસે રજૂ કરવા શ્રી. શેઠ અને તેમના મિત્રોએ ઈંગ્લાન્ડ જવાનું નક્કી કર્યું.

શેઠે ઈંગ્લેન્ડ જવાની તૈયારી કરી. વિદાય વેળાએ અમને ભાલમાં બેઠેલા સત્યાગ્રહ સૈનિકોને રાણપુર તેડાવ્યા. સને ૧૯૩૧-૩૨નો એ સમય હતો. હું ધારૂં છું કે ઉનાળાના જ દિવસો હતા. ધૂળિયો-ભગવો રંગ પકડી ગયેલ ચડી-બાંડિયાં, માથે તોલા અને હાથમાં લઠ્ઠ, એવા અર્ધ રામાનંદી અને અર્ધ મૂંડિયા સાધુ જેવા ૨૧ જણા અમે શ્રી. શેઠના વિદાય સમારંભમાં આવ્યા.

### એ અનુપમ દૃશ્ય

સૌરાષ્ટ્ર કાર્યાલયના પ્રવેશમાર્ગમા અમે ગોઠ વાયા દીવાન સરસો પાછળ વિશાળ રાષ્ટ્રધ્વજ અને આગળ એક બાકડા ઉપર શ્રી શેઠ તથા મેઘાણીભાઈ ગોઠવાન એ વિદાય વેળાએ મેઘાણીભાઈએ ઝ ખના નામનુ 'તારા નામમા ઓ સ્વતત્રતા એ ગીત ઉપાડયુ પાત્રીસેક વરસની મેઘાણીભાઈની ભરજુવાન અવસ્થા ગીતના શબ્દે શબ્દે દિગત ડોલવા લાગ્યુ શ્રી શેઠે પોતા પાસે પડેના ફૂલના ઢગલામાથી ખોબા ભરી ભરીને મેઘાણીભાઈના માથે અભિષેક કર્યો કેટલાક ફૂલ ઢળી ઢળીને મેઘાણીભાઈના ઝુલ્ફામા અર્ધ ગોળાકારે માળા રચી રહ્યા શ્રી શેઠ 'સૌરાષ્ટ્ર સસ્થા ને પત્નની જાણે ચીર વિદાય લેતા હોય એવુ વાતાવરણ આખુ ગદ્ગદિત બની ગયુ અને બન્યુ પણ એવુ કે શ્રી શેઠની વિદાય 'સૌરાષ્ટ્ર' માટે ટર્નીંગ પોઈન્ટ બની રહી શ્રી શેઠ ઈગ્લેન્ડ– આફ્રિકાના પ્રવાસથી પાછા ન ફરતા રાજસ્થાની પ્રજા માટે આફ્રિકામાથી મેળવેના ભડોળ દ્વારા મુબઈમા 'સન નામનું અગ્રેજી દૈનિક ચનાવવા રોકાઈ રહ્યા જે 'જન્મભૂમિ' દૈનિકની જનેતા બની રહ્યુ શ્રી મેઘાણીભાઈની એ પહેલ વહેલી મુનાકાત ત્યારે જ પહેન વહેલા જોયા અને સાભળ્યા

### અમારૂ ગ્રામ પર્યટન

નટડાની જેમ કાળ નવ વરસનું ગનોટિયુ ખાઈ ગયો ૧૯૩૭–૩૮ના દિવસો દેશી રાજ્યોમા જવાબદાર રાજતત્રના આદોનન જાગી રહેલા કાઠિયા વાડ રાજકીય પરિષદ તરફથી અમે જામજૂથ યોજના વિરૂદ્ધ પ્રવૃત્તિ ચનાવતા ગામડા ખૂદતા હતા આ જામજૂથ યોજના જવાબદાર રાજતત્રની વિરૂદ્ધમા ગીરાસદારી જાગીરોને દેશી રજવાડા નીચે લઈ આવવાની જામ સાહેબની યોજના હતી ગીરાસદારો પણ રજવાડા નીચે મુકાવા કરતા અગ્રેજ સરકારની કાઠિયાવાડ એજન્સી નીચે જ રહેવા ખુશી હતા એજન્સીમા મિ શેટોક કરીને સાહેબ હતો, તેણે પણ જામજૂથ યોજના વિરૂદ્ધ ગીરાસદારોને શેટોક યોજના આપેલી અમારો હેતુ તો રજવાડાની નાણુદી નો જ હતો એટલે ગીરાસદારી પ્રજા રજવાડા નીચે ન મુકાય એ માટે અમે ગામડે ગામડે પ્રચાર કરતા હતા

### પ્રસ ગાલેખનને પ્રથમ આવકાર

એ દિવસોમા પ્રજા માનસનો જે અનુભવ થતો હતો, એના રમુજી પડઘા કાગળ ઉપર ચીતરીને એક રાતે ઈશ્વરાધિન ટપાનમા નાખ્યા સરનામુ કર્યુ 'ફૂલછાબનુ પાચ સાત દિવસે ફરતા ફરતા એક ગામડામા 'ફૂલછાબ' નજરે ચડયુ, જોયુ તો અમારા પ્રસગો, ફૂનછાબને પાને શણગારાઈને બેઠા હતા ફૂલછાબના તત્રીએ એ પ્રસગો ઉપર પીઠિકા બાધેલી કે 'જ્યા હો ત્યાથી આવા ખૂબ ખૂબ પ્રસગો મોકનજો. કહેવાની જરૂર ભાગ્યે જ રહે કે એ તત્રી તે શ્રી મેઘાણીભાઈ હતા

એ જ અરસામા પાળિયાદમા ધરતીકપ થયો ઘણી બધી હોનારત થઈ, પણ મકાનોની માણસો ગામ મૂકી મૂકીને ભાગી છૂટયા ધરતીકપ તો ત્રણ મહિના સુધી ચા યો આસપાસના ગામડાનું હગાડુ તૂટયુ અમે પાળિયાદમા ધરતીકપ વચ્ચે છાવણી નાખીને રાહત પોગાડવા લાગ્યા અવનવા અનુભવ થાય એ બધા લોકમાનસના પડઘા લખી લખીને મોકનતા ગયા ને મેઘાણીભાઈ રૂડી રીતે છાપતા ગયા

### મેઘાણીભાઇનુ આમત્રણ

રાજકોટ સત્યાગ્રહ શરૂ થયો અમે શહેર અને ગામડામા જવાબદારી સભાળી ઘૂમવા લાગ્યા દર અઠવાડિયે સત્યાગ્રહના અનુભવો લખીને મોકનતા ગયા અને મેઘાણીભાઈ શણગારી શણગારીને 'ફૂલછાબ મા છાપતા ગયા અમારી આ લેખમાળામાથી શ્રી રામનારાયણ પાઠકે 'રાજકોટ સત્યાગ્રહ' નામે પુસ્તક પ્રગટ કરેન એ વખતે એક ખેડુને નામે સૌ પ્રથમવાર અમે દુહા જોડેલા આ દુહા રાવણહથ્થા ઉપર ચડીને ગાજવા લાગેના

રાજકોટનો પહેલો સત્યાગ્રહ ગાધીજી વચમા પડતા થભેલો ત્યા મેઘાણીભાઈનુ કહેણુ આવ્યુ કે

"હવે પ્રસંગાલેખનને બદલે તમે જ 'ફૂલછાબ'માં જોડાઈને મારો ભાર હળવો કરો."

## પત્રકારત્વ પ્રજાઉત્થાનના ભાગરૂપ

પણ એ બને કેવી રીતે? પત્રકારત્વને અને અમારે (એટલે કે મારે અને મારા નાનેરા ભાઈ સમા નિરંજન વર્માને) સીધો કશો સંબંધ નહિ. ૧૯૩૪માં જેલમાંથી છૂટયા પછી અમે પ્રજા ઉત્થાનનું જ કામ કરવાનો નિરધાર કરેલો. એ મુજબ અમે અમારું કામ કર્યે જતા હતા. અમારા નિરધારના ફલસ્વરૂપ વાંકાનેરમાં મારા ઘરમાં શ્રી. રતુભાઈ અદાણીએ અને મેં ચર્માલયથી કામની શરૂઆત કરેલી. એ ચર્માલય છ માસ બાદ અમરેલીના તરવડા ગામે લઈ ગયેલા. સૌરાષ્ટ્રના નાના મોટા પ્રજાજીવનના પ્રસંગો સાથે સંકળાઈને અમે સૌ અમારું કામ કર્યે જતા હતા. મિત્રો અને મુરબ્બીઓ દ્વારા મેઘાણી ભાઈની સમજાવટ અને આગ્રહ ચાલુ જ રહ્યાં કે: 'ફૂલછાબ' એ પ્રજાઉત્થાનના કાર્યનો જ એક ભાગ છે, ને હું પણ એ જ કારણે જોડાયો છું."

## જોડાયા કાર્યના ભાગરૂપે

છેવટ અમારા મુરબ્બી શ્રી. નાથાલાલ મ. શાહનો સ્નેહ જીતી ગયો ને એવું નક્કી થયું કે સૌરાષ્ટ્રના પ્રજાઉત્થાનના અન્ય કાર્યમાં જે કાંઈ અમારા ભાગે આવે તે કરવાની સગવડ સાથે 'ફૂલછાબ'માં જવાબદારી સ્વીકારવી. અને એ રીતે હું અને મારા મિત્ર નિરંજન વર્મા ૧૯૩૯માં 'ફૂલછાબ'માં જોડાયા. એ જ અરસામાં આજે અમરેલી જિલ્લામાં સમાજ કલ્યાણ અધિકારી છે તે શ્રી. વજુભાઈ વ્યાસ પણ 'ફૂલછાબ'માં જોડાયા. ત્યારે તેઓ હજી યુવાનીના ઉંબરમાં પગ જ માંડતા હતા.

'ફૂલછાબ' તરફથી પ્રગટ થયેલા અમારા પ્રથમ પુસ્તક "કાઠિયાવાડના ઘડવૈયા"ની પ્રસ્તાવનામાં શ્રી. મેઘાણીભાઈએ એનો ખાસ નિર્દેશ કર્યો છે: "આ બે ભાઈઓ સૌરાષ્ટ્રના નવવિધાનના જ કાર્યકરો છે. નાની મોટી લડતોના લડવૈયાઓ અને નાનાં મોટાં રચનાત્મક કાર્યોના કરવૈયાઓ છે. પત્રકારિત્વને પણ તેમણે બન્નેએ પૂર્વજીવનના સાતત્ય લેખે જ સ્વીકાર્યું છે. 'ફૂલછાબ'ના પત્રકારિત્વ માટે મેં નિરધારેલું જે સંસ્કારવિધાન તેને અમલમાં લાવવાનો તેમનો મોટો હાથ છે."

## મેઘાણીભાઈનું સંસ્કાર વિધાન

શ્રી. મેઘાણીભાઈએ પુરોગામી 'ફૂલછાબ' કરતાં જુદું નિરધારેલું કર્યું એ સંસ્કાર વિધાન!

વિઘાતક પ્રચાર–દાવાનળની 'રોશની'ને સ્થાને વિધાયક સંસ્કારલક્ષી સાહિત્યરંગી પત્રકારત્વની જ્યોત ચેતાવવી.

માનવભાવના છેદ ઉડાડતા ઉગ્ર પ્રહારોને સ્થાને માનવતાનાં સર્વ અંગોને સ્પર્શે તેવી બહુરંગી કટારો નીપજાવવી.

વેરાનમાં ઘસડી જતા આંધી વંટોળનાં આંદોલનોના સ્થાને રચનાત્મક અને નક્કર જીવનની વિકાસક મંજિલ તરફ કદમ ઉઠાવવાં.

સત્યાન્વેષણની સાન પ્રગટાવવા તુલનાત્મક અભ્યાસદૃષ્ટિ કેળવવી.

માનવલીલા અને માનવસંપર્કની લીલીછમ માહિતીથી પત્રકારત્વની સામગ્રી રોચક અને જીવંત બનાવવી.

વાંઝણી સનસનાટી, મિથ્યા કડાકૂટ અને વ્યર્થ વાદોના જળજળાટથી પત્રકારત્વને ન અંજાવા દેવું, ન અભડાવવું.

સમતા અને સર્જનકલાને પ્રલોભન કે કોઈ પ્રકારના દબાણની બાંદી ન બનવા દેવી.

સ્વધર્મ અને શક્તિમર્યાદા સમજી ૧૦૦ ટકા શ્રમ કરવો.

કોઈ પણ વાત વિગત કે પ્રસંગમાં મહત્વ, મર્મ અને રહસ્યને પામીને જ એને ન્યાય આપવો. નિર્ભેળ લોકક્ષેત્રને જ નજરમાં રાખવું.

ગજગ્રાહ તો ત્યારે ય હતો

અસીધારા વ્રત જેવું દોહ્યલું હતું મેઘાણી ભાઈના પત્રકારત્વનું આ સસ્કાર વિધાન એને નખશીખ રાષ્ટ્રીયતાના અને ઇન્સાફના અડગ આગ્રહી શ્રી નાથાભાઈ શાહનો સહારો મળી ગયો પણ સંજોગો તમામ પ્રતિકુળ

મેઘાણીભાઈ 'ફૂલછાબ'ના પુરોગામી સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'મા કઈ રીતે જોડાયા તેની વાત પોતે જ 'હું પહાડનું બાળક' એમા ટૂકમા આલેખી છે રજવાડા સામેની શ્રી અમૃતલાલ શેઠની જગી જેહાદ એ કાળના રાષ્ટ્રીય જુવાળમા આવેલા જુવાનોને અતિ આકર્ષક બની રહેલી પણ જેટલુ ઊજળુ એટલુ દૂધ નથી હોતુ. વળી મેઘાણીભાઈ જેવા સુવાળા દિલના માણસને પોતાને પણ પોતાની મર્યાદાઓ હતી

૧૯૨૬મા આતરિક મતાગ્રહો, દુરાગ્રહો, અને પૂર્વગ્રહોને કારણે મેઘાણીભાઈને 'સૌરાષ્ટ્ર' છોડવુ પડેલુ. ત્યારે એમને સૌરાષ્ટ્રના ખડેરો અને સૌરાષ્ટ્રના સાગર કિનારે રખડવાનો વધુમા વધુ અવકાશ મળ્યો એક યા બીજી રીતે તેઓ સૌરાષ્ટ્ર સસ્થા સાથે જોડાયેલા જ રહ્યા એમના પુસ્તકો 'સૌરાષ્ટ્ર' સસ્થા તરફથી પ્રગટ થતા જ રહ્યા મેઘાણીભાઈ જોડાયેલા રહ્યા ૧૯૩૦મા સત્યાગ્રહમા કામ તો કરતા જ હતા. પણ એમના રાષ્ટ્રગીતોએ આગ પેટાવી અને જ્યારે એ ગીતો તેઓ પોતે જ ગાતા ત્યારે કાયરોને પણ શહીદી માટેનું શૂર ચડવા લાગ્યુ સરકારની આખમા આવ્યા. ખોટા ગુના નીચે પકડીને અઢી વરસની જેલ ઠમકારી દીધી

શ્રી શેઠની કામચલાઉ નિવૃત્તિ

૧૯૩૨મા છૂટયા. શ્રી શેઠ વિલાયત ગના મેઘાણીભાઈ 'ફૂલછાબ'મા જોડાના પણ પોતાના સસ્કારવિધાનને મોકળા ન મળતા પોતે જ ખસીને માર્ગ આપ્યો. મુબઈ 'જન્મભૂમિ'મા જોડાયા

'સૌરાષ્ટ્ર' સસ્થામા અતરગ્લહ વધી પડેલો સર્વસત્તા હાથ કરવાના દાવ ખેલાવા મડેલા ૧૯૩૪-મા શ્રી અમૃતલાલ શેઠ સામે એમના જ અનુયાયી મિત્રો તરફથી આક્ષેપનામુ ઊભુ થયુ. ગાધીજીને સોપાયુ, ગાધીજીએ શ્રી શેઠને તત્કાળ નિવૃત્તિ લઈ લેવાની ભલામણ કરી તત્કાળતો શ્રી. શેઠ 'જન્મભૂમિ' ને 'ફૂલછાબ' છોડી આલમોડા ચાલ્યા ગયેલા જે મિત્રોએ શ્રી શેઠ સામે આક્ષેપો કરેલા તેમની સામે પણ તપાસ ચાલી એમને સસ્થા છોડવી પડી

જવાબદારી મેઘાણીભાઈના શિરે

આમ વિખવાદને કારણે વહીવટ બદલતા મિત્રોએ 'ફૂલછાબ'નું સચાલન હાથ ધરવા મેઘાણીભાઈને ફરજ પાડી પોતાની નાજુક તબિયતે અનિચ્છાએ ટૂકા સમય માટે ને તત્રી તરીકે નામ ન મૂકવાની શરતે મેઘાણીભાઈએ તે સ્વીકારી ત્યારે શ્રી કકલભાઈ કોઠારીએ ફૂલછાબના ઘણાખરા સાથીદારો સમેત અમદાવાદમા 'નવસૌરાષ્ટ્ર' સાપ્તાહિક શરૂ કરી 'ફૂલછાબ' સામે મોરચા માડેલા

વ્યવસ્થા વિભાગનું સચાલન સભાળતા શ્રી નાથાભાઈનું નામ તત્રી તરીકે મુકાયેલુ ચાલુ વિખવાદના ફણગારૂપે શ્રી નાથાભાઈ ઉપર ખોટી રીતે પોલીસ પગલુ ભરાવાતા શ્રી. મેઘાણીભાઈએ પડકાર ઝીલી લીધો ને સામે ચાલીને 'ફૂલછાબ'ના ચાલુ છાપકામ દરમિયાન તત્રી તરીકે પોતાનું નામ મુકાવ્યુ.

મેઘાણીભાઈએ ફૂલછાબ હાથમા લીધુ ત્યારે તત્રીમડળમા તેઓ એકલા જ હતા બીજા બધા વિભાગોમા અનાવસ્થા. 'સૌરાષ્ટ્ર' પત્રના જન્મથી આજના અખબારી જગતના અર્થમા 'સૌરાષ્ટ્ર' કે 'ફૂલછાબ' આર્થિક રીતે કદી સમૃદ્ધ નહિ. સમૃદ્ધિ રાજકારણની પોતની શકિતની, લોકજાગૃતિની અને પત્રકારત્વના ઉજળા ઓઢણાની

અડીખમ થઈ ઊભા રહ્યા

જેમ તત્રીમડળમા કોઈ નહિ તેમ ખબરપત્રીઓની વ્યવસ્થા પણ પ્રતિસ્પર્ધીઓએ ખોરવી નાખેલી વેચાણ વ્યવસ્થાનુ પુનરથાપન કરવાનુ વિધાતક પ્રચારનો પ્રબળ સામનો કરવાનો અને કાર્યાલયના માણસોમાથી ઊડી ગયેલો વિશ્વાસ પુનસ્થાપન

કરવાનો. પણ મિત્રોની હુંફ, બાકી રહેલા કર્મચારીઓની નિષ્ઠા અને શ્રી. મેઘાણીભાઈ તથા શ્રી. નાથાભાઈની ભડવીરાઈથી 'ફૂલછાબ' અડીખમ ઊભું થઈ રહ્યું.

મેઘાણીભાઈ સારી પેઠે રળી શકયા હોત. એમ જ શ્રી. નાથાભાઈ વેપારધંધામાં પરોવાઈ શકયા હોત પણ એમની સમાજનિષ્ઠા તો જુઓ! 'ફૂલછાબ'માંથી શ્રી. મેઘાણીભાઈ માસિક માત્ર ૭૫ રૂપિયા જ લેતા. શ્રી. નાથાભાઈ એથી યે ઓછા લેતા, અને અમે જરૂર જોગા માત્ર ૩૫-૩૫ રૂપિયા જ લેતા. નાના મોટા તમામ વચ્ચે પરિવારનો ઘમરાટ હતો.

## અડીખમ પણ ઊર્મિલ

મેઘાણીભાઈ કહેતા: એકલો તંત્રી શું કરે? આ તો આપણા સૌનું સહિયારું કામ, કોઈ તંત્રીએ અભિમાન રાખવા જેવું નથી કે છાપું હું જ ચલાવું છું. એમ ચલાવવા જાય તો એના એકલાનું જ અભિમાન એમાં ઊતરે." મેઘાણીભાઈ તંત્રને ટીમવર્ક કહેતા. તે દિવસે વાણી અને વર્તન વચ્ચે આજના જેવો વિઘાતક વિસંવાદ ન હતો. માથાકૂટ થઈ પડે ત્યાંથી ઊટા રહેવાનું મેઘાણીભાઈ પસંદ કરે એમ બનતું. લાજ આબરૂ લૂગડામાં છે એમ પણ માનતા, પણ દંભના તેઓ દુશ્મન હતા.

મેઘાણીભાઈની ઊર્મિલ પ્રકૃતિ, અતિઋજુ હૃદય. આંખની તકલીફ, હાથે આવી જતો કંપવા અને માનસિક ઉદ્વેગથી મેઘાણીભાઈ થાકયે જતા હતા અને જવાબદારી વધ્યે જતી હતી.

તંત્રીમંડળમાં કેટલાક અણઘડ આવતા અને છૂટા થયે જતા. ૧૯૭૯માં અમે જોડાયા ત્યારે શ્રી. મેઘાણીભાઈ ઉપરાંત એક માત્ર શ્રી. મગનલાલ સતીકુમાર જ તંત્રીમંડળમાં હતા, જેમની આંતરરાષ્ટ્રીય નોંધો ખૂબ લોકપ્રિય બનેલી.

## મેઘાણીભાઈની કાર્ટૂન-કલા

અમે 'ફૂલછાબ'માં આવ્યા એ હતો બુધવારનો દિવસ. એ દિવસે કાર્ટૂન તૈયાર થઈ જવું જોઈએ. સવારમાં જ મેઘાણીભાઈ કાર્ટૂન તૈયાર કરવા બેઠા. ભાંગેલો ખડિયો ને તૂટલી કાતર, કાગળિયાના કટકા ને ચિત્રો-કાર્ટૂનોના ઢૂથા એમણે એમના પહોળા ટેબલના પેટમાંથી બહાર કાઢયા. જાણે જાદુગરની કોથળી ઠલવાણી. મંડયા લપેડા મારવા. પછીથી લીટા ન ફાવે એટલે હોલ્ડરની ટાંકથી લીટા તાણે. ટાંકથી લીટા તાણવાની એકાગ્રતામાં પીંછી નીચે મૂકવી ભૂલી જાય ને ઝીણી કારીગીરીવાળા કામની પડખે લપેડો તણાઈ જાય. એ લપેડાને ભૂંસવા તરત સફેદાનો કૂચડો ફેરવે ને વણસુકાયેલી કાળી શાહી સફેદાને યે કાળો બનાવી મૂકે. શાહીની એ ફાંસલાજાળને તડકે સુકાવા મૂકી પોતે જૂનાં ચિત્ર ફેંદે ને એમાંથી કોઈ કાઢે નદી ને કોઈ કાઢે ક્રિકેટ ખેલાડી. એકનું લે માથું ને બીજાના લે ટાંટિયા. ચોડીને તૈયાર કર્યું એક ચિત્ર. એક જોઈતું ચિત્ર ન મળ્યું એટલે રાંદલમાના જેવું મોરું પોતાના હાથે ચીતરી નાખ્યું ને બીજું જોઈતું ચિત્ર ન મળ્યું એટલે પ્રેત ભૂમિમાંથી ચાલ્યા આવતા હોય તેવા પગના લીટા તાણી માર્યા, બે કલાકે કાર્ટૂન તૈયાર થવા આવ્યું પણ કાર્ટૂનમાં નીચે જવાળાઓ મૂકવાની હતી એ ન ફાવી એટલે થાકીને ઊંચે નજર કરી.

## કોણ મારીને ફૂરહું!

અમે એમનો જાદુનો ખેલ નીરખતા સામે જ બેઠા હતા. અમને કહે: "તમને કાંઈ ચિત્ર આવડે છે? અહીં જરાક જવાળાઓ કરવી છે, પણ ફાવતી નથી."

એમનું ચિત્રકામ એ કામનો એકડો ય ન જાણનારને અડપ ચડાવે તેવું હતું, એટલે અમે ય હાથને હિંમત આપીને લીટા મારી દીધા ને કાર્ટૂન થઈ ગયું તૈયાર. જૂનાગઢની નવાબીનો એ જમાનો. પ્રજાનો એની સામેનો જુવાળ અને રજવાડી અમલદારશાહીનો એ કાળનો દોર. એની સામેનું એ કાર્ટૂન હતું. એનું શીર્ષક લખ્યું: "કોણ હોમે છે આ હોળીનું નાળિયેર?"

કાર્ટૂન તૈયાર થઈને બ્લોક વિભાગમાં સ્થિર સ્વરૂપ પામવા રવાના કર્યું એટલે અમને કહે:

"અહીં તો ભાઈ કોણી મારીને ફૂરકુ ઊભુ કરવાની વાત છે અહીં તો તંત્રી યે આપણે ને ખબરપત્રીએ આપણે બનવુ પડે કવિ યે થવુ પડે ને સમાલોચક પણ બનવુ પડે તમને થશે કે આ પત્રકારત્વ તો કોણ જાણે કેવુ ય હશે પણ આપણુ પત્રકારત્વ તો કોણી મારીને ફૂરકુ ઊભુ કરવાની કળા"

એ કળા એમણે ફૂલછાબના એકેએક ભાગમા તો વાપરી બતાવેલી પણ એની છેલ્લી ટોચ આ કાર્ટૂન હતી

### મેઘાણીભાનો નવીનતા-પ્રેમ

પત્રકારત્વનો એમનો બીજો પાયો હતો નવીનતા દર અઠવાડિયે 'ફૂલછાબ'મા કાઈક નવીન મૂકવુ જ જોઈએ વિષય નવીન ટોવો જોઈએ, એનુ લેખન નવીન હોવુ જોઈએ, તેની ગોઠવણી નવીન હોવી જોઈએ ગોઠવણીના ટાઈપ પણ નવીન હોવા જોઈએ એકધારિતા તો એમને ગમતી જ નહિ જો કોઈ જાતની લેખમાળા કે લેખન સામગ્રી એકધારા બે ત્રણ અઠવાડિયા આવે તો તેઓ મુઝાઈ પડતા તરત એ કહેતા

"આને બદલીએ તો ભાઈ ! કાઈક નવીન આપીએ"

એકધારા તો એમને પોતાના ખુરશી ટેબલ પણ ગોઠવાયેલા ન ગમતા થોડાક અઠવાડિયા થાય અને એ ફેરવી નાખે. ખુરશી આગળ મૂકે ને ટેબલ પાછળ મૂકે ટેબલ ઊગમણુ મૂકે ને ખુરશી આથમણી મૂકે ગોઠવીને કહે "હા હવે ઠીક છે આ બરાબર Comfortable છે" પણ એ તો થોડાક જ અઠવાડિયા ઠીક રહે ફરી પાછી એમા નવીનતા આવી જ હોય એવી નવીન ગોઠવણી કરતા કરતા તો એક વખત ઑફિસમા સૌની સામે પીઠ અને ભીંત સામે મો આવી ગયેલુ ! કોઈ આવીને જુએ તો લાગે કે ઑફિસના માણસોથી થાકયા છે કે શુ ?

આ તો ભાઈ લખવા જેવુ

પણ છાપામા નવીનતા લાવવી કેટલી કઠણ છે એ તો જેમણે છાપામા કામ કર્યુ હોય એને જ ખબર પડે, ને એમાય આ તો મેઘાણીભાઈની નવીનતા, અમારા તંત્રીમંડળના ટાઢા કોઠાના એક ભાઈ થાકીને એક વખત હળવેકથી બોલી ઊઠેલા "હે ભાઈ ! આ વખતે તો આપણા અંક પર જ લખી નાખીએ કે આ અંક નવીન છે ! તો ?"

સાભળીને મેઘાણીભાઈ ખડખડાટ હસી પડેલા મશ્કરી જેમ કરી શકતા તેમ ઝીલી યે બરાબર શકતા એ પછી એમણે નવીનતાનુ નામ મૂકી દીધુ અલબત્ત, બે-ત્રણ અઠવાડિયા જ બે-ત્રણ અઠવાડિયાની એ પણ એક નવીનતા બની ગઈ !

આ નવીનતા શોધવાની એમની શકિત અજબ હતી ચારેબાજુ એમની નજર ફરતી રહેતી કોઈને કલ્પના ય ન આવે એવા વિષયો પકડે ને એને લખવા માટે કહે એમા પાસ્ટમોર્ટમ માટે આવેલુ 'શબ' પણ આવે ને ગામડા ગામના ટપલીના દુ ખ પણ આવે ગામડાનો માથાભારે માણસ પણ આવે અને પાવૈયાનો મઠ પણ આવે

એમની સાથે વાતો કરવા બેસ એટલે મૂઆ પડયા કાઈક વાત કરીએ એટલે બોલી ઊઠે ઓહો, ભાઈ ! આ તો લખવા જેવુ આ તો ભાઈ ઘણુ સરસ આ તો લખવા જેવુ, પછી અમારી વચ્ચે "આ તો ભાઈ લખવા જેવુ એ ચલણી સિક્કો થઈ ગયેલો કોઈ બોલે તો તરત એને સાભળવા મળે કે આ તો ભાઈ ! લખવા જેવુ !

( ક્રમશ )



# સરતાનજીના રણસાં

દાદુભાઈ પ્ર. ગઢવી

કચ્છની એ વેરાન ધરતી ઉપર અંધારું ઊતરતું આવે છે. લાંબો પંથ કરીને થાકી ગયેલો ચારણનો ઘોડો થાબલાં ભરતો આવે છે. બાવળની કાંટચમાંથી બોલતી ચીબરીના લવારા સાંજની સજાવટને ગૂંગળાવી મૂકે છે. આજુબાજુમાં દસ–દસ ગાઉ ઉપર કોઈ ગામ નથી. આવા નિર્જન રસ્તે ચારણ મારગ કાપ્યે જાય છે.

સવારથી કસુંબો નહીં લીધેલો એટલે ચારણની કાયા સાંધે સાંધેથી તૂટતી હતી. ભૂખે અને દુખે ગળે કાંચકી બાઝી ગઈ હતી. ચારણે હાથની છાજલી કરીને ચારે દિશાએ જોયું. થોડે દૂર એક દીવો ટમટમતો હોય તેવું દેખાયું. ચારણે તે તરફ ઘોડું મરડયું. પોતાનો હાથ ન ભળાય તેવા ઘાટા અંધારામાં ચારણ ઘોડાને ડચકારતો ડચકારતો દીવાના પ્રકાશ પાસે આવ્યો. પ્રકાશને અજવાળે આવતાં તો તેને કોઈ આદમી કળાયો. આદમીના ગળામાં હીરનો ગંડો અને ગંડાની મધ્યમાં સાચો હીરો ઝળકતો હતો. તે હીરો ચારણને દીવા જેવો લાગતો હતો.

નખથી શીખ સુધી નમણા આદમીને ચારણ એકીટશે જોઈ રહ્યો. શરીર ઉપર નવશા (વરરાજા)નાં કપડાં હતાં. હાથમાં હેમના કડાની વચમાં મીંઢોળ બાંધ્યો હતો. માથે બાંધેલી પાઘડી ઉપરથી કોઇ રાજકુમાર જેવો લાગ્યો. ચારણને થયું આવી અસૂરી વેળાએ આ વરલાડડો અહીં શું કરવા ભટકતો હશે? ચારણને કંઈ સમજાણું નહીં. મનમાં ને મનમાં નવે લાખ લોબડિયાળીના જાપ જપવા ચારણે ચાલુ કરી દીધા.

"કાં, જાડેજી આવે છે?" આદમીએ સવાલ કર્યો. ત્યાં તો ઘોડાની પડઘી લાગી. ચારણ આંખનો પલકારો મારે ત્યાં તો એ પચાસે અસવારો ચારણ ફરતા વીંટળાઈ વળ્યા. ચારણના શરીરમાં એક લખલખું આવી ગયું. અંગેઅંગમાં પરસેવો વળી ગયો.

"શું ખબર લાવ્યા છો? બોલોને ઝટ!" આદમીએ બીજો સવાલ કર્યો.

"કોના ખબર? શું ખત? કોણ જાડેજી? હું કાંઈ સમજતો નથી બાપા!" ચારણની લોચો વળી ગયેલી જીભ ઉપર માંડ માંડ આટલા શબ્દો આવ્યા.

આમ કહેતાં તો ચારણ માથે પચાસ તલવારો તોળાઈ ગઈ. ચારણનો જીવ તાળવે ચોંટી ગયો.

વરરાજા જેવા લાગતા આદમીએ "સબૂર" કહી હાથ ઊંચો કર્યો અને ચારણને પૂછયું: "કેવા છો?"

"છું તો ચારણ." જીવતદાનની માગણી કરતો હોય એમ ચારણે કહી દીધું.

"ચારણ છો?" એક સાથે પચાસે જણના મોઢામાંથી આ વેણ નીકળ્યું. સબોસબ તલવારો મ્યાનમાં સમાઈ ગઈ. મીંઢોળ બાંધેલા જુવાને ચારણનું બાવડું ઝાલીને કહ્યું:

"લ્યો હવે કવિરાજ! હેઠા ઊતરો અને કસુંબો લેતા જાવ."

ચારણ ઘોડેથી હેઠો ઊતર્યો. ખીસામાંથી ડાબલી કાઢીને જુવાને ચારણને કાંકરીક અફીણ દીધું. ચારણના હાથ બહેર મારી ગયા હતા. કેમેય આંગળીઓ લગામેથી જુદી પડતી ન હતી. માંડ માંડ હાથ છૂટો પડયો. જુવાનના હાથનું અફીણ લેતાં ચારણે પૂછયું:

"તમે કોણ છો?"

"અમે? હેંહેંહેંહેં!" જુવાન ખડખડાટ હસ્યો. ચારણનું કાળજું વધારે એક વખત ફફડયું.

"હું એક તરસ્યો આદમી છું, ગઢવી!" આદમીએ ધારદાર નજર નોંધીને કહ્યું.

"તો પછી મારા ખડિયામાં પાણીની બતક ભરી છે. પાણી પાઉં?" ચારણે દયા દેખાડી.

"અહીં તો ભાઈ ખીલી મારીને ફૂરડુ ઊભુ કરવાની વાત છે અહી તો તંત્રી યે આપણે ને ખબરપત્રીએ આપણે બનવુ પડે કવિ યે થવુ પડે ને સમાલોચક પણ બનવુ પડે તમને થશે કે આ પત્રકારત્વ તો કોણ જાણે કેવુ ય હશે પણ આપણુ પત્રકારત્વ તો ક્યાણી મારીને ફૂરડુ ઊભુ કરવાની કળા"

એ કળા એમણે ફૂલછાબના એકએક ભાગમા તો વાપરી બતાવેલી પણ એની છેલ્લી ટોચ આ કાર્ટૂન હતી

મેઘાણીભા નો નવીનતા-પ્રેમ

પત્રકારત્વનો એમનો બીજો પાયો હતો નવીનતા દર અઠવાડિયે 'ફૂલછાબ'મા કાઈક નવીન મૂકવુ જ જોઈએ વિષય નવીન હોવો જોઈએ, એનુ લેખન નવીન હોવુ જોઈએ, તેની ગોઠવણી નવીન હોવી જોઈએ ગોઠવણીના ટાઈપ પણ નવીન હોવા જોઈએ એકધારિતા તો એમને ગમતી જ નહિ જો કોઈ જાતની લેખમાળા કે લેખન સામગ્રી એકધારા બે ત્રણ અઠવાડિયા આવે તો તેઓ મુઝાઈ પડતા તરત એ કહેતા

"આને બદલીએ તો ભાઈ ! કાઈક નવીન આપીએ"

એકધારા તો એમને પોતાના ખુરશી ટેબલ પણ ગોઠવાયેલા ન ગમતા થોડાક અઠવાડિયા થાય અને એ ફેરવી નાખે ખુરશી આગળ મૂકે ને ટેબલ પાછળ મૂકે ટેબલ ઊગમણુ મૂકે ને ખુરશી આથમણી મૂકે ગોઠવીને કહે "હા હવે ઠીક છે આ બરાબર Comfortable છે' પણ એ તો થોડાક જ અઠવાડિયા ઠીક રહે ફરી પાછી એમા નવીનતા આવી જ હોય એવી નવીન ગોઠવણી કરતા કરતા તો એક વખત ઓફિસમા સૌની સામે પીઠ અને ભીત સામે મોં આવી ગયેલુ ! કોઈ આવીને જુએ તો લાગે કે ઓફિસના માણસોથી થાકયા છે કે શુ ?

આ તો ભાઈ લખવા જેવુ

પણ છાપામા નવીનતા લાવવી કેટલી કઠણ છે એ તો જેમણે છાપામા કામ કર્યું હોય એને જ ખબર પડે, ને એમાય આ તો મેઘાણીભાઈની નવીનતા, અમારા તંત્રીમડળના ટાઢા કોઠાના એક ભાઈ થાકીને એક વખત હળવેકથી બોલી ઊઠેલા "હે ભાઈ ! આ વખતે તો આપણા અક પર જ લખી નાખીએ કે આ અક નવીન છે ! તો ?"

સાભળીને મેઘાણીભાઈ ખડખડાટ હસી પડેલા મશ્કરી જેમ કરી શકતા તેમ ઝીલી યે બરાબર શકતા એ પછી એમણે નવીનતાનુ નામ મૂકી દીધુ અનત્ત, બે-ત્રણ અઠવાડિયા જ બે-ત્રણ અઠવાડિયાની એ પણ એક નવીનતા બની ગઈ !

આ નવીનતા શોધવાની એમની શકિત અજબ હતી ચારેબાજુ એમની નજર ફરતી રહેતી કોઈને કલ્પના ય ન આવે એવા વિષયો પકડે ને એને લખવા માટે કહે એમા પાસ્ટમોર્ટમ માટે આવેલુ 'શબ' પણ આવે ને ગામડા ગામના ટપલીના દુ ખ પણ આવે ગામડાનો માથાભારે માણસ પણ આવે અને પાવૈયાનો મઠ પણ આવે

એમની સાથે વાતો કરવા બેઠા એટલે મૂઆ પડયા કાઈક વાત કરીએ એટલે બોલી ઊઠે ઓહો, ભાઈ ! આ તો લખવા જેવુ આ તો ભાઈ ઘણુ સરસ આ તો લખવા જેવુ, પછી અમારી વચ્ચે "આ તો ભાઈ લખવા જેવુ એ ચલણી સિક્કો થઈ ગયેલો કોઈ બોલે તો તરત એને સાભળવા મળે કે "આ તો ભાઈ ! લખવા જેવુ !

( ક્રમશ )



# સરતાનજીના રણમાં

દાદુભાઈ પ્ર. ગઢવી

કચ્છની એ વેરાન ધરતી ઉપર અંધારું ઊતરતું આવે છે. લાંબો પંથ કરીને થાકી ગયેલો ચારણનો ઘોડો થાબલાં ભરતો આવે છે. બાવળની કાંટ્યમાંથી બોલતી ચીબરીના લવારા સાંજની સન્નવટને ગૂંગળાવી મૂકે છે. આજુબાજુમાં દસ-દસ ગાઉ ઉપર કોઈ ગામ નથી. આવા નિર્જન રસ્તે ચારણ મારગ કાપ્યે જાય છે.

સવારથી કસુંબો નહીં લીધેલો એટલે ચારણની કાયા સાંધે સાંધેથી તૂટતી હતી. ભૂખે અને દુખે ગળે કાંચકી બાઝી ગઈ હતી. ચારણે હાથની છાજલી કરીને ચારે દિશાએ જોયું. થોડે દૂર એક દીવો ટમટમતો હોય તેવું દેખાયું. ચારણે તે તરફ ઘોડું મરડયું. પોતાનો હાથ ન ભળાય તેવા ઘાટા અંધારામાં ચારણ ઘોડાને ડચકારતો ડચકારતો દીવાના પ્રકાશ પાસે આવ્યો. પ્રકાશને અજવાળે આવતાં તો તેને કોઈ આદમી કળાયો. આદમીના ગળામાં હીરનો ગંઠો અને ગંઠાની મધ્યમાં સાચો હીરો ઝબકતો હતો. તે હીરો ચારણને દીવા જેવો લાગતો હતો.

એડીથી શીખ સુધી નમણા આદમીને ચારણ એકીટશે જોઈ રહ્યો. શરીર ઉપર નવશા (વરરાજા)નાં કપડાં હતાં. હાથમાં હેમના કડાની વચ્ચમાં મીંઢોળ બાંધ્યો હતો. માથે બાંધેલી પાઘડી ઉપરથી કોઇ રાજકુમાર જેવો લાગ્યો. ચારણને થયું આવી અસૂરી વેળાએ આ વરલાડડો અહીં શું કરવા ભટકતો હશે? ચારણને કંઈ સમજાયું નહીં. મનમાં ને મનમાં નવે લાખ લોબડિયાળીના જાપ જપવા ચારણે ચાલુ કરી દીધા.

"કાં, જાડેજી આવે છે?" આદમીએ સવાલ કર્યો. ત્યાં તો ઘોડાની પડઘી લાગી. ચારણ આંખનો પલકારો મારે ત્યાં તો એ પચાસે અસવારો ચારણ ફરતા વીંટળાઈ વળ્યા. ચારણના શરીરમાં એક લખલખું આવી ગયું. અંગેઅંગમાં પરસેવો વળી ગયો.

"શું ખબર લાવ્યા છો? બોલોને ઝટ!" આદમીએ બીજો સવાલ કર્યો.

"કોના ખબર? શું ખત? કોણ જાડેજી? હું કાંઈ સમજતો નથી બાપા!" ચારણની લોચો વળી ગયેલી જીભ ઉપર માંડ માંડ આટલા શબ્દો આવ્યા.

આમ કહેતાં તો ચારણ સાથે પચાસ તલવારો તોળાઈ ગઈ. ચારણનો જીવ તાળવે ચોંટી ગયો.

વરરાજા જેવા લાગતા આદમીએ "સબૂર" કહી હાથ ઊંચો કર્યો અને ચારણને પૂછયું: "કેવા છો?"

"છું તો ચારણ." જીવતદાનની માગણી કરતો હોય એમ ચારણે કહી દીધું.

"ચારણ છો?" એક સાથે પચાસે જણાના મોઢામાંથી આ વેણ નીકળ્યું. સબોસબ તલવારો મ્યાનમાં સમાઈ ગઈ. મીંઢોળ બાંધેલા જુવાને ચારણનું બાવડું ઝાલીને કહ્યું:

"લ્યો હવે કવિરાજ! હેઠા ઊતરો અને કસુંબો લેતા જાવ."

ચારણ ઘોડેથી હેઠો ઊતર્યો. ખીસામાંથી ડાબલી કાઢીને જુવાને ચારણને કાંકરીક અફીણ દીધું. ચારણના હાથ બહેર મારી ગયા હતા. કેમેય આંગળીઓ લગામેથી જુદી પડતી ન હતી. માંડ માંડ હાથ છૂટો પડયો. જુવાનના હાથનું અફીણ લેતાં ચારણે પૂછયું:

"તમે કોણ છો?"

"અમે? હેહેહેહે!" જુવાન ખડખડાટ હસ્યો. ચારણનું કાળજું વધારે એક વખત ફફડયું.

"હું એક તરસ્યો આદમી છું, ગઢવી!" આદમીએ ધારદાર નજર નોંધીને કહ્યું.

"તો પછી મારા ખડિયામાં પાણીની બાતક ભરી છે. પાણી પાઉં?" ચારણે દયા દેખાડી.

"ના ના કવિરાજ ! મારી તરસ તો મોટા રણ જેટલી છે, એ બતકના પાણીથી ન છીપે લ્યો આ અફીણની ડાબલી અને માડો સગકાવા' આમ કહી આદમીએ ચપટી વગાડી

તરત જ ચારણે ઘોડે રાગવાળાને ઘોડાને એડી મારી. પાછળ રીડિયા રમણ થયા "મારો મારો કાપો' ચારણે એક ગાઉ સુધી પાછુ વાળીને ન જોયુ

બળદનો વેપાર કરનારો એ કચ્છનો ચારણ પડખેના ગામમા આ પો ઓળખીતા માણસનુ ઘર ગોતીને સૂઈ રહ્યો ચારણને વાગુ કરવાની સો ન રહી સવારે ઊઠીને ચારણે રાતની ખીના ઘરધ ને કહી ઘરવણી ફાટી આખે ચારણ સામે જોઈ રહ્યો "ગઢવી ! તમે જીવતા આવ્યા એ જ મોટો અચબો કહેવાય હજી સુધી એ જગ્યાએથી વાત કરવા કોઈ જીવતુ આવ્યુ નથી માતાજીનો પાડ માનો"

"પણ એ ચરીતર હતુ શુ ? એ વાત કહો' ચારણે ઉત્સુકતાથી પૂછ્યુ અને ઘરધણીએ માડીને વાત કહી

"વૈશાખ મહિનાની અજવાળી નીજનો દિવસ તે દી આથમવાની તૈયારીમા હતો કચ્છની આ ધરતી પર તે દી ધૂળની ડમરીઓ ચડી અને આભ ધૂધળો થયો વાગનેરનો ઝાનો રાણો સરતાનજી જાડે માણસે જાન જોડીને આડસર ગામે હથેવાળે પરણવા જઈ રહ્યો હતો ભાતીગળ શણગારથી ઓપતા ઊટ અને નમણા રૂપાળા ઘોડા પર ગનખાની આટિયા ળિયુ પાઘડિયુ વાળા દો સોક જાનૈયા આ ગામને પાદરેથી નીકળ્યા રેશમી ફીનખાબની સોનેરી કોર વાળા પટોળાના બુગના બાધેલો એક એક જાનૈયો વરરાજા જેવો લાગતો હતો સાચા મખમલની ઝૂલે ઝૂલતા હાથી ઉપર ઈદ્ર રાજા જેવો સરતાનજી વર લાડડો બેઠો હતો વાજતે ગાજતે જાન આડસર જઈ રહી હતી'

"આડસરનો સીમાડો આવ્યો અને જાનૈયા એ કચ્છની એ ધૂળને ઝાપટી લૂગડા સમાનમા કર્યા માથાની પાઘડીઓ જરા ઠીકઠાક કરી લીધી ટીના પડી ગયેલા ઘોડાના તગને કસકસાવી લીધા ઊટના કાગને ય જરા સમાનમા કર્યા [illegible] જાન થોડો વિસામો લઈને હાલતી થાય છે ત્યા ઘોડાના ડાબ [illegible] ની પડઘી વાગી'

"બધમ બડધમ થાતો એક ઘોડેસવાર જાન ના ઘોડા સોસરવો પડયો અને એક જાનૈયાની માથેથી ભાનાની અણીએ પાઘડી ખેચતો ગયો જાનૈયા કહે "એના પાઘડી લઈને ગયો ગયો" એમ કરતા હતા ત્યા બીજો સવાર આવ્યો અને બીજા જાનૈયાની પાઘડી લેતો ગયો ઝાનાઓ સાબાબાકા થઈ ગયા જાનૈયાની ચપળતાએ તેમને ભોગ પાડી દીધા"

"પચીસેક ઘોડા પર આડસરથી સૂરમા જુવાનીઆઓ ચડયા હતા અને આમ ઝાનાની જાન નુ પાણી લઇ વહ્યા ગયા જાનમાથી "જો જો જાન નહી' કહીને પાચેક અસવારો પડઝમવાળાની વાસે ચડયા અને બીજાઓએ પાઘડિઓના વીટા કરીને તગ નીચે દાબી દીધા થોડીવાર થઈ ત્યા પાચેય જુવાનિયા વીલા મોઢે પાછા ફર્યા પડઝમના અસવારોએ કાઈ ફાવવા ન દીધી જાનૈયાને અજાણી સીમમા આગીએ ચડાવીને નીકળી ગયા'

"અહી સરતાનજી પાછા આવેલા જુવાનોને જોઈને કાળઝાળ થઈ ગયા, "હડ નમાલાવ !' કહી હાથીએથી ઠેકડો માર્યો ઝબ દઈને એક જાનૈયાના ઘોડા પર આવ્યા જાનૈયાને બાવડેથી ઝાલીને પૂળાનો ઘા કરે એમ ફગાવ્યો અને ઘોડુ ઉપાડયુ ખરરરરર

પાછળથી ડાહ્યા માણસોએ કહ્યુ "અરે હા હા હાં રહેવા દો, સરતાનજી તમે રહેવા દો' પણ ત્યા તો ઘોડુ કયાનુ કયા નીકળી ગયુ પાછળ બીજા પાચેક જાનૈયા ગયા'

"અહી આડસરના જુવાનિયા ભાનાની અણીએ ઝાનાઓની આટિયાળી પાઘડીઓ રમાડતા જાય છે ત્યા સરતાનજી પહોચ્યા ભેસોના ટોળામાથી પાડો પાડાને કાઢે એમ એક જુવાનને બહાર કાઢનો કોઈ ઝાટકીને તલવારનો ઘા કર્યો જમણો હાથ ખભામાથી નોખો પડી ગયો જમણા હાથ સાથે

ભાલો ને પાઘડી લઈ લીધી અને સરતાનજીએ બીજાને આંતર્યો, બીજાનેય ડાબેરી કરી મૂક્યો. બન્ને [illegible]તી પાઘડીઓ અને જાડેજાના જમણા હાથે ઝાલેલા ભાલા સાથે સરતાનજીએ "આવજો ભાયડા થઈને!" કહીં મારી મૂક્યાં. પાછળથી પડઝમના એક જુવાને ફેરવીને બરછીનો ઘા કર્યો. પણ ઘા અચૂક હતો. બરછી સરતાનજીની પીઠમાં ભચ દઈને ખૂંચી ગઈ, પણ સરતાનજી ઘોડેથી પડ્યા નહીં."

"જાનમાં આવીને સરતાનજીએ પાઘડીઓ વાળા ભાલાં અને હાથના પૂળાનો ઘા કર્યો. ઘોડેથી હેઠા ઊતરવા ગયા ત્યાં સરતાનજી પડી ગયા. "શું થયું? શું થયું?" કહેતાં કહેતાં જાનૈયા પડખે આવ્યા. પાછળ વાંસામાં જોયું ત્યાં બરછીનો હાથો જ દેખાતો હતો.

"ગજબ થયો" કહીને એક જણે બરછી કાઢવા હાથો ઝાલ્યો ત્યાં સરતાનજીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું: "એ બરછીને હમણાં કાઢતા નહીં. કોઈ માણસ મોકલીને આડસર રાણીને ખબર મોકલાવો." જાનૈયાના મોઢા ઉપર મશ ઢળી ગઈ. એક ઢાઢીને આડસર દોડાવ્યો.

અહીં આડસરના દરબારગઢમાં ધ્રુસકે ઢોલ વાગી રહ્યા છે. શરણાઈઓના ચહકાટા અને લગનગીતનું ઝકોળ બોલી રહ્યા છે. ઓરડામાં સખીઓ કુંવરીને શણગારી રહી છે. એમાં ઢાઢીએ ખબર દીધા કે કુંવરીબાને કહીએ કે સરતાનજીનું મોઢું જોવું હોય તો જલદી પહોંચી જાય. ઘડી બે ઘડીની રમત છે. "પણ શું? વાત તો કરો?" બધાના મોઢામાંથી એક જ શબ્દ નીકળ્યો.

"વાત શું કરું? મારું કપાળ? તમારા પડઝમ ચડેલા અસવારે સરતાનજીને બરછી મારી." ઢાઢીએ વાત કરીને રીસ હાલવી.

આડસરના માંડવડે બળતા ઝાકળમાળ દીવડા ઝાંખા પડી ગયા. ઢોલની દાંડી વાગતી બંધ થઈ. ગામજનોના મોઢા પર મશ ઢળી ગઈ. સહુનો હરખ હૈયામાં જ સમાઈ ગયો અને ઓરડે કુંવરીબાને આ વાતના ખબર દીધા.

હજી તો પીઠી ભરેલા હીંગળોકિયા શરીર પર સાળુ લપેટાતો હતો. નથના મોતીની સેર હજી અંબોડે ખોસી પણ ન હતી જમણા હાથની ટચલી આંગળીને રંગવી બાકી હતી. કપાળમાં તાણેલી આડ પર ટીલીઓની એક હાર ચોંટાડવી બાકી હતી. માથાના વાળે મોતી પરોવવાં બાકી હતાં. આંખોમાં આંજેલાં આંજણ હજી પૂરાં કર્યાં ન હતાં. ત્યાં તો કોઈકે કહ્યું કે કુંવરીબાને કહો કે સરતાનજીનું એક વાર મોઢું જોઈ લ્યે. આમ ઓચિંતું તેડું આવ્યું અને પીઠી ભરેલી જાડેજી ફફડી ગઈ. હૈયામાં ધ્રાસકો પડ્યો. પણ અટાણે રડવાનો વખત ન હતો. એમને એમ વેલમાં બેસી ગઈ.

અહીં સરતાનજીના જીવને અને જમને વાદ હાલે છે. "જાડેજી......જાડેજી" કરતાં કરતાં સરતાનજીનું ગળું સુકાવા લાગ્યું. રાણીએ આવીને સરતાનજીનું માથું ખોળામાં લીધું.

"ઝાલારાજ...મારા ઝાલારાજ" પણ આટલા શબ્દો સાંભળ્યા ત્યાં સરતાનજીની આંખ રાણી સામે છેલ્લીવાર ઊઘડી અને કાયમ માટે બીડાઈ ગઈ. રાણીએ માથે માથાં પછાડ્યાં. રાણીના કપાળમાં ચોડેલા ચાંદલાનાં કંકુ રેલાયા અને સરતાનજીના કપાળ ઉપર પડ્યાં. માંહી આંસુનો અભિષેક થયો. અવળા મોઢે ઊભેલા જાનૈયાઓએ ભાલાની અણીએ દાઢી ટેકી પશ્ચાતાપનાં આંસુ વહાવ્યાં. આજુબાજુમાંથી રાણીએ લાકડાં મગાવ્યાં અને ચે ખડકાવી. સરતાનજીનું માથું ખોળામાં લઈ અંતરિયાળ જાડેજી સતી થઈ. વાંકાનેરના માણસોએ સોગિયાળા મોઢે વાંકાનેરની વાટ પકડી અને આડસરના માણસોએ આડસરની.

વાત કરી ઘરધણીએ ગળું ખંખેર્યું અને ચારણ તંદ્રામાંથી જાગ્યા.

આમ વાત બની ગયેલી. ગઢવી તે દાયી ત્યાં નવા દિવસે ચરિતર થાય છે. તમે તો ચારણ એટલે જોગમાયા બેરે આવી અને બચી ગયા. બાકી બીજા તો કેટલાય ત્યાં બેના માર્યા ભરખાઈ ગયા છે. કોઈ વાત કહેવા જીવતું રહેતું નથી.

# જીવનની સાર્થકતા.

માણસને જીવવા માટે માત્ર ભોજનની જ નહિ પણ પ્રેમ અને સદ્ભાવની પણ જરૂર છે.

જીવનમાં ખાવાપીવાનું જેટલું મહત્ત્વ છે એટલું જ ભાવના અને સૌંદર્યનું પણ છે.

જીવન એક કલા છે અને નિયોજન તેનો પાયો છે.

આપણે જીવનનાં અન્ય ક્ષેત્રોમાં આયોજન સ્વીકારીએ છીએ તો પછી આપણું કુટુંબ પણ નાનું રાખવા તેનો સહારો કાં ન લેવો?

જીવનમાં પ્રેમ, વાત્સલ્ય, સહકાર અને સદ્ભાવ માટે અપનાવો—કુટુંબ નિયોજન.

davp 71/017 GJ

# ગ્રાહકોને ખાસ નોંધ લેવા વિનંતી

૧– ઊર્મિનવરચનાનું પોસ્ટીંગ દર માસની છેલ્લી તારીખે થાય છે. એટલે તા. ૧ થી ૩માં દેશમા ગમે તે સ્થળે પહોચી જાય.

૨– અંક ન મળે ત્યારે તા. ૮મી સુધીમા પોસ્ટ ઓફિસે તપાસ કરીને 'ઊર્મિનવરચના' ના કાર્યાલયે જણાવવુ. એટલે અંક સીલીકમા હશે તો જ તા. ૧૫મી સુધીમા મોકનાશે. તા ૧૫મી પછી અંક ગૂમ થયાની ફરિયાદ ઉપરથી અંક મોકલવાની કોઈ સભાવના નહિ રહે.

૩– કેટલાક ગ્રાહકો બે ત્રણ કે ચાર મહિના બાદ અંકો ન મળતા હોવાની ફરિયાદો કરે છે. તેમને નોધ લેવાની વિનતી છે કે અંક પ્રગટ થયા પછીની તા. ૧૫મી સુધીમા ફરિયાદ મળે ને અંક સીલીકમા હોય તો જ મોકલી શકાશે.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પછી કેટલાકને પોસ્ટલ સર્ટીફીકેટથી અંકો મોકલાય છે. એવા પો. સ. વાળા અંકો પણ ન મળ્યાની ફરિયાદ આવે ત્યારે એ રીતે અંકો ગૂમ થાય એની જવાબદારી સસ્થા ઉઠાવી શકે નહિ.

૫– પત્રવ્યવહાર કરતી વખતે અને મ. ઓ. કરતી વખતે ગ્રાહક નંબર અચૂક લખવા વિનતી છે.

૬– લવાજમ મળ્યા પછી જ અંકો મોકનાશે.

વ્ય. 'ઊર્મિનવરચના'

---

# આમ પરચણા

ગીતાજીએ શરીરને વસ્ત્ર સાથે સરખાવ્યું છે. પણ એ વસ્ત્રની સુંદરતા કેવી હોય શકે? દાસ કબીરે વણેલી કર્મ-ભક્તિ ને જ્ઞાનની ચાદર સમી. એ ચાદરના વેલબુટ્ટા તો કર્મયોગીઓ ભક્તો અને જ્ઞાનીઓ ભરે.

મીરાં તો છેવટ બધા રાગોથી વિરક્ત બનતી અંધકારમાં પ્રકાશનું આવાહન કરે છે. 'ઓઢું કાળી કામળી દૂજો દાઘ ન લાગે કોઇ' અને દાઘ લાગે તો કેવા લાગે? આકાશની ઓઢણી જેવા.

નશ્વર દેહને પણ ઓપાવે ને ડાઘા ન પડે એવી નવરંગ ચૂંદડી ઓઢવાના મનોરથો ભક્તોએ વ્યક્ત કર્યા છે. અપરૂપ સુંદર છતાં એની નશ્વરતા ભક્તો કયારેય ભૂલ્યા નથી એવું એક પ્રાચીન ગીત અહિં રજૂ કર્યું છે. નામાચરણ મીરાંબાઈના નામનું છે. પણ મીરાંના નામે જ કોઈએ પ્રગટ કરેલું છે.

ભાવ ઘણો ઉચ્ચ છે. નામના મોહને એણે દેહની ચૂંદડીની નશ્વરતામાં ગાળીને મીરાંને નામે ચઢાવેલ છે કારણ કે એણે નામની કીર્તિની નશ્વરતા પીછાણી છે:

સરસ્વતી માતરે! બ્રહ્મા પુત્રી! વિનવું રે બ્રહ્મા પુતરી;
લાગું રે કાંઈ રઘુવરને પાય, રંગાવો રામા! ચૂંદડી–

ચૂંદલડીના ચટકા દહાડા ચાર, ચૂંદલડીમાં ચોખલિયાળી ભાત
રંગાવો રામા! ચૂંદડી–

રૂખડિયાં વાવ્યાં રે કાંઈ હરજીવનના હાટનાં;
વાવ્યાં રે કાંઈ અપરંપાર– રંગાવો રામા ચૂંદડી–

સુકુળવંતી નારી રે ચૂંદલડીનાં સૂતર કાંતે;
કાંત્યાં છે કાંઈ સવા મહિને શેર– રંગાવો રામા ચૂંદડી–

ચૂંદલડીના તાણા રે તાણે રાણી રાધિકા;
હાંરે એનો વણનારો દીનાનાથ– રંગાવો રામા ચૂંદડી–

ચૂંદલડીનાં બીબાં રે ચત્રભૂજે ઢાળિયાં;
પાડી છે કાંઈ નવરંગી ભત્ય– રંગાવો રામા ચૂંદડી–

ચૂંદલડીને છેડે રે ચારે ખૂણે મોરલા;
વચમાં છે કાંઈ પૂનમકેરો ચાંદ– રંગાવો રામા ચૂંદડી–

ઓઢીને પહેરીને રે નગરી માંહે સાચર્યા;
દીપાવી કાંઇ ધ્રુવને પ્રહલાદ– રંગાવો રામા ચૂંદડી

ગુરૂને પરતાપે રે મીરાંબાઈ બોલિયાં
ચૂંદલડીને કાંઇ સતનો છે આધાર– રંગાવો રામા ચૂંદડી.

# રાજકીય સદ્ધરતામાં લોકોના યોગક્ષેમનું શું ?

સંપાદકીય

ઈંદિરાજી કેન્દ્ર કક્ષાએ જે કરી શક્યાં તે ગુજરાતમાં ઘનશ્યામભાઈ રાજ્યકક્ષાએ ન કરી શક્યા. જમીનની ટોચ મર્યાદા અને શહેરી મિલ્કતની ટોચ મર્યાદા સંબંધે શાસક કોંગ્રેસના સંસદીય પક્ષમાં ડાબેરી અને જમણેરી એવા બે ભાગ પડી ને સામ સામા આવી ગયા છે. આંતરિક મતભેદો હોવા તે એક વસ્તુ છે પણ આ તો આંતરિક હાડ વિરોધ પ્રગટ થયા અને સામસામા મોરચાબાજી માંડી રહ્યા છે. શા. કોં. ના સંસદ પક્ષના હોદ્દેદારોની ચૂંટણીમાં આ બન્ને બળો સામ સામા સંગઠન બાંધીને ઝૂઝયાં.

ડાબેરીમાં ઉદ્દામ સામ્યવાદીઓ લેખાય છે. જેનું બળ શાસક કોંગ્રેસના ૩૬૨ સભ્યોમાં બધું મળીને ૧૨૭ની સંખ્યાનું ગણાય છે. જયારે કિસાન લોબીમાં ૨૦૦ની સંખ્યા ગણાય છે, આ સંખ્યા બળ ઓછું વધતું હોઈ શકે, પણ મૂળ વાત તો શાસક પક્ષમાં રહેલા એક બીજાથી વિરોધી હિતો અને વિચારોનો સંઘર્ષ હવે બહાર આવવા માંડયો છે.

## શા. પક્ષનો આંતર ઉદ્વેગ

ટોચ મર્યાદાના પ્રશ્ને અને દિલ્હીની વિલીંગ્ડન હોસ્પીટલમાં શાસક કોં. પક્ષના સંસદ સભ્ય શ્રી. શૈનાની અંગે જે પ્રશ્ન ઊભો થયો, એમાં તો શા. કોં. ના જ કેટલાક સભ્યો શા. કોં.ની સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત લાવવા સુધી પહોંચી ગયેલા. એ પ્રકરણ શાસક કોંગ્રેસમાં ભારે શિસ્તભંગ સુધી પહોંચી ગયેલું. પણ એનું બીજું પાસું એ છે કે આ સંસદ સભ્યો ગમે તે પક્ષના હોય છતાં જન-સામાન્યથી પોતાને કાંઈક વિશેષ માને છે. એટલે બધી બાબતોમાં વિશેષ અધિકારો ભોગવે છે ને એ ન ભોગવી શકાય તો પક્ષના કે પ્રજાના હિતના ભોગે તે ભોગવવા જાનથી લડે છે.

નાની કે મોટી કોઈ પણ સરકારી સગવડ મેળવવા માટે જનસામાન્યને કેટલા હાડવ હાડય ને હુડયે હુડયે થવું પડે છે તે આ સંસદ સભ્યો અને વિધાન સભાના સભ્યો શું નથી જાણતા ? છતાં પ્રજાએ જેમને ચૂંટીને મોકલ્યા છે એવા એના આ પ્રતિ-નિધિઓ પ્રજાને સરકારી સગવડ મેળવવા ભોગવવી પડતી હાડમારી માટે કેમ રૂંવાડું ય નથી ફરકાવતા ? આવા જ કોઈ કારણસર મહારાષ્ટ્રના એક સભ્યને લોકોએ ગધેડે બેસાડીને, માથે ચૂનો ચોપડીને ગામમાં ફેરવ્યા હશે ને ?

## પક્ષ છોડીને ચાલ્યા જાઓ !

ટોચ મર્યાદાના અને શૈનાનીના પ્રશ્ને સામ-સામા આવી ગયેલા સંસદ સભ્યોને ઈંદિરાજીએ ઉધડા લીધા એ તો પક્ષની શિસ્તને તોડવા માટે અને પક્ષના ચૂંટણી ઢંઢેરાના કાર્યક્રમના અમલ સામે જે માથાં ઊંચકાઈ રહ્યા છે તે માટે.

ત્યારે ઈંદિરાજીએ પક્ષના બન્ને છેડાના અંતીમવાદીઓ અને મર્યાદાભંગ કરનારાઓને ખુલ્લી ચેતવણી આપી દીધી કે જેઓ પક્ષના કાર્યક્રમ અને ઉદ્દેશની મર્યાદામાં રહીને કામ ન કરી શકે તેઓ પક્ષ છોડીને ચાલ્યા જાય.

ગુજરાતમાં મુખ્યપ્રધાન ઘનશ્યામભાઈએ મુખ્ય પ્રધાનપદે આવતાં જાહેરાત કરેલી કે ગુજરાત રાજ્ય લોટરી નહિ કાઢે. દારૂબંધીનું પાલન કરશે ને તેને મજબૂત બનાવશે.

## પ્રધાનમંડળની પ્રતિમા ખરડાઈ

મુખ્ય પ્રધાનની આ જાહેરાત સામે કોઈ વિરોધપક્ષના નહિ પણ પોતાના જ પક્ષના સભ્યો-માંથી કેટલાકે દારૂબંધી ઢીલી કરવા ને કેટલાકે કાઢી નાખવાની જાહેર ચર્ચાઓ આદરી. ધારાસભામાં પણ એના પડઘા પડયા. તાડી પ્રતિબંધ સામે પક્ષના જ સભ્યો તરફથી ઝૂંબેશ શરૂ થઈ. એ પછી આરોગ્ય મંત્રી અને નાણા મંત્રીએ દારૂબંધી શિથિલ બના-

વળી જોઈએ એવા નિવેદનો કર્યા.

શાસક કોંગ્રેસના ધારાસભ્યો અને મંત્રીઓના આવા નિવેદનોના વ્યાપક પડઘા પડયા. ગુજરાત સરકારની દારૂબંધી અંગેની નીતિ અંગે શંકાઓ પેદા થવા લાગી અને પ્રધાનમંડળની પ્રતિમા ઊભી થતા જ ખરડાઈ, છતા આવા નિવેદનોનો જવાબ મુખ્ય પ્રધાને આ લખાય છે તે તા ૨૮મી મે સુધી નથી આપ્યો.

## મંત્રીઓ મુકાબલાને માર્ગે ?

લોકોને લાગ્યુ કે ધારાસભ્યો કે મંત્રીઓથી બોલાઈ ગયુ હશે, પણ એકવાર પ્રધાનમંડળની બેઠક મળશે એટલે બધુ ઠેકાણે પડી જશે પણ પ્રધાન મંડળની બેઠક મળી ગયા પછી પણ નાણાંમંત્રીના લોટરી અને દારૂબંધીની ફેરવિચારણા કરવા અંગેના નિવેદનો થતા રહ્યા છે, છતા મુખ્યપ્રધાને કશી જ સ્પષ્ટતા કરી નથી ત્યારે એમ માનવાને કારણ મળે કે મુખ્યમંત્રી પણ દારૂબંધી અંગે ફેરવિચારણા કરવાની તરફેણમા વળ્યા હોય, અથવા મુખ્યમંત્રીની કેબીનેટના સભ્યો મુખ્યમંત્રીના કાબુમા નથી. રાજકોટ જિલ્લા પંચાયતના પ્રમુખને પરદેશ જતા વિદાયમાન આપવાનો પ્રશ્ન એની ગવાહી પૂરે છે અને એને આનુસંગિક વિકસેલા સંજોગોમા પણ

મુખ્ય પ્રધાને જાહેર કરેલી લોટરી અને દારૂબંધી અંગેની નીતિનો પ્રશ્ન પ્રધાનમંડળના સભ્યો કે સભ્ય વડે જ ધુંધવાઈ રહ્યો છે, પછી એ ધુંધવાટના મૂળમા જે હોય તે, પણ ગુજરાતના મુખ્ય પ્રધાન ઈંદિરાજીની જેમ એમ નથી કહી શકયા કે "કાર્યક્રમ અને ઉદ્દેશની મર્યાદા જે ન જાળવી શકે તે પ્રધાનમંડળ છોડીને અથવા શાસકપક્ષ છોડીને ચાલ્યા જાય."

## સમિતિમા શા સારૂ હાકલ કરી ?

મુખ્ય પ્રધાન જાહેર રીતે ભલે અન્ય પ્રધાનો કે ધારાસભ્યોના દારૂબંધી વિરોધી વિધાનોનો વિરોધ ન કરે, પણ અંદરખાને વળી દારૂબંધીમા માનતા લાગે છે. કારણ કે સણોસરામા મળેલ સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિની બેઠકમા ખેતીવાડી અને પંચાયત ખાતાના મંત્રીશ્રીએ ત્યા જતા એવી હાકલ કરી કે. "દારૂબંધી કાઢો એમ કહેવાની કોઈ હીમત ન કરે એવુ વાતાવરણ સર્જો."

કોણે આવુ વાતાવરણ સર્જવાનુ ? સૌ રચનાત્મક સમિતિએ ? બહુ દુઃખ સાથે કહેવુ પડે છે કે સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિએ મુખ્યત્વે ખાદીમા જ પોતાની સમગ્ર શક્તિ રોકી દીધી છે. થોડી ઘણી ચામડાના સામાન કે કયારેક બીજા ઉદ્યોગમા શિક્ષણ કાર્ય તો એની સાથે જોડાયેના કાર્યકરોની પ્રવૃત્તિ છે Birds of feather fleck together જેવુ છે એ સમિતિએ ખાદીકાર્યમા અસાધારણ પ્રગતિ કરી છે. ઘણા દારૂડિયા પણ ખાદી પહેરતા થઈ ગયા, પણ ગાંધીજીની સમાજ પરિવર્તન માટેની કઈ કઈ પ્રવૃત્તિમા સમિતિએ ખાદી જેવો રસ લીધો છે ? સમિતિની બીજી બધી પ્રવૃત્તિઓ અતિ ગૌણ અને રાહતરૂપ રહી છે. જેમ માણસને ધર્મ કરતા અર્થમા જ રસાનંદ વધુ રહે એના જેવુ છે એ ધર્મક્રિયા કરાવનાર કે ધર્મોપદેશ કરનારને પણ અર્થમા જ વધુ રસ હોય છે, ને અર્થ બીજી એકેય પ્રવૃત્તિમા નહિ પણ ખાદીમા છે પછી સમાજ પરિવર્તનની માથાફોડમા કોણ પડે ? અલબત્ત, ભાષણો બધા ગાંધી-વિનોબા ને સર્વોદયને અનુલક્ષીને જ થાય છે

## સંસારી પાસે સાધુની ફરિયાદ

સમિતિને દારૂબંધીની નીતિમાંથી દારૂબંધીમા વિશેષ રસ રહી નથી રહ્યો ત્યારે કૃષિમંત્રીએ શુ જોઈને સમિતિમા દારૂબંધીની હાકલ કરી હશે ? જૂના રચનાત્મક જોડીદારોને જોઈને ? કે પછી સમિતિ દ્વારા પ્રજાને હાકલ કરી હશે ? કે પછી સમિતિ વર્ષોથી રાજકરણના પોદળામા સાંઠો ખોસીને બેઠી છે એટલા માટે ?

દારૂબંધી કાઢવાની વાત તો શાસક કોંગ્રેસના ધારાસભ્યો અને મંત્રીઓમાથી શરૂ થઈ છે ત્યારે એ ધારાસભ્યો ને મંત્રીઓ દારૂબંધી કાઢવાની વાત કરવાની હિંમત ન કરી શકે એવુ

સમિતિએ ને જનતાએ કરી દેવું? સમિતિમાં તો ૯૯ ટકા સંસ્થા કોંગ્રેસમાં જોડાયેલા ભાઇ બહેનો છે.

૧૯૬૩–૬૪માં જૂનાગઢના સાધુઓ ભારત સાધુ સમાજના પ્રમુખ તુકડોજી મહારાજને પોતાની અનેક મુશ્કેલીઓ વહીવટી તંત્રને મળીને દૂર કરવા વિનંતી કરતા હતા. ત્યારે તુકડોજી મહારાજ કહે : 'જમાનો તો જો આવ્યો છે! પહેલાં સંસારીઓ સાધુ પાસે ફરિયાદ કરતા હતા, હવે સાધુ સંસારી પાસે ફરિયાદ કરે છે.'

## ઓડચોડ વેતરણ થઇ ગઇ છે ને!

ફરિયાદ તો શાસકપક્ષના ધારાસભ્યો ને મંત્રીઓ સામે છે. એમાં બહારનો એક માત્ર ઉમેરો પાછળથી બારીઆના જયદીપસિંહનો જ થયો છે. જે જયદીપસિંહને દારૂબંધીના સર્વોચ્ચ હિમાયતી શ્રી. મોરારજી દેસાઈએ સંસ્થા કોંગ્રેસમાં સમાવીને પ્રધાનપદું આપેલ.

આ બધું જોતાં લાગે છે કે ઘણું બધું અવળું સવળું ગોઠવાયા કરે છે. શ્રી. મોરારજી દેસાઇએ દારૂબંધીના પ્રખર હિમાયતીઓ એવા જૂના જોડીદારોને પડતા મેલેલા ને બારીઆ, વડોદરા ને ચૂડા વગેરેના દારૂના હિમાયતી નરેશોને પોતાના પડખે લઈ હિતેન્દ્રના પ્રધાનમંડળમાં સમાવેલા. જેમાંથી એકેય એની પડખે ન રહ્યા ને એ બધા દારૂના હિમાયતી તો રહ્યા જ.

ગુજરાતમાં શાસક કોંગ્રેસમાં અને સંસ્થા કોંગ્રેસ તથા રચના કાર્ય કરતી સંસ્થાઓમાં ઘણા કાર્યકરો છે કે જેને પોતાના નવા રાજકીય સાથીદારો કરતાં જૂના જોડીદારો સાથે અનેક પ્રકારે વધારે નિકટતા હોય. પણ રાજકારણના નવા પ્રવાહમાં નિકટતમ સાથીઓ એકબીજાની સાથે ગોઠવાઈ શકયા નથી. કેટલાકની સ્થિતિ નવા વટલેલા જેવી છે. એથી છટપટાયા કરે છે. રચનાકારણમાં ગણાતા કેટલાક રાજકારણના જીવ પોતાની માની લીધેલ પ્રતિષ્ઠાને આંચકો ન આવે એમ ઓળિયાં કેમ બદલાવવાં એની મૂંઝવણમાં પડયા છે.

## ઇંદિરાજી સામે એવું થાય?

આ બધું તો ઠીક પણ લોટરી અને દારૂબંધી અંગે પોતાના જોડીદારોને બોલતા બંધ કરવાની હિંમત મુખ્ય પ્રધાન નથી કરી શકતા તે બહારનાની મદદથી બોલતા બંધ કરવા છે?

ગુજ. પ્ર. કોં. સમિતિના પ્રમુખ શ્રી. ઝીણાભાઈ દરજીએ એવો બચાવ કર્યો છે કે 'એ તો પ્રધાનોનાં વ્યકિતગત મંતવ્ય છે.' ઈંદિરાજીએ એકવાર પોતાની નીતિને ઉદ્દેશ પ્રમાણેનો કાર્યક્રમ જાહેર કર્યો હોય, પછી એમના પ્રધાન મંડળના સભ્યોમાંથી જેને વિરોધ હોય એવા પ્રધાનો પોતાના વ્યકિતગત વિરોધ ને અંગત મંતવ્યોનાં જાહેર નિવેદનો કરી શકે ખરા? બીજી જ ક્ષણે એ પ્રધાન મંડળ કે પક્ષમાં હોઈ શકે ખરા?

## કઈ વિચારસરણીની ભૂમિકા પર?

ગુજરાતના પ્રધાનમંડળના સભ્યોમાં એ અંગત મંતવ્યો કોઈ સૈદ્ધાન્તિક કે વિચારસરણીની ભૂમિકા ઉપર રચાયેલાં હશે કે પછી અંગત રાગદ્વેષ ઉપર? દારૂ દ્વારા ગરીબોને વધુ ગરીબ બનાવીને પછી એ પૈસા દ્વારા કઈ રીતે 'ગરીબી હટાવો'નો કાર્યક્રમ હાંસલ થઈ શકે? વિશ્વના કયા સમાજવાદનો એ તરીકો હોઈ શકે?

નાણાંમંત્રીએ લોટરીના કારણમાં એમ મનાવવાનો પ્રયત્ન કર્યો કે માણસમાં 'સટોડિયા વૃત્તિ – જુગારીવૃત્તિ પડી જ છે. અરે માણસમાં તો ઘણી ઘણી વૃત્તિઓ પડી છે. ડાર્વિનની થીઅરી પ્રમાણે તો વાંદરાઓમાંથી આદમજાતનો વિકાસ થયો છે. એટલે પાશવતાની તમામ વૃત્તિઓનાં મૂળ માનવીમાં પડેલાં જ છે. ત્યારે સમાજવાદ માનવીને એમાંથી આગળ લઈ જવા માટે છે કે પાશવતાને મોકળું મેદાન આપવા માટે?

## સટોડિઆવૃત્ત એટલે મૂડીવાદ

આ સટોડિયાવૃત્તિ એટલે એકાએક પૈસાદાર થઈ જવાનો પ્રારબ્ધવાદ. આ પ્રારબ્ધવાદનું પોષણ

સમાજને ફોલી ખાનારા સંપ્રદાયોએ કર્યું છે. મૂડીવાદ પ્રારબ્ધવાદનું જ ફરજંદ છે. કશા જ પરિશ્રમ સિવાય કોઈકના પરિશ્રમ દ્વારા ઉત્પન્ન થયેલ સંપત્તિના એકાએક માલિક થઈ જવું એ મૂડીવાદનો જ આત્મા છે. ત્યારે આ મૂડીવાદી અર્થકારણની જુગારી મનોવૃત્તિ દ્વારા નાણાંમંત્રી કયો સમાજવાદ લાવવા માગે છે ?

## સંપત્તિવાદ ને સમાજવાદ

સમાજવાદ એટલે સમાન પરિશ્રમ દ્વારા ઉત્પન્ન થયેલ સંપત્તિનો સમાન ભોગવટો. ત્યારે લૉટરી તો સમાજમાં અંધાધુંધ અસમાનતા ઊભી કરી દે છે. કશા જ પરિશ્રમ સિવાય માણસમાં એકાએક લક્ષાધિપતિ થવાની લાલચ પેદા કરે છે. પુરુષાર્થને હણે છે. માનવીને આળસુ અને પારકા ધનનો લાલચુ બનાવે છે. 'એકાએક આવી પડેલી સંપત્તિ એની સાથે બીજા કયા કયા દુર્ગુણો નથી લાવતી ? લૉટરી કાયદેસરનો જુગાર છે. એટલે લૉટરી સિવાયના જુગારની અન્ય પદ્ધતિઓને ઉત્તેજન આપે છે.

જુગાર અને દારૂ એ માસિયાઈ ભાઈ થાય. જુગારમાં આવેલો પૈસો દારૂમાં ને ભોગવિલાસમાં ખરચાય. એટલા માટે જ નાણાંમંત્રી દારૂબંધીની ફેર વિચારણા માગતા હશે. જેથી લૉટરી દ્વારા જે પૈસો જુગારી મનોવૃત્તિવાળાને અપાય તે પાછો દારૂ દ્વારા લઈ લેવાય. જુગાર પછી દારૂ પીનારો વધુ ભાગે વિલાસ ને વ્યભિચાર તરફ જ વળે. પંજાબ સૌથી વધુ કમાય છે. સૌથી વધુ પૈસો દારૂમાં અને પછી ભોગ વિલાસમાં ખર્ચે છે.

## પાપ દ્વારા પુણ્ય ?

એક બાજુ વેચાણવેરા, આવકવેરા, સીધા અને આડા કરવેરા દ્વારા, અનેક પ્રકારના લાગા દ્વારા, જમીનની ટોચ મર્યાદા અને શહેરી મિલકતની ટોચ મર્યાદા દ્વારા આપણે સંપત્તિની મર્યાદા બાંધવી છે અને બીજી બાજુ અનેકને લૉટરી દ્વારા લૂટીને થોડાકને આડેધડ માલદાર બનાવી દેવા છે ? લૉટરી અને દારૂ ગરીબી વધારવાનાં સાધન છે, તેના દ્વારા ગરીબી હટી કેવી રીતે શકે ? પાપના કારખાના દ્વારા પુણ્ય કેવી રીતે રળાય ?

ત્યારે આ કોઈ અંગત મંતવ્યોને આભારી નથી, પણ મંત્રીઓના અરાજક માનસને આભારી છે. વાત અહીંથી જ અટકતી નથી, પણ જે પ્રકારના ઉદ્ઘાટનો અને ઉદ્બોધનો થાય છે તે જોતાં આ માનસિક અરાજકતા રાજકર્તા શાસક પક્ષમાં સાર્વત્રિક છે. ને સૌ પોતાની રાજકીય સદ્ધરતા માટે જ ઝૂઝે છે.

## ધન્યવાદ ગુજરાત સરકારને

ગુજરાત રાજ્યે નાના ખેડૂતોનું મહેસુલ માફ કર્યું, માધ્યમિક શિક્ષણ મફત આપવાનો નિર્ણય લીધો, ખાનગી જંગલોનું રાષ્ટ્રીયકરણ કરવાનું નક્કી કર્યું, સરકારી કર્મચારીઓને નોકરીના પ્રશ્નો સંબંધે કોર્ટમાં જવું પડે છે તેને બદલે સર્વિસ ટ્રીબ્યુનલ નીમવાનું નક્કી કર્યું કે જેથી કર્મચારી ટ્રીબ્યુનલની અપીલમાં સંતોષ ન જ મેળવે તો હાઈકોર્ટમાં જરૂર જાય. એ બધા નિર્ણયો માટે ગુજરાત સરકારને 'ખૂબ ખૂબ ધન્યવાદ. સવાલ તો બધા નિર્ણયોની જાહેરાત પછી જ શરૂ થાય છે તેના ન્યાયી ને ઝડપી અમલનો. વળી ગુજરાત સરકારે વાર્ષિક ૭૫ લાખનું મહેસુલ માફ કર્યું, પણ સંભવ છે કે એ મહેસુલ વસૂલ કરવા પાછળની યોજના અને ખર્ચ વધુ રહેલાં હોય. એમાં તો સરવાળે સરકારને જ થોડો ફાયદો થયો છે. ખેડૂતો તો એ ટૂંકી જમીનમાંથી વધુ પાક લેવાની સ્થિતિ પ્રાપ્ત કરે ત્યારે જ એને ફાયદો થયો કહેવાય.

## રાજકીય લાભો ખાતર ?

માધ્યમિક શિક્ષણ સાથે ખાનગી સંસ્થાઓ તરફથી લેવાતી ફીના અનેક પ્રશ્નો સંકળાયેલા છે. સારું શિક્ષણ લેવા જતાં વિદ્યાર્થીઓના વાલીઓને જે માર પડે છે, તેમાં વિદ્યાર્થી સારું શિક્ષણ મેળવે ને વાલીને આર્થિક માર ન પડે એનો રસ્તો કાઢવાનો બાકી જ રહે છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની સુવિધા અને ફરજિયાત શિક્ષણના પ્રશ્નો પણ લટકતા જ રહે છે.

નાના ખેડૂતોના મહેસુલની માફી અને મફત માધ્યમિક શિક્ષણ એ બંને વર્ષોથી ડોવાતા રાજકીય સવાલો હતા. ઊઠતી બજારે હિતેન્દ્ર સરકારે મરતી ગાયનું કૃષ્ણાર્પણ કરીને એનું પુણ્ય રળવા ઝપટ કરેલી, પણ ધાર્યા એવા પાસા ન ઢળ્યા. એમાં વહુ-એ બામણને હાથ એંઠા હોતાં લોટ ન આપ્યો ને સાસુજી છણી હાલ્યાં કે 'વહુ શેની ના પાડે ? પાડું તો હું પાડું" એવું ય થયું. શાસક પક્ષમાંથી મફત માધ્યમિક શિક્ષણ સામે વિરોધ પણ થયો. ચૂંટણી આવતાં એ પૂણ્ય રળી લેવા શાસક પક્ષનાં ઢંઢેરામાં એ આઈટમો દાખલ કરાઈ. પછી જેનો વિરોધ કર્યો હતો એ ગાંધીનગરનો પાટનગર તરીકે સ્વીકાર કર્યો તેમ જેનો વિરોધ કરેલો તે મફત માધ્યમિક શિક્ષણનો પણ સ્વીકાર કર્યો. વહુથી જાહેરાત થાય જ કેમ ? સાસુજીની જ સાચી.

### માધ્યમ વહીવટીતંત્રનું ને !

ખાનગી જંગલોના રાષ્ટ્રીયકરણનો પ્રશ્ન એટલો જ અટપટો છે. સરકારી કર્મચારીઓની સર્વીસ ટ્રીબ્યુનલ સમક્ષની રજુઆતથી હાડમારીઓ ઘટશે એમ માની લઈએ.

અંતે કોઈ પણ સુધારાનો અમલ તો વહીવટી તંત્રે જ કરવાનો રહે છે. આ અમલમાં મુખ્યપ્રધાનો-ના ગિરિપ્રવચનોથી કશો જ ફેર પડતો નથી. તેમ શુદ્ધ અને કાર્યક્ષમ વહીવટની ભાવનાશીલ જાહેરાતોથી વહીવટી તંત્રનું પરિવર્તન થઈ જાય એવું એ ચંચળ કે લજ્જામણી જેવું લજ્જાશીલ નથી હોતું. એ પોલાદી હોય છે. બગડાલમ ઋષિએ જેમ અશ્વમેધ યજ્ઞ કરવા નીકળેલા રામના સૈન્યને એક એક રામવતારનો એક એવા રામાવતારના ૧૮ પૂળા ગણાવ્યા હતા તેમ આ વહીવટી તંત્ર ઓછામાં ઓછું અંગ્રેજોના કાળ પછીના બદલી ચૂકેલાં તંત્રો અને પછી પ્રધાનમંડળોના પૂળા ગણાવી શકે તેમ છે કે આવાં તો અનેક પ્રધાનમંડળો વીતી ગયાં અને હજી બીજાં કેટલાં વીતી જશે તે કોને ખબર છે ! પણ અમે તો એના એ છીએ.

### ભ્રષ્ટાચારની વૈતરણી

ઇંદિરાજીનું રાજ્ય આવ્યું એની પ્રતીતિ આ વહીવટતંત્રે થવા દીધી નથી. ભાવના અને સુધારાના લાભ હંમેશ મુજબ ગાડાના પૈડા જેવડા રૂપિયાના ભલે મળે પણ પ્રજા પાસે પહોંચે ત્યારે એ ફાંકાવાળા પૈસા જેટલા જ રહે છે. પણ સરકારી સગવડ મેળવવા જતાં પ્રત્યેક પગલે પ્રજાને જે અવમાનના, હીણપત, હાડમારી, પરેશાની, પછી પગલે પગલે પૈસો પાથરતા જવો પડે છે ત્યાં સુધી આ સુધારા કેવાક કામ નાગ નીવડે ? દુરાચાર અને ભ્રષ્ટાચારની વૈતરણી જન સામાન્યને રોજે રોજ પાર કરવી પડે છે, ત્યાં સુધી બધા જ સુધારા ધૂળ ઉપર લીંપણ જેવા જ નીવડવાના.

### સૂગ કોણે કેળવવાની ?

મુખ્ય મંત્રી શ્રી ઘનશ્યામભાઈએ ભ્રષ્ટાચારીઓ તરફ સૂગ કેળવવા આવાહન કર્યું છે. આ બધા પ્રધાનો નહોતા થયા ત્યારે પોતાના પ્રસંગો અને અનુભવમાં આવનારા ભ્રષ્ટાચારીઓ તરફ તેઓ કેવીક સૂગ કેળવતા હતા ? કે કોઈ ભ્રષ્ટાચારી ભટકાણો જ નહિ હોય એમને ? ચૂંટણીઓ દરમિયાન પણ નહિ ? પ્રધાનો બન્યા પછી પણ કોઈ એવા નહિ ભટકાતા હોય ?

ભ્રષ્ટાચાર સામાજિક ન્યાયને ઉવેખીને ગેર-રીતીઓ આચરવાથી જ મૂડીરૂપે અચરાય છે. મૂડીવાદ એ ભ્રષ્ટાચારનું જ સ્વરૂપ છે. આવા મૂડીવાદીઓના સન્માન સમારંભોનાં ઉદ્ઘાટનો પ્રધાનો દ્વારા થાય, મુડીવાદીઓની એરણની ચોરી સામે સોયના દાનથી ઊભી થયેલી કોઈ ઈમારત માટે ભારે પ્રશંસા થાય ત્યારે એ ભ્રષ્ટાચાર સામે સૂગ કેળવી કહેવાય કે સદાચાર સામે ?

### હોટેલ અને હોસ્પીટલ

કોઈ એક હોટેલનું ઉદ્ઘાટન થાય ત્યારે એ હોટેલમાં શું ચાલવાનું છે, શું ખવરાવવાનું પીવરાવવાનું છે, એ હોટેલ શાનું સાધન બનવાનું છે, છેવટ શુદ્ધ આરોગ્યપ્રદ ખોરાક એ પૂરો પાડવાની છે કે કેમ એની કોઈ બાંહેધરી સિવાય હોટલોનું ઉદ્ઘાટન પ્રધાનો કરતા હોય ત્યારે એ હોટલો દ્વારા કેટકેટ અચરાઈ રહેલો ભ્રષ્ટાચાર સોમ ભીતર

ઠોકિયાં કરતો પ્રધાનોને કેમ દેખાતો નહિ હોય ? હોટલો ભેળસેળનો સૌથી મોટો ભ્રષ્ટાચાર છે.

## અનારોગ્ય ને આરોગ્ય

આરોગ્યની કોઈ જ ખાત્રી વગરના અનારોગ્યનાં કારખાનાનાં ઉદ્ઘાટન સાથે સાધુઓ દ્વારા ઊભી થતી આયુર્વેદની હોસ્પીટલનું પણ ઉદ્ઘાટન કરવું એમાં જબ્બર વિરોધાભાસ નથી રહેલો ? કારણ કે આયુર્વેદના હાડમાં તો હોટલો દ્વારા ફેલાતા અનારોગ્યનો વિરોધ રહેલો છે. આયુર્વેદ ખાનપાન અને વ્યવહારશુદ્ધિનું શાસ્ત્ર છે. હોટેલના સામા છેડાનું. આ બેયનું ઉદ્ઘાટન કરવાનો મેળ પ્રધાનો કેમ કરીને મેળવતા હશે ? કારણ કે ખાનપાનની શુદ્ધિવાળા આયુર્વેદમાં હોટલો પ્રત્યે સૂગ રહેલી છે. એટલે હોટલો પ્રત્યેની સૂગ કાઢી નાખવા મુખ્ય પ્રધાને એનું ઉદ્ઘાટન કર્યું હશે ?

હોટલો સાથે વિકસતા જતા આધુનિક જીવનની બધી ઘટમાળ જોડાયેલી છે. માત્ર ખાનપાન જ નહિ, પણ તમામ પ્રકારના ભોગવિલાસ પણ હોટલો સાથે જોડાયેલા છે. માંસાહાર ને દારૂ તો ખરો જ. જો ડાન્સીઝ ન જોડાયા હોય તો. ઉન્મત્ત અને મુક્ત જીવન જીવવા માટેનાં સાધનો હોટલો બનતી જાય છે. ત્યારે સમાજવાદી સમાજરચના સાથે એ કેટલું સુસંગત છે એનો વિચાર સમાજવાદની પુરસ્કર્તા સરકારના પ્રતિનિધિઓ કેમ ન કરે ?

## આયુર્વેદની જીવન પ્રણાલિ

બીજી બાજુ આયુર્વેદનાં શાસ્ત્ર સાથે પણ ચોક્કસ પ્રકારની જીવનપ્રણાલિ જોડાએલી છે. આજ સમાજ જે પ્રકારે આગળ વધ્યો છે કે વધી રહ્યો છે તેની સાથે આયુર્વેદની પદ્ધતિ કેટલી સુસંગત છે ? કે પછી આયુર્વેદ વિકસતા વિજ્ઞાન સાથે આગળ વધતા આધુનિક સમાજની નજીક આવી રહ્યું છે ! અને જ્યારે આ આયુર્વેદ હોસ્પીટલ સાધુઓ દ્વારા સંચાલિત હોય ત્યારે તો એની સાથે ચોક્કસ પ્રકારની વિચારસરણી અને જીવનપ્રણાલિના આગ્રહો અવશ્ય જોડાયેલા હોય છે. એમાંથી જ આયુર્વેદનો આગ્રહ ઊભો થાય છે. ત્યાં આયુર્વેદ રસાયણ અને વનસ્પતિજન્ય ઔષધિનો એ એક પ્રકાર માત્ર નથી રહેતો.

## સાધુઓની સમાજ ઉપરની પકડ

સાધુઓ ભારત સાધુ સમાજરૂપે હોય તો પણ એમાંથી સાંપ્રદાયીક અલગતા મટી નથી જતી. ત્યારે પ્રત્યેક સંપ્રદાયને પોતાના ક્રિયાકાંડ, વિધિવિધાન અને ધર્મપ્રણાલિનો આગ્રહ હોય છે. એવો આગ્રહ ન હોય તો એમને અનુયાયીઓ ન મળે. આ અનુયાયીઓ કાં તો જ્ઞાતિના ધોરણે અથવા તો એ સંપ્રદાયના વિધિવિધાનમાં દ્રઢપણે માન્યતા ધરાવનારા સમૂહોનો જ બંધાય છે.

અનુયાયીઓ સંપ્રદાય તરફથી ભક્તિથી અને સાધુ પ્રત્યેના આદરભાવથી ખેંચાતા હોય છે. આ સાધુઓ અને એના સંપ્રદાય વ્યક્તિ, સમાજ, રાજ્ય અને રાષ્ટ્ર અંગે જે કાંઈ માનતા હોય છે, અગર મનાવતા હોય છે તે જ એના અનુયાયીઓ માનતા હોય છે. એટલે કે વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરતો, નવા યુગમાં જીવતો સમાજ જે સંપ્રદાયો ને સાધુઓથી પીંટળાયેલો છે, તેને કારણે જ એ સમાજ કોમ, જ્ઞાતિ, કુળ, ઉચનીચના ભેદ, છૂતાછૂત, રૂઢિઓ, કર્મકાંડ, યજ્ઞયાગ, વિધિવિધાન વગેરેથી પકડાઈ રહેલો છે. આ સંપ્રદાયો ને સાધુઓ જેને આધારે ટકયા છે તે સડેલી જૂની રચનાને પ્રોત્સાહન અને પ્રતિષ્ઠા આપી, તેને ટકાવી રાખીને નવી રચના થઈ શકવાની છે ? હકીકતમાં સંપ્રદાયો, મૂડીવાદ અને રાજ્ય એ ત્રણે પરસ્પરના આધાર વડે જ સામંતશાહી અને મૂડીવાદી સમાજરચનાને આજ સુધી પકડી રાખી શકયાં છે.

## મધ્યયુગી મનની પકડ

રાજા રામમોહનરાયથી માંડીને ઈંદિરાજી સુધીના પ્રયત્નો છતાં કોમવાદ, જ્ઞાતિવાદ અને ઊચનીચના ભેદભાવથી સમાજ ભરપુર રહ્યો છે એનું કારણ આ સાધુઓ ને સંપ્રદાયો જ છે. અસ્પૃશ્યતા અંગે દ્વારિકાના શંકરાચાર્યે ગુજરાતના રાજપાલ શ્રીમન્ન નારાયણને હજી સુધી ખુલાસો નથી કર્યો તે હકીકત છે. વ્યકિતગત રીતે કોઈ સાધુ વિચારમાં થોડો ઉદાર

હોઈ શકે, પણ સાધુઓ પણ એની ગુરૂ પરંપરાની અને એવી સાંપ્રદાયિક વાતથી બંધાયેલા હોય છે.

સાધુઓ અંગત રીતે ઘણા સારા હોઈ શકે, વળી માનવતાનાં કામો પણ કરતા હોય પણ ગાંધી-જવાહરને આજ સુધી ન ફાવવા દીધા, અને આજે ઈંદિરાજીને નથી ફાવવા દેતા તે તો આ બધા સંપ્રદાયો જ છે. ત્યારે આ સાધુઓને-સંપ્રદાયોને પકડી રાખીને ઉરોજીને આમૂલ પરિવર્તન કેવી રીતે થાય?

સમાજના પછાતપણાની, જૂનવાણીપણાની, રૂઢિઓની એક મજબૂત જડ પકડીને આ સંપ્રદાયો ને સાધુઓ બેઠા છે. હવે આ સંપ્રદાયો અને આ સાધુઓને ઉતેજન આપવું અને પ્રતિષ્ઠા આપવી એટલે આ સંપ્રદાયો ને સાધુઓની માન્યતાઓને એટલે કે સાધુસંપ્રદાય જેને આધારે ટકી રહેલ છે તે સડેલી ધર્મ અને સમાજ રચનાને ટેકો ને પ્રતિષ્ઠા આપવી. મોટા માણસો પ્રતિષ્ઠા આપે ને નાના માણસો એને પગલે ચાલે. એમ સંપૂર્ણપણે મધ્યયુગી મનને આપણે ધર્મને નામે બળ આપીને મજબુત બનાવીએ છીએ.

જો આ સાધુઓ, એના મઠો, એનાં મંદિરો, એના સંપ્રદાયો જ સમાજના ઉદ્ધારક હોય, એ સમાજની નવરચનામાં માનતા હોય તો પછી સમાજવાદ એમનાથી કયાં જુદો પડે છે તે લોકોને બતાવવું જોઈએ. તો સાધુ-સંમેલનોમાં મંત્રીઓની હાજરીના હેતુઓ સમજી શકાય.

## રામાય સ્વસ્તિ ને રાવણાય સ્વસ્તિ?

લોકોના વહેમ, અજ્ઞાન, ભય, લાલચ, અંધશ્રદ્ધા વગેરે આ સાધુઓ ને સંપ્રદાયો સાથે જોડાયેલાં છે. એ બધાને ઉત્તેજન આપવાનું કામ સમાજવાદની સરકારના પ્રતિનિધિઓ કરી શકે? તો પછી કેવા પ્રકારનો સમાજવાદ આજની સરકાર લાવવા માગે છે? સમાજવાદને અનુરૂપ કઈ પ્રકારની વિચાર સરણી અને જીવનપ્રણાલિ આજની સરકાર ઘડવા માગે છે? ક્યાંક તો સમાજવાદ અને આ સંપ્રદાય તથા સાધુવાદ વચ્ચે ભેદ પાડશે કે નહિ? પછી રામાય સ્વસ્તિ અને રાવણાય સ્વસ્તિ જેવું હોય તો શાસકપક્ષના પ્રધાનો સમાજવાદને પગલે નથી પણ પોતાના રાજકીય અસ્તિત્વને સદર રાખવાના પગલે છે એમ જ માનવું રહ્યું.

## ફિલ્મસ્ટારો ને નવી સરકાર

એવા જ બે સમારંભોએ સૌનું ધ્યાન ખેંચેલું તે સિનેમાના ગાયકોના અમદાવાદના કોઈ એક સમારંભમાં ગુજરાતના નાણાં મંત્રી અને નાયબ ગૃહ મંત્રીની હાજરીની સરકારની સ્થાપનાના શરૂઆતના દિવસોમાં જ અખબારી જાહેરાત થયેલી તે.

આ સિનેમા, એનું શિક્ષણ, એના સંસ્કાર, પ્રજાજીવન ઉપરની એની અસરો, એનું સંગીત, સિનેમાનું જીવન અને એ ફીલ્મીજીવનની યુવાનમન ઉપરની ઘેરી અસરો વગેરે કોઈ બાબત અંગે મંત્રીઓએ કોઈ વિચાર જ નહિ કરવાનો? સિનેમા ઘરોનાં ઉદ્‌ઘાટન અને ફીલ્મીગાનના સમારંભો મુક્ત બન્યે જતા આધુનિક મનોરંજનનાં અંગ બનતાં જાય છે, પ્રધાનો પ્રજાને એ માર્ગે લઈ જવા માગે છે? કે જેથી સમાજવાદ વહેલો આવે એમ?

## આમાં ધન્યવાદ કોને દેવા?

એક બાજુ કહેવામાં આવે છે કે અબજો રૂપિયાનું કાળું નાણું આ ફીલ્મી જગતમાં ફર્યા કરે છે. લોકશાહી સમાજવાદની દૃષ્ટિએ ફીલ્મી ઉદ્યોગ નવી રચના માગે છે. ત્યારે ફીલ્મી સ્ટારોને પ્રતિષ્ઠા આપીને ભારે ભોગવિલાસને ઉત્તેજન આપવાનું અને યુવાનોને એ માર્ગે પ્રોત્સાહન આપવાનું જ કામ આપણે નથી કરતા?

કોઈ રેહાના સુલ્તાના નામની નવી ફીલ્મસ્ટારને ભારત સરકારે ઉર્વસીનો ઈલ્કાબ આપ્યો અને સંજીવકુમાર નામના ફીલ્મ સ્ટારને 'ભરત'નો ઈલ્કાબ આપ્યો. આ ઈલ્કાબો મળતાં ઠેર ઠેર એના સ્વાગત સમારોહ થવા માંડ્યાં. એક સમારોહમાં ગુજરાતના મજૂર અને પૂરવઠા ખાતાના પ્રધાને 'રેહાના સુલ્તાનાને ફીલ્મી જગતમાં એક 'નવી હવા' પેદા કરવા માટે ધન્યવાદ આપ્યા. અખબારો ઉપરથી જ જાણવા મળે છે કે રેહાના સુલતાનાની આ નવી હવા એટલે એણે ફીલ્મમાં વધુમાં વધુ નગ્નતાનું

દર્શન ઠરાવેલું તે. વધુમાં વધુ નવતાનું દર્શન એટલે 'ન્યૂ વેઈવ' ?

## ગાંધી-જવાહર એ રસ્તે કાં ન ગયા ?

પછી તો એ સમારોહ રાજકોટના યુનિ. ના મેયર સુધી પહોંચ્યો, ને યુનિ. ના અધ્યક્ષે પણ રેહાના સુલતાનાનું અને સંજીવકુમારનું બહુમાન સુધરાઈ તરફથી કર્યું. હવે શિક્ષણ સંસ્થાઓ જ બાકી રહી ને ? આમ આ ન્યૂ વેઈવનો સંસ્કાર ભારત સરકારથી ગુજરાત સરકાર સુધી અને ગુજરાત સરકારથી રાજકોટ સુધરાઈ સુધી રોકેટ યુગની જેમ ફરી વળ્યો. થોડા દિવસ બાદ એ સંજીવકુમારને ત્યાં કરચોરી માટે ધાડ પડી. અસંસ્કૃત અને અરાષ્ટ્રીય એવું જો આ ફિલ્મી જગતમાં ન હોત તો ગાંધી-જવાહરે પણ એમના સન્માન સમારોહમાં જરૂર ભાગ લઈ અને ઉત્તેજન આપ્યાં હોત.

નવયુવાન મંત્રીઓ તો એમ પણ કહી શકે કે અમે ગાંધી-જવાહરના વેચાણ નથી. વૈચારિક દૃષ્ટિએ અમે એનાથી ઘણા આગળ છીએ, પણ ગાંધી અને જવાહર યુગના જાજેલ માળેલ મંત્રીઓ પાસે આનો શો જવાબ છે ?

## મંત્રીઓ નવું કરી બતાવતા હશે ?

સર્વોદયનો વિચાર આપનાર ગાંધીજી શા માટે મુઆના મઠ સુધી સાધુઓ અને સિનેમાઓના ઉદ્ઘાટન સમારંભોમાં ભાગ નહોતા લેતા ? સમાજવાદના પુરસ્કર્તા જવાહર શા માટે મંદિરો અને મૂડીવાદીઓના સમારંભોમાં ભાગ નહોતા લેતા ?

કારણ કે ગાંધી અને જવાહર પાસે જીવનની અને સમાજની એક ચોક્કસ વિચારસરણી હતી. પછી પોતાની સામે આવતા પ્રત્યેક કાર્યને તેઓ એ વિચારસરણીની કસોટી ઉપર નાણી જોતા કે આ કરવા જેવું છે કે કેમ ? અમે જે પગલું ભરીએ છીએ તે અમારાં વર્તન અને વાણી સર્વોદયી અને સમાજવાદી સમાજરચના સાથે સુસંગત છે કે કેમ ? વ્યક્તિનું અને વ્યક્તિઓના બનેલા સમાજનું જે યોગક્ષેમ વિચાર્યા વગરનાં પગલાં ભરે તેને નેતા કેમ કહી શકાય ?

## સુધારા એ સમાજવાદ નથી

ગુજરાત સરકાર તરફથી પ્રજાકલ્યાણના છૂટાં છવાયાં પગલાં ભરાઈ રહ્યાં છે ને હજી ઘણાં વધુ ભરાશે, પણ જ્યાં સુધી શાસકપક્ષની વિચારો અને વર્તનની આંતર બાહ્ય અરાજકતા દૂર ન થાય, વ્યક્તિગત રાજકીય સદ્ધરતાને બદલે સામાજિક યોગક્ષેમ પ્રત્યેની નિષ્ઠા ન કેળવાય, સમાજવાદી વિચારસરણી અંગે સરકાર અને એના પ્રધાનો તથા ધારાસભ્યો સ્પષ્ટ સમજ ન કેળવે અને એવી સ્પષ્ટ સમજની ભૂમિકા ઉપર નવી સમાજ રચનાના ઘડતરનો નકશો ન માંડે ત્યાં સુધી બધા જ સુધારા થીગડાંરૂપ જ રહેવાના. પછી એ શહેરી મિલકતની ટોચ મર્યાદા હોય કે મફત માધ્યમિક શિક્ષણ હોય. ત્યાં સુધી જનતા સમાજવાદનાં સૂત્રો પાછળ દોવાયા કરવાની.

શાસકપક્ષ 'ગરીબી હટાવ'નાં ગમે તેવાં ઝળહળતાં ચિત્રો દોરે પણ એને પોતાનું સંગઠન ચલાવવા, ચૂંટણીઓ લડવાને વ્યક્તિગત પ્રધાનોને પોતાની સામાજિક રાજકીય સદ્ધરતા માટેની પ્રવૃત્તિઓ ચલાવવા નાણાં જોઈએ જ. આ નાણાં ક્યાંથી આવવાનાં હતાં ? શાસક પક્ષની સરકારને ટંકશાળ હશે પણ એના ઘરે ટંકશાળ નથી.

શાસક પક્ષને આ બધું ચલાવવા લાખો નહિ કરોડો રૂપિયા જોઈએ. ત્યારે આ પૈસા મોટા માલદારો-મૂડીવાદીઓ સિવાય કોણ આપી શકે ? અને એવી નાનીથી માંડીને ગંજાવર રકમો આપવા સામે મૂડીવાદીઓને પણ કંઈક ઔદ્યોગિક ને વેપારી લાભો આપવા જ પડે ને ! ઉત્તર ભારતના દારૂઉત્પાદનના બેતાજ બાદશાહ ગણાતા આર. મોહનને શાસકપક્ષે રાજ્યસભામાં ચૂંટી મોકલ્યા એટલું જ કહેવું બસ નથી ? જમીનની ટોચ મર્યાદા બહુ નીચી ન ઉતારવા ઝઝૂમી રહેલી કિસાન લોબી પણ આનું જ દ્યોતક છે. ચૂંટણી માલદાર ખેડૂતો ઉપર પણ લડાય છે.

# બહારવટીઆના બોલે

કાનજીભાઈ બારોટ

ભાવનગરના ઠાકોર આતોભાઈ પાલીતાણાનો શેત્રુંજી કાંઠાનો બગીચો જોઈ થરકબાજ થયા અને બોલ્યા, "વાહ ફૂલવાડી !"

એક અમીરે કહ્યું, 'બાપુ બાગ તો રાજુલા મામૈયા ધાખડાનો. એનાથી બધાય હેઠા.'

રંગીલા રાજા આતોભાઈ ગોહેલ આઈને રાજુલા આવ્યા. ત્યાં ગામના પાદરમાં સુંદર અવેડો, એમાં તાજા તેલ જેવું માણસને પણ પીવાનું મન થઈ જાય એવું પાણી જોયું, એટલે ઘોડાંને અવેડા ઉપર જવા દઈ રેનું ઢીલી કરી., પચાસેક ઘોડાં ચહક ચહક પાણી પીવે છે. ત્યાં એક ગોવાળ ત્રીસેક જેટલી હાથણિયું જેવી ભેસ્યું ઘોળી અવેડે પાણી પાવા આવ્યો, ચહોચહ ડોરણાવાળો ચોરણો, કસકસતું પાહાબંધી કેડિયું, માથે જરીના છેડાવાળું ધોતિયું, હાથમાં રૂપાના ચાપડાવાળી ડાંગ, ને ઝીણી ઝીણી મૂછોના આંકડા. જુવાની જેને હુગડતતી રમી રહી છે.

ઠાકોર આતોભાઈ ઘડીક ગોવાળ સામું તો ઘડીક ભેસ્યુંના ખાડુ સામું જોઈ રહ્યા છે, પણ :

આ ગોવાળે આતાભાઈને રામરામેય કર્યા નહિ. ઠાકોરે જાણ્યું કે કોઈ ખુમારીવાળો જણ લાગે છે. સામેથી પૂછ્યું, "કેમ જુવાન, આ ભેસ્યું કોનીયું? તું કોનો ગોવાળ છે?'

'એ ભેહું તો છે બે સાવઝ વચાળે પાણી પીવે એવા વારાત જેવા લોંટકા ધણી-યું, એનું નામ છે મામૈયો ધાખડો ને એનો હું આયરૂ છું'"

ઠાકોર કે, "મીજાદી લાગ્ય છો, જુવાની આવી લાગે છે, કેના બળે બોલ્ય છો. તારે કોઈની બીક છે કે નહિ?"

ગોવાળ કે : "વધુ પડતું બોલવું નઈ. અમારે કોના બાપની બે હોય? આપે મામૈયે કોઈથી ડરવાની અમને ના પાડી છે.

દરબાર કે : "હું કોણ છું તને ખબર છે?"

ગોવાળ કે: "તમે ભલેને દલ્લીના ધણી હો, એમાં અમારે શું"

ઠાકોરના અસવારો કે: "એલા વિચારીને બોલ્ય ! અઢારસો પાદરના ધણી આતોભાઈ છે."

ગોવાળ કે : "ભલેને આતોભાઈ, તે નું થઈ ગયું ? અમારે કયાં એને ત્યાં ભાગું માંડવા જાવું છે?"

આતાભાઈની આંખ બદલી. તરવારની મૂઠે હાથ ગયો. ડાહ્યા અમીરોએ વાર્યા.

"બાપુ, આ માણસ તમારી વડય નથી. કેદિક એને મારી નાખશો તો એની અહિં ખાંભી ખે દાશે ને વાત રહી જાશે કે ભાવનગરના ધણીએ એક ગોવાળને માર્યો."

આતોભાઈ કે: "હવે આપણે મામૈયા ધાખડાનો બગીચો જોવો નથી પણ સંચોડુ રાજુલા સર કરવું છે."

રજપુતો કે : "ઈ વાત બરોબર છે, રાજા હારે રાજા લડે તો રૂડો લાગે. બાકી ભાવેણાનો નાથ ઊઠી ભરવાડ સામો કજિયો કરે એમાં આપણી શોભા નહિ. અને મામૈયો ધાખડો એટલે કયાં મોટી વાત છે ! ઈ ત્રણ ગામડાનો ધણી આપણી ઝપટ સ્યે ઝીલશે ? એને મોમાં તરણાં લેવરાવશું."

આતેભાઈએ ગોવાળને કહ્યું. "એલા ભરવાડ, તારા બે સાવઝ વચાળે પાણી પીવે એવા વારાત સમાન મામૈયા ધાખડાનું પાણી જોયું છે. આજથી ચોથે દિવસે અમે રાજુલા ઉપર આવીએ છીએ. તારો ધણી તૈયારી રાખવી હોય એટલી રાખે." (બે સિંહ વચ્ચે પાણી પીવું એટલે ભાવનગરને જૂનાગઢ વચ્ચે રાજુલા ભોગવવું) એટલું કહી બગીચો જોવા વિના આતોભાઈ ગોહિલ ભાવનગર આવી રાજુલા ઉપર ચડાઈ કરવાની તૈયારીમાં પડયા.

ગોવાળ આપા મામૈયા પાસે આવીને કહ્યું : કે "બાપુ ! આજ તો ભારે થઈ"

'એલા કાણું થ્યો ?'

તો કે : "હું આપણા ગામને અવેડે ભેહું'ને પાણી પાતો'તો ને ભાવનગર દરબાર પણ પસાઉેક અસવારે ભટકાણા."

આપો કે : "એલા મને ભણવો'તો, આપણે એને છાસ્યું પાવા રોકત."

"એ બાપુ ! રોકાય એવું મેં નો રે'વા દીધું. મારાથી અવળું વેતરાણું. એની હારે વડચડ થઈ પડી. મને તરવારે દેત, પણ એના અમીરોએ ન મારવા દીધો. આજથી ચોથે દીએ ભાવનગરની ફોજ રાજુલે આવશે." ગોવાળે બીના કહી.

આપો કે : "ગોકળી, તેં ભારે કરી. હવે થાનારૂં થઈ ગ્યું, મૂંઝાતો નહી. હાલ્યા કરે."

ગોવાળ કે : "બાપુ કેમ થાહે ?"

આપો કે : "તું તારે જોયા કરજે."

આપા મામૈયાએ પોતાના બાબરિયા સગાં-કુટુંબીઓને ભેળા કર્યા ને કહ્યું કે : "આતોભાઈ રાજુલા ઉપર આવશે, આપણે ઉચાળા ફેરવીએ એની ઝીંક આપણાથી ઝીલાશે નહિ. રાજુલા ખાલી કરીએ. ગામડે ઉપડી જાયીં."

બાબરિયો દાયરો કહે : "મામૈયા ધાખડા, બીને ભાગ્યા ગણાશું. તો તમે ખસી જાવ. અમને સનમખના ભરવા દ્યો. માથા ન્યુ ત્રાંસળિયું ઊડે એવો ધીંગાણો કરીએ. બા, આતોભાઈ જાણતો જાય કે રાજુલે આવ્યા'તા !"

આપો મામૈયો કે : "તમારી લોહકાઈમાં મણો નથી. પણ મરી મટતાં ય રાજુલા રે'શે નહિ. માટે હું કહું એમ કરો. પસે જોયે જાહે."

આ પ્રમાણે સહુને સમજાવી બીજે દિવસે સામટે ગાડે ઉચાળા ભરાવી રાજુલા ખાલી કર્યું. થોડાક માણસોને રાજુલા ભળાવી ગઢના તાળાંની કુંચિયું સોંપી કહ્યું કે : "આતોભાઈ આવે તો સામા થયા વિના કુંચિયું આપી દેજો. ભલે બે દિ ઈ સંભાળે આપણે કળથી કામ લેવું છે."

મામૈયા ધાખડાએ મનમાં વિચાર્યું કે, ભાવનગર સામી ટક્કર ઝીલે એવું ઠેકાણું ગોતી સામસામા ભટકાવું. એણે નજર જૂનાગઢના નવાબ તરફ નોંધી. નવાબ સિવાય આતાભાઈનો વડિયો કોણ ગણાય ? બેય ત્રાવડ છે. એવું વિચારી આપો મામૈયો જૂનાગઢ આવ્યા.

ઈ જ ટાણે નવાબને ત્યાં કુંવર જનમ્યાની વધાયું વાગે. દરબારગઢમાં હજારૂં માણસોની અવર-જવર. એમાં ભળી ગયા ને પૂછપરછ કરી જાણી લીધું કે શાહજાદાના જન્મનો જલસો છે. પણ આપે વિચાર્યું કે નવાબનું આંધળું ખાતું. આ અવસરે મારી ફરિયાદ ઝટ કોઈ નહિ સાંભળે, એટલે એણે બ્રુખી કરી.

જૂનાગઢના રાજને ટકાવી રાખનાર દીવાન અમરજી ગુજરી ગયાને બરોબર એક વરસ થયેલ ઈ મામૈયા આપાને ખબર. એટલે પોતે દરબારગઢમાં માથે લૂગડું ઢાંકી દાખલ થયા. નવાબના માણસોએ એને પકડી લીધા ને ખુદ નવાબ સરકાર પાસે હાજર કર્યા.

નવાબ કે : "યે કયા બાત ? તુમ કૌન હો ? શિરપર કપડા ઢંક કે કયું આયા ?'

આપો મામૈયો કહે : "સોરઠના ધણી, હું છું રાજુલા મામૈયા ધાખડો, અમરજી દીવાનને ખરખરે આવ્યો છું. પણ સરકારને ઘેર શેજાદો જનમ્યો છે, એટલે લૌકિક કરતો નથી. (સાદ કાઢી રડતો નથી) પણ માથું ઢાંકી દીવાનનો ખરખરો કરૂં છું"

નવાબ કે : "અરે મેરે ભાઈ, દીવાનજી ગૂજર ગયે ઉસકું એક બરસ હો ગયા, ઈતના મોડા ખરખરે તુમ આયા.'

"સોરઠના ધણી ! માણસને જરૂર પડે ત્યારે માણસ યાદ આવે છે."

નવાબ કે : 'ઠીક બાત હે. મગર દીવાન અમરજી યાદ આનેકા કયા કારન હે ?"

"મારું રાજુલા જાય છે. જો આજ અમરજી હૈયાત હોત તો રાજુલા ઉપર કોણ નજર કરત? આ તો લેડા 'ભાંગી ડાળ, જેને આધારે જીવતા."

નવાબ કે : "તુમ્હારા રાજુલા લેનેવાલા કૌન હૈ?"

માંગૈયો આપો કે : "ભાવનગરના ઠાકોર આતાભાઈ."

સાંભળતાં તો નવાબની રોમરાઈ અવળી થઈ ગઈને કહ્યું કે : "માંગૈયા ધાખડા, તુમ્હારે કિતની મદદ ચહાંએ?"

"સરકાર, બે હજાર માણસોની."

માંગૈયો ધાખડો જૂનાગઢના બે હજાર આરબોની સરબંધી લઈ ચડયો. હે દીનના નેજા ફરકતા જાય છે. નગારાની ચોણુ રડે છે. રડિબંબ રડિબંબ અને હબ બોલો શબ બોલો આપા માંગૈયા બાબરિવાડમાં ઊતર્યા. આ કરામત ફક્ત બે જ દિવસની હતી.

ભાવનગરમાં રાજુલા ઉપર આવવાની તૈયારી ચાલતી'તી.

*

હમીરજી ગોહેલ ભાવનગર ઠાકોરનો ભાયાત આતાભાઈ સામો બારવટે ચડેલ. એને અને માંગૈયા ધાખડાને ઘાટો મેળ. હમીરજીને આપા માંગૈયાની ડેલી આશરાનુ ઠેકાણું.

માંગૈયો ધાખડો નવાબની બે હજારની સીરબંધી લઈ બાબરિયાવાડમાં ઊતર્યો છે એવા સમાચાર હમીરજીને મળતાં ઉલટાની ફાળ પડી કે : અહા હા હા ગજબ થાશે. આપો માંગૈયો તો રાજુલા ટકાવી રાખશે, પણ અમારા ગોહેલોની ધરતી બાખી દબાવશે. ઈ મારાથી સહન નહિ થાય. માટે જીતવા ભલે હું આતાભાઈનો બહારવટિયો પણ આ સંકટ તો સારાએ ગોહિલવાડનું કહેવાય. માટે આ વાત આતાભાઈને જણાવવી જોઈએ, પછી મને પકડીને ભલે મારી નાખે. પણ મારે એને જઈને ચેતવવા જોઈએ કે : "ભાવેણાના નાથ! રાજુલું લેતા ગોહિલવાડમાં નવાબ આવી જાય નહિ."

વળી હમીરજીએ વિચાર્યું કે : "છે તો જોકે ધર્મસંકટ. એક કોર માંગૈયો મારો મિતર છે, બીજી કોર આતોભાઈ સાત પેઢીએ પણ મારા બાપનો દીકરો છે. પણ હવે જેવી મોરલીધરની મરજી. એમ વિચારી હમીરજી ગોહેલ માંગૈયાને ન મળતાં પોતાના ઘોડાને ભાવનગર દીમનો રવાના કર્યો. બરોબર અરધી રાતે, આતાભાઈની ડેઢીને દરવાજે હમીરજીના ઘોડે હાવળ દીધી ને હમીરજીએ ભાલાની બુડી તોતીંગ કમાડમાં ઠબકારી, પહેરગીરોને પડકાર્યા કે : "દરવાજા ખોલો, મારે મહારાજને મળવું છે." અડડડડ કરતા દરવાજા ખૂલે છે. ને પુછાણુ થાય છે : "કોણ તમે?"

બારવટિયો કે "હમીરજી ગોહેલ"

પહેરગીરો કે : "થાકી ગ્યા લાગો છો. સામે ચાલીને કાળના પંજામાં આવ્યા. કાળજાળ આતોભાઈ તમને ભાળતાં જમીન હારે જડી દેશે. મોતની બીક છે કે નહિ?"

હમીરજી કે : "મોતથી ડર્યો હોત તો બારવટું શીદ કરત? આપોભાઈ આપત ઈ ટુકડો લઈ લેત. અને થાકતો હવે ભાઈ મરીશ તેદી લાગશે; માટે દરબારને અતાલ જગાડો. મારે રાજહિતનું જરૂરી કામ છે."

પહેરગીરાએ એવે ટાણે આતાભાઈને જગાડયા ને કહ્યું : "બાપુ હમીરજી રાજહિતના કામે તમોને મળવા માંગે છે."

આતોભાઈ બગલમાં તરવાર દબાવી માઢ મેડીએથી હેઠા ઊતર્યા. વખતે ભરી પીવા આવ્યો હોય તો જોયું જાશે. રા' આંગણામાં ઊતરતા પહેલાં તરવાર ગાળાચી કરી લીધી.

હમીરજીએ ઠાકોરને 'જે મુરલીધર' કર્યા. એની તરવાર મ્યાને જોઈ એટલે આતાભાઈએ પણ પોતાની તરવાર મ્યાને કરી. જાણ્યું કે : આ શત્રુનો ઈરાદો ધીંગાળાનો નથી લાગતો. સામા 'જે મુરલીધર કરી દરબાર બોલ્યા કે : "હમીરજી, તરવાર છોડવા આવ્યા છો?"

હમીરજી કે : "ના બાપુ, ગરાસ ઘેર ન થાય

ત્યાં સુધી તેગ છૂટવાની નથી."

"ત્યારે મને અરધી રાતે કેમ જગાડયો?"

"બાપા, ભાવનગર ઉપર દુઃખનું વાદળ ચડયું છે એના ખબર દેવા આવ્યો છું" આપણે પછી નેવકા ભરી પીશું."

મહારાજ કે : "અમારે માથે દુઃખના વાદળ એમાં તને કેમ પેટમાં બળ્યું ? તું તો અમારો બારવટિયો છે. ખુશી થાવું જોઈએ."

હમીરજી કે : "મહારાજ, અરસ પરસ રોટલા કાજે લડિયે, પણ બીજો કોઈ ચડી આવતાં આપણે એક જ છીએ."

કડવો તોય લીંબડો, મીઠી એની છાંય,
બંધવ હોય અબોલડે, તોય પોતાની બાંય.

"તો ગોહેલવાડને ધમરોળવા નવાબી ફોજ ચઢી છે; રાજુલા લેવા જાવ છો પણ માગૈયે ધાખડે બાબરિયાવાડમાં રેણું અહરાણ જીતાયું છે. રાજુલા લેવું તમને વહમું પડશે: નવાબી ફોજ કુંડલા ઘેરશે તો ભાવનગરનું નાક કપાશે. ગોહિલવાડમાં બાબી પગ રોપે ઈ હું ગોહિલનો દીકરો કેમ સહન કરૂં ? આપણે એક જ બાપના દીકરા."

આટલું સાંભળતાં આતાભાઈની છાતી ગજ ગજ ફૂલવા લાગી. "વાહ હમીર, વાહ હમીર. તું મારા બાપનો દીકરો. અસ્સલ ગોહેલ." એમ કહી હમીરજીને દરબારે બથમાં લઈ લીધા ને કહ્યું કે : 'તારો તમામ ગરાસ આજથી તને પાછો આપું છું."

હમીરજી કે : "બાપુ એમ મારો ગરાસ હું નહિ લઉં."

ઠાકોર કે : "કેમ ! તમારૂં તમને મળી જાય પછી શું વાંધો છે ?"

હમીરજી કે : "બાપુ, તમે જેમ મારા બાપના દીકરા છો, એમ માગૈયો મારો અન્નદાતા છે. મેં એને ત્યાં રોટલા ખાધા છે. એટલે મારે બેઈ આંખ્યું સરખિયું છે, એટલે એના રાજુલા ઉપર ન ચડો તો જ મારે મારો ગરાસ ખપે."

ઠાકોર કે : "રંગ રજપૂત, તારે બોલે રાજૂલા ઉપર હું નહિ ચડું."

હમીરજી મારતે ઘોડે આપા માગૈયા પાસે પહોંચ્યા ને કહ્યું કે : "ભાઈ, તમારૂં રાજુલા આબાદ રહેશે, હું ભાવનગર આંટો દઈ આવ્યો. આતાભાઈ હવે નહિ આવે."

માગૈયે ધાખડે નવાબ સીરબંધીના ઉપરીને કહ્યું કે, "હવે જૂનાગઢ સીવાવો."

ફોજનો ઉપરી કે : "જૂનાગઢથી અહિં સુધી આવ્યા. હવે સાવ ઠેલા ન જાયીં. આતાભાઈ નવાબને એક ગામ આપે."

આપે માગૈયેને હમીરજીએ વચ્ચે પડી નવાબને ગાધકડા ગામ અપાવ્યું, જે ગામ સ્વરાજ પછી જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાતાં આરઝી હકુમતે શ્રી સુરગભાઈ તથા દેવાતભાઈ વરૂની આગેવાની નીચે કબજે લીધેલ.

## ભેંસનાં નામ–રૂપ

ગણું નામ કુંઢીતણાં નાગલ્યું ગોટડયું, નેત્રમ્યુ નાનકયું શીંગ નમણાં,
ગીણીયુ ભૂતડયું ભોજ છોગાળીયું, બીનડયું હાથણ્યું ગજા બમણાં;
ભીલીયું ખાવડયું બોઘડ્યું ભૂરીયું, ગેલીયું મુંગલ્યું રૂપ ગણીયે;
ભગરીયું વેગડયું વાલમ્યું ભાલમ્યું, પાડ ગાડદ તણાં કેમ પણીયે;
દાડમ્યું માણકયું હોકલ્યું દડકલ્યુ, પૂતળ્યું ઢીંગલ્યું નામ પ્રાગ્ના;
સાઢીયું બાપદ્યું દ્રાખને સાકરૂં, રાણ્ય બાડુ તણાં જાણ્ય રાજા.
ઓપત્યું કાળીયું સીંગ આંટાળીયું, ભાળીયું પીંગલા આઉ ભારે;
ઘડા મછરાળિયું ડુંગરા ઢાળીયું. હાલીયું ગાળીયું ખડા હારે.
હાલીયું પારવા પરે હેતાળીયું. ઝરે પર નાળીયું મેઘ જેવાં;
દાખતા વીરડા જેમ દુધાળીયું. મોંઘ મુલાળીયું દીયે મેવા.

# સંગીત અને રાજ્યાશ્રય

જયમલ્લ પરમાર

સંસ્કાર જેનો કલામંડિત તેનું જીવન સંગીત માધુરી સભર હોય. બ્રહ્માંડનું સૌન્દર્ય એના છંદ-નાદની મધુર લયકારીમાં રહેલું છે એમ છાંદોગ્યોપ-નિષદ કહે છે.

સંગીતને એના કોઈ બાંધી દીધેલા સ્વરૂપે જ જોવામાં ન આવે તો આર્યોનું સંપૂર્ણ જીવન સંગીત-મય હતું. એણે જીવનનો આનંદ સંગીતમય બનીને લીધો, ઉપાસના પણ નાદ વડે જ કરી અને શત્રુઓ-ને ભય પમાડયા પણ નાદ વડે જ.

જીવન સંગીતમય બનતું ગયું એટલે એમની ઋચાઓ પણ છંદોબદ્ધ બનીને શાસ્ત્રનું સ્વરૂપ પકડતી ગઈ. એમનું જીવન પણ કુદરત સાથે તાલ મેળવતું નિયમબદ્ધ વહેતું અને વિકસતું હતું. એથી એના સંગીતની પણ શાસ્ત્રોક્ત રચના થતી ગઈ.

આર્યોનું વૈદકાલીન સંગીત એટલે સામગાન. સામગાન એટલે સામવેદ. સામવેદ એટલે આર્ચિક-ઉત્તરાર્ચિકની ૧૫૪૯ છંદોબદ્ધ ઋચાઓ,

સામવેદના એ છંદો તે ગાયત્રી, જગતી, ત્રિષ્ટુપ ને પ્રગાથ વગેરે. અનુષ્ટુપ રામાયણના સર્જન વેળાએ ઋષિ વાલ્મિકી તરફથી રચાયો. સપ્તધાતુ રૂપે સપ્તસ્વર અને ચારેય પ્રકારના વાદ્યોનો વિકાસ તો ત્યારે થઈ ચૂકેલો.

સામગામ થતું ત્રણ શૈલીએ-તે ત્રણ રાણાયણી, જૈમિની અને કૌથુમી. એમાંથી પશ્ચિમ ભારતમાં કૌથુમી શૈલી પ્રચલિત હતી. એ કૌથુમી શૈલીએ આજસુધી સૌરાષ્ટ્રમાં સામગાન થતું આવ્યું છે. એ માટે જૂનું હાલાર પંથક, પડધરી ગામ અને શાસ્ત્રી શ્રી. રેવાશંકર સુવિદિત છે.

સામગામના આર્ચિકના પણ બે ભાગ. ગ્રામ અને આરણ્ય. એ આરણ્યગાનની પરંપરા હજુ સુધી સૌરાષ્ટ્રમાં જળવાતી આવી છે. રાવળ વગેરે જ્ઞાતિ-ઓના હુડકુડી-કડાકમાં સાથે ગવાતાં માતાજીના સ્તવનો-માં આરણ્ય ગીતોનું બહુવચન આરણ્યું કહેવાયું છે. સૌરાષ્ટ્રના રબારીઓમાં ગવાતી સરજુ પણ સામિક ગાનના પાદપુરક ક્ષેપકના મધ્ય અને અંતના સ્વરોચ્ચા-રને જ વ્યક્ત કરે છે.

વેદકાળે સંગીત શાસ્ત્રબદ્ધ થતું લાગે છે. તેનો અર્થ એવો પણ નથી કે આર્યોના આગમન પહેલાં આ ભૂમિના આદિવાસીઓ સંગીત વિહોણા હતા.

જેને ભાષા નથી એવા પશુ-પક્ષીઓ પણ સંગીતવિહોણા નથી હોતાં ત્યારે માનવી તો હોઈ જ શી રીતે શકે?

આ ભૂમિની અસૂર, દસ્યુ, દાનવ કે નાગ-જાતિઓ નૌયાનની વિદ્યામાં વિશારદ હોય, ઉચ્ચ કોટિની નગરરચના જાણતી હોય, નાનાવિધ અલંકારો અને બુટાદાર વસ્ત્રો પરિધાન કરતી હોય, મૂર્તિ-વિધાન તથા પૂજાવિધિ વગેરેમાં વિકાસ પામેલી હોય તેનું જીવન સંગીતવિહોણું શી રીતે હોય ?

ઉષા તો અસુર પુત્રી હતી. કૃષ્ણપુત્ર અનિરૂદ્ધ-ને વરીને તે દ્વારિકા આવી ત્યારે ભારત વિખ્યાત લાસ્ય નૃત્યને સાથે લેતી આવેલી.

નૃત્ય એ ગાન અને વાદન વગર થઈ શકે નહિ. ત્યારે એ ગાયન, વાદન અને નર્તન અસુર જાતિઓની આર્યોને મળેલી અમોલી બક્ષીસ હતી. દ્વારિકામાં એ કાળે રાસની બે શૈલી વિખ્યાત હતી વૃષ્ણી અને સાત્વતી. એમાં ભળેલું કૃષ્ણનું છાલકિય ગાન અને હલ્લીસક નૃત્ય. એ કાળે અર્જુન પાસેથી ગાંધર્વગાન નર્તન અને વાદનનું શિક્ષણ પામેલી ઉત્તરા પણ દ્વારિકામાં આવી વસેલી. આમ ગાન, વાદન અને નર્તનની ત્રિવિધ શૈલીનો સાંસ્કૃતિક સમન્વય તે કાળે દ્વારિકામાં થયેલો.

છાલિકયગાન વિષે પુરાણો ઠીક ઠીક પ્રકાશ પાડે છે. આ છાલિકયગાનમાં ગાયન, વાદન અને

નર્તન સાથે ગંગાવતરણ ભજવાતું. રંભા ઉર્વશીની કથા આવતી અને કૃષ્ણલીલા પણ ભજવાતી. હરિવંશ કહે છે કે આ છાલિકયગાનમાંથી ગાયનની જુદી જુદી જાતિઓ જુદા જુદા પ્રકારો ઉત્પન્ન થયા છે. આસારિત નૃત્ય આ છાલિકયગાનના અંત ભાગે જ થતું.

એ કાળે કૃષ્ણની વેણુ, નારદની વીણા, અર્જુનનું મૃદંગ, કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્નનું જલદુર્દુર વગેરે વાદ્યો અતિ પ્રચલિત હતાં અને નાંદિ નામનું કોઇક પ્રકારનું ચર્મવાદ્ય પણ ઉલ્લેખનીય હતું. ભરતમુનિ કહે છે તે મુજબ ભારતની ચાર મુખ્ય નૃત્યશૈલીમાંથી એક તે સાત્વતી શૈલી. જેમ હલ્લીસક અને લાસક એવી નૃત્યપ્રણાલિમાંથી. વેણુ-વાંસળીના પાંચ સૂરમાં શ્રી કૃષ્ણ સારંગ બજાવતા એમ કહેવાય છે. એમાં ગાંધાર ભળતાં એમાંથી સોરઠરાગ ઉત્પન્ન થયો. તે કાળે ગાંધારગ્રામ ગવાતો એવા પૌરાણિક ઉલ્લેખો છે. અહિરભૈરવ પણ એ કાળનો જ.

સૌરાષ્ટ્રનું સંગીત સારંગ પ્રધાન છે. તાલ વિશેષે દીપચંદી. 'ગોપ લોકનામ જળક્રીડા પ્રકાર'નું સ્થળ હતું પ્રભાસ એટલે વેરાવળનો સાગર કિનારો. વેરાવળનું વૈદિક નામ હતું વેદકૂલી – વેલાવલી. સોમની-ચંદ્રની કળાથી સાગરમાં ભરતી ચડતાં જે રાગ ગવાયો તે વેલાવલી ઉપરથી આજે બિલાવલ કહેવાય છે. બહારથી આવેલા મુસ્લિમોનો એ ઉચ્ચાર છે.

યાદવોના પતન પછી એક હજાર વર્ષના અંધકારયુગ બાદ મૌર્ય, ગુપ્ત કે ક્ષત્રિયકાળમાં સંગીતની કોઈ સંકલના મળતી નથી. ઠેઠ મૈત્રક કાળમાં એટલે કે ઈસુની ચોથી સદી પછી વલભી-વિદ્યાપીઠમાં ૬૪ કળાના શિક્ષણમાં ગાયન વાદન અને નર્તનના શિક્ષણને પ્રથમ સ્થાન મળે છે. ૭ેની રચનાનો ખ્યાલ મૈત્રકયુગના મહાકવિ ભટ્ટિના ભટ્ટિકાવ્ય ઉપરથી આવે છે.

એમ કહી શકાય કે વલભીના મૈત્રકકાળ પહેલાંથી સંગીત મંદિરો અને રાજ્યાશ્રયે સ્થાન પામતું આવતું હશે. સોમનાથના મંદિરમાં ૫૦૦ દેવદાસીઓના નૃત્યના ઉલ્લેખો પણ એ જ કાળના છે. સોમનાથના ભક્તિસંગીતની પરંપરા ચાલુ રહેલી તે સોમનાથના આજના અંધ ગાયક શ્રી આતમારામ સુધીની લેખાવી શકાય.

યાદવકાળ સુધીમાં યજ્ઞયાગ, યુદ્ધ તેમ જ તમામ માંગલિક પ્રસંગોમાં સંગીતનો પ્રસ્તાર વિસ્તાર થયેલો આપણે જોઈએ છીએ. વ્યક્તિ દ્વારા રજૂ થતા સંગીત ઉપરાંત વૃંદવાદન અને સંગીતવૃંદ – સમૂહ સંગીત પણ સારી પેઠે વિકાસ પામેલું. સ્વ. પં. વિષ્ણુ દિગંબર પલુસ્કરને વૃંદસંગીતની પ્રેરણા એમના સૌરાષ્ટ્રના પ્રવાસમાંથી જ મળેલી.

ચોથીથી આઠમી સદી સુધી વલભી વિદ્યાપીઠમાં શાસ્ત્રોક્ત રીતે શીખવાતા સંગીત પછી ૯મી સદીમાં "તરંગણે ખેલતિ દંડ રાસ"નો ઉલ્લેખ રાજશેખરમાં આપણે જોઈએ છીએ.

૧૧મી સદીમાં રાંકવાટ – ગૃહરિપુ અચ્છા વીણાવાદક તરીકે વિખ્યાત થયેલો.

ચૂડસમાઓના સૌરાષ્ટ્રના સુવર્ણકાળે સોરઠ સંગીતનું ધામ બને છે. પછી તો દામાકુંડ પાસેથી મળેલો શિલાલેખ બોલે છે કે, જૂનાગઢનો ખેંગાર ત્રીજો નાદવેદમાં પ્રવિણ હતો.

"દ્વીપનવદ્વય હર્તા, સોમેશ સ્થાપનાકર્તા
યત્ત્વનવંશ નિભર્તા, ખંગારો નાદવેદમુંદ્ધર્તા"

૧૩૮૧ની સાલ ટાંકતો સોરઠના સુત્રાપાડા પાસેથી મળેલ શિલાલેખ બોલે છે કે, હસુ અને જાસુ નામની બે કુમારીકાઓ ગીત અને નર્તનમાં પ્રવીણ હતી. લગભગ એ જ અરસાના મહુવા પાસેથી એક વાવમાંથી મળેલ શિલાલેખ બોલે છે કે વાવ બંધાવનાર બ્રાહ્મણોના પુત્ર સુરાજિત ગાંધર્વવેદ અને નાટ્યશાસ્ત્રમાં પ્રવીણ હતો.

આ પરંપરા સૌરાષ્ટ્ર-સોરઠની સોળમીસદી સુધીમાં તો ખૂબ વિકાસ પામેલી જણાય છે. ગીતો, કવિતા, પદો અને ભજનો રાગદારીમાં જ જોડાય છે ને ગવાય છે. નરસિંહ મહેતાના પદો એની સાક્ષી પૂરે છે.

કેદાર રાગ એ કારણે જ નરસિંહ મહેતા જેટલો પ્રસિદ્ધિ પામ્યો છે. અને એ જ રીતે પોતાનું શેષ આયુષ્ય દ્વારકામાં ગાળવા આવેલ મીરાંનો મલ્હાર પણ.

જૂનાગઢનો છેલ્લો રાજા રા માંડળિક પણ વીણા વિશારદ ગણાતો.

સોરઠમાં ચૂડાસમાઓનું રાજ્ય અસ્ત પામે છે ને બાબી વંશના નવાબો ઉદય પામે છે. એ પહેલાં સૌરાષ્ટ્રમાં ત્રણ મહાન રાજ્યવંશોની કળા ચડતી આવે છે. જાડેજા ગોહિલ અને ઝાલાઓની.

જામ રાવળે નવાનગર વસાવ્યું અને અલ્પ-કાળમાં એને છોટી કાશી બનાવ્યું. ૧૬મી સદીના કવિ શ્રીકંઠના સંગીત નાટ્ય ઉપરના ગ્રંથો એના ગવાહ બને છે. કવિઓ, ગાયકો, વિદ્વાનો, વાર્તા-કારો અને શૂરવીરોથી નવાનગરના જામ – રાજા-ઓના તથા જાડેજાઓના દરબારો શોભતા, જાડેજા-ઓનાં રાજ્ય એક બાજુ જામનગર તો બીજી બાજુ મોરબી, રાજકોટ, ગોંડલ ને ધ્રોળના વિસ્તારોમાં વહેંચાયેલા હતાં.

ગોહિલો એક બાજુ રાણપુર ધંધુકા તો બીજી બાજુ અરડીલા, લાઠી, શિહોર અને પછી ભાવનગર-રૂપે ગોહિલવાડનો વિસ્તાર બાંધતા ગયા ને રાજ્યને શ્રી સરસ્વતી ને સંસ્કારમંડિત બનાવતા ગયા. જેમાં સ્વ. ગગા ઓઝા અને સ્વ. સર પ્રભાશંકર પટણીનો ફાળો અવિસ્મરણીય છે.

ઝાલાઓના હળવદ વઢવાણ અને ધ્રાંગધ્રામાં પણ એ જ પરંપરા ચાલી આવી છે. ધ્રાંગધ્રાના ધ્રુપદ ધમારના ગાયક શ્રી ભગવતીપ્રસાદ એ જ પરંપરાના છે.

પોરબંદરનું જેઠવા કુળ ખૂબ પ્રાચીન ગણાય છે. ઘુમલી જેવું બેનમૂન સ્થાપત્ય ને નગરરચના ધરાવનાર એ રાજકુળ અવશ્ય કલાપોષક હોવું જોઈએ. પણ એ અંગેની કોઈ ચોક્કસ માહિતી મળતી નથી. પોરબંદરના મહારાણા ભાવસિંહજીના સમયમાં વૈષ્ણવ સંપ્રદાયના ગોસ્વામી મહારાજ ઘનશ્યામ-લાલજી ખૂબ સંગીત નિપૂણ હતા, અને ગાયકોના આશ્રયદાતા પણ હતા. એમના પછી એ ગાદીએ આવનાર દ્વારકેશલાલજી પણ સંગીત નિપૂણ હતા.

હૃદયના ગુણોની કેળવણીના માનવ પ્રયાસોનો ઈતિહાસ લખાવો તો હજુએ બાકી છે. ત્યારે ભારત-માં તો સ્તવનો અને પ્રશસ્તિઓને આધારે જ સંગીત શાસ્ત્રને સંશોધવું પડે છે. સત્તરમી સદીના અંતભાગે જૂનાગઢમાં નવાબી રાજ્યનો આશ્રય પામનાર નામી ગવૈયા નન્જેખાંનો ઉલ્લેખ મળે છે. છેલ્લા સો વર્ષ દરમ્યાન રાજ્યાશ્રયે ટકી રહેલા શાસ્ત્રીય સંગીતના ઈતિહાસ જેવું કાંઈક મળે છે, પણ મધ્યયુગની છેલ્લી પછડાટે રાજ્ય અને પ્રજાના પુરૂષાર્થના છોતા કાઢી નાખેલી સ્થિતિના અવશેષ સમું. રાજકોટના મહાન ઠાકોર મહેરામણજી ઘણા વિદ્વાન અને કલારસિક હતા. એમના દરબારમાં કવિ, ગાયક, વિદ્વાન, પંડિત અને વાર્તાકારોને આશ્રય મળતો રહેતો. એ સૌના દ્વારા તૈયાર થયેલ પ્રસિદ્ધ ગ્રંથ પ્રવીણ–સાગરમાં સંગીતનો –રાગ રાગીણીઓનો પણ વિશદ પરિચય આપેલ છે.

રાજકોટ રાજકુમાર કોલેજમાં સ્વ. પ્રોફેસર ગંગાધર અચરેકર, મનહર બર્વેના પિતા સ્વ. ગણપતરામ બર્વે, પંડિત ગોવિંદપ્રસાદ માસ્તર, લક્ષ્મીશંકર ત્રિવેદી વગેરે નામી સંગીતજ્ઞો પોષાયેલા. જેમાંથી સ્વ. ગણપતરામ બર્વેએ તો "નાદલહરી" ને "શ્રુતિ સિદ્ધાંતસાર" નામનાં સુપ્રસિદ્ધ પુસ્તકો ગુજરાતીમાં પ્રગટ કરેલાં.

જૂનાગઢમાં કામીલ ઉસ્તાદ, ગૌહરબાઈ નિમચવાલી, ખાંસાહેબ અબ્દુલ કરીમખાં, તબલિયા મંગલુખા અને સુપ્રસિદ્ધ ગાયક અમીરખાં પણ આશ્રય પામેલ.

જામનગરમાં વિભા જામના ૧૮૧૨માં ગાયના-ચાર્ય ને મૃદંગાચાર્ય આદિત્યરામ વ્યાસ પાકયા. એમની પરંપરા ઠીક ઠીક કાળ-સુધી ચાલુ રહેલી. 'સંગીત-આદિત્ય' નામનો એમનો ગ્રંથ ઘણો સુપ્રસિદ્ધ છે. જામનગરના ગોસ્વામી મહારાજ શ્રી વ્રજલાલજી સાથે ફરીને એમણે અનુભવ મેળવેલો. છેલ્લે છેલ્લે જામન-ગરના રાજગવૈયા ઉમરભાઈ અને ઈસાકભાઈ તો બહુ થોડા સમય પહેલાં જ જન્નતસીન થયા.

સૌરાષ્ટ્રમાં સંગીત અંગેના ગ્રંથલેખનની દષ્ટિ-એ વિચારતાં વાંકાનેરના રાજકવિ શ્રી નથુરામ સુંદરજીએ ભરતનાટ્ય–શાસ્ત્ર અને સંગીત–રત્નાકરના ગુજરાતીમાં ભાષાંતર આપ્યાં.

વલભજી જટાશંકર ઓઝાએ 'નાદચિંતામણી' આપ્યું. ત્યારે વઢવાણના મરહૂમ ઠાકોર સાહેબ ઘણા સંગીત-પ્રેમી હતા. એમને ત્યાં કેશવરામ વ્યાસ, ધારપુરે અને ભવાનરાવ પીંગળે જેવા વિદ્વાન સંગીતજ્ઞો હતા. જેમાથી સ્વ. ધારપુરેએ સગીતના જૂના ગ્રંથોની નવી આવૃત્તિઓ કરાવેલી અને સિતારવાદનની ઉપર અગત્યની પુસ્તિકાઓ લખેલી. ભવાનરાવ પીગળે પાછળથી હાળા દરબાર વાજસુરવાળાને ત્યાં આશ્રય પામેલા. શ્રુતિઓ સંબંધે વિદ્વતાપૂર્ણ વિવેચન કરતો એક અભ્યાસનીય નિબંધ એમણે અંગ્રેજીમાં આપેલો તે "ઈન્ડિયન મ્યુઝિક"

માંગરોળના શેખને ત્યાં સદાય સંગીતની મહેફિલો જામતી. મરહૂમ ફૈયાઝખાંના શિષ્ય ગવૈયા અબ્દુલ કાદરખાં માંગરોળમાં જ આશ્રય પામેલા.

નાના એવા દોળ રાજ્યમાં બિન્કાર મહમદખાં ફરીદીને સ્થાન મળેલું. જ્યારે ચૂડાના મરહૂમ ઠાકોર સાહેબ પોતે જ અચ્છા બિનકાર હતા.

ભાવનગર રાજ્યમાં પણ કલાધરો પ્રથમથી જ પોષાતા આવ્યા છે. સ્વ. ડાહ્યાલાલ શીવરામ 'સંગીત કલાધર' જેવો ગ્રંથ એ કારણે જ આપી શકયા. ત્યારે દલસુખરામ જેવા બુલંદી ગાયક, ગાયિકા ચંદ્રપ્રભા, બીનકાર રહીમખાં, એના ખ્યાતનામ પુત્ર કાદરબક્ષ, બીનકાર રહીમખાં ફરીદી, તબલા વાદક નારાયણ દલસુખરામ અને મણીલાલ જેવા હારમોનિયમ વાદક ભાવનગર રાજ્યમાં પોષાયા છે.

ગાયકીનુ અંગ જેમ રાજગવૈયાઓમાં, જેમ વૈષ્ણવસંપ્રદાયમાં તેમ સ્વામીનારાયણ સંપ્રદાયમાં પણ ખરું અને એ માટે મુક્તાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીનો ઉલ્લેખ કરવો જ રહ્યો.

ભારતીય શાસ્ત્રીય સંગીતનો મેલોડીનો પ્રકાર ચિત્તની એકાગ્રતા સાધનારો અને સ્વરવિસ્તાર દ્વારા સ્વર માધુર્ય પેદા કરનારો રહ્યો છે. એનાં સાધનો વાદ્યો પણ એ જ પ્રકારે રચાયાં છે. મેલોડીની ગાયકી જનસામાન્યનું રંજન કરનારી નથી. પણ મર્યાદીત વર્તુળમાં રંજન કરનારી અગર નિજાનંદ લેનારી છે. એથી એ કાતો દેવસ્થાનકોમાં અગર રાજદરબારોમાં આશ્રય પામીને અસ્તિત્વ ટકાવી શકે. અથવા તો ગુણીજનોને આધારે.

મૈત્રકકાળ પહેલાંથી રાજ્યાશ્રયે સંગીત પોષાતું આવ્યું છે. સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિને કારણે રાજ્યોની ઉથલપાથલ થયા જ કરી છે. અને સૌરાષ્ટ્ર નાનાં મોટાં રાજ્યોમાં વેતરાઈ રહેતાં સીમાડા વિસ્તારવાના વિગ્રહો પણ ચાલ્યા જ કરતા. ખાસ કરીને મુસ્લિમ આક્રમણોએ એને વધુ ભાંગી નાંખેલું.

તે છતાં નાના મોટા રાજ્યોમાં સંગીતકારોને આશ્રય મળતો જ આવ્યો છે. એ કદરદાનીથી આકર્ષાઈને દેશાવરમાથી કવિ, ગાયક અને વાર્તાકાર એવી અનેક કોમો સૌરાષ્ટ્રમાં ઊતરી આવતી અને રાજ્યાશ્રમ પામતી.

બ્રાહ્મણોના અનેક કુળો એ જ રીતે આવ્યાં. ચારણો અને રાવળો,પંદરસોક વરસથી તો સૌરાષ્ટ્રમા રાજ્યકુળો સાથે સંકળાતા આવ્યા છે. એ જ રીતે તેરમી સદી આસપાસ ઢાઢી, મીર અને લંઘાની ગાયક-વાદક જાતિઓ સૌરાષ્ટ્રની ભૂમી ઉપર ઊતરી આવી ને રાજ્યાશ્રયે મળતાં કાયમી વસવાટી બની. એમનાં વાદ્યો હતાં નોબત અને શરણાઈ, સરીંદા અને સારંગી.

સૌરાષ્ટ્રની સાંકડી ભૂમી ૨૦૨ રજવાડામાં વહેંચાઈ ગયેલી અને એટલા જ આશ્રય સ્થાનો કવિઓ, ગાયકો, વાર્તાકારો અને વિદ્વાનો માટે ઊભાં થઈ ગયેલાં. કયાંક વધુ કયાંક ઓછા. રાજ્યો વચ્ચે એની સ્પર્ધા પણ ચાલતી.

સૌરાષ્ટ્રમાં નાયક ને ભોજક કોમો પણ એ જ રીતે આવી વસી. આ નાયક અને ભોજકોમાંથી તથા મીર અને લંઘા જાતિઓમાથી નામી ગાયકોને વાદકો આપણને મળ્યા છે.

એ જ રીતે ભાંડ જાતિના કવિ ગાયકો પણ સૌરાષ્ટ્રમાં સારું સ્થાન પામતા આવતા.

પરંપરાઓ તૂટી. આશ્રયદાતાઓ ઊખડી ગયા. શાસ્ત્રીય સંગીત સંયોજિત વિકાસ ન પામી શકયું. તેનું કારણ મધ્યયુગની પાછલી ઉથલ પાથલો જ છે. તે છતાં સ્વરૂપાતરે સંગીતના આછા પાતળા પ્રવાહો સૌરાષ્ટ્રમાં સદાય વહ્યા જ કર્યા છે. કારણ કે જનતાનું જીવન સંગીતરસે રસાયેલું હતું.

# વેણુ વેણુની અથડામણ

રતુભાઇ રોહડિયા

જળને વા'લાં મીનડાં, મોરાંને જીમૂત;
હરિને વા'લાં ભગતડાં, ત્યું ચારણુને રજપૂત.

આવી અનોખી હેતપ્રીતની ગાંઠ જગમાલજી રોહડિયા અને વેરાજી જાડેજા વચ્ચે બંધાણી હતી.

કેમ ન બંધાય? હડિયાણાની બાર ગામની જાગીરના ધણી અને જામનગરના જામ સત્તાજીના ફટાયા વેરાજીને, રાજકવિ ઇસરદાસજીના સૌથી નાના પુત્ર જગમાલજી રોહડિયા સાથે હૈયામેળ જામી ગયો'તો. સમયના વહેવા સાથે એ હેતપ્રિતનો છોડ ઊંડાંમૂળ નાખી, મોટું ઝાડ થઇને જીવતરને શીળો છાંયડો આપતાં ઝૂંબવા માંડયો'તો.

બાપની ટોડે જ આવે એવા કરામત્ય કવિ હતા જગમાલજી રોહડિયા. એમની વાણુને પટાંગણે મા શારદાનાં ઝાંઝરો રણઝણતાં'તાં. હજારો હૈયાંને હલાવી દે તેવી બળૂકી વાણી કવિની જીભને ટેરવે બિરાજતી'તી. એથી સાંભળનારા વાતું કરતા'તા: "કવિની વાણીમાં વશિકરણ અને મોહનમંત્ર છે."

કવિને વેરાજી વગર કસૂંબો ઊગતો નથી. તો વેરાજીને પણ કવિ વગર કસૂંબો અને ડાયરો કડવો અને વેરાન લાગે છે.

પ્રાગડના દોરા ફૂટયા ન ફૂટયા ત્યાં કવિ જગમાલજી રોહડિયા ઘોડી પલાણીને હડિયાણાને મારગે મારી મૂકે છે. પંથની સાધેલ ઘોડી સૂરજ મા'રાજ ઊગમણી કોર મોં કાઢે ન કાઢે ત્યાં છ ગાઉનો પંથ સંકેલીને હડિયાણાના દરબારગઢે આવી ઊભે છે. કવિ ઊતર્યા ન ઊતર્યા ત્યાં વેરાજી બથ્થભરી કવિને ભેટી પડે છે. જાણે એક રાતનો વિજોગ એક જુગ જેવડો ન થઈ પડયો હોય? આમ રોજે રોજ નવલાં નવલાં હેત ઊસરાતાં જાય છે.

પછી દરબારગઢની જબ્બર ચોપાટમાં ડાયરો જામે છે. કડવા કસૂંબાનો દોર ચાલે છે. એક બાજુને ગળાના સમ દઇને કસૂંબા પવાય છે. કસૂંબાનો કેફ ડાયરાની આંખોમાં ડોકાયો ન ડોકાયો ત્યાં તો ખોંખારો ખાઈ, ખૂમચું બાંધી કવિ પોતાની પાતળી જીભ પર કસૂંબલ વાણી વહેતી મૂકે છે. એ સાંભળતાં તો ડાયરાને એક ગણો લાધેલો અમલ બેવડો ચડી જાય છે. મૂછે તાવ દેતાં, અને ડોલતાં ડોલતાં ડાયરામલ્લો કવિની વાણીને દાદ દઈને ભલકારા ભણવા માંડે છે, તો કો' રસિયો જીવ ગણગણી પણ ઊઠે છે:

"કવિ વચન કામિની નયન, અરૂ શિકારી કો બાન
એતાં લાગ્યાં શિર ન ધૂને, લાગ્યો કૌન પ્રમાન?"

આમ ને આમ સાંજ પડે છે! વિંખાતો ડાયરો ત્યારે મનોમન લવી પણ પડે છે: "ફટ ભૂંડા ભગવાન! દિ' આટલા બધા ટૂંકા કાં કર્યા?"

આથમતા દિ' એ જગમાલ રોહડિયા ઘોડીને પાછી સચાણાને મારગે મારી મૂકે છે!

આમ સચંગા દિવસો હાથતાળી દેતાં વહી રહ્યા છે.

એક દિ' વેરાજીના મનમાં એક વિચાર–સવાલ જાગ્યો: "રે જીવ! મારા વગર કવિને કસૂંબો ઊગશે કે નઈ? ઈ વાતનું પારખું લઇ લઉં. સાથે સાથે કવિના હૈયા મેળને પણ નાણી લેવાય."

બીજે દિ' આથમણાબારના દરબારગઢની ડેલીએ ઊભાં ઊભાં દાતણ ચાવતા વેરાજીએ સવારનાં પો'રમાં જેવી કવિની ઘોડીને હડિયાણાના ઝાંપામાં દાખલ થતી જોઇ કે ખવાસને કહ્યું:

"એલા ગોકળ, કવિ પૂછે તો કે' જે બાપુ ગામતરે ગિયા છે."

ખવાસને અચરજ વાગોળતો મૂકીને વેરાજી દરબારગઢની મોટી ભીં'તની ઓથ લઈ ગયો. હવે શો તાલમેલ જામે છે? એની રાહ જોવા માંડયો.

એટલી વારમાં તો કવિની ઘોડી દરબારગઢમાં આવી ઊભી ખવાસે આવીને લગામ પકડી આવતાં જ વેરાજીને દરબારગઢના ચોકમાં ઊભેલા જોવા ટેવા યેલા કવિની નજરો વેરાજીને ન જોતા અચરજમાં પડી ઠેકડો મારીને ઊતરતા કવિએ પૂછ્યુ

"એલા, દરબાર ક્યા ?'

"કવિરાજ, બાપુ તો ગામતરે ગિયા છે"

"હે, શુ કે' છે ? !'

"સાવ સાચી વાત, આજ બાપુ ગામતરે ગિયા છે"

ખવાસની વાતે કવિને માથાના ઘા જેવુ વસમુ લાગ્યુ. માર પછાડ કરતો હાહાકાર એમના હૈયામાં જાગી ઊઠયો

"હાય, હાય જીવ ! આટલા દિ' તુ આંધળો જ રહ્યો ! તારો કસૂંબો આવો ભારે હશે એનુ તને ભાન જ ન રિયુ નિકર આજ ઝાંપેથી જે વેરાજીને મે દરબારગઢની દોઢીએ ઉભેલ જોયો હતો ઇ ગામ તરે ગયાની વાત આ ખવાસ કેમ કહે ? નક્કી મારો કસૂંબો ઈ બારગામના ધણીને ભારે પડયો એટલે જ આજ મારાથી આમ મોઢુ ફેરવે છે તયે નાના એ જાળાના ગરાસદારને તો મારો કસૂંબો કેવો વસમો લાગે ? માટે હે, દૈયા ! હવે કસૂંબાને કારણે કોઈ ગરાસિયાને મોઢુ ફેરવવુ પડે, કસૂંબાના ચોર થાવુ પડે એવુ આ જિંદગીમાં રાખવુ જ નથી"

રોષભર્યો ચારણ ફાળભરીને ચોપાટ માથે પહોંચ્યો ત્યાં પાણિયારે કો' કોઠીની કુંભાર કન્યાએ દૈયાના ઊમળકાથી મેના-પોપટ, મોર-ઢેલ, અને ફુલવેલ ચિતરેલ ગોળો અને પડખે જ ચાંદીનો કળશિયો પડયો હતા ઝગમગ કરતાંક કળશિયો ભરી, હાથમાં જળ લઇ જગમાલજીએ પ્રતિજ્ઞાનું પાણી મૂકયુ

"આજથી રજપૂતના હાથનો કસૂંબો હરામ છે"

કવિની પ્રતિજ્ઞાના બોલ વેરાજીને કાને પડયા દોડી આ યો

'અરે, હાં, હાં, કવિરાજ ! આવી વસમી વાત ન વદો મારા બાપ, ઈ તો જરા ટીખળ હતુ આ રજપૂતની કાયા રઈ, કાલ્ય ઝાટકાના જમણમાં ખપી પણ જવાય તો દેવ, મારા વગર તમને કસૂંબો ઊગશે કે નઇ ? એનુ આ પારખુ હતુ"

'જાડેજા, તને આવી અનાળમતી કા સૂઝી ? બાપ ! ચારણ, સતી, અને ઝેરનાં પારખા ન હોય ઝાટકાના જમણમા તો હુ યે તારી સાથે રેત જેમ મારા વડવા રે'તા આવ્યા છે તેમ.'

અને કવિએ દુહો ઝીકયો

"બેટો બાપ તણે, ચીલે જો ચાલેના<br>તો જનની કાઉ જણે ? વાત વચારે વેરડા"

"હશે કવિરાજ, થવાનું હતું એ થઇ ગિયુ હ્યો હવે ચોપાટમા હાલો અને કસૂંબો મીઠો કરો"

'ના, બાપ, હવે તો આ નતે ભવ કસૂંબો મીઠો થાય તો ભલે આ ભવે તો આયખાભર રજ પૂતના હાથનો કસૂંબો કડવો થઈ ગિયો છ'

વેરાજીની વિમાસણનો પાર ન રહ્યો "હાં હાં, કવિરાજ, આવાં નીમ ન હોય આ તો દેરી પુત્ર, મારી સમજણનુ હસવુ હતુ એને મનમાં લાવશોમા'

" બાપ, ચારણનું હૈયુ અને કાચનો કટોરો બેય બરાબર પારખાંની સમજણ ક્ષત્રિયની નહી પણ ઊછીની કહેવાય"

અને કવિએ દુહો કહ્યો

"વાર ન આવે વાએ, ઊછીનુ ઉજો કરે,<br>માછ મહાજળ માહે, કર વછૂટ્યુ વેરડા"

(હે વેરાજી, જેમ હાથમાથી છટકીને સાગરમા સરકી ગયેલ પાછુ પકડાતુ નથી તે જ પ્રમાણે ઊછીની બુદ્ધિની રમત કરનારને ગયેલો સમય પાછો મળતો નથી એ જ પ્રમાણે મારૂ મુખમાથી નીકળી ગયેલુ વેણ પણ પાછુ વળતુ નથી )

"મારી લાગણીનો તો વિચાર કરો કવિ !" વેરાજીએ નિસાસા નાખ્યા.

જવાબમાં કવિને મુખેથી બીજો દુહો વછૂટ્યો :

"સૂનો હૈયે સવચાર, દેવળે પડછંદા દિયે
ભિંત્યું રા ભલવાર, વર વચન કરે વેરડા"

(બાપ, વેરાજી, જો સાચાં હૈયાંની લાગણી હોય તો જડ એવું દેવળ પણ આપણા વેણનો પડઘો પાડી રહે છે, (પણ પાછાં નથી લેતું) માટે જડ એવી ભિંત્યુંને ધન્ય છે કે જે વેણની કિંમત વધારે છે.)

દરબારગઢના ચોગાનમાં ઊભેલી ઘોડી પર રાંગ વાળતાં કવિએ કહ્યું :

"લ્યો વેરાજી, હવે છેલ્લા જીવ્યા મૂવાનાં જુહાર છે."

"કવિરાજ, આજનો દિ' તો રોકાઈ જાઓ"

ત્યારે, ઘોડી હાંકતાં કવિએ છેલ્લો દુહો ફેંક્યો :

"રહે ન રાહે રિયાં, સાત ખણી સામધણી
માનવ મશાણ તણાં, જીવાંશે ઈ વેરડા ?"

(અરે જાડેજાઓના ધણી વેરાજી, હવે રોકાવું શા કામનું ? શું રાહ જોવાથી મશાણનાં માનવી (મૃત્યુ પામેલાં રાજ) ઓછાં ફરીથી જીવતાં થવાનાં ? એવું જ મારાં નંદવાયેલા હૈયાંનું છે.)

રિંસાયેલો કવિ ચાલ્યો ગયો. પછી જીંદગીભર ક્યારેય એ મિત્રોના મોં મેળા થયા જ નહીં.

જ્યાં જ્યાં ક્ષત્રિયોના ડાયરામાં આ વાત પહોંચી ત્યાં હાહાકાર ફરી વળ્યો. હાલા અને ઝાલા, જેઠવા અને વાળા, પરમાર અને સોલંકી ક્ષત્રિયોના હાથની કસુંબાની અંજલિઓ હાલક ડોલક થઈ ઊઠી : "શો ગજબ થયો ! ઇસરદાસ જેવાના દીકરે, જગમાલજી જેવા કવિએ રજપૂતોના હાથનો કસુંબો અગરાજ કર્યો, ભારે નાનમની વાત.

અનેક ગામધણી કે રાજધણી ક્ષત્રિયોએ જગમાલજી રોહડિયાની પ્રતિજ્ઞા તોડાવવા આગ્રહ, સમ સગરાં, ગામ-ગરાસ અને લાખ પસાવની લાલચ, બધાય ઉલાળો અજમાવી જોયા પણ ચારણ પોતાના વેણ માથે અડોલ થઈને રહ્યો.

વહેતો સમય દાયકાના ઠેકડા મારતો રહ્યો, એની સાથે વેરાજી પણ આલોક તજી પરલોકમાં પ્રયાણ કરી ગયો. જેનું હૈયું જૂની વાતોની સ્મૃતિ થતાં દૂભાય છે એવા કવિ જગમાલ રોહડિયા પણ સોરઠ તજી મારવાડમાં ચાલ્યા ગયા. જાણે જૂની સ્મૃતિરૂપી કાંચળી મન પરથી ઉતારી.

બૂંદીની કચેરીમાં કોઇકે વાત ઉપાડી.

"હડિયાણાના વેરાજીને કારણે કવિરાજ ઈસદાસજીના દીકરા જગમાલજી રોહડિયાએ રજપૂતના હાથનો કસુંબો હરામ કર્યો છે."

બૂંદીના ધણી રાવ છત્રશાલ હાડાએ મૂંછે તાવ દેતાં પોરસ ભર્યો પડકાર કર્યો. "ભા, સોરઠના રજપૂતોમાં કાંક કચાશ લાગે છે. નીકર એક ચારણ માગણની જાત કેટલા દિ' ટેક રાખી શકે ? એનાં મોં સામે લાખકરોડ પસાવ ધરીદો, ઈ ચારણ ગયા ભવની માફક પોતાની ટેક ભૂલી જશે. હજી એને કોઈ મારવાડી મરદો ભેટ્યા લાગતા નથી, એને બૂંદીની કચેરીમાં આવવા દ્યો. આંખના પલકારામાં એનું નીમ મૂકાવી દઈશ."

એ વેળા બૂંદીની કચેરીમાં બેઠેલા રાજકવિએ માત્ર એટલું જ કહ્યું : "અનદાતા ! બધાય ચારણ સરખા નથી હોતા, બાકી જગદંબા તમને જશ અપાવે."

આ વાત પર ઝાઝા દિ' ન વિત્યા ત્યાં એક દિવસ બુંદીના રાજકવિના ડાયરે એક ચારણ આવ્યો.

"જે માતાજી રી, જે માતાજી રી"

"જે માતાજી રી, જે માતાજી રી" કહેતા ડાયરો ઊભો થઈ રાજપૂતી રિવાજ પ્રમાણે બથમાં લઇને મળ્યો. સેવકોએ મહેમાનની ઘોડીને પાયગામાં દોરી, અને ડાયરો વિવેક વહાવી રહ્યો.

"બારહઠજી, અમ ગરીબ પર આજે મયા કરી."

"બાપ, ચારણ તો છઠીના લેખમાં જ ડાયરે ડાયરે ભમવાનું લખાવી લાવ્યો હોય. એટલે એની વશેકાઈ નથ."

ત્યાં તો તૈયાર કસૂંબાની છલ્લોછલ્લ અંજલિ એક રજપૂતે મહેમાન સામે ધરી: "લ્યો દેવ, કસૂબો મીઠો કરો."

"ભા તમારી લાગણી અને વિવેક તો લાખનાં છે. પણ બાપ, હું રજપૂતના હાથનો કસૂંબો પીતો નથી."

ડાયરા માથે જાણે વીજળી પડી, બુંદીના કવિએ પૂછ્યું:

"કોણ જગમાલજી રોહડિયા કે? બહુ નામના સંભળાય છે ઈ જ તમે?'

"હા બાપ, ઈ જ હું."

બુંદીના કવિ ઊભા થઈ ફરીવાર ભેટયા: "જામનગરના રાજકવિ ઇસરદાસજી જેવા સંત ભક્તના દીકરા, અને જેની નામના ચોખંડ ધરતી પર ફરી વળી છે; એવા તમ જેવા લખ્ખમૂલા મે'માન અમારે ત્યાં કયાંથી? ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય, આજના દિ'ને પણ ધન્ય છે."

બુંદીના કવિરાજે પોતાના હાથે જ જગમાલજીને કસૂંબો મીઠો કરાવ્યો. પછી તો ડાયરામાં રંગીલું વાતાવરણ જ જામી ગયું.

એ રાતે બુંદીના કવિએ રાવ છત્રશાલને જગમાલજી આવ્યાની જાણ કરી. રાવે બીજે દિવસે કચેરીમાં આવવાનું જગમાલજીને નોતરું મોકલ્યું.

બીજે દિ' હકડેઠઠ્ઠ કચેરી ભરાણી. ભારે રાજસી ઠાઠથી જરિયન જામા અને આભૂષણોથી ઓપતો અને શસ્ત્રોથી સજ્જ થયેલો રાવ છત્રશાલ સિંહાસને બિરાજ્યો. છત્રીસેય કુળના અવળકંધા અને આજાનબાહુ ક્ષત્રિય અમીરો છત્રીસેય પ્રકારનાં આયુધો બીડીને પોત પોતાને આસને વીરાસન વાળી બેઠા. રાવ છત્રસાલ કચેરી પર નજર ફેરવતાં મનોમન મલકાય છે: "ઇંદ્રની સભા જેવી આ કચેરી અને મારા રાજસી ઠાઠ આગળ ચારણ ઓઝપાઈ જશે. અને એની ટેક અરધી પરધી તો કચેરીમાં પગ મૂકતાં જ પલાયન થઈ જશે. પછી જો એ દેખાવ ખાતર પ્રતિજ્ઞાનું પૂંછડું પકડશે તો લાખ કે કરોડનાં દાનની લાલચ આપીશું એથી એ પોતાની ટેકને ગયા ભવ માફક ભૂલી જ જશે."

ત્યાં તો કવિરાજ જગમાલજી પધાર્યા: "ભલો, ભલો, રાવ છત્રસાલ, બાપ, તું તો તારા વડવાની ટેડે આવે એવો છો. માતાજી તારાં રાજતેજ સવાયાં કરે."

રાવ ઊઠી સામો ચાલ્યો, બાહુપસાર આપી કવિને મળ્યો.

"પધારો, પધારો કવિરાજ, આજ આપે મને ક્ષત્રિય કર્યો. દેવ, તમારી પગરજથી આજ હું અને મારી બુંદી ધન્ય થયા."

"બાપ, હાડા કુળ તો બાપશુદ્ધ ક્ષત્રિય અને અમારૂં ચારણનું પિયર વદે. મારે તો આવવું જ પડે."

કવિને આસન આપી બેસાડયા. ત્યાં તો રાવે અગાઉથી ગોઠવી રાખ્યા પ્રમાણે, કેસર–જાયફળની સોડમથી મઘમઘતો ઘાટો કસૂંબો એક હાડા ઉમરાવની જબરી હથેળામાં ભરાઇને કવિ સામે આવ્યો. અને કચેરી કવિ સામે મીટ માંડી રહી.

પળવાર જગમાલજીએ આકરા અમલવાળા અને આંગળી પકડી રહે તેવા ઘાટા અને લાલ ચૂક કસુંબા સામે જોઈ રહ્યા. અને વળતી પળે એમનું મુખ ખુલ્યું

"બાપ બુંદીનો કસૂંબો તો ઘણો આદરજોગ છે. પણ મારી ચારણની ટેક ન તૂટે. રાવ, હું ક્ષત્રિયના હાથનો કસુંબો નથી પીતો."

ત્યાં તો કચેરી આખી હાહાકાર કરી ઊઠી. "હાં, હાં, દેવ, આવા કથોરા અને વસમાં નીમ ન હોય. અરે કવિરાજ, ચારણ ક્ષત્રિય વચ્ચેનો નિર્મળ સંબંધ અને લાગણીનો તો ખ્યાલ રાખો. હવે તો આ ટેક તોડો. કદાચ એકાદ રજપૂતના હાથનો કસુંબો અગરાજ કર્યો હોત તો ઠીક હતું. પણ આ તો આખોય રજપૂત સમાજનો કસુંબો અગરાજ કર્યો! કવિ, વધારે પડતી વાત છે હો!"

ધરતી પર ઘણના ઘાવ માફક પછડાઈ પડે

એવો ભારે નિસાસો નાખતા જગમાલજીએ ઉત્તર આપ્યો : "તમારી વાત લાખતાં મૂલની છે ઇ હું કબુલું છઉં. પણ એકવાર આ મુખેથી નીકળેલા વેણ મારે પાળવા જ રિયા. બાપ, હું ચારણ જ ટેક નઇ પાળું તો પછી તમને ક્ષત્રિયોને મારી વાણી કઈ રીતે ટેક અને વટ રાખવાની પ્રેરણા દઇ શકશે ?"

ત્યાં તો ખુદ રાવે કસુંબાની અંજલિ કવિ સામે ધરી : 'બહુ થયું કવિરાજ, આટલા દિ' ટેક પાળી ઈ પૂરતું છે. હવે ટેક મૂકો. કસુંબો મીઠો કરો."

"ના. બાપ, ટેક તો શિર આટે કે'વાય."

"મને લાખ પસાવની મોજ છૂટે છે હવે કસુંબો મીઠા કરો.'

"ના બાપ, લાખ પસાવ કરતાં યે ટેક અદકી છે."

"ત્યારે કવિરાજ, આ મનવાર કરોડ પસાવની છે. હવે હવે મોંઘાઈ મૂકીને કસૂંબો મીઠો કરો."

"રાવ તારી મન મોટપ અને દાતારીને ધન્ય છે. હાડા કુળના દીવા, તારા દાનની તો મને ચારણને મોટી આશા હોય. પણ ટેક માટે માથાં દેનારા તારા જેવા ક્ષત્રિયનું દાન મારી ટેક તોડાવનારૂં ન હોય."

ત્યાં તો કચેરી આખી એક સામટી ગાજી ઊઠી : "હાં, હાં, કવિરાજ, આ શું ગળચવાં ગળો છો ?! બુંદીના ધણીનો હાથ પાછો ન ઠેલાય. રાવજીનું તો માન સાંચવો."

હૈયું ઘાણીમાં પીલાતું હોય એવી વેદના અનુભવતા કવિ જગમાલજી રોહડિયાએ વારા ફરતી રાવ અને કચેરી માથે નજર નાખીને છેવટે કહ્યું :

"તો પછી ભલે મારી અને રાવજીની બેયની વાત રહે."

"ઈ તો સોના સરખું" રાવ અને કચેરી રાજીના રેડ થઇ ગયા.

કમ્મરમાંથી કટાર કાઢી જગમાલજીએ ગળે મૂકી ; "મને કસૂંબો પાવો જ હોય તો હું ગળે કટાર નાખી મરૂં. મારા મૂવા કેડે કસૂંબાની અંજલિ મારા મોઢામાં રેડજો."

ચારણનું લોહી લાગે એ ભયે રાવે કસૂંબાની અંજલિ ઊંધી કરી દીધી. અને કચેરીએ પણ આગ્રહ પડતો મૂકયો.

+ + +

વૈશાખનો બપોર તપતો'તો.

એક ઘોડેસવાર ઘોડીને રેવાલમાં ઝીંકયે જતો' તો. ઉપર સૂરજ આગ વરસાવતો હતો. નીચે ચૂલ જેવી મરૂધરાની ધરતી ધખતી હતી. સૂસવતા ઊના ઊના વાયરાઓમાં ઝાંઝવાની વિપુલ તરંગાવલિઓ ચોદિશ રેલાતી'તી. એને સાચું જળ માની જ્યાં ત્યાં હરણાંનાં ટોળાંઓ દોટું દઈ રહ્યાં હતાં.

સ્વાર અને ઘોડી બેયને શરીરે પરસેવાના રેલા ચાલ્યા જાય છે. દઝાડતા વાયરામાં એ પરસેવો સુકાઈને કાયા પર ખારાશના થરનું રૂપ ધારે છે. સ્વાર વારંવાર મુખ પર રેલાતા પરસેવાને ખેસથી લૂછતાં નેણ પર હાથની છાજલી કરીને દૂર દૂર નજરો ફેરવે છે. કયાંય કોઈ ગામડું છે કે નહીં તે જોતાં, તરસથી સૂકાઈ જતા હોઠ પર જીભ ફેરવે છે. સાથે સાથે એનું કવિ હૃદય મારવાડની ભોમકાનાં અત્યારનાં ભૈરવ રૂપ અને આ પહેલાં જોયેલાં આનાથી નિરાળાં, શિયાળા અને ચોમાસાનાં રૂપ પર વારી જતાં ગણ-ગણે છે :

રતિ તતંબર ઊગમે, જિતિ શિર ધર રોષ
તૂઝ સરભર કોં' નહીં, અઈ મરધર દેશ"

ત્યાં દુઃથી કોં' ગામના દર્શન થાય છે. ઘોડી-ને તેજ કરતાં સ્વાર મનોમન બબડે છે : "એક કળશિયો પાણી અને હોકાની બે ઘૂંટ મળી જાય તો પણ ઘણું છે."

ગામના મોખરામાં જ લુહારની કોઢ છે. છંછે-ડાયેલા નાગના ફૂત્કાર જેવા ફૂંફાડા નાખતી ધમણ સતત ધમાઇ રહી છે. ચૂલમાં પવનનો આહાર કરીને સતત અજવલિત રહેલા આગ પોતાની કરાળ જીભ જેવી, લાલ-પીળી, નારંગી-વાદળી. જવાળાઓ વડે ચૂલની દીવાલોને એકધારાપણે ચાખ્યાં કરતાં, લોઢાંને તપતી તપાવીને પોતાનાં જેવું બનાવે છે.

તણખા ઝરતું એ લોઢું ઘણ એરણ વચ્ચે ટીપાઇ ટીપાઇને પોતાનું મૂળ રૂપ તજીને હોંનવતર રૂપ ધારે છે. પેટને કારણે ઉનાળાના બળબળતા બપોરે પરસેવાથી નાહી રહેલો લુહાર કારીગર આગ સાથે ખેલ ખેલી રહ્યો છે.

ત્યાં જ ઘોડેસ્વાર એ સ્થળે આવ્યો. ઘોડા પરથી ઊતરતાં તેણે કહ્યું :

"જે માતાજી રી, શું પાણીનો એક કળશિયો અને હોકાની બે ઘૂંટ નસીબ થશે ?"

"જે માતાજી રી, આવો આવો." કહેતાં ઘણ એરણમાં ખોવાયેલા લુહારે ઊંચુ જોયું. પહેરવેશ પરથી અટકળ બાંધતા કહ્યું : "ચારણ લાગો છો ?"

"હા બાપ, ચારણ છઉં."

"આવો, આવો. દેવીપુત્ર, અંદર આવો" કહેતાં ચારણને અંદર દોર્યો. ઘોડીને ડેલીમાં બાંધી પૂળા, કડબ નાખી.

એક જ ઓસરીએ ઉત્તરાદા બારના ચાર ઓરડા હતા ત્યાં ઊતરેલ રજપૂતોની એક જાનના જાનૈયાઓ ડાયરો જમાવી બેઠા હતાં. જાગતો હોકો ડાયરામાં ગડેડાટી દઈ રહ્યો હતો.

"જે માતાજી રી" કરતો ચારણ ડાયરે આવ્યો.

"જે માતાજી રી" નો પડઘો પાડતો ડાયરો અડેડાટ....કરતો ઊભો થયો. ઝાઝા આદરમાન દઇ બથ ભરી ચારણને મળ્યો : 'દેવ, તમે અમને રજપૂત કર્યા. ધન્ય ઘડી ધન્ય ભાગ્ય, તમ જેવું તિરથ આજ સામેથી હાલીને આવ્યું, તમને ભાળ્યે ગંગાનાહ્યા પરમાણ"

"ઝાઝા રંગ છે ભા, તમારા વિવેકને, ચારણ રજપૂતને ત્યાં આવે ઈ તો આદ અનાદનો નાતો છે તમારા રજપૂતોની હૈયા ખોળપ જ મને ખેંચી લાવે છે."

હાથ મોઢું ધોઈ, પાણી પી જ્યાં ચારણ હોકાની બે ત્રણ ઘૂંટ લેતાં ગાંદલાં પર તકિયાને ટેકે નિરાતે બેઠો ન બેઠો, ત્યાં તો હાકલ પડી :

"લ્યો દેવ, કસુંબો મીઠો કરો."

ચારણે આંખ ઊંચી કરી સામે એક અડાબીડ રજપૂત કસુંબાની અંજલિ ધરી રહ્યો છે.

"ભા, તમારો હાથ પાછો લઇ લ્યો. હું મારે હાથે કસુંબો લઇશ" કહેતાં ચારણ સરખો થઇ બેઠો.

"શું વાંધો છે દેવ ? મને પવિતર થવા દો."

"બાપ, મારે રજપૂતના હાથનો કસુંબો ન લેવાનાં નીમ છે."

પણ એક તો ડાયરામાં સોપો પડી ગયો. વળતી જ પળે ડાયરાએ સામટો સવાલ કર્યો : "જેની ટેકની વાત આજ ડાયરે ડાયરે થઇ રહી છે, એ જ સોરઠના કવિ જગમાલજી રોહડિયા તમે પોતે જ કે ?"

"હા બાપ, ઈ જ હું."

બીજે થતું હતું તેમ અહિં પણ થયું. થય એટલો રજપૂત ડાયરાએ જગમાલજીને આગ્રહ કર્યો પણ લોઢે લીટા સરખી ચારણની હઠ ટળી જ નહીં.

આમ રકઝક ચાલે છે ત્યાં તો વરરાજા ઊભો થઇને હાકલ દઈ ઊઠયો :" કવિરાજ, વધુ રકઝક કર્યા વગર કસુંબો લઇ લ્યો, નીકર જોયા જેવી થશે. આજ લગી તમને કસુંબો પાનારો બાપ શુદ્ધ રજપૂત ભેટયો લાગતો નથી."

ચારણ મીટ માંડીને અમી વરસાવતી આંખે વરરાજા સામે જોઇ રહ્યો. પચ્ચીસ વરસની ઉંમર છે. કેરીની ફાડ જેવી કસુંબલ વીરતા રંગી આંખો છે. ભોગળ જેવી ભૂજાઓ છે. સવા ગજ પહોળી છાતી અને પાંચ હાથની ઉંચાઇ છે. પીડીભર્યાં ગોરાં રતૂમડાં મુખ પર ક્ષાત્રતનું તેજ ઝગારા મારે છે.

લાંબી આવરદા ભોગવીને અવસ્થાને આરે આવી ઊભેલા, ધોળા ધોળા દાઢી-મૂછ અને નેણવાળા જગમાલજી રોહડિયાએ શીળું હસીને કહ્યું :

"સો વરસનો થજે બેટા, તારા જેવા બાપ શુદ્ધ રજપૂતને જોઇને મારું હૈયું ઠરે છે પણ બાપ, મારી ટેક ન તૂટે."

"અરે, શું ન તૂટે ? રજપૂત માનસને નાનમ લાગે એવી ટેક તમે નભાવવા હઠ કરો અને હું

બેઠો રહું ? તો તો મારી રજપૂતી લાજે. આજ તો તમારી ટેક મૂકાવવી જ છે.

ચારણ કહે : "ટેક તોડું તો તો મારી ચારણવટ લાજે."

ઝબ્બ...કરતાં વરરાજાએ પાસે પડેલો કળશિયો ઉપાડીને પ્રતિજ્ઞાનું પાણી મૂક્યું : "જ્યાં લગી આ ચારણદેવ રજપૂતના હાથનો કસૂંબો ન લ્યે ત્યાં લગી મારે અન્નજળ અગરાજ છે."

વાત આવે વસમે પાટે ચડતાં ડાયરો આખો હાહાકાર કરી ઊઠ્યો. જગમાલજીના મનમાં પે ભારે વલોપાત જાગ્યો :

"હાય, હાય, જીવ ! તું કયા ભૂંડા શકને કવેળા આંયાં આવ્યો કે આ કનૈયા કુંવર જેવો મીંઢળબંધો તારે કારણે લાંઘવા બેઠો ! હવે કયે મોઢે મારાથી વિદાય મગાય કે અન્નપાણી લેવાય ? હે જોગમાયા ! કંઈક સમત્ય સૂઝાડય."

અને ચારણે પણ પ્રતિજ્ઞા કરી : "જ્યાં લગી વરરાજાને અન્નપાણી અગરાજ છે ત્યાં લગી મારે પણ અન્નપાણી હરામ છે."

"હાં, હાં, બેટા જોગા ! આવાં વસમાં અને છોકરમતિયાં નીમ હોય ? હઠ મૂકી દે દીકરા." એમ વરનો બાપ વરને સમજાવે છે, તો કવિને પણ વિનવે છે : "જગમાલજી ! દેવ ! તમે તો જગદંબા અને અવસ્થાવાન છો. તમારાથી તો જોગાની હઠ સામે હઠ થાય જ નહીં. ચારણ મારે જાનીવાસે લાંઘે તો તો મને પાપ લાગે દુનિયામાં મારો ગેરો થાય. માટે ખમૈયા કરો દેવ."

પણ બેય એક જ વાત લઈ બેઠા : "અમારાં વેણ ફરે નહીં."

આમ બેય વચનજોદ્ધાઓ મેરૂ સરખા અડોલ થઈને મોતને મીઠું કરીને સામસામે બેસી ગયા. વર અને ચારણ ન જમે ત્યાં લગી જાનૈયાઓથી કેમ જમાય ! જાનૈયા ભૂખ્યા હોય ત્યાં લગી માંડવિયા પણ કયા ઉમળકાથી જમવા બેસે ? આમ સહુ સામટા લાંઘવા બેઠા.

આમ ત્રણ જુગ જેવી ત્રણ રાત વીતી ગઈ.

ચોથા દિવસનો સૂર્ય ઊગ્યો. વર કે કવિ કોઈનીયે હઠ છૂટે એમ નથી. એથી હવે શું થશે ? એની જ સહુને વિમાસણ છે. ત્યાં માંડવેથી કવિને કહેણ આવ્યું.

'કવિરાજ, માંડવે પધારો. રજપૂતાણિયું તમારાં દર્શન કરી. એ વેણ સાંભળી પવિતર થાય.

જગમાલજી ઊઠીને માંડવે આવ્યા. ઝાઝા આદરમાન દઈને રજપૂતાણીઓએ કવિને ચાકળે બેસાડ્યા. ગોરાં પોંળાં રૂપવાળી જાજરમાન રજપૂતાણીઓ અને એમના રંગીલા પહેરવેશને જોઈને કવિની પાતળી જીભ સળવળે છે.

"અપછર જેહી મારવી. રંગીલો ઈ વેશ;
પોગળ જેહી પદમણી, ત્રિયા મરધર દેશ,'

અપ્સરા જેવા પોતાના રૂપનાં કવિ મુખે વખાણ સાંભળીને એ પદમણીઓનાં ગોરાં ગોરાં મુખે શરમના લાલ લાલ શેરડા પડે છે. અને પછી કોયલ જેવા કંઠેથી વેણ સરે છે :

કવિરાજ, તમે તો ઇસરદાસજી જેવા સંત પુરૂષના દીકરા, તમ આવ્યે અમારે મન ઇસરદાસજી આવ્યા પરમાણુ છે. મનમાં બીજા કોઇ કોડ નથી. તમને પગે લાગીને તમારા આશિષ લેવાના જ કોડ છે.

બાપ નજરે રજપૂતાણીઓને નીરખતાં કવિ કહે છે : 'ભલે બેન. બેટા, જેવી તમારી મરજી.'

સાઠ વરસની ડોશીથી લઈને બાર વરસની દીકરી લગીની સહુ સુહાગણો 'પગે લાગીએ બીજા દેવ !' કહેતાં કવિને પગે લાગે છે. રૂદ્રના ગણ જેવો ચારણ આંખો મીંચીને બેરખો ફેરવતાં ફેરવતાં હાથ ઊંચો કરીને આશિષ આપતો જાય છે :

"બેન, બેટા, તારૂં અખંડ સૌભાગ્ય"

થોડીવાર આ ક્રમ ચાલ્યો અને કવિને કાને શબ્દો પડ્યા :

"બાપુ, તમે આશીર્વાદ દીધો કે સરાપ ?"

"બેટા, મેં તો સાચા હૈયાના આશિષ દીધા છે,

કહેતાં જ હર્ષ ભર્યા થયેલા કવિરાજે આંખો ઉઘાડી. સામે જ સાગના સોટા સરખી ગોરા ગોરા પીઠીની પિળાશના ઝગારા મારતા વાનવાળી હાથે–પગે નાકે કાને હૈયે ડેકયે રમઝોળ મચાવતાં ઘૂઘરિયાળ ઘરેણાંવાળી, પાનેતરથી ઓપતાં રૂપ જોબનવાળી નવવધુને ઊભેલી જોઈ એ રૂપને વખાણતા કવિ મનમાં જ એક દુહો વાગોળી રહ્યા :

"ઉર ચોડાં કડ પાતળી, ઝીણી પાંસળિયાંહ
કાં મિળશી હર પૂજિયા, કાં હેસાળે ગળિયાંહ"

"બાપુ, તમે એક હાથે મને અખંડ સોહાગણના આશરવાદ દ્યો છો અને બીજે હાથે માંડવેથી જ રંડાપો દેવા બેઠા છો." આંસુને નવરંગ પાનેતરને છેડેથી લૂછતાં જુવાન રજપૂત કન્યા ગમને સાદે કહી રહી : "આમાં સાચાં હૈયાનું પરમાણ શું, ચારણના વેણનાં મૂલ કેટલાં ?"

ચારણને ભાન થયું : પોતે પોતાની જ ટેક તોડાવવા માટે લખવા બેઠેલા જોગા રાઠોડની પરણેતરને જ "અખંડ સૌભાગ્ય"–નો વર દઈ બેઠો છે ! એ વરદાન જ આજ પોતાની આકરી તાવણી લેવા બેઠું છે. એ સત્ય જ્યાં હૈયામાં ઊગ્યું ન ઊગ્યું ત્યાં તો જગમાલજીનું હૈયું હાહાકાર કરી ઊઠ્યું : "હે જીવ ! હવે શું કરવું ? તરવારની ધારે પગ દઈને ચાલવા જેવો વસમો મામલો ઊભો થયો છે."

સામે ઊભેલી રજપૂતાણી યે વેદના ઠાલવે છે : "બાપુ, તમે તમારી ટેક અતૂટ રાખવા મોતને મીઠું કરી બેઠા છો. તો મારો પરણ્યો પણ તમારી ટેક તોડાવવા મરણને નોતરી રિયો છે. આમાં મારા ચૂડલાની આવરદા કેટલી ?"

હીરનો દોરો ગૂંચવાય તેમ જગમાલજીનું મન પણ ગૂંચવાઈ ગયું છે. તેમની પોતાની જ જીભે કહેવાયેલાં બે વેણો મન પટાંગણે સામ–સામા બાખડી રહ્યાં છે. બેમાંથી એકે તો હારવું જ રહ્યું બન્ને રહે તેવો રસ્તો જ નથી રહ્યો.

યમુનાની બે ધારાઓ જેવાં, આંજેલ કાજળથી કાળાં થયેલાં આંસુઓ; હજી ત્રણ દિવસ પહેલાં જ પરણી છે એવી રજપૂતાણીના ગોરા ગોરા ગાલ ઉપરથી દડીને કાંચળીને ભીંજવે છે. પાનેતરથી વહેતાં આંસુ લૂછતાં એ છેલ્લો સવાલ પૂછે છે :

"કવિરાજ ! બાપુ ! એક વાતનો જવાબ દ્યો. મારે આ પાનેતર પહેરવું કે લાંબી[1] પહેરવી ? તમારો જવાબ જ તમારાં સાચા હૈયાની સાખ પૂરશે."

આંખો મીંચીને જગમાલજી ઊંડા વિચારમાં ઊતરી ગયા. એનાં હૈયાનાં ત્રાજવડાં હાલક ડોલક થવા માંડ્યાં. મન સાગરમાં હજાર હજાર વિચાર મોજાંઓ હડેડાટ કરતાં ઊછળી ઊછળીને ધમસાણ મચાવતાં ઘૂઘવી રહ્યાં. કવિ વિચારે છે.

"રે જીવ ! કેવું ધર્મ સંકટ ઊભું થયું ? અખંડ સૌભાગ્યના આપેલ આ આશિષ સાચા કરવા મારે રજપૂતના હાથનો કસુંબો લઈને મારી પ્રાણ સાટે સાંચવેલી પ્રથમની ટેક તોડવી જ પડે. એમ કર્યા વગર હઠે ચડેલો રજપૂત વર પોતાના પ્રાણ રાખશે નહીં. જો મારી પ્રથમ ટેક અખંડ રાખું તો હમણાં જ સગી જીભે દેવાયેલા અખંડ સુહાગણના આશિષ જ ખોટા થાય છે. વગર વાંકે આ કોડભરી રજપૂતાણીનું જીવતર ધણીના મોમેળા થયા પહેલાં જ રોળાઈ જાય છે. હાય હાય, શું કરું ? હે જોગમાયા કાંક સમત સૂઝાડય."

ધર્મ સંકટને કારણે આંખમાં આવેલ આંસુના ઝળાંઝળાં થતા પડદા આડેથી ચારણે જુવાન રજપૂતાણીને બાપ નજરે ભરપેટ નીરખી. અને એના મનમાં સવાલ ઊઠયો : "આ રજપૂતાણીને ઠેકાણે તારી પોતાની જ દીકરી હોય તો એની શી સ્થિતિ હોય ?"

ત્યાં તો બીજો સવાલ હૈયાને મેદાને આવ્યો : "શું આ તારી જ દીકરી ન કહેવાય, તને બાપુ તો કહે છે ને ?"

વળતી જ પળે જગમાલજીના મન પટાંગણને ચીરતો એક વિચાર ઊગી નીકળ્યો. મન ત્રાજવડાંનું

૧ વૈધવ્યનો પહેરવેશ, તેને ક્ષત્રિયો લાંબી કહે છે.

એક પલ્લું નીચું નમ્યું. અને ચારણે ઊભા થઈને રજપુતાણીને માથે હાથ મૂક્યો:

"બેટા. તારે પાનેતર જ પહેરવાનું છે. તારા અખંડ સૌભાગ્ય મારાં વરદાનને સાચાં કરવા માટે લાખ કરોડનાં દાનને પણ ઠોકરે મારીને આજ દિ' લગી નભાવેલી મારી ટેક હું આજ તોડીશ."

માંડવે હરખનું મોજું આવ્યું: "ધન્ય છે દેવ તમારી વાણીને."

જાનીવાસે આવી જગમાલજીએ જોગા રાઠોડની પીઠ થાબડી:

"રંગ છે રંગ જોગા, તને અને તારી જણનારીને ઝાઝા રંગ છે. બાપ, તારા જેવા બાપ શુદ્ધ રજપૂતને હાથે ભલે મારી ટેક આજ મૂકાય. હવે તો ટેક તોડવા માટે યે મારે રાજી થવા જેવું છે. મારે પ્રથમ તારા જ હાથનો કસુંબો મીઠો કરવો છે. એ ભા, કસુંબો કાઢજો તો!"

જાનીવાસે પણ હરખનો દરિયો ફાટ્યો. વરના બાપે કવિના પગ પકડી લીધા: 'કવિરાજ, તમને ભલભલાં રજવાડાંને પણ ન દીધેલો જશ તમે મારા જોગાને દ્યો છો! દેવ, આ તમારી મનમોટપને કારણે આજ તમે આ ખેડુ કારડિયા રજપૂતને અને એની ઝૂંપડીને મોટા રાજવળાં કરતા યે મોટા કરી દેખાડ્યો."

"ઈ જશ જોગમાયાને ઘટે."

પછી તો ગાઢા અમલની ભારે મનવાર વચ્ચે ડાયરો પણ કસુંબલ વાતાવરણમાં માથાબૂડ બુડી ગયો.



## ભજન સુધી

ભજન સુધી પહોંચ ન મારી ગઈ,
એ તો શબ્દોમાં જ રહી,
ભજન સુધી પહોંચ ન મારી ગઇ.

શબ્દનો ભાઈ, મહિમા મોટો,
શબ્દે સંધુ ય નહીં;
શબ્દ–સાધુ ય અરથ સાધે ત્યારે
સીધે ડંકા દઈ.

ભજન સુધી પહોંચ ન મારી ગઈ.
શબ્દ આવે સાચુકડો, એ તો
આવે દૈવત લઈ;
એ ય દૈવતની પાર જે બેઠો,
ભજન જાય એને કહી.
ભજન સુધી પહોંચ ન મારી ગઈ.

શબ્દ મારા અણસરા જાણે–
વહીવંચાની વહી,
ચેતનવંતા થાય સુરોદ જ્યારે
મિલે હરિની સહી.
ભજન સુધી પહોંચ ન મારી ગઇ.

—સુરોદ

# ઈરાની નકશીનો કાશ્મીરી કલાકાર જાફરઅલી

(ગયા અંકથી પૂરું) જયમલ પરમાર

ગત અંકમા આ લેખનો પ્રથમ હપ્તો પ્રસિદ્ધ થયેલો આ બીજા હપ્તાથી લેખ પૂરો થાય છે આ લેખ ૧૯૫૬મા અમે કાશ્મીર યાત્રા કરેલી ત્યારબાદ લખાયેલો કાશ્મીરના, હસનાબાદનુ અને જ જાફરઅલીના નિવાસનુ આમા જે વર્ણન કરેલુ છે તે ૧૬ વર્ષ પહેલાનુ છે અમારી કાશ્મીર યાત્રા પછી જ જાફરઅલી સાથે ઠીક ઠીક સમય સુધી પત્ર સબધ રહેલો, અને ગુજરાતના અમારા કોઈ સબધી જ જાફરઅલીની મુલાકાતે જતા ત્યારે ત્યારે અમને અચૂક યાદ કરતા અને આ લેખની ઑફ પ્રીન્ટસ તે બધાને બતાવતા સાથે અમારા માટે પેપર મેશની ભેટ પણ બધાવતા યોગ એવો બન્યો કે હમણા શ્રી ઈશ્વરભાઈના ચિ રાજુ, ચિ બિન્દુબહેન, નાનો ગૌરવ અને બિન્દુબહેનના પતિ શ્રી અજેયકુમાર મિશ્રા દિલ્હીથી કાશ્મીરની સફરે ગયેલા ત્યારે જાફરઅલીને ત્યા જતા ચિ બિન્દુ બહેનને એકદમ ઓળખી ગયા આખા ઘરના સમાચાર પૂછ્યા બધુ પ્રેમથી બતાવ્યુ અને નાના ગૌરવને થોડી ભેટ પણ બધાવી ચિ રાજુ ત્યાથી લખે છે કે લેખમા નિર્દેશ કર્યો છે એવા આજે જાફર-સાહેબના ઓરડા નથી હા ત્યા તો બગલા ખડા થઈ ગયા છે જે ફળીમા કૂતરા આળોટતા હતા ત્યા જાફર-સાહેબની મોટર ઝૂલે છે ઈંદિરાજીને હાથે એમને કાશ્મીરના શ્રેષ્ઠ કલાકારનો એવોર્ડ એનાયત થયો છે અને પેપરમેશની ઉપરાત કાશ્મીરી ગાલીચા અને રેશમ તથા ઊની કામકાજ મોટા પાયા પર શરૂ કર્યુ છે જાફર સાહેબે કાશ્મીરી તુષની એક બેનમુન શાલ અમને બતાવી જેના ઉપર ઉમદા ભરત ભરેલુ હતુ આ શાલની કીમત બે હજાર રૂપિયા થવા જાય છે આજે જાફરસાહેબની ઉમર ૬૭ વરસની છે, પણ ચહેરાની એ જ સુરખી અને મિજાજની એ જ ગુલાબી લ્હેરી રહી છે

થોડા દિવસ બાદ એવી જ એક રાત હતી દાલ સરોવરને હૈયે ઝૂલતી અમારી હાઉસબોટના મુખ્ય કમરામા જાફર સાહેબ અમારા મહેમાન બની એક મુગલાઈ હુક્કો ગગડાવી રહ્યા હતા એ જ ગરવાઈ, એ જ પ્રસન્નતા અને એ જ મધઝરતી પરશિયન મિશ્રિત ઉર્દુ બાની પણ બોલતા ફાવે નહિ, અમને પર્શિયન ફાવે નહિ અને એ જ અકળામણ વચ્ચે જાફર સાહેબ અમારા પ્રશ્નોના જવાબો વાળી રહ્યા હતા, એમની વાતોને અહી સકલિત કરીને જ મૂકેલ છે

"એક વાત અમને નથી સમજાતી તે આ કે તમારા ચહેરાનો ઘાટ અને રગ રૂપ કાશ્મીરથી જુદા કેમ પડે છે?" મે પ્રશ્ન પૂછ્યો

જાફર સાહેબ હસી પડયા હસતા હસતા કહે "આપકો પતા નહિ? મે કાશ્મીરી તો હુ મગર મેરા ખૂન ઈરાની હૈ'

એકદમ ટ્રેક પડી ગયો પછી તો અમારા પ્રશ્નોની હારમાળા ચાલી અને જાફર સાહેબ ટૂકમા ભાગી તૂટી ઉર્દુમા જવાબ દેતા ગયા

"સાલ યાદ નથી પણ વર્ષો પહેલા અમારા બાપદાદા ઈરાનથી અહી આવેલા ચિત્રકલા તો અમારામા વશપરપરાગત ચાલી આવે છે

"પણ કોઈ ખ્યાતનામ પૂર્વજનુ નામ યાદ છે?

'નામ તો યાદ નથી પણ કામ યાદ છે, બહુ પુરાણા જમાનાની વાત છે એક કાળે ઈરાનમા બહારનો કોઈ કલાકાર આવ્યો અને શાહના ફરવાના માર્ગ ઉપર એક સુદર ચિત્ર આલેખ્યુ જેમા એક પ્રાણી ઉપર કૂતરો ઝડપ મારી રહ્યો શિકાર હાથવેતમા હોય એવુ આલેખન કર્યુ પણ એટલો સુદર ઉઠાવ આપેલો કે શાહને ઘડીભર એમ જ થયુ કે સાચે જ કૂતરો હમણા જ શિકાર પકડી પાડશે

અને એ રમત જોવા થંભી ગયા, પણ શિકાર તથા કૂતરાને સ્થિર ભાળીને થયું કે આ તો ચિત્ર છે. શાહ ખુશ થઈ ગયા. અને મનમાં ગ્લાનિ પણ થઈ આવી કે મારા રાજ્યમાં કોઈ આવો ચિત્રકાર ન મળે. શાહની ગમીનો અમારા પૂર્વજ ચિત્રકારને ખ્યાલ આવ્યો. એ પણ હકુમતના જ ચિત્રકાર હતા.

એમણે એ જ સ્થળે કુશળ આલેખનથી એક નાનકડું સરોવર ઊભું કરી દીધું. અને એક શિકારી એ સરોવરને કાંઠેથી કૂતરા પર હથિયાર છોડતો બતાવ્યો, હમણાં જ જાણે કૂતરો ઘવાઈને હેઠો પડશે. હંમેશના રિવાજ મુજબ શાહ ફરવા નીકળ્યા. સરોવર એટલું સુંદર આલેખેલું કે પાણી શેલારા મારે અને અંદર કમળો ઝૂલે. કમળપત્ર ઉપરથી પડતાં એ નીલપત્રમાં મોતીના આબદાર દાણા ઝીલાયેલા લાગે. શાહ અને એના દરબારીઓએ રસ્તા વચ્ચે રચાઈ ગયેલું આ સુંદર સરોવર નિહાળી ભારે આશ્ચર્ય અનુભવ્યું અને પાણી ભારી કપડાં સંકોરીને પાર કરવા ગયા ત્યાં કૂતરા ઉપર હથિયાર છોડતો શિકારી જોયો, ને શિકાર ઉપર ઝોંટ કરતો કૂતરો જોયો એટલે એકદમ આગળ જોયેલું ચિત્ર યાદ આવી ગયું. શાહ ખુશ થઈ ગયા અને અમારા પૂર્વજને પહેરામણી આપી. આ કથા વારસે વારસે અમારામાં ઊતરતી આવે છે. એમાં કેટલું સાચું ને કેટલું ખોટું તે હું કહી ન શકું.

"એક બીજી વાત પણ યાદ આવે છે. એ તો નજીકના કાળની જ છે. ખુદ મારા દાદાની."

"એ નામી ચિત્રકાર હતા. અહીં કાશ્મીરમાં જ એમણે એક પર્શીઅન રોઝ-ગુલાબ ચિતર્યું. એટલું સુંદર ઉપસાવીને રંગો પૂરેલા કે ભૂલથી કોઈ સાચું માનીને પાંદડી સોતું ગુલાબ ઉઠાવવાનું જ મન કરે. પોતાના આવા સુંદર આલેખનથી મારા દાદા પણ ખુશ થઇ ગયા. ચિત્રને અનિમેષ નજરે જોઈ જ રહ્યા. સૂતાં વિચાર આવ્યો કે ગુલાબ તો આબાદ ઊઠયું છે, પણ એમાં ખુશબો આવે તો કેવું સુંદર? ઊંઘ ઊડી ગઈ. ગુલાબની ખુશબો વાળો વારનીશ બનાવ્યો. રાતના બે વાગ્યે એ ચિત્રમાં ખુશબો મેલી ને સૂઈ ગયા. વહેલી સવારે ઊઠીને સીધા ચિત્ર પાસે ગયા. ગુલાબ ખુશ્બોથી મઘમઘતુ હતું. નજીક જઈને સૂંઘ્યું. બસ ત્યારે જ એમની આંખોના બંને દીવા ઓલવાઈ ગયા. ખુદા માલુમ કેમ આંખો ગઈ પણ જ્યારે જ્યારે ખીલવેલ ગુલાબના ચિત્રમાં ખુશબો મૂકવાનું દિલ કરું છું ને મને મારા દાદાને આવેલો અંધાપો યાદ આવે છે ને ગુલાબમાં ખુશ્બો મૂકવાનું દિલ છોડી દઉં છું. છતાં દિલ તો થયા જ કરે છે કે વિવિધ ફૂલોનાં ઊઠાવદાર ચિત્રોમાં એની કુદરતી સુગંધ મૂકી હોય તો સજીવ બની ઊઠે."

જાફરસાહેબના દાદાના પ્રસંગથી અમે હલી ઊઠયા. થોડીવાર રહીને પૂછયું :

"તમે આ કલાનું શિક્ષણ કોની પાસેથી લીધું?"

'કેમ! વારસાગત જ ચાલ્યું આવે છે ને? જો કે હું તો નાનપણમાં ડફોળ હતો, બહુ ચિતરતાં આવડે નહિ. ખૂબ રઝળુ. ચીતરવામાં બહુ ધ્યાન પણ નહિ. એમાં એક દિવસ એક ચિત્ર બગાડયું ને બાપાનો મિજાજ ગયો. મને બાંધીને બરાબર લમ–ઢાર્યો. એવો માર્યો એવો માર્યો કે આજે ય યાદ આવતાં દુ:ખાવો જાણે ઉપડી આવે છે. ત્યારે હું પંદરેક વર્ષનો હતો. તે દિવસથી કસબમાં ધ્યાન પરોવતો થયો. પણ પિતા તો ત્રણ જ વર્ષ બાદ ગુજરી ગયા અને ઘરનો બોજો બધો મારા ઉપર આવી પડયો. ત્રણ નાની બ્હેનોને મોટી કરીને શાદી કરવાની, ધંધામાં ને એકધ્યાન કરવાની ફરજ પડી. એમાં ખુદાએ જ થોડી મહેરબાની કરી છે."

"એ શું?" અમે જરા વિસ્મય પામીને પૂછ્યું. જાફરસાહેબ હસી પડયા. પછી બન્ને કાન ઉપર હાથ મૂકીને કહે: "થોડી બહેરાશ આવી છે. પરિણામે ઘોંઘાટથી થોડો બચીને એકચિત્ત થઈ શકું છું. પણ બહુ જ તલ્લીન થઈ જાઉં ત્યારે બન્ને કાનમાં પુંભડાં ભરાવી દઉં છું ને પછી આ દુનિયાદારીના ઘોંઘાટથી દૂર રહીને એકાગ્ર ચિત્તે એકધારું કામ કરી શકું છું."

અમે એમની કલાસાધના ઉપર ખરે જ મુગ્ધ બન્યા. દુનિયાના ઘોંઘાટથી બચવા અસલ ઈલમ અજમાવ્યો.

"પણ એકધારું કેટલું કામ ઉતારી શકો?"

"અડપ ચડે તો રાત ને દિવસ ચીતર્યા જ કરું, આ તમે ઉમર ખય્યામની રૂબાઈનાં ચિત્રો તો જોયાં ને? એ સત્તર ચિત્રો લગભગ એક જ આસને પૂરાં કર્યાં છે."

"એક જ આસને આવા સુંદર ચિત્રો? કેટલા સમયમાં?"

"બરાબર બે દિવસ ને બે રાત થયેલી પણ ચિત્રો કરતાં 'પેપરમેશી'ની બનાવટોમાં ઘણું બારીક કામ કરવુ પડે છે. એ ખૂબ સમય ખાઈ જાય છે."

"આવી ઘરાકીમાં એટલો બધો સમય મળે છે ખરો?"

"અરે આ તો ઉતરામણી ઘરાકી છે. આ તો સીઝન પુરતી જ છે. બહુ બહુ તો ચાર મહિના, ૭ મહિના પછી તો શિયાળો આવતાં સાવ બેઠાબેઠ. કાશ્મીરમાં કલાસાધના માટે કુદરત જ સગવડ કરી આપે છે. તમે આ ચીજોમાં જેટલો ઝળહળાટ જુઓ છો એટલો એના વળતરમાં મળતો પણ નથી. આજકાલ સસ્તો ને નકલી માલ એટલો બધો થવા માંડયો છે કે અમારી પુરાણી કલાના આ ધંધામાં ભારે હરીફાઈ ચાલે છે અને અસલી ચીજો બહુ મોંઘી પડે છે, અલબત્ત, બીજા વિશ્વયુદ્ધ વખતે ખૂબ કમાણી થયેલી. આખું કાશ્મીર કમાયેલું અમેરિકન સૈનિકો નોટોના થોકડા લઈ લઈને અહીં ઉતરી પડેલા. પણ એ દિવસો તો ગયા.

"આજે આ માલનું બજાર કયાં મળે છે। આજે હિંદમાંથી માંગ ઊભી થઈ રહી છે. પણ બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપ અમેરિકાની માંગ પણ ઊભી થઈ ગઈ છે. ત્યાંથી ઠીક ઠીક ઑર્ડર મળે છે. એમાં કેટલાય રમુજી બનાવો બને છે. અમેરિકાની એક બાઈએ ભાવ ન સમજતાં ૧૪૦૦ રૂપિયાને બદલે ૧૪૦૦ ડૉલર મોકલી આપેલા. મેં તે પાછા વાળેલા."

"ચિત્રોનો વિશેષ શોખ કે આ ડીઝાઈનોનો?"

"ચિત્રોનો જ. પણ ધંધો આ ડીઝાઈનોમાં વિશેષ રહેલો છે. એકવાર આપણા પંડિત જવાહરલાલજી કાશ્મીર આવવાના હતા. શેખ અબ્દુલ્લાએ તે વખતે પંડિતજીનું ચિત્ર દોરવા કહ્યું. મેં ઘણી મહેનતે ચિત્ર તૈયાર કર્યું. જેમાં પંડિતજીએ એક હાથે શેરનો કાન પકડેલો ને બીજે હાથે બકરી પંપાળતા ઊભેલા. પંડિતજીના મોઢા ઉપર જિંદગીની સફળતાનો પરમ સંતોષ ને સ્મિત મૂકેલું એની જ મારે મન ઘણી કિંમત હતી. પણ કોણ જાણે કેમ શેખ અબ્દુલ્લાને તે ન ગમ્યું. અને પંડિતજીને ભેટ આપવાની ના પાડી. હું તો સાવ નિરાશ થઈ ગયો, પણ પંડિતજી ઉત્તમ કારીગરીનું પ્રદર્શન જોવા આવવાના હતા. મેં મારું ચિત્ર ત્યાં મૂકી જ રાખ્યું. ફરતાં ફરતાં પંડિતજી ત્યાં આવી પહોંચ્યા. ભેગાં લેડી માઉન્ટબેટન પણ હતાં. ચિત્ર જોતાં જ પંડિતજી અટકી ગયા. ને એ જ વખતે ખૂબ બારીકાઈથી ચિત્ર જોયું. જોતાં જોતાં ખુશ થઈ ગયા. મને પાંચસો રૂપિયા બક્ષિસ આપવા કહ્યું. મારી સાધના બર આવી.

"લેડી માઉન્ટબેટન પણ એટલાં ખુશ થઈ ગયેલાં કે પેપરમેશીની બનાવટનો રૂપિયા ૧૪ હજારનો ઑર્ડર આપ્યો. મને અને મારા પાંચ કારીગરોને લગાતાર આઠ મહિના એટલી ચીજો બનાવતાં થયા. અને ખર્ચ રૂપિયા સાડા આઠ હજાર થયું. પણ એમ્પોરિયમવાળાઓએ મને ફક્ત રૂપિયા પાંચ હજાર જ આપ્યા. ઘણી લખાપટ્ટી કરી. પણ વ્યર્થ. તે દિવસથી એમ્પોરિયમનું કામ છોડી દીધું છે. નહિ તો સરકારી એમ્પોરિયમના પેપરમેશી વિભાગનું કામકાજ હું જ સંભાળતો."

"તમે કાશ્મીરની આ ખીણમાંથી હિંદનાં મેદાનોમાં કદી ઊતરી આવો કે નહિ?"

"ના રે ના, એવા પ્રસંગ ભાગ્યે જ બને છે. પહેલો પ્રસંગ થોડા વર્ષ પહેલાં બનેલો. એક મહારાજા કે પછી એમના યુવરાજ આવેલા, વડોદરાના કે પછી ધરમપુરના હતા. નામ યાદ નથી કરી શકતો. મારાં ચિત્રોને પેપરમેશીની બનાવટો જોઈ પોતે ખૂબ ખુશ થયા. મને કહે મારી તસ્વીર બનાવી આપશો? મેં હા પાડી. એટલે એક નાનકડી ટોપી મને આપતા

ગયા. મેં તો એમાંથી મોટી સાઈઝની તસ્વીર બનાવી આપી. મહારાજા એટલા ખુશ થઈ ગયા ને મને વડોદરા આવવાનું આમંત્રણ આપ્યું. મેં ના પાડી. હું તો કોઈ દિવસ કાશ્મીર બહાર નીકળેલો નહિ એટલે હિંદનું નામ સાંભળીને બહુ મૂંઝવણ થાય. મને બોલવું ફાવે નહિ. પછી મહારાજા તો ચાલ્યા ગયા અને પોતાના વતન જઈને ત્યાં આવીને એમની માતાની તસ્વીર બનાવી દેવા લખ્યું. મેં તો જવાની ના જ લખી. છેવટે એમણે લખ્યું કે: "હવે નહિ આવ તો શેખ અબ્દુલ્લા દ્વારા ફરજ પાડીને બોલાવીશ." સાથે વિમાનનું ભાડું ને ખરચી મોકલી આપેલ.

"કુટુંબની ઘણી ના, મારી મૂંઝવણ, છતાં જવું પડયું. ભાઈ, મેં તો વિમાનની ટિકિટ કપાવી ને કુટુંબનાં સૌ રડી પડયાં, ને હું યે રોઈ પડયો, ખોટું શું કહું?"

આમ બોલતાંય હમણાં જાણે રડી પડશે એવી લાગણીઓ એમના ચહેરા ઉપર ઊભરાઈ આવી. આ જોઈને અમે હસી પડયા અને જાફર સાહેબ પણ હસી પડયા.

"એ રીતે પહેલ વહેલો કાશ્મીર બહાર નીકળ્યો. હવે તો કયારેક કયારેક દિલ થાય છે."

"વાહ જાફરસાહેબ! અવજ્ઞા માફ કરો તો એક પ્રશ્ન પૂછું."

"આપની શાદી કયારે થઈ"

આ પ્રશ્ન પૂછતાં જાફર સાહેબ એકદમ ગંભીર બની ગયા. થોડીવાર ચૂપ રહ્યા બાદ બોલ્યા.

"શાદી? ઘણાં વર્ષ પહેલાં થયેલી. એનાથી બે પુત્રો થયેલા. બન્નેને તમે જોયા છે. મોટો મારી સાથે કામ શીખે છે. નાનો કોલેજમાં બી. એ. ના બીજા વર્ષમાં છે. પત્ની બહુ બિમાર રહે છે. ખુબ ખરપાયો, ખુબ સેવાચાકરી ઊઠાવી."

તુટક તુટક વાત કરતાં કરતાં જાફરસાહેબે ગંભીરતાથી વાત પૂરી કરી. મનમાં કાંઇક ઘોળાયા કરતું લાગ્યું.

"માફ કરજો, પણ આપે બીજી શાદી કરી જ નથી?" કોઇ ઉછરતા યુવાનને એનાં લગ્ન વિષે પ્રશ્ન પૂછતાં જેવું શરમાળપણું અનુભવે અને મોઢા ઉપર લોહી ધસી આવે એવું કાંઈક જાફરસાહેબનું થયું. થોડુંક છાસિયું કરી ગયા. પછી ભારે દિલે હસી પડયા.

"શાદી! બીજીવાર કરેલી." કોઈ ગુનો થઇ ગયો હોય એવા કરુણ ગંભીર ભાવે બોલ્યા. ફરી પાછા ચૂપ થઇ ગયા. પાંચેક મિનિટ બાદ તુટક તુટક શબ્દે દર્દભર્યા અવાજે શરૂ કર્યું.

"જીવનમાં સૌથી મોટો શેખ ચિત્રનો. બીજો સિતાર ઉપર પર્શિયન ગાના-ગાણાનો, અને ત્રીજો આ હુકાનો.' થોડીવાર અટકી ગયા. બહાર વરસાદની આછી છાંટ શરૂ થયેલી. એની માદક શીતળ ગંધ હાઉસ-બોટના ખંડમાં મરતી ભરી ગઈ. ઠંડા પવનની એક લહેરખી આવીને જાફરસાહેબને તાઝગી આપી ગઇ. અમે તો એમને સાંભળવા એકચિત્ત થઈ બેઠેલા.

"બનેલું એવું કે કાશ્મીર મહારાજાની મીલીટરીમાં ઈરાનનો મીરઝાં શીરાઝી નામનો એક ઊંચા દરજ્જાનો અફસર આવેલો, દાલ સરોવરના સામા કાંઠેના બગીચામાં એનો બંગલો. ભારે મીજાજી. એને એક જુવાન દીકરી. રૂપરૂપની પરી જેવી. એક દિવસ મારા ગરીબ ઘર ઉપર ચાલી આવી. બધી કલા કારીગરી જોઇ. અમેય ઇરાની એટલે કુટુંબ સાથે નાતો જોડીને ચાલી ગઇ.

"પછી તો અવારનવાર આવે, હું મારા ચિત્રકામમાં મશગુલ હોઉં, સામે આવી તે મને ચીતરતાં જોઈ જ રહે. હું શરૂથી જ સ્વભાવે શરમાળ રહ્યો. ઊંચી આંખ કરીને કદી ન જોઉં. એ તો ઊભી જ રહે, ઊભી જ રહે. ત્યારે મારે મોટો એક જ બાળક.

"આમ તો દિવસો સુધી ચાલ્યું. હું મારા કામમાં મશગૂલ રહ્યો. એ કયારે આવે છે ને કયારે જાય છે એનો ખ્યાલ કદીક ન રહે. કેટલાએક દિવસો બાદ જવાન રૂપસુંદર ઓરતે મને ધ્યાનભંગ કરીને કહ્યું કે: "મારે આપની સાથે શાદી કરવી

છે" હું તો ડઘાઈ જ ગયો. હું એક ગરીબ ઘરનો ચિતારો ને ક્યાં એ આલા દરજ્જાના અમીરની લડકી ? એ એનો મેળ જ કેમ મળે? ને હું તો મારી પહેલી ઓરતથી સુખી હતો. મારું બધું શરમાળપણું છોડીને મેં તો સાફ ના સુણાવી દીધી.

"પણ એના જવાન-દિલને એ મંજૂર ન હતું. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. બરાબર હું ચીતરવામાં એક ધ્યાન બન્યો હોઉં અને રોજ મુજબ એ આવી ચડે. એના મુંઝાતા દિલની ફરિયાદ, એના દિલનું દર્દ ઠાલવ્યા કરે, અને રોયા જ કરે. હું તો પરેશાન થઇ ગયો. મારુંયે દિલ આ જવાન લડકીના દર્દથી અસ્વસ્થ થઇ ઊઠ્યું પણ શાદીનો કોઇ ઉમંગ દિલમાં પેદા ન થયો. આગ્રહપૂર્વક હું ના જ સંભળાવતો રહ્યો.

"એક રાતે કામ પતાવી હું મારી ઓરત પાસે ગયો ત્યાં એણે માગણી મૂકી કે 'પેલી બિચારી અમીરની જવાન લડકી કેટલી દુઃખી થાય છે ? એની સાથે શાદી કરી લોને ?' યા ખુદા ! ખુદ મારી ઓરત એની મહોબ્બતની સિફારસ કરી રહી હતી ! મેં એને સમજાવવા કોશીશ કરી કે આપણે સુખી છીએ, નવી શાદીની કંઈ જરૂર નથી. અને ક્યાં આ શું ગરીબ ઘર ને ક્યાં એ અમીરની લડકી ! દુઃખના ડુંગર નોતરવા જેવું છે એ.

"પણ મારી ઓરત એકની બે ન થઇ. પેલી જવાન લડકીએ મારી ઓરત સાથે એટલી મહોબ્બત કેળવી લીધેલી કે જાણે બે ખોળિયામાં એક જ જાન. દિવસે પેલી લડકી પરેશાન કરે અને રાતે મારી ઓરત.

"એક દિવસ તો આ ઝંઝટથી હું એટલો ગળે આવી ગયો કે મારી ઓરતને હું મારી બેઠો. છતાં મારી ઓરત એકની બે ન થઈ. હતાશ થઇને છેવટ મેં હા પાડી. એ દિવસે અમારા ગરીબ ઘરમાં અને મીરઝા શીરાઝીની મહેલાતમાં રોશની ઝળહળી ઊઠી. પણ મારું દિલ તો અંધારામાં જ અથડાતું રહ્યું. શાદી થઈ ગઇ. દિલ્લગી અને દિલેરીના, મોજ અને મસ્તીના થોડા દિવસો વહી ગયા. ને બન્ને ઓરતો વચ્ચે વાતવાતમાં વાંધો પડવા લાગ્યો. અંતે તો બીજી ઓરતમાં શ્રીમંતાઈનો ઘમંડ અને શુદ્ધ ઘરાની ખુંદનો મીજાજ હતો. વાતવાતમાં ઝઘડા વધવા માંડ્યા. વધીને વડ જેવા થયા. સાથે રહેવું મુશ્કેલ થઈ પડ્યું. મારે નવી ઓરત માટે જુદું મકાન લેવું પડ્યું. મારી જિંદગીમાં પણ જુદાઈ આવી ગઇ. જુદા મકાનથી એ જુદાઈ ન મટી. અમે સૌ તંગ આવી ગયાં.

"સામે ચાલીને મહોબ્બત માગનારીએ સામે ચાલીને છેવટ તલ્લાકની માગણી કરી. મેં ખુદાનો અહેશાન માન્યો. ઉફ ! એ દિવસો હું કદી ભૂલી શકું તેમ નથી."

અમે બધાં વાત સાંભળતાં સાંભળતાં ગમગીન બની ઊઠ્યા. *જાફર સાહેબના મુખ ઉપર ઘેરાયેલા* દિલના અકથ્ય ભાવો ઊભરાઇ રહ્યા. એ ભાવોએ વાતાવરણને ગમગીનીથી ભરી દીધું.

ગમગીન શાંતીનો ભંગ કરતાં થોડીવારે મેં પૂછ્યું- "એ ઓરતનું કોઇ ફરજંદ ખરૂં ?'

જમીન તરફ આંખો ઢાળીને જાફર સાહેબે હકારમાં માથું હલાવ્યું, થોડીવાર થોભીને કહે : "ફરજંદ પણ અસલ એની માની જ ઓલાદ, ઉફ ! ખોફનાક. પાંચ વરસનું બચ્ચું છે પણ કોઇ બુઝર્ગનુંયે માન રાખવામાં સમજતું નથી. અને કોઇ ઠપકો આપવા જાય તો વાતવાતમાં છરી લઈને સામે ધસે છે. શું એનું ખુન્નસ ! ઇરાનની અસલ ઓલાદનું જ ફરજંદ." સૌ વધુ ગમગીન બન્યા. ગમગીની ઉડાવવા જાફર સાહેબે હુક્કાની નાળ હાથમાં લઇ થોડીવાર નાળ રમાડીને ધીરે ધીરે હુક્કો ગગડાવવો શરૂ કર્યો. કલાની દુનિયામાંથી ફેંકાઇને સંવેદન અનુભવી રહ્યા.

હુક્કો ગગડાવતાં જાફર સાહેબ મનનું સંવરણ કરી બોલી ઊઠ્યા : "મારી જિંદગીમાં આવો તમારા જેવો રસ લેનાર અત્યાર સુધી એક જ આદમી મળ્યો છે."

"કોણ એ ?" ઉત્સુકભાવે અમે પૂછ્યું.

"એ કોઇક મુખરજી કરીને હતા."

અમે ભારતભરના ખ્યાતનામ મુખરજીઓમાંથી

જેટલા યાદ આવ્યા એટલાનાં નામ ઉચ્ચારી ગયા. અને જાફર સાહેબ ડોકું જ ધુણાવતા રહ્યા.

અમારામાંથી એક જણ બોલી ઊઠયું :

"શ્યામપ્રસાદ મુખરજી તો નહિ ?"

"શ્યામપ્રસાદ મુખરજી ? એ તો ભારત સરકાર-ના માજી પ્રધાન અને જનસંઘના પ્રમુખ ?"

"હાં, વોહી વોહી !" જાફરસાહેબ બોલી ઊઠયા.

"બહોત દિલચશ્પી લેતા થા."

'એમનો દેહ તો અહીં કાશ્મીરમાં જ પડેલો અને એમને મુસલમાનો સામે થોડી ફરિયાદ પણ હતી ! અખંડ ભારતના તે પુરસ્કર્તા." મેં કહ્યું.

'મગર ઝીંદાદિલ આદમી વહ થા, મૈં ભી મુસલમાન હું, ફીરભી બડે ભાઈકી તરહ મેરી સાથ નાતા રખતા થા." જાફરસાહેબે મગરૂરીથી કહ્યું : "દેખીયે ! યે મેરી ફોટુ ભી ઉન્હોને ખીંચીથી. હનુમાનજીકી તસ્વીર મેરી પાસ ઉન્હોને બનાઇથી. મૈંને ભી શોખસે બનાઇ ઔર મુખરજી સાહબ બહોત બહોત ખુશ હુવા." બોલતાં બોલતાં જાફરસાહેબ પણ ખુશમીજાજ બનતા ગયા'

"કલરની મીલાવટ કૈસે કરના, તસ્વીરકી લાઈનીંગ કૈસે દેના, કૈસા ફીનીશીંગ કરના વો મુઝે બતલાતા થા. આર્ટકા બહુત શોખીન થા."

કલા હિંદુ મુસલમાનના ખ્યાલો છોડાવીને બંધુતાની કેવી દિવ્ય ઊર્મિઓ ઉપજાવે છે તેનું દર્શન આજે અહીં થયું. પ્રાંત કોમ કે સંપ્રદાયના ભેદો વટાવીને એક મુસ્લિમ વિરોધી ગણાતા ઉચ્ચ હિંદુ વિદ્વાને એક મુસલમાન કલાકારના દિલમાં કેટલું ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું ? અને એ ઉમદા દિલ વિદ્વાન આગેવાન હિંદુએ પણ હિંદુ કે મુસલમાનને નહિ પણ માનવીના દિલમાં પડેલા એક કલાકારના આત્માને જ જાણ્યો. રે ! રાજકારણ !

સ્વ. ડૉ. શ્યામપ્રસાદ મુખરજીએ પાડેલો જાફરસાહેબનો નાનકડો ફોટો અમે જોઈ રહ્યા હતા. મનમાં થયું કે આ 'પેપરમેશી' પેપરમેશી તે શું છે ? એવું અંગ્રેજી નામ ક્યાંથી આ કલા–સુંદર કલાને કેંડે વળગી પડ્યું છે ! વળી તેનો સ્પેલીંગ પણ Paper નથી પણ Papier છે. સહજભાવે પૂછ્યું કે આ 'પેપરમેશી' તે શું છે ? આ નામ ક્યાંથી આવ્યું ?"

"અસલ નામ તો છે 'નકશીએ પર્શીઅન.' લોકો કહે છે કે અંગ્રેજો કે ફ્રેન્ચો આવ્યા પછી તેને 'પેપરમેશી' કહેવા લાગ્યા. ને એ ચાલ્યું. પેપર મેશીનો અર્થ પણ કાગળને ઘૂંટવું' એવો જ કાંઇક થાય છે.

"પણ આ નકશી એ પર્શીઅન પેપર મેશી પાછળ એક રસિક ઇતિહાસ પડ્યો છે. હજાર કે બે હજાર વર્ષ પહેલાં ઇરાનમાં 'મની' નામે કાબેલ કસબી થઈ ગયો. એક દિવસ આ મની કુંભારવાડા પાસે નીકળ્યો તો કુંભાર માટીનાં સુંદર રમકડાં મૂકતાં મૂકતાં કોઈ કોઈ ભાંગી જતા હતાં. મનીના મનમાં વિચાર આવ્યો કે આ રમકડાં ન ભાંગે એવાં બને તો તો કેવું સારું ? વિચાર કરતાં એને સૂઝ્યું કે કાગળનાં રમકડાં ન બને ? બસ એ વિચારમાંથી અક્કલ દોડાવતાં દોડાવતાં તેને કાગળનો માવો બનાવવાનું સૂઝ્યું. એમાંથી રમકડાં બનાવવા માંડ્યાં. એના ઉપર નકશી કરતાં કરતાં આજે તમે જુઓ છો એવી 'નકશી એ પર્શીઅન'ની પેપર મેશીની કલા વિકાસ પામી છે.

"અસલ તો ખલદસ્તાથી કાગળને ઘૂંટવામાં આવતો. ઘૂંટી ઘૂંટી ઘૂંટીને તેમાં હાથે બનાવેલા ઊંચા રંગોની મિલાવટ કરવામાં આવતી. વારનીશ પણ આલા દરજ્જાનો બનાવતા. અને એના માથે ચિત્રાવલીઓ ઊઠાવતા. તેમાં અસલ સોનાના રંગો પણ પૂરતા, પણ આજકાલ તમે જાણો છો ને કે દરેક ધંધામાં કમ્મરતોડ હરીફાઇ જામી પડી છે. પેપર મેશીની માંગ એટલી વધવા માંડી કે નકલી માલની પેદાશ વધી ગઇ છે."

"પેપરમેશીના સાચા કલાકારો કે કારીગરો આમ પાછા પડી ગયા છે. આજકાલ લાકડાનો બારીક ઝેર કે પરદેશી કાર્ડબોર્ડમાંથી તરત બને એવી ચીજો બનાવીને ગળી અને ડામરના હલકા રંગોની મિલાવટ

કરવામા આવે છે અને સરેશનો વારનીશ લગાડવામા આવે છે સોનું તો ઘેર ગયુ પણ પિત્તળના વરખની રેખાઓથી ભભકદાર બનાવીને આ બનાવટી પેપર મેશી બજારમા મુકાતી એય તે જોવા જેવું છે ને પરદેશી પીળા રંગોથી રંગીને બહારથી ગ્રહકની આંખોને આંજી નાખે એવી તદ્દન તકલાદી અને હલકી વસ્તુઓએ આજકાલ બજાર સર કર્યું છે અસલી ચીજ, અસલી ડીઝાઈન અને સાચા કારીગર કે સાચા કલાકારોની કદર ઓછી થતી જાય છે”

‘ઈરાની કાશ્મીરી તિમેટી કે હિંદી ડીઝાઈનો અને એના દસ્યોને બદલે અંગ્રેજી ડીઝાઈનો તરફ ઝોક વધતો જાય છે આ નકલી ચીજ ગમે તેટલી ચમકદાર લાગતી હોય તો પણ થોડા દિવસોમા જ નકામી થઈ જાય છે પાણી અડતા ઝાખી થઇ જાય છે ને કશા ઉપયોગની પણ રહેતી નથી જ્યારે અસલ ચીજ અને સાચા રંગ-વારનીશથી બનાવેલી ચીજ ૫૦ વરસ સુધી એવી ને એવી રહે છે

પીછીની મરોડદાર ને મુક્ત છટા જ જવા બેઠી છે ભભકા પાછળ કલા ભૂલાવા માંડી છે સાચા કલાકારો તો સાચી ચીજથી જ ખુશ થાય છે એવા કલાપ્રેમીઓ મળી પણ રહે છે પણ જીજ જીજ” જાફરસાહેબે ‘પેપરમેશીની બનાવટ કલા અને વ્યવસાય અંગે વિશદ સમજણ પાડતા કહ્યુ

‘પણ આ ઇરાનની કલા કાશ્મીરમાં ક્યાંથી આવી ? અમે પૂછ્યુ

“એનો પણ રસિક ઈતિહાસ છે પંદરમી સદીની શરૂઆતમાં કાશ્મીરમા ‘ઝઈન-ઉલ-આબીદીન’ નામે એક મહાન બાદશાહ થઈ ગયો જેવા તમારા રાજા ભોજ ને બાદશાહ અકબર એવો જ પ્રતાપી અને પ્રજાપ્રિય અમારો બાદશાહ ઝઈન-ઉલ આબીદીન ’ આ શાહનું નામ લેતા લેતા જાફરસાહેબનું મોઢુ ભરાઈ ગયુ

‘ઝઈન ઉલ-આબીદીન યુવાવસ્થામા પ્રવેશતો હતો એ વખતે હિંદથી પાછા ફરતા તૈમુર લંગને ભેટ સોગાદ દેવા એના પિતા સિકંદરે ઝઈન-ઉલ-આબાદીનને સમરકંદ-બુખારા મોકલ્યો એ વખતે એનું નામ શાહીખાન શાહીખાનના ઉમદા તોખમ અને બુદ્ધિપ્રભાથી બાદશાહ તૈમુર લંગ ખુશ થઈ ગયો અને સાત વરસ સુધી સમરકંદમાં જ રોકી રાખ્યો

‘બાદોશા શાહીખાને તે સાત વરસમા એકેય પળ નકામી જવા ન દીધી સમરકંદ બુખારા એ જમાનામા સમૃદ્ધિ અને કલાકારીગરીનું મહાન ધામ ગણાતુ શાહીખાનને રાજકારોભારનું ઉત્તમ શિક્ષણ તો ત્યાં મળ્યું જ, પણ કલા અને સાહિત્યનો પણ એણે ખંતથી અભ્યાસ કર્યો અને જ્યારે કશ્મીરમાં હકુમત ઉપર આવ્યો ત્યારે સમરકંદ-બુખારાના કલા નિષ્ણાતોને બોલાવી બોલાવીને કશ્મીરમાં કલાનો પ્રાણ પૂર્યો આજે તમે જુઓ છો તે નમદાની ગુંથણી, એનમુન ગાલીચા, પથ્થરની બનાવટો ને ચાદીનું નકશીકામ એ ઈરાનની અને બાદશાહ ઝઈન-ઉલ-આબીદીનની ભેટ છે

“એક વખત બાદશાહના દરબારમા થોડા ઈરાની પ્રવાસીઓ આવ્યા અને સાથે નકશીએ પરીંઅનની ઉમદા બનાવટો બાદશાહને ભેટ ધરી બાદશાહ ખુશ થઇ ગયો, કોઈ નવી કારીગરી, કોઈ નવી કલા ભાળે કે એને કાશ્મીરમા ઉતાર્યે જ છૂટકો બાદશાહે ઈરાનથી પેપર-મેશીના નિષ્ણાતોને બોલાવ્યા

“ઈરાનના શાહે ફઝલ નામના ખ્યાતનામ કલાકારને કાશ્મીર મોકલ્યો ફઝલે ઇરાનમાથી આવી અમેના ચાર હુશિયાર આદમીઓને આ કલા શીખવી એમાથી એક મીરઝાઅની નામે કલાકારનો વંશજ તે હુ ’

“કલાકાર જાફરઅલી” અમે પૂરૂ કર્યુ

દિલભર વાતો બાદ જાફરસાહેબે રજા લીધી હાઉસ-બોટનું બારણુ ખોલતા વાદળઘેરો આકાશના અંધારા ઓળા દાલ સરોવર અને સામેના શંકરાચાર્યના પહાડ પર ઊતરી એકાકાર થઇ ગયેતા

હૈયાના હેતથી હાથ મીલાવીને અમે છૂટા પડ્યા હાઉસબોટમાથી જાફરસાહેબ સામે કાંઠે પહોચવા નાનકડી નાવમાં ઊતર્યા નાવ પાણીમાં સરકતી ચાલી છેવટે સામે કાંઠે પહોંચના પહેલાં જ અંધારામાં ભળી ગઈ શંકરાચાર્યના પહાડ ઉપરના ઉત્તુંગ શિવાલય ઉપર વીજળીનો દીવો એક ભગ્ન કલાની આશાના પ્રાણ જેવો ઝગી રહ્યો હતો

# કાળુભાર્યનું કોતર

દ. શ્રી. પુંજાવાળા

"એ રામ રામ બાપા, આવો આવો !" કહેતાંકને કાળુભાર્ય નદીના વાડાવાળા વાઘરી સબો-સબ ઊભા થઈ ગયા.

અમારા સત્તર જુવાનડાઓએ પહોળા પટની નદીમાં પેગડાં છોડયાં. ઠીક પડે તેમ ઘોડા ટેકાવી સૌએ આસનો જમાવ્યાં હું જરાક આઘેરોક જઈને બેસી ગયો.

એક જાણીતા જુવાન તાડુકયા : "એલા તરબુચ થયાં છે?" "એ હોવે! ઘણાં બધાં બાપુ હયો લાવી દઈએ." કહીને બધા વાઘરી કુબામાં તરબુચ લેવા દોડયા. ગોળા ગોળા જેવાં તરબુચનો ઢગ થવા માંડયો. લઈને આવનારા જુવાનોની ચાલમાં વિવેક હતો. શરીર એમનાં નમેલાં હતાં. હાથ સૌ જોડતા જતા હતા. આ વર્તન પાછળનો આશય માત્ર એક જ હતો. કાઠિયુંના મોંની ગાળ્યું રખેને ખાવી પડે !

તરબુચના ઢગલા ઉપર ખાનારા તૂટી પડયા. એની રતાશ જોવા ચાકાં છરિયુંથી માલીપા ડગળિયું પાડી બે હાથની હથેળિયું વચ્ચે તરબુચ માંડયા ભીંસાવા. વાઘરીની છાતિયું પણ વ્હાલા ફળની આ દશા જોઈ સોવાતી ભીંસાતી હતી. પણ શું કરે?

મોળાં તરબુચ નકામા ગણી કાળુભારની રેતાળ રેતીમાં માંડયા રગદોળાવા. જેમ ઉજળિયાત વર્ગના તુમાખી માણસો નીચા ગણાતા માણસોને તરછોડીને અવગણે તેમ જ.

તરબુચના ગરભોટાનો સ્વાદ રોગો સાકરનો જ હતો. વાઘરીના જણ દોડી દોડી ઘરાણા કાઠિયુંની સેવામાં, એટલે મદદે થોડીક બાઇઓને બોલાવી.

કાળુભાર્યના એક કોતરની આગલા ભાગની રેતીમાં અમસ્થો જ હું લેટયો હતો ત્યાં એક વાઘરી મારી પાસે આવ્યો. અને કહ્યું : "લો બાપુ ! ભાઈ સાબ! ખાવ, આ તરબુચ સારે મીઠું સે !"

મેં તરબુચ લેવા હાથ લંબાવ્યો. એની સ્ત્રી પાછળ જ ઊભી હતી. જેવું મેં તરબુચ હાથમાં લીધું કે તુર્ત પુરુષ–ઓરત સામે જોઇ મર્મથી હસી પડયો. બાઈએ અર્ધ લાજને વધુ અળગી કરી. ભારે માર્મિક હાસ્ય વેર્યું.

મારી નજર સ્વાભાવિક બાઈ તરફ પડી. એની શામળી કાયાયું ને કીડિયારી ભાત્યની લાલ ઓઢણી લપેટાઇ રહી હતી આંગળિયું ઘૂંઘટને નચાવતી હતી. પણ એનો ચ્હેરો તો પાંચેક હજાર સ્ત્રીમાં માંડ માંડ એકાદનો હોય એવો રૂડો હતો. એથી વધુ તો હવે જોવા જેવી વાત મારી દષ્ટિએ ચડી. એના મુખ મંડળ ઉપર ઊઠેલા ભાવને છૂપાવવા, પડેલી રેખાઓના વર્તૂળની સુન્દરતા, સૌમ્યતા, અદ્‌ભુત હતી. બે પાંપણોના પડદા વચ્ચે કોઇ અકથ્ય વાતને સાંઘરતી આંખમાંથી છૂટતી રશ્મિ હું તો જોઇને ચકિત થઇ ગયો. 'આતે વાઘરણ છે?' મને પ્રશ્ન થયો.

આટલી ભાવવહ આંખો તો મેં કોઈની જોઈ નથી. પણ એ ભાવો ઉકેલાતા ન હતા.

મારી સામે છેટાં બેઠેલા અમારા અનાડી જુવાનડાઓ ટાંપી રહ્યા હતા.

વાઘરી અને વાઘરણ બન્ને સ્ત્રી – પુરુષ મને નિશાન બનાવી સંકેતની ભાષામાં જાણે કે પરસ્પર એક જાતની અવર્ણનીય અનુભૂતિ કરી રહ્યા હતા. પત્ની શરમાતી હતી. પતિ શરમાવતો હતો. ભારે પ્રશ્નાર્થ વચ્ચે મારે મન મોટો ગૂંચવાડો ઊભો થઇ રહ્યો હતો.

અમારા મિત્રોના મુખમાંથી રોજની ટેવ મુજબ તીર છૂટયાં–પાંચ સાત બાણ આવીને મારા કાનને વાગ્યાં. કોઈ શબ્દોમાં હતા, થોડાંક ખડ ખડ હસવાના હતા. 'બાપુ તો વાર્તાના રસિયા રહ્યા ને?' એક મિત્રે જ્યારે આ વાકય કાઢયું ત્યારે યુવતી થોડી ઝંઝકી ગઇ. એણે લાજ સ્હેજ ઓરી કરી. છતાં

મને જોઈ રહી હતી. મારી આસપાસની જગ્યાને એનાં રેતા-કોતરને, કાંઠે ઊભેલાં ઝાડવાંને, અરે પ્રત્યેક પદાર્થને એ એવી રીતે જોઇ રહી હતી કે મને લાગ્યું કાળુભાર્યના આ કોતરની દરેક ચીજને ચેતન સમજે છે.

અમે મારા મામાને ગામ સીતાપુરમાં એક લગ્ન માણવા આવ્યા હતા ત્યાંથી સરખે સરખા મિત્રો તરબુચ ખાવા નજદીક આવેલા કાળુભાર નદીના વાઘરીના વાડાઓ ઉપર આબકી પડેલા સૌ સાગમટે.

હુ આ બાઇના દિલમાં કંઇક પડ્યુ છે એવું અનુમાન માંડ તારવી શકયો, ત્યાં તો હો-હા-હો-હા મચાવતી અમારા ડાયરાની ટોળી તરબુચ ઉપર ત્રાપડ દઈ, પાણી પી, વાઘરીના હાથમાં પાંચની નોટ પકડાવી ત્યાંથી પલાયન થઈ ગઇ.

ઘોડા ઉપર બધાની સાથે જતાં જતાં મારે માટે આ બાઇના મનોભાવ અને એના ધણીનું હસવું એક કોયડો થઇ મને મૂંઝવી રહ્યા.

એક નહિ-બે નહિ-પાંચ સાત નહિં-પૂરે પૂરાં વીસ વીસ વર્ષનાં વ્હેણુ આ વાત ઉપરથી વહી ગયાં થોડું આટ આટલાં વર્ષો આવું આવું યાદ રાખી-શકે માણસ? હું આ પ્રસંગ ભૂલી ગયો હતો.

એક વખત મારા કાકાના દીકરાના ગામ હરસુરપુરથી હું સીતાપુર જઈ રહ્યો હતો. વ્હેલી સવારે ઘોડા ઉપર એકલો જ સાતેક ગાઉની સફરે નીકળી પડ્યો હતો. ઠંડી પવન લ્હેરીઓ વચ્ચે મોજનાં હિલ્લોળા છૂટતા હતા. દોહા છંદ ગણગણતો અને કયારેક મોટેથી લલકારતો હું રહેજ રસ્તો ભૂલી ગયો. મારો કેળવાયેલો ઘોડો પણ ચીલો ચાતર્યો. પેલો દોહો હું જોરથી બોલ્યો :

દિન ગણંતા માસ ગયા, વર્ષે આંતરિયા;
સૂરત ભૂલી સાયબા, નામેય વિસરિયાં.

મારો કંઠ બુલંદ નથી, છતાં કોણ જાણે કેમ કાળુભાર્યના કોતરોએ આજ આ દોહાનો પડઘો સુન્દર પાડયો. એ સાંભળી હું એકલો એકલો હસી પડ્યો.

મને ભાન હવે આવ્યું કે માર્ગ ઉરા રહી ગયો છે. પણ આ તો ઓલ્યું કોતર હતું-ત્યાં આજ એક જ વાડો હતો.

લીલાછમ તરબુચના વેલાને સમા નમા કરી રહેલી એક સ્ત્રી હળુક લઇને ઊભી થઈ ગઈ. મારી વિચાર તંદ્રા તૂટી, મેં બાઇને જોઈ...તુર્ત ઓળખાણ પડી ગઈ.

આજ ન્હોતી એ સત્તાવીશ વર્ષની યુવતીના અંગ ઉપર લાલ કીડિયારી ભાતની ઓઢણી, કે ન્હોતી એ ઊડું ઊડું થતી કાળી ભમ્મર તેલ સીંચી લટ. અરે! આજ ન્હોતી એ મર્માલી મુખ રેખાઓ!

આજ તો સુડતાલીશની પ્રૌઢા આરતેથી ઊભી થઈ હતી. ધીમેથી એ ઘોડા તરફ આવી. કાળું ઓઢણું સંકોર્યું. કોરી લટ હવામાં અમરથી જ ફરફરી રહી હતી એ ઢંકાણી. મુખમંડળ ઉપર ફરી થોડી આછી રહસ્યમય રેખાઓ અંકાણી...અને "હા" આંખ તો ઊર્મિઓને ઢાંકવા મથતી તેજ રશ્મિઓ વેરતી જ હતી આજે પણ એવીને એવી જ વીસ વર્ષ પહેલાં જેવી જોઈ હતી તેવીને તેવી જ હીરાકણી રેખી આંખ...એનો એ જ ભાવ.

રહેજ મુખ મલકાવી એણે મને પૂછ્યું: "ઓળખાણ પડી?" મેં કહ્યું: "કેમ નહિ? ઘણા વર્ષો પહેલાં અમે અહિંઆ તરબુચ ખાવા આવ્યા હતા."

નીચું જોઇને બાઇએ 'હા' પાડી આવકાર દીધો. મને આગ્રહ કર્યો: "ખશો તરબુચ? ભારે મીઠાં થ્યાં ઓણુ આ તરબુચ!"

મેં 'હા' કહી અને વીસ વર્ષ પહેલાંની મારી મૂળ જગ્યાએ જઇને બેશી ગયો.

એક તરબુચ લઇને એ આવી. મારી પાસે તરબુચ મૂકી-આઘેરીક જઇને નિરાંતે બેઠી.

મારી તે દિવસે જાણવી હતી એ વાત સમજવાની ઈચ્છા તીવ્ર બની ગઈ.

ધીમે ધીમે મેં વાત શરૂ કરી.

"તમે તે દિવસે મારી સામે જોઇને કંઇક ભેદથી હસ્યાં હતાં. તમારા ધણીએ પણ એવો જ મર્મ કરી દાંત કાઢયા હતા–મારે આ વાત જાણવી છે, કહેશો?"

ઘડીક વિચાર કરી એણે કહ્યું: "મારે કોકને વાત કરવી તો હતી. તારે તમે એ જ રંગ રૂપ ને કાઠાના છો, તે લાવો તમને કઉં !"

હું કાંઈ સમજ્યો નહિ. આ વાત અને મારા શરીર ચ્હેરાના ઘાટને શું સંબંધ? શું લેવા દેવા?

ફરી હું તો વાતને ઉથલાવી રહ્યો.

"તમે તે દિવસે મારી સામે એવી રીતે જોયું હતું, મારી આસપાસ એવી નજર ફેરવી હતી કે આજ પણ એ યાદ આવે છે. અરે! આજે પણ પણ તમે એમ જ જોઈ રહ્યાં લાગો છો. આ મારે સમજવું છે, કહેશો બોન?" મેં સ્હેજ નમ્ર ભાવે કાકલુદી કરી પૂછ્યું.

"તમે મને "બોન" કીધીને? હવે તો તમામે તમામ વાત કરી જ દઉં. પાંચલીના બાપ મરી ગયા એમ હું ય હાલી જાઉં અને મારી વાત ભેગી બળી જાય. એનાં કરતાં તો તમ રોખાં ને કેવી ઠીક કીમ?"

મેં કહ્યું: "જરૂર"

અને એના જીવતરનાં પાનાં ઉથલવા માંડયા:

"મારી સતર અઢાર વરસની ઉંમરે પાંચલીના બાપને હું મેળામાં મળ્યાં હતાં. અમને ખબર નહિ કે અમારી સગાઈ થવાની......પછી થોડાક દિવસોમાં જ અમારો ગોળ ખવાઈ ગયો."

કહીને ડોશા અટકી ગઈ. મને થયું દિલ મોકળું મુકાતું નથી. હજુ મેં કહ્યું: "તમારું નામ પૂછતાં હું ભૂલી ગયો."

"મારું? મારૂં નામ મીઠી."

મેં કહ્યું: "મીઠી બહેન, હળવું થવા માટે અંતર ઉઘાડી કહી દો મોકળા મનથી બધું. એયને હળવાં થઇ જાશો."

અને મીઠીએ ખારા ઘૂઘ એનાં જીવન–સાગરમાં ઝંપલાવ્યું. ત્યાં એને મીઠી વીરડી મળી હોય તેમ બહાર આવી.

ફરી તટસ્થ ભાવ ચ્હેરા ઉપર આવ્યા. અને એણે બોલવા માંડયું.

"તી કેડે મેં એમની ચૂંદડી ઓઢી લીધી, થવા કાળને! ઉગતી જુવાની!" કહીને અચકાણી–

મેં માત્ર નજરથી આશ્વાસન આપ્યું.

એ એના સાડલાનો છેડો કપાળ ઉપર ફેરવી જે કહેવું હતું એ કહી દેવા તૈયાર થઇ ને મને પૂછ્યું:

"કહું ને?"

મેં કહ્યું: "હા હા કહી નાખો?"

એણે સીમમાં નજર નોંધી. કોઇ નહોતુ. કૂબામાં છેટે બેઠી બેઠી પાંચાલી ભરત ભરત હતી.

મીઠીએ આગળ ચલાવ્યું.

"ભાઇ! તમારા જેવા જ કાઠાળા, ગોરા વાનના તમરેખા જ દેખાવના. એક દરબાર બાજુના ગામમાં મેમાન આવ્યા 'તા. હું પણ સીમમાં રખડવા નીકળી હતી. અને એણે મને જોઇ. મેં એને જોયા. એકબીજાનાં લેણુ દેણુ બાકી હશે. નહિતો કયાં એ ગરાસિયા માણહ ને કયાં હું? અમારા કૂબે તે દી કોઈ કે'તાં કોઈ નો'તું. – આ તમે બેઠા સો ને! ઈ કોતર...ઈ જગો. અમે હું અને દરબાર બેઠાં... આ કાળુભાયનું કોતર, કાળુભાય મારા બળ્યા ઝળ્યા જીવતરની હારો હાર્ય આમ પે'લેથી જ ભાગી આવે મૂઇ! લ્યો!"

"પછી?" મેં પ્રશ્ન કર્યો.

ત્યારે એ સાંકડા કોતેરના કાંઠે ઊભેલાં બે એક સરખાં, સપ્રમાણ,– ઝાડવાંને મૂંગી થઈ જોઈ રહી હતી. આ ઝાડ કોતરની ઊંડી ખીણ તરફ એટલાં બધાં નમેલાં હતાં, એટલાં તો નમેલાં હતાં કે હમણાં બેય ઊંડા કોતરની જમીન ઉપર ઊથલી પડશે, મૂળમાંથી જ ઊખડી પડશે એમ લાગે આપણને.

મારી નજર મીઠી તરફ ગઇ. એની આંખ કોતરને, ઝાડવાંને, રેતીને અને ભેખડયુંને ભટકાઇને પાછી વળી. એ એનાં જીવતરનાં સાક્ષી હતાં બધાં. આજ એમાં એક ઉમેરાઇ રહ્યો હતો. "હું" જેને વાચા હતી. બોલ્યા જડને નહિ.

એ ખોવાઈ જઈને પાછી જાતને સંભાળી બોલી ઊઠી

"જુવાની દીવાની છે ને? હું અને દરબાર આજ કોતરમાં સામસામા બેઠાં હતાં." કહીને મીઠી એ નિશ્વાસ નાંખ્યો. પાંચ મણનો પાણો એના શ્વાસો-શ્વાસની ફૂંકે છેટો ખસી પડે એવો નિહાકો હતો મીઠીનો.

હું હેઠું જોઈ ગયો, અને એણે આગળ ચલાવ્યું :

"પાંચલીના બાપા હારે મને પરણાવી દીધી. દરબાર તો કોણ જાણે ક્યાંય હાલી નીકળ્યા હતા. પાંચલીના બાપ મારી પાંહે પેલી જ રાતે આવ્યા. કે હું રાડ પાડી ઊઠી. પછી તો ઇ મારી નજીક આવે કે મને વીંછીની વેદનાઉં ઊપડે...મેં મેં.... મારા પરણ્યાને કેવા છેતર્યા! એનું મને રૂંવે રૂંવે દઃખ ઊઠે.

"એ તો હબકી જ ગ્યા. દોરા ધાગા કરાવ્યા, પણ કાંઈ ફેર વળ્યો નહિ. એમને મારી સામે આવતાં જોઉં ને રાડયો પાડી ઊઠું. બચારો ભોળુડો વાઘરી આઘો ભાગે."

છેલ્લું વાક્ય મીઠીએ ગળામાં ભરેલા ડૂમા વચ્ચેથી કાઢયું અને આગળ ચલાવ્યું.

"છેલ્લે તો હું પાગલ થઇ ગેઇ, ગાંડી બની ગઇ. મારા મનમાંથી મેં પાંચલીના બાપને પંડ્ય વેચ્યા પછી કરેલા પાપનું ભૂત જાતું નહોતું.

"આવી વહુ ગાંડી થઈ ગઇ? સાસરિયાં મૂંઝાણાં." મને લાગ્યું. મીઠી જે રીતે આજ વાત કરી હતી એમ જો આ વાત કોઇને પણ કહી ન હોત તો કોઈક દિવસ એ હજુ પણ ગાંડી થઇ જાત.

"એકદન!" મીઠી કહી રહી. એના હોઠ ફફડતા હતા. હાથ ધ્રુજતા હતા. શરીર કમ્પતું હતું, કપાળે પરસેવો હતો.

"એક દન બાપુ! બસ આજ આ રૂપાળી રેતીમાં હું ગાંડી બેઠી બેઠી પાંચીકા વીણતી હતી ઘોલકાં કરી કરી ને બગાડી નાખતી'તી. ત્યાં ઈ આવ્યા. મને કહે: 'હું તને અડીશ નહિ. પણ તારા મનમાં જે હોય ઇ આજ કહી દે. જો તારાં હૈઝાર ગના માફ.' મારે આટલું જોતું હતું.

"મેં એમનાં કાંડાં ઝાલી લીધાં હું એમને પરણ્યા પછી પેલી વખત અડી શકી 'હો!

"ડોળા ફાડી આ કોતર, ઓલ્યાં બે ઝ ડવાં ભેખડયું મે એમને બતાવ્યું અને કહ્યું:

હું...દરબાર...કોતર...એકલાં... એ સમજી ગયા અને હસી પડયા. પછી બોલ્યા:

"તે ઇમાં આ ગાંડપણ આવ્યું? મીઠી કાચી માટીના પૂતળાં આપડે-પાપી બધા પાપી" કહીને

"એમણે મને...સમાવી લીધી.

"હયો હું ડાહી થઈ ગઈ."

ખરેખર મીઠીને તો ગાંપણની દાઢ જાગી હતી. મને વિચાર આવ્યો.

"ભાઈ! કેવા મોટા દલનો મારો ધણી! એય આજ તો આ કોતરમાં હાલ્યો ગ્યો."

મીઠીએ કાળુભાર્યના કોતર તરફ નજર કરી. મેં એની આંખ્યુંના રશ્મિ કોતરમાં ભમવા માંડયાં એની એની સાથોસાથ મારી દ્દષ્ટિને વહેતી મૂકી દીધી હતી.

તો...? કોતરના એક ખૂણે પોતાના પતિના ફેંટાનું છેડું કાઢી લઈ બાઈએ એની સાથે ઓલી ફાદિવારી ભાતની લાલ ઓઢણીની ભાતીગળ છેડાની લીંગડ ગાંઠયો વાળી હતી. અને નાના એવા રામ બાવળની ટગલાસની ડાળીએ આ બધું બાંધી દીધું હતું.

આજ આ ધજાની જેમ ફરફરતા એ કસુંબીના રંગે રંગ્યાં લુગડાંના બે કકડાને એ એવી રીતે જોઈ

[ અનુ૦ પૃ૪ ૧૯૨

# શોધયાત્રા (૧૩)

(રતનુ, સિંહઢાયચ, ભોક્ષા અને બીજા કુળના કેટલાક કવિઓ)

રતુભાઇ રોહડિયા

તા. ૧૦-૧-૭૦ના રોજ ચારણી સાહિત્ય સંશોધન પ્રવાસના બીજા વર્ષના પ્રવાસની શરૂઆત કરી. બસમાં રાજકોટ આવ્યા અને ત્યાંથી ૩-૪૦ની બસ પકડીને ઢેઢૂકી ઊતરીને ઢાંકણિયા પહોંચ્યા. શ્રી રામભાઈ ગઢવી, શ્રી ભીમભાઈ ગઢવી, શ્રી જીલુભા ગઢવી વિગેરે આગેવાનોએ અમોને આવકાર્યા. બીજે દિવસે સવારે જે કાંઈ હતી તે માહિતી આપી :

ઢાંકણિયાના મૂળ પુરૂષ કેશવદાસ રતનુ થયા. મેઘાણીભાઈએ 'સૌરાષ્ટ્રની રસધાર'માં 'આંચળના તાણનારા' લોકકથા આપી છે. એ લોકકથામાંના 'કાંવીદાસ રતનું' એ જ કેશવદાસ રતનુ. કથાકારે ભૂલથી મેઘાણીભાઈ આગળ કેશવદાસનું 'કાંવીદાસ' કરી નાખેલ. એ કેશવદાસ રતનુ મૂળ મૂળીના. બહુ સારા કવિ હતા. એમણે મૂળુ ખાચરે ટીકર મારાંનો વીરરસપૂર્ણ પવાડો રચેલો જે આ અગાઉ 'ઊર્મિ' માં આવી ગયેલો.

એ લોકકથા પ્રમાણે જ કેશવદાસ રતનુ ઢાંકણિયા કસાયેલા. કેશવદાસ રતનું મોટા કવિ ગણાય પણ એમની રચનાઓમાં કેવળ ટીકર મારાંના છપ્પય મૂળુ ખાચરનો પવાડો જ મળ્યાં.

શ્રી રામભાઈ રતનુ કહે : "અમારા પૂર્વજોનું સાહિત્ય તો હસ્તપ્રતોમાં હતું. પણ એ હસ્તપ્રતો અહીં તહીં સગાં સાગવાંમાં વેરવિખેર થઈ ગઈ."

બીજા કવિ નથુભાઈ રતનુ થયા તેમણે છૂટક કાવ્યો રચ્યાં હોવાનું કહેવામાં આવ્યું. એ સાથે નથુભાઈ રતનુએ ગ્રંથ રચના કરી હોવાની જોરદાર માન્યતા પણ ઉપરના આગેવાનોએ વ્યક્ત કરી.

---

૧ એ નથુભાઈ રતનુનાં કાવ્યો એમને શ્રી રામભાઈ રતનુએ સૌ.યુનિ.ને આપેલ હસ્તપ્રતમાંથી મળ્યાં છે. તેઓ સારા કવિ હોવાનું કાવ્યો જોતાં જણાય.

સહુથી છેલ્લો હેમુભાઈ રતનુ થયો. હજી કાલ લગી એ આપણી વચ્ચે હતો. જગત એને દર્દીલા કંઠના ગાયક તરીકે પીછાણે છે. પણ હેમુ ગઢવીએ ઈશ્વર ઉપર થોડું લખ્યું છે. બાકી તો સાયગલની જેમ સૂરનું દર્દ જ વારસામાં મૂકી ગયો છે.

હવે હસ્તપ્રતોની વાત. શ્રી રામભાઈએ થોડી હસ્તપ્રતો દેખાડી. ઉધઈનો ઉપદ્રવ ખરો. એમાં એક સાજી હસ્તપ્રત સં. ૧૭૭૯ ની એમણે સૌ. યુનિ. માટે આપી. જેમાં 'હરિરસ' ગ્રંથ ઉપરાંત ખાચર દરબારોનાં કેટલાંક ગીતો પણ હતાં.

બીજા એક ભાઈને ઘરે હસ્તપ્રતો હોવાનું કહેવાયું, પણ એ ઘરધણી પોતે જ બહારગામ હતા. ઘરે તાળું મારેલ હતું એથી એ હસ્તપ્રતો જોઈ શકાણી નહીં.

તા. ૧૧-૧-૭૦ ના રોજ સીદસર ગામે આવ્યા. શ્રી દેવીદાનભાઈ શામળે અમારું સ્વાગત કર્યું.

અત્રે ચારણોનાં બે ત્રણ ઘર છે. હકીકત પૂછતાં દેવીદાનભાઈ કહે : "અમારા પૂર્વજો પણ ટીકર મારવામાં મૂળુ ખાચર સાથે સામેલ હતા, અને યુદ્ધમાં કામ આવેલ. એનો બદલો મૂળુ ખાચરે આ સીદસર ગામ આપીને વાળેલો.

ગામમાં કોઈ કવિ થયાનું નીકળ્યું નહીં.

હસ્તપ્રતોની તપાસ કરી. એક ઘરે હસ્તપ્રતો હતી ખરી પણ માનસિક સંકુચિતતાને કારણે બતાવી ન શકાઈ, મને શોક થયો : "ચારણો આમ સાહિત્યધન ક્યાં સુધી સંતાડતા ફરશે ? સરસ્વતીની પૂજાનાં એ પુષ્પોને પટારે પૂરી રાખીને અંધકારમાં સબડાવ્યા કરવામાં તો ચારણોનું જ ગૌરવ ઘટે છે. આ ક્યારે સમજાશે ?"

તા. ૧૨-૧-૭૦ ના રોજ મૂળી જવા રવાના થયા. સાથે ઢાંકણિયાવાળા શ્રી રામભાઈ રતનુ

પણ હતો. મૂળીના બોક્ષા કુટુંબના એ સગા. થોડી હસ્તપ્રતો તેમણે પોતાનાં એ સગાંઓને પણ આપેલી.

મૂળીમાં શ્રી ધનશ્યામદાન ઝીબાના મહેમાન થયા. આમ તો મૂળી ચારણોની છોટી કાશી ગણાયું છે. ઘણા ભાથી કવિઓ મૂળીમાં થયાનું કહેવાય છે. પણ આજે તો મૂળીના ચારણો વેર વિખેર થઈને ઘરને તાળાં મારીને નોકરી ધંધા અર્થે બીજે જઈને વસ્યા છે. એટલે અમારે તો મૂંઝવણ ઊભી થઈ.

મૂળીમાં બોક્ષા કુટુંબ સાહિત્યધનથી સમૃદ્ધ ગણાય. અપે શ્રી પથાભાઈ બોક્ષાને મળ્યા. પણ તેઓ પણ અમોને કાંઈ ખાસ સહાયરૂપ ન થઈ શકયા. છતાં ય અપે અહીં તહીંથી થોડી માહિતી ભેગી કરી. અત્રેના સિંહઢાયચ કુળના કવિઓ વિષે થોડું જાણ્યું.

(૧) બ્રહ્માનંદજી

સ્વામીનારાયણ સંપ્રદાયના પ્રમુખ સંતોમાનાં એક. એમણે અનેક ગ્રંથો રચ્યા છે. બ્રહ્માનંદ સ્વામીના જીવન પર કવિ શ્રી માવદાનજીએ 'બ્રહ્મસંહિતા' ગ્રંથ રચીને હાથ ધોઈ નાખ્યા છે. મૂળ નામ લાડુ ગઢવી પણ ભેખ લઈને બ્રહ્માનંદ બન્યા સાધુ હોવાં છતાં ય તેમણે ચારણ સમાજને વિપુલ લગ્નગીતો આપ્યાં, છતાંક એમનું સાધુત્વ ઊજળું જ રહ્યું. એટલું જ નહીં, પણ એ ગીતોથી ચારણ સમાજ સસ્કાર સમૃદ્ધ પણ બન્યો. સ્વામીજીએ સ્વમુખે જ પોતાનો પરિચય આ રીતે આપ્યો છે.

ખાણ ગ્રામ વાસી સુભંગ, ચારન લાડુ નામ
તે જહ કે ઉજેન મહ, વિદ્યા પઢયો તમામ....૧

સબ વિદ્યા પઢી કે ચલ્યો, દેશાટન કે કાજ
દેશ કાઠિયાવાડમેં, મીલે શ્રી મહારાજ ..૨

તબ મેં ત્રિલોવન પતિ, નીરખે સહજાનંદ
તે દિન તેઓ પતિત કે, મીરે શકલ ભવફંદ .૩

પ્રગટ પ્રભુ પહિયાની કે, જાની સ્વપ્નતૂલ્ય ભોગ
'બ્રહ્માનંદ' નીજ કુલ તજી, લિયો તબે દ્રઢ યોગ.૪

(૨) રવિરાજ સિંહઢાયચ

તેઓ ભૂજ પાઠશાળામાં ભણેલા ઉત્તમ પ્રકારના કવિ હતા. એમણે રચેલા બે ગ્રંથો છે : (૧) નર્મદા લહરી (૨) માતા પિતાની ભક્તિ.

આમાં પ્રથમ ગ્રંથ પ્રસિદ્ધ છે પણ હાલ અપ્રાપ્ય છે. જ્યારે બીજો ગ્રંથ પ્રગટ થયો નથી. ૧ 'નર્મદા લહરી' એ નર્મદા નદીનો મહિમા અને સૌંદર્ય ગાતો ઊંચાં સાહિત્યિક મૂલ્યોવાળો ગ્રંથ છે. ચારણી સાહિત્યમાં લોકમાતા નદીઓનાં જે સ્તવનો છે તેમાં એક મૂલ્યવાન ઉમેરો આ ગ્રંથ વડે થયો છે.

આ બે ગ્રંથો ઉપરાંત રવિરાજ સિંહઢાયચે છૂટક કાવ્યો સારા પ્રમાણમાં રચેલાં.

(૩) કવિ ગંગ (૪) કવિ ભીમ

તેઓ બંને અનુક્રમે રવિરાજના પુત્ર પૌત્ર થાય. કુળપરંપરાની વિદ્યા મૂકી એમણે સાચવી અને વધારી પણ ખરી. રવિરાજ સિંહઢાયચ માફક આ બન્ને કવિઓએ ડિંગળી, વ્રજ અને ગુજરાતી ભાષામાં ઘણાં કાવ્યો રચ્યાં.

ઉલ્લેખનિય તો છે 'શિવ પચ્ચિશી' નામે લઘુગ્રંથ. પિતા પુત્રની કવિ બેલડીની એ સંયુકત રચના. કવિ 'ગંગ' એ તો ઉપનામ. મૂળનામ તો ખોડાભાઈ સિંહઢાયચ. તેઓ આ ગ્રથ અપૂર્ણ મૂકી ગુજરી ગયા. તેને તેના પુત્ર ભીમદાને પૂરો કર્યો. બહુ સરસ છે એ ગ્રંથ. આપણે એનો થોડો આસ્વાદ લઈએ:

શિવમહિમા કથતાં કવિ 'ગંગ' કહે છે :

શંકર કહેતો તા કે, ભય જમ કિંકર કો
ભયંકર મહા સો તો ખયંકર દેત હે,
હર હર જપે જાપ, તા કે દુઃખ ભાર હર
ભૂતનાથ સ્મરે તે સબે ભવભૂત હું કું

(૧) આ 'માતા પિતાની ભક્તિ' ગ્રંથની હસ્તલિખિત પ્રત મેં પ્રસિદ્ધ ચારણ વિદ્વાન શ્રી પિંગળશીભાઈ લીલા પાસે જોયેલ છે.

કહે કવિ 'ગંગ' સોઇ વરી કર લેત હે,
શિવ શિવ રટવે કે, ધરી કે સ્વરૂપ દીવ્ય
જીવ સદા જાય શિવ ચરન રહેત હે.......૧

ચિત્તા કી બિભૂતી સોતો મંગલ પ્રસૂતિ ભઇ
કરકે અસ્તુતિ સ્તુતિ ઓર ઓર ગાવે હે
અંગઝેર ભર્યો રંગ શ્યામ હે પનંગ જું કો
ધરીકે ઉમંગ 'ગંગ' શિર નાવે હે
શિવ કે પ્રતાપ નેષ્ટ શ્રેષ્ટ પદ પાત સદા
દુષ્ટ રૂ અદષ્ટ કષ્ટ નષ્ટ હોઈ જાવે હે
એસે ત્રિપુરારી કો બિસારી કવિ 'ગંગ' કહે
વૃથા દેહ ધારી સારી જિંદગી ગુમાવે હે....૨

તો કવિ ભીમદાન આ રીતે શિવ સ્તવે છે :

વહતો પ્રવાહ દેવધૂની કો ધવલ શિર
કંઠમેં ભૂજંગ અંગ ઓઢે કરિખાલ ખાલ હે
ભૂતન કે ઝુંડ સંગ મૂંડ ગલમાલ રાજે
જવાલ ચખ ત્રિપુંડ ત્યોં સુધાકર ભાલ હે
ડમ્મર ત્રિશુલ ડાક ધારે કર ધરનીધર
દેત વરદાન સદા દિલ કે દયાલ હે
કહે કવિ 'ભીમ' એસો ભવકે હરન ભય
પ્રાણનાથ દેખો સદા શરણ પ્રતિપાલ હે....૧

પરમ પવિત્ર રૂપ સોહત હે સદા શિવ
વિખમ ગરલ કંઠ વિચ નાથ ધારે તું
કૃપાકે નિધાન ધ્યાન ધરમ અનાદી સૂર
પ્રગટ વિનેત્ર કર રતિપતિ જારે તું
દિગંબર ભસ્મ અંગ સેન પ્રેત ભૂત હુ કી
અમંગલ ધાર કાજ મંગલ હી સારે તું
કહે કવિ 'ભીમ' તેરો નિરંતર જપે જાપ
ભવ ભય હારી તાડો શિઘ્ર હી ઉધારે તું...૨

(૫) શિવદાન બોક્ષા (૬) પથાભાઇ બોક્ષા બંને તાજેતરના અને જાણીતા કવિ. પણ એમના ઘરેથી અમોને સાહિત્ય સમૃદ્ધિનાં દર્શન કરાવવામાં ન આવ્યા. નહીં તો એમની એ કાવ્ય પ્રસાદી રજૂ કરત. શ્રી શિવદાનજી થોડા સમય પહેલાં ગુજરી ગયેલા હવે વયોવૃદ્ધ શ્રી પથાભાઈ હયાત છે.

સિંહઢાયચ કુટુંબમાંથી થોડી હસ્તપ્રતો પ્રાપ્ત થઈ તેમાં પિંગળનો એક અપ્રાપ્ય દુર્લભ ગ્રંથ હતો. સાથે સિહઢાયચ કૂળમાં થયેલા ઉપરોક્ત કવિઓના વિપુલ કાવ્યો પણ હતાં.

'કવિ અને કેકાણુ મૂળીએ જ નીપજે' એ લોકોક્તિ એક કાળે મૂળીની સંસ્કાર સમૃદ્ધિનું દર્શન કરાવે છે. પણ આજે તો જમાનો પલટયો છે.

તા. ૧૪–૧–૭૦ ના રોજ સુરેન્દ્રનગર આવ્યા. શ્રી દેવીદાનભાઈ ઝીબાને ત્યાં ધાડ પાડવા ગયા. એક તો ચારણ વળી શિક્ષક રહ્યા. અમને કહે : "કાલે આવજો, હું હસ્તપ્રતો કાઢી રાખીશ."

વાતવાતમાં જાણવા મળ્યું કે દેવીદાનભાઈએ 'પ્રવીણ સાગર' ઉપર નિબંધ લખેલો. પણ એ બીજાના જ ઉપયોગમાં આવ્યો.

બીજે દિવસે શ્રી દિલદાન બારહઠને મળવા ગયા. કારણ, 'નાગ પિંગળ'ના રચયિતા પિંગળશી મીસણનું વિદ્યાધન તેમને ત્યાં સચવાઈ પડયું છે એમ અમે સાંભળેલું.

શ્રી બચુભાઈ ગઢવીને લઈને અમે ગયેલા. શ્રી દિલદાન ભાઈ કહે: "મને પિંગળશી મીસણનો નહીં પણ પિંગળશી રતનુનો વારસો મળેલ છે."

પણ પછી જાણ્યું કે પિંગળશી મીસણનો વારસો તો બચુભાઈ ગઢવીને મળ્યો છે. બે પટારા ભરીને હસ્તપ્રતો ઘરમાં પડી છે. પણ આળસુના પીર પટારા ઉઘાડતા જ નથી. સાથે થોડી ભડક પણ ખરી.

સાંજે દેવીદાનભાઈને ત્યાં ગયા. તેમણે હસ્તપ્રતો કાઢી રાખેલી હતી. જેમાં એક હસ્તપ્રત 'ગ્રજરાજ હરધોળાણી રા કુંડળિયા'ની હતી. કર્તા તરીકે 'આસો રોહડિયો' લહિયાએ નોંધેલ. પ્રતિલિપી મેનાડમાં થયેલ. કુલ ૨૪ કુંડળિયા હતા. વાસ્તવમાં ઈસરદાસજી કૃત 'હાલા ઝાલા રા કુંડળિયા'ની અપૂર્ણ પ્રત ગણાય. લહિયાની અજ્ઞાનતાને કારણે આસા રોહડિયાને નામે ચડી ગયેલ હશે. તે ઉપરાંત 'પૃથીરાજ રાસો' અને 'હરિરસ' એ બે અપૂર્ણ ગ્રંથો અને એમના પિતાશ્રી જીવણભાઈ ઝીબા રચિત કેટલાંક છૂટક કાવ્યો પણ નીક

[ અનુ૦ પૃ૪

# કાંડા બળિયો

ગભરૂ ભડિયાદરા

નળકાંઠામાં સાંઢીડા ગામે ધુના સાપરાનું રેણાંક. નોરતા ટાણે સાંઢીડાની ભેટે લીલચોયા ખડ લૂમુંઝૂમું થઈ રહ્યાં છે. ત્યાં ધુનો પોતાનું ગાયોનું ધણ ચારે છે.

એક વેળા સિંધીઓ બાળધુ લઈને ગામે ગામે ફરતા ફરતા બાજુના દુમાલી ગામે પડાવ નાખે છે. સિંધીઓનો તો ધંધો એવો કે ગામે ગામ બળદ ઉધારે વેચાતા આપવા અને નાણાં મેળવવા કાંધા કરવાં. એ કાંધા પ્રમાણે જો કોઈ નાણાં ભરપાઈ કરવાની ના પાડે કે બળદમાં ખોટકા કાઢી આડોડાઈ કરે તો તો મોટે પાયે ધીંગાણુ પણ થાય. સિંધી હોય થોડા પણ સ્વભાવના ખૂબ આકરા. વળી શરીરે હોય ખડતલ અને કદાવર. એક કોર આખું ગામ ધીંગાણે ચડયું હોય અને બીજી કોર પરગામને પાદર પાંચ-સાત સિંધીઓ હોય તોય તે આખા ગામને પરવડે અને હલકાવીને ગામને ઊભું રાખે, પૈસા આપવામાં જો કોઈ વાંકા-ચૂકા થાય તો-ભરબજારમાં ગાળો દઈ લંગરાવે અથવા મારી મારીને પાડી દે. જો ગામના લોકો સંપાને, ગોળો વળી તેમને વીંખી-પીંખી નાખવા આવે તો તો ગામ બહાર ફોળાટમાં નીકળી જાય અને જે તાતુકી તલવાર વહેલો આવે તેને વધાવી લે. એમ બે-ચાર ને ખપરપડામાં ખરકાવે કે ગામ આખું હલકીને, આંચકા મારી ઊભું રહે.

આવા બે કરાફાટના, આંખોમાં લાલ દોરાવાળા સિંધી સાંઢીડાની ભેટ ઉપર બાળધુ ચારે. ધુનાએ પહેલે દહાડે કીધું કે એની ગાયો માટે ભેટનું ખડ છે અને સિંધીઓએ આવું મોટું બાળધુનું ધણ લઈને ન આવવું, કારણ કે પાંચ મહિનાનું ખડ બાળધુ તો પાંચ દહાડામાં ધરતીનો બરડો ઉઘાડો કરી દે. અને એની ગાયોને ભૂખ કરી નાખે. એમ તેણે આ ગામના સીમાડામાં ઊતરવાની મનાઈ કરી. સિંધીઓએ તેની વાત લવારો માની કાને ન ધરી અને બીજે દહાડે પણ બાળધુ ભેટ ઉપર ઠરાવીને ગલતાન કરવા લાગ્યા ધુનો મનમાં ને મનમાં કડવા ઘૂંટડા પીઈ જતો. તેણે આજે પણ તેમને વીનવ્યા. એક કાને સાંભળ્યું અને બીજે કાને તેમણે ધુનાની વીનવણી બહાર કાઢી નાખી.

આજ સિંધીઓએ પોતાની મગરૂરીમાં કંઈ ગણકાર્યું નહિ અને ત્રીજે...(સિંધીઓનું બાળધુ ધુનાની વહાલી ગાયો ઉપર આવી આવીને ફાળો ભરવા લાગ્યું. આમ બાળધુ ગાયોની કેડયું ભાંગે તે ધુનાથી કેમ સહેવાય ? તેનો પિત્તો તાળવે ચડી ગયો. તેણે ગાયો પર ટપના બળદોને ડાંગે ને ડાંગે હીંફવા માંડયા. બળદો સામે આંગળી ચીંધનારની આંગળી કાપી લેનાર સિંધીઓ આ બધું સગી આંખે જોઈ સહન કરે ? તેઓ તો લાકડીઓ લઈ, માથે મલેરો બાંધી, ગાળો દેતા, ડારો દેતા ઊપડયા ધુના સામે. બે જણમાંથી એક જણ જરા બળદ વાળવા ગયો અને બીજો ધુના ભણી.

ધુનો પણ ગાળો દેતો દેતો કંધરોટો ખાઈ વળ્યો એની સામે. સિંધી દાઢી પર હાથ ફેરવી, મૂછે તાલ દઈ કહેવા લાગ્યો-"હટી જા ભેણુજ, નહીં તો..." ધુનાએ પડકારો કર્યો કે: "બેટા હાલ્યો આવ. આજ લગણ આવો કાકો તને નૈં ભાખડયો. હોય. હમણાં જો દીકરા, શંખ્યાં રઝળે છે ને ?"

બેય વાઢીએ-કાઢીએ બેય ભેટભેટિયા થઈ ગયા અને સિંધીએ ગોમાં ને ગોમાં દોડીને ધુના ઉપર લાકડીનો ઘા કર્યો પણ ધુનાએ તેને ખાળી રાખ્યો. આમ બેય વચ્ચે ઘડીક તો લાકડીઓની અડાકડી જામી ગઈ અને આખરે ધુનાની લાકડીએ સિંધીની લાકડીને અડાકડીમાં ઊડાડી દીધી.

હવે સિંધી લાકડી લેવા કાંઈ દોડે ? તે તો આંધળુકિયા કરી ધુનાની લાકડીએ ચોંટયો ને પછી બંને લાકડીની જોંટાજોટી કર્યા કરે, પણ ધુનો એમ

કાંઈ લાકડી મૂકે ? એમ વડછડ કરતા કરતા બન્ને બાથંબાથી પણ આવી ગયા. બાથ તો ધુનાએ છોડાવી નાખી પણ ઝપાઝપીમાં લાકડી પડી ગઈ.

પછી બન્ને એકબીજાને હાથે ચોંટયા. ઘડીક ધુનો એના હાથ પકડે ને ઘડીક સિંધી ધુનાના હાથ મસળી નાખવા, મરડી નાખવા પ્રયત્ન કરે. છેવટે કારહાથી ધુનાએ સિંધીનું કાંડુ કસકસાવીને પકડયું અને સામેથી બીજા સિંધીને દોડતો આવતો જોયો એટલે હાથ છોડાવવા ઉધામા મારતા કદાવર સિંધીના હાથનો એવો તોરથી મચરક મારી આંચકો માર્યો કે મોજાં ધોડે આખો પંજાનો ખોબળો સમૂળગો ખેંચી નાખ્યો. સિંધી તો કાળી ચરાડ પાડી ગયો. લોહી જાય ભાગ્યું દડ...દડ...કરતું. તરત જ આંધળું આંધળુ થઈ ગયેલા બીજા કરડા સિંધીને પણ લાકડી લઈ એવી સોટી ઝાટકીને ઓડમાં ભફકાવી કે તે પણ કદાવર દેહ ઊંધે કાંધ પડી ખડ ખાતો થઈ ગયો.

પછી ધૂળ ખંખેરી ધુનાની લોહિકાઈથી ફિદા થઈ, ખેલદિલીથી તેણે ધુનાનો એક આપજોડિયો દુહો ગાયો :

> કેડેથી પાતરો છાતીએ પહોરો,
> ધુનિયાની ડાંગ તોપરો ગોરો.*

---

* સાઠેક વર્ષ પહેલાંની આ વાત છે.

પૃષ્ઠ ૧૮૮ થી ચાલુ ]

રહી હતી કે મને લાગ્યું. એનું સમગ્ર અસ્તિત્વ એ ધજામાં સમાઈ ગયું છે.

મેં ગળગળા સાદે કહ્યું : "બેન ! કરોડો રૂપિયા ખર્ચા પછી પણ આવું પ્રેમ-પ્રતિક ઊભું થવું રહેલું નથી હો !"

બિચારી જે થોડુંક સમજી એનો એણે જવાબ વાળ્યો :

"ભાઇ, જે દી કાળુભાર્ય આ મારી ધજાને એના પૂરમાં તાંણી જાશે ને ! તે દી હું મારા પંડને એ પાણીમાં જરૂર પડતું મેલી દઇશ. આ કોતર અને ઓલી ધજા મારા કાળજામાં કોતરાણા છે. કહીને હળવી ફૂલ એ ઊભી થઇ ગઈ.

હું ઊભો થતાં બોલ્યો : "લે આ તારા ભાઇના પાંચ રૂપિયા કાપડના. અને પાંચલીના લગનમાં મને બોલાવજે."

બીડીએ એની કાયાને અભડાવનારા દરબારના દેહમાં મારા રૂપે આજ "ભાઇ" આવ્યાની વાત માની લીધી.

એની હીરાકણી રોખી આંખની વર્ષાએ હું ન્હાયો અને ધોડે ચડયો. ત્યારે બીડી ધજાને છેડે મેં આપેલા પાંચ રૂપિયા બાંધતી હતી.

પૃષ્ઠ ૧૯૧ થી ચાલુ ]

કુલ પાંચ પ્રતો શ્રી દેવીદાનભાઈએ સૌ. યુનિ. ને સદુપયોગ કરવા માટે ભેટ આપી.

દેવીદાનભાઈના પિતા શ્રી જીવણભાઈ સારા કવિ હતા. એમણે કાવ્યબદ્ધ 'ઝાલાઓનો ઈતિહાસ' રચેલો અને બીજાં ઘણા વિવિધ વિષયો પરનાં પ્રકીર્ણ કાવ્યો પણ રચેલાં. બે ગ્રંથો પ્રગટ થયેલા પણ હાલ અપ્રાપ્ય છે.

જીવણભાઈના પિતા એટલે શ્રી દેવીદાનભાઈના દાદા ડોસાભાઈ ઝીબા પણ નામી કવિ ગણાયા. તડ ને ફડ કહી દેવામાં તેઓ જાણીતા થયેલા. લીંબડી ઠા. દોલતસિંહ અને મોરબી ઠા. વાઘજીની એમણે ખબર લઈ નાખેલી.

આ ઝીબા કુળ મૂળ તો દેગામ (તા. બજાણા)નું પણ પછી અહીં સ્થિર થયું.

---

૧. આ લખાય છે ત્યારે તો પથાભાઈ પણ તાજેતરનાં સ્વર્ગવાસી થયા છે.

લોકોનું 'મિલન'

ચલાલાના ધારગણી મુકામે મે માસની તા. ૧૩–૧૪નું 'લોકસાહિત્ય પરિવાર'નું મિલન સુંદર કાયમી અને ઘેરી અસરો મૂકીને પૂરું થયું. આયોજનકારોની સુવ્યવસ્થા અને ઉત્સાહ, કલાકારોના દિલનો રંગ અને આમ પ્રજાનો હૃદયનો પડઘો–એ ત્રણેયનો ત્રિવેણી સંગમ એક સુરેખ ભાત પાડી ગયો.

લોકસાહિત્ય એ લોકોનું, લોકો વડે ઘડાયેલું અને લોકજીવનના નીચોડરૂપ–અમી છે–સંસ્કૃતિ છે. એને પોતાની વિશિષ્ટ શૈલી અને પદ્ધતિથી જીવંત રાખવી અને આગવીરીતે પ્રચાર અને પ્રસાર કેમ કરવો એ કલાધરોએ બતાવી આપ્યું છે. એ કલાને પરિવારના મુરબ્બીઓએ જગાડીને, ઉત્સાહ આપીને આજે એવી ઉચ્ચ કક્ષાએ મૂકેલ છે, જે છેલ્લા મિલને બતાવી આપેલ છે.

કલા સાધના માગી લે છે. પરિવારની સ્થાપના પછી બહુ મોટી સફળતા મળી છે. પાંચ-સાત નામી કાયમી કલાકારોની ગેરહાજરી અન્ય રોકાણોને કારણે દેખાતી હતી, છતાં એ વરતાતી ન હતી. રાત્રિના ત્રણ ત્રણ વાગ્યા સુધી માનવ મહેરામણ સળવળે નહિ અને કાર્યક્રમની પૂર્ણાહૂતિની જાહેરાત છતાં ઊઠે નહિ એ કલાની કેટલી પકડ અને અસર છે તે બતાવે છે.

ગ્રામ અને શહેરી પ્રજાના તમામ વર્ગે આ પ્રસંગનો લેવાય એટલો લાભ લીધો હતો. નાનાં બાળકો, બ્હેનો અને વૃદ્ધો સુદ્ધાં મોટા પ્રમાણમાં દેખાતાં હતાં. એક એક કોમની હાજરી દેખાતી હતી.

આમ પ્રજાનો ઉત્સાહ અનેરો હતો. ધારગણીથી આઠ માઈલ દૂર આવેલ નાગધ્રા ગામનું એક કુટુંબ કે જેમાં એક વૃદ્ધ અને વૃદ્ધાનો પણ સમાવેશ થાય છે તે પગે ચાલીને નિયમિત રાત્રિ કાર્યક્રમમાં હાજરી આપતું અને રાત્રે બે–ત્રણ વાગે ચાલીને પોતાને ગામ જતું.

ચલાલાના એક કુટુંબનો દસ વર્ષની ઉમરનો ગુજરાતી પાંચમા ધોરણમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી ત્રણ દિવસ સુધી આ આંબાવાડિયામાં જ રહ્યો! ઘેર આવ્યો જ નહિ! દિવસ રાત કલાનો લાભ લીધો અને કલાકારો વિદાય થયા પછી જ તે ઘેર આવ્યો.

માણસો પગે ચાલીને, ગાડાંઓ જોડીને, સાયકલો દ્વારા અને કેરિયરોથી આવતા જતા. મિલન સ્થળ–આંબાવાડિયું જાણે કે નાનકડું નગર બની ગયું હતું.

ધારગણીનું પરિવારનું મિલન–એ 'લોકમિલન' બની ગયું હતું ચોરણાવાળા, ધોતિયાવાળા, કેડિયાં તથા સાફાવાળા વગેરે અનેક જાત–ભાતના લોકોનો ભાતીગળ લોકમેળો હતો

પરિવારનાં મિલનોને જાહેર બનતાં અટકાવી શકાય એમ નથી. લોકોત્સાહ અને આમપ્રજાની કદરદાનીને – જો મિલનોને જાહેર બનતાં અટકાવશે તો–ઠંડા પાડી દેશે અને જરૂર આંચકો આપશે. ખર્ચ અને વ્યવસ્થા લોકોએ ઉપાડી લેવાં જોઈએ પણ જે લોકસાહિત્ય પ્રસારનું–લોકસેવાનું કામ છે એ અટકવું નહિ જોઈએ. ફરી પરિવારના સૌ વડિલોને અભિનંદન સાથ વંદનાઓ અર્પી જાહેર મિલનો યોજવાં ચાલુ રાખવાની વિનંતી સાથે વિરમુ છુ.

—રસિકલાલ ચંદારાણા (ચલાળા)

મધુ સંપર્કમાં આ પત્ર એટલા માટે સ્થાન પામે છે કે લોકસાહિત્ય પરિવાર અને 'ઊર્મિ નવરચના'નો પરિવાર એ બે જુદા નથી, એ બે મળીને એક થાય છે. 'ઊર્મિ' વાણીનાં સ્વરૂપોને લેખન વડે વ્યક્ત કરે છે. જ્યારે લોકસાહિત્ય પરિવાર વાણીનાં સ્વરૂપોને શબ્દ, અર્થ, રસ, ભાવ, તાલ, લય, સૂર, ધ્વનિ ને ઉચ્ચારનાં નર્તન દ્વારા વ્યક્ત કરે છે.

લોકસાહિત્ય પરિવારનાં 'મિલન' નો હેતુ લોકસાહિત્યની ઘનિષ્ટ ઉપાસનાનો જ હતો. પણ કચ્છ સૌરાષ્ટ્રના શ્રેષ્ઠ કલાકારોનો મોટો સમૂહ જ્યાં એકઠો થાય ત્યાં વગર કહ્યે હજારો માણસો હાજર થઈ જવા માંડયા. પછી ઉપાસનાનો અવકાશ જ ન રહ્યો. પરિવારનો હેતુ જ ન જળવાતો હોય તો મિલનનું જાહેર સ્વરૂપ બંધ જ કરવું રહે.

લોકસાહિત્ય લોકોનું છે એટલે લોકોને પ્રેમ કેમ ન હોય ? લોકો એનો પૂરો રસ માણી શકે એ માટે જેમ પારાયણો પાછળ લોકો ખર્ચ કરે છે તેમ પરિવારનાં મિલનો માટે ખર્ચ કરવું જોઈએ. બે પાંચ ગામો સાથે મળીને પણ કલાકારોના પુરસ્કાર સહિતનું ખર્ચ ઉપાડી શકે. સંભાવિત ગૃહસ્થ પણ આવું ખર્ચ ઉપાડી શકે. તો પાંચ પંદર હજાર માણસ છૂટથી લોકસાહિત્યની રસલહાણ માણી શકે. ટિકિટો વડે પણ કાર્યક્રમો થઈ શકે. પણ એમાં સાધનહીન લોકો લાભ ન લઈ શકે. એક વાતનો નિર્દેશ કરી લઉં. અત્યાર સુધી ધારેલું નહિ છતાં મિલનો જે શરૂથી જાહેર સ્વરૂપનાં થઈ ગયાં તે દરેક મિલન પરિવારના સભ્યો પોતે પોતાના ખર્ચે જ બોલાવતાં રહેલા. સાહિત્ય અને કલાના ક્ષેત્રે તે અપૂર્વ અને અદ્વિતિય રહ્યું છે.

જ. ૫.

*

# રોઝ પાછળ સતીત્વ

મુ. શ્રી જયમલ્લભાઈ

'ઊ. ન'ના એપ્રિલ અંકમાં શ્રી. પિંગળશીભાઈનો 'મીતીના માઢનું' નામનો એક બનાવરૂપ લેખ છે. એમાં રોઝની પાછળ બાવીસ ચારણ આઈયું સતી થઈ ગયાની વાત છે. વાતને છેવાડે આપેલી નોંધ સંશોધન માટેની સામગ્રી અને મુદ્દા આપે છે કે આવી વાતો અન્ય સ્થળો સાથે પણ જોડાયેલી છે. જામજોધપુર પાસેના કોટડા ગામે એવું થાનક હોવાનું કહેવાય છે. કાલાવડ પાસેના સતિયા ગામે ૧૪૭ ચારણ આઈઓ રોઝ પાછળ સતી થયાના પાળિયા બતાવાય છે વગેરે.

આ બધું સંશોધન માટેનું કાચું સાહિત્ય કહેવાય. જેમ જેમ આગળ વધતા જઈએ તેમ તેમ આવી વાતોનાં મૂળ આપણને આગળ ને આગળ ખેંચી જાય છે. સંભવ છે કે એનાં મૂળ ક્યાંક પુરાણકાળમાં પણ પડયાં હોય કે પછી અન્ય પ્રદેશમાં પણ પડયાં હોય કે પછી એનાં મૂળ પ્રાકૃતમાં પણ સંભવે. વખતે એકાદ બનાવનાં જ અનેક સ્વરૂપો સંભવે.

બે ત્રણ સ્થળો કરતાં વધુ સ્થળો સાથે આવા બનાવો જોડાયેલા મળી આવે છે ત્યારે કોયડો ઊભો કરે છે કે એ દરેક ગામે એક સરખો બનાવ બન્યો હશે કે પછી આવા બનાવમાં કોઈક ધાર્મિક મહત્ત્વ મનાયું હશે ને પછી પોતાને ગામે જ આવો બનાવ બન્યાનાં ઠેર ઠેર થાનક ઊભાં થઈ ગયાં હશે !

મીતી, કોટડા ને સતિયા ગામોની જેમ બીજે પણ આવા બનાવો બન્યાનું કહેવાય છે.

૧– કાઠિયાવાડ સર્વ સંગ્રહ પ્ર. ૧૩માં રોઝી બંદર સાથે રોઝી માતા સંકળાયેલાં હોવાનો ઉલ્લેખ છે. રોઝ પાછળ ચારણ આઈ સતી થયેલાં ત્યારથી રોઝી માતા ઠર્યાં ને એના ઉપરથી રોઝી બંદર નામ પડયું.
૨– પોરબંદરથી ખાંભોદરથી આથમણે રોઝડા ગામે ગામના પાદરમાં આંબલીઓનાં ઝૂંડમાં રોઝી આઈનો થડો છે. અહીં પણ તેના પુજારીના કહેવા મુજબ એ જ રોઝ પાછળ ચારણ આઈ સતી થયેલાં.

૩– રોઝીવાડા ગામે પણ એમ જ બન્યુ કહેવાય છે.
૪– જસાપર–કાટકોરા પાસે એક વેકરીને કાંઠે પણ રોઝ પાછળ ચારણ આઈ સતી થયાં કહેવાય છે.

આમાં સવાલ એ ઊઠે છે કે એકના એક બનાવના જ આ બધા પ્રતિબિંબો ન હોય તો બધે

ઠેકાણે રોઝ પાછળ ચારણ આઈને સતી થવાનાં એક સરખા કારણો કેમ કરીને ઊભાં થયાં ? કે પછી બાવીસેક ઠેકાણે રોઝની પાછળ ચારણ આઈ સતી થતા બાવીસ્યું કહેવાણું હશે ? જો કે સતિયાની તો ૧૪૭ કહેવાય છે. રેશમિયા બેડાનો એકનો એક બનાવ ચાર પાંચ ઠેકાણે બન્યો હોવાનું મળી આવ્યું એવું પણ આ ન હોય ?

સંભવ છે કે આવા બનાવોનાં મૂળ બીજે જ ક્યાંક પડ્યાં હોય. અને પછી એકની એક વાત અનેક સ્વરૂપે પ્રતિબિંબિત થતી આવી હોય. કારણ કે ઘણી લોકકથાઓનાં મૂળ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમાંથી પણ મળી આવે છે. પછી નામ, ઠામ, ગામ બધું ઊભું થઈ જાય છે. એનાં ગીતો પણ રચાય છે અને ધાર્મિક કે સામાજિક પ્રતિષ્ઠા પણ ઊભી થઈને લોકજીવનમાં વણાઈ જાય છે. પણ આવી લોકકથાઓ સંશોધનનો સુંદર વિષય બને છે.

-ગોસ્વામી મોહનપુરી (પોરબંદર)

ભાઈ ગોસ્વામી મોહનપુરી પોરબંદર પુરાતત્ત્વ મંડળના ઉત્સાહી યુવાન સભ્ય છે. શ્રી મણિભાઈ વોરા જેવા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધના માર્ગદર્શન નીચે આગળ વધી રહ્યા છે. એમણે ઉઠાવેલા તર્કો સાચા છે. લોકકથાઓનાં મૂળ સંશોધનના સુંદર વિષય બને છે. એટલા માટે કે સેંકડો વર્ષોનું સમાજ જીવન એની સાથે સંકળાતું આવે છે. આવા સંશોધનને પરિણામે સમાજ વિકાસના તબક્કા આપણે માંડી શકીએ.

ભાઈશ્રી મોહનપુરી અત્યારે 'વાછરા ડાડા' ઉપર કામ કરી રહ્યા છે. એમણે વાછરા ઉપર કેટલુંક સંશોધન કર્યું છે ને બીજું કરી રહ્યા છે. વાછરાની સાથે અનેક વાતો સંકળાઈ ગઈ, સોલંકી વત્સરાજની વાત છેવટ પ્રતિષ્ઠિત બની ગઈ, એ વત્સ-વાછરો સંભવ છે કે પુરાણોમાંથી પણ નીકળી આવે. પરંતુ વિધામાં તો આ વત્સનું સ્થાપન પૂજન થાય જ છે, અને કદાચ સિંધુ સંસ્કૃતિ સુધી આ વત્સનાં મૂળ મળી આવે તો ના નહિ. કારણ કે ત્યાંય વત્સ બળદની (એકલશૃંગિ) પૂજા હતી જ. પહેલાં ગાયના વત્સ (વાછરો)ની પૂજન-યજ્ઞ થતાં. ત્યારબાદ ઘોડીના વત્સ (વછેરો)ની પૂજા-યજ્ઞ થતાં આપણને . વિવિધ શાસ્ત્રોમાંથી મળી આવે છે. આવા પ્રાણીપૂજામાંથી પણ અનેક કથાઓ સર્જાઈ છે અને પછી માનવ સ્વરૂપ અપાયાં છે. ત્યારે રોઝની પાછળ પણ આવું કોઈ ધાર્મિક કારણ નહિ હોય ? રોઝની પૂજા આપણને ભલે અત્યારે ન મળે, પણ આપણાં ભજનોમાં એનો સ્પષ્ટ નિર્દેશ છે :

અવર રોઝાંને દો દો શીંગાં
સાયબાને એકલશીંગ
એ રે એંધાણે સાયબો આવશે.

અહીં રોઝના રૂપે ભગવાન આવશે એવો નિર્દેશ રહેલો છે. એટલે કે કોઈક કાળે રોઝની પૂજા પણ થતી હોય. એવા જ કોઈ કારણસર રોઝનો શિકાર ન થવા દેવાતો હોય, અને એ માટે પ્રાણાર્પણ થયેલાં હોય. અથવા રોઝમાં ગાયનું સ્વરૂપ નિહાળ્યું હોય. જો કે રોઝની એક જાતને 'નીલગાય' તો કહે જ છે. પણ રોઝને ન મારવા દેવા પાછળ કાંઈક ધાર્મિક કારણ હોવાનો સંભવ વધારે લાગે છે. કોઈ પ્રાચીનકથામાંથી એનો ઉદ્ભવ થયો હોય. પછી કાળક્રમે એ રૂઢિ બદલાતી ગઈ હોય. નહિ તો ઠેક ઠેકાણે રોઝની પાછળ સતી થવાના બનાવોને આટલું મહત્ત્વ ન મળ્યું હોત, પણ છે સંશોધનનો રસિક વિષય.

—સંપાદક

# ઈસરદાસજી અને અન્ય કવિઓ

સુ. શ્રી. જયમલભાઈ

'ઊર્મિ' મે, ૭૨ના અંકમાં શ્રી કેસરદાનજી રોહડિયા અને શ્રી. મહેશદાનજી મિશણના પત્રો આ વિભાગમાં વાંચ્યા. આ રીતે તેમણે બન્નેએ 'શોધ-યાત્રા'માં રસ લઈ જે દાદ આપી તે માટે હું તેમનો

આભારી છું. આને હું મારું સૌભાગ્ય સમજું છું.

શ્રી કેસરદાનજી અમારા જ કુળના છે. અને એ સંબંધે મારે મન પૂજ્ય વડિલ જ છે. વળી વિદ્વાન અને જૂની વાતોના જાણકાર હોવાથી મારે માટે તો પૂછવા ઠેકાણું છે. એમને ચરણે બેસી મેં ઘણું મેળવ્યું છે. મારી ઘણી શંકાઓનું સમાધાન કરીને ઘણા કોયડા એમણે જ ઉકેલી આપ્યા છે. તો શ્રી મહેશદાન સ્વયં ડિંગળીના વિદ્વાન છે.

ઈસરદાસજીના વિષે આ અગાઉ 'ઊર્મિ'માં 'શોધયાત્રા' (ત્યારે 'પરકમ્મા') વિભાગમાં વિસ્તારથી લખ્યું છે. એમાં જ મેં મારા વડિલ શ્રી કેસરદાનજીએ શંકા ઉઠાવેલ પ્રસંગો આધાર સાથે આપેલ છે.

વીરવદરકા ગામ રાવ ભારમલ્લે આપ્યાની હકીકત પર શ્રી કેસરદાનજી શંકા વ્યક્ત કરે છે, પણ એ વાત સાવ નિરાધાર નથી. જ્યારે હું ચારણી સાહિત્ય સંશોધન અર્થે હજનાળી અને વીરવદરકા ગયેલો ત્યારે એ બન્ને ગામના આગેવાનો સર્વશ્રી. આવડદાન રોહડિયા, શ્રી ભગવતદાન રોહડિયા, શ્રી શ્રી શંકરદાનજી રોહડિયા, શ્રી કરણીદાનજી રોહડિયા. અને ધુનાના ગામના વયોવૃદ્ધ શ્રી રવાભાઈ રોહડિયા એ સર્વનું કહેવું એ છે કે રાવ ભારમલ્લે વીરવદરકા અને હજનાળી ગામ ઈસરદાસજીને આપેલાં. અમારી વંશાવળી રાખનાર મોરઝરના રાવળ હમીરદેવનો ચોપડો પણ આ જ વાતને પુષ્ટિ આપે છે. જે મેં વીરવદરકામાં જ રાવળ પાસેથી જોયેલો. નીચેનો દુહો પણ હજનાળી વીરવદરકામાંથી પ્રમાણ રૂપે મળેલો।

વીરાણુ સાશણ વડું, હજનાળી હદ રૂપ
સાશણ દોનો સમર્પિયાં, કચ્છપત ભારાભૂપ.

ઈસરદાસજીનાં પુત્રીએ વીરવદરકામાં મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ પણ રાવળ હમીર દેવને ચોપડે છે. જે મંદિરના પાયા અને ખંડેરો અને વીરવદરકામાં બતાવવામાં આવેલ, જે ગામથી ઉત્તર બાજુ છે. ત્યાં જ ઈસરદાસજીનાં પત્ની સતી થયેલાં. એ મંદિર સારી પેઠે વિશાળ હોય તેમ લાગે છે. અત્યારે ઊભેલી નાનકડી દેરીની હું વાત કરતો નથી.

'હરિરસ–દેવીયાણ'ના રચના સ્થળ વિષે હું મારા વડિલ શ્રી કેસરદાનજીના કથન સાથે સહમત છું, ઈસરદાસજીના પાર્થિવ દેહને–શબને મરણોત્તર જળસમાધિ અપાયેલી એ વાત પણ મને માન્ય છે. સંભવે છે મૂળ દુહામાં 'ભવસાગર' શબ્દ હશે, પણ કોઈ ચમત્કાર પ્રેમીએ એનું 'મહાસાગર' કરી નાખીને ઈસરદાસજીના ચમત્કારપૂર્ણ જીવનમાં એક વધુ ચમત્કાર જોડવાનો સંતોષ લીધો હશે.

ઈસરદાસજી જામરાવળની હયાતી સુધી જામનગર–સચાણા રહેલા એ માન્ય છે. પણ જામ રાવળના અવસાન પછી વિભોજામ અભ્યાયથી ગાદીએ આવતાં, ઈસરદાસજી નારાજ થઈને જામનગરની હદ તજીને વીરવદરકા આવતા રહેલા. શેષ જીવન ત્યાં જ વીતાવેલ.

ઈસરદાસજીનાં પુત્રીનું વીરવદરકામાં મંદિર બંધાવવું, તેમનાં પત્નીનું ત્યાં સતી થવું, ઈસરદાસજીનાં ચરણો અને નિવાસસ્થાનનાં ખંડેરોનું હોવું એ બધું એ પ્રમાણિત કરે છે કે જામરાવળના અવસાન પછી ઈસરદાસજી વીરવદરકા જ રહેલા.

એટલે એ શક્ય છે કે ઈસરદાસજી વીરવદરકામાં જ સંવત ૧૬૨૨ના ચૈત્ર સુદ ૯ ને દિવસે અવસાન પામ્યા હોય, અને પોતાના પાર્થિવ દેહને સચાણાના સમુદ્રમાં જળસમાધિ આપવામાં આવે તેવી અંતિમ ઈચ્છા વ્યક્ત કરી હોય. એ જમાનામાં વીરવદરકાથી સચાણા જતાં સહેજે બે ત્રણ દિવસો લાગે જ. એટલે ઈસરદાસજીના દેહને સચાણે લઈ જઈને જળસમાધિ આપી હોય. અગાઉથી નક્કી કર્યા પ્રમાણે જળસમાધિ આપવાના દિવસે આઈમા સખબાઈ સતી થયાં હોય, એથી ઈસરદાસજીના અવસાન દિવસ અને સખબાઈના સતી થવાના દિવસ વચ્ચે સ્વભાવિક રીતે જ ત્રણ દિવસનો ગાળો રહે.

ઈસરાણી કુળના વયોવૃદ્ધ આગેવાન શ્રી રવાભાઈ રોહડિયા પણ ઈસરદાસજી અંતિમ દિવસોમાં વીરવદરકા વસેલા તેમ કહે છે.

હસ્તપ્રતો વિષેની ટકોર સમજું છું. પણ [ અનુ૦ પૃ૦ ૨૦

# 'તળાજાની ટોપી, મામનભાભા ચકમો'

ડૉ. હરિભાઈ ગૌદાની

મારા ગામને છેવાડે ખૂણે ઉપરકોટના મહો-લ્લામાં મામન ભાભા નામે એક મેમણ રહેતા હતા. મારા રહેણાક ઘરની પછવાડે જ ઉપરકોટનો મહોલ્લો આવેલ હોવાથી વહેલી સવારમાં ઘાણી ઉપર બેસી ગાતા મામનભાભાના મીઠા કંઠમાથી છૂટતા પ્રભાતિયાના સૂર સંભળાતા.

એક સાંજે હું બે પાલી તલ લઈને મામન ભાભાની ઘાણીએ તેલ કઢાવવા ગયો. સદાય આનં-દમાં રહેતા મામન ભાભા આજ થોડા ઉદાસ દેખાયા. મેં ઉદાસીનતાનું કારણ પૂછ્યું. એટલે મામન ભાભાએ કહ્યું કે "ભાઈ ઈ વાત કરવા જેવી નથી."

"ભાભા, આટલા વર્ષના સબંધ પછી પણ તમે મને પારકો ગણો ?"

"ભાઈ, એમાં મારા પારકાની વાત નથી. પણ મારા રૂદયાને ઊંડે ખૂણે સંઘરેલી ઈ વાત કોઈને કે'વાનું મન થાતું નથ."

"ભાભા, કોઈ દુઃખના પ્રસંગની વાત મનમાં સંઘરી રાખવાથી મન મૂંઝાય, એના કરતાં તમે ઈ વાત મારા જેવાને કરો તો તમારૂં મન મોકળું થાહે."

ભાઈ, તારો બહુ આગ્રહ છે એટલે હું ઈ વાત કહું છું. આજથી ચાળીસ વરસ પે'લા મારી જુવાની મને કે'તી'તી કે 'તું' હવે ઘરવાળીને બોલાવ. પણ ઘરમાં બીજું કોઈ આડિયું ઊભિયું નો'તું, એટલે મારે સાસરે જઈ મારી ઘરવાળીને આણુ મોક-લવાની વાત કોણ કરે ? અલ્લાને આશરે મારા સાસરાના આણાના કાગળની વાટ જોયા કરતો 'તો. એવામાં એક દી મારે સાસરેથી કાગળ આવ્યો. ઈ કાગળમાં મારે સાસરે મને સરતાનપર ખજૂર ખાવા તેડાવ્યો હતો.

મારા સાસરાને ખજૂરનો મોટો હતો. ગોહિલ-વાડના તળાજા શહેરની દખાણાદી દસ્યે બે ગાઉ દૂર આવેલ સરતાનપર બંદર ઉપર મારા સાસરાની પેઢી હતી. બસરાથી આવતાં ખજૂરનાં વા'ણ મારા સાસરા એક જથ્થે ખરીદી લેતા. પછી બારે મહીના ખજૂ-રનો જથ્થાબંધ વેપાર કરતા.

એક તો જુવાનીનું જોમ, બીજું સાસરાનું ખજૂર ખાવાનું તેડું અને ત્રીજી પરણેતરને મળવાની આશા, એમ ત્રેવડા કારણસર હું તુરત જ સરતાનપર જવા નીકળ્યો.

પેલી રાત મહુવાની ધરમશાળામાં ગાળી હું બીજે દી તળાજા જવા નીકળ્યો, ત્યારે માર્ગમાં એક કાપડના ફેરિયાનો ભેટો થયો. ઈ ફેરિયાને પણ તળાજા જાવું હતું. એટલે અમે વાતું કરતા કરતા સમી સાંજે તળાજા પોગ્યા. અને ગામ બહાર આવેલ ધરમશાળામાં રાત, રોકાણા.

ખાવા-પીવાનું પતાવી હું ફેરિયા સાથે વાતે વળગ્યો. વાત કરતાં કરતાં એણે કહ્યું કે "હું ઘણા વરસથી કાપડ વેચવાનો ધંધો કરું છું. ક્યારેક સારી જાતનું જૂનું કાપડ મળી જાય તો એવું કાપડ પણ વેચું છું. પરમ દી હું મહુવાની ધરમશાળામાં રાત રોકાણો ત્યારે દાઠા ગામ તરફથી આવેલ એક ફેરિયા પાસેથી મેં નવો નકોર કાશ્મીરી ચકનો (શાલ) અને ઝરી ભરેલ લીલા મખમલની ટોપી ખરીદી છે. ઈ બેય વસ્તુ તમને બતાવું, ધ્યાનમાં આવે તો મૂલવીને લઈ લેજો.

મેં હા પાડી, એટલે ફેરિયાએ પતરાની પેટીમાંથી મખમલની ઝરી ભરેલી ટોપી અને ચકમો કાઢયાં. બને વસ્તુઓ મારા ધ્યાનમાં આવી ગઈ એટલે ફેરિયાને વીસ રુપિયા રોકડા ગણી આપી મેં ટોપી અને ચકમો ખરીદી લીવાં.

બીજી સવારે બગલાની પાંખ જેવી ધોળી સુરવાળ ઉપર ધોળો ઝભ્ભો માથે ઝરી ભરેલ ટોપી અને ખંભે કાસમીરી ચકમો નાખી હું તળાજાની

ઊભી બજારે નીકળ્યો ત્યારે ગામલોકો મારી સામે એક નજરે જોઈ રહ્યાં.

સૂરજ મા'રાજ માંડ નાડા'વા ચડયો ત્યાં તો હું સરતાનપર પોગી ગ્યો. અને હાસમ શેઠનું નામ પૂછતો મારા સાસરાની પેઢીએ પૂગ્યો.

મારા સાસરાએ મને કોઈ વેપારી માની ગાદી ઉપર બેસાડયો. બીજા વેપારીઓ સાથેનું કામ-કાજ પતાવી મારા સાસરા મારી પાસે આવ્યા અને મને કહેવા લાગ્યા કે:"શેઠ તમારે કઈ જાતનો ખજૂર જોઈએ છીએ?"

"મેં કહ્યું કે હું ખજૂર ખરીદવા આવ્યો નથી, હું તો તમારો બોલાવ્યો ખજૂર ખાવા આવ્યો છું."

મારા શબ્દો સાંભળી મારા સાસરા મને ભેટી પડયા અને તેને ઘેર લઈ ગયા. ફળિયામાં પૂગતાં જ એણે હાક મારી કે: "મરીયમની મા! ઘરમાંથી બહાર આવો. કુંડાશથી આપણા જમાઈ મામન આવ્યા છે."

મારું નામ સાંભળતા જ મારી સાસુ ઉતાવળે પગલે ઘર બાર નીકળ્યાં અને મારાં દુઃખણાં લીધાં. પછી તો આખું ઘર મારી સરભરામાં પડી ગયું.

જમી પરવારીને હું મારા સાસરા સાથે વાતુંએ વળગ્યો. ઘણી ઘણી વાતું થઈ, પણ મારા સસરાએ એની દીકરી સબંધી કે આણા સબંધી એક શબ્દ પણ ઉચાર્યો નહીં.

મારા સાસરાના ભાઈભાઈ આડોશીપાડોશી અને નાતાદારને ત્યાં મહેમાનગતી માણતા ત્રણ દિવસ નીકળી ગ્યા. ચોથે દી મેં મારે ઘેર જવાની રજા માગી પણ મારા સાસરાએ મને બે દી વધુ રોકાવા આગ્રહ કર્યો.

ચોથા દિવસની સાંજે બંદર ઉપર આંટો મારી વાળુ કરી હું મેડી ઉપર ગયો અને થોડીવારમાં જ ઊંઘી ગયો. મોટે ભળકડે (વહેલી સવારે) કોઈના મીઠા ગીતના ગુંજારવથી મારી નીંદર ઊડી ગઈ. ગાનારીના સરવા કંઠમાંથી કાનુડાની મોરલીની જેમ એકધારું ગીત ગવાયે જતું હતું. ઈ ગીત કઈ બાજુ ગવાતું હશે તે જાણવા મેં ચારે દિશામાં કાન માંડી જોયા પણ ગીતની દિશા સંધાણી નહિ. કયાંથી સંધાય? ગીતનો હું જે મેડી ઉપર સૂતો 'તો ઈ મેડીના નીચલા ઓરડામાં ગવાતું હતું:

**દરિયે નગારાં વાગીયાં રે**
**આવ્યા નાહોલીયાના વા'ણ**
**વ'ાણે થી નાહોલીયો ઊતર્યો રે**
**લાવ્યો ચૂડીઓની જોડ.**

ગીત ગવાતું બંધ થયું પણ ગીતનો ગુંજારવ ઘણીવાર સુધી મારા કાનમાં ગુંજ્યા કર્યો. પછી ગીતની બીજી કડી શરૂ થઈ ત્યારે મને ખ્યાલ આવ્યો કે ગીત તો નીચલા ઓરડામાંથી જ ગવાય છે. એ ખ્યાલ આવતાં જ મારૂ મન ચકડોળે ચડયું. ચકડોળે ચડેલ ચિત્તે કહ્યું કે ઈ ગાવા વાળી મારી ઘરવાળી હોય તો બેડો પાર થઈ જાય.

પાંચમે દિવસે બુધવાર હતો, એટલે મારે પરાણે રોકાવું પડયું. એ રાત્રે વાળુ કરી હું મેડી ઉપર પાથરેલ તળાઈ ઉપર આડો પડયો. મેડીને ખૂણે મૂકેલ હરિકેન (ફાનસ) ની વાટ ઝાંખી કરી હું ડાગાનીંદરમાં સૂતો'તો, તેવામાં દાદરાનાં પગથિયાં ખખડયાં, મેં આંખો ચોળી દાદરા તરફ નજર કરી. એટલામાં તો સોનેરી કોરવાળી પીળા રંગની ઓઢણી, લીલી અટલસની પેસવાજ અને ગુલાબી અટલસની ઈજાર પહેરી જમીન સામી નજર માંડી એક યુવતી શરમાતી શરમાતી મારી તરફ આવવા લાગી. ફાનસના ઝાંખા અજવાળામાં એને જોઇને મને લાગ્યું કે લીલી ઝાંયવાળા બસરાઈ મોતીને કોઈએ સોનાની વીંટીમાં મઢી લીધું છે. એનું ગુલાબી મુખડું પીળા ઓઢણી વચ્ચે શરમાઈને લાલચોળ બની ગયું હતું.

મોડી રાત, એકાંત, પારકું ઘર, એવે સમયે અજાણી યુવતીના અણધાર્યા આગમનથી ઘડીભર મારી છાતીના ધબકારા વધી ગયા. એને કેમ

બોલાવવી, કેમ આદર આપવો ઈ વાતની મને ગતાગમ રહી નહિ.

મારી મૂંઝવણ હળવી કરતાં એ યુવતીએ કહ્યું કે: "શેઠ! ગભરાવ મા, હું ઘણા દિવસથી તમારી વાટ જોઈ રહી હતી. તમે આવ્યા છતાં તમને મળવાનો મોકો મળતો નહોતો. આજ મોકો મળી ગયો એટલે મેડીએ આવી ચડી."

હું મારા બાળપણની પરણેતરને ઓળખી ગયો. પછી અમે બેય વાતે વળગ્યાં. અદમ-ગદમની વાતો કરતાં કરતાં મોડું ભળકડું થવા આવ્યું. ત્યારે એણે નીચે જવા પગ ઉપાડયા. એ વખતે મેં એને કહ્યું કે: "મરિયમ, તારા બાપને ઘેર લક્ષ્મીની છોળો ઊડે છે, તને મારા ગરીબને ઘેર શી રીતે ફાવશે?"

એણે કહ્યું કે: "ગરીબી-અમીરી એ તો સ્વાર્થી મનુષ્યોએ ઊભા કરેલા ભેદ છે. માણસને જીવવા માટે જોઈ જોઈને શું જોઈએ? રોજ શેર-સવાશેર ધાન, બાર મહિને વીસ પચીસ હાથ કાપડ અને રહેવાને ઘર મળે તો માણસને બીજી કઈ ચીજનો ખપ પડે?"

એની નમ્ર વાણીથી હું એનો ભકત બની ગયો. પછી એ ધીરે રહીને દાદર તરફ ગઈ. આભ-માંથી ઊતરીને વીજળી જમીનમાં સમાઈ જાય એમ મરિયમ દાદર ઊતરી નીચલા ઓરડામાં સમાઈ ગઈ.

બીજી સવારે શીરામણ કરી મેં ઘેર જવાની તૈયારી કરી. મારી સાસુએ મારા ખડિયામાં ભાતાનો ડબરો મૂકી દીધો. પછી હું મેડીએથી ઊતરી ફળિ-યામાં ગયો. અને આગળ વધતાં પાછું વળી જોયું. મારી નજર મરિયમને ગોતતી'તી પણ નફફટ દીવાલ પારદર્શક બની નહિ એટલે હું મારા મનમાં વસેલને જોયા વિના ફળિયા બહાર નીકળ્યો.

મારા સસરા મને ગામના ઝાંપા સુધી વળા-વવા આવ્યા. પછી હું દિલ સરતાનપરમાં મૂકી આપણા ગામ તરફ ચાલી નીકળ્યો.

તળાજાની ધરમશાળામાં બપોરા ગાળી હું રોંઢે દીએ દાઠા ગામની ઊભી બજારે નીકળ્યો. ગામના ચોકમાં આવેલ પોલીસ થાણું વટાવી હું માંડ વીસ ડગલાં ચાલ્યો હઈશ ત્યાં થાણાને ઓટલે ઊભેલ એક પોલીસ-વાળાએ મને ટપારીને કહ્યું કે: "જુવાન! ઓરો આવ." હું પાછો ફર્યો એટલે પોલીસવાળાએ કહ્યું: "તેં પે'રેલ ટોપીને ચકમો કયાંથી લીધાં?"

મેં કહ્યું, "જમાદાર, તમે કહો છો ઈ બેય વાના મેં એક ફેરિયા પાસેથી વેચાતાં લીધાં છે."

"તેં ગમે ત્યાંથી વેચાતાં લીધાં હોય પણ એ બેય વાના આ ગામના ગરાસિયા રાજભાનાં છે."

હું કાંઈ જવાબ આપું તે પહેલાં પોલીસ-વાળાએ સામા ગઢમાંથી રાજભાને હાક મારી. રાજભા આવ્યા એટલે તેણે ચાર દિવસ પહેલાં ચોરાયેલ પોતાના કપડાંની નિશાની બતાવી, ઓળખી કાઢ્યાં.

કપડાંની ઓળખ થતાં જ જમાદારે મને એક લાફો મારી ચોરીના કપડાં રાખવા બદલ થાણાની કાચી જેલની કોટડીમાં પૂરી દીધો. કોટડીના જાળિ-યામાં ઊભા ઊભા મેં જમાદારને વીનવીને કહ્યું કે: "ટોપી ને ચકમાની મેં ચોરી નથી કરી, મેં તો ફેરિયા પાસેથી વેચાતાં લીધાં છે. એ ચોરીનો માલ હશે ઈ હું કયાંથી જાણું?"

જમાદારે મારી વીનવણીનો કાંઈ જવાબ આપ્યો નહિ. બે દી પછી દાઠા એજન્સીની કોરટમાં મારો કેસ ચાલ્યો અને ચોરીનો માલ રાખવા બદલ મને એક માસની કાચી જેલની સજા થઈ.

મેં જેલમાં બેઠાં બેઠાં મરિયમ ઉપર કાગળ લખ્યો. ઈ કાગળમાં મેં મારી વિતક કથા લખી.

મારું કવર મરિયમને બદલે મારી સાસુના હાથમાં ગયું એટલે તેણે કવર ફોડી બીજા પાસે વંચાવ્યું.

મને જેલ થયાની વાત સાંભળી મારી સાસુએ મારા સાસરાને બોલાવ્યા અને મેં લખેલ કાગળ વંચાવ્યો.

મારે સાસરે કાગળ વાંચી લીધો એટલે મારી સાસુએ કહ્યું કે: "બામન આપણે ઘેર આવ્યો

ત્યારે કેવો ફૂલ ફટાકિયો થઈને આવ્યો હતો ? હવે જાણ્યું ને કે ઈ ચોરીને લૂગડે ફૂલ ફટાકિયો થયો હતો ? એક તો એના ઘરમાં ખાવા ધાન નથી, બીજું કોઈ આડિયું ઊભિયું નથી, અને ત્રીજું ચોરીનો માલ લેતાં શીખ્યો છે. એવા કુલખણા જમાઈને ઘેર હું મારી મરિયમને નહિ મોકલું. મામન જેલમાંથી છૂટે એટલે તેને એની પાસે તલ્લાક (છૂટાછેડા) લેવરાવી દેજો."

મરિયમને તલ્લાક લેવાની છે ઈ વાતની મેમણની નાતમાં જાણ થતાં બે ત્રણ જુવાનો મરિયમને જોવા આવી ગયા.

મરિયમે કાગળની બધી વાત જાણી લીધી. એણે તલ્લાકની વાત પણ જાણી. એક દિવસ મોકો મળતાં મરિયમે તેની માને કહ્યું કે: "ગમે તેમ થાય પણ હું એક ભવમાં બે ભવ કરવાની નથી."

મરિયમની માએ કહ્યું કે: "ઈ વાતમાં તું શું જાણે ? મારે તને ઈ ચોર ભીખારીને ઘેર મોકલવી નથી."

મરિયમ ઘણું કરગરી પણ એની મા માની નહિ. અંતે હું જેલમાંથી છૂટું કે તરત જ મારી પાસેથી તલ્લાક લેવાનું નક્કી થયું.

હું જેલમાંથી છૂટવાનો હતો તેના બે દિવસ અગાઉ મરિયમે રોજો રાખ્યો, અને રાત્રે રોજો છોડયા વિના એના ખંડમાં જઈ સૂઈ ગઈ.

બીજી સવારે મારી સાસુ મરિયમને જગાડવા ગયાં ત્યારે તેણે ઓરડામાં મરિયમને ભાળી નહીં. પછી એની પથારીમાં તપાસ કરતાં એક ચીઠ્ઠી મળી.

મરિયમની માએ મારા સાસરાને બોલાવ્યા અને તેમને મરિયમે લખેલ ચીઠ્ઠી આપી. ઈ ચીઠ્ઠીમાં લખ્યું હતું:

"મારા પ્યારા અબ્બા તથા અમ્મા,

મને માફ કરજો. મારે એક ભવમાં બે ભવ કરવા નથી. મેં મામનની ચૂંદડી ઓઢી છે. ઈ ચૂંદડી ઓઢીને જ જન્નતનસીન થવાનું નક્કી કર્યું છે. તમને આ ચીઠ્ઠી મળશે તે પહેલાં હું દરિયાના પેટાળમાં ઊતરી ગઈ હોઈશ અને સદાને માટે દરિયા પીરની ગોદમાં પોઢી ગઈ હોઈશ. તમને તમારી ઔલાદ તરફ જરીકે રહમ હોય તો તમે જન્નતનસીન થયાની ખબર મામનને આપજો અને તેને મારું ચાળીસમું કરવાનું કહેવડાવજો.

લી. તમારી બદનસીબ દીકરી
મરિયમના જોહાર.

ચીઠ્ઠી વાંચ્યા પછી મારા સાસરા દશ-પંદર ખારવાઓને લઈને દરિયે ગયા. માછીમારના હોડકાએ બપોર લગી દરિયો ડહોળ્યો. ઘણી શોધખોળને અંતે મરિયમની ચૂંદડીનો ટૂકડો હાથ આવ્યો. ટૂકડો હાથ લાગતાં જ અનુભવી ખારવાએ કહ્યું કે: "મરિયમ મુસવાટ (શાર્ક માછલી)નો ભોગ બની લાગે છે."

પછી એ ચૂંદડીનો ટૂકડો મરિયમની કબર ખોદાવી તેમાં દટાવ્યો.

જેલમાંથી છૂટયા પછી હું કુંડાશ જવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં મારા સાસરા માંગ્તે ઘોડે દાહા આવી પહોંચ્યા. મને જોઈને ઘોડેથી ઊતરી મને બથમાં ઘાલી ધ્રુસકે ધ્રુસકે રોવા માંડયા. થોડી વાર રોયા પછી તેમણે મને મરિયમે લખેલ ચીઠ્ઠી બતાવી. ચીઠ્ઠી વાંચતાં જ હું અર્ધ ગાંડા જેવો થઈ ગયો. મારા સાસરા મને સરતાનપર લઈ ગયા અને મરિયમના ચાળીસમા સુધી મને સરતાનપર રોકી રાખ્યો.

મારા મનના બધા મનોરથને મરિયમની કબરમાં સંઘરી હું કુંડાશ આવ્યો. મેં ગામમાં કોઈને મરિયમના મરણની વાત કરી નહિ. ગામલોકો મને ચોર કહે એ વાતથી ગભરાઈને મેં એ બધી વાત મનમાં સંઘરી રાખી.

છ મહિના પછી સરતાનપરથી ભેરાઈ બંદરે જતાં ખારવાઓ આપણે ગામ આવી ચડયા. એમણે ગામલોકોને મારા જેલવાસની અને મરિયમના કમોતની વાત કરી.

ખારવા પાસેથી વાત સાંભળ્યા પછી ગામના આગેવાનો મારે ઘેર આવ્યા અને મને **દિલાસો** આપ્યો.

પછી ગામલોકો મને મરિયમનું મોત કેમ થયું ? ચોરીનો માલ શા માટે લીધો ? જેલ કેમ પડી ? એવી વાતો પૂછવા લાગ્યા. મારા દિલને ઘા કરી ગયેલ વાતનો વારંવાર જવાબ આપતાં હું કંટાળવા લાગ્યો. પછી તો કોઈ 'તળાજાની ટોપી અને ચકમો' બોલે તો હુ ઈ બોલનારને બે–ચાર સ્વસ્તિ સંભળાવવા માડયો.

ઈ વાતને પંદરેક વરસ નીકળી ગયાં. હુ અકાળ ઘરડો દેખાવા માંડયો. ગામલોકો ખીજવે નહિ એ માટે હું કાં તો ખરે બપોરે અને કાંતો વાળુ ટાણે પાણી ભરવા જવા લાગ્યો. પણ ગામના છોકરાં અને પટેલ વણુની વાત જાણી ગયાં હતાં એટલે હું ગામમાં નીકળું એટલે 'તળાજાની ટોપી મામનભાભા ચકમો' એમ કહી ખીજવવા લાગ્યા.

હરિભાઈ, ત્યાર પછી મેં મધરાતે જળ જંપી જાય ત્યારે પાણી ભરવાનું રાખ્યું છે. છેલ્લા આડત્રીસ વરસથી હું ચોરની જેમ મધરાતે પાણી ભરવા નીકળું છું. એ સિવાય ગામમાં નીકળતો નથી. હવે તો અલ્લાહ મોત આપે તો મારો જનાજો ધોળે દીએ ગામ વચ્ચેથી નીકળે.

મામન ભાભા પાસેથી એની વિતક કથા સાંભળ્યા પછી મેં બીજે દિવસે આખા ગામના જુવાનો અને વડીલોને ધરમશાળામાં ભેગા કર્યા અને તેમને સૌને મામનભાભાની વિતક કથા સંભળાવી. પછી આખું ગામ મામન ભાભાને ઘેર ગયું. જુવાનોએ મામનભાભાને ખભા ઉપર બેસાડી આખા ગામમાં ફેરવ્યા, ત્યાર પછી આખું ગામ મામનભાભાને એક ઓલિયા માની માન આપવા લાગ્યું.

પૂરા પંચોતેર વર્ષ જીવ્યા પછી મામન ભાભા જન્નતનસીન થયા. મહુવા બંદરમાં રહેતા તેમના નાનાભાઈ કાસમનો પુત્ર હાસમ હાલમાં જીવિત છે અને મહુવા બંદરના ઘોડાગાડી ચલાવે છે.

*

પૃષ્ઠ ૧૯૭ થી ચાલુ ]

એ જવાબદારી સૌ. યુનિ. અને ચારણી સાહિત્યના રીડરશ્રીની છે, મારી નહીં.

ઈસરદાસજીના પુત્ર ગોપાલદાસ ભૂચરમોરીના યુદ્ધમાં વીરગતી પામ્યાનો કોઈ આધાર નથી– 'વિભા વિનાસ' પ્રમાણે ગોપાલદાસ યુદ્ધમાથી જીવતા પાછા આવેલા.

એપ્રિલ ૯૨ના 'શોધયાત્રા'ના હપ્તા પર શ્રી મહેશદાને પણ ચર્ચાપત્ર ને ચરિત્ર આપ્યું છે. મોટે ભાગે એપ્રિલ ૯૨ની 'શોધયાત્રા'માં મેં જે કાંઈ લખેલું એનું જ એમાં વિસ્તૃતીકરણ છે. કેવળ દિવ્યાનંદ સ્વામી વિશે નવીન છે. જે હું સ્મૃતિ દોષથી ભૂલી ગયેલો.

પરબતજી મીશણ ઈસરદાસજીના જમાઈ હતા એમ મને મહેશદાનના જ કુટુંબી શ્રી દાદાભાઈ મીસણે (રે. સરી) જ કહેલું. પરબતજી ઇસરદાસના બનેવી હોવાનો શ્રી મહેશદાને કશો આધાર આપ્યો નથી.

મૂળીના રતનજી પરમારે પરબતજીને કીક પસાવ કરેલો તેનાં કાવ્યો મારી પાસે પણ છે. પણ એ તો વીતી ગએલા જમાના પાછળ દોડવાની વાત થઈ. અત્યારે એને સ્મર્યાથી શો લાભ ?

આ જ રીતે સહુ કોઈ 'શોધયાત્રા'માં રસ લેતા થશે તો મને પ્રોત્સાહન મળશે, અને મહેનત સાર્થક થઈ લાગશે. –રતુભાઈ રોહડિયા



# પરિવાર પ્રવૃત્તિ અને મેઘાણી સ્મૃતિ

[ લોકસાહિત્ય પરિવારનું ધારગણી 'મિલન' ]

જયમલ્લ પરમાર

આ રાવણ જેવા રામવાળાની વાટકી જેવડી વાવડી. આ ધારગણી. ભારે ઊંચા ભવ્ય માથેથી નદી ઉપર ઝૂલતા મિનારા જેવું અઢીક હજારની વસ્તી ધરાવતું ગામ. આજે જ્યાં કોઝવે બાંધ્યો છે ત્યાં એક દી ખીણની જેમ ઉપરથી નીચે જતી ઊંડી નેળ હતી.

આ શેલ નદી. એ હો હો હો ભાઈ! અહીંથી થોડેક જ આઘેરેક શિશુ મેઘાણીના કૂણે કાળજે ભંડિયા જેવું ભોંકાયેલું લાખાપાદરનું થાણું આવેલું છે. અને આ શેલને સામે કાંઠે આવ્યું એ ઉદાસી મહારાજના અખાડાવાળું આંબેરણ–આંબાવાડિયું.

સાડા ચાર એકરમાં પથરાયેલા આ ઘેઘુર આંબેરણે આજે નવા અલંકારો સજેલા જોયા. વિ–જોગણ જેવી શેલ અહીં આંબેરણનો નીલા રંગનો સાળુ પરિધાન કરે છે. અને એમાં ક્યાંક ક્યાંક શાખની પાકેલ કેરીની ટીપકિયુંવાળી પીળી ભાત સાથે શ્યામલ મોરલાના ગહેકાટો શેલની ભેખડુંમાં પડછંદા પાડી સજીવતાથી સચરાચરને ભરી દે છે.

## જંગલમાં મંગલ

ઉદાસી મહારાજના અખાડાવાળું આંબાવાડિયું આજે ઉલ્લસિત ગોકળિયું બની ગાજતું હતું. વૈશાખી આંબેરણની ઘેરી નીલપમાં લાલ લાલ ચૂંતીની ચૂમકીઓ લહેરાતી હતી.

> રાણા રાતે ફૂલડે; બાખર નીંઘલિયા;
> સાજન ઘરે સામટે, આણાત ઉઘલિયાં.

સામટા વર લાડડાઓની જાતુંના લાગઠ ઉતારાથી અદકું આંબાવાડિયું આજે આનંદ–ઉત્સાહના હીલોળા લઈ રહ્યું હતું. લોકસાહિત્ય પરિવારનું મિલન અહીં મળી રહ્યું હતું. હજી દસ જ દિવસ પહેલાં ભોરીંગોના રાફડાવાળા આ આંબાવાડિયામાં કચરાના ગંજ ખડકાયેલા હતા. ઉદાસી મહારાજની જગ્યા જેટલી જ હરફર થઇ શકતી, ત્યાં આજે નાનકડું નગર ખડું થઈ ગયેલું.

જ્યાં બધી જ પ્રતિકૂળતા હતી ત્યાં પાણી, વીજળી, ટેલીફોન, માઇક, સો બસો ઢોલિયા અને ચલાળાની મયૂર મંડપ સરવીસનાં સમગ્ર સાધનોથી વિપુલતા હીચકતી હતી.

## ઉત્તમ આયોજન, અનુપમ વ્યવસ્થા

સંયોજકો અને સંચાલકો શ્રી. નાથાભાઈ ચંદારાણા અને શ્રી નંદલાલ જોષી હતા. અતથી ઇતિ સુધીની અનુપમ વ્યવસ્થા અને કલા સુશોભનોના કરવૈયા એ બન્નેના કુટુંબીજનો અને કાયમી સાથીદારોનું વિશાળ મિત્ર મંડળ હતું. શ્રી. ઠાકોરભાઈ, શ્રી. મનજીભાઇ અને એમનું શિક્ષક મિત્ર મંડળ, એટલે જ તો પ્રત્યેક કાર્યમાં સંસ્કારિતાની સુગંધ મહોરતી હતી. શ્રી. પ્રતાપભાઈની અબોલ રચના રૂપ નીતરતી હતી. ભાઈ પી. સી.–પ્રવીણચંદ્ર મગદાણીએ પોતાના ઘરે પ્રસંગ હોય તો પણ જેટલો ઉમળકો ને ઉત્સાહ ન દાખવે એટલા ઉમંગથી પોતાના મયૂર મંડપ સરવીસનાં સાધનોથી આ શેલના આંબેરણને સજ્જ ધજ્જ બનાવીને પડકાર ફેંકેલો કે :

"નથી ત્યાં, નથી ત્યાં, અહીં છે, અહીં છે."

શું ? યજમાનોની માયા ને મહોબ્બત. ધારગણીના શ્રી. રૂખડભાઇ ને ટપુભાઈએ આ સીમ વગડે કોઇ ચીજની કમીના પડવા નહિ દીધેલી. પોતાને ત્યાંથી ન નીકળે તો ગામમાંથી. બસો ત્રણસો મહેમાનોનાં રહેણાકનાં સાધન સમવડનો તૂટો ખૂટો આમ પૂરો પડ્યો. ભોજનની વ્યવસ્થામાં કનુભાઈ ઠક્કર હીરના ધાગાની જેમ પરોવાઇ ગયા હતા.

## ધારગણીનાં આદર આતિથ્ય

અરે નહિ સગા, નહિ સાગવા એવા ધારગણીના વલ્લભ પટેલ મિલનના કામધેનુ બની રહ્યા. ચીજ વસ્તુ, છાશ દૂધ જ નહિ પણ બહેનોના ઉતારા

અને એમની તમામ સગવડ જે રીતે જાળવાઇ એતો સૌરાષ્ટ્રના હાડમા પડેલ આતિથ્યનો ઉમદા સંસ્કાર જ બોલી શકે.

શ્રી. રૂખડભાઇને તો કેટલાક રંગ દેવા? પોતાને આંગણે જ મહોત્સવ મંડાયેલો. યજમાનોમાં અંગભૂત બનેલા. પોતે સુપ્રસિદ્ધ વૈદ્ય છે. પોતાના બાળકને ઝાડા શરૂ થયા. એની વચાળે કળાવા ન દીધું. તા. ૧૩ની સાંજે બાળક પાછું થયું ત્યારે વાતને દાબી રાખી. રખે મિલનના સમારંભને લગીરે આચ આવે આમ દીકરાના મૃત્યુના દુખ-આઘાતને હૈયામાં ભારી રાખીને ઉત્સવને ઉજમાળો રાખ્યો.

આ બધા આદર-આતિથ્ય, આ બધી ખાનદાની, હાડે ઘા નાખીને આવકારા આપવાના ખમીરે અમને સૌને ચલાળા-ધારગણીની રઢિયાળી ધરતી ઉપર ઉતારેલા. પ્રકૃતિની ગોદમાં આવી અંતરની સમૃદ્ધિ પથરાઇ રહેલી. લોક સાહિત્ય કયાં છે? એના નિબંધ-વિવેચનોમાં? એની રજુઆતમા? એની વાતો ગીતોમાં? ના. ત્યારે કયાં છે? અરે અહીં છે, અહીં છે લોકોના જીવનમાં. એમની ખાનદાની અને ખમીરમાં આદર ને આતિથ્યમાં સુખદથી જેમ જાત ઘસીને મહોરાતી સ્વાર્પણની સુગંધમાં.

## મેઘાણીની શૈશવ-ભોમકા

શ્રી નાથાભાઈ અને નંદલાલભાઇ સાથે ફરીને બધું જોયું આંટા મારતાં જ અર્ધો કલાક થાય. નદીમાં ઘાટ ઉપર નાહી શકાય એ માટે પણ બુલ-ડોઝરથી વેકર ખસેડીને દીંચણ સમાણા વહેતિયાણ નિર્મળાં પાણીના હોજ નદીમાં છલકાવેલા. એમાં જ્યારે શ્રી. નાથાભાઇ એ પાણીમાં પગ બોળીને ઊભા રહ્યા ત્યારે શિશુ મેઘાણીની સ્મૃતિ અંતરમાં સળવળી ઊઠી. મેઘાણીભાઈ લખે છે:

"આઘેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ, હરિયાળીના એક વિસ્તીર્ણ કુંડાળાની વચ્ચે, વેરાન સુકા જમીન-ટૂકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય. પછી શેલ નદીના જળ ઘુઘવાટ સંભળાય ઊંટ કે કે ઘોડુ લગભગ ઊંધે માથે થઇને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંટવડ આરામાં (અજે ત્યાં ઢાળ પડતો કોઝવે છે) તો પગ મહા મહેનતે પેંગડામાં રહે, અને કૈંક બળદોને તોડી નાખનારી તેમ જ કૈંક ઊંટિયાઓને લપસાવીને ભાંગી નાખનારી એ શેલ ભયંકર છતાં રમ્ય બાસે ઊતરીને પાણી ખોબે ખોબે પીતા, પગ ઝબોળીને ટાઢો થતો..."

હવે અહીં જ અટકું. મેઘાણીનું શૈશવ જ્યાં વીતેલું, મેઘાણી જ્યાંથી ધરતીનું ધાવણ ધાવ્યા એ જ ધરતી ઉપર લોકસાહિત્યનું અમારૂં મિલન મળી રહ્યું હતું. ફરતી પચ્ચીસ માઈલની ધરતી એ જ મેઘાણીના લોકસાહિત્યનું પારણું બનેલું.

## લોકમિલન બની રહ્યું

દસ દિવસથી આ મિલનના ગોકુળિયાની રચના થઇ રહેલી ફરના પચાસ માઇલ સુધી એની ફોરમું ફેલાઇ રહેલી. વગર કહ્યે વા વાત લઈ જાય મૂળ તો ચલાળામાં મિલન રાખવાની ઇચ્છા. પણ ચલાળામાં પાંચ સાત હજાર માણસનો હલચો થાય. મિલનનો મૂળ હેતુ માર્યો જાય. એ માટે શ્રી. નાથાભાઇ અને શ્રી નંદલાલભાઇએ ચલાળાથી સાત માઈલ દૂરનું આ ધારગણી પસંદ કર્યું, પણ જ્યારે આ બધું જોઇ લીધું ત્યારે પૂછવાની હામ ન ચાલી કે. "હેં ભાઇ! ચલાળા રાખ્યું હોન તો આના કરતાં બીજે શું ફેર પડત?" કારણ કે ચલાળા કરતાં જરાય ઓછા માણસો આવવાની સંભાવના રહી ન હતી.'

પણ ચલાળામાં પ્રકૃતિનું આ પારણુ ન હતું. *અમરેલી, ઉના, રાજુલા, નાગેશ્રી, ડેડાણ, ચલાળા,* ખાંભા, બગસરા અને ગોંડલના સરતાનપર પાસેની નાની સાણથળી સુધીના વિસ્તારમાંથી જ નહિ પણ બોટાદ રાજકોટ અને મહુવા સુધીના વિસ્તારોમાંથી માણસો ઊતરી આવેલા. મધુ સંપર્ક વિભાગમાં લોક 'મિલન'ના ઝિર્પંક તળે ભાઈશ્રી રસિકલાલ ચંદારાણાએ લખ્યું છે તેમ. લોકસાહિત્ય પરિવારનું મિલન 'લોક-મિલન'-બની રહ્યું'. ચલાળામાં ગામના માણસો વધુ આવત. ધારગણીમાં ફરતાં ગામડાંઓના માણસો ઊતરી આવતાં.

### પરિવારનો ભાગ

તા. ૧૨મીની સાંજથી અમે સૌ આંબાવાડિયે ઊતરવા માંડ્યા. શ્રી. નાથાભાઇ, નંદલાલભાઈ, કાનજીભાઈ બારોટ, પી. સી. અને ચલાળાનું બહોળું મિત્ર મંડળ અમારા સૌનું સ્વાગત કરવા ખડે પગે રાહ જોતા હતા.

ત્યાં તો રાજકોટથી શ્રી વિદ્યાબહેન દવે, ઉપેન્દ્રભાઈ ત્રિવેદી ને પુષ્પાબહેન છાયા, હાજીભાઇ અને ટપુ દેગામા, આવી પહોંચ્યા, કચ્છથી સુલેમાનભાઈ ને સુમારભાઈ, અમરેલીથી બાપલભાઈ ગઢવી અને હીંગોળદાન ગઢવી, કેશોદથી કરસન પઢિયાર, જાંબુડાથી લાખાભાઇ ગઢવી, ધુનાના ગામથી દાદુભાઇ ગઢવી, નાની સાણુથળીથી દ. શ્રી. પુંજાવાળા ને નાગેશ્રીથી સુરગભાઈ વરૂ આવ્યા. ત્યાં અમારા પરિવારના પ્રમુખ શ્રી. રતુભાઈ અદાણી શ્રી. કુસુમ બહેન અદાણી ને મંજુબહેન ગાંધી પણ આવી પહોંચ્યા. ભાવનગરથી વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા ને બારાથી અમરદાસજી પણ આવી પહોંચ્યા. મનસુખભાઈ ભટ્ટ અને નટુભાઇ જોષી તો યજમાનના યજમાન ને મહેમાનના મહેમાન હતા.

તા. ૧૩ની સવારે જ એક બેઠક ત્રણ કલાકની કરી લીધી. જેથી ગરમીના દિવસોમાં સાંજે ખેંચવું ન પડે અને રાતના તાઝગી રહે.

સાંજ પડતાં ડૉ. મગનભાઇ અને પિંગળશીભાઇ ગઢવી પણ આવી પહોંચ્યા. એ જ રીતે નાની સાણથળીથી નાનાભાઇ, ભાવનગરથી ઉંપાકાંત દેસાઇ, પ્રવીણાબહેન અને ભૂપેન્દ્ર ત્રિવેદી અને નાગેશ્રીથી દેવાતભાઈ પણ આવી પહોંચ્યા.

### કાર્યક્રમનો હિલોળ

દિવસ આખો પંદર પચ્ચીસ ને પચાસના ઘૂમલે ડાયરા જામ્યા રહેતા. પણ જ્યાં હીંગોળભાઇ બેસતા ત્યાં મોજની જમાવટ રહેતી. દિન બધો વાતુંના ઝકોળા બોલ્યા. સાંજ ઢરવા માંડી. રાત રળિયામણી બની. ત્રણથી ચાર હજાર માણસની હાજરીમાં રાતના સાડા આઠે કાર્યક્રમ શરૂ થયો.

હંમેશ મુજબ નોબત શરણાઇ, વિવિધ તાલે ને વિવિધ ઢંગે ઢોલવાદન, દુહા છંદો, છંદગાન, પછી લોકગીતોના હીલોળ અને છેવટ વાર્તાઓનો રસભર કાર્યક્રમ અપાયો. પિંગળશીભાઇએ તા. ૧૩ની રાતે પોતે જ રચેલા મેઘાણીભાઇના ગીતથી મેઘાણીભાઇને અંજલિ આપી ને લોકસાહિત્યનાં વિવિધ અંગોની પ્રસ્તાર વિસ્તાર કરેલો. હીંગોળભાઇએ આખો દિવસ ડાયરાને આનંદ કરાવેલો. તે રાતનાં કાર્યક્રમના કૃષ્ણના કવિત છ દોથી પૂરું કરેલ. કાર્યક્રમના વિશેષ અંગોમાં ટપુભાઈ દેગામાનું મંજીરા વાદન હતું. વિશિષ્ટ અંગ હતું ઉપેન્દ્રભાઈનું બંસીવાદન. રસતરબોળ બનાવી દીધેલા.

### મંજીરાંવાદનની કલા

મંજીરાં એ ઘન વાદ્ય છે. સામાન્યરીતે મંજીરાં ભજનમાં સાથ–પૂરક સાજ કહેવાય. જો કે મહારાષ્ટ્રમાં તો કાંસિયાં જેવડાં મંજીરાંનો નર્તનમાં ઉપયોગ થાય છે. આપણે ત્યાં પણ રાસનૃત્યમાં અને ભજનમાં મંજીરાં વાદન એ વિશિષ્ટ અંગ બની રહે છે. માધવપુરના મેળામાં મંજીરાનું બેઢું સમૂહનૃત્ય થાય છે. આમ શરીરના અનેક ભાગે મંજીરાં બાંધીને પણ અનેકવિધરીતે વગાડવામાં આવે છે ને નૃત્યનું તાલવાદન બની રહે છે. જેમ પઢારીઓ મંજીરાં નૃત્ય કરે છે તેમ. ત્યારબાદ તો ભાઇઓ અને બહેનોના રાસમાં પણ એનો ઉપયોગ થાય છે.

મંજીરાંમાં ઘન ધાતુનો રણકાર છે. તે તાલપૂરક હજી થઇ શકે, પણ ઊંચા નીચા, મૃદુ, મંજૂલ કે તીવ્ર કોમળ સ્વરો સાથે ગીત ગવાતાં હોય ત્યારે મંજીરાંવાદનનો મેળ બેસાડવામાં સૂક્ષ્મ કલાસૂઝ રહેલી છે, મંજીરાંવાદકે સમજી જ લેવું જોઇએ કે સૂરની ગતિ કેવા પ્રકારની થશે. એ સમજણ સિવાયનું મંજીરાંવાદન સ્વરની લહરીઓને, આંદોલનોને, કંઠના કણુને અને લહક દહકને દબાવી જ દે.

આવી સૂઝ ભાઇ ટપુ દેગામામાં છે. એથી બંધ બેસતા સૂરનાં મંજીરાં પસંદ કરે છે અને એનું કલાત્મક વાદન પણ ગાયકના સ્વરને ન દબાવતાં પૂરક બની રહે તે રીતે થાય છે. મંજીરાં વાદન અંગભંગનું સુંદર સાધન છે. ભાઈ ટપુ દેગામા અંગાભિનય સાથે મંજીરાં વાદન કરે છે ત્યારે પ્રેક્ષકોને શ્રોતાઓનું મન હરી લે છે.

રાતના અઢી ત્રણે કાર્યક્રમ પૂરો થયો. નીંદર માટે કેટલાંક માણસોને આંબાવાડિયાએ સમાવી લીધાં, બાકીના પોત પોતાને પથે પડ્યાં. કોઇ મોટરોમાં, કોઇ ટ્રકોમાં, કોઈ ગાડાંમાં તો બાકીના પગપાળા.

## ઉત્કર્ષની આગે-વિચારણા

તા ૧૪ની સવારે લોકસાહિત્ય પરિવારની પ્રવૃત્તિ માટેની ચર્ચા વિચારણાની બેઠક મળી તે બપોર સુધી ચાલી. દરમિયાન આંબાવાડિયામાં લોકોનાં ઝુમખાં ડાયરા જમાવતા જ રહ્યા. બપોરના બે ઘડી કોઇએ આરામ લીધો, કોઇએ ન લીધો ને ઓનાઓ ગામ ગામડેથી ઠલવાવા માંડ્યા. તે દિવસે રાતના કાર્યક્રમમાં પાંચ સાત હજાર માણસોએ ભાગ લીધો હશે. આગલા દિવસના કાર્યક્રમ કરતાં તા. ૧૪ના કાર્યક્રમમાં કથાનો ઉમેરો થયેલો. અનહદ આનંદ સાથે રાતના અઢી વાગ્યે સમારંભ સમાપ્ત થયો.

લોકસાહિત્યનાં વિવિધ અંગોના ઉત્કર્ષ અને પ્રસ્તાર વિસ્તાર માટે દરેક બેઠકે ચર્ચા વિચારણા ચાલતી જ હોય છે. એમાં અમારી ઉપાસનાને અવરોધે એવી પ્રવૃત્તિઓ શરૂ ન કરવા વિચારેલું. પણ જેમ જેમ સાધન ઊભું થતું જાય, વ્યવસ્થા ઊભી થતી જાય તેમ ધીરે ધીરે પ્રવૃત્તિઓનો વિકાસ કરતા જવાનું વિચારેલું.

આઠેક માસ પહેલાં લોકસહિત્ય અંગેના પુસ્તક પ્રકાશનનો વિચાર કરેલો. સભ્યોમાં ઘણા કવિ લેખકો છે એમાંથી શ્રી. દાદુભાઇ પ્ર. ગઢવીનાં ગીતોનો સંગ્રહ બહાર પાડવા નક્કી કરેલું. તે મુજબ જાન્યુઆરીમાં એમના ગીતસંગ્રહ 'ટેરવાં'નું પ્રથમ પ્રકાશન થયું એક હજારમાંથી છેલ્લી ૩૦૦ નકલો પાંચમે મહિને બાકી રહેલી તે ધારણી મિલનમાં વેચાઇ ગઈ. સંભાવિત ગૃહસ્થોએ ૨૫-૫૦ના જથ્થામાં પણ ખરીદી લીધેલી.

## મેઘાણીસ્મૃતિનું આયોજન

આમ લોકસાહિત્યની ઉપાસના અને કલાત્મક રજુઆત ઉપરાંત પ્રકાશન પ્રવૃત્તિ પણ શરૂ કરી દાધેલી. ૧૯૭૧નાં નવેમ્બર માસમાં વિચારેલું કે '૭૨ના ઓગસ્ટ માસમાં મેઘાણીભાઇની ૭૫મી જયંતી આવે છે. એની સ્મૃતિરૂપે મેઘાણીભાઇનાં સંસ્મરણોની લેખમાળા શરૂ કરવી. એના અનુસંધાને ડિસેમ્બર ૧૯૭૧ના 'ઊર્મિનવરચના'ના અંકથી મેઘાણીભાઈનાં સંસ્મરણોની લેખમાળા શરૂ કરી છે જેનો સાતમો લેખ આ જૂન અંકમાં પ્રગટ થયો છે.

મેઘાણીભાઇને ભવ્ય અંજલિ તો અપાઇ જ્યારે શ્રી રતુભાઇએ જૂનાગઢ ગુજરાત સાહિત્ય પરિષદમાં લોકસાહિત્યનો કાર્યક્રમ પ્રેમપૂર્વક રખાવ્યો ને પરિણામે ૬૫ વરસે ગુજરાત સાહિત્ય પરિષદે લોકસાહિત્યને આવકારતો ઠરાવ કર્યો ત્યારે. જેને માટે મેઘાણીભાઇ જીવનભર વકીલ થઇને ઝૂમેલા. ઠરાવ થયો, વધાવાયો, ત્યારે અમે ત્યાં જ મેઘાણીભાઇને અંજલિ આપેલી કે આજે એમનો આત્મા અંતરિક્ષમાંથી આશીર્વાદના ઓઘ વરસાવતો હશે.

## એ ખોટ અધુરી રહેલી

દૈનિક 'ફૂલછાબે' એના સુવર્ણ જયંતી પ્રસંગે સ્વ. અમૃતલાલ શેઠની પત્રકારત્વની ચેર માટે સૌ યુનિ.ને એક લાખ રૂપિયા આપવાની જાહેરાત કરી, ત્યારે જ થયેલું કે બીજા એક લાખ રૂપિયા સ્વ. મેઘાણીભાઇને નામે લોકસાહિત્યની ચેર માટે અપાયા હોત તો ફૂલછાબની સુવર્ણજયંતી વધુ સાર્થક થાત. જેના મૂળમાં અમૃતલાલ શેઠ પણ 'ફૂલછાબ'નું પત્રકારિત્વનું નવવિધાન મેઘાણીભાઇને અને લોકસાહિત્યની એમની ભૂમિકાને જ આભારી હતું. પણ જે થવું જોઇએ તે ન થયું. વળી સૌરાષ્ટ્ર યુનિ. લોકસાહિત્યના સર્ટીફીકેટ કોર્સનો ઠરાવ કરીને જ બેસી રહી છે. ચારણી સાહિત્યની ત્યાં કોઈ સમજદારી ન હોવાથી પાણીના મૂલે એકઠું કરવાયેલું ચારણી સાહિત્ય ચારણોના પટારાને બદલે યુનિની આલમારીઓમાં નિસાસા નાખતું તરફડી રહ્યું છે. ચારણોને નામે જ ચારણો નીચોવાઇ રહ્યા છે.

## મેઘાણી ચેર માટે સવા લાખ

સૌરાષ્ટ્રના વિશિષ્ટ સાહિત્ય અને કલા પ્રત્યેની આવી ઉદાસીનતા–આવા ફેરથી પરિવાર ખળભળી ઊઠેલો. કેટલાક સભ્યોએ એ માટે અરિાલનો જગત-

વાની ઉતાવળ પણ કરેલી. પણ સંસ્કૃતિના ક્ષેત્ર એ શોપારપઃ ન બને એથી શ્રી. રતુભાઈ અદાણીના પ્રમુખપદે ધારગણી મિલનમાં એનો વિશદ વિચાર થયો અને પરિવારે જ સવાથી દોઢ લાખ રૂપિયા ઊભા કરી, અથવા એટલા રૂપિયા ઊભા કરાવી સૌરાષ્ટ્ર યુનિ.માં મેઘાણી ચેર ઊભી કરવા ઠરાવ્યું.

## ચોટીલા-બગસરામાં સંમેલનો

ઓગષ્ટ માસમાં મેઘાણીભાઈની ૭૫મી જયંતી આવે છે. એ દિવસોમાં એમને યોગ્ય અંજલિ આપવા એમના જન્મસ્થળ ચોટીલામાં અને એમના વતન બગસરામાં લોકસાહિત્ય સંમેલનો યોજવા નક્કી કર્યું છે.

## લોકસાહિત્ય વિદ્યાલયની વિચારણા

પરિવારે લોકસાહિત્યના ઉત્કર્ષ માટે લોક-સાહિત્ય વિદ્યાલયની પુનઃસ્થાપના કરવાનું પણ વિચારાયું હતું. કારણ કે ગુરુ પરંપરા રહી નથી. કંઠોપકંઠ સાહિત્યનો વારસો ઊતરતો આવતો તે યુગના ઝડપી પરિવર્તનને કારણે શક્ય રહ્યું નથી. એટલે લોક-વિદ્યાનો વારસો જળવાઈ રહે એ માટે પદ્ધતિસરનું શિક્ષણ જરૂરી છે. જો સૌરાષ્ટ્ર યુનિ. આ સંબંધમાં આગળ વધી શકે તેમ ન હોય તો અન્ય સાધનો દ્વારા લોકસાહિત્યના શિક્ષણની વ્યવસ્થા ઊભી કરવા ગંભીર રીતે વિચારાયું હતું.

## લોકસાહિત્યનું પ્રકાશન

એ પછી નવી વ્યવસ્થા અને સંજોગો ઊભા થતા જતાં લોકસાહિત્યના સંગ્રહ અને સંશોધનનું કાર્ય પણ હાથ ધરી શકાય. એના ભાગરૂપ ગ્રંથ પ્રકાશનની પરિવારની પ્રવૃત્તિ ચાલુ રાખવા વિચાર્યું. વરસે દહાડે હાલ તુરત ૭ પુસ્તકો સુધી છાપી શકાય તેવી વ્યવસ્થા વિચારી.

## સામાજિક સંકલના

લોકસાહિત્યને ક્ષેત્રે ઘણી દિશામાં રચનાત્મક પ્રવૃત્તિ અને પ્રગતિ કરવાનું વિચારાયું. સામાજિક સંસ્થાઓ અને લોકસાહિત્ય પરિવાર વચ્ચે પ્રવૃત્તિની કોઈક સાંકળ રચવા પણ વિચારણા થઇ રહી છે.

## પરિવારની પ્રવૃત્તિઓ

પરિવારે પોતાના માટે પણ કાર્યકરો દ્વારા ભંડોળ ઊભું કરવા વિચાર્યું છે, જેથી પોતાની વિકસતી જતી પ્રવૃત્તિનું સાધનોનું ખર્ચ આસાનીથી ઊભું કરી શકે આમ લોકસાહિત્ય પરિવારની પ્રવૃત્તિની શરૂઆત જે સાધના ઉપાસના અને નિજાનંદથી શરૂ થયેલી તે શિક્ષણ, સર્જન સંશોધન, સંગ્રહ, પ્રકાશન, પ્રચાર, પ્રસાર, પ્રોત્સાહન અને સામાજિક ઉપયોગિતાને માર્ગે આગળ વધી રહેલ છે.

## મિલન હવે બંધબારણે મળશે

એક અગત્યનો નિર્ણય એ લઇ લીધો કે પરિવારનાં મિલનોનું જે જાહેર સ્વરૂપ અપાઈ જાય છે તેથી લોકસાહિત્યની સાધના અને ઉપાસનાનો મૂળભૂત હેતુ જ માર્યો જાય છે. ધારગણીમાં મિલન બોલાવવાનો હેતુ એકાંત સ્થળે સાધના ઉપાસના બે દિવસની વિના અંતરાયે ને બીજી કોઈ ડખલ વગર થઇ શકે તે હતો, એને બદલે તો ત્યાં સૌથી વધુ માણસો ઠલવાયાં. દિવસ દરમિયાન પણ માણસો ઊતરતાં જ રહેતાં. આ કારણે તો શહેરોથી પરિવાર દૂર ભાગતો રહ્યો છે. પણ ગામડાં ગામોમાં પણ એ જ સ્થિતિ ઊભી થઇ જાય છે.

આ બધું વિચારતાં પ્રસિદ્ધિ ન થાય એવા સ્થળે બંધ બારણે જ મળવાનું નક્કી કર્યું. જેમાં પરિવારના સભ્યો જ ભાગ લઇ શકશે ને બે દિવસ ને રાત સાહિત્ય ઉપાસનામાં જ ગાળી શકશે.

## લોકો મિલન બોલાવી શકે

જોકે જાહેર સ્વરૂપના મિલનને કારણે એકઠા થયેલા વિશાળ સમુદાયને ખૂબ આનંદ આવે છે ને એક સંસ્કારની ભાત પડે છે. પણ એ માટે જાહેર જનતા જ કલાકારોને પુરસ્કારો દ્વારા આમંત્રીને છૂટથી લાભ લઇ શકે છે. એક સામટા ૨૫-૩૦ કલાકારોના કાફલાને આમંત્રણ આપવાનું ખર્ચ જરૂર

[ અનુ૦ પૃષ્ઠ ]

# કલા સંભારણાં : રાજા રવિવર્મા અને જામ રણજીતનાં

મૂળુભાઇ પાલિયા

મારા પોતાના માટે કહું તો હું યે અનામી એવો એક નાનકડો ચિત્રકાર છું. મારા ગુરૂના ગુરૂ એ આપણી ભારત ભોમના શ્રેષ્ઠ ચિત્રકાર રાજા રવિવર્મા હતા.

એ રાજા રવિવર્મા એટલે ત્રાવણકોરના મહારાજાના ભાણેજ. એ કાળે સારી એવી જાગીરના ધણી હતા. એમના એક શિષ્ય તે કારખાનીસ કેશવરાવ સદાશીવરાવ. તેઓ વડોદરાના કળાભવનમાં ઉત્તિર્ણ થયેલા. રાજા રવિવર્માની પ્લેટો પર તેઓ રંગ કાઢી દેતા, એમનું બ્રશ સંભાળતા અને રંગોનું મિશ્રણ કરી આપતા. જામ રણજીત જેવા કલાપારખુએ શ્રી. કારખાનીસને પોતાના પેલેસના પેઈન્ટીંગને સમય સમય પર સીઝનીંગ કરવા રાખેલા હતા. આડે દિવસે તેઓ નવાનગર હાઈસ્કુલમાં ડ્રોઈંગ પેઈન્ટીંગમાં શિક્ષક તરીકે કામ આપતા. ઘણા કલાકારો એમના હાથ નીચે ચિત્રવિદ્યાનાં રસપાન પામ્યા છે.

જેવા કલાકાર રાજા રવિવર્મા હતા એવા જ કલારસિક વડોદરાના સયાજીરાવ ગાયકવાડ હતા. એમણે લક્ષ્મીવિલાસ પેલેસ બાંધીને ભવ્ય ચિત્રોથી અલંકૃત કરવાનો મનોરથ સેવેલો. હિંદુ માઈથોલોજી—એટલે પૌરાણિક પાત્રોને દીવાલો ઉપર ઊતારવાની એમની ઝંખના હતી.

આ માટે સયાજીરાવ ગાયકવાડે યુરોપનો પ્રવાસ કર્યો. ઇંગ્લેંડ, ફ્રાંસ, અમેરિકા અને ઇટલીમાંથી એમને જાણવા મળ્યું કે કદાચ જર્મનીમાંથી એવો ચિત્રકાર મળી આવે. જર્મનીનો પ્રવાસ ખેડનાં સયાજીરાવને કહેવામાં આવ્યું કે આવો ચિત્રકાર તો હિંદમાં ત્રાવણકોરમાં છે. એનું નામ રાજા રવિવર્મા. હિન્દુ માઈથોલોજી ઉપર એ તમને ચિત્રો કરી આપશે.

કહે છે કે મહારાજા સયાજીરાવને આ સાંભ... આંસુ આવી ગયેલાં કે આવો મહાન ચિત્રકાર ભારતને આંગણે છે, એની જર્મનીને ખબર છે પણ વડોદરાના ગાયકવાડને ખબર નથી!

દેશમાં આવી તેમણે ત્રાવણકોરના મહારાજા ઉપર સંદેશો રવાના કર્યો. રાજા રવિવર્મા હાજર થયા. મહારાજા સાથે મસલતો થઈ. ચિત્રોની યાદી તૈયાર થઈ. રંગોની ટયુબો કેટલીક ઈંગ્લેન્ડથી તો કેટલીક ફ્રાંસ ને જર્મનીથી મગાવી. રાજમહેલની ભીંતોના પ્લાન તૈયાર કરવામાં આવ્યા રાજા રવિવર્માએ વડોદરામાં વર્ષોનો નિવાસ કર્યો અને હિંદુ પૌરાણિક કથાઓમાં ૧૫૦ ભવ્ય ચિત્રો આલેખવામાં આવ્યાં. એ એક ભગીરથ કાર્ય હતું. મારી સમજણમાં આવું મહાન ચિત્રકાર્ય બીજા કોઈએ નથી કર્યું. પછી રાજા રવિવર્માની ચિત્રકલા વિષે ભલે વિવિધ અભિપ્રાયો પ્રવર્તતા હોય.

રાજા રવિવર્માનું આખું કુટુંબ ચિત્રકળાની અકાદમી સમું હતું. એમનો જન્મ કેરળમાં કીલીમુનુર ગામમાં સન ૧૮૪૮માં થયેલો અને અવસાન થયેલું સને ૧૯૦૬માં.

મહારાજા ગાયકવાડને આશ્ચર્ય એ થયેલું કે જબરદસ્ત રકમનો ઓર્ડર છતાં યુરોપ અમેરિકાનો કોઇ ચિત્રકાર લોભાણો નહિ જે વસ્તુમાં સમજ ન પડે તે વસ્તુમાં ધન કમાઇ લેવાનો વિચાર સુદ્ધાં કોઇએ ન કર્યો. યુરોપીય ચિત્રકારોની એ સદ્વૃત્તિને અનેકાએક ધન્યવાદ ઘટે છે.

રાજા રવિવર્મા એ ચિત્રના ક્ષેત્રમાં રાજા જ થઈ ગયો. એની ચિત્રકળાએ ભારતના પૌરાણિક કાળને સજીવ કરી દીધેલો. ત્રાવણકોર અને મ્હૈસુરના રાજમહેલોમાં પણ એમનાં એવાં અજોડ ચિત્રો આલેખાયેલાં છે.

રાજા રવિવર્માએ પોતાનાં એકેય ચિત્ર નરી કલ્પનાને આધારે નથી કર્યાં, પણ સામે મોડેલ રાખીને કર્યાં છે રાજા રવિવર્મા એ દિવસોમાં

મુંબઈમાં ચાલતી સારી સારી નાટક કંપનીઓમાં ખેલ જોવા જતા, જે સીન તેમને જોઈએ તેની ઉપર ડ્રોપ મુકાવતા. બીજા દિવસે પોતાના ખર્ચે એ પાત્રોને રંગભૂમિ ઉપર ગોઠવતા. એમનાં વસ્ત્રાભુષણોને શસ્ત્રાસ્ત્રો વગેરે તથા હાવભાવનાં મનગમતાં દશ્યો ગોઠવાવતા અને માગ્યા પ્રમાણે નાણું ખર્ચતા.

રાજા રવિવર્મા પોતાની બંડી નીચે કીનખાબનું જાકીટ પહેરતા, જેના એક ખીસામાં સોના મહોરો તથા બીજા ખીસામાં રૂપા મહોરો રાખતા. જ્યારે રીઝતા ત્યારે પોતાના ખીસામાંથી મહોરો સ્ટેજ પર ફેંકતા.

લક્ષ્મી અને સરસ્વતીનાં પેઈન્ટીંગ એક ગર્ભશ્રીમંત કુટુંબની કુંવારી કન્યાને મોડેલ રાખીને આલેખાયેલાં છે. એ માટે એ કુટુંબમાં રાજા રવિવર્માએ લાંબો નિવાસ રાખેલો. ઉપરની બધી બાબતો મારા ગુરૂ સ્વ. કારખાનીસે નજરો નજર જોયેલી ને અનુભવેલી. ચિત્રકલાના મારા અભ્યાસ દરમિયાન હું જામનગરમાં કેશવરાવ માસ્તરને ઘેર જ રાત દિવસ રહેતો. તેમની ૭૫ વર્ષની વયે પણ પેન્ટીંગ કરી થાકયા પાકયા સૂવે ત્યારે એમની સેવાસુશ્રુષા મારાથી થાય તે કરતો, અને તેઓ તેમનો પ્રેમનો પ્રવાહ રેલાવતા. ચિત્ર જગતની વાતોના ખજાના ઠાલવતા. પોતે મહારાષ્ટ્રના પ્રભુ બ્રાહ્મણ હતા અને સંસ્કૃતના જાણકાર હતા. ગીતાના શ્લોકોનું પ્રમાણ આપીને કહેતા કે આ કલા પણ એક સાધના છે.

> तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया
> उपदेक्ष्यन्ति ते ज्ञानम् ज्ञानिनस्तत्व दर्शिनः

એવા જ કલારસિક હતા એ વખતના જામનગરના જામ રણજિતસિંહ, ક્રિકેટમાં અદ્યપિ પર્યંત તેઓ મશહુર છે જ. 'રનજી ધ ગ્રેઈટ'ના નામે યુરોપ એમને પીછાને છે. આપણે ત્યાં એમની 'રણજીટ્રોફી' ચાલે જ છે.

જામ રણજીત એ કુશળ ઇજનેરી ભેજું હતું. જામનગરની ફેર બાંધણી જામ રણજીએ લાઈન દોરી નાખીને કરી. એનું એક એક રસ્તા, ચોક, ચોવટા અને મકાનોનું આયોજન પણ પોતાના કલમથી જાતે એકાંતે બેસી કરતા. સરોવરો અને બંદરોના નકશા કપડાંની કાપલીઓ ટેબલ પર બોર્ડ મૂકી તે પર ગોઠવીને કરતા. પ્રતાપ વિલાસનો એમનો ચિત્ર સંગ્રહ આજે તો વધુ વિસ્મય પમાડે છે.

જામ રણજીતે વિશ્વના ખ્યાતનામ ચિત્રકારોનાં ખાસ કરીને યુરોપના-સને ૧૯૦૭ થી ૧૯૩૨ સુધીમાં એ જમાનાની કિંમત રૂપિયા અઢીથી ત્રણ કરોડના ખર્ચે યુરોપથી લાવીને પોતાના મહેલમાં વસાવેલાં છે.

આ ચિત્રોમાં ફ્રાંસના મહાન ચિત્રકાર મીસોનીઅરનું The guide નામનું ચિત્ર જામરંગલાના ડ્રોઈંગરૂમમાં રાખેલ છે. જેના દોઢ લાખ રૂપિયા એ જમાનામાં આપેલ. ફ્રાન્સની નેશનલ ગેલેરી માટે આ ચિત્રની મોટી કીંમતે માગણી આવેલી પણ આજ સુધી તો એક પણ જામસાહેબે એક પણ પેઈન્ટીંગ વેચવાનો વિચાર કર્યો નથી.

બીજું ચિત્ર રૂા. ૬૦ હજારના ખર્ચે "હેલન ઓફ ધી વોલ્સ ઓફ ટ્રોય" પણ એક અદ્ભુત ચિત્ર છે. એમાં હેલનને એની બે સખીઓ સાથે બતાવેલ છે.

એવું જ એક સુંદર ચિત્ર છે "લાઈટ બ્રીગેડ." આ અને આવાં અનેક અદ્ભુત ચિત્રો યુરોપના ઐતિહાસિક અને પૌરાણિક કાળનાં છે. પ્રતાપ વિલાસની પિક્ચર ગેલેરી અજોડ છે.

મહારાજા જામ રણજીત પોતાના આ ચિત્રસંગ્રહમાં મહાન કલાકાર માઇકલ એન્જેલોનાં પેન્ટીંગનાં ઓરીજીનલ એવાં ૫૫ પેન્સીલ સ્કેચ રૂપિયા ૫૫ હજાર ખર્ચીને લાવેલ છે.

અત્યાર સુધી આમાંથી ઘણું જળવાયું છે. કેટલાંક ચિત્રોને-સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન લાલ બંગલામાં રાખેલાં તેને જફા પહોંચી છે. એ તો ત્યારબાદ ખરીદીને પ્રતાપવિલાસમાં મરહૂમ જામ સાહેબ લાવેલા. પણ એની જાળવણી જોઈએ તેવી થઈ નથી. યુરોપથી ટચ કરવા કોઈને બોલાવી શકાયા નથી. મરહૂમ જામ દિગ્વિજયસિંહજી કહેતા કે મૂળ કરતાં વધુ ખર્ચ થાય તેવું હોવાથી યુરોપમાંથી

સીઝનીંગ કરવા કોઈને બોલાવી શકાયા નથી.

આ પેઈન્ટીંગની જાળવણી માટે જ શ્રી. કેશવરાવ સદાશીવને જામ રણજીતે રાખેલા. તે ઉપરાંત ઈંગ્લેન્ડના પ્રસિદ્ધ આર્ટીસ્ટ એ.બી. આલ્ટસન દર ત્રીજે વર્ષે જામસાહેબના ખર્ચે અને એકવોયેજના રૂા. ૫૦ હજારના વેતનથી આ બધાં ચિત્રોને રીટચીંગ અને સીઝનીંગ કરવા આવતા. શ્રી. આલ્ટસન પણ હિન્દુ માયથોલોજી ઉપરનાં પોતાનાં કેટલાંક ચિત્રો શ્રી. કારખાનીસની પ્રેરણા પ્રમાણે બનાવીને ઊંચી કિંમતે જામસાહેબને આપી ગયેલ.

જામ રણજીત ફ્રાન્કલીન બ્રુક નામ પ્રસિદ્ધ આર્ટીસ્ટને પણ પોતા સાથે પોતાની ઊગતી કારકીર્દી દરમ્યાન લાવેલ. એ વખતે સૌરાષ્ટ્રના એક એક રાજવીના પેઈન્ટીંગ તેમની પાસે કરાવેલ. પાંચ ગામના ઠાકોરનાં પેઈન્ટીંગ પણ ફ્રાંકલીન બ્રુકે દરેકના પોઝ આપી દોર્યા છે. જે સંગ્રહ રાજકોટના કોનોટ હોલમાં હતો. પણ રાજ્યોનું વીલીનીકરણ થતાં આ ચિત્રકળાનો આ સંપૂટ ક્યાંક ભોમભીતર થઈ ગયો. ક્યાં દટાઈ ગયો તેની કોઈને ખબર નથી.

આવી દશા પ્રતાપ વિલાસની પિક્ચર ગેલેરીની પણ સ્વરાજની સરકારને સોંપાતાં ન થાય તે દેશના કલાકારો, કલારસિકો અને કલાસંગ્રહને જાળવવામાં રસ ધરાવનારાઓએ જોવું રહેશે.

હાલના જામસાહેબ આ પિક્ચર ગેલેરીને જાળવી રાખી શકાવે તો ભારતનો અજોડ કલાવારસો જાળવવાનું પુણ્ય એમને પ્રાપ્ત થશે.

**નોંધ**

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન પિક્ચર ગેલેરી સહિત પ્રતાપવિલાસ પેલેસ એ કાર્ય માટે તે વખતના જામસાહેબ શ્રી. દિગ્વિજયસિંહજી આપે એવી એક સંભાવના ઊભી થયેલી. સૌરાષ્ટ્ર રાજ્યે સંગીત નૃત્ય નાટ્ય અકાદમી ઊભી કરેલી, તેમ લલિતકલા અકાદમી પણ ઊભી કરેલી. તે દિવસોમાં સૌરાષ્ટ્ર રાજ્ય પાંચ લાખ રૂપિયા આપે, પાંચલાખ જામસાહેબ આપે ને સૌરાષ્ટ્રનાં પાંચ મુખ્ય શહેરોમાં બબ્બે લાખને ખર્ચે મોટાં ઓપનએર થીએટર કરાવવાની ગોઠવણ પણ વિચારાયેલી. આ માટે જામસાહેબને મળવાની તારીખ વગેરે નક્કી થઈ ગયેલ. સૌરાષ્ટ્રમાંથી શ્રી. મનુભાઈ શાહ દિલ્હી જવાના હતા તેજ દિવસે ઉપરનાં બન્ને કાર્યો માટે શ્રી. મનુભાઈ અને અમો થોડા મિત્રો નક્કી કર્યા મુજબ જામસાહેબને મળ્યા. પણ ગુલાબકુંવરબાએ એમાં બહુ રસ ન બતાવ્યો. તેથી બધી વાત પડી ભાંગેલી. —જ. પ.

*

પૃષ્ઠ ૨૦૭થી ચાલુ

થાય, પણ પોતાની જ સંસ્કારિતા અને આનંદ માટે જેમ પારાયણો બોલાવે છે તેમ લોકસાહિત્યનાં મિલનો પણ બોલાવી શકાય, જેથી લોકજીવનના ઉત્કર્ષમાં લોકો પોતે જ ઘણો મોટો ભાગ ભજવી શકે. ભજનોના ગાંજા–શરાબના અખાડાને બદલે લોકસંસ્કાર સંમેલનો શું ખોટાં ?

**હોદ્દેદારો ને સભ્યોની વરણી**

ઉત્સવે લોકસાહિત્ય પરિવારની પુનઃરચના થઈ. પ્રમુખ તરીકે શ્રી. રતુભાઈ અદાણી, ઉપપ્રમુખ તરીકે શ્રી. જયમલ્લ પરમાર, મંત્રીઓ તરીકે શ્રી. નાથાલાલ ચંદારાણા અને દ. શ્રી. પુંજાવાળાની વરણી થઈ.

નવા સભ્યોમાં શ્રી. નાથાલાલ ચંદારાણા, શ્રી. હીંગોળદાન નરેલા અને શ્રી. ટપુભાઈ દેગામાને લેવામાં આવ્યા. શ્રી. નાથાભાઈ લોકસાહિત્યના ચાહક, ઉપાસક અને પોષક છે. શ્રી. હીંગોળદાન ચારણી અને લોકસાહિત્યના વારસદાર કવિ છે. શ્રી. ટપુભાઈ દેગામા મંજીરાવાદનની કલાના વિશારદ છે.



# મેઘાણીભાઈનાં દ્વંદ્વ અને સંવેદન

(મેઘાણીભાઇની ૭૫મી જયંતી નીમિત્તે લેખાંક ૭મો) જયમલ્લ પરમાર

'ફૂલછાબ'નાં લખાણો અમે સૌ એકમેકને બતાવીએ ને સુધારા વધારા કરીએ એ તો સ્વાભાવિક વાત થઈ ગયેલી. એ પછી ધીમે ધીમે મેઘાણીભાઇ એમનાં પુસ્તકોનું લખાણ પણ અમારી પાસે વંચાવીને અમારા અભિપ્રાય માગવા લાગ્યા. વાત ઘણી મૂંઝવણ ભરેલી હતી. પુસ્તકના લેખનમાં ભૂલચૂક લાગે તો પણ ઝટ દઇને મેઘાણીભાઇને કેમ કહેવાય કે આ બરાબર નથી? આમ થોડો સંકોચ રહે જ, પણ એમનો નિખાલસ આગ્રહ એટલે શરૂમાં સંકોચસહ નાની નાની વાત પ્રત્યે ધ્યાન દોરતા ને તેઓ સુધારી નાખતા.

આ દરમિયાન એમણે 'ફૂલછાબ'ના ભેટ પુસ્તક તરીકે 'ગુજરાતનો જય' ભાગ પહેલો લખ્યું. ૧૧ પ્રકરણ લખીને અમને વાંચવા આપ્યાં. એ દિવસોમાં એમને Writer's cramp – (પેન ન પકડી શકાય, અંગૂઠો ને આંગળી ખેંચાય ને સબાકો નીકળી જાય) શરૂ થયેલો. આંગળાં ચાલે નહિ. બીજી રીતે પણ થાકેલા. એમાં મુનિ જિનવિજયજીએ એમને જૈન પ્રબંધો આપ્યા. પ્રબંધના પ્રસંગોની અસર મેઘાણીભાઇ ઉપર ખૂબ થયેલી. એવી ઘાટી અસર નીચે એ અગિયાર પ્રકરણોના ૧૧ પ્રસંગો મૂકી દીધેલા. સ્વતંત્ર પ્રસંગો તરીકે ઘણા સરસ, પણ નવલકથાનો પ્રવાહ કે સાતત્ય એમાં ન મળે. આખી લખાવટ જ ફેરવવી પડે એવી. પૂરાં ૧૫૦ પાનાં. અમે મૂંઝાયા. કરવું શું? એમના થાક અને હાથના રોગે અમને દ્વિધામાં મૂકી દીધા.

મેઘાણીભાઇએ અભિપ્રાય પૂછ્યો. અમે અમારો અભિપ્રાય આપ્યો. મેઘાણીભાઇ પણ વિચારમાં પડી ગયા. ફરીથી એ વાંચી ગયા. એમને વાત સાચી લાગી. અગિયારે પ્રકરણ ફરીથી લખીને લાવ્યા.

ફરીથી અમે વાંચી ગયા. ઠીક ઠીક સુધારો થયો. નવલકથાની દૃષ્ટિએ તો એ હજી નબળું જ હતું, પણ એમની શારીરિક સ્થિતિ જોતાં અમે પછી એ વિષે બહુ ભાર ન દીધો. પછી એમને ઓછું ન આવે એ માટે અમે કહ્યું: "આપને ઠીક તકલીફમાં મૂક્યા.".

મેઘાણીભાઇ કહે: "ના, ના, ભાઈ! તમે ધ્યાન ન દોર્યું હોત તો મારા નામ સાથે છીણી જ દેવાઇ જાતને? લોકો કહેત કે આનું નામ થઇ ગયું એટલે હવે ધાકડધાકડ ઝીંકવા લાગ્યો ને પૈસા પેદા કરવા લાગ્યો. તમે તો મને બચાવી લીધો."

એ પછી અમને બોટાદ લઇ ગયા, લખતા ગયા, વંચાવતા ગયા, સુધારતા ગયા ને એમ પુસ્તક પૂરું કર્યું. ...

એક રજાના દિવસે એમણે અમને બોટાદ આવવા ઇજન આપ્યું, એમની તકલીફો જાણી અમે ના પાડી, પણ ખૂબ ખૂબ આગ્રહ કર્યો. અમે આવવા હા પાડી. બીજે દિવસે અમે નીકળ્યા ને જોગાનુજોગે ગાડી ઘણી મોડી થઇ. મેઘાણીભાઈએ અમારી ઘણી રાહ જોઇ, પણ અમે ન આવ્યા એટલે ઘરમાં સૌએ ખાઇ લીધું. મોડા મોડા અમે જઈ પહોંચ્યા. અમને જોઇને એ નવાઈ પામ્યા. કહે: "અત્યાર સુધી હતા ક્યાં?"

અમે કહ્યું: "ગાડી જ હમણાં આવી.".

અમે આવ્યા તેથી ખૂબ રાજી થયા. લહેરથી વાતોએ ચડયા. વાતો કરતાં કરતાં "હમણાં આવું હો?" કહેતા નીચે ગયા. અમે બાળકો સાથે આનંદ ગેલ કરતા બેઠા. ઠીક ઠીક વખત થયો, પણ મેઘાણીભાઇ પાછા ન આવ્યા, એટલે અમે નીચે ઊતર્યા. જોઈએ તો ઓસરીમાં ન મળે, ઓરડામાં ન મળે, પાછલી ઓસરીમાં ય ન મળે. ગયા ક્યાં? આગળ જઇએ તો રસોડામાં ધુમાડો ધુંધવાય ને ધુમાડાના ગોટા વચ્ચે મેઘાણીભાઈ કપરકોટમાં લોટ મસળીના ઓબાળ ફૂકે.

અમે કહ્યું : "અરે ભાઈ! આ શું?"

મેઘાણીભાઈ કહે : "આ જરા રોટલી કરતો હતો તમે આવ્યા નહિ એટલે કાઢી નાખેલું. ચિત્રાદેવીને તો ભારે આંખો આવી છે ને સૂતાં છે. દાળ તો છે, એમાં છાશ નાખી ને ઊકળવા મૂકી દીધી છે. (આ:દની દાળમાં છાશ ભળે) હમણા રોટલી કરી નાખું. તમે જરા ઉપર બેસો. થાય કે હાક મારૂં છું".

અમે કહ્યું : "હવે ઉપર જઈને શું બેસીએ, લાવો લાવો કથરોટ, સૌ સાથે જ બેસીએ."

અમને કહે : "પણ તમને નહિ ફાવે. તમે અમરયા બેસો."

અમે કહ્યું : "અમે તો ભાઇ સ્વરાજના સિપાહી કહેવાઇએ. સ્વરાજના સિપાહીએ તો ચોસઠ કળામાં પ્રવીણ થવું પડે છે."

રસોઈ થવા લાગી. દાળ ઉકાળતાં ને રોટલી થતાં કેટલી વાર? ઘડીકમાં તૈયાર. મેઘાણીભાઈ પણ બીજી વાર ખાવા બેઠા ને અસલ કાઠિયાવાડી ઢબે સ્વયંપાકનાં આ:દની દાળ ને રોટલી એક બીજાએ આગ્રહ કરી કરીને પ્રેમથી આરોગ્યાં. આમ એક કલાકે રસોડામાંથી ઉભા થયા. આખું રસોડું મેઘાણીભાઈએ માંજ્યું ઝાડ્યું ને ઉપર ગયા.

ઉપર જઈને નિરાંતે બેઠા પછી મેઘાણીભાઇ કહે: "તમને વાંધો ન હોય તો એક છૂટ લઉં."

અમે કહ્યું : "શેની છૂટ વળી?"

મેઘાણીભાઈ કહે : "જમ્યા પછી મને બીડી પીવાની ટેવ છે. તમને વાંધો ન હોય તો સિગાર પીઉં."

અમે કહ્યું : "આપે એમાં અમને પૂછવાનું હોય? આપ ખુશીથી પીઓ."

મેઘાણીભાઈ સિગાર પીવા લાગ્યા. અમે અચંબામાં પડ્યા. છેલ્લાં બે વરસથી અમે સાથે રહેતા હતા, પણ મેઘાણીભાઈને કદી સિગાર–બીડી પીતા જોયેલા નહિ. ખ્યાલ પણ નહિ આવેલો. રાણપુર તો દિવસોના દિવસો રહેતા, છતાં યે ખ્યાલ ન આવ્યો. અમે પૂછ્યું : "બીજું તો કાંઇ નહિ ભાઇ, પણ આપ કહો છો કે જમ્યા પછી બીડી પીવાની ટેવ છે, પણ રાણપુરમાં આ બે વરસમાં તો અમે આપને કદી બીડી પીતા જોયા નહિ. ત્યાં શું કરો છો?" મેઘાણીભાઇ કહે : "ત્યાં સૌના દેખતાં નથી પીતો."

અમે પૂછ્યું : "કેમ?"

કહે : "ત્યાં તો આસપાસ કારીગર લોક હોય. એમને માટે તો બીડી આરામનું સાધન છે, છતાં આમન્યા રાખીને આપણી નજર સામે એ નથી પીતા, પછી આપણાથી એમની આમન્યા કેમ લોપાય? આપણે ય એટલું જાળવવું જોઇએ ને?"

મેઘાણીભાઇ બીડી–સિગાર પીતા. એના *બંધાણી હતા, એ વાતથી તો કદાચ એમના નિકટના ઠીક ઠીક આપ્તજનો પણ નહિ જાણતા હોય* એ બધું એમની આ પ્રકારની લજ્જા અને મર્યાદાશીલ આમન્યાને કારણે. દુનિયા દેખે એમ બીડીનાં ભૂંગળાં ફૂંકવામાં એમને નફરાઈ લાગતી.

બીડી–સિગાર કરતાં એમને હોકો વધારે ગમતો ને પાછળથી એમણે ઘેર જંજરી રાખેલી. ભાવનગરના માજી પો. સુપ્રિ. શ્રી. પોપટભાઇએ એમને રૂપાના દોરા ગૂંથેલ સુંદર હોકો આપેલ પણ એનો ઉપયોગ મેઘાણીભાઈ નહિ કરી શકેલ.

*

મેઘાણીભાઇએ કોઇને પણ ઈર્ષ્યા થાય તેવી જબ્બર મીઠાશ મેળવેલી. એની પાછળ એમણે કેટલું દુઃખ સહન કર્યું છે એનો જનતાને ઓછો ખ્યાલ છે. પોતે ગમે તેટલા દુઃખી થાય, અંદરથી બળી જાય તો યે કોઇને માઠું કે ખોટું ન લગાડવાની એમની ધીરજના પાયા પર એ મીઠાશે મહેલ બાંધેલા.

રાણપુરથી એ બોટાદ જતા ત્યારે એક ટી. ટી. (રેલ્વેનો ટિકિટ ચેકર) એમને મળેલા. મેઘાણીભાઇ સવારે બોટાદથી રેલગાડીમાં આવતા હોય ત્યારે એ સાથે હોય ને સાંજે રાણપુરથી પાછા વળે ત્યારે ય રેલગાડીમા સાથે હોય. કલાક દોઢ કલાક સુધી મેઘાણીભાઈ પાસે બેસે ને પોતાની રેલ્વે સંબંધી તકલીફ કહ્યા કરે. મહિનાઓ સુધી આ તકલીફ-

હાલવણી ચાલી; એકની એક જ વાતમાં રોજના આવતાં જતાં એ ત્રણ કલાક મગજ—ખોતરણી ચાલ્યા જ કરે. મેઘાણીભાઇ એનાથી છટકવા, અરે સંતાવા ઘણા પ્રયાસો કરે પણ પેલો ટી. ટી. ગાડી આવીને ઊભી રહે કે તરત જ મેઘાણીભાઈનું ધ્યાન રાખતો પ્લેટફોર્મ ઉપર ઊભો જ હોય. ગાડી ચાલતી થાય ને મેઘાણીભાઇનો ડબ્બો પાસે આવે કે ચપ બારણું પકડીને એ ટી. ટી. ચઢી બેસે.

એક વખત અમે મેઘાણીભાઇને સ્ટેશને મૂકવા ગયેલા. મેઘાણીભાઇ આડી નજર નાખીને છુપાતા છુપાતા ને ડરતા ડરતા જગ્યા ગોતવા લાગ્યા. અમને કાંઇક અસ્વાભાવિક લાગ્યું. અમે કારણ પૂછ્યું. એમણે પેલા ટી. ટી.ની વાત કરી.

અમે કહ્યું : "ત્યારે એમને કહી દો ને કે લપ મૂકે."

મેઘાણીભાઈ કહે : "ના, ના, ભાઈ! એને વળી કયાં દુઃખ લગાડવું ? આવ્યો હતો તો પોતાનાં દુઃખ રડવા. પણ પછી નીંદા—ચૂગલી જ શરૂ કરી દીધી છે. એ ય તે સમજતો નથી. હવે કયાં એને દુઃખી કરવો ?"

પોતે આટલા દુઃખી થાય અને પેલા ટી. ટી. ને વળી કયાં દુઃખ મનાવવું એવું હાલ્યા જ કર્યું. પાછા મહિનાઓ વીત્યા. એની એ ઘટમાળ. મેઘાણીભાઇ એનાથી છુપાતા ચડે અને ઓલ્યો મેઘાણીભાઇને ગોતીને એમનું મગજ ખોતર્યે છૂટકો કરે.

મેઘાણીભાઈ તો એને દુઃખ ન જ મનાવી શકયા. પણ એ ટાણના સ્ટેશન માસ્તરને જરા વિશ્વાસમાં લઇને અમે એ ટી. ટી. ને કહેવરાવ્યું કે મેઘાણીભાઇનું હવે માથું ન ખાય.

० ० ०

એમની આ સહનશકિત બીજાને ભ્રમમાં નાખવા સુધી કયારેક પહોંચી જતી. અલબત્ત, એનો દુઃખભાગ પોતાને જ શિરે આવતો.

એક વખત મુંબઇમાં એક સંબંધી બહેનને ત્યાં જમવા ગયેલા. યજમાન બહેને તે દિવસે મેઘાણીભાઇ માટે હોંશથી કઢી કરેલી. મેઘાણીભાઇને કઢી બહુ ભાવે છે તેની એ બહેનને ખબર. મેઘાણીભાઈ જમવા બેઠા. પેલા બહેન હોંશથી પૂછવા લાગ્યાં : "કાં ભાઈ ! કઢી કેવી થઈ છે ?"

મેઘાણીભાઈ કહે : "ઘણી સારી થઇ છે બહેન".

એટલે બહેને તો આગ્રહપૂર્વક બીજો વાટકો ભરી દીધો. થોડીવારે ફરી એ બહેને પૂછ્યું : "કાં ભાઇ ! કઢી ભાવે છે ને !"

મેઘાણીભાઇ કહે: "કેમ ન ભાવે ? ઘણી.... જ... સારી થઇ છે."

મેઘાણીભાઇના જવાબમાં 'જ' ઉમેરાયો ને 'સારી' શબ્દમાં મીઠાશ મેળવાઇ. આટલું છતાં મેઘાણીભાઈ કઢી માંગતા નથી, એટલે એ બહેનને વિમાસણ થઈ કે આટલી સારી છતાં પોતે માગતા કાં નથી ? એટલે જરા ઓછા ઓછા થઇને કહે : "ના ના ભાઇ ! સાચું કહેજો, કઢી કેવી થઇ છે ?"

મેઘાણીભાઈ ભાવ બતાવીને કહે : "કઢી તો દિવ્ય થઇ છે." આમ કહીને કઢીનો વાટકો ઘટકાવી ગયાને ખાલી વાટકો બહેનની સામે ધર્યો. પેલાં બહેને ત્રીજો વાટકો ભરી દીધો, તોય મેઘાણીભાઇ ઘટકાવી ગયા.

મેઘાણીભાઈને વળાવીને પછી પેલાં બહેન જમવા બેઠાં ત્યારે જ એમને ખબર પડી કે 'દિવ્ય' કઢીની અંદર હોંશમાં ને હોંશમાં બે ત્રણ વાર મીઠું નંખાઈ ગયેલું, કઢી ખારી થૂંકવા જેવી બનેલી.

० ० ० ०

એક વખત એક અજાણ્યો પરજિયો ચારણ મળવા આવ્યો. એમના કોઈ સગાંની પાસેથી મેઘાણીભાઇને સંશોધન સામગ્રી મળશે એ સંબંધે આવેલ. ચારણે વાતચીત શરૂ કરી. મેઘાણીભાઇ હોંકારો દેતા જાય. વાતમાં કંઈ માલ નહિ, છતાં યે મેઘાણીભાઈ હોંકારો દેતા જાય. કલાક બે કલાક ત્રણ કલાક ચાલ્યા ગયા. આખું અવળું કામ કરતા ગયા ને

લાખો જૈનો દેરાસરની મૂર્તિને વંદે છે, પણ આ પૂતળા સામે નજર પણ કરતા નથી. મેઘાણીભાઈએ તપાસ આદરી. દેરાસર વાળનાર બાઈએ રસિયા વાલમ વિષે વાત કરી.

રસિયો વાલમ હતો જંગલી ભીલ. આબુની રાજકુંવરી એની નજરે ચડી અને એ એના પ્રેમમાં પડ્યો. રાજકુંવરી પણ એના શ્યામ શરીરમાં લસલસતા યૌવન પર મુગ્ધ બની બન્ને એકમેક માટે ઝૂરવા લાગ્યાં, પણ રાજમાતા હા ન પાડે. લોકોએ રાજમાતાને સમજાવ્યાં. રાજમાતાએ અશક્ય માગણી મૂકી કે એક રાતમાં આબુની એક એક ટૂંકે રસ્તા કરી આપે તો કુંવરી આપું.

ભીલને માતાજી મદદે આવ્યાં ને રસ્તા કંડારવા લાગ્યો. કંડારતો કંડારતો ઠેઠ રાજમહેલે પહોંચ્યો. રાજમાતાને ડર લાગ્યો કે ક્યાંક આ ભીલડો મારી કુંવરીને પરણી જશે. એટલે એણે છાબથી કૂકડા બોલાવ્યા ને પ્રભાત થઈ ગયું માની રસિયો વાલમ મહેલના ચોકમાં થીજી ગયો ત્યાં જ પૂતળું બનીને ઊભો રહી ગયો. એની નજર સામા ગોખમાં પ્રતીક્ષા કરતી કુંવરી સામે તણાઈ રહી. પણ રસિયો વાલમ ત્યાં એમ ને એમ ઊભો છે લોકોએ રાજમાતાનું પણ ત્યાં પૂતળું ઊભું કર્યું છે. લોકો રસિયા વાલમને નાળિયેર ધરે છે ને રાજમાતાને પાણા મારે છે.

આ આખી કથા તો મેળવી, પણ એ કથા કહેનાર બાઈએ જે હાવભાવથી વાત કરી એ એમના મન ઉપર ચોટ કરી ગઈ. બાઈ પાસે બે ત્રણ વખત ફરી ફરી વાત કહેવરાવી. અમને આવીને કહે :

"બાઈ તો ભંગડી હતી, પણ શા બાઈના હાવભાવ ? શો બાઈનો લહેકો ? નહિ ડોળ નહિ દમામ. એવી મજાની વાત કરે."

એમને મન રસિયો વાલમ જ સંશોધનનો વિષય ન હતો, એવી વાતો કરનાર જૂનાં માણસ પણ સંશોધન-પ્રદેશનાં જ હતાં. દોઢ મહિનાને બદલે એક મહિને આબુથી પાછા ફર્યા ત્યારે આરામને બદલે આબુનું થોકડોએક લોકસાહિત્ય સાથે લેતા આવેલા.

*

આજે જેમના સંશોધનકાર્યની નોંધ લેવા દેશભરના સામયિકો જગ્યા કરી આપે એવા શ્રી. અમૃત વસંત પંડ્યા ૧૯૩૯માં મેઘાણીભાઈને મળવા બોટાદ આવેલા. કેટલીયે સંસ્થાઓનાં બારણાં એમણે ખખડાવેલાં પણ એમની રખડપાટના કામને એમના પેટિયાજોગું પણ આપવાની કોઈ સંસ્થાએ તૈયારી નહિ બતાવેલી. મેઘાણીભાઈએ એમને પૂછેલું :

"ત્યારે હવે શું કરશો ?"

શ્રી. પંડ્યા કહે : "પગ હજુ સાબૂત છે ત્યાં સુધી રખડયા કરીશ. પગમાં જોર ખૂટશે ત્યારે ત્યારની વાત ત્યારે."

બીજે દિવસે આવીને મેઘાણીભાઈ કહે: "અરરરર ભાઈ! નાણું નાખ્યે બધું મળે પણ ટાંટિયા ભાંગનાર નથી મળતા, આવો રખડુ તો લાખેય ન મળે. જ્યારે એના પગ તૂટી ગયા હશે, ત્યારે એનું સંશોધન કરવા જરૂર તેઓ નીકળશે. ગુજરાત ઘેર બેઠા આવેલી ગંગાને ગુમાવે છે."



નમૂરછીઆ આ યુગમાં, તેં મૂછે વળ આણી;
પાણી રાખ્યાં મુચ્છનાં, તેં મુંછડ મેઘાણી.
મેઘો વરસે મોસમે, એકલડાં પાણી;
વાણી ને પાણી, અણુ થંભ્યો મેઘાણી.
`સરતાં' તાં ઓટમાં, વીર તણાં પાણી;
આણી ઓટમાં, ચાંદા મેઘાણી.

રતન રઝળતાં રેણુમાં, થાતાં ધૂળ ધાણી;
રજ છાંટી પ્રકાશવીઆં, ઝવેરી મેઘાણી.
ભુંગાની ભીંતો કરી, ચિત્રે ચિત્રાણી;
તે પર કળશ ચઢાવીઆ, શિલ્પી મેઘાણી.
સાયર કંઈ સૂતા હતા, રતી'તી વાણી;
સુજાગ કીધા સાબદા, માંત્રિક મેઘાણી.

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થશું"

—ગાંધીજી

ગુજરાત સરકારના માહિતી નિયામક દ્વારા પ્રસિદ્ધ

Oormy Navrachana Rajkot-1 (June '72) કિં. ૧-૦૦ Regd. No. G. 68



## વર્ષા

પીલંબરી લાલફૂલી લીલંબરી બણી પ્રથી,
ઘનશ્યામ માથે છૂટી મેઘરી ઘેઘુંબ;
પા'ડ ઘેર્યાં રીછાંવાળે, ટૂક માથે ઝર્યાં પાણી,
જમીં બણી ફળફૂલે ઘણી લૂંબઝૂંબ.

રાંકવાળી મટી ખધ્યા, મો'લ ભાળી થિયા રાજી
કેતા માનસ્રોવરારા છલક્યા કિનાર;
તૃણચારા કરેવાને મેખીચુંના હાલ્યાં ટોળાં,
ધરાસરે ચોમાસારી ઘૂમે મહીવાર.

પ્રથા ફળી હેમફૂલે, હીંડળી મોલાત પાકી,
દુઃખ દવા ગિયા, સુખ થિયા દસે દેશ;
નોરતારી રમે નારી ગરબારી મળી નત્યે,
વળી પૂજા અંબકારી કરેવા વશેષ.

—સ્વ. ગીગા રાવળ (ડોળિયા)





તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર




તંત્રીઓ : ઇશ્વરલાલ દવે . જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ જુલાઈ '૭૨ અંક ૪ : સળંગ અંક : ૫૦૮








### ગ્રાહકોને નોંધ લેવા વિનતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં રૂા | ૧૦-૦૦ |
| વાર્ષિક-પરદેશમાં રૂા | ૨૧-૦૦ |

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ( જિ. રાજકોટ )


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧

સ્વાધીનતાની રજતજયંતી નિમિત્ત
'ઊર્મિનવરચના'નો ઓગસ્ટ અંક

# રાષ્ટ્રીય શાયર

## સ્વ. ઝવેરચંદ મેઘાણી સ્મૃતિઅંક રૂપે

## પ્રગટ થશે.

આવતા ઓગસ્ટ માસની ૧૭ મી તારીખે મેઘાણીભાઈની ૭૫મી જયંતી આવે છે. એ નિમિત્તે છેલ્લા આઠ માસથી મેઘાણીભાઈના વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓનો પરિચય આપતા સંસ્મરણોની લેખમાળા શરૂ કરેલી. એમાં કુલ આઠ લેખો આપ્યા છે, હવે ઓગસ્ટ માસનો અંક મેઘાણી સ્મૃતિ અંક તરીકે પ્રગટ થશે.

મેઘાણીભાઈના દેહાવસાન બાદ તરત જ અમે 'ફૂલછાબ' તરફથી સ્મરણાંજલિરૂપે વિવિધ સંસ્મરણોનું એક પુસ્તક બહાર પાડેલું. એ પછી 'જન્મભૂમિ' તરફથી 'મેઘાણી સ્મારક ગ્રંથ' બહાર પડયો. ત્યારબાદ મેઘાણીભાઇ ઉપરનાં વ્યાખ્યાનોમાંથી બેક પુસ્તકો બહાર પડયાં છે, એકાદ સ્મારક અંક પ્રગટ થયો છે; અને એમના સાહિત્યનું વિશદ વિવેચન આપતા બે ગ્રંથો બહાર પડયા છે.

મેઘાણીભાઈનું અવસાન થતાં આ માસિકના તંત્રી શ્રી. ઇશ્વરભાઇ દવેએ પોતાનો ઋણભાર વ્યક્ત કરવા ૧૯૪૭ના એપ્રિલની નવમી તારીખે ઊર્મિનવરચનાનો મેઘાણી સ્મૃતિ અંક તરીકે બહાર પાડેલો. આ અંકની ઘણી માગ રહેતી આવી છે. કારણ કે મેઘાણીના મિત્રો અને સમકાલીન સાક્ષરોએ એમાં પોતાની અંજલિઓ આપેલી છે આ અંક અપ્રાપ્ય હોવાથી એમાંની જ ઘણીખરી અંજલિઓ સાથે 'ઊર્મિનવરચના'નો ઓગસ્ટ અંક બહાર પડશે. જેથી એ સાહિત્ય પણ જળવાતું આવે ને અભ્યાસીઓને ઉપયોગમાં આવે.

૧૫મી ઓગસ્ટથી આપણા રાષ્ટ્રની સ્વાધીનતાની રજત જયંતી શરૂ થાય છે. મેઘાણીભાઈ રાષ્ટ્રીય શાયર હતા એટલે સ્વાધીનતાની રજત જયંતી નીમિત્તે રાષ્ટ્રીય શાયરનો સ્મૃતિ અંક પ્રગટ થતાં 'દધિ બેચન ઓર હરિ મિલન એક પંથ દો કાજ' એવો હેતુ સધાય છે.

—સંપાદક

# ગ્રાહકોને ખાસ નોંધ લેવા વિનંતી

૧– ઊર્મિનવરચનાનું પોસ્ટીંગ દર માસની છેલ્લી તારીખે થાય છે. એટલે તા. ૧ થી ૩માં દેશમાં ગમે તે સ્થળે પહોંચી જાય.

૨– અંક ન મળે ત્યારે તા. ૮મી સુધીમાં પોસ્ટ ઑફિસે તપાસ કરીને 'ઊર્મિનવરચના' ના કાર્યાલયે જણાવવું. એટલે અંક સીલીકમાં હશે તો જ તા. ૧૫મી સુધીમાં મોકનાશે. તા ૧૫મી પછી અંક ગૂમ થયાની ફરિયાદ ઉપરથી અંક મોકલવાની કોઈ સંભાવના નહિ રહે.

૩– કેટલાક ગ્રાહકો બે ત્રણ કે ચાર મહિના બાદ અંકો ન મળતા હોવાની ફરિયાદો કરે છે. તેમને નોંધ લેવાની વિનતી છે કે અંક પ્રગટ થયા પછીની તા. ૧૫મી સુધીમાં ફરિયાદ મળે ને અંક સીલીકમાં હોય તો જ મોકલી શકાશે.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પછી કેટલાકને પોસ્ટલ સર્ટીફીકેટથી અંકો મોકલાય છે. એવા પો. સ. વાળા અંકો પણ ન મળ્યાની ફરિયાદ આવે ત્યારે એ રીતે અંકો ગૂમ થાય એની જવાબદારી સંસ્થા ઉઠાવી શકે નહિ.

૫– પત્રવ્યવહાર કરતી વખતે અને મ. ઑ. કરતી વખતે ગ્રાહક નંબર અચૂક લખવા વિનતી છે.

૬– લવાજમ મળ્યા પછી જ અંકો મોકનાશે.

વ્ય. 'ઊર્મિનવરચના'

---



# બાળકો આપણા તરફ આશાભરી મીટ માંડીને જોતાં છે.

હા, આપણે તેઓનું ધ્યાન રાખવું જોઇએ.

તેઓના લાલનપાલન અને દેખભાળની જવાબદારી આપણા ઉપર છે. સારો આહાર, સારાં કપડાં અને સારું શિક્ષણ મેળવવાનો તેઓને હક છે. તેઓ મોટાં થાય ત્યારે તેઓને સારો કામધંધો પણ મળવો જોઇએ. પરંતુ જો ઘણાં બાળકો હોય તો આપણે તેઓને આ બધી સગવડ આપી શકીશું ખરા? ના. તેનો એક જ જવાબ છે. કુટુંબ નાનું હશે તો જ દરેક બાળકને લાડ-પ્યાર વધુ મળી શકશે.

મફત સલાહ અને સેવાને માટે — કુટુંબ નિયોજન કેન્દ્રમાં આવો.

# બંધ કરો એ બેઈમાની ને બેવકૂફી

સંપાદકીય

ચીનમાં માઓ ત્સે તુંગે આમુલાગ્ર આર્થિક ક્રાંતિ સર્જવા છતાં બહારનું સામાજિક માળખું બદલાયું, પણ લોકોનું માનસ પરિવર્તન આર્થિક અને કહેવાતી સામાજિક ક્રાંતિથી ન જ થયું. સામાજિક ક્રાંતિનો અર્થ બાહ્ય અસમાનતાઓ દૂર કરવાનો જ સમજાયો છે. આપણે ત્યાં પણ સામાજિક પરિવર્તન વિષે કોઈ ઊંડું વિચારતું જ નથી કે આર્થિક ક્રાંતિ દ્વારા સમાજનું ખોખું બદલાય, પણ રૂઢ સંસ્કારોનું પરિવર્તન કઈ રીતે થાય?

ચીનનો ઉગ્રમાં ઉગ્ર સામ્યવાદ પણ એ ન સાધી શક્યો, પરિણામે એક નવી ક્રાંતિનાં મંડાણ થયાં તે સાંસ્કૃતિક ક્રાંતિ. સાંસ્કૃતિક ક્રાંતિ એટલે સામ્યવાદની સંપૂર્ણ સફળતા માટે એને અવરોધરૂપ લોકમાનસનો આમૂલ પલટો. આ લોકમાનસમાં મૂળભૂત ક્રાંતિ કરવા સામ્યવાદ પહેલાંના તમામ જૂનવાણી રૂઢ સંસ્કારો જે જે ચીજ વસ્તુઓ સાથે જોડાયા હોય તે તમામ ચીજ વસ્તુઓનો એટલે કે સાંપ્રદાયિક, સામંતશાહી ને મૂડીવાદી સંસ્કૃતિનો સર્વનાશ. પણ સંસ્કૃતિનું બીજ તો આ ત્રણેય બળોથી જુદી એવી કોઈ એક માનવમોમમાં પડેલું છે. ઉપરનાં ત્રણેય બળોનાં આજનાં સ્વરૂપો તો સામાજિક વિકૃતિના વિસ્ફોટ છે.

## રાજનીતિ ને હિંસા

સંસ્કૃતિ એ કોઈ રૂઢ સંસ્કાર હોઈ શકે નહિ. સંસ્કૃતિ તો માનવજાતના પ્રગતિશીલ ઉત્કર્ષનું વિકસતું જતું સ્વરૂપ છે. એ જો રૂઢ રહે તો જરૂર ગંધાઈ ઊઠે. પણ એના સર્વનાશથી માનવ ઉત્કર્ષનું વિકાસબીજ જ નાશ પામે. એની કસોટી હિંસા અને અહિંસા છે. હિંસક ક્રાંતિ કોઈ નવી સંસ્કૃતિનું નિર્માણ ન કરી શકે. એ ન્યાય તો જરી પુરાણો છે જ. ત્યારે અહિંસા જ નવી સંસ્કૃતિનું નિર્માણ કરી શકે. એટલા માટે ગાંધીજી કહેતા હતા કે 'જેને રાજનીતિ કહેવાય છે તેને અને અહિંસાને સંબંધ ન હોઈ શકે.' મતલબ કે રાજનીતિમાં તમામ સારાં માઠાં સાધનો ગ્રાહ્ય છે જ. એટલે કે સ્વીકૃત રાજનીતિ એ હિંસક પ્રકાર છે.

ગાંધીજી કહેતા કે 'રાજકારણમાં મારી બુદ્ધિની કોઈ પ્રતિષ્ઠા નથી. જેઓ રાજકારણમાં પડ્યા છે તેઓ તો મારા પર હસે છે. હું એક લડવૈયો હતો તેથી રાજકારણમાં મારી પ્રતિષ્ઠા વધી, મારી બુદ્ધિને કારણે નહિ.' એટલે ગાંધીજીએ પોતાના કાર્યક્રમો એવી રીતે યોજ્યા હતા કે જેથી માનવીનું માનસ પરિવર્તન થતું આવે અને એને આનુસંગિક આર્થિક અને સામાજિક પરિવર્તન સધાતું આવે. ગાંધીજી પ્રગતિશીલ ને સતત વિકાસશીલ રહેતા આવે એના ઉપર જ એનો આધાર હતો.

## સામાજિક પરિવર્તન ક્યાં ?

ભારતમાં આપણે લોકશાહી સમાજવાદ દ્વારા આર્થિક અને સામાજિક પરિવર્તનનો જે પ્રયોગ શરૂ કર્યો છે તેનાં સાધનો ગાંધીજી કહે છે તેવાં રાજનૈતિક જ છે.

આજે હવે લાગે છે કે ગાંધીજી પાસે વધારે સ્પષ્ટ ચિત્ર ઉપસતું હતું. કારણ કે વ્યક્તિ અને સમાજના ચોક્કસ ઘડતર પ્રમાણે તેઓ દેશને કાર્યક્રમ અને માર્ગદર્શન આપી રહ્યા હતા. આજે દેશના તમામ પક્ષો પ્રયોગશીલ દશામાં જ છે.

આજે લોકશાહી સમાજવાદમાં માનવી અને સમાજ કેવો હેવો જોઈએ એનું કોઈ જ સ્પષ્ટ ચિત્ર હજી આપણી પાસે નથી જગતના સમાજવાદી દેશો પાસેથી ઉછીના લીધેલા સમાજવાદ મુજબ આપણે કેટલાક કાર્યક્રમ નક્કી કરતા આવીએ છીએ ને અનુભવે એમાં એક થોડ ફેરફાર કરતા જઈએ છીએ. ગાંધીજીનું ચિત્ર આપણી કલ્પનાને નહિ

પકડી રહેલું ને નવો નકશો હજી આપણે કંડારી શક્યા નથી. એટલે આર્થિક અસમાનતા દૂર કરતા જઇને ગરીબી હટાવવાના આપણા પ્રયત્નો ફળીભૂત થાય ત્યારપછી પણ સામાજિક પરિવર્તન કરવાનું તો બાકી જ રહે છે. સામાજિક પરિવર્તન માટેના સુધારા અવશ્ય થાય છે, પણ એ સુધારા નવા ને નવા પ્રશ્નો ઉભા કરે છે. પરિવર્તન દૂરનું દૂર રહે છે.

## પરિબળો ને પરિવર્તન

માનવીના માનસ પલટા સિવાય કદી સામાજિક પરિવર્તન સધાતું નથી. ચીનને આ વાત વિરોધી રીતે સમજાઈ છે, તે વહેલા મોડી જગતના સર્વ દેશોએ સમજવે જ છૂટકો-છે,- કે સમગ્ર વિશ્વમાં સાંસ્કૃતિક ક્રાંતિ અનિવાર્ય બની રહી છે. વિશ્વમાનસને અજંપો કોરી રહ્યો છે ચીનની હિંસક સાંસ્કૃતિક ક્રાંતિ અને અમેરિકામાં હીપ્પીઓનો તથા ભારતમાં રજનીશજીઓનો ઉદ્‌ભવ એ સાંસ્કૃતિક અજંપાનું જ કારણ છે. ઉકેલ ભલે ન હોય.

આપણા દેશમાં સામાજિક ક્રાંતિ પહેલાંનાં પરિવર્તનો શરૂ થઈ ગયાં છે. સામાજિક પરિબળો ઘણાં વેગપૂર્વક કામ કરી રહ્યાં છે સામ્યવાદી પક્ષમાં જે મતમતાંતરો થયાં, એમાંથી જેને જમણેરી સામ્યવાદી પક્ષનું લેબલ લગાવવામાં આવ્યું છે તેણે લોકશાહી રીતે સામ્યવાદ સિદ્ધ કરવાનો રસ્તો અત્યારે તો સ્વીકાર્યો છે. જ્યારે ડાબેરી ગણાતા માર્કસીસ્ટ સામ્યવાદીઓમાં ત્રણ તડાં પડી ગયાં છે. એ ત્રણે ય હિંસક ક્રાંતિમાં માનનારાં બળો છે. એમાંથી નક્ષલવાદીઓ અંતિમવાદીઓ ગણાય છે, જ્યારે બીજા બે પક્ષો લોકશાહી સમેત ઉપલબ્ધ એવાં તમામ સાધનોના ઉપયોગ દ્વારા પોતાનાં ધ્યેય સિદ્ધ કરવામાં માને છે પણ મૂળના સ્વરૂપે તો એમાંનો એકે ય પક્ષ આજે રહ્યો નથી.

## ઇંદિરાજી ને સામ્યવાદ

ભારતનું પ્રજાજીવન હજી પછાતાવસ્થામાં છે એના વિચારો ને આચારનો કબજો હજીયે પુરોહિતોના હાથમાં જ છે. તાલુકા કક્ષા સુધીની જ નહિ પણ ઘણીક તો જિલ્લા કક્ષા સુધીની આગેવાની વૈચારિક દૃષ્ટિએ, તદ્દન પછાતાવસ્થામાં પડેલી છે. જ્યારે રાજ્યકક્ષા સુધીની આગેવાની રાષ્ટ્રીય પ્રગતિશીલ મૂડીવાદી ને સુધારક સમ્પ્રદાયવાદીની પકડમાંથી ભાગ્યે જ છૂટેલ છે.

ક્રાંતિનાં આજનાં પરિબળો તો પછાતઅવસ્થામાં પડેલી પ્રજાની મૂઢ જાગૃતિનાં એ ધાણ છે એમાંથી મધ્યમમાર્ગી નેતૃત્વ જ પેદા થાય છ ઇંદિરાજીના વિરોધીઓએ ઇંદિરાજી સામ્યવાદી હોવાના કે સામ્યવાદીઓના હાથમાં રમતા હોવાના અને ઇંદિરાજીએ જે ક્રાંતિનો ઝંડો ઉઠાવ્યો તે સામ્યવાદી પ્રેરિત હોવાનાં આંદોલનો ઉઠાવેલા એક વાત નિઃશંક હતી કે ઇંદિરાજીમાં દેશ નો મધ્યમમાર્ગી અજંપો આકાર લઈ રહ્યો હતો. ઘણાક થાકેલા અને ઘણાક સમજણપૂર્વકના સામ્યવાદીઓ શાસક કોંગ્રેસમાં ભળી ગયેલા. અને એ બધા પણ એમ માનતા હતા કે પોતે પોતાના નિયત કાર્યક્રમ ને મનધારી રીતે મુજબ ઈંદિરાજીનું સચાલન કરી રહ્યા છે શાસક કોંગ્રેસની બહાર રહેલ જમણેરી સામ્યવાદી પક્ષે પણ એવી સમજથી જ ઇંદિરાજીને સહકાર આપ્યે રાખ્યો.

## સમાજવાદનો અખાડો

પણ છેલ્લી વિધાનસભાઓની ચૂંટણી પતી ગયે સામ્યવાદીઓએ જાણ્યું કે એમની બધી શક્તિ તો ઇંદિરાજીની પ્રતિભાની વધારીને એમની પ્રતિમા ઉભી કરવામાં જ ખર્ચાઇ છે. શાસક કોંગ્રેસમાં ઈંદિરાજીએ બીજાં બળોની સાથે ઉદ્દામવાદી બળોને પણ આશ્રય આપ્યો છે, બુદ્ધિજીવી ભાવનાવાદીઓ, ગતિજડ કોંગ્રેસીઓ અને રાષ્ટ્રીય મૂડીવાદી બળોને કાબુમાં રાખવા અને વિરોધીબળોની સમતુલા જાળવવા એ એમણે જરૂરી માન્યું હશે. શાસક કોંગ્રેસે ચૂંટણીમાં ચૂંટણી માટેના ઢંઢેરામાં જે વચનો આપ્યાં હતાં તેમાં નિ:શંક લોકોની અપેક્ષાઓને સંતોષે એવો ઘણો કાર્યક્રમ હતો જ. પણ દેશના સાધન સંજોગો જોતાં એક સાથે તેનો અમલ લોકશાહી બંધારણવાળા દેશમાં અશક્ય જ રહે.

શાસક કોંગ્રેસમાંના સામ્યવાદીઓ અને

સમાજવાદીઓ આજે તો સંગઠન કક્ષાએ અને સત્તાસ્થાને પણ ઠેકઠેકાણે ઉચ્ચ સ્થાને આવ્યા છે. સમાજવાદી ફોરમ આ બધા માર્કસવાદીઓની દૃષ્ટિએ નરમ પણ શાસક કોંગ્રેસમાં ઉદ્દામવાદી ગણાતાઓનું જ બનેલું છે. આ ફોરમમાંથી ઘણા ગોઠવાઈ ગયા, ઘણા ન ગોઠવાઈ શકયા, ઘણાંકને ઇંદિરાજીની સરકારની ગતિ પણ પ્રજાની અપેક્ષાઓને પહોંચી વળે એવી ને ધાર્યા મુજબની પ્રગતિશીલ પ્રમાણિકપણે ન લાગતાં અજંપો ઊભો જ રહ્યો. પરિણામે શાસક કોંગ્રેસની સ્થિતિ સીન્ડીકેટ ને ઇન્ડીકેટના અખાડા જેવી કરી મૂકી. શાસક કોંગ્રેસની મહાસમિતિમાં એના પડઘા પડયા. ઈંદિરાજીએ પક્ષના નરમ અને ગરમદલમાંથી જેને ન ફાવતું હોય તેને પક્ષ છોડી જવા તાકીદ આપી. ફોરમનો વિખવાદ વધ્યો. ત્રણ તડાં પડયાં. અત્યારે ફ્રી સ્ટાઇલ કુસ્તીએ ચડયા છે.

## ઇંદિરાજી મધ્યમમાર્ગી !

કોંગ્રેસના ભાગલા પછી પહેલી જ વાર ઈંદિરાજીએ કાંઇક પોતાનું મન પરખવા દીધું છે. ફાર્મર્સ લોબી ગણાતા સંસદ સભ્યોને અને સામ્યવાદી તથા સમાજવાદી ગણાતી સમાજવાદી ફોરમને દિલ્હીના તખ્તા પૂરતી પોતાની માયા થોડી સંકેલવી પડી. એનો અર્થ એ કે ઇંદિરાજી કોંગ્રેસના નરમ દલ સાથે પણ જવા નથી માગતાં તેમ ગરમ દલ સાથે પણ જવા નથી માગતાં. પણ એ બન્નેની વચ્ચે રહેલા મધ્યમ માર્ગે જવા માગે છે. છતાં એમની ઉદ્દામવાદની જે પ્રતિમા બંધાઈ છે તે તો જાળવવા માગે જ છે. એમને કોઈ મધ્યમમાર્ગી કહે તો જરૂર એમને માઠું લાગે.

સવાલ સિદ્ધાંતનિષ્ઠાનો છે, એમની કુશળતા કે એમની શકિત અંગેનો નથી. જો કોઇ એક સિદ્ધાંત નક્કી થાય તો એ માર્ગે સમસ્ત પક્ષને એક નિશ્ચિત દિશા મળે. પછી જેને પક્ષમાં રહેવું હોય તે રહે અને પક્ષ છોડી જવો હોય તે છોડી જાય. સર્વ સાધારણ કલ્યાણ ભાવના તો સૌમાં હોય છે. એ ભાવના મુજબ ઇંદિરાજી કામ પણ કરી રહ્યાં છે, પણ નિશ્ચિત સિદ્ધાંત ન બતાવતાં હોવાથી સમાજવાદને નામે પક્ષમાં સૌ જેને ઠીક પડે તેમ વર્તે છે. પરિણામે ઘણીવાર શાસક પક્ષની સ્થિતિ વાઘ દીપડાના વન જેવી થઇ રહે છે.

## પ્રગતિનાં બળો

દિલ્હીમાં તો ઇંદિરાજી રીંગ માસ્તરનો વીજળીચાબખો ફેરવે છે. એટલે રાની પશુની જેમ ઘૂરકનારા પણ ચુપચાપ થઇ પોતાની બોડમાં દબાઇ જતા દેખાય છે. મૂળ તો અવિભકત કોંગ્રેસના કાળે પ્રગતિનાં બળો જે ગૂંગળાટ અનુભવતાં હતાં તેને ઈંદિરાજીએ પોતાને પક્ષે વાળ્યાં. લોકશકિત આજે ઈંદિરાજીને પક્ષે હોવાથી એ બળો ઇંદિરાજી સામે આજે હુંકાર નથી કરતાં પણ દેશમાં અનેક સ્વરૂપે તેઓ માથું ઊંચકી રહ્યાં છે.

આ બળોની સાથે ખાંટસ્વાર્થિયા પણ ભળી ગયા છે ને પ્રત્યાઘાતીઓનો પણ જમેલો જામ્યો છે. જેમ પાપી ને પુણ્યશાળી બે ય ભગવાનના નામનો આસરો લે તેમ બધા ઇંદિરા નામનો જ ઓથારો લઈ રહ્યા છે. ભાવિ કળવું કઠીન છે, પણ એમાંથી નવી શકિતનો પ્રાદુર્ભાવ પણ થાય. કેરળમાં યુવક કોંગ્રેસ વિવેકની પાળો તોડીને વહેતી હોય તો પણ આજ સુધી ખ્રિસ્તીઓ અને મુસલમાનોની કોમી શિક્ષણ સંસ્થાઓનું કોઈ નામ નહોતું લઇ શકતું એવી શિક્ષણ સંસ્થાઓને રાષ્ટ્રીય ધોરણે મૂકવાની બન્ને કોમો અને સરકારને યુવક કોંગ્રેસ ફરજ પાડી રહી છે. કેરળમાં જમણેરી અને ડાબેરી સામ્યવાદીઓનું જોર હોવા છતાં એ કોમવાદ કે જાતિવાદના ભોરીંગનું નામ નથી લઈ શકયા, ઉલટ પક્ષે પંપાળતા રહ્યા છે.

## પ્રગતિને રૂંધતાં બળો

એ જ યુવક કોંગ્રેસ આજે પશ્ચિમ બંગાળમાં પણ વહીવટી તંત્રના અજગરને ઊંઘવા નથી દેતી. સિદ્ધાર્થ શંકર રે જેવા મજબૂત મુખ્ય પ્રધાન હોવા છતાં ભ્રષ્ટાચારીઓને યુવક કોંગ્રેસ પીંછ મૂકાવે છે. માર્કસવાદી તંત્ર દરમિયાન તેઓએ પોતાના જે માણસો પશ્ચિમ બંગાળના તંત્રમાં ઘૂસાડેલા એને યુવક કોંગ્રેસ શાક નખાવે છે. પછી તો સૂકા ભેગું

પકડી શકેલું ને નવો નકશો હજી આપણે કંડારી શકયા નથી. એટલે આર્થિક અસમાનતા દૂર કરતા જાઇને ગરીબી અગવવાના આપણા પ્રયત્નો ફળીભૂત થાય ત્યારપછી પણ સામાજિક પરિવર્તન કરવાનું તો બાકી જ રહે છે. સામાજિક પરિવર્તન માટેના સુધારા અવશ્ય થાય છે, પણ એ સુધારા નવા ને નવા પ્રશ્નો ઉભા કરે છે. પરિવર્તન દૂરનું દૂર રહે છે.

## પરિબળો ને પરિવર્તન

માનવીના માનસ પલટા સિવાય કદી સામાજિક પરિવર્તન સધાતું નથી. ચીનને આ વાત વિરોધી રીતે સમજાઈ છે, તે વહેલા મોડી જગતના સર્વ દેશોએ સમજયે જ છૂટકો-છે,- કે સમગ્ર વિશ્વમાં સાંસ્કૃતિક ક્રાંતિ અનિવાર્ય બની રહી છે. વિશ્વમાનસને અજંપો કોરી રહ્યો છે ચીનની હિંસક સાંસ્કૃતિક ક્રાંતિ અને અમેરિકામાં હીપ્પીઓનો તથા ભારતમાં રજનીશજીઓનો ઉદ્ભવ એ સાંસ્કૃતિક અજંપાનું જ કારણ છે ઉકેલ ભલે ન હોય

આપણા દેશમાં સામાજિક ક્રાંતિ પહેલાંના પરિવર્તનો શરૂ થઇ ગયા છે. સામાજિક પરિબળો ઘણું વેગપૂર્વક કામ કરી રહ્યાં છે સામ્યવાદી પક્ષમાં જે મતમતાંતરો થયાં, એમાથી જેને જમણેરી સામ્યવાદી પક્ષનું લેબલ લગાવવામાં આવ્યુ છે તેણે લોકશાહી રીતે સામ્યવાદ સિદ્ધ કરવાનો રસ્તો અત્યારે તો સ્વીકાર્યો છે જ્યારે ડાબેરી ગણાતા માર્કસીસ્ટ સામ્યવાદીઓમાં ત્રણ તડાં પડી ગયાં છે. એ ત્રણે ય હિંસક ક્રાંતિમા માનનારાં બળો છે એમાંથી નક્ષલવાદીઓ અતિમવાદીઓ ગણાય છે, જ્યારે બીજા બે પક્ષો લોકશાહી સમેત ઉપલબ્ધ એવા તમામ સાધનોના ઉપયોગ દ્વારા પોતાનાં ધ્યેય સિદ્ધ કરવામાં માને છે પણ મૂળના સ્વરૂપે તો એમાંનો એકે ય પક્ષ આજે રહ્યો નથી

## ઇંદિરાજી ને સામ્યવાદ

ભારતનું પ્રજાજીવન હજી પછાત વસ્થામા છે એના વિચારો ને આચારનો કબજો હજીયે પુરોહિતોના હાથમાં જ છે. તાલુકા કક્ષા સુધીની જ નહિ પણ ઘણીક તો જિલ્લા કક્ષા સુધીની આગેવાની વૈચારિક દષ્ટિએ, તદ્દન પછાતાવસ્થામાં પડેલી છે જ્યારે રાજ્યકક્ષા સુધીની આગેવાની રાષ્ટ્રીય પ્રગતિશીલ મૂડીવાદી ને સુધારક સંપ્રદાયવાદીની પકકડમાંથી ભાગ્યે જ છૂટેલ છે

ક્રાંતિનાં આજનાં પરિબળો તો પછાતઅવસ્થામાં પડેલી પ્રજાની મૂક જાગૃતિના એ ધાણ છે એમાંથી મધ્યમમાર્ગી નેતૃત્વ જ પેદા થાય છ દિરાજીના વિરોધીઓએ ઈંદિરાજી સામ્યવાદી હોવાના કે સામ્યવાદીઓના હાથમા રમતા હોવાના અને ઇંદિરાજીએ જે ક્રાંતિનો ઝંડો ઉઠાવ્યો તે સામ્યવાદી પ્રેરિત હોવાનાં આક્ષેપો ઉઠાવેલા એક વાત નિ:શંક હતી કે ઇંદિરાજીમાં દેશ નો મધ્યમમાર્ગી અજંપો આકાર લઈ રહ્યો હતો. ઘણાક થાકેલા અને ઘણાક સમજણપૂર્વકના સામ્યવાદીઓ શાસક કોંગ્રેસમાં ભળી ગયેલા અને એ બધા પણ એમ માનતા હતા કે પોતે પોતાના નિયત કાર્યક્રમ ને મનધારી રીતે મુજબ ઈંદિરાજીનું સચાલન કરી રહ્યા છે શાસક કોંગ્રેસની બહાર રહેલ જમણેરી સામ્યવાદી પક્ષે પણ એવી સમજથી જ ઇંદિરાજીને સહકાર આપ્યે રાખ્યો

## સમાજવાદનો અખાડો

પણ છેલ્લી વિધાનસભાએની ચૂટણી પતી ગયે સામ્યવાદીઓએ જાણ્યુ કે એમની બધી શકિત તો ઈંદિરાજીની પ્રતિમાની વધારીને એમની પ્રતિમા ઉભી કરવામા જ ખર્ચાઇ છે શાસક કોંગ્રેસમાં ઈંદિરાજીએ બીજાં બળોની સાથે ઉદ્દામવાદી બળોને પણ આવકાર આપ્યો છે, બુદ્ધિજડ ભાવનાવાદીઓ, મતિજડ કોંગ્રેસીઓ અને રાષ્ટ્રીય મૂડીવાદી બળોને કાબુમાં રાખવા અને વિરોધીબળોની સમતુલા જાળવવા એ એમણે જરૂરી માન્યુ હશે શાસક કોંગ્રેસે ચૂંટણીમાં ચૂટણી માટેના ઢંઢેરામાં જે વચનો આપ્યાં હતાં તેમા નિઃશંક લોકોની અપેક્ષાઓને સંતોષે એવો ઘણો કાર્યક્રમ હતો જ પણ દેશના સાધન સંજોગો જોતાં એક સાથે તેનો અમલ લોકશાહી બંધારણવાળા દેશમાં અશક્ય જ રહે

શાસક કોંગ્રેસમાંના સામ્યવાદીઓ અને

સમાજવાદીઓ આજે તો સંગઠન કક્ષાએ અને સત્તાસ્થાને પણ ઠેકઠેકાણે ઉચ્ચ સ્થાને આવ્યા છે. સમાજવાદી ફોરમ આ બધા માર્કસવાદીઓની દૃષ્ટિએ નરમ પણ શાસક કોંગ્રેસમાં ઉદ્દામવાદી ગણાતાઓનું જ બનેલું છે. આ ફોરમમાંથી ઘણા ગોઠવાઈ ગયા, ઘણા ન ગોઠવાઈ શકયા, ઘણાકને ઇંદિરાજીની સરકારની ગતિ પણ પ્રજાની અપેક્ષાઓને પહોંચી વળે એવી ને ધાર્યા મુજબની પ્રગતિશીલ પ્રમાણિકપણે ન લાગતાં અજંપો ઊભો જ રહ્યો. પરિણામે શાસક કોંગ્રેસની સ્થિતિ સીન્ડીકેટ ને ઇન્ડીકેટના અખાડા જેવી કરી મૂકી. શાસક કોંગ્રેસની મહાસમિતિમાં એના પડઘા પડયા. ઈંદિરાજીએ પક્ષના નરમ અને ગરમદલમાંથી જેને ન ફાવતું હોય તેને પક્ષ છોડી જવા તાકીદ આપી. ફોરમનો વિખવાદ વધ્યો. ત્રણ તડાં પડયાં. અત્યારે ફ્રી સ્ટાઇલ કુસ્તીએ ચડયા છે.

## ઇંદિરાજી મધ્યમમાર્ગી !

કોંગ્રેસના ભાગલા પછી પહેલી જ વાર ઈંદિરાજીએ કાંઇક પોતાનું મન પરખવા દીધું છે. ફાર્મર્સલોબી ગણાતા સંસદ સભ્યોને અને સામ્યવાદી તથા સમાજવાદી ગણાતી સમાજવાદી ફોરમને દિલ્હીના તખ્તા પૂરતી પોતાની માયા થોડી સંકેલવી પડી. એનો અર્થ એ કે ઇંદિરાજી કોંગ્રેસના નરમ દલ સાથે પણ જવા નથી માંગતાં તેમ ગરમ દલ સાથે પણ જવા નથી માગતાં. પણ એ બન્નેની વચ્ચે રહેલા મધ્યમ માર્ગે જવા માગે છે. છતાં એમની ઉદ્દામવાદની જે પ્રતિમા બંધાઈ છે તે તો જાળવવા માગે જ છે. એમને કોઈ મધ્યમમાર્ગી કહે તો જરૂર એમને માઠું લાગે.

સવાલ સિદ્ધાંતનિષ્ઠાનો છે, એમની કુશળતા કે એમની શકિત અંગેનો નથી. જો કોઇ એક સિદ્ધાંત નક્કી થાય તો એ માર્ગે સમસ્ત પક્ષને એક નિશ્ચિત દિશા મળે. પછી જેને પક્ષમાં રહેવું હોય તે રહે અને પક્ષ છોડી જવો હોય તે છોડી જાય. સર્વસાધારણ કલ્યાણ ભાવના તો સૌમાં હોય છે. એ ભાવના મુજબ ઇંદિરાજી કામ પણ કરી રહ્યાં છે, પણ નિશ્ચિત સિદ્ધાંત ન બતાવતાં હોવાથી સમાજવાદને નામે પક્ષમાં સૌ જેને ઠીક પડે તેમ વર્તે છે. પરિણામે ઘણીવાર શાસક પક્ષની સ્થિતિ વાઘ દીપડાના વન જેવી થઇ રહે છે.

## પ્રગતિનાં બળો

દિલ્હીમાં તો ઇંદિરાજી રીંગ માસ્તરનો વીજળીચાબખો ફેરવે છે. એટલે રાની પશુની જેમ ઘૂરકનારા પણ ચુપચાપ થઇ પોતાની બોડમાં દબાઇ જતા દેખાય છે. મૂળ તો અવિભકત કોંગ્રેસના કાળે પ્રગતિનાં બળો જે ગૂંગળાટ અનુભવતાં હતાં તેને ઈંદિરાજીએ પોતાને પક્ષે વાળ્યાં. લોકશકિત આજે ઈંદિરાજીને પક્ષે હોવાથી એ બળો ઇંદિરાજી સામે આજે હુંકાર નથી કરતાં પણ દેશમાં અનેક સ્વરૂપે તેઓ માથું ઊંચકી રહ્યાં છે.

આ બળોની સાથે ખાંટસવાદિયા પણ ભળી ગયા છે ને પ્રત્યાઘાતીઓનો પણ જમેલો જામ્યો છે. જેમ પાપી ને પુણ્યશાળી બે ય ભગવાનના નામનો આસરો લે તેમ બધા ઇંદિરા નામનો જ ચોકારો લઈ રહ્યા છે. ભાવિ કળવું કઠીન છે, પણ એમાંથી નવી શકિતનો આવિર્ભાવ પણ થાય. કેરળમાં યુવક કોંગ્રેસ વિવેકની પાળો તોડીને વહેતી હોય તો પણ આજ સુધી ખ્રિસ્તીઓ અને મુસલમાનોની કોમી શિક્ષણ સંસ્થાઓનું કોઈ નામ નહોતું લઇ શકતું એવી શિક્ષણ સંસ્થાઓને રાષ્ટ્રીય ધોરણે મૂકવાની બન્ને કોમો અને સરકારને યુવક કોંગ્રેસ ફરજ પાડી રહી છે. કેરળમાં જમણેરી અને ડાબેરી સામ્યવાદીઓનું જોર હોવા છતાં એ કોમવાદ કે જ્ઞાતિવાદના ભોરીંગનું નામ નથી લઈ શકયા, ઉલટ પક્ષે પંપાળતા રહ્યા છે.

## પ્રગતિને રૂંધતાં બળો

એ જ યુવક કોંગ્રેસ આજે પશ્ચિમ બંગાળમાં પણ વહીવટી તંત્રના અજગરને ઊંઘવા નથી દેતી. સિદ્ધાર્થ શંકર રે જેવા મજબુત મુખ્ય પ્રધાન હોવા છતાં ભ્રષ્ટાચારીઓને યુવક કોંગ્રેસ પીછ મૂકાવે છે. માર્કસવાદી તંત્ર દરમિયાન તેઓએ પોતાના જે માણસો પશ્ચિમ બંગાળના તંત્રમાં ઘૂસાડેલા એને યુવક કોંગ્રેસ રાડ નખાવે છે. પછી તો સૂકા ભેગું

લીધું પણ બળતું હશે. પણ આજે પક્ષ કે પ્રધાન-મંડળ વાણીમા ઉદ્દામશાહી અને વર્તનમાં મહાજન-શાહી લાંબો વખત ચલાવી શકે તે સ્થિતિ રહેવા નથી પામી. જો કે આજે આ બળો કેટલેક સ્થળે અનિયંત્રિત છે અને ઉદ્દામ બળોના નામે-ઈંદિરાજીના કાર્યક્રમને નામે કેટલાક પોતાનું ધાર્યું પરિણામ લાવવા ભારે ભાંગફોડ આદરી રહ્યા છે.

ગુજરાતનો જ દાખલો લઈએ તો સ્થિર અને સુદઢ વહિવટ વડે ગુજરાતનો સર્વાંગી વિકાસ સાધી શકે એવી ભારે બહુમતિવાળી સરકાર સત્તા પર આવી છે. વળી ગુજરાતમાં સાહસ વૃત્તિ છે, કુનેહ છે, ઊડી સૂઝ છે. જ્ઞાનનો પણ તોટો નથી. આ બધી શકિત વડે ગુજરાતનો અસાધારણ આર્થિક વિકાસ સાધી શકાય તેમ છે. અને ભગવાન ભલી મત આપે આપે તો સામાજિક પરિવર્તનની દિશામાં પણ ઘણું કામ થઇ શકે તેમ છે. વળી ચૂંટાઈને આવેલા ધારાસભ્યોનો મોટો ભાગ શકિતશાળી છે. પ્રધાનો પણ કંઇ કમ નથી. એમાંનાં ઘણા તો અનુભવી ને ઘડાયેલા-કસાયેલા છે. ભાવનાશીલ છે. આમ ચારેય હાથે સરખાઈ હોવા છતાં જૂથબંધીએ જાદવાસ્થળી રચી દીધી છે.

## વચનપાલનને પગલે

આ જૂથબંધી શાસક કોંગ્રેસના ઉદ્ભવ સાથે જ જન્મ પામી છે એમાંથી સંગઠન તો ઊભું થઇ જ શકયુ નહિ, એમ લાગતુ હતુ કે પ્રધાનમંડળ રચાઇ જતાં બધું થાળે પડી જશે. પણ આજે તો સાગરમાં જેમ મગરમચ્છ સેલારા દે તેમ ઘેર અશિસ્ત શાસક પક્ષમાં સેલારા દઈ રહી છે વેરઝેરને કારણે *જીવરાજ મીનસ્ટ્રીએ જ ગુજરાતને* આર્થિક રીતે તરતી સ્થિતિમાં મૂકી દીધેલું. છેલ્લાં વર્ષોમાં તો કશા જ કરવેરા વગર વિકાસ કાર્યક્રમને પહોંચી વળે તેવી ૨૦-૨૦ કરોડની વાર્ષિક આવકવૃદ્ધિ ગુજરાત બતાવતું રહ્યું છે. વળી ગુજરાત રૂઢિચૂસ્ત ગણાય છે, એટલે સામાજિક ક્રાંતિનાં અસાધારણ કદમ ઉઠાવવામાં પહેલ કરી નાખશે એવું ભલે ન માનીએ, પણ વિકાસ કાર્યક્રમોમાં સરટોચ નીવડે એવું શકિતશાળી તો છે જ.

શ્રી. ઘનશ્યામભાઈનું પ્રધાનમંડળ સત્તા પર આવ્યા પછી એણે ચૂંટણીમાં આપેલાં વચનો એક પછી એક પાર પાડવા માંડયાં છે જમીનની ટોચ મર્યાદાનો અને શહેરી મિલકતની ટોચ મર્યાદાનો કાયદો આખા ભારતમાં ઓકટોબર પહેલાં અમલમાં આવી જવા વકી છે. કપાસના બેસી ગયેલા ભાવનો પ્રશ્ન ઘણી કુશળતાથી હલ કર્યો. વીજળીકાપથી ગુજરાતને વધુ સહન કરવા દીધું નથી અને નર્મદા તથા ટાકનરો-ની હડતાલ પણ કુનેહથી પાર પાડી. ખેત મજૂરોને મફત જમીન વહેંચવાની પહેલ માટે તો ઘનશ્યામ-ભાઈની સરકાર ખરેખર, ધન્યવાદને પાત્ર બની છે. મફત માધ્યમિક શિક્ષણ, ગ્રામ વિસ્તારોમાં રોજગારી, કોલેજોમાં રૂા ૨૪૦૦ સુધીની આવકવાળાં માબાપોના વિદ્યાર્થીને ફી રાહત જેવાં અનેક પગલાં ભર્યા છતાં પક્ષના આંતરિક વિખવાદથી જે ઊગી સરવું જોઇએ તે ઊગી સરતું નથી.

## શિખર સુધીની શિસ્તહીનતા

બીજા બધા તો ઠીક પણ પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી ઝીણાભાઇ દરજી જેવા પઢાન પટેલાઓના ઉત્થાનના આગ્રહમાં પ્રધાન મંડળ કે મુખ્ય મંત્રી સાથેના આંતરિક મતભેદોને જાહેરમાં વાચા આપે ત્યારે બીજાઓ પાસેથી શું અપેક્ષા રાખવી? શ્રી. ઝીણાભાઈ દરજી સત્ત્વિક પ્રકૃતિના નિષ્ઠાવાન સેવક છે સુરત જિલ્લામાં કોઇ ન કરી શકે એવું કામ એમણે કરી બતાવ્યું છે.

વળી સ્થપિત હિતોના પ્રતિનિધિઓને સરકાર દારા રચાતી સમિતિઓ અને મંડળોમાં સભ્ય તરીકે *નહિ મૂકવા જોઇએ, એવો એમનો આગ્રહ સ્તુત્ય છે.* પણ સ્થાપિત હિતો તો અનેક પ્રકારનાં હોય છે. સમાજવાદી ફોરમ એક સ્થાપિત હિત નથી? આપણા પ્રધાનોમાંથી કેટલાક સ્થાપિત હિતોનું પ્રતિનિધિત્વ નથી કરતા? ધારાસભ્યોમાં માલદાર ખેડૂતોનાં સ્થાપિત હિતો ખરા કે નહિ? કેટલાક ધારાસભ્યો જ્ઞાતિઓના સ્થાપિત હિતો નથી ધરાવતા? માત્ર મૂડી જ નહિ, પણ જેમ પૈસો તેમ પ્રતિષ્ઠા, સ્થાન ને સત્તાનાં સ્થાપિત હિતો નથી બંધાઇ ગયાં? ત્યારે

પક્ષમાં એક બીજાને ઉથલાવવાનો ગજગ્રાહ ચાલે છે તે સ્થાપિત હિતોનો નથી તો કોનો છે ?

જ્યારે ખુદ પ્રદેશ સમિતિના પ્રમુખ જ વિવેક વિનય કે સ્વયંશિસ્તની ખેવના ન કરે તો પછી બીજા જે શિસ્તભંગ કર્યે રાખે એને તેઓ કઈ રીતે અટકાવી શકે ? એમના જેવા ગંભીર પ્રકૃતિના માણસ પોતાને પક્ષમાં રહેલા કેટલાક ઉથલાવી નાખવા માગે છે એવી જ્યાં ત્યાં ફરિયાદો ઉચ્ચારે પછી એમની પાસે પક્ષનો કયો દુખિયો ફરીયાદ કરવા જાય ? દાકતર દર્દનાં રોદણાં રડે એની પાસે કયો દરદી જાય ?

## આ પ્રધાનો કોને વફાદાર ?

એ જ રીતે શાસક પક્ષમાંનું સમાજવાદી ફોરમ એવા ઠરાવો કરે કે એવી લાગણી ઉચ્ચારે કે ફોરમ પક્ષના નિર્ણયોથી બંધાયેલું છે પણ પ્રધાનમંડળના નિર્ણયોથી નહિ, એમાં પક્ષના જ પ્રધાનમંડળની અવગણના અને ઇન્કાર નથી રહેલાં ? એની સામે ઝીણાભાઇ શું પગલાં ભરી શકે ? ફોરમનું એ વર્તન સ્પષ્ટ બતાવે છે કે એણે પ્રધાનમંડળનો સ્વીકાર નથી કર્યો. એમાં તો ઇંદિરાજીનો પણ અસ્વીકાર રહેલો છે.

એટલેથી આ પ્રકરણ અટકતું નથી. ફોરમ એ બેઠકમાં દારૂબંધી ઉઠાવી લેવા, લોટરી ચાલુ કરવા અને ગાંધીનગરને પાટનગર ન બનાવવા ઠરાવો થયા. આ ત્રણેય ઠરાવો પ્રધાનમંડળના નિર્ણયોની વિરુદ્ધના ઠરાવો હતા. આ બેઠકમાં બે કેબીનેટ પ્રધાનો એક શ્રી. જસુભાઈ મહેતા અને બીજા ડૉ. વાસુદેવ ત્રિપાઠી હાજર રહેલા. બન્ને કાંઈ ન બોલ્યા. વિરોધ ન કરવો એ સંમતિમાં જ ગણાય ને ? ત્યારે આ બે પ્રધાનો કોને વફાદાર ગણવા, સમાજવાદી ફોરમને કે પ્રધાન મંડળને ? જો પ્રધાન કક્ષાના માણસો મુખ્ય પ્રધાન પ્રત્યે આવું બેવફાઈભર્યું વર્તન દાખવે તો પછી પક્ષના સભ્યો કે સામાન્ય પ્રજાજનો પાસેથી ઉચ્ચ ચારિત્ર્યની અપેક્ષા કઈ રીતે રાખી શકાય ?

## ફોર વગરની ફોરમ

એ પછી ફરીથી સમાજવાદી ફોરમની બેઠક મળી ત્યારે દારૂબંધી હળવી કરવાનો પ્રશ્ન સભ્યોની ઈચ્છા ઉપર છોડી દેવાયો. પાટનગર ખસેડવાનો પ્રશ્ન પ્રદેશ સમિતિ ને વિધાનસભા પક્ષ પાસે રજૂ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. દસ લાખ એકર જમીન પ્રાપ્ત કરવાની ઝીણાભાઇ સમિતિની ભલામણનું સમર્થન કરવામાં આવ્યું. ને બીજા ઘણા ઠરાવો કરવામાં આવ્યા.

પછી ગુજરાત સરકાર, પ્રદેશ સમિતિ ને મહાસમિતિ સમક્ષ ફોરમનાં મંતવ્યો રજૂ કરવા સમિતિ રચવામાં આવી.

આ સમિતિમાં પ્રધાનમંડળના સભ્ય ડૉ. વાસુદેવ ત્રિપાઠી પણ ખરા. શ્રી. ત્રિપાઠી સરકારમાં જ છે. એટલે પોતાની સરકાર પાસે પોતે પોતાના જૂથનું પ્રતિનિધિત્વ કરવા જાય ? એટલે કે એ શાસક પક્ષ વતી નહિ પણ પોતાના જૂથ વતી સરકારમાં બેસે છે. એ સરકારને નહિ, પક્ષને નહિ પણ પોતાના જૂથને જ જવાબદાર છે. અને મહાસમિતિમાં કોઈ પણ પ્રકારનું મંતવ્ય ગુજરાત શાસક પક્ષ તરફથી થાય કે પક્ષથી જુદું પોતાના જૂથ તરફથી ?

## અશિસ્તના વિષારિ લોરીંગો

આ સ્થિતિમાં ગુજરાતના શાસક કોંગ્રેસ પક્ષનું રાજકારણ આજે સબડે છે. સમાજવાદી ફોરમ આ પ્રકારનું વર્તન કેન્દ્રની સરકારમાં કે શા. કોં.ના સંસદપક્ષમાં કરી શકે ખરું ? સમાજવાદી ફોરમનો કેન્દ્રનો કોઈ પ્રધાન ઇંદિરાજી પ્રત્યે આવી નાફરમાની આચરી શકે ખરો ? અને ઈંદિરાજી ચલાવી લઇ શકે ખરાં ? એટલા માટે જ સમાજવાદી ફોરમના સભ્ય ને કેન્દ્રના પ્રધાનમંડળના પણ સભ્ય શ્રી મોહન ધારિયાએ ફોરમને વીંખી નાખવાની સલાહ આપી હશે. ફોરમને બચાવી લેવાના હેતુથી જ કદાચ એના પ્રમુખ અર્જુન અરોરાએ ફોરમની ભૂમિકા નવેસરથી નક્કી કરવાનું નિવેદન કર્યું હશે.

રાષ્ટ્રના સ્તરે જે થાય તેની અસર રાજ્યના સ્તરે જરૂર થશે, પણ ગુજરાતમાં અશિસ્તના બોરી-

ગોને છૂટા મૂકવામાં આવ્યા છે તે ગુજરાત સમસ્તના પ્રાણવાયુને વિધારિ કરી રહ્યા છે. એની અસરો ગુજરાત વ્યાપક બની છે. જમીનની ટોચ મર્યાદાના પ્રશ્ને જિલ્લા કક્ષના પક્ષના આગેવાનો ઉઘાડો વિરોધ કરવામાં વિરોધપક્ષો સાથે જોડાયા છે. એવા સભા સમારંભોમાં જમીનની ટોચ મર્યાદા વિરૂદ્ધ ક્યાંક ઠરાવો કર્યા છે તો ક્યાંક આંદોલનોની ધમકીઓ ઉચ્ચારી છે. ઠેર ઠેર ખેડૂત મંડળો ઊભાં થવા માંડ્યા છે, ને ક્યાક તો આવાં ખેડૂત મંડળો શાસક પક્ષના જિલ્લા કક્ષાના આગેવાનોએ જ ઊભાં કર્યાં છે.

## કપાસના ભાવને બહાને

કોઈ કોઈ પ્રધાનોએ અને પ્રદેશ સમિતિના પ્રમુખે જમીનની ટોચ મર્યાદા વિરૂદ્ધનાં આંદોલનોને પડકાર આપીને સામનો કરવાનાં વેણ ઉચ્ચાર્યાં છે તો એવાં આંદોલનોમાં ભાગ લેનારાઓ ઉપર શિસ્ત ભંગનાં પગલાં ભરવાની તાકીદ પણ આપી છે. પણ કોણ કોની સામે શિસ્તભંગનાં પગલાં ભરે ?

સમજવા જેવાં છે આ બધાં આંદોલનો સૌથી પહેલાં તો કપાસના ભાવ બેસી ગયા એમાં સરકાર ગુનેગાર હોય એમ સરકાર ઉપર આક્ષેપો થયા. ખેડૂત આંદોલનો માટેની ધમકીઓ અપાઈ. પછી ખેતીવાડી ખાતા ઉપર પ્રહારો થયા. આ આંદોલનોમાં જેમનો ચૂંટણીઓમાં અને અન્ય રીતે અસંતોષ સળગતો હતો એવા વિરોધ પક્ષો સાથે શાસકપક્ષના પણ ઘણા ભળ્યા. ગુજરાત સરકાર ને ભારત સરકારે શક્ય એટલું રૂ ખરીદવાનો તાબડતોબ બંદોબસ્ત કર્યો. પણ બન્ને સરકારોની મર્યાદા હતી. બધા ખેડૂતોનું બધું રૂ ખરીદી લેવાની કોઇ સરકારની ગુંજાયશ ન હોઇ શકે. તેમ એકાએક કરોડો રૂપિયાનો કપાસ ખરીદાતાં એમાં ક્યાંક ક્યાંક ખાયકીનો પણ સંભવ આજના સંજોગોમાં ખરો જ.

## અસંતુષ્ટોનો જમેલો

વિરોધપક્ષો તો કપાસના પ્રશ્નને રાજકીય પ્રશ્ન બનાવે તે અતિ સ્વાભાવિક છે પણ શાસક પક્ષમાંથી જેમને સરકાર ઉપર દાઝ હતી, ખેતીવાડી ખાતા ઉપર દાઝ હતી કે ખેતીવાડી ખાતાના પ્રધાન ઉપર દાઝ હતી એમને જાણે કે સુવર્ણ અવસર પ્રાપ્ત થયો. વરસાદ આવી જાય તે પહેલાં કપાસના પ્રશ્નને ખેતીવાડી ખાતાના મંત્રી વિરૂદ્ધના આંદોલનનું રૂપ આપવાની ઝડપ કરવામાં આવી. આ આંદોલનને સરકારમાં બેઠેલાઓના આશીર્વાદ ન હોત તો તે ઊભું જ ન થવા પામત.

રાજકોટ જિલ્લાને આ આંદોલન માટેનું કેન્દ્ર બનાવવામાં આવ્યું જિલ્લા પંચાયત અને જિલ્લા સહકારી બેન્કના પ્રમુખ શ્રી વલ્લભભાઇ પટેલ એના સરસંચાલક બન્યા. શ્રી. વલ્લભભાઈ પોતાના જે સાથીઓને માથે શિસ્તભંગનાં પગલાં લેવાયાં છે તે, અને જેમણે શાસક કોંગ્રેસનો ચૂંટણી ટાણે વિરોધ કરેલો ને સાથે ઊભા રહેલા તે બધા તો શ્રી. વલ્લભભાઈની આવી પ્રત્યેક વિરોધી પ્રવૃત્તિમાં રામાં જમણા હોય જ, ઉપરાંત સામ્યવાદી વલણ ધરાવતા અને માર્કસવાદી સામ્યવાદી પક્ષમાંથી શાસક કોંગ્રેસમાં ભળેલા શ્રી. ચીમનભાઈ મહેતા, પોપટલાલ વસેયા નાનજીભાઇ ભાલોડી વગેરેએ પણ વલ્લભઇ સાથે ઉમળકા હાથ મિલાવ્યા.

## સામ્યવાદી ચાલ

આ જૂના સામ્યવાદીઓ શાસક પક્ષમાં ભળ્યા તે પહેલાં વલ્લભભાઇનો અને તેમની ખેડૂત પ્રવૃત્તિનો પ્રત્યાઘાતી બળોની નેતાગીરી તરીકે વિરોધ કરતા. એમના ખેડૂત મંડળનો પણ વિરોધ કરતા ને એ પ્રવૃત્તિને કોમવાદી પ્રવૃત્તિ તરીકે ચીતરતા વલ્લભભાઈની પ્રવૃત્તિમાં હજી ખીજો કોઇ ફેર પડયો નથી. પણ સામ્યવાદીઓ પોતાની જૂની ચાલ મુજબ ભાંગફોડ કરતા જવી, ભાગલા પાડતા જવા, સામસામા એ ભાગલાને બઢાવતા જવા અને બધા પક્ષે ને ખોખરા બનાવીને લાભ લેતા જવો એ રીતરસમ મુજબ શ્રી ઘનશ્યામભાઈના પ્રધાનમંડળને ખોખરું કરવા વલ્લભભાઈ અને એના જૂથને હવે સાધન બનાવી રહ્યા છે. આવા બધા સબ્યોનું જ સમજવાદી ફોરમ રચાયેલું છે. આમ જિલ્લા કક્ષાથી રાજ્યકક્ષા સુધી આ ફોરમનું કામકાજ ભાંગફોડનું જ રહ્યું છે.

કપાસના ભાવને નામે આ બધાએ ભેગા થઇને આ ગુજરાત સરકારની વિરુદ્ધનાં જ વ્યાખ્યાનો કર્યાં. ખેતીવાડી ખાતાના મંત્રીશ્રીનું નામ લઇ લઇને એમની પ્રતિમાને બદનામ કરનારો પ્રચાર વહેતો મૂકયો. ગુજરાત સરકાર પાંચ વરસ કાઢશે કે કેમ એનો અંદેશો વ્યકત કરવામાં આવ્યો, ખેડૂતોનાં હિત આ સરકારમાં સલામત ન હોઇને ખેડૂત મંડળ રચવાનો નિર્ણય કર્યો. સામ્યવાદીઓ તરફથી એમ કહેવાયું કે આ ખેડૂતોની સભા, આંદોલન કે ખેડૂત મંડળની પ્રવૃત્તિમાં કોઇ કોમવાદ-જ્ઞાતિવાદ નથી: 'કોણ કહે છે કે રાંપાનો ઘા' જેવું કર્યું.

## વલ્લભભાઇની અમૃત સંજીવની

સરકારમાં વલ્લભભાઈ જેવા તકવાર છે તેવા બે પ્રધાનો છે. શ્રી ચીમનભાઈ પટેલ તથા શ્રી ધીયા. સમાજવાદી ફોરમના એક પ્રધાન છે ડૉ. વાસુદેવ ત્રિપાઠી. વલ્લભભાઈ સાથે સામ્યવાદીઓએ જે હાથ મિલાવ્યા છે તેમાં સમાજવાદી ફોરમના પ્રતિનિધિ-પ્રધાનના આશીર્વાદ હોય જ. જયારે વલ્લભભાઈની આવી પ્રત્યેક પ્રવૃત્તિને શ્રી ચીમનભાઇ પટેલ અને શ્રી. ધીયાના ઉઘાડા આશીર્વાદ મળ્યા કરે છે. શ્રી. વલ્લભભાઇ જયારે જયારે થાકે ત્યારે ત્યારે એમને સુંઘવાની એ અમૃત સંજીવની છે.

આ શ્રી. વલ્લભભાઇને સામ્યવાદીઓએ પોતની સંપ્રદાય વિરોધી પ્રવૃત્તિમાં પણ ખેંચ્યા. દિલ્હીથી શ્રી સુભદ્રા જોષીનાં રાજકોટ જિલ્લામાં જે વ્યાખ્યાનો ગોઠવાયાં, તેમાં વલ્લભભાઇ જ્ઞાતિવાદનો વિરોધ દેખાડવામાં એટલે સુધી આગળ ગયા કે દરેક જ્ઞાતિની બોર્ડીંગો બંધ કરી દેવી જોઇએ, એનું રાષ્ટ્રીયકરણ કરી નાખવું જોઇએ. પોતે પટેલવાદમાં-જ્ઞાતિવાદમાં માનતા નથી એવું પ્રતિપાદન કરવા તેમને આટલે સુધી જવું પડયું. હકીકત એથી ઉલટી જ છે. વલ્લભભાઇના જ બધા કેદારો પટેલ બોર્ડીંગો ચલાવે છે. એટલે વલ્લભભાઇએ શરૂઆત ઘરથી જ કરવી જોઇએ.

## વિઘાતક જ્ઞાતિવાદ

કણબીવાદના પ્રત્યાઘાતો સૌરાષ્ટ્રને આજે ઠેર ઠેર જ્ઞાતિવાદમાં વહેંચી રહ્યા છે. કોળી, આયર, કારાડ્યા વગેરેની જ્ઞાતની ધોરણે રાજકીય પ્રવૃત્તિ અવારનવાર માથાં ઊંચકયા જ કરતી. ત્યારબાદ તેર તાંસળીની પ્રવૃત્તિ ચાલી. વિધાનસભાની ચૂંટણી પછી શાસક કોંગ્રેસના ધારાસભ્યોનાં સન્માન-બહુમાન હવે જ્ઞાતિના ધોરણે થઇ રહ્યાં છે. એવું એક ઘેડિયા કોળીઓનું સંમેલન થયું જ્ઞાતિના છાત્રાલયનું વેરાવળના કોળી ધારાસભ્ય મશરીભાઇને હાથે ઉદ્ઘાટન થયું. કચ્છ સૌરાષ્ટ્રના આયર ધારાસભ્યોનાં સન્માન-બહુમાન જ્ઞાતિના ધોરણે થઇ રહ્યાં છે ને આયર જ્ઞાતિનાં સંગઠન એની આસપાસ વણાઈ રહ્યાં છે. ત્યારે કેશોદમાં રાજપૂતોનું સંગઠન મજબૂત બનાવવાની પ્રવૃત્તિ ચાલે છે.

સવાલ એ છે કે આ બધા પ્રથમ ખેડૂત છે? પ્રથમ કણબી, કોળી, આયર, રજપૂત, કારડિયા છે? પ્રથમ શાસક કોંગ્રેસી છે? પ્રથમ હિંદી છે કે પ્રથમ રાષ્ટ્રના નાગરિક છે? ખેડૂ શબ્દ હવે એક રાજકીય મહેચ્છાઓ સાધવાનું સાધન બન્યું છે. વલ્લભભાઈના ધોરણે ખેડૂત પ્રવૃત્તિ આગળ વધશે તો એ જ્ઞાતિના ધોરણે વહેંચાતી જશે. એ જ્ઞાતિઓનું એસોસીએશન વલ્લભભાઇ માટે શકય નહિ રહે. પછી તો સોદાબાજી ઉપર જ એનો ટેકો કોઈ પણ મેળવી શકશે. અને વલ્લભભાઇ તો કણબીમાં પણ લઘુમતિના પ્રતિનિધિ છે. એટલે જ પોતે જ્ઞાતિનો ખેડૂતોને નામે ઉપયોગ કરતા જઈને જ્ઞાતિવાદનો વિરોધ કરતા થયા લાગે છે. એમની કણબીવાદની પ્રવૃત્તિના વિઘાતક પ્રત્યાઘાત સૌરાષ્ટ્રમાં પડી રહ્યા છે. ગુજરાત રાજ્યના આજના ખેતીવાડી મંત્રી શ્રી રતુભાઈ અદાણીને ઉનાની ચૂંટણીમાં હરાવવા કણબીવાદનાં પ્રેરક બળો જ કામ કરી રહેલાં.

## અનિષ્ટ અટકાવો

ગુજરાતમાં રહેલાઇ રહેલાં રાજકારણનાં પાણીનાં મૂળ અહીં જ પડયાં છે. ચૂંટણી દરમિયાન શ્રી. વલ્લભભાઈ સમેત જિલ્લે જિલ્લે જે લેકોએ શાસક કોંગ્રેસનો ખુલ્લો દ્રોહ કર્યો, ખાનગી રીતે એને પ્રોત્સાહન આપ્યું, પક્ષની ચૂંટણી અંગે જે નિવેદનો કરી કરીને નિરસ રહ્યા, આવી ઉધાડી ભાંગફોડ કરનારાં બળોને ઊગતાં ડામી દેવાની જરૂર હતી, આવી ઘોર શિસ્ત ભંગ માટે ચમરબંધીઓ ઉપર પણ પગલાં ભરી લેવામાં આવ્યાં હોત તો

કોંગ્રેસ પ્રમુખ ગુજરાતમાં આવ્યા અને વિધાનસભાની ચોમાસુ બેઠક શરૂ થઈ એ જ ટાણે કપાસના ભાવમાં થયેલા ભ્રષ્ટાચારને નામે ઉપવાસનાં નાટક વલ્લભભાઈ અને એના સાથીઓને ભજવવાની વેળા ન રહી હોત.

આશ્ચર્યની વાત તો એ રહેલ છે કે ઘેર શિસ્તભંગ કર્યે જતા વલ્લભભાઈને બધી રીતે પોષણ આપનારા પ્રધાનો જ શિસ્તભંગ અંગેની સમિતિમાં બેઠેલા છે. પછી કોણ કોના માથે શિસ્તભંગનાં પગલાં ભરે ? રાજકોટના શાસકપક્ષના બન્ને જૂથો તરફથી કોંગ્રેસ પ્રમુખ શ્રી. શર્માને શિસ્તભંગ માટે આમને સામને પગલાં ભરવાની ફરિયાદો થઈ એ પણ એમના આંદોલનનો જ એક ભાગ છે.

રાજકારણનાં પાણી આમ ડહોળાઈ રહ્યાં છે ત્યારથી, શાસકપક્ષની, પ્રધાનમંડળની અને ગુજરાતની પ્રતિમા કલુષિત થઈ રહી છે. જનતા માટે ભરાઈ રહેલાં કલ્યાણકારી પગલાં ઊગી શકતાં નથી. સ્થિર અને સુદૃઢ શાસન માટેની ગુજરાતનાં સર્વાંગીણ વિકાસની સંભાવના ઊભી થઈ એની જોડાજોડ અહમદશાહ અને માણેકશાનો ખેલ ભજવાઈ રહ્યો છે. હવે તો જનતાએ હાકલ કરવી પડશે કે "બસ કરો આ બેઈમાની અને બેવફાઈભરી ગુજરાતને વિનાશક પ્રવૃત્તિ".

## વિશ્વાસ ડખોળાય છે

જો ગુજરાતના રાજકારણનાં પાણી આ રીતે ડહોળાતાં જ રહેશે ને સ્થિર નહિ થવા દેવામાં આવે તો ગુજરાતમાં સ્થિર અને સુદૃઢ એવી વિકાસની તમામ સુવિધાઓ હોવા છતાં ગુજરાત બરબાદ થશે. આમાં માત્ર રાજકારણ જ નથી ડખોળાતુ પણ પ્રજાનો વિશ્વાસ ડખોળાય છે. રાજ્ય તરફથી પ્રધાન, પ્રધાનો કે મુખ્યપ્રધાન તરફથી પ્રજાહિતના ગમે તેવી જાહેરાત કરવામાં આવે છતાં જનતાને એમાં વિશ્વાસ ન બેસે, અથવા તો એનો સ્વાદ કે સુવાસ ઊડી જાય એવી સ્થિતિ પ્રવર્તા કરે છે ઉપરાંત વહીવટી તંત્રને જેનો અમલ કરવાનો હોય એવા કાયદાના શાસનમાં શિથિલતા આવે એવી સ્થિતિ ઊભી કરી દેવામાં આવી છે.

સરકાર જે નીતિ અખત્યાર કરે એ નીતિમાં એના પ્રધાનો, ધારાસભ્યો ને પક્ષને વિશ્વાસ હોય તો જ પ્રજાને એમાં વિશ્વાસ બેસે. કોઈ પણ નીતિ અંગે પક્ષમાં કે સરકારમાં બે મત પ્રવર્તતા હોય એનો અમલ પણ વહીવટી તંત્ર તરફથી શંકાશીલ રીતે જ થાય. પછી નીતિ ગમે તેવી સારી હોવા છતાં, પ્રજા એનો લાભ ઉઠાવતી હોય છતાં પ્રજામાંથી એને આદર આવકાર ન જ મળે.

## સ્થિરતા હોય તો જ કાર્યક્ષમતા

જો પક્ષમાં એક રાગ ન હોય અને પ્રધાનમંડળમાં એકવાક્યતા ન હોય તો વહીવટી તંત્ર પાસેથી બહુ અપેક્ષા નહિ રાખી શકાય. ૨૫ વરસ પહેલાં આ દેશમાં જેવું વહીવટી તંત્ર હતું એના કરતાં આજે અનેકરીતે વધુ ખરાબ છે. એનું કારણ પક્ષની અને પ્રધાનમંડળની નબળાઈઓ તંત્રવાહકો પારખી જાય છે, પછી પ્રજાને અને પ્રધાનોને મૂરખ બનાવવાનું તો વહીવટી તંત્રને આબાદ આવડે છે. કારણ કે ધારાસભ્યો ને પ્રધાનો તો બસ્સાના જ રહે છે, ને વહીવટીતંત્ર એનું એ હેય છે. પ્રધાનમંડળની એકવાક્યતા અને સ્થિરતા ઉપર જ વહીવટીતંત્રની કાર્યક્ષમતાનો આધાર રહે છે.

## ગુજરાતની આવતીકાલ

પ્રધાનમંડળની એકવાક્યતા માટે પક્ષમાં એકરાગ હોવો જોઈએ. પક્ષના એકરાગ માટે પાયામાંથી સંગઠન મજબૂત હોવું જોઈએ. પણ વિધિની વક્રતા એ છે કે શાસકપક્ષની સભ્યનોંધણીમાં જ ભારે મોટી ગોલમાલ ચાલી રહી હોવાનો પ્રદેશ સમિતિના પ્રમુખે જ જાહેર કર્યું છે એ જાહેરાત મુજબ સ્થાપિત હિતો–એટલે કે પક્ષમાં રહેલાં જુદાં જુદાં જૂથો દ્વારા બોગસ સભ્યનોંધણી થવાની પ્રત્યેક સંભાવના બોલાય છે. અને સભ્ય નોંધવાનું કાર્ય ઉપાડવાને બદલે એક બીજાના પગ ખેંચવાનું કામ જોરશોરથી ચાલે છે. છેક છેલ્લી ઘડીએ સંસ્થા કોંગ્રેસમાં બનતું હતું તેમ બોગસ સભ્યપદો ભરાઈ જશે ઓક્ટોબરમાં ચૂંટણી થવાની હોય તો આ બોગસના પ્રતિનિધિઓ બોગસથી સારા તો નહિ જ હોય. જિલ્લે જિલ્લે આ માટે ખેંચતાણ શરૂ થઈ ગઈ છે. અને આ બધું તાલુકા, જિલ્લા ને રાજ્યપક્ષના આગેવાનો જ કરાવી રહ્યા હોય તો ગુજરાતની આવતીકાલ કેવી ઊગશે ?

# બહેનની ખાતર ભાઈનો ત્યાગ

( વર્તમાન ઘટના )

પિંગળશીભાઈ ગઢવી

ભાલ પ્રદેશમાં બાવળીઆળી ગામમાં ચતુરસિંહ બાપુનું ઘર એટલે આવ્યા ગયાને આવકારનું ઠેકાણું. જેવાં મહેમાન એવી સરભરા. ઘરની સ્થિતિ સાધારણ હોવા છતાં કોઈદી કસાણું મોઢું નહિ.

ગરાસ ચાસ તો વરસો પહેલાં ખવાઇ ચવાઈ ગયો છે. જાત મહેનત ઉપર ઘરનો નિભાવ કરે છે છતાં ગામમાં માનપાન સારાં, પ્રથમના અપલખણ ગરાસ ભેળાં વેચાઈ જવાથી ઘરનું વાતાવરણ ચોમાસું ઉતરાઉતાં આછરેલાં નીર જેવું નિર્મળ થઇ ગયું છે.

ચતુરસિંહ બાપુને સંતાનમાં બે દીકરા અને બે દીકરીઓ. દીકરામાં મોટા રણુભા અને દીકરીમાં લીલાબા.

ભાવનગર રાજમાં પલ્ટનની નોકરીમાં રજપૂતોને ફરજીઆત ભરવામાં આવતા. દીકરો રણુભા અઢાર વરસનો થયો ત્યારથી નોકરીમાં ચડાવી દીધો છે બીજો દીકરો પણ ધંધે લાગી ગયો છે. એટલે આખું કુટુંબ આનંદથી રોટલા ખાય એવી સગવડ થઈ ગઇ છે.

દીવો કરતાંની સાથે જેમ જુગ જૂનું અંધારૂં નાસી જાય એમ કોઇ ઉચ્ચ કોટિના આત્માનાં આગમનથી ઘરનું વાતાવરણ પવિત્ર બની જાય છે. લીલીબાના જન્મ પછી આ ઘર ઉપર પ્રભુની કૃપા ઉતરી ને ઘરનું વાતાવરણ સૌ જોઇને રાજી થાય એવું થઈ ગયું.

લીલીબાને સમજણાં થયાં ત્યારથી પ્રભુ ભજનમાં અનહદ પ્રીતિ. એક તો પ્રભુ ભજનનો પ્રભાવ અને લીલાબાના અંતરની ભાવના ફળતાં ચતુરસિંહ બાપુનું ઘર આસુરી વૃત્તિના ધામા મટીને દેવ મંદિર જેવું બની ગયું. દિવસ આખો કામકાજની સાથે પ્રભુના જ ગુણ ગવાતા હોય. સાંજે હંમેશા આડોશ પાડોશમાંથી પંદર વીસ બાઇઓ ભેળી થાય. કોઇ દી કીર્તન કરે ને કોઇ દી ધૂન કરે. આમ ઉચ્ચ પ્રકારના ધાર્મિક સંસ્કારને લઇ ચતુરસિંહ બાપુનું ઘર જ્ઞાતિમાં ઠીક ઠીક ગણતરીમાં આવી ગયું, એટલે સ્થિતિમાં સાધારણ હોવા છતાં લીલાબાનું સારે ઠેકાણેથી માંગુ આવ્યું.

ગરાસદારોમાં દીકરીનું સામેથી માંગુ આવે એ તો મોટી વાત કહેવાય. નહિતર ખીસામાં નોટુંના થોકડા નાખીને ગોતવા નીકળે તો ય મૂરતીઆ હા ન પાડે, મોઢે માગ્યાં દામ આપે ત્યારે દીકરી વરે.

લીલાબાનું માંગુ આવતાં ભાવનગર રાજમાં પલ્ટનમાં નોકરી કરતા સંસ્કારી ને દેખાવડા યુવાન સાથે વર વિક્રયનો એક પૈસો ગુંજે નાખ્યા સિવાય લીલાબાનો સબંધ કર્યો, ને તેર વરસની ઉંમર પૂરી થતાં ઘરની ત્રેવડ પ્રમાણે ખરચ કરી ફેરા ફેરવી દીધા.

લીલાબાનો જીવડો તો દુનિયાની જંજાળથી નિરાળો રે'વા માગતો હતો પણ ઋણાનુબંધ કોઈને છોડતા નથી :

**મનસુબા માનવ તણા, એટલા બધા અડીક;**
**ભાંચળીઓ લખમણ ભણે, ઠાકર કરે ઇ ઠીક.**

લગ્ન પછી ત્રીજે વરસે લીલાબાને એક દીકરીનો જન્મ થયો. દીકરી એકાદ વરસની થઇ ત્યાં લીલાબાનો ગૃહસંસાર પૂરો થયો. કામીને ખતરાવતા વાળે કાયમને માટે ફાની દુનિયા છોડીને લીલાબા દુખાણા, પછી આ ઘરમાં લીલાબાનું કોણ?

સાસરિયામાં સૌ સૌનું માંડ કરે છે ત્યાં લીલાબાની વેઠય કોણ ઉપાડે? વળી વર વિનાની વહુ ઉપર હેત કેવુંક હોય? જૂની રૂઢિના માણસો તો માનતા કરતા હોય કે આનાં પગલાં પાછાં કયારે થાય. ઘરમાં સાપણ્ય બેઠી હોય એવી વસમી લાગે. 'એનું મોં કોણ જુએ.' એમ કહીને આડો છેડો નાખી જાય. એમાંય વળી લીલાબાની રીત તો સૌથી ન્યારી

લીનાબાએ કેટલાય ક્ષત્રીભાઇઓને વ્યસનમાંથી મુકિત અપાવી છે, કેટલાય તોફાની તત્વોને માણુસાઈની પાઠ શીખવી મારગે ચડાવ્યા છે.

હરે રામની ધૂનનો ખૂબ પ્રચાર કરી ગામડે ગામડે ટહેલ નાખી એમના ગુરૂદ્વારે ગોંડલમા મહાત્મા લોહ લંગરીની જગ્યામાં સદાવ્રત શરૂ કરાવ્યુ છે.

આ લીલાબા "ધૂનવાળા બા" નામે ઓળખાય છે. હાલમા જામનગરમા ભાઇ રણુભા ભેગાં રહે છે.

રણુભાએ બાપુને આપેલ વચનનું પૂરેપૂરૂં પાલન કર્યું છે, અને પોતે આજ દિવસ સુધી કુંવારા રહ્યા છે, તેમ લીલાબાને મોઢેથી પડતો બોલ ઝીલે છે.

હાલમા રણુભાની ઉમર ચોપન વરસની છે અને લીલાબાની ઉમર અડતાલીસ વરસ છે. રણુભા ભાવનગરનું પચીસ રૂપિયા પેન્શન લઇ પંદર વરસ થયાં જામનગરમા મેડીકલ કોલેજમાં પટાવાળાના નાયક તરીકેની નોકરી કરે છે. લીનાબાની દીકરીને ભણાવી ગણાવી સુસંસ્કાર આપી સારા હોદ્દા પર નોકરી કરતા શિક્ષિત સુજ્ઞાન સાથે લગ્ન કરી આપી બહેનને ફરજમાથી મુકત કર્યા છે.

આમ રણુભા બેનની સેવા કરે છે અને બેન રણુભાની મઢીનુ મંદિર બનાવી કૂવના દશા જેવી કાયને તપના તાવડે તાવી અનેકનો વિસામો થઈને બેઠાં છે લીલાબાને સાહિત્યનો પણ સારો અભ્યાસ છે મીરાંની જેમ અનેક પ્રભુપદની રચના કરી ભકિતનો પ્રભાવ પાથરી સર્વોતમ સંસ્કારના પંથને ઉજાળી રહ્યા છે

❦

## તુંહીં કયા કરસી બંદા !

બંદા બોત ન ફૂલીએ, ખુદા ખમેગા નાહિ;
જોર જુલમ કીજે નહિ, મરત લોક કે માંહિ.

મરત લોક કે માહિ, તુજરબા તુરત બતાવે,
જો નર કરે ગુમાન, સોઇ નર ખતા ખાવે.
કહે દીન દરવેશ, ભુલ મત ગાફલ ગંદા!
ખુદા ખમેગા નાહિ, બોતે મત ફૂલો બંદા!

બંદા કહેતા, મે કરૂં, કરણહાર કિરતાર;
તેરા કહા સો ના હુવે, હોસી હોવણહાર,

હોસી હોવણહાર, ભાર નર યૂંહી લેવે!
અનજસ કરે અપાર, નામ નારયણ ખોવે.
કહે દીન દરવેશ, હુકમસેં પાન હલંદા;
કરણહાર કિરતાર, તુ હીં કયા કરસી બંદા!

ગડે નગારા કૂચકા, છિન ભર છાના નાંહિ;
કોઈ આજ કોઈ કાલ, પાઓ પલક કે માહે

પાઓ પલક કે માહિ, સમજ રે મનવા મેરા!
ધર્યા રહે ધનમાલ, હોય જંગલમે ડેરા.
કહે દીન દરવેશ, જતન કર જીત જુમારા;
છિનભર છના નાહિ કૂચકા ગડે નગારા.

# મરદ મેઘાણી

(મેઘાણીભાઈની ૭૫મી જયંતી નીમિત્તે લેખાંક ૮મો) — જયમલ્લ પરમાર

મેઘાણીભાઈની પ્રકૃતિનાં વિવિધ પાસાંઓ અભ્યાસ કરવા જેવાં છે. એમના ઋજુ સ્વભાવનું આલેખન કરતાં એમના બાલપણના મિત્ર બગસરાના શ્રી. લાલચંદભાઇ વોરા લખે છે કે :

"ઝવેરચંદભાઇની કુમારાવસ્થા વિશે હજી ઘણું જાણવાનું બાકી છે. તેમનું શરમાળપણું, રિસાવાની ટેવ, વાત્સલ્ય, સહનશીલતા, માર્દવતા વગેરે બધા જ ગુણો જાણે કે સ્ત્રીત્વના હતા. જ્યારે તેઓ પરણવાની આનાકાની કરતા, ત્યારે તેમના મિત્રો તેમને ઠોકરી કહીને પજવતા; તે એટલે સુધી કે ઝવેરચંદભાઇ પુરૂષત્વમાં નથી માટે પરણવાની ના પાડે છે, એવાં મહેણાં એમને સાંભળવાં પડેલાં. આ કૌમારાવસ્થાનાં લક્ષણો છેવટ સુધી ટકેલાં. અને કદાચ એ ભાવ તત્ત્વમાંથી જ એમના કરૂણ કાવ્યોનાં ઝરણાં ફૂટ્યાં હોય".

શ્રી. લાલચંદભાઈએ આલેખેલ એમની ઋજુતા સામે મેઘાણીભાઈની પ્રચંડ ઊર્મિઓને વીરતા પણ એટલી જ હલમલાવી નાખતી. ૧૯૩૦ થી ૧૯૪૧ સુધીનાં પ્રજાકીય આંદોલનો, સત્યાગ્રહો અને અંગ્રેજી શાસન તથા દેશી રાજ્યોના જુલમાટોએ મેઘાણીભાઇનાં ઊર્મિઓમાં તુમુલ સંઘર્ષો જન્માવેલા. જેને પરિણામે એમણે અઢળક રાષ્ટ્રીય સાહિત્ય અનેક સ્વરૂપે આપ્યું. ખાસ કરીને રાષ્ટ્રીય ગીતો. "છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ' એ ગીત તો ગાંધી-મુખે મેઘાણીભાઈને રાષ્ટ્રીય શાયરનું બિરુદ આપવા નીમિત્ત બન્યું એટલું જ.

પૌરૂષને પડકાર થતો અને એમની લાગણીઓ ઝણઝણી ઊઠતી. ૧૯૪૧ના એપ્રિલમાં અમદાવાદમાં ભયાનક કોમી રમખાણ ફાટી પડ્યું. અમારૂં 'ફૂલછાબ' સાપ્તાહિક જ્યાંથી પ્રગટ થતું તે 'રાણપુર' ગામ મૂળ સૌરાષ્ટ્રનું ને એક બાજુ ચૂડા ને બીજી બાજુ બોટાદ વચ્ચે આવ્યું, પણ ખાલસા હોવાથી તે ધંધુકા તાલુકા નીચે ને અમદાવાદ જિલ્લાની હકુમત નીચે આજની જેમ જ હતું. આ કોમી હુલ્લડના સમાચારો છાપવાની અમદાવાદના અખબારોને સરકારે મનાઈ ફરમાવેલી, પણ એમાં રાણપુર ધ્યાન બહાર રહી ગયું. વળી 'ફૂલછાબ' સૌરાષ્ટ્રનું છાપું ગણાય ને પાછું સાપ્તાહિક, એટલે એનો ગુંજાયશ સરકારના ખ્યાલ બહાર રહી ગઇ. સત્યાગ્રહ આંદોલનના દિવસોને લાંબુ અંતર પડી ગયેલું ને !

હુલ્લડની ભયાનક વાતો અમારે કાને અથડાવા લાગી. યોગ્ય સમાચારોને અભાવે અમદાવાદમાં જેમનાં સગાં સંબંધીઓ હતાં તેવી અમદાવાદ બહારની જનતાના જીવ ઊંચા ચડી ગયેલા. અમારો જુવાન સૈનિક જીવ શેં હાથમાં રહે છે ? મેઘાણીભાઈ સાથે વાતચીત કરીને હું અને નિરૂભાઈ (સ્વ. નિરંજન વર્મા) અમદાવાદ ઊપડ્યા. અમદાવાદના ભયંકર જોખમી લત્તાઓ વચ્ચે તે દિવસોમાં વધુમાં વધુ શ્રી. રવિશંકર મહારાજ ફરતા ને બાકી શ્રી. મૃદુલાબહેન સારાભાઈ.

એ બન્નેનો મેળવી શકાય તેટલો સહકાર મેળવ્યો. જોખમી લત્તાઓમાં ઘૂમી શકાય તેટલું ઘૂમ્યા. કડીબંધ વિગતો એકઠી કરી, ઘણું નજરોનજર જોયું અને રાણપુર આવી 'ફૂલછાબ'ને પાને ચમકાવ્યું. 'ફૂલછાબ' પહોંચી વળતુ હતું એવા પ્રદેશોમાં હાહાકાર મચી ગયો. જ્યાં ફૂલછાબ પહોંચી શક્યું ત્યાં ખુદ અમદાવાદને અચરજ થયું કે આ તું બધું અમદાવાદમાં ચાલે છે ? ત્યાં તો ભયનો એક સન્નાટો જ છવાયેલો હતો. માણસો મોતે મરતાં તો કોઇ બાળવા ન લઇ જતાં મડદાં ઘરમાં સંઘરી રાખતા. શ્રી. રવિશંકર મહારાજ આવાં મડદાંને અવલમંજલ પહોંચાડવા લઈ જતા. પણ મેડીઓ ઉપર રહેનારાં માણસો મેડી ઉપર જ રહીને મડદાંને કાં તો પડતાં મેલતાં અથવા દોરડાં બાંધી નીચે ઊતારતા, પણ કોઇ મડદાં નીચે લાવવા હેઠા ન ઊતરતા.

શ્રી. રવિશંકર મહારાજ પાછળથી કહેતા કે ગેગાઈ ગયેલાં મડદાં હાથેથી ફેરવવા જતાં અંદરથી પાણીની પીચકારીઓ ઊડતી. બાળવામાં ભારે મુશ્કેલીઓ પડતી. મહિનાઓ સુધી હાથમાથી એની વાસ ન જતાં એ હાથેથી ખાવામાં તકલીફ પડતી.

આવા એ દિવસોના બયાનથી લોકો હચમચી ઉઠ્યા ને સરકાર પણ આભી બની ગઇ કે આ બધું પ્રગટ કેમ કરીને થયું ? અમદાવાદનું સરકારી તંત્ર 'ફૂલછાબ' ઉપર રોષે ભરાયું. 'ફૂલછાબ'માં એક ઉપર બીજો અને બીજા ઉપર ત્રીજો અહેવાલ પ્રગટ થતાં તો સરકાર કાળઝાળ બની. એ અહેવાલો પ્રગટ કરવાની મેઘાણીભાઈની તત્પરતા જ નહિ પણ તાલાવેની ન હોત તો અમદાવાદના તંત્રની સરિયામ નિષ્ફળતાનો ધ્વજગરો અમે ફૂલછાબમા લહેરાવી સેકનાગણીને એ બાજુ ન વાળી શકત.

જોગાનજોગ એવું બન્યું કે અમદાવાદથી એક મુરબ્બી કલાકારે એક કાર્ટુન મોકલ્યું એમાં અંગ્રેજ સરકારના પ્રતિનિધિ વાઈસરોય મુખ્ય પોલીસ અફસર દર્પણ–આયનામાં જોઈને પોતાની પાઘડી સરખી કરે છે. પણ આયનામાં દેખાય છે શું ? લોહિયાળ કટારવાળો એક વિકરાળ ગુંડો. નીચે લેહીભીનાં મડદાં પડ્યાં છે. પણ ગુંડાનું ચિત્ર અતિ વિકરાળ હતું. જાખી મોઢું, એવાં જ દાઢી મૂછ, એવાં જ ખૂની દાંત ને આંખ. ને માથે ફેઝ કેપ. એ ટોપી માથે ચાંદતારા ચીતરેલા.

ચિત્ર જોઇને જ મેં મેઘાણીભાઇને કહેલું કે આ છાપવું જોખમી બનશે. આપણે કાયદાની સુંગાલમાં આવી જશું. પણ મેઘાણીભાઈએ તો એ મુદ્દા ઉપર સારકાર સામે જંગે ચડેલા. આ કાર્ટુન છાપતાં મેઘાણીભાઇને જ પ્રથમ સહન કરવું પડે તેમ હતુ. છતાં ન માન્યા ત્યારે ગુંડાની ટોપી ઉપરની ચાંદ તારા તો ભુસાવી નાખ્યા.

સરકાર તો આવા કોઇ પ્રસંગની રાહ જ જોઇ રહી હતી. "મુખડા કયા દેખો દર્પનમેં !" એવા ચમકીલા શિર્ષક સાથે પહેલે પાને કાર્ટુન છપાયું ને કોમી ઉશ્કેરણીના કાયદા તળે મેઘાણીભાઇની ધરપકડ થઇ. તંત્રી તથા પ્રકાશક માથે કેસ મંડાશે. મેઘાણીભાઇને પકડીને પોલીસ રાણપુરથી અમદાવાદ લઇ ગઈ ને ક્રીમીનલ આરોપીઓ સાથે એમને જામીન ઉપર મુક્તિ ન મળી ત્યાં સુધી પોલીસ કસ્ટડીમાં રાખ્યા. ક્રીમીનલ આરોપીઓ સાથે પોલીસ કસ્ટડીનાં દિવસ રાત કાઢવા, એમાં પછી શારીરિક અને માનસિક પરેશાનીમાં શું બાકી રહે ?

અમને હતું કે કદાચ મેઘાણીભાઇ ભાંગી પડશે એને બદલે તો જામીન ઉપર છૂટીને આવ્યા ત્યારે લડાઈના વધુ મૂડમાં–વધુ ખુમારીમાં હતા. એ કેસને કારણે હુલ્લડના સમાચારો છપાતાં અટક્યા. આ કાર્ટુન કેસે ભારે પ્રસિદ્ધ અપાવી ફૂલછાબને અને રોકેલા વકીલોને પણ. મેઘાણીભાઈ નિર્દોષ ઠર્યા. કેસની શરૂઆતથી અંત સુધી એમનું ખમીર ઊંચું જ રહેલું, હાર્યા હોત તો જેલનાં બારણાં જોવા જ પડત. પણ ૧૯૩૦ની ઋજુતા સામે ૧૯૪૧માં વીરતાથી ઝૂઝ્યા. એમની આવેશશીલ પ્રકૃતિને કારણે અમને ભય લાગ્યા જ કરે કે મેઘાણીભાઈ ક્યાંક ભરાઇ પડશે બોટાદમાં એક સાત વરસની સજા ખાઇને છૂટેલો માણસ આવેલો. મૂળ બોટાદનો જ રહીશ. પોલીસ એને હેરાન કર્યા કરે. પણ હેરાન થાય એવો અઠંગો જ એ હતો. અમારી સાથે જ એ સાબરમતી જેલમાં હતો. એ વખતે મને મારી ઉંમર નાની હોવા છતાં સખત મજૂરીની સજા ભોગવતા ગુનાહિત કેદીઓ માટે રાખેલી અલગ–કોટડી–સેપરેટ સેલમાં ચકરીની સજા સાથે રાખેલો. આ કોટડીઓ અંધારી હોય છે જેલમાં સજા પડે એને આ કોટડીમાં રખાતા. બોટાદવાળા કાજીને પણ અહીં જ રાખેલો. ત્યાં પણ બીજા કેદીઓ સાથે એની અને બીજાની મારામારી ચાલતી જ હોય.

આ કાજી એક આંખે કાણો કે ફૂડો હતો. જાતે ખોજો. ઊજળો મજબુત બાંધેલ દેહ થોડું ભણેલો અને બોલવે ચાલવે ઠીક. મેઘાણીભાઈ એની વાતોથી ખેંચાઈ ગયા ને પોલીસ વિરૂદ્ધની એની ફરિયાદ 'ફૂલછાબ'માં છાપી.

મેઘાણીભાઇએ અમને કાજીના દુ:ખની વાત કરી. પોતે વાત કરતાં ગળગળા થઈ ગયા. ત્યારે મેં

મેઘાણીભાઇને કાજીનો આખો ઇતિહાસ કહ્યો. એના ગુનાખોર માનસની અને જેની પાછળ પડે એનાં મૂળિયાં ખોસ્વાની એની પ્રકૃતિની વાત કરી. મેઘાણી-ભાઇ કહે "ઓ હો હો હો ભાઈ ! એવું છે ?"

ત્યાં તો પોલીસખાતાએ મેઘાણીભાઇને મળીને પોતાની વાત કરી કે કાજી સાવ જૂઠો છે. જૂનો હીસ્ટરીસીટર છે, એટલે અમારે એની તલાશ કરવી જ રહે.

બીજીવાર મેઘાણીભાઈને કાજી મળ્યો. પણ મેઘાણીભાઇ એને મોઢે ના ન પાડી શક્યા, પણ બેય બાજુની વાત ફૂલછાબમાં છાપી. આથી કાજી વધારે અકળાયો. એનો જવાબ છાપવા મેઘાણીભાઇ પાછળ પડ્યો. કાજીને ખબર કે અમુક સમયે ઘરેથી નીકળીને બોટાદ સ્ટેશને રાણપુર જવા રોજ નીકળે છે ને અમુક સમયે રાણપુરથી પાછા આવે છે. એટલે મેઘાણીભાઈનો જીવ ખાવા બરાબર ચોંટ્યો. મેઘાણી-ભાઈને થયું કે ઘરે બાળકો એકલાં ને આ કાજી ઘર પછવાડે પડી જાય તો શું થાય ? એટલે એક જુવાન કાઠી નવરો હશે એને પગાર આપી ઘર સાચવવા રાખ્યો.

આ કાઠી જુવાન મેઘાણીભાઇને સ્ટેશને મૂકી જાય, લેવા આવે ને બાકી ઘર સાચવે, બાવાની લંગોટી જેમ કાજી પછી કાઠીની યે આપદા વધવા માંડી. કામકાજ કરે નહિ અને પડ્યો પડ્યો પગાર ખાય. કાજીથી છૂટવા જતાં કાઠી વળગ્યો, અને કાજીના સ્ટેશનના દોઢા ચાલુ જ રહ્યા.

જ્યારથી કાજી પાછળ પડ્યો ત્યારથી મેઘાણી-ભાઈએ સીસાના ગઠ્ઠાવાળો, ચામડાના છોડાંવાળો નેતરનો એક સોટો રાખેલો. એક હાથમાં થેલી અને બીજા હાથમાં સોટો. છોટામાં હાથ ભરાવીને મજબુત પકડી શકાય તેવો.

એમાં એક દિવસ મેઘાણીભાઇ બપોરની ટ્રેઇન-માં રાણપુરથી બોટાદ પાછા ફર્યા. એ વખતે ત્રણ ટ્રેઇનો ત્યાં મળતી. સ્ટેશનના દરવાજા બહાર મેઘાણી-ભાઇને લેવા આવેલો કાઠી અને કાજી એ ય બરાબર એ ટાણે બાઝે. હજી મારામારી ઉપર નહિ આવેલા.

મેઘાણીભાઇની નજર તો હંમેશાં કાજી છે કે નહિ એ જોવા ત્યાં જ જાય. એમાં મેઘાણીભાઇને લાગ્યું કે બેય મારામારી ઉપર આવી ગયા છે, ને પોતે ગડગડતી મૂકી. દોડીને સોટો વીંઝી ને કાજીને મારવા મંડ્યા.

માણસો ભેગાં થઇ ગયાં. પોલીસ આવી. કાજીને પકડી ને લઇ ગઇ. કાંઇ મેઘાણીને થોડા પકડી જાય ? પણ કાજીએ મેઘાણીભાઇ સામે કેસ માંડ્યો. મેઘાણીભાઇ પકડાયા. જામીન ઉપર છૂટ્યા. સોનગઢમાં કેસ ચાલ્યો. કારણ કે રેલ્વેની હદ હતી. એ તો મેઘાણીભાઇ હતા એટલે છૂટ્યા. મેઘાણીભાઈએ ભલે આવેશમાં પણ કાજીને કારણ વગર ઝૂડી નાખેલો. એટલે કાર્ટુન કેસ જેવું નહોતું આ. એટલે અમને સૌને આ કેસમાં થોડી સાત પાંચ થઇ ગયેલી. મેઘાણી-ભાઇને એ કેસમાંથી બચાવી લેવાનો જશ શ્રી. નાથા-ભાઇને ફાળે જાય છે.

દેશી રાજ્યોમાં પ્રજાકીય આંદોલનોનો એ કાળ. વણોદ, રાજકોટ, લીંબડી, જૂનાગઢ, જામનગર, ધ્રોળ, ધ્રાંગધ્રા, મોરબી એમ ગામ ગામડે આંદોલનોનો રમછટો બોલતો આવે. અર્ધી લડાઈ જનતા તરફથી લડાતી અને અર્ધી ફૂલછાબ તરફથી. એક પછી એક નહિ પણ એક સાથે અનેક આંદોલનો સામે લડતા આવીએ.

એકબાજુ દેશી રાજ્યોમાં આંદોલનોના ભરતી ઓટ ચાલે અને બીજી બાજુ બહારવટાંની બઘડાટી બોલે. ગાધકડાનો ચાંપો ખુમાણ ને મધુ રાજગર, ધારીનો રામ માંજરિયો, હૈયાતખાં બલોચ, ગોવિંદ સોની, દાદલો બલોચ અને રહેમતુલ્લા સિપાઇ વગેરેની ધણઘાટી બોલે. એ બધાનાં બહારવટાં મળી શકે તેટલી વિગતોથી અમે 'ફૂલછાબ'માં આવરી લેતા. જેમાંથી પોલીસોને પણ ઠીક ઠીક માહિતી મળ્યા કરતી.

એમાં એક દિવસ ધંધુકાના આકરૂ ગામનો જેઠીજી બહારવટીઓ રાણપુરના પડોશી ગામ નાગ-નેશની સીમમાં પડ્યો. રાણપુર, વઢવાણ અને ધંધુકા-ની પોલીસ પાર્ટીઓએ સીમમાં ઘેરાવો નાખ્યો.

બંધૂકુંની ધાણિયું ફૂટે. રાણપુરમાં ફૂલછાબ કાર્યાલયમાં કામ કરતાં કરતાં અમારા કાન ચમક્યા કે ધોળે દિવસે બંધૂકુંની આવી ભોછાર બોલે? તપાસ કરી. ખબર મળ્યા. પછી મેઘાણીભાઈ ઝાલ્યા ય રહે? (એ આખો કિસ્સો અગાઉ મેં 'ઊર્મિ'માં આપી દીધો છે.)

ત્યાં જઈને ઘણી ગડમથલ કરી જુદા જુદા રસ્તા ચીંધ્યા. સામ સામા ગોળીબાર તો ચાલતા જ કરે. એ બંધૂકુંની બંબાટી વચ્ચે મેઘાણીભાઈ, નિરૂભાઈ અને અમારા ફોરમેન જાલુભા રાત બધી રહ્યા. સવારે છ વાગ્યે ત્રણેય હેમખેમ પાછા આવ્યા ત્યારે અમારા જીવમાં જીવ આવ્યો.

વંળુકડનો પરજિયો સોની ગોવિંદ એક વેપારી કુટુંબ સાથે બે પેઢીની અદાવતને કારણે બહારવટે ચડ્યો. વેપારીએ ગોવિંદ વિરુદ્ધ કાગળો મોકલેલા તે 'ફૂલછાબ'માં મેઘાણીભાઈએ છાપ્યા. બીજો પક્ષ અમારી પાસે હતો જ નહિ, એટલે એકબાજુની જ વાતો છપાઈ. ગોવિંદ તો ભણેલો ગણેલો. ફૂલછાબ નિયમિત વાંચતો. એટલે બહારવટામાંથી વાઘ ભરીને જવાબ લખી મોકલ્યો.

ગોવિંદે પડકાર કરેલો કે આમાં કોણ દોષિત છે તે મારે નક્કી કરાવવું છે. ને છેવટે લખેલું કે એ માટે રૂબરૂ જવાબ લેવા આવું છું રાણપુર.

ગોવિંદ સોની મરદને માથે બે બાયડી જેવો નવલોહિયો હતો. મેઘાણીભાઈ મૂંઝાણા. કહે કે, "ભાઈ! એ આવ્યે છૂટકો કરે."

અમે કહ્યું: "ભલેને આવે! મોજ પડશે."

મેઘાણીભાઈના મનમાં વાત ન બેઠી. કહે કે "ભાઈ! આપણે એનો કાગળ છાપવો જોઈએ. કેસની બીજી બાજુ રજૂ કરવી જ જોઈએ."

અમે કહ્યું કે: "એ તો સુધારો માગે છે કે દોષિત પોતાનું કુટુંબ છે કે વેપારીનું? એટલે કાગળ છાપ્યે બધ નહિ વળે. ભલે આવતો."

પણ મેઘાણીભાઈના મનમાં વાત ન બેઠી એમણે એ કાગળ છાપ્યો. આ કાગળ છપાતાં મેઘાણીભાઈ ઉપર પ્રસિદ્ધ કાર્ટૂનીસ્ટ બંસીએ (સ્વ.) જયંતીલાલ ચલાવતા તે 'રતિ-રેખા' માસિકમાં એક કાર્ટૂન છાપ્યું. કાર્ટૂન મેઘાણીભાઈની મનોદશા ઉપર ભારે કટાક્ષ વેરતું હતું. એ કાર્ટૂન મરદ મેઘાણીભાઈએ 'ફૂલછાબ'માં છાપીને ખેલદિલીની અવધિ બતાવી પણ બન્યું એવું કે ગોવિંદ સોનીને રાણપુર આવવાની વેળા જ ન રહી. કાગળ લખ્યા પછી થોડા જ દિવસોમાં એક ગામડામાં એક મકાનની મેડી ઉપર ઘેરાઈ ગયો. સામસામી ગોળીઓની રમઝટ બોલી. દુહા લલકારતો અને અનેક ગોળીઓથી વીંધાઈને નવરાતના ગરબા જેવો થઈને ગોવિંદ મર્યો.

## છેલ્લું પ્રયાણ

મેઘાણીભાઈના જીવનમાં ઘણી ઘણી કરુણતા ભરી હતી. એંશી એમી ગ્રંથો અને સૌરાષ્ટ્ર, 'ફૂલછાબ' તથા કલમ કિતાબનાં મળી હજારો પાનાં આલેખ્યાં છતાં એ હળવી નહોતી થઈ, વધતી જ ગયેલી. વ્યથાને વાગોળ્યા કરવાની ઊર્મિલ પ્રકૃતિનું પણ એ એક કારણ હોઈ શકે.

" કુડાં સુખની વાતો મેલો રે
દુઃખડાં મારાં સાચાં સગાં "

એ ગીત એમની એ અંતરની વ્યથામાંથી જ ટપકેલું. એ પરાનુભવ નહોતો, સ્વાનુભવ હતો. એમણે દુઃખને ઘોળીને, પી જઈને, અંતરમાં જ ગાળી નાખવાની કોશીશો કરી જોયેલી. પણ એમના ઊર્મિના તંત્રનો મેગ્નીફાઈંગ કાચ દુઃખને અનેક ગણું કરીને દેખાડતો એથી મોટો દુખેળ મચી જતો. એનાં પ્રતિબિંબો એમના "એકલો" શિર્ષક વાળા કાવ્યમાં પડ્યાં છે:

તુજ સુખની મહેફિલમાં તું સહુને નોતરજે
પણ જમજે અશ્રુની થાળ એકલો
હોંશીલા જગને હસવા તેડું કરજે
સંઘરજે ઉરની વરાળ એકલો

આવી અકથ્ય દુઃખવ્યથામાં ઉમેરો કરતાં એમના કેટલાક મિત્રો ને સંબંધીઓ પોતાનો સ્વાર્થ

સાધવા તેઓ મેઘાણીભાઈની ઊર્મિલતાને કાગડાની જેમ ડોલ્યા કરતા, ને પ્રકૃતિને કારણે ઊર્મિલ સ્વભાવના મેઘાણીભાઈ પહેલી વાત કાને પડે એને સાચી માની લઈને મનમાં ગાંઠો બાંધ્યે જતા. આ ગાંઠો એમના ચિત્તતંત્રને ભરડો લીધે જતી, અને ખુલાસો કરીને હળવા થવાનો સ્વભાવ ન ધરાવનાર મેઘાણીભાઈને અહોનિશ દમ્યા કરતી ને નિકટના જીવનસંબંધોમાં કડવાશ ભર્યા કરતી. એ કડવાશની વ્યથા પણ અપાર હતી.

આવી એવડી દુઃખ વ્યથાએ રાફડાને કીડીઓ અંદરથી કોતરી નાખે એમ એમના કલેવરને કોતરી નાખેલું. ઉપર તો માત્ર નામનું પડ જ રહ્યું હતું. જરાક ઠેલો લાગતાં ભાંગીને ભરભર ભૂકો થઈ જાય એવું પાતળું પડ. નહિ તો એમની ઉમર ક્યાં હતી? જુવાની સાથે હજી પ્રૌઢાવસ્થાનો મેર પણ બેઠો નહતો એવી પચાસ વરસની ઉમરે કાંઇ ચાલ્યા જાય !

અમે ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિને કારણે દેશમાં ઠેર ઠેર છુપાતા ફરતા, પણ મુંબઈમાં વિશેષ સમય ગાળતા. અમારે નિરૂભાઈને છુપા રહેઠાણમાં રહેતાં પ્લુરા ઉપર લાગવાને કારણે પ્લુરસીથી બિછાને પડેલા. મેઘાણીભાઈ મુંબઈ આવે ત્યારે અમને અચૂક મળે.

ઘણી ઝડપથી અકાળે વૃદ્ધાવસ્થા આવતાં અમે કહેતા: "ભાઇ ! મૂછોના વાળ તો હવે ધોળા થવા લાગ્યા. માથાના વાળ પણ ઝડપ કરવા મંડ્યા છે. મોઢા પર કરચલીઓ પડવા માંડી છે. આપે ઇલાજો કરાવવા જોઇએ."

એ બધાનો તેઓ હસીને જવાબ દે. વાતને ઉડાવે.

છેલ્લે મુંબઈ મળેલા ત્યારે તો મોઢા પર એટલી બધી અસર થઈ ગયેલી કે અમે ન રહી શકયા ને ગંભીરતાથી કહ્યું: "આટલું બધું શરીર નખાઈ જાય તે કેમ ચાલે ?"

નિસાસો નાખીને એ કહે: "હવે તો જવાના થિયા છંઇ ભાઈ? હવે કાંઇ એવું એવ્યું છે? ભગવાન સમે હાથે મોત દીએ એટલે ગંગ નાયા."

એમના જવાબની દયાર્દ્રતા જોઈને અમે વાતને બીજે વાળી. એમણે શરીરની તકલીફો વર્ણવી. અમે કહ્યું :

"પેટનું માલીસ કરાવો તો ઘણો ફેર પડી જાય." એમ કહી માલીસના ફાયદા અમે વર્ણવ્યા. ખૂબ વિગતથી એ વિષે જાણીને એમણે પૂછ્યું :

"આ માલીસ આપણા પોતાના જ હાથથી થાય ખરૂં ? બીજાને તો કોને કહું ?"

આ સવાલમાં જે દુઃખ ભર્યું છે તે સમજનારા સમજી શકે તેવું છે.

આ વાત કરતાં કરતાં પાછા એ 'સમે હાથે પ્રભુ મોત દીએ !" ના વાકયે આવી ઊભા.

વાતચીતમાં એ ઘણીવાર કહેતા: "માણસોનો કીર્તિકાળ તપતો હોય ત્યારે જ મોત આવતું હોય તો કેવું સારૂં ? નહિ તો પછી માણસને ઝાંવા મારવા પડે છે. માનવ જીવ છે ને ! એટલે આગલી આગલી કીર્તિને પહોંચવાની તેવડ ન હોય, તો યે હવાતિયાં મારે છે ને પછી ભારે ભૂંડો લાગે છે."

કયારેક કયારેક એમના ગુરૂસમાનમિત્ર દ. વાજસુરવાળાના જીવનને યાદ કરતા ને પેલા પાલરવભા ગઢવીને યાદ કરી કહેતા:

"અહોહોહો ! ભાઇ ! કેવાં કેવાં દુઃખ વેઠીને એ જીવી રહ્યા છે, રંગ દેવા જોઇએ આવા માણસોને !"

કોઈ જુવાનને દુઃખને પડકારીને લહેરથી જીવતા જોઈને એ ઓછા ઓછા થઇ જતા. પણ રહી રહીને પેલી સામેરી નામની કરુણ સાખીઓ એ ગાયા કરતા :

સામેરી સાયર ઊમટ્યો, મોતી રેળાણાં જાય
પણ કરમહીણો ભરે મૂઠડી, એને શંખલા હાથ ભરાય જી.

"કરમહીણાની વાત આવી છે ભાઇ !" એમ કહીને એ લહાક કરતો નિસાસો નાખતા ને ફરી પાછ

લાકડીનો ટેકો લઈને માણસ ઊભો થાય તેમ "સમે હાથે પ્રભુ મોત દીજે"ની વાત કરીને ઊભા થઈ જતા.

દુ:ખનો ઊભરો ક્યારેક ચડી આવતો ત્યારે આરામ ખુરશીમાં બેસી પડતા. બગીચા સામે નિર્હેતુક નજર મંડાઈ રહેતી ને દડ દડ દડ આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરવા માંડતાં. આંસુ ખરી જતાં ને ઊભા થઈ જતા. આડા અવળા આંટા મારીને ટેબલ ઉપર બેસી કામમાં ચિત્ત પરોવવા પ્રયત્ન કરતા રહેતા.

કવિવર ટાગોરના અવસાન વખતે તેઓ 'ફૂલછાબ'માં મૂકવા ટાગોરના ગીતોનો ગદ્યાનુવાદ કરતા હતા. એમાં મૃત્યુ વિષે ટાગોરે રચેલું ગીત એમના હાથમાં આવ્યું જોગાનજોગ ટાગોરના એ મૃત્યુ ગીત પરથી ગગનેન્દ્રનાથ ટાગોરે કરેલું 'મૃત્યુ દેવ'નું ચિત્ર અમે ફૂલછાબના 'ટાગોર' અંકમાં મૂકવા એમની સામે ધર્યું. એ ગીત અને એ ચિત્ર સામે એ તાકી રહ્યા. કહે કે : "ભાઈ ! આ ગીતનો તો પદ્યાનુવાદ કરવો જોઈએ."

પદ્યાનુવાદ કરવા બેઠા. પણ ઊર્મો ભરાતાં ન કરી શક્યા. વખત મેળવી લેવા અગ્રલેખ લખી નાખ્યો ને પાછા ગીતનો અનુવાદ કરવા બેઠા. અનુવાદ કરતા ગયા ને ઊર્મો ભરાતો ગયો. ગળું ઓંખારતા ગયાને ડૈયાને હાકલતા રહ્યા. અનુવાદ તૈયાર થઈ ગયો :

જોબનને માંડવડે તે દિન આવેલ તમે,
હોઠે મલકાટ અને હાથે બંસી;
મેલાવી કામકાજ, ભુલાવી લોક લાજ,
ફાગણ ખેલાવી રાજ ! પ્રીતિવંશી
જાતા નવ ખાલી હાથ, લેતા જાજો સંગાથ,
મારું સર્વસ્વ નાથ ! ભરજો ઝોળી;
ભાંગ્યા મુજ ધામ માંડી, આવો અવધૂત સાંઈ
મહેમાની ગાઈ ગાઈ બનું આજ ઘોળી.

અમારા હાથમાં એમણે આ ગીત મૂક્યું ને બોલ્યા : "કવિવર તો કવિવર હતા, મૃત્યુના યે મોજીલા હતા શું મોતને લડાવ્યું છે ! આવું મોત આપણા નસીબમાં કેવું ? એવું મોત જો આપણને મળે તો તો બડભાગી બની જઈએ !"

—કહેતાં એમના શબ્દો થંભી ગયા અવાજ તૂટ્યો. આંખમાંથી આંસુ ખરવા માંડ્યાં : ટપ, ટપ, ટપ.....મોઢું ફેરવી ગયા.

જીવતા મેઘાણી જનહૃદયમાં અનેકરૂપે ફેલાઈ ગયા હતા. મૃત્યુએ જનહૃદયમાં પડેલ લાગણીઓના ઓઘ ઉમટાવી મેઘાણીભાઈનું એક અભિનવ સ્વરૂપ કંડારી દીધું. મૃત્યુ પછીનાં આજ પચ્ચીસ વર્ષે પણ લોકહૃદયના એ ભાવ અને મમતાનાં પૂર કોમ કે ધર્મના, વાડા કે સંપ્રદાયના ભેદભાવથી પર બનીને નિર્મળાં વહી રહ્યાં છે.

*

ગયા બિક્રમ ઓર ભોજ, ગયા તપ તેજ બે.
સર ઢળતે થે ચમર, સંગાસન સેજ બે.

બેડી મંડપ ગામ, કરોડાં લંખ બે,
સો નર ઘર સમશાન, બિછાઇ ખખ બે.

મગદેળ બાંધે બાર, સુખરમણ શોભને,
હસ હસ ખાતે પાન, પીતાંબર ઓઢતે.

ચાકર લેતે સાથ, સહેલી ચાર બે,
ભજન વિના બે કામ, ગયે નર હાર બે,

દો દો દીપક જોડ, મંદરમેં પોઢતે
નારી સાથે નેહ, પલક ના તોડતે,

ચુઆ ચંદન ફૂલેલ, કે કાયા ચામકી,
મરદ ગરદ હો જાય, દવાઈ રામકી.

મનકુંજર મેહમંત, ન મારા નામમેં,
સૂરા હોકે ખડગ, ન નજુઆ હામસેં.

તન મન ઈન્દ્રી જીત, ન ખેલા કામસે,
કસી ભાત સે જાય, મિલેગા શામસે.

# લોકવાણીમાં સામગાન

લેખક અને આલેખક : દેવજીભાઇ વાજા

હિમાલય દેવોનું સ્થાન મનાય છે. અનેક સંતો–મહાત્માઓ દૈવત્વ પામવા ત્યાં તપ્યા, સિદ્ધિ મેળવી અને માનવ સમાજ વચ્ચે ઊતરી આવી, અનેકને દૈવત્વ પામવાનો માર્ગ ચીંધ્યો છે. વેદાદિની શિક્ષા, સામાન્ય જનતામાં કઇ રીતે આપી શકાય તેનો વિચાર પણ તેઓએ બહુ જ રૂડી રીતે કર્યો છે. જેમ અભણ લોકો માટે સંતોએ યજુર્વેદ, ઋગ્વેદ, તથા ઉપનિષદોના ગૂઢ અર્થ સરળ કરીને લોકવાણી ભજનાદિમાં આપ્યા છે તેમ સામવેદનું ગાન પણ લોકજીવનમાં ઊતરી આવ્યું છે જેનો ખ્યાલ બહુ ઓછા માણસોને હશે. સૌરાષ્ટ્રમાં વસતા વૈઠ્ઠસ સુતાર અને રબારીની શક્તિ પૂજા, મમાઇ માતાનું 'સરજુ' ગાન તે સામગાનનો જ પ્રકાર છે. સરજુ ગાન સામગાનની જેમ શ્લોકના શબ્દોની ગૂંથણી



[ માતાજીના મઢમાં સરજુ ગાતો રબારી ]

હા....હો...હે આદી શબ્દોમાં ગોઠવાયેલ હોય છે. જેણે સામગાન સાંભળ્યું હશે તેને આ વસ્તુ તરત જ સમજાઇ જશે. આજે સામગાનના જાણકાર ભાગ્યે જ હશે. ગુજરાતમાં પડધરીવાળા પૂ. રેવાશંકર શાસ્ત્રી એક માત્ર જાણતા હોઇ, તેનું રેકોર્ડિંગ કેન્દ્ર સરકારે કરી લીધું છે. આ સામગાન સૌરાષ્ટ્ર ભૂમિ ઉપર લોકજીવનમાં કઇ રીતે ઊતરી આવ્યું તેની એક કથા આ પ્રમાણે જાણવા મળે છે:

નાઘેર પંથકમાં ઝરીઆવાડા ગામમાં વિશ્વકર્મા વંશી સુતાર પરસોત્તમ મહેતા રહે. કોઈ સંતાન નહિ હોવાથી સાધુસંતોની સેવા અને ઈશ્વર ભજન કરતાં–કરતાં પોતાનો વ્યવસાય સુતારી કામ કરે. કોઇ સંતની સેવાના ફળરૂપે મોટી ઉંમરે પુત્ર પ્રાપ્તિ થઇ. ઝાલણ તેનું નામ. પુત્ર સાત વર્ષનો થયો ત્યારે કોઈ અવધૂત આવી ચડયો. આસ્તિક પતિ–પત્નીએ સંતની ખૂબ સેવા કરી. સંતે ઝાલણની હસ્તરેખા ઉપરથી જાણ્યું કે આ બાળકને સર્પદંશની ઘાત છે, તેમાંથી ઉગરે તો મોટો સંત થશે. સાધુની આ ભવિષ્યવાણીથી વૃદ્ધ પરસોત્તમ વિહ્વળ બની સાધુ પાસે બાળકના ઉગારનો માર્ગ પૂછે છે. સાધુ, બાળક પોતાને સોંપી દેવા કહે છે અને શ્રદ્ધાળુ પિતા 'જીવતા જોગી પણ ભલા' એ કહેવત મુજબ સાધુમાં વિશ્વાસ મૂકી, બાળક ઝાલણનો હાથ સાધુને સોંપે છે. અવધૂત હિમાલયમાં માન સરોવરવાસી હોઇ, બાળકને ત્યાં લઈ જઈ શિક્ષા–દિક્ષા આપી સર્પદંશથી ઉગારે છે. (સરજુમાં ઝાલણના સર્પદંશના પ્રસંગનું વર્ણન આવે છે.)

વર્ષો પછીની વાત છે. નાઘેરમાં સાંગાવાડા ગામને પાદર એક જટાળો જોગી માર્યા પછાડી ત્રાસ કરે છે; એવા વાવડ સાંભળી ગામના આગેવાન રબારીઓ આવી જોગીને સમજાવે છે. જોગીએ માંડીને વાત કરી : વર્ષોના તપ પછી જોગી કૈલા-

સથી મમાઈ માતાને સૌરાષ્ટ્રમાં ઉતારી લાવતો હતો. એક કાવડમાં હંસ, મોર અને શંખ એ માતાજીનાં પ્રતીક લાવ્યો હતો. કાવડ ઝાડની ડાળીએ ભેરવી જોગી વાવમાં નાહવા ગયો તે દરમ્યાન પાસે રમતાં ગોપ બાળકોએ કુતૂહલથી કાવડ ડાળીએથી ઉતારી કરંડિયા ઉઘાડ્યા તો હંસ ઊડી માનસરોવર ગયા અને મોરને કૂતરાંઓએ પીંખી નાખ્યો. [આજે પણ માતાજીના થાનકમાં મોર પીંછી પૂજાય છે] આગેવાનોની અરજથી સાધુ શાંત થાય છે. રબારીઓ તેને ગુરુસ્થાને સ્થાપે છે અને તેઓની વિનંતીથી માતાજીની પહેલી સ્થાપના સાંગાવાડા ગામે કરે છે. પૂજારી ઝાલણ પોતે શીખેલું સામગાન લોકભાષામાં રચે છે અને સેવકોને કંઠ કરાવે છે. મૂળ સ્થાપના આજે પણ સાંગાવાડા ગામે હૈયાત છે. માતાજીની સ્થાપનાને મઠ કહે છે.



[ પૂજમાંથી પાછી ફરતી રબારણો (પોરબંદર) ]

આ રીતે ઝાલણ સુતારે સૌરાષ્ટ્રમાં પ્રથમ સામગાન ગુજરાતી લોકભાષામાં સરજુ રચી સુતારો તેમજ રબારીઓને આપ્યું. આ ગાન જૂની માન્યતા મુજબ કંઠોપકંઠ ચાલ્યું આવે છે. તેને અક્ષરદેહ આપવાની ગુરુમનાઈ હોવાનું કહેવાય છે. જે છંદો છે તેને 'સરજુ' કહે છે. સર્ગ પરથી સરજ અને બહુ વચન સરજુ થયું હોય એમ લાગે છે. તેમાં માતાજીની સ્તુતિ તથા જેમ ભજનોમાં સંસાર ઉત્પતિની ગૂઢ વાતો છે તેમ સરજુમાં પણ ઈશ્વરની લીલા અને પૃથ્વીની ઉત્પતિ સંબંધી રહસ્યમય હાર્દ છે. ઉદાહરણાર્થ: 'ભગવાન ને ભોવાની ભેળા થયે, થંભનો કીધો ઘેરાવ...' આ છંદમાં પૃથ્વીની ઉત્પતિ શિવ-શક્તિના મિલનથી થઇ એવું સૂચન છે તથા પ્રાર્થના-રૂપે ગવાતો છંદ 'પાટ પધારો દેવાં તોતરી...' આદી કડીબદ્ધ છંદો છે. આ પંક્તિઓ જ્યારે ગવાય ત્યારે સામગાનના નિયમ અનુસાર હા . હો...વગેરે આરોહ અવરોહ સાથે મૂળ પંક્તિના શબ્દો ગોઠવતા જાય. સામાન્ય માણસ જ્યારે સાંભળે ત્યારે તેને તો ફક્ત હા..હો.. જ સમજાય પણ પણ તેના જાણકાર આખો છંદ સમજી જાય. આવી આ ગૂઢવાણી છે. સંગીતના નિયમો પણ તેને લાગુ છે. ઝાંઝના તાલ સાથે ગાન થાય છે. વાણી ભાર અને ઉતાર એમ નિયમબદ્ધ છે. ભાર એટલે તિવ્ર-ઊંચે કંઠે ગવાય. અને ઉતાર એટલે મંદ-હળવે કંઠે, ઊતરતા કંઠે ગવાય. [આરોહ અવરોહ] ઉંચાણવાળી ભૂમિ ઉપર થઇને નીચાણમાં ઊતરી જતાં ગાયોનાં ધણ જેમ સરજુના બોલ વાતાવરણનાં મોજાંઓ ઉપર શાંતિથી ચડતાં ઊતરતાં રેલાય છે. માનવદિલને અવકાશની વિશાળતામાં લઇ જાય છે.

સમય જતાં સેવકો જુદે જુદે સ્થળે સ્થાનકો સ્થાપે છે. આજે પણ વૈટસ સુતારની મમાઇ માતાનાં પૂજાનાં સ્થાનકો (મઢો) નાઘેરમાં પ્રશ્નાવળા અને સોરઠમાં સુત્રેજ ગામે છે. સ્થાનકમાં શંખ અને મોરપાંછની ધજા પૂજાય છે. આ મઢોની સ્થાપના પાછળ ચમત્કારિક પ્રસંગો પણ છે. માતાજીને સૌરાષ્ટ્રમાં ઉતારનાર આદ્યપુરૂષ ઝાલણની ડેરી પણ તેના જન્મસ્થાન ઝરિયાવાડા ગામે છે. ઝાલણના રબારી સેવકોએ પણ જુદાં સ્થાનકો સ્થાપ્યાં તે શીલ લોએજ, ઓડદર, બળેજ, ચોરવાડ અને સીંદર વગેરે સ્થળોએ છે.

આ રીતે સામગાન લોકવાણીમાં લાવનાર પ્રથમ પુરુષ ઝાલણ સુતાર મનાય. તેમનો વંશ મહેતા શાખા ઝાલણથી બંધ પડે છે પણ તેની બીજી પાંખીના આજે દશથી બાર પેઢી ગણાવે છે.


[ પૂજમાંથી પાછા ફરતા રબારીઓ ]

આ અટકળે છસો સાતસો વર્ષ ઉપરનો આ પ્રસંગ માની શકાય. આજે પણ વૈટસ સુતાર જાતિના લોકો મમાઇ માતાના પૂજક છે પણ જે શ્રદ્ધાથી રબારીઓ પૂજે છે તે શ્રદ્ધા મૂળ સ્થાપકોમાં જોવા મળતી નથી. તેઓમાં સરજૂ ગાન ભૂલાતું ચાલ્યું છે, તેનું કારણ આધુનિક ભણતર અને પરદેશગમન હોઇ શકે! રબારી જાતિમાં હજુ શિક્ષણ પ્રવેશ્યું નથી—અભણ વર્ગ વિશેષ હોવાથી સરજુનું ગાન બરાબર જળવાઇ રહ્યું છે.

આ શક્તિપૂજામાં ગ્રામ જનતા પણ વધુ શ્રદ્ધા રાખે છે. ગામડામાં કોઇને સર્પદંશ થાય કે તરત જ માતાજીનું શરણું લઇ, માતાજીને ખોળે મૂકે છે અને ઝેર ઉતારે છે. ભૂવા ઝેર ચૂસે પણ છે. આને લગતાં સરજુમાં ચમત્કારિક પ્રસંગો છે. એક રૂપી રબારણને સર્પદંશ થાય છે અને માતાજીને ખોળે શરણું દયે છે, બાઈ ઊગરી જાય છે. આ પ્રસંગમાં આવતું સ્તુતિ ગાન હૃદયદ્રાવક કવિત્વ ભરેલું છે.

ગ્રામ જનતા જેઓ શ્રદ્ધા ધરાવે છે તેઓ માતાજીના છેલણુ પાય છે. છેલણુ એટલે માનતા મુજબ પાંચ, દશ ગોઢીને જમાડે. બીજે પ્રકાર કળશ ભરે છે. કળશમાં મઢપતિ ભૂવાને નોતરવા પડે અને સૌ ગોઢીને પણ નોતરે. એ રીતે રાત્રે સરજુ ગાન અને પીરુી થાય, ભૂવા પાટ ચડે છે. પાટ ચડે ત્યારે શણગાર થાય. શણગારમાં ગુલાલ, ધજા તેમજ સૌ ગોઢીને ચડાવવામાં આવે છે. સૌથી મોટો ઉત્સવ તે પૂજ. આ ઉત્સવ નવરાત્રિના અંતમાં માતાજીની રજા હોય તો જ સ્થાનક પર ભરાય. મોટી પીરુી થાય, જેમાં ફક્ત ભાત, ગોળ અને ઘીનું જ જમણુ હોય, જે માતાજીનું નૈવેદ્ય-પ્રસાદી કહેવાય. હજારો શ્રદ્ધાળુ ભક્તો પૂજમાં જાય છે, સામગાન થાય છે અને માતાજીની પ્રસાદી અને આશીર્વાદ લઇ ધન્યતા અનુભવે છે.

ભારતમાં-શિવ શક્તિનું પૂજન જુદી જુદી રીતે થતું આવ્યું છે. આ મમાઈ માતા તે પણ કૈલાસવાસી શિવ અર્ધાંગના પાર્વતી જ છે. અનેક

[ અનુ૦ પૃષ્ઠ ૨૫૦

# શોધયાત્રા (૧૪)

[ અઘેળીના રતનુ અને ઝાંમડીના શામળ કવિઓ ]

રતુદાન રોહડિયા

તા. ૧૫-૧-૭૦ના રોજ અઘેળી આવ્યા. દૂધરેજથી ૨-૩ માઇલ દૂર આ નાનકડું ખોબા જેવડું ગામ છે. શ્રી ભીમભાઈ રતનુને ત્યાં ઊતર્યા.

ડેલીમાં ડાયરો કરીને જ્યારે શ્રી ભીમભાઈએ વાણી વહેતી મૂકી ત્યારે જાણ્યું કે આ નાના ગામમાં આદમીઓ તો મોટા પાકયા છે.

મૂળ પુરૂષ નગરાજ રતનુ. તેઓ જેસલમેરથી અહીં ઝાલાવાડમાં આવ્યા. અને આ અઘેળી ગામ કમાયા. એ નગરાજ સાથે તેમના ભાઈ નારણદાન પણ આવેલાં. એક વેળા હળવદમાં રાજસાહેબ હાજર નહીં. અને પાછળથી કાઠીઓએ ધણુ વાળ્યું. ત્યારે નારણદાન વારે ચડી કામ આવ્યા.

એ નગરાજ રતનુ કવિ હતા તેમણે 'ઝાલા રાજવંશનો ઈતિહાસ રચેલો. એમણે એ ગ્રંથ વઢવાણના એક વણિકને ત્યાં સાચવવા આપેલો. ત્યાંથી વઢવાણ ઠા. એ ગ્રંથને હાથ કરી લઈ પોતાના દસોંદીને આપેલ. [1] આમ નગરાજની મહેનત બીજાઓને લાભમાં ગઈ.

નગરાજ રતનુની કેટલીક પેઢીએ ડોસાભાઈ રતનુ સારા કવિ થયા. એમના જ સમકાલીન સામત રતનુ સારા કવિ થયા. [2]

ત્રીજા નામી કવિ મૂળુ રતનુ થયા. ગુજરાતમાં ચારણી ગજગત છંદો બે જ કવિઓએ રચ્યા છે. એક કવિવર દુરશાજી આઢાએ અજાજમની ગજગત રચેલ છે, જ્યારે બીજા આ મૂળુ રતનુએ પોરબંદરના રાણા સુલતાનજીની 'ગજગત' રચીને રાણાને કીર્તિરૂપી કન્યા સાથે પરણાવેલ છે. [3] બહુ સરસ છંદ છે. દુરશાજીના 'ગજગત' કરતાં સારી પેઠે લાંબો છે,

ડોસાભાઈના પુત્ર કરણીદાન નામી કવિ નીવડ્યા. એમનું એક ગીત તો સાત બોલીઓમાં રચાયેલું અને ચારણોમાં સારી પેઠે જાણીતુ છે. હરિયાળી (ગૂઢાર્થ કાવ્યો) પણ એમણે ખૂબ રચેલા. એક બીકણ મિયાંની બીબી પાસે તેમણે આમ કહેવરાવ્યું :

ભોમ હસણુ રિપુ બોલિયો, ઊઠી ચલે મિયાં મોય
હરસુત વાહન તાસ રિપુ, આન મિલાવું તોય

બીબી કહે છે : ભૂમિમાં વસનારાં જંતુઓનો શત્રુ એવો દેડકો ડ્રાં ડ્રાં બોલતાં મારા શૂરવીર મિયાંજી નાસી ગયા (બંગલાદેશમાં પણ કયાં દેડકાના ડરાવ્યા મિયાંજીએ મશીનગનો આડેધડ વહેતી નો'તી કરી?) એટલે ઓ રોયા દેડકા, તને શિવપુત્ર એવા ગણેશ તેનું વાહન એટલે ઊંદર, એ ઊંદરનો શત્રુ એવો સાપ એનો તને મેળાપ કરાવી દઈશ !

બીજી એક 'હરિયાળી'માં એકાદશીને દિવસે સ્ત્રી પોતાના પતિને કહે છે :

મેઘ બરન નોર હી ચરન, કિસૂંક પંખી સો હોય
સો લાવી દો કંથજી, એકાદશી વ્રત મોય

પણ એ ચતુરાના કંથજી બોથડ હશે. એનાથી હરિયાળી ઉકેલાણી નહીં. એથી ચતુરાએ જ બીજા દુહામાં મૂઠી ખોલી :

શામ વરન હે સોહી કળ, શિર વેણુ નીલા હોય
સો લાવી દો કંથજી, વંતાક રાંધું મોય

કંથજી ખરાડ્યા જ હશે : "ઓ તારીની ! આ તો રીંગણું નીકળ્યું !"

---

૧. સ્વ. જીજીભાઈ રતનુ કૃત અપ્રગટ ગ્રંથ 'ઝાલાઓનો ઇતિહાસ'ને આધારે. ૨. હસ્તપ્રતોમાં એમનાં કાવ્યો મળે છે. મારા અંગત હસ્તપ્રત સંગ્રહમાં છે. ૩. એ ગજગત છંદ સૌ. યુનિ.ના હસ્તપ્રત સંગ્રહમાં છે.

કરણીદાનની ગણનાપાત્ર રચના 'મચ્છવેધ' ગ્રંથ છે. દરબારી ઠાઠથી મહાભારતની મચ્છવેધની કથા વર્ણવતો આ ૮૭ છંદોનો ડિંગળી ગ્રંથ છે.[૧]

કરણીદાન ઘણાં રજવાડાં ફરેલા પણ અધિકાંશ તો ભીલખા દરબાર નાજાવાળા પાસે રહેતા. સોરઠના રૂપ પર વારી જતાં કવિએ ગાયેલું :

સોરઠ બંકો દેશ હે, ગિરી બંકો ગિરીરાજ;
બંકો ગઢ જયાં ભીલખા, નર બંકો નજરાજ

જીજીભાઈ રતનું નામી ઈતિહાસવેત્તા. ગઈ સદીના અંતમાં તેઓ થયા. તેમણે ઘણો પરિશ્રમ લઈને ઝાલા રાજવંશનો ઈતિહાસ લખ્યો, જે એમના વારસદારો પાસે અપ્રગટ છે. દળદાર ગ્રંથ છે.[૨] કુટુમ્બક્લેશને કારણે જીજીભાઈ રતનુના પુત્રો અમેળી તજીને ઉત્તર ગુજરાતના એંટલા ગામે જઈ વસ્યા.

જીજીભાઈના પુત્ર પાતાભાઈ ભાથી કવિ થયા. પાતાભાઈએ રાજદરબાર ગોત્યા નહીં. ખેતર ને હળ એમના હેતુ મિત્રો રહ્યાં. ઉઘાડી આંખે આસપાસ જોયું અને એ દર્શનમાંથી જીવનનિષ્ઠ કવિતા પ્રગટી. કોળણને કપાસ ચોરતી જોઈ એમણે ફટ કરતું કાવ્ય રચ્યું. ઠાકોરને વ્યભિચાર કરતા જોઈ એમણે ગીતના કોરડા વીંઝ્યા. લાંચ લેતા અમલદારને જોયો, અને વાણીમાં એની ખબર લઈ નાખી. સંસારની નશ્વરતા જોઈ એમણે વૈરાગ્ય ગાયો. ભાઈના મૃત્યુ પર એમણે ગીતમાં રૂદન કર્યું. ડગલે ને પગલે પાતાભાઈએ વિપુલ કાવ્યો રચ્યાં.[૩] 'પરગટ કહે પરતાપ' એ ધ્રુવ કડીમાં કવિએ આપવીતી પરવીતીનાં જીવનનાં જૂજવાં પાસાં રજૂ કર્યાં. છંદ વૈવિધ્યતાવાળી, પણ લોકભોગ્ય વાણીમાં પાતાભાઈએ કવન કર્યું. હિન્દી અને ગુજરાતી બેય ભાષાને એમણે અપનાવી.

સહુથી મોટી દેણગી તો પાતાભાઈ રતનુએ 'ચારણોના ઇતિહાસ'નું હિન્દીમાંથી ગુજરાતી ભાષાન્તર કરીને કરી છે. એ કેવળ ભાષાન્તર જ નથી, પાતાભાઈએ એમાં પણ પોતાની જાણકારીનો ઉપયોગ કરીને ઉમેરો કર્યો છે. 'વંશભાસ્કર' નામે ગ્રંથમાંથી પાતાભાઈએ 'ચારણોના ઇતિહાસ'નું એ ભાષાન્તર કરેલ છે.[૪]

'હવે હસ્તપ્રતોની વાત. અમેળીમાં હસ્તપ્રતો તો ઘરોઘર મળી આવી. એમાં એક શ્રી સતીદાન રતનુએ હસ્તપ્રતોનો સારો એવો સંગ્રહ સૌ. યુનિ ને વેચાતો આપ્યો. કુલ ૧૭ હસ્તપ્રતોમાં ૪૪ ગ્રંથોનો એ સંગ્રહ હતો.

એ સંગ્રહમાં ગણનાપાત્ર ગ્રંથ હતો 'મેઘવિલાસ.' વર્ષાવિજ્ઞાન પરનો એ ગ્રંથ શિવપાર્વતીના સંવાદે કથાયો છે. ગ્રંથકાર કોઈ ઉનડજી જાડેજા છે. ગ્રંથ સંપૂર્ણ છે. આ ગ્રંથની બીજી પૂર્ણ પ્રત ક્યાંય જોવા મળી નથી. કેવળ એક અપૂર્ણ પ્રત હાપા ગામે જોયેલી.

બીજો ગ્રંથ 'ખટઋતુ વર્ણન' માવલ નામે કોઈ કવિની રચના છે. તો કુંભા ઝૂલા કૃત 'નાનું રૂકિમણી હરણ' પણ પૂર્ણ હતું.

ધ્યાન ખેંચે એવો ગ્રંથ તો ગોદડજી મહેડુ કૃત 'છાયા ભાગવત' છે. ભાગવતનો આ ડિંગળી પદ્યાનુવાદ છે. ૧૩૮૭ છંદો છે. પણ પ્રત અપૂર્ણ છે. પૂર્ણ પ્રત મળશે ત્યારે આ છંદ સંખ્યા હનુમાન કુદકો મારશે જ. ગુજરાતના ડિંગળી સાહિત્યમાં આ પ્રથમ જ ભાગવતનો ચારણી અનુવાદ ગણાય.

'રાયસિંહ માનાણીરા કવિત'માં કવિ જગમાલ મહેડુએ હળવદરાજ રાયસિંહ અને ધ્રોળઠાકોર જશાજીનાં નગારાં વગાડવા બાબત થયેલ યુદ્ધને વર્ણવ્યું છે.[૫] આરંભમાં કવિ કથે છે :

---

૧. આ ગ્રંથની હસ્તપ્રત શ્રી ભીમભાઈ રતનુને ચોપડે છે. શ્રી ભીમભાઈએ અમને આ ગ્રંથની નકલ કરી લઈ જવા જણાવેલ છે પણ આવી બાબતો યુનિ.એ જ વિચારવાની હોય છે. ૨. એ ઈતિહાસ મેં જીજીભાઈના પૌત્ર મોટા ભાઈ રતનૂ એંટલા પાસે નજરે જોયેલો છે. ૩. પાતાભાઈનો કાવ્ય સંગ્રહ એમના પુત્ર શ્રી મોટાભાઈએ નકલ કરીને પરત કરવાની શરતે સૌ. યુનિ. ને આપેલ છે. ૪. ચારણોના ઇતિહાસની એ મૂળ હસ્તપ્રત પણ શ્રી મોટાભાઈ રતનુએ સૌ. યુનિ.ને નકલ કરીને પરત કરવાની શરતે આપેલ છે. ૫. આ પવાડો ૨૬ કવિતોનો છે. પણ દેગામથી મળેલ બીજી પ્રતમાં ૩૧ કવિતો છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ પવાડો મૂલ્યવાન છે.

બંનિ તિસાં બિરદીત, બનિ તેવહા બળાક્રમી
સિંહ છૂટે સાંકળા, જાણે આવિઆ મહાજમ
પડ ધરતી ઉપાડે, આભકાઈ ભૂંજ આકશે
જકિ પણિ કોએ નમી, નેત્ર બધિઈ ન હાસે

સંગ્રામ સૂત્ર માંડે સમગ,
જગ સહે ઊભો જોઇશી
હેકાં એ દિ' બિહુઆં ત્રિઆં,
હાલાં ઝાલાં હોઇ શી....૧

અર્થાત્, રાયસિંહ અને જશોજી બન્ને વખણાયેલા અને પરાક્રમી વીરો હતા. નિબંધ સિંહો અને મહાકાળ સરખા હતા. ધરતીના પડને ઉપાડી લે અને આકાશે ભૂજાના ટેકા દે તેવા અડીખમ હતા. અનમી અને વ્યર્થ ટોળ ન કરવાવાળા, અર્થાત અેાલ વાણીવાળા હતા આવા એ સમગ્ર જાડેજા અને ઝાલા વીરો વચ્ચે અવશ્ય એક બે કે ત્રણ દિવસમાં મહાયુદ્ધ થશે ત્યારે સર્વજગત ઊભાં ઊભાં એ રોમાચક કાંડને નિહાળશે.

નગારાં વગાડવાની વાત પણ કવિ વર્ણવે છે.

કિ વઢે ધરતી કજિં, વઢે કિ બીજાં વેરાં
કથના કજિ કોપીઆ, કોં એસા સહે નકારાં
એમ જસે આખિઓ, એથે વાજંત્ર મવાએ
એક રીતિ નહ અમાં, જગત્રજાએ તેમ જાએ

સાંભળે એતુ માના સતણુ,
ઊકશી લાગો અંબહરે.
ઢમ કરે રોડી ત્રાંબક તણી,
ધિંગ ખડેગો ધોળી હરે....૨

અર્થાત, કોઇ પૃથ્વી માટે સંગ્રામ કરે છે. કોઈક બીજાં વેર માટે પણ જશોજી અને રાયસિંહજી તો પોતાના કથન માટે જ કોપાયમાન થયા. (ધ્રોળના પાદરમાં બાવાના નગરાં સાંભળી) જશાજીએ કહ્યુ : 'આવી રણ નોબત કોણ સહન કરે? અહીં ધ્રોળને પાદર કોઈનાં નગારા વાગતાં નથી. પાદરમાં કોઈ નગરાં વગાડે એ સાંખી લેવાની અમારી રીત નથી. જગત નાશ પામશે તો પણ અમારો (જાડેજાઓનો) આ કુલાચાર નાશ નહીં પામે. "એ વાત સાંભળી માનસિંહનો પુત્ર આકાશે જઈ લાગ્યો. અને એણે (રાયસિંહે) કહ્યું : "હું ધ્રોળના પાદરમાં દઢતાપૂર્વક ખડો રહી, ધોળે દિવસે રણ નોબત વગડાવીશ."

બીજા એક શ્રી વજેસંગ ધનરાજ રતનુને ત્યાં હસ્તપ્રતોમાં ૧૬ ગ્રંથો જોયા. એમાં કોઇ અનામી કવિકૃત 'સાહેબી લીલા'નો ૭૦ છંદોવાળો અપુર્ણ ગ્રંથ શૃંગાર રસનો જોયો. 'પ્રવીણસાગર' ૭૧ લહેરોનો કંઈક અપૂર્ણ જોયો. અમારા યજમાન શ્રી ભીમભાઇ ને ત્યાં ૧૮ ગ્રથો હસ્તપ્રતોમાં જોયા. એમાં સરદાર કવિકૃત ત્રણ ગ્રંથો (૧) રાજરણમલ રૂપક (૨) વ્યગાર્થ કૌમુદી (૩) સાહિત્ય સગરી ધ્યાન ખેંચતા હતા કવિ મંછ કૃત 'રૂપદીપ પિંગળ' પણ અમે તેમાં જોયું કરણીદાન રતનુના જ હસ્તાક્ષરોમાં તેમની કૃતિ 'મચ્છ વેર' પણ જોઈ. એનો રચનાકાળ ૧૯૪૦નો આલેખાયેલો છે.

આ બધીના બધા મળીને ૧૧૬ ગ્રંથો થયા, એમાં સતીદાન રતનુના સંગ્રહમાંથી મળેલ 'સદેવંત સાવળિંગા'ની વાત છે અત્યાર લગણ આટલા છંદોવાળી પ્રત જોયેલી નહીં. સતીદાનવાળી પ્રતમાં કુલ ૨૦૫ છંદો છે. છતાં વાર્તા અપૂર્ણ છે. સદેવંત સાવળિંગા'ની બીજી પ્રત મેં પાટણમાં જોયેલ, પણ તે તો સાવ અપૂર્ણ જ હતી. બહુ સરસ વાર્તા છે. એના પાંચ દુહા જોઈએ :

નેણ પદારથ નેયણ રસ, નેયણે નેણ મળંત
અસંધાસૂં પ્રિતડી, પહેલાં નેયણ કરંત...૧
જે રખવાળાં પાંચ જણ, સમદાં જેહાં સેણ
કાયા રો ગઢ તું ભલે, ભેદ સમાપે નેણ...૨
નેણ સમાં વેરી નકો, પર ચખ લગે ધાઇ
આગ પરાઇ આણ કર, અંગ આપણે લગાઈ....૩
નેણ હમારે લાલચી, દે દે થાકયો શિખ
જાં દેખ ઘણ ચંગિયાં, તાં, તાં, માગે ભિખ...૪
નેયણ મટ્ટા વેચાણ રસ, જે કર જાણે કોઇ
જેહી મેળો નેણ કા, તેહાં સેજ ન હોઇ ..૫

નેણના મેળાપને સેજના સુખ કરતાં અધિક ગણીને કવિએ નિર્મળ પ્રીતિને જ મહિમાવંતી કરી

છે. હવે છેલ્લે બે દુહામાં સ્નેહીઓની અભિન્નતા જોઈએ. એક પક્ષ કહે છે :

વિસર્યાં ન વિસરે, સાંભર્યાં ન સમાય
સજણ તરી પટાટ જ્યું ઉરે વળગ્યા આય...૬

અરે ! સ્નેહીજન તો ભૂલ્યા ભૂલાતા નથી, એની સ્મૃતિઓ હૃદયમાં સમાવવા માટે હૈયું પણ સાંકડું પડે છે. અરે, પ્રિયજન તો અશ્વના તંગ માફક છાતીએ વળગેલા જ રહે છે.

પ્રતિપક્ષ જવાબ આપે છે :

તરી પટાંટાં વિછડે જાં લગ જીણ ન હોય
સજણ માંસ કરોડી કું, ઘડી ન અળગું હોય...૭

લાખની વાત થઈ, સ્નેહીને કરોડનું માંસ કરીને પ્રેમનો જ મહિમા સોગણો યથાર્થપણે વધાર્યો.
અધેળીની સ્નેહસરી મહેમાની માણીને, સુરેન્દ્રનગર પરત આવ્યા. ત્યાંથી ધુનાનાગામ આવ્યા.

તા. ૨૫-૧-૭૦ના રોજ લીંબડી થઈ ઝાંબડી આવ્યા. વયોવૃદ્ધ શ્રી કરણદાન શામળે અમારી આગત પોતે મેઘાણીજીને લીંબડી શ્રી શંકરદાનજીની ડેલીએ મળેલા અને 'આંચળના તાણનારા' એ વાત કહેલી તેનાં સંસ્મરણો કહ્યાં. પોતે શ્રી મેઘાણીસાહેબ સાથે બોટાદ ગયેલા તે વાત તજી કરી. તો કવિ શ્રી આઈદાનભાઈ શામળે હોકો ગગડાવતાં પોતાના કુળનો ઈતિહાસ હૈયેથી ઉતારી હોઠે લાવેલા.

મૂળ પુરુષ પરબતજી શામળ. કચ્છમાં લાખિયારવિયરે ત્યારે પરબતજી રહેતા. કુળપરંપરા પ્રમાણે પરબતજી કચ્છના દશોંદી હતા. ભૂજની ગાદીએ એ વેળા રાઓ ખેંગારજી બીજા હતા. રાઓ ખેંગારજી રખાત પુત્ર હતા.[૧] ગાદી વારસ તમાચી હતો. પણ ખેંગારજીને ગાદી મળેલી. પણ પરબતજીએ અન્યાય ગણેલ. એથી રાઓને પરબતજી પર રોષ હતો. એમાં એક આહડ શાખાનો ચારણ કચ્છમાં આવતાં ઘણું ન બનવાનું બની ગયું. જીવાંભાઈ નામે લાખિયાર વિયરાનાં ચારણઆઈએ ત્રાગું કર્યું[૨] એ કારણે પરબતજી શામળે કચ્છનું પાણી અગરાજ કરીને સોરઠમાં પડિયાણું કર્યું અને વઢવાણ આવ્યા.[૩]

પરબતજીના પુત્ર દેવીદાન શામળ થયા. એક વેળા લીંબડીના ઘાઘરેટિયા ગામે વઢવાણ ઠા. ચાંદાજીને લીંબડી ઠા. અદાજી સાથે સાવ નજીવી બાબતમાં લડાઈ થઈ. દેવીદાન શામળે ઘણા વાર્યા છતાં ચાંદાજી માન્યા નહિ અને હાર્યા. વઢવાણ જઈને પડખિયાઓના ચડાવ્યાથી ચાંદાજીએ દેવીદાનને યુદ્ધનું કાવ્ય રચવા કહ્યું. કવિએ 'ભાજ્યું એવું ભાખવામાં મજા નથી.' એમ ઘણું સમજાવ્યા, પણ ચાંદાજી માન્યા નહીં. ત્યારે દેવીદાને ગીત કહ્યું. જેની અંતિમ પંક્તિ આ પ્રમાણે છે :

રાસાઓત હનો ચાંદો દ્રઢ રાવણ
આડો રામ સરૂપ અદો

અને ત્યાંથી કવિ દેવીદાન લીંબડી આવ્યા અને ઝાંબડી ગામ કમાણા.

કવિઓમાં ઉપર કહ્યા તે પરબતજી અને દેવીદાનજી સિવાય બીજા એક લીંબા શામળ થયા.[૪]

પણ નામી કહેવાય તેવા તો જીવાભાઈ શામળ થયા. ચારણોમાં તેઓ ભગત કવિને નામે પ્રખ્યાત થયેલા. ભૂજ પાઠશાળામાં જનાર અને કચ્છના અપૈયા છોડનાર તેઓ ઝાંબડીના પ્રથમ ચારણ હતા. બહુ મેધાવી અને અને સિદ્ધ કવિ નિરડેશ જીવાભાઈ. એમણે ત્રણ ગ્રંથો રચેલા. (૧) સૃષ્ટિ સૌંદર્ય (૨) જશવંત વિરહ બાવની (૩) નવાખ્યાન. તે ઉપરાંત 'જગત વિનોદ' ગ્રંથની ટીકા કરેલી.

'સૃષ્ટિ સૌંદર્ય' ગ્રંથ કવિશ્વરે ભૂજમાં અભ્યાસ

---

૧. કચ્છના લોકસાહિત્યના અભ્યાસી અને કચ્છના દશોંદી શ્રી વેરીસલજી અયાચીએ મને આ વાત કહેલી ૨. એ જીવાંભાઈ અંઈની વાત 'ઊર્મિ' માં અગાઉ આવી ગયેલ છે. ૩. હજીયે ઝાંબડીના ચારણોને કચ્છનો અપૈયો છે. એટલે કચ્છના ગાદીપતિનું અન્નપાણી સ્વીકારતા નહિ. હવે તો ગાદી પણ ગઈ. ૪. એ લીંબા શામળનાં કાવ્યો હસ્તપ્રતોમાં મળે છે. તેઓ ભાવનગર મહારાજ વખતસંગ આતાભાઈના સમકાલીન હતા. એ વેળા લીંબડી ગાદીએ ઠા. હરિસિંહ હતા.

પૂર્ણ કર્યા પછી ગુરુના કહેવાથી રચેલો. જે ભૂજ રાઓશ્રીએ પ્રસિદ્ધ કરેલો. જે હાલ અપ્રાપ્ય છે. તેનો એક ઈંદ વિજય છંદ જુઓ : ૫

મહિપી વચ્છ ચારત ગોપ સું
બેઠત છાંહ તમાલનિયાં
કીતની શિરપે ભચિયાં ધરકે
હમતે મુખ આવત ગ્વાલનિયાં !
શિર સારી ધરી પચરંગી પ્રવિન
પ્રસુન કો ચૂનતિ માલનિયાં
મનો 'મસ્ત' ખૂલી જમુના તટપે
સુખમા કી હજાર હમાલનિયાં...૧

'જશવંત વિરહ બાવની' એ ગ્રંથ મનહર છંદોમાં છે અને તે કવિશ્વરે પ્રગટ કરેલો હતો. હાલ તે પણ અપ્રાપ્ય છે

---

૫ શ્રી આઈદાનભાઈને મુખેથી.

ત્રીજો ગ્રંથ 'નળાખ્યાન' એ મસ્તકવિની સર્વોત્તમ કૃતિ મનાય છે. પણ હજી લગી જોવા મળેલો નથી.[૧] શ્રી આઇદાનભાઇના જણાવવા પ્રમાણે તે ગ્રંથ કંઇક અપૂર્ણ રહેલો છે. અને આઇદાનભાઇ પાસે છે. જ્યારે 'જગત વિનોદ' ગ્રંથની ટીકા પણ હજી લગી અપ્રગટ છે. શ્રી મસ્ત કવિ યુવાવસ્થામાં જ સ્વર્ગવાસી થયેલા. ઝાંપડીમાંથી હસ્તપ્રતો મળી નહીં.

---

૧ 'નળાખ્યાન' વિષે સ્વ. શ્રી મસ્તકવિએ પત્રિકા છપાવેલ જેમાં તેમણે 'નળાખ્યાન' પ્રસિદ્ધ કરવાની જાહેરાત કરેલી. એની એક નકલ (પત્રિકાની) મારી પાસે છે.

*

પૃષ્ઠ ૨૪૫ થી ચાલુ ]

નામે ભારતમાં શક્તિપૂજન થાય છે તેમ આ પણ પાર્વતીનું સ્વરૂપ હોય તેમ માનવાને કારણું છે. માનસરોવરનો ઉલ્લેખ પણ સૂચિત છે.

ભારતીય સંસ્કૃતિ આધ્યાત્મિક રીતે શ્રદ્ધા અને ભાવના સભર છે. મનુષ્યમાં દેવત્વનો વાસ છે. એ દેવત્વ જાગે ત્યારે સામાન્ય મનુષ્યને પણ ઊંચકીને કૈલાસ શિખર સુધી ખેંચી જાય છે. આવા ભાવુક ભકતો પણ ગંગાના નીર જેવા નેક અને નિર્મળ ભાવો વહેતા કરી, મા ભોમની સંસ્કૃતિને પોષતા આવ્યા છે. આનાં અનેક દૃષ્ટાંતો ભારતીય લોકજીવનમાંથી મળી આવે છે જે વેદ વેદાંતના સારરૂપ હોય છે.

*

ભૂખા ભોજન દેત, ઉઘાડે કપ્પડા,
ખાયા ગુણુકા લૂણ, જાયેગા ખપ્પડા.
ભલી બૂરી બાજિંદ, સહેવે સાહેગા,
બિરદ કાલ ગુલામ, ગરદ હો જાયેગા.

ચૂટી સાત સલામ, કે કહિયો સામસે,
દો નેનું કો જોડ, તુમારે નામસે
પૂજા ટેલ ટકોર, હમારી માનિયો.
હમ ચરનાંકી ખાક નફર કર જાનિયો,

ટેઢી બંધે પાઘ, ચલે ગજ ચાલ બે,
દો બાંધે તલવાર, ઝલકતી ઢાલ બે.
એતા હી અભિમાન, કહાં ઠેર યેગા,
જ્યું તેનરકો બાજ, ઝપટ લે જાયેગા.

જોરા જોબન દેખ, અંગ ના મોડિયે,
દેખ વિચારી લચ્છુ, નેન ના જોડિયે.
જોઈ દિયા કિરતાર, સોઇ ધન પાઇયે,
દીનો હોય કથીર, સોનો કેસે પાઇયે.

નેકી ખરીદા હાલ, સાંચા જબ માગસે,
પાઉં જંજિરાં ડાલ, ગલે ભર ડાલસે.
મોં પર દેસે માર, આંખ પર લૂણસે,
કરતા હરતા કાળ, બચાવે કૃષ્ણસે.

# લોક સંગીત : કેટલાક નવા વિચારો (૫)

હરેશ બક્ષી

## કાકુસ્વર

કાકુસ્વર વિષે લખતાં કોઈ પણ લેખક અચકાય તેનું એક કારણ એ કે આ વિષય ઉપર પ્રમાણમાં બહુ જ થોડી માહિતી ઉપલબ્ધ છે. અને બીજું એ કે કાકુસ્વરોના અભ્યાસ અને પૃથક્કરણ માટે ખાસ અલગ પ્રયોગ કરી બતાવનાર લોકગાયકો દુર્લભ છે. વળી, કાકુસ્વરનો ઉપયોગ સહજ અને કુદરતી રીતે જ ગાયકથી થઈ જાય છે; પણ સહજ અને કુદરતી રીતે ગાનારની સંખ્યા નહીંવત થઈ ગઈ છે. આધુનિકતા, અજ્ઞાન, પ્રયોગશીલતા, બેદરકારી, અક્ષમ્ય ઉપેક્ષા, લોકસંગીતની સૂઝમાં ઘટાડો અને પરંપરાના અભાવે જેવાં અનેક કારણોને લીધે કાકુસ્વર દુષ્પ્રાપ્ય થવા માંડ્યા છે.

સંગીતમાં શાસ્ત્ર અને પ્રયોગમાં નીચેની ચાર ખાસિયતો ધ્યાન ખેંચે છે. (૧) સંગીતમાં કલા. (૨) સંગીતમાં વિજ્ઞાન (૩) સંગીતમાં રૂઢિ (૪) સંગીતમાં આનુષંગિક બીનઉપયોગી – ક્યારેક તો હાનિકારક – કથનો આવા ચાર વિભાગો ભારતના પ્રાચીન જ્ઞાન-વિજ્ઞાનની પ્રત્યેક શાખામાં જોવા મળશે. આ ચાર મુદ્દાઓ એકબીજાની સાથે એવી ખૂબીથી અને ઘનિષ્ટ રીતે વણાઈ ગયા છે કે લોકસંગીતના સાચા ઉપાસકો, અભ્યાસીઓ તેમ જ ચાહકો પણ ગૂંચવાઈ ગયા છે. દુનિયાભરમાં સૈંકડો વર્ષોથી કાકુસ્વરનો પ્રયોગ થતો આવે છે. લોકસંગીત, શાસ્ત્રીય સંગીત, જાઝ સંગીત, બધા જ દેશો અને પ્રાંતોનાં લોકગીતો, ટાઈરોલીઝ અને સ્વીસ પર્વત પ્રજાનું યોડલીંગ-આ બધા સંગીત પ્રકારો કાકુસ્વરથી સભર અને સુશોભિત છે. આમ છતાં કાકુસ્વરનો વિષય અઘરો અને કંઈક ભેદી લાગે છે, એ આપણી કમનસીબી છે.

"સ્ટેશન એટલે શું ?" એમ પૂછો તો ભાષા શાસ્ત્રી કંઈક આવો જવાબ આપશે : સ્ટેશન એટલે પાટા ઉપર ચાલતી ગાડીને રોકવાનું સ્થળ, તે માટેનું મકાન કે તેને લગતું બીજું બાંધકામ કે વિસ્તાર. આપણે વ્યાખ્યા, અભિપ્રાય કે મતમતાંતરમાં ન પડીએ પણ 'સ્ટેશન' શબ્દ– પાછળના વાતાવરણનો ખ્યાલ રાખીએ તો વધુ ચોખવટ થાય. જો કે આમ કરવાથી તાત્ત્વિક દૃષ્ટિએ આપણે સ્ટેશન શબ્દનો અર્થ કંઈક અપૂર્ણ અને ખામીવાળો કરી બેસીએ એવી પૂરી શક્યતા છે. આ જ વાત કાકુસ્વરોને લાગુ પડે છે. કાકુસ્વરની વ્યાખ્યાથી અભ્યાસની શરૂઆત યોગ્ય નથી લાગતી. વ્યાખ્યા બાંધી જ શકાય એ અનિવાર્ય નથી. કાકુસ્વર વિશે 'ઊર્મિ અને નવરચના' માં જુદા જુદા લેખકો અને લોકગાયકો લખે; ચર્ચા થાય, વિચારોની આપલે થાય. ટૂંકમાં, કાકુસ્વર પ્રત્યે જાગૃતિ કેળવાય અને અભ્યાસ થાય. આમ એક વાતાવરણ ખડું થાય એ પહેલી જરૂરિયાત છે. એ વાતાવરણ સર્જાયા પછી કાકુ વિશે ઉપલબ્ધ સાહિત્યનો અભ્યાસ શરૂ થઈ શકે. સંસ્કૃતમાં તેમ જ ગુજરાતીમાં કાકુસ્વર વિશે વાચનસામગ્રી મળી શકે છે.

આમ છતાં કાકુસ્વર સાંભળવા મળે એના જેવું ઉત્તમ કંઈ જ નથી. હવે આપણે નીચે આપેલ ઉદાહરણો જોઈએ:–

(૧) "મેં ભક્તકવિ દુલા કાગને રાજકોટમાં સાંભળ્યા છે." આ વાક્યમાં જુદા જુદા ભાવના અર્થ તારવી શકાશે. મેં સાંભળ્યા છે, બીજાએ તો ઠીક ! દુલા કાગને સાંભળ્યા છે, બીજાને નહિ. રાજકોટમાં સાંભળ્યા છે, અમદાવાદમાં નહિ. સાંભળ્યા છે, માત્ર જોયા છે એમ નહિ.

(૨) બારણે ટકોરા પડે ત્યારે આપણે પૂછીએ "કોણ ?" જવાબમાં આવનાર વ્યક્તિ 'હું' એટલું કહે. છતાં આવનાર વ્યક્તિ પરિચિત હોય તો અવાજ ઉપરથી જ તેને ઓળખી લઈએ.

(૩) ઉપર જે વાક્ય વિષે ચર્ચા કરી તે વાક્ય ધ્યાનપૂર્વક બોલતું સાંભળો તો બોલનાર ગુજરાતી છે કે બીનગુજરાતી તેની ખબર બહુધા પડી જશે. વાક્ય તો એ જ છે છતાં બોલનાર તેમાં કંઈક વિશિષ્ટતા લાવે છે.

(૪) એ જ વાક્ય બોલનાર માણસની પરિસ્થિતિ જાણ્યા વગર જ તે માણસ શાંત છે, ગુસ્સામાં છે, અકળાયેલો છે કે નિરાશ છે એ ખબર પડી જાય છે. વાક્ય તો એનું એ જ છે છતાં બોલનાર કંઈક પોતાનું ઉમેરે છે.

(૫) જુદાં જુદાં વાદ્યો એક જ સૂર વગાડતાં હોય છતાં એ વાદ્યો શ્રવણેન્દ્રિયથી ઓળખી શકાય છે.

બોલવાથી કે ગાવા વગાડવાથી હવામાં આંદોલનો ઉત્પન્ન થાય છે. એ આંદોલનોમાં જે ફેરફાર કરવામાં આવે છે, ખાસિયત લાવવામાં આવે છે, વિશિષ્ટતા નીપજાવવામાં આવે છે તેને કાકુ કહેવાય છે. વધુ પડતી સરળ રીતે કહીએ તો કાકુનો અભ્યાસ એટલે આંદોલનોનો અભ્યાસ; કાકુસ્વર ગાનાર વગાડનાર કે બોલનાર હોય અને Oscillagraph તથા Sound-analyser હોય તો કાકુસ્વરનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ થઈ શકે.

સિતારનો તાર, ગાયકનું ગળું (કે વક્તાનું ગળું) ફ્લ્યુટમાંની હવા કે કોઈ પદાર્થ હોય તેને શકિત લગાડી આંદોલન કરીએ એટલે તેમાંથી એ આંદોલનો આસપાસની હવામાં પ્રસરે. એ આંદોલનો આપણા કાન પર પડે ત્યારે તેને આપણે અવાજ કહીએ છીએ. જે આંદોલનોમાં વ્યવસ્થા અને નિયમિતતા હોય તે *આંદોલનો સંગીતમય અવાજ તરીકે સંભળાય છે.* આવો અવાજ ઊંચો છે કે નીચો તેનો આધાર તેની આંદોલન સંખ્યા ઉપર છે. જેમ કે સ્ત્રીનો અવાજ પુરુષ કરતા ઊંચો છે એટલે કે: સ્ત્રી–અવાજની આંદોલન સંખ્યા પુરુષ–અવાજની આંદોલન સંખ્યા કરતાં મોટી છે. પુરુષ બોલે ત્યારે હવામાં દર સેકન્ડે ૩૬૦ આંદોલનો ઉત્પન્ન થતાં હોય અને સ્ત્રી બોલે ત્યારે હવામાં દર સેકન્ડે ૭૦૦ આંદોલનો પેદા થાય. [આ અને આ પછીના બધાં ઉદાહરણો સ્પષ્ટતા માટે લીધાં છે. તે દ્વારા ખરી હકીકત રજૂ થાય છે તેમ માની ન લેવું]

ધારો કે એક એવો સંગીતમય અવાજ સંભળાય છે જેની આંદોલનોની સંખ્યા ૨૪૦ પ્રતિ સેકન્ડ છે. એવો એક બીજો અવાજ આપણે ઉત્પન્ન કરીએ કે જે પહેલા અવાજ સાથે એકરૂપ થઈ જાય પણ તેનાથી બમણો ઊંચો હોય. માપવાથી ખબર પડે કે બીજા અવાજની આંદોલન સંખ્યા ૪૮૦ પ્રતિ સેકન્ડ છે. આ બે અવાજો વચ્ચે બીજા અનેક અવાજો ઉત્પન્ન કરી શકાય. પરંતુ કાનની કાર્ય શકિત કાર્યદક્ષતા અને શાસ્ત્ર લક્ષમાં રાખી એ બે અવાજો વચ્ચે બાવીસ ભાગ પાડવામાં આવ્યા. આ બે અવાજો વચ્ચેના ભાગને સપ્તક કહે છે. અને આ બાવીસ ભાગોને શ્રુતિ કહે છે.

કાનની રસાસ્વાદ લેવાની શકિત અને શાસ્ત્ર ને આધારે એ બાવીસ શ્રુતિઓમાંથી પહેલી, પાંચમી આઠમી, દસની, ચૌદમી, અઢારમી અને એકવીસમી શ્રુતિઓને સ્વરોનાં નામ કહેવાય છે. એ સાત સ્વરોનાં નામ ષડજ (સા), ઋષભ (રે), ગાંધાર (ગ), મધ્યમ (મ), પંચમ (પ), ધૈવત (ધ), અને નિષાદ (નિ). ત્રેવીસમી શ્રુતિ એટલે ઉપરનો (તાર અને સપ્તકનો) સા. એટલે ત્રેવીસમી શ્રુતિથી (આંદોલન સંખ્યા ૪૮૦ પ્રતિ સેકન્ડ) નવો સપ્તક શરૂ થાય. તેમાં એ જ પ્રમાણે બાવીસ શ્રુતિઓ હોય જેમાંની ઉપરોક્ત સાતને સ્વરો કહેવાય. દરેક સપ્તકમાં આ જ વ્યવસ્થા છે. શાસ્ત્રમાં બાવીસ શ્રુતિઓનાં નામ, ગુણધર્મો અને વર્ણન આપ્યા છે. હાલ પૂરતો એ વિષય અહીં અસ્થાને છે.

*ઉપરોક્ત સાત સ્વરોને શુદ્ધ સ્વરો કહે છે.* તેમાં ઋષભ, ગાંધાર, ધૈવત અને નિષાદ 'કોમળ સ્વર' પણ હોઈ શકે છે. વળી મધ્યમ 'તીવ્ર સ્વર' પણ હોઈ શકે છે. આમાં સાત શુદ્ધ સ્વરોમાં ચાર કોમળ અને એક તીવ્ર સ્વરો ઉમેરાતાં કુલ સ્વર સંખ્યા ૧૨ થાય છે. ષડજનું સ્થાન નક્કી કર્યા પછી જ બાકીના ૧૧ સ્વરોનાં સ્થાન નિશ્ચિત થાય છે.

આમ એક સપ્તકમાં બાવીસ શ્રુતિઓ હોય છે, તેમાંની ૧૨ શ્રુતિઓને સ્વરો તરીકે ઓળખવામાં

આવે છે. દરેક સ્વર સ્વતંત્ર રીતે પણ ખૂબ જ મનોરંજક છે. અત્યારે સાંભળવા મળતા સંગીતમાંથી આપણને તેની ખાતરી થાય છે. તેમાં લહેકો લાવવા વિશિષ્ટતા બતાવવા અનોખી ભાત પાડવા, આગવી અસર ઉપજાવવા બાકીની શ્રુતિઓનો ઉપયોગ કઈ રીતે થઈ શકે તેનો વિચાર કરીએ. [આ વિચારને શાસ્ત્રનો કે પ્રયોગનો સાથ નથી લેવા દીધો]

કેટલાક સ્વરોની આંદોલન સંખ્યા [પ્રતિ સેકન્ડ] આ મુજબ સ્વીકારી લઈએ.

સા ૨૪૦, કોમળ રે ૨૫૬, શુદ્ધ રે ૨૭૦, કોમળ ગ ૨૮૮, શુદ્ધ ગ ૩૦૦, શુદ્ધ મ ૩૨૦, તીવ્ર મ ૩૩૭½ પ ૩૬૦. ઉદાહરણાર્થે કોમળ ગાંધાર [આંદોલન સંખ્યા ૨૮૮ પ્રતિ સેકન્ડ]નો કાકુ પ્રયોગ કરવો હોય તો અનેક રીતો વિચારી શકીએ.

[૧] કોમળ ગાંધારનું સ્થાન બદલીને. આમ કરવા માટે આંદોલન સંખ્યા ૨૦૦ થી વધુ અને ૩૦૦ થી ઓછી રાખવી જરૂરી છે.

[૨] કોમળ ગાંધારને અમુક શ્રુતિઓમાં આંદોલન કરીને આ પ્રયોગ કરવા વાદ્યનું [કે ગળાનું] સારું એવું પ્રભુત્વ જરૂરી છે. ધારો કે ગાયક શાસ્ત્ર અને મનોરંજકતાને ખ્યાલમાં રાખીને કોમળ ગાંધારને ૨૭૫ થી ૩૧૦ આંદોલન સંખ્યા વચ્ચે આંદોલિત કરે છે. તે વખતે એ હદમાં વચ્ચેની બધી શ્રુતિઓનો ઉપયોગ કરી પણ શકાય (અને જુદી અસર લાવવા) ના પણ કરી શકાય. તેજ રીતે ૩૩૭½ કે ૩૬૦ ઉપરથી ૨૮૮ ઉપર પણ આવી શકાય.

[૩] આંદોલન ક્રમ (૨)માં દર્શાવ્યા મુજબ, પરંતુ દાખલા તરીકે ૨૨૦ થી ૨૮૮ વચ્ચે આંદોલનો લેવાં અને દરેક આંદોલન વખતે જુદી જુદી શ્રુતિથી શરૂ કરી કોમળ ગાંધાર (આંદોલન સંખ્યા ૨૮૮ પ્રતિ સેકન્ડ) પર આવવું.

અંતમાં બે મુદ્દાઓ પ્રત્યે ખાસ ધ્યાન ખેંચવું જોઈએ.

[૧] કાકુસ્વરો સાંભળવા મળે તો તે વિષે સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે શુદ્ધ લોકસંગીત કે શાસ્ત્રીય સંગીતના કલાકારોને સાંભળવા.

[૨] શહેરી વાતાવરણમાં ઉછરેલ(!) ગાયકો લોકસંગીત ગાય છે. અને ખ્યાતિ પણ પામે છે. પરંતુ શહેરનો ("ભદ્ર") ગાયક સાચું લોકસંગીત ગાઈ શકે જ નહીં. આ જ કારણસર રેડિયો અને રેકોર્ડઝમાં પણ ભાગ્યે જ સાચું લોકસંગીત સાંભળવા મળે. રેડિયો અને શહેરની અસરને લીધે લોકસંગીતનાં તીર્થધામો જેવાં ગામડાઓમાં પણ 'ભદ્રતા' આવી ગઈ છે ને સાચું લોકસંગીત ત્યાંથી પણ વિદાય લે એ અશક્ય નથી. લોકઢાળની સ્વરોની દૃષ્ટિએ ઉપર-છલ્લી નકલ કરી તેમાં વ્યક્તિગત ભાવ રેડવાથી લોકસંગીત 'સાચું' નથી થઈ જતું.

( ક્રમશ: )

સોરઠ મીઠી રાગણી, મીઠો રાગ મલ્હાર,
સેજે મીઠી સુંદરી, રણ મીઠી તલવાર.
સોરઠિયો દુહો ભલો, ઘોડો ભલો કુમેત,
નારી તો નવલી ભલી, કપડું ભલું સફેત.
સોરઠિયો દુહો ભલો, ભલી મરવણરી બાંત,
જોબન-છાય ધણ ભલી, તારા છાઇ રાત.
દુહો દસમો વેદ, સમજે તેને સાલે,
વિયાતલની વેણ, વાંઝણી શું જાણે !

# ઋણ ચૂકવ્યાં

દાદાભાઈ જે. વાળા

ભગવાન વીંછિયાનો જાજરમાન દેહ પથારીમાં પડયો છે. કુનાણાનું તેમનું કબારી કુટુંબ વીંટળઈને બેઠું છે શંભુના ગણ જેવા દીકરા ભીખાભાઈ અને સુખાભાઈ એક પગે અને એક ચિત્તે પિતાની સેવામાં પરોવાઇ ગયા છે. ઘડીક આંખો ઉઘાડે, આમ તેમ જોઈ પાછી બંધ કરી દે જાણે કંઇક કહેવા ન માગતા હોય ! પિતાના મનની આ મૂંઝવણ કાઠી પુત્રો પારખી ગયા. બન્ને એક સાથે નજીક આવ્યા. મોટાભાઇ ભીખાભાઇએ હળવેક બાપુને પીંઝણો ઢોળ્યો અને પલંગની ઇસ પાસે ઉભડક બેસી પૂછ્યું :

"બાપુ ! કંઈ કહેવું છે ? કંઈ ભળ ભળામણ કરવી છે ?" ભગવાન વીંછિયાની આંખો ખૂલી ગઇ. બુઝાવાની અણી પર આવેલો દીવો જેમ છેલ્લી રોશની ફેંકે તેમ મોઢા ઉપર તેજ આવી ગયું. હાથના ઇશારાથી બન્ને ભાઇઓને નજીક બોલાવ્યા. ઘડીક આંખો મીંચી ગયા. જાણે અંદરથી કોઈ જૂની વાત શોધતા હોય વળી પાછી આંખો ખોલી અને તુટક તુટક અવાજે કહેવાનું શરૂ કર્યું.

"જેતપુરની જાન...આવવાની હતી ..બેનને કરિયાવર કરવા...બગસરાના... વેપારી ... પાસેથી રૂપિયા બે હજાર....લીધા છે. ચૂકવવાના બાકી રહી ... ગયા છે. જેથી મારો....જીવ...અકળાય છે..." આંખો મીંચી ગયા.

"બાપુ ! અમે ચૂકવી દેશું" સુખાભાઈએ ગળગળા સાદે અને મક્કમ અવાજે કહ્યું.

"વ...ચ...ન આપો..." પિતાના વેણ પડયાં.

"બાપુ ! જ્યાં લગી બગસરાના વેપારીનું ઋણ ન ચૂકવી દઈએ ત્યાં સુધી લગ્ન કરશું નહી." બન્ને ભાઇઓએ પ્રતિજ્ઞા કરી.

"બ...બ...બાપના...બોલે ?" ભગવાન વીંછિયાનો બેઠેલો અવાજ સંભળાયો.

"બાપના બોલે...આપના જીવને શાંતિ કરો". અને જેમ લોઢકો બેઠુ લૂવારથી ધમણની સાંકળ છોડી દયે અને ધમણ ધી...મે ધીમે બેસી જાય તેમ ભગવાન વીંછિયાનો દેહ શાંત થઇ ગયો.

સો સગા સંબંધીઓને આ વાતની જાણ થતાં સૌ ભેગા થઈ ગયા. જેતપુરથી દરબાર શ્રી એભલવાળા પણ આવ્યા. બન્ને ભાઈઓને ખૂબ આશ્વાસન આપ્યું. ભગવાનભાઇ વીંછિયાની ઉત્તરક્રિયા કર્યા પછી દ. એભલવાળા આગ્રહ કરી બન્ને ભાઇઓને જેતપુર તેડી ગયા ઉતારા વગેરેની વ્યવસ્થા કરી આપી. બન્ને ભાઈઓ પણ એવા મળતાવડા સ્વભાવના કે થોડા જ દિવસમાં સૌનાં ભાવી ગયા દ. એભલવાળાનો પડતો બોલ ઝીલી લ્યે દરબાર સાહેબ કોઈ પણ કામ ભીખાભાઇ અને સુખાભાઇને પૂછ્યા સિવાય કરે જ નહી. એક તો સંબંધી અને પાછી મિત્રતા, પછી શી મણા રહે ?

દરબારના દીવાનખાનામાં બન્ને વીંછિયા ભાઇઓ અને દરબાર એભલવાળા બેઠા છે. મીઠી મશ્કરી ચાલી રહી છે. એમાં દરબારે સવાલ કર્યો.

"હેં ભીખાભાઈ ! હવે તમારે લગન કેદી કરવાં છે ? હમણાં તો જાનમાં જવાની ઇચ્છા થઇ છે."

પણ આ સવાલ થતાં તો બન્ને ભાઈઓના મોઢા ઉપરથી નૂર ઊડી ગયું. પણ આ તો ચાલાક કાઠી. સામો મન કળી જાય તો તો હઉ છે ને ! હસતા મુખે જવાબ આપ્યો.

"સમય આવશે ત્યારે થઈ રે'શે બાપુ :" ભીખાભાઇએ કહ્યું આ વાત ઉપરથી થોડાક દિવસ દડી ગયા. વળી એક દિવસ લાગ જોઇ દરબારને ફરી પૂછવાનું મન થયું. કારણ કે તેઓ પણ કળી ગયા હતા કે આમાં કંઈક ભેદ છે.

"હેં ભીખાભાઈ ! હું લગનની વાત કરું છું ત્યારે તમે કેમ વાતને પી જાઓ છો ? હું તમારો

સંબંધી વળી ભાઈબંધ અને મારાથી વાત છાની રાખો ? જે હોય તે આજે તો મારે જાણવું જ છે."

દરબારે હઠાગ્રહ કર્યો. બન્ને ભાઈઓએ સામસામે જોઈ લીધું. એકે બીજાની મૂક સંમતિ મેળવી લીધી. દરબાર બન્નેના મોઢા સામું વારાફરતી જોયા કરે છે. કોના મોઢેથી આ વાતનો ભેદ ઊકલશે ?

"વાત તો કરું પણ તમે મદદગાર થશો ને" ? ભીખાભાઈએ સામો પ્રશ્ન કર્યો.

"મારાથી થઇ શકે તેવું હશે તો મદદગાર જરૂર થઈશ." દરબારે પણ ઉત્તર આપ્યો.

અને ભીખાભાઇને પિતાની મૃત્યુ—શય્યા યાદ આવી ગઇ. એ પ્રસંગ કહેતાં બન્ને ભાઇઓ ગળગળા થઇ ગયા. અને કહ્યું.

"બોલો બાપુ ! આમાં તમે શી મદદ કરશો ?"

"તમારા દેણા ચૂકવવા અમે થોડો સંબંધ બાંધ્યો છે ?" દરબારે વાતાવરણ હળવું કરવા મશ્કરી કરી. અને ઊભા થઇ કામદારને સાદ કર્યો. સાદ સાંભળતા જ કામદાર ઉતાવળે પગે દીવાનખાનામાં આવ્યા. રામ રામ કરી પૂછ્યું :

"કેમ બોલાવ્યો બાપુ ?"

"કામદાર ! આ બન્ને ભાઈઓ સાથે બગસરા જાઓ. સાથે રૂપિયા દસ હજાર લેતા જજો. ત્યાંનું ને વેપારીનું જે આ બન્ને ભાઈઓનું દેણું છે તે ચૂકવતા આવો."

'ભલે બાપુ !" કામદારે વિવેકી અવાજે કહ્યું.

"જોજો મોડું ન કરતા. મારે હજી તમે આવો પછી ભીખાભાઇનો સંબંધ કરવા જવું છે. અને આજ મહિનામાં લગ્ન કરી લેવાં છે." દરબારે ઉત્સાહમાં આવી જઈ કહ્યું.

ભીખાભાઇ અને સુખાભાઈ તો દરબાર ઓભલવાળા સામે જ જોઇ રહ્યા.

[ સૌજન્ય ખુમાણ શ્રી. બદરૂભાઈના સૌજન્યથી ]



બહુ બોલે ને બહુ બકે, વલ વલ કાઢે વેણ,
કરડજો એને કાળોતરો, (ભલે) હોય પોતાનાં શેણ.
થોડું બોલે ને થરહરે મરકીને કાઢે વેણ;
(એને) કાંટો કે'દી ન વાગજો, (ભલે) હોય પારકાં શેણ.
કાળમુખાં ને રિસાળવાં. નીચાં ઢાળે નેણ;
(એને) કાળી નાગણ કરડજો, ભલે હોય પોતાનાં શેણ.
હસમુખાં ને હેતાળવાં, અમૃત વરસે નેણ;
(એને) કાંટો કે'દી ન વાગજો, (ભલે) હોય પારકાં શેણ.
મુખ ઉપર મિઠાશ, ઘટમાંહી - ખોટા ઘડે;
એહવંસું ઇખલાસ, રાખીજે નહિ રાજિયા !
મનલબની મનવાર, જગત જમાડે ચૂરમાં;
વિણ મતલબ એકવાર, રાબ ન પીરસે રાજિયા.
પલપલમાં કરે પ્યાર, પલપલમાં પલટે પરા:
એ મતલબના યાર, રહેજે અળગો રાજિયા !
સંપદમાં સંસાર, હર કોઇ હેતુ હુવે;
વિપત પડયાની વાર, નેણ ન નિરખે નાથિયા !

# સાહિત્ય સંગીત અને શરાબ

જયમલ્લ પરમાર

ગુજરાતમાં દારૂબંધી જ્યારે રાજકારણને ચાકડે ચડી છે ત્યારે વધુમાં વધુ ભય દારૂ પીનારા લોકગાયકો માટે લાગ્યા કરે છે કે દારૂ પીવાની અપ્રતિષ્ઠા જતાં એમનું થશે શું ? કારણ કે શાસ્ત્રીય સંગીતના ગાયકો જેવી આર્થિક સમૃદ્ધિ એમની પાસે છે નહિ, એથી નાટકમાંથી દારૂની લતે ચડેલા નટની જે દશા થાય છે એનાથી બદતર દશા દારૂ પીનારા લોકગાયકોની થાય છે. કારણ કે ચતુર્વિધ રીતે એ બરબાદ થાય છે.

થોડા સમય પહેલાં એક આશાસ્પદ લોકગાયકનું કમોતે મોત થયું. હજી તો મૂછનો દોરો ફૂટતો આવતો હતો, પણ દારૂની લતે એવો ચડી ગયો કે બધી રીતે ઊગતાં જ આથમી ગયો. એ પછી થોડા સમયે એક નામી લોકગાયકનું અકાળ અવસાન થયું એ વખતે એની શોકસભામાં જ મેં કહેલું કે આવા લોકગાયકો ભરજુવાન અવસ્થામાં જ આપણા હાથમાંથી કેમ હાલ્યા જાય છે એ માટે દરેક લોકગાયકની પૂરી દાક્તરી તપાસ કરાવવી જોઈએ.

## આદિકાળથી વળગેલી આ બલા.

ત્યારે તો એ શોકસભામાં સામે બેઠેલા જુવાન લોકકળાકારોમાંથી દારૂ પીનારા કેટલાક ધ્રુજી ઊઠેલા. મોતની બીક ગરી ગયેલી. એટલે દારૂ ન પીવાનું જ નક્કી કરી નાખેલું. પણ એ તો બહુ થોડા દિવસ નભ્યું. પછી એ બધા જ દારૂની મૂળ લતે ચડી ગયેલા.

સમગ્ર દૃષ્ટિએ જોતાં એમાંથી થોડાના બાપ-દાદા દારૂ પીતા. એ દારૂમાં જ એમણે એમના ખાનદાનની ખુવારી બેસાડેલી. કેટલાકના કુળમાં દારૂ નહિ પણ સંગતમાંથી પીતા થયા છે. પણ કેટલાકની જ્ઞાતિને અને દારૂને સંબંધ નહિ એવી જ્ઞાતિના લોકકળાકારો દારૂ-ગાંજાની લતે ચડી ગયા છે.

રાજ્યાશ્રિત સાહિત્ય અને કળાના ક્ષેત્રે આ નવું ન હતું. પુરાણકાળ પહેલાં પણ કુશીલવ જાતિઓ એટલે નૃત્ય નાટ્યમાં પાવરધી જાતિઓને દારૂ પીવાની છૂટ રહેતી, પણ એના નીતિ નિયમો હતા. પ્રજાવસવાટથી દૂર, નદીને સામે કાંઠે ત્રણ માઇલના અંતરે દારૂ પી શકતા ને વસવાટ પણ એમનો ત્યાં જ રહેતો.

## અંગ્રેજોએ દી ઉઠાડયો

મધ્યયુગમાં રાજ્યાશ્રિત પંડિતોમાંથી પણ ઘણા પીતા. રાજ્યાશ્રિત એવા કવિઓ નટો-કળાકારોમાંથી ઘણા રાજશાહી નાશ પામી ત્યાં સુધી પીતા રહેલા. અને એવા આદતમંદોમાંથી આજે ય ઘણા પીએ છે. સ્વ. નથુરામ સુંદરજી જેવા કવિઓ પણ અનહદ દારૂ પીતા. આટલા પછી પણ એ કાળે દારૂબંધી ન હોવા છતાં દારૂને પ્રતિષ્ઠા ન હતી. એ અપલક્ષણ જ ગણાતું અને દારૂડિયાનો કોઈ ભરોસો ન કરતું. આમ દારૂની લત રાજાઓ, એની સાથે બેઠ ઊઠ કરનારાઓ અને દારૂ પીવામાં મોટાઈ માનનારા વર્ગ પૂરતી મર્યાદિત હતી. શહેરો તથા ગામડાંઓમાં પણ.

અંગ્રેજોના કાળ દરમિયાન દારૂને પ્રતિષ્ઠા મળી. પીનારાની મોટા માણસોમાં ગણના થવા લાગી. ન પીનારાની પછાતમાં ગણના થવા લાગી. જે કળાઓ સાથે દારૂ જોડાયેલો હતો એવી કવિતા ને કળા સમાજજીવનની નજીક આવી ને એકમેક બનતાં રહ્યાં. નાટક સિનેમા તો દારૂનાં ઘર બન્યાં. જેમ જેમ નાટક અને પછી સિનેમાને પ્રતિષ્ઠા મળતી ગઈ તેમ તેમ દારૂ ઉચ્ચ ગણાતા સમાજમાં પ્રતિષ્ઠાનું અને સુધારાનું સાધન બન્યો ને કળાનાં બીજાં કેટલાંક ક્ષેત્રોમાં દારૂ વ્યાપક બન્યો.

## ખાળે ડૂચા ને દરવાજા મોકળા

ગાંધીજીના લાખ પ્રયત્નો છતાં, સ્વરાજ પછી દારૂબંધી માટેના કેટલાક રાજ્યવ્યાપી પ્રયત્નો થવા છતાં દારૂનો વ્યાપ વધતો ગયો છે. પ્રગટપણે જ

પાપનો જે ડર હતો તે ઓછો થતો ગયો છે ને કાયદાથી દારૂ અપ્રતિષ્ઠિત હોવા છતાં, આધુનિક જીવનની અસરોએ એ અપ્રતિષ્ઠા અને કાયદા તથા એના શાસનને કોરાણે મૂકીને દારૂને વ્યાપક બનાવ્યો છે.

સ્વરાજમાં સ્થાયેલી રાજ્ય અને કેન્દ્ર સરકારોનાં મંડાણ આધુનિક જીવન ઉપર જ થયાં. ત્યારે પરદેશી મહેમાનોને અપાતા સમારંભો ઉપરાંત અન્ય સરકારી મેળાવડાઓમાં એક બાજુ દારૂ પીરસાય અને બીજી બાજુ દારૂબંધીનું નાટક ભજવાય એની નૈતિક અસરો પ્રજાજીવન ઉપર કેવીક થાય? બીજી અનેક રીતે દારૂબંધીમાં પાર વગરનાં બાંકોરાં રખાયેલાં. જેથી આલ્કોહોલ અનેકરૂપે પીવાતો રહ્યો.

## સાહિત્યકારો ને શરાબ

આ રીતે પ્રજાના ચારિત્ર્ય ઘડતરમાંથી દારૂનો વિરોધ નીકળી ગયો. દારૂ પીવો એક ફેશન બની ગઈ. જે સાહિત્યકારો પ.સેવા પહેલ નીનિમાન ચારિત્રવાન જીવનની પ્રેરણાની અપેક્ષા રખાતી તે સાહિત્યકારો સુધી દારૂ પહોંચી ગયો. આફ્રિકા ગયેલા કેટલાક લબ્ધપ્રતિષ્ઠ ગુજરાતી સાહિત્યકારોએ દેખા દેખાએ પણ દારૂ પીધો ને એક બિચારા હરસના દરદી નામાંકિત નવલકથાકાર સારી પેઠે દુઃખી પણ થયા. આફ્રિકા ગયેલાઓમાંથી અપવાદરૂપ જ પીધા વગરના રહ્યા. ભલે એમાંથી ઘણાએ દારૂને વ્યસન તરીકે ન અપનાવ્યો હોય, પણ દારૂની છાક એમનામાંથી ચાલી ગઈ જેમ દારૂને પરમાટી ખાનારાઓના ટેબલ ઉપર બેસીને ભોજન લેનારા નવેદિત ગાંધીવાદી પ્રધાનોનો અછેછ- સૂગ ચાલી ગઈ તેમ. જો કે ઘણા ખાતાપીતા થઈ ગયેલા.

## નિર્વિઘ્નતની વણઝાર

હવે તો ગુજરાત સાહિત્ય પરિષદમાં સાહિત્યકારો સાહિત્યકારોનો જ જમેલો વધુ જામતો જાય છે. આનંદ પ્રમોદ માટે જ એ લોકો પરિષદોમાં જતા હોય છે. એવા દિલ્હીના પરિષદના અધિવેશન વખતે કેટલાક ઉતારાઓ સુધી બાટલીઓ ઊડતી હતી.

ખુદ ગુજરાતમાં દારૂનો કોઈ અછેછ નથી રહ્યો. એમને બધાને તો ગુજરાતમાં આવે ત્યારે તકલીફ થતી. કલાકારોની આવી કૈંક વણઝાર તો નિરંકુશપણે શતમુખી વિનિપાત તરફ એકધારી ધકેલાઈ રહી છે.

## લોક નૃત્ય ને દારૂ

સ્વરાજ આવતાં કલાના નવાં નવાં ક્ષેત્રો ખૂલતા ગયાં. એમાં દિલ્હીમાં ૨૬ મી જાન્યુઆરી ની સ્વાધીનતા દિવસના ઉત્સવમાં લોકનૃત્યકારોની મંડળીઓને બોલાવવામાં આવે છે. ગુજરાતમાંથી લોકનૃત્યકારોને બદલે એક વખત માહિતિખાતાના નિયામક શ્રી. મણીલાલે અમદાવાદની ગરબા પાર્ટી મોકલી. ઠંડીના દિવસો. આ બહેનોની ગરબા પાર્ટીમાં દારૂ પીરસાયો. હાવાબીટીસવાળી એક કુમારિકા દારૂથી બેભાન થઈ જતાં દાક્તરોની દોડધામ વધી પડેલી. ગુજરાત સરકાર તરફથી જતી આવી મંડળીઓમાં કેટલાક દારૂ પીતા જ હતા, પણ આ તો બહેન-દીકરીઓ સુધી સમૂહગત રીતે ઉઘાડે છોગ દારૂ ઊડતો રહ્યો છે.

મેરબાઈઓ દા. ત વ્યક્તિગત રીતે દારૂ પીએ તે સમજી શકાય, પણ કલાકાર મંડળીરૂપે અમદાવાદ દિલ્હી જાય ત્યારે સમૂહગત રીતે દારૂને પાન અને પ્રતિષ્ઠા મળવા માંડે, પછી જ્યારે જ્યારે રાસ એવે ત્યારે ત્યારે દારૂ લોચ.ને જ ખેલવાની પ્રથા બંધાઈ જાય.

## સિનેસંગીત ને દારૂ

સિનેકલાકારોનાં અને શાયરોનાં ધાડાં ગુજરાતમાં ઊતરે છે ત્યારે, એમને બોલાવનારાને બરાબર દારૂ પૂરો પાડવો પડે છે. પછી એને બોલાવનાર કોઈ સંસ્થા હોય, શ્રીમંત હોય કે ગુજરાત સરકાર હોય. એ ધાડાંની પાછળ પાછળ દારૂ ભરેલી મોટરો ફરતી હોય છે. પછી પ્રસંગ કુટુંબ નિયોજનનો હોય, નાની બચતનો હોય, સ્વાતન્ત્ર્ય દિન કે યુદ્ધ માટેના મુશાયરાનો હોય કે પછી કોઇ સયગલ કે શંકર જયકીશનની નાઈટ હોય. મોટા નટ નટીઓને તો જૂનાં રજવાડાંની જેમ બબ્બે જણા ઉપાડી કે બાવડાં ઝાલીને પથારી સુધી પહોંચાડે છે. શું રાજકોટમાં, શું અમદાવાદમાં કે શું સુરત વડોદરામાં. આમાં મહે-

માનો ને યજમાનો સાથે જ મોજ માણતા હોય છે.

## નાટક મંડળીઓ ને દારૂ

મુંબઈથી જે નૃત્યમંડળીઓ કે અવૈતનિક નાટ્ય મંડળીઓ આવે છે તેને તમે જ્યાં આમંત્રણ આપો ત્યાં દારૂ પૂરો પાડવો પડે છે માત્ર આ નાટ-કીઆઓને Cતારે જ નહિ પણ તખ્તા ઉપર દારૂ પૂરો પાડ્યા પછી જ કેટલીક નટીઓ ઝૂમી શકે છે હવે નટો કરતાં નટીઓ વધારે પીતી થઇ છે પછી દારૂ એમના નીતિના ધોરણને પીધા વગરનો રહે? આવી નીતિહીનતાને કારણે જ નૃત્ત અને નાટ્યનો કલાકાર પ્રતિષ્ઠા ઊભી કરી શકતો નથી. પ્રેક્ષકોની કે સમારંભના વ્યાખ્યાતાઓની પ્રશંસા રંગભૂમિના ઝાંપા સુધીની જ હોય છે ઘર આંગણા સુધી નહિ.

## એને કોણ સમજાવે શામળા?

થોડા સમય પહેલાં રાજકોટમાં એક નશા બંધી શિબિર મળેલી એમાં ભાષણ કરતાં શ્રી ઢેબર ભાઈએ કહેલું કે ભજન મંડળીઓ દ્વારા દારૂ દૂર કરવા માટે ભજન મંડળીઓને ઉત્તેજન આપવું જોઈએ. આ સાંભળીને મને અત્યંત દુઃખ થયેલું કે આપણા આગેવાનો કેટલો બધો લોકસંપર્ક ગુમાવી બેઠા છે? સૌરાષ્ટ્ર-ગુજરાતના નામખ્યાત ભજનિકો માંથી જ મોટા ભાગના ભજનિકો દ્વારા દારૂનો ફેલાવો થઇ રહ્યો છે તે આપણા લોકસંપર્કહીણા આગેવાનોને કોણ સમજાવે?

## ભજનિકો ને દારૂ

જેના નામના ભજનની દુનિયામાં સિક્કા પડે છે એવા નામી ભજનિકો રેડિયો કલાકાર હોય છે આવા રેડિયો કલાકાર ભજનિકોમાંથી મોટાભાગના દારૂનો કોગળો કર્યા સિવાય મંદિરો કે મહેફિલોમાં જામતા નથી એમના સાથીઓ પણ દારૂડિયા કે ગંજેડી જ હોય છે એમાં સૌથી બાજ઼ંદો ગજાનો એક તબલાવાદક તો ત્રણ ત્રણ વ્યસનોનો ભોગ ... છે. બહુ રંગમાં હોય ત્યારે તબલા મથે ઊભો ... ગો હોય ને એરૂ આભડ્યો હોય એમ લાગતું હોય. જેમ સિનેસંગીતની શરાબી દુનિયામાં જગમોહન દારૂને નાક્યે નથી અડાડતો, એવા તબલા વાદકની દુનિયામાં પણ કોઇ કોઈ મળી આવે છે

## ભજન મંડળીનું શરાબી 'મગન'

જેમ દારૂની દુનિયામાં લત્તો એ પીનારાઓનું લાડકું નામ બન્યું છે તેમ 'મગન' એ ભજનિકોમાં મશહુર શબ્દ બન્યો છે હજી ભજનની શરૂઆત ન થઇ હોય ત્યાં ભજનિક કહેશે "હો લાવો પ્રભુ મગન કરીએ" એટલે "હવે દારૂ લાવો' આ 'મગન' શબ્દ ખૂબ ખ્યાતિમાં છે ભજન ગોઠવનારા પણ હવે સમજી ગયા છે કે જેમનાં નામ અતિ પ્રખ્યાત બન્યા છે તેમને માટે દારૂનો બંદોબસ્ત અગાઉથી કરી રાખવો પડે. ઠાકરથાળીમાં સાકરને નાળિયેરનો બંદોબસ્ત કરવો પડે તેમ

## નવા ચેલા મુંડાતા જાય

મહાપંથમાં (શાક્ત ધર્મ) આ મગન હતું પણ એમાં તો પંચ મકાર હતા મદિરા સાથે મત્સ્ય અને મૈથુન પણ હતું. એ બધું એની ખાનગી ક્રિયામાં અને બંધ બારણે થતું વળી મહાપંથનો ઝાઝો વ્યાપ પણ ન હતો ત્યારે આજે તો ભજન બેસાડો અને નામી ગાયકોને બોલાવો એટલે ઉઘાડે છોગ દારૂ આપવો પડે આવા ભજનોમાં નવા પીનારા જઈ ચડે છે ત્યારે અસ્પૃશ્યો જેમ જ્યારે જ્યારે પંગત ત્યારે ત્યારે આભડછેટ થઈ જાય છે એમ ય તે રેવાઈ જાય છે ત્યારે પ્યાલા ફરતા હોય ને પછી વચમાં બેસી રહે છે પૂરા રેવાઇ જાય છે ત્યારે તેજ દિવસે એ ય તે 'મગન' કરતા થઇ જાય છે. કોક બચી જાય છે

## ફેરી પીણાના પાનારા

કચ્છ-સૌરાષ્ટ્રમાં તો આ શિરસ્તો થઇ ગયો છે આમાંથી કેટલાક પીનારા તો ઉખેટ ગમે તેવો દારૂ હોય-ટેટની બાટલી ભડકિયું હોય, લઠ્ઠો હોય કે કોલન વોટર ગમે તે હોય તો પણ ચૂકતા નથી એવું નહિ કે દારૂ પીનારાના ઘરે જ ભજનો હોય તો દારૂ મળે. ગમે ત્યાં તેઓ મેળવી લેતા હોય છે. રેલ્વે સ્ટેશન હોય તો ત્યાં પણ મેળવી લે છે. ઓળખીતા

પોલીસોની આંગળી દાબે કે પછી છીંકરાની જેમ સૂંઘની ચૂસ લઈને કહે કે: "દારૂ મળશે ? જેવો હશે તેવો ચાલશે." પોલીસ હોય તો મફતમાં પીવરાવે ને ? આવા ગાનારા, પીનારા ને પોલીસોને બહુ ભળે. કન્ડક્ટર કે એસ. ટી. નો ડ્રાઈવર હોય તો વળી વધુ ફાવે.

## ગાંજો ને શરાબ

કચ્છ-સૌરાષ્ટ્રમાં વધુમાં વધુ ભજનો આ દારૂની પ્યાલી આસપાસ જ જામે છે. લોકગાયકોને એમાંથી હું જુદા નથી પાડતો. કારણ કે ઘણાખરા લોકગાયકો ભજનો ગાય છે ને ઘણા ભજનિકો લોકગીતો ગાય છે. છેવટ ભજનોમાં દુહા છંદ તો હંમેશાં જ રહે. વળી જે લોકો ભજનિકોને બોલાવે છે, એ જ લોકો લોકગીતોના ગાયકોને બોલાવે છે. તાસીર એકની લોકગીતોની અને બીજાની ભજનની, એટલો ફેર. ઘણેભાગે તો આ બધા ભેગા પણ થઈ જાય છે. ભજનિકોમાં જેમ દારૂ પીનારા તેમ ગાંજાના પણ હરેક બંધાણી હોય છે. હમણાં વળી એક નામી ભજનિક બાઈડી છોકરાં રઝળાવી બાવો બન્યો છે. દારૂ મૂકીને ગાંજે ચડ્યો છે. ત્યારે લોકગાયકોમાંથી કે લોકવાદ્યના વગાડનારામાંથી ગાંજો ક્યારેક લગાવે, પણ દારૂ જ વધારે પીએ.

## લોકગાયકોના આ ભવના વેરી

આવા ભજનિકો ને લોકગાયકોને દારૂ પાઈને જ વધારે સારું ગવરાવી શકાશે એવી સમજવાળો એક મોટો વર્ગ બંધાઇ ગયો છે. એમાં બે પ્રકારના લોકો છો. એક તો પોતે પીએ ને ભજનિકો તથા લોકગીતોના ગાયકવાદકને પાય. બીજો એવો વર્ગ છે કે જે પોતે નથી પીતો, પણ બીજાને પાઇ ને રાજી થાય. એમાં વળી જામનગર તરફના એક ભગતરાજની કાયદેસરની નોકરીની આવક રેલ્વેના ફાટકવાળા કે સાંધાવાળા જેટલી જ છે, પણ દર મહિને ગીત-ભજનનો જલસો ગોઠવે. એક એક જણાને સો રૂપિયા આપે. એથી વધારે નહિ. પણ પાંચસોક રૂપિયાના ગાંજાનો ધુમાડો કરે. એની ગેરકાયદે આવક જ માદક પદાર્થોના હેરફેરની અને વરલી મટકાની છે. દારૂ-ગાંજો ન પીનારા ગાયક-ગાયીકા પણ એનો ખીલો સૂંઘી આવ્યા હોય છે. છેવટ એકસોનો ત્યાંથી મળી જ રહે ને!

## ગાયકોના મુંબઇગરા બામ

મુંબઈ જે ભજનિકો ને ગાયકો જાય છે, એમાંથી મોટા ભાગના કમાણી ખાતર નહિ, પણ દારૂ-ચીકનનો જલસો કરવા જ જાય છે. મુંબઇગરા કદરદાનોમાંથી કેટલાકની ખાસિયત જ દારૂ પાઇને કલાકારોને મોહતાજ બનાવવાની છે. પીનારાને પ્યાલીમાં ડૂબતાં કેટલીવાર ? થોડો દરૂ, થોડી સગવડ, થોડી મોટરની સહેલ, થોડાં સાધન સગવડ, પછી કલાકારની દેન છે કે બિરદાવળીમાં કાંઈ બાકી રાખે ! કેટલાક તો સિનેમા કે રેકર્ડ ઉપર એક બે ગીતની લાલચે એવા બંદેનવાજો આસપાસ પૂછડી બો પટપટાવ્યા જ કરતા હોય છે.

એવું કાંઈ નથી કે દારૂ પીનારા ઉપર જ આ બંદેનવાજોની કૃપા વરસતી હોય છે, એમની કૃપા એમની મોટાઇની, મહત્તાની, એમની વગની ગણતરી ઉપર વરસતી હોય છે. પણ દારૂ પીનારા ઉપર મહેરબાં બની જાય છે. એમ તો પીનારા ને ન પીનારામાંથી બે ય એમની ગરજ કરતા ટોળે વળતા હોય છે. જેનો ગજ નથી વાગતો તેઓ ઈર્ષા અદેખાઈ પણ કરે છે, કારણકે એમને માટે એ દ્રાક્ષ ખાટી બની જાય છે.

## નવલા સૂરના શોષક-શેતાનો

મુંબઈમાં તો નૃત્યરૂપકવાળાઓને, નાટકોવાળાને, સિનેમાવાળાઓને અને સંગીતની દુનિયામાં પડેલાઓને થોડા નવા સૂરની, નવા કંઠની જરૂર પડે છે, જેથી એવા કંઠને રેકર્ડીંગમાં અગર નોરેશનમાં નાચોવી લેવાય. ત્યારે પ્યાલીમાં પાવરધું મુંબઇ એક બાટલીમાં તો અનેક કળા કઢાવી લે છે. વળી લોકસંગીતને પોષનારા અને કદરદાન વર્ગમાંથી પણ હરેક દારૂ પીનારા મળી આવે છે, જે ભજનિકો અને લોકગાયકોને દારૂના શીશામાં ડુબાડી કોઈકને રોટલા નીરી, કોઇકને રમાડી પોતાની વાહ વાહ પુકરાવી ધન્ય બની રહ્યા છે.

આમ તો આ કંઈ નવી વાત નથી. રાજવીઓએ – ઠાકોર – ઠકરાતોએ અને શ્રીમંતોએ કવિ–કળાકારોને દારૂએ ચઢાવ્યા ત્યારથી તે કળા અને સાહિત્ય સંસ્કાર મટી અને સત્તા અને શ્રીમંતાઈનો વિલાસ બન્યા, અને પછી કળા તથા કળાકાર એમ બન્નેનો વિનિપાત થયો. પણ રાજાશાહી ગઈ, શ્રીમંતશાહી જવા બેઠી છે, ત્યારે પણ કળા અને કળાકારો એમ ભરખાતાં રહેશે તો પછી કળા અને કળાકારના ઉગારનો એકે ય આરો દેખાશે નહિ.

## શરાબના કરેલા પાછા નથી ફરતા

આંચકો એટલા માટે લાગે છે કે ભાઈ દીકરાની જેમ હથેળીની અંજલિ કરી કરીને આગળ લઈ દીધેલા એવા લળાના લાગ જેવા ભરયુવાન આશાસ્પદ કેટલાક લોકગાયકોને આ શરાબ ઝૂંટવી ગયો છે. હજી એમની ચિતાના અંગારા નથી ઠર્યા ત્યાં શરાબનો શેતાન નવલોહિયા લોકગાયકોનાં કાળજાં કોરી રહ્યો છે. કૈંકને ભાઈ દીકરાની જેમ પાખમા લઈને પ્રેમથી સમજાવટ કર્યા કરી છે. સાપનો કરડેલો પાછો વળે છે, પણ શરાબનો કરડેલો પાછો નથી વળતો, એ જ તો મોટી ઉપાધિ છે.

## ભગવાનની ખાતર ભરખતા અટકો

કાળાડુખો શરાબ નવલોહિયા લોકગાયકોનો કોળિયો કરી જાય તે પહેલાં એ આખી નવી પેઢીને ઉગારી લેવી જોઈએ. આજે ઓખાથી માંડીને મુંબઈના બારા સુધી નવજુવાન ભજનિકો અને લોકગાયકોમાંથી કૈંકને ગળાબૂડ શરાબમાં ગળકાં ખવડાવાઈ રહ્યાં છે ત્યારે દિલમાંથી એક આહપુકાર નીકળી જાય છે કે સાહિત્ય ને સંગીતની ખાતર–લોકસાહિત્યની ખાતર, ગુજરાતની ખાતર, જુવાનીની ખાતર અને એ નવજુવાનોની ઢળતી છાંયે હૂંફ લેતી એના લાડભરી, કોડભરી જુવાન વહુઓની ખાતર અને એનાં કુમળાં બાળકોના ભાવિની ખાતર એ શરાબના બદનવાજ પીનારાઓ! એ નવયુવાન લોકસાહિત્યકોને ભરખવાનું રહેવા દો.

દારૂની ચૂડેલ જેમને વળગી છે એમને તો મારે એટલું જ કહેવાનું કે તમારા પુરોગામી પણ શરાબી લોકગાયકોની ચેહના અંગારા હજી ધખી રહ્યા છે ત્યાં જ એમના માવતર અને બાપડી છોકરાઓ ઘરઘરની ભીખ માથે ગુજારો કરી રહ્યા છે, એની તરફ તો જરા નજર માંડો! અને જ્યાં સુધી તમારા મુખમાં શરાબની બદબૂ આવતી હોય ત્યાં સુધી કૃપા કરી દારૂબંધીનાં નાટક ન ભજવતા, દારૂબંધીનાં ગીતો ન રચતા, ન ગાતા. શેતાન તમારી પાસે માતા સરસ્વતીનાં આસન ન અભડાવે એટલી અદબ તો જરૂર પાળજો.

## 'મોઢામાં મોત'

યાદ આવે છે મને અમેરિકાના મશહૂર લેખક અપ્ટન સીંક્લેરનું પુસ્તક The Enemy in the mouth' એટલે કે 'મોઢામાં મોત' નોબેલ પારિતોષિક જેને માત્ર સમાજવાદી હોવાના કારણે જ ન મળ્યું. એવા વિશ્વખ્યાત નવલકથાકાર અપ્ટન સીંક્લેરે ૮૬ વર્ષની વયે કેલીફોર્નીઆ જઈને વસવાટ કરેલો. નિવૃત્તિએ એને આત્મનિરીક્ષણ કરતો કરી મૂક્યો. એના મનમાં ગડમથલ જામી ગઈ કે:

*લેખકો, કલાકારો, કવિઓ સામાન્ય માનવ સમાજના અંશો હોવા છતાં એમને આવો વિનિપાત–આવો વિનાશ કયે કારણે થયો કે થઈ રહ્યો છે?*

અરે ખુદ પોતાનો પણ આ વિનિપાત શા માટે, કયા કારણે? એવો એમામાં રહેલો લેખકનો કીડો સળવળી ઊઠ્યો. કલમ ઉપાડી અને વિશ્વવિખ્યાત એવા પચાસ અમેરિકન લેખક, કવિ અને કલાકારોની જીવનગાથાઓ આલેખી નાખી. એનું નામ રાખ્યું. 'ધ એનેમી ઇન ધ માઉથ' એટલે કે 'મોઢામાં મોત'. નીચલા થરના માનવીઓના આ લેખકનું એ પુસ્તક એક વરસ સુધી કોઈ પ્રકાશકે હાથમાં પણ ન લીધું. આ પુસ્તકમાં અપ્ટન સીંક્લર સૌથી પહેલી શરૂઆત પોતાથી જ કરે છે. એ લખે છે કે:

## આલા આલાને હાલા ભરખી ગયો

"મારી ચાર ચાર પેઢી અતિશય દારૂ પીવાને કારણે બરબાદ થઈ છે. મારે પણ અતિશય દારૂ પીવાને કારણે અનેક વીતકો વેઠવાં પડ્યાં છે.

[ અનુ૦ પૃ૪ ૨૬૩

# રૂપેણકાંઠાનાં લોકગીતો

અર્વાણકુમાર ગઢવી

આ વેળા કડલાં અને કાંબિયુંનાં થોડાં પ્રેમ શૃંગાર ગીતો લઈને આવું છું. રૂપેણતીરની નારીએ કંઠ ભરીને કડલાં-કાંબીનાં ગાણાં ગાયાં છે. એ ગીતોમાં આપણાં ચશ્માંમાંથી ગળાઈને ચાળી એવું કાવ્યસૌંદર્ય નથી, એ સાચું. પણ ગાણાં ગાનારીને તો મળે છે હૈયાનો હરખ, એટલે એને બીજા કશાની પરવા પણ નથી આ ગીતોનું 'ખરું' સૌંદર્ય તો એ ગવાતાં હોય ત્યારે નજરે પડે છે.

માટીના કુબાઓથી ઘેરાયેલા આંગણાંમાં પગ મૂકો કે તરત કડલાં-કાંબીનાં ગાણાં કાને પડે.

[૧]

ફૂલદડો મારી ચેડય સે !
નટવર નાનો કે ફૂલદડો મારી ચેડય સે.

કડી શેર જાજો કે " " "
કડલાં લાવજો કે " " "
વાળમ શેર જાજો કે " " "
વાળિયું લાવજો કે " " "
પાટણ શેર જાજો કે " " "
પટોળાં લાવજો કે " " "
સૂરજ શેર જાજો કે " " "
સાડીયું લાવજો કે " " "

[૨]

પામરીનો લીલો છેડો પામરી જી રે....
પામરીનો રંગ સે ઘેરો, મોહનલાલ પામરી જી રે.

પગ પરમાંણે કડલાં જી રે,
સાંકળાંનો રંગ સે ઘેરો, મોહનલાલ પામરી જી રે

હાથ પરમાંણે ચૂડલો જી રે,
કાંકણીનો રંગ સે ઘેરો, મોહનલાલ પામરી જી રે

કેડ પરમાંણે ચણિયો જી રે,
ઓઢણીનો રંગ સે ઘેરો, મોહનલાલ પામરી જી રે

નાક પરમાંણે નથડી જી રે,
ટીલડીનો રંગ સે ઘેરો મોહનલાલ પામરી જી રે.

[૩]

આલી હોશું, તાલી હોશું સૌયર સંગાથ
પગમાં ઝૂલે સે ઝેણી ઝાંઝરી રે
પગ પરમાંણે મને કડલાં લૈ આલ્ય
પગમાં ઝૂલે સે ઝેણી ઝાંઝરી રે.
હાથ પરમાંણે મને ચૂડલા લૈ આલ્ય,
પગમાં ઝૂલે સે ઝેણી ઝાંઝણી રે,
ડોક પરમાંણે મને હાંહડી લૈ આલ્ય,
પગમાં ઝૂલે સે ઝેણી ઝાંઝરી રે.
નાક પરમાંણે મને નથડી લૈ આલ્ય,
પગમાં ઝૂલે સે ઝેણી ઝાંઝરી રે.

[૪]

એક મયારણ ગોકુળ ગામની.
પગ પરમાંણે મોજડી શોભતી
કૂમતની મોરછા લાજી ... મયારણ
પગે પ માંણે કડીલાં શોભતાં
સાંકળાંની મોરછા લાજી .... મયારણ
હાથે પરમાંણે ચૂડીલો શોભતો
કાંકણીની મોરછા લાજી .... મયારણ
ડોકય પરમાંણે હાંહડી રે શોભતી
આંટિયાંની મોરછા લાજી....મયારણ
નાકે પરમાંણે નથડી રે શોભતી
ટીલડીની મોરછા લાજી .... મયારણ
કેડય પરમાંણે ચણિયા રે શોભતા
ઓઢણાંની મોરછા લાજી ... મયારણ

[૫]

બાગમાં જવાદો, બાગમાં જવાદો
બાગમાં મારો નાથ રનિયો.

પગ શેરાં કટલાં આલું બાગમાં જવાદો
બાગમાં મારો નાથ કનૈયો.

પગ શેરાં સાંકળાં આલું, બાગમાં જવ દો
બાગમાં મારો નાથ કનૈયો.

હાથ શેરો ચૂડલો આલું, બાગમાં જવાદો
બાગમાં મારો નાથ કનૈયો.

ડોક કેરી હાંહડી આલું, બાગમાં જવાદો
બાગમાં મારો નાથ કનૈયો.

નાક કેરી નથડી આલુ, બાગમા જવાદો
બાગમાં મારો નાથ કનૈયો.

[ ]

સામા બેઠા હો રાજ અરજણ સાહેબો.
ગવરાવે ઝેણી સારૈ હો રાજ,
ઝેણી પવન વાગે સે.

માર્ પગુંના કટલાં લાવજો હો રાજ,
માર્ કાબિયે રતન જડાય હો રાજ. ઝેણી

માર્ હાથોના ચૂડલા લાવજો હો રાજ,
માર્ પાટલે રતન જડાય હો રાજ. ઝેણી.

માર્ ડોકયની હાંહડી લાવજો હો રાજ,
માર્ ઝૂમણે રતન જડાય હો રાજ. ઝેણી.

માર્ નાકની નથડી લાવજો હો રાજ,
માર્ દામણે રતન જડાય હો રાજ. ઝેણી,

[૭]

ઉદલપર જોધપર ગાડી રાંણાજી
ઉદલપર જોધપર ગાડી ..
ત્યાથી તે ગાડીઓ ઠેલી રાંણાજી
ત્યાથી તે ગાડીઓ ઠેલી ...

આઈ ઉભી કડી શેર રાંણાજી
કડીના કટલાં વેરો રાણાજી ... ... ઉદલપર

આઈ ઉભી વાળમ શેર રાંણાજી
વાળમની વાળિયું વેરો રાંણાજી .... ઉદલપર

આઈ ઉભી સૂરજ શેર રાંણાજી
સૂરજની સાડીયું વેરો રાંણાજી .... ઉદલપર

આઈ ઉભી પાટણ શેર રાંણાજી
પાટણનાં પટોળાં વેરો રાણાજી .... ઉદલપર

આઈ ઉભી હાંહા શેર રાંણાજી
હાંહાની હાંહડી વેરો રાંણાજી .... ઉદલપર

[૮]

બગલીમાં રેતી ત્યારે ઝપાટો મારની
ઝપાટો ભૂલી જો વઉ તારી બંગલી સૂની થૈ.

બંગલીમાં રેતી ત્યારે સાંકળાં પેરની
કડલાં ભૂલી જો વઉ તારી બંગલી સૂની થૈ.

બગલીમાં રેતી ત્યારે સાંટીયાં પેરની
હાંહડી ભૂલી જો વઉ તારી બંગલી સૂની થૈ.

બંગલીમાં રેતી ત્યારે બંગડી પેરતી,
ચૂડલો ભૂલી જો વઉ તારી બંગલી સૂની થૈ.

બંગલીમા રેતી ત્યારે દોયણાં પેરની,
વાળિયુ, ભૂલી જો વઉ તારી બગલી સૂની થૈ.

[૯]

જો મારાં કટલાં રે જ્યાં સે પેટીઓમાં,
જો મારી સરખી સાહેલીઓને આલો
વેસૂંડા ઝવેરામાં રમતો તો.

જો મારા ચૂડલા રૈ જ્યાં સે પેટીઓમાં.
જો મારી સરખી સાહેલીઓને આલો
વેસૂડા ઝવેરામાં રમતો તો.

જો મારી હાંહડી રૈ જી સે પેટીઓમાં,
જો મારી સરખી સાહેલીઓને આલો.
વેસૂંડા ઝવેરામાં રમતો તો.

જો મારી નથણી રૈ જી સે પેટીઓમાં.
જો મારી સરખી સાહેલીઓને આલો.
વેસૂડા ઝવેરામાં રમતો.

[૧૦]

ઓ રે ઢોલીડા તું મારો વીર
આજ મારાં ઢોલડાં લાવ્યે હો રાજ.
પરણે સે પાતળિયો કાન
આજ મારે પરણે સીતા ને રામ.

હો રે ઢોલીડા તું મારો વીર
આજ મારે મોજડી લાવે હો રાજ.

હો રે ઢોલીડા તું મારો વીર
આજ મારે કડીલાં લાવે હો રાજ.

આ પ્રેમ-શૃંગાર ગીતોમાં જાનપદીપ સૌંદર્ય શાસ્ત્રની દૃષ્ટિ રહેલી છે, એમ લાગ્યા વિના રહેતું નથી. શ્રમ થકી નીપજેલું ખેડૂકન્યાનું ખેતરાઉ સૌંદર્ય કડલાં અને કાંબિયું વિના અડવું લાગે. જે ખેડુકન્યાના પગમાં કડલાં અને સાંકળાં, હાથમાં ચૂડલો અને કાંકણી, ડોકમાં હાંસડી અને સાંટિયાં, નાકમાં નથડી, કાનમાં વાળિયું હોય એ ખેડુકન્યા કદાચ જાનપદીપ સૌંદર્યશાસ્ત્રના સ્ત્રીરૂપના પ્રતીક જેવી હશે. ગીતોમાં ગવાયા વિનાનાં ઘરેણાં પણ ઘણાં છે, જેમકે પગમાં ઝેર, ઘૂંઘરુ, ઝાંઝર, વેટલા, સવેટિયા, જોટવા, ગેનફૂલ પગપાન, સાંકડું, તોડિયું અને શેર છડા. હાથમાં ગૂજરી, ઘોડો, આંટ.વીંટી, હાથપાન, વેંટી, પોંચિયું ગેલાડોડી, અને કડું. ડોકમાં હુવિયું, ઝૂમણું. જામ્યા, તગેડિયું, સાંટિયું, મગમાળા, ઝરમર, રેણમાળા અને પૈહાર. કાનમાં દોપણાં, પખોની, ઓઘનિયાં કાંટા, વેડિવાં, ઝેલા, મરચી, મોતી, કુટિયાં, નખલિયા અને કાંકરવાં. નાકમાં કાંટો, ચૂની, ગુલાબ, વેલ અને રવો. આ બધાં ઘરેણાં પહેરવાનો લ્હાવો તો જાગીરદારના પાણે ઝૂલેલાને જ મળે. બાકી શૃંગાર ગીતોમાં આલેખયેલા અમીર તભર્યા જીવનનો એકદ નાનો ટૂકડો જીવવા પણ કાળી મજૂરી કરવી પડે.

શૃંગાર ગીતોનો ઊંડો અભ્યાસ જાનપદીપ સૌંદર્ય શાસ્ત્રના અભ્યાસીને ઉપયોગી થઇ પડે તેમ છે.

---

પૃષ્ઠ ૨૬૦થી ચાલુ ]

"સત્તર સત્તર વર્ષ સુધી મેં મારા નિકટના મિત્રો અને સાથીદાર લેખકોને શરાબની કાળી ઘોર ગર્તામાં ડૂબતા અને દુઃખી થતા જોયા છે. એ ભેગા થયા, ઝગડ્યા અને વિખર યા.

"હલકી હોટલોનાં ગંદા ને દુર્ગંધ મારતાં ટેબલો, શરાબની બોટલો અને સુંદરીઓની શયનાન્વિયન ભણી ખેંચતાણમાંથી નીપજતા વેર ખૂન્નસ અને ઝગડા, છેવટ મારામારી અને લોહિયાળ પ્રેમના પરિણામે ખૂન. સૌનો શયતાનિયત અને બદમાશી એમાંથી બચવાનો એકે ય ઈલાજ શરાબ પાસે તો નથી જ.

"જયોર્જ સ્ટર્લીંગ, સિંકલર લેવીસ, એડનર મિલે, થીઓડર ડ્રેઝર, ડબલ્યુ ઈ વુડવર્ડ, હોરાસ લીથરાઇટ, યુ જીન ડોઝ, ડગ્લાસ ફેર બેંકસ, યુ જીન ઓ નીલ, શેરવુડ એન્ડરસન અને કલાઉઝીન જેવા મહાન નવલકથાકાર, કવિ, કલાકાર નાટ્યકાર અને વિવેચકો શરાબના ઝેરી સીંચન દ્વારા પોતાના દેહમાં જ એના શતમુખ વિનિપાતનો છોડ ઉછેરતા રહ્યા. એમાંથી કોઈ પાગલ થઈ ગયા, કોઈએ આત્મહત્યા કરી તો કોઇ બીજાનાં જ ખુન કરી બેડા.

શરાબે શોષેલા

"સ્ટીફન ક્રેન, ઇસા રોગ ડંકન, થોમસ વુલ્ફ, ઓ. હેનરી, એમ્બ્રોઝ બીઅર્સ, સ્કોટ ફીટઝરેલ્ડ ને ડીલન ટોમસ જેવા આગલી હરોળના લેખકોનાં મૃત્યુ માત્ર શરાબને કારણે જ થયાં છે.

"જો આ લેખકો, વિવેચકો, કવિઓ અને કલાકારો શરાબ ન પીતા હોત અને બેહોશ બન્યા સિવાય પોતાની રચનાઓ જગતને આપી હોત તો સમાજનું કેટલું કલ્યાણ થાત ?"

કવિ કલાકાર ને લેખક વિવેચકના લોહીભીના જીવનમાં ઝબોળી ને અપ્ટન સીંકલરે જે લાલ ઝંડી આજથી ૧૪–૧૫ વરસ પહેલાં ફરકાવેલી તે માત્ર અમેરિકાને જ સાવધાન નથી કરતી પણ સમસ્ત વિશ્વના કવિ, કલાકાર, લેખક અને વિવેચક ને શરાબથી સાવધાન રહેવા સૂચવે છે.

એને બચાવી લો

લોકસંગીતના ક્ષેત્રે તો આ શરાબના શાપ ઊતર્યા છે. ભલ ભલા લોકગાયકો અને ભજનિકો માત્ર આ શરાબને કારણે જ ભરજુવાનીમાં ભરખાઇ ગયા છે. હજી શેનાને લોકગાયકો અને એના સાજિંદારો ને શરાબની અગનઝાળે ભૂંજવાના–શેકવાના છોડ્યા નથી. આજે ય આલા દરજ્જાના ભજનિકોનાં શરાબથી કોરાઇ ગયેલાં કલેવર લકવાનાં ભોગ બન્યાં છે, કૈંક લોકગાયકોના અને એના અવલ દરજ્જાના સાથીદારોના કલાની કંઠની, કાળજાની અને એની કમનીયતાની દારૂ બરબાદી બેસાડી રહ્યો છે બહુજન હિતાય બહુજન સુખાય એને બચાવી લેવા જ રહ્યા.

# વધારાનો વર

બાપલભાઈ ગઢવી

અષાઢ આવ્યો નથી. જેઠ ઊતર્યો નથી. મેળાકતના દિવસો ચાલે. ગામના પાધરમાં વડને છાંયે આઠથી અગિયાર વરસ સુધીની નાની નાની દીકરીઓ ભેળી થઈને છાણનાં પોચકામાં બાજરાનાં રાડાનાં સળિયા ભરાવીને માથે રૂમાંથી બનાવેલ નાગલા ચડાવીને, ગોર્યની પૂજા કરી આકાશમાં ઘૂમતી નાની નાની વાદળિયો જેમ રમતે ચડી છે. કઈ વાદળી ક્યાં જઈને વરસશે તે કોણ જાણે !

આ વડલાની નીચે એક મોટો પાણીનો ખારચિયો છે. તેમાં ચાર પાંચ દીકરીઓ ચટણી ખાંડે છે કોઈ ત્રણ પાણાનો ભાળીગો કરી રસોઈની તૈયારી કરે છે. કોઈ વડવાયું ઝાલીને હીંચકે છે. કેટલીક તો કાછડા વાળીને વડલાની ડાળ્યે ડાળ્યે પરવરી ગઈ છે. વડલાનાં કુણાં કુણાં કુંપળા કટ કટ ભાંગે છે. એવામાં એ રસ્તે એક કવિ નીકળ્યો. આ દૃશ્ય જોઈને દુહો કહે છે :

વડલા તું સભાગિયો, વીંટાણો વેચ્યે;
કટ કટ મોરે કુંપળા, નાજુકલે નેણ.

આ ગામનું નામ હતું સમઢિયાળા. સમઢિયાળાનું સાગૈયું વખણાય છે. એ વખતમાં સમૂહ લગ્નનો મહીમા હતો. આહિર, ભરવાડ, ચારણ, રબારી એવી ઘણીક કોમોમાં હાલ પણ એ રિવાજ પ્રચલિત છે. સમઢિયાળામાં ચારણોની વસ્તી. સુખીજીવન. પંડ્યમાં પોરહ. દૈયાનું હેત ઢાળવીને આવનારનું સ્વાગત કરે. એમાં જ્યારે લગ્ન પ્રસંગ હોય, ગામના પાધરમાં ગાડાંની હેલ ઓલતી હોય, શુંગણ પાથરીને નોખા નોખા જાનડિયુંના ઢંગના ગીતના ઝકોળ બોલાતા હોય, વરપાડાઓ તૈયાર થતા હોય, જાત જાતની ઘોડિયું પૂછડિયું ઝાટકતી હોય, સરવી શરણાયું ... હોય અને ઢોલડિયા ધ્રૂકે જાણ્યે માધુપુરનો ... હ્યો. કૃષ્ણને રૂખમણી પરણતા હોય તેવું

માંડે મે મંડાણ, વખત સર વરસે નહીં;
મનસુબો મહેરાણ, હટે ન પાછો હાદડા.

હમીરપરામાં હાદો વાઘેલી. વણાર આયર. ઘરે ભગવાનની દયા. ચાર દીકરા. પાંચમો વિધા જમીન. જેણે આવતા દીને ઓળખેલો. એમાં એક ચારણનો દીકરો નાનપણમાં મા–બાપ ગુજરી ગયેલા. દુખનો માર્યો રખડતો રઝળતો હાદાભાઈની ડેલિયે આવ્યો. પંદરેક દિવસ રોકાણો. ફરફરિયા જેવો છોકરો. આડે આડેથી કામ કરે અને બોલે તો મોઢામાંથી ફૂલડાં ઝરે. હાદાભાઈને ચારણના છોકરા સાથે મમતા બંધાણી. પાંચમો દીકરો માનીને રોકી દીધો. મોજીલા આ છોકરાને સૌ મોજુ કહીને બોલાવતા.

મોજુ જુવાન થયો. હાદાભાઈએ કીધું કે : "મોજદાન તારા કુટુમ્બમાં કે મોસાળમાં કોઈ હોય તો બોલાવ્ય, મારે તારું સગપણ કરવા વિચાર છે."

મોજુ કહે કે : "કાકા, દાદા, મા, બાપ, મામા, મોસાળ જે ગણું તે તમે જ છો. પણ મારે સગપણ કરવું નથી. એક સમઢિયાળાનું સાગૈયું જોવાની ઈચ્છા છે." હાદાભાઈએ મોં મલકાવીને કીધું કે : "એવો અવસર આવે ત્યારે વાત."

સમઢિયાળામાં આઠ–દસ કન્યાઓનાં લગન લખાણાં. મામેરિયા કેડે કિલોળ કરતાં નીકળ્યાં. મોજુએ વાત જાણી કે સમઢિયાળમાં લગન લખાણાં છે. હાદાભાઈને આવીને વાત કરી કે : "મામા, મને વરરાજાની જેવાં લુગડાં શીવડાવી દેશો? મારે સમઢિયાળનું સાગૈયું જોવા જવું છે."

ચારણ અને આયરને મામા ભાણેજનો નાતો. વળી મોજુ ઉપર અનોધું હેત મોજુને રાજી રાખવા હાદાભાઈએ વરરાજાના જેવો જ પોષાક તૈયાર કરાવ્યો. ચલો તમામ, ગુલાબી અંગરખું, ઘડીવાળી પાઘડી, ખંભે ઉપરણી, સોનેરી છેડે પછેડીની ભેટ, પગમાં

તોડો ને બેઠી. લાંચાળી તરવાર. તરવારની મૂઠયે કોથળી. કોથળીમાં તજ, લવીંગ, એલચી નાખ્યાં અને ઘોડીને શણગારી. આગેવાળ, ઝેરબંધ, દળી; માથે ચારજામો ને મખમલનો ધાંસિયો. બાલાતંગની દોરી ખેંચી બોકાનું વાળી મોજુ અસવાર થયો. આબેહુબ વરરાજો જોઈ લ્યો!

મહારાજ મેર બેઠા. સમઢિયાળાના પાધરમાં મશાલું પ્રગટાણી. ચારે દિશાઓમાં ઘોડાની પડઘિયું વાગી. ઘૂઘરમાળ ધમકી. ગીતનાં ઝોળા બોલાવતી જાનું પાધરમાં દેખાણી. નોખા નોખા ઝુંગણુ પથરાય છે. પાણીના હાંડા આવે છે. કસુંબાની તૈયારિયું થાય છે. ત્યાં મોજુએ ઘોડાં ભેગી ઘોડી ભેળવી દીધી.

બધી જાનુંના વરરાજા ઘડકિયું પાથરીને બેઠા છે. ત્યાં મશાલવાળા માણસના હાથમાં ઘોડી સોંપી મોજુએ વરરાજાની વચ્ચે આસન જમાવ્યું સુખવાસની કોથળી ઠલવી નાખી. પાશેર અફીણનું પડીકું ફગાવ્યું. સૌ એનાં મોઢા સામું જોઇ રહ્યા, પણ કોઈ નકડી કરી શકયું નહીં 'કોની જાનમાં અને આ કોણ છે?'

ત્યાં તો ગળપણનાં હાંડા આવ્યા. સાગૈયાની શરણાયું વાગી. વરરાજાઓ તૈયાર થયા. મોજુએ પણ એની ઘોડી સંભાળી લીધી. બંધુકોના તાશેરા થયા. ઝાંપાના ખીલમાં જાનૈયા અને માંડવિયા મળતાં સામસામા સ્નેહના સાગર જોઈ લ્યો. માંડવા તરફથી દસ-વીસ ઘોડાં, જાનું તરફનાં ઘોડાં, ઢોલની દાંડી પડે તેમ પગડિયા ઉપાડે છે. આ નૃત્ય-કળા કોણ જાણે કેંદી શીખ્યાં હશે!

બજારમાં જેમ જેમ માંડવા આવતા જાય તેમ તેમ વરરાજાનાં ઘોડાં નોખાં પડતાં જાય. થાતાં થાતાં છેક છેલ્લે જતાં વધારાનો વરરાજો એક મોજુ વધ્યો. ઘોડીની લગામે હાથ રાખનાર વાઘંદને પાંચ રૂપિયા આપી મોજુએ ઘોડી પાછી વાળી. ધીમી ધીમી ઘોડી બજારમાં વહી આવે છે. ચોરા પાસે આવતાં પડખેની ડેલીમાં બેઠેલા એક વૃદ્ધ માણસનું ધ્યાન ગયું. નેજવું કરીને તાકીને જોતાં વરરાજા જેવો લાગ્યો ને ટપાર્યો કે: "ભાઇ કોણ છ?" ઘોડી ઊભી રહી.

મોજુએ જવાબ દીધો: "ઈ તો હું મોજદાન."

"કેમ ભાઇ ઉતારો ભૂલી ગયા?" એમ વૃદ્ધ માણસે પૂછ્યું.

"ના આપા, હું તો સાગૈયું જોવા આવ્યો'તો અને હવે ઘરે જાઉં છું. અહિંયા હું કોઈને ઓળખતો નથી. સાગૈયું જોવાનો કોડ હતો એટલે આવ્યો'તો."

"તમારૂં ગામ કયું? કોના દીકરા? કયાંથી આવો છો?" એમ પૂછતાં મોજદાને જવાબ આપ્યો કે:

"મૂળ ગામ તો મેસણકું, હાલ હમીરપરે રઉં છું."

"એમ? ત્યારે તો કુંચાળા. ઊતરો બા, સાગૈયું જોવાના કોડ હતા તો હવે પૂરા કરો." મોજુ ઘોડીએથી હેઠો ઊતર્યો. બુઢ્ઢા ચારણે એના દીકરાઓને બોલાવ્યા. ઘરે દીકરાની બે દીકરિયું પરણે, ત્રીજી દીકરી કુંવારી હતી. છોકરાઓ આવ્યા. પૂછ્યું કે: "કેમ બાપુ?"

બુઢ્ઢાએ વાત કરી કે: "ભાઇ, આ મેસણકાનો કુંચાળો ચારણ છે. કોડ કરીને સમઢિયાળાનું સાગૈયું જોવા આવ્યો છે, તો એના કોડ પૂરા કરો."

મોટેરો દીકરો કહે છે કે: "અરે બાપુ! આ સાડે અકકલ નાઠી કે શું? કયાંનો ચારણ અને કોનો દીકરો! આંખ્યુની ઓળખાણ નહીને આવી વાત શું કરો છો?"

બુઢ્ઢા બાપે કીધું કે: "બેટા! હું એની સાત પેઢીને ઓળખું છું. મેસણકું કુંચાળાનું ખાનદાન ખોરડું છે. બિચારો કોડ ભરીને આવ્યો છે, તો નાનાભાઈની દીકરી એને પરણાવો અને હવે હું તો એક બે પકેડી કાઢીશ. મારૂં વેણ રાખો."

ત્યાં તો ગામના દસ વીસ માણસો ભેગા થઈ ગયા. બાપો, રાયમલ ને નનકુ ત્રણેય દીકરા ખીજાણા. બુઢ્ઢો બાપ ફૂજવા માંડયો ને કીધું કે: "વધારે તો શું કહું? પણ મારૂં ધાર્યું નહી કરો તો હું દેહ નહીં રાખું."

સાયક બાપનાં વેણમાં નાનેરો દીકરો સમજી ગયો. વાતને માથે ચડાવી લીધી. બે દીકરિયુંનાં

[ અનુ૦ પૃષ્ઠ

ભિખારણ : (એ જ બેદરકારીથી દેવતા સળગાવતી અને મોઢું પણ ફેરવ્યા વગર) તારે તો એવા સિંગડાં-પૂંછડાં બેય હશે નહીં....?

ગાંડો : (રોફથી ફરીને) એલી એ ય લાખુડી ! મોઢું સંભાળીને બોલ. તું મને ગાંડો કહે છે...?

લાખુ : (દેવતામાં તીરખાં ફેંકતી) મારી કહે છે બલરાત રોયા ! વળી તું કેદુકનો ડાહ્યો ?

ગાંડો : (ખીજાઈને) તું ગાંડી, તારી મા ગાંડી, તારો બાપ ગાંડો.

લાખુ : હા હા, આખી દુનિયા ગાંડી અને તું એક ડાહ્યો, માજનિયાના બોકડા જેવો.

ગાંડો : હે એ એ એ ! હું માજનિયો બોકડો ? તું બાંઠી બકરી જેવી, વાસી ખીચડી જેવી, ઊતરેલ હાંડલા જેવી. હે એ એય, લેતી જા. કેવી ચોપડાવી ....(નાચતો નાચતો)

લેતી જા લાડવો ને ખાતી જા ખીચડી
ખાટી ખાટી બોખ મારે ભીખલીનાં ચીર.

લાખુ : (બેદરકારીથી) રોયા ! આજ તો વાસી ખીચડીયે નથી મળી. (જરાવાર થોભીને) માગવા ગઈ તો રોયા કયે કે અનાજ બધું 'કસ'માં [કચ્છ] ધરતીકંપ થ્યો ત્યાં મોકલાવી દીધું.

ગાંડો : હી ઈ ઈ ઈ ઈ ઈ — એ એ એ એ એ

લાખુ : (એ જ બેદરકારીથી તપણામાં તીરખાં ફેંકતી) ત્યાં કસમાં બધાને પેટ પાકતાં હશે ને આંઇ પાણા પાકતા હશે નહીં ?

ગાંડો : તું પાણો, તારી મા પાણો, તારો બાપ પાણો...

લાખુ : (હજી તીરખાં ફેંકતી ફેંકતી જ) રોયા, આજ તો તારી લવરી બેંચા કાઢીશ. એક તો બધ ભૂખી પડી છું અને જેમ ફાવે તેમ ગાળ શું કઢશ ?

ગાંડો : હી ઈ ઇ ઇ–હે એ એ એ. માર જોઈ ! તારાં ઝંટિયાં જ...

લાખુ : (એકદમ ઊભી થઈને મારવાનો ડોળ કરતી ઠોબરું ઉપાડી ગાંડા પાછળ દોડતી) ઊભો રે રોયા !

ગાંડો : હી ઇ ઇ ઇ (કરતો ભાગે છે)

(લાખુ ગાંડાને મારવા દોડે છે ત્યાં પડખેથી આવતા દેવા દારૂડિયા સાથે ભટકાઈ પડે છે)

લાખુ : મરને રોયા દારૂડિયા ! દેખતો નથી ને ભટકાય ?

દેવો : (હાથમાં શીશા સાથે લથડિયાં ખાતો) હું–હું દારૂડિયો હું...હું...? મેં કોઈ દી દારૂને હાથ અડાડ્યો હોય તો મને માતા ખાય.. હું...હું. દારૂ નજરે જોયો હોય તો મારા બાપના સમ.

લાખુ : (પાછી તાપણા પાસે ગોઠવતી) લ્યો આ રોયો બીજો ગાંડો આવ્યો.

દેવો : (હસી પડે છે. હાથમાં શીશા સાથે થોડા ડગલાં ભરી આગળ આવતો) રોયો–કોણ રોયો ? હું–હું રોયો ?

લાખુ : અરે તને અવતાર આપ્યો હશે તે દી ભગવાને ય રોયો હશે.

ગાંડો : ભગવાન રોયો, એનો બાપ રોયો, એનો દાદો રોયો–હી ઈ ઈ ઈ. (પોતાના ઝંટિયાં પીંખતો)

દેવો : (ફરી હસે છે. લથડિયાં ખાય છે.) ભગવાન રોયો ને એનો બાપ રોયો. રોવે જ ને ! કયા સખે દાંત કાઢે ? દુનિયા પેદા કરીને ભગવાને કોઇને સુખ દીધું કે દાંત કાઢે ? બધા જ દુઃખી.

લાખુ : એક તારા સિવાય.

દેવો : હું શેનો દુઃખી ?

ગાંડો : તું દુઃખી, તારી મા દુઃખી, તારો બાપ દુઃખી.

લાખુ : લે, સાંભળ.

દેવો : મારે શેનું દુખ ?

લાખુ : આખા કુટુંબની કમાણી પીધા પછી તારે શેનું દુઃખ ? પછી બાયડી પાંકા વેંતરાં કરે અને છોકરાં ભેગને ઉકરડે આળોટે.

દેવો : (લથડિયાં ખાતો, ડગલાં ભરતો, વૈરાગીની અદાથી) કોના પેટ ને કોના વાછરૂ. સૌ સૌના કરમ ભોગવે છે. કોઈ ભેગું આવે છે ?...હેં ! કોઈ આવે છે ? માતમા ગાંધીએ ગોળી ખાધી તંઈ બીજા કોઈએ ખાધી ? બધી સવારથની બાજી...

લાખુ : હવે....ગગાને મેથ્યુ ઢીંચીને હવે વેરાગ ઊપડયો છે. તો પઈણો તો કોના હારૂ, હમણાં કઉં ઇના હારૂ ?

દેવો હું–હું પરણ્યો'તો ? હેં કોણ પરણ્યું'તું ? કોને પરણ્યું'તું ? ગામમાં ઘણાય પરણે છે. હું તો નો'તો પરણ્યો...

ગાંડો : તું પરણ્યો'તો. તારો બાપ પરણ્યો'તો. તારો દાદો પરણ્યો'તો. હી ઈ ઈ ઈ.

દેવો : હે હે હે (હસી પડતાં) મારો બાપ પરણ્યો તયેં તો હું પેદા થયો.

લાખુ : તયેં તારે છોકરાં કેમ કરીને પેદા થયાં ?

દેવો : (છાસિયું કરતો) ઇ તો મારી બાઇડીનાં છે.

લાખુ : પણ પરણ્યા વગર તારે બાઈડી કયાંથી આવી ? કોઈને ઘરમાં બેસાડી છે ?

દેવો : ના.

લાખુ : તયેં તું પરણ્યો'તો ને ?

દેવો : વાત કર તયેં ને ? હું નથી પરણ્યો. પણ ઇ મને પરણી છે. હું ન પરણું. ઈંદ્રના ઘરની અપસરાને ય ન પરણું.

લાખુ : (કંટાળીને) હવે લવારો મેલ રોયા. શેરીનાં કૂતરાં ય નિરાંતે ઘેરે છે.

દેવો : તે આ શેરી કૂતરાનાં બાપની છે ? હું આ શેરીનો શાહજાદો. મને કે'નારી તું કોણ ? એક ભિખારણ, ઘર ઘર ભટકનારી અને એંઠા ટૂકડા ખાનારી, ભીખ માગીને જીવનારી.

લાખુ : તારી બાયડીને પૂછી આવ રોયા ! પારકા ઘરનાં એંઠા ઉપર તો તેં અવતાર કાઢયો અને મને કહે છે ? શેરીનો શાહજાદો ન જોયો હોય તો !

દેવો : હુંઉઉઉ ! મારી નાખું. મને એંઠું ખવરાવી ? મારી બાઇડી મને પારકા ઘરનાં એંઠજૂઠ ખવરાવે છે ?

લાખુ : તયેં શું તને શીરાપૂરી કરી ખવરાવે છે ? કમાવા જાશ ? બાયડીની કમાણી ઉપર તો તાગડધિન્ના કરે છે અને આમ ફાટયો શીને ફરે છે ? બૂડી મર બૂડી.

ગાંડો : હાંડણીમાં પાણી લઈને, હીહીહીહી.

દેવો : (લથડિયાં ખાતો) હું બૂડીશ–જરૂર બૂડીશ, પણ પાણીમાં નહીં, દૂધમાં પણ નહીં. દારૂનો દરિયો ભરાવી એમાં બૂડીશ. બૂડી મરીશ, પણ દારૂમાં ડબકાં ખાતો ખાતો બૂડીશ.

ગફાર : (પંજાબી પાયજામો, પહેરણી ઝભ્ભો, માથે ઓળિયાં અને પઠાણી જાકીટ, ભરાવદાર મૂછો અને આંખમાં સુરમો. પંજાદાર આદમી–પ્રવેશ કરતો) કોણ બૂડે છે ? કોણ આપઘાત કરે છે ? આપઘાત ! પોલીસ ! પોલીસ ! (દેવો દારૂડિયો બી જઈને ખૂણામાં સંતાઈને બેસે છે.)

ગાંડો : ગુંડો....ગુંડો....ગુંડો મને મારી નાખશે ! મને બચાવો ! (કરતો રડે છે)

લાખુ : જેણે મેલી લાજ, એને મલક આખાનાં રાજ.

ગફાર : અહો મહારાણીજી ! તમે પોઢયાં છો કે જાગો છો ?

લાખુ : આ રોયા ગાંડા અને દારૂડિયા અને ગુંડા કયાં સૂવા દે છે ? મલક આખો ઘેરે ત્યારે આ શેરીમાં ઉજાગરો. (ગાંડો સરકીને લાખુ પાસે ભરાય છે)

ગફાર : તારે ઊંઘવું હોય તો જાને બીજી શેરીમાં ?

લાખુ : હું શું કરવા જાઉં ? જાને તું ! હું આ શેરીમાં જન્મી છું અને આ શેરીમાં જ મરીશ.

ગફાર : ખરૂં છે. આ શેરીનાં કૂતરાં અહીં જન્મે છે અને અહીં જ હડકાયાં થાય છે.

ગાંડો (લાખુ પાજળ એકો એકો કરીને) તુ હડકાયો, તારો બાપ હડકાયો તારો દાદો હડકાયો

ગફાર (ખોટા ગુસ્સાથી) કમજાતના સાળા ! તુ નથી મોતનો પણ તારુ મોત મોતને છે (ગાંડા ને પકડવા જાય છે ગાંડાને પકડવા જતા ગફાર ના હાથમા દેવા દારૂડિયાના ઝટિયાં આવે છે મૂઠીમાં ઝટિયા પકડીને એમ ને એમ દેવાને ઊભો કરતા) નેક નામદાર દેવા દારૂડિયા ! આપ આ ગામમા કયારના ચૂકી ગયા ? (દેવો દારૂડિયો એએએએ કરતો ચીસો પાડે છે બગલમાથી શીશી પડી જાય છે નશો ઊતરી જાય છે)

ગફાર હરામી ! આખા કુટુબને પાયમાલ કરીને હવે આ શેરીની આબરૂ બગાડવા આવ્યો છે ?

લાખુ દારૂડિયા કરતાં ગુડાની આબરૂ વધારે, નહીં ?

ગફાર અલબત્ત, ગુડાથી ગામ થથરે, ગુડાથી કે ફાટે મોટા મોટા અમલદારોની ધાક ન લાગે એટલી અમારી લાગે છે, એ ખબર છે ?

લાખુ બળ્યો ગુડાનો અવતાર હાલતા માણસને છરીઓ પરોવવામાં તે કયો મોટો જંગ જીત્યો છે ? રોજ પારકા પોઘલા બાંધવામાથી તે કયે ભવ છૂટીશ ?

ગફાર પાપ તો બધુ બ્રાહ્મણ અને ભગવાન ને સોંપ્યુ એકાદ મોકડો વધેર્યો કે પાપ માતાજીને માથે અને એકાદ કથા કરાવી એટલે બધુ પાપ ભગવાનને માથે

લાખુ બહુ પુણ્યશાળી એટલે આ નરકમાં પડયો રેવા આવશ ?

દેવો (ડરતો ડરતો) હે લાખુબેન ! આ ગફાર મુસલમાન થઈને માતાજીને અને ભામણને માને ?
( ગફાર હસે છે )

લાખુ (હસતી હસતી) અરે દેવલ, આ ગફારિયો વટલી ગયો છે તે તને નથી ખબર ?

દેવો (આશ્ચર્યથી) ના આ આ આ !

લાખુ છે તો ઉચ્ચ વરણના હિદુનો જીવ, પણ નાનો હતો ત્યારે બાપ ઘેરથી ભાગી છૂટેલા પછી પરોવરદેગાર ફકીરના તકિયામા પગ મોકળા ને મૂળથી ફાટેલો તકિયામા હાને જુગારનો અડ્ડો એમાં એક દી બોલાચાલી થઈ અને ભાઈએ બે-ચાર જણને છરીઓ પરોવી દીધી પછી ત્રણ વર્ષની જેલ ભોગવીને પાછો આવ્યો પણ નાહક ! લોહી ચાખી ગયેલો ખરો ને ! તે આ ધધે ચડી ગયો છે

ગફાર અને તુ લાખુ ? હુ ઉચ્ચ વરણનો હિદુ જીવ તો તુ કોનો જીવ ?

લાખુ મારે ભિખારીને વળી નાતજાત કેવા ? ઊચે આભ અને નીચે ધરતી

ગફાર એમ ? તયે આ બધા વાત કરે છે એ ખોટી કે બહાર ગામની આવેલા જાત્રાળુ તને જન્મ આપીને રઝળતી મેલી ભગાવી ગયેલા ?

લાખુ મને કઈ ખબર નથી હુ તો એ જુ જાણુ કે આ શેરીમાં આળોટીને ઊછરી છુ

ગફાર કહે છે કે તારી મા કે કોઈ મોટા ઘરે અહી જ વરાવેલાં ને મદિર બધાવેલુ

લાખુ અરે જાવા દેને ! કોના મા અને કોના બાપ ?

ગફાર ને તારો બાપ કોક ગામે હેડ હતા

લાખુ જાવા દે ને ઈ બધી વાત ગફાર ! કોણ કોનું ફરજદ એ તો એકનો ભગવાન જ કહી શકે અમારી તો જિદગી એળે ગઈ, પણ તુ હવે આ ફદ છોડ હજી આ નરકમા આળોટવાના ભાવ શીને કરશ ?

ગફાર સાચુ કહ્યુ લાખુ ! ઘણીવાર આ બધાના ઉબકા આવે છે, પણ આ શેરીની ગલી એવો ટેવાઈ ગયો છુ કે રાત પડે પછી ક્યાંય ઝપ્યો ન હુ

લાખુ નરકના કીડા જેવો

ગફાર નરક—આ શેરીને તુ નરક કહે છે ? આ શેરી જ આપણુ સ્વર્ગ છે દુનિયામા ક્યાંય કોઈ આરામ ન પામે એ આ શેરીમા પામે (માથે હાથ કરીને) આમ જો આપણુ લશ્કર હાલ્યું આવે

(ત્યાં આગળ લંગડો ખોડંગતો ખોડંગતો આવે છે. એની પાછળ આંધળો લંગડાનો ખભો ઝાલીને આવે છે. એની પાછળ એક મૂગો આવે છે.)

લંગડો : મારા બેટા કહે છે કે 'સંગ ન કરના તીન જનોં કા લુલે, લંગડે, ઔર કાણેકા.'

દેવો : આપ લખણ ચંચળાવ્યા વગર ન રહો ને!

લંગડો : અરે બેટમજી, આપ ભી આ ગયે? (રેગે ભરાઈને) કોણે આ છાકરાને અહીં આવવા દીધો?

સૂરદાસ : માણસની માયા છે ને મારા બાપ! ઘરમાંથી આશરો ઉઠાડી મૂક્યો છે, પછી રાતે ગટરમાં પડ્યો રહે એના કરતાં ભલેને આ શેરીમાં આશરો પામે! (મૂગો બાંબરડા પાડીને એવા ચેનચાળા કરે છે કે રાત વધી ગઈ છે માટે બધા સૂઈ જઈએ.)

ગફાર : થઈ રહ્યું. આજનો ખેલ ખતમ. આ મૂગો બાંબરડા પાડીને આપણને સૌને જાગરણ કરાવશે હરામખોર! ભાગી જા અહીંથી! (મૂગો આંધળા! પડખામાં ભરાય છે.)

સૂરદાસ : એ રે'વા દે, બાપ! રે'વા દે. તારી પાછળ પોલીસ પડે છે ત્યારે તને કેવું લાગે છે? આ શેરી તો આપણા સૌની જનેતા છે જનેતા.

લાખુ : ભૂંડણ જેટલા બેળા થાય પછી જનેતાની યે જોવા જેવી થાય ને?

સૂરદાસ : હોય બાપ હોય. ભગવાનની માયા છે બધી. ચૂડેલો ય એકલી રાસડા નથી લેતી પછી માણસને ય માણસની માયા હોય ને?

ગફાર : લ્યો સાંભળો. હે ભગતરાજ! તમે કેટલી માયા ભેગી કરી? તમે ય માણસની માયા રાખોને? સોનાની માયા શું કરવા રાખો છો?

સૂરદાસ : અરે રામ રામ કરો ગફારભાઈ, મારે વળી આંધળાને માયા કેવી! મારે તો આ ગાંડિયો, બેરિયો અને બોબડો એ બધી માયા જ છે ને!

દેવો : આ બધા તો તમારી કમાણીનાં સાધન, નહીં સૂરદાસજી?

સૂરદાસ : કમાણી શું ને વાત શું? એ તો સવારનું સવારે અને સાંજનું સાંજે. આ તારાં છોકરાંવને લખુ પડખામાં ઘાલીને ખવરાવે છે એ કઈ કમાણી સારૂ?

ગફાર : લાખુ તો આ ગાંડિયા અને બોબડાને ય કર્યાં નથી જાળવતી?

લાટસાહેબ (લંગડો) : અને તને નહીં ગફાર!

(લાખુ અને ગફાર એકબીજા સામે જોઈ હળવું હસે છે.)

લાખુ : (હસતી હસતી) :- આજ તમે સીધી સ્વર્ગની ટિકિટ કપાવીને આવ્યા લાગો છો, નહીં લાટસાહેબ?

લાટસાહેબ : શું સ્વર્ગ અને શું નરક! ઇસ હાથ લે ઉસ હાથ દે.

ગફાર : અરે વાહરે વાહ મેરે લંગડે સાહેબ! બજારમાં આજ બહુ જમાવટ કરીને આવ્યા લાગો છો. એવા આખા દી કાળા કામા કરીને અહીં આવીને સતો થાય છે?

દેવો : લાટસાહેબની ખૂબી જ એ છે ને! ઓલો બગલો નદી કાંઠે કેમ બેસે? એમ શેરીને બજારને નાકે બેસી જ રહે.

ગફાર : અને છોકરા રમવા આવે કે ઝોંટ મારીને માદળિયાં ઝૂંટી લે.

દેવો : માદળિયાં હોય? ઓલી સુનારની શેરીને નાકે એક છોકરીના ગળામાંથી ચેન તફડાવતાં છોકરીની ગાંઠ નીકળી ગઈ. લાટસાહેબને થયું કે નાહક ગોકીરો થશે અને માણસો ભેગા થશે. તે છોકરીની બોડી જ મરડી નાખીને ગટરમાં દબાવી દીધી. [નાટકીય ઢબ સાથે] ઈસ હાથ લે, ઉસ હાથ દે.

લાટસાહેબ :- હવે તારૂં સંભાળને! તારી જેમ બાઈડિયુંના કાળ તો નહીં ને! તારા જેવા છોકરાં કારખાના માંડે પછી ક્યાંક કોઈને તો પાડવાને! નહીં તો મલકમાં વસ્તીનો વધારો થઈ જાય.

ગફાર : દેવલાએ કેટલી બાઈડીઓ કરી લાટ સાહેબ?

લાટ સાહેબ: થોડીઘણી નહીં ને સાત.

ગફાર: સાત બાયડીઓ? એલા એક ઉપર બીજી કરવાનો કાયદો આડો ન આવે?

લાટ સાહેબ; લગન કરે તો કાયદો નડે ને! આ તો એકને ઘરમાં બેસાડે, દી આખો પારકાં કામ કરવા મોકલે, રાત પડે એટલે ભાઇ સાહેબની સેવાચાકરી થાય. રાતના બે વાગ્યા સુધી પગ દબાવરાવે.

સુરદાસ: દેવનોય ગજબનો!

લાટ સાહેબ: અરે ગજબની વાત તો હવે આવે છે. આ ભાઈસાહેબ તો દી ને રાત જુગારમાં અને દારૂમાં પડ્યા રહે, બાઈડી કમાય અને બધું એમાં જ સમાય. પછી ઉતરાવે ઘરેણાં, ઘરેણાં ઠેકાણે થાય એટલે મારઝૂડ કરે. પછી બાઈડીમાં કસ ન રહે એટલે મારીને કાઢી મૂકે અને બીજીને ઘરમાં બેસાડે.

સુરદાસ: પણ બાઈડીઓ નહીં સમજતી હોય તે આવા હરામીનું ઘર માંડે?

લાટ સાહેબ: એવી હૈયા ફૂટી અને હરખપદુડીનો તોટો ક્યાં છે? પાછા ભાઈસાહેબ રહ્યા છેલ બટાઉ, એટલે મોહીને આવે.

સુરદાસ: શું વાત કરો છો લાટ સાહેબ, મોહીને આવે?

લાટ સાહેબ. મલક આખાની આજ મોકાણ છે ને! જહલા જોગીને માલી મકવાણી મળી જ રહે ને!

સુરદાસ! પણ છોકરાં બોકરાં ન થાય?

લાટ સાહેબ: આવાને તો સારો વાલો અમે હાથે દે છે. એની સાતમાંથી પાંચ બાયડીઓનો કળસી એક છોકરાં એ ઝૂંડની જેમ લટકે.

લાખુ: એલા કેમ આજ કૂતરાની જેમ વઢવાડે ચડ્યા છો?

ગફાર: આ શેરીની આબરૂનો તો જરા વિચાર કરો!

લાટ સાહેબ: હવે તું ન જોયો હોય તો ગ આબરૂવાળો. ઉઘાડે રસ્તે જુગારના અડ્ડા લગાવીને રાહદારીના ખીસ્સાં ખંખેરવામાં બારે આબરૂ જમાવી?

ગફાર: બહુ બોલવામાં સાર નહીં, હો લાટ સાહેબ!

સુરદાસ: એ રેંવા દે ભાઈ લંગડા, રેંવા દે. હાકના માણસને છરી પરોવે એ તને પરોવતાં વાર નહીં લગાડે

લાટ સાહેબ: [મીજાજથી] હવે પરોવ્યા પરોવ્યા છરી. એનું જોર બધું વેતલા વરણમાં આ જોઈ છે ઘેડી? આણે કંઈક ગુંડાના મૂંગ રંગી નાખ્યા છે.

સુરદાસ: ભાઈ મારા, હાથ જોડું! એક ઘર છાંડે છે. ધરતીનો કોઈક ખૂણો તો તમારા પાપથી પાકો રાખો! પછી દાન નહીં સંઘરે. એ સૂવા દો બાપા સૂવા દો આંધળા ઉપર દયા લાવી ને.

જીવો: [પાનો ટીચતો ટીચતો ગાતો ગાતો નાટકીય અદાથી પ્રવેશે છે.

દાસ પરે દયા લાવો રે દયાળુ દેવા,
દાસ પરે દયા લાવો.
કોઇ કહે લાલ-લીલું કોઈ કહે કાળું-પીળું
મારે મન તો સઘળું કાળું કળું રે,
આંખ વિના અંધારું.

સુરદાસ: એલા શું જેમ આવે તેમ ફેંકયે રાખશ? અમે નાટક જોતાં નહીં હોય પણ સાંભળ્યાં તો હશે કે?

જીવો: સાંભળ બે'ની છાની કહું એક વાત;
કહેતાં શીદ મૂંઝાતી,
ચાંદલિયો જોઈ ચેટક જાગ્યું;
વાયુની લહેરમાં કંઇ નવું લાગ્યું
ઉર જાગ્યો ઉત્પાત જોને ધડકે છાતી;
બહેની આંખડી રાતી

લાટસાહેબ: એલા જીવલા! દી'રાતનું કંઈ ઠેકાણું ખરૂં! કે પછી ગા, ગા ને ગા...

જીવો: (લંગડાનો હાથ ખેંચી આગળ લાવતી) અરે વાહ વાહ વાહ. હોને દો એ! જરા

ઠમકો ઓ ઓ !

(લંગડાના ચાળા પાડતો વેગથી નાચતો નાચતો)

ઠુમક ચલત રામચંદ્ર બાજત પેજનિયાં;
 એ બાજત પેજનિયાં,
ધાઈ ધાઈ લેત ગોદ દશરથકી રનિયાં;
એ દશરથકી રનિયાં....!

(એકદમ બન્ને હાથ કેડે મૂકી ઊભો રહીને)

જીવો : લાટસા'બ ! થવા દે દોસ્ત લંગડી. હોને દે.

[બધા હસી પડે છે.]

લાટસાહેબ : જીવલા, જુગટું ખેલવા કરતાં કોઈક નાટક કંપનીમાં રહીને રંગલો થાત તો સારું કમાત.

ગફાર : તમારે ય લાટસાહેબ, વાસીદામાં સાંબેલું ગયું લાગે છે. આ જીવલો જાટલીગંધ નાટક કંપનીમાં સાત વરસ ખીચડું કૂટી આવ્યો છે.

લાટસાહેબ : તયેં જુગારની લતે કયાંથી ચડયો ?

જીવો : નાટકનું ખીચડું ખૂટયું, પડદા પોમાર અને બંદાની દૂડી બહાર.

લાખુ : બળ્યો તારો અવતાર, રોયા ! બાઈડી છોકરાંને મહાજનને વંડે ભળાવીને જીવો જાટલીગંધ કહેવરાવવામાં બહુ કમાણો ?

જીવો : મારા બાપે પણ મને કાઢી મૂકેલો, લાખુબહેન ! મેં કાંઈ નવો ચીલો નથી પાડયો.

લાટસાહેબ : એ તો બાપગોતર હાલ્યું આવે છે, એમાં કાંઇ નવું નથી લાખુ !

લાખુ : પણ હરામી બાઇડીને ય જુગારની હોડમાં મૂકી આવેલો.

જીવો : અફસોસ લાખુ, સાતહજાર અફસોસ. જુગાર–જુગાર કોણ નથી રમતું ? હું, તમે, સૌ આખી દુનિયા જુગાર ખેલે છે. ઓરત મરદની સાથે, દીકરો બાપ સાથે, રૈયત રાજની સાથે અને રાજ રૈયતની સાથે. અરે ખુદ ઈશ્વર પણ આપણી સાથે જુગાર ખેલી રહ્યો છે, જનાબે આલી ! મેં બાઇડીને હોડમાં મૂકી તો ધર્મરાજાએ કયાં નહોતી મૂકી ?

ગફાર : લ્યો સાંભળો. કયો છો ને કે નથી ?

લાટ સાહેબ : છે છે છે. નથી કેમ કહેવાય ?

લાખુ : એલા જીવલા, ધરમરાજામાં ને તારામાં કાંઈ ફેર ખરો કે નહીં ?

જીવો : સાચું કહું ! આ ધરમરાજાએ જ અમારા જેવાનો દી ઉઠાડી દીધો છે.

સૂરદાસ : એ અવળું લે મા અવળું, રાતના રખડેલ ! ઇ તો દાખલો દીધો કે જુગારે રમશો તો પાંડવો જેવા બેહાલ થશો, માળા ઊઢિયાણુ !

જીવો : સૂરદાસજી, મને એક કાપડની દુકાન નખાવી દ્યો એટલે જુગાર છોડી દઉં.

સૂરદાસ : મારી પાસે કયાં ખૂબકો દાટયો છે તે તને દુકાન કાઢી દઉં ?

લાટ સાહેબ : અને તને કાપડ બજારમાં કોઇ બેસવા દ્યે ખરું ?

દેવો : પહેલાં તો વેપાર કરતાં જ ન આવડે.

ગફાર : પણ કોઇ દુકાન માંડવા જ ન દ્યે ને !

લાટ સાહેબ : દુકાન માંડ તો પોલીસની પાકી ઘરાકી મળે.

દેવો : દીકરા દયણુવાળીના ને નામ ગુલાબચંદલાઈ.

જીવો : એ જ વાંધો છે ને ! બજારમાં કે ગામમાં કોઇ સંઘરે તો બીજો ધંધો કરીએને !

દેવો : ઓલ્યાં કૂતર્યાં ગંધે ગંધે ફરે એમ આપણી વાંસે લોકો ગંધે ગંધે ફરે. કયાંય ટેકાણે ન પડવા દ્યે, કરીને ઠામ ન થવા દ્યે. પછી કરવું શું ? પછી બાકી રહે દારૂ, જુગાર ને ચોરી.

જીવો : ઇ બધા શાહુકાર ને આપણે બધા ચોર ?

ચકુરો : (પાછળથી દાખલ થતાં) :– આખી દુનિયા ચોર છે કોણ કહે છે કે શાહુકાર છે? ઘાંચી તેલના ચોરે, મોચી ચામડાં ચોરે, સોની સોનામાં ચોરે, વેપારી જોખમના ચોરે, બકાલી શાકમાં ચોરે, પોતાસ કેદીના રેશનમાં ચોરે, પેઢીવાળા આવકની ચોરી કરે, દુકાનવાળા દાણની ચોરી કરે અને જુવાનીવાળા દિનની ચોરી કરે.

ગફાર : શાબાશ ચોર – ચોરના સરદાર ! શાબાશ. એના ચકુરા ! સીધો જેલમાંથી છૂટીને જ આવતો લાગશ ?

ચકુરો : (રુવાબથી) સીધો જેલમાંથી છૂટીને જ. જેલ મારે મન મહેલ છે.

જીવો : એ તો બચ્ચાનો ખેલ છે.

સૂરદાસ : વાહ સત ધર્મના ધ ભલાવાળા, ભલે તમને ભગવાને મનખ્યા દેહ દીધો એવા આ તમારી ભૂંડપના ભારાની આપવડાઈ કરો છો તે કોઈ દી તમને તમારા કાળા કામો યાદ ન આવે ?

દેવો આ બાળો બેરો સૂરદાસ આજ ક્યાંક કથા સાંભળીને આવતો લાગે છે !

ગફાર એના આંધળા ! આ ગંડાને એમ-ડાની પલણ્ણ કાઢી ભીખ માગવામાં ધરમનું કામ થતું હશે નહીં ?

દેવો : અને સાહુની છોકરાને માના ધાવણ વગર ટટળાવીને એના નામે ભીખ માગવી એ પેધાં કામ કહેવાતાં હશે નહીં ?

સૂરદાસ : દારૂ, જુગાર, ચોરી અને દાદાગીરી કરતાં ભીખ સાત થેકે સારી.

ચકુરો : એટલે તારી જેમ રગી રગીને ખાવું ? ચોરી કરતા પરસેવો ઊતરી જાય છે સમજ્યો ગમા ! નથી તારા જેમ હરામનું ખાતું.

લાટસાહેબ હવે, સાંભળો, આ નવલશાહ હીરજીનાં પરાક્રમ. કોકના ઘર ફાડવામાં ગયો પરસેવા પાડ છે.

ચકુરો : તારી જેમ ગીલઝાપ કરીને એમ-કાર અને માદળિયા નથી તફડાવતો, સમજ્યો?

સૂરદાસ : પછી સરવાટ ક્યાંથી રહે !

ગફાર : એટલું જ ? પીપરમેન્ટની લાલચ દેખાડી કેટલાં છોકરાં ભગાડયા, લાટ સાહેબ

લાટ સાહેબ : તોય તારા જેવુ નહીં.

ગફાર : કેમ મારા જેવુ નહીં.

લાટ સાહેબ : કાં ભૂલી ગયો ! સગો બાપ થઈને ધાવણા બાળકનું ખૂન કરવા ભટકતો હતો ઈ ?

લાખુ : હવે ભૂંડાને વાત પકડી. !

લાટ સાહેબ. પછી શેની મેલે ? પોતાની બઈડીને રીબાવી રીબાવીને મારે એ બીજાના છોકરાં જેવા શાદ નીકળતા હશે ?

જીવો . એ હો હો ઈ શું બાઈ હતી ?

સૂરદાસ પેટે અવતર લેવા જેવી

લાટ સાહેબ : હતી તો પણ પૂછો લાખુના કે કંઈક આજસના તોરમાં આવ્યો

દેવો : એમાં લાખુને શું ?

જીવો : [ચાળા પાડતાં] એમાં લાખુને શું ? કેટલા વખતથી આ શેરીમાં આવશ. ?

સૂરદાસ : દેવો તો નવો શિખાઉ છે, જીવો !

જીવો : તેં જેસલ–તોરલનું નાટક જોયું છે ?

દેવો : નાટક નથી જોયું, પણ ભજન સાંભળ્યા છે.

જીવો . (ચાળા પાડતો) નાટક નથી જોયું પણ ભજન સાંભળ્યા છે ધૂળ પડી તારા દારૂનાં શીશામાં, જો સાંભળ :

તોરલે ત્રણ નર તારીઆ,
સાંસતીઓ ને સધીર,
જેસલ જગનો ચોરટો,
એને પળમાં કીધો પીર.
એમ આપણી લાખુએ પણ
અનેક ગુંડા તારિયા,
મવાલીને કીધા મીણ,
મિંયાને ઉગાર્યો મારથી;
તાક ધીન તાક ધીન તાક ધીન.

(એમ કહેતાં તાલ સાથે ફૂદરડી ફરે છે)

દેવો : એલા તું નાટક કરશ કે સાચી વાત કરશ ?

જીવો : મારી વાત નો માનતા હો તો પૂછો લાટ સાહેબને. કેમ લાટ સાહેબ ?

લાટ સાહેબ : તે હું શું આ બબુચકને અટાણે વારતા કહેવા બેસું કે લાખુની તો એક દી ફે ફાટતી. ધાડામાં ઘોડતી હતી ને લાખુના નામ માથે કંઈક રજવાડાં ઓવારી ગયેલાં. લાખુને પકડવા કંઈક ઇનામ નીકળેલાં. છેવટે લાખુને સાત વરસની જેલ ફટકારાઇ ?

દેવો : લાખુને સાત વરસની જેલ થયેલી ?

લાટ સાહેબ : હા હા, સાત વરસની. તેદી હું અને ગફાર એક ખૂન કેસમાં જેલ કાટતા હતા. પણ જેલમાં લાખુનો આખો મહોરો બદલી ગયેલો.

લાખુ : કેમ કરતાં ?

લાટ સાહેબ : સ્વરાજની લડતમાં પકડાઇને કેટલીક મોટી મોટી બાઈડીઓ જેલમાં આવેલી. એની વાતો સાંભળીને લાખુનું મન ફરી ગયું. બહાર આવીને તારા-મારા જેવાના સેવા કરવા અને સુધારવાના કામે લાગી ગઈ, કેમ લાખુ ?

લાખુ : હવે, બેસ બેસ રોયા ! તારા જેવા સુધરે પછી તો ધરતીનો છેડો જ આવી જાય ને ?

સુરદાસ : લાટ સાહેબ, તમેય કાંઈ ઓછા નથી બાઝ્યા હો !

લાટ સાહેબ : મારાં કરતાં તો ગફાર ચડે.

દેવો : પછી ગફારની બાઈડીનું શું થયું ?

લાટ સાહેબ : આ ભાઈ સાહેબને એવો વહેમ ગરી ગયો હતો કે બાઈને હરામના હમેલ છે. પછી રીબાવવામાં બાકી રાખે ? એ તો સારું થયું કે બાઈ સુવાવડ કરાવવા એની બેનને ત્યાં હાલી ગઈ, નહીંતર છોકરાના બેઉ કરી નાખત.

દેવો : પછી છોરાનું શું થયું ?

ગફાર : હવે તમારે મારી વાત પડતી મેલવી છે કે પછી...

લાટ સાહેબ : પછી શું પછી ? અમને ભાંડતા સારું લાગે છે ? છોકરાને હાથ કરવા એની માસીને ગળું દાબીને તેં મારી નાખેલી કે બીજાએ ?

દેવો : અરરર !

(ગફાર વાત સાંભળતાં સાંભળતાં ઢીલો પડે છે)

દેવો : પછી છોકરાનું શું થયું, ગફાર ?

ગફાર : ખુદા જાણે ભઈ.

સુરદાસ : તયેં તો આપણા બધાના હાથ લોહીમાં ઝબોળેલા છે.

જીવો : આ શેરીની આબરૂ એવી છે.

દેવો : લાટસાહેબ, તમને એ છોકરાની ખબર છે ?

સુરદાસ : હવે મેલને છોકરાની લપ ! તારાં છોકરાં સંભાળતો નથી અને પારકાની પંચાતમાં શીદને પડશ ?

લાટસાહેબ : એ છોકરું તો એના માસાએ કોઈક ફકીરને સોંપી દીધેલું.

દેવો : પછી ગફારને હાથ છોકરું ન આવ્યું ?

ગફાર : હું અઢાર-અઢાર વરસથી એ છોકરાને ગોતતો ફરું છું, યાર !

જીવો : તારા માથે તો એની માસીને ગળું દાબીને મારી નાખવાનો કેસ થયેલો ને ?

ગફાર : પુરાવાના અભાવે કોરટે છોડી મૂક્યો પણ છોકરો ન મળ્યો. ખુદા રહેમ કરે અને છોકરો મળે.

લાખુ : તેં કોઈના જુવાનજોધ છોકરાને છરી પરોવતાં રહેમ કરી છે કે ખુદા તારા પર રહેમ કરે ! તારાં પહેલાં પાપ તો પહેલાં ધો !

જીવો : આ શેરીની આબરૂ જ એવી છે. દીએ ગામ કચરો કાઢવે છે અને રાતે આપણે.

સુરદાસ : આબરૂ તો લૂંટારા-લફંગાનેય હોય છે. એની એક નાત બંધાય છે, મારા ભાઈ !

લાટસાહેબ : તે એ નાત તારી દેતી હશે !

સુરદાસ : તારી તો શું દે, પણ ...

આધારે આપણા લફંગાવેડા હાલે ને !

દેવો : આમ ને આમ સૌ હાલ્યા જશું.

જીવો : પછી ઈશ્વરના રાજ્યોમાં યે આવી એક શેરી શોધશું.

લાટસાહેબ : ત્યાં તો અગાઉથી તમારા માટે નરકની શેરી નક્કી થઈ ગઈ હશે.

લખુ : તમને તો કોઈ નરકમંય નહીં સંઘરે.

જીવો : તો પછી નરકની બંધ બારી પાસે હાથ જોડી આંખો બંધ કરીને ગાશું–

મંગલ મંદિર ખોલો દયામય
મંગલ મંદિર ખોલો,
જીવન વન અતિ વેગે વટાવ્યાં;
દ્વાર ઊભો શિશુ ભોળો, દયામય
મંગલ મંદિર ખોલો.

ગફાર : આપણે એક આખું રાજ હલાવીએ એવા તો છીએ હો !

દેવો : અહીંનું હલાવવું કે ભગવાનના ઘરનું ?

જીવો : ભગવાનના ઘરનું રાજ હલાવવા જઈએ અને લખમીજી રીસાય તો ?

લાટસાહેબ : લખમીજી રીસાય તો વહો કાઢી ન નાખીએ ! મનામણા કરવા જાય એ બીજા. અહીં તો ઘેર્ક જાર–બાજરી અને ઘોકે નાર પાથરી.

ચકુડો : પણ હજી આપણે મરી નથી ગયા ને ભગવાનના ઘરનું રાજ હલાવવા શું કરવા જઈએ ?

જીવો : હા આ આ. માણું એટું એ તો સાવ ભૂલી ગયા કે આપણે તો જીવતા છીએ.

દેવો : અહીંનું રાજ હલાવવા જઈએ, પણ રાજ ચલાવવા પૈસા જોઈએ ને !

ગફાર : અરે એમાં શું મોટી વાત છે ? જુગાર–દારૂની છૂટ આપીને પછી જુગાર વેરો, દારૂ વેરો, દંડકા વેરો ને મૂંછ્કા વેરો ને એવા કંઈક વેરા નાખશું.

દેવો : પછી કો'ક વેરાનો વિરોધ કરે તો ?

લાટ સાહેબ : આપણી સામે કોની દેન છે કે ચોળે દીએ ઊભી બજારે કોઈ આવો ઊતરે ? ભૂક્કા કાઢી નાખીએ ભૂક્કા !

ચકુડો : તયેં હાલોને ચૂંટણીમાં ઊભા રહીએ ?

ગફાર : આપણે કંઈ કમ નથી.

દેવો : ચૂંટણીમાં ઊભા રહેવા કેટલા પૈસા જોઈએ ?

(દરમ્યાન ચકુડો બીલ્લી પગે સૂરદાસ પાસે પહોંચે છે, ને પડખામાંથી પૈસાની થેલી સરકાવીને પાછો મૂળ જગ્યાએ પહોંચી જઈને)

ચકુડો : એ એ આટલા.

સૂરદાસ : (રાતો–પીળો થતો) હરામખોર ! મરી ચોથી સૂદની ગયો ? લાવ મારી થેલી. (કહેતો ચકુડા ઉપર ધસે છે)

ચકુડો : (થેલીવાળો હાથ એક બાજુ લાંબો રાખી બીજા હાથે સૂરદાસને ધકેલતો) અરે સૂરદાસજી, ચૂંટણીમાં ઊભા રહેવા પૈસ નો જો'શે ને !

જીવો : પૈસા તો હાથનો મેલ છે, સૂરદાસજી !

સૂરદાસજી : વાયડાઈ મેલીને મારી થેલી દઈ દે, નહીંતર મૂઓ પડયો છો ચકુડા !

જીવો : કાળા કામા હવે ધોઈ નાખવા દો, સૂરદાસજી ! (સૂરદાસ ઉશ્કેરાટને ચકુડાને વળગે છે અને બાથ ભરીને આંટીએ ચઢાવવા જાય છે)

ગફાર : અરે સૂરદાસજી ! ભજન ભાવ કરી ખાવ ભજન ભાવ. આ માણસની માયા - છોડી ને વળી સોનાની માળાને ક્યાં વળગ્યા ? ચાલો છોડો છોડો ! (એમ કહી બન્નેને છોડાવવા જાય છે, પણ સૂરદાસજી ઉશ્કેરાઈને ચકુડાને બાથમાં લે છે, એમાં ગફારનો હાથ પણ સૂરદાસની અટીએ ચડે છે)

સૂરદાસ : (ત્રાડ નાખતો) ચકુડા, લાવ થેલી નહીંતર જાનનો જઈશ. લાવ થેલી.

જીવો : (પાનાં ટીચતો ટીચતો નાચવા માંડતો)

થેલી થેલી ઇ ઇ ઇં ઇ;
થેલી મૈં કૈસે દું પ્યારી નવેલી,
યે હૈ જીવન કા આધાર;
હો પૈસા બિન કૈસે કરૂં હો મૈં પ્યાર.

દેવો : સુરદાસજી, લખમી તો ચંચળ કહેવાય અને તમે તો ભગતરાજ.

( ત્રણે જણ આંટીએ ચડી જાય છે.)

જીવો : અરે વાહરે દુલ્લે, આ તો જામી સુરદાસ જીતે તો સો રૂપિયાની બીટ લાગી. વાહ ભે અધે ઉઠાવ. એકને દુડી લગાવ, એકને ફેંટ એટલે એકો બહાર.

[દરમ્યાન ચકુરો થેલી સેરવીને દેવાને દઇ દે છે. આ દેકારો સાંભળીને સૂતેલો ભોખડો જાગી જાય છે. સુરદાસને બે જણના ભીંસમાં આવેલો જોઈ મૂંગો છોડાવવા જાય છે. ત્યાં સુરદાસના હાથની ભીંસમાં ચકુડાનું ગળું આવી જતાં "એં એં એં એં" જેવો અવાજ નીકળે છે. તેથી તાપણા પાસે સૂતેલો ગાંડીયો પણ જાગી જાય છે. અને સુરદાસને ભીંસમાં આવેલો જોઇ ગફાર ઉપર કૂદે છે.)

ગાંડો : ખૂઉઉઉન ! ખૂઉઉઉન ખૂઉઉઉન !

લાખુ : (રાડ પાડીને) પાછો આવ એલા ગાંડિયા, આ તો રમત થાય છે, પાછો આવ. (પણ ગાંડો તો ગફારને ગળે વળગી પડે છે.)

ગફાર : (ગળું ભીંસાતાં) છોડ એલા ગાંડિયા, છોડ !

(પણ ગાંડો તો ગફારના ગળા ઉપર જોર કર્યે જ જાય છે.)

ગફાર : (ગૂંગળાતાં) છોડ. મારો બેટો છે ગાંડો, પણ જોર ભારે લાગે છે. એલા છોડ, નહીંતર મરી જઇશ.

(ગાંડો તો જોર કર્યે જ જાય છે.)

ગફાર : ઊભો રહે હરામખોર ! (એમ કહી દબાયેલો હાથ છૂટો કરી છરી કાઢે છે અને ગાંડાને બીવરાવે છે.)

ગફાર : મારૂં છું હો ! આ કાણી તારી સગી નહીં થાય.

લાખુ : ગાંડિયા ! ગાંડિયા ! છોડ ગફારને, અહીં આવતો રે.

ગાંડો : (છરી જોઈને) ખૂન ખૂન ખૂન. (અને રાંયો ગફારનો છરીવાળો હાથ પકડે છે. ગફાર બળ કરીને ગાંડિયાને ફગાવવા જતાં સૌ હેઠા પડે છે અને છરીવાળા હાથ ઉપર ગાંડિયો પડતાં ગાંડિયાની છાતી-માં છરી પરોવાઇ જાય છે)

(ગાંડો ઢળી પડે છે અને ગફાર છરી ખેંચે છે. લોહીનો ફુવારો ઊડે છે)

ખૂઉઉઉન ! ખૂઉઉઉન ! ખૂઉઉઉન ! સુરદાસ !

આ આ આ ! ખૂઉઉઉના આ આ આ ખૂઉઉઉન !

(બધા એકદમ બેઠા થઇ જાય છે. લાખુ સફાળી ઊઠે છે. સુરદાસ ફંફોસતો ફંફોસતો આગળ આવે છે. ગાંડાનું માથું એના હાથમાં આવે છે. બીજા બધા હસવામાંથી ખસવું થતાં ગુનેગારની જેમ રાંક થઇને ઊભા રહે છે. ગફાર છરી સામે જોઇને જાણીને હાથે છરી પડતી મૂકે છે. લાખુ ગાંડાને છરી લાગેલી ત્યાં હાથ દબાવીને લોહી અટકાવવાની કોશિશ કરે છે, પણ લોહી નીકળે જ છે અને લાખુ સાડી ફાડીને એને ડૂચો ભરાવે છે. સુરદાસ ગાંડાને મોઢે – માથે હાથ ફેરવે છે.)

લાખુ : ભૂંડી કરી રોયા કાળમુખા ! આજ મને થતું હતું કે બધા રંગે ચડયા છો તો કંઇક નવા-જૂની થવી જોઇએ. બિચારા ગભરૂડાને વેતરી નાખ્યો.

સુરદાસ : (ગળગળા અવાજે) ગાંડિયા ! એ ગાંડિયા !

(કોઈ બોલતા નથી. થોડીવાર શાંતિ ફેલાય છે)

ગફાર : (દીન બનીને) મારો ઇરાદો છરી મારવાનો ન હતો. હું અમથો બીવરાવવા ગયો. ત્યાં અમે પડ્યા અને છરી પરોવાઈ ગઇ.

લાટસાહેબ : (રોષ અને દુઃખથી) ચકુના તોફાનને કારણે.

ચકુ : (રોવા જેવો થઈ) હું તો અમથી રમત કરવા ગયો.

(લાખુ ડૂસકે ડૂસકે રડી પડે છે.)

લાખુ : રોય છું! તમને કોઈ ન મળ્યું તે આ નીમાણ્યાની લોથ ઢાળી ? રાક્ષસને લેહીનો ધ વ થાય છે, પણ તમને ન થયો. ગાંડિયા ! ગાંડિયા ! (એવા આર્તનાદો સાથે લાખુ ગાંડિયા ઉપર ઢળી પડે છે અને ડુસકાં ભરતાં ભરતાં) કાગડો કાગડાની મ રી ન ખાય રોવાડું ! અને તમે તો આ તમારા પડછાયાની લોથ ઢાળી (ફરી રડી પડે છે.)

સરદાર : [રડતા અવાજે] આ શેરીમાંથી અપણો આનંદ ઊડી ગયો.

લાખુ : [રડતાં રડતાં] પાખું ઢાળ–ઢાળને મેં ગાંડિયાને ઊછેર્યો. પેટનો જણ્યો હોય એવા લાલન પાલન કરેલા. મારો પંખીનો માળો વીંખી નાખ્યો. [કહીને પોતાના વાળ ખેંચતી ખેંચતી રડે છે અને ફરીથી ગાંડિયા ઉપર ઢ ળી પડે છે.]

[દૂરથી બ્યૂગલ વાગ્યું સંભળાય છે. સર દાર અને લખુ સિવાય બધા સફાળા બેઠા થઈ જાય છે. લાખુ જરા માથું ઊંચું કરે છે અને સુરદાસ કાન ચમકાવે છે]

દેવો : (ભયથી) પોલીસ (થોડીવાર શંકા અને ભયથી સૌ સાંભળી રહે છે)

લાટસાહેબ : (કાન માંડીને) આ બ્યૂગલ પોલિસનું ન હોય.

જીવો : ત્યારે ?

લાટસાહેબ : આ તો કોઈ છોકરા વગાડતા લાગે છે.

દેવો : (ભયભીત થઈને) અટાણે છોકરાં વગાડતાં હશે ?

લાટસાહેબ : આજ એમની કાંઈ ઉજવણી હશે.

દેવો : તે ઉજવણું શું કરે ?

લાટસાહેબ : કંઈક સ્વરાજનો દિવસ છે તે પ્રતિજ્ઞા લેતા હશે ભેગા થઈને.

દેવો : તંઈ હાલોને આપણેય પરતિગના લઈએ ?

લાટસાહેબ : (ખીજાઈને ગાંડાની લોથ સામે હાથ લાંબો કરતાં) શેની માણસ મારવાની ?

લાખુ : (પ્રતાપી અવાજે દાઝથી) ના, માણસ ન મારવાની.

દેવો : હા હા, માણસ ન મારવાની. હું એ જ કે'તો હતો.

લાખુ : દેવલો તો કાયર છે કાયર. બીજાનો આપેલો આણી વાતો કરે છે, પણ તમેય તે મરદાઈ ચૂક્યા ?

લાટસાહેબ : (સહેજ અચકાઈને) કેમ કરીને?

લાખુ : (સહેજ રોષથી વીફરીને) માણસના લોહી રેડીને મરદ થવાતું હશે કાં ?

લાટસાહેબ : (જરા આશ્ચર્યથી) તયેં ?

લાખુ : તમારું લોહી લોકના ખપમાં આવે તે દી મરદ થવાય. તો તો હવે માણસાઈને ય નેવે મૂકી.

(થોડીવાર શાંતિ પ્રસરે છે.)

લાખુ : ફટ્ય છે તમારી મરદાનગીને. માણસ પોતાનાં કૂતરાને ય પંપાળીને રાખે છે અને તમે તો આ તમારા પેટ ભરનારાનાં જ કાળજાં કોરો છો.

લાટસાહેબ : (વલોવાતા દિલે) લાખુ! ભૂલ થઈ ગઈ.

લાખુ : (જરા વીફરીને) ભૂલ થઈ ગઈ છે? તમારે તો રોજની રમત જેવું થઈ પડ્યું છે. કંઈકનાં ઘર તમે ભાંગી નાખ્યા છે, પણ કોઈનું સાંધ્યું છે ?

લાટસાહેબ : (ગ્લાનિથી) હવે એવી ભૂલ નહીં થાય, લાખુ !

લાખુ : તો લ્યો પરતિગના. મરદાનગીનો જે છાંટો રહ્યો હોય તો લ્યો પરતિગના.

લાટસાહેબ : બધાથી પહેલો લે ગફાર.

ગફાર : શું પરતિગના લઉં હવે ? હું મારી રિયો કોઇને.

છવો : કેમ ?

ગફાર : [ શિથિલ મને અને શરીરે ] હૈયું ભાંગી ગયું. હવે હાથ ન ઊપડે. આને જોઉં છું ને મારા અંગ બધાં ઓગળી જતાં લાગે છે.

લાખુ : લઈ લે ને પરતિગના ! આનો ય આતમા ઠરે.

ગફાર : [જરા જોસમાં આવીને હેઠો બેસનાં] લાવ લઉં. બોલ શું લઉં ?

લાખુ : આ લાશને હાથ અડાડીને બોલ આજથી માણસના લોહીમાં હાથ ન બોળવા. બોલા તમે ય આવો બધા.

[સૌ નીચે બેસીને લાશને હાથ અડાડી બોલે છે.]

બધા : આજથી માણસના રગતમાં હાથ ન બોળવા.

[વાતાવરણમાં ગંભીરતા આવે છે. ત્યાં લાખુ ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે.]

છવો : હવે સવાર પડવા આવ્યું છે, આ લાશનું શું કરવું છે ?

દેવો : ઢાંકણું ખોલીને ગટરમાં હડસેલી દઈએ.

લાખુ : જ્યાં સુધી એનો બાપ બેઠો હોય ત્યાં લગણ એને ગટરમાં નહીં ધકેલવા દઉં.

છવો : કોણ એનો બાપ, સુરદાસ ?

[લાખુ ડોકુ ધૂણાવી ના પાડે છે.]

સૂરદાસ : [રડતા અવાજે] હું એનો બાપ ન હતો, પણ એ મારો બાપ હતો. મારા આંધળાની આંખો હતો.

(સૂરદાસ કપાળ કૂટે છે.)

ગફાર : (વાત સાંભળતાં ઉત્તેજિત થઈને) ત્યારે કોનો દીકરા હતો આ ? (સૌ ચૂપ રહે છે.)

ગફાર : (ઉશ્કેરાય છે) કોઇ બોલતું કેમ નથી ? કોનો દીકરો હતો આ ? (સૂરદાસનો ખભો હલાવીને) બોલ સૂરદાસ, ફાટતો કેમ નથી ?

લાખુ : (ગંભીર અને પ્રતાપી અવાજે) તારું, તારું નમાયું ને નબાપું બનેલું બાળક, તારું બાળક.

(સાંભળતા વેંત દૂર પડેલ છરી લેવા ગફાર છલાંગે છે બીજી છલાંગે સૂરદાસ ઉપર પડે છે અને છાતી સાથે છરી તાળીને)

ગફાર . હરામજાત. તેં મારા બાળકને પાગલ બનાવ્યો ? આ લે (કહીને છરી મારવા જાય છે ત્યાં લાખુ ગફારને હાથ પકડી લઇને)

લાખુ : (પ્રતાપથી) ગાંડો સૂરદાસે બનાવ્યો, પણ એની માને કોણે મારી ? કોણે એની માડીને મારી ? તારા હાથમાં આ બાળક પડયું હોત તો એ બાળક આજે જીવતું હોત ? આજ વીસ વરસે તું જ એનો કાળ બન્યો. તારી પરતિગના યાદ કર ગફાર, માણસના રગતમાં હાથ ન બોળવાની !

.....અને ગફારનો પકડેલો હાથ ઢીલો પડે છે. છરી પડી જાય છે, એ જ વખતે દૂરથી બ્યૂગલ સંભળાય છે. પ્હોં પ્રગટતી દેખાય છે. દૂરથી અવાજે સંભળાય છે. કોઇક માનવ-મુક્તિનું પ્રભાતગાન ગુંજે છે.

—— પડદો પડે છે. ——

Oormy Navrachana Rajkot-1 (July '72) કિં. ૧-૦૦ Regd No G. 68



તંત્રીઓ . ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ ૪૩ ઓગષ્ટ '૭૨ અંક ૫ સળંગ અંક ૫૦૯





[અનુ૦ પૂઠા પાના ત્રણ]

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિ નવરચના' ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂ ૧૦-૦૦
વાર્ષિક-પરદેશમાં રૂ ૨૧-૦૦

### લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ મોકલવી

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

### પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં

### એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહક અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )

પ્રકાશક ઈશ્વરલાલ મો દવે મુદ્રક ને માલિક જયમલ્લ પરમાર ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણ સ્થાન સુરૂપ મુદ્રિકા ડૉ યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે જિમખાના, રાજકોટ-૧

૧૯૭૨ના ઑક્ટોબર–નવેમ્બરના સંયુક્ત અંક રૂપે
'ઊર્મિનવરચના'નો આગામી દીપોત્સવી અંક

# લોકસાહિત્યમાં કથાગીતો ને નદીઓ

એવા બેવડા વિષયના સાહિત્યને સમાવતો અંક પ્રગટ થશે. ભાવના હતી કે ૧૯૬૯માં લોકસાહિત્ય અંક' આપ્યો, ત્યારબાદ 'સિંહ કથા અંક' ને પછી 'અશ્વ કથા અંક' આપ્યા તેમ ચાલુ વરસે 'નદીકથા અંક' આપી શકાશે. પણ વર્ષભરના પ્રયત્નો છતાં એક અંક જેટલું સાહિત્ય મેળવી શક્યા નથી. એથી માત્ર નદીઓ ઉપરનો અંક આપી શકતા નથી. તેથી કથાગીતો અને નદીઓ એમ બન્ને વિષયોને સમાવતો અંક પ્રગટ થશે. નદીઓ અંગે સાહિત્ય મેળવવાના પ્રયાસો ચાલુ જ છે.

## કથાગીતો

લોકસાહિત્ય એ મહાનદના અસ્ખલિત પ્રવાહ જેવું છે. એને શાસ્ત્રીય સ્વરૂપે સમજવાનો પ્રયત્ન ભલે થાય પણ શાસ્ત્રીય સ્વરૂપે બાંધી નથી શકાયું. કોઈ પણ સાહિત્ય પ્રકારને શાસ્ત્રોનાં બંધન મળ્યા છતાં એ શાસ્ત્રીયતાની પાળો તોડીને જ આગળ વધતા રહ્યા છે. ઉદાહરણાર્થે કવિતા, વાર્તા, નૃત્ય, નાટ્ય, સંગીત, ચિત્ર, શિલ્પ વગેરે. ગીતો રૂપે વણાયેલી કથાઓને ચોક્કસ સ્વરૂપના ઢાળામાં ઢાળીને સમજાવવાના વિદ્વાનોના પ્રયાસો હજી સુધી વિફળ રહ્યા છે. ગીતોમાં રહેલી કથાઓનું વર્ગીકરણ કરી શકાય, બીબામાં ન બાંધી શકાય. કારણ કે એવી બંધનરહિત મુક્ત માનવઊર્મિઓનું તેમાં સર્વસાધારણીકરણ રહેલું છે. સાહજિકતા એનો સ્વભાવ છે. તુમુલ સંઘર્ષોના ઊર્મિઓનાં આવિર્ભાવમાં એનું સર્જન રહેલું છે. એથી દુહા, છંદ, પવાડા, રાસ, રાસડા, કે કોઈ પણ ગીત પ્રકારમાં કથાઓ વણેલી હોય તેવું લોકસાહિત્ય સત્વેળા મોકલી આપવા એના સંવેદનશીલોને વિનંતી છે.

## નદી–સાહિત્ય

નદીઓનાં નામોમાં જ એની કથાઓ રહેલી હોય છે. સૌરાષ્ટ્રમાં તો એવી સેંકડો નદીઓ છે. પ્રત્યેક નામ પાછળથી એની કથા મળી આવવા સંભવ છે. તો એવી નદીઓની કથા, દુહા, છંદ રાસ રાસડા કે જે ગીતો નદીઓ સાથે જોડાયેલ હોય તે સત્વેળા મોકલી આપવા વિનંતી છે.

## દીપોત્સવી વિશેષાંક ઑક્ટોબરની આખરમાં

ઑક્ટોબરની આખરમાં આ અંક બહાર પડશે. ચાલુ ગ્રાહકોને તેમ જ અંકો બાકી બચ્યા હશે તો નવેમ્બર સુધીમાં ગ્રાહક થનારને આ અંકથી ગ્રાહક બનાવવામાં આવશે.

# જ્યારે જીવન મૂલ્યો બદલાય છે....




નવા મૂલ્યાંકન સ્વીકારી
જીવનને વિશેષ અર્થસભર બનાવો...

## કુટુંબ નિયોજન

વધુ માહિતી માટે નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રનો

છેલ્લાં ત્રેવીસ વર્ષથી પ્રગટ થતું આરોગ્યનું માસિક

# તંદુરસ્તી

તંત્રીઓ :

ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે

- દર મહિનાની દસમી તારીખે પ્રગટ થાય છે.
- દવા પી પીને થાકેલા લોકો માટે નવી પ્રેરણા આપે છે દવા વગર સાજા થવાનો માર્ગ બતાવે છે.
- પ્રત્યેક અંકમાં આરોગ્યની ચર્ચા કરતા અનુભવી તંત્રીની કલમે લખાયેલા પ્રશ્નોના ઉત્તર સૌ કોઇને ઉપયોગી થાય છે.
- સૌ કોઇને ઉપયોગી થાય તેવી દર્દીઓની અનુભવ કથા, સ્ત્રીઓનાં દર્દોના ઉપચારો, સ્ત્રીઓ અને બાળકોના મૂંઝવતા પ્રશ્નોના ઉત્તર, આહાર વિષે સાચું માર્ગદર્શન આપતા લેખો, ઉપરાંત બીજું ઉપયોગી વાચન આ માસિકમાં દર મહિને આવે છે,
- વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેમ્બર, અને માર્ચ એમ ચાર માસથી ગ્રાહક થઇ શકાય છે.
- વધારે વિગત જાણવા માટે ફોન કરો ૪૭૨૭૩૯.
- વાર્ષિક લવાજમ સાડા સાત રૂપિયા.
  પરદેશમાં શિલિંગ વીસ (રૂપિયા ૧૮)

—: આપનું લવાજમ નીચેના સરનામે મોકલો —

**તંદુરસ્તી કાર્યાલય**

આરોગ્ય-ધામ, બાબુભાઇ ટેરેસ, બીજે માળે, બ્લોક નં. ૬, ડૉ. આંબેડકર રોડ,
મહેશ્વરી ગાર્ડન પાસે, (સામે શેલ પેટ્રોલ પંપ પાસે)
માટુંગા (જી. આઇ. પી. રેલવે) મુંબઇ-૧૯.

અથવા

**ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ૦**

૧૪ ફર્નાન્ડીઝ પુલ નીચે: ગાંધી રસ્તો
અમદાવાદ-૧



# બાળકો આપણા તરફ આશાભરી મીટ માંડીને જોતાં છે.

હા, આપણે તેઓનું ધ્યાન રાખવું જોઇએ.

તેઓના લાલનપાલન અને દેખભાળની જવાબદારી આપણા ઉપર છે. સારો આહાર, સારાં કપડાં અને સારૂં શિક્ષણ મેળવવાનો તેઓને હક છે. તેઓ મોટાં થાય ત્યારે તેઓને સારો કામધંધો પણ મળવો જોઇએ; પરંતુ જો ઘણાં બાળકો હોય તો આપણે તેઓને આ બધી સગવડ આપી શકીશું ખરા? ના...તેનો એક જ જવાબ છે...કુટુંબ નાનું હશે તો જ દરેક બાળકને લાડ-પ્યાર વધુ મળી શકશે.

મફત સલાહ અને સેવાને માટે—કુટુંબ નિયોજન કેન્દ્રમાં આવો.

72/58

# ગ્રાહકોને ખાસ નોંધ લેવા વિનંતી

૧– ઊર્મિનવરચનાનું પોસ્ટીંગ દર માસની છેલ્લી તારીખે થાય છે. એટલે તા. ૧ થી ૩માં દેશમાં ગમે તે સ્થળે પહોંચી જાય.

૨– અંક ન મળે ત્યારે તા. ૮મી સુધીમાં પોસ્ટ ઓફિસે તપાસ કરીને 'ઊર્મિનવરચના' ના કાર્યાલયે જણાવવું. એટલે અંક સીલીકમાં હશે તો જ તા. ૧૫મી સુધીમાં મોકલાશે. તા. ૧૫મી પછી અંક ગૂમ થયાની ફરિયાદ ઉપરથી અંક મોકલવાની કોઈ સંભાવના નહિ રહે.

૩– કેટલાક ગ્રાહકો બે ત્રણ કે ચાર મહિના બાદ અંકો ન મળતા હોવાની ફરિયાદો કરે છે. તેમને નોંધ લેવાની વિનંતી છે કે અંક પ્રગટ થયા પછીની તા. ૧૫મી સુધીમાં ફરિયાદ મળે ને અંક સીલીકમાં હોય તો જ મોકલી શકાશે.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પછી કેટલાકને પોસ્ટલ સર્ટીફીકેટથી અંકો મોકલાય છે. એવા પો. સ. વાળા અંકો પણ ન મળ્યાની ફરિયાદ આવે ત્યારે એ રીતે અંકો ગૂમ થાય એની જવાબદારી સંસ્થા ઉઠાવી શકે નહિ.

૫– પત્રવ્યવહાર કરતી વખતે અને મ. ઓ. કરતી વખતે ગ્રાહક નંબર અચૂક લખવા વિનંતી છે.

૬– લવાજમ મળ્યા પછી જ અંકો મોકલાશે.

વ્ય. 'ઊર્મિનવરચના'

---

# લોકગંગાના ભગીરથ મેઘાણીની સ્મૃતિમાં

મૃત્યુ પછીનાં પચ્ચીસ વર્ષ પછી પણ જેનું સ્વરૂપ અખંડ તપતું ને ઓપતું રહ્યું છે, લોકપ્રિયતામાં શિખરે જેનાં અચળ આસન રહેલાં છે એવા સ્વ. ઝવેરચંદ મેઘાણીનો જયંતી મહોત્સવ આજે ગુજરાત ઉજવી રહ્યું છે ત્યારે એમની સ્મૃતિમાં અમે આ 'મેઘાણી સ્મૃતિ અંક' પ્રગટ કરીને ધન્યતા અનુભવીએ છીએ.

ધન્યતા અનેક રીતે. ગુજરાત અને સમસ્ત રાષ્ટ્ર ઉપરના એમના ઋણના તો અમેય એક ભાગીદાર છીએ પણ અમારા ઉપર તો એથી યે અદકેરાં ઋણ રહેલાં છે. લોકસાહિત્યની નવી કેડીઓ અમને એણે સુઝાડી. લોકસાહિત્યની લોકભોગ્ય રજૂઆત કરવાના પ્રથમ પાઠ અમે એમની પાસેથી શીખ્યા. પત્રકારત્વની તાલીમ અમે એમની પાસેથી પામ્યા અને આજે આ 'ઊર્મિનવરચના'એ લોકસાહિત્યની જે વાટ પકડી છે તે પણ સ્વ. મેઘાણીભાઈને જ આભારી છે, 'ઊર્મિનવરચના'ને લોકસાહિત્યનો પહેલો મરોડ આજથી ૨૭ વરસ પહેલાં મેઘાણીભાઈએ જ આપેલો. અવસાન સુધી 'ઊર્મિ'નું સંપાદન કરતા રહેલા.

એટલે તો એવા એવા અનેક ઋણભારને વ્યક્ત કરવા અને આઠ મહિના પહેલાં મેઘાણીભાઈનાં સંસ્મરણોની લેખમાળા શરૂ કરેલી. તેમાં અમે એમના અવસાન બાદ અંજલિરૂપે પ્રગટ કરેલ લેખોમાંથી પણ કેટલાક આપેલા, અને આ અંક પણ સ્મૃતિની જ સ્મૃતિરૂપે છે.

મેઘાણીભાઈના અવસાન પછી 'ઊર્મિનવરચના'એ એક દળદાર સ્મૃતિ અંક આપેલો, એમાં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાક્ષરો, આગેવાનો અને મેઘાણીભાઈ. નિટકવર્તી સ્વજન–સાક્ષરોએ અંજલિઓ અર્પેલી. એ અંકની નકલો મળતી નહિ હોવાથી ઠીકઠીક માંગ ઊભી થયેલી. જેમણે મેઘાણીભાઈને જોયા જાણ્યા ન હતા, અથવા તો એ કાળનો સંદર્ભ ખોઈ બેઠા હતા એવા કેટલાકે મેઘાણીભાઈના સાહિત્યને મૂલવવામાં આપવડાઈ માની છે. ત્યારે 'ઊર્મિનવરચના'એ પ્રગટ કરેલ એ અંકમાં અંજલિ આપનારાઓ પણ ગુજરાતના ગણમાન્ય સાક્ષરો જ છે. એટલે આ અંક પ્રગટ કરવા પાછળ એ પણ એક હેતુ રહેલો છે કે મેઘાણીભાઈના સાહિત્યને મૂલવતાં તમામ બળોને લક્ષમાં લેવાય.

મેઘાણીભાઈને અંજલિઓ અર્પનારા એ સાક્ષરોમાંથી શ્રી. ચુનિલાલ વર્ધમાન શાહ, શ્રી. ચુનીલાલ મડિયા, શ્રી. માવલંકરદાદા, શ્રી. અમૃતલાલ શેઠ, શ્રી. ધૂમકેતુ, શ્રી. રામનારાયણ વિ. પાઠક, શ્રી. પરમાનંદ કાપડિયા, શ્રી. ગુણવંતરાય આચાર્ય અને શ્રી. કિશોરલાલ મશરૂવાળા વગેરે તો આપણા વચ્ચે નથી. ખબર નથી.કે મેઘાણીભાઈની શતાબ્દી સુધીમાં એમની પેઢીના બાકી કોણ રહ્યા હશે ને કોણ નહિ !

'ઊર્મિનવરચના'નો ૧૯૪૭નો એ આખો સ્મૃતિઅંક પુનઃ પ્રગટ કરવાનું શક્ય ન હતું. એથી સમાવી શકાય તેટલો જ ભાગ લીધો છે, ઉપરાંત મેઘાણીભાઈનું 'સળંગ જીવન દર્શન' તથા મેઘાણીભાઈએ પોતે પોતાના અંગે જે છૂટક છૂટક લખાણો કરેલાં તે એકત્ર કરીને 'હું પહાડનું બાળક' એ એમના જ શિર્ષકથી શરૂઆતમાં આપેલ છે, જેથી વાચકો મેઘાણીભાઈને મેઘાણીભાઈના જ આત્મનિવેદનમાં ઓળખી શકે.

૧૯૭૨–૭૩નું આખું વર્ષ મેઘાણીભાઈનો જયંતી મહોત્સવ ઉજવવાનો છે ત્યારે આ અંક અનેક રીતે વાચકોને, વિદ્યાર્થીઓને, અભ્યાસીઓને અને મેઘાણીભાઈના ચાહકો–પ્રશંસકોને ઉપયોગી બનશે તે આ સ્મૃતિ અંક આપવાનો બીજો હેતુ છે. મેઘાણીભાઈએ પ્રગટાવેલા દીવાને અખંડ ઝગતો રાખવાના જનતાના મનોરથોમાં અમે અમારો પુરૂષાર્થ જોડીએ છીએ.

ઈશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર

# મેઘાણી જયંતી મહોત્સવ

સંપાદકીય

ગુજરાતની ધરતી ઉપર જેણે લોકસાહિત્યની ભાગીરથી વહાવી એવા લોકગંગાના ભગીરથ મેઘાણીભાઈની ૭૫મી જન્મ જયંતી આજે ગુજરાત ઉજવી રહ્યું છે. ગુજરાતી સાહિત્ય પરિષદે પોતાના જૂનાગઢ અધિવેશનમાં શકવર્તી એવો લોકસાહિત્યને આદર આપતો ઠરાવ કર્યો તે મેઘાણીના જીવનકાર્યને અંજલિરૂપ જ હતો. પણ આજે તો ગુજરાત સાહિત્ય પરિષદ મેઘાણીભાઈની ૭૫મી જન્મ જયંતી ઉજવી રહી છે. અમને ખ્યાલ છે ત્યાં સુધી ગુજરાતી સાહિત્ય પરિષદ કોઈ સાક્ષરની જયંતી ઉજવે એવો આ પહેલો પ્રસંગ છે.

## મેઘાણી જયંતીનો લોકોત્સવ

સૌરાષ્ટ્રમાં તો જિલ્લે જિલ્લે મેઘાણીભાઈનો જયંતી મહોત્સવ ઉજવવા નાગરિકોની સમિતિઓ રચાઈ રહી છે. એ બતાવે છે કે મેઘાણીભાઈ એના સાહિત્યિક સ્વરૂપથી વિશેષ લોકહૃદયમાં સ્થાન પામેલા છે. કોઈ કવિના જયંતી ઉત્સવ માટે રાજકીય સમિતિઓ રચાય, સંસ્થાઓ કે સાક્ષરોની સમિતિઓ રચાય, પણ લોકસમિતિઓ રચાય તે એમના સાહિત્યની લોકભોગ્યતાથી કોઈ વિશેષ તત્ત્વમાં રહેલું છે. એક તો એ કે એમના સાહિત્યમાં, એમના ગીતમાં અને એમના સંગીતમાં પડેલી પ્રજાઓના ઉત્થાનનો સંજીવની-સ્પર્શ રહેલો હતો, બીજું માનવભાવના વિકસિત સ્વરૂપથી એમાં રાષ્ટ્રીય સંવેદનના મર્મઘાતો રહેલા હતા, જેણે એમને લોકકવિમાંથી રાષ્ટ્રીય શાયરનાં બિરદ અપાવ્યાં.

## આદર્શ ચારણની વેદના ને વંદના

અહીં પડ્યો છે એમની કવિતાનો મર્મ. મેઘાણીભાઈના સમકાલીનોમાંથી કેટલાક અને અર્વાચીનોમાંથી કેટલાક જે મેઘાણીભાઈની કવિતાને ન સમજવાને કારણે જ અન્યાય કરતા રહ્યા છે તેનું કારણ એ છે કે મેઘાણીભાઈની કવિતાના પ્રકારથી જ તેઓ અનભિજ્ઞ છે. પ્રજાના આશ્વાસ નિશ્વાસ, પ્રજાની મર્મઘાતક વેદનાઓ, પ્રજાની આશા આકાંક્ષાઓ માટે જેની વાણી સૈકાઓ સુધી સૂત્રાત્મક બની રહે એ વાણીના મેઘાણીભાઈ ઉદ્‌ગાતા હતા. એટલા માટે કાકાસાહેબ કાલેલકર એમને આદર્શ ચારણ કહે છે. આદર્શ ચારણ હોય તે યુગની વેદનાઓ ઝીલતો આવે ને યુગને વંદના કરતો આવે.

## સ્વાધીનતાની રજત જયંતી પ્રસંગે

ઓગસ્ટની ૧૫ તારીખે સ્વાધીનતાની રજત જયંતી અને ૧૭ મી તારીખે મેઘાણીભાઈની ૭૫મી જયંતી. સ્વાધીનતાની રજત જયંતી અને રાષ્ટ્રીય શાયરની જયંતી સાથે ઉજવાય એમાં કુદરતનો જ સંકેત રહેલો હશે. લોકનો કવિ, આઝાદીનો કવિ, ક્રાંતિનો કવિ જ રાષ્ટ્રીય શાયર બની શકે. અને ગુજરાતે યોગ્ય રીતે જ મેઘાણીભાઈના સ્મારકરૂપે મેઘાણીભાઈના જ જીવન-કવનની સ્મૃતિ ચિરંજીવી રાખવા લોકવિદ્યાઓ-લોકકળાઓ અને લોકસાહિત્યના પણ સત્વશીલ અંશોને સંઘરવા ઉપરાંત શૈક્ષણિક સ્થાન આપવા પણ વિચાર્યું છે.

## મેઘાણી ચૅર

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની જ્યારે કલ્પના પણ ન હતી ત્યારે આપણા વિદ્દદ્વર્ય શ્રી. રસિકલાલ છો. પરીખે આજથી ૨૫ વરસ પહેલા મેઘાણી ચૅર સ્થાપવા સૂચન કરેલું. એટલે કે ગુજરાત યુનિવર્સિટી અંગેનું જ એ સૂચન હશે ને ? પણ કાળ પાકયો ન હતો. સૌરાષ્ટ્ર યુનિ.નું સ્વપ્નું સાકાર થવા માંડયું ત્યારે ડૉ. રમણલાલ યાજ્ઞિક સાથે મેઘાણીચૅર અંગે ચર્ચા થવા પામેલી. સૌ. યુનિ. સ્થપાયા બાદ સ્વ. ડોલરભાઈ માંકડ સાથે પણ આ ચર્ચા થયેલી. ત્યારબાદ ફૂલછાબ સુવર્ણ જયંતી પ્રસંગે એમના ટ્રસ્ટીઓ વચ્ચે મેઘાણીચૅર અંગે ચર્ચા થઈ હોવાનું સાંભળવા મળેલું. પણ એમણે એક માત્ર સ્વ. અમૃતલાલ શેઠ અંગે

પત્રકારત્વની ચેર માટે જ અનુદાન આપ્યું. અમારા જેવા મેઘાણીભાઈના નિકટવર્તી મિત્રો, ચાહકો અને પ્રશંસકોના દિલમાં થોડોક થડકો પણ લાગ્યો.

## મેઘાણીનું સંસ્કાર વિધાન

સાપ્તાહિક સૌરાષ્ટ્ર અમૃતલાલ શેઠનું સર્જન, પણ ૧૯૩૦ના અંતે પત્રકારત્વનું શેઠ શૈલીનું વિધાન પૂરું થઈ ગયેલું. 'ફૂલછાબ'નો ઉદ્ભવ કકલભાઈ કોઠારી ને ગુણવંતરાય આચાર્યને હાથે થયેલો, પણ એનું સસ્કારવિધાન તો સંપૂર્ણપણે મેઘાણીભાઈને આભારી છે. એટલે સ્વ. અમૃતલાલ શેઠને નામે જેમ પત્રકારત્વની ચેર અપાઈ તેમ સ્વ. મેઘાણી ભાઈના નામે લોકસાહિત્યની ચેર અપાવી જોઈતી હતી. આજે ય હજી મોડું નથી થયું.

## લોકસાહિત્ય પરિવારની પહેલ

છેવટ ધારગણીમાં લોકસાહિત્ય પરિવારની બેઠક મળી તેમાં મેઘાણીચેર માટે દોઢ લાખ રૂપિયાનું ભંડોળ શકય હોય તેટલા લોકફાળાથી ઊભું કરવા નિર્ણય લેવાયો અને મેઘાણીચેરનું ગુજરાતનું સ્વપ્ન સાકાર બનવા માંડયું. આજે સૌરાષ્ટ્ર યુનિ. ને પણ એ દિશામાં બધી રીતે વિચાર કરવો રહેશે. સૌરાષ્ટ્રમાં મેઘાણી મહોત્સવ માટે રચાયેલી સમિતિઓએ મેઘાણીચેર માટેના ભંડોળનો પ્રશ્ન પોતાનો બનાવ્યો છે. સૌરાષ્ટ્ર યુનિ.ના ઉપકુલપતિપદેથી નિવૃત્ત થયેલા શ્રી. અનંતરાય બક્ષીએ રાજકોટના નાગરિકોની બેઠકમાં જણાવેલું કે મેઘાણીચેર માટે દોઢ ને બદલે બે લાખ રૂપિયા એકત્ર થાય તો કોઈની કશી જ સહાય લીધા વિના એનું કાર્ય ચાલી શકે. ગુજરાતે એ દૃષ્ટિએ વિચારવું જોઈએ. અને બીજું એમનું સૂચન વિદ્યાર્થીફાળાનું હતું તે અત્યંત આવકારદાયક છે. મેઘાણીચેર માટે દરેક વિદ્યાર્થીએ માત્ર એક એક રૂપિયો આપવો. આ સૂચન પ્રત્યેક વિદ્યાર્થીમંડળ ને શિક્ષણ સંસ્થાઓએ વધાવી લેવા જેવું છે. સૌ. યુનિ.ની પરીક્ષામાં જ ૪૫ હજાર વિદ્યાર્થીઓ બેસે છે. ત્યારે માધ્યમિક શાળાઓનો વિચાર કરીએ તો વિદ્યાર્થીઓની સંખ્યા લાખોએ પહોંચે.

## લોકસાહિત્ય ભવન

રાજકોટના નાગરિકોની મળેલી બેઠકમાં 'લોકસાહિત્ય ભવન' સ્થાપવા અંગેનો વિચાર પણ કરવામાં આવેલો. આ કાર્ય શૈક્ષણિક અને સાંસ્કૃતિક હોઈ સૌરાષ્ટ્ર યુનિ. એ જ કરવું જોઈએ. લોકસાહિત્ય ભવન સ્થાપવા લોકોએ, તદ્‌વિદોએ યુનિવર્સિટીને પ્રત્યેક રૂપે સહાય કરવી જોઈએ. 'લોકસાહિત્ય ભવન' એટલે લોક સંસ્કૃતિની સર્વાંગી પ્રતિનિધિ સ્વરૂપ સંસ્થા. ગુજરાતના નાગરિકો અને યુનિ. મળીને જ એ કાર્ય હાથ ધરી શકે. આ માટે નાગરિકો અને યુનિ.ની ઉચ્ચકક્ષાની સંયુક્ત સમિતિ રચાવી જોઈએ એવો વિચાર અને સૂચન રાજકોટના નાગરિકોની બેઠકમાં થયેલો. મેઘાણી જયંતી મહોત્સવ દરમિયાન 'લોકસાહિત્ય ભવન'ની સ્થાપના શકય બને તે રીતે નાગરિકો અને યુનિ.એ એ કાર્ય હાથ ધરવું જોઈએ.

'લોકસાહિત્યભવન'નું પહેલું સ્વપ્ન સૌરાષ્ટ્ર સંગીત નૃત્ય નાટ્ય અકાદમીના સંચાલન કાળ દરમિયાન થયેલું લોકસાહિત્યના વર્ગો ચલાવતાં ને લોકસાહિત્ય સંમેલનો યોજતાં એ વિચાર ઉદ્ભવેલો. એ માટેની યોજનાઓ પણ વિચારાયેલી અને આજે લલિત કલા અકાદમીમાં છે તે ડૉ. શ્રી. પનુભાઈ ભટ્ટ સૌ. અકાદમીમાં હતા ત્યારે એમણે લોકસાહિત્ય ભવનની પ્રવૃત્તિઓનો વિસ્તૃત ડ્રાફ્ટ પણ ઘડી કાઢેલો.

## મેઘાણી મ્યુઝિયમ

મેઘાણી મ્યુઝિયમનો વિચાર પણ રાજકોટના નાગરિકોની બેઠકમાં થયેલો. ખરી રીતે તો આ મ્યુઝિયમ લોકસાહિત્ય ભવનનો જ એક ભાગ બને. પણ લોકસાહિત્ય ભવનની રચના પૂર્ણ ન થાય ત્યાં સુધી મેઘાણી મ્યુઝિયમના કાર્યને થંભાવી નહિ દેવું જોઈએ. જે રીતે અમરેલીનું પ્રતાપરાય ગિ. મ્યુઝિયમ રચાયું છે, તે રીતે લોકકળાઓથી વિભૂષિત એવાં જિલ્લે જિલ્લે મેઘાણી મ્યુઝિયમો રચાવાં જોઈએ.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ તરફથી આવાં સંગ્રહસ્થાનો જિલ્લે જિલ્લે રચાયેલાં. હીરભરત અને મોતીભરતનો અજાણી

કીંમત પ્રમાણે લાખો રૂપિયાનો સામાન પછાત વર્ગ બોર્ડ પાસે સંઘરાયેલો. એમાંથી કેટલોક રફે દફે થયો હશે પણ સંપૂર્ણપણે સાફ ન થઈ ગયો હોય તો રાષ્ટ્રની તે મૂડી સંયુક્ત સમિતિ દ્વારા મેઘાણી મ્યુઝિયમો રચીને તે દ્વારા મેળવી લેવી જોઈએ.

## પ્રાચીન કલાકૃતિઓ

સૌ. પછાત વર્ગ બોર્ડ પાસે હીરભરત અને મોતી ભરત ઉપરાંત લોકકળાના અસંખ્ય નમુનાઓ હતા. ગુજરાતની વિવિધ શિલ્પકળાના નમુનાઓ, ચિત્રપોથીઓ, રમકડાં, વેશભુષા હથિયારો, ઘરાણાં અને લોકજીવનનાં વિવિધ સાધનો હજી થોડાં જળવાઈ રહ્યાં છે. બાકી તો મોટા ભાગનું પગ કરી ગયું છે. કાષ્ટ શિલ્પ, ધાતુનાં વાસણો ને મૂર્તિઓ, વસ્ત્રો ને અન્ય સામાન તથા હીર અને મોતીભરતનો લાખો રૂપિયાનો સામાન ગુજરાત બહાર વેચાઈ ગયો છે ને કેટલેક પરદેશ પગ કરી ગયો છે.

ધાતુ, કાષ્ટ, પત્થર, વસ્ત્ર, હીર કે ભરતના જૂના નમુના ગુજરાત બહાર જતા અટકાવવા જોઈએ. અસંખ્ય વેપારીઓ એવા કામે લાગ્યા છે. અને હવે રાજાઓનાં સાલિયાણાં ને વિશિષ્ટાધિકારો બંધ થતાં એમના પાસે બાકી બચેલી પ્રાચીન કે અર્વાચીન એવી ઉત્તમ કૃતિઓ બીજે પગ કરી જાય તે પહેલાં પૂરા દામ દઈને જાળવી લેવી જોઈએ.

## મેઘાણીભાઈનું ગીત–સંગીત

'રવીન્દ્ર સંગીત' જેવું 'મેઘાણી સંગીત' છે ? એના જેવું અને એના જેટલું 'મેઘાણી સંગીત' જરૂર નથી. પણ છેલ્લા પચાસ વરસમાં આપણા લોકઢાળોને નવાં ગીતોમાં મેઘાણીભાઈ જેટલી વિપુલ સંખ્યા ગુજરાતમાં કોઈએ નથી આપ્યા. જૂના લોકઢાળો થોડાં નવા સ્વરૂપે પણ એમણે આપ્યા છે. પણ લોકસંસ્કારને, સંઘોર્મિઓને સમજી સમજીને આપ્યા છે. વિકૃત કરીને નથી આપ્યા. એ જ રીતે જૂના ચારણી છંદોમાં નવી ભાવનાનાં ગીતો આપ્યાં છે. છંદોમાં પણ ઉચિત ફેરફારો કરીને સુંદર ઢંગ આપ્યા છે. અને બંગાળી, મરાઠી ને મારવાડી લોકઢંગોને પણ અમુકઅંશે ગુજરાતી ઢંગમાં મેળવીને સુંદર મિશ્રઢંગો આપ્યા છે.

## લોકલક્ષી ઢંગ

મેઘાણીભાઈનાં ગીતોને જાળવીને જ એનું સંગીત સેટ કરી શકાય તેમ છે. એમનાં તમામ ગીતો ગેય છે. પણ માનવધર્મી લોકભાવનામાં એ ગીતોનાં મૂળ પડ્યાં છે. પછી એ ગીતો વાત્સલ્યનાં હોય કે વીરતાનાં હોય. કેટલાંક સંઘગાન માટે સર્જાયાં છે, કેટલાંક સંઘને ઉદ્‌બોધનારાં છે, કેટલાંક કથાગીતો જ છે. રૂપાંતર કરેલાં એમનાં ગીતોમાં પણ પ્રકૃતિની ભવ્યતા અને માનવ સંવેદન જ રહ્યાં છે. શાસ્ત્રીય કે સુગમ સંગીતની તરજ પેઠે ગમે ત્યારે ગમે તે ગીત ગવાય તેવાં નથી. રૂપાંતરમાંથી કેટલાંક ગીતોને બાદ કરતાં બાકીનાં યુગ-સંવેદનામાંથી જ જન્મેલાં છે.

મેઘાણીભાઈનાં ગીતોમાં જબરી ચોટ રહેલી છે, છતાં બધાં ગીતો પ્રવાહી, વેગીલાં પણ સાલસ અને સરળ છે. પોતે સરળ હતા. એમણે લોક-ધરતીમાંથી જેટલું લીધું તેના કરતાં વધારે દીધું છે, પણ લોકોને જચે અને પચે તે રીતે.

## આટલો વિચાર કરવો જ જોઈએ

એટલે મેઘાણીભાઈના ઢાળ–ઢંગ એના શુદ્ધ સ્વરૂપે જાણી લેવા જોઈએ. એ જાળવવામાં અગર નિશ્ચિત સ્વરૂપ નક્કી કરવામાં મેઘાણીભાઈની ભાવના, ભાવ, ગીત કે કથાનું તત્ત્વ, એનું લોકભોગ્ય સ્વરૂપ અને સર્વગમ્ય સરળતા ન વિસરાવાં જોઈએ. ભાવ પ્રમાણે એમણે શબ્દો પસંદ કર્યા છે. અને શબ્દોના ભાવ વ્યક્ત થાય એવા જ ઢાળ પસંદ કર્યા છે. એ માટે સર્વ પ્રથમ તો જેના જેના કંઠમાં મેઘાણીભાઈના ઢાળ સચવાઈ રહ્યા છે તેનું રેકર્ડીંગ કરી લેવું જોઈએ. ત્યારબાદ ઢાળોને નિશ્ચિત સ્વરૂપ આપવા વિચારવું જોઈએ. હીરમના મશહૂર ગાયક બ્રજમોહને ટાગોરના એક ગીતનું રેકર્ડીંગ કરાવવાનું નક્કી કર્યું. ટાગોરે એ સાંભળ્યું, ને રવીન્દ્ર સંગીતને સંપૂર્ણ વફાદાર રહ્યાનું સાંભળ્યા પછી જ સહી કરી આપેલ.

## અગત્યનાં અનેક સૂચનો

મેઘાણીભાઈ સાંસ્કૃતિક સ્વરૂપે જળવાઈ

રહેવા જોઈએ તેવી લાગણી સાર્વત્રિક હોવાથી મેઘાણીભાઈની સ્મૃતિમાં ચિરંજીવી રહે તેવાં કાર્યોનાં સૂચનો થયાં છે ને થઈ રહ્યાં છે. જેવાં કે:

મેઘાણી સર્વ સંગ્રહ, એમના પત્રોનો સંગ્રહ, સળંગ જીવન ચરિત્ર, બાળગીતોનો પ્રચાર, દીવાળી કાર્ડઝના કદમાં એમની તસ્વીરનો પ્રચાર, લોકઢાળોનું પ્રમાણીકરણ, ઢાળ અને શબ્દ શુદ્ધિનો આગ્રહ, મેઘાણી ચિત્રાવલી, મેઘાણીભાઈનાં પુસ્તકો અને લોકસાહિત્યનાં પુસ્તકોનું પ્રદર્શન, મેઘાણી સ્મારક ગ્રંથ વગેરે, તે ઉપરાંત શાળા–કૉલેજો ને સંસ્થાઓમાં વ્યાખ્યાનો, લોકગીતોના ડાયરાઓ, લોકવાદ્યોનાં પ્રદર્શનો, મેઘાણી કાવ્યગાન, મેઘાણીભાઈએ લખેલાં અને એમની નવલકથા ઉપરથી તૈયાર કરેલ નાટ્ય પ્રયોગો, મેઘાણીભાઈના વિવિધ વ્યક્તિત્વના એક પાસા ઉપર નિબંધ સ્પર્ધા ને પારિતોષિકો; વર્ષ દરમિયાન લોકસાહિત્યનાં શ્રેષ્ઠ પુસ્તકો ઠરે એવા પ્રથમ બે કે ત્રણને ચંદ્રકો, લોકગીતોની સ્પર્ધા અને ઈનામો, લોકઢંગમાં રચાયેલાં નવાં ગીતો અગર એના પુસ્તકોમાંથી જે શ્રેષ્ઠ ઠરે તેને ઈનામો, એ જ રીતે વાર્તાકથનની સ્પર્ધા, ભજનગાન, પ્રાચીન ભવાઈ, હરિકથા અને રાસ–ગરબા વગેરેના કાર્યક્રમો વગેર.

## સૌરાષ્ટ્ર ને ગુજરાતમાં

આ અને આવાં બધાં સૂચનો ઉપરથી કોઈ પણ મંડળ કે કોઈ પણ શાળા સંસ્થા કે ગામ પોતાનો વર્ષભરનો કાર્યક્રમ નક્કી કરી શકે અને મેઘાણીના ઋણનું તર્પણ કરી સંસ્કારિતાની આબોહવા જમાવી શકે.

લોકસાહિત્ય પરિવારે મેઘાણી જયંતી મહોત્સવ અનેકરૂપે ઊજવવા નિર્ણય કરેલ છે. એમાં મેઘાણીચેર માટેનું ભંડોળ તથા મેઘાણીના જન્મસ્થળ ચોટીલા અને વતન બગસરામાં લોકસાહિત્યના કાર્યક્રમોનો પણ સમાવેશ થાય છે.

સુરેન્દ્રનગર જિલ્લા સમિતિની રચના થઈ છે ને વર્ષભરના કાર્યક્રમો વિચારાયા છે. ચોટીલામાં પણ એ માટેની પેટા સમિતિ રચાઈ છે ને ઓગસ્ટની તા. ૨૮મીના ગંજાવર કાર્યક્રમ કરવા વિચારાયું છે.

એ જ રીતે અમરેલી જિલ્લા સમિતિ રચાઈ છે ને એમના વતન બગસરામાં ઓગસ્ટની ૧૮મીના કાર્યક્રમની સાથે વર્ષભરના કાર્યક્રમ વિચારાયા છે.

રાજકોટના નાગરિકોની અને સૌ. યુનિ.ની એક સંયુક્ત મહોત્સવ સમિતિની બેઠક મળી હતી ને વર્ષભર માટે વ્યાપક કાર્યક્રમોની વિચારણા થઈ છે. આ ઉપરાંત સૌરાષ્ટ્રની ઘણી જ સંસ્થાઓ અને સાહિત્ય તેમ જ શિક્ષણ સંસ્થાઓએ પણ મહોત્સવ ઉજવવાના વ્યાપક કાર્યક્રમો યોજ્યા છે. નવાં નવાં સૂચનો આવતાં જ જાય છે. મેઘાણીભાઈની લોંગપ્લેઈંગની રેકર્ડ માટે પ્રયત્નો થઈ રહ્યા છે. કૉલેજ કક્ષાએ ક્વીઝ–સ્પર્ધા ગોઠવવાનું આકર્ષક સૂચન છે. ગાંધીજી અને રાષ્ટ્રીયતા અંગેનાં મેઘાણીભાઈનાં લખાણોનું પ્રકાશન કરવા રાજકોટ ગાંધી સ્મૃતિ સરકારમાં વિચારે છે. આમ ઘણાં ઘણાં વિચારણીય સૂચનો આવી રહ્યાં છે.

## વીરા તારું વદન હસે ઉજમાળ

ગુજરાતી સાહિત્ય પરિષદે જ્યારે મેઘાણી જયંતી મહોત્સવ ઉજવવાનું નક્કી કરીને જાહેર અપીલ કરી છે ત્યારે સમગ્ર ગુજરાતમાં આ મહોત્સવ ઉજવાશે.

મેઘાણીભાઈ સૌરાષ્ટ્રમાં લોકસાહિત્યનું પહેલું કાર્ય પૂરું કરીને મહીના કોતરો તરફ વળેલા. એમાંથી માણસાઈના દીવા પ્રગટ થયા. નર્મદાતીરે રઝળવાના એમના કોડ હતા તે અધુરા રહ્યા. પણ એમનો છેલ્લો લેખ તો 'દક્ષિણ ગુજરાતનાં લોકગીતો' ઉપરનો જ હતો. એવા મહાગુજરાતના લોકલાડીલા કવિ, ગાયક, સંશોધક, પત્રકાર, નવલકથાકાર, નાટ્યકાર, વિવેચક વગેરે બહુમુખી પ્રતિભા ધરાવતા આપણા રાષ્ટ્રીય શાયરનો જયંતી મહોત્સવ સ્વાધીનતાના રજત જયંતી મહોત્સવનું ઉજમાળું તોરણ બની રહેને ઉજવાઓ.



# લોકસાહિત્યનો અખંડ સ્રોત

જયમલ્લ પરમાર

સાક્ષારી ધરતી ઉપર રણુજીનરામ વાવાભાઈએ લોક સાહિત્યનું બીજ વાવ્યું પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં આજથી ૬૭ વરસ પહેલાં. એ પછીના ૧૯૬૯ના ડિસેમ્બર સુધીના એક પણ અધિવેશનમાં લોકસાહિત્યને સ્થાન કે આદર ન મળ્યાં. ૧૯૬૯માં જૂનાગઢમાં લોકસાહિત્યનો આદર કરતો ઠરાવ થયો અને ૧૯૭૨માં ગુજરાતી સાહિત્ય પરિષદે મેઘાણીભાઈની ૭૫ મી જયંતી ઉજવવાનું નક્કી કર્યું.

## મેઘાણીભાઈ પહેલાં

લોકસાહિત્યનો આછો પાતળો પ્રવાહ તો મેઘાણીભાઈ પહેલાંથી ગુજરાતમાં શરૂ થઈ ગયેલો, પણ મોટે ભાગે ચારણ-બારોટોની વાર્તાઓ દ્વારા એની શરૂઆત થયેલી. એ વાર્તાઓ મુંબઈ સુધી મંડાતી અને સાહિત્યના મેળાવડાઓમાં પણ ડિંગળી સાહિત્યના નમુનાઓના છટાદાર બાનીમાં વર્ણનો ગાજતાં.

પોતાના પુરોગામીઓનાં કેટલાંક નામ મેઘાણીભાઈએ 'લોકસાહિત્યના સમાલોચન' એ ગ્રંથમાં આપેલાં છે. પણ તે પહેલાં ચારણી સાહિત્ય અને લોકસાહિત્યના પ્રગટ ભેદ પડેલા નહિ.

મેઘાણી પહેલાના કાળમાં હાસ્યરસિક વાતો મંડાતી તેમ ગંભીર પ્રકારની વાર્તા પણ થતી ને ધીરે ધીરે કોઈ કોઈ વાર્તાકાર એમાં લોકગીતને વણી લેતા. ચારણો લોકગીતો ગાય એ તો નામોશી ગણાતી, તો પણ કેટલાક ગાતા થયેલા. શરૂઆત ભજનોથી થયેલી.

## મેઘાણીભાઈ પછી

ચારણી સાહિત્ય અને લોકસાહિત્યના પ્રથમ ભેદ પાડી બતાવ્યા મેઘાણીભાઈએ. મેઘાણીભાઈએ લોકસાહિત્યમાં નવી કેડીઓ પાડી. એમના સામર્થ્યથી એ પગદંડીઓએ રાજમાર્ગનું રૂપ લીધું. મેઘાણી જેટલું સંશોધન, સંપાદન અને સર્જન લોકસાહિત્યને ક્ષેત્રે કોઈ એક માણસ કરી શકેલ નથી. પણ એ ક્ષેત્રે સંશોધન સંપાદન અને સર્જન કરનારી આખી પેઢી ઊભી થઈ ગઈ છે એનો બહુ ઓછાને ખ્યાલ છે. ખેવના ન કરનારા કાયમ ટીકા કર્યા કરે છે કે લોકસાહિત્યને ક્ષેત્રે કાંઈ કામ નથી થતું.

## નવનીતાનું આકર્ષણ ન રહ્યું.

એનું એક કારણ એ છે કે મેઘાણીના કાળે લોકસાહિત્યનું નવું આકર્ષણ હતું. એમાં મેઘાણીભાઈ પાસે એ સાહિત્યને રજૂ કરવાની કળા, કહેણી ને કંઠ ત્રણેય હતાં. અખંડ પુરૂષાર્થ અને અદમ્ય ઉત્સાહ એમનામાં હતો. તેથી લગભગ સમસ્ત ગુજરાતમાં એમણે એ મોહિની લગાડેલી. એવી શક્તિ આજ સુધી કોઈ એક માણસમાં જોવા નથી મળી. જેનામાં દેશ વિદેશનો તુલનાત્મક અભ્યાસ હોય, ચારણી સાહિત્યના અને લોકસાહિત્યના ભેદ સમજીને જે રજુઆત કરી શકે, અને એ સાહિત્યમાં પડેલા લોકાત્માના સંવેદનનો જેમાં વિદ્યુતસંચાર હોય.

## બિનઅસરકારતાનાં કારણો

એથી એ કાળે લોકસાહિત્યની જે વેધક ચોટ હતી તે ત્યારપછીના કાળમાં ઓછી થતી ગઈ છે. અને દરબારી ડાયરામાં જે સાહિત્ય રજૂ થતું તે સાહિત્ય લોકસાહિત્યને નામે ત્યારબાદ રજૂ થવા માંડયું છે.

વળી જે સંશોધન સંપાદન અને સર્જન થાય છે તે એટલું વેરવિખેર થયું છે કે એની એકલડી અસર સમાજ ઉપર નથી થતી. જે એકલદું પ્રકાશન થયું છે એમાં વિદ્વતાની પ્રતિભા નથી દા.ત. ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિનાં પ્રકાશન. કશી જ કાંટ છાંટ વગર, કોઈ જ કસોટી ઉપર કસ્યા વગર, વૈજ્ઞાનિક વર્ગીકરણ વિનાનાં એ પ્રકાશનો થયાં

છે, કામ તો ઘણું થયું છે. પણ એના ઊંડાણમાં ઊતર્યા સિવાયનું.

## સમજલક્ષિતાના અભાવે

લોકસાહિત્યના લગભગ ઘણાખરા ક્ષેત્ર સંશોધન થયાં છે ને થઈ રહ્યાં છે. સંગ્રહો પણ ઘણા પ્રગટ થયા છે. પણ ક્યાંક ક્યાંક અંગત મહત્ત્વાકાંક્ષા એવું જોર કરતી દેખાઈ છે કે એમાંથી લોકસાહિત્ય પ્રત્યેની અને સમાજ ઉપકારતા પ્રત્યેની નિષ્ઠાહીનતા પેદા થયેલ છે, ત્યારે મેઘાણી એ મૂર્તિમંત સ્વાર્પણ હતું. લોકસાહિત્ય અને સમાજને ચરણે એણે એનું અહં અને એનું જીવન ગાળી નાખ્યાં હતાં.

આવા આવા ઘણાં કારણોસર તથા પૈસા ને પ્રતિષ્ઠાના પ્યાસી લોકકલાકારોને કારણે મનોરંજન તરફ લોકલાગણી વળી જતાં લોકસાહિત્યના ગભીર કાર્ય પ્રત્યે ઉદાસીનતાના કેળવવાથી પણ લોકસાહિત્યનું કામ જેટલું દેખાવું જોઈએ, દીપવું જોઈએ તેટલું દીપતું કે દેખાતું નથી.

બાકી મેઘાણીભાઈ પછી લોકવિદ્યાના, લોકકળાના, લોકસાહિત્યના અનેક ક્ષેત્રે કામ થયું છે ને થઈ રહ્યું છે. એનું એક કારણ દેશને આઝાદી મળ્યા પછીની પ્રગતિ અને વિકાસનું પણ છે.

## મેઘાણી જાગતી જ્યોત

ભગવાનને પ્રજા ભૂલી જાય છે પણ પચ્ચીસ વર્ષે ય પ્રજા મેઘાણીભાઈને ભૂલી નથી એવા લોકોના દિલે દિલેથી આવકાર ઊઠી રહ્યા છે. લોકોમાં પોલી લાગણીનો જ એ આવિર્ભાવ છે. એ કોઈનો જગાડ્યો જાગતો નથી કે ઝૂંટવ્યો ઝૂંટાતો નથી.

મેઘાણીભાઈના અવસાન બાદ પચ્ચીસ વર્ષમાં મેઘાણીભાઈ ઉપરનાં જ બાર ,પંદર પ્રકાશનો પ્રગટ થયાં છે ને લેખોની સંખ્યા સેંકડાથી ઓછી નહિ હોય. પાછી એમાં ચરિત્ર હશે, રૂપરેખા હશે, સંસ્મરણો હશે ને વિવેચનો પણ હશે મેઘાણીભાઈના જીવન-કવન ઉપર લખાવાનું ચાલુ જ છે. એ જ બતાવે છે કે મેઘાણીભાઈ જાગતી જ્યોત છે.

## જયંતી ઉત્સવનું સાતત્ય

મેઘાણીભાઈના અવસાન બાદ એમની જયંતીઓ ઠેર ઠેર ઊજવાતી જ રહી છે. રાજકોટની દૃષ્ટિએ વિચારીએ તો ૧૯૫૦થી એકધારી એ ઊજવાતી આવી છે. અને હજારોની મેદની વચ્ચે એમનાં ગીત નૃત્ય રૂપકો ભજવવાનાં આવ્યાં છે. રાષ્ટ્રીય શાળામાં, સૌરાષ્ટ્ર અકાદમીના મકાનમાં અને વીરાણી હાઈસ્કૂલના સભાગૃહમાં તેમજ કોલેજો શાળાઓના સભાગૃહો ને મેદાનમાં પણ. સૌરાષ્ટ્ર રાજ્ય તરફથી મેઘાણી જયંતી નિમિત્તે દર વર્ષે પાંચ હજાર રૂપિયા ખર્ચાતા અને વાસુદેવ શરણ અગ્રવાલ જેવા વિદ્વાનોનાં વ્યાખ્યાનો ગોઠવાતાં. અકાદમીમાં તો અમે મેઘાણી મહૂક્ષી બનાવી એમનાં પુસ્તકો અને લોકસાહિત્યના હસ્તલિખિત ગ્રંથોનું પ્રદર્શન કરતા. લોકસાહિત્યના પ્રત્યેક પ્રસંગે મેઘાણીભાઈની તસ્વીરને ફૂલહાર ચડાવી, એમને યાદ કરીને સંમેલનો યોજતા. રાજકોટ રેડિયોનો તો એ વાર્ષિક ક્રમ બન્યો છે.

## અકાદમી ને વિદ્યાલય

જેમ સૌ. અકાદમીમાં તેમ જૂનાગઢમાં લોકસાહિત્ય વિદ્યાલયની સ્થાપના પણ એમના તૈલચિત્ર સાથે કરેલી. એમનાં ગીતો અકાદમી અને વિદ્યાલય બન્નેમાં શીખવાતાં. એમની જ લોકકથાઓ ઉપરથી અમે બે નાટકો યોજેલાં, 'એક શેલયને કાંઠે' ને બીજું 'ધન્ય સૌરાષ્ટ્ર ધરણી.' જે નાટક દ્વારા અમે ચીનની લડાઈ વખતે સરકારને ૧૧૧ તોલા સોનુ ને ૧૦ હજાર રૂપિયા રોકડા આપી શકેલા.

## રાસનૃત્યો ને ભરતકળા

મેઘાણીભાઈનું ૧૯૪૭માં અવસાન થયું અને ૧૯૪૯થી તો લોકસાહિત્યની પ્રવૃત્તિ અનેક સ્વરૂપે પાંગરી રહી. દસ વરસ સુધી સૌરાષ્ટ્રમાં રાસોત્સવ ચાલ્યો. એથી ગામડે ગામડે લોકનૃત્યનો સંસ્કાર સજીવન થયો. ગુજરાત આબરૂ કમાયું. લોકકળાઓનાં, હીર ને મોતી ભરત તથા સોરઠી શણગારનાં ઠેર ઠેર પ્રદર્શનો યોજાયાં અને એ અંગેના લેખો લખાયા ને છેવટ પુસ્તકો પણ છપાયાં. ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિએ લો. સાહિત્યનાં ઘણાં

પ્રકાશનો વિવિધ વિષયના આપ્યાં છે.

## લોકસાહિત્ય સંમેલનો

સૌ. અકાદમી દ્વારા લોકસાહિત્યની અનેકવિધ પ્રવૃત્તિ શરૂ કરી. લોકસાહિત્ય વિદ્યાલય તો એને માટે જ શરૂ થયેલું. જેમાંથી ૬૦ વિદ્યાર્થીઓ બહાર પડ્યા. આજે એ જ યુવાનો ગુજરાતને ગજવે છે. જંગી પાયા પરનાં લોકસાહિત્ય સંમેલનો યોજ્યાં. જેમાંથી ગીત, સંગીત, વાદ્ય, અને અનેક પ્રકારની લોકકળાઓને ઉત્તેજન મળ્યું.

## ભવાઈ કલાકાર સંઘ

ભવાઈ કલાકાર સંઘની સ્થાપના થઈ અને ભવાઈ અંગેના સમાજના ખોટા ખ્યાલો દૂર કરી એ લોકનાટ્યના પ્રકારના ઉત્તમ અંશોથી સમાજમાં ભવાઈને પ્રતિષ્ઠિત કરી. મુંબઈની આઈ. એન. ટી. જેવી સંસ્થાએ પણ અમે યોજેલાં લોકસાહિત્ય સંમેલનોમાંથી જ પ્રેરણા લીધેલી.

## આકાશવાણી

રાજકોટમાં રેડિયો ઘર ઉતારવા પાછળ લોકસાહિત્ય માટેના અમારા અવિરત પુરુષાર્થનો એક ઈતિહાસ પડ્યો છે. લોકસંસ્કૃતિ માત્ર વાતો ગીતો ને વિવેચનમાં નથી પડી. એ તો લોકજીવનની સમગ્રતાનો સાર છે. ગાયકો, ભજનિકો, કથાકારો, વાર્તાકારો વગેરે ને સૌરાષ્ટ્રમાં રખડતાં ભટકતાં જ્યાં જ્યાંથી મળ્યા ત્યાં ત્યાંથી લાવીને પ્રજા આગળ એમને મૂકતા ગયા છીએ ને રેડિયો ઉપર પણ રેલાવ્યા છે. રેડિયોએ નામી કલાકારો ને ઉત્તમ પ્રોડ્યુસરો આપ્યા છે. રેડિયો દ્વારા જ ઘણું લોકસાહિત્ય પીરસાય છે. કક્ષાનો પ્રશ્ન વિવાદાસ્પદ રહેતો હોય તો પણ.

## કલા ને કલાકારોનું ઉત્થાન

ભારે મોટા વ્યાપક પાયા પર લોકકલા અને તેના કલાકારોનું ઉત્થાન શક્ય ન બન્યું હોય તો પણ અનેક રીતે એનું ઉત્થાન સાધવાનો પુરુષાર્થ છેલ્લાં પચ્ચીસ વરસથી થયો છે ને થઈ રહ્યો છે. જેમનામાં યોગ્યતા હોય, એમને બહાર લાવવાના સંજોગો હોય ત્યાં એવી દરેક કળા અને એના કલાકારોને પ્રોત્સાહન આપવાના પ્રયત્નો ચાલે જ છે.

કચ્છના બન્ની વિસ્તાર સુધી એ માટેના પ્રયત્નો થયા છે. એમાં લોકવાદ્યો ને એના વાદકો, લોકગીતો ને એના ગાયકો, લોકવાર્તા ને એના કથકો, લોકનૃત્યો ને એના નૃત્તકારો, લોકનાટ્ય અને એના કળાકારો વગેરે અનેક ક્ષેત્રે કામ થયું છે ને થઈ રહ્યું છે. આમ લોકસંસ્કૃતિનો સંસ્કાર અવનવા સ્વરૂપે પ્રજાજીવનમાં વણાઈ રહ્યો છે. પણ એને જોવા કે મૂલવવાની જેને દૃષ્ટિ નથી તેને એમ લાગે છે કે મેઘાણી પછી લોકસાહિત્યનું કામ થંભી ગયું છે.

## લોકવાર્તાના લેખકો

બે કામ રહી જતાં હતાં. એક તો લોકસાહિત્યના બાજરમાન વારસદારોને જ લખતા કરવાનું. આજ પાંચ વરસથી 'ઊર્મિનવરચના દ્વારા પ્રયાસો કરતાં પચ્ચીસેક કલમો વિવિધ શૈલીની વારતાઓ પીરસતી થઈ છે. અને લોકસાહિત્યના મર્મો પ્રગટાવતા લેખો પ્રગટ થતા રહ્યા છે.

## લોકસાહિત્ય પરિવાર

બીજું લોક સાહિત્યના કળાકારોનું સાધના મંડળ. ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢ અધિવેશનમાં એનું બીજ રોપાયું. ભારે ઉત્તેજન મળ્યું. દિલ્હી ગાંધીદર્શન વેળાએ અદ્ભુત સફળતા પ્રાપ્ત થઈ અને લોકસાહિત્ય પરિવારરૂપે એનું પ્રાગટ્ય થયું, ત્રણ વરસથી આ પરિવાર શબ્દ, સૂર, ધ્વનિ, રસ, ભાવ, રહસ્ય અને મર્મોનું અભ્યાસ મંડળ બની રહ્યું છે. અને હવે પરિવારે લોકસાહિત્યનાં પ્રકાશન પણ શરૂ કર્યાં છે.

આમ ૧૯૪૯થી ૧૯૭૨ સુધીનો લોકસાહિત્યનો એક સર્વાંગીણ પ્રવાહ બંધાઈને વહેતો રહ્યો છે. એ પ્રવાહ વહેતો રાખવાના સંકલ્પ સાથે પચ્ચીસ વરસના અમારા લોકસંસ્કૃતિના પ્રવૃત્તિ-પ્રયાસો મેઘાણીભાઈને અંજલિઓ રૂપે અર્પણ કરીએ છીએ.

# અમીં મેઘાણી

કવિશ્રી દુલાભાઇ કાગ

ઊભો ઉવાટે, જીભ કલમને જોખવા;
એને કાળાઉત કાંટે, તે વસમાં તોળ્યાં વાણીઆ!

(કેટલાક સાક્ષરો, વિદ્વાનો કલમબાજોને રસ્તે તું ન ચાલ્યો અને એનાથી (ઉવાટો) આડખીલ જુદે રસ્તે ચાલ્યો. હે વાણીઆ! તેં કલમ અને જીભ-વાણી બેઉનો તોલ એક જ કાંટે કર્યો)

ઝવેર ભર્યાં જે, હીરાન માણેક હાટમાં;
એનો કાળાઉત કોને, વારસ દીધો વાણીઆ!

(હે ઝવેરચંદ! તારા હાટમાં હીરામાણેક વગેરે અમૂલ્ય રત્નો સઘર્યાં છે. એનો વારસો તેં કોને આપ્યો?)

હાથ વખાણું હોય, કે વખાણું દિલ વાણીઆ;
કલમ વખાણું હોય, કે તારી જીભ વખાણું ઝવેરચંદ!

(હે ઝવેરચંદ! ઉદારતામાં તારા દિલનાં વખાણ કરું કે કામઢા તારા હાથને વખાણું? ડાયરા-ની જમાવટમાં ચારણી ગીતો લલકારવામાં તારી જીભ વખાણું કે એકએક વિષયને વર્ણવતી તારી કલમ વખાણું?)

રૂપે ન રૂડો હોય, ભરતર એક જ ભાતનાં
જોડી સઘળે જોય કયાંય કાગે ન દીઠો કાળાઉત!

(હે કાળીદાસ મેઘાણીના પુત્ર! મેં કાગે-ફરીફરીને શોધખોળ કરી, પણ જેનું અંદર અને બહાર એક જ જાતનું જીવન હોય એવી તારી જોડી કયાંય દીઠી નહિ.)

હું ભમીઓ ભાયાણી, સાતે સાયર ઊતર્યો;
કયાંય અમીં મેઘાણી, કાગે ન દીઠો કાળાઉત!

(હું ભાયાણી-ભાયા કાગનો પુત્ર દરિયાપાર ઊતર્યો અને તારી જેવા મર્મપારખુ માણસની ઘણી ગોતણ કરી, પણ કાળીદાસનો પુત્ર ઝવેરચંદ કયાંય ન જોયો.)

માંડી મેઘાણી! હેઠે વાણીની હાટડી;
કરી કાળો કાળાણી, વેપાર ન કીધો વાણીઆ!

(હે કાળાણી! કાળીદાસના પુત્ર ઝવેરચંદ! તેં વાણીના વેપારની હાટડી હૃદયમાં ખોલી, પણ કોઈ દિવસ એકેય શબ્દનો કાળો બજાર કરી સરસ્વતીને ન વેચી)

કીરતી તણી કોથળી, એમાં ન ઘાચ આણી;
એવો કરીઓ કાળાણી, વાણીનો વેપાર વાણીઆ!

(હે કાળીદાસના પુત્ર! તું જાતે વાણીઓ ખરો હતો; એટલે યશરૂપી ધનની કોથળી ભરી; એમાં કોઈ દિવસ અપજશ રૂપી ખોટ ન લાગવા દીધી. જીવનના વેપારને કલંકિત ન બનવા દીધો)

કોઇને કાળાણી! દલાલાં દીધાં નઃ;
એવો માંડેલ મેઘાણી, તે વાણીનો ધંધો વાણીઆ

(હે કાળીદાસના પુત્ર! તેં વાણીનો વેપાર માંડેલો પણ એમાં કોઈને દલાલું ન આપ્યું. એટલે ગમે તેવો માલ દલાલ ખપાવી દે એ જાતનો ધંધો કદી ન કર્યો.)

કંઠ કહેણી ને કાવ્યનાં, હતાં સુખ હસતાં,
આજ ઝવેરચંદ જાતાં, એણે કાળપ પકડી કાળાઉત

(કંઠ, કહેણી અને કાવ્યશક્તિ એ ત્રણે વાનાં તારામાં ભર્યાં હતાં. આજે તું ગુજરી જવાથી ત્રણે વસ્તુઓ ઉદાસ બની છે. એને મોઢે ઝાખપ આવી છે)

શૂરાં છાપાં ને સાધવાં, ત્રણ ચારણ વાતાં,
એટલાં ઝવેરચંદ જાતાં, ફકળી ઊઠયાં કાળ ઉત;

(સોરઠના સાચા શૂરવીરો, તેં ખેલેલાં છાપાં-ઓ, સોરઠના સંતો, ચારણો અને મૂર્તિમંત વારતા—એ પાચેય ઝવેરચંદ મેઘાણી જતા ફકળી ઊઠયાં)

છંદા ગીતાં ને સોરઠાં, સોરઠ સરવાણી!
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી.

(ચારણી છંદો, ગીતો, કાઠિયાવાડનાં સાહિત્યનો પ્રાણ સમો સોરઠો અને સાચી સોરઠી ભાષા—એ ચારે ઝવેરચંદ મેઘાણીના મરણથી લોહીના આંસુએ રોયાં.)

# એ મસ્ત મેઘાણી ગયો

ત્યાગી ગયો, તપસી ગયો, એ સંત સોરઠનો ગયો,
હસતો ગયો, રોતો ગયો, સંસારી ગયો, સન્યાસી ગયો
અભાગી કે અંગળા તણો, ભરથાર કયાં ભાગી ગયો,
બાપુ તણો દુષ્કાળ દઈ કે બાપુ બાળકનો ગયો.

માતાનો હુંકારો ગયો, બહેની તણો બંધુ ગયો,
કવિમાળાનો મેરુ ગયો, ગુણવંતણુ મેઘાણી ગયો.

સૌરાષ્ટ્રના સાહિત્યની સૃષ્ટિ તણો બ્રહ્મા ગયો,
સોનાતણો શોધક ગયો, એ ધૂડ ધોનારો ગયો,
સાહિત્યના જળકૂપનો દોરી સહિત લોટો ગયો,
શણગાર સોરઠનો ગયો, ગુણજાણ મેઘાણી ગયો.

બ્રાહ્મણ ગયો, માનવ ગયો, નવયુગનો ચારણ ગયો,
કાળાં બજારો ના કર્યાં, વાણીનો વેપારી ગયો;
ગાંધી તણાં દિલદર્દની ગીતાનો ગાનારો ગયો,
સૌરાષ્ટ્રનો કવિ કેસરી, એ મર્દ મેઘાણી ગયો.

ધરણીપતિ ધનવાનને આંગણ ન આશાથી ગયો,
નમીઓ નહિ લક્ષ્મી પગે, અણનમ સદા ઊભોરહ્યો;
પણ કાળની હાકલ તથાપિ બોલ બે લખતો ગયો,
અડીખમ અટંકી એકલો એ મસ્ત મેઘાણી ગયો.

કબરો તણાં પ્રેતોતણી મહેફિલોમાં જાનારો ગયો,
સ્મશાનનો સાધક ગયો, એ ભૂતનો ભેરુ ગયો;
પથ્થર અને પર્વત બધાં જડજીવ બોલાવી ગયો,
બેરો થયો, મૂંગો થયો, અવધૂત મેઘાણી ગયો.

મુનિરાજ ને સંતોતણાં એ મૌન છોડાવી ગયો,
રસધાર રેલાવી ગયો, કાર્યો બધાં કરતો ગયો;
કહે કાગ વાણીનો ભલા પ્રસ્તાવ લખવો રહી ગયો,
સૌરાષ્ટ્રનાં ફૂલઝાડનો માળી મેઘાણી ગયો.

—કવિશ્રી દુલાભાઈ કાગ

## 'મેઘાણી ગ્યો મરદ'

દોહો

મરણું મેઘાણી તણું, સાંભળતાં શ્રવણે,
સારા સોરઠ દેશમાં, નીર આવ્યાં નયણે.

છપ્પય

મેઘાણી ગ્યો મરદ વાણિયો વિશ્વ વછતો,
મેઘાણી ગ્યો મરદ સત્યવકતા શોભીતો;
મેઘાણી ગ્યો મરદ ચારણપ્રિય ગુણ ચાહક,
મેઘાણી ગ્યો મરદ કવિ લેખક અતિ લાયક.

ભારતી તણો સેવક સપૂત,
ઓચિંતો અદ્રશ થિયો;
યશનામ શરિર ધરિ ગ્યો અચળ,
વાહ મેઘાણી વાણિયો. ૧

જેનું નામ ઝવેરચંદ મેઘાણી જાહેર;
વૈશ્ય છતાં મહાવીર નિરંકુશવકતા નાહર;
લોકપ્રિય આઝાદ લેખની ચિત આકર્ષક;
દેશ દાઝ બગ બુદ્ધિ કળાગુણ ગૌરવ દર્શક;

અદ્ભુત કવિ લેખક અજબ,
સોરઠ ધર શોભા ગિયો;
શુભ નામ સફળ ફેરો કરી,
વિયો ગિયો હા વાણિયો ૨

દોહો

મેઘાણી મરતાં મરદ, ભારતીતણો ભૂવો;
ધર સોરઠ ગુજરાતમાં, હાહાકાર હુવો. ૧

—રાજકવિ શ્રી શંકરદાનજી દેથા

## મેઘો વરસે મોસમે

મેઘો વરસે મોસમે, એકલડાં પાણી;
(પણ) વાણી ને પાણી, અણથભ્યો મેઘાણી.
ઓસરતાં'તાં ઓટમાં, વીરતણાં પાણી;
ભરતી આણી ઓટમાં, ચાંદા મેઘાણી.

રતન રઝળતાં રેણુંમાં, થાતાં ધૂળધાણી;
રજ છાંટી પ્રકાશાવીઆં, ઝવેરી મેઘાણી.
ભુંગાની ભીંતો કરી, ચિત્રે ચિત્રાણી;
તે પર કલશ ચઢાવીઆ, શિલ્પી મેઘાણી.

લાલજી નાનજી (કચ્છ-નળિયા)

# આમ અચાનક જાવું ન'તું

કરસનદાસ માણેક

(૧)

તમ હૈયાની અમૃત-નિર્ઝરિણી–
મહીંથી ઊઠતા ગીત કેરા ધ્વનિ
ઘેરા ગુંજી રહ્યા અમ આતમમાં
કોઈ જૂદેરી સોમની વાણી બની :
અને એ રસપાનની પ્યાસ હજુ
ઉરમાં અણછિપી ઝુરન્તી રહી
ત્યહિં આ શું અચાનક, માયા સમેટીને,
મૃત્યુતણી વીરા, વાટ ગ્રહી !

(૨)

વીરા, આમ એકાએક કેમ રુઠયા :
સુધા-ગાણું અધૂરું મેલીને ઊઠયા !
વીરા, કે રસ કેરા હિંડોલ ડોલન્તી આ
મહેફિલના પુણ્યપુંજ ખુટયા !
અરે રાત ને વાતની મસ્તી હજુ
વધુ ને વધુ જામતી જાતી હતી :
અને પ્યાસી હૈયાંઓના આંખો હજુ વીરા,
આશાના રંગથી રાતી હતી !

(૩)

હજુ તો તમ કંઠ થકી સુણવા
હતા સૂર ને તાન કંઈક નવા–
હજુ બાકી હતા રસરૂપ વિરાટના
કૈંક રૂપા ગીતમાં ગૂંથવા :
અરે એ સહુ ઓતરતા ઉપરના
અણપુરલ ઉર મહીં જ રહ્યા :
અને છેવટ કેરા જુહાર કર્યા વણ
વીરા, તમે મૃત્યુપંથ વહ્યા :

(૪)

હતું જીવન ગાનતણી લગની :
રસ-યોગની જાણે અખંડ ધૂણી :
શતઝાળ સહાય ભભૂકી રહ્યો
રસ-બ્રહ્મ આરાધનનો અગનિ :
અરે હૈયાના ઈન્ધણ હોમી હોમી તમે
ધૂણી એ ધીખતી રાખી હતી :
વીરા, વિશ્વને હૂંફ દેવા તમે રાત દી'
જાતને જલતી રાખી હતી !

(૫)

વીરા, માનવતાના ખંડેર પડયાં :
માથે કૈંક થરો પશુતાના ચડયા :
અને સચ્ચિદ-આનંદ સૃષ્ટિના આ
અણુએ અણુ શોક થકી પ્રજળ્યાં–
વીરા, આનંદ કેરી એ સૃષ્ટિને, શોકના
દાવાનળેથી ઉદ્ધારવી 'તી :
વીરા, ગીતની ગંગા વહાવી તમારે તો
માનવતાને મ્હોરાવવી'તી !

(૬)

'ધરતીને પટે પગલે પગલે'
જલતો દવ ઓલવું ગીત-જળે
તમે ઘૂમ્યા ભરી વણથાક વીરા,
એવી તાલાવેલી ડગલે ને ગળે !–
અરે, કાવ્ય ને ગીતની, માનવ-પ્રીતની,
યાત્રા તમારી અધૂરી રહી :
વીરા, સોમકા તો જુઓ ખૂબ પીધું તોય
પીવા કાજે હજુ ઝૂરી રહી !

(૭)

સૂની કુંજ પૂછે : મારો કોકિલ કયાં
દિલમાં રસ સિંચતું એ દિલ કયાં ?
વીરા, એ જ વલોપાત દીબકતો
પુરની સૂની 'માનવ-મહેફિલમાં–

અરે, સુખના સાગર રેલાવીને વીરા,
આમ અચાનક જાવું નં'તું :
અરે, ઓશિંગણુ અમ ઉર તણી છેલ્લી
વંદના લેવા રોકાવું હતું !

(૮)

તમે જ્યાં હો ત્યહાં ઘડી થંભી વીરા
જોઇ લેજો વિજોગી ઉરોના ચીરા

ધીરે ધીરે લખાવલ બાદ અને
ફરિયાદની એક અંજોલ ગિરા...
...તમે દેવોની મૃત્યુવિહીન જમાતની

જ્યોતિમાં જ્યોતિ બનીને ભળ્યા :
તમે જાતાં, તમારી માલેમ તણા અરે,
પાષાણ કાળમીંઢાયે રડયા !



## ઠાકરને ઠપકો

ભારતનું ભૂશણ હતો, વળી સેવક હતો સબકો
(ઇ) મેઘાણી મરતાં, તને ઠાકર છે ઠપકો.

ભજન ગાતો ભાવથી, રામ અને રબકો
(ઇ) મેઘાણી મરતાં, તને ઠાકર છે ઠપકો

સાંભળતો નથી શામળા, કાનબેરો થયો કબકો,
(આ) ઝવેરચંદ જાતાં જગત, (તને) ઠાકર દે છે
ઠપકો. ૩

ભાવેણે મળશું ભલા, આવીશ જ્યારે અમકો
(ત્યાં તો) ઝવેરચંદ જાતો રહ્યો, (ઇ) ઠાકર તને
ઠપકો ૪

છંદો, ગીતો, સોરઠા, (વળી) દેશી જે દૂહા,
(એટલા) મેઘાણી મુવા, વટાળ કરશે વાણિયા.

ચીંથરિયોય, ચારણ મળે, (તો) પગુમાં જઇ પડતો,
(ઇ) મરમી મેઘાણી ગયો, (કયાંઇ) જોતાંય
નથી જડતો.

સંભળાવ્ય આવી સોરઠા, (અને) ગા મધુરાં ગાન
મેઘાણી થા મેમાન, તારી વાટું જોયે છે વાણિયા.

દાદાભાઈ નાજાભાઈ ખાચર

## સોરઠની ભોમકાનો સાંઈ ગયો

જાયાં સર્વે જાય, એના ન્હોયે ઓરતા,
પણ મેઘાણી જાય, વસમાં એ મનવારણાં.

ફૂલડાંકયારી માંહ્ય, ફોરે મઘમઘ ફૂલડાં,
માનવકુલની માંહ્ય, મ્હોર્યો એક તું માનવી.

ધરતીનાં પયપાન, પીને અમૃત તેં ઝર્યાં,
સંસારે વખપાન, એકલ પંડ ઉતારિયાં.

ગાયાં તેં જગચોક, મીઠી ગળકે ગીતડાં,
રોયો તું ઘરગોખ, આંસુ અધારે સર્યાં.

હાતમદિલ હેતાળ, માની તોય વિનમ્ર તું,
અક્કડ તોય ઉદાર, સાંઇ હતો સોરઠ તણો.

વૃક્ષવિના જ્યમ પાળ, મેઘવિના જ્યમ વિજળી,
(વણ સિંદૂર સોહાગ, તું જાતા સોરઠ ઠરી.

જિંદાદિલ તેં જંપ, જીવનમાં જાણ્યો નહીં,
જોઇ તને નિષ્કંપ, નેત્રો નહિ રંક્યો રડયાં.

રાયા જાતે લાખ, ક્રોડાધીશ કરોડ યે
જતે ન એવી ખાય, તું જાતા ખમવી પડી.

ફટ ઓઝારા કાળ ! જનકાળજડાં છોડીને,
યુગકાળજડે ઘાવ, મારી મેઘાણી કર્યો.

અશોક હર્ષ



# અમર લોકથી આવ્ય અમારા શાયર મેઘાણી

પિંગળશીભાઈ ગઢવી

માતા સરસ્વતી મીટ માંડીને જોતી કોઈ દુલારો
સંયમાણી નિર્ભય નિરવ્યસની કોણ ઉપાસક મારો !
બાવલ બેટા જોઈ બગસરે હૈયામાં હરખાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧

ગિરકંદરા પ્હાડ ગજવતી ગીડોતૂર થઈ ગાતો
સાવજને ચારણ કન્યાનું જુદ્ધ નીરખવા જાતો
ચૌદ વરસની ચારણ કન્યા જગદંબાશી જાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨

દેશ દાઝથી ખપી ગયો કોઈ અણનમ એકલવાયો
એને અર્પણ કરી અંજલિ ગદગદ કંઠે ગાયો
માનવનો મહેરામણ તેદી રડીઓ રાતે પાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૩

પરદેશીએ પાપ ભરેલી ઝાળ બરાબર સાંધી
ભારતનાં ભાગ્ય લઈ હાલ્યા ગોળમેજીમાં ગાંધી
હેલ્લો કટોરો પીવ જનાની વદિયો આગમવાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૪

સ્વાધીનતાના શૌર્ય ભરેલા શરૂ થયા સંગ્રામો
મર્દ ઊભો'તો સૈન્ય મોખરે છાતી રાખી સામો
ત્રિરંગી ઝંડો લહરાતી વદિયો જયજય વાણી
અમર લોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૫

સાહિત્યનું સંપાદન કરવા પંથ કર્યા પગ પાળા
લોકકથાને તેં લલકારી ધસમસતી રસ ધારા
ફરતો'તો તન તોડ ટપાલી, પીધાં ઘર ઘર પાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૬

ખપી ગયાં કોઈ વટની ખાતર, કોઈ ન સામે જોતા
પૂછ પરછ શું કરે પાળિયે, નવરા સાક્ષર નો'તા
ઢંઢોળ્યાં તેં ઢીમ ઢળેનાં પ્રીછીવાત પુરાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૭

બાળુડકડાં હાલ્ય વાલ્યનાં હેતે હાલરડાં ગાતો
કુમકુમની કંકાવટી લઈને સેવા સરનિયાં જાતો
રમતો'તો રઢિયાળી રાતે મોજું ગરબે માણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૮

ઘડીક ડેલીએ ઘડીક ડાયરે વન વગડે વિચરતો
ઘડીક ડોસીમા' પાસે બેસી વેન કથાઓ સુણતો
ઘડીક સરોવર ભરતો'તો છલકાતે બેડે પાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૯

ઘડીક લઈ અસ બાબ અતરિયો ફોરમંતું છંટકાતો
ઘડીક ધમતો ધમણ લુહારી ઘણના ઘાવ લગાતો
ઘડીક પરોણો લહી હાંકતો ઘાંચી થઈને ઘાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૦

ભેખ ધરી ભમતો'તો ક્યારેક સંતો મં'તા સંગે
ક્યારેક ઝુલફાં વાંકડિયાળા લાલ કસુંબી રંગે
ક્યારેક લઈ ખંભામાં ઝોળી કરતો'તો ઉઘરાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૧

ગરજ હોયતો આવ્ય ગોતવા હરિસું વાદ વદેલો
સંહારના સ્વામીને કીધું હળવાં લોચન ખોલો
જમડઢ ખેલ્યો જંગ કરોયા કુંવર કાળાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૨

મુધ અષાઢી જેમ મંડાતો તાર ધનુષના તાણી
ધસમસતી ધરતીને પાતો રેલમ છેલમ પાણી
વલવલતી ખલવલતા લાગી હરિયો ઘૂઘર તાણી
અમર લોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૩

ગિરતણા જંગલમાં રાતે ખડતલ આંટા ખાતો
માલધારીઓને મન ગમતાં ગીત નેસમાં ગાતો
અરે બપોરે ખેત મજૂરની સાથે લણતો લાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૪

અણ પ્રીછયો કોઈ સૉદ સાંભળી ઊંચો નીચો થાતો
એ ખડ ભાગી તણું ઉંબરે વણ તેડાવ્યો જાતો
ભલે ઝૂંપડી છાજ સજેલી હોય ટપકતાં પાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૫

'યુગવંદના' 'સમાલોચના' 'ખંડેર' 'તુલસી ક્યારો',
'ધરતીનાં ધાવણ' 'પરિભ્રમણ' હાથ હતો 'એક તારો'
'માણસાઈના દીવડા' પ્રગટયા 'સોરઠ વહેતાં પાણી'
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૬

'વસુંધરાનાં વ્હાલાં દવલાં' ને 'સોરઠના સંતો'
'કુરબાનીની ભવ્ય કથાઓ' 'રંગ બારોટ'ને દેતો
'શાહજહાં' 'મેવાડપતિ'નું નાટક 'રાજા – રાણી'
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૭

જીવી જાણ્યો વાત જગતને હવે બધી સમજાણી
મરવા ટાંણે પડી માંચડે, તેં નવ સોડયું તાણી
ગીત કવિતા ગાતાં ગાતાં મટકે આંખ મીંચાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૮

ક્યાં ગઈ એ ઘાટીલી પઘડી વાંકા ઝુલફાંવાળી
ક્યાં ગઈ લીંબુ ફાડ સરીખાં લોચનિયાંની લાલી
ક્યાં ગઈ મૂર્તિ બેઠી દડિયે લોક કવિની રાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૧૯

કોણ હવે કોદાળી લઈને ધરતી પડ ઢંઢોળે
કોણ હવે શમશાન જગાડી ખપી ગયેલાં ખોળે
કોણ હવે કહેવાનો ગરવી ગૌરવની કહાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨૦

કોણ દઈ દરિયામાં ડુબકી મોતી ગોતી લાવે
કોણ કરી મંથન સાગરનું અમૃત પાન કરાવે
કોણ ચડાવે કાયરને પડઘમ વગાડી પાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨૧

લોક ગીતની વિદ્યાલયમાં છબીઓ તારી ચોડી
સન્મુખ બાળક વીસ ઊભા છે આજ ઉભય કર જોડી
પિંગળશી કહે કરો પ્રેરણા 'ઊરમી' દિલમાં આણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨૨

કોણ મને કહેનારો છે કે મરી ગયો મેઘાણી
હાલ્ય જતાવું લોક ડાયરો વદતો આગમ વાણી
કંઈક કવિ ગાયકને કંઠે મોજું રિયો છે માણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨૩

હથરોટી તારી લેવાને કંઈક મથામણ કરતા
કલમ કસબના ભેદ કોઈને મનગમતા નવ મળતા
આપ્યું બહુ પણ એક અમારી રહી ગઈ ઉઘરાણી
અમરલોકથી આવ્ય અમારા શાયર મેઘાણી ૨૪

*

## ઘટોઘટ મેઘાણી

ગાજે સમંદરનાં પાણી; ઘટોઘટ એમ મેઘાણી
કાજળ ઘેરા કાળજામાં તેં તેજની જોઈ લકીર
જુલમી નરમાં માનવતાનાં હૈડે દીઠાં હીર
અંતરના લોઢ ઉછાળ્યા સમદરમાં વીરડા ગાળ્યા.
સત ધરમને દીવડે પૂર્યાં તેં, તન નીચોવીને તેલ
ખંભે ખેંચી કાવડયું રાખી, જીવતી નાગરવેલ્ય
આતર થઈ ક્યારીએ ખૂંચો ફોરમ દઈ ફૂલડે ફૂટયો.
વીરહઘેલી વાદળી રે ઘડીક દાઝેલ ઘરનો ચૂવાક
ઘાયલ શૂરની ઝેબી ઘડીક પ્રીત બળેલી ખાખ
કલમ તારી વેદના રોતી, જાણે મધરાત નીતરતી.
પ્રીતના કોમળ ભાવ દેખાડયા જેવાં ગંગાનાં નીર
કરડાં મોઢાં મલકાવ્યાં તેં તાણીને માર્યાં તીર
એને લેવરાવ્યા વિસામા, ઊભા જે કાળની સામા
'દાદ' સતવાદી દીવડો બૂઝયો આ ખંડમાં દઈને પ્રકાશ
ફૂલ ગયું પણ ફૂલડાં ફોરી રહી ગઈ તેલમાં બાશ
હીરાનો પારખુ હુતો, સાવજ સૌરાષ્ટ્રનો સૂતો

કવિ 'દૃદ'

## (અ) મેઘાણીભાઈ અંગેના ગ્રંથો, લેખો ને સંદર્ભગ્રંથોની યાદી

(આ યાદી ઘણી અપૂરતી છે. મેઘાણીભાઈ અંગે લખાયેલા ગ્રંથો અને લેખોની યાદી એની પૂરી વિગતો સાથે મોકલવાની જાણકારોને વિનંતી છે.)

| નં. | નામ | લેખક-સંપાદક | પ્રકાશક |
|---|---|---|---|
| ૧. | ઝવેરચંદ મેઘાણી (સ્મરણાંજલિ) | નિરંજન વર્મા : જયમલ્લ પરમાર | 'ફૂલછાબ' પ્રકાશન (રાણપુર) |
| ૨. | 'ઊર્મિનવરચના' મેઘાણી સ્મૃતિઅંક | ઈશ્વરલાલ મે. દવે : | ભારતી સાહિત્ય સંઘ પ્રા લિ. (અમદાવાદ) |
| ૩. | મેઘાણી સ્મારક ગ્રંથ | ઉમાશંકર જોષી વગેરે | 'જન્મભૂમિ' પ્રકાશન (મુંબઈ) |
| ૪. | ,, (બીજી આવૃત્તિ બે ભાગે) | ,, ,, | સંસ્કાર સાહિત્ય મંદિર (ભાવનગર) |
| ૫. | ઝવેરચંદ મેઘાણી | સં. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | |
| ૬. | ઝવેરચંદ મેઘાણી | પ્રા જયંત જોષી | |
| ૭. | ઝવેરચંદ મેઘાણી | પ્રા. પટેલ | |
| ૮. | સૌના લાડકવાયો | વાડીલાલ ડગલી | |
| ૯. | કસુંબીનો રંગ (વ્યાખ્યાનો) | ધીરુભાઈ ઠાકર વગેરે | ઉપલેટા સ્મારક સમિતિ |
| ૧૦. | શ્રી. ઝવેરચંદ મેઘાણી (જીવનચરિત્ર) | સં. શ્રી. સુશીલ ને કપીલભાઈ ઠક્કર | અપ્રસિદ્ધ |
| ૧૧. | મેઘાણી સ્મારક અંક, | સ. ગુણવંત આચાર્ય: ચુનિલાલ મડિયા | બગસરા વિકાસ સમિતિ |

## (બ) લેખો ને સંદર્ભ ગ્રંથો

| નં | નામ | લેખક | લેખનો નિર્દેશ |
|---|---|---|---|
| ૧. | થોડા વિવેચન લેખો | મનસુખલાલ ઝવેરી | 'યુગવંદના વિષે |
| ૨. | અર્વાચીન કવિતા | સુન્દરમ્ | |
| ૩. | આધુનિક કવિતા પ્રવાહ | જયન્ત પાઠક | |
| ૪. | નિકષ રેખા | વિશ્વનાથ મ. ભટ્ટ | 'સોરઠી સાહિત્યકાર' |
| ૫. | જૂઈ અને કેતકી | વિજયરાય ક. વૈદ્ય | 'ચિતાના અંગારા' |
| ૬. | Gujrat & Its Literature | ક. મા. મુનશી | |
| ૭. | ગ્રંથ અને ગ્રંથકાર (ભાગ બાજો) | | ગુજરાત વિદ્યાસભા |
| ૮. | ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો | કૃષ્ણલાલ મો. ઝવેરી | |
| ૯. | અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો | રા. વિ. પાઠક | |
| ૧૦. | મનોવિહાર | રા. વિ. પાઠક | |
| ૧૧. | ગુજરાતી સાહિત્યની રૂપરેખા | વિજયરાય વૈદ્ય | |
| ૧૨. | અર્વાચીન ગુજરાતી સાહિત્યની રૂપરેખા | ધીરુભાઈ ઠાકર | |
| ૧૩. | આપણું સાહિત્ય ભાગ ૨ | રામપ્રસાદ શુક્લ અને બિપિનચંદ્ર ઝવેરી | |
| ૧૪. | ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ: ભાગ બીજો: | ડૉ. ઈશ્વરલાલ ર. દવે | |
| ૧૫. | સાહિત્ય ગોષ્ઠિ | ડૉ. ઈશ્વરલાલ ર. દવે (ઝવેરચંદ મેઘાણીનું લોકસાહિત્ય સંપાદન) | |
| ૧૬. | રસ અને રૂચિ | ધીરુભાઈ ઠાકર | |
| ૧૭. | ગુજરાત સાહિત્યસભાની વાર્ષિક સમીક્ષાઓ | | |
| ૧૮. | નવાં વિવેચનો | નવલરામ ત્રિવેદી | |
| ૧૯. | ગુજરાતી સાહિત્યકારોનો પરિચય : | સં. ગુલાબદાસ બ્રોકર | |
| ૨૦. | 'ઊર્મિનવરચના'ના ૧૯૬૫થી ૧૯૭૨ સુધીના અંકોમાં પ્રગટ થયેલા મેઘાણીભાઈ ઉપરના લેખો : | | |

# મેઘાણીભાઇનું સળંગ જીવનદર્શન

જયમલ્લ પરમાર

ઝવેરચંદ મેઘાણીનો જન્મ ચોટીલા મુકામે સંવત ૧૯૫૩ના શ્રાવણ વદ પાંચમના રોજ જૈન. સોરઠિયા વણિક કુટુંબમાં થયો હતો. પિતાનું નામ કાળીદાસ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઈ. મેઘાણી કુટુંબ મૂળ રહેવાસી બગસરાનું, પણ પિતાને કાઠિયાવાડ એજન્સી પોલીસમાં નોકરી હતી. એ નોકરી માટે એમની જુદે જુદે થાણે બદલી થતી હતી. એ બદલીઓને કારણે ઝવેરચંદ મેઘાણીના બાલપણે અનેક ગામ ગામડાનાં પાણી પીધાં.

પ્રાથમિક શિક્ષણની શરૂઆત રાજકોટ સદર-ની તાલુકા સ્કૂલથી થઇ અને દાઠા, પાળિયાદ, બગસરા વગેરે સ્થળે પ્રાથમિક શિક્ષણ પૂરું થયું. માધ્યમિક શિક્ષણ વઢવાણ કૅમ્પ, અમરેલીમાં લીધું અને ૧૯૧૨માં મેટ્રીક પસાર થયા.

કૉલેજનું શિક્ષણ લેવા એકાદ સત્ર તેઓ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં ગયેલા અને બાકીનો અભ્યાસ ભાવનગરની શામળદાસ કૉલેજમાં કર્યો. ઈ. સ. ૧૯૧૬માં અંગ્રેજી અને સંસ્કૃતના વિષયો સહિત બી. એ. પસાર કર્યું.

એમ. એ. ના અભ્યાસની તૈયારી કરી, સાથે સાથે ભાવનગરની સનાતન ધર્મ હાઈસ્કૂલમાં શિક્ષક બન્યા. પણ એક વરસ બાદ આ બધું પડતું મૂકી ૧૯૧૭માં કલકત્તાની જીવણલાલ લિમિટેડની એલ્યુ-મિનિયમની કંપનીમાં જોડાયા. અહીં એમણે સામાન્ય પદવીથી શરૂઆત કરી, મેનેજર દરજ્જે પહોંચી ત્રણેક વર્ષ કામ કર્યું અને એ દરમ્યાન એક વખત ઈંગ્લાન્ડના પ્રવાસે પણ જઈ આવ્યા.

પરંતુ સ્વભાવે જ સાહિત્યરસિક આત્માને આવું વ્યવહારિક કામ ન ફાવ્યું. એ કામ પડતું મૂકીને ૧૯૨૧માં બગસરા પાછા આવ્યા ૧૯૨૨માં શ્રી દમયંતીબેન સાથે જેતપુર મુકામે લગ્ન કર્યું.

બાળપણમાં અથોક સાહિત્યનું વાચન અને યુવાવસ્થામાં કલાપી ગાનના નાદ; કૉલેજ કાળ દરમ્યાન કવિ શ્રી. ન્હાનાલાલના 'નાના નાના રાસ'નું ગાન અને ઇતર સાહિત્ય વાચન-મનન; કલકત્તા ગયા પછી યે બંગાળી સાહિત્યનું વાચન, બ્રાહ્મ-સમાજનાં પ્રત્યેક રવિવારનાં પ્રવચનનું શ્રવણ, બંગાળી નાટકોનું દર્શન અને ટાગોરની વાર્તાઓનું વાચન-આ બધાએ એમના સાહિત્ય રસને સજીવ રાખીને ઉત્તરોત્તર વધાર્યે રાખ્યો હતો. આ સાહિત્યરસમાં બગસરાના નિવાસ દરમ્યાન હડાળાના દ. શ્રી. વાજસૂરવાળાએ કાઠિયા-વાડના લોકસાહિત્યનો નાદ ઉમેર્યો.

આ દિવસોમાં રાણપુરમાં 'સૌરાષ્ટ્ર' પત્ર શરૂ થયું અને એમાં ઝવેરચંદ મેઘાણીએ બે-ત્રણ લેખો મોકલાવ્યા. એ લેખો પરથી શ્રી. અમૃતલાલ શેઠે એમની શક્તિને પારખી અને 'સૌરાષ્ટ્ર'માં જોડાવા આમંત્રણ આપ્યું. ૧૯૨૨માં એ સૌરાષ્ટ્રમાં જોડાયા. સૌરાષ્ટ્રમાં જોડાતી વખતે બગસરા-નિવાસ દરમ્યાન લખી રાખેલાં ટાગોર પ્રસાદી રૂપ 'કુરબાનીની કથાઓ', અર્ધબંગાળી ને અર્ધસોરઠી લોકસાહિત્યની પ્રસાદી રૂપ 'ડોશીમાની વાતો' અને થોડીક સોરઠી વાતો સાથે લેતા આવ્યા. એમના પુસ્તક-પ્રકાશનના શ્રી ગણેશ 'કુરબાનીની કથાઓ'થી થયા અને સોરઠી લોકસાહિત્યના શ્રી ગણેશ થોડા માસ બાદ પ્રકટ થયેલ 'સૌરાષ્ટ્રની રસધાર : ભાગ પહેલો'થી થયા.

એકબાજુ સૌરાષ્ટ્રની રસધાર, રઢિયાળી રાત, ચૂંદડી, સોરઠી બહારવટિયા, હાલરડાં, સોરઠી સંતો અને દાદાજીની વાતો રૂપે સોરઠી સાહિત્યનું સંશોધન પ્રકટ થતું રહ્યું, સાથો સાથ 'રાણો પ્રતાપ' 'શાહજહાં' વગેરે બંગાળી સાહિત્યનો તેઓ અનુવાદ આપતા ગયા; સળગતું આયર્લેન્ડ અને રશિયાનું રુદ્ર વગેરે ઈતર રાષ્ટ્રના મુક્તિસંગ્રામો આલેખતા ગયા ને નર-વીર લાલાજી, સત્યવીર શ્રદ્ધાનંદ વગેરે ઉજ્જ્વળ ચરિત્રો આપતા ગયા.

૧૯૨૬માં પત્રકારી જંજાળથી કંટાળીને થોડો સમય ભાવનગર રહ્યા. એ દરમ્યાન વેણીનાં ફૂલનાં બાળગીતોથી કાવ્યની દિશામાં પગલીઓ પાડી.

૧૯૨૮મા એમને લોકસાહિત્યના એકનિષ્ઠ સંશોધન માટે રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાનનું સૌથી પહેલું માન મળ્યું ૧૯૨૯માં સ્વ. ડૉ. સર જીવણજી મોદીના પ્રમુખપદે જ્ઞાનપ્રસારકમંડળીના આશ્રયે છ વ્યાખ્યાન આપ્યાં.

૧૯૩૦નો સમય આવ્યો ને એમણે રણઘેલુડા યુવાનો માટે 'સિંધુડા' નાં યુદ્ધગીતો આપ્યાં ને સરકારે એ જપ્ત કર્યાં. ભળતા જ નામે સરકારે એમને પરહેજ કર્યા ને બે વરસની સજા કરી, સાબરમતી જેલમાં મોકલ્યા. ૯ માસની સજા ભોગવી સંધિ થતાં છૂટ્યા

ગોળમેજીમાં લંડન જવું કે ન જવું-એવા ગાંધીજીના મનોમંથન આલેખતી એમણે કાવ્યત્રિપુટી રચી ને ગાંધીજીને મુખે એમને 'રાષ્ટ્રીય શાયર'નું બિરૂદ મળ્યું.

આ દરમ્યાન એમણે 'ચિતાના અંગારા' રૂપે સ્વતંત્ર નવલિકાઓ લખવી શરૂ કરી. એ સમયના સાહિત્યક 'ફૂલછાબ' સાપ્તાહિકમાં 'જેલ ઑફિસની બારી' વગેરે સાહિત્ય લેખન તેમજ અન્ય વાર્તાલેખન ચાલતું હતું.

૧૯૩૨માં એમનાં પ્રથમ પત્ની દમયંતીબહેને બોટાદ મુકામે અગ્નિસ્નાન કર્યું. જીવનમાં કારમી ચોટ લાગી અને મુંબઈ રહેવા ગયા. ત્યાં ૧૯૩૪માં નેપાળી બાઇ શ્રી. ચિત્રાદેવી સાથે બીજું લગ્ન કર્યું.

શ્રી. અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ' દૈનિક શરૂ કર્યું હતું, તેમાં 'કલમ કિતાબ' નામે સાહિત્ય વિભાગ એમને સોંપવામાં આવ્યો. સાહિત્યમાં વિવેચનનાં પ્રથમ પગલાં માંડતાં એમણે નિરંજન, સોરઠ તારાં વહેતાં પાણી વગેરેથી સ્વતંત્ર નવલકથાઓ લખવી શરૂ કરી શેણી-વિજાણંદની વાર્તા, લાકડવાયો તને આવડી લાલપ વગેરે ગીતોની રેકોર્ડ ઉતરાવી

૧૯૩૬માં ગાંડપુર પાછા 'ફૂલછાબ'ના તંત્રી પદે આવ્યા. અહીં એમણે પત્રકારત્વમાં વિશિષ્ટ ભાત પાડવાની સાથે વેવિશાળ, તુલસી ક્યારો વગેરે સામાજિક નવલકથાઓ લખીને સમરાંગણ, રા'ગંગાજળિયો, વગેરે ઐતિહાસિક નવલકથાઓ લખી. લોકસાહિત્ય વગેરે પુસ્તકોથી પોતાનું લોકસાહિત્ય અંગેનું વિવેચન લખાણ પ્રગટ કરવાની શરૂઆત કરી.

૧૯૪૨માં સરકારે 'ફૂલછાબ' જપ્ત કરતાં 'મરેલાંનાં રૂધિર—' વગેરે પુસ્તિકાઓથી ફૂલછાબ પ્રકાશન શ્રેણી શરૂ કરી. 'લોકસાહિત્ય પગદંડીનો પંથ' નામે સ્વ રા. બ. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા સૂરતમાં આપી.

૧૯૪૫માં 'ફૂલછાબ'માંથી નિવૃત્તિ લીધી અને સાહિત્ય સર્જનમાં જ રોકાયા. રવીન્દ્રવીણાને નામે ટાગોરનાં રૂપાંતર-ગીતો આપ્યાં અને રવિશંકર મહારાજના જીવન પ્રસંગો રૂપ માણસાઈના દીવા લખ્યું એ પુસ્તકને ૧૯૪૬ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે મહીડા પારિતોષિક મળ્યું. રાજકોટ મુકામે મળેલ ગુજરાત સાહિત્ય વિભાગના વિભાગીય પ્રમુખ તરીકેનું માન મળ્યું.

છેલ્લે છેલ્લે 'સોરઠી સંતવાણી'ને નામે સોરઠી ભજન સાહિત્યના સંશોધનનું પ્રથમ પુસ્તક પૂરું કર્યું, ત્યાં અચાનક ૫૦ વરસની ઉમરે બોટાદ મુકામે ૧૯૪૭ના માર્ચની ૯ મીની રાતે હૃદયરોગના હુમલામાં અવસાન પામ્યા.

## સ્વર્ગસ્થનો સર્જનકાલ

| વરસ : | નામ : | સંખ્યા |
|---|---|---|
| ૧૯૨૨ | કુરબાનીની કથાઓ. | ૧ |
| ૧૯૨૩ | સૌરાષ્ટ્રની રસધાર : ૧, ડોશીમાની વાતો, રાણો પ્રતાપ, એશિયાનું કલંક, સળગતું આયર્લેંડ. | ૫ |

| | | |
|---|---|---|
| ૧૯૨૪ | સૌરાષ્ટ્રની રસધાર : ૨, શાહજહાં, રાજારાણી. | ૩ |
| ૧૯૨૫ | સૌરાષ્ટ્રની રસધાર : ૩, રઢિયાળી રાત :૩ | ૨ |
| ૧૯૨૬ | સૌરાષ્ટ્રની રસધાર : ૪, રઢિયાળી રાત : ૨, વેણીનાં ફૂલ, મિસરનો મુક્તિસંગ્રામ. | ૪ |
| ૧૯૨૭ | સૌરાષ્ટ્રની રસધાર : ૫, સોરઠી બહારવટિયા : ૧, રઢિયાળી રાત : ૩, કંકાવટી : ૧, દાદાજીની વાતો, નરવીર લાલાજી, સત્યવીર શ્રદ્ધાનંદ, હંગેરીનો તારણહાર. | ૮ |
| ૧૯૨૮ | સોરઠી બહારવટિયા : ૨, ચૂંદડી : ૧, સોરઠી સંતો, હાલરડાં, સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં. | ૫ |
| ૧૯૨૯ | સોરઠી બહારવટિયા : ૩, ચૂંદડી : ૨, ઋતુગીતો. | ૩ |
| ૧૯૩૦ | સિંધુડો, સોરઠી ગીતકથાઓ, કિલ્લોલ. | ૩ |
| ૧૯૩૧ | ચિતાના અંગારા : ૧, ચિતાના અંગારા : ૨. | ૨ |
| ૧૯૩૨ | સત્યની શોધમાં, આપણા ઉંબરમાં. વર્તમાન યુગના બહારવટિયા. | ૩ |
| ૧૯૩૩ | પીડિતોનાં ગીતો, વંઠેલાં ને બીજી નાટિકાઓ, સોરઠને તીરે તીરે. | ૩ |
| ૧૯૩૪ | પ્રતિમાઓ, જેલ ઓફિસની બારી. | ૨ |
| ૧૯૩૫ | યુગવંદના, પલકારા, ધૂપછાયા, વેરાનમાં. | ૪ |
| ૧૯૩૬ | નિરંજન, કંકાવટી : ૨. | ૨ |
| ૧૯૩૭ | સોરઠ તારાં વહેતાં પાણી, વસુંધરાનાં વહાલાં દવલાં. | ૨ |
| ૧૯૩૮ | સમરાંગણ, અપરાધી, પુરાતન જ્યોત. | ૩ |
| ૧૯૩૯ | રા' ગંગાજળિયો, વેવિશાળ, લોકસાહિત્ય, ખીડેલાં દ્વાર, ઠક્કર બાપા. | ૫ |
| ૧૯૪૦ | ગુજરાતનો જય : ૧, તુલસીક્યારો, એકતારો. | ૩ |
| ૧૯૪૧ | મેઘાણીની નવલિકાઓ : ૧–૨ | ૨ |
| ૧૯૪૨ | ગુજરાતનો જય : ૨, મરેલાંનાં રૂધિર ને–, આપણું ઘર, આપણા ઘરની વધુ વાતો, અકબરની યાદમાં, પાંચ વરસનાં પંખીડાં. | ૬ |
| ૧૯૪૩ | પ્રભુ પધાર્યા, રઢિયાળી રાત : ૪, લોકસાહિત્ય : પગદંડીને પંથે, બાપુનાં પારણાં, ધ્વજ મિલાપ, આપણા મહાવીર પડોશી. | ૬ |
| ૧૯૪૪ | રવીન્દ્રવીણા, ધરતીનું ધાવણ, પરિભ્રમણ, દયાનંદ સરસ્વતી. | ૪ |
| ૧૯૪૫ | રંગ છે બારોટ, લોકસાહિત્યનું સમાલોચન. | ૨ |
| ૧૯૪૬ | માણસાઈના દીવા, પરકમ્મા, વિલોપન, સાંબેલાના સૂર. | ૩ |
| ૧૯૪૭ | સોરઠી સંતવાણી, કાળચક્ર, છેલ્લું પ્રયાણ. | ૩ |
| ૨૬ | | ૯૦ |

*

# 'હું પહાડનું બાળક'

સ્વ. ઝવેરચંદ મેઘાણી*

હું પહાડનું બાળક છું. મારા વડવાઓનું વતન ભાયાણીનું બગસરા. આજે તો ત્યાંથી ગિરનું જંગલ કપાતું કપાતું ઘણું દૂર ગયું છે, છતાં એક દિવસ એ ગરકાંઠાનું ગામડું લેખાતું. અને મારું જન્મસ્થાન છે કંકુવરણી પાંચાલ ભોમનું કલેજું ચોટીલા. ચામુંડી માતાના ચોટીલા ડુંગરની લગભગ તળેટીમાં એજન્સી પોલીસના એ વેળાના અઘોરવાસ લેખાતા થાણામાં મારો જન્મ થયેલો. મારા મોટેરા ભાઇઓએ મને એ બચોળિયાની દશામાં છાતીએ તેડી તેડી ડુંગર ફરતા આંટા લેવરાવેલા છે. પાંચાળનું ધાવણ તો હું સવા મહિનો જ ધાવી શકેલો. પિતાની બદલી થઇ ગઈ.

રાજકોટ જવું મને જેટલું ગમે છે તેટલું બીજે કોઇ ઠેકાણે જવું નથી ગમતું. આવા આકર્ષણનું સબળ કારણ છે. રાજકોટ મારી બાલ્યાવસ્થાની લીલાભૂમિ છે. એથી આઠ વર્ષનો હું રાજકોટમાં થયેલો. શ્રીફળ લઇને સદરની તાલુકા સ્કૂલે હું પહેલવહેલો ભણવા બેઠેલો. રાજકોટ જાણે મારી જન્મભૂમિ હતી. કેમકે રાજકોટની પૂર્વેનું એક પણ સ્મરણ મારી પાસે છે નહિ. સમજણા જીવનનું પ્રથમ પ્રભાત રાજકોટમાં પડ્યું.

જ્યારે જ્યારે રાજકોટ જાઉં છું ત્યારે હજુ યે મને વધુમાં વધુ મન એ જગ્યાઓ જોવાનું થાય છે કે જેની સાથે મારું શૈશવ સંકળાયું છે. સદરને એક છેડે આવેલા હવાલદારને રહેવાના બે ઓરડાના ઘરમાં મારા પિતાનું દસ માણસોનું કુટુંબ પંદર રૂપિયા પર રહેતું હતું. તે ઘર દૂરથી જોઉં છું ને અંદર જવા લોભાઉં છું. મારો એક નાનો ભાઇ કોઈ સિપાહીને ઘેર સત્યનારાયણની પૂજા વખતે શંખ ફુંકાતાં ચમકીને તાવમાં સપડાઇ મૂએલો. તેનું પાદરે સૂતેલું શબ અને ઘીનો દીવો આજે ચાલીસ વર્ષે પણ તાજાં રહ્યાં છે. શહેનશાહ સાતમા એડવર્ડની તખ્તનશીની વખતે જ્યુબીલીમાં દીપમાળા પ્રગટેલી તેના કાચના ઝાલ્મ રાત્રીએ ચોરીને ઉપાડી ગયાનો આનંદ પુનર્જીવિત બને છે અને પુણ્યશ્લોક લાખાજીરાજ કુંવરપદે હતા તે વખતના તેમના પાતળિયા દેહની જીમખાનાના મેદાન પર ક્રિકેટ-રમત તેમ જ તેમના કાનમાંથી ચમકતી હીરાની ચુની ચોક્કસ જોયેલી મને યાદ આવે છે.

એવું ઘણું ઘણું યાદ આવે છે. મરી ગયેલાં ભાઇબહેનો, કૌટુંબિક દુઃખ પામેલા દાદા અને મોટા ભાઇઓ, સોળ શેરની બંદૂકડી ઉપાડી પરેડમાં જતા, દૂર દૂરને નાકે રાત્રે રોનો ફરતા તેમ જ આગો ઓલવવા બળતી ઇમારતો ઉપર ચડતા સિપાહીગીરી કરતા મારા સ્વ. પિતા, તેમના સાથીઓ, દ્વેષીઓ, તેમની સંકટામણો, અને એવી સંકટામણોમાંથી તેમને ઉગારી ઊંચકી લેનાર ગોરા સટર સાહેબ યાદ આવે છે.

સટર સાહેબ રાજકોટ આવી ગયા એ અમારા ખબરપત્રોએ મોકલેલા ખબર વાંચીને હું ચમકેલો.

સટર સાહેબ! કાઠિયાવાડ એજન્સી પોલીસના ચાલીશ વર્ષ પૂર્વેના ઉપરી હજુ જીવે છે! એટલું જ નહિ, પણ પોતાની હાકેમીના અર્ધી સદી જૂના સ્થાનમાં જૂની સ્મૃતિઓ લઈને જાતે મહેમાન બને છે?

સટર સાહેબ! મારી ચાર વર્ષની બાલ્યાવસ્થાનું એ એક પ્રિય સ્મરણ: મારા મન પરથી ભૂંસાયેલી એની છાપ: મારા ઘરમાં ત્રીશ વર્ષથી ટીંગાતી સટરની આ તસવીર મારી માતાએ હજુ પણ લટકતી રાખી છે!

---

* સ્વ. ઝવેરચંદ મેઘાણીએ સ્વહસ્તે લખેલાં એમનાં જીવનસંભારણાં: આ સંભારણાં 'ફૂલછાબ', એમનાં પુસ્તકો તેમ જ અન્ય લેખોમાંથી સંકલિત કરીને અમે 'ઝવેરચંદ મેઘાણી : સ્મરણાંજલિ' નામે પ્રગટ કરેલ પુસ્તકમાં ૧૯૪૭માં આપેલાં તે અહીં પુનઃ પ્રગટ કરીએ છીએ.

મારા પિતા મને સાંભરશે ત્યાં સુધી મને સૂટર નહિ વિસરાય. સૂટર સાહેબની નીચેના એક અદના સિપાહી મારા વણિક પિતા : ખીલખા નાગ્ગાવાળા કેસમાં સૂટરની સાથે હતા. ચાણાગલોળ ખૂન કેસમાં હતા.

સૂટર સાહેબનું નામ પડે છે ને ભૂતકાળમાંથી સ્મૃતિઓની દોટાદોટ આવે છે : કરડા, ખૂની આંખોવાળા ખીલખા દરબાર નાગ્ગાવાળા : બે સ્ત્રીઓને ઠાર મારી, ત્રીજી પટારા નીચે લપાઈ ગઈ : નાગ્ગાવાળા પર મુકદ્દમો : અહમદનગરમાં કાળું પાણી : મોત થતાં મુર્દાને આંહીં લાવ્યા : ગંધાઈ ગયેલો દેહ : પેટી ઉઘાડતાં જ બાઇઓ ખસી ગઈ. વગેરે મારા ઘરમાં મંડાતી વાતો.

સૂટર સાહેબ ! નાગ્ગાવાળા કેસમાં ફિરોજશા મહેતાએ જેને 'સોરઠનો રાજા' કહ્યો હતો : કટાક્ષ હશે. છતાં સાચી વાત : એજન્સી પોલીસની સ્થાપના મેક સાહેબથી થઈ—પણ એનો કડપ, એનો દમામ, એની શિસ્ત, અને ખૂની કાઠિયાવાડના ચમરબંધીઓને પણ ધૂળ ચાટતા કરવાની એની ખુમારી પાનાર તો સૂટર સાહેબ.

સૂટરની વિદાય : પોલીસની ટી-પાર્ટી : એક પછી એક નિરક્ષર પોલીસ પાસે સૂટરે કવિતા ગવરાવી : કોઇએ ગાયું છગ્ગાં જાળીઆં'ને કોઈએ ગાયું 'જેખ રે ઊતારો !' મને યાદ છે—૭ વર્ષની વયની એ કૂણી સ્મૃતિ.

સૂટર સાહેબ ! ફરીથી કેટલે વર્ષે મને એ નામ યાદ કરાવનાર સોરઠી બહારવટીઆના કથા સંગ્રહો : સૂટર ધ્રાંગધ્રાના પોલીસ ઉપરી : વાગડના મિયાણા બહારવટિયા જુમલા ગંડને માર્યો.

સૂટરના વફાદાર, માથું મૂકીને એની ભયાનક ખૂન-તપાસમાં સાથ પૂરનારા જૂના પોલીસ અધિકારીઓ-કેટલાય મરી ખૂટ્યા. જૂનામાંથી બેઠા છે—પંચકી સાહેબ અને એમ. પી.

એમ. પી. (મોહનલાલ પોપટભાઇ) વાતો કરતા કે સૂટરની ઓફીસમાં એની નિમણૂક—એની જુવાન વય—લખવામાં કાંઈક ભૂલ—ને વાત્સલ્યવંતા સૂટરે મીઠો ઠપકો આપ્યો : 'I have added one more idiot to my office !'

સૂટરના શાસનકાળમાં ભરતી થયેલ એ બ્રાહ્મણ વાણિયા ને મિંયાણા પોલીસોની એકસરખી ખુમારી, જોખમોની બરદાસ્ત, સંકટસાહસોથી મસ્ત બનેલા જીવન-કાળ.....સિપાહીગીરીને પુનર્જીવિત કરનારો એ સૂટરનો કાળ.

એ તમામ વાતાવરણથી હું જ્યારે મારી 'સોરઠ તારાં વહેતાં પાણી'ની કથા દોરી રહ્યો હતો, તેમાં પણ વિશેષે કરીને જ્યારે સૂટર સાહેબની સ્મૃતિઓમાંથી હું એક પ્રિય પાત્ર ખડું કરી રહ્યો હતો, ત્યારે મને ખબર પણ નહોતી કે સૂટર જીવતા છે. સ્વપ્ન પણ નહોતું કે સૂટર કાઠિયાવાડમાં એની છૂટી પાંખોના નેત્રભાર પર છાજલી કરીને જૂના અવશેષોની ઝાંખી કરવા આવી ચડશે.

બાલ્યાવસ્થાના દિનો પછી તો રાજકોટ મેં ઘણાં વર્ષે જોયું હશે. આજે ક્વચિત જ જોઉં છું. પણ એનું વશીકરણ વધતું જ ચાલ્યું છે. એ વશીકરણે મારી સર્જનસૃષ્ટિ પર પણ ઊંડી અસર પાડી છે. 'સોરઠ તારાં વહેતાં પાણી' નામની મારી લાંબામાં લાંબી નવલકથામાં એ રાજકોટને મેં મુખ્ય પાત્રોની લીલાભૂમિ તરીકે ૧૯૩૯માં આલેખ્યું છે. આલેખન કરતી વેળા હું એ ચાલીસ વર્ષના રાજકોટમાં કેવળ નાનો શિશુ બની જઈ ફરી વાર ફરતો હતો, એટલું જ નહિ પણ એની માટીને પણ જાણે કે સૂંઘતો હતો. એ વાર્તામાં રાજકોટ જ છવાઈ ગયું છે. આજનું પલટી ગયેલું રાજકોટ મને તો એનું એ જ લાગે છે. મીઠાબોલી હાલારી બોલી એની એ છે. વિનોદપ્રેમનાં હૃદયઝરણાં હજુ વહે છે. ભયાનક જુલમગારીઓ વરસી ગયા પછી પણ રાજકોટનો પ્રાણ અગાઉ જેવો જ રસિક રહ્યો છે.

આ કોનોટ-હોલ :

નાનપણમાં કુટુંબીજનોના મેળા સાથે હું અહીં આવતો, રાજાઓની આ મોટી મોટી તસવીરો સામે તેમ જ તેમની વચ્ચે ઉપર અને નીચે ગોઠવેલા ઝુમ્મરો સામે હું તાકીતાકીને જોઈ રહેતો.

એ દાઢીવાળા ને મૂછાળા સમશેરધારી રાજવીઓની કદાવર ચિત્રાકૃતિઓ મારા નાનકડા હૃદયને શરીકરાવી, પોતાના મૂંગા પ્રભાવે સ્તબ્ધ કરી દેતી.

અહીં તો દબદબાભર્યા રાજવીદરબારો ભરાતા. મુંબઈનો ગવર્નર અહીં આવતો ત્યારે જંક્શનની સડકે હું પણ બધાં છોકરાં જોડે કોઈ બંગલાની વંડી પર બેઠો બેઠો એ ભીડાભીડમાં રાહ જોતો. ગવર્નરની આગળ આગળ આવતી સોલ્જરોની પલટન મને યાદ આવી ગઈ. અચરજ તો એ હતું કે ગવર્નર સાહેબ જે ઘણા ઘોડાની ગાડીમાં બિરાજતા તે ઘોડાની પીઠ પર પાછો અકેક સોલ્જર બેઠેલો હતો. કેટલું મોટું વિસ્મય ! આવું એક મહાવિસ્મય મારી બાલસ્મૃતિના ખૂણામાં પડ્યું છે ! અને ત્યાં ચકચકી રહ્યાં છે એ ઘોડેસવાર સોલ્જરોનાં માથાં પરના સફેદ ટોપની ટોચે સોનાનાં પીળાં પીળાં અણીદાર ટોપકાં.

આવી કેંક સવારીઓ બનાવવા શિક્ષકો નિશાળમાંથી બારોબાર લઈ જતા, અમે તાળીઓ પણ પાડી હશે, ગવર્નરોનાં સ્વાગતના શોભાશણગારો પણ બન્યા હઈશું, પણ મને તો એ બધાની સાથે મીઠામાં મીઠું સ્મરણ થાય છે મીઠાઈના એકાદ પડાનું. એ મીઠાઈના પડાની સ્મૃતિને અપમાન દેવાનો આજે પણ કોઈનો અધિકાર નથી.

ગવર્નરનું આગમન, ગાડી ખેંચતા ઘોડા ઉપર બેઠેલ સોલ્જરોનાં શિર-ટોપકાં કે મીઠાઈના પડા, એ બધાં કરતાં એક આકર્ષણ મારા અંતરમાં વધુ પ્રબળ બની રહ્યું છે—આ કોનોટ હૉલનાં ગવર્નર સાહેબની નિગાહ સામે ભરાતા દબદબાભર્યા રાજવી-દરબારોને જોવાનું. પેલી મોટી તસવીરોમાં બેઠેલા અડીખમ ઠાકોરો માપસર ભણાય તે કાળે હયાત હતા. તેઓ પણ જે દરબારમાં બકરી જેવા બની તાબેદારીની વિધિ ભજવતા હશે તે દરબાર કેવો જોવા જેવો હશે ! એ તો ન જોઈ શકાયું, પણ મારું બાળમન એક વાતો બહુ હરખાતું, કે અમુક ઠાકોરસાહેબ ઠરાવેલા સમયથી એક જ મિનિટ મોડા પડતાં તેની ચાર કે છ-ઘોડાળી ગાડીને અમના એક

એજન્સી પોલીસે જ્યુબીલી બાગના દરવાજે રોકી પાડેલી.

આ વાત ખરી હો યા ન હો, મારા બાળમાનસમાં એક વાત—એક ન ભૂંસી શકાય તેવા સત્યરૂપે જડ ઘાલી ગઈ છે. એજન્સીનો સામાન્ય પોલીસ ચમરબંધી રાજવીઓ પર પણ આટલો કાપ દાખવી શકતો એ વાતનું મને સાચુખોટું પૈ ગુમાન રહી ગયું છે. કારણ ? શું હું એક એજન્સી પોલીસનો પુત્ર હતો માટે ? એક કેન્દ્રસ્થ સત્તા પોતાના નાના એવા નોકર દ્વારા પણ આ શીખાગવીખળ રાજવી-હકુમતો પર શાસન કરી શકતી તેવા કોઈ રાજદ્વારી ડહાપણને દાવે ? ન કહી શકું. એ વૃત્તિને કોઈ કારણોની જરૂર નથી. કોને ખબર છે, બહારના માણસોની હાજરીમાં કે ગેરહાજરીમાં, માતપિતા કે ગોઠેરાં ભાઈબહેનો પણ નાનાં બાળકોની જે પટકી રોજ ઊડીને પાડતાં હોય છે તેના જખમની વેરની જ લાગણીને બાળક આ રીતે જગતમાં બનતા પારકા તેજોવધના બનાવોથી તૃપ્ત કરતું હશે.

...

ગિરનાક પરતું એ લાખાપાદર નામનું પોલીસ આઉટપોસ્ટ. આ સંસ્કારહીન અને કોઈએ નહિ ધોયેલા રોથવનું એ પ્રકૃતિ— પારણું હતું. એજન્સી પોલીસનાં માણસો લાખાપાદર થાણે બદલી થતાં ધ્રૂજી ઊઠતાં, એને કાળું પાણી સમજતાં. ત્રીસ માઈલ તો જ્યાંથી તે કાળે રેલ્વે વેગળી, શાકપાંદડું પણ જ્યાં સોગંદ ખાવાય ન જડે, પાણી જ્યાં ગિરઝાડવાંનાં ઝેરી મૂળિયાં ગળેલાં પીવા મળે, નિશાળ ને દવાખાનું જ્યાં નામનાં, વસ્તી જ્યાં કાઠિયાઈ—છોલાં બની ગયેલી, વેપારી જ્યાં સાડા બે : એવા, દોષિત નોકરને સજા રૂપે મોકલવા માટે વપરાતા લાખાપાદર થાણાનું આકર્ષણ મારાં બાળ-ચક્ષુઓમાં ઊલટા જ પ્રકારનું હતું.

અંગ્રેજી બીજા ધોરણથી જ જેણે એક અગિયાર વર્ષનાં બાળકને ભાવનગરથી ઉતરડીને વીસ માઈલ વેગળો અભ્યાસ માટે ફગવી દીધો હતો, પારકાં ઘરના ટુકડો રોટલાનો અને પૂરું છાલિયું પણ નહિ એટલી છાશનો ઓશિયાળો કરી મૂક્યો હતો, તે જ

આ લાખાપાદર મારું, એ પરધરાવલખ્ખી બાળકને મંદગીના કે લાંબીટૂંકી રજાના દહાડા આવતાં, ગાય વાછરુને ખેંચે તેમ ખેંચતું. અને પાણીના પ્રવાહ વચ્ચે આવતાં કદી કદી બેસી જનારા ટારડા ટટ્ટુ પર અગર તો ઊડતાં તેમજ બેસતાં અસવારના શિશુ-શરીરને શીર્ષાસનની તાલીમ આપતા ઉસ્તાદ સરીખા અઢાર-વંકા ઊંટની પીઠ પર જ્યારે બેસીને આ અગિયાર વર્ષનો પરજીવી બાળક એક પછી એક ગામડાં પાર કરીને આવતો હતો—એ જામકું, શીલાણું, શેત્રુંજીની આભઊંચી ભેખડ-ટોચે કોઇક ધક્કો મારે ને નીચે જઇ પડે એવું જણાતું એ ભય્થ, એ દરબારસાહેબનું ગામ ઢસા, દહીંડા, ગરમલી... ત્યાં તો આઘેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ હરિયાળીના એક વિસ્તર્ણ કુંડાળાની વચ્ચે, વેરાન સૂકા જમીન-ટુકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય, પછી શેલ નદીના જળ ઘુઘવાટ સંભળાય, ઊંટ કે ઘોડું લગભગ ઊંધે માથે થઇને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંટવહ. આરામાં તો પગ મહામહેનતે પેઘડામાં રહે, અને કૈંક બળદોને તોડી નાખનારી તેમજ કૈંક ઊંટિયાઓને લપસાવી ભાંગી નાખનારી એ શેલ ભયંકર છતાં રમ્ય ભાસે.

આ લાખાપાદર થાણું, જેની ઊંચી ભેખડ પર એ ઉલ્લેખ છે તે દસમો વેંકળો અમરિયો, અને બીજી તરફ જરાક ખસીને છુપાઈ જાણે ઘુમટો કાઢીને વહેતી ગૌમુખી ગંગા—

આજ સાંભરે છે એ શૈશવનાં નિસર્ગાશ્રયો. એક તો એ કારણે કે શિશુ-કાળની નધણીઆતી, લાલનવિહોણી અને ગૃહકલહની મૂંગી મુરઝાતી લાગણીઓને કોમળ શીતળ સ્પર્શ કેવળ આ ગિર પ્રકૃતિ તરફથી જ મળતો હતો. અને બીજા એ કારણે કે બંજીવારે જ્યારે હું બી.એ. માં ભણતો હતો ત્યાર વેળાનું પિતા-ધામ બનેલું આ લાખાપાદર હરહંમેશ, રાત્રિ ને દિવસ બહારવટિયા રામવાળાને ભણકારે ધ્રુજતું ' હતું. વાવડી ને ધારગણી, રામભાઇનાં વતન-ગામ. એ તો લાખાપાદરને અડીને ઊભાં હતાં. હું જ્યારે મારાં પોયાં વાચવામાં પડયો હતો ત્યારે, બેઠી દડીના અને એકવડિયા છતાં કસાયેલ બદનના પિતા ઘોડાની પીઠ પર બહારવટિયાની સામેના બંદોબસ્ત નિમિત્તે ભટકતા હતા. કૈંક જવાંમર્દ અને જખ્મી (ડાઘા જેવા) મોટા અમલદારોની ત્યાં થતી આવજા, ત્યાંથી પછી હેટના પોશાક કાઢી નાખીને, રામભાઇ ક્યાંક ભેટી જાય તો સામાન્ય સપાઈઓ ખપવા માટે માથા પર બાંધી લેવાતા ખાખી સાફા, રામભાઈ ઉગમણાં ગામડાં ધમેડતો હોય ત્યારે આથમણી કૂચકદમ કરી જતી મોટી ગાયકવાડી ટુકડીઓ— અને બાપુ ઘેરે આવે ત્યારે જ એમને જીવતા જાણી પછી 'આજ તો રામવાળો મળ્યા હતા,' એ વાળી એમની કનેથી ઊંચે શ્વાસે સાંભળેલી વાતો :

૧૯૧૪-૧૫નાં એ વર્ષો યાદ આવે છે, અને વેકેશન ખુટી જતાં ફરી પાછા કોઈક ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બિહામણી તો યે શિશુ હૃદય-સોહામણી શેલને સામે પાર, સપાટ ખુમચા જેવી ભોમકા પર વહેતું થતું વાહન, પાછા ફરી ફરીને કેટલંયવાર નિહાળેલાં એ ચૂનાબંધ ખોરડાં, ફરી પાછાં બીજા માર્ગે આવતાં રંક અને રોટી વિહોણાં એ ગામડાં— એ માણાવાવ, પાદરગઢ, હાલરિયું, હુલરિયું, ફરી પાછી ત્યાં યે ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાદિની, પહોળા પટવાળી સુજલા સુફલા સોરઠી શેત્રુંજી :

ઊતરીને પાણી ખોબે ખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો—ને સાંજે તો પાછી શરૂ થઈ જતી, પારકા ટૂંઆ ખાઇને રોટલો પામતી ઓશિયાળી વિદ્યાર્થી અવસ્થા. રે ! પાયામાં જોઇએ તો કશો જ નક્કર કુલસંસ્કાર, રક્તસંસ્કાર, નગરસંસ્કાર ધર્મસંસ્કાર, નથી જડતો. જડે છે ફક્ત આ શેત્રુંજી સાતલ્લી અને શેલ સમી નદીઓનાં નીરસમીરણ મારફતનાં થોડાં નિસર્ગલાલન; પણ એટલેથી થોડું આ માનવ-જીવનનું લાકડું ઘાટમાં આવે છે ! બહુ બહુ અણઘડયું રહી ગયું. મોટો દુમેળ મચી ગયો. ખેર ! પેલો રામવાળો તો બાપડો એટલું ય પામ્યો. એનો તો આ દુનિયા સાથે કોઈ મેળ જ ન મળ્યો. કાળને પંથે લમધોડ પહેરીને ચાલ્યો, તો સાથીઓમાં લૂંટારુ – ગેત્રીની નીતિ પણ ન નભી; અને પોતે

પ્રારબ્ધને હાટડે મહામોલું જીવન પાછું દઈને સસ્તું મોત માગી લીધું હતું તો એ મોત પણ કમોત બન્યું નહિ તો એ રામવાળો પણ શેલ નદીના જ અંકમાં ક્યાં નહોતો આળોટ્યો ?

...

પાંચાળનું ધાવણ તો હું સવા જ મહિને પી શક્યો હોઈશ. પિતાની બદલી થઈ ગઈ તે પછી તો પાંચાળને મેં ત્રીસ વર્ષે દીઠી. ત્રીસ વર્ષે, સંધ્યાની ઝંખાશમાં; પરંતુ પહાડના મારા સંસ્કાર થોડા થોડા પોષાતા રહ્યા તેનું કારણ એ હતું કે મારા પિતા કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના દરજ્જાના અમલદાર એટલે થાણે થાણે એમની બદલીઓ થતી, ને લગભગ એ તમામ થાણાં– એ ચોક ને દાઠા, ચમારડી અને લાખાપાદર કે કાં કોઈ ગિરમાં, કાં કોઈ પહાડમાં, ભયંકર નદીનેરાંવાળાં વંકી ને વિકરાળ જગ્યાઓ. ઉપર સ્થપાયેલાં એ પહાડ ભેદતી નદીઓના ઊંડા ધરાને એ ડુંગરની એકાન્ત ખોપો મારાં બાળપણનાં સંગી હતાં. નદીની ભેખડ પરના અભાગ નિવાસીની નાની બારીઓમાં હૂહૂ ! હૂહૂ ! ભૂતનાદ કરતા પવન–સુસવાટાએ મારી નીંદરું ઉડાવી દઈને પહાડના સંદેશા સંભળાવ્યા છે. ફાગણી પૂનેમની હુતાશણીના ભડકા ફરતા ગોવાળીડા જુવાનો અરે ઘરડાખખ બેઉ દુહાગીગ પણ સામસામા દુહા સંગ્રામ માંડતા, તેનો હું બાલશ્રોતા હતો. પહાડનો હું બાળજીવડો, પહાડનાં ટેટાટીંબરું અને ગુંદાં વગેરે ગળચટા મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહા સોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો. તે પછી તો ઘણાં વર્ષનો ગાળો પડ્યો. ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડ્યા અને ભીતરની ભોંયમાં જૂનાં રસના ઝરણાં વહ્યાં કરતાં હશે તેની જાણ પણ ક્યાં હતી ? એ પ્રવાહોને કળનાર પાણી-કળો ૧૯૨૨માં ભેટ્યો.

એ એક મિત્ર હતા. એને ઘડપણ ઘેરી રહ્યું છે; એની દૃષ્ટિ ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે છે. ફિલસૂફીનું ઊંડું અવગાહન કરનાર એ જીવને 'આપણું' તેનું સ્મરણ કરવું એ પ છે એક લ્હાણું ? એ સ્મરણોની સરવાણીઓ ફૂટી રહી છે : સામસામાં બાલોશિયાં મારીને ભરતી કરવા જેટલો જેની સાથે પોતાનો ગાઢો સંબંધ હતો તે 'સુહૃદ ' કલાપી' (લાઠી ઠાકોર સુરસિંહજી)ની ઘણી અપ્રગટ રચનાઓને એ સંભારે. તેમાંય ખાસ તો સંભારે એના સામતભાઈ ગઢવી. શી સામતભાઈ ગઢવીની કહેણી ?

મારા એ વૃદ્ધ વડીલ મિત્ર એ કથાવાર્તાના ડોકાર ગઢવી સામતભાઈને યાદ કરી અને પોતાની શાંત શૈલીએ ઓગઠા ભૂતની, ચાંદરાજવાળાની એવી કૈં કૈં વાર્તાઓ કહે. દુહા ટાંકતા જાય, વીસરાયેલી કોઈ પંક્તિને પકડવા સારું જીર્ણ સ્મૃતિનાં ગીચ જંગલ શોધવા લાગે. એકેક દુહા ઉપર એની રસના ને કલ્પના ક્યાં ક્યાં લગી વળુંભી રહે ? એ મારા વૃદ્ધ વડીલ મિત્ર તે હડાળાના દરબારશ્રી વાજસુરવાળા.

૧૯૨૧ની એ પ્રેરણા પછી હું પહાડી સાહિત્ય અને તવારીખ શોધી રહ્યો છું જૂના કાળને પાછો આવતો જોવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ, જરીકે નહિ–પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ મને સતાવી રહી છે. હું હજુયે એથી લજવાતો નથી. એના મર્મો ભણી ભણી ઉકેલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું. જુદો જીવનસંજોગોમાં બંદીવાન પડેલા આ દેહને છોડી મારી કલ્પના મમતાભેર કૈં કૈં ખાંભીઓ, ડુંગરમાળો ને દુહાસોરઠાઓ શોધે છે.

૧૯૨૨માં હું દિશાશૂન્ય હતો. કલકત્તાની નોકરી છોડીને કાઠિયાવાડ આવ્યો હતો. સ્થિર થવું હતું. ખેતીના ઉધામા ચડ્યા. વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લગ્યા. દેશી રજવાડાંની નોકરી પણ બહુ દૂર નહોતી. સહુ કોઈને ભાંગ્યાના બેરુ જેવી શિક્ષકની નોકરી તો સામે જ ઊભી હતી.

ખરાબે ચડેલ નાવને મારા બે ત્રણ લેખોએ બચાવ્યું. અમર રસની પ્યાલી, ચોરાનો પોકાર વગેરે લેખો 'સૌરાષ્ટ્ર' પત્ર પર ગયા, છપાયા અને તે પરથી ભાઈશ્રી અમૃતલાલ શેઠે મારો ડૂબતાનો હાથ ઝાલ્યો.

અમૃતલાલ શેઠને પત્રકાર બન્યા ત્યારે નવ જ મહિના થયેલા. એમના સ્વયંસ્ફુરિત પત્રકારત્વે

ગુજરાતમાં નવી ભાત પાડી હતી. સૌરાષ્ટ્ર લેખન–શૈલી આજે જૂની થઈ છે, ચવાઇ ચવાઈ છોતાં જ રહ્યાં છે એનાં; એમાંથી સ્વાભાવિકતાનો આત્મા ગયેલ છે, પણ ૧૯૨૧–૨૨માં એ શૈલી લોકોને મુગ્ધ કરતી.

આવી નવીનતા ભાઈ અમૃતલાલની કલમમાં કોણે પૂરી હતી? દેશી રાજ્યોની આપખુદી જોડે બાખડનાર લડાયક જુસ્સાએ? મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતાએ? ના, મને તો લાગે છે કે એ નવીનતા સાહિત્ય સેવનમાંથી નીપજી હતી. શ્રી. શેઠ પત્રકાર બન્યા, તે પૂર્વે ઘણા વર્ષના જૂના સાહિત્યસેવી હતા. કવિ પણ હતા–ચાલો વ્હાલી જગતભરના ભોગમોજો ત્યજી દો!' એ મંદાક્રાન્તા કાવ્યના કર્તા શેઠ છે, એવું તો એ કાવ્ય પર અનુરાગ થયા પછી મેં આઠેક વર્ષે જાણેલું. આ સાહિત્યપ્રેમે જ શેઠના પત્રકારત્વને ભાષા વૈભવ, ઊર્મિરંગો અને કલ્પનાયુક્ત કલાવિધાન ચડાવ્યું. એ સાહિત્ય દૃષ્ટિથી જ શ્રી શેઠે પોતાની મદદે પ્રાસાદિક લેખક ભાઈ સુશીલને તેડ્યા હતા.

હું જોડાયો ત્યારે મેં જોયું કે માટીનાં જીર્ણ ભીંતડાં વચ્ચે બેસીને અમૃતલાલ શેઠ અને સુશીલ સૌરાષ્ટ્રનાં પાનાં પર સાહિત્યરંગી સાથિયા પૂરતા હતા. રોજિંદા અથવા અઠવાડિક દુનિયાના, રાજકારણના કે હરકોઈ ક્ષેત્રના અલ્પજીવી બનાવ ઉપર તે ભાઈઓ સાહિત્યનો ઝરી–કસબ કરતા. તેઓનું આ કસબકામ ખીજડાના ઝાડને છાંયે અને કાગળોની પેટીઓ ઉપર ચાલતું. રજવાડાંનું રાજકારણ પણ પ્રવાસ–પત્રો આદિના રૂપમાં શિલ્પવિધાન પામતું. પહેલા પાના પરની ભાવોદ્‌ગાર–પ્રથા પણ સૌરાષ્ટ્રે ચાલુ કરી. આંતરરાષ્ટ્રીય આંદોલનો ય સૌરાષ્ટ્રની લાક્ષણિક બાનીમાં બહાર પડતાં. આનું નામ પત્રકારત્વનો Literary Tone: સાહિત્યરંગી તોર.

મને તેડ્યો હતો સાહિત્યની શાખા ચલાવવા. પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું તેવી બાંધવાર કૂંડીએ બાંધેલી એ બન્ને પૃથક શાખાઓ નહોતી. હું બેઉ ક્ષેત્રમાં રમણ કરતો થયો. નવો મોહ પાતળો પડી જતાં ક્રમે ક્રમે પત્રકારત્વ મને વેરાનરૂપ લાગ્યું. એ વેરાનમાં રેતીના વંટોળ ચડતા હતા. આંખો અંધી બનતી હતી. પગ–દંડીઓ નહોતી જડતી. કોને માટે, શાને માટે, કયા લોકશ્રેયાર્થે હું અગ્રલેખો ને નોંધો, સમાચારો ને પત્રો લખતો હતો તેનો આજે વિચાર કરું છું ત્યારે જવાબ ફક્ત એટલો જ જડે છે કે લખવાનું હતું માટે લખતો હતો.

એ વેરાનમાં બત્તી હતી કેવળ સાહિત્યરસની. એના ઝાંખા પ્રદીપે સાચી દિશાનો દોર ન ચૂકવા દીધો. અમૃતલાલભાઈના સાહિત્યલક્ષી પત્રકારત્વે સૌરાષ્ટ્રની મુફલિસ વેળામાં પણ એક સરસ નાનું પુસ્તકાલય વસાવી કાઢ્યું હતું. અઠવાડિકના હરએક અંકમાં એ પુસ્તકોના વાચન પરથી અકેકું બબ્બે સાહિત્યલેખનું શિલ્પ મૂકવાનો એમનો આગ્રહ હતો. એ નિયમ અમારી પાસે પોતે અચૂક પળાવતા. મારા લખેલા એવા લેખો માંહેલો એક લેખ મને આજે પણ યાદ આવે છે. 'એશિયા જાગે છે.' 'Rising Temper of the East' નામના પુસ્તકનો એ ચાર કટારોમાં પૂરેલો નિચોડ. સૌરાષ્ટ્રની એ નાજુક પુસ્તકશાળા આજે ય મારા હૃદયને રાણપુર તરફ એક આછા પાતળા હીર–તાંતણે ખેંચતી રહી છે.

શુક્ર, શનિ ને રવિઃ એ ત્રણ હતા પુસ્તક–લેખનના દિવસો, સોરઠી ગીતો–કથાઓને ગોતવા જવાના પ્રવાસ–દિવસો. એ દિવસોનો ય જે ફાલ ઊતરતો તેના વિવિધ રસતંતા ખંડોનો અમે અઠવાડિકમાં થાળ ભરતા; નાટકોના પ્રવેશો, વાર્તાનાં પ્રકરણો, જગતઇતિહાસનાં ઊજળાં પાનાં, મિસર, કોરીઆ, આયરલેન્ડ અને હંગેરીની યશોજ્જ્વલ નવરચનાની તવારીખોઃ ટાગોર, દ્વિજેન્દ્રલાલ ઈત્યાદિ બંગાળી સાહિત્ય–સ્વામીઓની વાનીઓઃ (તેની તો બંગાળી ભાષાના રસિક અભ્યાસી ભાઇ સુશીલે જ પહેલ કરી દીધેલી.)

ચોથે વર્ષે મેં સૌરાષ્ટ્રના પત્રસંપાદનમાંથી મુક્તિ માગી. કેમકે એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો, ને દ્વેષેર્ષા આગેવાને સહેવા જેટલું પાકું રીઢું મારું મનોબળ ન બની

ચકર્યું. વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતાં'તાં. પ્રચારલક્ષી, કેવળ વિધાતક પ્રચારલક્ષી વિચારદાવાનલની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્યદીવી લઈને જુદી વાટ ઝાલી.

એ ઝાંખી બત્તીએ મને દિશાદોર ચૂકવા દીધો નથી: મારાં ગીતો, વાર્તાઓ અને વિવેચનોનાં નવાં નવાં ફૂટયે જતાં ચાહિરણાંનું પણ મને એ ઝાંખી બત્તીએ જ દર્શન કરાવ્યું. સાહિત્યના પ્રદેશમાં મારું આજનું જે કંઇ સ્થાન છે, જે કેટલીક નવપગલીઓ મારાથી પડી શકી છે, ને હજુ ય જે વણચૂંથ્યું દિશાપ્રયાણ મારું ચાલુ છે તે બધાની પાછળ પ્રતાપ એ નાની બત્તીનો છે. એ બત્તીને ચેતાવનાર સૌરાષ્ટ્રના પત્રકારત્વની સાહિત્યરંગી જ્યોત.

'સૌરાષ્ટ્ર' બંધ પડ્યું, ને 'ફૂલછાબ' નીકળ્યું. 'ફૂલછાબ'ના સંચાલનમાં મને સાથે લેનારા સંચાલક ભાઈઓએ પણ મારી ઝાંખી બત્તીને આદર દીધો. 'ફૂલછાબ'નું કામ કોઈ પણ અમુક વાદના વીજળી-પ્રચારની પેટીમાં ન પૂરી દેતાં અમે એનાં પાનાંને મોકળાશ આપી–આપણી માનવતાનાં સર્વ અંગોને સ્પર્શે તેવાં બહુ રંગી લખાણો ઝીલવાની. કાળબળે એય બદલી ગયું. 'ફૂલછાબ'ને સૌરાષ્ટ્રના રાજરંગોમાં ઝબકોળવાનું ઠર્યું. મેં ખસી માર્ગ આપ્યો.

કાળસંયોગો મુંબઈ લઈ આવ્યા. હું સિનેમાના ધંધાનાં બારણાં ઠોકતો હતો એવી વાતમાં વિકૃતિ હતી. મારાં ગીતો અને કથાઓને મારા જ કંઠથી પર્દા પર ઉતારવાનો એક પ્રયોગ, એક દિલસોજ ચિત્રપટકાર સ્નેહીની જોડે વિચારી રહ્યો હતો. પણ આજે તો એ વિચાર અભરાઇ પર છે. આથી વિશેષ કશું પ્રયાણ મેં ચિત્રપટના પ્રદેશમાં કર્યું નથી, બારણાં ઠોકયાં નથી.

જીવતર પર એક હિમ પડ્યું હતું. આંગળાંને ય એ હિમે થિજાવ્યાં હતાં. એ હિમ ઉપર મિત્રોનાં સ્નેહ કિરણો ચમકતાં રહ્યાં, ને ફરીથી મારાં છૂટાં થયેલાં આંગળાંએ કલમ લીધી. 'પ્રતિમાઓ' ને 'પલકારા'ની વાર્તાઓ લખી.

દરમ્યાન અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ'ની તૈયારી કરી. 'દેશમાં તને નહિ ગમે, આંહી કામે લાગી જા.' કહીને એણે મને 'જન્મભૂમિ'ના દૈનિક સંપાદન પર જોડયો. એમાંય એમણે મારી ઝીણી બત્તી અજવાળી શકે તેટલા પૂરતો જ સાહિત્યખૂણો પકડવાની અનુકૂળતા કરી આપી. કેમકે સૌરાષ્ટ્ર સાપ્તાહિક જેને વેરાન જણાયું તેને દૈનિક 'જન્મભૂમિ'ની મરુદશા તો કેટલી વધુ લાગી જાય!

પણ સ્થિતિ ઊલટી દીઠી. રાજસ્થાની રાજરંગોથી મોકળો પુષ્કળ અવકાશ આ દૈનિકમાં દેખાયો. રોજિંદા સમાચારોના અહીં ખાતેના સંપાદકોએ સાહિત્યપ્રદેશને એકદેશીય ન માન્યો. અહીં પણ પહેલા દિવસથી માંડીને નાનાં ગીતો, પ્રેરણાત્મક ઉદ્બોધનો, સ્વાનુભવે સૂઝેલી માર્મિક ઘટનાઓ તેમજ નવનવી પંચાતી ચોપડીઓમાંથી જડતા ચિત્રાત્મક શૈલીના પ્રસંગો દોરી આપવાનું પ્રિય કાર્ય કરવા મળ્યું. દૈનિક અખબારના પંથહીન વેરાનમાં ઝીણી સાહિત્ય–બત્તીએ માર્ગ દાખવ્યા.

ચિત્રપટો– કોઇ કોઇ વાર જોવા મળતાં. (ચિત્રપટો જ જોયા કરવાની લતે ચડયો હતો એ એક ગપ્પ જ હતી.) ને એ હું મારી વિશિષ્ટ દૃષ્ટિથી જોતો. કઈ એ દૃષ્ટિ? 'કલાકારનું વેર' વાંચનારને જણાઇ આવશે. એવાં તો કેટલાંય વિવેચનો જન્મી શકે એવી રહસ્યાવસ્થાઓ અમુક અમુક ચિત્રપટોમાં પડી હોય છે, મેં એ રહસ્યમંથનને મારા સાહિત્યનું એક પ્રિય અંગ માન્યું હતું, ને તેથી જ 'પ્રતિમાઓ', 'પલકારા'નાં, જીવન ધબકતાં ચિત્રો મેં દોરેલાં.

••

આ દરમિયાન ગો.ધરા–ઠક્કરબાપાએ જેસાવાડા ગામે ભીલોને માટે રામજીમંદિર ચણાવ્યું તેની ઉદ્ઘાટનક્રિયા હતી. મને તેડાવેલો. જેસાવાડાથી વળતાં ગોધરે મને ત્યાંની સાહિત્યસભા તરફથી ઉતારવામાં આવ્યો. ગોધરાની સાહિત્યસભા એટલે તો બિચારા એક ભાઈ–'બાળક' નામના માસિકના તંત્રી, (નામ ભૂલી ગયો છું). સૂર્યાસ્ત સમયે મને ટ્રેનમાંથી

ઉતારી એક ગાડીમાં બેસાડી, કહે કે તમારો ઉતારો ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને ઘેર છે. હેબતાયો-મનમાં એક એવો સંસ્કાર પડી ગયેલો કે નિમંત્રણ ભલે સંસ્થાનું હોય. ઊતારું હંમેશા નોતરનાર વ્યક્તિને ઘેર-ગરીબ શ્રીમંત ગમે તે હો : ભૂખ કેવળ એના ઘરનો પરોણો થઇને એના કુટુંબપરિવારનો આત્મીય બનીને રહેવાની. એને બદલે આ પોલીસના સાહેબને ઘેર ! હશે જીવ ! બીજે સગવડ નહિ હોય, ને કાં પોલીસના સાહેબે જપ્તો રાખવાની બીજી કશી પંચાત ન પડે તે સારું પોતાની નજર સામે રાખવા ધારેલ હશે !

સાહેબને બંગલે પહોંચ્યું ત્યાં તો આનંદ અને આશ્ચર્ય સહ રાહ જોતાં હતાં. એ ઘર પોલીસના સાહેબનું હતું તે કરતાં વધુ તો મારાં વર્ષોનાં આત્મજનોનું હતું. મારા જમાદાર પિતાના મોટા ભાઇ જેવા ઉપરી ફોજદાર ભટ્ટ સાહેબ ત્રિપુરાશંકર, એમનાં પત્ની મણિબા, વઢવાણ કેમ્પની સડક પર એપ્રિલના ધોમ બપોરટાણે નિશાળેથી કજિયો કરતાં કરતાં પાછા ફરતાં જેના ગોઠણની નીચે દબાઇને ભોંય પર પડ્યાં પડ્યાં જેનાં મેં બાચકાં ખેંચી તોબા પોકારાવેલી તે મારો સમવયસ્ક બાળગોઠિયો બાલુભાઈ (આજે કરાંચીમાં ડૉ. કેપ્ટન સી. પી. ભટ્ટ છે તે જ) એ બધાં મને ચકિત કરીને ભેટી પડવા ઊભાં હતાં. એમની અંદર હતાં વિધવા કુમુદબહેન.

...યાદદાસ્ત આગળ ને આગળ જાય છે—

રાજકોટની પોલીસ-લાઈનની એક ઓરડીઃ ત્યાં એક માંદા મહેમાનઃ કોડલિવરની એક બાટલીઃ મહેમાનની ચાકરી કરતાં કુમુદબહેનઃ સાતેક વર્ષની મારી વયનું આ સ્મરણ છે. મહેમાન ગુજરી ગયા. જમાદાર ત્રિપુરાશંકર ભટ્ટની મોટી, રૂપાળી, શરમાળી મીઠાબોલી, જોબનવંતી પુત્રી કુમુદબહેન રંડાણી. તે દિવસનાં જે કુમુદબહેન હતાં તે જ હતા બગસરા ફોજદાર ત્રિપુરાશંકરને પિતા-ઘેર રહેતાં કુમુદબહેન, ને તે જ હતાં ગોધરાના પોલીસ-ઉપરી સાહેબનો બંગલો અજવાળતાં કુમુદબહેન. ત્રેવીસ-ચોવીસ વર્ષનો આખો સ્મરણપ્રદેશ એ એકનાં એક ગરવાં, હેતવાળાં, હસમુખાં, વાતડાહ્યાં, પ્રસન્ન અને પ્રશાંત કુમુદબહેનનો લાવણ્યે લળકી રહ્યો છે.

*

હું મને પોતાને ધરતીનું ધાવણ ધાવેલો તેમ જ યુનિવર્સિટીના ખોળામાં ઉછરી મોટો થયેલો માનું છું. કેમકે લોકસાહિત્ય પ્રત્યે મને અભિમુખ કરી લોકસાહિત્યનાં મૂલ્યાંકન શીખવનાર પણ મને યુનિવર્સિટીમાંથી મળેલી કેળવણી- છે એ મારી માન્યતા છે. તુલનાત્મક અભ્યાસદૃષ્ટિ અને સત્યાન્વેષણની સાન આપણને વિદ્યાલયોમાંથી મળે છે; આપણી ઊર્મિ અને આસક્તિ ભલે જન્મગત હોય. ઊર્મિ અને આસક્તિ એકલાં નકામાં છે. એની વિદ્યુત્ચેતનાને જો વિદ્યાપીઠે દીધેલી વિવેકબુદ્ધિ સાથે જોડીએ તો જ સત્યની યાત્રા કરી શકાય છે.

મારા લોકસાહિત્યના ખેડાણમાં હું વિદ્યાપીઠે દીધેલ વિવેક ઉતારી શક્યો છું તેવી મને શ્રદ્ધા કરાવનાર બે ત્રણ વાતોનો નિર્દેશ અસ્થાને નહિ ગણાય. એક પોતાના અભ્યાસીઓને ગૌરવદાન કરવાનું ગુજરાત પાસે જે એક જ માન છે, તે સ્વ. રણજિતરામ સુવર્ણચંદ્રકનું સૌ પહેલું દાન લોકસાહિત્યના આ ખેડાણને થયું.

વિદ્યાજગતના આભૂષણ સ્વ. ડૉ. સર જીવણજી મોદીના પ્રમુખપદે તેમની જ્ઞાન પ્રસારક મંડળીના આશ્રયે લોકગીતો પરનાં છ વ્યાખ્યાનોનું જે આખું સત્ર સને ૧૯૨૯માં મને સોંપાયું હતું તે છયે વ્યાખ્યાનોની માંડણી આ અભ્યાસભૂમિ પર હતી. લોકસાહિત્યમાંથી પ્રતિબિમ્બિત થતું, તત્કાલિન સમાજજીવન : એ વિષય પર મુંબઈ યુનિવર્સિટીએ નોતરેલો ને યુનિવર્સિટીનું પારિતોષિક પામેલો જે નિબંધ શ્રી. શંકર કાલેલકરે લખેલો હતો તેની માંડણી પણ મારા પ્રવેશકો અને પુસ્તકો પર થઇ હતી.

વિદ્યાપીઠના ઉપાસક સમૂહ તરફ આવી સંતોષભરી મીટ માંડીને જ અભ્યાસપ્રેમી ગુજરાતને ખોળે મારા જીવનનાં આદ્ય ધ્યેય સમા લોક-સાહિત્યના સંશોધનનો નિષ્કર્ષ મૂકું છું, તે પ્રસંગે મારા મનની ઊંડી વ્યથાભરી એક જ વાત કહી નાખું છું.

યથાશક્તિ મેં મારા એક જ પ્રાંતની લોકવાણીનું આટલું સંશોધન ને દોહન કર્યું. મનોરથ તો ગુજરાતભરના જૂના વાણી-પોપડા ઉકેલવાનો હતો. પણ એ તો મનમાંની મનમાં જ રહી ગઈ. હવે હું યુનિવર્સિટીના મહાલયમાં વિચરનાર હજારો ગુજરાતી યુવાનોને આ સાદ પાડું છું: કે થોડાક તો નીકળો, કોઈક તો કમ્મર કસો! આપણાં રાનીપરજ ને કાળીપરજ, આપણા ભીલો ને ધારાળાઓ, આપણી સુવિશાળ રત્નાકર-પટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમની પાસે હજુય સચવાઈ રહેલી લોકવાણીને વીણી લાવી, યુનિવર્સિટીને દ્વારે હાજર કરો. સાચો સુયશ તો જ ચડશે—આપણને ને આપણી વિદ્યાપીઠને.

*

લોકસાહિત્યને ખેડતાં ખેડતાં આજ ચોવીસેક વરસની અવધ થઈ. પત્રકારિત્વને ધંધાથી ખીલે બંધાયા બંધાયા, ગળે પડેલી રસીએ જેટલે કુંડાળે ભમવા દીધો તેટલો પ્રદેશ ખેડી શકાયો. એકધારું અને અવિચ્છિન્ન એ ખેડાણ થઈ શક્યું હોત તો વધુ વાવેતર ન કરી શકાયું હોત? લોકપ્રદેશ જેટલો જોયો તેથી દસવીસ ગણો જોઈ ન શકાયો હોત? ચારણોને, બારોટોને, વાતડાહ્યાં અન્ય માણસોને, રાસડા ગાનારી ને કથાઓ કહેનારી માતાઓને, બહેનોને, તુરીઓને, ભજનિકોને, દરબારોને, મુત્સદ્દીઓને, પોલીસનોકરીઆતોને, ઘાંચીને, મોચીને, માળીને, મીરને, રબ્બેહરને, જેટલાને મળાયું તેના કરતાં પચાસગણી વધુ સંખ્યામાં મળાયું હોત તો આજે ભરાયા છે તેના કરતાં કેટલાં વિશેષ પાનાં ભરાયાં હોત! પણ જો પત્રકારત્વની સ્ફૂર્તિ ન હોત તો લોકસાહિત્યનો આ રસ જીવતો રહી શક્યો હોત શું? અભ્યાસની જડતા ન આવી જાત? પત્રકાર-જીવને મારો માનવ-સંપર્ક તેમ જ માનવ-લીલાની માહિતી લીલીછમ રાખી છે. એ જીવન સમપ્રીની વિપુલ પ્રાપ્તિ જો ન થતી રહી હોત તો એકલી વાણીનો સંગ મને કંગાલ કરી મૂકત, વેદીઓ બનાવત. જૂની અને નવી બન્ને વાણીનાં આજે રમણ કરવું ગમે છે, વાક્યો અને શબ્દો વિધવિધ ધ્વનિઓ ધારણ કરી અંતરમાં અજવાળાં પાથરી રહે છે, કારણ કે માનવ-સંપર્ક લૂંટયો નથી. માત્ર વાર્તાના વીરો અને નાટકોના નાયકોથી કામ ન ચાલ્યું હોત. જીવનના મૂંગા વીરો ને નાયકો જોવા સમજવાને મળ્યા છે.

*

પરિશ્રમ—હા, એ મેં કર્યો છે. કદી પણ દિલચોરી રાખી નથી, સહેલાઈથી અને સસ્તે ભાવે સાહિત્ય સર્જાવી નાખવામાં મેં માન્યું નથી. અને એવા સતત પરિશ્રમની વચ્ચે મેં કોઈ પણ બાહ્ય પ્રલોભનને આવવા દીધું નથી. સભાઓમાં પ્રમુખ-સ્થાનો, જાહેર ચર્ચાઓની વાઝણી કડાકૂટ, મોખરે સ્થાન મેળવવાની મહત્ત્વાકાંક્ષા, બધારણો અને વાદોના ઝગડા—એ બધી સાહિત્યના તપોવન પર ત્રાટકનારી અપ્સરાઓના રૂપમાં હું અંજાયો નથી. એને મેં સાહિત્યકારની તપશ્ચર્યાને ધૂળમાં મેળવનાર ગણી છે. એમાં તેઓ જ પડે છે, જેમને પરિશ્રમ-પૂર્ણ 'ટેબલવર્ક' પાલવતું નથી.

પરિશ્રમ મને પ્રિય છે. પરસેવો પાડીને મેળવેલું પરિણામ જે આવે તે મીઠું લાગે છે. એ પરિણામ જાહેર જનતાને સંતોષે કે નહિ, એ પ્રશ્ન પછી ઊઠે છે. પહેલો પ્રશ્ન તો લેખકના પોતાના સંતોષનો છે. હું એક કામ પૂરું કરું છું ત્યારે મારો સંતોષ એ હોય છે કે મારી શક્તિની સમગ્ર મર્યાદા આવી રહ્યા સુધી મેં મહેનત કરી છે, આથી વધુ સારું હું ન જ કરી શક્યો હોત. એ થઈ મારી શક્તિની મર્યાદા.

પણ હું મારી જાતને કદી એમ સમજાવી લેતો નથી કે મારી જાહેરમાં જે પ્રતિષ્ઠા થઈ ગઈ છે તેને આધારે હું જે કાંઈ ઘસડીને ફગાવીશ તે લોકો ચલાવી લેશે. ના, હું જાણું છું કે સાહિત્યકાર અને પત્રકારનું કશું જ લોકો શ્રીપુરાતે રાખતા નથી. અગાઉ તમે ખૂબ અચ્છી કૃતિઓ આપી છે એટલે એકાદ નબળી લોકો નિભાવી લેશે એમ કદી ગણશો નહીં. એથી ઊલટું, અગાઉ તમે લોકોને જે આસ્વાદ કરાવ્યો હશે તેથી ઉચ્ચ વાચનની લોકો તમારા

તરફથી અપેક્ષા રાખીને બેસશો. માટે બહેતર છે કે કંઇ વધુ ન આપો. પણ જે કાંઈ આપો તે તમારા ૧૦૦ ટકા શ્રમનું જ, અને તમારો પોતાનો સંતોષ પ્રાપ્ત કરી શકેલું પરિણામ હોવું જોઇએ. પછી શકિત જે નવા સીમાડા સર નથી કરી શકતી તે માટે વલખાં પણ શાં? તમારો સ્વધર્મ તમારી શક્તિ મર્યાદા તેમ જ જે વર્ગને તમે પહોંચવા માંગો છો તેની મર્યાદા નક્કી કરી લેવાનો છે.

હું એવી બંને મર્યાદા બાંધી શકયો છું, એટલે દિલને ધક્કા ખાવાના પ્રસંગો ઓછા આવે છે. છતાં લોકપ્રિયતા જેટલી વિશાળ તેટલા પ્રમાણમાં આપણે લોક દૃષ્ટિની વેધક રોશનીના ભોગ પણ રહેવાના. જે લેખક વિદ્દ્વર્ગ અને જનસામાન્યનો બેઉનો સન્માનનીય બને તેને માટે એ બેઉ ઘઉંના દાણાને માટે ઘંટીનાં બે પડો સમાં બની રહે. પ્રામાણિક વિરોધમાં કેટલીક તેજોદ્વેષ પણ કામ કરે. એ ઉપરાંત પત્રકારત્વમાં પડેલા સાહિત્યકારની સામે સાચા ખોટા પૂર્વગ્રહો પણ જન્મે. અને તે બધાની શિર ટોચે, સાહિત્યકારના એકલમાર્ગ અને આત્મ મગ્ન ચિત્તતંત્રને કારણે એને વિષે ગેરસમજૂતિઓ જન્મે તેવાં પણ વલણો એનાથી ધારણ કરી બેસાય. લેખનપ્રવૃત્તિમાં જબરા વિક્ષેપ પાડતા આંચકા આવા કારણથી લાગ્યા જ કરે. મારા સુભાગ્યે એ આંચકા મારા હિસ્સે પ્રમાણમાં ઓછા આવ્યા છે. તેમ છતાં એવા ઘાવ ઝીલી લઇને મૌનનું પાલન કરવાથી મારી માનસિક સમતા સચવાઈ શકી છે. અને એવી સમતાની રક્ષા એ જ સર્જનકલાને દીર્ઘજીવી બનાવે છે.

અફવા અને લોકવાયકા એ પ્રસિદ્ધિની પાછળ પાછળ આવતા તો ઘણીવાર આગળ ચાલતા પડછાયા જેવી વસ્તુ છે. એટલે એ પ્રસિદ્ધિની જવાબદારી આપણી હો કે ન હો, તેમ જ એ અફવા અને લોકવાયકાની કશી દરકાર આપણને હો કે ન હો, છતાં લોકક્ષેમ અર્થે કેટલાક ખુલાસાઓ કર્યા વિના ચાલતું નથી. કેમકે એ અફવાઓ અને લોકવાયકાઓ આપણા પોતાના કરતાં પણ આપણી સાથે સંબંધ ધરાવનારા સ્વજનોને વિના વાંકે વધારે નુકસાન કરે છે.

એક અફવા એવી ચાલી છે કે હું મારાં ગીતો, વાર્તાઓના સમારંભો એમ ધંધાર્થી તરીકે પુરસ્કાર કે મહેનતાણું લઇને ગમે તે પ્રસંગે કરું છું 'અમારે ત્યાં અમુક સમારંભો છે; તમને તેડાવવા માગીએ છીએ, તમારી શરતો શી શી છે તે તુરત જણાવો.' આ પ્રકારના કાગળો અનેક જાહેર પ્રજાકીય પ્રસંગો અંગે આવે છે. 'ગામલોકો તમને એમની યથાશકિત ફૂલપાંખડી આપવા માગે છે. માટે તમારો કાર્યક્રમ આપવા આવો. અમારા શાળાના સમારંભ ખાતે તમારા માટે રૂા. એક સો આપવાનો ઠરાવ થયો છે માટે આવો–' આવી આવી જાતનાં નિમંત્રણો મળે છે. એવા પણ કાગળો લખાઈ આવે છે કે 'તમારી Terms (શરતો) આકરી છે એટલે શું કરીએ! તેડાવી શકતા નથી.'

આવી માન્યતાનો કોણે પ્રચાર કર્યો તે જાણી શકાયું નથી. ઉત્તર ગુજરાતનાં પાંચ–છ શહેરોમાં મારા સમારંભો ગોઠવાયા ત્યારે જ મને આવી નિર્મૂલ માન્યતાઓની ખબર પડી. છૂટક છૂટક કેટલાક સ્નેહીઓના આ મતલબના કાગળો આવતા ત્યારે હું ખુલાસા લખી મોકલતો અને માનતો કે અમુક મંડળોમાં પડેલી આવી આવી ગલત માન્યતા દૂર થઇ જશે. પણ તાજેતરમાં મને દેખાયું છે કે આ માન્યતા ઊંડું ઘર કરી ગઈ છે.

હકીકત તો આ છે કે મારા સમારંભો બદલ મેં આજસુધીમાં કોઈ ઠેકાણે પુરસ્કાર માગ્યો નથી, તેમ જ સાહિત્યેતર કોઈ પણ પ્રસંગના સમારંભના એક મનોરંજક કાર્યક્રમ તરીકે મેં મારાં ગીતો–કથાઓનો ઉપયોગ કર્યો નથી. જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં આ ગીતો–કથાઓને શુદ્ધ સાહિત્યસમારંભની સ્વતંત્ર સામગ્રી લેખે જ જાઉં છું. તે વખતે યજમાનો જે ધરે છે તેમાંથી પ્રવાસખર્ચ જ હું સ્વીકારું છું.

હું પુરસ્કાર લેતો નથી તેનો અર્થ એ નથી કે આવો પુરસ્કાર લેવો એ અધર્મ છે. જીવનના બીજા કોઈ પણ નિર્વાહ–સાધનનો આધાર લીધા વિના આવી જનરંજક કલાને જ પોતાનો એક માત્ર જીવન–ઉદ્યમ બનાવનાર હરકોઈ કલાકારને આવો પુરસ્કાર મેળવ્યા વિના ચાલે જ નહિ. સંગીતકારો, ગવૈયાઓ,

નૃત્યકારો, અને અભિનેતાઓની જેમ વિદ્વાનોને, પંડિતોને, સાહિત્યકારોને, વ્યાખ્યાતાઓને અને કાવ્યગાયકોને પણ નિર્વાહનો બંદોબસ્ત આવા સમારંભોમાંથી કરી આપવો જોઈએ. પરંતુ માત્ર જેવો જેઓ નિર્વાહ-સાધન માટે ઇતર પ્રવૃત્તિઓ ખેડે છે અને ગીતો કથાઓના સમારંભો તો પોતાની ફાલતુ સરકાર-પ્રવૃત્તિ લેખે જ કરે છે તેમને માટે તો આવા સમારંભોમાં બદલો માગવાનું તો જ સુયોગ્ય ઠરે કે જો એ સમારંભોમાંથી તેના યોજકો આર્થિક આવક ઉઠાવતા હોય

ગુજરાતનાં શહેરોની તો આજે સાહિત્યપ્રેમને પંથે પ્રથમ પ્રયાણ કરતી સ્થિતિ છે. હજુ તો તેઓ નવરાત્રિ-ઉત્સવ ઇત્યાદિ પર્વોની ઉજવણી માટે થોડા થોડા ખર્ચફાળો આપતાં થયાં છે. અને તેના પ્રયોજકો તે ફાળાના ભંડોળમાંથી માંડમાંડ નિમંત્રિત વ્યાખ્યાતાઓનાં રેલભાડાં ચુકાવી શકે તેવી તંગ સ્થિતિમાં હોય છે. ટૂંકાં ભંડોળોમાં કાર્યક્રમોનું શક્ય તેટલું વૈવિધ્ય લાવવાનો આ પ્રયોજકોનો આકરો પ્રયત્ન હોય છે. ગામેગામનો શ્રોતાસમૂહ જેમ જેમ વિશાળ બનતો ચાલ્યો છે તેમ તેમ લાઉડસ્પીકરો ઇત્યાદિ યાંત્રિક સગવડો પણ છૂટથી વસાવા લાગી છે. આ રીતે ગુજરાતનાં નાનાં શહેરો પોતાના વ્યાખ્યાતા-મહેમાનોને માટે જે સન્માનપૂર્ણ આતિથ્યનો શ્રમ ઉઠાવી રહ્યા છે તે કરતાં વિશેષ માગવાનો કોઈ પણ સાહિત્યધર્મીનો અધિકાર નથી મારો એ અધિકાર મેં કદી માન્યો નથી તેમ મને એ જરૂર કદી પડી નથી.

શ્રી ખંડેરાવ 'સૂજીએ' 'પ્રસ્થાન'માં મારો જે વ્યક્તિપરિચય કરાવ્યો છે તેનાં આભારજળમાં હું ભીંજાઈ રહ્યો છું; પરન્તુ તેની અંદર એક ગંભીર હકીકતદોષ તેમના હાથે કોઈ ઊડતી વાત ઉપરથી થઈ ગયો છે તેને પરિણામે મારા ભૂતકાળ સાથે સંકળાયેલા એક સ્નેહભર્યા સજ્જનને અન્યાય થઇ ગયો છે. તે અન્યાયનું હું, મારી તથા ભાઈશ્રી સૂજીની વતી ત્વરિત નિવારણ કરું છું. "કારખાનાના માલિક શ્રી. મેઘાણીને લઈ ઈંગ્લેન્ડ ગયા. પરંતુ શ્રીમંતોની મરજી પ્રમાણે હાજી હા કરવાની કલા તેમને પસંદ નહોતી. 'કઇ સિગારેટ સારી છે?' એનો યોગ્ય ઉત્તર ન આપી શકવાથી શ્રી મેઘાણીને હિન્દ પાછા મોકલ્યા! આ વખતે શ્રી. અમૃતલાલ શેઠે શ્રી. મેઘાણીને તંત્રી મંડળમાં લઇ લીધા.'

ઉપરના વાક્યમાં મારા તે વખતના કારખાના માલિક અને મારા સદા સર્વદાના સૌજન્યશાળી શેઠી શ્રી જીવણલાલ શેઠ અન્યાય પામ્યા છે. મને પોતાની સાથે ઇંગ્લેન્ડ લઇ જનાર તેમજ પોતાની સાથે માનભેર, પ્રેમભેર પાછો લાવનાર અને લાવ્યા પછી મને એમના એલ્યુમિનિયમના કારખાનાના ઉપરી સ્થાને પૂર્ણ પ્રેમ અને દરજ્જાથી સાચવનાર શ્રી જીવણભાઇ જ હતા. ઇંગ્લાન્ડમાં હાજી હા કે સિગારેટવાળો કોઇ પ્રસંગ બન્યો જ નહોતો એથી ઊનટું મારી વ્યાપાર બુદ્ધિ ખાતે મોટું મીંડું હતું. તેને લીધે જ મને લંડનમાં કાયમી સ્થાન આપવાના તેમના વિચારનો લાભ હું પોતે જ ન લઇ શક્યો. એટલે જ, લાઈ લાજે તેઓ મને પાછો લાવ્યા. પાછા આવ્યા પછી બે વરસે એમની ઘણી જ ઉત્કટ ઇચ્છાની વિરુદ્ધ થઇને તેમ જ એમના તરફથી મળ્યે જતા અને મળનાર સારા કારકિર્દીલાભોને સ્વેચ્છાથી છોડીને એમના હૃદયને દુભાવીને ૧૯૨૧માં હું કાઠિયાવાડ પાછો આવ્યો.

એ રીતે મને આશાભરી કારકિર્દીને ખોળેથી પાછો લાવનાર અવાજ સાહિત્ય-જીવનનો જ હતો. તે વખતના મારા ત્યાંના સાથીએ કહેલું તે મને અત્યારે પણ યાદ છે કે, 'ગુજરાતમાં કલમ ઉપર જીવવાના એવા ક્યા સંજોગો છે કે તું અહીંની રોટલીને છોડી જાય છે?' પણ કાનમાં સંભળાતો અવાજ દુર્નિવાર હતો. અને એ અવાજે મને જરા પણ છેતર્યો નથી તેની આજે હું વર્ષોથી પલેપલ પ્રતીતિ કરું છું.

# લોકજીવનના આદર્શ ચારણ

કાકા કાલેલકર

લોકમાનસ, લોકજીવન, અને લોકસાહિત્યની એકાગ્ર નિષ્ઠાથી ભક્તિ કરનાર શ્રી. ઝવેરચંદ મેઘાણીનો જોટો ગુજરાતમાં જ શું હિન્દુસ્થાનમાં મળવો મુશ્કેલ છે. આમ કહેતી વખતે પંજાબના સાહિત્ય-ફકીર શ્રી. દેવેન્દ્ર સત્યાર્થીને હું ભૂલ્યો નથી. ઝવેરચંદભાઈજીની સેવાને તોલે આવે એવી સેવા લોકસાહિત્યને ફાળે હજી બીજે કયાંય આવી નથી. બુલંદ અવાજ, બુલંદ ભાવના અને બુલંદ પ્રવૃત્તિ તે ઝવેરચંદ મેઘાણી.

એ વધારે જીવ્યા હોત તો લોકસાહિત્યની ઘણી ઘણી સેવા કરત. ઘણું જીવવાનો એમનો અધિકાર હતો. એમના કેટલાય સંકલ્પો બર આવવવાના બાકી હતા. છતાં એમના અવસાનનો શોક કરવાનું મન નથી થતું. એમના મૃત્યુથી સાહિત્ય-સેવાને ભારેમાં ભારે ખોટ ગઈ છે એનું દુઃખ તીવ્ર છે. પણ ઝવેરચંદ મેઘાણી જેવા જીવો ઈતિહાસના કે સમાજશાસ્ત્રના કોઈ નિયમ પ્રમાણે આવતા નથી. પછી આપણી અપેક્ષા પ્રમાણે જીવે એવી ઈચ્છા આપણે શી રીતે રાખી શકીએ ? એમણે કરેલું કામ એમને કોઈએ સોંપ્યું ન હતું. એમની પાસેથી એ કામ છીનવી લેવાની કોઈની શકિત ન હતી. લોકસાહિત્યની સેવામાંથી એમને ચળાવવા પણ કોઈ સમર્થ નીવડયું નહિ. એમણે લોકસાહિત્ય, લોકગીત અને લોકસંગીતની સેવા કરવા પૂરતી જ જીવનસિદ્ધિ કેળવી હતી. શરીર ચાલ્યું ત્યાં સુધી એ સેવા એમણે અખંડ કરી. બાકી બધા સંકલ્પો અને મુરાદો એમણે ગૌણ કર્યા. શરીર ટકયું ત્યાં સુધી સેવા કરી અને ઉપવનમાંથી દ્વિજરાજ ઊડી જાય તેમ આપણી વચ્ચેથી તેઓ ઊડી ગયા.

હમણાં હમણાં જ મેં જાણ્યું કે તેઓ જ્ઞાતિયે જૈન હતા. જાણ્યું ખરું, પણ મેં માન્યું નહિ. સ્વભાવમાં અને જીવનમાં તેઓ આદર્શ ચારણ હતા. ચારણ એટલો બધો એકનિષ્ઠ હોય છે કે એને પોતાની દૃષ્ટિ અને પોતાનું જીવન એકાંગી થાય તો એની એને જરાય પડી નથી હોતી. એકાગ્રતા એ જ એનો કુળધર્મ. ચારણોને નિષ્ઠા ફેરવવાની છૂટ હોય છે, પણ ઉત્કટતામાં તેઓ યતકિંચિત પણ મોળા નહિ પડે.

શ્રી મેઘાણીનો અને મારો સંબંધ બહુ ઉત્કટ થાત, પણ મારી ગફલતથી તેમ ન બની શકયું. એનું ય મને દુઃખ નથી, કેમ કે એમની અપેક્ષા હું પૂરી ન પાડી શકત.

શ્રી. રણજીતરામ વાવાભાઈએ લોકગીતોનો એક સંગ્રહ કરેલો. સુરતના ભાઈ શેલતે તે છાપી કાઢયો. કવિશ્રી નાનાલાલે એની પ્રસ્તાવના લખી આપવાની હા પાડી. લગભગ વરસ થયું હશે. પ્રસ્તાવના ન મળી. હું તે વખતનો નવજીવનનો ઊગતો લેખક હતો. "દક્ષિણી હોવા છતાં ગૂજરાતી લખે છે" એ કૌતુકનો વિષય હતો. હૃદયથી ગૂજરાતી લઈને લખે છે એ એક આશ્ચર્ય મનાતું. શ્રી શેલતે મને પૂછયું. ભીડભંજન તરીકે મેં હા પાડી અને "રસાસ્વાદ" નામે એક પ્રસ્તાવના લખી આપી. ગુજરાતે એની કદર કરી.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ તે જ અરસામાં લોકસાહિત્યની સેવા આદરી હતી. તેઓ મને મળ્યા. અમે લોકસાહિત્ય વિષે વાતો કરી. પછી એમણે પોતાની એક ચોપડી મને વાંચવા આપી, હું શી રીતે જાણું કે એમને એને માટે પ્રસ્તાવના જોઈએ છે ? ચોપડી લઈને હુ મુસાફરીએ ગયો અને વાંચવાનું રહી જ ગયું. ઘણે દિવસે પ્રસ્તાવનાની ઉઘરાણી આવી. પ્રસ્તાવના હતી કે રિવ્યૂ હતો એ યે ભૂલી ગયો છું. મારાથી એ ન બન્યું અને મેઘાણીભાઈને માઠું લાગ્યું. કસ્તૂરીના પરિમલને કોઈના સોગનની શી જરૂર ? એમનું કામ ધમધોકાર ચાલ્યું. એમની

કેટલીક ચોપડીઓ દા. ત. "સોરઠની રસધાર", "રઢિયાળી રાત" વગેરે મેં વાંચી. લોકસાહિત્યનો હું રસિયો ખરો, પણ મેં એને પોતાનું ક્ષેત્ર માનેલું નહિ. મારી નમ્રતાને કારણે હું કશું લખું નહિ. અને એમને થયું કે હું એમનો બહિષ્કાર કરું છું. કોઈ સજ્જન મિત્ર પાસેથી મેં આ વાત જાણી ત્યારે તેમને મળવાના પહેલો મોકો મળતાવેંત મેં મારો ખુલાસો આપ્યો. લોકસાહિત્યને અંગે મેં કશી જ પ્રવૃત્તિ કરેલી નહિ. અમારા સંગીતશાસ્ત્રી નારાયણરાવ ખરે પાસેથી ગુજરાતના લોકસંગીત ઉપર notations સાથે એક ચોપડી મેં તૈયાર કરાવેલી, એને મારે પ્રસ્તાવના લખેલી. અને સ્વ. ગિજુભાઈ, મને હુકમ કરીને, મારી પાસેથી જે લખાવે તેટલો જ અપવાદ. મારો ખુલાસો મેઘાણીભાઈએ સ્વીકાર્યો એટલે કશી ગેરસમજ રહી નહિ.

ત્યાર પછી અવારનવાર જ્યારે તક મળે ત્યારે એમની પાસેથી એમનાં લોકગીતો સાંભળતો. કેટલાક મિત્રો પણ મને કહે 'મેઘાણીભાઈ આવ્યા છે. ચાલો એમનાં ગીતો સાંભળીએ. તમે હશો તો પોતાની કૃતિઓ ઉમંગમાં આવીને ગાશે.'

અને ખરેખર, જ્યારે જ્યારે મેં એમની પાસે માગણી કરી, ત્યારે ત્યારે મેઘાણીએ વગર સંકોચે મેઘ વરસાવ્યો જ છે.

ગુજરાત વિદ્યાપીઠ ચલાવતો હતો ત્યારે મેં એક વ્યાખ્યાનમાળા માટે મુ. ઠક્કરબાપાને લખ્યું હતું. એમણે પોતાની અશક્તિની ઢાલ આગળ કરી મને ટાળ્યો. મેં મેઘાણીને વિનતી કરી કે, "લોકસાહિત્ય ઉપર વિદ્યાપીઠમાં એક વ્યાખ્યાનમાળા આપો! એ પુસ્તકાકારે છાપીશું." એમણે હા પાડી. અને એને અંગે એમનો મારો ઠીક ઠીક પત્રવ્યવહાર થયો. એ વ્યાખ્યાનમાળામાં શું શું આવવું જોઈએ એમ એમણે પૂછ્યું. મેં મારી કલ્પના લખી મોકલી, પણ મંદવાડને કે એવે જ કોઈ કારણે તેઓ ન આવી શક્યા. પછી તો સરકારે વિદ્યાપીઠનો જ કમજો લઈ લીધો, અને એ વાત રહી ગઈ.

પછી તો હું ગુજરાત છોડીને વર્ધા રહેવા ગયો. પણ એકવાર વડોદરા રાજ્ય તરફથી કેટલાક સાહિત્યિકોને વ્યાખ્યાન આપવા માટે, દક્ષિણા સાથે, આમંત્રણ હતું. તે વખતે મેઘાણીભાઈ અને હું એકત્ર આવ્યા. અમે ડભોઈનો કિલ્લો જોવા પણ ગયા હતા ત્યાંની ઐતિહાસિક દંતકથાઓ અમે સાંભળી. મેઘાણીભાઈએ એક વ્યાખ્યાન આપ્યું. અર્થાત એ સંગીત સાથે હતું. લોકો તો મંત્રમુગ્ધ સાપની પેઠે ડોલતા હતા. વડોદરાની સભામાં પણ લોકોની એ જ હાલત થઈ હતી.

"વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે"-વાળી લોકકથા જ્યારે પોતાની મેઘગંભીર વાણીથી તેઓ ગાતા, અને વચ્ચમાં વચ્ચમાં વિવેચનપૂર્વક સમજાવતા, ત્યારે તો મધ્યયુગનો જમાનો નજર આગળ જીવતો થતો.

હમણાં હમણાં ભાઈ ઈશ્વરલાલ દવેએ મને કહ્યું કે, 'મેઘાણીભાઈએ રવિશંકર મહારાજને મોઢે સાભળેલી મહીકાંઠાની વાતો લખી કાઢી છે. એને માટે પ્રસ્તાવના આપશો?' મને હા કહેતાં વાર ન લાગી, કેમ કે એમાંની કેટલીક મેં જેલમાં રસપૂર્વક વાંચી હતી. વિદ્યાપીઠ વ્યાખ્યાનમાળા વખતે જે અંજલિ હું આપવા માગતો હતો તે આપવાની મને તક મળતા મેં ઘણોજ સંતોષ અનુભવ્યો. મારી પ્રસ્તાવના મેઘાણીભાઈને ગમી. એમનો એક કાગળ આવ્યો. જવાબમાં એમને ઠપકો આપતા મેં કહ્યું કે, 'વિદ્યાપીઠનાં વ્યાખ્યાનમાળા આપવા આવ્યા હોત તો કયારનું એ બધું અને એથી ય ઘણું હું વ્યક્ત કરી શકત, એટલું નહિ પણ એમને હાથે લોકસાહિત્ય માટે વિદ્યાપીઠ મારફતે ઘણું ઘણું કરી શકત.'

ગુજરાતમાં લોકગીતો માટે કે લોકસાહિત્ય માટે જે કોઈએ કાંઈ પણ કર્યું છે તેને મેઘાણીભાઈની મદદ અને આશીર્વાદ મળ્યા જ છે. ઊગતી પેઢીના ચિ. સતીશે પણ જ્યારે યુનિવર્સિટીના ઈનામ માટે એક નિબંધ લખ્યો ત્યારે એને જોઈતું દિશા દર્શન મેઘાણીભાઈ પાસેથી જ મળ્યું.

શ્રી. ઝવેરચંદભાઈ મેઘાણી જેવા એકનિષ્ઠ સેવક કોઈપણ ભાષાને મળે એ તે ભાષાનું અને તે

જમાનાનું અસાધારણ ભાગ્ય જ છે. મેઘાણીના અવસાનને કારણે હું શોક નથી કરતો એનું કારણ એમને હું ભગવાનની ગુર્જરીગિરાને બક્ષિસ માનું છું. દેવના દીધેલા એવા વરદાનને કૃતજ્ઞતાપૂર્વક વધાવી લઈએ. વરદાન વધારે ન મળ્યું કે લાંબા વખત સુધી ન ચાલ્યું એવી ફરિયાદ કરાય નહિ. ઈશ્વરની ઈચ્છા આગળ માણસની ઈચ્છા સ્તબ્ધ થાય એ જ આસ્તિકતાની નિશાની છે.

મધ્યકાલીન લોકજીવન, એ જીવનના એકાંગી પણ ઉત્કટ આદર્શો જીવતા કરવાનું કામ જેટલું મેઘાણીએ કર્યું છે તેટલું, મને નથી લાગતું, બીજો કોઈ સાહિત્યિક ચારણ કરી શક્યો છે. કેમકે કાલના ઉદરમાં જઈ સૂતેલા જમાના સાથે એકરૂપ થવા માટે જોઈતું હૃદયનું તદાત્મ્ય અને કલ્પનાનું ઉડાણ કોઈ વિરલ વિભૂતિ પાસે જ હોય છે.

મેં જે કહ્યું છે કે મેઘાણીની અમુક કૃતિઓ વિશ્વસાહિત્યમાં સ્થાન પામશે, એમાં જરાય અતિશયોક્તિ નથી. કેમકે એમની એ પ્રવૃત્તિમાં ઉત્કટતા, એકાગ્રતા અને પારમાર્થિકતા ટીપી ટીપીને ભરેલાં છે.



# મેઘાણીભાઈનાં સંસ્મરણો

રામનારાયણ વિશ્વનાથ પાઠક

મેઘાણીભાઈ સાથેનો સંબંધ ક્યારે શરૂ થયો તે યાદ આવતું નથી. ને કંઈ યાદ આવે છે તે વખતે જાણે એ વાતની પશ્ચાદ્‌ભૂમાં ઘન પરિચય હતો જ એવા સંસ્કારો છે.

તેમની સાથેનો મારો પરિચય ઠીક ઠીક જૂનો છે. હું માનું છું કે તેઓ લોકસાહિત્યનો સંગ્રહ કરવા માંડ્યા તેના પ્રારંભથી જ અમારો સંબંધ છે.

જૂનામાં જૂનું સંસ્મરણ અમે અમદાવાદમાં મળ્યા તેનું છે. તેમણે મને જણાવ્યું કે પોતે કેટલાંક લોકગીતો ભેગાં કર્યાં છે અને એ ગાઈ બતાવવાં છે. તેના અખતરો પહેલાં કોઈ નાના સંસ્કારી શ્રોતાવર્ગ ઉપર કરવો છે, અને એને માટે તેઓ વિદ્યાપીઠનો વિદ્યાર્થીવર્ગ પસંદ કરે. હું એમને મહાવિદ્યાલયમાં લઈ ગયો, તે વખતે હજી મહાવિદ્યાલય જેને અમે ભૂલાભાઈ કોલોની કહેતા ત્યાં–આગાખાન હોલની નજીક બેસતું. અમારા મોટા ખંડમાં વિદ્યાર્થીઓ ભેગા થયા. અને થોડા જ વખતમાં એમણે એમના કંઠથી આખા વિદ્યાર્થીવર્ગને મંત્રમુગ્ધ કરી દીધો. અમારા બધા પ્રોફેસરો પણ હાજર હતા. અમારા સ્ટાફમાં સિંધી પ્રોફેસરો પણ હતા. બધા જ એક સરખા રસથી સાંભળતા હતા.

એક બે ગીતો ગાયા પછી તેમણે મહાદેવજીવાળું ગીત ગાયું. મને તેની પંક્તિઓ યાદ નથી. પણ વસ્તુ એવું છે કે પાર્વતી કહે છે કે હું તો પિયર જઈશ. મહાદેવજી કહે છે કે કેટલા દિવસે પાછાં આવશો? પાર્વતી કહે છે, પેલો સામો પીપળો દેખાય છે તેને જેટલાં પાન છે, તેટલે દિવસે આવીશ! અને આખો શ્રોતાવર્ગ જાણે એક જ પ્રાણ હોય તેમ તે એક સાથે રડ્યો છે, તે હું કદી ભૂલીશ નહિ. એ ગીત મેં પણ ત્યાં પહેલું જ સાંભળ્યું અને,

વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં

એ અત્યંત કરુણ ગીત પણ મેં ત્યાં જ પહેલું સાંભળ્યું. એ પછી તો આ શ્રોતાવર્ગ તેમનો માનીતો થઈ પડયો, અને તે એટલે સુધી કે છેવટે હું ઘણે વરસે એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજમાં આવ્યો. અને મેઘાણી તો તે વખતે મુલ્કે મશહૂર થઈ ગયા હતા ત્યારે પણ તેઓ એ કોલેજમાં આવ્યા. અને તેમણે ગીતો, વરતકથાઓ, વગેર સંભળાવ્યાં.

પ્રિન્સિપાલ રાવને ઘણું કામ હતું, અને વચમાંથી ઊઠવું ખરાબ દેખાય એ બીકે આવવાની

નાં પાડતા હતા, છતાં મેઘાણીના સૌજન્ય વિશેના મારા આશ્વાસનથી, તેઓ પણ આવ્યા. તેમને વખત હતો તેટલું બેઠા, એ વખતે મેઘાણી શીતળા-માના વરતની વાત કરતા હતા, તેમાં એક તલાવડી-ની વાત આવી કે કોઈ તેનું પાણી નથી પીતું વગેરે, અને ડૉ.. રાવે કહ્યું કે એવી જ વાત તેમની પોતાની ભાષામાં છે! લોકસાહિત્યની સંશોધનની શકયતાઓ તો હજી હવે સ્ફુટ થતી જશે!—જો કે મેઘાણીએ એ જાણી હતી. અને હિંદના જુદા જુદા પ્રાંતોનાં ગીતો તેઓ આ દૃષ્ટિએ ભેગાં કરતા હતા.

એ વિદ્યાપીઠમાં એમણે જે ગીતો ગાયાં તે જ અરસામાં અમદાવાદની જાહેર જનતા આગળ તેમણે પ્રેમાભાઈ હૉલમાં એક વ્યાખ્યાન, અલબત્ત ગીતોના પ્રયોગ સાથેનું આપ્યું. તેમાં અનેક ગીતો ગાયાં. હું પ્રમુખ હતો. તેમનાં ગીતો ઉપર વિવેચન કરતાં તેમનાં જ ગીતોના ભાવો સંસ્કૃત શિષ્ટ સાહિ-ત્યમાં છે એના અનાયાસે મને ત્યાં ત્રણ દૃષ્ટાંતો મળી ગયાં.

> હાથ રંગીને દેરી શું રે કરું
> એનો જોનારો પરદેશ રે
> મેંદી રંગ લાગ્યો રે

મેં સ્મરણ કર્યું કે કુમારસંભવમાં પાર્વતી જ્યારે મહાદેવને પરણવામાં નિષ્ફળ જાય છે ત્યારે કવિ કહે છે :—

> निनिन्द रूपं हृदयेन पार्वती।
> प्रियेषु सौभाग्यफला हि चारुता॥

'પાર્વતીએ પોતાના રૂપને નિન્દ્યું, કારણ કે પ્રિય પાસેથી સૌભાગ્ય મળે એ જ રૂપનું સાર્થક્ય છે.'

બીજું એક ગીત તેમણે ગાયેલું તે પેલું ફરજંદના તલસાટનું સ્ત્રીનું ગીત, જેમાં સ્ત્રી કહે છે કે મારા ધોઈને સાફ કરેલા સાડલાને મેલો કરનાર, ખોળાનો ખૂંદનાર દ્યો ને રન્નાદે

એ ગીત, તેને મળતા અર્થની મેં પંક્તિ એ કહેલી કે—

> धन्यास्तदंगरजसा मलिनी भवन्ति॥

'ધન્ય હોય તે જ એવા બાળકના અંગની ધૂળથી મલિન થાય છે' અલબત્ત ત્યાં તો એ દુષ્યન્તનું વચન છે, પણ તેમાં જીવનો તલસાટ એક જ છે. ત્રીજું પણ આવું કંઈક હતું તે અત્યારે યાદ નથી આવતું.

હું માનું છું કે એમના વહાલા લોકસાહિત્યની આટલી બધી નિટક શિષ્ટસાહિત્ય-સરસ્વતી વહે છે એથી એ બહુ જ રાજી થયેલા.

અમારી મૈત્રી સમાનધર્મી સાહિત્યપ્રેમીઓની હતી. મૈત્રી ઘણી વાર કેવળ જીવનના સમાન સંજો-ગોના અકસ્માતની પણ હોય છે. પણ અમારી મુખ્યત્વે સાહિત્યના એક સમાન શોખની હતી. બહુ નાનપણથી મારા જીવનમાં લોકસાહિત્યના ઊંડા સંસ્કારો પડેલા છે. તેનો મને રસ અને જિજ્ઞાસા હતાં જ. રણજીરામનો લોકસાહિત્ય ઉપરનો નિબંધ વાંચ્યો ત્યારથી એ ક્ષેત્રમાં કામ કરવાની ઉત્સુકતા થયેલી. મહીકાંઠામાં વકીલાત કરતો હતો ત્યારે એને મારેનું એક અણખેડયું ક્ષેત્ર મને મળી ગયેલું હું માનતો હતો. અને થોડા વરસની વકીલાતથી ત્યાંનાં સ્ટેટો સાથે સારો સંબંધ થયા પછી એ કામ વ્યવસ્થિત રીતે કરવાની મારી ઉમેદ હતી. પણ એ કરવાનો વખત આવે તે પહેલાં મેં વકીલાત અને મહીકાંઠો છોડયો. અને એ ઇચ્છા મારામાં વણપ્હોરી જ રહી ગઈ. ભાઈ મેઘાણીને સર્વાત્મથી તેમાં મેં કામ કરતા જોયા તેથી મને એમના કામની સાથે મમત્વ બંધાયું. મારી સઘળી જિજ્ઞાસા તૃપ્ત કરી શકે એટલું અને એથી એ વધારે એમની પાસે હતું. અને અમે જ્યારે ભેગા થતા ત્યારે કલાકોના કલાકો એમણે સંચેલું આ સાહિત્યધન અમે તેમાં મશગૂલ થઇ જોતા.

અમારી સાહિત્યમૈત્રી હતી, છતાં એમની સાથે અંગત સંબંધ પણ મારો ઘન હતો. ખરું તો એમના પ્રસંગમાં આવેલ માણસને એમની સાથે ચાહ ન થાય એવું ભાગ્યે જ બને. એમના હૃદયનો ઊમળકો એવો હતો કે સામેનાના હૃદયમાં ઊર્મિ જગાડયા વિના ભાગ્યે જ રહે.

મને ઉપરના અમદાવાદના સંસ્મરણ પછીનું મારું સંસ્મરણ એમના અંગત પરિચયનું છે. હું કોઈ કામ પ્રસંગે રાણપુર ગયેલો. હું એમનો મહેમાન નહોતો, પણ વધારે કલાકો એમની સાથે જ ગાળતો. શ્રી. અમૃતલાલ શેઠની રાણપુરની-એ કોઠી સ્થપાયાંને બહુ વરસો નહિ થયાં હોય, છતાં તેની સુંદર વ્યવસ્થા નાહવા ધોવાની સગવડ, છાયાના મંડપો, એ બધાની વ્યવસ્થા મને ગમી ગઈ હતી. એક જમવા સિવાયની મારી બધી બરદાસ મેઘાણી એટલા આગ્રહથી કરતા કે હું ના પાડી શકતો નહિ. અમે સાથે નાહતા, અને એ મારાં કપડાં ધોવા ન દેતા. અમે સાથે બેસી પુષ્કળ વાતો કરતા. એમણે જ મને કહેલું કે કોઈ-પણ પ્રકારનું ઘરકામ કરતાં પણ તેમને જરા પણ સંકોચ થતો નહિ. અને એ તો હું એમના જીવનમાં જોઈ શકતો હતો.

અલબત્ત એ જ્યારે જ્યારે અમદાવાદ આવે ત્યારે અમે ઘણુંખરું મળતા જ. અમે એક જ જગાએ હોઈએ. અને હું એમના જાહેર વ્યાખ્યાનમાં ન ગયો હોઉં એવું ભાગ્યે જ બન્યું હશે. પણ ઉપરના પ્રસંગ પછી નોંધવા જેવો પ્રસંગ તે અમે જેલમાં ભેગા રહ્યા તે છે. તેમની સજાના ખબર મળ્યા ત્યારે હું મારા સાથીદારો સાથે ધોળકા હતો. અમદાવાદ સાબરમતી જતાં તેઓ ધોળકાથી પસાર થયા ત્યારે અમે મળવા ગયેલા. ટ્રેન ઉપર બધાના આગ્રહથી "હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ"નું ગીત ગાયું. ગાડી ઊપડી અને એમનો બુલંદ અવાજ દૂર દૂરતરથી સંભળાયા કરતો હતો. મારાં મનમાં એક પંક્તિ રહી ગઈ.

"ખબર છે એટલી કે માતની હાકલ પડી છે!"

એ વખતે એ અસહકારના સામનામાં બધાનું એ જ માનસ હતું!

તેમની પછી આઠેક દિવસે એ જ ઈસાની સાહેબે મને સજા કરી. મેઘાણીને ૨॥ વરસની સજા કરી હતી, મને ૭ જ માસની કરી. એ છએ માસ ફાંસીખોલીમાં અમે નજીકના પડોશીઓ તરીકે રહ્યા. અમદાવાદની જેલમાં એ વખતે તો ગુજરાતના ઘણા મોટા માણસોનો મેળો હતો, શ્રી. સરદાર સાહેબની સર્વને હૂંફ હતી. અને અનેક શક્તિવાળા ગુજરાત ॥ કાયકરોનો અન્યથા કદી ન મળે એટલો લાંબો સહવાસ ત્યાં મળ્યો હતો. એ બધું તો અહીં લખ-વાનો પ્રસંગ નથી. પણ ત્યાંના અમારા સંયુક્ત નિવાસમાં અમારી રાતની મજલિસોમાં મેઘાણીનાં ગીતો બધાને એક અનન્ય આશ્વાસન અને પ્રોત્સાહન હતું. સૌને મેઘાણી પોતાના લાગતા. બુઝર્ગ તૈયબજી સાહેબ એમના ઉપર ખુશ રહેતા, અને એમને ઉદ્દેશીને, કહો કે એમનાં ઝુલ્ફાંને ઉદ્દેશીને વારંવાર ગાતા:

"ઝુલ્ફે મેં તેરે ગુલ બદન,
દિલ તો હુવા જો હો સો હો."

મેઘાણી સર્વની સાથે આનંદમાં ભાગ લેતા પણ તેમને કુટુંબવિયોગનું દુઃખ હમેશાં રહ્યા કરતું એ કોઈ પણ નિકટવર્તી જાણી શકે એમ હતું. એમાંથી કંઈ મન વાળવા તેમણે જેલ ઑફિસનું કામ સ્વીકાર્યું હતું, જે સ્થાનના અનુભવોમાંથી 'જેલ ઑફિસની બારી'નું પુસ્તક બહાર પડયું. સામાન્ય સ્થિતિના સાદી લાગણીવાળા માણસો સાથેના તેમના સમભાવને અહીં વિચિત્ર સંજોગોમાં તક મળી ગઈ.

મેઘાણીભાઈ સ્વભાવના ઘણા જ નમ્ર, બધાની સાથે મીઠાશ રાખે એવા પણ એમના સ્વભાવમાં કયાંક ઉગ્રતા પણ હતી. એ વાત મેં જેલમાં જાણી. પ્રસંગ યાદ નથી, પણ કંઈક કારણથી મેઘાણી કોઈની સામે એટલા બધા ઉશ્કેરાઈ ગયા હતા કે તેમને ખોલીની અંદર પાસે બેસીને રોકી રાખવા પડયા હતા. હું જોઈ શકયો કે તેમના સ્વભાવ ઉપર સૌથી વધારે અસર કરવાની શક્તિ શ્રી અમૃતલાલ શેઠમાં હતી.

જેલમાં, મુલાકાતનો દિવસ એ દરેક જેલ-વાસીને માટે અનેરો દિવસ હતો. એવા મેઘાણીભાઈના એક દિવસનું મેં એક ચિત્ર "કોઈ કહેશો યુવક કયાં સિધાવતો હતો!" એ સદ્ગત ન્હાનાલાલના "યૌવન" કાવ્યના અનુકરણમાં લખેલું. બધાને તો એ બહુ ગમ્યું. પણ મેઘાણીને પણ એ ખૂબ ગમેલું. એમાં

ચીતરેલી હકીકત 'ઇંજભંજ' બધી જ ખરી છે. અને છેલ્લી પંક્તિઓમાં એમનાં પત્નીનું નામ 'દમયંતી' મેં અન્યસંદર્ભમાં અભિપ્રાયપૂર્વક મૂકેલું છે. હું તેમના પહેલાં જેલ બહાર નીકળ્યો, અને પ્રસ્થાનમાં 'જેલવિહાર' ઉપરના મારા સ્વૈરવિહારમાં મેં એ કાવ્ય બહાર પાડ્યું તે પછી અમે મળ્યા ત્યારે તેમણે મને કહેલું કે 'તમે તો મને મુલ્કે મશહૂર કરી દેવાના કે શું?'

'કોઈનો લાડકવાયો' ગીત, જેના ઉપર સદ્‌ગત નરસિંહરાવ પણ ખુશ થયેલા, તે તેમણે આ વખતના જેલનિવાસમાં લખ્યું. તે મને કોઈક રીતે મળ્યું, અને મેં તે પ્રસ્થાનમાં અંગ્રેજી Z અક્ષર નીચે મૂકી છાપ્યું. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, જે જેલમાં અમને વારંવાર કાગળ લખતા, તેમણે મને લખ્યું કે ગુજરાતી વર્ણમાલામાંથી કોઈ અક્ષર ન જડ્યો તે અંગ્રેજી અક્ષર લીધો! એ અંગ્રેજી વર્ણમાલાનો છેલ્લો અક્ષર પટાંતરે ઝવેરચંદનો સૂચક હતો તે તેમને પછીથી સમજાયું.

અમારી વચ્ચે સાહિત્યના સમાન રસનો સંબંધ હતો, છતાં અમારી વચ્ચે સાહિત્ય સંબંધી મહત્ત્વનો દૃષ્ટિભેદ હતો, તે પણ તેઓ જાણતા. તેમની વિશેષતા અને ઉદારતા, એ કે આવા મતભેદ છતાં, એવા મતભેદનું એમના લાગણીપ્રધાન દિલમાં દુઃખ છતાં એવા દુઃખથી મારી સાથેના સંબંધની મીઠાશ કદી પણ ઓછી થઈ નથી. આ નાની સૂની વાત નથી. ઘણા ઓછા સાહિત્યકારોમાં આવો સદ્‌ભાવ હશે.

છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં એમની સાથેનો મારો સંબંધ ગાઢતર થતો જતો હતો. કારણ હું નથી સમજી શકતો, પણ જાણે અમે બન્ને સાહિત્યસંબંધને વિસ્તારીને, ખરા જીવનસંબંધમાં આવતા જતા હતા. અમે બન્ને કંઈક સાહિત્યમાં જુદી જુદી રુચિવાળા ગણાઈએ એ અમારું અંતર ઓછું થતું જતું હતું. મેં તેમને ઠેઠ સુધી સાહિત્યના અભ્યાસમાં વિકાસ પામતા જ જોયા છે. તેમની પ્રતિભાનાં વધારે સારાં ફળોની આશા તેઓ આપતા હતા. અમદાવાદ લેખક-મિલનનું તેમનું વ્યાખ્યાન, તેમનું 'માણસાઈના દીવા'નું પુસ્તક એ મારે મન તેમની નિરંતર પ્રગતિના દાખલા છે.

જેલનિવાસ જેવો જ નિકટનિવાસનો પ્રસંગ અમને છેલ્લે રાજકોટમાં ગઈ સાહિત્ય પરિષદમાં મળ્યો, જ્યારે અમારો એક જ જગાએ ઉતારો હતો. એ દિવસોમાં પૂરી સ્વસ્થતાથી નિશ્ચિંત રીતે મળવાનો અમને સારો અવકાશ મળ્યો. તેનાં સ્મરણો તો હજી તાજાં જ છે. અમદાવાદ મેઘાણીભાઈ મારે ઘેર આવતા, અમારી સાથે જમતા, અને મુંબઈમાં પણ અમારે ઘેર ઊતરવાનું એમણે વચન આપેલું. મુંબઈ આવી ગયા અને અમારે ઘેર ન ઊતર્યા તેનો હું તેમને મોટો ઘોખો કરું તે પહેલાં તો ઓચિંતા તે ચાલી ગયા.

મેઘાણી ગુજરાતના જીવનમાં, એમના મિત્રોના જીવનમાં, ગુજરાતના સાહિત્યમાં, લોકસાહિત્યમાં એટલા બધા જીવતા હતા કે એમનું મૃત્યુ ઘડીભર માની જ ન શકાય.

પણ માનો કે ન માનો, મૃત્યુ સત્ય છે, અને એમને એ ઝડપી ગયું!



# એક અંજલિ

બારડોલી, ૨૦-૩-૪૭ કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્રિયભાઈ ઇશ્વરલાલ,

તમારું પત્તું મળ્યું હતું. શ્રી મેઘાણીભાઈને અંજલિ આપવાની મનમાં ઇચ્છા સ્વાભાવિક રીતે થાય. પણ એમની સ્મૃતિઓ, કે લેખો-કાવ્યોની કદર રૂપે લખવા માટે મારી પાસે પૂરતી સામગ્રી જ નથી. જેમ હિમાલયને હું દૂરથી જ જાણું છું, અને બીજાઓએ કરાવેલી ઓળખાણ દ્વારા, લગભગ તેમ મેઘાણીભાઈ વિષે કહી શકું. હું એમને છેલ્લી

મળ્યો અને પહેલીવાર તેમની જોડે પ્રત્યક્ષ બેસીને વાતો કરી તે ૧૯૨૮–૨૯ માં,–ગોકુળભાઈ ભટ્ટની મહેરબાનીથી. એ એમને વિલેપાર્લેની પોતાની રાષ્ટ્રીય શાળામાં ખેંચી લાવ્યા, અને એમની થોડીક પ્રસાદી અપાવી.

બે પહેલાં સાબરમતી આશ્રમમાં પૂ. બાપુજી તથા આશ્રમવાસીઓને તેમણે પોતાનાં તેમજ બીજાં લોકગીતો સંભળાવેલાં, તે સાંભળ્યાં હતાં. પણ તે વખતે અમે મોઢામોઢ થયા નહોતા. અનેક શ્રોતાઓમાં હું પણ બેઠેલો હતો એટલું જ.

એમની વાર્તાઓ–લેખો ઈ. કેટલાંક વાંચ્યાં છે; કવિતાઓ એમને મોઢે નહીં તો બીજાને મોઢે, અને કેટલીક ગ્રામોફોન પર સાંભળી છે; અને વારંવાર સાંભળ્યાં છતાં કંટાળ્યો નથી. કાવ્યાદિની કદર કરવાની મારી શક્તિ નથી, આવડત નથી. મારા મન પર એ અસર કરી જાય છે, તેમાં જેટલી કદર થઈ જતી હોય, તેટલી જ હું કરી શકું. અને તે–ઉપર કહ્યું તેમ–વારંવાર સાંભળતાં છતાં મને સાંભળવી ગમી છે. એમની વાર્તાઓ પણ એકથી વધુ વાર રસભેર વાંચી છે.

क्षणे क्षणे यन्नवतामुपैति
तदेव रूपं रमणीयतायाः ॥

એ એમની કૃતિ વિષે કહી શકાય એમ છે.

હું જાણું છું કે એમને મારે વિષે, અંગતપણે બહુ ન ઓળખતાં છતાં યે, સ્નેહ અને આદર હતાં; તે પ્રગટ કરવાનો કદી એમને પ્રસંગ નહોતો મળ્યો. એ જ રીતે મને એમના પ્રત્યે હંમેશાં સ્નેહ અને આદર લાગ્યાં છે. પણ કદી વ્યક્ત કરવાનો મને પ્રસંગ આવ્યો નહોતો, અને આ રીતે તે ઊઠી ગયા ન હોત તો આવત નહીં.

બસ આટલું જ કહી શકું એમ છું. અને આટલી અંજલિ સ્વીકારવા વિનતિ કરું છું.

લિ. કિશોરલાલના
વં. મા.

---

## ગામતરું સૂઝ્યું કાં ?

જે ફૂલની છાબડીએ ફૂલો કંઈ
મૂક્યાં ચૂંટી સુંદર ડાળેડાળથી,
બહાર એની હજુ વાયુલહેરમાં
આવી રહી :

ત્યાં અણમોલ હેતથી
એ ફૂલને ગોઠવી ગૂંથનારો
ને ફૂલની સાથ ઉરે ખીલેલી
પોતાતણી યે રસપાંખડીનો
મધુર એવો પમરાટ વેરતો
મ્હેકન્ત આ ગુર્જરવાટિકાનો
રસિક એ સોરઠી બાગવાન
બિછાવીને કોમળ સેજ નિજની
પોઢી ગયો આંજ ચિતા પરે, હા !

'સંહારસ્વામી, અવ ઘોડલે ચડો !'
સંહારના સ્વામીતણા બિહામણા
એ અશ્વના કંઠ પરે લિંટાઈને
શું આ જ હેતુસર તેં ગીત ગુંજિયું 'તું ?
હે રાષ્ટ્રશાયર !
સ્વાતંત્ર્યની ઝાલર રણઝણીને
ભરી રહેશે નિજ ઘોર જ્યારે
આ રાષ્ટ્રના મંદિરઘુમ્મટે, તદા
બુલંદ કંઠે રસધાર તારી
વહાવીને આરતી ભારતીના
સ્વાતંત્ર્યની ગાઈ ગજાવવાના
સમે, તને ગામતરું સૂઝ્યું કાં !

–લલિત જિ. ભટ્ટ

# સરસ્વતીના સંતાનની ખોટ કોણ પૂરશે ?

અમૃતલાલ દલપતભાઈ શેઠ

ગુજરાતી વાંચનારી દુનિયામાં જો આજે પ્લેબીસાઈટ એટલે કે લોકમત લેવાય કે ગુજરાતીઓમાં સૌથી જાણીતા અને માનીતા કવિ કોણ ? તો મને લાગે છે કે ભાઈ શ્રી ઝવેરચંદ મેઘાણીનું નામ પહેલું આવે. એમનાં ભાવનાભર્યાં ગીતો અને કાવ્યમય સંગીતથી ગુજરાતીઓ પર એમણે એક પ્રકારનું જાદુ કર્યું હતું. એમના ગીતો સાંભળવા હજારોની મેદની ઊભરાતી અને રાજબાઈ ટાવર કે સર કાવસજી જહાંગીર હૉલોના દરવાજા બંધ કરવા પડતા.

અને એમ છતાં એ સાચા વિદ્વાન હતા. કાઠિયાવાડી લોકસાહિત્યની એમણે કરેલી શોધખોળ અને પ્રસિદ્ધિની જોડી ગુજરાતમાં તો શું પણ હિન્દુસ્તાનમાં પણ મળવી મુશ્કેલ છે.

પોતાના દેશનાં લોકસાહિત્યનું સંશોધન કરી ડઝનોની સંખ્યામાં પુસ્તક રૂપે પ્રસિદ્ધિ આપનાર એમના જેવા વિદ્વાનો દુનિયાના કોઈક જ દેશે પ્રસિદ્ધ કર્યા છે. કોઈએ એ દૃષ્ટિએ એમને જોયા નથી અને એમની સરખામણી કરી નથી. જો એમ થાય તો મને ખાતરી છે કે, ગુજરાતને દુનિયાની કીર્તિનું માન મળે.

એવા એક વિદ્વાન હોવા છતાં સામાન્ય લોકોમાં એઓ એટલા બધા લોકપ્રિય હતા. અને એમ કરીને એમણે મહાત્મા ગાંધીજીએ રજૂ કરેલો એક આદર્શ સિદ્ધ કર્યો હતો. વર્ષો પહેલાં ગુજરાત સાહિત્યપરિષદની અમદાવાદની બેઠકમાં મહાત્માજી પ્રમુખ થયા હતા ત્યારે એમણે કહ્યું હતું કે હું તો એને વિદ્વાન કહું કે જેનાં ગીતો કોશ હાંકતો ખેડૂત અને લુગડાં ધોતો ધોબી જીવનમાં ગાય. મહાત્માજીની એ કસોટીમાંથી મેઘાણી બરાબર પાર ઊતર્યા હતા.

એને એમનું સંશોધન કાર્ય પણ ઉપરચોટિયું કે ઘરમાં બેસીને એમણે કદી કર્યું નહોતું. અમારું સૌરાષ્ટ્ર શુક્રવારે સવારમાં પૂરું થતું અને શુક્રવારના સવારના જ ઝવેરચંદભાઈની સવારી ઊપડે; બરડાના ડુંગરો, ગિરના નેસડા, બાપુઓના ડાયરા અને ચારણોના વાસોમાં એ આથડતા. કોઈવાર ઊંટ ઉપર સવારી કરે, કોઈ વાર ઘોડા ઉપર નીકળી પડે, રગશિયાં ગાડાંઓનો આશ્રય લે, નાનકડાં દેશી વહાણોમાં દરિયાની સફર કરે. પણ વસ્તુનો તાગ લે, એની સાચી પરીક્ષા કરે, અને પછી જ એના ઉપર પોતાની પસંદગીની મહોર મારે. એટલી સંપૂર્ણતા, એટલી વેધક દૃષ્ટિ, એટલો સત્યપ્રેમ અને એટલી સાહિત્યભક્તિનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે આજે તો શું પણ કેટલાક કાળ સુધી આપણને એવા પુરુષ સાંપડવા મુશ્કેલ થઈ પડશે.

મને જ્યારે એ પહેલા મળ્યા ત્યારે તેમણે મને કહેલું કે, હડાળાના દરબાર શ્રી. વાજસૂરવાળા એમને પોતાની પાસે રાખવા માંગે છે. અને બીજી બાજુ ભાવનગરની સનાતન હાઈસ્કૂલમાં શિક્ષક તરીકેની જગ્યા તેમને આપવાની માગણી થઈ છે. અને પોતાને શિક્ષકનો ધંધો વધારે પસંદ પડશે એમ પણ તેમણે જણાવ્યું. પણ હું તો તેમના લેખ ઉપર મુગ્ધ થઈ ગયો હતો. એટલે વર્તમાનપત્રરૂપી વિશાળ શાળામાં શિક્ષક બનવાનો મેં તેમને સફળ આગ્રહ કર્યો. અને પછી તો ગુજરાત જાણે છે તેમ સૌરાષ્ટ્ર દ્વારા એમણે ગુજરાત અને ગુજરાતની અદ્ભુત સેવા કરી. એમના પુસ્તક સ્વરૂપે કાવ્યની લોકપ્રિયતા અને પ્રશસ્તિ એ જ એમની સાચી કદર છે, સાચી અંજલિ છે.

એઓ એક ગરીબ ઘરમાં જન્મ્યા હતા. એમના પિતાશ્રી પોલીસના જમાદાર તરીકેની ફરજ ભોગવી નિવૃત્ત થયા હતા. એમના પિતાશ્રીના મિત્રો અને સગાંવહાલાંઓના સહકારથી તેઓ શામળદાસ કૉલેજમાંથી બી. એ. થઈ શક્યા હતા. એમની એ ગરીબીની ઘેરી છાપ એમના જીવનમાંથી કદી ગઈ

ન હતી અને એટલે ગરીબને તેઓ સહકાર આપતા, સત્કારતા અને બિરદાવતા, અને એ છતાં ધન અને ધનવાનો તરફ એમને ઝેર નહોતું. એમની વાણીની મૃદુતા શ્રીમંતો અને રાજાઓ માટે પણ એ હંમેશા દાખવતા અને એમ કરીને ગરીબી અને શ્રીમંતાઈ વચ્ચે દીવાલ કે અખાતરૂપ તેઓ બન્યા નહોતા.

એમની પોતાની મૌલિક શક્તિઓ ઘણી ઉચ્ચ કોટીની હોવા છતાં બીજી ભાષાની ઊંચી કૃતિઓનો અભ્યાસ કરવાનું અને સન્માનવાનું તે કદી ચૂકતા નહિ. રવીન્દ્રનાથ ટાગોર અને દ્વિજેન્દ્રનાથ રોયના તેઓ મોટા અભ્યાસી હતા અને ટાગોરનાં કેટલાંક ઉત્તમ કાવ્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરવાનું માન તેઓએ ટાગોરને આપ્યું હતું.

તેમણે ટાગોરને માન આપ્યું હતું એ શબ્દપ્રયોગ હું સમજણપૂર્વક કરું છું; કારણ કે ટાગોરની જેટલી કવિતાઓનો એમણે ગુજરાતીમાં અનુવાદ કર્યો છે લગભગ તે બધામાં તેમણે ટાગોરનું ઉચ્ચ કવિત્વ જાળવ્યું છે એટલુ જ નહિ પણ વધાર્યું છે. ગુજરાતના રીતરિવાજો સાથે ટાગોરની કલ્પનાને તેમણે બંધબેસતી કરી છે; એટલું જ નહિ પણ નવા ભાવ, નવી કલ્પના અને નવા વેશ ટાગોરની કવિતાને પહેરાવીને તેમણે ટાગોરની બંગાળી કવિતા રાણીને ગુજરાતી કવિતા–મહારાણી બનાવી છે. એવી જ એમની બીજી કેટલીક કૃતિઓ છે, કે જે બીજી ભાષાનો અનુવાદ હોવા છતાં મૂળને ટક્કર મારી જાય છે. ''સમવન્સ ડાર્લિંગ'' એ અંગ્રેજી કવિતાનું 'કોઈનો લાડકવાયો' એ નામનું એમનું ભાષાંતર માણસ વાંચે છે અને રડે છે. જે અસર અંગ્રેજી ભાષા ઉપજાવી નથી શકતી તે મેઘાણીની ગુજરાતી ભાષા ઉપજાવે છે. ને બિસ્મીલનું પેલું ઊર્દૂ-કાવ્ય વાંચો 'હમ ભી આરામ ઊઠા શકતે થે ઘરપર રહકર' વગેરે એનાં મસ્તી ને તોફાન માનવીને ગદ્‌ગદિત કરે છે; પણ ઝવેરચંદભાઈનું એનું ગુજરાતી ભાષાંતર તો વાંચનારને ધ્રુસકે ને ધ્રુસકે રોવડાવે છે અને છતાં એને બહાદુર બનાવે છે, દેશભક્ત બનાવે છે. એમના ભાવ એટલા ઉન્નત, એમની કલ્પના એટલી જોરાવર અને એમની ભાષા એટલી તાઝગી ભરી હતી.

ખરેખર એમના અનુવાદોએ તો ગુજરાતી ભાષાની કિંમત આંકી છે. તેનાં નવાં મૂલ્ય ઊભાં કર્યાં છે. ગુજરાતી એટલે વાણિયાની ભાષા નહિ પણ શૌર્ય ભક્તિ અને પ્રેમના રસોને ઉત્પન્ન કરી શકનાર એક તાકાતવાળી ભાષા છે એમ એમણે પોતાના અનુવાદોથી બીજી ભાષાની સરખામણીમાં સિદ્ધ કરી બતાવ્યું છે. ગુજરાતી ભાષાની અનુવાદ સ્વરૂપે એમની સેવા એ દૃષ્ટિએ અજોડ છે.

મારી અને એમની પહેલી ઓળખાણ એક લેખ દ્વારા થઈ હતી. 'સૌરાષ્ટ્ર' માટે એમણે એક લેખ લખી મોકલ્યો હતો. 'ચોરાનો પોકાર' એ એ લેખનું શિર્ષક. મેં એ લેખ વાંચ્યો અને હું સ્તબ્ધ થઈ ગયો! ચોરો એ જાણે કોઈ જીવતું જાગતું માનવી હોય અને ધ્રુસકે ધ્રુસકે રોતું પોકાર કરતું હોય, એવું ચિત્ર એ લેખે જાણે ખડું કર્યું હતું! એવું જીવંત લખાણ મેં કદી જોયેલું કે વાંચેલું નહિ. મેં એમને તુરત જ તાર કર્યો અને મળવા બોલાવ્યા. અને પછી તો એમને છોડયા જ નહિ. આજે કાળ એમને પોતાની મિલકત તરીકે ઉપાડી ગયો છે.

એમનો 'ચોરાનો પોકાર' એ જાણે એમના આત્માનું પ્રતિબિંબ જ હતું. ત્યાર પછીના એમના આજ સુધીના લખાણોમાં વેદના, ચીસ, પોકાર જ આપણે સૌએ જોયાં છે. કોઈ કૂદતું નાચતું હરણ હોય, એને તીર વાગે અને પછી તે લોહીલોહાણ દશામાં ફાળ ભરતું ચીસ પાડતું દોડતું હોય, એવી ભાવભરી વેદનાભરી એમની કવિતા હતી.

એમની લેખિનીમાં સાચો પ્રસાદ હતો. એમની કલ્પનામાં, ચિત્રોના આલેખનમાં આર્ષદૃષ્ટિ હતી. એ વાર્તાના ચિત્રો દોરે, કે કવિતા ગાય. એમાં વગર જાણ્યે અને વગર અનુભવ્યે વ્યવહારુ જગતમાં સાચે જ બની ગયેલી અથવા બની રહેલી એવી કેટલીયે વસ્તુ સ્થિતિનું આલેખન થતું.

મને એક પ્રસંગ યાદ આવે છે. પૂ૦ મહાત્માજી ગોળમેજી પરિષદમાં લંડન જઈ રહ્યા હતા તે

પ્રસંગે એક કવિતા એમને સ્ફુરી. તેમણે તે લખી.

''ઉઠાવો કટોરો ઝેરનો આ પી જજો બાપુ !'

એ કવિતા મને એટલી બધી ભાવભરી છતાં વાસ્તવિક લાગી કે એની કેટલીક નકલો જુદી છપાવીને પૂ૦ મહાત્માજી અને તેમની મંડળીને આપવા હું મુંબઈ આવ્યો, અને મહાત્માજીને તે આપી. મહાત્માજીની આગબોટ એડન પહોંચી. ત્યાંથી એક ભાઈએ અમને નીચે પ્રમાણે ખબર આપ્યા :

"આ રાષ્ટ્રીય શાયર (મહાત્માએ એમને રાષ્ટ્રીય શાયર કહેલા) જાણે મારા દિલમાં પેસી ગયો હોય, અને અંતરના એકેએક પ્રવાહ જોઈને જ જાણે આલેખ્યા હોય, બસ એવું આબેહૂબ આલેખન આ કાવ્યમાં છે." શ્રી ઝવેરચંદભાઈની એ કવિતા વાંચી મહાત્માજીએ કાઢેલા એ ઉદ્‌ગારો હતા.

અમારા 'સૌરાષ્ટ્ર' કાર્યાલયમાં અગ્રલેખો અને નોંધો લખવાનો એક શિરસ્તો હતો કે શું શું લખવા જેવું છે, એની નોંધ બધા કરી રાખે; પછી બધા એકઠા થઈએ, અને શું લખવું છે એ નક્કી કરીએ. જે લખાણોમાં કાયદો ચર્ચવાનો હોય કે ખૂબ દલીલ કરવાની હોય તેવી વસ્તુઓ સામાન્ય રીતે હું લખતો પણ એવી વસ્તુઓ પણ જ્યારે એમને સોંપાતી ત્યારે તે એવી અદ્‌ભુત રીતે લખતા, કે મને એમ થતું કે આ 'લખાણ મેં લખ્યું' હોત તો આના દશમાં ભાગની પણ સચોટતા કે સ્પષ્ટતા આવી શકત નહિ. ખાસ કરીને 'તલવાર યુગ પછી' એ નામની લેખમાળા તો હજી યે મને યાદ છે.

એ વિષય મારો પોતાનો હતો. એની બધી હકીકતો અને વિચારણા સામગ્રી મેં એકઠી કરી રાખેલી. એ ઉપર એક લેખમાળા લખવાનો વિચાર મેં મારા સાથીતોને કહ્યો. પોતપોતાની વિચારણા ત્યાં અમે સૌ એક નાનકડા ભાષણ જેવી રીતે કહેતા. મેં મારી આ વિચારણા એક લાંબી દલીલપૂર્ણ અને કાવ્યમય ભાષામાં કહી અને કહ્યું કે "આ બધું હું એક લેખમાળામાં હવે લખી કાઢીશ." શ્રી ઝવેરચંદભાઈ પહેલાં તો કાંઈ બોલ્યા નહિ. પછી કહે: 'ભાઈ હું જરા આના ઉપર હાથ ચલાવું. મને આ વસ્તુ બહુ ગમી ગઈ છે." મારી ઇચ્છા તો હું પોતે જ લખું એવી હતી. છતાંયે મેં કહ્યું : "બહુ સારું, તમે લખો; પણ મને લાગે છે કે એ આખો ઈતિહાસ, એ ચિત્ર અને એ કલ્પનાઓ મને વધારે બંધબેસતી થાત." પછી તેઓ એક લેખ લખી લાવ્યા. અને મારું અભિમાન ગળી ગયું. મેં કહ્યું : "તમારી લેખિનીમાં સરસ્વતી સ્વયં બેઠાં છે, અમો પામર માટે તો એને વંદના જ યોગ્ય છે.'

એ એક ઉત્કટ લાગણી પ્રધાન પુરુષ હતા. સદા એકરંગી હતા. એમની લાગણી કે રંગમાં કોઈ ફેરફાર મેં આજસુધી જોયો નથી.

એક સમર્થ ગ્રંથકાર, એક ભાવનાભર્યો કવિ, અને જનતાના હૃદયને હચમચાવનાર એક બુલંદ ગીત ગાયક આજે આપણા વચ્ચેથી ચાલ્યો ગયો છે. તેનું પ્રેમપૂર્વક સ્મરણ કરીને જ આપણે આજે હવે કૃતાર્થ થવાનું રહે છે.

મારા એક આવા ભાઈ, સરસ્વતીના એક સાચા સંતાન અને શિષ્ય આજે ચાલ્યા ગયા છે. મારી ખોટ અને સૌથી વધુ તો સરસ્વતીદેવીને પડેલી એના સંતાનની આ ખોટ કોણ પૂરશે !

# સાચો જાદુગર ચાલ્યો ગયો

રવિશંકર મહારાજ

'માણસાઈના દીવા' મેઘાણીએ મારી પાસેથી વસ્તુ લઈને અલબત્ત લખ્યું અને એ બદલ એમને મહિડા પારિતોષિક મળ્યું. મેઘાણીએ એ ઈનામ મને આપવાનું જણાવ્યું હતું. મેં તો એમને ના લખી. એ ઈનામ મને વળી કેવું ? પણ એમણે તો એમના પુત્ર ચિ. મહેન્દ્ર દ્વારા એ રકમ મોકલી આપી

મહેન્દ્રે મને કહ્યું કે તમે નહિ લો તો મારા પિતાને ખોટું લાગશે. પણ હું એ રકમનો અધિકારી જ ક્યાં હતો ? એ ઈનામ તો મેઘાણીનું કહેવાય. ઔષધિની કિંમત નથી. આ તો વૈદ્યની જ કિંમત છે. વનવગડામાં પડેલી ઔષધિને વૈદ્ય ખોળી કાઢે છે અને એનો ઉપયોગ કરી જાણે છે. મેઘાણીએ એને હાથમાં લીધી ન હોત તો તેમાં શું વળવાનું હતું ? એટલે મેઘાણીને ખોટું ન લગાડવા માટે છેવટે મેં એ રકમ 'ઊર્મિ-નવરચના'વાળા ભાઈ ઈશ્વરલાલ દવે પાસે હમણાં રાખવાનું કહ્યું. એ રકમનું શું કરવું તેની હજીયે મને કાંઈ સમજણ પડતી નથી. પણ એ રકમ મેઘાણીના નામે ધર્મ કાજે વપરાય તો ઠીક એવું મને હજીયે લાગ્યા કરે છે. ચિ. મહેન્દ્ર કે ભાઈ ઈશ્વરલાલ પોતે જ હવે એનો નિવેડો લાવે તો હું વધારે રાજી થઈશ.

ઝવેરચંદ મેઘાણી મને તો ઉદાર અને ઉમદા દિલના લાગ્યા છે. ગ્રામજનો પાસે બેસીને જે ધીરજથી એમણે વાતો સાંભળી છે તે ખરેખર અદ્ભુત હતી. આ બધા વખત દરમ્યાન મને તો એમ જ લાગ્યા કર્યું છે કે ઊલટા ગ્રામજનો જ એમને બાપડાને બોલ બોલ કરીને ખૂબ તકલીફ આપતા હતા. એક ગઢવીએ લાગલાગટ ત્રણ કલાક સુધી કંટાળો આપે એટલી વાતો કરી, પણ મેઘાણીએ તો ઠરેલ કલેજે જિજ્ઞાસાપૂર્વક એમાં ઊંડો રસ બતાવ્યો હતો.

મેઘાણી જે ચોપડી લખવાના છે એની મને ખબર હોત તો મારા દિલમાંથી આવી વાતો નીકળત જ નહિ; પણ મને તેઓ પ્રશ્ન જ એવા પૂછતા હતા કે મારી પાસેથી તેઓ ખૂબ જ વાતો કઢાવી શક્યા છે. એક પ્રશ્ન પૂછે અને હું મારું ગાડું કેટલાય વખત સુધી આગળ ચલાવ્યે જતો હતો. એમણે સંપૂર્ણ જિજ્ઞાસાથી મારી વાતો સાંભળી લીધી. મને તો થતું હતું કે મારી પાસે કોઈ વાત જ નથી. માત્ર નહિ જેવી નામ કે શરતચૂક સિવાય એમણે બધી જ વાતો સુંદર રીતે રજૂ કરી છે. હૉસ્પિટલમાં હું હતો ત્યારે તેઓ મારી પાસે આવતા અને રોજ પ્રશ્નો પૂછીને વાતો કઢાવતા. હું તો બહુ જ સંકોચ પામતો પણ એમની પૂછવાની આવડત જ એવી હતી. એક પ્રશ્નમાંથી અનેક વાતો નીકળી પડતી. તેઓ મને ઉપરા ઉપરી સાત દિવસ સુધી મળવા આવ્યા હતા. પણ મારો સંકોચ વધ્યા કરતો હતો. છેવટે જ્યારે દાક્તરે જ મને કહ્યું કે તમારું દર્દ નહિ મટે, ત્યારે હૉસ્પિટલમાં રહેવાનો કોઈ અર્થ જ નથી એમ માનીને મેં તો કોઈનેય પૂછ્યા વગર ચાલતી પકડી.

આ બનાવ અગાઉ અમે કોઈ વાર રૂબરૂમાં મળ્યા નથી. જયમલ્લ પરમાર અને નિરંજન વર્માએ એક વાર જેલમાં મને છેટેથી મેઘાણીને બતાવેલા. એ પછી 'મુખડા કયા દેખે દર્પણ મેં' એ કાર્ટૂન કેસને કારણે હું મેઘાણીને ઓળખતો થયો હતો.

પણ મને એમ લાગે છે મેઘાણી શરમાળ સ્વભાવના હોવા જોઈએ. આટલી બધી સુંદર કવિતાઓ ગાંધીજી માટે લખેલી છતાં ગાંધીજીને મેઘાણી કોઈ વાર મળ્યા નહોતા. છેક ભાઈ મહેન્દ્રના લગ્ન વખતે ગાંધીજી જ્યારે જુહુમાં હતા ત્યારે માત્ર આશીર્વાદ લેવા માટે મહેન્દ્રની સાથે તેઓ ગયેલા. એમણે મળવા માટે પહેલાં પ્યારેલાલને ચિઠ્ઠી લખી. પ્યારેલાલ ગાંધીજી પાસે ગયા અને કહ્યું કે મેઘાણી મળવા આવ્યા છે: એમના 'છેલ્લા કટોરા' ઉપર તો મહાદેવભાઈ અને ગાંધીજી પણ ખૂબ જ ખુશ થયેલા છતાં ગાંધીજી પાસે જવામાં આટલો બધો સંકોચ એમણે રાખ્યો હતો. ગાંધીજી પાસે જ્યારે તેઓ બેઠા ત્યારે મહાદેવભાઈના દીકરાએ ગાંધીજીને કહ્યું કે 'બાપુ, મેઘાણી બહુ સુંદર ગાય છે.' એટલે ગાંધીજીએ જ તેમને ગીત સંભળાવવા જણાવેલું. મેઘાણીએ તે વખતે ગાંધીજીના અનશન વખતના પારણનું ગીત ગાયું હતું. અને બીજાં બે ત્રણ ગીતો પણ ગાયાં હતાં. ગાંધીજી તો ખૂબ ખુશ થઈ ગયા.

કાઠિયાવાડના સાહિત્યની જેમ ગુજરાતના લોકસાહિત્યને પણ સંપૂર્ણ રીતે ખોળવાની એમની ઊંડી હોંશ હતી. ગુજરાતમાં લખવા જેવું તો કેટલુંય પડ્યું છે, પણ એ બધી ચીજોને અંધારામાંથી ખોળી કાઢનારની આજે તો ખરેખર ખોટ પડી છે. એ વાત તો હવે મેઘાણીના ગયા પછી મને વધારે સમજાઈ છે. એમની છેલ્લી મુલાકાત મને ૧૮મી ફેબ્રુઆરીએ થયેલી. એ વખતે વ્યાસપુરની

ફક્ત વિશે એમણે પાછળથી 'ઊર્મિ'-નવરચના'માં નોંધ પણ લીધી હતી.

નર્મદા અને મહીસાગરના પ્રદેશમાં રખડીને અંધારામાં પડેલી ગુજરાતની ચીજોને ખોળી કાઢવા માટે બીજી વાર પણ મારી સાથે ફરવા આવવાનું એમણે મને જણાવ્યું હતું. કાંઈ નહિ તો છેવટે તબિયતને કારણે, આરામને માટે પણ મારી સાથે રહેવાનો મેં એમને આગ્રહ કર્યો હતો. પણ હવે તો એ બધી જ વાતો અધૂરી રહી.

ગામડાંના લોકો એમનાં ગીતો સાંભળીને ગાંડા બનતા. એમનો અવાજ ખુમારીથી ભરેલો હતો. અને તેઓ જ્યારે જ્યારે ગીતો ગાતા ત્યારે તે જૂના હતાં તોયે નવા જેવાં લાગતા હતાં. એકલા ગામડાંનાં લોકો નહિ પણ શહેરના લોકો પણ એમનાં ગીતો એમને મોઢેથી સાંભળીને ગાંડા બનતા. એક મોટા દાક્તરે પણ મને કહ્યું હતું કે, "આ તો કોઈ જાદુગર છે. આપણને રડાવે છે. આંખમાં પાણી લાવી દે છે અને પછી તુરત જ હસાવી દે છે."

મને પુસ્તકો વાંચવાનો શોખ નથી. ગાંધીજી અને ધર્મનાં પુસ્તકો સિવાય બીજાં પુસ્તકો વાંચતો નથી. નોવેલ તો મેં વાંચી જ નથી. એક ફક્ત રમણલાલ દેસાઈની 'દિવ્યચક્ષુ' અને મેઘાણીની 'સોરઠી બહારવટિયા'નો એક ભાગ હું જોઈ શકયો છું. 'સોરઠી બહારવટિયાની ચોપડી લઈને હું જ્યારે જેલમાં ગયો ત્યારે એ ચોપડી ઉપર વાલા બહારવટિયાનું ચિત્ર હતું તેને જોઈને એક કેદીએ મને કહ્યું હતું કે આ ચિત્ર તો મારા મામાનું છે. એણે અને મેં સાથે બહારવટાં ખેડેલાં છે. મારી પાસેથી ચોપડી એ લઈ ગયો, અને વાંચીને એણે મને કહ્યું કે વાલાની આ વાત જુદી જ લખાઈ છે. પાછળથી મેઘાણીને મેં આ વાત કહેલી અને મેઘાણીએ તો તુરત જ જણાવ્યું હતું કે એ કેદી મને મળે તો કેવું સારું! એકાદ માસ પર એ કેદી છૂટીને માળિઆમાં આવ્યો હતો અને મેઘાણીએ માળીઆ જવાની પણ ઈચ્છા બતાવી હતી

ગામડાંની આવી વાતો બધી સાંભળીને હજારોને કાને નાખવાની એમનામાં મહાન શક્તિ હતી. મને તો માત્ર આંગળી ચિંધ્યાનું પુન્ય છે. ખરો યશ તો એને જ ભાગે જાય છે. સાચો પુરુષાર્થ તો એમણે જ કર્યો છે. ખરે એની ચીજ કહેવાય. કોઠીમાં દાણો હોય પણ દારો મારેલો હોય તો તે શા કામનો? કોઈ પરોપકારી માણસ આવે, રાંધે, અને ખવડાવે એની તો જ ખરી કિંમત કહેવાય. ગાંધીજીની બાબતમાં આપણે જોઈએ તો ગાંધીજીને સાચી રીતે ઓળખાવનારા તો મહાદેવભાઈ જ હતા. ગાંધીજી વિશેની એવી કેટલીય બાબતો હતી જે મહાદેવભાઈની કલમથી આપણને જાણવા મળતી. મહાદેવભાઈ બેક વર્ષ વધુ જીવ્યા હોત તો ૧૮થી ૧૯ અદ્ભુત પુસ્તકો આપણને જોવા મળત. અત્યારે તો એમણે ટપકાવેલી કાચી સૂત્રરૂપ નોંધ પડી છે; પણ એ કામ બીજા કોઈથી હવે થોડું જ થઈ શકવાનું છે? આ નોંધોમાં અઢળક સાહિત્ય ભર્યું પડયું છે પણ હવે એ નોંધો મહાદેવભાઈ લખે તેવી રીતે કોણ વિસ્તારીને લખી શકે? મેઘાણી માટે પણ આવું જ છે તેઓ વધુ જીવ્યા હોત તો ગુજરાતની ઢંકાઈ ગયેલી સમૃદ્ધિને બહાર લાવત. તેઓ કહેતા કે હવે કાઠિયાવાડનું પૂરું કર્યું છે અને ગુજરાતની શોધ શરૂ કરવી છે, પણ આ તો મનોરથ હવે મનમાં જ રહી ગયો.

લેખકો સાથે મારે બહુ સંબંધ નથી. માત્ર એક જ વખત વડોદરાના લેખકમિલનમાં હું સંકોચ સાથે ગયો હતો. મને બીક રહેતી હતી કે હું લેખક નહિ હોવાથી આ લોકો મને પેસવા દેશે કે નહિ! હું ડૉ. હરિપ્રસાદને મળ્યો અને પૂછ્યું કે મને આવવા દેશો? એમણે કહ્યું કે 'મહારાજ, તમને કોણ ના પાડી શકે?' માત્ર એ એક જ સંમેલનમાં મેં હાજરી આપી છે. રામનારાયણ પાઠકે મને એમ કહ્યું હતું કે હું સમજું તો ગામડાંના બધા જ લોકો સમજી શકે. મેઘાણીની કવિતાઓ મેં વાંચી નથી પણ સાંભળી છે. અને ગામડાંના લોકોને સમજવામાં બહુ રસ પડતો હતો.

એમના જવાથી એક અદ્ભુત પુરુષ ગયો છે. એક સાચો જાદુગર ગયો છે એની વધારે ખાત્રી તો હવે મને થાય છે.

# સ્વર્ગસ્થ મેઘાણી

ગણેશ વાસુદેવ માવલંકર

મધ્ય ભારતમાં નર્મદા કિનારે આવેલ "માંધાતા ઓંકારેશ્વર"ના પવિત્ર યાત્રાસ્થાનનું દર્શન કરી અને "માંડુ" ઉર્ફે "માંડવગડ"ના ઐતિહાસિક સ્થાન જોઈ તા. ૧૦મી માર્ચે હું દિલ્હી આવ્યો ત્યારે ગતકાલીન ભારતની સંસ્કૃતિ અને વૈભવના ચિત્રથી મ્હારી આંખો ભરેલી હતી–એની ભવ્યતા, ઉજ્જવલતા અને સૌંદર્યથી મ્હારું દિલ અને મન ભરાએલાં હતાં–ટૂંક સમયમાં જ ભારત અનેક કષ્ટો વેઠીને પણ ફરી એ સ્થાન પ્રાપ્ત કરશે એ સ્વપ્નાં સેવતો હતો. મ્હારા મનની એ દશામાં તા. ૧૨મી માર્ચે સાંજે પાંચના અરસામાં ધારાસભાનું કામ પતાવી ઘેર આવ્યો અને હંમેશ મુજબ દિલ્હીથી ગુજરાતભરમાં રોજિંદો માનસિક પ્રવાસ કરવા માટે "ગુજરાત સમાચાર" હાથમાં લીધું–પહેલે પાને જ સમાચાર કે મેઘાણી ગયા !

ગુર્જર પ્રજાનાં સંસ્કૃતિ, શૌર્ય અને વૈભવનું દર્શન હવે કોણ કરાવશે ? લોકજીવનના સાગરમાં ડુબકી મારી, કલ્ચર-ફટકિયા મોતીના આ જમાનામાં ખરાં મોતી કોણ લાવશે ? કોણ પારખશે ? ગુજરાતના વિશ્વવિદ્યાલયમાં ભાઈ મેઘાણીનું સ્વતંત્ર અને અનેરું સ્થાન હોવાની મારી કલ્પના મૂળથી જ પડી ભાંગી, સ્વપ્નવત્ થઈ–"हा हतं हतं नलिनीम् गज उज्जहार" એ ભીતિ થઈ. ચિ. ભાઈ મહેન્દ્રને દિલાસાનો તાર તથા કાગળ લખવામાં મ્હારે માટે દિલાસો અને શાંતિ મેળવવા પ્રયત્ન કર્યો.

મેઘાણીનો પ્રથમ અંગત અને ગાઢ જેવો પરિચય મ્હને ૧૯૩૦ના સપ્ટેંબરમાં હું રાણપુર તપાસસમિતિના પ્રમુખ તરીકે બે માસની સજા અને ૫૦૦ રૂપિયા દંડનું માન મેળવી સાબરમતી સ્વરાજ્ય મંદિરમાં દાખલ થયો ત્યારે થયો. હું ત્યાં બહુ જ થોડો વખત હતો–આશરે દોઢ માસ–ભાઈ મેઘાણી અમારા સાથી હતા. તેઓ તો બે વર્ષની સજા લઈ કાઠિયાવાડના બીજા કેટલાક સાથીઓ સાથે માર્ચ–એપ્રિલમાં જ ત્યાં વસ્યા હતા. અમારા ત્યાંના મંડળમાં બુઝર્ગ સદ્ગત અબ્બાસ તૈયબજી સાહેબ, મહાદેવભાઈ, દરબારસાહેબ (ગોપાળદાસભાઈ), અમૃતલાલ શેઠ, મણીલાલ કોઠારી વગેરે હતા.

મેઘાણી અમારી બધાની સાથે ભળતા ખરા, જમવા ચાહ પીવા અમે ભેગા ખરા–પણ તેઓ બહુ બોલતા નહીં. કપાસ લોઢવાનું, કાંતવાનું અને કાવ્ય રચનાનું કે વાંચવાનું કામ કરતા. એમની મંડળી અને અમારી મંડળી જુદા જુદા પણ જોડાજોડના યાર્ડમાં હતી. એટલે જમવા કરવામાં સાથે આવીએ તે ઉપરાંત બીજે વખત સાથે રહેતા નહોતા. હું પણ નવો તેથી વાતોચીતોના બહુ પ્રસંગો મળ્યા નહીં. પણ અરસપરસ ઠીકઠીક પિછાન થઈ–આકર્ષણ પણ થયું.

મેઘાણી તો કવિ–પોતાની કાવ્યસૃષ્ટિમાં રહેનારા –ભાવનાશીલ. અમે બીજા તો સામાન્ય દુનિયાદારી જીવો રહ્યા. એમના હૃદયની ઊંડી લાગણીઓ, ભાવ, ભાવના, કલ્પના ક્યાંથી સમજીએ ? એટલે જેલમાં તેમના વિશે એક બાબત અમે વિનોદ કરતા–એ વિનોદ જ હતો–તેમાંએ તેમના વિશે આદરભાવ હતો.

એ વર્ગના કેદી તરીકે દર પખવાડિયે તે વખતે મુલાકાત મળતી–વારાફરતી એક અઠવાડિયે કાગળ અને એક અઠવાડીએ મુલાકાત. મેઘાણીનો મુલાકાતનો દિવસ અમે સૌ તેમને કે જેલવાળાઓને પૂછ્યા સિવાય જાણી શકતા. મુલાકાત પહેલાં બે દિવસ અમારા યાર્ડમાં જે કંઈ નહીં જેવા ફુલોના ઝાડો હતાં તેમાંથી મેઘાણીભાઈ યોગ્ય રંગોની યોગ્ય મિલાકૃતિ ગોઠવણો વિચારી કેવા પ્રકારનો ગોટો બનાવી પત્નીને મળતાં અર્પણ કરવો તેનો જ ખ્યાલ કરવામાં રોકાતા. ફુલો પાસે આજુબાજુ ભમતાં તેમને જોઈએ કે સમજીએ કે આજકાલમાં મુલાકાત છે ! પણ કાવ તો "ભમર" કહેવાય ને ? દરેકમાંથી

સારુ શોધી કાઢી મેળવે અને તે માટે અખંડ શ્રમણુ કરે

પૂજ્ય અબ્બાસસાહેબની પણુ મુલાકાત એ રીતે જાણી શકતા. તેઓ દાઢીના વાળ બહુ જ સરખા કરવા કે રાખવા કોશિશ કરે ત્યારે સમજતા કે "આજે મુલાકાત છે.' ૭૫ વર્ષે આ શું ? એમ અમને જુવાનિયાઓને લાગતું. પણુ તેનું કારણુ એ જ કે અમે કવિહૃદય, ભાવ સમજી શકતા નહોતા. શ્રૃંગાર કામુક પણુ હોઈ શકે; કલામય પ્રેમમય પણુ હોઈ શકે. શૃણુગાર પાછળની ઉચ્ચ ભાવનાથી અમે જુવાનો વંચિત હતા. તેથી ભાઈ મેધાણી કે અબ્બાસસાહેબ આદરયુક્ત છતાં વિનોદનો વિષય બનતા.

તે વર્ષે જેલમાં માણેકઠારી પૂનમનો અમે ઉત્સવ અમારા યાર્ડમા કર્યો. મેધાણીની ચારણી કથાઓ અને ગાયનોથી અમે સૌ ડોલી રહ્યા હતા. શૌર્ય અને સ્વાર્પણુના પ્રસંગોનું તે વર્ણુન સ્ફૂર્તિદાયક હતું. જૂના સ્મરણોથી ભાવિ માટેની આશાઓ ઉજ્જ્વલ થઈ, અને અમે પણુ જેલમાં આવી કંઈક અંશે ફરજ અદા કરીએ છીએ એવો આત્મસંતોષ મેળવ્યો. મેધાણીએ અમારામાં ચેતન રેડ્યું.

પછીના વર્ષોમાં પરિચય વધ્યો. મળવાના પ્રસંગો થોડા પણુ જયારે મળીએ ત્યારે પેટ ભરીને વાતો થાય. મહેસાણામાં થોડા વર્ષો ઉપર ગણેશ ઉત્સવ અંગે ત્યાંના કાર્યકરોએ મને બોલાવ્યો. મેધાણીને પણુ નોતર્યા હતા એમ જાણ્યું ત્યારે, "જે દિવસે મેધાણી આવશે તે દિવસે હું આવીશ. મારા માટે જ, કાર્યક્રમ અંગે નહીં પણુ મેધાણીની વાણી સાંભળવા માટે" એ મતલબનું મેં લખ્યું હતું. આખીએ શ્રોતા મેદનીને ઉછાંછ રાખે, તેના હૃદય હલાવે એવી એમની વાણી, કાવ્ય અને અવાજ હતાં.

ગુજરાત વિદ્યાસભા (ગુ. વર્નાક્યુલર સોસાયટી) માં જોડાઈ ભાઈ મેધાણી કાર્ય કરે એવી વિદ્યાસભા મંડળની ઈચ્છા હતી પણુ સંજોગો નહોતા. કંઈ નહિ તો નજદીકના ભવિષ્યમાં સ્થપાનાર ગુ. વિશ્વવિદ્યાલયમાં તો મેધાણી આવીને બેસે અને અનેક ગુજરાતી યુવક-યુવતીઓને મેધાણી-દીક્ષા આપે એ તો સિદ્ધ જેવું જ માન્યું હતું. પણુ ઈશ્વરની ઈચ્છા જુદી જ હતી

છેલ્લે મળ્યા નવી-દિલ્હીમા તા. ૨૨ જાનેવારી રાત્રે કોન્સ્ટિટ્યુશન હાઉસમાં અને બીજે દિવસે મ્હારા મકાને. દેશના ભાવિની ખૂબ વાતો કરી ! અનેક મનોરથો ચર્ચ્યા ! "मनसा चिन्तितं कार्यं दैवेोऽन्यत्र चिन्येत् ।" કોણે જાણ્યુ હતુ એ મળવાનુ આખરી હતું ?

મેધાણી સ્થૂલદેહે ગયા. સૌને એ જ માર્ગે વહેલેમોડે જવાનુ છે. જિંદગી સફળ કરી તેથી તેઓ તેમના સેવા અને સાહિત્યદેહે અક્ષય અને અમર જ છે. આપણે દરેકને માટે સ્ફૂર્તિની ચિનગારી છે.



# છેવટના મેળાપોમાંથી

રસિકલાલ છો. પરીખ

હાસપરિહાસ વાતચીત ચાલતી હતી. નાટકોનો આકર્ષક વિષય હતો. અમુક પ્રયોગની નિખાલસ, પણુ મેધાણીએ કરેલી પ્રશંસાનો ઉલ્લેખ થતો હતો. ત્યાં બારણામાં આવી એકે કહ્યુ . 'મેધાણીના—!' મે પૂછ્યુ 'કયા મેધાણી ?' મારી બાધાઈ ઉપર આશ્ચર્ય વ્યક્ત કરતા અવાજે : 'કેમ કયા મેધાણી !'

જે મેધાણી મારા મનમાં જીવતા હતા તેના અવસાનની નોંધ લેવા મન તૈયાર ન હતુ. પણુ એ ઘટના તો બની ગઈ હતી. પ્રૌઢ માણસને છાજે એવી સ્વસ્થતાનો ડોળ કરી ચાલુ વાતને અટકવા ન દીધી. પણુ મનમાં એવી ફાંસ વાગી ગઈ કે કોઈની જીભ ઊપડી જ ન શકી. એક મિનિટમાં જ બધા છૂટા પડી ગયા.

માણસના જીવન સાથે મૃત્યુ કેવો ખેલ રમે

છે એ રવાડે જીવ ચઢી ગયો! દેહ છોડી ગયેલા મિત્રનું ઘડીકભર ધ્યાન થયું. પણ સંસારીમન તો મરનાર આપણું શું અધૂરું મૂકી ગયો એ સ્વાર્થનું જ દુઃખ રડે છે. અમુક કામ નિમિત્તે એમના આવવાની રાહ જોતો હતો—એ કામનું શું થશે!—જીવનારની કેટલી પામરતા છે?......

મેઘાણીનો પરિચય તો લગભગ પચીસ વર્ષ પહેલાં થયો હતો; અને ક્રમેક્રમે સ્વજનતામાં પરિણમ્યો હતો; અને છેવટે તો કાર્યસહચારનું સદ્ભાગ્ય પણ થવાનું હતું. પણ એ તો રહી ગયું.

મેઘાણીના આદિપરિચયોનું સ્મરણ અન્યત્ર આપ્યું છે. અહીં તો એક અસંતોષ છેવટના વર્ષોમાં મળતા ત્યારે વારંવાર વ્યક્ત કરતા તેની સ્મૃતિ તાજી કરું છું.

મેઘાણી લોકપ્રિય છે એ જેમ આપણે જાણીએ છીએ તેમ તે પણ જાણતા. લોકપ્રિય થવું એ એમને અપ્રિય ન હતું—કારણ કે તે લોકને ચાહતા હતા. લોકજીવનમાંથી ભાવ લઈ તેનો તે રસ બનાવતા! અને એ રસ પી લોકો પાનારને ચાહે તો કોને ન ગમે? પણ લોકપ્રિયતાનો સ્વાદ લેતાં લેતાં તેમને શંકા થઈ જતી કે 'લોકો મને બનાવતા તો નથી ને? હું મારા વેગમાં તણાઈ જાઉં છું! લલકારું છું! ગાઉં છું! અભિનય કરું છું! આ તમાશો જોવા મળે છે એની લોક વાહ વાહ કરે છે?' પણ લોકો ખુશ થાય એમનો એમને વાંધો ન હતો; એથી તે સંતોષ પામતા. પણ એ દ્વારા જે ભાવના એમને મથતી હતી તે ભાવના ગ્રહણ કરવાની કોઈ તરફી લેતું હશે?—તેની તેમને શંકા રહેતી.

આ શંકાથી તે વ્યગ્ર થતા; 'મારે હવે ભાષણો નથી આપવાં. મારે સ્વસ્થતાએ સંશોધન કરવું છે. ઍકેડેમિક કામ કરવું છે.' તેમના છેવટના મેળાપોમાં મેઘાણી વારંવાર 'ઍકેડેમિક' કામ ઉપર—ઍકેડેમિકદૃષ્ટિ ઉપર, ઍકેડેમિક વાતાવરણ ઉપર બહુ ભાર મૂકતા. આવા કામના અવકાશ માટે યોજના પણ તેમણે વિચારી હતી.

મેઘાણીનું સાચું સ્મારક એ નથી કે ગુજરાતમાં લોકસાહિત્ય અગર લોકસંસ્કૃતિના અધ્યયન—સંશોધન માટે એક એકેડેમી સ્થપાય?—કમમાં કમ તેનું એક આસન (Chair) થાય?

# આપણા દિવ્ય ગાયક. મેઘાણી

ધૂમકેતુ

શ્રી, મેઘાણીનું અવસાન એટલું અણચિંતવ્યું આવી પડ્યું છે કે એ ભયંકર ઘામાંથી મુક્ત થતાં એમના અનેક મિત્રોને હજી ઘણો સમય લાગશે. એમના સાહિત્યની અને એમની સાહિત્યસેવાની નોંધ કરવા માટે ચિત્તની જે શાંતિ જોઈએ એ શાંતિ મેળવતાં તો દિવસો જશે. મેઘાણી જો માત્ર સાહિત્યકાર હોત, તો એમના અવસાનનો આટલો બધો કારી ઘા કદાચ ગુજરાતને જણાત પણ નહિ. સ્વભાવથી જ સાહિત્ય પ્રત્યે ઘૃણા ધરાવનારા ગુજરાતીઓ શ્રી. મેઘાણીના કરતાં ઘણા વધારે શક્તિશાળી એવા સાહિત્યકારોના મૃત્યુથી લેશ પણ ક્ષોભ કોઈ દિવસ પામ્યા નથી. ચિત્તનો ક્ષોભ કોઇને કોઇ ક્રિયામાં પરિણમે છે. અને ગુજરાતીઓએ એવો કોઈ ક્ષોભ અનુભવી, કોઇ પણ સાહિત્યકાર માટે કોઇ પણ ક્રિયાત્મક યોજના સાંગોપાંગ પાર ઉતારી હોય એવું જાણવામાં આવ્યું નથી. કોઈ જીવંત સાહિત્યકારની લાગવગનો લાભ લેવા માટે, થોડા પૈસા ભેગા કરી એનો મહોત્સવ ઊજવે—એટલા વ્યવહારપટુ ગુજરાતીઓ અવશ્ય છે જ, પણ એવા મહોત્સવો સાહિત્યકારની પોતાની તેમ જ ગુજરાતીઓની બન્નેની ક્ષુદ્રતા અને ક્ષુલ્લકતા પ્રગટ કરે છે એટલું જ,—એથી વિશેષ એવા મહોત્સવોનો કાંઈ જ અર્થ નથી. પંચપ્રજ્ઞના

મહોત્સવો પણ આધિંકદષ્ટિથી રમાય છે; અને એમના જેવા જ પંગુ હોય છે.

પરંતુ મેઘાણીને ગુજરાતીઓ હમેશાં યાદ રાખશે એક અનુપમ દિવ્ય ગાયક તરીકે. મેઘાણીએ ધરતીમાં પોઢી ગયેલાં એટલાં બધાં લોકગીતોને અને લોકસંસ્કારોને જગાડ્યાં છે કે જાણે એ તમામે તમામ એમની પોતાની વિશિષ્ટ શૈલી અને હલક વિના હવે અપંગ જેવાં લાગશે. લોકગીતો—અને આપણી સામાન્ય છંદબદ્ધ કવિતાઓ—એમની વચ્ચે એક મહાન અંતર છે. એમને પ્રગટ થવા માટે જુદી જુદી પ્રાથમિક ભૂમિકા જોઈએ છીએ. લોકગીતોના સુંદરમાં સુંદર ભાવને, જ્યાં સુધી તમે કંઠ ન આપો, ત્યાં સુધી એ ભાવ અપ્રગટ જેવો અને શાંત નિષ્ક્રિય હોય તેવો જણાય છે. એને જે કંઠ આપે છે એ લોકગીતોનો કવિ છે અને ગાયક પણ છે. મેઘાણીના કંઠમાં એવી નૈસર્ગિક મોહિની હતી કે લોકગીતોને એવો ગાયક મેળવવા માટે તો હવે વર્ષોનાં વર્ષો રાહ જોવી પડશે.

એમના કંઠની આ મોહિની એ જો કેવળ નૈસર્ગિક મળેલા રાગની કેળવણી હોત, તો આજે એનો સ્વર હજારોના હૃદયમાં ભણકારાની પેઠે બેસી ગયો છે, એ એમ ન બેસત. એ કંઠને જેટલો પોતાનો મિજાજ હતો એટલી તાલીમ ન હતી. એટલે એ કંઠની હલક હમેશાં અદ્વિતીય જ રહેવાની—એમનો કંઠ એ એમના હૃદયમાં ઊડતા ઊર્મિસાગરની એક નાની સરખી પ્રગટેલી દિવ્યજ્યોત જેવો હતો. એ એક ચરણને પોતાની મનોજ્ઞતાના અલંકારથી શણગારે—અને તરત તમારા અંતરમાં કોઈ મહાન સાગરની ઊર્મિઓની પરંપરાનો પડઘો પડતો—એમ શા માટે થતું? કારણ કે મેઘાણી લોકગીતોના કેવળ ગાયક ન હતા, લોકગીતોના હરેકે હરેક શબ્દથી જેમની હૃદયોર્મિ નિરંતર જાગ્રત રહેતી, એવા એ ખરેખર ભાવક પણ હતા. કવિતા અને કંઠનો એવો વિરલ મેળ કુદરત ક્યારેક જ મેળવે છે; અથવા કહો કે મેળવી શકે છે. અતિશય સમૃદ્ધ અને, ભરી ભરી જણાતી કુદરત પાસે પણ આવા અફસોસ. જવાહીરોની તો ટાંચ હોય છે. એમની પાસે કંઠ હતો, કવિતા હતી, અને વિશેષ તો આ કે ખુવારીના પંથે લઈ જનારી એક પ્રકારની ખુમારી હતી.

એક પ્રસંગ મને બરાબર યાદ છે ઘણું કરીને રાણપુરમાં હું એમને પહેલી જ વખત મળ્યો. એ દિવસમાં એક નાનો સરખો કાર્યકરોનો મેળાવડો થયો હતો. મુંબઈના કોઈ મોટા ગૃહસ્થ એ વખતે ત્યાં આવી ચડેલા. એ ગૃહસ્થ કોણ હતા એ તો આજે બરાબર યાદ નથી, યાદ છે પણ યાદ નથી, પણ નામથી તેમ જ લાગવગથી ઘણા મોટા હતા એટલું ચોક્કસ

મેઘાણીભાઈને ઘેરથી અમે નીકળ્યા ત્યારે એમણે લોકગીતોની કેટલીક પંક્તિઓનો એવો અમૃતમય થાળ મને આપ્યો હતો કે એની અસરમાં ને અસરમાં ઑફિસ ક્યારે આવી તે પણ ધ્યાન ન રહ્યું. જે અસર ને ઘેન મને સ્પર્શી ગયાં હતાં તે અસર ને ઘેન મેઘાણીને તો સહજ હતાં. એ તો એ સાગરમાં જાણે તરી રહ્યા હતા એમ કહી શકાય.

અમૃતલાલ શેઠ, કકલભાઈ કોઠારી, હરગોવિંદ પંડ્યા, કેટલાક કાર્યકરો, મિત્રો, આમજનો સૌની એક નાની સરખી મંડળી જામી હતી. અમારા મનથી અમે તો 'ચા પાર્ટી' ઉપર આવ્યા હતા.

પણ શેઠ અમૃતલાલ, એ તો વ્યવહારદક્ષ અને ચતુર પુરુષ હતા. મુંબઈના જે મોટા સદ્‌ગૃહસ્થ આવ્યા હતા તેનો વારતહેવારે કેવો અને કેટલો ઉપયોગ હોઈ શકે અને સંસ્થાઓમાં બાંધછોડની રેખાનીતિ કેટલી આવશ્યક હોય છે, એનું પ્રમાણભાન જેટલું એમના મનમાં હોય એટલું બીજા કોઈના મનમાં ન હોય એ સ્વાભાવિક હતું. બીજા તમામ તો, સિદ્ધાંતની આકરામાં આકરી કસોટીનો શબ્દે શબ્દ પકડી રાખનારા, કાચી તો જુવાનડાઓ હતા.

ભાઈ મેઘાણીની તો આંખોમાં, મુદ્રામાં ને અંતરમાં એક જ વસ્તુ વ્યાપી ગઈ હતી, લોકગીતો. એમને એનું ઘેન રહેતું—એ ખરું હતો. એનો એને નશો ચડતો.

અમે બેઠા, ચા-પાણી ચાલ્યાં, આડીઅવળી વાતો થઈ પછી અમૃતલાલ શેઠે મેઘાણી સામે જોયું,

કાંઈક એવું બોલ્યા કે જેનો ધ્વનિ આવનાર મુંબઈના આતિથ્યગૃહસ્થને લોકગીતો સંભળાવવાનો હતો.

મેં ધાર્યું કે મેઘાણીભાઈના હૃદયમાં અત્યારે—આ ક્ષણે—તો એ સાગર ઉછળી રહ્યો છે, ને હમણાં જ મને સંભળાવ્યાં હતાં એના કરતાં ચાર–ચાસણી ચડે તેવાં, અનેકગણાં વધારે સુંદર રસિક લોકગીતો સાંભળવા મળશે.

પણ મેઘાણી માત્ર લોકગીતો ગાનાર જ ન હતા. એ લોકગીતોની ઊર્મિએ ઊર્મિમાં રમી રહેલી અનુપમ જ્યોતના જાણે કે સંરક્ષક પણ હતા. એમણે વિનયથી પણ મક્કમતાથી કહ્યું: 'ભાઈ! આ વસ્તુ તમે કહી, પણ આ વસ્તુઓ એવી રીતે પ્રગટ કરવા માટે કે પ્રદર્શનની બનાવવા માટે છે જ નહિ એવી રીતે તો આપણે આ વિષયને ભારે અન્યાય કરીએ છીએ!'

અમૃતલાલ શેઠ મહા કાર્યકુશળ પુરુષ હતા. એમણે આ જવાબ, અને તે પણ આવા મોંઘા, હરેક ક્ષણે ઉપયોગી મહેમાનના સાન્નિધ્યમાં અને પોતાની જ ઑફીસમાં મળશે, એમ કદી પણ ધારેલું નહિ હોય. આનંદ વિનોદ અને લોકગીતોની અતિશયતાના મધુર મશ્કરીભર્યા રાહે, આખી વસ્તુને લઈને એમણે એ સમય જાળવી લીધો. પરંતુ ત્યારે જ ખબર પડી—કે આપણે માનીએ છીએ તેમ, શ્રી મેઘાણી માત્ર લોકગીતોને સંગ્રહીને પોતાના કંઠ દ્વારા એમને પ્રગટ કરનાર લોકગાયક ન હતા, પણ એ લોકગીતમાં ઊંડી વણાઈ ગયેલી લોકસંસ્કારિતાની કુમાશના સંરક્ષક અને પરિક્ષક પણ હતા. અને એમને મન—આ લોકગીતો એ આનંદ, વિનોદ, પ્રમોદ કે પ્રદર્શનનો નહિ, એક સંસ્કારજ્યોતિ જલતી રાખવાના જીવનકર્તવ્યનો, મહા અણમોલો પ્રસંગ હતો.

અને છતાં જરાક પણ સાચી સહાનુભૂતિ ધરાવનાર પ્રત્યે એમનું હૃદય કેટલું વિશાળ હતું એ પણ અનુભવવાનો એક પ્રસંગ આવ્યો હતો. ઘણું કરીને મારે ત્યાં જ પાટણનાં એક બાઈ આવ્યાં હતાં. મેઘાણીનું નામ એમણે સાંભળેલું. અકસ્માત મેઘાણીભાઈ પણ આવી ચડ્યા હતા. લોકગીતો સાંભળવાની અને ખાનગીમાં ઈચ્છા દર્શાવાઈ. પણ મેઘાણીભાઈ એ જ્યોતને કયા અર્થમાં ધરાવે છે, એ વસ્તુનો હું જાણકાર હતો. એટલે પોતાને ઘેર બેઠા હોય ત્યારે એમના હૃદયને આઘાત લાગે એવી વિજ્ઞપ્તિ કરતાં હું તો ખંચકાતો હતો.

પણ છોકરાં કાંઈ ઝાલ્યાં રહે? અને મેઘાણીભાઈ તો એ સૌના મિત્ર. એમણે વિનોદ વિનોદમાં એ વાત મૂકી દીધી. અને મેઘાણીએ પોતાની લોક-ગીતાવલિને મુક્ત કંઠે વહેતી કરી.

તે દિવસે એમણે જે ગાયેલું—પેલા ચારણનું, ઋતુઋતુના આનંદમાં મૃત્યુ પામેલ જુવાન પુત્રના સંસ્મરણોને જગવતું ગીત—એ કરુણતમ ધ્વનિ તો આજ પણ જાણે મેઘાણીના કંઠમાંથી વહી રહ્યો છે અને હું સાંભળી રહ્યો છું. મેઘાણીના કંઠમાં આવી ભણકારા જગવનારી વિરલ શક્તિ હતી.

મેઘાણી ગવૈયા ન હતા—પણ દિવ્ય ગાયક હતા.

જેમણે મેઘાણીની આ તમન્નાને આવી રીતે નીરખી નથી એ ઘણાખરાએ એમને અન્યાય કર્યો છે.

શ્રી. મેઘાણીના સાહિત્યનું ખરું મૂલ્યાંકન કરવાનો સમય હજી તો દૂર છે. પણ એ સમય જ્યારે આવે ત્યારે મેઘાણીમાં, જેને ખોટી રીતે ઊર્મિલતા કહેવામાં આવે છે, અને જે સાચી રીતે તો 'Intensity of purpose' ધ્યેય દર્શનની તાલાવેલી છે—એ તાલાવેલીનું સાચું મૂલ્યાંકન કરવામાં જે અફળ જશે તે મેઘાણીને મુલવી નહિ શકે.*

દયારામની એક ગરબીમાં 'તમ સું લાગી લાલ, તાલાવેલી, તમ સું લાગી' એવું કાંઈક આવે છે. મેઘાણીએ જે જે વિષયો પોતે પસંદ કર્યા છે—એ સઘળા વિષયોમાં આ તાલાવેલી જ એમની પ્રેરણાદાત્રી રહી છે. તાલાવેલી સાથે ઊર્મિલતાને

* એટલું જ નહિ મેઘાણીના કંઠના ભણ-કાર જેને સંભળાતા નથી એવો કોઈ પણ આ તાલાવેલીની સાચી પિછાન નહિ કરાવી શકે.

મૂકનારા વિવેચકો વેત્રલા તો છે જ, પણ સાથે સાથે અજ્ઞાન પણ છે.

એમના સ્વભાવથી પરિચિત સૌને ખબર છે કે મેઘાણી અન્યાયને સહન કરી શકતા નહિ મુંબઈ યુનિવર્સિટી જે વખતે લેખકો પાસેથી વગરદોકડે માલ ભેગો કરી, 'બુકમેકર' મારફત છપાવી પ્રગટ કરતી, અને જે વખતે કનૈયાલાલ મુનશી જેવા પણ, પોતે એક એક વાક્યની ગીનીઓ ટેબલ ઉપર મુકાવ્યા પછી જ વાત કરે છે એ વસ્તુસ્થિતિ ભૂલી જઈને દરેક લેખકને લખી નાખતા કે 'ભાઈશ્રી ! આટલું કરી નાખજો—' એટલે કે વગરદોકડે છાપવાની મંજૂરી આપી દેજો, તે વખતે મેઘાણીએ જ આ પ્રથાની સામે પહેલવહેલો પોતાનો બુલંદ અવાજ ઉઠાવ્યો હતો અને સોંઘી અપકીર્તિ મેળવી હતી !* એ વખતે લેખક પૈસાનું નામ લેતો તો એને સૌ સેવાધર્મથી પદભ્રષ્ટ થયેલો સમજતા ટેબલ ઉપર ગીનીઓ મુકાવનાર સૌની માન્યતા હતી કે લેખક સેવા કરવા જન્મ્યો છે—અને આપણે એને એનો ઉપદેશ આપવા જન્મ્યા છીએ !

પણ મેઘાણીની આવી ન્યાય પ્રત્યેની પ્રીતિ છતાં એમના સ્વભાવમાં મીઠાશ હતી. અને એ ઘણા-ને મિત્ર કરી શકતા, અને મિત્ર રહી શકતા, એ અજાતશત્રુ હતા

હમણાં આ છેલ્લા મંદવાડમાં એ મારી પાસે આવ્યા ત્યારે હું એમનું 'પરકમ્મા' જોઈ રહ્યો હતો. મને એમનો રખડપટ્ટીનો આ અનુભવ ઘણો જ જીવન્ત લાગ્યો હતો. કારણ કે એક વખત હુ પણ રખડપટ્ટીનો આશક હતો. એમણે એ જ વખતે થોકબંધ 'ડાયરીઓ' જોઈ અને પૂછ્યું : 'આ શું છે ભાઈ ?' હું તો મંદવાડમાં બીજા વાચનના અભાવે મારી નોંધપોથીઓ તપાસતો જ્યારે એમાંથી મેં થોડી થોડી નોંધ વાંચી ત્યારે તો જે પોતે કરી રહ્યા હતા, એવું જ એક બીજો માણસ પણ કરી રહ્યો છે, એ જોઈને એમણે રોમાંચક હર્ષ અનુભવ્યો. ખરેખરા પ્રોત્સાહી સ્વરે મને કહ્યું : 'ભાઈ ! તમારી પાસે તો આ સિક્કાબંધ નક્કર હકીકતો છે તમે એ રજૂ કરવા ન માંડો ? એમાંથી કેટલાયને માર્ગ-દર્શન મળશે, વિવેચકોને સાચા મૂલ્યાંકનમાં મદદ થશે, અને વળી તમને હમણાં આરામની જરૂર છે તો આરામ પણ મળશે !'

એ વખતે એમની આરામ વિષેની નવી વ્યાખ્યા પ્રાપ્ત થઇ. સતત જાગ્રતિ. સતત મહેનત, સતત પૃચ્છા, અને સતત નોંધ એ મેઘાણીના પચોતેર પુસ્તકોની પૂર્વભૂમિકાનો ઇતિહાસ આપે છે એમણે જે જે વખતે જે જે મળ્યું તે તમામ, કુશળ કારીગરની દૃષ્ટિથી, ટપકાવી લીધું છે મેં જ્યારે મારી નોંધપોથીમાંથી 'જીવનપરાગ'ની આખી વાર્તાની ટૂંકી નોંધ, નામ સીખે, અને થોડાક અનુપક લીટાઓ દોરીને મેં નાક પણ ચીતરી લેવાના વ્યર્થ પ્રયત્ન સાથે, એમને બતાવી, ત્યારે તો એ ખુશખુશાલ થઈ ગયેલા. અને "આપણે સાહિત્યકારે તો ભાઇ ! પળેપળની જાગ્રતિ વિના કામ પાર પાડવાની આશા રાખવી જ નહિ !" એમ જ્યારે એમણે કહ્યું ત્યારે આપણા એક લબ્ધપ્રતિષ્ઠ વિવેચકભાઈની વાત મને યાદ આવી ! આવી નોંધપોથી જોઇને એ બોલેલા કે આ તો પ્રચારક જેવો પ્રયત્ન ગણાય અને એમાં નિસર્ગતત્ત્વ ઓછું આવે !

પણ મેંએથી જાણવી શકાય એટલી મીઠાશ જાણવીને જ્યાં મેઘાણીને કવિ ગણવા કે નહિ— એવી ભયંકર ચર્ચામાં વેવલી અને વંધ્યાત્મક વિદ્યા રાચી રહી હતી, ત્યાં આવી વિશેષ દૃષ્ટિની અપેક્ષા રાખવી એ પણ ખોટું છે !

---

* બરાબર ખાત્રીથી કહેવું મુશ્કેલ છે પણ ઘણું કરીને આવો અવાજ ઉઠાવવા માટે મેઘાણીને એકાદ બે વર્ષ મેટ્રિકના Selectionમાંથી જ સદંતર ઉડાવી દીધા હતા જેથી એમની મંજૂરી માગવી ન પડે ! અજે રા મનસુખલાલ વિદ્યાર્થી-ઓને રોથી ઘડવા માટે જે ત્રણચાર લેખકોનાં નામ આપે છે તેમા મેઘાણી એક છે. એ જ મેઘાણીની, એક વખત, દોકડા માગવા માટે, વિદ્યાર્થીઓના Selectionમાં કેટલાકને જરૂર જ નહોતી જણાતી !

એક બીજો પ્રસંગ યાદ આવે છે. એમાં એમની સાહિત્યકારની તેમ જ લોકસંપર્ક સાધનાર લોકસેવકની એવી બન્ને પ્રવૃત્તિઓનો મેળ મળે છે. ઘણું કરીને અમે 'બસ'માં બેસીને ખાનપુર ઘર તરફ આવી રહ્યા હતા. રસ્તામાં એક સ્ટેન્ડ આવ્યું, ત્યાં કોઈ માણસ હતું નહિ, એટલે 'બસ' થોભી નહિ, પણ એક બાઈ થોડે દૂર ફંટાતા માર્ગેથી, માથે પોટકું ને કેડે છોકરું, છોકરું પણ મોટી ઉમ્મરનું, એટલે બરાબર તેડેલું નહિ ને લગભગ લબડતું આવે, એવી સ્થિતિમાં 'બસ'ને પકડવા માટે દોડી રહી હતી! મેઘાણીએ તરત ધ્યાન ખેંચ્યું ને 'બસ' ઊભી રખાવવા ટોકરી વગાડનારને કહ્યું. પણ સામાન્ય રીતે જ્યાં એક શબ્દ પણ વિવેકનો બોલવો એ નબળાઈ ગણવામાં આવે છે એવા આ ચલાવનારાઓ મેઘાણી-ના શબ્દે પેલી બાઈ માટે 'બસ' ઊભી રાખે એ અશક્ય હતું.

બેઠેલાઓમાંથી તો કોઈને આ ભોઈની પટ-લાઈ જેવા પ્રસંગ માટે રસ ન હતો.

મેઘાણીએ મને પૂછ્યું; ભાઈ! 'બસ' ઊભી રાખવાનો નિયમ નથી?'

મેં ટૂંકેથી પતાવ્યું: 'નિયત કરેલાં સ્થળ સિવાય સાધારણ રીતે નહિ!'

'પણ આવું હોય ત્યારે પણ નહિ? પોતાના વિવેક જેવી કોઈ વસ્તુનું સ્થાન જ નહિ?'

'સામાન્ય રીતે તો નહિ. બાકી તો ટોકરી-વાળાની જેવી માન્યતા!'

એટલામાં કોઈ ઓળખીતા જાતભાઈએ સેંજ હાથ લાંબો કર્યો ને પૂરવેગે દોડતી 'બસ' બધા ઉતારુઓને ધક્કો વાગે તેમ ઊભી રહી ગઈ!

પેલી બાઈ તો હજી પાછળ દોડતી આવતી હતી. પણ કોઈને એની દરકાર હોય તેમ લાગ્યું નહિ. ટોકરી પાછી રણકી બસ ચાલવા માંડી. મારા આશ્ચર્ય વચ્ચે મેઘાણીભાઈ તરત ઊભા થઈ ગયા. એમણે મોટે બુલંદ અવાજે કહ્યું: 'બસ' ઊભી રખાવો, તમે નિયમભંગ કરીને આ ભાઈને લીધા તો પેલી બાઈને કેમ ન લીધી? એને પણ લઈ લ્યો! એનો શું વાંક છે? 'બસ' ઊભી રખાવો.'

અને એમણે તો તરત દોરી ખેંચીને ટોકરી લગાવી પણ દીધી.

વાત તકરારે ચઢી. ટોકરીવાળાએ પોતાનો અધિકાર ખોટી રીતે મેઘાણીભાઈએ વાપર્યો એ મુદ્દો આગળ ધર્યો. પણ તમામ ઉતારુઓ તરત મેઘાણીભાઈની વાતને ટેકો પૂરવા તૈયાર થયા. મેઘાણી-ભાઈએ, તો પેલી બાઈને લેવામાં ન આવે તો 'બસ' ખાલી કરી દેવાની સૌને હાકલ કરી ને વાતાવરણ તંગ થઈ મામલો બે પળમાં જ આગ્રહી બની ગયો. અને 'ન્યાય' 'અન્યાય' જોવાનો કોઈ સંયમ જ જ્યાં મળે નહિ ત્યાં તો થોડીવારમાં બે વર્ગ હોય એવો દેખાવ થવા માંડયો. મામલાને આ રૂપમાં ફેરવાતો જોઈ મેં મેઘાણીભાઈને નીચે બેસી જવા આગ્રહ કર્યો, પણ એમણે મક્કમતાથી કહ્યું: 'ના ભાઈ! એમ કેમ થાય? જો આ એક ભાઈને વચ્ચેથી લઈ લેવામાં આવે છે, તો પેલી બિચારી બાઈનો વાંક શું?'

એમનો અવાજ અને આગ્રહ અંતે ફાવ્યા. અને પેલી બાઈ આવી ત્યાં સુધી 'બસ' થોભી રહી!

મેઘાણીમાં નાનામાં નાનો અન્યાય પણ થતો જોઈ રહેવાની નબળાઈ ન હતી. અને છતાં એમના જેવા મળતાવડા સ્વભાવના માણસો બહુ જ ઓછા મળવાના. આ વિરોધાભાસી જેવા જણાતા સ્વભા-વમાંથી મેઘાણીની સર્જક શક્તિનો પરિચય મળી શકે છે.

જ્યારે પણ કોઈ વિવેચક મેઘાણીનું મૂલ્યાંકન કરવા બેસે ત્યારે આટલું ન વિસરે કે મેઘાણી મુખ્યતઃ જેને આપણે 'Subjective writer' કહીએ એ પ્રકારના લેખક હતા. એટલે એમનું મૂલ્યાંકન કરતાં—એમના પત્રો, એમની ટૂંકી નોંધો, એમના ઉદ્ગારો, એમના વાર્તાલાપો, એમના જીવન પ્રસંગો એ તમામે તમામનું બહુ જ સૂક્ષ્મ પરીક્ષણ થવું ઘટે છે. એ વિના તો વિવેચક, મેઘાણીને પોતા-ને, બંનેને અન્યાય કરશે. કવિ, લેખક, અનુવાદક, સર્જક, પત્રકાર, ગાયક, વાર્તાકાર, નવલકથાકાર–

એમ મેઘાણીની અનેકવિધ પ્રવૃત્તિઓ હતી એમણે પોતાની ઘણીખરી કથની બહાર મૂકી છે. છતાં ઘણી વધારે પ્રાપ્ત કરવાની રહે છે. એમની સર્જકપ્રતિભા શી રીતે કામ કરતી એનું એક સારું ઉદાહરણ રજૂ કરી શકાય તેમ છે.

ઘણું કરીને 'ગુજરાતનો જય' એ ઐતિહાસિક નવલકથા એ વખતે એ લખી રહ્યા હતા.

રાત્રે મારે ઘેર વાળુ કરી અમે અનેક આડી-અવળી વાતોએ ચડ્યા પછી એક જ ઓરડામાં પાસે પાસેની ખાટલા પથારીમાં પડ્યાં પડ્યા પણ સાહિત્યસૃષ્ટિની અવનવી કથાઓ માંડી. મોડી રાતે સૂતા

રાતનો લગભગ એક દોઢ થયો હશે અને હું અચાનક જાગી ગયો. કાંઈ ખાસ કારણ ન હતું, પણ આંખ ઊઘડી ગઈ.

બહાર કૂણીમાં ચાંદની ખીલી હતી અને એનું મીઠું તેજ બારીમાંથી પ્રવેશ કરીને ઓરડાને આછા અજવાળામાં નવરાવી રહ્યું હતું.

અકસ્માત મારી નજર ભાઈ મેઘાણીના ખાટલા તરફ ગઈ એમનો જમણા પગનો અંગૂઠો જાગે હલ્યા કરતો હોય તેવું જણાયું પોતે તો ઓઢીને નિરાંતે સૂતા હોય તેમ લાગતું હતું.

મને બીક લાગી. એ સમયે એમની સંધિવાની ફરિયાદ હતી, અને રખડપટ્ટી, મોડું જાગરણ, ખુલ્લી બારીમાંથી આવતો ઠંડો પવન, એની અસર નીચે એ વધવાનો સંભવ હતો. આ અંગૂઠો જમણા પગનો, સતત હાલી રહ્યો છે, એ ચિહ્ન કોઈ વ્યાધિનું તો નહિ હોય?

હું પથારીમાં બેઠો થયો અને હાલતા અંગૂઠાને જોઈ રહ્યો.

એટલામાં મારો બેઠા થવાનો અવાજ એમના કાને પકડ્યો હોય તેમ લાગ્યું પડ્યું એમને એમ રાખાને એમણે અચાનક કહ્યું 'ભાઈ! હમ્મીર મદમર્દન તમે જોયું છે કે? આપણે વસ્તુપાળને આવી રીતે મૂકીએ.' એમ બોલીને એમણે તો એ વાર્તાની એક બે નાનકડી કડી સાધીને કહી બતાવી!

હું તો સડક થઈ ગયો. ઓહ્ તારીની! અહીં તો એમના મનમાં રાતે દોઢ વાગે 'જય ગુજરાત'ની એક આખી ભૂતાવળ રમી રહી હતી અને પગનો અંગૂઠો તો માત્ર એને તાલ દઈ રહ્યો હતો!

મેં કીધું : 'અરે ભાઈ! વસ્તુપાલ તેજપાલનું તો થાવું હશે એ થાશે, પણ અત્યારે રાતે દોઢ વાગે આપણી આ વાતને જો કોઈ સાંભળશે તો ભૂતાવળ જેવી ગણાશે!

એ વખતે એ સમરસ વ્યક્તિઓમાં શોભે એવો એક પ્રશ્ન મેઘાણીએ કર્યો : 'ભાઈ! આ ઐતિહાસિક પાત્રો સર્જતાં તમને કોઈ નવો અનુભવ થાય છે? તમને પણ નવલકથાનાં આ પાત્રો સતાવે છે કે માત્ર મને જ—નવલકથામાં આમ થાય છે? કે આપણી આ જીવન રચના જ એવી લાગે છે?'

મે કહ્યું 'ભાઈ! જૂના ખંડેરોમાં કોઈ વખત એકલા જાજો. આખી સૃષ્ટિ જાણે જાગતી હોય એવું લાગશે. ઘણાને ન પણ લાગે મને લાગે છે આ ઐતિહાસિક પાત્રોની ભૂતાવળ પણ એવી જ ભયંકર છે એક વખત એ પાછળ પડી પછી એ પોતે સૂશે નહિ ને તમને સૂવા પણ દેશે નહિ મારો તો આ અનુભવ છે!'

મેઘાણીને આ વાત સાંભળીને ઊંડો આનંદ થતો જણાયો પોતે જે અનુભવી રહ્યા છે, એવું બીજો કોઈક અનુભવે છે, એવી તદ્દન નાખી દેવા જેવી વાતમાં, કલારસિકને જે જીવન્ત રસ મળે છે એનો અનુભવ તો જેણે કર્યો હોય એ જ જાણે!

અને છતાં ખૂબી તો વાત એ છે કે મેઘાણી તો સતત—આ વાતાવરણ અનુભવતા હતા કવિતા-સ્વતંત્રકૃતિ કરવી હોય, અનુવાદ કરવો હોય, વાર્તા લખવી હોય, રાજકારણનો લેખ હોય, સામાજિક નવલકથા હોય કે ઐતિહાસિક પાત્રાલેખન હોય— મેઘાણી એ તમામે તમામને પોતાની માનસસૃષ્ટિમાં વારંવાર ચિંતવતા, એમને ઊર્મિમય બનાવતા, ઘડતા, શણગારતા, અવલોકતા, અવલોકીને રચતા, અનુભવતા અને પછી પોતાની સરાણેથી ઉતારીને એમને

કંડારતા ! 'કંડારતા' શબ્દ અહીં ખાસ બંધ બેસતો છે. ચિતરવું એ શબ્દ લોકકંઠનો છે જ નહિ. લોકકંઠનો શબ્દ તો કંડારવું જ છે. કંડારણાધિપતિ એવું એક અધિકારીનું નામ પણ કર્ણાટકના ઇતિહાસમાં વપરાય છે. એટલે મેઘાણી ખરેખરા અર્થમાં 'કંડારણાધિપતિ' હતા.

મેઘાણીએ જે કરી બતાવ્યું તે કરી બતાવવાના કોડ અનેકને ગયા હશે. પણ મેઘાણી પાસે કંઠ હતો, અનુપમ હલક હતી, ભર્યું ભર્યું હૃદય હતું, તમન્ના, તાલાવેલી, અને તાદૃશ્ય હતાં, અભ્યાસ હતો, રસિકતા હતી, દૃષ્ટિ હતી; અને ચોથી વધુ તો એ કે એમનામાં એ કાર્યની નૈસર્ગિક પ્રતિભા હતી. એમની 'પરકમ્મા'માં આવે છે એવાં કેટલાંક ટાંચણ મારી પાસે નોંધેલાં પડ્યાં છે. કારણ કે સોરઠની ઠીકઠીક ધરતી ખૂંદવાનો પ્રયત્ન એક વખત કરેલો, પણ જે સતત ધગશ મેઘાણીમાં હતી તે કોઈનામાં આવી શકે તેમ હતું નહિ. આજ એ નિર્જીવ નોંધપોથીમાંનું એક ટાંચણ નજરે ચડે છે.

'વીરા મારા ! પાત્ર વિના સંગ ન કીજીએ–' એમ એક કવિતાની લીટી ટાંકીને કોઈ એક છોટાલાલ શાસ્ત્રી પાસેથી બહાઉદ્દીનભાઈની વાત ઉતારી છે. તારીખ ૪–૯–૨૨ નાખેલી છે. બહાઉદ્દીનભાઈ એટલા ગરીબ કે દોકડા અઢાર કામે. એમાંથી નવ દોકડાનો પોતે રોટલો ખાય. અને જિંદગીની એવી હડહડતી ગરીબીમાં પણ નવ દોકડાનું પોતાના કરતાં વધારે ગરીબને દાન કરે ! પછી એમ કરતાં કરતાં સાત કોરી પગાર મળતો થયો. બીજા ઘણાં નામ—કરીમ મકરાણી, વિશ્વનાથ ઠાકરજી, હામો માધાણી–વગેરે આ સંબંધમાં લખેલાં છે. અને લગભગ સાતેક વાર્તાઓ જુદા જુદા વિષયની મળી તે નોંધેલી છે. એમાંથી માત્ર એક જ વાર્તા–'તારણહાર' તણખામાં લખાયેલી છે. જ્યારે બીજી છ વણલખી રહી છે–અને આજે હવે એ નોંધપોથીમાંથી સ્મૃતિબળે જગવતા છતાં એક પણ જાગે એવી રહી નથી. પરંતુ મેઘાણીએ, 'પરકમ્મા' ઉપરથી જણાય છે કે આવી નોંધપોથીનો તત્કાલ ઉપયોગ કરી લેવાની સતત જાગ્રતિ રાખી છે. પંચોતેર જેટલાં સુંદર પ્રકાશનો તે વિના શક્ય જ ન હતાં. મને તો એમણે ઘણી વખત કહ્યું પણ હતું કે "ભાઈ, તાજું ટીપશો તો ટીપાય એવું આ લોહ છે ! બાકી જો રાખ્યું તો ગયું. મેં ઘણું એવી રીતે ગુમાવીને પછી આ ડહાપણ મેળવ્યું છે !" અને ખરેખર એમ બન્યું છે. મેં લગભગ સો વાર્તાઓ એવી રીતે–તાજું ન ટીપવાની કેવળ આળસને લીધે ગુમાવી છે !

મારી નોંધપોથી વાંચતાં કોઈ કોઈ લોકપ્રયોગી વાક્ય આવે–'આજે એટલામાં ગરાસ' 'ચારે કોર મસાણ વચમાં ભેંસાણ' ત્યારે તો એ ખુશખુશાલ થઈને કહેતા કે 'ભાઈ ! આમાંથી તો તમે જેટલું અત્યારે સઘરી લેશો એટલું જ તમારું સમજજો !' હવે આજ ખબર પડે છે કે ખરેખરી અનુભવવાણી હતી. કારણ કે કલાત્મક સર્જનમાત્રનો નિયમ છે કે પળ પકડી એ જ તમારી–બાકી જે સ્મૃતિને આધારે રાખી મૂકી તે ગઈ એમ જ સમજવું !

મેઘાણીભાઈમાં જે વિનમ્રતા હતી તે અદ્‌ભુત હતી. જે વિષય ઉપર એ લખવા માગતા તે વિષેની તમામે તમામ હકીકત મેળવવા મથતા. એવો એક પ્રસંગ મને સાંભરે છે. એ કાંઈક એવું લખી રહ્યા હતા–જેમાં એમને સાધુ સંતોના જુદા જુદા વર્ગની માહિતીની જરૂર હતી. એમની એ વિષેની માહિતી તો સંપૂર્ણ હોય જ–અને હતી. છતાં મને પૂછ્યું કે 'ભાઈ આ બાવાઓ વિષે તમે કાંઈ જાણો છો ખરા ? તમે થોડો વખત ભવનાથના મેળામાં રખડ્યા છો એટલે કાંઈ વધારે ખબર હોય તો ?'

મારી પાસે તો એક ચનિયા નામના છોકરા પાસેથી પ્રાપ્ત કરેલી થોડી માહિતી હતી. તે એમને બતાવી. એ વિષેની એમને ખબર તો હશે જ–છતાં પણ એમણે એ નવીન હોય તેમ સ્વીકારી. અને વળી મને થોડી વધુ માહિતી આપી પણ ખરી. એ તારીખની નોંધ પ્રમાણે–અતીત, નાથબાવા, ગોસાઈ ને માર્ગી એમ ચાર જાત બાવાની લખેલી છે. તેમાં ઊંચાથી નીચાનો ક્રમ પણ આવી જાય છે આઠ મહિના ભીખ માગે–ને ચાર મહિના ઘેર રહે તેમની

વચ્ચે રોટી વહેવાર ખરો, પણ બેટી વહેવાર નથી. ચનિયાને એના ભીખજીવનમાં સૌથી સારામાં સારી ભીખ ભાવનગરમાંથી મળેલી.

શ્રી. મેઘાણી પોતે પત્રકારત્વની દિશામાં કામ કરી રહ્યા હતા છતાં એ દિશાનો સાહિત્ય ઉપર જે ઉપકાર છે–તેમ જ અપકાર છે–એ બન્ને વસ્તુના એ જાણકાર હતા. શૈલીનું સ્વત્વ, ધીમે ધીમે પત્રકાર ગુમાવતો જાય છે–અને પછી એ એક ચરેડમાં પડેલો યાંત્રિક લેખક બની જાય છે, એવી એક પ્રચલિત માન્યતા વિષે એ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય ધરાવતા હતા. એમણે 'પરકમ્મા'માં કરેલો આ વિષેનો ઉલ્લેખ ધ્યાનમાં લેવા જેવો છે; ઉઘડતા પાને જ એમણે લખ્યું છે:

"પત્રકારત્વને ધંધાથી ખીલે બંધાયાં બંધાયાં, ગજ પડેલી રસીને જેટલે કુંડાળે ભમવા દીધો તેટલો પ્રદેશ ખેડી શકાયો. એકધારું અને અવિચ્છિન્ન એ ખેડાણ થઈ શકાયું હોત તો વધુ વાવેતર ન કરી શકાયું હોત?...આજે ભરાયાં છે તેના કરતાં કેટલાં વિશેષ પાનાં, મારી ટાંચણપોથીઓમાં ભરાયાં હોત! પણ'...મેઘાણીએ લખેલો આ 'પણ' ઘણો જ ઉપયોગી છે. પત્રકારત્વની શક્તિ અને મર્યાદા બન્નેનો એમાં ઉલ્લેખ છે: 'પણ–જો પત્રકારત્વની સ્ફુર્તિ ન હોત તો લોકસાહિત્યનો આ રસ જીવતો રહી શકયો હોત શું? અભ્યાસની જડતા ન આવી જાત?'"

પત્રકાર તરીકેની પોતાની શકિત અને મર્યાદાના જેમ એ જાણકાર હતા, તેમજ સાહિત્યની એક શકિત એવી પણ હોઇ શકે કે જે, પત્રકારની સૃષ્ટિમાં ગુંગળાઇ જવાનો ભય છે, એના પણ એ પૂરેપૂરા માહિતગાર હતા. મેં એમને, શૈલીના સ્વત્વની અને સ્વતંત્ર અભિપ્રાય ધરાવવાની, સાહિત્યકારની જીવન ખુમારી વિષે કાંઇક લખ્યું હશે, એનો એમણે આપેલો પ્રત્યુત્તર મારી પાસે સચવાયેલો પડયો છે, એ આ વિષય ઉપર સારો પ્રકાશ આપે છે, એમણે લખ્યું છે: 'મુંબઇ: તા. : ૯ : ૩ : ૩૪... 'મારી શૈલીનું સ્વત્વ સાચવવાની તમારી ભલામણ સાચે જ બરાબર છે. પત્રકારત્વની સંકડામણ વચ્ચે એની જેટલી રક્ષા કરી શકાય તેટલી કરવા મથું છું. બાકી તો તમે જાણો છો કે અમુક જગ્યાએ તમે બંધાઓ ત્યારે એ સંસ્થાની નીતિ એ જ તમારી નીતિ અનિવાર્યપણે થઇ રહે છે.. સર્વ જુનવાણી સ્વરૂપોને ભાંગવાની કમ્મર કસનાર ભાઇઓને જગતની શકયતાઓ તથા જીવનની Continuity ને વિષે કશું જ ભાન નથી. તેઓ તો આંધીમાં ઊડયે જાય છે. Sentimentને નામે પણ આજકાલ થોડા કુગાઓ બહાર પડતા નથી. તમારું કેવું દીન અનુકરણ થઇ રહેલ છે! અને આ વાત કહીએ છીએ તો કહવા લાગીએ છીએ, કેમ કે 'વાદવા' કરનાર વર્ગ પણ ઘણો મોટો છે!

એટલે આ ભાવના અને પાંડિત્ય અને 'વાદ'ના આંધી વચ્ચેના ત્રિભેટમાં, ભાવનાને નામે નિર્માલ્યતા, પાંડિત્યને નામે દુર્બોધતા અને 'વાદ'ની આંધીને નામે પ્રચારકતા–એ સર્વવ્યાપી બનતાં જાય છે–' પોતાનું સ્વત્વ સાચવી સાચા લેખકે તો પોતાની શક્તિ પ્રમાણે થાય તે કામ કર્યા કરવું, એવા અત્યંત સુંદર સમન્વયી સૂત્રનો સ્વીકાર એ એમના જીવનનો છેલ્લો સ્વર હતો. મેઘાણી આટલી બધી લોકસેવા, લોકસંપર્ક, લોક-સાહિત્ય, લોકજીવન અને લોકકલ્યાણ સાધી શકયા એમાં આ ભાવના જ એમની પ્રબળ પ્રેરણાદાત્રી બની રહેલ છે. એમનો એક મહાન ગુણ એ હતો કે એમનું મિલનસારપણું અકૃત્રિમ અને નિર્વ્યાજમનોહર હતું. લોકસંપર્ક સાધવાની એમની નૈસર્ગિક શક્તિમાંથી એ જન્મ્યું હતું. મને બરાબર યાદ છે કે મેઘાણીએ જે કાર્ય પાછળથી કર્યું–લોકસંપર્કનું–એ કાર્ય એમણે વસ્તુતઃ બહુ જ જુવાનવયથી ખરી રીતે પોતાનું બનાવ્યું હતું. બહાઉદ્દીન કૉલેજ–જૂનાગઢની એક વખત 'એડમીનીસ્ટ્રેશન'ના વખતમાં મુંબઈ પ્રાંત વિખ્યાત કીર્તિ હતી. પ્રો. મહાદેવ મલ્હાર જોશીના નામથી આકર્ષાઇને એ એક ટર્મ–ઘણું કરીને જુનિયર બી. એ.ની પહેલી ટર્મ–જૂનાગઢમાં રહેલા. એ વખતે હું પ્રિવિયસમાં આવેલો ને નવો નવો હોવાથી કૉલેજના વાતાવરણ સાથે કોઇ રીતે મેળમાં આવી શકતો ન હતો. મારી પાઘડી તો જાણે ચાલે તેવી હતી–પણ બીસખાના ઓખાઈ જોડા–સેંટ્રલ હૉલ'માં

એ ભયંકર ગણાતા ! એ દેશી ચામડાના એટલે એને તેલ લગાવવું પડે ને ગમે તેટલું કરો, પણ એને ધૂળ તો ચોટે ચોટે ને ચોટે ! 'સેન્ટ્રલહૉલ'માં આવા ધૂળવાળા જોડા સાથે પ્રવેશ કરવો એ 'અબ્રહ્મણ્ય' મનાતું ! ઘણા છોકરાઓ એ જોડાને હસતા. કાઠિયાવાડના મુત્સદ્દીવર્ગના, બાપની લાંચ ઉપર તાગડધિન્ના કરનારા નબીરાંઓને એમાં જંગલીપણું જણાતું ! કૉલેજમાં એક છોકરો ઓખાઈ જોડા પહેરીને તો આવે, પણ પાછો પોતે ચોર હોય તેમ અક્કડ થઈને ફરે ને બૂટ સ્લીપરને હીનપદ આપે એ એ જમાનામાં અસહ્ય હતું ! મારે મારી ઠોઠ જાતને સાચવવી અને પાછા આ મારા ઠોઠિયા થોડી ધૂળ વળગેલા જોડાને સાચવવા ! એક વખત તો પ્રિન્સીપાલ સ્કૉટ સેંટ્રલ હૉલમાં ભેટી ગયા, અને ખુશનુમા સ્વભાવના ભારે વિનોદી 'સ્કૉચમેન' હોવાથી, આડાફંટાઈને પણ મારી પાસે આવી ચડ્યા. કાંઈક એવા નૈસર્ગિક અભિનયથી એમણે આ જોડા તરફ દૃષ્ટિ કરી કે ત્યાં પાસે ઊભેલા માણાવદરના એક ફૂટડા રાજકુમાર અને બીજા ક્રિકેટ પારંગતો, જે અદ્યતન 'નેકટાઈ બુટ શુઝ'માં 'અપ ટુ ડેઈટ' લાગતા હતા, તે સઘળા હસી પડ્યા. અને એ હસવું પણ કૉલેજના ઘુમ્મટમાંથી પડઘા પાડતું વધારે મોટું તો ત્યારે બન્યું, કે-જ્યારે પ્રિન્સીપાલે, કાંઈક વિનોદી, મીઠી મશ્કરીભરેલું વાક્ય—'આફ્રિકન રાજકુમારની ભેટ?' કે એવું કાંઈક કહ્યું ને જેનો તત્કાલ યથોચિત પ્રત્યુત્તર આપવાનું મારાથી બની ન શક્યું !

મેઘાણીભાઈ એ વખતે મને મળેલા. અને મને કાંઈક આછું સંસ્મરણ છે કે, આવા સુંદર ઓખાઈ મેં ક્યાંથી મેળવ્યા એવી પૃચ્છા કરેલી. ઓખાઈ ઘણે ઠેકાણે થતા હશે પણ બીલખાના ઓખાઈ એ જુદી જ કરામત હતી, એવા પાતળા ઘાટીલા ને મજબૂત. એ વખતે પણ એમને લોક-જીવનમાં રસ હતો એનો આ પુરાવો છે. એ વાતો કરતા હોય ત્યારે પણ સ્કૉટલૅંડના ડુંગરાઓ, સરોવરો, સ્કૉટ અને એવી નવલકથાઓ, એમાં ઘૂમતા હોય. બી. એ.ના મોટા લાગતા વિદ્યાર્થીઓની એવી વાતો સાંભળતો હું એમની પાછળ પાછળ ધીમે ધીમે કૉલેજમાં જવા નીકળતો ત્યારે મેઘાણી પોતાની એ લાક્ષણિક શૈલીમાં, વિદ્યાર્થી મિત્રો સાથે, આવી વાતોએ ચડ્યા હોય !

અને છતાં એ પોતે સૌમાં સરખા પ્રિય હતા. એમના સ્વભાવની ફુમાશ એ વખતે પણ પ્રસિદ્ધ હતી. મેઘાણીને ત્યાર પછી મેં ત્યાં જોયા નહિ, કારણ કે બીજી 'ટર્મ'માં એમણે ભાવનગર તરફ દૃષ્ટિ કરી, પણ બહુ જ ટૂંકો જણાતો એમનો એ પરિચય મારી સ્મૃતિમાં હમેશાં તાજો રહ્યો છે. એમણે ઓખાઈ જોડાને એવું ગૌરવ ભરેલું સ્થાન દર્શાવ્યું એટલું જ નહિ—આ વસ્તુ તો આપણી છે, આપણે જ એને અપનાવીએ એ વિચાર એમણે પહેલ વહેલા આપ્યો. ધીમે ધીમે ઓખાઈ જોડાની મશ્કરી પછી તો ઓછી થતી ગઈ અને કેટલાકને એ અનુકરણ કરવા જેવા પણ લાગ્યા; પરંતુ એ મશ્કરી સહી લેવાની હિમ્મત આપનાર એ હતા—એ ભૂલી શકાતું નથી.

આપણે ગુજરાતીઓ એવા જીવનને ટેવાયલા છીએ કે બનતાં સુધી મેર ને મેર કહેવામાં અશિષ્ટતા ને અસંસ્કારિતા દેખીએ છીએ. માણસ અજાતશત્રુ રહીને પોતાનું સ્વમાન, સ્વધર્મ ને સ્પષ્ટ વક્તૃત્વ જાળવી શકે છે એનું ઉત્તમમાં ઉત્તમ ઉદાહરણ મેઘાણીના જીવનપંથમાંથી મળી રહે તેમ છે. જે વખતે વિવેચનનો પંથ ખેડ્યો તે વખતે પણ અસિધારાવ્રતની પેઠે એમણે પોતાનો માર્ગ સ્પષ્ટ રાખ્યો હતો. એવું બને કે આવા સર્જકવિવેચકની દૃષ્ટિને વધારે પસંદ પડે એવી કોઈ બાબત આવતાં એ પોતાનાં વિવેચનમાં વધારે કલ્પનામય બને. છતાં એ દોષ—એમની સર્જકપ્રતિભાનો અનુષંગી છે. પણ અનેક વિવેચકો જેમ ભીખારદૃષ્ટિથી, પોતાનું કયું હિત સધાવાનું છે એ ધ્યાન રાખીને Coward—બાયલાની માફક—વિવેચન કરવા બેસે છે એવું વિવેચન મેઘાણીએ કદાપિ પણ કર્યું હોય એ બન્યું નથી. આ એમના સંયમનો જેવો તેવો વિજય નથી. મેઘાણીમાં એક અદ્દ્ભુત વિશિષ્ટ ગુણ એ હતો કે સાધારણ રીતે લેખકોમાં જે હોતો જ નથી. એમનામાં તેજોદ્વેષ ન હતો. ગુજરાતી સાહિત્યની ઉણપો એટલી બધી છે, કાર્યક્ષેત્ર એટલું વિશાળ છે, ને કામ કરવાનાં એટલાં બધાં વણખેડ્યાં ખેતરો પડ્યાં છે, કે સાચી

પ્રતિભાને કોઈપણ ઠેકાણે કોઈની સાથે અથડાવાનો પ્રસંગ આવે એવું હોય જ કારણ અસ્તિત્વ ધરાવતું નથી.

એમની આ દઢ માન્યતા એમણે ઘણી વખત પ્રગટ કરી હતી ચૌલાદેવી લખતો હતો—ત્યારે એક પ્રકરણ એમને વંચાવવા ગયો. પોતે સાભળીને કહે કે 'ભાઈ' જેને જેમ કહેવું હોય તેમ ભલે કહે—તમે આ વસ્તુને હવે સાંગોપાંગ પાર ઉતારો ! એમાથી તમારી કલમ નવી શક્તિ ને નવી તાજગી મેળવશે !'

અને એમ જ બન્યું એ પુસ્તક પૂરું થતાં એક નવો જ માર્ગ ઊઘડયો અને ત્યાર પછી તો એ પરંપરા ઘણી જ લોકપ્રિય નીવડી જો કે ચૌલાદેવી પ્રગટ થતાં એને અન્યાયી વિવેચનનો લાભ પણ મળ્યો હતો ખરો

મેઘાણીના આ અકાલ અવસાનથી સૌરાષ્ટ્રે પોતાનો દિવ્યગાયક ગુમાવ્યો છે એટલું જ નથી. ગુજરાતને—તમ ગુજરાતને—ઘણું મહાન નુકસાન થયું છે. એ હવે ગુજરાતને ઉપાડવાના હતા એમની પાસે કેવી દૃષ્ટિ હતી—એ તો 'માણસાઈના દીવા'એ બતાવી દીધું છે' ગુજરાતનું ધન આ પ્રમાણે પ્રગટ થતું રહી ગયું છે અને હવે બીજો 'મેઘાણી તો આવે ત્યારે.

મરણ પોતાના વાતાવરણમાં તો એક ગંભીર ગ્લાનિ આવી ગયેલી દેખાય છે મેઘાણી—સાહિત્યકાર ગયા, એ બહુ અફસોસનો વિષય નથી, કવિ અને ગાયક ગયા એ પણ એવો દિલગીરીનો વિષય નથી, પત્રકાર લેખક, કવિ બીજા કોઈ ને કોઈ પ્રગટ થશે પણ મિત્ર મેઘાણી ગયા એ હવે ક્યારે ન નજરે નહિ ચડે ક્યારેય પાછા નહિ ફરે કોઈ દિવસ વાતું કરવા ને વાતો કરવા નહિ આવે જનાર જાય છે—ત્યારે જ ખબર પડે છે કે એ આપણા જીવનમાં વસે છે !

હવે તો એમનું એક મીઠું સંસ્મરણ માત્ર જીવનમાં સચવાઈ રહેશે

કોઈ વખત, જીવનની એકાદ એવી વિરલ નીરવ પળે, ચારે તરફથી શાંત અદ્ભુતી વરસાવતી રજનીમાં, લીમડાની જાળીઓથી તેજછાયાની સુંદર ગૂંથણી વચ્ચે થઈને, પોતાની એ ભાતીગર નાનકડી હાથથેલી લઈને ઘેઘુર મદભરેલી મોટી વિશાળ આંખોની દૃષ્ટિ કરીને એમનાં રૂપાળાં વાંકડિયાં ઝુલ્ફાં અને સાફા પાઘડી પહેરીને કોઈક વખત, જાણે આવીને જાળી ખખડાવીને, મેઘાણીભાઈ, પોતાને મીઠો, ઘેરો, ગંભીર ભર્યો, અવાજ આપશે—'જોશી ભાઈ ! એ જો શી વાત !'

આવું કોઈક વખત—એક વખત જો સત્ય બને—પરંતુ અરે ! આ તો કલ્પના છે ! માણસો કલ્પના કેટલો રસ આપે છે, કેટલું દુ ખ આપે છે, કેટલું સુખ આપે છે, કેવી કેવી આશા અને કેવો આનંદ આપે છે—અને જીવનની કેવી વ્યર્થ મોહિની પણ આપે છે !

અને છતાં લાગે છે કે આ એક જ અંતર્ગત ઉપર સંસારની બધી જ મધુરતા ટકી રહી છે ! કલ્પના ઉપર.

પણ એવું તો નહિ હોય કે આ અમણે સૌ ભેગા થઈ મેઘાણીનો કંઠ સાંભળતા કરુણા, પ્રેમ અને શૌર્યની રસતરંગાવલિ પ્રગટતી—એ સઘળી જ સૃષ્ટિ કલ્પનામય હતી—ખરી રીતે ત્યાં કોઈ જ ન હતું અને કાંઈ જ ન હતું, માત્ર સ્વપ્નનું પણ સ્વપ્ન હતું—અને આ હવે પ્રગટતી કલ્પના એ જ પરમ સત્ય સૃષ્ટિ હતી ? એમ તો નહિ હોય ?

અને આ અકાલને પણ પોતાની આવી ફિલસૂફી નહિ હોય ? "My son, it is a graeater achievement to do good work in spite of a sick body, than to cure the body itself"

શું હશે એ કેવી કલ્પના છે અને શું થયું એ પણ કલ્પના છે હવે કલ્પના વડે કલ્પનાનો આનંદ લેવો એ એક જ સમાધાન અત્યારે તો આપણી પાસે રહ્યું છે છતાં 'મેઘાણી ગયા—એ હજી પણ માનવાનું મન થતું નથી અને કદાચ એમ નહિ હોય કે એ જ સાચું હશે ? મેઘાણી નહિ

૪ ગયા હોય ! સોરઠના કોઈ ને કોઈ ડુંગરાની ટોચે ગાનાની પેલી કરુણ સ્વરાવલિ પાવામાં ઉતારતા એ ગોડો વખત આરામ લેવા એકાદ ઝાડને છાંયે બેઠા શે નહિ હોય ? પોતાની ગીતાવલિને પાવામાં ગાતા— પેલા સાગરમાં વસનાર, માડી ! મને બાળ બોલાવે એનાં હૈયાં તે કેવાં હેતાળ, માંડી ! મને રમવા બોલાવે એવાં વાદળમાં વસનાર માડી ! મને બાળ બોલાવે.

આજે આંહીં આવી નીકળ્યાં
કાલે ક્યાં વળી જાશું
કોઈ હિસાબ ન રાખતું
ક્યાંયે રાત રોકાશું

અને પર પ્રાંતનો કોઈ રખડુ સમરસી લોક-ગાયક ક્યારેક માતા ગુર્જરી પાસે આવી ચડશે અને પૂછશે, 'રે મા ! પૂછશે ક્યાં ગયો બચુડો–' તો મા ગુર્જરી, બીજો મેઘાણી ક્યાંથી બતાવશે ? અને મેઘાણી વિના તો આ પ્રત્યુત્તર આપીને જ એ આશ્વાસન લેશે.

'કે જો કે બેન ! બચુ આ રે બેઠો
મારી આંખ કેરી કીકીઓમાં રૂડો,

હો બેન ! મારે ખોળલે ને હૈયા માંય
બાળ મારો બેઠો છે સંતાઈ !'

## શ્રી મેઘાણીભાઇના બે જૂના પત્રો

સ્વ. ઝવેરચંદ મેઘાણી સૌરાષ્ટ્રના સંપાદન વિભાગમાં જોડાયા એ કાળમાં એમણે શ્રી ધૂમકેતુ પર લખેલા બે પત્રોમાંથી અગત્યનો ભાગ અહીં આપ્યો છે. એમાંથી પણ સાહિત્ય ક્ષેત્રે એ કાળે નવી ભાત પાડી જનારી એમની પ્રબળ વાંછના દેખાય છે.

–સંપાદક

સૌરાષ્ટ્ર, રાણપુર
તા. ૨૯–૧૨–૨૨

ભાઈશ્રી :

ગઇ કાલે કાગળ મળ્યો, આજે રજીસ્ટર મળ્યું.. લખેલી સૂચના પ્રમાણે કરવા બનતું થવાનું જ. જાહેરખબરોનો કચરો ખરે જ કલાની ખામી મતાવી છે એ વાત આંહી મેનેજરને અમૃતલાઈ કરી નથી ગયા. છતાં મેં મેનેજરને એ વાત વિચારવાનું વિનવ્યું છે. એમના તરફથી મૂંઝવણો બતાવશે પણ જોઈ લઈશ. વાર્તાની શોભા સાચવવામાં ખુદ પેપરનું જ હિત રહેલું છે. વાર્તાને એક અત્યંત આકર્ષક અંગ બનાવવા માટે અમૃતભાઇ તલસે છે. બેસે આપ નિશ્ચિંત રહેજો. સારો અભિપ્રાય હું વાંચીને મોકલાવીશ. નવચેતનની સમાલોચના સંબંધે તમારો હેતુ હું સમજી શક્યો છું. પૃથ્વીશ સંબંધે મારો એ નિખાલસ અભિપ્રાય જ હતો. તમારા તરફ પક્ષપાત હોવાનું મને કારણ નથી. અલબત્ત મુઝના શક્તિનો દોષ હોય...

સમાલોચનાને critical બનાવવાનું ક્ષેત્ર હજુ 'સૌરાષ્ટ્ર'માં નથી. એટલે જ લગાર પ્રોત્સાહન ને લગાર ટકોરથી જ પતાવવું પડે છે. માસિક 'સમકાલીન સાહિત્યસૃષ્ટિ' ની તમારી યોજનાને હું વેળાસર લાવવા યત્ન કરીશ. તમે પ્રસંગોપાત કાંઈક ફાળો ન આપો ?

સૌરાષ્ટ્રની ખામીઓ આપણે સહુ સમજીએ છીએ. ધીરે ધીરે દૂર કરી દેવા કોશીશ કરવી જ ઘટે. તમારા તરફથી વારંવાર ધ્યાન ખેંચાતું રહે તો સારૂં. પ્રત્યેક અંકને લગતી ખૂબી કે ખામી ન બતાવો ? એ જ

લિ. સેવક
ઝવેરચંદ

રાણપુર
તા. ૨૩–૧૨–૨૩

ભાઈશ્રી

આપના તરફથી 'રસઝરણ ને રસાયન' તથા 'રાજમુગટ'ની પ્રસ્તાવના વગેરે મળ્યાં છે...

આપની વાર્તાઓ, લેખો, સંવાદો, એ હું જ્યાં હોય ત્યાંથી શોધીને વાંચી જાઉં છું. વાંચીને

મને લાગે છે કે કાઠીઆવાડમાંથી આપે ઘણી પ્રેરણા પીધી છે કાઠીઆવાડને આપ કંઈક કહેવા માગો છો તો પછી આપની વાણીનું વાહન સૌરાષ્ટ્ર કાં ન બને? હું આપને સૌરાષ્ટ્રના ઉપર અહેસાનની લાગણીથી સૌરાષ્ટ્રનાં પાનાં ભરવાનું કહેણ નથી મેકલતો સૌરાષ્ટ્ર માટે શરમાવીને લખાવવાની મ્હારી આકાંક્ષા નથી. No, I want Dhumketu at his best in Saurashtra ૪૦-૫૦ હજાર સૌરાષ્ટ્રવાસીઓને તેમની વાણીમાં કંઈક આરાધીએ, પખવાડીએ હળી સાંભળાવો એ હું માગુ છું, બસ સૌજન્ય-શરમ કે શિષ્ટાચારથી નહી.

એક વિષય સૂચવું?-રાજકુમાર કૉલેજમાં કાઠીઆવાડી બાળકુમારોની હાલત તો જાણતા હશો, નાટક સંવાદ રૂપે કંઈક ન લખો? બાકી તો 'ગોવીંદનું ખેતર' આલેખનાર ધૂમકેતુ એ જ ગોવીંદને ઝેર પીવાની હરી ઝાખનાર અમદાવાદ શહેરમાં રહે, એટલે વિશેષ તો શું આશા રખાય?

ત્રીજું-તમારા 'કુમારપાળ' અને 'સિદ્ધરાજ' વાળા સાહિત્યના અંકો હોય તો વાંચવા મોકલજો

ચોથું-'રસધાર' ભાગ રનું ચોકઠું કરીને બેઠો છું હવે લખું તે આગળની શૈલીએ જ ને? કંઈ નવી સૂચના લેવા જેવી હોય તો કહેશો. નમારું શાંતવણ મે વાંચેલ નથી, નહી તો કદાચ વધુ સારી શૈલીનો ખ્યાલ આવત હાલ એ જ

લિ સેવક

ઝવેરચંદ મેઘાણીના વંદન



# ભૂલ્યો ભુલાય શેં એ સ્નેહ?

ઇશ્વર પેટલીકર

સોમવારે સાંજે, દરરોજના નિયમ મુજબ ફરવા ગયો હતો તે થોડો મોડો ઘેર આવ્યો દાદર ચડતો હતો ત્યારે રેડિયોનો અવાજ સંભળાતો હતો વૉર્ધા રેડિયો સ્ટેશને સાંજે આઠ વાગે શરૂ થતા ગુજરાતી સમાચાર ચાલુ થઈ ગયા હતા મારી પોતાની રૂમમાં જ રેડિયો છે એટલે ઘણી અનિચ્છાએ કાનને સાંભળવું પડે છે, બટન ખોલી પહેરણ કાઢવા હાથ ઊંચા કરતો હતો ત્યાં રેડિયોના અવાજ આવ્યો

'ઝવેરચંદ મેઘાણી '

રેડિયોમાંથી આગળ અવાજ નીકળે તે પહેલાં મારું મન દોડી ઊઠયું 'મેઘાણીભાઈનો કંઈ પ્રોગ્રામ છે કે શું?'

પહેરણ કાઢવા ઊંચા થયેલા મારા બને હાથ આપોઆપ મૂળ સ્થિતિમાં આવી ગયા કાન સાંભળવા અધિરા થઈ ગયા

ત્યાં ત્યાં ધરતીકંપ થયો 'તું બોટાદ મુકામે હૃદય બંધ થઈ જતાં અવસાન થયું છે!'

ઘડીભર મારી આખી રૂમ ચકડોળે ચડી હોય તેમ મારી સૃષ્ટિ ફરવા લાગી ક્ષણ પગ ત્યાં જ રોપાઈ ગયા પરંતુ એ આઘાત ઉપર થોડો કાબુ મેળવતા હું રેડિયો વાગતો હતો એ રૂમમાં ગયો.

મારા પડોશી શ્રી. પરીખ મને એ ખબર આપવા તે જ ઘડીએ મારી રૂમમાં આવવા ઊઠ્યાં થયા હતા મેં ખોલી મને તે સમાચાર આપે તે પહેલાં મેં આંગળી વતી ઈશારો કર્યો હૈયું કોઈ રીતે વાત માનવા તૈયાર ન હતું. આજે પણ આંખ આગળ શ્રી મેઘાણીભાઈ એટલા હાજરાહજૂર ઊભેલા દેખાયા કરે છે કે એમનું મૃત્યુ એ બીના જ હૃદય કોઈ રીતે માનતું નથી અને મેં હૃદયનું માનવું ખોટું પણ શું છે? એમનો નશ્વર દેહ ભલે વિલય પામ્યો, પરંતુ એનો અમર આત્મા તો ગુજરાતના

હૃદયમાં એવો પ્રેમાકાર થઈ ગયો છે કે સૌનો એ લાડકવાયો અમર જ છે!

*

ગુજરાતી સાહિત્યિક જનતાનો એમના પુસ્તકોથી એમણે જે રીતે પ્રેમ સંપાદન કર્યો હતો, એ રીતે એમનાં પુસ્તકો વાંચીને મને પણ એમના પ્રત્યે આદર જન્મ્યો હતો. પરંતુ એ આદર જન્મ્યા છતાં મેં એમને દીઠા ન હતા. વર્તમાનપત્રમાં ફોટો જોયો હશે છતાં એનો કંઈ ખ્યાલ ન હતો. સન ૧૯૪૧માં અમદાવાદમાં કોમી હુલ્લડ ફાટી નીકળ્યું અને ફૂલછાબમાં 'મુખડા કયા દેખે દર્પનમેં' એ કટાક્ષચિત્ર માટે એમના ઉપર કેસ થયો ત્યારે વર્તમાનપત્રોમાં એ અંગે છપાયેલા સમાચાર સાથે જે ફોટો એમનો આવેલો તે મારા અંતરમાં જડાઈ ગયેલો.

એ પછીની ગાંધીજયંતી વખતે વડોદરા તેઓ ભાષણ કરવા આવ્યા હતા. એ કામ પતાવીને બોટાદ જવા એ સાંજના વડોદરા સ્ટેશને ફાસ્ટના ઇન્ટરક્લાસમાં બેઠા હતા. પાદરા તાલુકામાં હું તે વખતે શિક્ષક તરીકે નોકરી કરતો હતો એટલે વતન જવા વિશ્વ મિત્રીથી એ જ ફાસ્ટમાં હું બેઠો હતો ગાડીમાં તે દિવસે આજના જેવી ભીડ કે જગા ઝૂંટવાઈ જવાની બીક નહોતી એટલે વડોદરા સ્ટેશને હું પ્લેટફોર્મ ઉપર અમસ્તો ફરવા લાગ્યો. ઇન્ટરના ડબા આગળ વડોદરા કૉલેજના બેચાર પ્રોફેસરો ઊભેલા જોતાં હું ત્યાં ગયો. બારી આગળ બાંધીદાઢીનો, મજબૂત અને કાઠિયાવાડી ફેંટો બાંધેલ પુરુષ બેઠો હતો. એકદમ તો મને ઓળખાણ ન પડ્યું. પરંતુ વર્તમાનપત્રમાં જોયેલા ફોટા ઉપરથી મનને મઠ બેઠી કે આ તો મેઘાણી! મારું આ એમનું પહેલું દર્શન!

કોઇ ભક્ત પોતાના ઈષ્ટદેવની રોજ રોજ પૂજા કરતો હોય અને એક દિવસ એ પ્રત્યક્ષ હાજરાહજૂર દર્શન દે, અને જે આદરથી તે એને નીરખી રહે તે પ્રેમાદરથી હું એમને તે ઘડીએ નીરખી રહ્યો! આણંદ સ્ટેશને મારે ઊતરી જવાનું હતું એટલે ફાસ્ટ ઊભો રહેતાં હું ઊતરી પડ્યો. અને જે થોડી ઘડી ગાડી ત્યાં ઊભી રહી હતી તે ધન્ય ઘડી એળે ન ગુમાવતાં હું પાછો ઇન્ટરના ડબા આગળ દૂર જઈને ઊભો રહ્યો. કોઈ એક ભાઈ એમને મળવા આવ્યા હતા તે વાતચીત હું દૂર રહ્યો રહ્યો એમને લઈને ફાસ્ટ ઊપડી ગયો ત્યાં સુધી વાગોળ્યા કરતો હતો. તેમના લખાણથી હું ગાંડોઘેલો બનતો એ મેઘાણીને મેં આજે જોયા. મારા હૃદયમાં આનંદ આનંદ વર્તાઇ રહ્યો.

શી પ્રભુની અકળ કળા છે! એ જ દેવ એક દિવસ મને વગર દીઠયે કર્યે મારા ઉપર તુષ્ટાયમાન થયા! '૪૪ના એપ્રિલની એક સવારે મારા ઉપર એક પત્ર આવ્યો:

'ભાઇશ્રી,

'તમને ઓળખતો નથી પણ 'પ્રજાબંધુ' માં તમારી વાર્તા વાચું છું. તળપદા ગ્રામજીવનના મર્મો તમે પકડી શકયા છો. તમારી પાસે આવી કોઇ બીજી લાંબી વારતા તૈયાર છે ખરી? જવાબ લખવા વિનંતી છે.'

લી. સેવક,

ઝવેરચંદ મેઘાણી

સુદામા બિચારા કૃષ્ણની કૃપાને લીધે અષ્ટ રિદ્ધિસિદ્ધ મળતાં જેમ આભા બની ગયા હતા તેમ હુંય આ પત્ર જોતાં આભો બની ગયો! મારે મન એ પત્ર નહતો પણ પ્રભુની ખુદ પધરામણી હતી. તે વખતે મારું એકેય પુસ્તક બહાર પડ્યું ન હતું. તેમ જ સાહિત્યિક જગતના લેખકોનો મને સહેજ પણ પરિચય ન હતો.

મેં એ પત્રનો જવાબ લખ્યો: 'આપના જેવાનું મારી કલમ ધ્યાન ખેંચી શકી છે, એ મારે મન 'પ્રભુ પધાર્યા' જેટલો આનંદ છે.' એના જવાબમાં એમણે લખ્યું: 'તમારી કલમે મારા જેવા ઘણાને આકર્ષ્યા હશે. ઊગતાને તો અમારે અસ્તાચળમાનોએ વંદન જ કરવા 'જોઈએ!' અને આ પરિચયના મૂડી ઉપર મેં 'જનમટીપ' પુસ્તકાકારે પ્રસિદ્ધ થવાની થઇ ત્યારે એમને પ્રસ્તાવના લખી આપવા વિનંતિ

કરી. તેના જવાબમાં એમણે લખ્યું: 'સામાન્ય રીતે તો હું પુસ્તકોની પ્રસ્તાવના લખતો નથી, પણ તમારા પુસ્તકની પ્રસ્તાવના લખવામાં મને ઘણો આનંદ થશે. એવા સારા પુસ્તકની પ્રસ્તાવના લખવાનો ઊલટાનો ગર્વ થાય. જરૂર લખીશ! મારું આ એમનું પત્ર દ્વારા બીજું દર્શન.

તે પછી '૪૪ના ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં તેઓ બિમાર થતાં અમદાવાદ સારવાર માટે આવ્યા હતા, શ્રી રવિશંકર રાવળને ત્યાં એઓ ઉતર્યા હતા તે અરસામાં પંડિત ઓમકારનાથને રણજીતરામ સુવર્ણચંદ્રક આપવાનો મેળાવડો ગોઠવ્યો હતો. પરંતુ અતિ વરસાદને લધે રેલવેમાં ભંગાણ પડ્યું. મુંબઈનો રેલવે વ્યવહાર અટક્યો એ મેળાવડાની તારીખ બંધ રહી; પરંતુ તે દિવસને ખાલી ન રાખતાં ગુજરાત સાહિત્ય સભાએ મેઘાણીનું વ્યાખ્યાન રાખ્યું હતું. વિષય હતો –મને રચેલી ગુર્જરીનું દર્શન. એમના કંઠની વાત તો ઘણી સાંભળી હતી. પરંતુ તે દિવસે પ્રથમ મેં એમને સાંભળ્યા લોકગીતની ગુર્જરીનો ઝરણો; એની કથા જે હાવભાવથી એમણે રજૂ કર્યા એ જોઈ મને થયું કે સાચે જ આ પુરુષ તો બધી કળાની કુદરતને ઘેરથી બક્ષિસ લઈને આવ્યો છે. મારું આ એમનું કંઠશ્રવણ દ્વારા ત્રીજું દર્શન.

મેળાવડો પૂરો થતાં હું એમને મળીશ એમ મેં વિચાર્યું હતું. પરંતુ વ્યાખ્યાન પતી જતાં લોકો દાદર ભણી જવાને બદલે સ્ટેજ ભણી વહેવા લાગ્યા. સૌનો પ્રેમ સંપાદન કરેલા એ લાડકવાયાને નજીકથી જોવા, મળવા, લોકોનો એમની ચોમેર કિલ્લો રચાઈ ગયો. મારો ત્યાં શો ગજ વાગે! દીઠે અને ઓળખે પણ નહિ. લોકોનો ધસારો ઓછો થવાની રાહ જોતો હું થોડે દૂર ઊભો રહ્યો કિલ્લો ચોમેર રચાયેલો હતો. અને એ દાદર ભણી ચાલ્યા. મને થયું ચાલો નચે મળીશું. ત્યાં મને શ્રી. ઉમાશંકરે જોયો. પૂછ્યું 'મળ્યા?' અને મારો હાથ ઝાલીને કિલ્લામાં બાકોરું પાડી એ મને એમની પાસે લઈ ગયા. કહ્યું—'આ પેટલીકર.'

વર્ષોથી પરદેશ ગયેલ પોતાના પુત્રને મળતાં પિતા જેમ બરડે હાથ ફેરવી ખબરઅંતર પૂછે તેમ મને થાબડતાં મોં મલકાવીને એ બોલ્યા: 'અમદાવાદમાં ક્યારના આવ્યો છો?' અને બીજે દિવસે સવારમાં નિરાંતે વાતચીત કરવા મને શ્રી. રાવળના બંગલે બોલાવ્યો. ખાસ્સા અઢી કલાક એમણે મારી સાથે પ્રેમભરી વાતો કરી. લેખન વિષે કંઈ કંઈ પૂછ્યું. એ સર્વના સાર રૂપે શિખામણ આપતાં મને બંગલા બહાર વળાવવા આવ્યા હતા ત્યાં ઊભા રહીને કહ્યું: 'ગુજરાતને મેઘાણી કે પેટલીકરની કંઈ જરૂર નથી એને જરૂર છે, જે કલમમાંથી એની વાણી આકાર લે છે તેની. એટલે એ કલમને વફાદાર રહી બને તેટલો પરસેવો પાડી સારું સર્જન કરવાનો હમેશ પ્રયત્ન કરવો, એક વખત નામ ચલણી સિક્કા જેવું થયું છે માટે ગમે તે ચાલશે એમ માની હૃદયે રાખનારને ગુજરાત ફેંકી દેશે. ફેંકી દેવા જોઈએ. એટલે હવે તમારી પાસે ગુજરાત 'જનમટીપ'થી કંઈ વધુ સારું મેળવવાની આશા રાખશે, અને એ આપવાનો જ આપણો પુરુષાર્થ હોવો જોઈએ.' મારો આ એમની સાથેનો પ્રથમ અંગત પરિચય.

ત્યારબાદ '૪૫માં 'માણસાઈના દીવા' એમણે લખ્યું તે પહેલાં પૂ. રવિશંકર મહારાજ સાથે અઠવાડિયું એ મહીકાંઠો અને એ પ્રદેશ જોવા ચરોતરના પ્રવાસે આવ્યા ત્યારે રાતવાસો આણંદમાં પૂ. મહારાજ સાથે ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં રહ્યા હતા. મને થયું કે જે મારા ઉપર આટલો ભાવ રાખે છે તેમને મારે ઘેર બોલાવી જવા જોઈએ પરંતુ મારી જીભ ન ઊપડી. થયું કે એવા મોટા માણસને અંગત સંબંધ હોય તેમ આમંત્રણ આપવું એ ધૃષ્ટતા કહેવાય, કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી! પ્રોત્સાહન માટે ઊગતો લેખક જાણી એણે સહાનુભૂતિ બતાવી માટે એટલી અંગત સંબંધ જેવી છૂટ લઈ શકાય!

તે પછીના થોડા મહિનાની જ વાત છે. શિયાળાનો દિવસ હતો. ઠંડીને લીધે મારી રૂમનું બારણું બંધ રાખેલું હતું. હું નાહીને આગલા ખંડમાં કપડાં પહેરતો હતો અને બહારથી અવાજ સંભળાયો 'પેટલીકર અહીં રહે છે?'

મને તો ખબર નહોતી કે એ અવાજ કોનો હતો. મેં બારણું ખોલ્યું. ,મારી અજાયબી વચ્ચે,

જેમને ઘેર બોલાવવા આમંત્રણ ન અપાય તેવા મોટા માનતો હતો તે વગર આમંત્રણે, મારું ઘર ખોળતા બારણે ઊભા હતા!

આવકાર આપતાં મેં કહ્યું: 'અત્યારમાં ક્યાંથી?' મારા સમવયસ્ક અને ગાઢ મિત્ર હોય તેમ એમણે જવાબ આપ્યો: 'ભાઈને કહ્યું, ચાલો પેટલીકરને ત્યાં જઈ દાતણ કરી ચા પીતા આવીએ' ભાઈ એટલે ભારતી સાહિત્ય સંઘવાળા શ્રી ઈશ્વરલાલ દવે. સુરતથી આવ્યા હતા અને પૂ૦ મહારાજને મળવા ખંભાત લાઈનમાં બોચાસણ જવાના હતા. વચ્ચે દોઢ-બે કલાક આણંદ વખત હતો, તેનો લાભ મને મળ્યો. અને તે ય મિત્રનાને દાવે! પછી તો મારો સંકોચ ચાલ્યો ગયો. પ્રથમ આવ્યા ત્યારે મને આવેલો વિચાર મેં એમને કહ્યો. એમણે હસીને કહ્યું: 'અરે! એવું તે હોય! તે દિવસે ય મને ખ્યાલ હતો, પરંતુ વખત નહોતો એટલે જ, બાકી મારે તમારે ઘેર આવવામાં આમંત્રણ શું જોઈએ!'

આમ 'જનમટીપ'ની વાર્તાથી થયેલો મારો એમની સાથેનો પરિચય અંગત રીતે વધતો ગયો એટલું જ નહિ પરંતુ મારા લેખનમાં પણ તેમણે ઘણો રસ લીધો છે. એવા સિદ્ધહસ્ત કલાકારને મારા જેવાના લખાણમાંથી એટલો બધો તો શું રસ આવે? પરંતુ શ્રી. દિલીપ કોઠારીએ 'જન્મભૂમિ'ના તા. ૧૨-૩-'૪૭ ના કલમકિતાબમાં એમના અંગે જે કહ્યું છે: 'સાહિત્ય જગતમાં નવા આવતા, ઊછરતા વછેરાઓને જોઈ હમેશાં એ આનંદતા. એ દૃષ્ટિએ જોતાં એમનામાં અન્યની નાનામાં નાની સિદ્ધિ માટેનો જે આદર જોયો છે તે આશ્ચર્યજનક છે.' આ એમનો ગુણ મેં ખૂબ ખૂબ અનુભવ્યો છે.

'ધરતીનો અવતાર'ની મારી હસ્તપ્રત એ વાંચી ગયા હતા. મેં એમને વાંચવા આપવામાં સંકોચ અનુભવ્યો હતો, કારણ કે એમનો કિંમતી વખત ઝૂંટવી લેવાનો મને એટલો શો અધિકાર? પરંતુ ઉપર કહ્યો તે ગુણ એમનામાં એટલો બધો હતો કે ઊછરતા વછેરાઓ એ વહાલને પોતાની સાચી આવડત માની બેસવાની ભૂલ કરી દે! મને કહે: 'તમારી વાર્તા વાંચવામાં ઊલટાનો મને રસ પડે છે. જરૂર વાંચીશ.'

'ધરતીનો અવતાર' વાંચી મને લખ્યું: 'વાર્તા ગમે છે. ફક્ત બીજા ખંડમાં ગેમલનું ઓચિંતું પરિવર્તન કરાવ્યું છે તે ઉતાવળું છે. માટે એકાદ બે પ્રકરણ ઉમેરી ક્રમિક બનાવો તો સારું.'

આ વાર્તા લખ્યાં મને છ આઠ મહિના તે વખતે થઈ ગયા હતા. મેં લખ્યું: 'આપની સૂચના જાણી. પરંતુ મારી સ્થિતિ એવી છે કે જ્યારે હું વાર્તા લખતો હોઉં છું ત્યારે પાત્રો મારા મગજમાં ધામો નાખીને પડ્યાં હોય છે, અને એ પૂરી ન કરી હોય ત્યાં સુધી ખસતાં નથી. પરંતુ એક વખત એ લખાઈ ગયા પછી એ પાત્રો મને છોડીને કાયમનાં ચાલ્યાં જાય છે. એટલે એમને ફરી પાછા બોલાવવા મારે માટે શક્ય હોતું નથી. અને છતાં બળજબરીથી પકડી મંગાવું તો પણ એ મનમૂકીને પહેલાંની જેમ વાત કરતાં નથી.'

આના જવાબમાં એમણે લખ્યું: 'તમારું કહેવું, આપણા દરેકને માટે એકંદરે સાચું છે. મૂગનું સંવેદન નથી જાગતું એ મને પણ અનુભવ છે. તો ભલે, કૃતિને એવું થીગડું મારવાને બદલે એની એટલી અપૂર્ણતા સાથે બહાર આવવા દો.'

એ જ રીતે એ મારી 'માનતા' વાર્તા વાંચી ગયા. એક વખતના વાચનથી સંતોષ ન થયો હોય તેમ ફરીથી વાંચી ગયા. અને અમદાવાદ આવ્યા ત્યારે મને રૂબરૂ બોલાવી તે અંગે એમણે મને હસ્તપ્રતનાં પાન ઊથલાવતાં ઊથલાવતાં જે જે કહેવું હતું તે કહેવા માંડ્યું: 'આપણા લેખકે વાર્તાની વચ્ચે ખલેલ કરવાનું કોઈ કારણ નથી. વાર્તા આપણે કહેતા નથી, પણ સાંભળતા હોઈએ તેમ વર્તાને સ્વતંત્ર રીતે વહેવા દઈ આપણે તો એને પગલે પગલે ચાલવાનું છે.'

હસ્તપ્રતનાં પાન ફેરતાં કરેલી નિશાનીઓ પ્રમાણે ત્રુટીઓ બતાવતાં એ વાર્તાકલા ઉપર આમ વિધવિધ સૂચના આપતા જતા હોય અને વચ્ચે

વચ્ચે એમને ગમી ગયેલો ભાવ આવતાં એનો પણ ઉલ્લેખ કરે : 'તમારી વાર્તાઓ નાચલા વર્ગની છે માટે મને ગમે છે એવું નથી. તમે એમને એ કચડાયેલાં છે, દુઃખી છે, દયાખાવા જેવાં છે, એમ એના વકીલ બની રજૂ કરતા નથી, પરંતુ સ્વતંત્ર રીતે એમનામાં પણ ગુણદોષ અને શુભાશુભ લાગણી છે તે સ્વાભાવિક રીતે રજૂ કરો છો તેથી મને ગમે છે.'

અને એ રીતે 'માનતા' વાર્તા પ્રવાહને એકધારો વહેતાં મેં જ્યાં જ્યાં અકારણ અડચણો ઊભી કરી હતી તેવું છૂટક છૂટક વીસ–ત્રીસ પાનનું લખાણ એમણે મારી સાથે એ અંગે ચર્ચા કરી મારા હાથે છેકાવી નંખાવ્યું હતું.

અને છેક છેલ્લે, મારાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો 'પટલાઇના પેચ' અને 'તાણાવાણા' એમને મોકલ્યા ત્યાર પછી તા. ૧૧–૨–'૪૭ના રોજ લખે છે : 'તમારાં પુસ્તકોની પ્રસાદી મળી. ઘણો આભાર. 'તાણાવાણા' તો તુરત વાંચવાય માંડ્યું છે. નીચલા થરના મધ્યમવર્ગની જીવનસૃષ્ટિનું તમારું અવગાહન મને સ્પર્શે છે. તમે એ પ્રદેશના પ્રતિનિધિ જેવા બની રહ્યા છો!'

કોને ખબર હતી કે એમનો મારા ઉપરનો આ છેલ્લો પત્ર હતો!

એમની સાથેની ઘણી મુલાકાતો મને ઓચિંતી ભારતી સાહિત્ય સંઘ લિ.. ની ગાંધીરોડ ઉપરની અમદાવાદ ઑફિસે થઈ હતી. પ્રેમ હોય એ માણસ સામું જ મળે, એમ સાધારણ કહેવાય છે એમ ટૂંકા ગાળામાં અમે અચાનક ઘણી વખત મળ્યા છીએ.

એવી એક મુલાકાતમાં, હું ગયો એવો ટેબલ તરફ માથું ઝૂકેલું હતું તે ઊંચું કરતાં એ બોલ્યા : 'ભાઇ ઉપરના તમારા કાગળથી મેં ગઇ કાલે જાણ્યું કે તમને માથાનું દરદ થયું છે.' અને હું તેમની પાસેથી ખુરસી ઉપર બેઠો ત્યારે મારે ખભે હાથ મૂકતાં એ બોલ્યા : 'એવું તો મને ય થાય છે. દવા શું કરો છો!' મારા જવાબની રાહ જોયા વગર એમણે કહ્યું : 'કાળી માટીને પલાળીને માથે મૂકી રાખો. રાતી વખતે પગનાં તળિયાંએ કાંસાની વાટકી વતી ઘી ઘસાવો. વગેરે...' અને હું છૂટો પડવાનો થયો ત્યારે કહ્યું, 'એ જરૂર કરજો. અને આરામ થાય એટલે મને કાગળ લખજો.'

કાળની દૃષ્ટિએ જોવા જાઉં તો, આમ તો મારો એમની સાથે ત્રણ વર્ષનો - અલ્પ જ સંબંધ કહેવાય. છતાં એટલા વખતમાં ય એમના તરફથી મેં જે લાડ માણ્યાં છે, જે પ્રેમ પીધો છે, વિચાર કરતાં થાય છે કે એ બધો ભાવ વ્યક્ત કરવાની મારી શક્તિ હોત તો?

એમના સ્મરણો લખતાં મેં મારા વિષે એટલો બધો ઉલ્લેખ કર્યો છે કે જે મારા સ્વભાવની વિરુદ્ધ હોવા છતાં, આત્મશ્લાઘાનો ભય વહોરીને પણ એ લખ્યા વગર રહી શકયો નથી. અને તે એટલું જ બતાવવા કે જેની સાથે કોઈ જાતનો પૂર્વ પરિચય ન હોવા છતાં 'ઊછરતા વછેરાઓ'ને જોઇ એ કેટલા આનંદતા હતા. પિતાની મમતાથી એને વખાણનાં કેવા લાડ કરતા હતા. ખામી માટે મીઠાશથી કેવું દિશાસૂચન કરતા હતા. અને છતાં મુરબ્બીવટ દાખવ્યા વગર કેટલી આત્મીયતા કેળવી મિત્રભાવ જ હૃદયમાં માણતા હતા.

અને આ બધું શા માટે? કયા સ્વાર્થ માટે! સાહિત્યના એ સાચા ભેખધારી હતા. અને સાચા ભેખધારીને પોતાનો વારસો લેનાર કોઇ લાગે તો એને પલોટવામાં અતિ આનંદ જ આવે. સાહિત્ય એ એમને મન પ્રજાનું કિંમતી ધન હતું, સંસ્કૃતિ હતી. એ વારસામાં કોઇ વધારો કરે એવો લાગે, એને પોષણ આપે એટલી આશા દાખવે, તેટલાથી એ હરખાતા. એને લાયક આજ નહિ તો આવતી-કાલ પણ એ બનશે, એવી શ્રદ્ધા રાખીને ઊછરતા વછેરાઓને લાડ કરાવતા કરાવતા પલોટતા હતા. કેવળ નિસ્વાર્થ ભાવે!

પ્રથમ હું તેમના લખાણથી મુગ્ધ થયો હતો. પછી તેમના માયાળુ પત્રોથી આકર્ષાયો. એમનો

કંઠ સાંભળીને તો ગાંડિયેલો થઇ ગયો. એમણે મારી લેખન પ્રવૃત્તિમાં લીધેલો રસ અને કરેલું માર્ગદર્શન માટે તો હું સદાનો ઋણી છું જ.

પરંતુ આજે જ્યારે જગત કહે છે કે એ સદાના ગયા ત્યારે એમની મૂર્તિ મારી સન્મુખથી ખસતી નથી. અને સાથે જ અવસાન નિમિત્તે સમાચાર સાથે છપાયેલ એમની છબી જોઇ આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. આજે એ છબી સામે એકીટસે તાકીને જોઈ પણ શકતો નથી.

મારી આંખને ભીંજવી જાય છે તે, મેં ઉપર ગણાવ્યાં તે, મુગ્ધતા, આકર્ષણ, ગાંડપણ કે ઋણ નહિ, એથી તો મારું હૈયું એમને આદરથી વંદત, પૂજત. પણ પુત્ર જે વાત્સલ્ય પિતા તરફથી પામે, એ સ્નેહ મેં એમનો મારા ઉપર ઊભરાતો અનુભવ્યો છે. એમાં હું તણાયો છું, અને તરબોળ બન્યો છું. એથી મારું હૈયું એમનું નામ સ્મરણ થતાં ભીંજાય છે. અને બુદ્ધિને પોકારીને એ કહે છે કે, ભૂલવા મને કહે છે પણ એ સ્નેહ ભૂલાય ક્યાંથી ?

તા. ૧૩–૩–૪૭.



# એ લેખિનીનો સંદેશ

ચુનીલાલ વ. શાહ

શ્રી. ઝવેરચંદ મેઘાણીને જ્યારે જ્યારે હું મળ્યો છું. ત્યારે ત્યારે મેં તેમની પ્રત્યેના અહોભાવનું સંવેદન કર્યું છે. પચીસ વર્ષમાં તેમણે પોણોસો પુસ્તકો ગુજરાતને આપ્યાં. પુસ્તકોની સંખ્યા બહુ મહત્ત્વની વસ્તુઓ નથી. મહત્ત્વની વાત એ છે કે એમની લગભગ બધીય કૃતિઓ ઉચ્ચ કોટિની છે અને તેથી લોકપ્રિયતામાં તે લગભગ સમાન કોટિએ રહેવા પામી છે. એક લેખકનાં બધા પુસ્તકો એકસરખી રીતે સબળ નીવડતાં નથી અને તેથી તેનું ચિરંજીવી સાહિત્ય તો પ્રમાણમાં મર્યાદિત જ રહે છે, પરંતુ શ્રી. મેઘાણીની કૃતિઓ એ નિયમને અપવાદરૂપ બને છે.

શ્રી. મેઘાણીની કૃતિઓના આ વ્યાપક ગુણનો મર્મ એ હતો કે તેમણે પોતાની પાસે જે કાંઈ ઉત્તમ, વિશિષ્ટ અને તાત્ત્વિક હોય તે જ કાગળ પર ઉતારવું એવી જાણે પ્રતિજ્ઞા લીધી હતી, અને એ પ્રતિજ્ઞાને વશ રહીને તેમણે હમેશાં લખ્યા કર્યું હતું. સબળ કૃતિઓ પ્રસિદ્ધ કરીને નામના મેળવનાર લેખક કોઇવાર પોતાની સામાન્ય કે નબળી કૃતિને પણ–જાણી સમજીને વહેતી મૂકી દેવાને લલચાય છે, શ્રી. મેઘાણી એવી લાલચને વશ થયા નથી એ જ એમની બધી કૃતિઓની લોકપ્રિયતાનો મર્મ છે.

શ્રી. મેઘાણી નવલેખકોને અને જુવાનોને લેખનમાં ઉત્સાહ તથા ઉત્તેજન આપવમાં હંમેશાં મોખરે રહેતા. લેખકોને પ્રકાશકો પાસેથી પૂરતો પુરસ્કાર ન મળે તો તેમનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠતો. લેખકોનો ઉત્સાહ વધારવાને જ નહિ, તેમને ઉત્તેજવા માટે જ નહિ, પરંતુ જો પ્રકાશન એક આજીવિકા માટેનો વ્યવસાય છે તો લેખન કરનારને પણ આજીવિકાની દૃષ્ટિએ પૂરતો પુરસ્કાર મળવો જોઈએ, પ્રકાશકના નફામાં પ્રત્યેક આવૃત્તિએ લેખકનો પણ હિસ્સો હોવો જોઇએ; એ માટે તે હંમેશાં આગ્રહ રાખતા. પરંતુ તેમના એ આગ્રહને મોટા અર્થમાં સમજનારા લેખકોને ચેતવણી આપવાનું તે કોઇ વાર ભૂલ્યા નહોતા. લેખકો પોતાના જ્ઞાન–ભંડોળને, લેખન શકિતને અભ્યાસ–દર્શન–અનુભવાદિ વડે ખીલવવાનું છોડીને જેવું–તેવું લખી નાખવાનું વૈતરું જ કર્યા કરે, વહેતા સાહિત્યમાંથી પ્રેરણાનું પાન કર્યા વિના માત્ર તરંગવશ કે કલ્પનાવશ દશામાં ગમે તેવું લખીને કે પરભાષામાંથી ઉતારીને તેને પોતાની ઉત્તમ કૃતિ માની બેસે, અને પછી તેને માટે ઊંચો પુરસ્કાર માગવાની ધૃષ્ટતા કરે તે સામે તેમણે લાલ બત્તી ધરવાની તકો અનેકવાર લીં

ટૂંકી મૂડીએ લાંબો વેપાર નથી થઈ શકતો, તેમ થોડા અભ્યાસ-દર્શન કે અનુભવની મૂડી પર લેખક લાંબો સમય નથી ઊભો રહી શકતો છતાં તે ઊભો રહેવા મથે છે. તો તેની કૃતિઓ ગુણવત્તામાં ઊતરી જાય છે. એક વાર શ્રી મેઘાણી અને મારી વચ્ચે એ અંગે કેટલીક વાતચીત ચાલી હતી. મારો અને તેમનો પત્રકારત્વનો અનુભવ સમાન રીતે કહેતો હતો કે લેખકોમાં વિહંગમો થોડા છે અને પોતે વિહંગમ હોવાનું માની બેઠેલાં કૂદા ઘણાં છે. ઘણા લેખકોને તેમના પ્રશંસક મિત્રોએ જ બગાડયા હોય છે અને કેટલાક વિદ્વાન લેખકોએ પોકળ પ્રસ્તાવના લખી આપીને કોઈ કોઈ લેખકની પ્રગતિના અવરોધની ગરજ સારે છે.

એક શિખાઉ લેખકનો દાખલો મેં કહ્યો. એ લેખકે એક નવલકથા લખી; તેને એક વિદ્વાન નવલકથાકારે પુસ્તક વાંચ્યા વિના જ પ્રસ્તાવના લખી આપી; જાણીતા લેખકે પ્રસ્તાવના લખી આપી છે એવું જોઈને ગ્રાહકોએ તે ઉમંગથી ખરીદી. લેખકે ઘેર ઘેર ફરીને પ્રસ્તાવના લેખકનું નામ વંચાવી છૂટથી નકલો વેચી અને છાપેલી નકલોમાંથી પોણા ભાગની નકલો તે થોડા સમયમાં વેચી શક્યો; તેથી તેના ઉત્સાહનો બલકે ઘમંડનો ઊભરો એટલો ચડયો કે જેણે નવલકથાઓનો પાક આગળ પાછળ જોયા વિના ઉતારવા જ માંડયો! તેણે સો પુસ્તક લખી નાખ્યાં, પણ પ્રકાશન કરનાર કોઈ ન મળ્યું. તેથી તે અકળાયો. અકળામણમાં તેણે એક પ્રકાશકને કહ્યું: "મારી શૈલી મારી પોતાની છે, તે અનોખી છે, કોઈપણ સારા નવલકથાકારની હરોળમાં બેસવાને હું શક્તિમાન છું; અરે, હું તો મારી આ કથાઓ દ્વારા આંતરરાષ્ટ્રીય કીર્તિ મેળવવાનાં સ્વપ્નાં સેવું છું!'

આ અધઃપાત અને તેના ઉદ્ગમનું કારણ જાણીને શ્રી. મેઘાણીએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

લેખન અંગે શ્રી. મેઘાણી સતત જાગ્રત રહેતા હતા તે મેં હમેશાં કહ્યું છે, જ્યાંથી જ્યાંથી તેમને જીવંત પ્રેરણા કે દટાયેલું ધન મળી આવે ત્યાંથી ત્યાંથી તેમણે તે લઈને સંઘર્યું હતું, એ સંઘરામાં ઉત્તમ હોય તે ઉપર જ તેમણે કારીગરી કરી હતી. અને એ કારીગરી કરવાને પૂરતો સમય ન મળે તેમ હોય તો તેમણે તે હાથમાં લેવાની જ ના કહી હતી. કાઠિયાવાડને ટીંબે ટીંબે તે ઘૂમ્યા અને સોરઠના રસનો પ્રવાહ રેલાવ્યો, મહીને કાંઠે શ્રી. રવિશંકર મહારાજ સાથે ઘૂમીને તેમણે માણસાઈની જ્યોત જોઈ અને ઝીલી, નર્મદા અને તાપીના કાંઠા પર ઘૂમવાના તેને કોડ હતા, પણ તે અણપૂર્યા રહ્યા. જોવું, શીખવું, સંવેદવું અને પછી સર્જવું એવી તેમના લેખન પદ્ધતિને ઓળખનારાઓ તો ઘણા હશે, પણ તેને શ્રમપૂર્વક અનુસરનારી સતત જાગૃતિ સેવનારા લેખકો કેટલા હશે?

શ્રી મેઘાણીની શૈલીએ લોકસાહિત્યનું સંશોધન કરવાનો રસ ધરાવનાર કોઈ જિજ્ઞાસુ લેખક અત્યારે ક્ષિતિજમાં દેખાતો નથી. ગ્રામજીવનમાં અવગાહન કરીને એ જીવનને લેખન દ્વારા મૂર્ત કરનારા થોડા સફળ લેખકો ગુજરાતને મળ્યા છે પરંતુ પુનઃ નિશ્વાસ સ્ફુરે છે કે તેઓનો ભંડોળ થોડા સમયમાં લગભગ ખાલી થયો છે કે થઈ રહેવા આવ્યો છે! નવું દર્શન અને નવી પ્રેરણા માટેનો પ્રવાહ શ્રી. મેઘાણીએ જીવનભર છોડયો નહોતો, અને તેથી જ તેમની રસધાર અણખૂટ રહી શકી હતી ઉદય પામતા લેખકવર્ગને માટે તો શ્રી. મેઘાણીની લેખનીનો આ જ મૂલ્યવાન સંદેશ હોય એમ હું માનું છું.





# સર્જનનો પ્રધાન સૂર

યશવંત શુક્લ

'સોરઠી જીવનનો સાહિત્યકાર' એ શિર્ષકે શ્રી. વિશ્વનાથ ભટ્ટે ત્રણ લેખો ભરીને અથવા 'નિકષરેખા'નાં ૯૧ પાના ભરીને મેઘાણીના સાહિત્યફાલની જે મુલવણી કરી છે તેમાં તેમણે એક-પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે: 'રા. મેઘાણીના પુસ્તકો લ્યો. એમાં સોરઠી સાહિત્યના સંગ્રહો છે, ભાષાન્તરો છે, રૂપાન્તરો છે, નવલકથાઓ છે, નાટકો છે, પ્રવાસવર્ણનો છે, ચરિત્રગ્રન્થો છે, અને ઈતર પ્રકારના ગદ્ય લખાણો છે, ને કવિતા પણ છે. આ બધાનું સામાન્ય લક્ષણ શું?' વળી પૂછ્યું છે: એમનાં પચાસસાઠ (હવે તો છોંતેર) પુસ્તકોનું સર્વસાધારણ લક્ષણ શું?.. પચરંગી લખાણોના શંભુમેળા જેવા જંગી ગજમાંથી એ સર્વને એક સરખો લાગુ પડે એવો સામાન્ય ધર્મ કોઈને પણ જડવાનો ખરો?' અને પછી પોતે જ એનો ભારપૂર્વક જવાબ આપે છે: 'નહિ જ.' એને પછી બીજે જ શ્વાસે, જાણે સામાન્ય ધર્મ વા સર્વસાધારણ લક્ષણ અને પ્રધાન સૂર એ જુદી વસ્તુઓ હોય તેમ નવો પ્રશ્ન ઉઠાવે છે: 'ત્યારે શું રા. મેઘાણીની લેખનપ્રવૃત્તિમાં પ્રધાન સૂર જેવી કાંઈ વસ્તુ જ નથી? ના, એમ તો કેમ કહેવાય?' અને ફરી પૂછે છે: 'આ મુખ્ય વર્ગની કૃતિઓનો પ્રધાન સૂર શો? એના વાચનથી સમગ્ર રીતે તમારા પર શી છાપ પડે છે?' અને 'પ્રધાન સૂર' એટલે 'સમગ્ર છાપ' એ અર્થ મનમાં ભરીને એ જવાબ આપે છે 'એક જ, અને તે એ કે રા. મેઘાણી સોરઠી જીવનના સાહિત્યકાર છે. પ્રાચીન અને અર્વાચીન, જૂના અને નવા ઉભય પ્રકારના સોરઠી જીવનને સાહિત્યકારે રજૂ કરવું એ જ રા. મેઘાણીની સમસ્ત લેખનપ્રવૃત્તિનો સરવાળો છે.

'પ્રધાન સૂર', 'સમગ્ર છાપ' અને 'સરવાળો' જેવા પર્યાયવાચી શબ્દો યોજીને રા. વિશ્વનાથે મેઘાણી વિશે જે અભિપ્રાય જાહેર કર્યો છે તેનો સ્વીકાર કરતાં મેઘાણીને કદી સંકોચ થયો નથી. 'સોરઠી ગીતકથાઓ'ના ઉપોદ્ઘાતમાં એમણે પોતે ક્યાં નથી કહ્યું કે. 'જના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા એ.ળખવાની પ્યાસ મને છેલ્લાં નવેક વર્ષથી એક વળગાડ જેવી સતાવી રહી છે. હું હજુ યે એથી લજવાતો નથી. એના મર્મો જાદ્દો જાદ્દો ઉકેલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું।'

માનવીને દેહનું બન્ધન છે ત્યાં સુધી એના અનુભવની સૃષ્ટિ સીમિત રહે એ સ્વાભાવિક છે. કલાકાર અથવા સાહિત્યકાર ઈતરજનો કરતાં વધારે વિશાળ કે વધારે ઊંડું અનુભવી શકતો હોય તો પણ દેહધારી માનવી હોવાને કારણે એના એવા વિશાળગહન અનુભવને પણ મર્યાદાઓ તો રહેવાની જ. આમ છે એટલે એકાદ થોમસ હાર્ડી પોતાનાં સંવેદનો આલેખવાને માટે વેસેક્સ પરગણાની ધરતી અને લોકજીવનને પસંદ કરી લે, તો એકાદ મેઘાણ ને પોતાનાં સંવેદનોને મૂર્તરૂપ આપવાને માટે સોરઠની ધરતી અને લોકજીવનને પસંદ કરી લીધાં હોય તો એમાં કશું ખોટું થયું નથી, ઊલટું સ્વાનુભવના આલેખનમાં ઉત્કટતાનો જે ગુણ આવે જ છે, તેનો લાભ મળ્યો છે.

પરંતુ હાર્ડીના સાહિત્યનો પ્રધાન સૂર ખોળવાનો ઉદ્યમ કરનાર વ્યક્તિ કેવળ વેસેક્સને નહીં વળગી રહે પણ એ સ્થૂલને ભેદીને એમાં જે સૂક્ષ્મ છે તેને પકડવાનો યત્ન કરશે. હાર્ડી અને મેઘાણીની તુલના અહીં ઉદ્દિષ્ટ નથી, એટલું સ્પષ્ટ કરી લીધા પછી કહીશ કે સોરઠ એ મેઘાણીના અનુભવની સ્થૂલ ધરા છે, પણ એમાંથી એ જે વસ્તુને પકડવા મથ્યા છે તે જ મેઘાણીના સર્જનની મુખ્ય પ્રેરણા છે. મેઘાણીના સાહિત્યસર્જનનો પ્રધાન સૂર, સામાન્ય ધર્મ, સર્વસાધારણ લક્ષણ, સમગ્ર છાપ કે સરવાળો જે નામ એને આપવું હોય તે આપીએ, પણ એની જે વસ્તુ સૂચવાય છે તે કેવળ સોરઠ કે સોરઠી લોકજીવન નથી પણ એમાં સંકેલી વ્યાપક માનવતા છે.

મેઘાણી એને માણસાઈ કહે છે. આ માણસાઈ એકલા સોરઠનો ઈજારો નથી, પણ જ્યાં જ્યાં માણસ વસે છે તે સમસ્ત ભૂગોલની સાર્વત્રિક સંપત્તિ છે એમ મેઘાણીએ હમેશાં માન્યું છે. અને એ માણસાઈનાં તત્ત્વો બીજેથી ગોતી લઈ આવવાને માટે એમણે સોરઠના સીમાડા નથી ઓળંગ્યા એમ પણ નથી. થોડાંક અઠવાડિયાંની વાત પર વડોદરામાં મહીડા પારિતોષિકનો સ્વીકાર કરીને વળતો ઉત્તર આપતાં તેમણે કહ્યું હતું કે, "ધરતીનો કોઈ કટકો માનવસુલભ અને માનવસહજ સંસ્કારલીલાથી વંચિત હોઈ શકે નહિ, એવું માનનારો છું. તો પછી હું ગુજરાતના લોક-ઈતિહાસને કેમ શોધતો નથી, એવો પણ એક પ્રશ્ન ઊઠયો હતો. એ પ્રશ્નમાં ગર્ભિત એવી એક ટકોર પણ હતી, કે હું પ્રાંતીયતા-ગ્રંથિથી પીડાઉં છું. હકીકતે આમ નહોતું. કાઠિયાવાડ મારું ઘરઆંગણું, જૂના સૌરાષ્ટ્રના અવશેષો જેવાં માનવીએ ને ખોળે મારો ઉછેર, એ જમીનની ધૂળમાં મારું આળોટવું, વગેરે કારણોએ મને રોકી લીધો." એ જ ભાષણમાં અન્યત્ર એમણે કહ્યું છે: "વાઙ્મયના ગણનાપાત્ર ગ્રંથોનું મારું વાચન વિશાળ નથી. પરંતુ મારે સુભાગ્યે મને માનવ-જીવનનો મહાગ્રંથ વાંચવા મળ્યો, અને એણે મને લખતો કર્યો. સંસારનાં અનુભવપાનાં ઊઘડતાં ચાલ્યાં, ને એણે મને પાત્રો આપ્યાં, વસ્તુ સામગ્રી પૂરી પાડી. માનવ-જીભે મારા કાન મંડાયા, અને એ કથનનું પાન કરવાનો નાદ લાગ્યો. મારી ધરતી સૌરાષ્ટ્રની, એનાં સુખદુઃખની, એનાં શૌર્ય-પરાક્રમની, એના સતીજતિઓનાં શીલસૌંદર્યની માનવકંઠમાં સંઘરાયેલી વાતો સાંભળવા મળી ને એણે જન્માવેલી સંવેદનાએ મને વાણી પૂરી પાડી. જનતા મારી જનેતા બની."

આ હકીકતથી શ્રી. વિશ્વનાથ ભટ્ટ પણ છેક અજાણ નથી. પેલા એમના નિબંધના ત્રીજા લેખાંકમાં મેઘાણીની નવલિકાઓમાં શ્રી. વિશ્વનાથે એમને પીડિતવત્સલ સ્વરૂપે પ્રકટ થતા જોઈ શકયા છે, અને નોંધ્યું પણ છે: "પીડિત વર્ગ પ્રત્યેની દિલસોજી એ કંઈ કોઈની દેખાદેખી કે નકલ રૂપે આમાં આવી નથી, એ તો રા. મેઘાણીનો સાચા હૃદયનો સ્વકીય ભાવ છે." એટલે બીજા સૂરોને ગૌણ ગણીને શ્રી. વિશ્વનાથે મેઘાણીના સાહિત્યસર્જનનો પ્રધાન સૂર અહીંથી પકડવા જેવો હતો, કેમ કે માનવતા અને માનવી પ્રત્યેની સહાનુકંપા એ જ શ્રી. મેઘાણીની સમસ્ત લેખનપ્રવૃત્તિનો પ્રધાન સૂર હરહંમેશ રહ્યો છે.

---

# સાચું મુલ્યાંકન તો મહાકાલ કરશે :

મનસુખલાલ ઝવેરી

મેઘાણીભાઈને સૌથી પહેલો ક્યાં અને ક્યારે મળ્યો તે મને યાદ નથી, પણ એમની સાથેના મારા સંબંધની સ્મૃતિ પ્રેમ કે શૌર્યની સ્મૃતિની જેમ, અનુભવ પછીના જ જીવનને નહીં પણ એની પહેલાંના જીવનકાળને પણ વ્યાપીને આખા જીવન પર ધન્યતાની પતિતપાવન છાયા પાથરી રહી છે. આવા સંબંધો માત્ર લૌકિક વ્યવહાર બન્ધનોને નહી, પણ જન્મજન્માન્તર પ્રેમભાવને પ્રકટાવતા ને પોષતા હોય છે. એવા સંબંધો જ જીવનની મોટી ઓથ અને અદ્ભુત લ્હાણ બનતા હોય છે.

પંદર વર્ષનો આ સંબંધ! કેટલો એકધારી રીતે મોહક ને જીવતરને મીઠું બનાવી દે તેવો સંબંધ! એ સંબંધની મધુરમંગલ સ્મૃતિઓ આજ આખા જીવન પર ઝૂમી રહી છે, જીવનને કોઈ નવી જ અર્થવત્તા આપી રહી છે, મોક્ષની નહીં પણ મેઘાણીભાઈ જેવાના સ્નેહભાજન થવાનું મળે તો ચોર્યાસી લાખ યોનિમાં ફરી ફરીને જનનીના જઠરમાં સૂવાની મનિષા જગાડી રહી છે. મેઘાણીભાઈનું અવસાન એ શું આ જીવન પૂરતું એ સ્નેહસંબંધનું ભરતવાકય છે?

એમને હું પ્રત્યક્ષ મળ્યો નહોતો તે વખતે,

એમનાં પુસ્તકોના સામાન્ય વાચન પરથી મેં એમના વ્યકિતત્વને કેવું કલ્પ્યું હતું ? અને એમના પ્રત્યક્ષ મિલન પછી પ્રતીર્ત્ય રસાવહ બનતી, એ વ્યકિતત્વની મધુરતા ને મૃદુતા, વિનમ્રતા અને સાલસતા, વિચારોની આર્યતા. વાણીની નાગરિકતા અને વૃત્તિની વિમળતા મને કેટલી નોખી લાગી હતી ? ક્યાં મેં કલ્પેલી ગર્વોન્નત શિર્ષની ખુમારીભરી અતડાઈ ? ને ક્યાં ફળ ભારે વધુ ને વધુ લચતી જતી એમના વ્યકિતત્વની ગુણગરવી શાખો ?

લોકપ્રિયતા એમને વરી હતી તેટલી અર્વાચીન ગુજરાતના બીજા કોઈ સાહિત્યકારને વરી નથી. અને છતાં એ માનમદિરાનો એમને કેફ ચડયો નહોતો. એમની વાણીમાં કે લેખનમાં આપવડાઈની ગંધ નહોતી, પરનિન્દાનો રસ નહોતો, અસંતોષનો ખખારો નહોતો કે પોતાની શહાદતનો ડીંડીમ નાદ નહોતો.

અને શહાદત એમની ક્યાં ઓછી કે અલ્પમૂલ્ય હતી ? બીજા કવિઓ જ્યાં કમળોની કુંજમાં ભૂલા પડયા હતા. ત્યારે તેમણે સ્મશાનને ઢંઢોળ્યાંને કાલભૈરવને આરાધ્યો. નિરક્ષર, આકૂત જનતાના ગળામાં રૂંધી ગયેલી લોકવાણીને એણે સજીવન કરી, જૂનં લોકસાહિત્ય શોધ્યું, સંચ્યું, સંશોધ્યું ને તેને પોતાના મેઘગંભીર કંઠેથી હજારો ને હજારો આબાલ વૃદ્ધોના હૈયામાં સિંચ્યું. પ્રેમની કે પ્રકૃતિની કૃષ્ણ કનૈયાની બંસરીની કે તારા ને ચંદ્રની એમણે ઉપેક્ષા કરી, એમ નહીં, પણ ઉપેક્ષામાં અને વિસ્મૃતિમાં રજોટાઈ ગયેલું લોકસાહિત્ય જો મેઘાણીભાઈએ ભેખ ધાર્યો નહોતે તો કદાચ વધારે ને વધારે શૂન્યશેષ બનતું જાત.

અને વ્યાપારવીર ગુજરાત જે વખતે અર્થપ્રધાન કવિતાની ઉપાસના કરી રહ્યું હતું– ધનને જ ધરણીધર માનીને તેની સેવા કરી રહ્યું હતું તે વખતે પણ એમણે એકરંગી સારસ્વત ધર્મને જ સેવ્યો. પાસે જ લક્ષ્મીની નદી વહેતી હતી. એમાં નાહી લેવાની તક પણ હતી અને અનુકૂળ સાધનો પણ હતાં. સાધનો જ નહિ પ્રલોભનો પણ હતાં. છતાં મેઘાણીભાઈએ આતમપાંખડીને ફરકવા ન દીધી, દિલને ડગવા ન દીધું ને પોતાની મીટને પોતાના ધ્યેય પરથી ખસવા ન દીધી. અને આ બધું ગુજરાતના એક વણિકપુત્રે ગુજરાતમાં ગુજરાતીઓની વચ્ચે વસીને કર્યું ! આ શહાદતને આપણે સામાન્ય ગણીશું ?

અને સારસ્વત ધર્મની એમની ઉપાસના પણ કેટલી અડગ અને અવિચ્છિન્ન હતી ? પૂરી પા સદી સુધી ઘડીતોયે થાક ખાવા થંભ્યા વિના એમણે લખ્યા કર્યું, લખ્યા જ કર્યું ! એમણે કાવ્યો લખ્યાં ને નવલિકાઓ લખી, નવલકથાઓ લખી ને નાટિકાઓ લખી. પ્રવાસવર્ણનો લખ્યાં ને વિવેચન સંશોધન સંપાદન કર્યાં; માર્મિક હાસ્ય પણ એમણે આપ્યું ને જનતાની જબાન પણ એ બન્યા. એમના વાગ્વૈભવે હજારોના હૃદયોને ડોલાવ્યાં છે, હજારોને પ્રેર્યાં છે. હજારોની આંખોને આંસુભીની કરી છે ને હજારોની આંખોનાં અશ્રુ લૂછ્યાં છે. એ વૈભવનું મૂલ્યાંકન આપણે એમના સમકાલીનો તો શી રીતે કરી શકીએ ?

સાચું મૂલ્યાંકન તો મહાકાલ કરશે.

*

## સહૃદય દાર્શનિક સમા પત્રકાર

ચુનીલાલ મડિયા

સ્વ. મેઘાણીભાઈ વિષે જ્યારે જ્યારે બોલાય છે અથવા લખાય છે, ત્યારે ત્યારે એમની સાહિત્યક્ષેત્રની અજોડ સેવાઓનો જ વિચાર થાય છે; લોકસાહિત્યના સંશોધનમાં એમણે કરેલી પહેલ અને પાયો પૂરવાના કાર્યની જ પ્રશસ્તિ થાય છે; અથવા તો, કવિને કુદરતે બક્ષેલા અજબ મીઠાશ અને હલકભર્યા

કંઈનો ઉલ્લેખ થાય છે; પણ એ સાહિત્યકાર, સંશોધક અને ગાયકે પત્રકારત્વના ક્ષેત્રમાં કરેલી અમૂલ્ય —અને અનન્ય પણ બેધડક કહી શકાય એવી— —સેવાઓ જાણે વીસરાઈ જતી લાગે છે. સાહિત્યક્ષેત્રે એમણે દાખવેલી ઝળહળતી પ્રતિભાના પ્રકાશથી જ લોકો એટલા તો અંજાઈ જાય છે કે પત્રકારત્વમાં સ્વ. મેઘાણીભાઈએ દાખવેલી મેધાની થવી જોઈએ તેટલી કદરશનાસી થતી નથી એમ લાગે છે. સાહિત્ય-ક્ષેત્રની સિદ્ધિથી તલભાર પણ ઊતરતી નહિ એવી પત્રકારત્વ ક્ષેત્રની એમની સિદ્ધિ અને સેવાનું સવિસ્તર મૂલ્યાંકન કરવાનું તો આવા ટચુકડા લેખ દ્વારા શક્ય નથી, તેમ, આ લખનારની પણ એ કાર્ય માટે લાયકાત કે ગજું નથી. માત્ર એ મૂલ્યાંકનની નાની સરખી પીઠિકા રજૂ કરવાનું, સદ્‌ગતની પત્રકારત્વ-ક્ષેત્રની સિદ્ધિ પ્રત્યે અંગુલિનિર્દેશ કરવાનું જ આ લેખમાં ઈષ્ટ ગણ્યું છે.

આજના ગુજરાતી પત્રકારત્વની મોટાભાગની પરિભાષા તેમ જ લખાવટની લઢણ પ્રારંભિક 'સૌરાષ્ટ્રસ્કૂલ'ની છે. સૌરાષ્ટ્રના તંત્રીમંડળે ગુજરાતી ભાષામાં પહેલી જ વાર જે જોશીલી વાણી દાખલ કરી એનું સાચું મૂલ્ય આજે સહેલાઈથી નહિ સમજાય. પણ જ્યારે વિચાર કરીએ કે દલપત-નર્મદના સમય સુધી તો ગુજરાતીમાં 'ગદ્ય' કહી શકાય એવી કોઈ વસ્તુ જ નહોતી—ગવર્નરને અપાતા માનપત્રથી માંડીને સાહિત્યકારો વચ્ચે ચાલતો પત્રવ્યવહાર પણ પદ્યમાં જ લખાતો—ત્યારે થોડા જ દાયકાઓમાં 'સૌરાષ્ટ્ર'ના પત્રકારોએ ગુજરાતી ગદ્યનું બાંધેલું કાઠું ખરેખર અચંબો ઉપજાવે છે. ગુજરાતીમાં નિબંધના સ્વરૂપનો જે ક્રમશઃ વિકાસ થયો—અને આજે નિબંધ લેખન-કલાની જે મહેલાત આપણે જોઈ રહ્યા છીએ તેમાં 'સૌરાષ્ટ્ર'ના તંત્રીલેખો તેમ જ પ્રકીર્ણ લેખોએ પાયાનું ચણતર કર્યું છે, આ કારણે જ, સ્વ. નવલરામ ત્રિવેદીએ સંપાદિત કરેલ નિબંધસંગ્રહમાં 'સૌરાષ્ટ્ર' તંત્રીમંડળના ત્રણ લેખો સમાવિષ્ટ કર્યા છે, ગુજરાતી ગદ્યને જાણે કે હરણફાળે હાડેતું બનાવી દેવામાં સ્વ. મેઘાણીભાઈની જોમવંતી, સચ્ચાઈભરી, તાકયા તીર જેવી વેધક અને તળપદી હોવાને કારણે રસાળ અને રણકતી બાનીનો ફાળો નાનોસૂનો નથી. સ્વ. મેઘાણીભાઈના તંત્રીલેખો જુઓ, રાજકારણીય આંદોલનો વાંચો, 'સાંબેલાં'ના કટાક્ષો અનુભવો કે અમથા રોજિંદા સમાચારની રજૂઆત તરફ નજર કરો તો એ સર્વમાં રહેલી હથોટી કહી આપશે કે 'કલમ મેઘાણીભાઈની છે.' એક સાદાસીધા વાક્યમાં પણ એના લખનારની પ્રતિભા અછતી રહી શકતી નહિ. બીબાં જ જાણે કે લખાણનું કર્તવ્ય બોલી ઊઠતાં.

સ્વ. મેઘાણીભાઈનું પત્રકારત્વ એમની પોતીકી પ્રતિભાના રંગે રંગાયેલું રહેતું, એનું કારણ કદાચ એ હશે કે પત્રકારત્વ—પ્રવૃત્તિને એમણે એક ક્ષણ માટે પણ સાહિત્ય—પ્રવૃત્તિથી અલગ ગણી જ નથી. એમણે જ એક સ્થળે કહ્યું છે તેમ પત્રકારત્વના Literary Toneના—સાહિત્યરંગી તોરના તેઓ પુરસ્કર્તા હતા. આ રહ્યા એમના શબ્દો : 'સાહિત્યદૃષ્ટિ પત્રકારત્વની શત્રુ નથી. દરેક લખાણ—છાપાંનું કે ચોપડીનું—સાહિત્યરંગી બનશે તેટલી એની ચોટ વધશે; એની માર્મિકતાને નવી ધાર ચડશે, એ ધારને સાહિત્યનું પાણી પાનાર નવો લેખકવર્ગ આપણા પત્રકારત્વમાં દાખલ થઈ રહેલ છે. એટલે થોડા જ વર્ષમાં આજના પત્રકારત્વનો અનેક ત્રુટીઓથી છૂટકારો સંભવિત લાગે છે.'

પત્રકારત્વ સાથે સીધો સંબંધ જેમને નથી, એવા ઘણા સાહિત્યકારોને કદાચ ખ્યાલ નહિ હોય કે શિક્ષિત યુવાનો પત્રકારત્વમાં જોડાય એ જોવા માટે સ્વ. મેઘાણીભાઈ બહુ જ ઉત્સુક હતા. મારા જેવા ઘણા યુવાનોને પત્રકારત્વમાં ધકેલવાનો યશ સ્વ. મેઘાણીભાઈએ લીધો છે. ઠેઠ ૧૯૪૦માં તેઓ અમદાવાદમાં શ્રી. ઉમાશંકરને ત્યાં આવતા અને હું બી. કૉમ. ના ઈન્ટરમીજિયેટ વર્ષમાં સ્થાનિક પત્રમાં પાર્ટ—ટાઈમ કામ કરતો ત્યારથી તેઓ મને કહ્યા કરતા : 'યંગ મેન મસ્ટ જોઈન જર્નાલીઝમ.' પત્રકારત્વમાં પણ તેઓ કદાચ નવા લોહીની જરૂરિયાત જોતા હશે. છાપાળવું લેખનકાર્ય કલમને બૂઠી કરી નાખે છે, એવો ભય તેમણે કદી સેવ્યો નથી—એ ભય એમણે તો ખોટો પાડી બતાવ્યો છે. એમનું સ્વપ્ન તો કદાચ, આજે જે બૂઠી કલમો ગુજરાતી પત્રકારત્વને પરેશાન

કરી રહી છે, એમને એક બે દાયકામાં દૂર કરવાનું જ હશે. 'ફૂલછાબ' માટે મદદનીશ તંત્રીની જરૂર ઊભી થઈ હતી, ત્યારે એ માટે કોઈનાં નામો સૂચવવા મને લખેલું. એ પત્રમાં આ પ્રમાણેની ચાર લાયકાતવાળો માણસ એમણે માગેલો : (૧) માણસ ગામડાનો પ્રેમી હોવો જોઈએ–કારણ કે, રાણપુરનું જીવન બીજી રીતે સાવ નિરસ છે. (૨) સૌરાષ્ટ્રના પ્રશ્નોમાં એને રસ હોવો જોઈએ–એ વિના સૌરાષ્ટ્રના જટિલ પત્રકારત્વનો બોજો ઉપાડી ન શકાય. (૩) સાહિત્યપ્રેમી હોવો જોઈએ. (૪) ગ્રેજ્યુએટ અંડર-ગ્રેજ્યુએટ હોવો જોઈએ.

સ્વ. મેઘાણીભાઈએ એક નહિ, બે નહિ, પણ કોડીબંધ સાહિત્યરંગી પત્રકારો તૈયાર કર્યા છે. એમના પુત્ર મહેન્દ્રને પણ બહુ તરુણ વયથી જ પત્રકારત્વમાં પલોટ આપ્યો છે. એમની આ જાતની, આમ તો મામૂલી દેખાય એવી સેવાનું સાચું મૂલ્ય તો હજી વર્ષો વીત્યા પછી સમજાશે–અનુભવાશે. પણ પત્રકારત્વને સાહિત્યરંગે રંગવાનું એમનું સ્વપ્ન તો એમની હયાતી દરમ્યાન જ અંશતઃ સિદ્ધ થઈ ચૂક્યું હતું. એની સંપૂર્ણ સિદ્ધિ પણ હવે બહુ આઘી નથી લાગતી. આજે જ આપણે અનુભવી રહ્યા છીએ કે સ્વ. મેઘાણીભાઈનું 'જાગો જગના ક્ષુધાર્ત,' 'જાગો દુર્બલ અશક્ત!' અથવા શ્રી. માણેકનું 'ગુલામોએ દીઠું એક સપનું ગુલાબી!' ગીત જનતા ઉપર જે જબરી ચોટ લગાવી જાય છે, એ ચોટ દૈનિક પત્રોના સો સો અગ્રલેખો પણ ઊપજાવી શકવાના નથી.

આ તો બધી થઈ પત્રકારત્વના બહિરંગની વાતો. મેઘાણીભાઈના પત્રકારત્વનો અંતર્ગત ગુણ સમજવો આવશ્યક છે, ઉપર કહ્યું તેમ, સાહિત્યવૃત્તિ અને પત્રકારત્વપ્રવૃત્તિને મેઘાણીભાઈએ એકબીજીથી વેગળી ગણી જ નથી. મેઘાણીભાઈના વ્યક્તિત્વમાં સાહિત્યકાર અને પત્રકાર એવા અલગ અલગ પાસાં હતાં જ નહિ. એક પ્રવૃત્તિમાં રોકાયા હોય ત્યારે બીજી પ્રવૃત્તિને 'સ્વીચ–ઑફ' કરી દેવાનું તેમણે કદી સ્વીકાર્યું જ નહોતું. તેથી જ, તેમના સાહિત્યનો પ્રધાનગુણ–વ્યાપક માનવતા અને સમભાવ–તેમના પત્રકારત્વમાં પણ સોળે કળાએ પ્રકાશી ઊઠે છે. પત્રકારત્વ એ મેઘાણીભાઈને મન કેવળ 'હૉબી' વ્યાસંગ–વિલાસ નહોતું, પણ જીવનકાર્ય–મિશન હતું. રોટલિયા કે પેટ–ભરુ પત્રકારત્વની પાછળ રોજના બેચાર કલાક ગાળીને 'ઘણું થયું' કરનારાઓના વર્ગના તેઓ નહોતા. અમદાવાદ ખાતે લેખક-મિલનની એક સભામાં તેમણે સાચું જ કહ્યું કે પત્રકારના જીવને એશઆરામ હોતો જ નથી. એને કુટુમ્બસુખ પણ જતું કરવું પડે છે. ઑફિસેથી ઘેર આવ્યા પછી પણ એના જીવને નિરાંત રહેતી નથી. થાય છે, પેલા સમાચારમાં આટલોક ફેરફાર કરી આવું. ફલાણું આમ ગોઠવી આવું, વગેરે. આમ, પત્રકારત્વ જેમને મન શ્વાસોચ્છ્વાસ હતું. તેવા શ્રી. મેઘાણીભાઈના પત્રકારત્વમાં એમના સાહિત્યિક ગુણો માનવતા અને સમભાવ આપમેળે જ ઊતરી આવે એ સમજી શકાય તેમ છે.

જ્યારે જ્યારે એમણે માનવતાને હિજરાતી જોઈ છે, ચિરસ્થાયી માનવમૂલ્યોનો હ્રાસ થતો અનુભવ્યો છે, ત્યારે ત્યારે તેમણે નિર્ભીક બનીને જેહાદ ઉઠાવી છે. અમદાવાદ પ્રથમ રમખાણ વખતે 'મૂખડા કયા દેખો દર્પનમેં ?...' નામક 'ફૂલછાબે' છાપેલું ઠઠ્ઠા ચિત્ર અને એ અંગે ચલેલો લાંબો મુકદ્દમો તો હજી ગઈ કાલનો જ બનાવ ગણાય. તે અગાઉ પણ તેમણે મુંબઈના આતવારે ને છાશવારે થતાં રમખાણો 'એજન્ટ પ્રોવોકર્સ' જ કરાવી રહ્યા છે, અને એમને જેર કર્યા વિના શાન્તિ નહિ સ્થપાય એવું સૂચવવા 'વાઘ–દીપડાઓને વીણી કાઢો' શીર્ષકથી તંત્રીલેખ લખેલો અને, સાંભળવા પ્રમાણે એ લેખ બદલ સરકારે જામીનગીરી માગેલી. છતાં આવા બનાવો બનવાથી પણ એમણે માનવતાની ઉપાસના કે આગ્રહમાં લગીરે બાંધછોડ કરી નથી. અમદાવાદની અદાલતમાં 'ફૂલછાબ કાર્ટુન કેસ' ચાલતો અને અદાલત બહાર લોકોનાં ટોળાં જમતાં ત્યારે મેઘાણીભાઈ 'હરીફ' કોમમાં નામચીન બનીને આંખે ચડી ચૂક્યા હતા.

માનવતા–મૂલક પત્રકારત્વમાં નિર્ભીકતા તો અનિવાર્ય જ ગણાય. અને મેઘાણીભાઈમાં એ

આરોભાર હતી. કાઠિયાવાડના રાજવીઓ અંગેના અગ્રલેખોમાંની જલદ ભાષા વાંચતાં સહજ એમ થાય કે આ લખનાર 'એ-માથાંવાળો' છે! એવાં લખાણો લખવા બદલ એમને સીધી યા આડકતરી રીતે ઘણી ધાકધમકીઓ મળી હોય એ પણ શક્ય લાગે છે. છતાં બહારવટિયા ગોવિંદ સોનીના પ્રકરણ વેળા મેઘાણીભાઈએ જે મર્દાનીભર્યું વલણ લીધેલું એ ઉપરથી લાગે છે કે ગમે તેવી ધાક-ધમકીઓને પણ તેઓ ગાંઠે એમ નહોતા. મુંબઈના એક હુલ્લડ વખતે ખિસ્સામાં પિસ્તોલ લઈને, ચોપાસ, ઊભેલા ગુંડાઓ વચ્ચેથી તેઓ નીકળી ગયેલા એવો જે પ્રસંગ એમણે ટાંચણપોથીમાં મૂકયો છે, એ પણ આ નિર્ભીકતાની જ સાક્ષી પૂરે છે.

માનવતાલક્ષી પત્રકારત્વ તો કોઈને પણ દુભવે નહિ. એવો પત્રકાર સારા-નરસા સહુ બનાવો પ્રત્યે સમ્યક્દષ્ટિ વડે જ નજર કરે. એનું લક્ષ્યવેધ તો માનવજીવનનાં કલ્યાણકારી શાશ્વત ધારણતત્ત્વો ઉપર જ હોય. આ વસ્તુ મેઘાણીભાઈના સાહિત્ય-વ્યાપારની દ્યોતક હતી. એ જ વસ્તુ એમની પત્ર-કારત્વ પ્રવૃત્તિમાં પણ પ્રેરકબળ બની રહી. વસુંધરાના વહાલાં તેમ જ દવલાં સહુ પ્રત્યે સમભાવ રાખી શકે એ જ સાચો પત્રકાર. પત્રકારત્વની સસ્તી સનસનાટી —સેન્સેશન મોંગરીંગ—પ્રત્યે એમને ભારે ઊંડી નફરત હતી. રતીભર સત્યને ખાંડીખાંડી પ્રચારવેગ: પ્રજા-ના ચિરસ્થાયી વિચારભાવોને ઉવેખી કેવળ ક્ષણિક આવેશોનો જ ભડકો: સ્વતંત્ર તુલનાશક્તિનો હ્રાસ કરી ઉત્તેજના મૂકવાની જ રમણલીલા: આ બધાને મેઘાણીભાઈએ 'વેરાન'નું નામ આપ્યું છે.

દૈનિક પત્રકારત્વની દેકારા જેવી સ્થિતિ પ્રત્યે તો તેમણે ઘણી વેળા અણગમો વ્યક્ત કર્યો હતો: 'રાજદ્વારી છમકલાં છાપવાથી અને લાંબરડી —પીપરડી ગામોની ખળાવાડોના હવાલદારની ખબર લઈ નાખવાથી જ લોક લોભાય છે, એવી માન્યતા પત્ર-કારત્વની ચેતના-વિદ્યુતને કેવળ સંહાર માટે, તમ-તમાટને માટે, ભજિયાં તળવાના તાવડા તપાવવા માટે સેવાય છે. એ એક વિકૃત અને વિઘાતક માન્યતા છે.

કોઈપણ બનાવ કે વ્યક્તિ પ્રત્યે ટીકા કરવામાં મેઘાણીભાઈ બહુ સાવચેત રહેતા, ભૂલેચૂકે ય અજુ-ગતી ટીકા થઈ જતી તો તેઓ ઊંડી વેદના અનુભવતા. અગાઉ કાઠિયાવાડ ખાતેના એસોસિએટેડ પ્રેસના (હાલમાં 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા' ના) પ્રતિનિધિ રાજકોટવાળા શ્રી. સુમન્તલાલ કોઠારી 'ફૂલછાબ'ની કટારોમાં એજન્સીના સમાચારો લખતા. તેમણે થોડા દિવસ પહેલાં જ એક વાતચીત દરમ્યાન મેઘાણીભાઈ વિશે મને કહેલું કે કોઈ પ્રત્યે જરાસરખી કડવી ટીકા થઈ જાય તો મેઘાણીભાઈ રાતે ઊંઘી ન શકતા.

અમદાવાદ ખાતેની લેખક મિલનની એક સભામાં પણ અંગત વાતો કરતી વેળા, ટીકાઓ અને ટીકાપાત્રો વિશે મેઘાણીભાઈએ એવી મતલબનું કહ્યું હોવાનું મને યાદ છે કે, 'રાતે ભર ઊંઘમાંથી હું ઝબકીને જાગી જાઉં છું અને વેદના અનુભવું છું.'

આવી વ્યાપક માનવતા અને સમભાવ એ જ સાચા, સહૃદય દાર્શનિક સમા પત્રકારનાં કવચ હતાં.

*

# "સૌરાષ્ટ્ર"ના 'બાપુ'

ગુણવંતરાય આચાર્ય

'બાપુ'— સ્વ. ઝવેરચંદભાઈને કેટલાક મિત્રો 'બાપુ' કહીને બોલાવતા. ચારણી સાહિત્યનો એમનો શોખ, રજપૂતશાહી એમનો પોષાક અને એ બે 'બહારનાં લક્ષણો ઉપરાંતનું એમનું વાત્સલ્ય અને મમતા આ નામ માટે જવાબદાર હતાં.

'ફૂલછાબ'ના પ્રથમાવતારનો સૌથી પહેલો અંક. અંક તૈયાર થતાં એની સૌથી પહેલી નકલ અમે 'બાપુને' બોટાદ મોકલી.

એમની પ્રથમ પત્નીની તબિયતને અંગે બાપુએ બોટાદમાં કાયમ નિવાસ કરવાનો નિર્ણય કરેલો. એ નિર્ણયના શરૂ શરૂના દિવસો.

અંકની સાથે અમે એક ચિઠ્ઠી મોકલી :

'સૌરાષ્ટ્ર'ના 'બાપુ'ને સમર્પણ.

જવાબ આવ્યો :

'સૌરાષ્ટ્ર'ના 'બાપુ'

'સૌરાષ્ટ્ર'ના બેટાઓની ભેટ સ્વીકારી અમને મુબારકબાદી પાઠવે છે.

'બાપુને હું આજ વરસોથી ગુજરાતમાં સર્વ-કાળના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે લેખતો આવ્યો છું. લોકોના કંઠમાં અદ્યતન કાવ્યો અને લોકોના દિલમાં કાવ્યની આશનાઈ તો એમણે જ મૂકી. કવિતાને નિજાનંદ માટેની આત્મલક્ષી કલા-સૃષ્ટિમાંથી ઉઠાવીને જુવાનીની જ્વાલા સમી બનાવી એણે.

એમની કવિતાઓ માટેનો એક જવાબદાર પોલીસનો અભિપ્રાય જાણવા જેવો છે.

ઈ. સ. ૧૯૩૦માં 'બાપુ'ની ખોટી ધરપકડ થઈ.

ત્યાર પછી 'યંગ ઈન્ડિયા' ને 'નવજીવન'માં ગાંધીજીએ એમનો કેસ ઉપાડેલો. તે વખતે ધંધુકા તાલુકાના એક જમાદાર પોલીસ અમરદારે કહેલું : He is a Poet but His Poetry is more dangerous than open sedition : એ છે તો કવિ પણ એની કવિતા ઉઘાડા રાજદ્રોહથી યે ભયંકર છે !

કવિ તરીકે 'બાપુ' માટે મારો આ અભિપ્રાય છે. પહેલાં હતો, આજ પણ છે. પરંતુ એનો વધા-રેમાં વધારે વિરોધ કોઈએ કર્યો હોય તો ખુદ 'બાપુ' એ. 'ભાઈ તમે નર્મદને, નાનાલાલને, પ્રેમાનંદને, સુંદરમને, ઉમાશંકરને અન્યાય કરો છો.'

હું ય ત્યારે બોટાદ રહેતો હતો. બાપુ પણ બોટાદ રહેતા. ત્યારે એમણે નાનાલાલ પ્રેમાનંદ વગે-રેની ખૂબીઓ સમજાવવા પ્રયાસ કરેલો. પરંતુ એ મને સમજાવી શક્યા નહિ. આખરે એમણે મને કહ્યું: 'આચાર્ય ! મને એક વચન આપશો ?' મેં કહ્યું : 'શું ?' એમણે કહ્યું : 'મારી હયાતીમાં તમારે કોઈ દિવસ ક્યાંય પણ આવું લખવું નહિ.'

આ વચન મેં મારા લખાણો પૂરતું તો પાળ્યું. ખાનગી વાર્તાલાપમાં તો મેં મારો આ અભિપ્રાય ખૂબ જોરશોરથી જાહેર કર્યો છે. પરંતુ 'બાપુ'ની ઈચ્છાને માન આપીને મેં ક્યાંયે મારો અભિપ્રાય લખ્યો નથી.

એમના મૃત્યુ પહેલાં આઠ જ દિવસ અગાઉ આ વચન હું વીસરી ગયો. 'ગુજરાત સમાચાર'ના પ્રતિનિધિએ પોતે પ્રગટ કરશે એ શરતે અમદાવાદમાં મારી સાથે વાતો કરી. ત્યારે મેં કહેલું કે : 'બાપુને હું પોતે ગુજરાતના સર્વકાળના સર્વશ્રેષ્ઠ કવિ ગણું છું'

કોણ જાણે કેવે કાળ-ચોઘડિયે મારાથી આ બોલાયું ! આગમનાં એંધાણ હશે ?

મુંબઈમાં હતો ત્યારે 'બાપુ'ને પચાસ વર્ષ થયાં. તે એમનો વનપ્રવેશ ઊજવવાની મેં દરખાસ્ત કરી. એક થેલી બાપુને અર્પવી. આ હિલચાલ હજી તો થોડા મિત્રો વચ્ચેની વાતચીતના તબક્કામાં હતી. 'બાપુ'ને ખબર પડી. 'બાપુ'નો મારા ઉપર લાંબો કાગળ આવ્યો. એમાંથી થોડાંક વાક્યો આ નીચે ટાંકું છું :

'ગુજરાતે આપણને ઘણું આપ્યું છે. ગુજરાત કદરહીન છે એવા મિથ્યાભ્રમમાં આપણે ન પડીએ. સહુ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે છે. સહુને નસીબમાં હોય તે મળે છે. ગુજરાતને એક ઝવેરચંદ-એક ગુણવંતરાયની ચિન્તા નથી, એને તો એક કરોડની ચિન્તા છે, એ તો મા છે, એને સહુ સરખા છે. આપણને પેટ પૂરતું આપે પછી એની ચિન્તા તો જેઓને પેટ પૂરતું નથી મળતું એને માટે જ હોય !'

'બાપુ'ને માટે એક વાત ચોક્કસ. મનમાં ગમતું હોય ને બહારથી ખોટા વિવેકની ના પાડે એ 'બાપુ' નહિ. તેમ આપણા મનમાં ન ગમતું હોય ને આપણી ખોટા વિવેકની હા-થી એ રાજી પણ ન થાય. 'ફૂલછાબ'ના પ્રથમાવતારમાં તંત્રી તરીકેની ફરજ મારે બજાવવાની હતી. ચંદુલાલ લોહી, અમૃતલાલ-ભાઈનો નાસિક જેલમાં મુકામ હોવાને કારણે એમની આયાભરી શિસ્તનો અભાવ, કકલભાઈના જેલવાસને

કારણે મળેલી તક, તંત્રીની ફરજ અને અધિકાર વચ્ચે ભેદરેખા દોરી શકયો નહિ.

"ફૂલછાબ"માં "બાપુ"ની લેખમાળા આવે–'જેલ ઑફિસની બારી.' મને એના વાંધાની ગંધ આવી. ને બોટાદના જાહેર રસ્તા ઉપર પાંચસાત મિત્રોની વચમાં મેં કહી નાખ્યું :

'I am the editor. Either, I will edit or I will resign.'

'બાપુ' કાંઈ બોલ્યા નહિ ને મેં એ લેખમાળા બંધ કરી.

પછી મને થયું કે ખોટું થયું. હું એમની પાસે ગયો, અને લેખમાળાની માગણી કરી બાપુએ કહ્યું : 'કેમ તમને એ ગમતી નથી ને ? હું એમાં સુધારી તો શકું એમ નથી, ને તમને એમ ને એમ ગમતું નથી, પછી ?'

મેં કહ્યું : 'આપની સામે હું બોલ્યો તે Bad manners Bad tasteમાં હતું.'

મને કહે : 'ભાઈ ! આમ ગભરાઈ જશો તો કેમ કામ આવશે ? તમને જે વસ્તુ મનમાં ન ગમતી હોય તે માટે બહારથી ખોટા વિવેક શા માટે કરવો જોઈએ ? મને ખોટું લાગ્યું હોય એવું તમે ક્યાંય જોયું ? મનમાં એક વાત અને બહારથી બીજી વાત આપણને ન શોભે.'

એ પોતે આટલો સંયમ સમજતા ને એમના મિત્રો પાસેથી એવા જ સંયમની આશા રાખતા.

×

એમના કાકાના દીકરા-ભાઈ ડૉ. મેઘાણી એ પણ લેખક હતા. એમણે લખ્યું હતું થોડું, વાંચ્યું હતું ઘણું. મુંબઈના કોમી હુલ્લડમાં મહિના પહેલાં જ એમનું ખૂન થયું. એમના અકાળ મૃત્યુનો 'બાપુ'ને ભારે આઘાત લાગેલો: એ વખતના એમના પત્રમાં જ જાણે એમને પોતાના મૃત્યુની ગંધ આવી ગયેલી, 'સાંભળવા માગીએ તો સ્નેહીઓના મૃત્યુ આપણા પોતાના મૃત્યુના પુરોગામી ભણકાર જ છે.'

અમદાવાદમાં એ મને મળવા માગે છે એવો એમનો મુંબઈથી પત્ર. અમદાવાદ એ ખાસ ઊતરેલા. એમનાં પત્નીની માંદગીના સમાચારને કારણે મળ્યા વગર એ બોટાદ ગયા. બોટાદથી એમણે પત્ર લખ્યો.

એ પત્ર મારા હાથમાં આવે છે...'ભાઈ ! મળવાની ખૂબ ઈચ્છા છે. બોટાદ આવી જાઓ.'

અગિયાર વાગે પત્ર મળે છે......

ત્રણ વાગ્યાની ગાડીમાં મારે બોટાદ જવું છે.

કાગળ મારા હાથમાં છે.

મારી પત્નીને વંચાવું છું...મારી પત્ની કહે છે, 'જઈ આવો...'

'કાકા ! કાકા !'...મારો પુત્ર દોડતો બહારથી આવે છે.

એના મોઢામાંથી જરા જરા લોહી નીકળે છે.

શું થયું ?

'બજારમાંથી દોડતો આવતો હતો. રસ્તામાં પડી ગયો. મેઘાણીભાઈનું અવસાન થયું !'

મને તમ્મર આવે છે.

×

ને હવે તો 'બાપુ'ને કદી નજરે નહિ જોવાય! એમનાં સંભારણાં સંભારીને માથે હાથ દઈને બેસી રહેવાનું રહ્યું !

## લોકમાન્ય સાહિત્યકાર

અનંતરાય રાવળ

દેશલોકના 'બાપુ', સંખ્યાબંધ નાનેરા મિત્રો અને પ્રશંસકોના 'મેઘાણીભાઈ' અને ગુજરાતની સમગ્ર જનતાના હૈયામાં વસી ગયેલા મેઘાણી આમ અચાનક ચાલી જશે એવો તો કોઈને સ્વપ્ને ય શાનો ખ્યાલ હોય ? એથી જ એમના મૃત્યુનો આઘાત સૌને માટે વસમો બન્યો છે. એ થોડા જ મરવા જેવડા હતા ? પણ માનવીની મોટામાં મોટી લાચારી ક્યાંયે હોય તો અહીં જ છે. કાળનો આદેશ આવે એટલે પોતાના મનોરથો, પુરુષાર્થો અને અધૂરી કે

પૂરી સિદ્ધિઓને મૂકી એણે ચાલી જ નીકળવું પડે છે. માનવીનાં જ્ઞાન, બુદ્ધિ, આવડત અને શક્તિમાંથી કશાનું કંઈ ચાલતું જ નથી.

છતાં આવા અપ્રતિહતગતિ કાળની ઉપર વિજયી થવાનું ય ભગવાને માણસને આપ્યું છે. એ જ એક માણસને જીવન જીવવાને ઉમંગભેર પુરુષાર્થ ખેલવા પ્રેરનારી આશ્વાસક ઘટના છે. નામ એનો નાશ એમ કહેવાયું છે, પણ કેટલાંક નામ એમ સહેજે વિનષ્ટ થઈ શકતાં નથી. છતાં એ સાચું હોય તો ય માનવીના 'કામ'નો નાશ નથી. જીવનના કોઈ પણ ક્ષેત્રમાં સ્મરણીય કાર્ય બજાવનાર અને એના સંસ્મરણથી સમકાલીન અને અનુગામી પ્રજાના હૈયામાં જીવતા રહેનારને મૃત્યુ નથી. મૃત્યુ પછી એ તો અમર બને છે. સ્વ. મેઘાણી પરનો કાળનો વિજય એમના ક્ષરદેહને ઝડપી લેવા જેટલો જ છે, એમના કામને અને તેને કારણે ગુજરાતની પ્રજાના હૈયામાં એમણે કરેલા પ્રેમાળ વાસને એ ઉખેડી શકે તેમ નથી.

સ્વ. મેઘાણી દ્વારા નિયતિએ જે કાર્ય બજાવવું ગોઠવેલું અને જે એમના નામ સાથે સર્વદા સંકળાયેલું રહેવાનું, તે છે એમનું સોરઠી લોકસાહિત્યનું સંપાદન. જેની જીભે અને જેને હૈયે એ હતું તે પેઢીની આંખ મિંચાતાં કાળગ્રાસ બની કાયમ માટે ગુમાવાઈ જાત તે લોકસાહિત્યને ભમી રખડીને, એનાં જાળવનારાંનાં હૈયાનાં કબાટનાં તાળાં પ્રેમ અને મૃદુ સહાનુભૂતિની ચાવીથી ખોલી તેમની પાસેથી કઢાવીને, કલાકો સુધી શાંતિથી સાંભળીને, ટાંચણપોથીમાં ટપકાવીને અને છેવટે એને વીણીઝાટકીને સોઈને એમણે ગુજરાતની જનતાને ચરણે ધરી દીધું અને એ રીતે સર્વભક્ષી કાળને થપ્પડ મારી એ એમનું ન ભૂલાય એવું મોટું કાર્ય છે. એનું કલમ વડે પ્રકાશન કર્યું. એટલું જ નહિ, પરમશક્તિએ બક્ષેલા સરસ કંઠ વડે એને સેંકડોની લોકમેદની આગળ મીઠી રીતે ગાઈને અને કલમ તેમ જ કંઠ વડે એનું રસદર્શન કે રસવિવેચન કરીને એમણે આજની જનતાના હૈયામાં એનો આદરભર્યો પ્રવેશ કરાવ્યો છે. આજની અને આવતી કાલની પ્રજા ગત પેઢીઓના વીરતા, દિલેરી, નેકી, ખાનદાની, ટેક વગેરેનો પરિચય પામી અને કેળવી જવાંમર્દી ને મર્દાનગીના પાઠ શીખશે તો તે મેઘાણીની આ સેવાને લીધે. એ એમની સિદ્ધિ કે કમાણી છે, એ એમની ગુજરાતસેવા છે. એનું વિસ્મરણ ગુજરાતને પોસાય નહિ.

એ જ રીતે ગુજરાતના આધુનિક પત્રકારત્વમાં એમનો ફાળો પણ ભૂલી શકાશે નહિ. વર્ષો પર ઘટમાંહ્યલા અંતર્યામીની પ્રેરણા અનુસાર પોતાને—અંદરના કવિને, 'પ્રગટ થાઉં, પ્રગટ થાઉં' ઈચ્છતા સાહિત્યકારને—ઓળખી જઈ કલકત્તાની વેપારી પેઢી અને સંભવિત વધુ કમાણીનો રાહ છોડી એ કાઠિયાવાડ આવ્યા ત્યારે આજીવિકા-વ્યવસાયે એ પત્રકાર બન્યા, અને બે વરસ પર 'ફૂલછાબ'નું તંત્રીપદ છોડ્યું ત્યાં સુધી એમની કારકિર્દી પત્રકારત્વ જોડે સંકળાયેલી રહેલી છે. ગુજરાતી પત્રકારત્વને એમણે નવી જ ઝળક આપી છે. 'સૌરાષ્ટ્ર' અઠવાડિકની સફળતાનો ઘણો જશ એમની તેજીલી કલમને જ જાય, અત્યારના પત્રકારત્વ પર ભાષા અને શૈલીની તેમ જ વસ્તુની રજૂઆતની દૃષ્ટિએ જોઈએ તો 'સૌરાષ્ટ્ર' સંપ્રદાયની એટલે મેઘાણીની અસર બતાવી શકાય એટલી સ્પષ્ટ વરતાય છે. કેટલાય પત્રકારી લેખકો પણ એમના હાથ તળે કે એમની શૈલીના અનુસરણથી ઘડાયા છે. આપણું પત્રકારત્વ આ રીતે એમનું ઋણી છે.

પત્રકારત્વે તથા લોકસાહિત્યના સતત પરિશીલને એમના ગદ્યને ઘડવામાં ઘણો ભાગ ભજવ્યો છે. પત્રકારત્વે એમના ગદ્યને પ્રવાહી અને વેગીલું બનાવ્યું; લોકસાહિત્યના પરિશીલને તળપદી, ધરતીનાં જાયાની, લોકભાષાનાં મીઠાશ, સુગંધ, બળ અને ધીંગાપણું એમના ગદ્યને સાંપડાવ્યું. ગદ્યની પ્રવાહિતામાં તો મેઘાણી વર્તમાન પેઢીમાં આપણા અજોડ લેખક હતા. ભાષાની મોહકતા પણ એમની અદ્‌ભુત હતી. મેઘાણીની ભાષા અને શૈલી પણ આમ ગુજરાત ભૂલી શકે તેમ નથી.

એમને ધંધો મળ્યો પત્રકારનો, પણ એમનો

આત્મા તો હતો સાહિત્યકારનો. પરિણામ આવવું ઘટે તે જ આવેલું. એમણે પત્રકારત્વને સાહિત્યરંગે રંગ્યું અને એને હતું તેથી ઊંચે એ લઈ ગયા. સામાન્ય પત્રકારથી એ કેટલાય ગણા ઊંચે હતાં. લોકપ્રિયતા સારુ પોતાની ખેસણીથી એ કદી નીચે ઊતર્યા નથી. પત્રકારત્વને એમણે રસિક બનાવ્યું, એને ભાષા આપી, એને સાહિત્યચમક આપી, અને પત્રકારની નાત સાહિત્યકારની કરતાં હલકી ગણાવા કરી તે વલણુ હટાવવાનું વાતાવરણ ઊભું કરી, પત્રકારને સાહિત્યકાર કેમ ન ગણવો એવી ફરિયાદ કરવા માટે આગળ ધરવા જેવો દાખલો પણ એમણે પોતાના લખાણથી પૂરો પાડ્યો. અને પત્રકારનો પરમ ધર્મ અન્યાયની સામે વિરોધ ઉઠાવવાનો, જનતાનાં સુખ-દુઃખ, આશાઆકાંક્ષા, જયપરાજય આદિને વાચા આપી જનતાની જબાન બનવાનો, તે પણ એમણે નિર્ભીક રીતે પાળ્યો છે. એ બાબતમાં સ્પષ્ટવક્તૃતા બહુ ઓછા પત્રકારોએ બતાવી છે. 'સૌરાષ્ટ્ર'માંનું એમનું કામ તો ખરું જ, પણ 'ફૂલછાબ'માંની એમની નોંધો અને 'સાબેલાના સૂર'માંના કેટલાંક કટાક્ષ-પ્રધાન લખાણો તેમ જ 'ઊર્મિ'માંની તેમની કેટલીક તાજેતરની નોંધો આ સંબંધમાં ઉલ્લેખને પાત્ર છે. કોમ્રેમ, કોંગ્રેસી નેતાગીરી ને નીતિ અને ગાંધીજીનાં કોઈ કોઈ પગલાં સામે પણ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે વ્યક્ત કરતાં એ અચકાયા નથી. એવે વખતે લોકોના પ્રતિનિધિ તરીકે એમના મનની વાત જ એમણે કહી છે.

અને સાહિત્યકાર મેઘાણી ? લોકસાહિત્યનું સંપાદન અને વિવેચન એકલું જ તેમણે કર્યું હોત અને બીજું કશું ન લખ્યું હોત તો પણ એમની એટલી સાહિત્યસેવા જ કાયમ સંભારી રાખવા જેવી ગણાત. પણ ઈશ્વરદત્ત શક્તિના પ્રમાદી અનુપયોગની ફરિયાદ એમને માટે થઈ જ ન શકે એવું એમણે કર્યું છે. મૃત્યુએ આવી એમને ઉપાડી લીધા, બાકી એમણે પોતે કલમ લગભગ છેલ્લે સુધી હેઠી મૂકી નથી. એમની પાસેથી જે સંખ્યાબંધ કૃતિઓ મળી છે તેમાં ભાષાંતરો છે, રૂપાન્તરો છે, ચરિત્રો છે; કેટલાક દેશોના મુક્તિસંગ્રામની કથાઓ છે, કવિતા છે, વાર્તા છે, નાટક છે, નવલકથા છે, વિવેચન છે, જેલકથા છે, પ્રવાસ છે, અને કટાક્ષલેખો પણ છે. વૈવિધ્ય ને વૈપુલ્ય એમના સાહિત્યની ગુણવત્તાને બાધક કે અવ-રોધક નીવડેલ નથી એ પણ જાણવા જેવી હકીકત છે. એમના રૂપાન્તરોમાં સર્જનકલ્પના એટલા સારા પ્રમાણમાં દેખાય છે કે એ કૃતિઓ પારકી નહિ પણ મેઘાણીની જ હોય એવી છાપ વાંચનારાઓ પર પડે છે. લોકગીતો બરાબર પચાવેલાં હોવાથી તેના ઢાળોમાં અને ચારણી છંદોમાં અર્વાચીન ભાવો ને ભાવનાઓ કવિતારૂપે મૂકી સાચા લોકકવિ તે બન્યા છે. વિવેચનને તેની ભારઝલી પંડિતાઈ અને શુષ્કતાનાં વેષ્ટનથી અળગું કરી હળવું, રસિક, રસદર્શી અને સંસ્કારગ્રાહી તેમણે બનાવ્યું છે. એમનાં ચરિત્રો-માં ચરિત્રનાયકો જીવતા બની જાય છે. તેમની વાર્તા-ઓ અને નવલકથાઓમાં આપણો નીચલા મધ્યમ વર્ગનો સાચો સમાજ તેનાં અજ્ઞાન, પહોંચ, ખાન-દાની, નાદાની, ભોળપણ, વીરતા, ઉદારતા આદિ સારાંમાઠાં લક્ષણો સાથે દૃષ્ટિગોચર થાય છે. લખાવટ બધે જ એક સરખી મોહક હોય છે. હૃદયને સ્પર્શી હલાવી મૂકે તેવું ઊર્મિબળ પણ એમનાં સર્જનોમાં ઓછું નથી હોતું. ભાષામાં સર્વંગમતા પણ એટલી હોય છે કે કૃતિઓ બહોળા આમવર્ગના ખૂણેખૂણા સુધી પહોંચી જાય છે અને ઝીલાય છે. જનતાના સાહિત્યકાર, લોકકવિ, જનતામાન્ય સાહિત્યકાર અત્યારે તો મેઘાણી જ હતા. એમની ભાષા જનતા-ની અને એમણે ભાવો ય લડાવ્યા છે જનતા ને જનતાને ગમે એવા. 'નથી સમજાતું' એવી ફરિયાદ જેમનાં સાહિત્ય માટે ઓછામાં ઓછી થાય તેવા એ હતા. એમની કૃતિઓની લોકપ્રિયતા ઓછી નથી. Best-sellers એમની પાસેથી ઠીક સંખ્યામાં મળેલ છે. એવી કૃતિઓના સર્જકો ઉત્કૃષ્ટતાની કક્ષા જાળવી શકતા નથી હોતા. મેઘાણી માટે કહી શકાય કે ભલે અમુક કક્ષાથી વધુ ઊંચે એ નહિ ગયા હોય, તો અમુક કક્ષાથી નીચે તો એ કદારે ય નથી ગયા. વળી કવિતા વાર્તા, નવલકથા, વિવેચન ગમે તે સાહિત્યપ્રકાર એમની કલમ ખેડતી હોય, એ દરેકમાં મેઘાણીચમકાર કે મેઘાણી-સ્પર્શ આવીને

તેને વાચકને માટે રુચિકર ને આકર્ષક બનાવી જાય છે. જેમ એમના દેહમાં ચહેરામ્હોરામાં પોષાકમાં, બોલીમાં, ગાયકીમાં તેમ એમના ગદ્ય ને પદ્યમાં અનોખું વ્યક્તિત્વ વિલસે છે. અને એને બીજા લેખકોની કૃતિઓ કરતાં જુદું જ બનાવે છે.

વ્યક્તિત્વની વાત આવી એટલે એમના પોતાના વ્યક્તિગુણોને ય સંભારવા જોઈએ. એમની ઉદ્યમપરાયણતા, કાર્યનિષ્ઠા, મિત્રપ્રેમ, સ્નેહાળતા વગેરે ગુણો વિશે તો એમના સંબંધમાં આવેલા અનેકો બોલી શકે તેમ છે. પણ સહુથી આકર્ષક તો એમના બે ગુણ: વિનમ્રતા અને મીઠાશ. પોતાને વિશે ઘણું ઘણું માની બેસી પોતાની વડાઈની ગુલબાંગો મારનાર ક્ષુદ્ર મિથ્યાભિમાનથી એમનો સંસ્કારી અને વિવેકશીલ આત્મા કેટલાય ગાઉ દૂર રહ્યો હતો. એમની મીઠાશ કાઠિયાવાડીઓ જેમાં પાવરધા હોવાનું સાચીખોટી રીતે ગુજરાતમાં મનાય છે તેવી વ્યહારદક્ષતાની કે મુત્સદ્દીગીરીની કે દેખાડવાની નહિ, પણ ખરેખર તેમના હૈયાની સુકુમારતાનું જ બાહ્ય ચિહ્ન હતી. ભાવભર્યું "ભાઈ" એવું એમનું સંબોધન જેમણે એક વાર પણ સાંભળ્યું હશે તે કદાપી ભૂલી શકશે નહિ. એમના મૃદુ અંતરનું સૌજન્ય એમની મીઠાશ અને વિનમ્રતા વાટે બોલી ઊઠતું હતું. આને લીધે તેમનું, મિત્રોનું અને સ્નેહીજનોનું મંડળ બહુ જ મોટું હતું. એમાં સાહિત્યકારો તો ખરા જ, પણ ઈતર વ્યવસાયવાળા પણ ઘણા, એ એક નોંધપાત્ર બાબત છે. આ મીઠાશ અને આગળ ઉલ્લેખેલ સ્પષ્ટવક્તૃત્વ, બંનેનો વાસ એક જ વ્યક્તિમાં હોય એ કેટલું વિરલ છે, કેટલું સ્પૃહણીય છે !

મિત્રો ને સ્નેહીઓના અંતરમાં આ કારણે, તો ગુજરાતની સમગ્ર જનતાના હૃદયમાં બીજા એક કારણે તેમણે સ્થાન જમાવેલું. લોકગીતોના સુભાષ્ય ગાનથી તેઓ લોકપ્રિય બનેલા એ ખરું, પણ લોકહૈયામાં તેમણે સ્થાન મેળવ્યું તે તો ભારતના મુક્તિસંગ્રામની રાષ્ટ્રભક્તિથી છલકાતી કવિતાના સર્જક તરીકે, 'રાષ્ટ્રીય શાયર' તરીકે. તેમણે યૌવનને બિરદાવ્યું, ભગતસિંહ અને તેના સાથીઓની શહીદીને અંજલિ આપી, ૧૯૩૦ની રાષ્ટ્રીય લડત વખતે મેકિસ્વનીના ગીતને ગુજરાતીમાં લલકાર્યું અને 'કંકુ ઘોળવા'ની અને જુધ્ધે ચડવાની શૂરાઓને હાકલ કરી એ સંગ્રામના સૈનિકોના કડખેદ તરીકે કામ કર્યું, એ સંગ્રામના સેનાની વિલાયત ગયા ત્યારે આખા રાષ્ટ્રના અંતરની ને એના પોતાના અંતરની લાગણી 'છેલ્લો કટોરો' કાવ્યમાં ગાઈ, સેનાનીવર પાછા વળ્યા ત્યારે એના સત્કારનું સકરુણ ગીત ગાયું, એણે જ્યારે કોમી ચુકાદા સામે અનશન આદર્યું ત્યારે એનો વિદાય-સંદેશ માર્મિક રીતે ગુજરાતને સુણાવ્યો, રાષ્ટ્રને એણે '૩૦માં દાખવેલ જોર માટે તે વરસની 'પલપલભરી બારમાસી'ની પ્રોત્સાહક કવિતા લલકારી, અને પરાજયની વેદના ભૂલવવા 'પરાજિતનું ગાન' સંભળાવ્યું. પ્રજાની આકાંક્ષાઓ, લાગણીઓ, પુરુષાર્થો, અને આશાનિરાશાને આમ સ્વ. મેઘાણીએ તે પ્રત્યે પૂરા સજાગ રહી જે રીતે ગાયાં છે તે જોતાં 'રાષ્ટ્રીય શાયર' એવું બિરુદ એમને આપવામાં પ્રજાએ એમના પ્રત્યે પોતાના પ્રેમાદર સાચી રીતે જ વ્યક્ત કર્યાં છે એમ જણાશે. એમના અવસાન બાદ ભરાયેલી શોકસભાઓ જેમાં ચિક્કાર હાજરી દેખાઈ છે તે સ્વ. મેઘાણી કેવા લોકમાન્ય સાહિત્યકાર હતા એ બતાવે છે.

હજુ તો એ પચાસને આંક વટાવતા હતા. બીજાં પચીસેક વર્ષના આયુષ્ય અને એ જે પરિપક્વતાને વાંછતા હતા તેવી સિદ્ધિ સાથે ગુજરાતી સાહિત્યને તેમની દ્રુતપ્રવાહી કલમ વડે શું શું ન મળ્યું હોત ? ગુજરાતના લોકસાહિત્યનું સંપાદન હજી બાકી હતું. પણ 'જો તો'ની વાતો મિથ્યા છે. નિર્માણ હતું તે બની ચૂક્યું છે. ત્યાં જ માનવીની લાચારી છે. પણ ઉપર ઉલ્લેખી તે એમની સેવાઓની સ્મૃતિકાળને હંફાવશે, મેઘાણી પ્રજાહૃદયમાં જીવશે, ગુજરાતને આંગણે એવો મેઘાણી પાકશે ત્યારે મેઘાણીના પુણ્ય સ્મરણની પ્રેરણાનું જ એ સંતાન હશે એમાં સંદેહને સ્થાન ન હોવું જોઈએ.

# વેદનામૂર્તિ જનકવિ

પરમાનંદ કાપડિયા

આજના સાહિત્યકારોમાં તેમનું સ્થાન મૂલવવાનો મારો કોઈ અધિકાર નથી. એવી કોઈ જરૂર પણ નથી. તેમનું વ્યકિતત્વ સમગ્ર સાહિત્યકારોથી એટલું બધું નિરાળું હતું કે તેમને કોઈની ઉપર કે નીચે મૂકવાનો કોઈ અર્થ પણ નથી. એમ છતાં પણ માણસનું મન એવું છે કે તેને સરખામણી કર્યા સિવાય ચેન પડતું નથી. આ રીતે વિચારતાં તેઓ આખા સાહિત્યક વર્ગથી બે બાબતોમાં એકદમ જુદા તરી આવતા હતા. મારા સદ્‌ભાગ્યે અનેક કવિઓ, લેખકો તેમ જ સાહિત્યકારોના ઠીક ઠીક પરિચયમાં આવવાનું બન્યું છે. પોતપોતાના વિષયમાં તેમનાથી ચડી જાય એવી અનેક વ્યકિતઓ આજે સમાજમાં અસ્તિત્વ ધરાવે છે. કવિતા માત્રનું છેલ્લું સીમાચિહ્ન મેઘાણી હતા એમ પણ આપણે કહી ન શકીએ. પણ આવી અસાધારણ સાહિત્યપ્રતિભા ધરાવતાં છતાં નમ્રતાની-નિરભિમાનપણાની જે પરા કોટિ ભાઈ મેઘાણીમાં અનુભવગોચર થતી હતી તેવી અન્ય કોઈ પણ આવું નિશિષ્ટ સ્થાન ધરાવતી વ્યકિતમાં જાણી, સાંભળી કે નિહાળી નથી. બિલકુલ ઘમંડ નહીં એવો સાહિત્યકાર આપણે પહેલવહેલો જોયો હોય તો તે મેઘાણી હતા. કાર્લાઈલે એક સ્થળે કહ્યું છે કે આત્મમહત્તાના અભાનમાં માનવી વિશેષની સાચી મહત્તા રહેલી છે. આ કથન મેઘાણીને સર્વાંશે લાગુ પડતું હતું.

તેમને અન્ય સાહિત્યકો અને ખાસ કરીને કવિઓથી જુદી પાડતી બીજી બાબત એ હતી કે તેમનામાં કવિતા સાથે જે ડોલન હતું તેવું ડોલન-તન્મયતા-મસ્તી-પોતાના કાવ્યવિષય સાથેની એકરૂપતા-મેં હજુ કોઈ અન્ય કવિમાં નિહાળી નથી. તેઓ બુલંદ અવાજે કોઈ પણ ગીત ગાવું શરૂ કરતા કે તેમના પગ તાલ આપવા માંડતા હાથ ઝૂલવા માંડતા, આંખોમાંથી નૃત્ય ઝરવા લાગતું અને મદોન્મત્ત હાથીની માફક તેમનો આખો પંડ ડોલવા લાગતો. વાસ્તવિક દુનિયા તેઓ એકાએક ભૂલી જતા અને શ્રોતાવર્ગને પણ ભૂલાડી દેતા.

ગાંધીજીએ લોકજીવનના વિશાળ ક્ષેત્રમાં જે કાર્ય કર્યું તે જ કાર્ય ભાઈ મેઘાણી સાહિત્યના સાંકડા ક્ષેત્રમાં સાધી ગયા છે. મેઘાણી નહોતા ત્યાં સુધી રાજકરણ માફક સાહિત્ય કેવળ શિષ્ટભોગ્ય વસ્તુ હતી. એ સાહિત્યને ખરેખર લોકભોગ્ય બનાવવાનો સર્વ યશ ભાઈ મેઘાણીના ફાળે જાય છે. આ ઉપરાંત કહેવાતા લોકસાહિત્ય વિષે પ્રતિષ્ઠિત સાહિત્યકારોની કેવળ ઉદાસીનતા હતી, એટલું નહિ પણ લોકસાહિત્ય પ્રત્યે તેઓ એક પ્રકારની ઘૃણા સેવતા હતા, આ લોકસાહિત્યની વિશેષતાઓ બહાર લાવવાનું કાર્ય ભાઈ મેઘાણીએ કર્યું છે. એટલું જ નહિ પણ લોકસાહિત્ય અને શિષ્ટસાહિત્ય વચ્ચેની અભેદ્ય દીવાલ પણ ભાઈ મેઘાણીએ જ ભાંગી છે. લોકસાહિત્યની હાકલ ભાઈ મેઘાણીએ ઘેર ઘેર સંભળાવી છે. 'લોકસાહિત્યમાં રહેલું અપૂર્વ નવનીત જાણો અને માણો' આવી ટેલ ભાઈ મેઘાણીએ શેરીએ અને ચૌટે નાખી છે. ભાઈ મેઘાણી એક વખત એકલા અટુલા હતા, આજે તો તેમને ઉભયપક્ષે-સાહિત્યકોએ તેમ જ આમજનતાએ સ્વીકાર્યા છે, આવકાર્યા છે, અપનાવ્યા છે. આવી રીતે પોતાનું જીવિતકાર્ય ભાઈ મેઘાણીએ અનેક રીતે પાર પાડયું છે. આ કાંઈ જીવનની નાનીસૂની ધન્યતા નથી.

મેઘાણીના જીવનની અનેક બાજુઓ છે અને તેમની સાહિત્ય ચર્યાના પણ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. પણ કોઈ એક વિશિષ્ટ લક્ષણથી મેઘાણીને ઓળખાવવા હોય તો હું એટલું જ કહું કે મેઘાણી એટલે વેદનામૂર્તિ. મેઘાણી હસે, બોલે, વાતો કરે, આનંદ વિનોદમાં પૂરો ભાગ લે- એ બધું છતાં, અને એ બધાં પાછળ હતું એક ઊંડું વેદનાનું તત્ત્વ. તેમના સર્વ સાહિત્યનિર્માણની જનની પણ આ વેદના જ

હતી. આપણા ઊંચા સાહિત્યધન વિષે લોકોની ઉપેક્ષા, આપણી ગુલામી અને નિર્માલ્યતા, આપણી ગરીબી અને અજ્ઞાનતા, વિદેશી રાજ્યસત્તાનું દમન અને પ્રજાની આઝાદીની તમન્ના, દલિત તેમજ પતિત વર્ગોની પાર વિનાની દુર્દશા અને ધનવાનોના બેફામ ભોગવિલાસો, સ્ત્રીઓની પરાધીનતા અને જનસમાજની રૂઢિગ્રસ્તતા–આવી અનેક બાબતોનું દર્શન તેમ જ ચિન્તન તેમના વેદનાનું મૂળ હતું, અને એ વેદના એમના સર્વ વિકાસ અને ઘડતરનો પાયો હતો. ભાઈ મેઘાણી વિષેની મારા મન ઉપર પડેલી આ છાપ એટલી સચોટ હતી કે કેટલાંક વર્ષો પહેલાં બહાર પડેલા તેમના યુગવંદના નામના કાવ્યસંગ્રહને મેં તો યુગવેદના નામથી જ ઓળખેલો, અને જ્યારે ભાઈ મેઘાણીએ મારી ભૂલ સુધારી ત્યારે પણ તે કાવ્યસંગ્રહનું 'યુગવેદના' એ મુજબ બદલવા મેં તેમને આગ્રહ કરેલો.

તીવ્ર સંવેદનશીલ કલ્પાપરાયણ કવિ માનસ, અત્યન્ત લાગણીપ્રધાન અને કોમળ પ્રકૃતિ, નાનો સરખો આઘાત અપનાવી લેવાનું અસામર્થ્ય–એવા આપણા મેઘાણી અને દુનિયાની દૃષ્ટિએ કેવળ વાસ્તવિકતાને જ નજર સામે રાખતી પત્ની સાથેનો સંસાર અને ઉત્તરોત્તર વધતો જતો સંતાન પરિવાર, નાનાં મોટાં કારણોએ ઊભી થતી અથડામણો, વળી પાછળના સમયમાં શરૂ થયેલી શારીરિક અસ્વસ્થતા તથા કુટુંબમાં નાની મોટી માંદગીઓ–આવા વિષમ સંયોગો વચ્ચે અને પ્રાકૃતિક પ્રતિકૂળતાઓ વચ્ચે ભાઈ મેઘાણીએ પોતાનું લગભગ આખું જીવન પસાર કર્યું છે. બહારની દુનિયા તો તેમની સુન્દર કૃતિઓ નિહાળે છે, તેમનાં કાવ્યો અને રોમાંચપ્રેરક ગીતો સાંભળી તેમની વાહવાહ બોલે છે, અને તેમને સન્માન સમારંભોથી નવાજે છે. પણ આ બધું કેવી ભીંસ, મથામણ, માણસને કદી કદી આપઘાતના વિચાર તરફ ઘસડી જાય એવી ગૂંગળામણો વચ્ચે મોડી રાત સુધી જાગીને અને અને અડધી રાતે ઊઠીને, કૌટુંબિક જવાબદારીઓને અને સૌ કોઈ નજીકના માનવીઓની પાર વિનાની અપેક્ષાઓને માંડ માંડ પહોંચી વળતા બચત રહેતા સમય દરમિયાન નિર્માણ થયું છે તેની કોઈને પણ કલ્પના આવવી મુશ્કેલ છે.

તેમણે દુનિયાનું દુઃખ બહુ ગાયું છે, પોતાનું દુઃખ પોતાની હાથવરાળ અત્યન્ત નિકટવર્તી મિત્રો સિવાય કોઈની આગળ વ્યક્ત કરેલ નથી. આંખનાં આંસુએ ખાળીને તેમણે સદા હસતું મોઢું રાખ્યું છે. પણ જેઓ તેમની બહુ નજીક હતા તેઓ જાણતા હતા કે 'મેઘાણી બે છેડે બળી રહ્યા છે. મેઘાણી અંદરથી ભાંગી રહ્યા છે. આમ ને આમ ચાલે તો મેઘાણી લાંબો વખત ન ટકી શકે.' અને બન્યું પણ એવું કે સુખનો અને સ્વસ્થતાનો દહાડો શરૂ ન થયો, કૌટુંબિક સ્વસ્થતાનાં મંગળ પગલાં મંડાયાં ન મંડાયાં, મિત્રોની ચિંતા હળવી બની ન બની એવામાં તો કાળનું કહેણ આવ્યું અને મેઘાણી આપણુ સર્વને છોડીને જ્યાં કોઇ વિષમતા નથી અને જ્યાં વાસ્તવિકતા અને કવિતા વચ્ચે કોઇ કુમેળ નથી એવી દુનિયા તરફ તેઓ ચાલી નીકળ્યા. શ્રી. અમૃતલાલ દલપતભાઈ શેઠે મેઘાણી સંબંધે પોતાનાં સ્મરણો રજૂ કરતાં મને જણાવ્યું કે અમારા સહવાસકાળ દરમિયાન કોઈએ મને પૂછેલું કે આટલા બધા લાગણીપરાયણ માણસને તમે શી રીતે જાળવી શકો છો ? ત્યારે મેં જવાબ આપેલો કે 'મેઘાણીભાઈને તો અમારા ગુજરાત કાઠિયાવાડની એક વીણા સમાન લેખું છું. વીણા આંગળીથી પણ ન વાગે. તે માટે તો તારની નખલી જોઈએ. હું પણ મેઘાણીને આ રીતે આટલી કોમળતાથી સંભાળું છું.' અમૃતલાલભાઈનું આ કથન તેમના વર્તનને અનુરૂપ હતું. પણ વિધાતાએ મેઘાણીભાઈ પ્રત્યે એવી કોમળતા કદી દાખવી નથી. વિધાતાએ તેમને ઘણી વખત ઊંચેથી નીચે પછાડયા છે. અને ભાગ્યે જ સુખચેનમાં સૂવા દીધા છે. કદરદાન સમાજે પણ તેમનું ગૌરવ કરવામાં અને વધારવામાં જ સંતોષ ચિન્તવ્યો છે. તેમની કોઈ અગવડો–મૂંઝવણો હળવી કરવાની ચિંતા પોતાને હૈડે ધરી જ નથી. મેઘાણી આટલી નાની ઉમરે આપણને છોડીને ચાલી ગયા એ પાછળ વિધાતાનું અને બેકદર સમાજનું કોઈ કાવતરું હતું એવો આક્ષેપ કરવાનું મન થઈ આવે છે. મેઘાણીના

માર્ગે ચાલી રહેલા અનેક ધૂની કાવ્યકારો, કળાકારો અને સરસ્વતીના અનન્ય ઉપાસકોની આવી જ જીવનકથા સાંભળવામાં આવે છે.

ભાઈ મેઘાણી કરતાં વધારે ઊંચી કક્ષાનો કવિ મળશે, નવલકથાકાર મળશે. વિવેચક મળશે, પત્રકાર મળશે, અનુવાદક મળશે, ગાયક મળશે, પણ જે માનવતાની ઉચ્ચ કક્ષા આપણે ભાઈ મેઘાણીમાં અનુભવગોચર કરી છે, જે દર્દ અને વેદનાના તીવ્ર સૂરો મેઘાણીની વીણામાંથી ઉઠતા આપણે સાંભળ્યાં છે, તે માનવતા, તે દર્દ, તે વેદના આપણને તો આપણા જીવનમાં અન્યત્ર લાધવાનાં છે જ નહિ. કેટલો શક્તિસંપન્ન આત્મા ? અને એમ છતાં કેટલી બધી લાઘવતા ? કેટલી અગાધ વિદ્વતા અને સાહિત્ય સમૃદ્ધિ ? અને એમ છતાં આજીવન વિદ્યાર્થી ! 'મને ગીત આપો, ગાયનો આપો, ભજનો આપો, નવા ઢાળો આપો.' એવો સદાનો એ યાચક અને સંશોધક ! કેટલી મોટી જીવન સાધના ? અને એમ છતાં 'પણ હજુ તો મારે આ કરવું છે, તે કરવું છે, હજુ આ બાકી છે, તે જોવાનું છે.' એમ કંઈ કરવાના તેમને કોડ અને હજુ તો પાશેરામાં પહેલી પૂણી છે એવો ઊંડા દિલનો અસંતોષ ! આવો માનવી-આવો નરપુંગવ-આપણને હવે ક્યાં જોવા મળશે ? તેઓ કલાકના કલાક ગાતા અને લોકસાહિત્યનું એકધારું નિરૂપણ કરતા; સાંભળનાર થાકે પણ સંભળાવતા ન થાકે એટલો બધો તેમનો અદમ્ય ઉત્સાહ અને તમન્ના હતી. ભાવે તો આરોગો અને પેટ ભરીને ખાઓ. આવો ભરપૂર ભોજન અને ભાતભાતનાં મિષ્ટાન્નોથી ભરેલો રસથાળ તેઓ પીરસતા. આવો અતૂટ કાવ્ય પ્રવાહ હવે કોણ વહાવશે અને આપણને આમ ઊંડા કાવ્યરસમાંથી કોણ તરબોળ કરશે ? મુંબઈ, ગુજરાત અને કાઠિયાવાડની એવી એક પણ વ્યાખ્યાનશાળા નહિ હોય કે જ્યાં મેઘાણી ગાજ્યા અને ગરજ્યા નહિ હોય. એ વ્યાખ્યાનશાળાઓ આજે હવે કોણ ગજવશે અને વીર શૃંગાર, અને કરુણ રસનાં આંદોલનો હવે કોણ વહેતા કરશે ? આમ જેમ જેમ વિચારીએ છીએ તેમ તેમ મેઘાણીની ખોટ પાર વિનાની દેખાય છે. એટલું જ આશ્વાસન રહે છે કે મેઘાણી પણ કાળનો જ પરિપાક હતા. આપણે ત્યાં શરૂ થયેલ ઉત્થાનકાળનો તેઓ એક સીમાસ્તંભ હતા. જે કાળે મેઘાણી પેદા કર્યા, જે રાષ્ટ્રવ્યાપી નવનિર્માણે મેઘાણી આગળ ધર્યા તે કાળ અને નવનિર્માણ અનન્ત શક્યતાઓથી ભરેલાં છે. તેમાંથી કાળાન્તરે બીજા ગાંધી પણ પાકશે અને બીજા મેઘાણી પણ જરૂર ઊભા થશે. આ સમાધાન સાથે ભાઈ મેઘાણીને આપણા હૃદયની અંજલિ અર્પીએ.



# ઊર્મિનો અણખૂટ મહેરામણ

દિલીપ કોઠારી

મૃત્યુને સૌથી વધારે દ્વેષ કોઈ ઉપર હોય તો તે સ્નેહ ઉપર લાગે છે. એમ ન હોત તો સેંકડો હૈયામાં સ્નેહનું આવું વિપુલ વાવેતર કરનાર મેઘાણીભાઈને આ રીતે ચૂપચાપ, ઉતરમિંદીથી કોઈને ખબર પડવા દીધા વિના એ ઉડાવી ન જાત. એને ડર હશે કે મૃત્યુના આગમનની ગંધ સરખી આવી જતાં એમને ચાહનારાં અનેક સ્વજનો એનો 'માર્ગ' રૂંધવા આડાં ઊભશે, સ્નેહબળ મથશે. એટલે જ, કોઈને ખબર પડવા દીધા વિના ચુપચુપ છાપો મારી મેઘાણીભાઈને એ ઉડાવી ગયું.

મૃત્યુની ચાલબાજી સફળ નથી થઈ. મેઘાણીભાઈને એ ઉઠાવી ગયું છે પણ એ હૈયે હૈયે વવેલી સ્નેહની કૂંપળોનો એ નાશ કરી શકે એમ નથી. મેઘાણીભાઈના સર્જન અને સુવાસને એ આંગળી પણ અડકાડી શકશે નહીં.

સાહિત્યક્ષેત્રે આટલું બધું, ધોધમાર વરસવા છતાં આટલાં બધાં માણસો ઉપર આટલો ઊંડો પ્રેમ કઈ રીતે એ વરસાવી શકયા હશે ? એમનું હૃદય, એમનું ઉર્મિધન કેટલું વિપુલ હશે ? સ્નેહ કરવા માણસે ખૂબ પ્રાણશકિત ખરચવી પડે છે, જાતને ઘસી નાખવી પડે છે. રવીન્દ્રનાથે "ચિત્રાંગદા" નાટકમાં ચિત્રાને મોંએ બોલાવ્યું છે તે પ્રમાણે it takes the labour of a life-time to make one's true self known and honoured–પોતાના સાચા સ્વરૂપને ઓળખવામાં અને પ્રેમ તથા આદર પામવા માટે તો માણસને આયુષ્યભર સાધના કરવી પડે છે. સરસ્વતીની આટઆટલી ઉપાસના કરવા છતાં સ્નેહની આટલી લીલી કુંજાર કુંજો એ જ્યાં ગયા ત્યાં પ્રગટાવી શકયા એ એક અજબ વસ્તુ છે.

માધુર્ય, ગરવાપણું, સામા માણસને સમજવા પહોંચવા, પામવા અને એના હૃદયના ઊંડા ઊંડા તંતુઓને સ્પર્શવાની કોઈ અજબ, સ્વાભાવિક કળા મેઘાણીભાઈમાં હતી. જેટલું લેતા એથી અનેકગણું એ આપતા. કૃતજ્ઞતાના તો એ મહેરામણ હતા.

૧૯૩૩માં ઉત્તર હિંદના પ્રવાસે હું ગયો હતો ત્યારે શાન્તિનિકેતનથી રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યોનો "સંચયિતા" નામનો સંગ્રહ મેં એમને મોકલ્યો હતો અને એમાં એ (મેઘાણીભાઈ) આ કાવ્યોનો અનુવાદ કરે એવી ઈચ્છા પ્રદર્શિત કરી હતી. ત્રણ વર્ષ ઉપર એમણે જ્યારે આ કાવ્યોનો અનુવાદ શરૂ કર્યો ત્યારે એ વિષે એમણે મને લખ્યું એટલું જ નહિ, પણ "નવવર્ષા" જેવા નિતાન્ત સુંદર અનુવાદની હસ્તપ્રત મને તરત જ જોવા મોકલી. સુંદર મરોડદાર હસ્તાક્ષરવાળી એ હસ્તપ્રત હજુ મારી નજર સમક્ષ તરે છે. "રવીન્દ્રવીણા"ના આમુખમાં પણ મેં એમને "સંચયિતા" મોકલેલી અને એ અનુવાદ કરે એવી ઈચ્છા પ્રદર્શિત કરી એનો ઉલ્લેખ પ્રેમપૂર્વક એમણે કર્યો છે. નાનામાં નાની વસ્તુ સૂચના કે સહાય કોઈએ પણ એમને આપી હોય તો તેનો ઉપકાર એ પ્રેમથી, સુકતકંઠે ગાતા. એમનાં લખાણોમાં આ પ્રકારની આભારવશતા અને કોઈની પણ વસ્તુ જરા પણ રાખી ન લેવાની વૃત્તિનાં ઠેર ઠેર દર્શન થાય છે.

મનુષ્યનાં હૃદયને જીતી લેવાની એમની આ કળાને લીધે જ એ લોકસાહિત્યનું આવું વિરાટ કામ કરી શકયા હતા. માણસોનાં હૃદયપાટો ઉઘાડી, એમના ભીડાયેલા કંઠ અને જબાનો પરનાં સંકોચનાં તાળાં હઠાવી કથાઓ, ગીતો, વાતો વગેરેનો આટલો જબ્બર સંચય કરનાર માણસમાં માત્ર પરિશ્રમ સહન કરવાની શક્તિ, ધૂળે દટાયેલાં ગામડાંઓમાં એકલા રખડી શકવાની ખડતલતા, લોકસાહિત્ય માટેની તીવ્ર લગની અને સોનું તથા પિત્તળ પારખવાની સંશોધક દૃષ્ટિ હતી એમ નહોતું; મનુષ્યહૃદયને જીતવાની એમની અનોખી કળાનો પણ એ કાર્યની સફળતામાં ઓછો ફાળો ન હતો. વિવિધ પ્રકારના સ્વભાવ, વિચિત્રતાઓ, પૂર્વગ્રહો, ભયો, વ. થી ભરપૂર ભડકી ઊઠે એવા માણસોનાં દિલ ખોલાવવાનું કામ કેવી ચતુર-સુજાણ સહાનુભૂતિથી એમણે કર્યું હશે એ વિચારવા જેવું છે.

ઝવેરચંદભાઈનું કામણ માત્ર એમનાં અંગત પરિચયમાં આવેલા માણસો ઉપર જ હતું એમ નથી. લોકહૃદય ઉપરનું એમનું કામણ પણ એટલું જ ગાઢ હતું. યાદ આવે છે મુંબઈ યુનિવર્સિટીના કોન્વોકેશન હોલમાં થયેલા એમની વ્યાખ્યાનમાળા વખતે જામેલી પ્રચંડ લોકભીડની. કોઈ સાહિત્યકારને કોઈ સંસ્કારસ્વામીને સાંભળવા આટલી તાલાવેલી હિન્દમાં કયાંય પણ પ્રજાએ દર્શાવી હોય એવો ખ્યાલ નથી.

સાચી કવિતા માટેની જીવનરસથી ભરપૂર કલારસની લોકતૃષા એ બરાબર સમજતા, અને એ તૃષાને સંતોષવામાં એ પરમ તૃપ્તિ અનુભવતા. જનતા પાસે ગમે તેવી મોટી સભાઓમાં બોલવાની અને ગાવાની તથા જનતાને મંત્રમુગ્ધ કરવાની કળા છેક ૧૯૨૫-૨૬ થી ચાલુ રહેલા એમના સતત અનુભવને લીધે એમની પાસે દાસી બનીને બેઠી હતી; છતાં પ્રજા પાસે જતાં પહેલાં એ હમેશાં તૈયારી કરતા. યુનિવર્સિટી વ્યાખ્યાનોના અગાઉ ડો. ભાનુભાઈ (શુકલ)ને ત્યાં આ માટેની તૈયારી કરતા, દુહાઓ ગીતોને વ. ને ગળામાં અને સ્મૃતિમાં ફરી પાછા ઘૂંટી જોતા મેં એમને જોયા છે.

પ્રિય પાત્રને મળવા જતી વખતે માણસ કેવી તૈયારી કરે છે! જેને માટે સ્નેહ હોય છે તેને નિજનું સર્વોત્તમ આપવાની ઝંખના અને પ્રયત્ન દરેકને હોય છે. જનતા માટે મેઘાણીભાઈને એવો જ સ્નેહ હતો. ગમે તેમ તૈયારી વિના શ્રોતાવર્ગ સમક્ષ હધરાઈથી બે વાતો આમ ફેંકી ચાર વાતો આમ ફેંકી ચાલ્યા —એ વાત એમને કદી કબૂલ નહોતી. "લોકો શું સમજે !" એવો જનતા વિષેનો હીન ખ્યાલ એમના મનમાં કદી ડોકાતો નહિ. જનતા માટે એમને આદર હતો, પ્રેમ હતો અને જનતાના હૃદયમાં પણ એમને માટે પૂરો પ્રેમ ભરેલો છે.

કલાધરો સામાન્ય રીતે પોતામાં જ મસ્ત રહેતા ગણાય છે. પોતાની ઈચ્છાઓ, પોતાની રુચિઓ, પોતાના શોખો પોષાય—પછી બીજા કોઈનું શું થાય છે એ પરવા એમને ન હોવી જોઈએ એવો ખ્યાલ કેટલાકના મનમાં હોય છે. કલાકાર કે કવિ વિષેના આવા કોઈ ઘમંડી કે તરંગી ખ્યાલને એમનું મન સ્વીકારી શકતું જ નહોતું. એ મસ્ત હતા, એમનામાં ખુમારી હતી પણ બીજાને ઉવેખવાની બેપરવાઈ એમનામાં નહોતી.

એ ખૂબ Considerate હતા, સામા માણસને ન દુભવવાનો તથા એની ઝીણામાં ઝીણી રસરુચિઓનો ખ્યાલ રાખનાર હતા. એમના ઉપર કાતિલ ઘા કરનારાઓ, કૃતઘ્નો અને બેવફા મિત્રો ઉપર પણ એ કોઈ દિવસ હીન પ્રહાર કરતા નહિ, અને બેવફાઈઓના જખમો ભૂલી ફરીથી એમને ભેટવા તૈયાર રહેતા. એ વસ્તુનાં અધિક ઉદાહરણો હું જાણું છું. તીવ્ર સંવેદના અનુભવતું, નાનામાં નાના પ્રહારથી પણ કંપાયમાન થતા અતિ સૂક્ષ્મ યંત્ર જેવું એમનું હૈયું હતું. એટલે ઉપહાસો અને બેવફાઈઓ, નિંદાઓ અને છલનાઓથી એ ભારે વેદના અનુભવતા, પરંતુ એ વેદના એમના દિલના ઔદાર્યને, સરસતા અને સ્નેહાળતાને જરાયે શોષી શકતા નહીં.



# સૌજન્યમૂર્તિ મેઘાણીભાઈ

પીતાંબર પટેલ

મેઘાણીભાઈ કવિ હતા, વાર્તાકાર હતા, વિવેચક હતા, શાયર હતા...પણ એથી યે મોટા તે માનવપ્રેમી હતા. તેમને માણસજાત માટે ઉત્કટ પ્રેમ હતો. માણસાઈ સાથે મહોબત હતી. એમના સર્જનમાં જે જીવંતતા આવે છે, જે વાસ્તવિકતા આવે છે અને જે વેધકતા આવે છે તેનું મૂળ તેમના લોકપ્રેમમાં છૂપાયેલું છે. સામાન્ય લોકોમાં પણ તે હળતાભળતા. જ્યાં ને ત્યાં માણસાઈ શોધતા, લોકો માટેની તેમની સહાનુભૂતિ જ તેમની પાસે લોક-સાહિત્ય લખવા પ્રેરતી હશે. છેલ્લા બે દાયકામાં મેઘાણીભાઈ જેવો લોકપ્રેમી કવિ કોઈ થયો નથી. તેમના સર્જનમાં, તેમનાં ભાષણોમાં કે તેમનાં ગીતોમાં ક્યાંયે લોકોનો અનાદર થયો નહિ દેખાય. તેમના હૈયામાં આમજનતા માટેનો પ્રેમ છલકાતો હતો. એ સ્વભાવે પણ નમ્ર, વિનમ્ર હતા. તેમની સુજનતા કદી તિરસ્કાર કરી શકતી નહિ. એ સૌની સાથે સૌજન્યભર્યો વર્તાવ કરતા, નાના, ઊગતા લેખકો માટે તો એ સૌજન્યમૂર્તિ બની ગયા હતા. એથી જ સૌ કોઈ વિના સંકોચે તેમની પાસે પહોંચી જતા.

તેમની ખ્યાતિ ઘણી હતી. ગુજરાતમાં તો સમર્થ લેખક તરીકે તેમણે આદર આમ કર્યો હતો. છતાં તેમનામાં કદી એ વસ્તુનું ગુમાન આવ્યું ન હતું. હું તો મોટો શાયર! હું લખું તે લેખ! હું આપું તે જ સાહિત્ય! હું કહું તે સાચું વિવેચન! આવો ભાવ, આવું ભાન તેમને કદી થયું નહતું. એટલું જ નહિ પરંતુ તે સમયે જાગ્રત રહેતા, વિવેચકો, શું કહે છે તે જાણવા આતુર રહેતા તેમ

વાચકોનો અભિપ્રાય પણ ગંભીરતાથી વિચારતા. તેમના વિરુદ્ધ કંઈ લખ્યું હોય તોયે તે વિરોધ કરનારનો અનાદર કરતા નહિ. ઊલટું તેની દલીલો સમજવા સભાન પ્રયત્ન કરતા. એવો તેમનો ગુણગ્રાહી સ્વભાવ હતો. મેં એકાદ વર્ષ પહેલાં પ્રતિમામાં તેમની ખૂબ જ વખણાયેલી નવલકથા 'તુલસીક્યારો' વિરુદ્ધ લેખ લખેલો. મેં તેમાં દૃષ્ટાંતો ટાંકી સાબિત કરવા પ્રયત્ન કરેલો કે એનું પાત્રાલેખન નબળું છે. કેટલાક પ્રસંગો અપ્રતીતિકર છે. એ લેખ વાંચ્યા પછી મેઘાણીભાઈએ મને પત્ર લખેલો. તેનું એક જ વાક્ય તેમના સૌજન્યને અને તેમની પ્રતિભાને સમજવા માટે પૂરતું છે. તેમણે લખેલું: સામાન્ય વાચકની વિવેચનાયે મારા જેવા માણસને તો વિચારવા પાત્ર થઇ પડે છે.

તેમને વખાણ જ ગમતાં એમ નહિ, ટીકા ય ગમતી. અને ક્યારેક તો તે મુક્તમને તેની ચર્ચા ય કરતા. આ રીતે તે ટીકાકારોને વિશ્વાસમાં લેતા. જેને જે કહેવું હોય તે, જે સાચું લાગે તે કહ્યા કરતા. આથી જાગરુકતામાંથી જ તેમણે સર્જન સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. તેમની સાહિત્ય કૃતિઓ લોકોને ખૂબ ગમે છે તેનું કારણ પણ આ જ છે. તેમની પાસે લોકનાડ આવી ગઈ હતી. અનેક લોકોના સંપર્કમાં આવી તેમને લોકરુચિનો ખ્યાલ આવી ગયો હતો. તે તેમના સર્જનમાં લોકહૃદયનો પડઘો પાડતા. તે અનેક લોકોનો, વાચકોનો પ્રેમ સંપાદન કરી શક્યા હતા તેનું કારણ તેમની સુજનતા છે. આટલા જ માટે તેમને સૌજન્યમૂર્તિ કહેવા યથાર્થ છે.

મેઘાણીભાઈએ તો અંગ્રેજી ફિલ્મચિત્રોની વાર્તાઓ પરથી ગુજરાતીમાં રૂપાંતર કરી 'પ્રતિમાઓ' અને 'પલકારા' નામના બે વાર્તાસંગ્રહો પણ કર્યા છે. તેમને સીનેવાર્તાનો ખ્યાલ હતો. ફિલ્મવાર્તાના કલેવરને, તેના આયોજનને તે બરાબર પિછાનતા હતા. તો તે ફિલ્મવાર્તા જ કાં ન લખે? આજ મુનશીઓ જો એકાદ વાર્તાના પાંચહજાર લઈ જાય તો મેઘાણીભાઈ જેવા કેમ ન કમાય? એક તો લોકોને સારી વાર્તા મળે અને લેખક એ પૈસાને લીધે દોડધામ મૂકી સર્જન પાછળ સારો સમય આપી શકે. મેઘાણી જેવાએ તો સીનેવાર્તા લખવી જ જોઈએ! અને મેં એક વાર ખુદ મેઘાણીભાઈને જ એ પ્રશ્ન કર્યો. અમદાવાદ લેખકમિલન પ્રસંગે તે મળી ગયા. વાત કહેવાની તક મળતાં મારા મનમાં જે વાત રમ્યા કરતી હતી તે નીકળી ગઇ.

'મેઘાણીભાઈ? તમે ફિલ્મચિત્ર માટે વાર્તા કાં ન લખો?'

'મેં વાર્તાઓ લખી જ છે ને જેને તેની ફિલ્મ ઉતારવી હોય તે ઉતારી શકે છે. હું પણ માનું છું. કે મારી કેટલીક કૃતિઓ પડદા પર સારી પેઠે ચાલી શકે તેમ છે.'

'તો પછી એનો કેમ વિચાર કરતા નથી?'

'એક બે જગ્યાએથી વાત થયેલી. હમણાં જ અપરાધીનું નક્કી થયું. પણ હું તો તમારા એ સીનેમાવાળાઓથી ડરું છું. એ લોકો કલાકૃતિના જે હાલ કરે છે તે મારાથી જોયા જતા નથી. મારાં પાત્રોને એ મચડી નાખે, ફેરવી નાખે કે બગાડી નાખે તો મને ન ગમે. અંગ્રેજી ચિત્રોવાળા મહેનત કરી વાર્તાને અશેષ રીતે બસે છે તેવું કંઇ કરી બતાવે તો હોંસે હોંસે વાર્તા આપું. બાકી મારાં પાત્રોની વિકૃતિ પડદા પર રજૂ થાય તે મારાથી કેમ જોઈ જાય?'

'આપ કહો છો તે ભયસ્થાન તો છે જ, અને દિગ્દર્શકો તેમની ખીન આવડત ઢાંકવા માટે અગાઉથી જ કહે છે કે નવલકથા પડદા પર ન ચાલે. હું આપને કહું છું તે નવલકથા માટે નહિ ફિલ્મ માટે સ્વતંત્ર-વાર્તા કેમ ન લખો? મને લાગે છે. તમે એ કામ સુંદર રીતે કરી શકશો.'

'મને તો નવલકથા અને ફિલ્મવાર્તા એવા ભેદ પાડવા જ ગમતા નથી. નવલકથા કેમ ફિલ્મવાર્તા ન બની શકે? મને તો કોણ જાણે કેમ પણ એવો કોઈ અંતરાયો ય નથી.'

'પણ લેભાગુ વાર્તાકારો એકાદ વાર્તાનો પાંચ હજાર લઈ જાય છે તો તમારા જેવા કેમ ન કમાય? તો તમે સાહિત્યસર્જન પણ સ્વસ્થતાથી કરી શકો.'

'હું એવું માનતો નથી. અને મારે કામ

પાછળ જ ભમવું હેત તો આ રીતે લેખન વ્યવસાયમાં જ ન પડત આ તો શોખનો વિષય છે. ફિલ્મવાળા ભરેને પાંચહજાર આપે, એ મૂલ્યો જ ખોટાં છે. હું તો ઊલટો કોઇ લેખકને એ પૈસા વધારે મળતા હોય તો હરખાઉં છું. લેખકને પાંચહજાર આપતા હોય તો યે હું કહું છું કે એ ઘણી ઓછી રકમ છે, નટનટીને જે લાખ જેટલા આપી શકાય તો લેખકને કેમ નહિ? હોલીવુડવાળાઓ લેખકની કિંમત સમજે છે તેવું આપણે ત્યાં નથી.'

'આપ કહો છો તે સાચું છે પણ એમાં જે કંઈ ય સુધારો થવાનો હશે તો તે તમારા જેવા સારા વાર્તાકારોના આગમનથી તમારા જેવા એ ક્ષેત્રમાં આવે તો બીજા લેખકોની પણ માગ વધે

'તમે કહો છો તેવી ફિલ્મવાર્તા હું ન લખું તેવું યે નથી પણ તેને માટે મારે ચિત્ર ઉતારનાર જોવો જોઇએ. એવો કોઇ પૂછતો આવશે તો હું જરૂર વિચાર કરીશ.'

મેઘાણીભાઇના જીવને કોઇ ગુજરાતી નિર્માતા તેમને મળ્યા હોય તો તેની ખબર નથી. હવે તો મેઘાણીભાઇ આપણી વચ્ચે નથી. પણ તેમની સર્જકૃતિઓ તો અમર બની રહી છે. જો દિગ્દર્શકને કદીએ સારી વાર્તાઓની જરૂર પડે તો તેમણે મેઘાણીભાઇની કૃતિઓ જોવા જેવી છે. એમાંથી ઘણી ફિલ્મો ઊતરી શકે તેવો મસાલો તેમાં ભર્યો છે.

મેઘાણીભાઇ સાચના પૂજારી હતા સાહિત્યની નિષ્ઠાવાળા હતા. એથી જ તેઓ નવીનોને હમેશાં સર્જન પ્રત્યે કાળજી રાખવાની સલાહ આપતા. 'ઊર્મિ' માં રસ લેવા માંડ્યા ત્યારથી તેઓ ઘણા ઊગતા, જૂના-નવા લેખકોના પ્રત્યક્ષ-પરોક્ષ સહવાસમાં આવતા હતા તેમની સાહિત્યનિષ્ઠા, તેમની શિષ્ટરુચિ કદી સામાન્ય કૃતિથી સંતોષાતી નહિ ઘણી વાર તો તે એક પછી એક વાર્તા પરત કરતા. પણ તેની પાછળ તેમની રસવૃત્તિ જ કામ કરતી. તેમણે હમેશા લેખનનો મહિમા ગાયો છે, લેખકનો નહિ. એવી જ વ્યકિત માટે તેમના હૃદયમાં હમેશાં પ્રેમની હૂંફ જ રહી છે.

એ મેઘાણીભાઇ તો ગયા! પણ તેમનું સૌજન્ય, તેમનું વ્યકિતત્વ અને તેમની કલા પાછળ મૂકતા ગયા છે. કાળબળે બધું યે ભૂલાશે પણ આ ત્રણ વસ્તુઓ તો નહિ જ ભૂલાય.

મેઘાણીભાઇ લોકહૃદયમાં જીવતા જ છે.



# અદૂલો પ્રવાસી

રવિશંકર મ. રાવળ

કોઇ ચોક્કસ સાલ યાદ રહી નથી પણ સૌરાષ્ટ્રકાર્યાલયની મુલાકાત માટે અમૃતલાલભાઇએ મને અનેકવાર કહેલું. મેઘાણીભાઇને નામે પણ આગ્રહ કરેલો, હું દમનો દરદી, એટલે કોઇને ઘેર રાત રહેવાનું અગવડરૂપ થતું. સ્વજન જેવું હોય ત્યાં જ મુકામ ફાવે. રાતની મુસાફરી તો મારે માટે અશક્ય હતી એટલે ભાવનગરથી અમદાવાદ આવતાં એક વાર બપોરની મેઇલમાં રાણપુર ઊતરી ગયો. સાથે મારાં બેન નર્મદાબેન હતાં. સૌરાષ્ટ્રકાર્યાલયને દરવાજે જઇ ખબર આપ્યા કે તુરત મેઘાણીભાઇ જ સામા આવ્યા. જૂના સબંધી હકએ એવા ઊમળકે મળ્યા અને બેન અને સામાન સાથે માણસને મોકલી સૂચના આપી કે આપણે ઘેર લઇ જાઓ.

હું કાર્યાલયમાં બેઠો. 'અહીં કકલભાઇ બિરાજે છે. પેલા ખંડમાં અમૃતલાલભાઇનું ટેબલ છે અને હું આ ટેબલ પર છું' વ્યવસ્થાપકોની પણ પિછાન કરાવી. બધે ઉમંગ, શાંતિ ઉત્સાહ અને સાદાઇનું

વાતાવરણ જોયું. વેલો અને થોડાં ફૂલઝાડથી ઉભરાઈ આવતો નાનો બગીચો, લાંબા એકઢાળિયામાં વિનય અને અદબથી કામ કરતાં માણસો એક મોટા કુટુંબ-વિસ્તારનો ખ્યાલ આપતા હતા. કારખાનાના જીવનમાં એક મધુર સ્વપ્નું લાગતું હતું. આજે કદાચ એવું ક્યાંય નહિ જડે.

રાત્રે હું જમતાં પણ બીતો હતો કે રખે ક્યાંક ઉત્તેજન મળે. પણ અમૃતલાલભાઈને ત્યાં મહેમાન મારે દૂધ પૂરીશાક થઈ ગયાં હતાં એટલે ભૂતના ઓછાયા નીચે થોડું પણ ખાવું પડ્યું. સૂવાનું મેઘાણીભાઈની પરસાળમાં રાખ્યું હતું. રાત જરા ખરાબ જવાનો ભણકાર હતો છતાં ગમે તે કારણે મેઘાણીભાઈની સાથે વાત કરતાં આંખ મળી ગઈ કે હવે વહેલું પડજો સવાર.

મેઘાણીભાઈએ તો રાત્રે પ્રેસમાં જઈને છેલ્લા ફોર્મનું કામ કરેલું અને પાત્ર પૂરું કર્યું હતું. એટલે સવારમાં ઊઠતાં જ મારી ખબર લેવા ઊભા જ હતા. અને જણાવી દીધું કે તે દિવસે હું તેમનો જ સુવાંગ મેમાન હતો. રાણપુરની હવાના આશીર્વાદે હું સરસ ઊંઘ લઈ સ્ફૂર્તિમાં આવી ગયો હતો, એટલે મેં જૂનો કિલ્લો જોવાની દરખાસ્ત મૂકી. મને ક્યાંથી એ પુરાણાં સ્થાનો જોવાનો શોખ ઘણા વખતથી લાગ્યો હતો. કદાચ મેઘાણીભાઈની વાતોનો એ પડઘો હોય. હું અને મેઘાણીભાઈ રાણપુરના એ ખંડેરકિલ્લામાં સાથે ફર્યા, વાતો કરી મારા ઉત્સાહી સૂચનો પર તે ઉત્તેજનવાણી વર્ષાવતા. મને લાગે છે કે તે દિવસથી અમે એકબીજાને સમજી ગયા હતા. એ સમયનો અમારો એક ફોટોગ્રાફ પણ છે. રાણપુરના એ જૂના કિલ્લાની મેં છબીઓ લીધી તે પણ પહેલી જ વારની હતી. એકાદ ક્યાંક પ્રસિદ્ધ પણ થઈ છે.

જમવાટાણે ઘેર આવ્યા ત્યારે દંપતીએ ખૂબ ભાવથી મીઠું ભોજન તૈયાર કરી રાખ્યું હતું. નાનો મહેન્દ્ર હાથમાં રમાડવા જેવડો હતો, જાહેર પરિચિતો મટી અમે તે દિવસે સ્વજનો બન્યા. પછી તો એમની મુંબઈ કે અમદાવાદની સ્પેટીઓમાં એક રાત તો મારા શહેરમાંના બઉવાની પોળના મકાનના મેડા ઉપર તેમનો ડાયરો થતો જ. સ્ટેશનથી સીધા ગમે તે સમયે મોટી બગલથેલી ચડાવી આવતા મેઘાણીભાઈનું અમદાવાદનું મથક જ ત્યાં રહેતું. એ મેડો નશીબદાર હતો. કુમારનું ત્યાં મંડાણ થયું. અને ગુજરાતના કૈંક મહાપુરુષો, વિદ્વાનો, કવિઓ, સાક્ષરો, પરદેશના પનોતા અતિથિઓ અને કળાકારોએ તેમની પદરજથી મારા ઘર અને કુટુંબ ઉપર આશીર્વાદ પાથર્યા છે—એમાં મેઘાણીભાઈ તો શિર મોડ રહ્યા હતા.

એમણે એની કથનકળા અને જાહેર ગીત વ્યાખ્યાન પહેલવહેલું સર ચીનુભાઈને ઘેર એક રાત્રે નજરાવ્યું. ત્યારથી તેમની પ્રતિભાનો હું દાસ બની ગયો. એમનો ગીતરણકાર જનતાને જગાડી નવી ભાવનાલહરીઓમાં તરબોળ કરવા લાગ્યો અને લોકો તેમને પોતપોતાના આવાસમાં ખેંચી લાવવા પડાપડી કરતા, અને સરળપણે તેમને વશ થતા. ત્યારે હું તેમની કળાના ભક્ત તરીકે સાથમાં જતો અને અંતે ઘેર ખેંચી લાવતો. પણ ઘર આગળ તેમને કદી એક પણ ગીત ગાવાનું કહી શક્યો નહિ એમાં એમના સમાગમ પર મારી માગણીથી સ્વાર્થની છાયા ઢળશે એવું વિચારી ચૂપ જ રહેતો. અને મારા કુટુંબીજનોને સબૂરી રાખવા સમજાવતો છતાં એ દીલાવર આદમી સૌના મનોભાવ સમજી જતા અને હું ન હોઉં ત્યારે બાળકોની કે ગૃહમંડળની માગણી સંતોષવા કંઈ ગાઈ નાખતા ત્યારે મારે રોકવા પડતા.

પ્રસંગેપ્રસંગે મુલાકાતો અને સહવાસ વધતા ગયા તેમ અમારાં સ્નેહબંધનો ગાઢ થતાં ગયાં. ખબર જ ન પડી કે કોણ કેટલું આગળ વધી ગયું છે.

એમની અંગત આપત્તિઓ અને વિપત્તિઓ થોડીઘણી કહી નાખતા પણ તે વધારે તો મારી માંદગી, મારી કાર્યાલયની ઉપાધિઓ અને ગુજરાતની બેકદરદાની પર વધુ વલોપાત કરતા. કુમાર કાર્યાલયમાં વધતો જતો કલાકારોનો અખાડો અને સાહિત્યની અવનવી રંગભાતીઓ ત્યાંથી બહાર પડતી જોઈ તે ખુશ થતા, બિરદાવતા અને ઉમળકો કરતા. કલાકારોએ કાઠિયાવાડી પાત્રોને ચિત્રમાં વધુ પ્રમાણમાં

ઉતરવા માંડ્યા તેમાં તેમની કથાઓ–અને તેમનાં ગીતોનો પ્રધાન હિસ્સો હતો.

તેમનાં પુસ્તકોનો પ્રેરણા ચિત્રશણગાર કરવાનું પણ મેં એ વખતે જ શરૂ કર્યું અને ખૂબ જ ચિત્રસામગ્રીથી પ્રકાશનો કરવાના તેમના કોડ હતા.

સૌરાષ્ટ્ર કાર્યાલયની વિવિધ ઉથલપાથલો ફેરફારો અને મુખ્ય સંચાલકોના સ્થળાંતરો અને નવા ચાલાઓએ તેમને બહુ ખિન્ન કરી નાખ્યા હતા. ઘણીવાર કહેતા કે પત્રકારત્વની આ દશા જોવાની તેમણે કદી આશા રાખી ન હતી.

એવામાં વીજળી પડે એમ એમના ગૃહજીવનમાં દયમંતીબહેનનું અગ્નિસમર્પણ–એમને ઉરવવું મુશ્કેલ પડે એટલું દુઃખદ બન્યું છતાં નાના બાળકોને પોતાના વૃદ્ધ માતાની સંભાળ નીચે રાખી તેમની ઉપાસનામાં મંડ્યા રહ્યા. એવામાં સત્યાગ્રહનો શંખ ફૂંકાયો અને તેમનાં કાવ્યોએ ટમાં સિંધૂડો સૂર પુરાવ્યો. સરકારને બીતિ લાગી કે એની વાણી પર જનતાનો સાગર ઊછળી પડશે. એટલે ચકેલી ઝડપ એમના પર દાખી અને કંઇ પણ બચાવ કર્યા વગર તેમણે બે વર્ષનો કારાવાસ વહોરી લીધો. એ વખતે એમના જેવા વ્હાલસોયા પિતાને પોતાનાં નાનાં બાળકોને માટે શું શું હૃદયમાં ઉભરા થયા હશે તે અકથ્ય છે.

જેલમાંથી બહાર આવ્યા અને બાળકોને છાયામાં લઈ મુંબઇ રહેવા લાગ્યા. અને એ જ બાળકોના સુખ ખાતર ફરી વાર લગ્ન કર્યું તે તે પછી હું પારસામાં એક રાતે તેમને મળવા ગયો. તેમના નવાં પત્ની શ્રી. ચિત્રાબેનને મારી સ્વજન તરીકે ઓળખાણ કરાવી. એમના પહેલા બાળકને આશીર્વાદ આપી હું ત્યાંથી પાછો વળ્યો. તે પછી ઘણા વખતે પરિવાર સહિત એ બોટાદમાં સ્થિર થયા. ફૂલછાબ હાથમાં લીધું એ બધી વાતોનો અલગ ઇતિહાસ છે.

પણ ૧૯૪૨ના ઓક્ટોબરમાં મારો દમનો વ્યાધિ અતીવ પ્રકોપ પામ્યો અને મને લગભગ મૃત્યુના મુખ સુધી ખેંચી ગયો. અનેક ઉપચારોથી થાકી અમદાવાદ છોડી ક્યાંક પણ જવાનો નિશ્ચય કર્યો અને રાણપુરની પહેલી સુખરાત થઇ કરી બોટાદની હવા માફક આવશે ધારી ત્યાં મારા મુ. મિત્ર નથુશંકર વૈદ્યની સારવાર નીચે રહેવાનું નક્કી કરી મારાં બેનને મકાનની સગવડ માટે મોકલ્યાં. મેઘાણીભાઇને વાત કરતાં જ તેણે પોતાના મકાનનો સારો ભાગ મારા માટે ખાલી કરી આપ્યો અને મેં મારી પથારી ત્યાં ફેરવી.

એ ત્રણ માસ જિંદગીમાં ન ભૂલાય એવા બન્યા છે. ભાઇને રોજ સવારમાં વહેલા ટ્રેનમાં રાણપુર જવું, રાત્રે સૂવાના વખતે આવવું. વાળુ કરીને ટાઢું થઇ ગયું હોય તો ય નિરાંતે સ્ટૉવ વિગેરેથી પરવારી જમવું એ નિત્યક્રમ હતો. બાપુને વાટે જંખતાં છોકરાં ઝંખતા સૂઈ ગયાં હોય. ચિત્રાબેન વાટ જોતાં બેઠાં હોય અગર મારા કુટુંબ સાથે બેસી વાતો કરી રહ્યાં હોય. ત્યાં સ્ટેશનને રસ્તે પગરવ થાય અને એ જ હળવેથી મારા ખબર પૂછે "રવિભાઇને કેમ છે? ઊંઘી ગયા હોય તો જગાડશો નહીં."

મને આરામ થવા લાગ્યો તેમ તેમને ખૂબ આનંદ થતો. લખવાનું કામ હોય તો ય નિયમિત મારી પાસે આવીને સમાચારો આપે વિચારો જણાવે અને મને ઉત્સાહી અને આનંદી રાખવા પ્રયત્ન કરે મારી માંદગીએ મારા મન ઉપર નિરાશા અને ઉદ્વેગનું પ્રચંડ મોજું ફેલાવ્યું હતું. 'કુમાર કાર્યાલય બંધ કરવાનો નિશ્ચય કરી બેઠો હતો અને તેમણે કહ્યું કે "તમારા મન પર એનો ભાર રહેતો હોય તો તે ગમે તેટલી મૂલ્યવાન સંસ્થા હોય તો પણ તેનો લોભ છોડી દેજો." મારા નવા નિશ્ચયોમાં તેમની સલાહ અને ટેકો મળતાં. એમની પીડા તો હું ધીરેધીરે સમજતો થયો પણ એમણે મારાં સુખદુઃખનો ચોપડો જોઈ નાખ્યો હતો. એ વખતની એમની ફૂલછાબની મજૂરી ગજબ હતી. સવારથી સાંજ સુધી રાણપુર રહેતા. સવારના અંધારામાં ટ્રેન પકડવા દોડતા. સાંજે અંધારામાં દશ વાગે ઘરની ડેલી ખખડાવતા–ફૂલછાબ બંધ હતું છતાં તેમાં માણસો નિભાવવા નાની પુસ્તિકાઓ કાઢતા તે માટે દરેક હમાના સાહિત્યની તૈયારી કરવા નવાં પુસ્તકોનાં અહારસો કે

ઓગણીસસો જેટલાં પાનાં વાંચી વિચારી તેનું દોહન કરી છાપખાના માટે કામ તૈયાર કરી નાખતા. અને એના વખતની વાત હું જાણી શક્યો ત્યારે સ્તબ્ધ થઇ ગયો. સવાસો રૂપિયાના માસિક પગારથી એમણે સ્વેચ્છાએ સાહિત્યના એક કુલીનું કામ કરવા માંડ્યું હતું.

ઘણી વાર અમે મોડી રાત સુધી વાત કરતા પણ તે બહુ જુક્તિથી પોતાનાં હૃદયનાં કમાડ બીડ્યાં કરતાં, પણ ક્યાં સુધી છાનું રહે? દુનિયાને ડહાપણ અને સજ્જનાઈની વાતો શીખવનાર અંતરે સદા કળકળતો હતો. એના આંતરિક મનોમન્થનમાં સાથ કે સહાય આપે એવો મિત્ર કે મુરબ્બી વિનાનો એ એકલો અટૂલો સંસાર-ધરતી પરનો પ્રવાસી હતો.

એની અને પરિવારની પાછળ સમાજની યથોચિત પુનઃરચના બની શકી નહોતી. બધી ચિંતાઓ તેનામાં જ જન્મ્યા કરતી તેનામાં જ સમાતી. નાના નાના આઠદસ બાળકો અને પત્નીના વિચારોએ તેના આંતરજીવનમાં વિષમતા પેદા કરી હતી. તેણે ખૂબ કામ કરીને આત્મસમર્પણનો યોગ શરૂ કરી દીધો હતો. કામમાં જ ખતમ થવું. કામમાં જ બધું ભૂલી જવું એ તેનો મંત્ર બન્યો હતો.

એને બીજો ઈલાજ જડતો નહોતો. નવો માર્ગ લેવાની તૈયારી નહોતી. જખમો વેદનાઓ વલોપાતોનો ભાર લઇ તે જિંદગીને ઘસી રહ્યો હતો. ઘણી વાર તેને નવા નવા વાતાવરણમાં ખેંચી લાવવા મારા નમ્ર પ્રયાસો સફળ થતા. મારા નિવાસ—ચિત્રકૂટમાં તે આરામથી સૂતા અને કહેતા અહીં મને ખૂબ રાહત—નીંદ મળે છે. સાથે સાથે માણસાઈના દીવાની રોજ સાંભળેલી વાતો, રવીન્દ્રવીણાના નવાં કાવ્યો રચાતાં હતાં. છતાં આ તેમના નાના પ્રવાસો અને મુલાકાતોની પાછળ પણ થોડીવાર અજંપાને દાબી દેવાનો તેમનો પ્રયોગ ચાલતો હતો. સમજી ગયેલા મિત્રોએ અનેક માર્ગો સૂચવ્યા, અનેક સાધનો અને યોજનાઓ બતાવી હતી. પણ જગત આગળ પોતાની વાત રખે બહાર પડી જાય એવી કોઈ મન ઉપજાઉ ભ્રમણાએ તેને નવો જીવનક્રમ શરૂ કરતાં રૂકાવટ કરી; અને તેનાથી થાકેલા લોહીમાં ઘર કરી ગયેલા ગાઉટ, અર્શ આંખની પીડા વગેરે વ્યાધિઓનું જોર અને અમલ વધી ગયાં. એમનાં દર્દોએ કોઈ દાકતર દવા કે કરામતોને અફળ બનાવ્યાં. છેવટે દુનિયાને નિરાશ બનાવી આપણે એને ખોઇ બેઠા.

૨૧-૧૨-૪૨ના પત્રમાં એમણે જ લખ્યું હતું:

"હવે તો ઇશ્વરને જ ખોળે માથું મૂકું છું. દુઃખના દરિયા ક્યાં જઇ ઠાલવવા?"

—ઝવેરચંદના વં.

એ ભાઇના ઉમળકા ને આવકાર હૈયે જડાઇ રહ્યાં છે.



# મેઘાણીભાઇ

ઉમાશંકર જોષી

'જાગો જગના ક્ષુધાર્ત! જાગો—' મેઘાણીના મુખથી સાંભળેલા આ પહેલા શબ્દો. લાહોરમાં પં. જવાહરલાલ પ્રમુખપદે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ થવાના દિવસો ગણાતા હતા. ડિસેમ્બર ૧૯૨૯ની આખરે અમદાવાદમાં મુંબઈ ઈલાકા યુવક પરિષદ ભરાઈ હતી. સભામંડપ વચ્ચે મંચ ઉપર એક યુવક આવીને ઊભો. ગરદન સુધીના વાંકડિયા કાળાં ઝૂલફાં અને મોટી સહેજ રતાશવાળી આંખો. ડાબી બાજુ ડોક સહેજ ઝુકાવી ને જમણો હાથ કર્યો ઊંચો. અને ગાવા માંડ્યું. અવાજમાં આરજૂ હતી અને હતી ખુમારી.

જાગો જગના ક્ષુધાર્ત! જાગો દુર્બલ અશક્ત!
ઇનસાફી તખ્ત પર કરાલ કાલ જાગે.

આ કુંકારના ટહુકોની સભાને ભારે ચોટ વાગી. ફળ વળી ત્યાં દર્દ ભર્યા ઠપકાના મીઠા વિલંબીત સરોદ આવતા હતા : 'હવે તને કેમ ગમે ?' સભા એક કાન બનીને એ સુર પી રહી હતી. મારે માટે તો આ અનુભવ હતો.

પછીના માર્ચ ૧૨મીની આગલી સાંજે ગાંધીજી જોડે સાબરમતી આશ્રમમાં છેલ્લી પ્રાર્થના કરવા ટોળાં જામ્યાં હતાં. નદીની રેતમાં પ્રાર્થના થઇ રહ્યાં પછી પગથિયાં ચઢતાં જોઉં તો મેઘાણીની સાથે હું ચઢી રહ્યો હતો. એ તો તરત જ મારી જોડે અજાણ્યાની જોડે–વાતે વળ્યા. આસપાસ જામેલી મેદનીના ઉત્સાહ વિષે, એ ઐતિહાસિક ઘડીઓ વિષે એમના ઉદ્‌ગારો હતા, એવું આછું સ્મરણ છે.

અમારી ઓળખાણ તો ચારેક વરસ પછી અને અનોખા રીતે થઇ ૧૯૩૪ના ઉનાળામાં હું મુંબઈ ગયો ત્યારે મારા એક સહાધ્યાયી આવીને કહે ચાલો મેઘાણીભાઇ પાસે, એમને તમારે મળવાનું છે. પૂછતાં વાત એમ નીકળી કે મહિનાઓ પહેલાં આ ભાઇ સવારે છજામાં ઊભા ઊભા એકાગ્રતાથી એક વાર વાંચતા હશે ને પાસેના મકાનના ઝરૂખામાંથી કોઈએ એમને હાંક મારી જુએ તો મેઘાણી ! તમે એ 'વિશ્વશાંતિ'ના લેખકને ઓળખો છો ? મને મેળવી આપશો ?–એવી વાત થયેલી એને આધારે મને એ મુલાકાત માટે લઈ જવા આવ્યા હતા. અમે મળ્યા. મને એ ચાર વરસ પહેલાંના સુરક ન લાગ્યા. આત્મ-સ્વાસ્થ્ય માટે મથતા ભાગેલ માણસ લાગ્યા.

થોડા દિવસ પછી મને એમનો કાગળ મળ્યો. 'કુમાર'માં મારી એક ગ્રામજીવનની વાર્તા એ દરમ્યાન પ્રગટ થયેલી તેની એમાં વાત હતી અને એ દિવસે મળ્યા ત્યારે સાહિત્ય અને જીવનના મારા વલણમાં પોતાને રસ પડ્યો છે એમ કહી આપણે વધુ મળીએ એવી આશા દર્શાવી હતી. પોતે 'જન્મભૂમિ'માં કલમકિતાબનું સાહિત્યપૃષ્ઠ શરૂ કરવાના છે એ સમાચાર પણ હતા પછી તો હું એલ્ફિન્સ્ટન કૉલેજની–હૉસ્ટેલમાં–કોટમાં–રહેવા ગયો એટલે અમે 'જન્મભૂમિ'ની ઓફિસમાં કલાકોના કલાકો મળતા. મારે જ્યુનિયર બી એ. નું વર્ષ અને મેઘાણી જેવાની સંગત ! એમને કામ કરતા, વિચાર કરતા, કંટાળતા, ઉત્સાહમાં આવતા, જે મિત્રો આવે તેને હસતે મુખે વધાવતા,–અનેક છટાઓમાં એ સમયમાં જોવાની તક મળી છે. ('જન્મભૂમિ'ના ટેબલ પર, વિચારમગ્ન દશાની છબી મુંબઈ તા. ૧૧–૧૧–૧૯૩૫ની એમના હસ્તાક્ષરની મારી પાસે છે.)

આ દિવસોમાં હું જોતો કે કલમકિતાબના પાનાને કારણે એમણે પોતાના રાગદ્વેષ ઘણાં પાતળા કરી દીધા હતા. ન્યાય કરવા તે તટસ્થ રહેતા. પોતાના હાથમાં શસ્ત્ર છે તો વિઘાતક ન થવું, સામાવાળાનું દષ્ટિબિંદુ સમજવું એવી વૃત્તિ રાખતા. પોતાની કાવ્યરુચિ કરતાં જુદી જ જાતની રુચિઓની ઉદારતાથી એ માવજત કરતા. અન્ય પ્રાન્તીય ભાષાઓના અને પરદેશની સાહિત્યની વાનગીઓ છૂટે હાથે પીરસતા. દર અઠવાડિયે નવા નવા નુસખાઓ પણ લઇ આવતા. એકવાર આપણા લેખકોની ખાસિયતો 'ચાં-યો તો આનંદશંકરનો, દાઢી તો–' એમ લાક્ષણિક હારડો ગોઠવી દીધેલો. મને એક ડૉકટરે કહ્યું હતું કે મેઘાણીના 'કલમકિતાબ'નાં અવલોકન ઉપરથી ચોપડી ખરીદવાનું હું નક્કી કરું છું.

મેઘાણી જન્મે વણિક, પણ એમનામાં વણિક-વૃત્તિ કયાક મેં જોઈ નથી. હા, કોઈનો ઓશિયાળો રોટલો ખાવો ન પડે કુંડો ઉપર જીવવાવારો ન આવે, છાશમાં માખણ જાય ને બાઈ ફૂવડ ગણાય એવુ ન થાય એટલે પોતાની કૃતિઓનો સર્વ અધિકારોની બાલશી રાખતા. પણ લોલુપતા કયાંય જોઈ નથી. આટલા પૈસા મળે છે તો લાવ ઘસડી કાઢું એવું પણ જોયું નથી એવી દાનત હોત તો આંગળાં ચાટીને પેટ ભરવાના આ બ્રાહ્મણિયા વ્યવસાયમાં એ પડત શા માટે ? પોતાનાં ગીતો માટે કોઈ ગ્રામોફોન કંપની જોડે એમને મુશ્કેલી ઊભી થયેલી–અને એમાં એમની વાત માન્ય થઇ હતી. મુંબઈ યુનિવર્સિટી મેટ્રિકના ગદ્યપદ્ય સંગ્રહમાં લેવાતી કૃતિઓ માટે લેખકોને કંઇ જ આપવાની કૃપા કરતી નહિ. લેખાગણ પણ ત્યારે એવી પસંદગીને જ મોટો પુરસ્કાર માનતો હોત તો નવાઇ નહિ ! મેઘાણીએ ના પાડીઃ

તમે કમાણી કરો ને લેખકોના હક અવગણો એ કેમ ચાલે ! મને યાદ છે ત્યાં સુધી યુનિવર્સિટી આ કૃતિઓના પુરસ્કાર આપતાં શીખી તેમાં મેઘાણીનો ઠીક ઠીક ફાળો છે. આવી વસ્તુઓ તરત તો પોતીકા લાભ માટે ઉપાડાઈ હોય એમ ભાસે છે, પણ એક સામુદાયિક ફરજ રૂપે પણ આરંભાઈ હોવાનો સંભવ વિચારવો ઘટે છે.

ઓલ ઇન્ડિયા રેડિયો ઉપર હું ધારું છું. એ ભાગ્યે જ ગયા હોય. મને યાદ છે કે એમની વાત સાદી સીધી એટલી જ હતી કે સંગીત માટે કલાણી-જાન કે ઢીંકણીબાઈ, અમુકખાન કે તમુકરાવને તમે આવવાજવાનાં બીજા વર્ગનાં ખર્ચ આપો અને પુરસ્કાર જુદો, તો શું કવિઓ જ વાટમાં પડ્યા છે?

મેઘાણી સ્વમાની પૂરા હતા: કદાચ લેખકની—બ્રાહ્મણની તો એ જ એક મોટી મૂડી હોય છે. અને વિનય અને ખુશામત વચ્ચે ફેર છે એવો સ્વમાન અને અભિમાન વચ્ચે છે તે પણ એ જાણતા. સસ્તા થતા નહિ. એમને તો કંઠની બક્ષિસ હતી, જ્યાં ને ત્યાં નિમંત્રણો મળ્યાં કરે. ઘણે ઠેકાણે જતા. પણ દિલ દેખે તો જ જતા, તમાશા થવા નહિ. માણસોનો મેદનીનો એમને કેફ ચઢતો, લોકલાગણીનો કટોરો અમૃતમય ગણી ગટગટાવી જતા, પણ એની પાછળ પાછળ ભમતા કદી દેખાયા નથી. એમનો એક તરફ અદભુત જનતાપ્રેમ અને બીજી બાજુ જનતાની તેમના કંઠ માટેની માગ—એ બંનેનો વિચાર કરીએ છીએ ત્યારે એમણે જાળવેલી સમતુલા માટે માન જ થાય છે.

મિત્રો પાસે ઊલટમાં આવી જઈને ગાવા મંડી પડતા. કોઈ પક્ષે કોઈ ઉપચારની જરૂર ન રહેતી. એક વાર કડી બીજાપુર તરફ કસબાઓની કેળવણી જનમેદનીઓ સમક્ષ નવા નવા તૈયાર થયેલા 'એક-તારા'નાં ગીતો ગાઈ અમદાવાદ આવેલા ને ખરા મધ્યાહ્ને બુલંદ અવાજે મારે ત્યાં એ ગીતો એમણે (Possessed હોય એમ) ગાયેલાં. એમનો ઘાંટો પાછલા વર્ષોમાં સહેજ કથળ્યો હતો. પણ ભાવ બધા ઉતારી શકતા. શરદના એક મધ્યાહ્ને બુલંદ સ્વરે એમણે એકતારાનાં ગાયેલાં એ ગીતોનો અનુભવ મારે માટે જીવનનો એક પ્રસંગ જ બની રહ્યો છે. સ્નેહાળ એટલા કે એ 'પ્રથમ નકલ' મારી પાસે મૂકતા ગયા. આ મેઘાણી. અને મુંબઈમાં મારા એલ્ફિન્સ્ટન કૉલેજના દિવસોમાં મેં શું સાંભળ્યું હતું? કૉલેજમાં બોલાવવામાં સફળતા મળી નહિ હોય એટલે નરસિં-રાવભાઈ—જે થોડાક ટીખળી પણ હતા જ—એક કાનો ને અનુનાસિક ઉમેરીને કહે કે મેઘાણી તો મોંઘાણી છે! સાચે જ એ સસ્તાણી તો નહોતા જ.

સામાન્ય રીતે સૌના સંબંધમાં એ બહુ વિવે-કથી વર્તતા. નાના અમથા માણસને માટે પણ આપ, પધારો, માફ કરજો, આપનો સમય બગડ્યો,—એવા ઉદ્ગારો કાઢતા. મેં જોયું છે કે એમના સ્વભાવનું ઉપરનું આ મીઠપનું પડ એ એમની સિદ્ધિ હતી. એમણે પચાસ વરસની ટૂંકી ઉંમરમાં પણ ઠીક ઠીક સહન કરેલું હોવું જોઈએ. બીજાના હૃદયને મુલાયમ રીતે સ્પર્શવાનું એ સહન કરવાની શાળામાંથી તેઓ શીખેલા. એમનો વિવેક ઠાલો ન હતો, લાગણીથી એ સાચો અને સભર બનતો. જેઓ એ લાગણીને સામી એવી લાગણીથી મળવા માગતા ન હોય, સત્તાથી દબાવવા કે શ્રીથી આંજવા માગતા હોય, તેની સામે એ જ વિવેક આવા એકરંગી માણસોનું કવચ પણ નીવડે છે. કોઈને એ અકળાવે સુદ્ધાં. મને મુંબઈમાં કોઈ વિચક્ષણ માણસે કહેલું સાંભરે છે કે મેઘાણી તો riddle—સમસ્યા—કોયડારૂપ છે. મેં કહ્યું ભાઈ, મારે માટે તો એ open book—ખુલ્લી કિતાબ છે. પોતાની પાસે ચાવી ન હોય તો શું એ તિજો-રીનો વાંક?

મેઘાણીની નજર ઝીણી હતી. વાતચીતમાં એકધારી મધુરતા અને લેખનમાં ભાતીગળ શૈલી એટલે કદાચ વરતાય નહિ, પણ એમની ચકોર આંખ પોતાની આસપાસની રજેરજ વસ્તુ સહેજમાં જોઈ લેતી. માણસનું અને પરિસ્થિતિનું માપ લઈ લેવાનો એમની પાસે સૂક્ષ્મ કાંટો ન હોય! સ્નેહ આપવામાં જ એનો એ ઉપયોગ કરતા અને સ્નેહનો અભાવ જુએ ત્યાં અકળાતા નહિ; ખમી ખાતા. એક બાજુ લાવા જેવી લાગણી અને બીજી બાજુ આવી ખા-મોશી! હું એમના સંબંધમાં આવ્યો ત્યારથી જોતો

આવતો હતો. પણ હમણાં હમણાં મને એમના વ્યક્તિત્વમાં સૌથી વધુ આસ્વાદ્ય વસ્તુ એમની સમજણ લાગી હતી. સંસારને સમજી ગયા હોય અને એની સાથે પોતાની સ્વેચ્છાએ—લાપરવાહીથી નહિ પણ સામે ચાલીને મેળ કરી દીધો હોય એવા આ છેલ્લા વરસની એમની સમજણભરી પ્રસન્ન વર્તણૂક હતી! દુભાયેલા, દુનિયાથી રિસાયેલા માણસો માટે એમને આકર્ષણ ન હતું, દુનિયાની વચ્ચે ઊંકારો કર્યા વગર ઉન્નતમસ્તક ઊભા રહી શકનાર મરદને એમનું હૃદય લળતું. કલાપીના મિત્ર દરબાર વાજસૂરવાળાની કરુણ ભવ્ય મૂર્તિ એક વાર એમણે વાતચીતમાં આલેખેલી તે મારા હૃદયમાં કોતરાઈ ગઈ છે. મને થયું મેઘાણીભાઈ ઉઘાડી આંખે ફર્યા કરે છે અને દુનિયામાંથી—માણસોમાંથી એ શીખ્યા છે, બધી આળપંપાળ જતી કરી, શીખ્યા છે એક સહાનુભૂતિ—હમદર્દી. અમદાવાદ લેખકમિલનના બીજા અધિવેશનમાં, રાજકોટમાં સાહિત્યવિભાગના પ્રમુખપદે અને વડોદરા મહિલા પારિતોષિક માટે જવામાં એમની પાઘડીમાં કોઈ નવાં પીંછાં ઉમેરાય એવું હરગિજ ન હતું, છતાં ચાહીને—જાણે ઉપકૃત થયા હોય એમ—જઈને ઊભા રહ્યા અને અમદાવાદ આવે ત્યારે બોલી ઊઠેઃ 'અરે, ભાઈ, આ રમણલાલ દેસાઈને તો પહેલી જ વાર નિકટથી જોયા, કહે કે મહેમાનગીરીમાં ઊણપ રહે તો આપણો નહિ, કોઈ કરનાર નથી! મારાથી કહેવાઈ ગયું, How sadly true it is! એમનું ઘર બંધાય છે એ બતાવવા લઈ ગયા...અને આ ચાવડા, એણે કામ કર્યું છે!... અને રમણ વકીલને તો પહેલી જ વાર ઓળખ્યા. ભારી પ્રેમાળ છે.' રાજકોટના એમના ભાષણ વિષે આપણા દુરારાધ્ય પ્રો. બલવન્તરાય ઠાકોરે પોતે પ્રસન્ન થયાનો પત્ર લખેલો, તેની વાત કરતાં એમનો જરીક નિર્વેદમિશ્રિત આનંદ જોઈ શકાતો. આપણા આવા ક્ષેત્રમાં શા માટે રાગદ્વેષ એવો નિર્વેદ, પણ જો જરીક કાંક સારું કરી બેસાય—અને હૈયાને ધીરજ હોય—તો સૌ પ્રેમ વરસાવવાનું જ એ વિચારે આનંદ. સમજુના જરીક ઝમતા પ્રેમને પણ ગાંઠનાં ગણતા એ મથુતા.

બીજાઓને માટે એ બહુ ચીવટ રાખતાં. ભાઈ મહેન્દ્રે એમને ત્યાં કામ કરનાર વાળંદભાઈના જમાઈનો ખરખરાનો પત્ર-આવેલો ખત બચ્યો. જોઈને મને આશ્ચર્ય થાય એમ ન હતું. અહીં અમદાવાદ એક વાર આવેલા ને મને સાથે લઈ ગાડી કરી સારંગપુરમાં મહામુશ્કેલીએ જમાઈનું ઘર શોધી કાઢી માએ દીકરીના સમાચાર મંગાવેલા તે લેવા પાછળ બે ત્રણ કલાક કાઢેલા એ મને યાદ છે. મારી વાત કહું તો ૧૯૩૪માં મોટે મોભારે એલ્ફિન્સ્ટન કૉલેજની હોસ્ટેલમાં દાખલ થઈ ગયો હતો. પણ આસપાસનો કાંઈ વિચાર કરેલો નહિ. મેઘાણીભાઈનો વણિકોર જન્મ. એમને જો કોઈ એક બાબતમાં હંમેશા ખપ લાગ્યો હોય તો એમની વ્યવહારની—તારતમ્યની સમજમાં. ધીરે રહીને એમણે મને એક વાર પૂછ્યું કે ખર્ચનું કેમનું છે. પોલ પકડાતાં, મને છોભીલા પડવા દીધા સિવાય ક્યાંકથી મદદ સ્વીકારવા વિષે પૂછ્યું. લોન મળે તો લઉં એમ જાણી તેવી તજવીજ કરી.

એમને બીજાની સેવા લેવી પડે એ ભારભારક લાગતું એમ ચોખ્ખું જોઈ શકાતું. હું છૂટો હતો. અવારનવાર એમની કને જાઉં અને લાંબા સમય સુધી—કલાકો સુધી—ગપાટા મારવા જાઉં એવો એમના પગના 'ગાઉટ'ના સમાચાર, 'ચરણકમલ બલિહારી!' કરીને પૂછું ત્યારે હસતા હસતા એની બલિહારી વર્ણવે. 'જમજો અન્નની થાળ તું એકલો!'—એ વચન એવું એમણે બીજાઓને માટે જ લખ્યું હતું?

મારા મનમાં એમને માટે એક વાતને લીધે બહુ જ આદર થયેલો. મુંબઈમાં એ સ્થિર આસને બેઠા હતા. દુનિયાની દૃષ્ટિએ વધુ વિકાસ પણ સાધી શકાય એવું હતું. શ્રી. ચિત્રાદેવાને પણ કદાચ મુંબઈ વધુ ફાવે. પોતે પણ મુંબઈમાં આસાએશથી રહી શકત. પણ 'ફૂલછાબ' માટે શ્રી નાથાભાઈ શાહે એમને આગ્રહ કર્યો ત્યારે એમણે કહ્યું કે આ ભાઈ નેવું માણસોનો રોટલો સ્થિર કરવા આટલી જહેમત ઉઠાવે છે તો એમને અનુકૂળ થવા બનતું કરી છૂટવાની મારી ફરજ છે. અને વતનમાં બોટાદ જઈને એ રહ્યા.

રખડવાની—લોકસાહિત્યના સંશોધનાર્થે રખડવાની એમને ખૂબ જ હોંશ હતી. અમારા ઇડરપ્રદેશમાં

એક બે વાર જવાનો વિચાર કર્યો ને ભાંગી પડ્યો. એમણે સાહિત્યના ઘણા પ્રકારો ખેડ્યા હતા અને બધામાં જ એમની કલમને જશ મળ્યો હતો. મને એમની કેટલીક વાર્તાઓ ને નવલકથાઓ તેમજ ગીતો ગમતાં, તેમ છતાં લોકસાહિત્યનું તો જેટલું એમની પાસે હોય તે એમણે તરત જ ગ્રંથસ્થ કરી દેવું જોઈએ એમ હું કહ્યા કરતો. 'કયામતને દિવસે તમારી બૂમ પડશે ત્યારે ક્યાં ગયો પેલો સાહિત્ય-વાળો !—એમ પડશે.' એમ હું કહેતો અને હસતા હસતા એ કહેતા કે, 'એવી જ બૂમ પડે એમ મારી અંતરની આકાંક્ષા છે.' દાંયણપોથીના એકેક સંગ્રહો એમણે આપ્યા અને બધી નોંધપોથીઓનું દોહન બેત્રણ વરસમાં તો આપણા હાથમાં આવી જાત ! હજી તો પશ્ચિમથી યંત્ર મંગાવી મૂળ રાગોમાં તે તે સ્થળે જઈ ગીતોને સ્વરમાં ઉતારી (રેકર્ડ કરી) લેવાની વાતો ચાલતી હતી !

રખડવાનો એમનો લહાવો છેલ્લાં વરસોમાં શ્રી રવિશંકર મહારાજે પૂરો કર્યો. મને બરાબર યાદ છે કે રવિભાઈને ત્યાં પ્રજ્ઞાચક્ષુ મણિભાઈનાં ભજનો ચાલતાં હતાં. ત્યાં પછીથી કેવા એકરસ થઈને હોસ્પિટલમાંથી મહારાજ પાસેથી બારૈયા બહારવટિયાઓની વાતો સાંભળી લાવેલા તે એ ઊલટથી કહેતા હતા. સાચું કહું તો મને મનમાં છૂપો ડર લાગ્યો હતો : સાધુ સુભાન થશે, કવિ જયગાથામાં પડશે. પણ મેઘાણીભાઈએ સારી સમતુલા જાળવી. પોતે મહારાજમાં ભળી જાય અને મહારાજ એમની ધરતીમાં બાળકો પાછળ અલોપ થાય,— એ રીતે કેવળ ધરતીને આગળ ધરીને એમણે 'માણસાઈના દીવા' આપ્યું. મહારાજને માટે હમણાં વાતચીતમાં એમણે કાઢેલો ઉદ્ગાર બ્રાહ્મણની સાચી વ્યાખ્યા આપે છે, મેઘાણીની દર્શનની શક્તિ દાખવે છે, કહે કે 'મહારાજના હૃદયમાં, મેં કોઈને માટે તિરસ્કાર જોયો નથી !'

મહિના પહેલાં દિલ્હી સુધીની હવાઈ મુસાફરી કરી આવ્યા હતા અને પાંખો આવી હોય એમ જમીનથી અદ્ધર ઊડતા એ રીતે એની વાતો કરતા. જોઈને આપણને થાય—તેમના તંતુએ તંતુમાં ચેતન ઊભરાતું હતું. (He was living in every fibre) શ્રી બાળકોને વાયુ પ્રવાસે લઈ જવા જોઈએ એવો એમનો ખાસ આગ્રહ હતો. જેની જોડે દિલ્હી ગયા હતા તે ભાઈને સહકુટુમ્બ મુંબઈથી અમદાવાદ ઉડાડી બોલાવ્યા ત્યારે એમને જંપ વળ્યો. ભાઈ ઝાટકિયા અને હું વરંડામાં સાથે હતા, એટલે એમને સૌને એ મારે ત્યાં લઈ આવ્યા અને સૌ મંડળી વચ્ચે આનંદથી બાળક જેમ બેઠેલી એ મૂર્તિ ભૂલી શકાય એમ નથી. વલ્લભવિદ્યાનગર અને શુક્લતીર્થ જઈ આવેલા તેની વાતો પણ ભારે ઊલટભેર કરતા. એમનો પ્રેમ ગુજરાત તરફ વળ્યો હતો. છેલ્લા રુખ્યા ત્યારે સુરતનાં લોકગીતો ભાઈ મધુભાઈ પટેલ પાસે મુંબઈમાં સાંભળ્યાનો આનંદ વર્ણવતા હતા.

છેલ્લા મહિનાઓમાં એમના જીવનમાં પરમ પ્રસન્નતા દેખાતી. ગુજરાતે—જનતાએ પોતાને ઘણું આપ્યું છે એમ એ, કવિ શ્રી નાનાલાલની જેમ જ કહેતા. પોતાનાં પુસ્તકોની સારી આવૃત્તિઓ જતી તેનો પણ ઉલ્લેખ કરેલો. કહે કે આથી વિશેષ શું જોઈએ ? હવે તો કાંઈક સારું આપણે હાથે થાય આવે એ જ ! જીવનમાં આથી વિશેષ એમને સ્પૃહા ન હતી. અને આટઆટલું વિવિધ રસમયું સાહિત્ય આપ્યા પછી પણ 'કાંઈક સરુ' આપવાની વિનમ્ર તમન્ના ! ઉત્સાહ તો યુવાનનો હતો. ગયા શ્રાવણ વદ પાંચમે અમારે ત્યાં વિદ્યાર્થીઓ સમક્ષ અઢી કલાક ભજન સાહિત્ય પિરસ્યું. સાંજે મારે ત્યાં જમવાનું હતું. આવ્યા પછી કહે કે આજે મને પચાસ થયાં મેં કહ્યું તો તો વિદ્યાર્થીઓની વચ્ચે ઠીક ઉજવણી થઈ. જમતાં જમતાં, મેં કહ્યું, હજી તો તમે જુવાન જ લાગો છો. You can very well begin life afresh—હજી તો નવેસરથી જીવન શરૂ કરી શકાય પાછલું તો બધું નકામાં !' એમ કહી અમે યુરોપમાં તો પચાસે માણસને દાંત ફૂટવા માંડે છે, ત્યાં સુધી તો માણસ કાચામાં ખપે, વગેરે વાતે ચડ્યા. અમારી નાની દીકરી એમને દાદા કહે એ ઉપરથી એમણે લખ્યું કે, 'નંદિની મને દાદો બનાવે છે પણ મન તો હજી જુવાન બનવા ચાહે છે.' અને તેમ છતાં શરીરે જ નહીં, મનથી પણ એ પકવતા પામતા આવતા ન હતા ? એકવાર અમથું મેં પૂછ્યું:

'કવિતા કાંઈ લખાતી નથી હમણાં!' એમનો ઉત્તર અર્થપૂર્ણ હતોઃ હમણાં ભજનસાહિત્યનું સંશોધન કેટલા વખતથી ચાલે છે એટલે એ ભજનોની લહેમાં મારી કવિતા લખવાની વૃત્તિને તૃપ્તિ મળી રહે છે.

જીવન ભોગવવામાં-જીવનમાં સાચો આનંદ લૂંટવામાં એ મનતા એમના મૃત્યુ ઉપર વિચાર કરતાં સમજાય છે કે જે પ્રેમ પામ્યા—અલકે વરસ્યા અને જે કાંઈ કામ કર્યું એ જ જીવનની કમાણી. મેઘાણીભાઈએ કામ તો છેલ્લા દિવસ સુધી કર્યું. આગલે દિવસે બોટાદમાં પ્રાથમિક શિક્ષકો સમક્ષ પ્રવચન કર્યું અને દુહાઓની પુસ્તિકા એ દિવસે ચાલતી હતી. આગલે દિવસે જ એમનો છેલ્લો લેખ 'સંસ્કૃતિ' માટે માર્ગ ઉપર રવાના કર્યો હતો ક્ષણ-ભર એ નવરા બેસે એ અશક્ય હતું. અને પ્રેમ આપવામાં તો એ કદી પાછા પડ્યા ન હતા. અનેક ગુજરાતીઓ એની સાક્ષી પૂરશે. એક માણસ કેટલી બધી બાબતો જીરવી શકે છે એ જોઈ તાજુબ થવાય છે! પણ સૌથી મહત્ત્વની બાબત તો એ છે કે એ પ્રેમ પામ્યા પણ છે. દુનિયા કોઈને પૈસો આપે છે, કોઈને માન આપે છે, ઘણા બધાને આવી કોઈ ને કોઈ સ્થૂલ વસ્તુઓ વિનાસંકોચે આપી દે છે. પણ દુનિયા પ્રેમ કોઈકને જ આપે છે. એ તેલ જુએ છે, તેલની ધાર જુએ છે, પછી જ પ્રેમ તો આપે છે. મેઘાણીને આટલો પ્રેમ મળ્યો કેમકે લોકો પાસે કયારેય એમણે હૃદય ચોરી કરી ન હતી.

આવા સ્નેહીઓને-પુરુષાર્થીઓને મૃત્યુ નથી. મેઘાણીભાઈ નથી એ માનવાની જ મન ના પાડે છે. એવા એ આપણી સમક્ષ જીવતાજાગતા છે આ લખતાં લખતાં પણ જાણે લાગે છે કે હમણાં એ આવી પહોંચશે અને એમનો મધુરયોગી અવાજ સંભળાશેઃ 'કાં ભાઈ, આ શું માંડ્યું છે?'



## મેઘાણી મૂંઘે મૂલ

યાદ કરે સૌ, આને ફોરમવાળાં ફૂલ
માળી મેઘાણી ગયો, માનીતો ઘણમૂલ

વાણીનો કારીગર કયાં ગયો વાણિયો
મેઘાણી અમારો મૂંઘે મૂલ
બેઠા તું કિયાં જઈ માળી બાગના
ફોરું આપનારાં રૂવે ફૂલ...૧

શોધ્યાં સોનલાંને શોધ્યાં રૂપલાં
ઘડીઆ સોળેલ વલા ઘાટ
મોતીડાં ટાંકયાં તે મૂંઘા મૂલનાં
કીધો તારા રૂદિયાનો કપાટ....૨

લોભીઓ હતો તું વસમી વાટનો
ભમતો ખભે લઈને ભાર
વીંધી વનરા ને વીંધ્યા ડુંગરા
પોગાડયાં પથીકો સમે પાર....૩

ખાંણ્યું ખોદનારો લોઠો ખાણીઓ
કલમની સાગડિયું લઈ સાથ
પોપડા ઊખેડી ઊંડો ઊતર્યો
હીરલાને કરી લાવ્યો હાથ....૪

પરબી બેઠો 'તો બાંધી પેઢલો
ધખતે ઊનાળે વેરાન
ટોયાં રે પાણી ને તરસ્યા ભૂઝવી
કીધાં એમ કંઈકનાં કલ્યાણ..૫

તપતો હતો તું ટાઢક આપવા
ધખતો દેવાને ધીર
રડતો હતો તું આંખુ લૂછવા
મારતો ને મીઠાં લાગતાં તીર..૬

—પિંગળશીભાઈ ગઢવી

## માનજો સર્વ ને સંભરશે મેઘાણી

(છંદ : નાગણી)

એક દિન એહવો ભારત આવશે
ગવાશે ઘરો ઘર વીર ગાણાં
સૂર સંગે પૂરશે પ્રબળ સન્નારીઓ
વીર સંતાનથી વાય વાણાં
પ્રખર પડકારથી અંગ પાણી ચડે
ઝલકશે ભૂજામાં જોર જાણી
હલકથી લડાવણ લોકસાહિત્યને
માનજો સર્વને સંભરશે મેઘાણી

૨

કોઈ સંમેલનો, કાઠિયાવાડમાં
ભલે ગુરજર ધરામાં ભરાશે
મજાથી કળાથી સભા મંડપ મહીં
ગુણી પ્રોફેસરો ગીત ગાશે
તલસતાં દિલ જાણ ભેદુ તણાં
સોરઠે રસધાર રઈ મૂરતી સમાણી
હલકથી લડાવણ લોકસાહિત્યને
માનજો સર્વને સંભરશે મેઘાણી

૩

સિંહ સરા તણા લખ્યાં સંભારણાં
વિદેશી સંત પરચા વંચાણા
એક સૌરાષ્ટ્ર કજ ઘણો થળ આથડી
પંડ ભૂમિ કજે ગજવેલ પાણા
સૂર પડછંદમાં શીખાવણ સિંધુડો
બેલ મીઠા અને કલમ બાણી
હલકથી લડાવણ લોકસાહિત્યને
માનજો સર્વને સંભરશે મેઘાણી

૪

શૂર લેખક હતો ઝવેર એ ચંદ તો
એહ રંગ જમાવટ શરદ આશી
વહાવણ પોન સુ વાત વાતાવરણ
હતાં અલંકાર કિરણો હુલાશી
કંપતી કલમથી કવિ કરણેશ કે
નહિ અણસાર ?. રેશે નીશાણી
હલકથી લડાવણ લોકસાહિત્યને
માનજો સર્વને સંભરશે મેઘાણી

(દોહા)

ઝવેર તો ઝવેરાત હતી
જેની વીરતા ભરેલ વાણી
કરણ ભૂલે ન કોઈ દી
તને મરદ મેઘાણી
સિંધુડો તેં શીખવ્યો
એવી, વાણિયા તારી વાણી
ઝવેરચંદ તેં જગાડિયાં
ઓલ્યાં, મડદાંને મેઘાણી

—કવિ કરણીદાન ગગુભાઈ લીલા (સનાળી)

Oormy Navrachana Rajkot-1 ( Aug. '72 ) કિં. ૨-૦૦ Regd No. G. 68

# ઊર્મિ નવરચના

સપ્ટેમ્બર : ૧૯૭૨
સળંગ અંક : ૫૧૦

તંત્રીઓ :
ઇશ્વરલાલ મો. [illegible]
જયમલ્લ પરમાર



## સ્વાધીનતાની રજત જયંતીએ શહીદોને અંજલિ

વીરા! તારા પંથડા વિજન ને અઘોર,
ઓરાણો તું તો આગમાં હોજી,
વીરા! તારાં વસમાં જિગરનાં જોર,
લાડકડા! ખમા ખમા હોજી.
( સ્વ. મેઘાણીભાઈ )




તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ સપ્ટેમ્બર '૭૨ અંક : ૬ : સળંગ અંક : ૫૧૦








## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૦-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૧-૦૦

### લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ મોકલી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

### પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવા.

### એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો


ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ( જિ. રાજકોટ )



પ્રકાશક : ઇશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ. મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧

૧૯૭૨ના ઓકટોબર—નવેમ્બરના સંયુકત અંક રૂપ
'ઊર્મિનવરચના'નો આગામી દીપોત્સવી વિશેષાંક

# લોકસાહિત્યમાં
# નદીઓ અને કથાગીતો

એવા બેવડા વિષયના સાહિત્યને સમાવતો પ્રગટ થશે.

૧૯૬૯માં દીવાળીના વિશેષાંક રૂપે 'લોકસાહિત્ય અંક' આપ્યો. એ જ રીતે ૧૯૭૦માં 'સિંહકથા અંક' અને ૧૯૭૧માં 'અશ્વકથા અંક' આપ્યો. ૧૯૭૨ના દીપોત્સવી વિશેષાંક રૂપે 'નદીકથા અંક' આપવા ધારેલું, પણ વર્ષભરના પ્રયત્નો છતાં નદી અંગે એક વિશેષાંક જેટલું સાહિત્ય મેળવી શકયા નથી. એથી માત્ર નદીઓ ઉપરનો અંક આપી શકતા નથી. તેથી નદીઓ અંગેના સાહિત્ય ઉપરાંત કથાગીતો કે ગીતકથાઓ એમ બન્ને વિષયોને સમાવતો વિશેષાંક પ્રગટ થશે. જો કે નદીઓ અંગેનું સાહિત્ય મેળવવાના પ્રયાસો ચાલુ જ છે.

## નદી—સાહિત્ય

નદીઓનાં નામ સાથે જ એની કથાઓ જોડાયેલી મળી આવે છે. એ નામો સાથે અનેકવિધ ઘટનાઓ ઘટાવાય છે. પુરાણકથાઓ, દંતકથાઓ, પ્રણયકથાઓ, દેવ-દેવીની કથાઓ, સ્વાર્પણની કથાઓ, સમર્પણની કથાઓ, વટની કથાઓ કે ભગીરથ પુરૂષાર્થની કથાઓ આ નદીઓ સાથે જોડાયેલી હોય છે. એ જ રીતે નદીઓ અંગે દુહા છંદ રાસ રાસડા કે ગીતો મળી આવે તે એના રસિકોએ મોકલી આપવા વિનંતી છે.

## કથાગીતો

દરેક દેશના લોકોમાંથી જે સાહિત્ય નીપજે છે તે દરેક દેશની સંસ્કૃતિના વિકાસ પ્રમાણે વિવિધ પ્રકારનું હોય છે. ગુજરાતમાં ગદ્યનો વિકાસ થયો તે પહેલાં ઘણો વ્યવહાર પદ્યમાં ચાલતો હતો. પત્રો પણ સામસામા પદ્યમાં લખાતા. એમાં નાની મોટી કથાઓ, વાતો, વાર્તાઓ કે ભાવનાઓ પદ્યરૂપે આલેખાતી. આ પદ્યના અનેક પ્રકારે આ કથા વાર્તાઓ સંઘરાઈ છે. આવી પ્રણય, વિરહ, સ્વાર્પણ, ત્યાગ, વીરત્વ, બલિદાન, ભક્તિ વગેરે જે જે વિષય અંગે નાની કે મોટી ગીતમાં મઢેલી કથાઓ એના જાણકારો સત્વરે મોકલી આપે એવી વિનંતી છે.

## દીપોત્સવી વિશેષાંક ઓકટોબરની આખરમાં

નદીકથા અને કથાગીતોનો વિશેષાંક ઓકટોબરની આખરમાં બહાર પડશે. ઓકટોબર-નવેમ્બરનો જોડિયો અંક એ થવાથી એ પછીનો અંક ડિસેમ્બરમાં પ્રગટ થશે. ચાલુ ગ્રાહકોને વિશેષાંક મળશે. એ પછી ગ્રાહક થનારાઓને વિશેષાંકની નકલો હશે ત્યાં સુધી ગ્રાહક નોંધાશે છૂટક અંકની કિંમત પાંચ રૂપિયા રહેશે. પાંચ રૂપિયાનું મનીઓર્ડર કરનારને અંક મોકલાશે. એક નહિ સ્વીકારાય તેમ વી. પી. પણ નહિ કરાય.

'ઊર્મિનવરચના': વાર્ષિક લવાજમ દેશમાં દસરૂપિયા : પરદેશના રૂા. ૨૧
'ઊર્મિનવરચના' કાર્યાલય : ૧૩, જાગનાથ પ્લૉટ : રાજકોટ



# બાળકો આપણા તરફ આશાભરી દૃષ્ટિ માંડીને જોતાં છે.

હા, આપણે તેઓનું ધ્યાન રાખવું જોઇએ.

તેઓના લાલનપાલન અને દેખભાળની જવાબદારી આપણા ઉપર છે. સારો આહાર, સારાં કપડાં અને સારું શિક્ષણ મેળવવાનો તેઓને હક છે. તેઓ મોટાં થાય ત્યારે તેઓને સારો કામધંધો પણ મળવો જોઇએ; પરંતુ જો ઘણાં બાળકો હોય તો આપણે તેઓને આ બધી સગવડ આપી શકીશું ખરા? ના...તેનો એક જ જવાબ છે...કુટુંબ નાનું હશે તો જ દરેક બાળકને લાડ-પ્યાર વધુ મળી શકશે.

મફત સલાહ અને સેવાને માટે—કુટુંબ નિયોજન કેન્દ્રમાં આવો.

'ટેરવાં' પછી

લોકસાહિત્ય પરિવારનું બીજું પ્રકાશન

તળધરતીની તાકાત લઈને આવતા

ધરતીની અમીરાતનો સમૃદ્ધ વારસો

ધરાવતા સૌરાષ્ટ્રના સિદ્ધહસ્ત એવા



૨૫ લોકવાર્તાકારોની શ્રેષ્ઠ વાર્તાઓના

સંગ્રહરૂપે પ્રગટ થશે.

આ પાનામાં થતી જાહેરાતો જોતા રહેવા વિ.

# લોકસાહિત્ય પરિવાર પ્રકાશન

૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિન્દુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## 'સી' નંબરના ગ્રાહકોને વિનંતી

ઓકટોબર નવેમ્બરમાં નોંધાયેલા ગ્રાહકોનું લવાજમ સપ્ટેમ્બરના અંક સાથે પૂરું થાય છે.

તો

નવા વર્ષના આપના લવાજમના રૂપિયા ૧૦ ચાલુ માસની તા. ૧૫મી સુધીમાં મ. ઓ.થી મોકલી આપવા વિનંતી છે. ઓકટોબર–નવેમ્બરનો દીપોત્સવી વિશેષાંક 'નદીકથા અને કથાગીતો' રૂપે પ્રગટ થશે. સપ્ટેમ્બરના અંક સાથે જેમનું લવાજમ પૂરું થાય છે, તેમનું લવાજમ તા. ૧૫મી સુધીમાં નહિ આવે તો વી. પી. દ્વારા અંક નહિ મોકલાય.

વ્યવસ્થાપક 'ઊર્મિનવરચના'

# ઈશાનની બારી

બારી ઈશાનની ખોલી મેં જોયું તો
નહીં રે વાદળ, નહીં વીજ,
ખેતર ને વાડીએ તો ઊતરી છે કાળઝાળ
ભંગેરી લોળાની ખીજ.

ક્યાંક ક્યાંક વાદળને ભાળું તો વાદળના
આકારો કાળજે વાગે,
આભે મરી ગયેલ કૂતરીનાં હડવડ
ભૂખ્યાં ગલૂડિયાં ભાગે.

પે'લાં પવન એવો વાતો, ગલાલ માની
ઝરે કાંઈ જમનાની ઝારી.
ઘોડે ચડીને આ તો આવ્યો જમાદાર
કોરડો ઝીકતો કારી.

આંખો તો ફૂળિયામાં એવો ફાલ્યો'તો,
જાણે માણેકચંદનો મોરો,
આજકાલ પાંસળીઓ કાઢી ઊભો છે ઓલ્યા
લોટમગા બામણનો છોરો.

ખેતરનો દાડિયો આ ગોવિંદો રોજ રાજ
પંખીને નાખતો દાણા,
ઊંબરામાં બેસીને ભાળે છે આભ,
હવે પેટે શું બાંધશે પાણા ?

ઓધરણું લઈને બેઠી અમર
એની ધક ધક ધ્રૂજતી છાતી,
એક એક તરણાને માટે તલખતી આ
ગાવડી તો જોઈ નથી જાતી.

શ્રાવણિયો દંન મારો ત્રાંબા જેવો તપે
ને આંખો બની જાય અંધ,
કેમ કરી મીટ મારી પાછી વાળું કે
કરું બારી ઈશાનની બંધ ?

—મકરન્દ દવે

# વેણુ

પા પા પગલી પાડી પહેલેરૂં વેણુ જ્યારે
જીભપરે આવીને રડતું 'તું,
આખા યે ઘરને એ કલરવની દુનિયાનું
ઊગતું સવાર બહુ ગમતું 'તું.

૧

એ રમ્ય ઉષાની રંગત જેવું
રંગ નવા નવા નીતરતું.
મ્હોરતી મીઠી સગત જેવું
સૂર નવા નવા નિર્ઝરતું,
એ વેણુ અનૂપમ રૂપ ધરે ત્યારે ચેતનિયું મઘમઘતું 'તું—

૨

ખળખળ વ્હેતાં ઓલાં ઝરણાંનું વ્હેણુ જ્યારે
મહિસાગર થઇ ધસમસતું 'તું
ઊગમણી ધરતીની ચીમચીમ ઝંખતું કો'
એને આલિંગવા વસતું 'તું
એ ઝંખનના નવસ્પંદન જેવું
ભાવ નવા નવા મંજરતું,
ફાગ સોહાગના નર્તન જેવું
તાલ અલૌકિક ઉભરતું,
એ વેણુ કસુંબલ રંગ પીએ ત્યારે જોબનિયું ઝગમગતું 'તું—

૩

એ જોબનના જર્જરિયાં ખંડેરે ખંડેરે
છેલ્લેરૂં વેણુ જ્યારે દડતું 'તું,
ટીપું ટીપું એને ગંગાજળ પાતું આ
આખું યે ઘર ત્યારે રડતું 'તું,
એ રૂદન કેરાં રૂંધન જેવું
ખંડે ખંડમાં હિબકતું,
કોઇ વિપટાં વ્હાલની જેવું
એકનું એકનું ઓગળતું,
એ વેણુ નવેદ્વાર બંધ થતાં પાછું મૌનમહીં જ વિરમતું 'તું—

—ભાસ્કર વ્હોરા

# ગરીબી હટાવવા માટે બેઇમાની ને દગાખોરી હટાવો

સંપાદકીય

બે મહિના પહેલાં અમે આ કોલમમાં જણાવેલું કે ગુજરાતની શાસક પક્ષની સરકાર અને સંગઠનમાં એકરાગ અને એકવાક્યતા નથી. સરકારમાં અને સંગઠનમાં આંતરિક વિરોધો ઉકળતા હોય ત્યાં પ્રજાને સારા કામમાં પણ વિશ્વાસ પડે નહિ, જ્યાં સરકાર અને સંગઠનમાં અનેક મત પ્રવર્તતા હોય ત્યાં વહીવટી તંત્ર સદાય શંકાશીલ અને શિથિલ રહે. વહીવટી તંત્ર શિથિલ હોય ત્યાં સ્થિરતા અને કાર્યક્ષમતા સંભવે જ નહિ. રાજ તો રાજાશાહીમાં પણ ચાલતું અને હવે પછી પણ ચાલ્યા કરશે.

કેટલાક મિત્રોને એમ લાગતું હતું કે આંતરિક વિખવાદો શમતા જાય છે ને પ્રધાન મંડળમાં એકરાગ સધાતો જાય છે. ખરેખર એકરાગ સધાતો જતો હોય તો ગુજરાતના ઉજ્જવળ ભાવિની એ નિશાની ગણાય. પણ સુરત-વડોદરામાં વિદ્યાર્થીઓનાં અને બીજાં જે આંદોલનો ઊઠયાં એણે બતાવ્યું કે વિખવાદ વધુ ઊંડા ઊતર્યા છે. એ આંદોલનો ઉઠાવનારા-પાછળ શાસક પક્ષના જ કેટલાક આગેવાનોનું પીઠબળ અછતું નથી રહ્યું.

## સુધન્વા સનત મહેતા

સનત મહેતાની નનામી વડોદરામાં જ નીકળે, એની ઉઠમણાની ક્રિયા થાય, એમાં શાસક પક્ષમાં રહેલા સનત મહેતાના જ પ્રતિસ્પર્ધીઓ આનંદ માણે એ હીનતાનો સંસ્કાર પક્ષને કયાં લઈ જશે? આ તેલનું આંદોલન સ્નેહન પેદા કરવાને બદલે ગુજરાતની ખાનદાનીના સંસ્કારને સળગાવવાનું જ કામ કરી રહેલ છે. સનત મહેતાને તો આજે કર્યાં ભોગવવાં પડે છે. એણે હનુમાનજીની જેમ પૂંછડે ગોદડાં બાંધી ને ગામ આખાના તેલમાં ઝબોળી લંકાદહનના દાખલા બેસાડેલા છે. સત્તાના વિરોધમાં ક્ષુદ્ર લોકપ્રિયતા ખાતર માનવ મૂલ્યોની હોળી પછી જ સત્તાની ધુધરીની હાંડી પાકતી હોય તો એ ચીલો સનત મહેતા જેવા કાર્યકરોએ જ પાડયો છે ને આજે જનસંઘ, સમાજવાદી પક્ષ ને સંસ્થા કોંગ્રેસ એ જ ચીલે ચાલી રહેલ છે.

## કયાંથી ઊઠે છે આ આંદોલનો?

શ્રી. વાસુદેવ ત્રિપાઠી સામેથી દાક્તરો ને નર્સોનાં આંદોલન શમી ગયાં માનવાની જરૂર નથી. શ્રી. ચોખાવાલા સામે વિદ્યાર્થીઓ, શિક્ષકો, અધ્યાપકો વગેરેનાં આંદોલનો ચાલુ જ છે. શ્રી. રતુભાઈ અદાણી સામેની કપાસની ખરીદીનું આંદોલન હવે સંસ્થા કોંગ્રેસે ઉપાડી લીધું છે. શ્રી. કાંતિલાલ ઘીયા સમયસર ચેતી ગયા, બાકી લોટરી ને દારૂબંધીની શેવાળમાં એ લપટેલા રહ્યા હોત તો! આજે સરકારની શી દશા હોત? કોઈ એક પ્રધાન સામેનું કે એના પક્ષ સામેનું આંદોલન અંતે તો સમસ્ત પ્રધાનમંડળને જ નબળું પાડે છે ને સરવાળે પક્ષને પણ. હવે તો એવી શંકા થાય છે કે બધાં આંદોલનનાં મૂળ શાસકપક્ષમાં તો નથી પડયાંને?

## પેટ ચોળીને શૂળ પેદા કર્યાં

કેટલાંક આંદોલનો તો પ્રધાનો પોતે જ સામે ચાલીને નોતરે છે. મુખ્ય પ્રધાનથી જાહેર થઈ ગયેલું કે મારી સરકાર દારૂબંધી ચાલુ રાખશે ને લોટરી નહિ કાઢે. છતાં શ્રી. કાંતિલાલ ઘીયાને ગુજરાતની આર્થિક સ્થિતિ સાથે વધારે ઘનિષ્ટ સગપણ હોવાનો દાવો શા માટે કરવો પડયો? દાક્તરોની માગણી પાછળ પણ કોઈ એક પ્રધાનનું આશ્વાસન પડેલું જ હતું ને! તો ગુજરાત રાજ્યની અકાદમી બાબતમાં શ્રી. ચોખાવાળાને કાંઈ સમજ ન પડતી હોય તો સમજદારોની સલાહ શા માટે ન લીધી? કોઈ એમેચ્યોર પણ પોતાની સંસ્થા માટે પસંદગી ન કરે એવાં કલાનાં કાચાં કુંવારાં નામ ગુજરાતની કલાને કપાળે ચીદને ઠઠાડયાં? પછી એ આંદોલન કલાના મર્મજ્ઞોના હાથમાંથી અસંતુષ્ટો અને સ્થાપિત હિતોના હાથમાં ચાલ્યું જાય તો એમાં દોષ કોનો?

### ભૂતિયા સભ્યો

બે મહિના પહેલાં એ જ કોલમોમાં અમે લખેલું કે શાસક કોંગ્રેસની સભ્ય નોંધણીમાં જે ગોલમાલ ચાલી રહી છે તેથી ભય લાગી રહ્યો છે કે ગુજરાતની આવતીકાલ કેવી ઊગશે? અમારો એ ભય સાચો પડયો છે. જ્યાં હજાર માણસ પુખ્ત ઉંમરના નીકળે ત્યાં દોઢ હજાર પુખ્તવયના સભ્યો નોંધાયા છે. ઘણે સ્થળે નામ નોંધાયાં છે પણ સામે રકમ નથી. એમ બોગસ સભ્યોની સંખ્યા લાખના લેખે વધી છે. સાડા સાત લાખ સભ્યોની નોંધણીથી દિલ્હી પણ ચોંકી ઊઠયું છે. કહે છે કે જૂથબંધી હોવાથી દરેક જિલ્લામાં વધારે નામો નોંધાયાં છે. સ્પર્ધાને કારણે. પણ એમાં લોકશાહી સમાજવાદને સમજે એવાં કેટલાંક?

### દેવતાના દીકરા કોલસા

કહે છે કે આ સભ્ય નોંધણીમાં ઉકરડા ને ઉકરડા ઠલવાયા છે. જો એમાંથી ગળતિયું ખાતર સર્જાવાનું હોય તો તો કોઈ ચિંતા નહિ, નહિ તો આવા સભ્યોમાંથી શાસક પક્ષની કેવી રચના થશે? દેવતાના દીકરા કોલસા જેવી જ ને?

એ દેશ મારા, આશુ પિયારા મૂલ ગમારા જેવી આપણી દશા નથી? કચ્છમાં કહે છે કે લોકોની સંખ્યા કરતાં ભૂતિયાં કાર્ડની સંખ્યા વધારે છે. આમ ઉપરથી તે નીચે સુધી લાગી પડી છે. આ ભૂતિયાં કાર્ડ વેચાતાં હોય છે નજીવી કિંમતે રેશનની. દુકાનવાળા જ ખરીદી લે છે. પછી એ માલ કાળા બજારમાં ધકેલાય છે. એ રોગ માત્ર કચ્છનો નથી, આખા દેશનો છે.

### ખાદી પરિવારને ઝાળ લાગી?

આ ઝાળ ઠેઠ જતી ખાદી પરિવાર સુધી લાગેલી છે? કહે છે કે મુંબઈમાં આ ખાદી પરિવારના પહેલા સભ્ય મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન નાયક બન્યા છે. આ નાયક બિમાર પડયા ત્યારે જે જંગલમાં આરામ કરવા ગયેલા ત્યાંની બાદશાહી જાહોજલાલીનાં ચિત્ર આપણી નજર સમક્ષ છે. મહારાષ્ટ્રમાં સૌથી પહેલાં દારૂબંધી શરૂ થઈ અને શ્રી. નાયકે જ એ દારૂબંધીને ભોંમાં ભંડારી દઈ સ્વાધીનતાની રજત જયંતી ઉજવી. એ કેમ કરીને ખાદી પરિવારના સભ્ય બની શકયા હશે? પ્રજાને ભલે દારૂ પાય, પણ પોતે દારૂ ન પીએ તે ખાદી પરિવારના સભ્ય બની શકે એમ? અને તે શ્રી. નાયક જેટલી મિલકત તથા દારૂ બનાવવા માટે દ્રાક્ષનાં ખેતરો ધરાવતો હોવો જોઈએ એમને? ધન્યવાદ.

### દુકાળ ડરાવે, કાળ પડાવે

આવી આપણી પ્રજાકીય અને રાજકીય ભૂમિકા ઉપર દુકાળના ઓળા ઊતરી રહ્યા છે. દેશના ઘણા ભાગમાં દુકાળ છે. પણ ગુજરાતમાં પાંચ હજાર ગામડાં દુકાળગ્રસ્ત છે ને એટલાં જ બીજાં અર્ધ દુકાળગ્રસ્ત છે. આપણી સરકારે આ દુકાળને પહોંચી વળવા ઘણી ઝડપી તૈયારીઓ કરી છે. પશુ અને માનવ માટે જીવન જરૂરિયાતની ચીજોની વીતરણ વ્યવસ્થા પણ વધુ સારી ગોઠવવાના પ્રયાસો ચાલી રહ્યા છે. એકસો જેટલાં રાહત કાર્યો શરૂ કરવાનાં પગલાં ભરાઈ રહ્યાં છે. શહેરો રેશનકાર્ડની વ્યવસ્થા ને વિશેષ વિતરણ મથકો માગે છે.

### માનવભક્ષી મગરમચ્છો

સ્વરાજ નહોતું મળ્યું ત્યારે પણ ગુજરાતમાં રેલ આવે, ધરતીકંપ થાય, લીલો કે સુકો દુકાળ પડે તો પણ માનવધર્મી ગુજરાતમાં એ બધાને પહોંચી વળવાની વ્યવસ્થા બેનમુન રીતે થતી આવી છે. પણ ત્યારે આટલી ખટપટી ન હતી. ભય એ લાગે છે કે કેટલું જરૂરિયાતવાળા માણસોના અને પશુના મોંમાં જશે ને કેટલું માનવભક્ષી મગરમચ્છોના પેટમાં ચાલ્યું જશે? હજી વીતી ગયેલી હોનારતોને ય ભરખી ખાનારાની તપાસ પૂરી નથી થઈ. કચ્છ, બનાસકાંઠા, ધંધુકાના કિસ્સા તો બહાર આવ્યા, પણ જે નથી બહાર આવ્યા તેવા તો કૈંક હશે. એટલે સરકાર દુકાળનાં રાહત કાર્યોમાં વધુમાં વધુ લોકસેવકોનો સાથ લે તો ગોટાળાનું પ્રમાણ ઘણું ઘટી જશે અને ગુજરાત દુકાળની હોનારતમાંથી ગૌરવભેર પાર ઊતરશે.

# અસ્મિતાનો ઉત્સવ

વનરાવન 'વેણુધર'

ગુજરાતમાં ભાગ્યે જ ઉજવાયો હશે એવો એક સાક્ષરનો જયંતી મહોત્સવ ગુજરાત આજ ઊજવી રહ્યું છે. મેઘાણીભાઈ કવિ હતા કે નહિ, એ નવલ કથાકાર, વિવેચક, સંશોધક કે ગાયક હતા કે નહિ તે પ્રશ્ન ગૌણ બન્યો છે, પણ તિરસ્કૃત થઈ, હડધૂત થઈને હલકા ગણાઈને જે મરી પરવારેલા એવા માનવીઓમાં રહેલાં માનવ મૂલ્યોની પ્રતિષ્ઠા એમણે એ જ માણસોનાં જીવન-સાહિત્ય વડે કરી એક પછાત પડેલી પ્રજામાં અસ્મિતા ઊભી કરી એ અસ્મિતામાં એણે રાષ્ટ્રીય ભાવનાના નવા વિચારનાં ખમીર સિંચન કર્યાં. લોકોમાં સુષુપ્ત પડેલી મુક્તિ અને ભ્રાતૃત્વની ભાવનાને વાચા આપી. એ નૂતન શક્તિની જાગૃતિ સાથેની અસ્મિતાનો ઉત્સવ આજે ગુજરાત ઊજવી રહ્યું છે.

હકીકતમાં જે ઉજવાઈ રહ્યો છે તે મેઘાણી જયંતી મહોત્સવ નથી પણ લોકોત્સવ છે. લોકોના જીવનમાં પડેલા સાહિત્ય વડે જ લોકોમાં એક ખાનદાનીનું ખુમારીનું આત્મગૌરવ મેઘાણીભાઈએ પેદા કર્યું, એટલે લોકોને મેઘાણીના જયંતી મહોત્સવમાં પોતાનો ઉત્સવ ઉજવાતો અનુભવાય છે.

એમના જન્મસ્થાન ચોટીલામાં તા. ૧૭મી ઑગસ્ટે જેમણે મેઘાણીભાઈનો ૭૫ મી જયંતીનો મહોત્સવ માણ્યો હશે તેમને આ લોકોત્સવનો ખ્યાલ નહિ આપવો પડે.

સુરેન્દ્રનગર જિલ્લા અમૃત મહોત્સવ સમિતિ તરફથી આ ઉત્સવની શરૂઆત રોંઢા ટાણે ત્રણ વાગે થઈ ત્યારે વરસાદનું એક ઝાપટું આવી ગયું. મંડપને તરબોળ કરી ને લોકોને બેસવાની જગ્યા ભીંજવી ગયું, છતાં સમારંભની શરૂઆત થઈ ત્યારે સાતેક હજાર માણસ આસન ભીડીને જામી ગયેલું.

પાંચાળના ગ્રામજનો જ હતા એ બધા. લગાતાર ત્રણ વાગ્યાથી સાડાસાત સુધી એ બધાએ વ્યાખ્યાનો સાંભળ્યાં ને રાતના તો પંદરેક હજારની ગ્રામ મેદની મળેલી. જો કે સૌરાષ્ટ્ર ગુજરાતમાંથી પણ ઘણા ભાઈ બહેનો આવેલાં. ચોટીલામાં તો આવો સમારંભ કોઈની સાંભરણમાં નથી પણ સુરેન્દ્રનગરમાં પણ ૧૧ વરસ પહેલાં લોકસાહિત્ય સંમેલન મળેલું એ પહેલાં કે એ પછી આવો સમારંભ ઉજવાયો નથી.

સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે આઝાદીના જે લડવૈયાઓ મેઘાણીભાઈ સાથે ઘનિષ્ટ સંબંધમાં આવેલા, જેમણે મેઘાણીભાઈનાં સ્વાધીનતાનાં ગીતો લલકારી લલકારીને આઝાદીની આશકાઈથી સત્યાગ્રહો ખેડેલા એ જ મિત્રો ચોટીલા સમારંભ ઉજવી રહ્યા હતા. એ મિત્રો જ્યારે સૌરાષ્ટ્ર રાજ્યમાં સત્તાના સુકાન પર હતા ત્યારે મેઘાણી જયંતી ઉજવવા એક સમિતિની વરણી કરીને એને હસ્તક મેઘાણીભાઈના કાયમી સ્મારક અને એમના સાહિત્ય પ્રચાર માટે વાર્ષિક પાંચ હજારની રકમ મૂકેલી. સૌરાષ્ટ્ર રાજ્ય રહ્યું ત્યાં સુધી આ જયંતી સમિતિ કામ કરતી રહ્યું. સૌરાષ્ટ્રનું મુંબઈ રાજ્યમાં એકીકરણ થતાં પછી પ્રજાકાય ધોરણે મેઘાણીભાઈની જયંતી ઉજવતી રહી, અને લોકસાહિત્યની પ્રવૃત્તિના પ્રત્યેક પ્રસંગે એમના ઋણભારનું તર્પણ થતું રહ્યું.

સત્યાગ્રહ-કાળ સજીવન થયો હોય એવાં દૃશ્યો ચોટીલાના સમારંભમાં ખડાં થયેલાં. અંજલિ આપનારાઓમાં શ્રી સ્નેહરશ્મિ શ્રી. ભાનુભાઈ શુક્લ, શ્રી. ત્ર્યંબકલાલ દવે, શ્રી. કરમશી મકવાણા, શ્રી. નંદલાલ શાહ, શ્રી. રતુભાઈ અદાણી, શ્રી. જયંતભાઈ આચાર્ય, શ્રી. જયમલ્લ પરમાર, શ્રી. મેરુભા ગઢવી, શ્રી મનુભાઈ પંચોળી. શ્રી. હસુખભાઈ સંઘવી તથા પ્રમુખસ્થાને શ્રી. મોહનલાલ સોપાન વગેરે હતા. તે ઉપરાંત સ્વ. અમૃતલાલ શેઠનાં પુત્રી શ્રી. લાલુબહેન મહેતા અને ૧૯૪૫થી ૧૯૪૭ સુધી નાદુરસ્ત મેઘાણીભાઈની સેવા સુશ્રુષા કરનાર શ્રી. વિદ્યાબહેન દવે અને વિદ્યાર્થીકાળથી મેઘાણીભાઈના આશક શ્રી.

ચન્દ્રકાન્ત ભટ્ટ પણ હતા. એ બધા મેઘાણીભાઈના અવસાન પછી પણ મેઘાણીભાઈની યાદ ચિરંજીવી રાખવાના સન્નિષ્ઠ પ્રયત્નો ચાલુ રાખનારા હતા.

એ બધાનાં વ્યાખ્યાનોએ ૪૨ વર્ષના કાળ માથેથી પડદો હટાવીને આઝાદીના ભવ્ય પુરુષાર્થનાં દર્શન કરાવ્યાં. મેઘાણીભાઈની કલમે અને કંઠે લોકજાગૃતિનાં કેવાં પૂર વહાવેલાં તેની યથાર્થતા સમજાવેલી. સાહિત્યનું-વાણીનું સામર્થ્ય સમજાવ્યું. જીવનની દૃષ્ટિએ ભવ્ય પણ સમાજની દૃષ્ટિએ ભાંગી ગયેલી જૂની જાતિઓ માથે, સૌરાષ્ટ્ર માથે અને ગુજરાત માથે ચેતના છાંટ છાંટી ને મુલક મુલકની વિસ્મયે આંખ ફાટી એ બધું ચોટીલાના મંચ ઉપર તાદૃશ થયું. ચોટીલા અને સુરેન્દ્રનગરની મહોત્સવ સમિતિને, એના કાર્યકરોને તથા શ્રી નટુભાઈ, શ્રી. કરમશીભાઈ તથા શ્રી. સવજીભાઈને અનેક ધન્યવાદ ઘટે છે.

એ રીતે એક તો મેઘાણીભાઈના જ મિત્રો પ્રશંસકો ને ચાહકોના વ્યાખ્યાનો દ્વારા; બીજું મેઘાણીભાઈએ રચેલાં કાવ્યો અને વારતાઓની ભવ્ય રજૂઆત દ્વારા.

મેઘાણીની જન્મભૂમિ અને કર્મભૂમિ ઝાલાવાડ ને પાંચાળના પ્રતિનિધિઓએ આ સુંદર સમારંભની રચના કરી, અને ૨૫ વર્ષે પહેલી જ વાર. મેઘાણીભાઈના પરિવારના ઘણા સભ્યોએ આ જયંતી સમારોહમાં હાજરી આપીને ભાગ લીધો મેઘાણીભાઈનાં બીજી વારનાં પત્ની શ્રી ચિત્રાદેવી અને એમનાં બે પુત્રીઓ ચિ. પદ્મા અને મુરલી, એક પુત્રવધુ મેઘાણીભાઈના ચિ. ભાઈ નાનક તથા એમનાં પત્ની, મેઘાણીભાઈનાં સૌથી મોટી પુત્રી ચિ. ઈન્દુબહેન તથા એમના પતિ શ્રી. અનીલભાઈ શાહ ને એમનો પરિવાર, અને મેઘાણીભાઈની આકૃતિનો અણસાર જેમનામાં છે તેવા એમના ભત્રીજા પણ આજે મેઘાણીભાઈની ચિરંજીવી યાદ માટે અને એમના સાહિત્યસંદેશનું પ્રતિષ્ઠાન કરવા જે પુરથી અધિક પ્રયત્નો કરી રહ્યા છે તે શ્રી. ગુલાબભાઈ પારેખ અને એમનું કુટુંબ તે સર્વે આ સમારંભની એક વિશેષતા બની રહેલ. શ્રી. હરસુખભાઈ સંઘવીએ રાજકોટ સમિતિની લાગણી સુંદર રીતે રજૂ કરેલી.

લોકસાહિત્યના રસજ્ઞ અને મર્મજ્ઞ એવા શ્રી. રાઘવજીભાઈ લેઉઆ મેઘાણીભાઈના પરમ ચાહકને હાથે- મેઘાણીભાઈ--સ્મૃતિમાં- ચોટીલામાં--રૂ. ૫૦. હજારને ખર્ચે સાર્વજનિક છાત્રાલયનો શિલારોપણ વિધિ થયો. મેઘાણીભાઈ જે મકાનમાં જન્મેલા તેના ઉપર તકતી મૂકવામાં આવી, અને જિલ્લા પંચાયત એ મકાન સરકાર પાસેથી મેળવવા પ્રયત્ન કરશે ને ત્યારબાદ, એને મેઘાણીસ્મૃતિનું સ્વરૂપ આપશે.

શ્રી. રતુભાઈ અદાણીના પ્રમુખપદે ચાલતા લોકસાહિત્ય પરિવારે ધારગણી ગામના એના સમારંભમાં મેઘાણીભાઈની ૭૫મી જયંતી ઉજવવાનો ઠરાવ કર્યો. મેઘાણીભાઈના જન્મસ્થાન ચોટીલામાં તથા એમના વતન બગસરામાં મેઘાણીભાઈની ખાંભી જીવરવાનું નક્કી કર્યું. સુરેન્દ્રનગર જિલ્લાના મિત્રો આગળ આ વાત મૂકવામાં આવી અને તે સહર્ષ વધાવી લેવામાં આવી. એમાંથી જિલ્લા અમૃત મહોત્સવની રચના થઈ.

એ જ વાત બગસરામાં ડૉ. મગનભાએ અને મિત્રોએ ઉપાડી લીધી. લોકસાહિત્ય પરિવારના મંત્રીઓ અને સભ્યો વગેરે શ્રી. નથલલ ચંદારાણા, દ. શ્રી. પુંજાવાળા, શ્રી. સુરગભાઈ વરૂ તથા શ્રી. નંદલાલભાઈ તથા ડૉ. જસાણી વગેરેના પ્રયત્નોથી અમરેલી જિલ્લા મેઘાણી અમૃત મહોત્સવની રચના શ્રી. રાઘવજીભાઈ લેઉવાના અધ્યક્ષસ્થાને થઈ.

આ જયંતી મહોત્સવને સ્થાનિક અને ગુજરાતનાં અખબારો પ્રેમથી સાથ આપી રહેલ છે. જ્યારે 'ફૂલછાબ' અને એના તંત્રી શ્રી. હિંમતભાઈ પારેખ મેઘાણીભાઈનું ઋણ ગૌરવપૂર્વક અદા કરી રહ્યા છે.

હવે બપોરની બેઠકમાં પરિવારના કલાકારોએ એકાદ કલાક લોકગીતો ને દુહા છંદનો આસ્વાદ મેદનીને કરાવ્યો. રાતના કાર્ય- ક્રમમાં મેઘાણીભાઈનાં જ ગીતો અને એમની વારતા દ્વારા મેઘાણીભાઈને અંજલિ આપવાનું નક્કી કરેલું એ મુજબ બધાં થઈને ત્રીસેક ગીતોની વરણી કરવામાં આવેલી. મેઘાણીભાઈએ રસધારમાં લખેલી ત્રણ વારતાઓ અને સોરઠી સંતોમાંથી આપા રતાનો પ્રસંગની રજૂઆત લોકસાહિત્ય પરિવાર તરફથી થયેલી.

દિવસના કાર્યક્રમ વખતે મેઘાણીભાઈનાં પુત્રી ચિ. મુરલી દ્વારા મેઘાણીભાઈના ગીતથી શુભારંભ થયેલો અને સમાપન મેઘાણીભાઈનાં મોટાં પુત્રી ચિ. ઈન્દુબહેને મેઘાણીભાઈના જ ગીતથી કરેલું. આ મહોત્સવને આવકારવા અને ઉત્સાહ પ્રેરવા ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખશ્રી ઝીણાભાઈ દેસાઈ અને મંત્રી શ્રી પીતાંબર પટેલે ખાસ હાજરી આપેલી. તે તો કેમ જ વિસરાય ?

મેઘાણીભાઈએ જેમની પાસેથી સૌથી વધુ વાર્તાઓ, પ્રસંગોને ટૂચકાઓ વગેરે મેળવેલ તે સનાળીના સ્વ. શ્રી ગગુભાઈ લીલાના બે પુત્રો શ્રી. કાનજીભાઈ લીલા અને શ્રી મેકરણભાઈ લીલાની સમારંભમાં હાજરી સમારંભને ભાવભીનો બનાવતી હતી. બીજા જેના ઋણ સ્વીકાર મેઘાણીભાઈએ ભારોભાર કર્યા છે તે સ્વ. પિંગળશી પાતાભાઈ નરેલાના પરિવારના એક સભ્ય શ્રી. હિંગોળદાન નરેલા અને પાંચાળના સંતોનાં દર્શન મેઘાણીભાઈને જેમણે કરાવેલાં તે સ્વ. શ્રી. સુરા બારોટના પરિવારના શ્રી. કાનજીભાઈ બારોટની હાજરી પણ સમારંભને સમૃદ્ધ બનાવતી હતી.

રાતના કાર્યક્રમની શરૂઆત કવિ શ્રી. મેકરણભાઈ ગગુભાઈ લીલાએ મેઘાણીભાઈને અંજલિ અર્પવા રચેલ કાવ્યથી કરી. એ પછી શ્રી. સુલેમાનભાઈ અને સુમારભાઈના નોબત શરણાઇ ને ટોલવાદનનો કાર્યક્રમ થયો; ત્યારબાદ દુહા અને છંદની રમઝટ માટે પરિવાર તરફથી મેઘાણીભાઈનાં જ કાવ્યોમાંથી વર્ણેલ દુહા અને ચર્ચરી તથા તોટક–સવૈયાની ચાલવાળા છંદોની રજૂઆત થઈ. અને બને ત્યાં સુધી મેઘાણીભાઈના જ ઢાળને વફાદાર રહીને મેઘાણીભાઈનાં ગીતો પરિવાર તરફથી રજૂ કરાયાં, એ જ રીતે વાર્તાઓ અને સંતકથા તથા ભજનો પણ. ત્યારબાદ શ્રી. પિંગળશીભાઈએ ભવ્ય અંજલિ પોતાની લાક્ષણિક શૈલીમાં આપેલી.

રાત જામી ગયેલી, – ડાયરો જામી ગયેલો, હલવા ચલવાની જગ્યા મેળવવાની મુશ્કેલી વચ્ચે કાર્યક્રમ અખંડ ચાલુ રહ્યો રાતના નવ વાગ્યાથી એકધારા અઢી વાગ્યા સુધી.

સાડા પાંચ કલાક સુધી એક માત્ર મેઘાણીભાઈનાં જ ગીત–વારતાઓ કથા અને ભજનોનો કોઈ સમારંભ ઉજવાયો હોય તેવો આ પહેલો પ્રસંગ હતો. કાર્યક્રમ પૂરો થયો ત્યારે રાતના ચોથા પ્રહરે ચોટીલાનો પહાડ પડછંદા પાડી રહ્યો હતો કે :
મોર તું તો આવડલાં રૂપ ક્યાંથી લાવ્યો રે
મોરલો મરતલોકમાં આવ્યો.

જેમણે મેઘાણીભાઈનાં ગીત, દુહા, છંદ, વારતા, કથા અને ભજનો વગેરેની રસ જમાવટ કરી તેવા ધન્યવાદને પાત્ર પરિવારનાં ભાઈ બહેનો હતાં શ્રી. પુષ્પાબહેન છાયા, શ્રી. દીવાળી બહેન ભીલ, નોબત શરણાઈ વાદક સુલેમાન જુમા અને સુમારભાઈ સુલેમાન, વાયોલીન વાદક શ્રી. નાનજી મિસ્ત્રી, નાલવાદક શ્રી. હાજીભાઈ ઈશાભાઈ, મંજીરાંવાદક શ્રી. ટપુદેગામા અને સર્વશ્રી. પુંજાવાળા, શ્રી. કાનજીભાઈ બારોટ, શ્રી. બાપલભાઈ ગઢવી, શ્રી. હિંગોળદાન નરેલા, શ્રી. કરસન પઢિયાર શ્રી. જિતુદાન ગઢવી, શ્રી. દાદુભાઈ ગઢવી, શ્રી. વેલજીભાઈ ગજ્જર, શ્રી. લાખાભાઈ ગઢવી, શ્રી પ્રાણુ વ્યાસ, શ્રી યશવંત ભટ્ટ ને શ્રી. અમરદાસજી ખારાવાળા વગેરે. પ્રમુખસ્થાને શ્રી. રતુભાઈ અદાણી હતા અને ડાયરાનું સંચાલન શ્રી. જયમલ્લભાઈ પરમારે કરેલું. જો કે પરિવારનો આખો ડાયરો હાજર હતો. શ્રી નાથાલાલ ચંદારાણા, શ્રી. સુરગભાઈ વરૂ શ્રી. વૈદ્ય મોટાભાઈ, શ્રી. રામભાઈ રામનામવાળા, શ્રી. મનસુખભાઈ ભટ્ટ, શ્રી. નટુભાઈ જોષી, શ્રી. નંદલાલ જોષી, શ્રી. ઉમાકાંત દેસાઈ ને ચલાળાના શ્રી. પી સી. મરદાણી, શ્રી. પતુભાઈ, શ્રી. એ. પી. વગેરે.

તા. ૧૮મીની વહેલી સવારે ચાર વાગે લોકસાહિત્ય પરિવારનો ઉત્સવીઓ ડાયરો ચોટીલાથી ઊપડીને પો ફાટતાં બગસરા પહોંચ્યો. બગસરા ડૉ. મગનભાઈ ગોંડળિયા, કુતુબ આઝાદ વગેરે મિત્રોએ ખૂબ જહેમત ઉઠાવેલી. ડૉ. મગનભાઈની મીઠી મહેમાનગતિ માણીને સૌ આરામ લેવા આડા પડયા.

બગસરામાં મંડપ વગેરેની વ્યવસ્થા ચલાળાની મયુર મંડપ સર્વીસે કરેલી. પણ મોસાળે વિવાહ ને મા પીરસણે હોય પછી પૂછવું જ શું ?

એક તો મગનભાઈ જેવા ચોરડીવાળા આદમી ને પી. સી. મગદાણી જેવા પરિવાર પ્રેમી. વિશાળ મંડપમાં બન્ને ઢાળ ઉતરીને બન્ને બાજુ પથાર રચેલા. તખ્તો પણ સામાન્ય ઉંચાઈવાળો ને પુરતી પગતાણવાળો, લાઈટ અને માઈકની પણ ઉત્તમ વ્યવસ્થા. પછી કાર્યક્રમ જામવામાં શું બાકી રહે ? પરિવાર મિલનના જાણકારો કહે છે કે આવો એકધારો સુંદર કાર્યક્રમ ભાગ્યે જ બીજે થયો હશે.

અહીં શરૂઆત કવિ શ્રી. દાનજીભાઈ ઘીલાએ મેઘાણીભાઈને પોતાના કાવ્યવડે અંજલિ અર્પીને કરી. મેઘાણીભાઈનાં ગીતો અહીં ચાર થી છ ગવાયેલાં. બાકીના મેઘાણીભાઈએ સંપાદિત કરેલાં લોકગીતો ગવાયેલાં. વાર્તાઓ પણ મેઘાણીભાઈની જ રજૂ થયેલી. પણ વાર્તા ગીતો છંદ દુહા ભજનો વગેરેમાંથી કયું વધુ સુંદર તે કહેવું મુશ્કેલ પડે એવી જમાવટ કાર્યક્રમ થઈ ગયેલો.

અમરેલી જિલ્લા મેઘાણી અમૃત મહોત્સવ સમિતિના પ્રમુખ શ્રી. રાઘવજીભાઈ દેઉવાએ મેઘાણી જયંતી મહોત્સવનું હાર્દ અને મહત્ત્વ સમજાવ્યું. શ્રી. રતુભાઈ અદાણીએ મહોત્સવના ઉદ્દભવથી માંડીને ચોટીલામાં લોકસાહિત્યના સંશોધન સમાર્જન, શિક્ષણ અને ઉત્કર્ષ માટે ગુજરાત-મુંબઈ વ્યાપ્ત એવી સમિતિની રચનાનો હેતુ સમજાવ્યો. આ પ્રસંગે મુંબઈથી પધારેલા શ્રી. નાનાલાલ મેઘાણી, શ્રી. વનેચંદ ઘેલાણી તથા અન્ય મિત્રોએ ખાસ હાજરી આપેલી. મેઘાણીભાઈ પ્રત્યેના પ્રેમથી મુંબઈવાસી બગસરાના ભાઈ બહેનોએ સારું એવું ભંડોળ કરીને બગસરાના વિકાસમાં વાપરેલું. અહીં પણ એ બધા વતી શ્રી. નાનાલાલ મેઘાણીએ રૂપિયા ૨૫ હજાર મેઘાણી સ્મારક માટે રચાયેલી સમિતિને આપવા જાહેર કરેલા તેને સમારંભે હર્ષથી વધાવી લીધેલા. શ્રી. રતુભાઈ તથા શ્રી. રાઘવજીભાઈએ બે રાત ને બે દિવસ આ સાંસ્કૃતિક સમારોહને આપીને પ્રોત્સાહન તથા માર્ગદર્શન આપેલું.

મેઘાણી જયંતીના મહોત્સવની શરૂઆત તો ખરું જોતાં રાજકોટ રોટરી કલબથી થઈ કહેવાય. શ્રી. મનુભાઈ પંચોળીને નોતરીને મેઘાણીભાઈ ઉપર એક ઉત્કૃષ્ટ વ્યાખ્યાન અપાવ્યું.

તા. ૧૪ ઓગસ્ટે રાજકોટના નાગરિકોની જયંતી-મહોત્સવ સમિતિએ વીરાણી વિનયમંદિરના પટાંગણમાં મહોત્સવના સમારંભનું ઉદ્ઘાટન કર્યું. પ્રમુખસ્થાને હતા શ્રી. મનુભાઈ પંચોળી અને અતિથિ વિશેષ હતા શ્રી. મેરૂભા ગઢવી. લગભગ ચારેક કલાક ચાલેલો એ કાર્યક્રમ યાદગાર બની ગયો. વિશાળ મેદનીમાં ભારે રસ આનંદ જમાવી ગયો.

રાજકોટની મહોત્સવ સમિતિએ વર્ષભરના વિશાળ કાર્યક્રમનું આયોજન કર્યું છે ને ખૂબ ખંત તથા ઉત્સાહથી એ આયોજનના અમલ પાછળ કામે લાગેલ છે. તા. ૨૪મીના રોજ એ જ વીરાણી વિનય મંદિરના મુખ્ય ખંડમાં જયંતી મહોત્સવ નિમિત્તે આકાશવાણી રાજકોટ તરફથી સુંદર કવિસંમેલન યોજાયેલું તે ભારે રસ-મસ્તીમાં રાતના નવથી દોઢ વાગ્યા સુધી ચાલેલું. સંચાલન શ્રી. જયંત આચાર્યે કરેલું.

અને એમ જોઈએ તો અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત વિદ્યાસભા, ગુજ. યુનિ. અને ગુજરાત સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે તા. ૧૦ના મેઘાણી જયંતી ઉજવાઈ તે અભૂતપૂર્વ જ જ કહેવાય. અમદાવાદના કલાકાર ભાઈ બહેનોએ પણ ભારે ઉત્સાહથી મેઘાણી જયંતીના કાર્યક્રમો ઉજવ્યા.

દિલ્હી, કલકત્તા મુંબઈથી લઈને ગુજરાતમાં સુરત, વડોદરા વગેરે ઠેક શહેર-ગામોને આ-રી લઈને સૌરાષ્ટ્ર આજ ઠેર ઠેર મેઘાણી જયંતી ઉજવી રહેલ છે. ભાવનગર તો મેઘાણીભાઈનું પિયર ગણાય. ભાવનગરમાં વિવિધ સ્થળે એ કાર્યક્રમો ઉજવાયા તો જામનગરે વિશાળ પાયા ઉપર મેઘાણી જયંતી ઉત્સવ ઉજવ્યો. જેતપુર, જૂનાગઢ, વીરપુર વગેરેએ પણ.

ઠેર ઠેર આ જયંતી મહોત્સવ ઉજવાતો જ રહેશે. એનું સ્વરૂપ સાહિત્યનું-લોકસાહિત્યનું જ રહેશે. લોકોનો ઉત્સવ લોકસાહિત્યથી જ ઉજવાય. પણ મેઘાણીભાઈનું વ્યક્તિત્વ બહુમુખી હતું ને જનતાના સર્વ વર્ગોને સ્પર્શે એવું હતું. એટલે અનેક વિધરૂપે આ ઉત્સવ ઉજવાઈ રહ્યો છે. પણ એમાંથી લોકસાહિત્યના ઉત્કર્ષને શિક્ષણ-પ્રસાર વગેરે દ્વારા મેઘાણીભાઈની કાયમી સ્મૃતિનો હેતુ ન વિસરાય એ જોવાનું રહે છે.

# ન હોય તો નભે નહિ

નાગદાન જેઠસુર બારોટ

લાંગા લાવ સંસાર કા, દિયા ને ભજિયા દોય;
ના દિયા,ના ભજિયા, વાકા જનમારા ખોય.

લગભગ ચારસો વર્ષ પહેલાંની વાત છે. હાલ-માં કુંડલા તાબે થોરડી ગામ. તેમાં મેઘા મારૂ નામે આયર હતો. પાંચસો વીઘાનો ગરાસદાર, પણ ભલપના સીમાડા જેને કેરામાં આવે એવો આયર. ચારણ, બારોટ કે માગણિયાત આવીને એમનો ચાર વેદનો દુહો કહે તો નીમ કે એક દુહે એક ભેંસ આપવી. આવા એને મોજના હીલોળા છૂટે.

ભલકારો ભાણુણ તણો, સકૂરાને મન સોવાઇ ;
માહાની છાતીમાંય, વળો ભાંગો વેરડ'.

વાતોને પાંખો આવી કે થોરડીમાં મેરો હાદાનો છે, પણ એક દુહે એક ભેંસ આપે છે. કાંસા ફૂટા કે ન ફૂટા બાગા રણંકા હજારા કોશા. દણુણુણ વાતો નીકળી. ઘણા માગણિયાતો આવતા અને એક દુહે એક ભેંસ લઈ આવતા.

એમાં વરલ ગામનો ગઢવી આપો કરશન ઘણો ભીરવાળો માણસ ટંક ચાનરી જાય, પણ કોઈ પાસે લાંબો હાથ ન કરે.એમાં એક દિવસ પોતાના બે દીકરા, એક દીકરી અને બે માણસ પોતે એમ પાંચ જણાને આખા દિવસના કડાકા થયા. પેતાના ઘરેથી બાઈ માણસને યાદ આવ્યું કે જગતમાં હજી દાતાર છે.

નો હોય તો નભે નહી, અથવી પાવરરા;
(પણ કો'ક કો'ક કાનાણા, હોલો ભાખે હમીરિયા.

બાઈ કહે : "ગઢવા ! થોરડી ગામ જા. મેઘા મારૂ જેવો દાતાર છે. એક દુહો લઈને જા અને એક ભેંસ લાવ, તો આપણા છોકરાં છાશ પીતાં થાય"

"અરે ગાંડી, મને 'ભલે બાપ' એમ કહેતાં જ્યાં નથી આવડતું ત્યાં દુહાની વાત-ક્યાં કરવી !" ચારણે કહ્યું.

બાઈ કહે : "સાંભળ, હું તને દુહો શીખવાડું.

"ચારણ ગોળી સજ કર્યં, લે નેતરને રવાઇ;
મારૂ માગું મેઘડા, મંન સમપે મેખ સવાઇ."

ચારણનો બાળક છે. એમાં કાંઈ કહેવાપણું ન હોય.
ચારણ ચોથો વેદ, વણ પઢો વાતો કરે;
ભાંખે આગળના ભેદ, જેને જીભે જોગણી.

ચાર દિવસ થયા. આ દુહો ચારણને કંઠસ્થ થઈ ગયો. બરાબર જેમ ઈશ્વરનો ભક્ત પ્રભુને ન ભૂલે એમ આ ચારણ મેઘામારૂના દુહાની માળા ફેરવે છે.

એક દિવસ સવારમાં સરા વારતિથિ જોઈને આપા કરસને તૈયાર થઈને થોરડીનો માર્ગ લીધો. પગલાં ભરતો જાય છે, જમીનનો પંથ કાપતો જાય છે અને દુહો બોલતો જાય છે. "હે કરણી સયાની, તું ભેરે રહેજે, મારી મા !"

એમ કરતાં ત્રણેક દિવસે ગઢવીએ થોરડીનાં ઝાડવાં જોયાં. સાંજના પાંચેક વાગ્યાનો સમય છે. જનાવરોના ઘેરા માળામાં જવા તૈયારી કરે છે. દિવસ આથમવાને થોડી વાર છે. એવે વખતે થોર-ડીના સીમાડામાં જાતાં ઝાડવાં બરજા બરજા થઇ રહ્યાં છે, ચારણનું મન પણ હિલોળે ચડ્યું છે. આવા ગામમાં મેઘો મારૂ ચોરે બેઠો છે. એના ભાઈ–ભત્રીજા પણ છે. થોડા માગણિયાત પણ છે, ત્યાં આ ચારણે આવીને હાકલ કરીને જેમ ભલકારો કર્યો કે, "ભલો ભલો મેઘો મારૂ, ભલો." અને દુહો ઊપાડ્યો :
ચારણ ગોળી સજ કર્યં, લે નેતરને રવાઇ;
મારૂ માગું મેઘડા, મને સમપે મેખ સવાઇ.
આમ એક અને બીજી વાર દુહો ઉલટવીને કહ્યો ત્યાં તો હાદાનો મેરો ચારે પલ્લા ઝાટકીને ઊભો થઈ બથમાં લઈ ગઢવીને રામરામ કર્યા.

પેલો મળવામાં માઠપ કરે, ઇ માઠપના એંધાણ;
(ઇ) શું પાથરે પ્રાણ, સાચું સોરઠિયો ભણે.

આ ગઢવીને બથમાં લઈને મળતાં તો લાખ-પસંદાન જેટલું સારું લાગ્યું. બેસવા સારું આસન આપ્યું. કુશળ સમાચાર પૂછ્યા: "ગઢવા, મઝામાં ના!"

"હા અન્નદાતા, આપ જેવા સરદારની દયાથી આનંદ છે. આપનું ગામ તો બાપુ વરસ છે." ગઢવીએ કહ્યું.

"વાહ ગઢવા, બહુ દયા કરી." મેધાએ કહ્યું.

"હા બાપ, તારે માથે દ્વારકાધીશની દયા છે." ગઢવીએ કહ્યું.

"વાહ ગઢવી, દુહો ભારે લઈને આવ્યા છે."

"હા બાપ, ચારણનો દીકરો છું. આકડા લીંબડાનાં ફૂલ ભેગાં કરીને લાવ્યો છું." ગઢવીએ કહ્યું.

"ના ના ગઢવી, આ તો ગુલાબ ચંપાનાં ફૂલ છે." મેધાએ કહ્યું.

મેધા માળ દુહાની પ્રશંસા કરતા હતા ત્યાં એક મોટા કવિરાજ બોલ્યા કે: "આપા, બહુ મોટા માણસનું આ દુખ, કારણ કે "લે લાકડું અને કર્ય મેર હું." દુહો ભારે, દુહો ભારે એમ ઘડીએ ઘડીએ વખાણ કરો છો તો દુહો આ કરશન ગઢવીનો બનાવેલો નથી."

"હં હં હું એ કેવા નથી માગતો. પણ આ દુહાની આ ગઢવીને બે ભેંસ દ્વારકાવાળો રણછોડજી આપે છે." મેધા માળએ કહ્યું.

"અરે બાપુ, એ તો આખું ખાડું આપો ને! એની સામે અમારે કયાં જોવાનું છે? પણ અમારું તો એક જ કહેવાનું છે કે આ દુહો ગઢવીનો બનાવેલો નથી." કવિરાજે કહ્યું.

આ ગઢવીને ખૂબ આકરું લાગ્યું કે 'હું ચારણપણે ના પાડતો કે મને માગતાં ન આવડે, કવિતા ન આવડે અને મને મોકલવો રહેવા દે પણ મારું મોત આ ધોરડીના ચોરામાં લખાયું હશે એને કોણ મટાડી શકે! આ ચોરામાં મારું અપમાન થયું. હવે એક જ માર્ગ કે સવાર થાય એટલે દેહ પડી નાખવો.' આવો દઢ નિશ્ચય કરી ગઢવી સૌ ડાયરા ભેગા બેઠા.

દિવસ ચારે કોરે અસ્ત થયો છે. અંધારું થવા લાગ્યું છે. દેવમંદિરની આરતીનો સમય થયો છે. મંદિરે સાધુ, સંતો, ભક્તો સૌ ભેગા થાય છે. ઝાલરોના રણકાટથી, શંખના શંખનાદથી અને નગારાના માથે દાંડિયોથી નગારાં ગાજી ઊઠયાં છે. આરતી થઈ રહી એટલે ગઢમાંથી વાણંદે આવીને વાળુ માટે હાકલ કરી કે: "બાપુ, પધારો વાળુ કરવા." એટલે મહેમાન તથા મેધા માળ એમ વીસ-પચીસ જણ વાળુ કરવા ઊભા થયા, પણ આ એક ગઢવી બેસી રહ્યો.

ડાયરો ગઢમાં વાળુ કરવા ગયો. હાથ ધોઈને વાળુ કરવા બેઠા. પંગતમાં નજર કરી, પણ આ કરશન ગઢવીને ન ભાળ્યા એટલે વાણંદને કહ્યું કે: "ચોરે એક ગઢવી મહેમાન છે એને બોલાવ."

ગદુડિયો વાણંદ જઈને ગઢવીને કહે: "આપા, વાળુ કરવા હાલો. ડાયરો પંગતમાં બેઠો છે."

"ના બાપ, મારે વાળુ નથી કરવું. લગભગ રોંઢે પાસેના ગામમાં એક પટેલને ત્યાં રોંઢો કર્યો છે. માટે વાળુની ઈચ્છા નથી."

"ઠીક તમારી મરજી." વાણંદે આવીને મેધા આપને કહ્યું કે: "ગઢવાને વાળુ નથી કરવું."

"ઠીક એમની મરજી" મેધા માળએ કહ્યું.

ચોરામાંથી ગઢવી ઊભા થઈને ગામને ઓતરાદે ઝાંપે નાની એવી નદી છે. ત્યાં વેકરામાં જઈ પોતાના પાસે પનિયું હતું એ પાથરી પોતાની પાઘડીનું ઓશીકું કરીને સૂતા છે. પણ ઉંઘ નથી આવતી.

અહીં ગઢમાંથી ડાયરો વાળુ કરીને ચોરે આવ્યો એટલે ગઢવીને ન ભાળ્યા. મેધા માળ કહે: "ગઢવી કયાં ગયા"?

"બાપુ, હમણાં આવશે. કયાંક ગયા હશે."

કલાક-દોઢકલાક રાહ જોઈ. ગઢવી ન આવ્યા. ડાયરો પથારામાં આડે પડખે સૂતો છે. મેઘા મારૂ કહે : "ભારે કરી. એમને બે ભેંસ આપવાની હતી અને જતા રહ્યા. રાત લાંઘી. ભારે કરી."

વળી કોઈ બોલ્યો : "બાપુ, તો પછી વરલ ક્યાં લંકામાં છે ! અહીંથી મજૂર કરીને મોકલી દેશું."

"હા એમ જ થશે." મેઘા મારૂએ કહ્યું.

ઘડીક ડાયરે વાતો કરીને નિદ્રાદેવીને આધીન થયા. રાતના ચારે પહોર વીતાવીને પ્રાગડના દોરા ફૂટ્યા. આ ગઢવીને રાત વેરણ થઈ હતી. તરફડી તરફડીને રાત કાઢી. સૌ ડાયરો દાતણ કરી કસુંબા લઈને બેઠો છે.

આ ગઢવી નદીમાંથી ઊભા થઈને કળસિયે જઈ આવીને મરવા માટે ચારે તરફ નજર કરે છે. ત્યાં એક આંબલીનું ઝાડ અને ઝાડને થડે આઈ ખોડિયારનું નિશ્ચળ છે. ઊભો થઈને ત્યાં ગયો. વિચાર કર્યો કે બીજે ક્યાંક મરી ગયો હોત તો ક્યાંક કાગડા-કૂતરા ખાત. પણ આ મારી મા ઘણા દિવસની ભૂખી હશે તો મારા લોહીથી ધરવું.

આવો દૃઢ વિચાર કરીને પોતાની પાસે કટારી હતી તે કાઢીને આઈના ફળા પાસે ઊભી મૂકીને આઠેક ડગલા પાછળ જઈને પોતાના દેહને જ્યાં કટાર ઉપર નાખવા જાય છે ત્યાં જાણે મા શારદાનો અંદરથી પડકાર આવ્યો :

"જા મરીશ નહીં. આખી જિંદગી તારી જીભે છું"

"વાહ માડી, આપનું સત વચન." ચારણે કહ્યું.

હવે તો આ ગઢવો જે વસ્તુ માથે નજર કરે એના ચાર વેણનો દુહો બનાવે છે. નદીએથી નીકળીને ઝાંપામાં આવ્યો. વડલો લગભગ અર્ધા વીઘામાં છે.

વાહ વડ.

વડવડવાઈએ ઝકિઝ્યો, અગસર ટકી આણ;
મેલી જટા મોકળી, (કો'ક) જડધર ઊભો જાણ.

આમ દુહા કે'તો કે'તો ચોરે આવ્યો. બરાબર ડાયરો જામ્યો છે. વાતોનો રંગ જામ્યો છે.

વાતડિયું વગતાળિયું. જણ જણ જૂજવિયું;
જેડા જેડા માનવી, એવી એવી વાતડિયું.

ડાયરાએ ગઢવાને ભાળ્યો, પણ પગ કોઈ બીજી તરાથી ઊપડતો આવે છે. ચોરાનાં પગથિયાં ચડીને હાકલ કરી:

વાદળિયો વણાર, થાનક જે થોરડી તણે;
મેખી પણુંગ મલાર, મારૂં વરહલ મેઘડા.

એમ એક પછી એક દૂહાની સાંકળ બંધાતી આવે છે.

અજા વીસું આઠ, દોઈ એકે દોયણે;
મારૂ ન ભરાય માટ, મેયું વિના મેઘડા.

માટીડો મહેનત કરે, વિઘા પાંચ જ ખાય;
નવખંડ નીલો ન થાય, મે વિના મેઘડા.

કડિયાની કસ ચાળવે છે ને દુહો બનતો જાય છે.

ભલ દૂઝે ભલ દૂઝશે, દૂઝંતી વયાઈ;
(જ્યાં) ઘર વિંધ્યા દૂઝણી, તો ઘર અરહ્યું કાંઈ
બીજા ત્રીજ તળાવ, માનસરોવરજી મેઘડા;
આવે કંઝ્ય અપાર, હંસ વાહરે હાદાકોત.

આમ ૧૨૦ દુહા કહ્યા. મેઘા મારૂની છાતી મોજમાં હિલોળા મારવા લાગી. "ગઢવા બેસો બેસો." ગઢવો બેઠો. "હવે ગઢવા ગણતરીએ પાર નહીં આવે. આજે રોંઢાને વખતે તળાવમાં ડોબાં બેઠાં છે. ત્યાં વાંભ કરજો. માંદળ લૂંટાવવું છે. "વાહ મેઘા મારૂને ઘટે છે." આમ વાતોની ધકબક ચાલે છે.

બાર-એક વાગ્યા છે. ડાયરો ગઢમાં રોટલા ખાવા ગયો છે. નિરાંતે રોટલા ખાઈને ડાયરો ચોરે આવ્યો. બે કલાક આરામ કરીને ચાર-સાડાચારનો સમય થયો ત્યાં માલને તળાવમાંથી સીમમાં ચરવા જવું છે. ત્યાં મેઘા-મારૂ કહે : "હ્યો ડાયરો હાલો આ ગઢવા પાસે આજ વાંભ કરાવવી છે અને માંદળ લૂંટાવવું છે. સૌ ડાયરો ઊભા થઈને તળાવે આવ્યા. ત્યાં ભેંસનું ખાડું બેઠેલું. "લ્યો ગઢવા, કરો વાંભ." તળાવમાં ૩૦૦ ભેંસ બેઠેલી.

## ગીત

ઘણા નામ કુંઢીતણા, નાગલ્યુ, ગોટલ્યુ, નેત્રસુ;
નાનકયુ શીંગ નમણા, ગીણલુ, ભૂતડું;
ભોજ સેગાળિયું, બીનડયુ હાથણી, ગજા બમટ્યા.
ભીલિયું બાવડયુ, બોઘરૂ ભૂરિયું
પૂતળી ઢીંગલું નામ પ્રાજા.
ચગરિયું, વંગડયું, વાલમ્યું. ભાલમ્યું,
રાણ પાડુ તણા, જાણ રાજા,
દાડમ્યું, મીણલ્યું, હેડલ્યું, દડગલું,
ગેલિયુ મુગલુ રૂપ ગણીએ.
સાઢિયું, બાપલ્યું, દ્રાખ ને સાકરૂ,
પાડગાડદ તણે એમ પણીએ;
ઓપતા કાળિયું, શીંગ આંટાળિયું,
ભાળિયું, પીંગલા આવ ભારે.

## દુહા

શામવરણ, અમરત જરણ, પેટભરન વનજાત;
તરન ચરનકી પદમણી, દેડો દીનાનાથ.
કાને કસ્તૂરી નીપજે, શીંગ અગરની ઘાણ્ય;
ધમકે ગાધીરા હાટરી, મેયું વાખા શાઢાણ.
આરેથી મધરૂ સંડિયુ, મસાણે સંડયા ભૂત;
શાઢાણે સિહ સંડિયા, મેખડિયું અવધૂત.
મેયું માંદળ સાંડિયું, આરા ઓજાડયે;
જાણ જોગંધર હાલિયું, ખાખું લગાડે.
નવરંગી નીપાવિયું, ટપલે બાધી ત્રોડ;
ઓજલ હુંધી રાખિયું, મેયું સંધા ઓડ.

અવી ભેંસો બેઠી છે. બાપ દીકરાને વેચાણમાં વાધા પડે એવી ભેંસો બેઠી છે. તળાવમા ટાપરો તળાવની પાળે ઊભો છે "લ્યો કરશન ગઢવી, કરો વાંભ. માદળ લૂંટવુ છે."

એક તો ચરણ છે. દૂધની તૃષ્ણાવાળો છે. જેમ કાનમા આંગળી નાખીને વાભ કરી કે: "બાપ નાગલા બાપ બીનડા!' ત્યા ભેંસો તળા મ.થી પૂછ-ડાને વળ દઈને ઊભી રેવા લાગી. કાઠરો જોઈ રહ્યો છે.

"વાહ મેધા મારૂ. ભલે મેધા મારૂ" એમ ભણકારા થઈ રહ્યા છે. ચારણને ખભે રવાઈ, પંચોસોની કિમતનો ધાબળો, અઢાર શેરનું બોઘરૂં, રાંકના માથા જેવુ ગોળું રહી ગયું છે.

દશ, પંદર, પચીસ, પચાસ એમ કરતાં એકસો ને એક ભેંશ ઊભી થઈ છે. પાછળથી પાડો ઊભો થયો.

"લ્યો ગઢવા, સીમાડો પડી ગયો. પાડાની મોઢા આગળની ભેસ ગઢવાની અને પાછળની મેધા મારની છે." આગળનો રિવાજ કે માદળ લૂંટાવે તેમાં પાડાની મોડા આગળની ભેંસ માગનારની અને પાડાની પાછળની ભેંસ ધરધણીની. આમ એકસો ને એક ભેંસ ગઢવીને આપીને કહ્યું: "લ્યો ગઢવી, સોપારીનો કટકો દ્વારકાધીશ આપે છે. પણ મારે ને તમારે શરત એક કે વરસના ઝ.પા સુધી કોઈનું દાન ન લેવું."

"ભરે બાપ, વરસ સુધી નહીં, પણ આખી જિંદગી કોઈ પાસે હાથ લાંબો ન કરું." ચારણે કહ્યુ.

વાતો નીકળી કે થોરડિયા મેધા મારૂએ એક વરસના ગઢવીને એકસો એક ભેંસ આપી. "હા ભાઈ, આયર આપે એમાં નવાઈ નહીં. પણ પાછું નીમ લીધું કે વરસના ઝાંપા સુધી બીજું દાન ન લેવુ."

એમા મહુવા તાબાનું અત્યારે કોટામાય ગામ છે એમાં સાડવો વાઘોસી કરીને આયર રહે. તેને કાને આ વાત અથડાણી, "અરે ભેંસો આપીને હાથ ઓડાવ્યો તો એ આયર તે હું કયા આયર નથો! એ ચારણનો હાથ ન ઝલાવું તો સાડવો નહીં." સાડવે એના માણસોને કેડા રોકી બેસાર્યા કે: "એકસો એક ભેંસ આપી એ રસ્તે છાનુ ન રહે એટલે જ્યાં એ ગ.વી નીકળે કે મને તરત જાણ કરજો."

એમ માણસોને બેસાડયા ને બે દિવસ થયાં લગભગ બપોરને સમયે એકસો ને એક ભેસ લઈને ચારણ કોટામોયને ઝાંપે રાવણાવાળો ધૂનો કહેવાય છે ત્યા આવ્યો. ત્યાં સાડવાના માણસો રસ્તો રોકી!

બેઠેલા તેમણે આવીને સાડવા વાઘીસીને વાત કરી કેઃ

"બાપુ, જે ગઢવીનો હાથ ઓડાવ્યો છે મેઘા મારૂએ, તે ગઢવી આપણા ગામને ઝાંપે રાવણાનો ધૂનો છે ત્યાં ભેસો લઈએ બેઠા છે. પણ બાપુ. મેઘા મારૂનો જીવ હાલે બીજાથી ન અપાય. એકસો એક ભેંસ બીજા ત્રીજા વેતરમાં જ છે, હા બાપુ!"

"હા ભઈ, જેને આપવું છે, એ નબળું દાન શું કામ આપે?" એટલે તરત ઊભા થઈ પોતાના ઘરે જઈ સાડા ત્રણ વરસનો વછેરો બાંધેલો એ છોડ્યો. દળીના વાંસો, ઢાલકવા છાતી, વરિયાળી તાંસળી જેવા ડાબલા, પૂનાના કોરડા જેવી પૂંછડી, દેડકા જેવી આંખ, હાથીદાંતના ગળા જેવા પગના ગાળા, બાજોઠ જેવા શીંગ, હથેળીમાં પાણી પીવે એવી મોઢલી, માણેકલટ કેશવાળીથી આઠ તસુ બહાર કેશવાળી ગોઠણ સુધી ઝપાટા લે છે:

કોઈ ઘોડો, કોઈ પરખડો, કોક શીલવંતી નાર;
સરજન હારે સરજિયા, તીનુ રતન સંસાર.

તરત ઘોડાને માથે સુખલાદી સામાન, ખડિયામાં હજાર રાળ. પોતાના શરીર ઉપર શોભતા ઘરેણાં, લુંબા ઝુંબા પોતે અને ઘોડાને બનાવીને હાણમાંથી લઈને બહાર નીકળ્યા. સાડવા વાઘીસીને સીતોતેર વર્ષની ઉંમર છે.

પોતાને ઘરેથી બાઈ માણસ પડથારની કોર માથે ઊભાં છે. ઘોડો દોરીને બહાર નીકળતાં આયરને બાઈએ પૂછ્યું: "અરે આયર, આ શું? સીતોર વરસે જુવાની આવી?"

આયર કહે:"ના એમ નથી, પણ એક ચારણનો હાથ અભડાવવા જાવું છે."

બાઈ કહે: "વાહ, બહુ સારી વાત, મારા માવતર તરફનું એક સંભારણું લેતા જજો." બાઈ ઘરમાં જઈને પટારામાંથી છ શેરનું ઝુમણું લઈ આવી અને ઘોડાની ડોકે કોટિયું રહે એ ઠેકાણે બાંધી દીધું. "લ્યો હવે જાઓ" બાઈએ આયરને કહ્યું. બાઈનું નામ ઘણુ કરીને આઈ કમરીબાઈ હતું.

આયરે ઘોડા માથે સવાર થઈ ઘોડાને હાંકી મૂક્યો. પણ જેમ ખેરનાં અંગારાનો-રસ્તો હોય એમ જમીન ઉપર ડાબલો છબ્યો ન છબ્યો અને ઊપડતો જાય છે.

ગઢવી ભેંસો લઈને બેઠેલો એ ધુના ઉપર આવ્યો. ધુનાના પેટાળ સુધી પાણીમાં ઘોડો ઊતર્યો ને ચહચહ પાણી પીવે છે. કાંધને માથે લગામ પડી છે.

ગઢવીનું ધ્યાન થતાં: "વાહ ઘોડા, વાહ અસવાર, વાહ પ્રભુ, આ એકસો એક ભેંસ અને આવું ચડાણ થાય તો પ્રભુના જ ઓશિયાળા ગણાઈએ ને!"

ઘોડાએ પાણી પી લેતાં લગામ ખેંચીને ગઢવી પાસે ઘોડો આવ્યો. "ગઢવા, રામરામ."

"આપા રામરામ." ચારણે કહ્યું.

"ક્યું ગામ?" આયરે પૂછ્યું.

"ગામ તો વરલ" ચારણે કહ્યું.

આયર કહે: "ઠીક ગઢવા, અંજળી કસુંબો લેશું ને! આપણે બે ય પરદેશી પરોણલા મળ્યા છીએ પછી તમે તમારે કેડે અને હું મારે રસ્તે." આમ કહીને આયરે ઘડ પેધડું છાંડીને કીનખાબનો ધાસિયો ઘોડાના પલાણમાંથી લઈ નીચે પાથર્યો અને તેના ઉપર પોતે પહેરેલાં ઘરેણાં ઊતારવા લાગ્યો. ટૂંપિયા, સોનાના ત્રોડા, દસે આંગળીના વેઢ, ખડિયામાંથી હજાર રાળ બધું ધાસિયા ઉપર મૂકીને ખડિયામાંથી કળશિયો કાઢીને ઘોડાની ડેકે છ હરી સરક વીંટી કહે "લ્યો ગઢવા, ઘીક ઘોડાને ઝોબી રાખો. પછી હું પોટલિયે જઈ આવીને બેય જણ કસુંબો લઈને રવાના થઈએ."

"હા આપા, આ રાવણુંને થડે ઘોડાને બાંધી દો. મારાથી ન અડાય." ચારણે કહ્યું.

"અરે ગઢવી, આ અબોલ જનાવર છે, ભડકયું ઝડકયું હોય તો જેમ રાંકના હાથમાંથી રામપાતર ફૂટે, એમ ભાગી જતાં સમય ન લાગે. તો ઘડીક ઝાલી રાખો."

"ઠીક લાવો ત્યારે." કહીને ચારણે હાથ લાંબો કર્યો.

તરત જ સાડવા વાઘેસીએ સંકલ્પ કર્યો કે વસ્તુ ઘરેણાં વગેરે સાથે આ ઘોડો ભોળાનાથ સોપારીના કટકો આપે છે. આમ સંકલ્પ કરીને તરત એક ધાર હતી તેને ખેરાટો દઈને ચોરે આવતા રહ્યા.

આ બાજુ ગઢવી ઘડીક ઘોડા સામે, ઘડીક ઘરેણાં સામે, ઘડીક ભેસો સામે જોવે છે અને મોઢામાં પાણી આવે છે. જો આપ્યું મળે તો બસ કહેવાય. હવે પણ લેવાઈ ગયું છે. આમ વિચાર કરતાં કલાક થયો. સાડવો વાઘેસી ન આવ્યો એનો ચારણ વિચાર કરે છે. ગામમાંથી કોઈક માણસ આવ્યો. એને ગઢવીએ પૂછ્યું : 'ભાઈ, આ માણસ બધું સોંપીને જતા રહ્યા છે. મારે મોડું થાય છે. એ ભાઈ ક્યાં ગયા હશે ?"

માણસ કહે : "એ ભાઈ તો ચોરે બેઠા છે. અહીના મલદેશ સાડવો વાઘેસી હતા. તમને બધું આપી ગયા છે."

"અરે મારે ન જોઈએ." ઘોડો ઘરેણાં વગેરે લઈને ગઢવી ચોરે આવ્યા. 'આપા, આ મારે ન જોઈએ."

"ગઢવી, ન જોઈએ તો ગોપનાથ દઈ આવો. હું તમને આપી ચૂક્યો છું." આયરે કહ્યું.

માંડળ મેઘે મારૂએ, દીધેલ દાન જકે;
તેની સારેથી; સચળ દીધા સાડવા.
વાટેથી દીધા વડ, વેવારે વહળોય;
(પણ) કેટામોય કોઇ, તેં છેતરિયા સાડવા.

---

## ભીતરનો ભય

મુંને ભીતરનો ભય લાગે
અવળમતિના અંધકારમાં
અજંપના ઘા વાગે
મુંને ભીતરનો ભય લાગે—

ઝૂલતું મારું જોબન જાણે
ફાગણ કેરો ફાગ,
રાગની આગ ઘેરાઇ રહી
એનો નહીં રે પામું તાગ.
ચહું છતાં ના પ્યાસ છીપાયે રૂંવે રૂંવે દવ જાગે
મુંને ભીતરનો ભય લાગે—

કંપે મારી કાયા જાણે
વાવંટોળે વેલ,
રુદિયો મારો રડતો જાણે
બંધ તૂટેલી રેલ,
રહું વળૂંભી વલખાં મારી કાયા જીવતર ધાગે—
મુંને ભીતરનો ભય લાગે

—ભાસ્કર વ્હોરા

# આપો શેણુ અમલ્લ.

—પ્રવીણકુમાર ગઢવી

નગારાં ત્રંબક રડે, હોય મરદાં હલ્લ.
શિર પડે ને ધડ લડે, આપો શેણુ અમલ્લ.

—બહારવટાંનો કસુંબો તો સદીએ સદીએ ઘૂંટાયો છે. ન્યાય પામવા જ્યારે કોઈ રસ્તો રહેતો નથી, ત્યારે બંદૂક ઉઠાવવી પડે છે. દુનિયાના ખૂણે ખૂણે બહારવટાં ખેલાયાં છે અને જ્યાં સુધી ન્યાયનું રાજ્ય નહીં સ્થપાય, માનવ અધિકારોનાં મૂલ્ય ઊંચાં નહીં અંકાય ત્યાં લગી બહારવટાં ખેલાતાં રહેશે—આજે બાંગ્લાદેશમાં તો આવતી કાલે વિયેતનામમાં.

રૂપેણકાંઠાની ધરતીપર વનરાજ ચાવડાએ ખેલેલું બહારવટું તો ઈતિહાસ પ્રસિદ્ધ છે ગુર્જરેશ્વરો અને પાટણના પાદશાહો સામે બાખડનારાઓના ઘોડા પણ રૂપેણ કાંઠે ખાબક્યા હશે ને? ઈતિહાસ મોઢેરાના ટેકરાઓ નીચે સૂતો છે, કોણ જાણે?

આજ દી આવી ત્યાં સુધીમાં અનેક નાનાંમોટાં બહારવટાં રૂપેણકાંઠે ખેલાયાં હશે. એ બહારવટાંના આછા પાતળા પડછાયા લોકગીતોમાં પડયા છે.

ઉંચાનેચી સરવરિયાંની પાળ,
પાળે રે બેઠાં બગલાં રે લાલ.
બગલાં ઉડી ગયાં આગનાશ,
પડયાં રે રિયાં પગલાં રે લાલ.
કે પાળે ઉભો ટોપીવાળો કરે વિચાર,
ચિયાં ગઢ લેવાશાં રે લાલ.
ભેળો ભેળો વડોદરા રે મોટાં શેર,
વળતાં રે ભેળો માંડવી રે લાલ.

અને ટોપીવાળા બહારવટિયા માંડવી પર ત્રાટક્યા. માંડવીમાં કાગારોળ મચી ગઈ.

કે માંડવી ઉડે સે કાગારોળ,
તરવેરે રંગ તાળી પડે રે લાલ:
માંડવીમાં ઉડે બંદૂકાંવાળી ઠોર,
ગોળીયું રે આવે બોલતી રે લાલ...

—માંડવીનું આકાશ ગોળીઓથી છવાઈ ગયું. પણ અહીં લોકકવિ પંથ ભૂલે છે:

કે માંડવીમાં ભાલડિગે વરહે ઝીણા મેહ,
બાળાની ખોઈ દામણી રે લાલ...
કે દાસી મારાં, દિવલડો અજવાળો,
ખોવાણી મારી દામણી રે લાલ...
કે ઠાકોર મારા શેની વણું દિવેટ,
શનાં રે કરું કોડિયાં રે લાલ...
કે દાસી મારાં રૂની વણો દિવટે,
ચાંદીનાં કરો કોડિયાં રે લાલ..
કે બાળ્યાં બાળ્યાં બાર ઘાંણીવાળાં તેલ.
તો યે ના જડી દામણી રે લાલ....

—બાર બાર ઘાણીનાં તેલ બાળ્યાં તો યે ખોવાયેલી દામણી ન જડી. હવે આવે છે સુંદર કલ્પના.

કે ભલે ઉગ્યા શરદપુનમના ચાંદ,
બાળાની ઝબકી દામણી રે લાલ!

—હોળી પર્વ વેળા ગવાતી ઠાગાની આ ગરબીનો ઉંડો અભ્યાસ કરવા જેવો છે. ગરબીનો જન્મ સ્થાનિક લોકસમાજમાં નથી થયો. કદાચ મહી કાંઠાથી ગવાતી ગવાતી અહીં આવી છે. અને ટોપીવાળો તે કોણ? કોઈ બહારવટિયો કે દીવ કાંઠેથી ચડી આવેલો ફિરંગી? સોરઠનાં લોકગીતોમાં ફિરંગીઓને ટોપીવાળા કહ્યા હોય છે. બીજું, ખૂનખાર જંગમાંથી અચાનક દામણીની નાજુક વાતમાં સરી પડવાનું લોકકવિનું શું પ્રયોજન હશે તે શોધવું રહ્યું.

શૂરવીર નવાજીની ગરબી પણ ખેલાઈ ગયેલા કો' બહારવટાની ખાંભી જેવી છે:

નવોજી ચાલ્યારે નવલખ ઘોડલે રે
હારે ચાલે નવલખ ફોજ

લંકાને ટોડે તોરણ બાંધવા રે
નવોજી ચાલ્યા રે નવ ઘોડલે રે લાલ.
ગામના લવારી રે વીરા વેનવું
મને બંદૂકડાં ઘડી આલ્ય,
ઝગડો, લ્યા જીતવો રે લાલ.
તમારી બંદૂકડાં નવા નૈં ઘડું રે,
તારે માથે રે મેવાસીયાંના વેર,
ઝગડો 'લ્યા જીતવો રે લાલ.
ગામના રે સરાણી વીરા વેનવું,
મને તરવેરૂં ઘડી આલ્ય,
ઝગડો 'લ્યા જીતવો રે લાલ.
તમારી તરવેરૂં નવા નૈં ઘડું રે,
તારે માથે મેવાસીયાંનાં વેર,
ઝગડો 'લ્યા જીતવો રે લાલ.
ગામના રે સુતારી વીરા વેનવું,
મને ભાલડીયાં ઘડી આલ્ય,
ઝગડો 'લ્યા જીતવો રે લાલ.
તમારાં ભાલડીયાં નવા નૈં ઘડું રે,
તારે માથે મેવાસીયાંનાં વેર,
ઝગડો 'લ્યા જીતવો રે લાલ.

—એમ નવાજીને સૌએ વાર્યા પણ નવેજી તો બહારવટે ચડયા. ગીતમાં સાંગોપાંગ કથા નથી બહારવટાંની ગવાતી ગરબીઓ એટલે જ અટકી જતી હોય છે.

જીવણજી ઠાકોર નામનો કોઈ બહારવટિયો પકડાયો અને જેલમાં પડ્યો. લોકકવિએ 'કેદીનું કલ્પાંત' ગાયું :

ઉંચી ઉંચી ડાળના લીંબડા હો ભાઈ,
ઉંચી ઉંચી ડાળના લીંબડા.
મારે તું વિના ન કોઈની સગાઈ રે,
જેલનાં જીવન એવાં.

—ભૂંયો, આ તો સવાયા લોકકવિ સ્વ. ઝવેરચંદ મેઘાણીની કવિતા. લોકકવિતા તો આ રહી:

લેંબડી ઉજી લીંબુડી રેતમાં
લેંબડીઓનાં લીલાં પીળાં પાંદરે;
જીવણજી ઠાકોર !

અને સરખાવો મેઘાણીની કવિતાની બીજી કડી:

લાખ લાખ પાંદ તારી આંખડી હો ભાઈ !
લાખ લાખ પાંદ તારી આંખડી.
મારા ગામ તણી સીમડી કળાય રે?—જેલનાં.

બંને લોકકવિઓએ ભેરુબંધ બની લીંબડાના રૂપકને ખીલવ્યું છે.

લેંબડી ઉજી લીંબુડી રેતમાં,
લેંબડીઓનાં લીલાં પીળાં પાંદરે,
જીવણજી ઠાકોર !

કાયારે પડી જુનાળાની જેલમાં.
ઘેરે રે બાંધતા મલોમલ ફાળિયાં
જેલખાંનામાં ટોપીએ વે'વાર હોય રે,
જીવણજી ઠાકોર !

કાયારે પડી જુનાળાની જેલમાં.
ઘેરે રે પેરતા ચપોચપ ધોતીયાં,
જેલખાંનામાં ચડ્ડીએ વે'વાર હોય રે,
જીવણજી ઠાકોર !

કાયારે પડી જુનાળાની જેલમાં.
ઘેરે રે પેરતા ચપોચપ મોજડી,
જેલખાંનામાં ચંપલે વે'વાર હોય રે,
જીવણજી ઠાકોર !

કાયારે પડી જુનાળાની જેલમાં.

એ ગરબી ચંપાબહેન ભંગીએ આપી છે. ઠાકરડા નવાજીએ લખાવેલી જીવણજીની ગરબી પાઠભેદે નોંધી છે :

લેંબડીઓનાં લીલાં પીળાં પાંદરે,
લેંબડીઓની લીલીપીળી છાંયરે
જીવણજી ઠાકોર !
કાયારે પડી દુનાળાની જેલમાં...
એ ..જીવણજી ઠાકોર,
જેલખાંનામાં સોટીએ વેવાર હોય રે,
જીવણજી ઠાકોર !
કાયારે પડી દુનાળાની જેલમાં...
એ...જીવણજી ઠાકોર,

જેલખાંનામાં ચક્કીએ વે'વાર હોય રે,
જીવણજી ઠાકોર !
કાયારે પડી હુનાળાની જેલમાં....

એ...જીવણજી ઠાકોર,
જેલખાંનામાં સૂપડે વે'વાર હોય રે,
જીવણજી ઠાકોર !
કાયારે પડી હુનાળાની જેલમાં..

એ...જીવણજી ઠાકોર,
કાયારે તમારી ઉડી જૈ અગનાશ રે,
જીવણજી ઠાકોર !
કાયારે પડી હુનાળાની જેલમાં...

બંનેમાં ભેદ પણ છે. પહેલીમાં જેલમાં પહેરવાં પડતાં કપડાંની અને ઘેર પહેરતા એ કપડાંની તુલના છે જ્યારે બીજીમાં જેલમાં કરવાં પડતાં કામ નીરૂપ્યાં છે. આ ગરબીનું નળકાંઠાના પઢારોમાં ગવાતુ પાઠાંતર શ્રી. પુષ્કર ચંદરવાકરે 'નવી હલકો'-માં નોંધ્યું છે :

એ જીવણજી ઠાકોર,
કાયારે પડી જૂનાની જેલમાં,
ઘેરે રે પેરનો તું ધોનીયાં,
જેલખાનામાં પેરવી ટૂંકી ચડીયું રે !

—બંનેમાંથી કઈ લોકઢાળની વધુ નજીક છે, તે નક્કી કરવાનું અભ્યાસીઓને માથે છોડું છું.

લોકગીતોમાં સ્થાનિક શૂરવીરો (Local heroes) ઊંચુ સ્થાન પામ્યા છે. દીપડો મારનાર ભાવસિંહ અમર બની ગયો છે :

શિંકોરી તરવારો, ગેંડાની ઢાલો
ચ્યમ કરી દીપડાને માર્યો,
'લ્યા, ભાવસંગ ભમ્મર ભાલાવાળા !

બાપુ તમારા પૂસે,
—ચ્યમ કરી, દીપડાને માર્યો,
'લ્યા ભાવસંગ ભમ્મર ભાલાવાળા !

બંધવ તમારા પૂસે,
ચ્યમ કરી દીપડાને માર્યો,
'લ્યા ભાવસંગ ભમ્મર ભાલાવાળા !

કાકા તમારા પૂસે,
ચ્યમ કરી દીપડાને માર્યો,
'લ્યા ભાવસંગ ભમ્મર ભાલાવાળા !*

આજથી પચાસ વરસ પહેલાં રૂપેણકાંઠે સુવરોની ખૂબ વસ્તી હતી. એટલે સુવરના શિકારનાં ગીતો પણ લોકકવિએ ગાયાં :

કે ભેળી ભેળી રાણાજી તારી વાડીયું...
મંઇ સુવરણી કરે રે ભંજવાડ, શેરંગીલાલ !
કે સુરવડો મારવો દોયલો !

મારા ગામના લવારી વીરા વેંનવું,
મને ભાલડીયાં ઘડી આલ્ય.
કે સુરવડો મારવો દોયલો !

મારા ગામના સુતારી વીરા વેંનવું,
મને કાંમઠડાં ઘડી આલ્ય.
કે સુવરડો મારવો દોયલો !

મારા ગામના ખતરી વીરા વેંનવું,
સુવરડો હણી લાય.
કે સુવરડો મારવો દોયલો !

---

* એ જ રીતે, વડિયા (પંચાળ) ગામના નાથુએ દીપડો માર્યો, એ બનાવને લોકકવિએ રાસડામાં મઢી લીધો. એ રાસડા અને ઉપરયુક્ત લોકગીત વચ્ચે પાઠની સમાનતા નથી, અલબત કથાવસ્તુ એક છે :

લીલો ચાહટિયો નાથુ, લીલો ચાહટિયો લેયું
લે છે, રજપૂતના !

ફૂલવાડીમાં દીપડો છે નાથુ, ફૂલવાડીમાં દીપડો
છે, તને મારશે.

તેરે તરવારિયા નાથુ, તેરે તરવારિયા, બારે
બંદૂકે તુંને મારશે.

આંધળાં તારાં મા ને બાપ, નાથુ, આંધળાં
મા-બાપની નજરું રાખજે રે.

(વાગે રૂડી વાંસળી રે...પૃ. ૩૭)

એક બળુકા સુવરનું કથાગીત તો બહારવટિયાના કથા ગીતથી યે ચડિયાતું છે. સુવરનો રણ લલકાર...

ખોડા પડગો ખાડીએ, સિંહ તરસ્યાળુ જાય
પાછો વળીને પૂછશી, આજ સાખ પૂરે વનરાય.

–સુવર પાણી પીવા ખાઈમાં પડ્યો હોય ત્યારે વનનો રાજા સિંહ પણ તરસ્યો પાછો વળી જાય. ના માનતા હો તો, પૂછો આ વનરાજિને!

ઘોડાં ખાગે મગ બાજરો, કુંવર કટોરિયે દૂધ;
હું તો ખણી ખઉં વગડાની મોથલડી, આજ
જોજો શૂરાનાં જુદ્ધ!

–ઘોડાં મગ-બાજરો ખાય, રાજાનો કુંવર કટોરામાં દૂધ પીએ પણ હું તો વગડાની મોથલડી ચરી ખાઉં ભલે, પણ આજે શરીરના જુદ્ધ જોઈ લેજો!

સુવરણી રે તું જાજે નવલા શેર જો,
નવલા શેરોની નવલી વાતું લાવજે.

સુવરિયારે હું શું રે જઉં નવલા શેર જો,
નવલાં રે શેરોનો રાજા ચડગો જુદ્ધડે.

સુવરણીરે તું ટેબલડે ચડીને જો,
ચેટલારે પાળાને ચેટલા પાખરા.

સુવરિયા રે પાળાનો નાંવે પાર્જો,
ઢાલડિયાં વાળા રે આવે ધરતી ઢાંકતા.

સુવરણી રે તું જાજે વઢિયાર દેશ જો,
મોથલડી કાઢીને બચલાં જીવાડજે.

સુવરિયારે ના કરો જુધ્ધ જો
રાજાનો કુવરડો રે તમુને મારશે.
સુવરણીરે તમે શું બતાવો મને બીકજો,
ચેટલા રે પાડું ને ચેટલા પાથરૂં
ચેટલા ચડાવી દઉં આડી ઝાંખરે.
ચેટલા ઘાલી દઉં ઝૂણુ – બચકે.
સુવરણી રે પચીસ વરહનો પુરુખજો,
સાડા ત્રણ વરહનો જો ને હંસલો.

સુવરણી રે અઢી વરહનો ફૂતરો જો,
સવા બે વરહનો જોને સુવરિગો.
એટલા નરથી રણખેતર જુદ્ધ થાય જો,
પોતે રે પરમાતમા જોવા ઉતરે....*

બળુકા સુવરને તો ચારણીસાહિત્યના મહાકવિ ઈસરદાસજી એ આજથી ચારસો વરસ પહેલાં બિરદાવ્યો હતો. એમણે રચેલા બેતાળીસ દુહાઓના અવશેષ એમની સુપ્રસિદ્ધ કૃતિ 'હાલાં ઝાલાંરા કુંડલિયા'માં છે. એ દુહાઓનું સંપાદન સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી. રતુભાઈ અદાણીએ 'રંગતરંગ–ઓક્ટોબર–૧૯૭૦' ના અંકમાં કરેલું છે.*

---

* નળકાંઠાના સેનવામાં આ ગીત પાઠભેદે ગવાય છે, જેને શ્રી. નિરંજન સરકારે મણકામાં નોંધ્યું છે:

સુવરિયા, તારી ટેબલે પાચી જાર જો,
સાચારે મોતીડે ઝૂલે કણહલાં...
સુવરડી, તું ટેબલે ચડીને જોજે જો,
ચેટલા રે પાળાને ચેટલા ઘોડે ચડયા...

સુવરિયા, કાંઇ પાળાનો નંઇ પાર જો,
રેવાતી આવે રે ધરતી ઢાંકવા...

સુવરણીતું જો જે મારું જુદ્ધ જો,
પાળાને ચડાવું ઝાડવે-બેટવે...

સુવરિયા, તું જુદ્ધડાં માંડી વાળયજો,
બચ્ચાં છે નાનેરાં, આપણ બે જણાં રે...

સુવરિયા તું જાળવજે તારું ડીલ જો,
ભમ્મરિયા ભાલે રે તુજને વેંધશે.

સુવરડી, તું જોજે મારું જુદ્ધ જો,
દેવતના કાપું રે પગના ડાબલા...

સુવરડી તું જાજે નળને કાંઠે જો,
મોથલડી ખવરાવી બચલાં મોટાં કર્યં..

(મણકો–૫, પૃ. ૧૧૧)

* સુવરણીના લોકગીત સાથે સરખાવવા યોગ્ય દુહા:

આ ગીતો રૂપેણ કાંઠે એલાઈ ગયેલાં બહાર-વટાંનો સ્પષ્ટ અણસાર આપતાં નથી પણ વિસરાઈ ગયેલા બહારવટિયાઓ ભણી ઇશારો તો જરૂર કરે છે.

સુઅર પડે અનાડ કે, સિંહ તાસ ઉજાગે
આગળ જાય પુંત્રાએસે, શાખ ભરે વનરાય

(સરખાવો : ખોડો પડપો૰)

ભૂંડણી અખે ભૂંડને, રોજ કરે કેમ રિંસ,
ઝાડ ઘણાંઈ વાસશાં, જો રે'શે સલામત શિશ.

(અર્થ : ભૂંડણી પતિને સમજાવે છે, રોજ આવો કોપ કેમ કરો છો ? જો જીવ સલામત હશે તો આપણે બીજાં ઘણાં વન શોધી કાઢીશું.)

સરખાવો : સુવરિયા રે ના કરો જુધ્ધ જો,
રાજાનો કુંવરડો રે તમને મારશે.

સુવર જવાબ વાળે છે :

ગેડેલી ભૂંડણ બાવરી, હું ચાલતો પહાડ,
કંધ વછૂટે સંધ સૂં, તોય ન છોડું ઝાડ.

ભૂંડણ લેને ખોહરા, પછડા અંગ લગાડ,
જતરે મેં હી આવશાં, કર બાધાં સરોડ.

ભૂંડણ લેને ચેવરા, દે દે પાલા પોખ,
વેહ લાખ્યા હોઈ અખરાં, દઈ મદેજે દોખ.

(અરે ગાંડી ભૂંડણી, હું તો ચાલતા પહાડ જેવો છું. મારું કાંધ આ સિંહ સાથેના યુદ્ધમાં જુદું થાય તોયે હું વન છોડવાનો નથી. હે ભૂંડણ, તું પહાડની ગૂફામાં છોકરાં લઈને આશ્રય લે. હું સિંહને મારીને ત્યાં આવીશ. ઘાસપાન ખવરાવી મોટાં કરજે. કદાચ નસીબમાં વિયોગ હોય તો દૈવને દોષ દીધા વિના વીરતાપૂર્વક જીવજે.)

સરખાવો : સુવરણી રે તું જાજે વઢિયાર દેશ જો,
બોથલડી કાઢીને બચલાં જીવાડજે.



## શ્રી. મેઘાણી સંદર્ભ-સુચિ

(ઊર્મિ, ઓગસ્ટ ૭૨ માં રહી જતા)

૧. સાહિત્ય પ્રારંભિકા — હિંમતલાલ અંજારિયા.
૨. કાવ્ય સૌરભ ,,
૩. ગુજરાતી સાહિત્યના વાત્રાળુઓ – શંકરપ્રસાદ રાવળ.
૪. આપણી કવિતા સમૃદ્ધિ – બ. ક. ઠાકોર.
૫. કાવ્યની શક્તિ – રા. વિ. પાઠક.
૬. સમાલોચના – અનંતરાય રાવળ.
૭. અવલોકના – સુન્દરમ્
૮. નૈવેદ્ય – 'વિચારબળો' – ડોલરરાય માંકડ.
૯. રૂપસૃષ્ટિમાં – ગુલાબદાસ બ્રોકર
૧૦. શાહમૃગ અને સુવર્ણમૃગ – સુનીલાલ મડિયા

—નરોત્તમ પલાણ

## ગુજરાત ઇતિહાસ પરિષદ : દ્વિતીય જ્ઞાનસત્ર

પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદરના આમંત્રણને માન આપી, ગુજરાત ઈતિહાસ પરિષદનું દ્વિતીય જ્ઞાનસત્ર આગામી ઓકટોબર માસની તા. ૨૯, ૩૦ અને ૩૧ના રોજ ડૉ. રમણલાલ ના. મહેતાના પ્રમુખસ્થાને પોરબંદર મુકામે મળનાર છે. આ સાથે સૌરાષ્ટ્રી ભરતગુંથણનું એક 'લોકકલા – પ્રદર્શન' પણ યોજવાનું વિચાર્યું છે.

આ પ્રસંગે ઉપસ્થિત રહેવા ઈતિહાસ તથા લોકસંસ્કૃતિમાં રસ લેતા સર્વ મિત્રોને માન ભરી વિનંતી કરવામાં આવે છે. વિશેષ માટે સંપર્ક સાધો:

(૧) ગુજરાત ઈતિહાસ પરિષદ્
C/o. ભો. જે. વિદ્યાભવન,
૨. છો. માર્ગ, અમદાવાદ-૯

(૨) પુરાતત્ત્વ સંશોધન મંડળ,
C/o શ્રી. મણિભાઈ વોરા.કડિયા પ્લોટ, પોરબંદર

# 'એકે હાથે ઉગલા'

કાનજીભાઈ બારોટ

જૂનો જુગ ચારનો, ધમજાગર ધૂનો;
જંઈ જોંયીં તંઈ નત નવો, એને કોણ કે' ગઢ જૂનો.

એવા જૂનાગઢની ગાદીએ અણનમ રા'કવાટ ને વાળાક દેશમાં તળાજાને તખતે ઉગાવાળો થયા. ઈ રા'કવાટનો ભાણેજ થાય. મામો ભાણેજ બેય સરખી હેડીના. ભ . રજુવાન. બેય સોરઠના શણગાર. બેય મરદાં મરદ. બેયને બહુ બને. પણ કવાટનો સ્વભાવ બેઠીલો ને ઉગાવાળો ભોળો એટલો સ્વભાવમાં ફરક.

આબુગઢમાં તેદી અણેરાજ પરમાર-જૂનાગઢના રા'ને તરણા સમાન લેખે. રા'કવાટે આબુ ઉપર ફોજ મોકલી પણ પરમારે મચક દીધી નહિ.

કવાટ કહે: "ભાણેજ, આ આબુના અણા પરમારનું શું કરવું?"

'મામા, આ વખતે હું જાઉં. પરમારને પાંહર્યો કરી આવું."

"ભલે ભાણેજ, તો તો આપણો રંગ રહી જાય."

ધનકુ ઊંડા નહ ધરે, રણમાં ખેલે દાવ;
ભાગી ફોજાં ભેડવે, વાંકો રંગ ચડાવ.

ઉગાવાળો જૂનાગઢની ને પોતાની ફોજ લઈ ચડયો આબુ ઉપર ને નવ વાર હરાવ્યો અણા પરમારને. મોમાં તરણાં લેવરાવ્યાં. આબુગઢ જીતી *ઉગાવાળો જૂનાગઢ આવ્યા.* આભિયાં થયાં. સોરઠના શ્યામે કયારી ભરી. ચરવીરોને જીતના ટાણાં તો વિવાહથી વિશેષ ગણાય.

તળાજાનો ધણી રાની જમણી બાજુ બેઠો છે. રાગરંગ થઈ રહ્યો છે. દૂધને માથે જેમ તર જામે એમ કયારી હકડેઠઠ જામી છે. રાજ દરોંઠીની વાટ જોવાય છે. કવિ વિના ચરવીરોની સભા સૂની ગણાય.
કવિએ જેના કંઠમાં, આરોપી નહિ યશમાળ;
ભઠ જીવન ભુપાળ, જીવતલગ જાંબુ ધણી.

ત્યાં બારોટ આવ્યા. રા'કે, "પધારો બારોટજી, વધામણી દઉં છું. જૂનાગઢે આબુ જીત્યો. હવે કરો વખાણ."

બારોટ કહે, "હા બાપુ, હું એય હાથે હતો. મેં નજરોનજર નીહળ્યું.

અણનમ આબુરો ધણી, પરાક્રમી પરમાર;
ઈ અણાને વાળે ઉગલે, નમાવ્યો નવ વાર.

કવાટ કહે: "દેવ, ભૂલો છો, ઉગે પરમારને પકડયો, પણ જૂનાગઢને જોરે. ઉગાનું એકલાનું ગજું નહીં."

બારોટ કહે: "બાપ, ગરવાના ધણી. ઈ વાત ઠીક. પણ જે કટકનો મરદ મોવડી હોય એની જ જગતમાં જીત થાય. બાકી આંધળા આગેવાનનું કટક તો કૂવામાં જ જાય હો. માટે મારા રા, અટાણે તો ઉગાના ગુણ ગાવા દે."

વળી ઉગાવાળા સામો લાંબો હાથ કરી બારોટ બોલ્યો,

"આરો નોય અરણવને, આભે ટેકો નો'ય;
ઈ તું જેવાથી હોય, તાબે રે તળાજા ધણી."

"સમુદ્રને બાંધેલ કાંઠો નથી. આભને થાંભલા નથી. પણ પરાક્રમી પુરુષો એવાં કામ કરી શકે. સમુદ્રને પાળ બાંધે. આભને ટેકો દઈ દે."

*અભિમાની રા'કવાટ કહે:* "બારોટ, વરસાદને જોરે દેડકું ગાજે. મારી મોટી ફોજ ન હોય તો ઉગાવાળો એક હાથે તાળી ન પાડી શકે."

ઉગાવાળો કહે: "મામા, હું દેડકું?"

"હા ભાણેજ, તમારે સારા પ્રતાપ આ તમારા મામાના. તારી નામના નીકળી જૂનાગઢને લઈને."

તંઈ ઉગાવાળો કહે: "મામા, એક ડોશી કૂકડો રાખતી ને આખા ગામને જગાડતી કે મારો

કૂકડો બોલે તો જ દી ઊગે, એવું ન હોય. કૂકડો ન બોલે તો ય સૂરજ તો ઊગે જ."

કવાટ કહે : "ઉગા, તું એકલો શું કરત ? બે હાથ વિના તાળી પડે નહિ."

તંઈ ઉગેવાળે મૂછે હાથ નાખી કહ્યું : "મામા, ભાઈડા એક હાથે તાળી પાડે. આપ સમાન બળ નહિ."

ઉગાવાળાને ખોટું લાગ્યું. રીસાઈને તળાજે જાતો રહ્યો. ગુમાની રાએ બારોટને પણ કહ્યું, "બારોટ, ઉગોવાળો એક હાથે તાળી પાડે ત્યારે જ તમારે હવે સોરઠની સભામાં આવવું. તમને ય રજા છે." રા કરડાઈ ગયો. ઉંધાનું આંધણુ હો !

કચેરીનો રંગ બદલી ગયો. પછી તો રાને પસતાવાનો પાર ન રયો. કારણ ઉગો રા'ને ભાણેજ નો'તો, ભાઈબંધ હતો. ટાણે ટાણે યાદ આવવા મંડયો. એટલે જ ડાહ્યા પુરૂષોએ કહ્યું છે :—

વાલા આડી વાડય, કાંટાળી કરીએ નઈં;
ઉગે દુઃખના ઝાડ, આડોપેય આવે નંઈ.

ઈ વખતને માથે સોરઠના દખણાદા દરિયામાં જ્યાં અત્યારે શિયાળ બેટ છે ત્યાં અનંત ચાવડો કરીને રાજા. એની પણ અવળી ખોપરી. એને એક અથેક સ્વરૂપવાન કુંવરી નામ હીરાંદે જાણે પૃથ્વીના પીઠ ઉપર ન હોય એવાં રૂપ. ભલભલા પુરુષો એને વરવા આશા કરે.

(ચંદ્રાવળા)

નગરઠઠ્ઠા સુલતાન એડી નઈ કામની,
ગળે મોતનકા હાર ઝબૂક જ્યું દામની.
અંતર ભીના કેશ અખિયાં દોનું લાલડે,
જા ઘર એસી નાર સો નર ન્યાલ હે.

પણ અનંતે હીરાદેવીનો સ્વયંવર જુદી જાતનો રચેલ. રાજા જનકે જેમ ધનુષ્ય ચઢાવે એને મારી પુત્રી પરણાવું, દ્રુપદે જેમ મચ્છ વેધે એને દ્રોપદી વરાવું, એમ અનંતે પોતાની પુત્રીનો મત લઈ પ્રતિજ્ઞા લીધી કે જે રાજવંશી કોઈને ન નમે એને હીરાંદે આપું.

હવે જોગ એવો બન્યો કે શિરોઈનો નારણીયો સુનાર મહાકારીગર. ત્યાંના રાજા માનસંગ દેવડાથી રીસાઈ અનંતને આશરો આવ્યો. ઈએ ય મરદનુ ફાડિયું. એણે એક આભમાં ઊડતી સાંઢય બનાવી'તી.

આ સાંઢય ધારે ત્યાં ઊતારે. એ સમયના ઘણાક રાજપુત્રોને અનંતે નારણની સાંઢય થકી પકડયા. ને પોતાના બગીચામાં રાખ્યા ને એક એકને બાપ–દીકરી ખાનગીમાં મળે અને અનંત રાજકુંવરોને કહે :

"મારે ત્રણ વાર પગે પડે એને કુંવરી હીરાંદે પરણાવું."

ત્યાં તો રાજપુત્રો નમી પડે.

ત્યારે અનંત કહેતો, "હ ..ઠ હું તો પારખ્યાં લઉં છું કરગરે એને કન્યા ન મળે."

અકકલ ઉછીની ન મળે, હેત હાટે ન વેચાય;
કરગરે એને કન્યા ન મળે, પરાણે પ્રીત ન થાય.

આવી રીતે ચોત્રીશ વંશ ક્ષત્રિયો અનંતની કેદમાં છે. ને એના બગીચાનાં પાણી ભરે છે. ને ઉપરિયામણમાં ભળકડે જગાડી કૂકડે...કૂક બોલાવે છે. અનંતે ય ઓછો નઈ હો...ઓ !

હવે બે જ નમ્યા વિનાનાં બાકી છે. એક જૂનાગઢનો જુવાન રા'. બીજો તળાજાનો વાળાવંશી ઊગાવાળો. અનંત નારણને કે'છે, "હવે આપણે રા'કવાટને લાવવો છે."

નારણ કહે : "ગરવાના ધણી ઉપર મારો હાથ ન હેય. તમે મારી વિદ્યાનો–કારીગરીનો ગેરઉપયોગ કર્યો. ઘણાં રાજકુંવરોને દુઃખ દીધાં."

અનંત કહે : "મારે સોરઠમાંથી સાચો શૂરવીર શોધવો છે."

નારણ ન માન્યો. ઘેર આવી સાંઢયનો નાશ કર્યો. સુતારણ સહિત દરિયામાં ડૂબી મૂવો.

પણ અનંત સીધી વાત મેલે એવો નથી. પોતાના પ્રધાનને કહ્યું; કોઈ ઉપાયે સોરઠના ધણીને પકડીને એનું ઘરાતન માપવું છે. પછી તળાજાનો વારો કાઢશું."

દીવાન કહે : "હે રાજા, પરગટ તો જૂનાગઢ જવાય નહીં.

બાવન હજાર બાંધિયા, ઘોડા ગઢ ગિરનાર
કેમ સકે સોરઠ ધણી, ખોયણુદળ ખેંગાર !

"તો છળકપટ કરવું પડશે. ને અઢળક નાણું જોશે."

અનંત કહે : એય વાત કબૂલ છે. મારે દરિયો દૂઝે છે. દીવાને ખૂબ નાણું ખરચી સિંહલદ્વીપમાંથી સો સુંદરીઓ મંગાવી પણ એક જુઓ ને એક ભૂલો એવાં રૂપ.

દેખી પે અદેખી ભલી, દેખી દાગ દે ગઇ.
નેનનકી સેનનમેં કછુક બાતાં કે ગઇ.
અઇ તન આગ લાગી દિલમે દાગ દે ગઇ.
પીપલાકા પાન જેસા કાટ કલેજા લે ગઇ.
ક્યા કરૂં કૃપાનાથ હોનેવાલી હો ગઇ.

આવી સોનેય નાચ-ગાનની તાલીમ અપાવી. એક વહાણ શણગાર્યું. જેમાં સોએ સુંદરીઓ માટે રહેવાનાં સ્થાન જુદાં જુદાં. કેવાય છે કે તેદી વાણ બાંધવાની કળા ટોચ ગણાતી. આ વા'ણ જાણે પરસ્તાનનો ટૂકડો નોખો પડીને આવ્યો હોય, એવું બન્યું. લાવે પાટણને બાળે (બંદરે). અત્યારે જ્યાં વેરાવળ પાટણ છે ને ત્યાં.

અનંતપુરનો દીવાન સોદાગર બન્યો છે પદમણિયુંનો. સોમનાથ પાટણમાંથી રથ વેલ્યું ભાડે લઈ સોએ સુંદરીઓ સહિત આ..વે જૂનાગઢ. મોટા મેદાનમાં તંબુ તાણ્યા, ઉતારા કર્યા. દીવાને કહ્યું કે : "આપણા તંબુમાં સોરઠના રાને લાવી તમારા નાચગાન બતાવવાં છે. ખામી રાખશો નહિ લાખોનું જે ખર્ચ કર્યું છે એ આ અવસર માટે જ."

પોતે રા'ની કચારીમાં કે'વાડ્યું કે સિંહલદ્વીપની પદમણિયુંનો સોદાગર રાની મુલાકાત માગે છે. રજા મળી. આવ્યો. ધરતી સુધી માથું નમાવી હાથ જોડયા.

નમન નમનમેં ફેર હે, બોત નમે નાદાન;
દગલબાજ દુના નમે, ચિતા ચોર કમાન.

રા' કહે, "બોલો શેઠ, કેમ આવવું થયું ?"

"હે સોરઠપતિ, હું પદમણિયુંનો વેપારી છું."

રા' કહે : "બને નઈ. કોઈ દી પદમણિયું વેચાતી હશે ?"

"તો ક્યાં છેટાની વાત છે. પધારો અમારે ઉતારે. આપનું મન માને તો લેજો."

'ભલે રાતે આવશું."

રા રાતે આવે પદમણી પડાવમાં. હે..તંબુ શણગાર્યા છે. હીંગની બત્તી સોના પ્રકાશ ઝળહળી રહ્યા છે. છે તો રાત પણ ખરા જાણે બપોર તપી રહ્યા હોય એવાં અજવાળાં છવાઈ રહ્યાં છે તંબુમાં. રા'કવટ અમીર ઉમરાવ સાથે બિરાજે. ઢોલકને માથે થાપિયું પડિયું સરંદાને માથે કામઠિય ખેંચાણિયું અને કર્ણાટકી મેનકા કે કોકિલા જેવિયુંના નાટારંભ ફૂલધારું માથે શરૂ થાય. પચીસ પછી બીજી પચીસ એમ સોય સુંદરીઓના નાચગાન થયા રાકવાટને માણસો સહિત ચિત્રામણ જેવા કરી મૂકયા નૃત્યગીત પૂરાં થતાં. રા કહે : "શેઠ, પદમણિયું આમ નાચગાન ન કરે."

"રાજાજી, આપની સમજણ ફેર છે. આ તો પદમણિયુંની બીજા વર્ગની દાસિયું છે. પેલા વર્ગની છોકરીઓ એમની તહેનાતમાં જ રહે છે. એક એક એવિયું સો પદમણિયું 'એક પદમણી ખરાદે એની સાથે બે છોકરિયું પણ આવે.

રાએ વિચાર્યું : આ . હા હા હા. જેની દાસિયું આવિયું છે તંઈ પદમણિયું કેવી હશે ? "શેઠ, કરો કિંમત."

"એક લાખ સોના મોર એક પદમણીની.'

"ભલે મોકલી દેજો."

"હે રાજા, એમ ન મોકલાય. પદમણિયું તો પાટણના દરિયામાં વહાણમાં છે. આપ લેવા પધારો. હજી સુધી પુરુષને નામે ઘડી ચોળો પણ જમી ન હોય. આપ સિવાય કોઈનું મુખ પણ એ ન જુએ."

સવારમાં રાજાની સવારી પદમણીને લેવા પાટણ જાય છે. એવા ખબર જૂના દીવાનને મળે. ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી. રાના હાથી આડો જૂનો દીવાન ઊભો રહ્યો ને કહે છે: "જૂનો હાલ્યો. જૂનો હાલ્યો."

હાથીની અંબાડીમાં રાની હાર્યે બેસેલા નવા દીવાને ઉખટો અર્થ સમજાવ્યો–"બાપુ, એને રજા દીધી એટલે પોકાર કરે છે."

રા કવાટે જૂના દીવાનની વાત ગણકારી નહિ.

કાચર કેળો અંબરસ, પિશુ મિત્ર પ્રધાન;
એટલાં તો પાકાં ભલા. કાચા એટલા નકામ.

"રા'કવાટ પાટણ પહોંચ્યા. રા'ને એકલાને સોદાગરે મછવામાં લીધા. અંગરક્ષકો કહે: "બાપુ, અમને તો આવવા દ્યો!"

"ના. ના. પદમણિયુંને ખોટું લાગે. હું હમણાં આવતો રહીશ."

મત દીધે માને નઈં, જેનું કુમતે મન કોળાય;
આવેલ અવળે આખરે, (એને) સવળા કેમ સુહાય.

સોદાગરે છોકરિયુંને અને માણસોને અગાઉથી વાણે ચડાવી દીધા. રા'નો મછવો વા'ણ પાસે આવ્યો. દરિયામાં મછવામાં નીસરણી મંડાણી. રા' નીસરણીએ ચડી વા'ણમાં આવ્યા. વહાણ પણ તરતો મહેલ જોઈ લ્યો.

રાકવાટે કહ્યું: "કયાં છે પદમણી?" ત્યાં તો છૂટયા અલ્લાવાળા. રાને અનંતના માણસોએ કૂવાસથંભ સાથે બાંધી લીધા.

કહે: "લ્યો આ પદમણો. (સમેરત શુભ લગ્નં)

સાગર બુડંતા નિકસે, જો કછુ તારા હોય;
મોહસાગરમેં બૂડ ગયા, ઉના સૂના નહિ કોય.

વહાણ રાને લઈને આવ્યું બેટમાં–અનંતપુર પાટણ.

રાને બાંધીને લાવે અનંત સમક્ષ. સોરઠપતિને ચાવડો રાજા કહે છે: "રા'કવાટ, મને નમી પરો. મુજરો કરો મારી કન્યા આપું."

કર્યો મજરો કવાટ, અનંત એમ આખરે;
પાછો મોકલું પાટ, પરણાવી ગરવા પતિ.

ત્યારે કવાટ કહે છે:

આ કાયામેં મજરો નહિ, આ કાયા ઉવાટ;
જો તુજસે મજરો કરૂં, મારૂં કૂળ લાજે કવાટ.

અનંતને કંઈક નિરાંત થઈ. કુંવરી હીરાદેવીના હૃદયમાં કવાટના વેણ સાંભળી હરખ ને પ્રેમ પ્રગટયો. પણ રા કવાટની કસોટી હજી બાકી છે. માણસોને અનંતે આજ્ઞા કરી: "હે લાવો કાષ્ઠ પાંજરૂં. પુરો એમાં આ અભિમાની રાજાને. મેં ભલભલાના ઘમંડ તોડયા છે."

રાંકવાટ કે': "ચાવડા! હું ગિરનો સિંહ. તને બેટના શિયાળને નમું તો તો મારો ગિરનાર લાજે:

અરક પછમ દશ ઉગમે, ભોરંગ ન ઝીલે ભાર;
કવાટ મજરા તુજસે કરે, તો ગઢ લાજે ગિરનાર.

લાકડાનું પાંજરૂં આવ્યું. જેમાં મંડ નીચે માથે બેસી શકાય. એવું સાંકડું. એમાં રકવાટને પકડીને હાંકી દીધા, ને શરીરને પાણી સેરડે મરગ કાંઠે લેઢાને થાંભલે રાકવટને પાંજરમાં ટીંગાડયા. જેમાં ઊંચું માથું કરે તો માથામાં લેઢાના ખીલા ભરાય.

અનંત કવાટ પાસે કયારેક આવે.

"કેમ સોરઠપતિ, સમજ્યા? માથું તો હજુ નમેલું છે. બેટની પનીહારિયુંને પગે બેઠી ને પૂછે તા. ઈ હવે કયાંનો ત્યાં!"

"અનંત, આમાં શું તારી મરદાઈ ? મારું શરીર દગાથી પકડીને-તે નમાવ્યું, મન તને નમ્યું નથી. તરી કુંવરી તો શું દેવોનું રાજ મળતું હોય તેય ખરો ક્ષત્રિય ન નમે."

ધરા નામે ધ્રૂજતી, થર થર થાતાં રાજ;
ઇ દવાટ જો તુજસે નમે, સાયર છાંડે પાજ.

રા નો અણનમ જવાબ સાંભળી અનંતે વિચાર્યું "વિધાતાએ હીરદેવી માટે આ પુરુષનું નિર્માણ કર્યું લાગે છે." કાષ્ટના પીંજરામાં રાનું દુઃખ દિવસે દિવસે વધવા માંડયું. માથામાથા લોહી –પરુ હાલ્યાં જાય છે. દેહમાં તાવ લાગુ થયો છે. ત્રણેક મહિનાથી જૂનાનો ધણી નાતો ય નથી. વાળ વધી ગયા છે. કુદરતી હાજતે પણ પડેરા નીચે જવું પડે છે. ખાવાનું ય પાંજરામાં અપાય છે:

આફતમાં જે એકલો, મન રાખે મજબૂત;
સાંકળિયો પણ સિંહ છે, નિરધનિયો તોય રજપૂત.

એક વખત રાતનો સમય છે. દરિયો હડેડાટી દઈ રહ્યો છે. એવે ટાણે કુંવરી હીરાદેવી જેની કાયની જયેતું હીરા જેવી છે. દાસી ને લઈ કઠ પાંજરે રા પાસે આવે. રાને આવા દુઃખમા ઊંઘ ક્યાંથી હોય!

નીંદર નાચે ત્રણ જણાં, કહો સખી કિયાં
પ્રીત વછોયાં, બહુ રણાં, જેને ખટકે વેર હિયાં.

હીરાદે કહે છે કે: "હે મરા રા! હું તમને દુઃખમાથી છોડાવવા આવી છું. ડરશો નહિ. મારા બાપુને તમને હજી તાવવા છે. મારાથી દુખ તમરું જોવતું નથી. પાંજરાની ચાવી મારા પાસે છે. વા'ણુ તૈયર છે હાલો સામે કાંઠે વહ્યા જાયી."

"રાજપુત્રી! કવાટ કાળથી પણ ડરે નહીં. ફક્ત સુંદરીના નામે સંકટ વેરી લ્યે."

"હશે ગરવા પતિ, આ વા'ણુ સોદાગરનું નથી. અનંતપુરની પદમણીનું છે ને પેતે જ રાનો હાથ ઝાલવા આવી છે.

"હીરદેવી, એ નહીં બને. કોઈ સોરઠીઓ આવી મને છોડાવી તમારા બાપુના મોંમાં ધૂડય નાંખે, ત્યારે આપણે જૂનાગઢ જશું."

અહીં સોરઠમાં વાતું ફેલાઈ ગયું છે કે પરદેશી વા'ણુ રાને ઉપાડી ગયાં. સોરઠ સૂનો પડયો છે. રાની રાણિયું જ્યારે બહુ મૂંઝાણી ત્યારે બારોટને બોલાવ્યો. જે બારોટે ઉગાવાળાની આગુની જીતના વખાણ કર્યા'તાં. અને કહ્યું: "બારોટજી, રાની ગોતણ્યું કરો. હવે ધણી વિનાના ઢોર જેવું જૂનગઢ છે."

"ભલે મારા બાપ"

દેવીપુત્ર દેશાટને ચડયો.

બારોટ વાત સાંભળી કે અનંતપુર પાટણનો ધણી રાજાઓને પકડી ફૂકડે ફૂક કઢેવરાવે છે. બારોટ કહે: "જોયી ત્યારે કાળીઆ કેશી જેવા રાજા અનંતને અને એના બગીચાના પાણી ભરતાં રાજ-કુંવરોને."

અહીં રાને હદબારું દુખ પડ્યું, ત્યારે ઘર-વીર ભાણેજ ઉગોવાળો યાદ આવ્યો. ઈષ્ટદેવ, હેતુ, મિત્ર, વહાલાં સગાં-સબંધી, સ્નેહી-સજ્જન દુખ પડે તંઈ યાદ આવે.

સજ્જન સબ જગ સરસ હૈ,
જબ લગ પડયો નહી કામ;
હેમ હુતાશન પરખતાં,
પિત્તળ નીકસે શ્યામ.

આખી દુનિયા સારી છે. પણ જ્યાં સુધી કામ પડયું નથી ત્યાં સુધી. અગ્નિમાં તપવે ત્યારે ખબર પડે કે સોનુ છે કે પિત્તળ.

પિત્તળિયા ઝાંખા પડે, તાપે જેમ તવાય;
ઇ જીવા હેમ જણાય, રગ ન બદલે રામાઉત.

"આ..હા..હા..હા હવે કોણ ઉગાને જઈને કહે કે મામાની (શિયાળ-) બેટમાં બૂરી દશા છે? આવ, આ-ય, ભણેજ મારા બોલ્યા સામું ન જોતો. મારી વારે આવ. એક હાથે તાળી પાડય તું બોલ્યો'તો. આમ અંતરના દોર લાગી ગયા.

અનંતને રાને છ મહિના પુરવા'તા, એમાં બે-ક મહિના બાકી છે. વળી એક દી અનંતે આવીને

કહ્યું કે, "રા, હવે નમવું છે? કે પીંજરામાં પ્રાણ પાડવા છે?"

ત્યારે કવાટ કહે છે :

"અનંત મ થા ઉતાવળો, સુણ લે વચન સોય;
ભાણી ભાણેજ ઉગલાને, તેદી તારો મજરો હોય."

"અરે રા, મારા દરિયાઈ ગઢમાં તારો ઉગો કાર કરે નહિ. જેવાર તારા ઉગાવાળાને. એનું ય પાણી માપી લઉં."

બારોટ વહાણમાં બેસીને અનંતપુર આવ્યો. પણ અનંતપુરના દરવાજામાં દાખલ થતાં પાણી શેરડે લોઢાને થાંભલે લાકડાના પાંજરામાં એક પુરુષ જોયો. બારોટ નજીક આવ્યો. અણસાર જણાતી પણ ઓળખ પડતી નથી. રાનો દેહ દુઃખમાં દાઝી ગયો છે. જાણે કે એ રા જ નહિ!

બારોટ કહે : "ભાઈ, તમે કોણ છો?"

રા બારોટનો સાદ ઓળખી ગયો.

"બારોટ, હું કવાટ."

"બાળા બાપ, તારી આ દશા હોય?"

"હાલ્યા કરે. પણ બારોટ બીજો નજરે પડતો નથી, તું તળાજે જા. ભાણેજ ઉગાવાળાને ભણજે મને છોડાવવા વાળાકિયાની ફોજ લઈને આવે.

તું કેતો તરકશ, તાળી તળાજાના ધણી;
વાળા હવે વજાડય, એકે હાથે ઉગલા.

તેદુની વમાસગે વાડ, તાળી તળાજા ધણી;
વાળા વેગે વજાડય, અવસર આવ્યો ઉગલા.

પડખે પાણી શેરડો, હૈયા ઉપર વાટ;
ભણજો ભાણેજ ઉગલાને, કઠ પાંજરે કવાટ.

કઠ પાંજરે કવાટ, વહમે વણથળી ધણી;
વાળા જોયી વાટ, એક તાહળી ઉગલા.

ઉગા ભણે કવાટ, હું બંધ્યો તું મોકળો;
નઈ તોરંગની વાટ, સાયર ઓળંગે બેડીગે.

સાયર બેડે ઉતરે, નઈ ઘોડેજી' અસવાર;
આવ્યે વાળા ઉગલા, કઠ પાંજરે કવાટ.

કવાટ કહે છે : "હે ઉગાવાળા, ચાવડાના ઘોડાને ઘાસ સારું મળતું નથી. માટે ઘાસના ભારા બંધાવી બેટમાં ઊતરજે.

"પાધર પામે ના, ઘાસ ઇ ઘોડાં સરસ;
વાળા વિનતીયા, એમ આવ્યે વાળા ઉગલા.

કઠપાંજરે કવાટ, કર ઝાલે ને એવો કોગે;
ઉગમશી આ ઘાટ, ધરજે વાતું ધાના ઉત."

બારોટ રાનો સંદેશો લઈ પરબારો વાહણમાં બેસી તળાજે આવ્યો. ખબર મળ્યા કે ઉગોવાળો કચ્છમાં છે. બારોટ આવે કચ્છમાં. 'ભલે ઉગાવાળા, મામો અતપતના દુઃખ પામે છે.' ઉગે મામાનો અપ-રાધ જાતો કર્યો. કચ્છ ભદ્રેસરના કાઠીઓને લઈ વાળો તળાજે આવ્યો. ત્રણ હજારનું સૈન્ય લીધું. એટલા જ ઘાસના ભારા બંધાવ્યા. ભારામાં હથિ-યાર છૂપાવ્યાં.

કાઠી કોશીગા ભાલા ભદ્રેસર તણું;
ખડે બાંધ્યા ખાંડાં, છત્રપત છોડાવા અલે.

વહાણો સાબદાં કરી સૌ વહાણમાં બેઠા. ઉગોવાળો ઘાસનો વેપારી બન્યો... રાને ઉગરવા.

ગણ ઉપર ગણ કરે, ઇ તો વેવારાં વટ;
અવગણ ઉપર ગણ કરે, ઇ ખરી ક્ષત્રિયાંવટ.

વાળાના વહાણ અનંતપુરને બારે આવ્યાં. ત્રણ હજાર ભારાવાળાઓ સહિત ઉગોવાળો શહેરના ચોકમા આવ્યો. રાજના માણસોને જ વેચ્યા. ઓછી કિંમત લઈને. ઉગોવાળો આવે પોતાના માણસો સહિત ચાવડાના ગઢમાં. હેઠ ભારા પડાવ્યા. રજપુ-તોએ બંધ ત્રોડયા, લીધાં હથિયાર અને વછૂટયા. અનંતની કચારીમાં ત્રાટક્યા હાથ તલવાર્યું સોતા. જાણે વીજળિયું પડી. ત્રડી ત્રાટકી એક દો ને તીન તાળી :

ચાવડાઓ મદિરાપાનમાં મસ્ત હતા. સુંદરી-ઓના નાચગાન વીખાઈ ગયા. દેકારો બોલ્યો : 'એલાં કોણ?' વાળાકિયા આવ્યા રાને છોડાવવા. ઉગોવાળો તળાજેથી આવ્યો. વેર દમસાણ મચ્યું. ઉગો અનંતને પડકાર્યો : "ચાવડા મારી ચાવડા

# લોકસંગીત–કેટલાક નવા વિચારો (૬)

હરેશ બક્ષી

'કાકુ' શબ્દનો અર્થ ભાવની ઉત્કટતા કરી શકાય. સંગીતના ક્ષેત્રમાં અમુક જ પ્રકારની સંવેદનાઓને અભિવ્યક્ત કરી શકાય. દા. ત. ડર, બિભત્સતા ઈત્યાદિ નાટ્યશાસ્ત્રમાં સ્થાન ધરાવે પણ સંગીતનાં એ પ્રકારનો ભાવ સંભવિત નથી. 'કાકુ' શબ્દના નિશ્ચિત અર્થ કરતી વખતે આ હકીકત સતત નજર સમક્ષ રાખવી જરૂરી છે. 'કાકુ' શબ્દનો ઉપયોગ સાહિત્ય અને નાટકમાં થાય છે. તેનાથી કંઈક જુદી રીતે, જુદા હેતુથી સંગીતમાં થઈ શકે. અમરકોશમાં કે ભરતનાટ્યશાસ્ત્રમાં કોઈ પણ શબ્દનો જે અર્થ આપ્યો હોય એ શબ્દનો બરાબર એ જ અર્થ કાંઈ પણ ફેરફાર વગર સંગીતક્ષેત્રમાં પણ સચોટ અને સાચો ગણાય, એવી માન્યતા ભૂલભરેલી છે.

સંસ્કૃતમાં રચાયેલ સંગીત ગ્રંથોમાં 'કાકુ' ઉપર 'સંગીત-રત્નાકર'માં થયેલ ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે. પરતુ સંગીત તેમ જ સંસ્કૃતભાષા બંનેમાં ઊંડી સમજ ધરાવનાર વિદ્વાનો ભાગ્યે જ મળે છે. એટલે સંસ્કૃત સાહિત્યમાં 'કાકુ' વિશે ઊંડાણપૂર્વક ચર્ચા થયેલી હોવા છતાં હાલ પૂરતી આ વાત અહીં પૂરી ગણીને ગુજરાતી લખાણો તરફ નજર કરીએ.

નીચેનાં ગુજરાતી લખાણોમાં 'કાકુ'નો સંગીતની દૃષ્ટિએ ઉલ્લેખ થયેલો જોવા મળશે.

(૧) 'આપણી લોકસંસ્કૃતિ' લેખક શ્રી જયમલ્લ પરમાર. (૧૯૫૭) પ્રકરણ સાતમું – પૃષ્ઠ ૨૨૭ થી ૨૪૬

(૨) 'ગુજરાતનું લોકસંગીત' લેખક શ્રી ચિત્તરંજન રાજા. (૧૯૭૦). પૃષ્ઠ ૨૫.'

(૩) 'નિરીક્ષક' સાપ્તાહિક અંક ૯૪ (તા. ૨૧–૬–૭૦) લેખક શ્રી હરિદાસ સ્વામી

(૪) 'ઊર્મિ નવરચના' અંક ૪૮૩ (જૂન ૧૯૭૦) લેખાંક ૧૧. લેખક શ્રી જયમલ્લ પરમાર.

(૫) 'બુદ્ધિ પ્રકાશ' પુસ્તક ૧૧૯ અંક ૩ જો. (માર્ચ ૧૯૭૨)

લેખક સ્વ. નરેન્દ્રરાય શુક્લ. પૃષ્ઠ ૧૧૬

ઉપરોક્ત લેખો ગુજરાતીમાં લખાયેલા છે અને બજારમાં સુપ્રાપ્ય છે; તેથી તે વિશે થોડી માહિતી વાચકોને ઉપયોગી થશે. "આપણી લોકસંસ્કૃતિ"માં લોકસંગીતનો વિષય બહુ વિગતવાર ચર્ચી નથી શકાયો એ સમજી શકાય એવું છે, કારણ કે લેખક ધારે તો લોકસંગીત ઉપર જ સ્વતંત્ર પુસ્તક લખી શકે તેવું છે. છતાં વીસેક પાનાંમાં શ્રી. જયમલ્લભાઈએ ઘણી માહિતી, પરિપક્વ માહિતી, પરિપક્વ માર્ગદર્શન અને અભ્યાસપૂર્ણ દૃષ્ટિ આપેલ છે એ નિર્વિવાદ છે. તેમાં સંગીતની ઉત્પત્તિ અને પ્રકારોનો ઉલ્લેખ છે. સંસ્કૃત ગ્રન્થોમાંથી અવતરણો અને તેની ટીકા છે; લોકસંગીતની વિશેષતાઓનો અને લાલિત્યનો રચનાત્મક ઉલ્લેખ છે. સૌરાષ્ટ્રનાં તીર્થસ્થાનોમાં સંગીતનાં સ્થાન વિશે પણ અહીં ઉપયોગી માહિતી છે. લોકવાદ્યો પણ કેમ ભુલાય? લોકસંગીતનાં ભયસ્થાનો અને વિકૃત રજૂઆત વિશે નીડર રીતે રજૂ થયો છે. લોકસંગીતમાં શુદ્ધિ જાળવવાની જરૂરિયાત ખૂબ ભારપૂર્વક અહીં રજૂ થઈ છે. લોકસંગીત ઉપર તો ગ્રંથમાળા તૈયાર કરી શકાય. જેટલી શક્યતાઓ આ વિષયમાં પડેલી છે તેટલી શક્તિ લેખકમાં પણ રહેલી છે. આ બાબત તાજેતરમાં શ્રી જયમલ્લભાઈને કહી ત્યારે, સમયના અભાવે આ કાર્ય ઉપાડી ન શક્યા. તેમ કહ્યું. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં લોકસાહિત્યવિભાગ છે. આકાશવાણીમાં પણ લોકસંગીત ગૌરવવંતું સ્થાન ધરાવે છે. તો સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના લોકસાહિત્ય વિભાગના વિદ્યાર્થીઓ અને આકાશવાણી પર લોકસંગીત રજૂ કરતા ગાયકો ભેગા થઈ શ્રી. જયમલ્લભાઈ સાથે વારંવાર બેસે, ચર્ચા કરે. પ્રશ્નો પૂછે, માહિતી માગે, મુશ્કેલીઓ રજૂ કરે. આવી અનેક બેઠકો થાય તો તેનાં તારતમ્યરૂપે લોકસંગીત

ઉપર સુન્દર ગ્રંથ તૈયાર થાય.

"ગુજરાતનું લોકસંગીત" તો લોકસંગીત ઉપર જ ખાસ લખાવાયેલું અઠ્ઠાવન પાનાનું પુસ્તક છે. માનવહૈયાનાં સનાતન ગાણાંનું ઉદ્ભવ-સ્થાન, સામગાન, લોકછંદના પ્રકાર, લોકસંગીતનાં સંસ્કારબળો, સ્વરમાધુર્ય, ઢાળની સરળતા, રાગ, તાલ, લય, સંવાદિતા, કાકુસ્વરો, લોકસંગીતના પ્રકારો, આદિવાસી અને શ્રમજીવીનાં ગીતો, ભજનો, લોકવાદ્યો વગેરે લગભગ બધા જ વિષયોનો ઉલ્લેખ થયો છે. આ પુસ્તકમાં પ્રાયશ: માહિતી અને અભિપ્રાયો છે; લોકસંગીતનાં મૂળ તત્ત્વોને પામવાની કોશિશ –કદાચ આટલાં નાનાં પુસ્તકમાં શક્ય ન લાગવાથી – કરવામાં નથી આવી. તેમાંનાં ઘણાં વિધાનો પુનઃવિચાર માગી લે છે; કેટલાય અભિપ્રાયો કદાચ ફેરફાર માગે છે; કેટલાંક મંતવ્યો સાથે અભ્યાસીઓ સહમત ન થાય. કાકુસ્વરો વિશે એ પુસ્તકમાંનાં લખાણ-સાથે એક મત થવું અશક્ય જણાય છે. આમ તો એકાન્તતાથી જ સત્ય નથી મળતું; તેમ કોઈ પણ મંતવ્યનો વિરોધ કરવાથી તે મંતવ્ય ખોટું ઠરતું નથી. પણ અહીં તો કાકુસ્વર વિશેનું લખાણ વાંચીને ખૂબ જ આશ્ચર્ય અને વેદના થાય છે. જેમ કે "કાકુસ્વરોનો લોકસંગીતમાં છૂટથી ઉપયોગ થયો છે, પણ તે ગીત, ગરબા, રાસડામાં નહીં, પરન્તુ ચારણી છંદોમાં તથા કેટલાંક શૌર્યગીતોમાં. બાકી આમ તો ગીતના રસાર્દ્ર નજુક ભાવોને, તેની વાહક બનતી ગેયતાને તથા આ કાકુસ્વરોને તો બાપે માર્યાં વેર!" આ વિધાનને તથા સત્યને બાપે માર્યાં વેર છે એ દેખીતું છે! અહીં માત્ર લખાણ પરત્વે નિર્દેશ કરવાનો આશય છે; પ્રસ્તુત પુસ્તકની ટીકા કરવા માટે તો ઘણું વધુ લખવું પડે.

"નિરીક્ષક" સાપ્તાહિક અંક ૯૪મો (૨૧–૬–૧૯૭૦). આમાં હરિદાસ સ્વામીનો લેખ 'કાકુસ્વર' વિષયને પ્રાથમિક કક્ષાએ સ્પર્શે છે. ઊંડાણની શક્યતાઓ બતાવી, ઊંડા જવાનો વૈજ્ઞાનિક રસ્તો દર્શાવી લેખક વાચકને વિચાર કરતો કરી મૂકે છે. દ્વિઅર્થી કે અર્ધસત્ય વિધાનોથી હરિદાસ સ્વામી દૂર રહ્યાં છે. વિગતો વૈજ્ઞાનિક સ્વરૂપે, નક્કર રૂપે, ચોકસાઈથી આપવામાં આવી છે. આ લેખમાળાના પાંચમા હપ્તામાં કેટલીક વિગતો હરિદાસ સ્વામીના લેખમાંથી લીધેલી છે.

"ઊર્મિ નવરચના" અંક ૪૮૩ (જૂન ૧૯૭૦) આ લેખમાં શ્રી. જયમલ્લભાઈએ પોતાના અભ્યાસ અને અનુભવને વાચા આપી છે. અહીં અભિપ્રાયની પરિપક્વતા દેખાય છે. મંતવ્યો રજૂ થયાં છે, અને એ મંતવ્યોને વિદ્વાનો અને અભ્યાસીઓનાં વિધાનોનો સાથ સાંપડયો છે. અન્ય કેટલાંક વિધાનોનું શ્રી. જયમલ્લભાઈએ સચોટ, સંપૂર્ણ ખંડન કરી લોકસંગીતની સાચી સેવા કરી છે. લેખમાં સંસ્કૃત ગ્રન્થોના સંદર્ભ સાથે નક્કર ઉદાહરણો પણ અચૂક જોવા મળે છે.

"બુદ્ધિપ્રકાશ" પુસ્તક ૧૧૯, અંક ૩જો (માર્ચ ૧૯૭૨) આમાં રજૂ થયેલ લેખ પણ ખૂબ મનનીય છે. લેખમાં સ્વર્ગસ્થ નરેન્દ્રભાઈનાં અભ્યાસપૂર્ણ માનસ, અનુભવજન્ય મતાગ્રહ અને અપૂર્વ દઢતા તથા ચોકસાઈ તરી આવે છે.

આ સંદર્ભસૂચિ ઘણી અધૂરી છે. સંસ્કૃત-ગ્રન્થો, અને અન્ય ભાષાઓમાં કાકુ વિશેનાં લખાણોનો ઉલ્લેખ અહીં થયો નથી. ગુજરાતીમાં પણ અન્ય લખાણો હશે જ. આ અપૂર્ણતા દૂર કરવાની જરૂરિયાત વાચકોને જણાય એ દેખીતું છે. આ માટે તો વધુ સંખ્યામાં લોકસંગીતચાહકોએ વધુ રસ લઈ લેખો મોકલવા રહ્યા.

વિષયાન્તરનો દોષ વહોરીને પણ એક કડવું સત્ય રજૂ કરવું જરૂરી છે. લોકસંગીતના આવા હાલ કોણે કર્યા છે? અસલી શા માટે આથમતું જાય છે? કાકુસ્વરો કેમ અદશ્ય થતા લાગે છે? આવા ભયંકર વિનિપાત માટે અનેક કારણો હશે. આ પતન માટે અનેક કારણો હશે. આ પતન માટે અનેક યુગો, અનેક વ્યક્તિઓ જવાબદાર હશે. આજે હવે એ કારણો શોધી દૂર કરવાં રહ્યાં. લોકસંગીત શહેરમાં આવ્યું, સ્ટેજ ઉપર આવ્યું, શહેરના ધનિકવર્ગને આકર્ષી ગયું ત્યારથી પતન શરૂ થયું હશે? કે લોકસંગીતના ગાયકો બેદરકાર થઈ ગયા છે? સંગીતપ્રેમ સિવાય કોઈ અન્ય ધ્યેય

(પૈસો, કીર્તિ, સત્તા ઈર્ષા) પાછળ તો લોકગાયકનુ નિષ્કપટી હૃદય ભેળવાઈ નથી ગયુ ને ?

દલ્લા કે લાક રૈકએ થી હિ દુસ્તાનની પ્રજાને એક મહા ભયંકર રોગ લાગુ પડી ગયો છે એ રોગ છે નીરસના ભારતની અસ્મિતા ખોઈ કરનાર, ભારત ની આગવી પ્રતિભા હીણી પાડનાર, ભારતની સંસ્કૃતિ ઉપર ઝાંખપ લાવનાર લોકજીવનના પવિત્ર મૂલ્યોને અભડાવનાર એ નીરસતાનો મહારોગ લોકસગીતને તે બાઝી રાખતો હશે? સમાજમા બે જ પ્રકારના માણસો સવિશેષ નજરે પડે છે નીરસનાના રોગથી પીડાતા હોય તેવા અને બીજા ખડનાત્મક ઉપર છલો રસ લેનારા લોકસગીનમા હક ધરાવનારાઓ પણ જરૂર પૂરતો જ રસ લેતા થઈ ગયા છે લોક ગાયકો, અભ્યાસીઓ, લેખકો અને લોકસગીતના ચાહકો — આ બધા આજે ભેગા નહિ થાય તો લોકસગીતની આવતી કાલ નિષ્પ્રાણ થઈ જશે

*

પૃષ્ઠ ૪૦૯ થી ચાલુ ]

અનત કહે "ઉગા, તારો મામો ને હુ બેય વાટ જોયી છઈ."

ઉગો કહે "અનત આવીજા '

બેયનુ ભયકર દ્વન્દ્વ યુદ્ધ થયુ. ઉગા અનતને પછાડી છાતી માથે ચડી બેઠો, મેમા ધૂડય ભરી ગરદને તલવાર માંડી તઈ અનતની મા આવી ઉગાને કહે છે "હવે હઉ દયઁ ખપ ઉ!!'

સો સો માર્યા ચાવડા, જોરાળા જવનાણ,
તને વાળા એભલની આણ્ય, અનતને ઉગારે ઉગલા

સુરજનો પોતરો વડવાની આણ્યુ કેમ લોપે? અનતને જીવતો રાખ્યો ઉગો જીત્યો બેને માથે સોરઠનો વાવટો ફડાકા મારવા લાગ્યો

ઉગાવાળો રા કવાટ પાસે આવ્યો પજરાની કુચીનો પત્તો નથી ઉગે મામાને ઝટ બારા કાઢુ એની ઉતાવળથી પાજરામા પહુ ઠમકાર્યું. ભુક્કા પાજરાના ઉગાવાળાના પગની પાની રાના પડખામા લાગી હીરાદેએ પિતાનુ વેર વાળવા રાને ચડાવ્યા. અભિમાની રા ચીડાઈ ગયો "ઉગ્રા, ઉગા, મારી આવી દશા, તઈ તુ મને પાટવે દે ને!'

જીવતા હશુ તો જાણુશુ, વાળા જૂનાણે જઈ,
પાટુ પડખા મય, તે ઉભારા ઉગવા

"ઉગ્રવાળા, આનો બદલો લઈ.'

'મામા,' લેજો અગાણે તો ઊભા થાવ.'

રાને સજ્જ તાજ બનાવી હીરાદે વેરે પરણા-વ્યાં. પછી કવિ કહેવા માડયે—

છોડાવ્યા ચોત્રીસ, દૂદૂ જે કરતા કમળ
ઇ અધપત દે આશિષ, તુ અજરામર ઉગલા

વાગા વજાડી, એકે હાથે ઉગવા
ભગે ભજાડી, તાળો તળાજાના ધણી

કઠ પાજરે કવાટ, સૂરજહર સમોં સમે
ઉગમશી અખિયાત, વાળો આવો વંહારે

કન્ઝ ભરેસર કોઇ, તરત તળાજે આવિ ગો,
જગ નવ જીતો જોઇ, આંગો વાળો ઉગનો

ચાવડે ચૂડા પૂંચા, હૂતા પાજરે
કરમી તે ગાઢના, ઊડાગરથી ઉગલા

રા જૂનાગઢ જાય છે વાળો તળાજે આવે ઝટનેક દને ઊરાળે સમુ કદવગ ધુ બામાક્ષની બચ્ચો મોલ્યો ફરે નઈ રા ઉગા ઉપર ચડયો ઉગા વાળો સામો આવો ઉના પાસે ચિત્રાસર ગામે બેયને ભયકર લડાઈ થઈ ઊગાવાળો કામ આવ્યા ત્યા શૂરવીરોના પાળિયા મડાણા.

રાના મા ને ઉગાવાળાના બેઠ બેઠ પાળિયા જુવારવા આવ્ય. અનેક ખાભિયુ છે એમા ભાઈ ઉગાવાળની ખાભી કેમ ઓળખવી?

પાળિયા અપર પાર,
એમા કયે એધાણે ઓળખિયે,
ઉગો નમે આ વાર,
તો તેલ ને સિદુર ચડાવીએ

ઉગાનો પળિયો બેન સામો નમ્યો. એને વારણા લીધા રાના માએ તેલ સિદુર ચડાવ્યા

# દરિયા દિલ

ગફૂર ભડિયાદરા

ડચાક્ ડચાક્ ડચાક્...સી....ના સીસકારા કરતો, વળી મઢિયાનો ઘા બકરાંને મારતો–'વેલડી, બૂચલી, સોનકી–ત્યાં ક્યાં મરછ' કહેતો, બકરાંને થકારતો ભીમો વડગામ ગામની સીમમાં ઘેટાં–બકરાં ચારી રહ્યો છે.

મહેલવાળનો વરસાદ થયો છે, થેકલું ને જવલું (ઘાસ)ના ચૂંકું જેવા ફણગા ફૂટી નીકળ્યા છે. ઘેટાં–બકરાં રખડીને આવે તોય પેટો–છારો થાય છે ને લીલી લીંડીઓ કરે છે. લાલો શ્વાસ ક્યાંથી? ભીમા પાસે પોણોસોએક ઘેટાં–બકરાંનો ઝેરો છે.

તેણે બે ટંક જાર–બાજરાના છાણાં જેવા જાડા રોટલા ફૂંખમાં મૂક્યા કે નિરાંત. વળી બે રોટલા વગડામાં રોંઢો કરવા પછેડીની ખોઈમાં બંધાવી દીધા એટલે ભલે ભલે, આવું ધાનખાયું માનવી ભીમો, તેને ન મળે રાત કે દિનું ભાન, વે'વાર શું? પૈસો શું? એની એને ગતાગમ ન મળે, રાતે વાળુ કરી આડે પડખે પડે કે નસકોરાં ફરડ ફૂં....ફરડ ફૂં.... ઉનાળાના દિને રોંઢા ટાણે રોટલાના ગાંદળા વાઢતો જાય ને બકરુંના ટાંગો ઝાલી દૂધની શેડ્યો લેતો જાય. પછી ઘેટાં–બકરાંને ઝાડ હેઠે વિહસવા દઈ, એક ઊંઘ ખેંચી લે અને જાગીને એક ખોબ ભરી પાણી પી જાય. નહીં મનમાં કપટ કે બપટ. સાવ સેળિયો–ભોળિયો. પૈસા–ઐસાનો તો એનામાં કજીજુગ નહીં, બધો વે'વાર તેની વહુઓ–રૂડી અને રાજી કરે.

એક દિ' ઘેટાં–બકરાંને ડચકારતો તે વહેળા બાજુ ચારવા ગયો. આભમાં ગરુડ–ફરુડ કરતી માંદ–ણાંમાં ભેંસો આળોટે તેમ વાદળીઓ આળોટી રહી હતી. વાદળ ધરતી ઉપર ઝળુંબી ઊઠ્યું અને વર્ષાના તીર વાગવા લાગ્યાં કે ધરતી પણ ખોદાવા લાગી, ચારેકોર પાણી....પાણી... વહેળામાં જાય ખળ ખળ કરતાં ખળખળિયા.. ભીનો તો ઊનની ઘૂઘી ઓઢી ઘેટાં–બકરાં થરરર થરરર થકારતો હાંકવા લાગ્યો. તે એક ખળખળિયા પાસે આવ્યો તો એને થેડા ગોળ સિક્કા મળ્યા; તેને ગમ્યા, તેણે વીણી લીધા, પછી ઘેટાં–બકરાંને શણગારવા કાતરેલી ગોટીઓમાં બાંધી દીધા, તેણે આ સિક્કાને ગોળ પાંચકા જેવા માનેલા.

સાંજે ઘેટાં–બકરાં લઈ એ તો ઘરે ગયો વાળુ કરીને સૂઈ ગયો કે વહેલી પડે સવાર, પણ સવારે રૂડી ને રાજી વાડામાં વાસીદું કરવા ગઈ, ત્યારે ઘેટાં–બકરાંએ ડોક હલાવી આ સિક્કા પાડી દીધેલા; તે આ બંનેએ વીણી લીધા: અને રાજી રાજી થઈ ગઈ. રૂડી અને રાજી તો કોકાડાકી બાઈઓ હતી. તેમણે ભીમાને પૂછી જોયું – "આ ક્યાંથી લાવ્યા?"

ત્યારે ભીમો બે'રમારીથી ઘેટાં–બકરાંને થરરર થે થે કરતો, હેઠ ઊઠાડતો, લાંબો હાથ કરતો બોલ્યો – "હવે આમ વેકળામાંથી." રૂડી અને રાજી બોલી ઊઠી–"અમને ઈ જગા દેખાડશો?"

ભીમાએ કીધું "ત્યાં શું તમારા બાપે ડાપનો દાટ્યો છે તે આવવું શે!"

રૂડી – "નરદમ ગંડા રિયા, નકરા વગડામાં જ વધ્યા છે. આ તો રૂપિયા કહેવાય, તમને કંઈ ભાન–બાન પડે કે નહિ? આવા રોઝડા મલકમાં કેટલાક હશે?"

તોય ભીમાનું રૂંવાડુંય ફરક્યું નહિ. તે બોલ્યો –"હા, હાલો, ગૂડાઓ, તમને દેખાડું." એમ કહીને તેણે ગાડર-બકરાં ધોળ્યાં. રૂડી ને રાજી બોચી ઝાલી ઝાલી ડામી ડામીના કાળાં ધોળાં લવારને ડામણે બાંધવા લાગી, લવારાં બેં...બેં.... ડરર... ડરર... કરી બાંબરવા લાગ્યાં. ત્યાં તો બેં...બૂં... બેં..બૂં...કરતાં ઘેટાં–બકરાંને ડચકારતો ભીમો હાલ્યો જાય છે.

કાલ જ્યાં વહેળામાં ચારતો હતો ત્યાં ભીનો

આ બેયને લઈ જઈને ઠેરાવી દે છે. ત્યાં તો થોડા રૂપિયા બહાર પડેલા જોયા...ને બેય રાજી રાજી થઈ ગઈ. વળી ખાંખદથી જોયું તો જ્યાં ખળખળિયો પડતો'તો ત્યાં ચરુનો એક કાંઠો વરતાણો ને બંનમાં તાલાવેલી વધી. બેયે કાંઠો પકડી મોટો ચરુ હફ કરતો બહાર ખેંચી કાઢ્યો. અને હૈયામાં હરખ દાબી બંનેએ માંડયુ કરાંઝીલી ગામ ભણી ભાગવા.

બંને એ ઘરે જઈને ટૂટમૂટ ખાટલીમાં પડેલા ડોસાને આ ચરુ બતાવ્યો. રૂડીએ તો હરખના હુલ્લાસે ચરુને પટારામાં મૂકી દીધો: અને તાળું લગાવી દીધું ને ઉપર છાણુનો છાંદો કરી નાખ્યો. આટલી વયે પણ ડોહાની આંખોમાં નવાં તેજ આવ્યાં. "આ વાતનો ગામમાં ફેરફેરો નો કરશો." એવું કહી ડોહા આડા પડખે થયા.

નાણું હવે જીરવાય કેમ ? રૂડી ખૂબ ઊંડા-રખી હતી. તેણે ડોહાને કહ્યું– "આપણે નાનો માલ (ગાડર-બકરાં) ઊતારી નાખી; મોટો માલ (ગાયો-ભેંસો) લેવી."

ડોહાએ હા ભણી ને નાનો માલ ઊતારી મન-ગમતી ગાયો-ભેંસો લીધી. ભીમો તો હવે નાના માલને બદલે મોટો માલ ચરવા લાગ્યો.

બિલાડીના પેટમાં ખીર રહે તો માણસના પેટમાં વાત રહે. રૂડીને દલ્લો જડયાની વાત ગામમાં ચોળાવા લાગી, એમ સનપન સનપન કરતા વાત આખી પંથકમાં ફેરાઈ ગઈ.

રૂડીનું દિલ હતું દરિયા જેવડું.. નાતીલાને ખવરાવવા – પીવરાવવામાં કોઈ દિ' પાછી પાની ન કરે. રાંધવા-રાંધણાંની બાબતમાં તો તેનું બોલ્કું આખી પંથકમા પંખાઈ ગયેલું. મહેમાનો બીજા ઘરે જવાને બદલે તણાઈને ત્યાં આવે ને છતાં કોઈ દિ' રૂડી કાળું મોઢું ન કરે. હમેશાં તેની આંખોમાં નેહ ફરકે. પછી તેને ત્યાં મહેમાનગતિ કોણ ન માણે ? વળી મહેમાનોને મોળા રોટલા કદી નહિ. મહેમાન રહે તેટલા દિ' તેમને ઘી – ફુરમાં ઊભા રાખે, ઉપરથી તાહળીએ ખાવાનું રોજ મળે પછી કોને ન ગમે ?

ગામને પાદરથી પાંચ-દસ માણસો નીકળ્યાં હોય તો રૂડી મરી પડે ને કોઈ વાતે આગળ ડગલું ભરવા ન દે. તે બોલે–"બાપા, હાલોને, નાત-ગતના પુન ક્યાંથી; અમારું આંગણું પવિતર કરો, અમારે આંગણે નાત-ગતની એંઠ ક્યાંથી !" આવા હેત ને મમતાળા વેણ સાંભળી કોણ ન રોકાય ? અરે જાન જતી હોય તો જાન વાળે વરવેલના ગાડે જઈ રૂંધાડા મરતા બળદના મોરડા ઝાલી ઊભી રહે. પછી જાન હળકીને કેમ પાછી ન વળે ! ખેડૂ (શ્રીમંત) ભરનારાઓ હોય કે કાંણુ-મોંકાણુવાળા હોય પણ રૂડી ખાધા-પીધા વિના સીમાડો ન ઓળાંડવા દે.

હવે એવામાં આવી લક્ષ્મી વરી પછી શાની મણાં રહે ? રૂડીના હૈયામાં ઉલટ આવી; જઈને ડોહાને વાત કરી–"આપણી પાસે આટલી બધી લખમી છે તો શું કામની ? નાત-ગતને પુન્યે મળી છે તો ઈમાં જ વાવરી નાખવી. મરતા-જીવતાં નેહડાની બધી છોડિયુંના 'વિવા' આપડાં ચકાં કરી નાખવી. જે ખરચ (ચ) થવું હોય ઈ થાય, પણ તમારા જીવતા જીવત તમે હવે એક પડેડી ફેડો કે બે એક વાર રંગે-ચંગે કરી લેવી." ડોહાએ માથું ધૂણાવી હા ભણી ને રાજીરેડ થતાં બોલ્યા–"બેટા, તમ તો મારા કુળ ઉજાળણહાર નીકળ્યાં." એમ કહી ડોહાની આંખમાં હરખના આંસુથી ખૂણા ભીના થયા.

રૂડીમાઈના ખરચે નેહડાની ચાલીસ કુંવાર-કાઓના લગન લખાયાં. લગનમાં અનેડા ભરી ભરીને ઘી વપરાયું. સૂખડી ને મરિયા (ચણા) જાનૈયાઓને રંગે-ચંગે જમાડયા. સૌ માણસો તો જમવાની આવી સોઈ જોઈ ને મોઢામાં આંગળાં નાખી ગયા, વળી વેવાઈ વેવાઈ વચ્ચે કેટલાં હેત ને હરખ; ન કોઈ કેઈને બાંકુ-વેણ સાંભળવા મળે. કોઈને નહીં ચિંતા કે, ફડફાટ; કારણ કે રૂગોમાઈનું ખાંજરૂ ખૂટે એમ નહોતું. તેણે બધી કન્યાઓને 'કુંકુકન્યા' કરી. બે દિવસ સૌ આનંદના હિલોળા લેતા રહ્યા ને પછી ચારે મેર રૂડીબાઈની કીર્તિ-પતાકા ફરકવા લાગી ગઈ.

વળી પાછો રૂડીબાઈનો ઉછરંગ થઈ છે : "મારે આંગણે નવાબને પરોણો કરું તો ખરી રૂડીબાઈ." તેણે રોહાને કાને વાત નાખી ને રૂ હાથે ખૂં...ખૂં... કરતાં 'હા' ભણી, તેણે પોતાને આંગણે-વડંગામ નવાબને મોંઘેરા મહેમાન થવાનું આમંત્રણ પાઠવ્યું.

ખંભાતનવાબે આ રૂડીબાઈનું આમંત્રણ વાંચ્યું. નામ રૂડીબાઈ વાંચતા તેનો લંપટતાનો કીડો સળવળી ઊઠ્યો, તેને મનમાં થયું કે આ રૂડી રૂપ રૂપનો અવતાર હશે. અને યૌવનથી મદમાતી હશે અને પોતાના ઉપર ચાહના છે તેથી આમંત્રણ આપે છે. નવાબનું મન પલળી ગયું તેથી સાથે ચારસેક ઘોડેસવારોનો રસાલો લીધો. મનમાં બદદાનત કે તેને ઉપાડી લાવવી, હાથ ઉપર મૂકીએ તો સરકી જાય તેવા સુંવાળા પાણીપંથા ઘોડાની તેણે બગી જોડાવી. નવાબ તો બની ઠની, આંખોમાં સોવરો આંજી, અત્તર ફોરાવતો બગીમાં બેઠો, બગીના વાહકિયા ઘોડા ખંભાતથી ઊપડ્યા ખ ર ર ર ખટ કરતાં આવ્યા વડગામને સીમાડે. આગળ હથિયારધારી સવારોના ઘોડા રૂમઝૂમ કરતાં પહોંચી ગયા હતા.

રૂડીબાઈ નવાબના સ્વાગતમાં કાંઈ કમીના રાખે? એણે તો અજબ ગજબ વાનાં કર્યાં. ઘોડેસવારોના ઘોડાં માટે પાણીને બદલે ઘીના અવેડા ભર્યા હતા તે બતાવી દીધા. સવારો તો તાજુબ થઈ ગયા, તેમને લાગ્યું કે આ તે સપનું છે કે શું? રૂડીબાઈએ નવાબના માનમાં લોટના ચીલા પૂરાવ્યા, વાજતે-ગાજતે નવાબનું સામૈયું કર્યું. નવાબને ગામમાં કોરેલી થાંભલીઓવાળા, શણગારેલા સુંદર ઘરે ઉતારો આપવામાં આવ્યો. લોકો નવાબની સેવામાં, આગતા-સ્વાગતામાં, દોડા દોડી કરવામાં ધન્યતા અનુભવતા હતા. નવાબ એક કહે ત્યાં તો અગિયાર માણસો 'હાજી' 'હાજી' કરતા હાજર થઈ જાય.

નવાબના મનમાં ભ્રમનું ભૂત હજુ પણ સવાર હતું. તેને તો રૂડીબાઈના રૂપને નીરખવાની તાલાવેલી ને લોલુપતા જાગી હતી. અધીરાઈથી નવાબ રૂડીબાઈને બોલાવડાવે છે; તે દરમિયાન તેના મનમાં અનેક પ્રકારના ઘોડાં દોડે છે.

આધેડ વયની, મોઢાના દાંતનું ચોકું મોટું, ચહેરાની કરચલીઓમાં વરસો વરતાતાં હતાં તેવા, બીનેવાન, અંગોને સંકેરી નવાબ સામે હાથ જોડી સલામ કરતી મરક મરક આંખોમાં મલકતી, ભાવથી ભીની એક બાઈ ઊભી રહી; તે જ રૂડીબાઈ હતી, તે રૂપે નહીં પણ ગુણે રૂડી હતી. નવાબનો ભ્રમ ભૂંસાઈ ગયો. મનમાં ભોંઠપ અનુભવી પોતાના રસાલા સાથે એક દિવસની મહેમાનગતિ માણી, વાહ! વાહ! કરતાં વિદાય લીધી. રૂડીબાઈ પર ખુશ થઈ નવાબે એક દસ વિઘાનું ખેતર ભેટ આપ્યું.*

---

* સંવત ૧૯૧૨ની આ વાત છે.

*

## કૈસે રિઝાઉં ?

કેસરસેં રીઝેતો લગાંવ ઘનસાર ઘસ<br>
પ્રીત રીત રિઝો તો કછુ નાંઈ ઉબરી<br>
ચાતુરાસે રિઝે તો અનેક ચતુરાઇ કરું<br>
ચૂમનસે રિઝો તો સુધાસ્રી ભરું ચૂંમરી<br>
બના બનાઇ ઘનશ્યામ કવિ નેકરીત<br>
એક હુ ન હોને યાતે દેહ ભઇ દુબરી<br>
ઓય રે હઠીલે શ્યામ કૈસે મૈં રિઝાઉં તોહી?<br>
કૂબરી સેં રિઝો તો બન્યો ન જાય કૂબરી

રતુભાઈ રોહડિયા.

તા. ૨૬-૧-'૭૦ ના રોજ ઝાંમડીથી લીંબડી આવ્યા. અને મોટા મંદિરના મહંતજીને મળ્યા. હસ્તપ્રતો વિષે પૃચ્છા કરી. મહંતજીએ ચારેક પોથાં હસ્તપ્રતોનાં બતાવ્યાં. બધી હસ્તપ્રતો સંસ્કૃત ભાષાની હતી. અધિકાંશ ધર્મશાસ્ત્રો, વ્યાકરણ, વૈદક અને પૌરાણિક ગ્રંથો હતા. સાથે મહાકવિ માઘ કૃત "શિશુપાલ વધ" મહાકાવ્યની એક પ્રત પણ જોઈ. સૌ. યુનિ માટે એ પ્રતો માગી પણ મહંતજીએ વિવેકથી જવાબ આપ્યો.

લીંબડીમાં જ બોરાણાના શ્રી હરસુર રાબા રહે છે. જૂનાગઢ લોકસાહિત્ય વિભાગના એ વિદ્યાર્થી. એમણે અમોને બોરાણાની હકીકત લખવી. જો કે, અમારે બોરાણા જવું હતું પણ મેળ ખાધો નહીં. જેથી શ્રી હરસુરભાઈની ઝૂંપડીને જ બોરાણા સમજી અમે એમની મેડી ઉપર બેઠાં બેઠાં કલમ ચલાવી.

'અણનમ માથાં'ની વાત સ્વ. શ્રી મેઘાણીભાઈએ 'રસધાર'માં આપેલી છે. એ વાર્તાના નાયક વિશળ રાબો મૂળ બોરાણાના જ. પછીના ભાગમાં આંબરડી મળતાં ત્યાં ગયેલા.

વીરોના એ બોરાણામાં કવિઓનાં નામ ઓછાં મળ્યાં. જો કે અમે બોરાણા ગયા હોત તો વધુ નામો મળે તેમ હતું. એકલા હરસુરભાઈ અમને કેટલા ઊંડા ઉતારે?

દાદાભાઈ રાબા કવિ થયા. પણ તેમની કવિતા તેમનાં વારસો પાસે જ રહ્યાં. જગને જાણવાં નહીં. એ દાદાભાઈના પુત્ર ખીમરાજ રાબા જન્મજાત કવિ થયા ઘણાં કવિતા અને ભજનો, દુહાઓ રચ્યા. જે એમના વારસદારો પાસે આજેય પડ્યાં છે. એમાંય એમના દુહા તો અર્જુનના બાણ જેવા. ધાર્યાં નિશાન પાડે એવા. સાચા અર્થમાં ખીમરાજ રાબા લોકકવિ હતા. એની મર્માળી વાણી જુઓ:

ઉંચા કુળના આદમી, કરે ન નીચાં કામ
ગઢપત ઝોંટે ગામ, (પણ) ખાતર ન દે ખીમરા. ૧

મુસીબતથી ન મટે, ઉંચા કુળની આગ
ભલે કોયલ ઉછેરે કાગ, રાગ ન બદલે ખીમરા. ૨

આ પ્રાસાદિક વાણીનો સ્રોત રામાયણ હતી. ખીમરાજને રામાયણનો ભારે અભ્યાસ હતો. રામાયણની કથા કરવાની રીતી તો એક ખીમરાજ રાબાની જ. 'અવતાર ચરિત્ર'ની અને તુલસી રામાયણની રામકથા કરવા માટે લીંબડી અને પોરબંદરના રજવાડાં ખીમરાજભાઈને બોલાવતાં. કવિ પાલુરાણા પાલિયાએ ખીમરાજ રાબાની રામકથાને વખાણતાં એક દુહો કહેલ છે:

રાબા રામાયણ તણો, અગર કરછ ઉચાર
લારા કંઠ ઉપર કિરતાર, ખંડપત રિઝે ખીમરા....૧

તાજેતરના જ આ કવિઓ છે.

તા. ૨૧-૧-૭૦ જાળિયાળા આવ્યા. ગોપાળદાન ગઢવીને ત્યાં ધામા નાખ્યા. ગોપાળદાનના જ નામેરી ગોપાળ ટાપરિયા હા. અગાઉના વખતમાં થયેલા. તેઓ આ ગામ લીંબડીરાજ પાસેથી કમાયેલા. એ ગોપાળ ટાપરિયાનાં દીકરી માનબાઈ જાજરમાન ચારણ્ય થયેલાં. દેવી તરીકે પૂજાય છે. આઈ માનબાઈ કવિપણુ હોવાનું મનાયું છે.

જીવણ ટાપરિયા અને કાળીદાન ટાપરિયા આ સૈકાના જ કવિ થયા, એમાં કાળીદાન તો ભૂજ પાઠશાળામાં ભણેલા. પણ એમનાં કાવ્યો મળે નહીં! વારસદારોને હાથે વેડફાઈ ગયાં. પટારો ભરીને હસ્તપ્રતો હતી. કાળીદાન જુવાન વયે દેવલોક પામતાં એ હસ્તપ્રતો તણાઈ ગયેલી.

એક ગગાભાઈ ટાપરિયા જાણકાર અને વૃદ્ધ આદમી, પણ તેઓ તો સાવ કાંઠે પહોંચેલા. ખટલા વશ અને કંપવાના દર્દથી પીડાતા માણસ. એમની

પાસે શું આશા રાખવી ? એક હસ્તપ્રત શ્રી ગગાભાઈ ટાપરિયાના પુત્રોએ કાઢી આપી એમાં લાંગીદાસ મહેડુકૃત 'ઓખાહરણ' અને રિણા મેતીસર કૃત 'લીંબડીની ઝમાળ' એ બે કૃતિઓ હતી. 'ઝમાળ'માં લીંબડી ઠા. હરભમજી અને ફતેસિંહ ગાયકવાડ વચ્ચે થયેલાં યુદ્ધનું વીરરસપૂર્ણ વર્ણન છે. ફતેસિંહ ગાયકવાડ ગર્વમાં આવી કહે છે :

હું મણિધર ફેણજે હભા, કહે ફતેસંગ કથ
પરજાળે કીધી પ્રથી. પ્રસણાં હરથ પરથ
પ્રસણાં હરથ પરથ, કરી ધર પારકી
ફતો કે' મખે સાચ, મ જાણે ફરકી
પરબત ફેડાં ફૂંક, જુઓ કિં પારિખો
સુણો કે' હું, આજ મણિધર સારખો...૧

(ફતેસીંગ કહે છે : "અરે હરભમ ! સૈન્યો વચ્ચે હું મહાભૂજંગ મણિધર તેવો ફેરાલો છું. મેં શત્રુઓમાં ઉથલ પાથલ કરી તેમની પૃથ્વીને પ્રજાળી છે. આ ફતેસિંહ મોઢે સાચું જ બોલે છે. મારી વાણીને ખોટી ન જાણશો. મારું પરખું શું જુવો છો. હું પહાડોનાં શિખરોને ફૂંક વડે ઉડાડી મૂકું એમ છું. આમ હું અત્યારે વિષધર નાગ સરખો છું."

તો જેનું મૂંછનું પાણી અણુઉતર્યું જ છે એવો ઝાલો હરભમજી પણ મૂંછે હાથ નાખી પ્રતિવાદ કરે છે !

ફણિંધર તું મણિંધર ફતા, શરિં હું ગરડ સરૂપ
ગાહું દળ થારું ગળાં, ભણેંશ હરિભંમ ભૂપ
ભણેંશ હરિભંમ ભૂપ, ગાજ દળ ગડ ગાજે
સાબલ ભારથ માંએ, ભૂઆડાં ચંચ સજે
સુગા માંને તૂઝ, દેશોત સાબદે
વનિ વનિ કરાં કટક, તો માટી મૂં વદે...૨

(ઠા. હરભમજી જવાબ આપે છે : "જો તું ભૂજંગ છો તો હું ગરૂડ છું. તારાં બળવાન સૈન્યને હું ગળી જઈશ. પછી પહાડોનાં શિખરો પરથી ગાજીશ. સંગ્રામભૂમિ પર હું ભાલાં રૂપી ચાંચ સજીને ખેલીશ. ઓ સુગ્ગા ! તું તને બધી ધરતીનો સ્વામી માને છે. પણ તારાં લશ્કરને તોડી ફોડી રાન રાન ભગાડું-અપડાવું તો જ તું મને ભાયડો કહેજે.)

એ હસ્તપ્રત નકલ કરવાની શરતે શ્રી ગગાભાઈએ સૌ. યુનિ. ને આપેલ છે.

તા. ૩૦-૧-'૭૦, ખોડ આવ્યા. અડાભીડ ભૂરાભા મારૂ ને ત્યાં ઉતારો કર્યો. ચારણદેવી આઈ વરૂડીનું આ ગામ સાસરૂં. આજે ય આઈ વરૂડીનું મંદિર અત્રે છે. જાતવંત ઘોડાં માટે યે ખોડના ચારણો નામના કમાઈ ગયેલા. ૧

ઈતિહાસ અને લોકકથાના સંશોધકોને માટે તો ખોડ અને ભુરાભા મારૂ 'રાંકનો માળવો' ગણાય, પણ સાહિત્ય માટે તો અમારે નિરાશ જ થવું પડ્યું. બાકી ભુરાભા મળવા જેવું લાખેણું માણસ છે.

૩-૨-'૭૦ વેગડવાવ આવ્યા. અત્રે મહેડુ શાખાના ચારણો છે. શ્રી જબરભાઈ મહેડુના મહેમાન થયા. ગેડીના વાઘેલા સાથે વાગું કરનાર દેરાગમના પ્રખ્યાત કવિ જશવંત મહેડુનો આ વંશવેલો. એ જશવંત મહેડુએ રાવળ જામના લાખ પસાવનો અસ્વીકાર કરતાં આ દુહો કહેલો :

જશો ન માગે જામકું, એહી મહેડુ રી ટેક
તેરે મંગન બોત હે, મેરે ભૂપ હી એક

ભૂતકાળમાં કોઈ કવિ થયાનું જણાયું નહીં. હાલમાં શ્રી પ્રભુદાન મહેડુ સારા કવિ છે. ઉંમર વૃદ્ધ થવા આવી છે. 'પ્રભુદાન પંડિત' નામે ચારણોમાં નામના મેળવેલ છે.

વ્રજ, ડિંગળી, સંસ્કૃત અને ગુજરાતીના શ્રી પ્રભુદાન કવિ છે. પણ જગતે આ 'સુદામા'ને નાણ્યો

---

૧ હમણાં જ જાણવા મળેલ કે રાણા પ્રતાપનો ઈતિહાસ પ્રસિદ્ધ અશ્વ ચેતક ખોડમાં જન્મેલો, અને ત્યાંથી મેવાડમાં ગયેલો. શ્રી ભૂરાભા પાસે જૂના વહીવટના ઘણા ચોપડા છે. પહેલાંથી જ આ વાત જાણી હોત તો ભૂરાભાના ચોપડામાં 'ચેતક' અને બીજા અશ્વો વિષે ખાંખાં ખોળા કરત.

[ અનુ૦ પૃષ્ઠ ૪૨૨

# 'એકલી મેલી ગયા !'

કવિશ્રી મેકરણ ગગુભાઇ લીલા

સરજનહાર સરજજે,
　　એવાં સુવાગી સજોડાં;
એક ઘડીયે ય આઘાં ન રહે,
　　થાય થોડાં થોડાં.

પ્રભાસ પાટણથી માંડીને ઠેઠ તુલસીશ્યામ સુધી કોઈ નવયૌવના સ્ત્રી અધકચરી પીળુડી ઝાંય પડતી લીલુડા રંગની ઓઢણી ઓઢી અઢાર ભાર વનસ્પતીના ફૂલડાના શણગાર સજી; શેત્રુંજી, મધુવંતી, આંબાઝર આવી આવી રૂપાળી નદીઓના વહેતાં નીર-રૂપી પ્રેમનાં ઝરણાં વહાવતી, નાના નાના ડુંગરડારૂપી હાથનું ઓસીકું કરી એ રેવતાચળ પર્વતની પુત્રી વનરાઈરૂપી ગિર આડે પડખે કાગાનિંદરમાં પોઢી હોય એવી ગાંડીતુર ગિર સાયર-પેટી છે. સગી માવડીના જેવું જ સાગર પેટ.

કાળ યવનથી ભાગી ભાગીને સોરઠમાં આવનાર શ્રી. કૃષ્ણને પણ એણે જ સંઘરેલા. એ તો સાવઝની જનેતા એવા જ ગિરની વનરાઈના સાવઝ જેવા માલધારી છોરૂ ચારણોનાં નાજુકડાં નેહડાં.

બંગલામાં દાખલ થતાં તો ચોકીદાર અટકાવે. 'અહીં તો હાલ્યા આવો મારા બાપલિયા !' એવી પ્રેમ નીતરતી મહેમાનગતીએ કૃષ્ણની જેમ બીજેથી ભાગીને અહીં જ વસવાટ કર્યો છે.

ગુરૂદત્ત, નરનાથ, ચોરાસી સિદ્ધોનાં બેસણાં, ગૌડ બંગાળનો રાજા ગોપીચંદ, માલવપતિ ભરથરી વગેરેને પોતાની મા ભોમમાં ગોઠયું નહિ એટલે ગિરમાં આવી ધૂણા ધખાવ્યા. યોગીને યોગનાં સાધનો આપતી અને પ્રેમીઓમાં સ્વાર્પણનાં સિંચન કરતી ગિર તો તીર્થ ભૂમિ કહેવાય કૃષ્ણના શાપથી અશ્વત્થામાને ક્યાંય શાંતિ ન મળતાં એ મહાભારતકાળથી ગિરનારની છાંયડીમાં પરકમ્મા ફર્યા જ કરે છે. હસ્તિનાપુર તરફ જવા દિલ હાલતું જ નથી. એવી છે ગિરની મીઠી મોજ.

કાંઠુ મકરાણથી માંડીને રામવાળા જેવા બહારવટીઆઓને માના પેટ જેવો આસરો આપનાર સોરઠ ધરતીની આ ગિર. ભારતના ભેખધારી સંત ગાંધીની જન્મભૂમિ આ સરવો સોરઠ દેશ.

એના એક પડખે ગાંડીતુર ગિરની ઝાડીમાં જ ઉગમણે ખાભા નામનું ગામ છે અને આથમણે રસાળા ને રામવાળાની વાવડી ઉપર સમઢિયાળા નામનું વાળા કાઠી દરબારનું ઝુમખા જેવું ગામડું આવેલું છે.

કૃષ્ણ ભગવાનનું ગોકુળ ને વ્રજ તો પીળી માટી ભરેલા પાંડુવર્ણાં લાગે, જ્યારે સમઢિયાળું તો ભારે રળિયામણું ગામ છે નરવાં નીપાણ જેવાં માનવી, રાતી ચણોઠી જેવા દેહ અને નર-નારી નાકે નેણે નમણાઈની કંડારેલ મૂરતિયું જેવાં, એવાં જ હેતાળ ને ભાવભૂખ્યાં.

ગામને પાદર કોઈ વટેમાર્ગુ નીકળ્યો હોય તો ઘડીક વિસમો લેવાનું મન થઈ જાય. એવું ભાવિક ગામ સમઢિયાળું.

ગામ ધણી કાઠી દરબાર ઓઢાવાળા મહેમાનનો માળવો હજુ તો ત્રીસ પાંત્રીસ વરસની ઉમર છે, પણ પાપનો એકડોય ઘૂંટેલ નહિ. વાણી મીઠી મધ જેવી ને આંખમાંથી અમૃત ઝરે.

એક વખત દ. ઓઢાવાળા સવારના પહોરમાં પાગડના દોરા છૂટતી વખતે હાથમાં પિત્તળના ચાપડાવાળી લાકડી ને બીજા હાથમાં પાણી ભરેલ લોટો લઈ કુદરતી હાજતે જાય.

ગામના પાધર રહેલી નાથજીની જગ્યા આગળથી નીકળ્યા ત્યાં એક બાજુથી પગ છબ્યા ન છબ્યા માંડતો, ધરતીને માથે છવરાતો એક ઊંટ બરાબર જગ્યાની બાજુમાં આવી ઝૂક્યો. ઊંટ માથેથી ભાલનો ચિત્તો કૂદે એટલી ઝડપથી ઊંટની

દોરી હાથમાં ઝાલી એક સવાર નીચે ઊતર્યો. ઊંટ સ્વારની પચ્ચીસ ત્રીસ વરસની અવસ્થા, ફૂટતી જુવાની, ગુલાબના ગોટા જેવો વાન. ઝીણી ઝીણી મૂછડિયુંના આંકડા ત્રણ ત્રણ વળ ખાઈ ગયેલ. માથે કેસરિયો સાફો, સફેદ જગન્નાથીનો સૂરવાળ, કેસરિયા રંગનું કુડતું, ઊપર કીનખાબનો બુટેદાર કબજો પહેરેલ.

ઊંટ ઉપરથી ઊતરતાં જ દરબાર ઓઢાવાળા તરફ નજર ગઈ. અંગવટ ઉપરથી કોઈ ગામધણી દરબાર હોવાનું કળી જઈને રામ રામ કર્યા.

દરબાર ઓઢાવાળે રામ રામ કહી મીઠાશથી પૂછ્યું : "કઈ બાજુ રહેવું ?"

આવેતુ સ્વાર કહે : "રહેવું તો બહુ આઘું, અમારો મુલક બહુ છેટે રહ્યો. જાવું છે ગિર તરફ. આ જગ્યા જોઈ થોડો પોરો ખાવા ઊંટ ઝુકાવ્યો છે."

દ. ઓઢાવાળા કહે : "ભાઈ, આ જગ્યા જ છે. અહીં એક નાથજી સાધુ રહેતા તે દેવલોક પામ્યા છે. પણ ગામની બેઠ ઊઠ અહીં જ છે. આપ આપ ખુશીથી પધારો. આપ જ્ઞાતે ?"

આવેતુએ જવાબ આપ્યો : જાતે અતીત સાધુ છીએ. મારું નામ હીરાગર. ઊંટ ઉપર પાછલા કાઠામાં બેઠેલાં મારાં ઘરવાળાં ભંડારી છે.

દ. ઓઢાવાળાએ બહુ પ્રેમથી આવકાર આપી જગ્યા ઉઘાડી આપી. ઊંટ ઉપરથી પાછલા કાઠામાં બેઠેલાં હીરાગર મહારાજનાં ઘરવાળાં ભંડારી મરજાદામાં ભાંગી પડતાં પાથરણું છાંડી નીચે ઊતર્યાં.

આભના ઓરસામાંથી પારવતીનાં પુત્રી પધાર્યાં હોય એવા રૂપ રૂપના અંબાર. ધરતી ઉપર પગ ધરતાં પગમાં પહેરેલાં રૂપાનાં ખાજરિયાંની મગ મગ જેવડી ઘુઘરિયુંના રણકારે પ્રભાતનું વાતાવરણ મધુરા નાદમય ગુંજી રહ્યું.

સોનાની શરણાયું જેવા હાથની કળાયુંથી કેસરી રંગની ઓઢણીને માથા ઉપર જરા સંકોરી ભંડારી આભમાં વીજળી સમાય એમ જગ્યાની ડેલીમાં સમાઈ ગયાં.

દરબાર ઓઢાવાળાએ પાછા આવી મહારાજને ગામમાં આવવા આગ્રહ કર્યો. ઝાઝી ફેરવણી ન કરવા હીરાગરે જગ્યામાં જ રોટલા ખાઈ લેવા જણાવ્યું. દરબાર ઓઢાવાળે બધો બંદોબસ્ત કરાવી પ્રેમથી રોટલા જમાડયા ને વાતે વળગ્યા. પહેલા જ પરિચયે એક બીજાનાં મન છતાઈ ગયાં.

> મિલત એક દારૂન દુઃખ દેહિ;
> બિછુરન એક પ્રાણ હરી લેહિ.

દ. ઓઢાવાળા કહે : ગિરમાં કઈ તરફ જાવું છે હીરાગરજી ?"

હીરાગરજી કહે : "જેવાં અન્નજળ-દાણો પાણી."

"ત્યારે તો અહીં જ રોકાઈ જાઓને ! આપના રોટલા ભારે નહિ પડે. વળી આ જગ્યામાં અત્યારે કોઈ સાધુ નથી. ગામને પ્રભુનો પ્રતાપ છે."

દરબારનો ખરા હૃદયના આગ્રહ જોઈ સાધુ દંપતિ સમઢિયાળા ગામે રોકાણાં. દરબારે અને ગામે રસોઈની જવાબદારી વારાફરતી સૌ ઉપાડી લ્યે એવી રીતે નક્કી કરી નાખી. બન્ને એક જ ટંક જમે છે. હીરાગરજીની અવસ્થા નાની પણ રામાયણ અને ઇતિહાસિક વાતું ઘોળી ને પી ગયેલા.

રોજ સાંજે રામકથાની જમાવટ થઈ રહી છે. ગંગાની ધારાની જેમ કથાનો પ્રવાહ બંધાઈ રહે છે. હીરાગરજી મહારાજ રામાયણ વાંચીને અરથ કરે છે પણ ખળકાર કરી દયે છે. ગામનાં બાયું બહેનું કથામાં ઉમટે છે ગામ-પરગામમાં ઘરવાળાં અને કાઠી દરબારોનાં ઘરવાળાં પણ કથામાં આવવા લાગ્યાં.

હીરાગરજીએ જેમ કથા વર્તામં તેમ મહારાજનાં ભંડારી હીરબાઈએ પોતાની મધુર અને પ્રતાપી વાણીથી બાઈયું બેનુંનાં દિલહરણ કરી લીધાં છે. પછી તો આખું ગામ હીરબાઈ અને હીરાગરજીને માતાજી અને બાપુને નામે સંબોધે છે. સૌ પૂજ્ય ભાવથી જુએ છે ને પડયો બોલ ઝીલે છે.

બાયું બેનું હીરબાઈ માતાજીને ઉમાનો અવતાર ગણે છે ને હીરાગરજીને અનિરૂદ્ધનો. પણ ભગવાને

જોડ્યું થઈને હાથ ધોઈ નાખ્યા છે. બે ય વચ્ચેની પ્રિત્યું પણ એવી. આવી પ્રિત, આવો ધર્મપ્રેમ, આવાં વહેવારડાંમાં ને પાછા વિનય વિવેકમાં અજોડ એવાં નાનડિયાં સાધુ દંપતિની ગરવાઈ જાઈને ગામ ઓછું ઓછું થઈ જાય છે.

દિન ગણું'તા માસ ગયા,
વરસે આંતરિયાં.

આમ એક વરસની ઝટ્ટ લાગી ગઈ. એક વખત હીરાગરજી મહારાજને કોણ જાણે કેમ પણ કાગળિયાંની અસર દેખાણી. ગામ આખું ત્યાં હલ-વાણું. વૈદ હકીમોને બોલાવ્યા. ઈલાજ ઉપચારમાં કંઈ મણા ન મેલી. કોઈની કારી ન ફાવી. જે ટાણે વરસ દી પહેલાં આગડના દેરા ફરતી વખતે સમઢિયાળે આવ્યા હતા, બરાબર એ જ ટાણે હીરાગર મારાજનો હંસલો હાલી નીકળ્યો. પ્રાણ પખેરૂ ઊડી ગયાં.

આખા ગામમાં ધા પોકાર બોલી ગયો. શોકનાં વાદળ ગામ માથે ઘેરાઈ ગયાં. સૌના મોઢા-માંથી એક જ વાકય નીકળે છે કે પ્રભુએ અકેકાર કરી નાખ્યો. દ. ઓઢાવાળા કહે: "ભગવાન! મારે ગામને પાધર જ આ પરદેશી પાંદડાને રોકી દીધું?"

ગામની બાયું બહેનું, પુરુષ વર્ગ માતાજી આગળ ઉના આંસુડે રુવે છે. હીરબાઈ માતાજીના મનમાં જાણે મહારાજ દેવ થયાનો ધ્રાસકો જ નથી. આંખમાથી એક આંસુડું ટપકતું નથી. કોમળ પ્રતાપી મુખનાં તેજ વધુ પ્રજ્વલિત થઈ ઊઠયા છે.

ખુદ માતાજી રોતાં કકળતાં બઈયું બેનુંને આશ્વાસન આપી રહ્યાં છે કે મરનારને તમે કરવો તમે રોનારા કોઈ રહેવાનાં નથી:

કોઇ આજ ગયે કોઇ કાલ ગયે,
કોઇ જાવન કાજ તૈયાર ખડે;
નહિ કાયમ કોઇ મુકામ અરે,
એમાં રોવનહાર તું કૈસે રડે?

હીરાગરજી મારાજ માટેની આખરી વિધિઓ થઈ રહી છે. એમાં બાઈયુંના ઘેરા વચ્ચેથી હીરબાઈ માતાજીનો રહુકતો પ્રતાપી અવાજ આવ્યો:

"ઓઢા બાપુ! મારાજને સમાત (સમાધિ) નથી આપવી, અગ્નિ સરકાર કરશો છે."

ઘડીક સૌ લેવાઈ ગયાં. સહુના રિવાજથી માતાજીની વાત ઉલટી હતી. પણ માતાજીનું મન સૌએ રાખ્યું.

હીરાગરજી મારાજ માટે ઉભી કરી નનામી બંધાણી. આખા અંગ ઉપર સુરતી અતલસનું કાપડ વીંટાણું. નનામી જવ્યાની ફળીમાં તૈયાર થઈ ગઈ. હવે સૂનરના ફાળકા મૃતદેહને વીંટાવા લાગ્યા, ત્યાં બાઈયુંના ઘેરામાંથી હીરબાઈને ફળિયામાં આવતાં દ. ઓઢાવાળાએ જોયાં.

સમઢિયાળા ગામમાં આવ્યાં ત્યારે જે ઓઢણી પહેરેલી એ જ કેસરી ઓઢણી, પગમાં રૂપનાં ઝાંઝરિયાં વાગતાં આવે છે, એ જ કંકુવરણી કાયા, એટલી જ સથરાઈનાં પગનાં ભરતાં આવે છે, જાણે બાવ-ડિયાના વિજોગના વખા જ નથી પડ્યા એવા પ્રુથ મિજાજમાં નનામી પાસે આવ્યાં.

મારાજને આલડવા આવેલા માનવી બધાં તો ચીતરામણમાં આલેખાઈ ગયાં. નનામી પાસે આવી આ યૌવન મેં'કતા માતાજી હીરબાઈ કહે છે: "મને મારાજનું જરા મોઢું જોવા દ્યો."

ડાહ્યા માણસોએ અને દ. ઓઢાવાળાએ માતા-જીને સમજાવ્યાં કે હવે "આ ક્ષણભંગર શરીરનો હંસલો હાલ્યો ગયા પછી શું મોહ?"

પણ હીરબાઈ એકેય રીતે ન સમજ્યાં. એ તો મારાજનું મોઢું જોયા વિના ડગ ન દેવા નિર-ધાર કરીને ઊભેલા. છેવટ મારાજના મોઢા ઉપરથી અતલસનું કપડું થોડું દૂર કરવામાં આવ્યું.

હીરબાઈ ઘડીક હીરાગરજીના મોઢા સામું જોઈ રહ્યાં અને પછી કહ્યું: 'મહારાજ! આપણે દેરમાથી હાલ્યા ત્યારે આપે મને વચન આપેલ કે એકલાં તમને કયાંય નહિ મેલું. અને આજે મને

નોધારી મૂકી ?" કાળજા ચીરી નાખે એવા અવાજે કહ્યું : "એકલી મેલી ગયા ?"

કાળમીંઢ પાણાને પીગાળી નાખે એવી વેદનાની કરુણ ચીસના પડઘા પડી રહ્યા : "એકલી મેલી ગયા ?"

આટલું બોલતાંની સાથે તો હીરબાઈ માતાનું પ્રાણ પંખેરું ઊડી ગયું ને મહારાજની નનામી પાસે જ દેહ ઢળી પડયો ને માથું હીરાગરજીના ખોળામાં ઢળી પડયું.

ગામનો શ્વાસ ઘડીક અદ્ધર તોળાઈ રહ્યો. શોકને સ્થાને પ્રેમના પોરહથી ગામ લોકોના હૈયેથી ભલકારા છૂટવા માંડયા. "ભલે મારાજ ! ભલે માતાજી ! હે નાથ ! જોડાં સરજ તો આવાં જ સરજજે."

નોંધ :

મારા પિતાશ્રી ગગુભાઈ લીલાના સગા કાકાના

પૃષ્ઠ ૪૧૭થી ચાલુ ]

નહીં. એમણે નિજાનંદ માટે કાવ્યો રચ્યાં અને પોતાની નોટબુકોમાં પૂર્યાં.

હસ્તપ્રતો પણ ન મળી. ખોડ અને વેગડવાવ લગી ચાડધ્રાના શ્રી જેઠીદાન ટાપરિયા અમારી સખાતે રહેલા એ સાથ અને સ્નેહ શેં ભૂલાય ?

૪-૨-'૭૦ રોજ અમારી સવારી જતપીંપળી પહોંચી અમારા યજમાન શ્રી મોતીસિંહ મહેડુ લાખેણું મોતી જ નીકળ્યા. અહીંનું મહેડુ કુળ પણ મૂળ દેગામનું. ત્યાંથી અહીં આવ્યું. મોતીસિંહ મહેડુની ત્રીજી પેઢીના પૂર્વજ હલુ મહેડુ નામી કવિ થયા. જસદણ દરબાર આલા ખાચરના પિતા શેલા ખાચરના એ સમકાલીન.[1] જીંદગીનો મોટો ભાગ તેમણે બગસરાના વાળાવંશના દરબારમાં ગાળ્યો. આજેય શ્રી. મોતીસિંહ મહેડુ પાસે હલુ મહેડુએ બનાવેલ વાળા કુળની લાંબી વંશવળી મોજુદ છે. હલુ મહેડુએ છૂટક કાવ્યો રચ્યાં છે.

સાતે હસ્તપ્રતો અને એક નવગ્રહનું વિવિધરંગી ચિત્રપટ શ્રી મોતીસિંહજીએ પોટલામાંથી કાઢી આપ્યું. રંગ, રેખા, અને વણાટની રીતે એ ચિત્રપટનાં કોઈ કલા વિવેચકે મૂલ્યાંકનો કરવાં જેવાં છે.

દીકરા રાજસિંહ મુંઝાઈને સમઢિયાળાના દરબાર ઓઢાવાળાએ આ વાત સ્વમુખે કહેલી. દ. ઓઢાવાળા કહેતા :

"શું રાજસિંહભાઈ એ બન્ને માણસનો પ્રેમ ! બધું નજરોનજર તરવરે છે. અમારે ને બારોટિયાને ખૂબ મહોબ્બત જામેલ. મને એક વખત કહેલું કે "ઓઢા બાપુ ! હું નકરો બારોટ નથી. હું તો પ્રેમનો પ્યાસી જોગીડો છઉં. મારવાડના રાઠોડ કુળનો ચાંપાવત રાજપૂત છું.

ઘરવાળાં ભંડારી રાજપૂત કન્યા છે. એમનું વેવિશાળ બીજા સાથે થયેલ. અમારે કોઈ પૂરવ જનમની પ્રીત. ભંડારીને ખાંડું પરણવા આપ્યું. એ જ રાતે એ ગામથી હાલી નીકળ્યાં. અન્નજળ પાણી અહીં સમઢીયાળે ઢસડી લાવ્યા.

---

હસ્તપ્રતોમાં ગણનાપાત્ર ગ્રંથોલેખે સાંગીદાસ મહેડુના (૧) રાજ સગપ (૨) ગણ બાબીશીએ બે ગ્રંથો ગણાય. સૌરાષ્ટ્રમાં બીજે ક્યાંય એ ગ્રંથોની હસ્તપ્રતો નથી. આ રીતે એ પ્રતો દુર્લભ અને મૂલ્યવાન ગણાવી શકાય. એ બધી પ્રતો શ્રી મોતીસિંહ મહેડુએ નકલ કરીને પાછી આપવાની શરતે સૌ. યુનિ. ને આપેલ છે.

હસ્તપ્રતો આપતાં મોતીસિંહભાઈ કહે: 'આ તો તમે છો એટલે ના નથી પાડતો. આ હસ્તપ્રતો સંપાદન-પ્રકાશનના ઉપયોગ માટે આપું છું. ચારણોનું અને સૌ યુનિ.નું ગૌરવ વધે એ માટે."

જે મોતીસિંહ મહેડુની ભાવના છે એ જ સમગ્ર ચારણ સમાજની ભાવના છે. પણ આજ પાંચમે વર્ષે લાગે છે કે ચારણોને, સ્વ. શ્રી. માંકડને, સૌરાષ્ટ્રને સહુને ય આજે દગો દેવાઈ રહ્યો છે.

---

(1) હલુ મહેડુનાં ઘણાં કાવ્યો સૌ. યુનિ.ને આપેલી હસ્તપ્રતોમાં છે. 'ઊર્મિ'ના 'નારી અંક'માં મેં પણ 'ચારણી સાહિત્યમાં નારી' એ લેખમાં હલુ મહેડુનું એક કાવ્ય આપ્યું છે. જેમાં તેમણે જસદણના શેલાખાચરને દેવી રૂપી નારી સાથે પરખાવ્યા છે.

# બરડા ડુંગરને ખોળે આસન ભીડીને પડેલા ઐતિહાસિક અવશેષોની

# ખાંભીઓ જુહારે છે શ્રી. મૂળુભાઈ પાલિયા

ઈ. સ. ૧૯૩૪ના એપ્રિલ મહિનાની શરૂઆતમાં જ જામનગરના જામ રણજીતસિંહ સ્વર્ગવાસી થતાં તેમના વારસ તરીકે એમના જુવાનસિંહજી (દાના બાપુ)ના બીજા નંબરના પુત્ર દિગ્વિજયસિંહજીને રાજગાદીના વારસ તરીકે નિયુક્ત કરતાં તેમનો રાજ્યાભિષેક થયો.

આ જામ દિગ્વિજયસિંહજીએ પ્રથમ તો ધુમલીની જેતાવાવ, જે ભગ્ન દશામાં પડેલા તેના કાદા ઉતરાવવા માંડયા હજારો બેનાના ઢગ ખડકાણા છતાં વાવના પાણીએ માર્ગ ન દીધો માટે મશીનો મૂકાને પાણીનો ઉલેચ કરતા ગયા અને બેના ઉલેચતા ગયા, પણ તે છતા ન પાણીએ માર્ગ ન દીધો. કે ન બેના ઉખેડવા દીધા. આમ થતાં થતાં રાજ્યની કાર્યવાહીને થાક લાગ્યો અને વાવનું ખોદકામ અધૂરૂં રહ્યું. એટલું જ નહીં પણ વાવ સાવ ભંગાર હાલતમાં આવી પડી. વાવના ફરતો કાંઠો ભાંગી ગયો. એના ઉતરવાના આરા, થાક ખાવાના સ્થાન તથા સ્તંભો -કમાનો આજે પણ જૂની જર્જરિત દશામાં ઊભા છે.

કહે છે કે આ વાવમાં હલામણ જેઠવાના વખતનો સોનરાણીનો સોનાનો રથ પધરાવવામાં આવેલો અને તે રથ બહાર કાઢવા આ બધી મહેનત ઉપાડેલી. એવા જ કારણે એ વખતે આ સ્થળ તરફ પણ કોઈ માણસને જોવા જવા દેવાની મનાઈ હતી. હકીકતે આ પ્રમાણે આ જગ્યાએ ચાલુ ખોદકામ હતું ત્યાં સુધી કાંઈક ગર્ભિત વાતાવરણ હતું જ પણ મોંમાં ભંડારો તો પણ ખરી હકીકત બહાર આવ્યા વગર રહેતી નથી. આમ આખા દેશમાં આ વાતનો પવન ઉપડેલો કે પાણી હટયું નહીં એટલે ખોદકામ અધૂરૂં રહ્યું અને સોન રાણીનો રથ ન નીકળ્યો.

ખરેખર રથ વાવમાં હશે કે કેમ તે પ્રભુ જાણે. પણ દંતકથાને આધારે ભોળા રાજાને ભરમાવનાર અધિકારીઓ અને પપચી કે ખરા જોશીઓના કે કોઈ જૂના લેખ-દસ્તાવેજના આધારે આ કામ આરંભાયું તો ખરૂં. પણ નિરર્થક નીવડયું એ હકીકત છે.

એ જ વખતે આ ધુમલીના ખંડેરોમાં બીજા પણ કેટલાક રહસ્યમય સ્થળનાં ખોદકામ કરવામાં આવેલાં. તેમાં એક વિશાળ મકાનના પાયામાંથી ત્રાંબાનો નકશીવાળો કુંભ અને તેમાંથી એક તામ્રપત્ર નીકળેલું. તામ્રપત્ર ઉપરની ભાષા ખૂબ પુરાણી અને સંસ્કૃત જેવી લિપિમાં ખૂબ સુંદર અક્ષરોથી અને બહુ જ સપ્રમાણ લીટીઓમાં લખાયેલી.

આ પત્ર ઉપરનું વાંચન આ ભાગના કોઈ વિદ્વાનો ન કરી શકયા. એટલે આ પત્ર કલકત્તામાં કોઈ યોગ્ય સ્થળે વાચન તથા અર્થ માટે મોકલવામાં આવ્યું. પરિણામે કલકત્તાથી નીચે પ્રમાણે તેનો ઉકેલ આવ્યો, જે તે વખતના પ્રજાબંધુ વગેરે છાપામાં પણ આવેલો. એનો ઉતારો અક્ષરશઃ મેં મારા ચોપડામાં ઉતારી રાખેલો. જે આજે "ઊર્મિ-નવરચના"ના પાને પ્રગટ કરવા સાદર અર્પણ કરૂં છું.

દસ્તાવેજમાં આ પતરૂં ૧૫૦૦ વર્ષ પહેલાં લખાયું છે. "સ્વર્ગની અલકાપુરીની સ્પર્ધા કરતી ભૂતાંબિલીકા નગરીનો નરેશ મહારાજ જયદેવ સિંધુર, અપર સૌરાષ્ટ્ર અને અપર સમુદ્રનો માલિક, પોતાના સુવર્ણમંજરી પ્રદેશમાં આવેલું આ છંપાકણું નામનું ગામ પરાપૂર્વથી ચાલ્યા આવતા સીમાડાના માપ પ્રમાણેનું તેના પર લેવાતા સુવર્ણના લાગા ટકા બાદ કરતાં દરેક લાગા ટકા સહિત આ બ્રહ્મવિધાલને, સૂર્ય, ચંદ્ર અને સમુદ્ર સ્થાપિત રહે ત્યાં સુધી અર્પણ કરે છે. આ છંપાકણુ ગામની પૂર્વે લુશાપદક નામનું ગામ; પશ્ચિમે બ્રમરક (ઉકરડો),

ઉત્તરે હુકુબિલીકા અને દક્ષિણે ઐશ્વરાણક નામના આવ્યા છે. આ આપેલા દાનમાંથી કોઈ કાંઈ પણ ઓછું કરે તો તેને ચાર હત્યાનું પાપ છે." આ લેખ રાજ્યના રાજ્યપદ અધિકારી, જનપદ અધિકારી, દસાધ્ય સાંઘનિક અધિકારી, શૌલકિક અધિકારી અને એમ કુલ ૧૧ અધિકારીઓની શાખે આ ગામ બ્રહ્મવિદ્યાલયને અર્પણ કરવામાં આવ્યું છે વગેરે જણાવ્યું છે.

સમય જતાં મેં આ સમસ્ત પ્રદેશમાં મારી નોકરી ઘણા દાયકા સુધી કરી. પોલીસ અધિકારી તરીકે સખ્ત પરિભ્રમણ કરવા છતાં મારી શોધમાં સુવર્ણમંજરી નામનો કયો પ્રદેશ કહેવાતો હશે તેનો કે આ શબ્દના અર્થનો કાંઈ મેળ બેઠો નથી. આ બરડાની ગજધાની ભૂતામ્બિલિકા અને તેનું નામ પણ ભૂતામ્બિલિકામાંથી ભૂંબલી અને આખરે ઘુમલી થયું હોય ત્યાં મૂળ વસ્તુ સાથે મેળ જ કેમ બેસે?

વલભીપુરમાંથી વલ્લભી અને છેવટે વળા થયું તેમ આ હકીકતનો મેળ ફક્ત દંતકથામાંથી મળે છે. બાકી તો આ હકીકત ઉપર કોઈ પુરાતત્ત્વખાતાના ખાં મળે અને તે પણ પુરા ઇતિહાસ ભૂગોળનો ઉખેડનારા હોય તો જ મેળ બેસે એમ મને લાગ્યું.

સુવર્ણમંજરી પ્રદેશ એટલે શું ત્યાં સુવર્ણની રજ નીકળતી હશે? કારણ કે અહીં આ લેખમાં સુવર્ણ પરનો કરવેરો રાજ્યનો છે. તે સિવાયના વેરા બ્રહ્મવિદ્યાલયને અર્પણ છે તેમ લખ્યું છે. ઉપરાંત જ્યાં આખું ગામ સીમાડાબદ્ધ દાનમાં દીધું છે ત્યાં આ લાગા ટકાની કિંમત કાંઈ ન હોય, પણ એ લાગો ટકો સુવર્ણ પરનો કર ખૂબ મોટો હોવો જોઈએ કે જે અર્પણ કરવામાં મહારાજ જયદેવ સિંધવને ગળે ઉતરે તેવી નાની સૂની રકમ નહીં જ હોય. એટલે આ બધું સંશોધન બરડાના સંશોધનમાં રાત-દિવસ મથતા શ્રી મણિભાઈ વોરા કે શ્રી નરોત્તમ પલાણના પ્રયાસમાં કયાંક નીકળ્યું હશે અથવા ન જણાયુ હોય તો તેમને વિનંતી કરીએ તો ઘણું જાણવા જેવું બહાર પાડી શકાય.

આ બ્રહ્મવિદ્યાલયનું ખંડેર ઘુમલીમાં પ્રવેશ કરી, જેતાવાવ પાસે જઈએ ત્યાંથી દક્ષિણમાં આભપરાની તળેટીમાં અને ભૃગુકુંડ જવાની કેડીથી ડાબા હાથ તરફ આવ્યું છે. વિદ્યાલયનું ખંડેર ચોરસ ઓસાના પડથારવાળું બાંધેલું. આજે તે ખંડેર જેવી ભસ્મીભૂત દશામાં ખાખરો, આંબો, રાયણ અને બીજા અનેક ઝાડની ઘેઘૂર છાયામાં પથ્થર, પાંદડા, લાકડાથી ઢંકાઈને પડયું છે.

ખુદ ઘુમલીમાં અને ઘુમલીની આજુબાજુના એકેએક ગામમાં મેં ઘણી રાતો મુકામ રાખ્યા છે. દિવસે ખૂબ ગઝળપાટ કરી છે. પણ આ જે સીમાડાના ગામના નામ છે, તેમાં પણ કોઈ નામ સાથે મેળ કયાંય ખાતો નથી.

તે પછી મેં જયદેવ સિંધવ જેમાં નામ તો ઠીક, પણ સિંધવ શાખા ઉપર ખૂબ તપાસ કરી ત્યારે કાઠીઓમાં સિંધવ શાખા છે, પણ તેનું એ ઠેકાણું નથી. અત્યારે ફક્ત એક જ ઘર છગનશીલના પોળમાં છે. એ કાઠી આપાનું નામ એભલ સિંધવ છે, પણ તેને તેની શાખ વિષે કાંઈ માહિતી નથી.

તે પછી ઈ. સ. ૧૯૫૦માં મારી કચ્છના પૂર્વ વિભાગના ઈન્સ્પેકટર તરીકે નોકરી દરમ્યાન કચ્છનુ રાપર ઉપર રવેચી માતાનું સ્થાનક (મંદિર) મૂકી રણમાં ઊતરી સામે કાંઠે ૧૪ માઈલ દૂર કચ્છનો ખડીર પ્રદેશ છે.

ખરા માલ ખડીર કા, બાકર, બાજર, બેલ.

બકરાં, બાજરો અને બળદ ખડીર જેવા કચ્છ કાઠિયાવાડ કે રાજસ્થાનમાં કયાંય પાકતા નથી. બળદનો જોટો ન મળે એવા રૂપાળા અને પાણીદાર થાય છે.

ખડીર પ્રદેશ નાના ટાપુ જેવો, તરબૂચની ચીરના આકારનો, એ તરફ રણથી ઘેરાયેલો પ્રદેશ છે. ત્યાંનુ મુખ્ય ગામ ગઢડા છે કે જ્યાં અત્યારે થાણું છે.

એ ગઢડામાં પૂર્વે સિંધલ રજપુતો રાજ કરતા આ સિંધલ એટલે પરમાર હતા. ત્યાં વરજુ અને જાનલ નામની બે ચારણ બાળાઓએ શ્રાપ દેતાં સિંધલ રજપૂતોનું આ ગઢડા શહેર કે રાજધાની ઉજ્જડ થયા. એના ખંડેરો અને માતાજીની

ઘડા પર બેસાડેલી બે પ'ભીઓ શેર વગડામાં ઝાડીમાં એક તળાવડીને કાંઠે છે. ત્યાં ઘણા રૂપના છત્તર એ મતાજી ઉપર ચડેલાં મોજૂદ છે.

અહીં સિંધવ રજપૂત પરમાર હતા 'બનવા જોગ છે કે એ વખતે તે લોકો સૌરાષ્ટ્રમાં સિંધવને નામે સંબોધતા હોય. આ હકીકત પત્રઃ લખાયું તે સમય ૧૫૦૦ વર્ષ પહેલાનું બતાવે છે. માટે સાચું સંશોધન કરનાર મિત્રોને વિનતી છે કે આજે આ બધું લખવાનું સાંભરશું' પણ શ્રી બે.દીદાસ પરમારના ઘુમલી પરના 'ઊર્મિ-નવરચના'ના એપ્રિલના અંક પરથી આપ્યું.

આ ગુહાવિદ્યાલયથી પૂર્વમાં ઘુમલીની બજારોનાં ખંડેર છે. જેમાં કંસારા બજાર મુખ્ય છે. છેલ્લે બમાધરથી આભાપરા ડુંગર ઉપર કાટખૂણે જતી ગઢની રાંગ અને એ રાંગ ઉપર અભપરાની ધકમાં એટલે ૨૦૦ ફૂટ ઊંચે વાગડા ભીલની ખડકી નામનો શહેરનો નાનો દરવાજો એટલે ચોકી યાદ આવે છે. અહીં વાગડા ભીલની ચોકી રહેતી અને ભીલોના તીર કામઠાંની ફોજથી ગઢનું રક્ષણ થતું.

આ ખડકીનો કમાનબંધ દરવાજો ૧૯૪૧ સુધી મોજૂદ હતો. હવે હોય એ ખરું. બન્ને બાજુ ગઢની રાંગ હતી. ઉપલી રાંગ ઠેઠ આભપરા ઉપર જાય છે. તેના અવશેષો હજી મોજૂદ હશે. મેં જોયા ત્યારે ભાંગ્યાતૂટ્યામાં મોજૂદ હતા.

ઘુમલીમાં એક સુપ્રસિદ્ધ નવલખો છે. જેનું વિશાળ પથ્થર તથા ઘુમટ બંધ મંદિર ઘાટનું શિવાલય જેવું સ્થાન છે તેના ફરતા અનેક જાતના કંડાર-કામ, ચોર્યાશી આસનના મનુષ્ય બીમાના કંડાર, હાથી-ઘોડાની તથા રથ-પાલખાઓની કડારણી અને દેવો તથા તપસ્વીઓની મૂર્તિના કડાર કામ સપ્રાણ અને સુરેખ આજે પણ મોજૂદ છે તેના અનેક ફોટા આજ સુધી જાહેરમાં પણ મુકાયા છે. આ નવલખાને કોઈક કોઈક દંતકથા પ્રમાણે જેઠવાઓનો કે પ્રાચીન રાજાઓનો કઉ સીલ હેલ પણ કહે છે છતાં તે દેખાવમાં શંકરના દેવળ જેવું જ દેખાય છે. એમાં મૂર્તિ કે લિંગ અત્યારે નથી.

આ નવલખાની પાછળ કામેશ્વરનું મંદિર દક્ષિણના મંદિરોના ઘાટનું અત્યારે પણ ઊભું છે. કચ્છનો જામ બાર્મણિયાએ વહાણ રસ્તે લાંબા બંદર (ઓખા)થી ઊતરી કચ્છથી આવી જે દિ' ઘુમલી લૂંટ્યુ, તે દિ' ઘુમલીથી આથમણા ડુંગર પર તેની કુળદેવી આશાપુરાની સ્થાપના કરી. એ ડેરીવાળી ધારને અત્યારે આશાપુરાની ધાર કહે છે એ જ પ્રમાણે લાંબા બંદરને કિનારે પણ આશાપુરાની સ્થાપના કરેલી.

કમેશ્વરના મંદિરથી આથમણા જતાં આશાપુરાની ધારના પડથાર પાસે એક અર્ધી કમાન પર ભવ્ય દરવાજો ઊભો છે. જે શહેરના આથમણા કિલ્લાનો કે મુખ્ય દરબારગઢનો હશે. એની ભગ્ન કમાનના ડાબા હાથ પરના ભાગમાં કોઈ ચિત્રકારે આજે જ તાજા રંગથી દોરી હોય એવી પચરંગી ફૂલવેલ છે. સેંકડો વર્ષના ગરમી, ઠંડી અને વરસાદ છતાં આ ફૂલવેલનો રંગ એવોને એવો જ મેં ૧૯૪૧-૪૨માં જોયેલો. આજે તો હોય તે ખરું. '

આ દરવાજાની અંદરના ભાગમાં જમણા હાથ તરફ એટલે ઉત્તરે લોખંડના કાટોડાના કટકા ખૂબ પ્રમાણમાં જોવા મળે છે. તે ઠેકાણે જેઠવાઓના તોપોના ઢાળા કરવાની ભઠ્ઠીઓ હતી. એ લોખંડના ઢાળાના મેલના આ કાટોડા છે એમ કહેવાય છે. આ બધું જોતાં એ જમાનાના સપ્રમાણ શિલ્પીઓ, સુતારો, કડીઆઓ યાદ આવે છે. એમણે ૧૦-૧૦ ને ૧૫-૧૫ હાથની શીલાઓ દરવાજાના અને મંદિરોના માટ ઉપર ચડાવીને ચૂનો કે સિમેન્ટ વાપર્યા વગર જડબેસલાક બેસાડી છે. એના વખાણ કરવા કે એ જમાનાના ચિત્રકારોએ કઈ વનસ્પતિમાંથી રંગ ઘૂંટ્યા હશે કે જે સેંકડો વર્ષ પછી પણ આજના જ હોય એવા તાજા લાગે છે એના વખાણ કરવા ? એ તોપો પર આજસુધી અનેક ઋતુઓ પસાર થઈ ગઈ છતાં જેના પર કાટ લાગતો નથી. એના ઢાળા કઈ જાતના રસાયણોમાં ઢાળ્યા હશે ? આ બધું જોતાં જાણતાં આપણા પૂર્વજોની કુશળતા પર વારી જવાનું મન કોને ન થાય ?

આ દરવાજાની બહાર કૈલાસર તળાવ છે.

એની આથમણી બાજુ આપણે પહેલાં વર્ણન કર્યું તે વીડિયા વાવ તથા વાંકો પાણો છે. વીડિયાવાવના પાણીથી આજે પણ પોરબંદરની ગાદીએ બેસનારા રાજાનો અભિષેક થાય છે. એની સામે ડુંગરની ધકમાં ૨૦૦ માણસોની બેરખને આડમાં સંતાડી શકે એવો વાંકો પાણો ડુંગર ઉપરથી હમણાં પડયો કે પડશે એમ તોળાઈને ઊભો છે. આ પાણો આજ સુધી અનેક બહારવટિયાનું અભય બેસણું રહ્યો છે.

આ પાણાની બરાબર સામે દોઢેક ગાઉ દૂર ઉત્તરે પાછતર અને પાછતરડી ગામ આવ્યાં છે. ત્યાંનું પૂરાણું સૂર્ય દેવળ અને સૂર્યકુંડ પણ "ઊર્મિ–નવરચના"-ને પાને અમરત્વ પામ્યા છે. આ સૂર્યમંદિરે ઊભા રહી દક્ષિણે નજર કરીએ તો 'કાદિયાણીની કેડી" કહેવાતો માર્ગ બરડાના વેણુ ડુંગરની પાછળ થઈ કિલેશ્વર મહાદેવના મંદિરે જાય છે. ત્યાં જામનો હવા ખાવાનો તથા શિકારના કેમ્પનો બંગલો અને અત્યારની સરકારે બાંધેલી બરડાઈ રબારીઓની લોકશાળા છે. આ કિલેશ્વર મહાદેવના નામ પર પણ પાંડવોના ગુપ્તવાસની દંતકથા છે.

વેણુ ડુંગર ૨૯૦૦ ફૂટની ઊંચાઈએ તેના આથમણા પડખામાં મેરાડીઓ અને કાનમેરો ડુંગર, રાખીને વાદળા સાથે વાતો કરતો ઊભો છે. કાનમેરા ડુંગર પર ફાગણ સુદ–૧૫ની હોળી ત્યાંનાં નેસના રબારીઓ પ્રગટાવે છે. તે હોળી જોયા પછી આખા બરડામાં હોળી પ્રગટે છે.

આ કાનમેરા ડુંગરથી આથમણા હડીઓ અને માલક નામના ડુંગર આવ્યા છે. અહિંયી પોરબંદરના રાણાના રાજનો બરડો શરૂ થાય છે. આ બે ડુંગરના વાંસ ખૂબ પ્રસિદ્ધ છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં આવો નક્કર અને ટૂંકી કાતળીનો વાંસ થતો નથી. એટલે જ બરડાના વાંસની લાકડી દેશમાં પ્રસિદ્ધ છે. જેમ સાંઢબેડા અને સાસણના સાવજની આગલા બાવડાની નળી નક્કર હોય છે, એમ જ આ હડીઆ અને માલેકના વાંસની લાકડી નક્કર નીપજે છે.

આ બરડો મોટા ભાગનો જામના રાજનો અને પા ભાગનો રાણાના રાજનો ઠેઠ દીવાન કબા ગાંધીના વખતમાં વહેંચાયેલો પડયો છે. કહે છે કે માલક અને કાનમેરાની વચ્ચેના ભાગમાં કયાંક કોઈક ગોરા અમલદારનું બહારવટિયાની પાછળ પડેલી ગીસ્તની સરદારીમાં મોત થયેલું. માટે ગોરાઓની ધાકે એ હદ અમારી નથી એમ કબાગાંધીની કારકીર્દીમાં બન્યું અને જામની જોરાવર સત્તાએ એ હદ અમારી છે એમ માથે લીધું. ત્યારથી આખો બરડો રાણાના હાથમાંથી ચાલ્યો ગયો અને જામની સરહદનો કંડાર પાકો થયો.

અહિંથી આથમણી બાજુ વીજરાણા ગામ બરડાની આથમણી તળેટીમાં આવ્યું છે. ત્યાં રા' લાખાના રાજ્યામલમાં કચ્છથી દેશવટે કાઢી મૂકાયેલો ચારણ ઘોડજી અને એનું કુટુંબ આવી વસ્યું અને એ લોકો અવર કચ્છાને નામે ઓળખાયા. આ વીજરાણાના છેલ્લા સુમરા સીદી અને ઓસમાણ ૧૯૪૭માં સંધીઓનું બહારવટું પૂરું થતાં પકડાઈને ફાંસીએ ચડયા અને મરતાં મરતાં જેલર મેરને માથામાં બેડીઓ મારી વધેરતા ગયા. એ સંધીઓનું બહારવટું એ જુનાગઢની છેલ્લી ભાંગતી નવાબીનું અળખામણું પાકિસ્તાનના સર્જન સારેનું અડપલું હતું. જેની વિસ્તારપૂર્વક વાત હવે પછી ઉપાડશું. આ પાકિસ્તાન પ્રેરિત છેલ્લું સંધી બહારવટું કાઠિયાવાડ એજન્સીના છેલ્લા ડી. આઈ. જી. બર્નાર્ડ (Bernard) ની સરદારી નીચે ફરતા રાજ્યોની પલટન – પોલિસની ભીંસ થવાથી ૧૯૪૫-માં ખતમ થયું.

આજે આપણે આ બરડા ડુંગરની ઉગમણી ધરાની વાત ટૂંકમાં ઉપાડીએ. વાગડા ભીલની ખડકી સામે જ બરડાના પ્રસિદ્ધ સંત ત્રિકમજી મહારાજની વાવ, ધર્મશાળા અને વડલીઓ ભાણવડ – ઘુમલી વચ્ચે એકાદ ગાઉથી ઓછા અંતરે આવ્યો છે. ૬૦ વર્ષ પહેલાં એ ત્રિકમજી મહારાજ બરડાઈ બ્રાહ્મણ કુળમાં થયા. મહા તપસ્વી અને ત્રિકાળજ્ઞાની કહેવાય ગયા.

આ ત્રિકમજી મહારાજની વાવથી ઉગમણા એકાદ માઈલ દૂર ભાણવડના દરબાર ભગવાનજી

જીયા રાજપૂતની પાટીમાં માંગડોવાળો અને કાડી અહરા બાયલના ઘોડા ધીંગાણામાં કુંડાળે પડેલા. આ જ ટેકણે કાડી અહરા બાયલના ભાલે વીંધાઈને માંગડોવાળો ધરતી ઉપર પડયો અને ત્યાંથી ઘાયલ દશામાં ભૂતવડ નીચે જતાં એનો અવએસો આત્મા અસરગતિએ ગયો. આ ભૂતવડ નીચે માંગડા અને પદ્માની (માંગડા પાછળ સતી થઈ.) ભેકુંડ સીંદૂર ભરી ખાંભીઓ અને ડેરી છે. ત્યાં મુલકની માનતા ઊતરે છે એટલું જ નહીં, પણ હિંદુ-મુસલમાન કે કાઈ પણ જ્ઞાતિની ભણુવડની પુત્રીને પ્રથમ પુત્ર પ્રસરે એટલે તેના બાળમોવાળાની લટ અહીં વધેરાય છે. એ બાળકને અહીં પદ્માસતી અને માંગડાવાળાની ખાંભીઓના ખોળામાં આળોટાવવો પડે છે. જામ-સાહેબના કુળની દીકરીને પણ એના પહેલા ખોળાના પુત્ર માટે ભૂતવડ નીચે ઊતરાવવા અને આળોટાવવા આવવું પડે છે.

અહીંથી એકાદ ગાઉ ઉગમણુ મેરાસા ગામ છે. એ ગામે તરફ જતાં જમણા હાથ તરફ જમાના જૂનો રોહડીઆનો ટીંબો, તળાવ અને શિવાલય આવે છે. આ ટીંબાથી આથમણી અહરા બાયલની ખાંભી જગતની જાણ બહાર જીયાભગુભાની પાટીમાં ખોડા-ઈને ઊભી છે. અહરા બાયલ રાખાઈશ બાગરિયાની બરછીએ વીંધાયો. રોહડીઆ ચારણ રાજના દસોંઢી જબ્બર માલધારી તથા ધનાઢય ચારણનો નેસ આ ટેકણે હતો. કહે છે કે એક દિ' ની છાશની તારણ્ય (ઘીનો ઉતારો) માંથી આ દેવળ બંધાયું એવી દંતકથા એ ગામડામાં પ્રચલિત છે.

અહીંથી ઉગમણી બાજુ પોણોક ગાઉ દૂર કાલાવડ ગામના ઝેડાને કાંઠે જમણા હાથ તરફ આથર રાણા નંદાણીઆની વાડી આવે છે. એ વાડીના મોવરના ઓતરાદા ખૂણામાં જૂના જમાનાના વડની વડવાઈઓમાં ગૂંચવાઈ ગયેલી રાખાઈશ બાબરિયા-ની પણ કેડ સમાણી ઊંચી ખાંભી ભેકુંડ અને સિંદૂર ચડાવેલી ખોડાઈ ગઈ છે. રાખાઈશ બાબરિયો ભાણ જેઠવાનો સેનાપતિ તથા સલાહકાર હતો. માંગડોવાળો, અહરો બાયલ અને રાખાઈશ બાબરિયો એક જ ધીંગાણામાં વેતરાઈ ગયાનું કહેવાય છે. રાખાઈશની ખાંભીએ પણ તરિયા તાવનાં નાળિયેર ચડે છે. આવા શૂરવીરોની ખાંભી ઉપર આજે એના વંશના કોઈ ઓટો કે ડેરી પણ ચણાવતા નથી. એ છે

''અણ પૂછેલા, અણ પ્રીછેલા,
કોઈના અજાણ લાડીલા.''

એને કોઈ યાદ કરતા નથી.

સવારે સૌ કોઇ, મોકાણે આવે મલક;
(પણ) રાત ન રોવે કોઇ, નાંધુવણુની નાગડા.

દુનિયા આવી છે. જેને કાળજે ઘા હોય એ જ સંભારીને રાત બધી રોવે, બાકી તો સૌ મોડા-મોડા ખરખરે આવે છતાં જગતનો ન્યાય આજે પ ૭૦૦–૮૦૦ કે વધારે વરસો વીત્યા છતાં એને *પેતાના લાડીલા માની એ શૂરવીરોની યાદમાં એની* ખાંભીઓને હજી જુહારે છે અને એ વીરોની યાદને અમર રાખે છે.

આ બરડાના આભપરા ડુંગર ઉપર વાઘેર બ્હારવટિયાના પહેલાં પગરણ મંડાયાં અને બગડા ડુંગરે ૧૫૦૦ માણસના ઉચાળા ઊતરેલા. ઓખાના વાઘેર જોધા અને મૂળુમાણેકના બહારવટામાં અંગ્રેજ અમલદારો હર્બર્ટ અને લેટુઈશ (હેબટ અને લટુર) મરાણા.

વાઘેરે સીચોડો માંડીઓ, કરી ખગ લોખંડ ધાર;
હેબટ, લટુર મારિયા, શૂરાના સરદાર.

એ અંગ્રેજ અમલદારોની સાથે ૨૬ કાઠિયાવાડી તથા દેશી ડફેદરો તથા હવાલદારો અને સિપાઈઓ પણ કામ આવ્યા એમણે અંગ્રેજની રાજસત્તાની વફાદા-રીમાં માથાં કુરબાન કર્યાં. કદરદાન અંગ્રેજ સરકારે એના કબ્રસ્થાન પર આરસની ખાંભીઓ ખોડી બગીચો બનાવ્યો. એને ફરતી જાળી નાખી છે. આ કબરો ઉપર ધૂપબત્તી તથા ફૂલ ચડાવવા એક હરિજનને કબ્રસ્થાનમાં કબરો અને કામગરીની જાળવણી માટે જમીન આપી છે. તે આજે પણ માણવડા ગામે હરિ-જન પૂજારીના વંશજો એ જમીન અપેપાત્ર ભોગવે છે અને કબરો તથા બગીચાની જાળવણી કરી ધૂપ-દીપ પ્રગટાવે છે.

[ અનુ૦ પૃષ્ઠ ૪૨૮

# મરદાઈનાં પારખાં

માલૈયાભાઈ કરસનભાઈ બારોટ

સંવત ૧૮૪૨ની સાલની આ વાત છે. સોરઠમાં કેશોદ અને કેશોદ પાસેના પ્રાંસલી ગામે મૈયાઓનો વસવાટ.

એક વખત જૂનાગઢના બાબી આમદખાનને વિચાર થયો કે આ પ્રાંસલી ગામ માથાભારે અને મૈયા પાછા ઝનુની ગણાય છે, તો જોઈએ તો ખરા કે મૈયાઓમાં કેવીક મરદાઈ છે? આમ મરદાનગીનાં પારખાં લેવા આમદખાને વિચાર્યું. પોતાના સેનાપતિને હુકમ કર્યો કે : "જાઓ, પ્રાંસલી ગામનાં ગૌધેનવાળી આવો."

આ તો નવાબનો હુકમ. અલ્લાવાળા છૂટયા. પ્રાંસલી જઈને સીમમાંથી ધણવાળી જૂનાગઢની સડકે ચડાવ્યું. ગોવાળો આડા પડયા એને બંધૂકને ઠૂંદે ઠૂંદે મારી ને તગડી મૂકયા. ગોવાળોએ પ્રાંસલી ગામે આવી રાવ ખાધી. ગામમાં રહેલા મૈયા ભાઈઓએ બને એટલો સામનો કર્યો પણ જૂનાગઢ નવાબના સૈન્ય સામે એમનું કેટલુંક ગજું ? સૂરજ સામે શું ધૂળ ઉડાડવી એવું મન મારીને સમસમીને સૌ બેસી ગયા.

વસ્તો મૈયો એ વખતે સગા સાગવામાં ગામતરે ગયેલ. બાબરીઆ મૈયા કહેવાય. સાખે પંડિત. મૂળ બ્રાહ્મણ ગોત્ર. ગૌધેણ વાળવાને કલાકો વીતી ગયા છે ત્યાં વસ્તો પંડિત આવ્યા. બહારગામથી સૌ ડાયરાને રામ રામ કર્યા પણ કોઈના મોઢા ઉપર નૂર નથી. ઊપડતે અવાજે બોલાવવાની કોઈ હિંમત કરતું નથી. ગામની ડાઘુ જેવી દશા જોઈ ને વસ્તાએ પૂછ્યું કે :

"ગામમાં કાંઈ નવાજૂની બની છે ? આમ મુંઝાઈને સૌ કાં બેઠા ?"

છેવટ ભેગા મળીને સૌએ વાત કરી.

આવ્યું દળ આમદખાનનું,
ધણ હાંકી ગયા ધરાર;
ગાગોના ગોવાળને
માર્યો ખૂબ જ માર.

વાત સાંભળતાં વસ્તાને શરાતન ચડ્યું. રોમરાઈ અવળી થઈ ગઈ. પોતાની પીરાણી ઘોડી માથે સામાન નાખી, હથિયાર બાંધીને માના આશીર્વાદ મેળવ્યા ને ઘરવાળીને છેલ્લી વેળાના જુહાર કર્યા. વસ્તાના ઘરમાંથી રજપુતાણી કહે :

કંથા રણમેં જાય કે, ભાગી મ આવે શેણ;
તારી સેજ ન અહરાં, તું ભા ને હું બેણ.

વસ્તો હાલી નીકળ્યો પણ ઓરડીના જાળામાં પાઘડી અટવાઈ ને નીચે પડી ત્યારે ગામના માણસો કહે :

"વસ્તા! શુકન સારાં નથી થતા, માટે થોડીવાર રોકાઈ ને પછી નીકળો."

વસ્તો કહે : "મર્દોને વળી શુકન શું ને અપશુકન શું ?"

આમ કહેતાં જેવો ઘોડીનો ઈસારો થયો કે જેમ સિંહ મારણ માથે તરાપ મારે એમ ઘોડીએ તરાપ મારી નવેક હાથને માથે જઈને વેગે ચડી ગઈ. વસ્તાની પાછળ પ્રાંસળીના પચ્ચીસેક ઘોડેસ્વારો પણ ચડયા.

જૂનાગઢની ફોજ અરણિયાળી ગામની સીમમાં પહોંચી હશે ત્યાં વસ્તો આંબી ગયો ને પડકારો કર્યો કે : "હવે મારી થાજો!" બકરાના ઘેરામાં જેમ સિંહ પડે ને બકરાં તીતર બિત્તર થઈ જાય એમ જૂનાગઢની ફોજ માથે ત્રાટકતાં ફોજને દાણો દાણો કરી નાખી. વસ્તાની તરવારે સુદર્શન ચક્રનું રૂપ ધારણ કર્યું. સારો ખેડૂત ખેતરમાં જેમ જુવારના લોથા લણે એમ વસ્તો માંડયો ફોજના માણસનાં માથાં લણવા.

ગિરમાં જેમ કઠિયાડી લોકો સાગડા વાઢીને ઓઘા કરે એમ વસ્તે નવાબનાં માણસના ધડના

એધા ખડકયા છે. ફોજના માણસોએ આથી બંદૂકો ચલાવી. વસ્તાની બહાદુરીને ચેંત ન રહ્યો. ધાણીફૂટ બંધૂકુંથી વસ્તો વીંધાઈને નવરાતના ગરબા જેવો થઈ રહ્યો

વસ્તે જાણ્યું કે હવે શરીર હાથ નહિ રહે, એટલે પોતાના હાથે જ તરવારથી પોતાનું માથું ઉતારી નાખ્યું ને ધડ માંડયું ફોજના માણસોને ધૂળ ચાટતા કરવા. ફોજમાં ભંગાણુ પડયું. વસ્તા સાથે આવેલા પચ્ચીસ ઘોડેસ્વારોએ ભારે પરાક્રમ દાખવી ફોજને ભગાડી. વસ્તાના ધડ અને માથા સાથે ગૌધણુ વાળીને બચેલા મૈયા ઘોડેસ્વારો પ્રાંસળી આવ્યા. ગામે સાગૈવાં કર્યાં અને વાજતે ગાંજતે ગૌધણુ માટે ખપી ગયેલા બહાદુરોનો અગ્નિસંસ્કાર કર્યો.

સંવત, ૧૮૪૨ના ફાગણુ સુદ ચોથ ને સોમવારે વસ્તો પંડિત ધરમના ધીંગાણુમાં કામ આવી ગયો. અરણિયાળીની સીમમાં તેની ખાંભી ઊભી છે. બીજી ખાંભી પ્રાંસલીમાં છે. મરદાઈનાં પારખાં લેતાં ગૈયાઓના વીરત્વથી નવાબ આમદખાન ખુદાનો શુકર ગુજારવા લાગ્યા કે ઈમાન માટે આદમી કેવાં કેવાં વીરત્વ દાખવે છે ?

પૃષ્ઠ ૪૨૬ થી ચાલુ ]

પાસે જ અડીને માછરડો ડુંગર છે. એના પર કેટલાય ગાઉ દૂરથી દેખાય એવો Memorial Column કે કીર્તિસ્તંભ ઊભો કર્યો છે. એના ઉપર પાંચ ફૂટની આરસની તકતી જોડી છે. એમાં ઘણું ઘણું લખ્યું છે. સામે પગે મરાયેલા ૧૯ શૂરવીર બહારવટિયાનાં પણુ એમાં વખાણુ લખ્યાં છે. જેમાં ખાસ લખ્યું છે કે

Death may find, but find us free;
captives shall never be.

આવી કદરની પંક્તિઓ એ બહારવટિયાને પણુ બિરદાવતી દાના દુશ્મન અંગ્રેજ સિવાય કોણુ લખી શકે ?

"મરણુ હકડીવાર, ન છડીઆ તલવાર,
મૂળુભા વંકડા, મરણુ હકડીવાર."

ઘણા ઘણા દુહા ઓખા બારાડી તથા બરડાના પ્રદેશમાં ખૂબ પ્રચલિત છે. આમ તો આખા કાઠિયાવાડમાં પ્રચલિત છે. અંગ્રેજોએ બન્ને પક્ષના બહાદુરોને અમર કર્યા છે.

આ માછરડાના ડુંગર ઉપરની ખાંભી પાસેથી સામે જ બે-અઢી ગાઉના આરે ઉગમણી દિશામાં દાણીધારની જગ્યા દેખાય છે, એ જગ્યા આજે આપણી કદરદાન રાષ્ટ્રીય સરકારની હાંસી કરે છે.

કરે છે કે અહીં દાણીધાર પર પણુ "મારી રાષ્ટ્રીય સરકારની પ્રજાના રક્ષણુ માટે સૌરાષ્ટ્રનો બહાદુર સપૂત કમલાશંકર દવે, પોલિસ ઈન્સ્પેકટર અને એના સાથે હવાનદાર જુણો ગામેતી તથા નાયક (H.C.) મૂળુ રાજમલ હજી હમણાં જ ૧૯૫૦માં ભયંકર બહારવટિયા ભૂપત સામે સામી છાતીએ મરાણા જેના લોહીના રેલા પણુ આ ધરતી ઉપર તાજા છે. છતાં આજે એની કદરદાનીમાં અહીં ભૂખરા પાણાની ખાંભી પણુ કાં કોઈ નથી ખોડતું ! અરે કોઈ એટલું તો કરો કેઃ

એ પથ્થર પર નવ કોતરશો, કોઇ કવિતા લાંબી;
લખજો ખાક પડી અહીં, કોઇના લાડકવાયાની.

અ રે રે ! આવા શૂરવીરોને કબરો અને મસાણુમાંથી જગાડનારા મર્દ શાયર મેઘાણી કેટલું કેટલું કહી ગયા છે ? જે આજે પળે પળે સાંભરે છે, પણુ આ તો —

ભીંતડિયું ચળશે ભૂવણુ, ચિત્રણુ ચળશે ના;
કહોને કમધજરા, કમો વડેરો કલ્યાણુમલ.

જીરાઈ તો સૌ દવે પણુ સેંકડો વર્ષ સુધી સંભારણુા રખાવે એવી રીતે કાયમ જીવતા રાખે એની જ બનિહારી છે આ રીતે જીવતા પણુ કાયમ તાજે સંભારણે કોણુ રાખે ? એ તો પ્રજા જ રાખે. એનો લોકમત સદાય રાખે. જ્યારે લોકમનની ઊર્મિનો હિલોળો ચડે ત્યારે જ એમાંથી નવરચના નીપજે.



# મધુસંપર્ક : સૌરાષ્ટ્ર યુનિ. ચારણો અને ચારણી સાહિત્ય

અમદાવાદ – ચારણ પ્રગતિમંડળ તરફથી સૌરાષ્ટ્ર યુનિ. ચારણો અને ચારણી સાહિત્ય અંગે 'એક નિવેદન પ્રગટ કરવા માટે મળ્યું છે, જે નીચે આપીએ છીએ. —સંપાદક

તંત્રી શ્રી. : 'ઊર્મિનવરચના'

અમારા મંડળની જનરલ સભા તા. ૬–૮–૭૨ના રોજ મળેલી, તેમાં સાતમા નંબરનો જે ઠરાવ થયેલો તે નિવેદન રૂપે મોકલ્યો છે. તો તે પ્રગટ કરી આભારી કરશો :–

ચારણો અને
ચારણી સાહિત્યને ન્યાય આપો

આજથી પાંચેક વર્ષ પહેલાં તે વેળાના કુલપતિશ્રી ડોલરરાય માંકડે સૌરાષ્ટ્ર યુનિવર્સિટી દ્વારા ચારણી સાહિત્ય જે એક સંશોધનનો વિષય છે તેનું વૈજ્ઞાનિક રીતે સંશોધન કરવા તે સાહિત્યની જૂની હસ્તપ્રતો ચારણ વિદ્વાનોના વંશજો અને તેમનાં સગાંવહાલાં પાસેથી મેળવીને આ કાર્ય આગળ ધપાવવાનો આદેશ આપીને નિર્ણય કરેલો.

ત્યારબાદ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી દ્વારા જુદાં જુદાં ગામોમાંથી લગભગ ૧૫૦, ઉપરાંત હસ્તપ્રતો ભેગી કરવામાં આવેલી. આ પૈકી લગભગ સો ઉપરાંતનો સદુપયોગ કરવામાં આવશે અને કાળના અંધારે પડેલી ગુજરાતને ગૌરવ અપાવનારી આ ઐતિહાસિક અને સાહિત્યિક સમૃદ્ધિ વિદ્વાનો દ્વારા પ્રકાશિત થઈને અમ સમાજને પ્રભાવિત કરશે એવી સૌ ચારણોને આશા હતી.

આ હસ્તપ્રતો હાથમાં આવી ગયા બાદ, સૌ. યુનિ. માં આ હસ્તપ્રતોનો સદુપયોગ થવાનો હતો, તેવું કાંઈ થયું નથી. હવે એ સાહિત્યના ઉદ્ધાર માટે કશી જ પ્રવૃત્તિ ન ચાલતી હોય ત્યારે એમ માનવા કારણ મળે છે કે આવી આ હસ્તપ્રતો એકઠી કરાવવામાં કોઈનું પ્રતિષ્ઠા અને એ દ્વારા પૈસા કમાવાનું હિત છે.

જો એમ ન હોય તો ગણ્યમાન્ય એવા ખોડિયા અક્ષર અને ડિંગળીના વિદ્વાનોને એ કામ ઉપર બેસાડી શકાયા હોત, જે નથી બેસાડ્યા એટલે શંકા કરવાનું કારણ મળે છે.

ચારણી સાહિત્યનો સારો એવો સંગ્રહ થાય તો પ્રાચીન ગુજરાતીના સંગ્રહ અને ગુણવત્તાના સમકક્ષ ઊભો રહે. જો વધુ ઊંચો ન ગણાય તો પણ અમારી દૃષ્ટિએ ચારણી સાહિત્ય પ્રાચીન ગુજરાતી કરતાં વધુ સમૃદ્ધ છે. માત્ર એમાં અન્ય વિદ્વાનો પ્રવેશ કરી શકે તેમ ન હોઈ એનાં યથાર્થ મૂલ અંકાતાં નથી.

ચારણી સાહિત્ય એટલે કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન અને માળવાનું પ્રાચીન સાહિત્ય. આવા અને આટલા સમૃદ્ધ સાહિત્યના સંગ્રહ, સંશોધન, સંમાર્જનનું કામ એમાં ન સમજનારા એવા કોઈ પણ માણસને સોંપાવું ન જોઈએ. જો એમ થાય તો ચારણી સાહિત્યને થયો છે તે કરતાં વધુ અન્યાય થશે. આવા સાહિત્યનું કાર્ય પ્રથમ એવા તદ્વિદો શોધીને પછી જ એમને સોંપવું જોઈએ.

આ હસ્તપ્રતો સૌ. યુનિ. ને મળવાનું મુખ્ય કારણ એ મેળવનારા ચારણ પુત્રો શ્રી રતુભાઈ રોહડિયા અને શ્રી દાદુભાઈ મિશણ હતા. એમના સગપણે, એમના વિશ્વાસે અને સદ્ભાવથી જ સૌ ચારણોએ હસ્તપ્રતો આપેલ છે. જ્યારે આજે તેમની અવગણના થઈ રહી છે. એમને ફક્ત રોહિયા જ ગણી કામ કરાવવામાં આવ્યું છે. માટે અમારી માગણીઓ છે કે :–

(૧) સૌ. યુનિ. ને અપાયેલ ચારણી સાહિત્ય અને તેની ખોજ નોંધોનો કબજો સૌ. યુનિ. એ તેના રીડર શ્રી ચંદરવાકર પાસેથી લઈને

ઉપકુલપતિ પોતાની સેફ કસ્ટડીમાં રાખે.

(૨) ચારણી-સાહિત્યના વિદ્વાનોની સમિતિ નીમીને આગળ ઉપર શું કરવું તેનો વિચાર થવો જોઈએ.

(૩) ભાઈ રતુભાઈ રોહડિયા અને દાદુભાઈ મિશણને થયેલ અન્યાયનું નિવારણ થવું જોઈએ. એમને બન્નેને યુનિ.માં સ્થિર કરીને સ્થાન, માન સાથે કામ સોંપવું જોઈએ.

(૪) જે હસ્તપ્રતો પાછી દેવાની શરતે લેવાઈ છે તે તેના મૂળ માલિકોને તરત સુપ્રત કરવી જોઈએ

(૫) જ્યાં સુધી અમારા પ્રશ્નોનું નિરાકરણ ન આવે ત્યાં સુધી અમો સૌ ચારણો સૌ. યુનિ.ના લોકસાહિત્ય, ચારણીસાહિત્ય વિભાગ સાથે સંબંધ નહીં રાખીએ અને નમ્રતા પૂર્વક અસહકાર જાહેર કરીએ છીએ.

અમારી ઉપર પ્રમાણેની હકીકત ધ્યાનમાં લઈને અમને ચારણો અને ચારણી સાહિત્યને ન્યાય અપાવવા યોગ્ય કરશો તેવી વિનંતી છે.

લી. ન્યાય ઇચ્છતા અમો

(૧) અમદાવાદ–શ્રી ચારણ પ્રગતિ મંડળ વતી
ઉપપ્રમુખ–માધવસિંહ પ્ર. ગઢવી
મા.મંત્રી–છગનભાઈ વિ. ગઢવી B. A. Hons.

(૨) જામનગર–શ્રી ગઢવી યંગ એસોશીએશન વતી
મહામંત્રી–ભગવતદાન એન. બાલીયા
સંસ્કૃતિક મંત્રી–કિશોરદાન જે. ઝીબા
સહમંત્રી : લક્ષ્મણ વિ. ગઢવી

(૩) જામ ખંભાળીયા–શ્રી ચારણ હિત વર્ધક મંડળ વતી
મંત્રી-વરજાંગભાઈ એન. ગઢવી.

(૪) વાંકાનેર–શ્રી ગઢવી મંડળ વતી
પ્રમુખ–જશુભાઈ હરિસિંહ ગઢવી
મંત્રી–ખાનજીભાઈ ગઢવી

(મંડળની જનરલ સભા તા. ૬–૮–૭૨ના રોજ મળેલી તેનો ઠરાવ નં. ૭)

*

શબ્દચર્ચા

# ૭૫મી મેઘાણી જયંતી : મેઘાણી મહોત્સવ કે મેઘાણી અમૃત-મહોત્સવ ?

(પ્રા. શ્રી. તખ્તસિંહ પરમાર તરફથી આવેલી એક 'શબ્દચર્ચા' અહીં આપી છે. –સં.)

તા. ૧૭મી ઑગસ્ટે, શ્રી ઝવેરચંદ મેઘાણીની ૭૫મી જયંતીનો શુભારંભ થયો. આ અંગે પ્રજામાં ઠીક ઠીક ચેતના પ્રસરી છે અનેક સંસ્થાઓ તરફથી કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું છે છેલ્લા દોઢ-બે માસથી આ અંગે વર્તમાનપત્રોમાં આવતી નોંધોમાં, પ્રચાર-પત્રિકાઓમાં, આ અંગેની સમિતિઓના નામોમાં-'મેઘાણી મણિ મહોત્સવ' જેવો પ્રયોગ થાય છે. 'લોકમિલાપ' કોઈ પણ શબ્દ યોજવાનું ટાળી '૭૫મી મેઘાણી જયંતી' એવો પ્રયોગ કરે છે.

૭૫મા જયંતી ઉત્સવ માટે 'મણિ મહોત્સવ' શબ્દ બરાબર નથી. 'સાર્થ ગુજરાતી જોડણી કોશ' તેનો અર્થ '૬૦ વર્ષે ઊજવાતો હીરક મહોત્સવ' આપે છે. (પૃ. ૬૪૦). આપ્ટેના સંસ્કૃત અંગ્રેજી કોશમાં મણિઃ શબ્દનો અર્થ 'a diamond' કરવામાં આવ્યો છે (પૃ. ૪૧૭).

૬૦ વર્ષના ઉત્સવ માટે 'મણિ મહોત્સવ' શબ્દ યોજાય છે તે સુપરિચિત છે. કવિ નાનાલાલનો આ પ્રકારનો ઉત્સવ ઊજવવામાં આવ્યો હતો. તેને 'મણિ મહોત્સવ' નામ આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે કવિએ આપેલાં ભાષણો 'મણિ મહોત્સવના સાહિત્યમોલ'ના બે ભાગમાં સંગ્રહાયાં છે. શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠનો મણિમહોત્સવ પણ ઊજવાયો હતો. 'સાહિત્યવિચાર'માં (આનંદશંકર ધ્રુવ) 'વિદ્યાબ્હેનના જીવનનો મણિ મહોત્સવ'એવી નોંધ પણ છે. શ્રી ધ્રુવ નોંધે છે: 'લગભગ સોળ વર્ષનાં વિદ્યાબ્હેન ગૂજરાત કોલેજમાં દાખલ થયાં એ સમય અમારાં નેત્ર આગળ વર્તમાનવત્ રમે છે; ત્યાં તો તેમને આ વર્ષે સાઠ વર્ષ થયાં!' (પૃ. ૪૫૬)

તો પછી કયો શબ્દ યોજવો? અંગ્રેજીમાં ૨૫, ૫૦ અને ૬૦ વર્ષના ઉત્સવ માટે અનુક્રમે Silver, Golden અને diamond શબ્દો યોજાયા છે ને તેના પર્યાયો રજત, સુવર્ણ-કનક, મણિ-હીરક આપણે યોજ્યા છે. ૭૫મા વર્ષના ઉત્સવ માટે અંગ્રેજી, ગુજરાતી કે સંસ્કૃત કોશમાં કોઈ શબ્દ મળતો નથી. શ્રી. નરસિંહરાવ ભોળાનાથ અને શ્રી. કેશવ હર્ષદ ધ્રુવના ૭૫મા જન્મ મહોત્સવો ગુજરાતમાં ૧૯૩૪માં ઊજવાયા હતા. 'બુદ્ધિ પ્રકાશે' અભિનંદન અંકનું પ્રકાશન કર્યું હતું, અન્ય પત્રોએ પણ તેની નોંધ લીધી હતી. 'વસંત'માં આ અંગેની નોંધમાં શ્રી આનંદશંકર ધ્રુવ પાદોન શતાબ્દી[1] પચોતેર વર્ષની વર્ષગ્રન્થિ' એવા શબ્દો યોજે છે. (સાહિત્ય વિચાર પૃ. ૪૫૩)

હવે 'પાદોન, શતાબ્દી', 'પોણી શતાબ્દી' પ્રયોગો કર્ણપ્રિય લાગતા નથી. 'અમૃત મહોત્સવ' શબ્દપ્રયોગ કરવા જેવો – અપનાવવા જેવો છે. ઈન્દુલાલ યાજ્ઞિકના વીલમાં ૮૦ મી જયંતીના અર્થમાં આ શબ્દનો પ્રયોગ થયો છે પણ ખરો.

તા. ૨૦-૭-૭૨ના 'ગુજરાત સમાચાર'માંથી તારણ આપું છું.

"સ્વ. ઈન્દુલાલ યાજ્ઞિકે પોતાના વીલમાં જણાવ્યું છે કે મેં આજીવન કિસાનોની, મજૂરોની અને જનતાની સેવા કરી છે. અને જીવનના અંત સુધી કરવાનો છું. અને મારી પ્રવૃત્તિઓ મારા મૃત્યુ પછી પણ ચાલુ રહે તે માટે 'મહા ગુજરાત સેવા ટ્રસ્ટ'ની સ્થાપના પણ કરી છે. મારી જિંદગીના એંશી વર્ષ પૂરાં થાય ત્યારે 'અમૃત મહોત્સવ'[1] ઉજવવાનો ઉત્સાહી આગેવાન નગરિકોએ નિર્ણય કર્યો છે અને તેને માટે ભંડોળ પણ ભેગું કરે છે." (પૃ. ૮ 'ઈન્દુચાચાનું વીલ' એ ચોકઠામાંથી)

૮૦ વર્ષનો મહોત્સવ ઊજવવાની પ્રથા પ્રચારમાં નથી. એટલે ૭૫ જયંતી માટે જ આ શબ્દ યોજાય તે બરાબર છે. ભાવનગર સાહિત્યસભાએ સ્વ. યાજ્ઞિકના સ્વર્ગવાસ પહેલાં – પોતાની પત્રિકાઓમાં, શ્રી પ્રભાકર બળવંતરાય મહેતા તરફથી આ ઉત્સવ માટે મળેલ વિજયપત્રમાં અને સુરેન્દ્રનગર તથા અમરેલી જિલ્લાઓની સમિતિઓએ પણ અમૃત મહોત્સવ શબ્દ જ યોજ્યો છે. વૃત્તાંતપત્રોમાં પણ આ સંસ્થાઓના સમાચાર આપતાં એ શબ્દ વપરાયો છે.

એથી સિદ્ધ થશે કે 'મેઘાણી મણિ મહોત્સવ' ને સ્થાને 'મેઘાણી અમૃત મહોત્સવ' શબ્દોનો પ્રયોગ કરવો જોઈએ.

ભાવનગર, તા. ૯-૮-૭૨.

૧ કાળાં ખીમાં મેં કરાવ્યાં છે.

પ્રા. તખ્તસિંહ પરમાર



તારી જણશ વીરા જુદિયું, એના જુદા જાણણહાર જી;
જૂઠાં રે નામ એનાં પાડીશ નૈ, ભલે નવ જડે લેનાર.

— જી-જી શબ્દના વેપાર — સ્વ. મેઘાણીભાઈ

## દશમકથા

[ ડિસેમ્બર ૧૯૭૧ના અંકથી ચાલુ ]
સંપાદિકા : વસુધા હીરાલાલ મહેતા M.A.,B.Ed

કનક કળી હરજીને હાથ વછાંગેછા ગોવાળિયા સાથ,
ગોવાળ રૂપ તો કૃષ્ણે ધર્યું પત્રરદાયિ આવ્યો ત્યાંય;
તે શ્રી કૃષ્ણે મારીયો વૃંદાવનને ઠામ,
બગલા રૂપે આવીઓ બગાસુર છે નામ;
અઘાસુર ઉજ્જવળ પડયો પંજો છે વિસ્તાર,
મુખ નિકાસીને રહ્યો ગળ્યાં વચ્છ ગોવાળ;
શાળ દહીં ને કરમદાં આદુ બીજી સાથ,
જમનાજીને કાંઠડે જમે ગોવાળિયાની હાર;
જમે જમાડે હરિ જમે એવા વૈકુંઠ નાથ,
બ્રહ્માજી કૌતુક જુએ બઉ કર જોડી હાથ;
બ્રહ્મા વાછરૂ હરિ ગયા નવા ઉપાડયા . શીષ,
કળા કદી જાયે નહિ એ છે મોટા ઈશઃ
બ્રહ્મા વાછરૂં લાવીયા સ્તુતિ કરે અપાર,
અપરાધ મારો ક્ષમા કરો તમે ગુરૂ દીનદયાળ;
કરસનજી કહે કાકા તમે ઘેર બેસી રહો આજ,
સંગીત મોવણ વેણુ વાય ગાય ચારવાને ગોવિંદ જાય;
તાડ વન છે અતિ અપાર જોવા મળીઆ રામ ગોપળ,
સુદામો કે' આ ફળ છે સાર અમને આપો કૃષ્ણ કૃપાળ;
આવ્યો ધેનક મારી લત કૃષ્ણે ઉપાડયા બેઉ પાર,
ઉછાળી નાંખ્યો આકાશ પડયાં ફળ ને હરખ્યા ગોવાળ;
જમનાજીમાં મારી ફાળ કૃષ્ણે નાથ્યો કાળી નાગ,
નાગણી સ્તુતિ કરે અપાર એવાતન આપો મહારાજ;
વ્રત કરે કાત્યાયના પૂજે ગોર કુમાર,
બઉ કર જોડી વિનવો માગો કૃષ્ણ ભરથાર;
દાવાનળ આવ્યો છે દ્વાર સૌને બાળવા કરી નિરધાર,
ઉપાડી પાધો નરહરિ વિસ્મય પામ્યા સહુ ગોવાળ;
દેખાડયા મુક્તાના હાર ભાડિર વન દેખાડયું ત્યાંય,
ગોપ ગોપી એક જ ધ્યાન નંદલાલનાં ગાયા ગાન;
પિતંબર અંબર હર્યાં ચડયા કદંબને ઝાડ,
ઉદકમાંથી વલવલે વસ્ત્ર દીઓ મહારાજ;
સામા કર જોડાવ્યા હાથ વસ્ત્ર આપે વૈકુંઠનાથ,
જાની ને ઘેર હુવા જાગ ત્યાં અન્ન માગે રામ ગોપાળ;
ઋષિ પત્નીને હુવા જ્ઞાન અકળ અન્ન લાવ્યાં ત્યાંય,
ભાવે આરોગ્યા બેઉ ભાઈ ભાવે આરોગ્યા શ્રી ભગવાન;
ગોવર્ધનનો ઓચ્છવ થાય જમે ગોપ ગોપાળ,
ઈન્દ્રને ચડી છે રીસ રેલ્યું ગોકળને પાડી ચીસ;
ઈન્દ્રનાં ઉતાર્યાં લાડ ગોવર્ધન દીધો ભાગ,
વરૂણ નંદને હરી ગયો તે લાવ્યા દીનદયાળ;
નંદરાય ને તો વળગ્યા સાપ સાદ કર્યાં શ્રી જગનાથ,
ધાય ને મળિયા રામ ગોપળ પાટુના તો કર્યાં પ્રહાર;
ત્યાં ને ત્યાં છોડાવ્યા સાપ વૈકુંઠનાથે વેડી તાપ,
નંદ-જશોદા ભગવાન ભવે ભેટયા શ્રી ભગવાન;
રથ જોડી નંદરાય સંચર્યાં આગળ કીધા શ્યામ,
ભાગીરથીમાં દર્શન કરી કોટેશ્વરમાં કર્યો વિશ્રામ;
વૃંદાવનમાં માધવ જાય વાયાં વેણુ રસાળ,
વિહ્વળ થઈને ગોપીએ ઘેર મેલ્યા ભરથાર;
અવળાં આભૂષણ પહેરિયાં અવળાં પહેર્યાં ચીર,
આંખે હીંગળા આંજીયા સેંથે કાજળ-રેખ;
અવળાં સંગટ વાળિયા, વિપરિત ધરીયા વેશ,
ગોપી રમતાં જૂએ રૂપ અલોપ થયા ત્રિભોવન ભૂપ;
જુક્તિ ને આવ્યો એકાર મુજ સરખી ના કોઈ નાર,
કૃષ્ણે જાણી મનની વાત રાધા મેલ્યા વનની વાટ;
રાધા રહે ને કરે રૂદન ત્યાં તો ગોપી આવ્યાં વન,
પ્રભુ પધારો સત્વર આપ ટાળો ને મનના સંતાપ;
પ્રભુ પધાર્યા દીનદયળ પળમાં ભક્તોની લે સંભાળ,
ભક્ત વત્સલ તે કહેવાય ધાર્યું પળમાં તેનું થાય;
પ્રભુએ રાસ રમવાન કરી શરદ પુનમની રાતડી,
વાત સૂણી ગોકુલમાં સૌ ગોપી થઈ મદમાતડી;
રાસ રમે ગોપી ને કાન ના કોના મનમાં અભિમાન,
બધા બન્યા છે એક જ ધ્યાન કળી રહ્યા છે બ્રહ્મનું જ્ઞાનઃ
બ્રહ્મરૂપ બન્યા છે સર્વ ટાળ્યા સહુએ દેહના ગર્વ,
અભિમાની ન જાણે મર્મ જાણે જેનું ઉત્તમ કર્મ;
ગોપી બની રહી તદ્રૂપ પ્રગટીયું સૌનું આત્મરૂપ,
આત્મ સાક્ષાત્કાર એણે કર્યો માટે પ્રભુએ અવતાર ધર્યો;
માટે એવા ભક્ત બનો અંતરથી અભિમાન તજો,
પ્રેમ-ભક્તિ સાધનને સજો સચરાચર સ્વામીને ભજો.

(દાદીમા ધીરજ બા પાસેથી સાંભળેલ અને પોતે યાદ રાખી પોતાનું કરેલું દશમકથાનું ગીત ચિ. વસુબહેને ગાઈ અહીં પૂરું કર્યું છે. નારી હૃદયમાં રહેલ રસેશ્વર શ્રીકૃષ્ણ આપણાં ઘર ઘરને ગોકુળ બનાવે છે, એ આપણી બહેનોને કંઠે આવાં ગીતો ગવાતાં સાંભળીએ ત્યારે લાગ્યા વગર રહેતું નથી.

—મણિભાઈ વોરા)

# આઝાદીની લડતોની યાદમાં

જયમલ્લ પરમાર

સ્વાધીનતાના રજત જયંતી વર્ષની ઉજવણીમાં આઝાદીનાં સંસ્મરણોની માંગ વધી પડી છે. આઝાદી માટેનું અમારું આંદોલન ૨૫ વર્ષ પહેલાં પૂરું થયું. પણ ૧૯૩૦થી ૧૯૪૭ના સત્યાગ્રહકાળ અને '૧૯૪૨ની લડતનો અમારો સ્વાનુભવ અને સંસ્મરણો "અણખૂટ ધારા' નામની નવલકથામાં અને 'આઝાદ હિંદ ફોજ' ઉપર લખાયેલાં 'સુભાષના સેનાનીઓ,' 'શાહનવાઝની સંગાથે,' અને એની ભૂમિકા, ઉપર રચેલી નવલકથા 'કદમ કદમ બઢાયેજા'માં ઘણું ખરું આલેખી નાખેલ છે.

તે ઉપરાંત છૂટક છૂટક સંસ્મરણો પણ આલેખ્યે ગયેલા. રજત જયંતી તો ૨૫ વર્ષે જ આવે. પણ તે પહેલાં આઝાદી માટે લડનારા ઘણા ઉકલી ગયા છે, ઘણા ઉકલવાની તૈયારીમાં છે. આજ ૨૫ વર્ષે સંસ્મરણોની એ તાઝગી ન હોય. વળી લખવા ખાતર લડતા ન હતા. એટલે ઘણું યાદ પણ ન હોય. છતાં જે થોડું યાદ છે તે ફરી વાગોળી રહ્યા છીએ. નાનાભાઈથી અધિક એવા મારા સાથીદાર શ્રી. નિરંજન વર્મા '૪૨નો બલિ બની ગયા. યાદ આવે છે વિચાર અને લાગણીઓને ઝંઝેડી નાખતા એના મૃત્યુના આખરી દિવસો.

મદનપલ્લીના સેનેટોરિયમના ઓપરેશન વૉર્ડના એક કમરામાં અસાધ્ય બન્યે જતી આજારીમાંથી ઊભા થવાની આશા મૂકીને નિરુભાઈએ અંતિમ નિર્ણય ઉપર આવવા ગંભીરતાથી વાત ઉપાડી.

નિરુભાઈ મારા કરતાં ઉંમરમાં ઠીક ઠીક નાનો છતાં સાતેક વર્ષથી અસાધ્ય બનેલી બિમારીમાં સેવા સુશ્રુષા કરતાં કરતાં મારી સ્થિતિ રામ વનવાસમાં કાંઈક લક્ષ્મણ જેવી થઈ રહેલી. ત્યારે વિચારમાં પણ મારી આમન્યાનું ઉલ્લંઘન ન થવા દેવાના વિનય-વિવેકમાં નિરુભાઈ જ લક્ષ્મણ બની રહેતો.

૧૯૪૨ના ક્રાંતિ કાળે ભૂગર્ભવાસ દરમિયાન ધારણ કરેલાં અમારાં નવાં નામ ઘરમાં અને આંતરિક મિત્ર સમુદાયમાં પણ કાયમી બની ગયેલાં. નિરુભાઈ એટલે કનુભાઈ અને ઈન્દુભાઈ એટલે હું.

નિરુભાઈના રોગનું નિમિત્ત પણ ભૂગર્ભવાસ જ બનેલો. એના આજાર દેહને ઉપાડીને મીંદડીનાં બચ્ચાંની જેમ એક સ્થળેથી બીજે સ્થળે છુપાતાં ને પોલીસના સકંજામાંથી ભાગતાં ફરતાં નિરુભાઈની માંદગી પણ અમારા માટે યુદ્ધનો એક મોરચો બની રહેલ. સ્વજનો અને સાથીઓની અવિરત સહાય સાથે બચવાનો છેલ્લો પ્રયત્ન કરતાં અમે આંધ્રના સુપ્રસિદ્ધ સેનેટોરિયમ મદનપલ્લી જઈ પહોંચેલા.

માટુંગાના અરોરા થિયેટર પાછળ અમારા મિત્ર શ્રી. રતુભાઈ કોઠારીના આવાસમાં છુપાઈને રહેતા. એ દરમિયાન એક દિવસ ગેલેરીની બારીનો ખૂણો નિરુભાઈની પાંસળીમાં ખૂબ જોરથી વાગ્યો.

એમાંથી પ્લુરસી થઈ. વર્ષોની દોડભાગને પરિણામે પ્લુરસીના પાણીમાંથી પરુ પસ થવા માંડ્યું, ડાયાફ્રામથી ઠેઠ ચોથી પાંસળી સુધીના પોલાણમાં. એની અસર આખા શરીરમાં ફેલાઈ ગઈ.

કોઈ ઉપાય ન રહેતાં ૧૯૪૮ના અંતે ઓપન એમ્પાઈમા ડ્રેનેજનું ઓપરેશન કરાવ્યું. પસ રોજ કાઢીને રોજ એમાં દવા નાખી મટાડવા માટે, પણ પસનું ઉત્પાદન ન અટક્યું. લોહી ને પરસેવાની જેમ એ શરીરનો એક ભાગ જ બની રહ્યું.

સ્વરાજનો મોરચો ૧૯૪૭માં સફળ બન્યો ને સ્વરાજનું સંસ્થાપન કાર્ય દેશમાં ચાલતું હતું ત્યારે નિરુભાઈના શરીરને ઘેરી વળેલી માંદગી સામેના મોરચે અમારું જીવસટોસટનું યુદ્ધ અવિજયીપણે પણ ચાલુ જ રહ્યું, પણ ક્ષીણ બનતી શક્તિથી નિરુભાઈ થાકતો જતો હતો. એણે વાત શરૂ કરી :

એ પડે લડથડે છતાં ઊઠી ફરી ચડે યુદ્ધ અવિરામ

# '૪૨નો બલિ

જયમલ્લ પરમાર

"શું કરશું ? હવે ઈન્દુભાઈ ?"

"કેમ ?"

"હવે આમાંથી ઊગરી શકાય તેમ નથી."

"એવું કોણે કહ્યું ?"

"આપણે એકે ય ઈલાજ કરવામાં મણા મેલી નથી."

"જીવવાનો પુરુષાર્થ જોખા જોખાને થોડો થાય છે ?"

"એમાં તો તારી લાગણી બોલે છે પણ હવે આમાંથી હું ઊભો થઉં એવી એકે ય આશા મને નથી રહી."

"આપણે તો પુરુષાર્થ કરી છૂટવો રહે છે. કૃપા ઈશ્વરને હાથ."

"આપણે ક્યાં ઈશ્વરને આડા હાથ દઈને બેઠા છીએ ? મને લાગે છે કે ઈશ્વરની ઈચ્છા જ હવે જિવાડવાની નથી. આપણો મૂકવાટ એની વિરુદ્ધમાં ચાલી રહ્યો છે."

"એની ઈચ્છા વિરુદ્ધ આપણું બળજોર થોડું ચાલવાનું છે ?"

"નહિ તો આ દેહને આટઆટલો રીબાવવામાં એને શું મેળ આવતી હશે ? હવે આ નથી સહન થાતું. રોજના પાંચ પાંચ ડગલાં કફ કાઢતાં ખાસી ખાંસને પાંસળાં શળ કાઢે છે. આ બે અઢી કે ત્રણ ત્રણ કલાક તો કફ કાઢવાનો જ પુરુષાર્થ કરવાનો એમાં અંગ પહેલાં ટાઢાં પડી જાય અને પછી પાંચ ડીગ્રીએ તાવનો પારો ચડી જાય. પછી એ તાવ ઉતારવાની મહેનત માંડવી."

નિરુભાઈ ગંભીર થઈને બોલતાં હાંફી ગયો. શ્વાસ હેઠો બેસતાં કહે :

"જીવવા માટે ખાવું ને પછું ભાવે કભાવે દાક્તર કહે તે મન મારીને અને મહેનત કરીને ખાવું..." નિરુભાઈને રોજની સ્વસ્થતા છોડીને બોલતાં પરસેવો વળી ગયો. થોડી વારે કહે :

"માણહને ખાધાનું લોહી થાય. મારે પસ થઈ જાય છે, સવાર પડે ને પડખાંનું પોલાણ પસથી ભરાઈ જાય છે. હવે તો અંગે અંગમાં એવું ઝેર વ્યાપી ગયું છે..." શ્વાસ ખાવા થંભ્યો ને પછી કહે :

"પેશાબ કાઢવાની પહોંચ નથી રહેતી, ઝાડની કાંઈ ખબર પડતી નથી. દાંત બધાય કળે છે. બાકી રહી ગયું હતું તે હવે મૂઢે ફોલ્લા થાય તેવું લાગે છે. આમાં કયા દરદનો ઈલાજ કરવો ?"

નિરુભાઈની આંખને મેં એક જ વાર ભીની રહેલી જોયેલી, જ્યારે ઓપન એમ્પાઈમા ડ્રેનેજનું ઓપરેશન કરીને પાંચમે દિવસે પાટો ખોલ્યો ત્યારે પસને વહી જવા કાપેલી પાંસળીની ઉપર નીચેનો માંસ ચામડીનો જાડો થઈ ગયેલો લોથ એકદમ સડી ગયેલો, ને તત્કાળ ડૉ. મૂથેએ કશા જ એનેસ્થેસિયા કે ઈંજેક્શન સિવાય છરી લઈને ઉપર નીચેનો ભાગ કાપી નાખ્યો.

'ઓમ' 'ઓમ'ના જાપથી નિરુભાઈ એ આવા કપાતા ભાગની વેદનાના દુઃખને ઝીલતો રહ્યો, એના 'ઓમ'ના જાપનો અવાજ સાંભળીને બહાર ઊભો ઊભો હું હૈયું હાથ નહિ રાખી શક્યો.

દાક્તર ગંભીર બનીને વોર્ડના કમરાની બહાર નીકળી ગયા. હું અંદર ગયો ત્યારે વેદનાની અસહ્યતાને ગાંડા હાસ્યથી નિરુભાઈએ ઓગાળી નાખી. પણ મારી આંખ ભીની જોઈને એની આંખમાં માત્ર બે જ આંસુ તે દિવસે આવેલાં ને પછી

ખડખડાટ હસી પડયો. હસવાથી તાજા જ કાપેલા સ્થળે વેદના વધી જતાં પાટા બાંધેલા ભાગને પોંચે હાથે દબાવીને હું પલંગ ઉપર બેસી પડયો ને બાકીનું બધું નિઃશબ્દતાએ પૂરું કર્યું.

આજે ફરી વાર એની આંખને ભીની થતી જોઈ. મેં આજે એને બોલવા જ દીધો.

'કલાકો સુધી આ ચીકણા, જાડા ને વજનદાર ગળફા કઢી કાઢીને હૃદય એટલું ડેવાઈ ગયું છે કે મને ભય છે કે ફેફસાંની પહેલાં હૃદય જ ફેઈલ થશે. આયુ તો ખસી જ ગયું છે." ફરી શ્વાસ ખાવા થભ્યો ને બોલ્યો :

'આમ ને આમ સાત સાત વરસ નીકળી ગયાં. હવે તો રીબાવાની પણ શક્તિ નથી. શરીર થાકે છે ત્યારે પડયું રહે છે, ને જરાક જંપ વળે છે કે તરત કફ કાઢવા મંડે છે. આ કાયા હવે કફ–તાવનું કારખાનું જ બની ગઈ છે. કાયાના આવા ગોલાપા તે ક્યાં સુધી કરવા ?"

મારી પાસે એનો જવાબ ન હતો. પણ થોડી વારે જવાબ આપવા ખાતર આપ્યો કે "કાયાના ગોલાપા ભલે ય ન કરીએ, પણ જીવ ત્રાગડો છે તે ત્રોડી નાખીએ ?"

"આવી રોગે ચૂંથી નાખેલી ગંધારી કાયા છોડવી ન ગમે એ જીવને પણ કેવો માનવો ? હવે તો જીવવા માટે જેમ મૃત્યુ સામે વિગ્રહ ખેડયો..."

"....તેમ મરવા માટે જીવવા સામે વિગ્રહ ખેડવો એમને ?" હું વચમાં જ બોલી ઊઠયો.

"એ બે ય એકની એક વાત છે." પછી કહે: "હું જીવવા સામે વિગ્રહ ખેડવાનું નથી કહેતો, પણ મૃત્યુ સામેનો વિગ્રહ છોડી દેવાનું કહું છું. વાસના છૂટે તો ઘણો ય આપોઆપ એ વિગ્રહ છૂટી જાય. પણ એવું આપણું તપ નથી."

"એટલે જ કહું છું કે સામે ચાલીને મોતની શરણાગતી સ્વીકારવી ને ?"

"એમાં શરણાગતીની કાયરતા નથી, પણ મોત જ્યારે બારણાં જ ટોકી રહ્યું છે ત્યારે એને આવકારવાની એમાં ખેલદિલી છે."

"નિયતિના ક્રમ વિરૂદ્ધ એમાં આપણે નથી જતા ?" મેં પૂછ્યું.

'સંભવ છે કે એ જ કદાચ નિયતિ હોય. ઈતિ કર્તવ્ય પૂરૂં થતું લાગે ત્યાં આપણા પૂર્વજો ભૂમિસમાધિ કે જળસમાધિ લેતા જ આવ્યા છે ને ?"

"આપણા જીવનકર્તવ્યને થોડું મીઠું વળી ગયું છે ?" હું હજી અમારા દેહનો પૃથક વિચાર કરી જ નહોતો શકતો. એ જોઈને નિરુભાઈ થોડો હસી પડયો. પછી કહે : "મારા પૂરતી વાત કરું તો મારા દેહના કર્તવ્યોને રોગમાં દુઃખી થવા–પીલાવા સિવાયનાં બીજાં મીંડાં જ વળી ગયાં છે. એટલેથી જ અટકતું હોત તો અત્જે આ વાત હું ઉચ્ચારત જ નહિ. પણ તમારા સૌના જીવન–કર્તવ્ય આડે પણ હું પાણો થઈને પડયો છું."

મેં પૂછ્યું : "એ શી રીતે ?"

એટલે નિરૂભાઈ કહે : "તારી જે શક્તિ સામાજિક ઉત્કર્ષમાં વપરાવી જોઈએ તે શક્તિ મારી નિરર્થક સેવામાં બાંધીને બેઠો છું. બાની વૃદ્ધાવસ્થામાં એમને એકલાં બહેન જ સેવા આપી શકે તેમ છે. એ બહેનની સેવા બને બદલે હું લઈ રહ્યો છું. એટલું જ નહિ પણ ઈશ્વર (અમારા જીવનસાથી) અને આખાં કુટુંબની શક્તિ મારી ચિંતામાં બધાઈ રહી છે. તમારી ઉપાર્જનની શક્તિ મારી માંદગીના ખર્ચમાં જ અટવાઈ પડે છે, જે કુટુંબના વિકાસ માટે ખર્ચાવી જોઈએ."

એક શ્વાસે મહાપ્રયત્ને આટલું બોલી નાખ્યું. શ્વાસ હેઠો બેઠો કે ફરી બોલ્યો :

"યોગ્ય સારવારને અભાવે ક્ષયના કેટલાય દરદીઓ મરી રહ્યા છે. એવા દર્દીઓના જીવન આડે આ ઓપરેશન વોર્ડના કમરાને હું રોકીને પડયો છું, અને જીવવાની જરાય સંભાવના ન હોવા છતાં ડૉક્ટરો, નર્સો ને વોર્ડ બોય વગેરેની સેવાઓ કંઈ કેટલાયના જીવનને બાધક બનીને હું લઈ રહ્યો છું." નિરૂભાઈ શ્વાસ ખાતો થોભ્યો. એની આંખો કમરાની જાળી સોંસરવી સંધ્યાના આકાશ માથે મંડાઈ રહી. પછી કહે :

"જો હું ખસી જાઉં (દેહમુક્ત થાઉં) તો કેટલી બધી શક્તિઓ છૂટી થાય? એ શક્તિઓ દ્વારા કેટલા બધા માણસોની સેવા થાય? તને નથી લાગતું કે હું એ બધી શક્તિઓની સમાજ-ઉપકારકતા સામે પાણો થઈને પડયો છું?"

નિરુભાઈની ભવ્યોદાત્ત ભાવના હું ગદ્ગદિત કંઠે નિહાળી રહ્યો, પછી વાતાવરણને જરા હળવું કરવા કહ્યું કે:

"હા, અમે ય છૂટા થઈએ અને તારો જીવ પણ આ જર્જરિત ખોળિયામાથી છૂટો થઈને નવું ખોળિયું ધારણ કરી શકે એમ જ ને?"

નિરુભાઈ કહે: "તું ભલે લહેરમાં કહે. પણ એ વાત સાચી છે. આ જળી ગયેલા ખોળિયામાંથી જીવ છૂટો થાય, નવો દેહ ધારણ કરે તો એના ગુણકર્મે એ પણ કર્તવ્યને પંથે વળગો થાય. પુનર્જન્મ હોય તો!"

મેં કહ્યું: "પરચુરે શાસ્ત્રી આવી એક ઈચ્છા સાથે ગાંધીજીની સલાહ લેવા ગયેલા."

નિરુભાઈ કહે "એ બિચારા રક્તપિત્તના દર્દી હતા. મારી જેમ તમામ ઉપચાર કરીને હાથ ધોઈ નાખેલા. પછી જળસમાધિના વિચારથી ગાંધીજીને મળવા ગયેલા."

"બાપુએ તો એમને એવી સલાહ આપેલી જો કે જળસમાધિથી તત્કાળ દેહત્યાગ થાય છે, જ્યારે આવા કિસ્સામાં ઈશ્વરને આશરો આપવા અનશન ઉપર જવુ જોઈએ, કેને ખબર છે? ઈશ્વરની ઈચ્છા હોય તો એ દરમિયાન ઉગરી પણ લે, ને કર્તવ્યનો નવો અવકાશ ઊભો કરે."

"હું પણ એમ જ કહું છું." નિરુભાઈએ વાતને સાંધતાં આગળ કહ્યું:

"હું એકાએક દેહત્યાગ કરવા નથી કહેતો, પણ ધીરે ધીરે ખોરાક છોડતો જઉં. આ પિલાતા દેહને ટકાવી રાખવા જીવને જે ઝૂઝવાટ કરવો પડે છે, તેમાંથી તો મુક્ત થાઉં!"

મારી લાગણીવશતાએ પલટો ખાધો "માણસ માત્ર દેહથી જ થોડો જીવે છે? વિચારથી પણ જીવે છે ને?" નિરુભાઈ કહે: "હું શું વિચારથી જીવું છું? આ દેહની લગાતાર પળોજણ અને વિચારની વેળા જ ક્યાં આપવા દે છે? એમાં કયા વિચાર દ્વારા કયું કર્તવ્ય બજાવી શકું? એ તો તારી લાગણીવશતાનો તર્ક છે." એટલે તરત મેં કહ્યું:

"કેમ વળી? દર્દની અસહ્ય વેદનાઓ વચ્ચે તું જે સ્વસ્થતા જાળવી શકે છે તેનાથી આ સેનેટોરિયમના કેટલા બધા દર્દીઓને આશ્વાસન મળતું હશે?"

નિરુભાઈ હસી પડયો, કહે કે: "દર્દીઓને તો કોણ જાણે પણ તારો પ્રેમ એમાંથી જરૂર આશ્વાસન મેળવવા મથતો હશે. પણ એ જ તારો પ્રેમ મારા એકધારા વિલયા કરવામાંથી થોડો આનંદ મેળવી શકે?" નિરુભાઈએ સીધો સવાલ કરી નાંખ્યો.

હું ખળભળી ઊઠયો. નિરુભાઈને જિવાડવાનો મારો પ્રેમ વ્યામોહ તો નથી બન્યો ને? અને એ વ્યામોહને કારણે એને પીલાયે રાખવાની જડતા તો મારામાં નથી આવી ગઈ ને? એ જેમ ઘણી બધી ચેતના આડે અંતરાયરૂપ બનીને પડયો હોવાનું કહે છે તેમ હું પણ મારા વ્યામોહને કારણે એની મુક્તિ આડે અંતરાય તો નથી બની રહ્યો ને? મારી લાગણીઓને મૂળમાંથી હચમચાવી નાખીને એણે મને સવાલ કરી દીધો. નિરુભાઈ આજ આખરી વિદાય માગી રહ્યો હતો. મેં કહ્યું:

"લાગણીઓની નબળાઈ મારામાં છે જ, પણ એણે મારી ચેતનાને હજી સુધી એટલી જડ નથી બનવા દીધી કે તારી મુક્તિ આડે મારા પ્રેમનું હું બંધન ઊભું કરી દઉં. નિરાહાર માર્ગે જતા હું તને નહિ રોકું. પણ આપણે ડૉ. મૂસને પૂછી જોઈએ કે એમના તબીબી શાસ્ત્રમાં આનો કોઈ ઉકેલ છે કે નહિ?"

"જરૂર પૂછી જોઈએ. એ સહૃદયી છે. આપણા પ્રત્યે ખૂબ લાગણી ધરાવે છે, ને પાછા જડ નથી." નિરુભાઈએ મારો પ્રસ્તાવ સ્વીકારતાં કહ્યું.

એક નિરાંતના દિવસે ડૉ. મૂલરને કાને વાત નાખી. પ્રથમ તો એણે એને મૂર્ખામી માનીને હસી કાઢી. પછી કહે : "મિ. વર્મા (નિરૂભાઈ-નિરંજન વર્મા)ની લાગણીઓ અને ઈચ્છા બન્નેને હું સમજી શકું છું. પણ અમારું શાસ્ત્ર તો મૃત્યુના આખર દમ તક દર્દીને બચાવવાની કોશીશ કરવાનું કહે છે. અમે મારીએ છીએ કે અમે જીવાડીએ છીએ એવું હજી અમે માનતા નથી. દર્દીને બચાવવાની આશા છોડી દઈને અમે એને દુઃખમાંથી મુક્તિ આપવા મૃત્યુને માર્ગે ચડાવતા થઈએ તો સંભવ છે કે અમારા પવિત્ર વ્યવસાયમાં મોટી અરાજકતા વ્યાપી જાય. જે ઘણા હવી જાય તેવા-ઊગરી જાય તેવા હોય તેવાઓને પણ અમે પછી મોતને માર્ગે ન ચડાવતા થઈએ એવું ખાત્રીથી કહી શકાય નહિ. અમુક દર્દી ઊગરી જશે ને અમુક નહિ ઊગરે એવું બધા કેસમાં નિશ્ચિતપણે અમે કહી શકીએ તેમ નથી. એ પછી દર્દમાંથી મુક્તિ અપાવવા મૃત્યુને માર્ગે ચડાવવામાં સંભવ છે કે જે ન ઉગરવાનો હોય તેને ઊગારવાનું ચાલુ રાખીએ અને જે ઊગરવાનો હોય તેને પતાવી પણ દઈએ. અમે મૃત્યુનો દોર હાથમાં લઈએ તે હજી માનવતાના કે તબીબી વિજ્ઞાનના હિતમાં પણ નથી મનાતું.

"મિ. વર્માના સંબંધમાં કહું તો એ પોતે જ પોતાના ડૉકટર બન્યા હોવા છતાં અમે તેમનામાંથી આશા નથી ગુમાવી. અમારા પ્રયાસોને એમના તરફથી પૂરતો સહકાર એ આપે છે. એ બહાદુર છે એટલે જ મુકાબલો છોડીને હવે મોતને ભેટવાનું કહે છે. આટ આટલાં વર્ષો તને રોગ સાથે ઝૂઝયા છો તો થોડો અવકાશ અમને પણ આપો."

મેં ડૉ. મૂલરને વિનંતિ કરી કે એ પોતે જ નિરૂભાઈ સાથે નિખાલસ દિલે ચર્ચા કરે. કારણ કે વાત વાતમાં નિરાશાથી હતાશ થઈને હૈયું બેસી જાય એવો તો એ દર્દી નથી જ.

ડૉ. મૂલરે મારી વાત સ્વીકારી. કારણ કે એ મીશનરી હતા. એમના પિતાએ મદનપલ્લીના આ રૂપાળા ઉપવનમાં સેનેટોરિયમ ઠેઠ ડેન્માર્કથી આવી બાંધ્યું અને એ જ મીશનરી ખંતથી એના પુત્ર ડૉ. મૂલર સૅનેટોરિયમને સેવાઓ આપી રહ્યા હતા.

નિરૂભાઈ સાથે દોઢેક કલાક એમણે ચર્ચા કરી અને છેવટ પોતાના પ્રયાસોને દાદ આપવા વિનંતિ કરી.

હવે ડૉ. મૂલર જ્યારે આશા આપતા હોય ત્યારે દેહત્યાગ કરવા સેનેટોરિયમ છોડી જવામાં અમને માણસાઈ ન લાગી.

અને મૃત્યુ સામેનો અવિજયી છતાં અણનમ મોરચો ચાલુ રહ્યો. એ જીવન અને મૃત્યુના એ સંઘર્ષનું-વિગ્રહકાળનું ખર્ચ કાઢવા મારે પહેલાં રાણપુર જઈને સાપ્તાહિક 'ફૂલછાબ'નું અને એ પછી રાજકોટ જઈ દૈનિક 'ફૂલછાબ'નું સંચાલન હાથ ધરવું પડયું.

બે વર્ષના સતત વિગ્રહ બાદ એક દિવસ એ આખરી સંદેશ આવી પડયો. દોડીને હું મદનપલ્લીના સેનેટોરિયમમાં પહોંચી ગયો. ઈશ્વરભાઈ,વિદ્યાબહેન અને સ્વજનો તો મારા પહેલાં ત્યાં પહોંચી ગયેલાં. લુહારની ધમણની જેમ શ્વાસ ધમાતો હતો. યુદ્ધમાં કયાંય પાછું પગલું ન ભરાયાની રજેરજ વાતોથી મને એણે વિશ્વાસ આપ્યો. છેવટ સુધીનો પાઈએ પાઈનો લખી રાખેલો હિસાબ મારી આગળ મૂકી દીધો.

નિરૂભાઈએ બે વર્ષ પહેલાં શંકા સેવેલી તે વાત સાચી ઠરી. ફેફસાં ફેઈલ થવાને બદલે હૃદયમાં જ કાણું પડી ગયેલું. ત્યારે એનો કોઈ ઈલાજ નહતો. નિરૂભાઈ સંપૂર્ણ તૈયારી કરીને મારી રાહ જોતો જ બેઠેલો.

મને કહે : "હવે?" અને મારા મોઢા સામે જોઈ રહ્યો. વાણી ત્યારે મૂક બનીને બેસી રહી. મારા મોઢા ઉપરથી એ વાંચીને કહે : "જીવને હવે સાંત્વન આપવાનું બહુ મોડું થઈ ગયું છે. છેલ્લી ઘડીએ એ પાછો વળે તેમ નથી. જીવ જુદ્ધે ચડી ગયો છે."

એથી જ, હું પહોંચી ગયો છતાં એ જુદ્ધ પાંચ દિવસ ને પાંચ રાત ચાલ્યું, જુદ્ધે ચડી ગયેલો જીવ નિરૂભાઈનો વાળ્યો વળતો ન હતો. એક નવું જુદ્ધ ખેલાઈ રહ્યું હતું. પ્રગટપણે એ જુદ્ધ જોઈ



[ અનુ૦ પૃષ્ઠ ૪૪૦

"બહુ જ સારું ! કેમ ! મહારાજા સાહેબ તો સુખરૂપ તે દિવસે ઘેર પહોંચી ગયા ને ?" સ્ટેશન માસ્તર તો હરખાઈ ગયા.

"હા" પેના અનુચરે ટૂંકમાં જવાબ આપી ખીસામાંથી હળવેક એક પરબિડિયું કાઢી સ્ટેશન માસ્તરના હાથમાં મૂક્યું. સ્ટેશન માસ્તરે તો નાના બાળકના હાથમાંથી કાગડો પૂરી ઝડપે તેમ કવર ઝડપી લીધું. ચરડ કરતું ચીરી કાગળ કાઢી વાંચવા માંડ્યા.

"તમે રાજ્યની પરવાનગી વગર ટેલિફોનનો

પૃષ્ઠ ૪૩૭ થી ચાલુ ]

સ્વીકાર કે નિરુભાઈ જીવને જંપ લેવા મનાવે, સમજાવે ને ઝાલી રાખવા મથે ત્યારે જીવ એ બધું વગોડાવીને મોત સામે જૂઝવા ચડી જાય. જીવને પાછો વાળવાના નિરુભાઈના પ્રયત્નો અફળ રહ્યા.

નિરુભાઈ પથારીમાં સૂઈ પણ શકતો નહિ. અને બેસી શકવાની શરીરમાં શક્તિ ન હતી પછી મને પલંગ ઉપર આગળ બેસાડીને મારા બન્ને ખભે બન્ને હાથ નાખી દઈને એના અંગને મારા અંગ ઉપર ઢળતું મેલી દીધું.

સત્વનના સંકલ્પને જુદ્ધે ચડેલો જીવ નિષ્ફળ બનાવતો રહ્યો ત્યારે જીવન અને મૃત્યુનો અકલ્પનીય સંઘર્ષ ખેલાઈ રહ્યો હતો.

વારે વારે નિરુભાઈનો દેહ સંભ્રમ ફસડાઈ પડે ને ઈશારાથી પડખો મારા અંગ ઉપર લઈ જ લેવાનું કહ્યા કરે. છેવટ પરસેવાના ધોધ સાથે એનો આજાનબાહુ દેહ મારા હાથથી પકડેલો છતાં જે ખભા ઉપર ન ટકતાં પલંગ ઉપર ઢળી પડ્યો.

છેલ્લી ઘડીએ પણ મોતને તાબે થવાની જીવે ના પાડી. બેઠો ન થઈ શકતો દેહ આખો લોઢાના પલંગમાં લંબાયો. પગ લોખંડની પાંગતના એ સળિયામાં ભેરવાયા ને છેલ્લું બળ કરી છૂટ્યો. પલંગનો કડાકો બોલી ગયો ને દેહ નશ્વર થઈને પડ્યો.

બીજે દિવસે રવિવાર હતો. આ મીશનરી સેનેટોરિયમના દેવળમાં સવારની પ્રાર્થનાનો ઘંટ વાગી રહ્યો હતો, આજે ડૉ. મૂલર પ્રાર્થના પ્રવચન કરતા હતા. ખ્રિસ્તીનો ધર્મ સમજાવતા હતા. છેવટ કહ્યું "આપણે ભગવાન ઈસુમાં વિશ્વાસ જે ધરાવીએ છીએ એટલા માટે આપણે ખ્રિસ્તી કહેવાઈએ છીએ.

મારા અંગત કામે ઉપયોગ કરી બીજાની ભાગીદારીવાળી અને પ્રજાનું કામ કરતી સગવડનો ગેરઉપયોગ કર્યો છે. આથી તમને નોકરી ઉપરથી છૂટા કરવામાં આવે છે. આ પત્ર મળતાં જ તમારે ચાર્જ છોડી છૂટા થવું.

સર ભગવતસિંહજી, મહારાજા-ગોંડળ,

વાંચતાની સાથે જ સ્ટેશન માસ્તર ખુરશી પર પટકાઈ પડ્યા. ઘાની વાત અમૃતની નીકળી ગઈ. બહાર બાંકડે બેઠો બેઠો સાંભળનારો ગાતો હતો.

'તમે બેઠી કલ્પના શીદ કરો રે, ધણીએ ધાર્યું હોય તે થાય."

*

"ફેઈથ કોને કહેવો એ હું અત્યાર સુધી સમજવા અને શોધવા કોશીશ કરતો રહ્યો છું, પણ આપણામાંથી કોઈનામાં મેં એ ફેઈથ–એ શ્રદ્ધાનાં દર્શન નથી કર્યાં.

"ભગવાનમાં સાચી શ્રદ્ધા ન હોવાને કારણે આપણે ખ્રિસ્તી કહેવાઈએ છીએ છતાં આપણે ખ્રિસ્તી નથી, અને મેં જે ખ્રિસ્તી ન હતો એમાં એક સાચા ખ્રિસ્તીની શ્રદ્ધાનાં દર્શન કર્યાં છે.

"બીજાઓને શ્રદ્ધા બેઠી જ્યારે હારી ખાધેલા હું જોતો ત્યારે એને સદાય મોત સામે જીવનની શ્રદ્ધાથી ઝૂઝતો મેં જોયો છે. બીજા જ્યારે દુઃખથી રડતા ત્યારે એ દુઃખને મિત્ર બનાવીને હસીને આવકાર આપતાં મેં એને જોયો છે.

"એ જીવ્યો પણ આત્મશ્રદ્ધાથી અને ગયો પણ શ્રદ્ધા સાથે જ પાછો.

"આપણે સૌ એને ઓળખીએ છીએ. એનું નામ મિ૰ વર્મા. આપણા સેનેટોરિયમના દર્દીઓ માટે એ સદાયે આશ્વાસનરૂપ હતા અને આદર્શ બની ગયા. કલાકો સુધી કફ કાઢવાને કારણે એનું અંગે અંગ તૂટતું હોય, શ્વાસની ધમણ બોલતી હોય, ઓપરેશન કરેલું અંગ કાળી વેદના પોકારતું હોય, એવે સમયે એકાએક તમે જઈને ઊભા રહો તો પણ એક સાજા માણસની સ્વસ્થતાથી આપણને તે આવકારતા, એના મુખ માથે વેદનાને સ્થાને એક મૃત્યુંજયી સ્મિત અંકિત થઈ ગયેલું. જે સ્મિત સદૈવ ફરકયા કરતું, આજે ય ફરક્યા કરે છે, ઈસુનો એ અમર સંદેશ છે."



સ્વાધીનતાની રજતજયંતીના મહોત્સવને પ્રારંભે તા. ૧૪મી ઓગસ્ટની રાતે ગુજરાત રાજ્યના વિધાનસભાગૃહમાં અધ્યક્ષશ્રી રાઘવજીભાઈ લેઉઆએ જયંતી મહોત્સવનાં વધામણાં લોકસાહિત્યના કાર્યક્રમથી કર્યાં. રજતજયંતીના આ કાર્યક્રમ અને વિધાનસભામાં લોકસાહિત્યના કાર્યક્રમ દ્વારા લોકસાહિત્યકારોનું માન એ બન્ને અદ્વિતીય બની રહ્યાં.

"The Ganga, especially, is the river of Irdia, beloved of her people, round which are inter-twined her racial memories, her hopes and fears, her songs of triumph, her victories and her defeats. She has been a symbol of India's age-long culture and civilization, ever-changing, ever-flowing, and yet ever the same Ganga. The Ganga has been to me a symbol and a memory of the past of India, running in to the present, and flowing on to the great ocean of future."

— Jawaharlal Nehru

In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way, we help India fight its war on all fronts!




sowing the seeds of progress

ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ ઓક્ટોબર-નવેમ્બર ૭૨ : અંક ૭-૮ : સળંગ અંક : ૫૧૧-૫૧૨

# સરિતા—સ્તુતિ

## ભુજંગી

સદા સર્વદા સ્મૃદ્ધિદા સરિતા,
મહા મંગલં કારણી લોક માતા;
દયા ધામ તૂં દીસતી બ્રહ્મ જ્યોતિ,
ધરા માનવીરાં મહા પાપ ધોતી – ૧

લખ્યાં રૂપ તોરાં ન જાયે અલેખા,
પડી બ્રહ્મ સાકારને હસ્ત રેખા;
જળાં ઘૂઘવે સાગરાં ધામ જાતી,
ગિરા શારદા બ્રહ્મનાં ગીત ગાતી – ૨

વિધાતા ભલાં ભાગ્ય કાજે વહંતી,
ભરી પોઠિયા સમૃદ્ધિના ભમંતી;
તરંગો રહ્યા ઊછળી માન મેત્રી,
રમે રાસડા ગોરિયાં રંગ રેલી – ૩

તટે વૃક્ષ ઝૂકી ઘટાટોપ ઊભી,
જટા મોકળી શૂલપાણી ઝઝુંબી:
છટાથી કરે રોજ કિલ્લોલ રવારી,
પટા ઝાટકી દ્વિજ પાખો પસારી – ૪

કિયા સંત સાધુ તટે વામ સારા,
વહંતી નિશા વાસરં જ્ઞાન ધારા,
તું હી માત ત્રિવિધના તાપ ટાળે,
પુણ્યાં જાય કીં જીવ કેતાય પાળે – ૫

વહે નારિયાં નીર ઊઠી વહેલી,
નકી નીકળી નાગકન્યા નવેલી;
હુવે બાલ તાલી દઇ ગોપ ગોરી,
જુએ દેવનાં વૃંદ ત્યાં હાથ જોરી – ૬

પ્રભાતે ઘણા મંદિરે ઘંટ વાગે,
ધરી ધ્યાન ઊભાં જનો ભક્ત આગે;
દિયે અર્ઘ્ય ત્યાં પાઠ પૂજા સવિતા,
સદા શ્રેયકારી નમામી સરિતા – ૭

ખરે પોર ત્યાં આવતાં ધેન ખૂંદી,
રહ્યા ધેનવાં ધેન આરાય રૂંધી;
કરે હાથણી શી મહિષી હિલોળા,
રમે જ્યું રવૈયો નવે નદ્ધ ગોળા – ૮

રૂડી વાડિયે રેંટ ખાસા ખટૂકે,
દિયાં નીરનાં દાન કેમે ન હૂકે;
પરાપૂર્વથી પોખતી સર્વ પ્રાણી,
જ્યું માત ભદ્રા મહાતીર્થ જાણી – ૯

પ્રણેતા સદા તૂં મહા પુણ્યકારી,
પતીતાં નરાં પાર ઉદ્ધારનારી;
હરિરૂપ ત્યું શિઘ્ર વ્યાધિ હરે છે,
ભલી સમૃદ્ધિ દેશમાં તૂં ભરે છે – ૧૦

મહાવા પહાડે નિહારૂં મથાણું,
નથી બંદરે સાગરાંમાં નિહાળું:
ધરા સોરઠીને ઘણું ધાન્ય દેતી,
વડી એક સો કોશમાં તૂં વહેતી – ૧૧

વસ્યાં ગામડાં ગોકુલાં શાં કિનારે,
યહાં વર્ણ આવી વસ્યા છે અઢારે;
કહે પિંગલં છંદ સ્તુતિ કવિંદ્રા,
નમામી નમામી નમામી સુભદ્રા – ૧૨

પિંગળશીભાઇ ગઢવી



# કરૂણા વર્ષન્તા આવો

ઈશ્વરભાઈ દવે : જયમલ્લ પરમાર

પ્રત્યેક નવા સંવત્સરે પ્રત્યેક માનવીના દિલમાં નવા ઉમંગો અને નવા અભિલાષ ઊભરતા હોય છે. એનાં એ માનવીઓ પોતાની આકાંક્ષાઓ સિદ્ધ કરવા એવો વ્યવહાર ઊભો કરી દે છે કે જે બળવાન હોય અથવા બળ જમાવી શકે, અને એ માટેનાં એવાં જોડાણો ઊભાં કરી શકે તે જ ફાવેલો લાગે છે. આવી ફાવટ માટેની એક પાંગલ પ્રતિષ્ઠા દોડ સમાજમાં સ્પર્ધા જમાવી રહી છે.

આવી દોડમાં ન જોડાનારા માણસો નિર્બલ ગણાય છે. પ્રતિષ્ઠા ને બળ તો પેલી ફાવટનું જ ગણાય છે. પરિણામે સમાજજીવનના પ્રત્યેક ક્ષેત્રે ફાવેલનું જ વર્ચસ્વ જામ્યા કરે છે ને જે આ દોડમાં નથી ફાવતા, દોડમાં નથી જોડાતા તેનો જીવવાનો હક્ક-દાવો માર્યો ફરે છે. સરકાર કે સમાજ આ અનાવસ્થા તોડવા અને સૌને જીવવાની સમાન તક મળે એ માટે જેટલાં દ્વાર ખોલે છે, તે તમામ દ્વારે ફાવેલાઓની-શરાફતની જળો નિર્બળો માટે આપવામાં આવતી તમામ સગવડોને ચૂસી લેવા ગોઠવાઈ જ ગઈ હોય છે. એક બારણેથી અપાયેલી સગવડ બીજે બારણે ભરખાઈ જાય છે.

ત્યારે કુટિલતામાં ન ફાવનારાઓને, કુટિલતાની અણઆવડતવાળાઓને, કુટિલતાથી દૂર રહેવા માગનારાઓનો જીવવાનો અધિકાર જ ઊભો થવા નહિ પામે? થોડા બડભાગીઓ જ આ કમભાગીઓને ભોગે જીવ્યા કરશે?

જ્યારે જ્યારે આ સ્થિતિ અસહ્ય બને છે ત્યારે ત્યારે માનવી પ્રભુને અવતરવાની આર્જવતાભરી વાણી ઉચ્ચારે છે કે 'કરૂણા વર્ષન્તા આવો. અને હે પ્રભુ! અમારા ઉમંગો, અમારા અભિલાષો વ્યષ્ટિ કે સમષ્ટિને સમુન્નત કરવાને બદલે ક્યાંય અહિતકર બને તો તે અમારા જ જીવનમાં ભલે કંટક થઈને વરસો, પણ તમે કરૂણા વર્ષન્તા આવો, પછી ભલે એ કરૂણા ઘોર વિપ્લવરૂપે હોય કે પછી આમૂલ ક્રાંતિરૂપે હોય, અને તમે ભલે કરોડો કંગાલ-રૂપે હો, પણ આવો."

સકલ ઊર્મિઓના સારરૂપ ધરતીના ધાવણરૂપ સમરસનો આ એક નાનોશો ખૂમચો લઈને નવા વર્ષને અમે વધાવીએ છીએ આ 'ઊર્મિનવરચના'ના સર્જકો, ગ્રાહકો, ચાહકો, વાચકો ને વિજ્ઞાપકોના સ્નેહ અને સૌજન્યને બળે. જે કાંઈ બળ છે તે તેમનું છે. એક સહિયારા પુરુષાર્થના અમે માત્ર સંયોજકો જ છીએ. ઊર્મિનવરચનાના સર્જન અને સંચાલન પાછળ ચાલીસ પચાસ માનવીઓના સામૂહિક પુરુષાર્થનો સદ્ભાવ પડ્યો છે. એ સિવાય વર્ષભર પીરસેલી સામગ્રી અને પોણાપાંચસો પાનાંનો આ દીવિશેષાંક આપવો અશક્ય બનત.

નદી, નારી, તુરંગ, સોમનાથ અને દ્વારકાના રણછોડરાય એટલે કે હરિ એવાં સૌરાષ્ટ્રનાં પાંચ રત્નો આપવાનો જે સંકલ્પ અમે કરેલો એમાં નદીરૂપ આ ચોથું રત્ન છે. એ દરેક રત્નના વિશેષાંક એ વિશેષાંક ન રહેતાં સંદર્ભ ગ્રંથ સમા બન્યા છે. તેમ એને કોઈ પ્રાદેશિક સીમા બંધન ન રહેતાં અસીમ બન્યા છે. હવે સોમનાથ કે રણછોડરાયરૂપે કાંતો સંતોનો અથવા સૌરાષ્ટ્ર-ગુજરાતના ધર્મ પ્રવાહોનો પાંચમો વિશેષાંક આપવા ધાર્યો છે. એ સંકલ્પ પાર પડશે કે કેમ તે તો કાળ નક્કી કરશે. કારણ કે આમાંના પ્રત્યેક અંક માટે આટઆટલા મુરબ્બી, મિત્રોની સદ્ભાવના, સહકાર અને અથાગ ઉદ્યમ છતાં, અમારી મર્યાદામાં જાહેર ખબરરૂપે પણ મિત્રોની કૃપા વરસવા છતાં બે છેડા ભેગા કરવા મુશ્કેલ બને છે. ઘણાં બધાં માસિકોને આ કારણે લવાજમ વધારવાં પડ્યાં છે. એની વચ્ચે ઈચ્છીએ કે 'ઊર્મિનવરચના'નો સંકલ્પ સિદ્ધ થાય.

કોનો આભાર માનવો ને કોનો ન માનવો? સુરૂપ મુદ્રિકાના સંચાલકો અને કર્મચારીગણે વર્ષભર આત્મીયતાથી 'ઊર્મિનવરચના'ને ન અપનાવ્યું હોત તો ન અમે નિયમિતતા જાળવી શકત, ન અમે નિશ્ચિંત બની શકત. સૌને નવા વર્ષનાં અભિનંદન— દરેકના સુખમાં સૌનું સુખ સમાઓ.

# નદીઅંક-સર્જન અને નિરૂપણ

જયમલ્લ પરમાર

જવાહરલાલ નેહરુની ઇચ્છા પ્રમાણે જ્યારે એમનાં અસ્થિ-ફૂલ ગંગાજીમાં પધરાવાયાં ત્યારે એક ચોખલિયા વિચારવાદીની જેમ મારા અંતરે આંચકો આપેલો કે જવાહર જેવા આંતરરાષ્ટ્રીય અને સમાજવાદી માણસ રૂઢિવાદી ભાવોદ્રેકમાં ખેંચાઈ જાય ત્યારે સામાન્ય માણસો પાસેથી શી અપેક્ષા રાખી શકાય ?

પણ નદીઅંકનાં આ પાનાં સાથે એનું સમાપન કરી રહ્યો છું ત્યારે જવાહરલાલજીની ભાવના સાથે કાકાસાહેબ કાલેલકર કહે છે, તેમ ભક્તિભાવે જાણે કે નદીનું ઉપસ્થાન કરી રહ્યા હોઈએ તેવા ભાવ સ્ફુરે છે:

> जीवनं सर्वजीवानां पावनं पावनात्मकम् ।
> बीजं सर्वौषधीनां च तज्जलं पूरयाम्यहम् ॥

જીવમાત્રના જીવનરૂપ, પવિત્ર અને સૌને પવિત્ર કરનાર, સર્વ ઔષધિઓનાં બીજરૂપ જળનું હું સીંચન કરું છું.

કાશીના મણિકર્ણિકાના ગંગા ઘાટે પણ સ્નાન કરવાને બદલે પંડાઓ માછલાં પકડતા હતા એ જોવામાં અમને વધારે મજા પડેલી. બિહારમાં પદ્મા પાર કરતાં હાથ પગ ઝબોળ્યા હશે પણ માથાબોળ સ્નાન નહિ કરેલું, પણ કાશ્મીરમાં અમરનાથ જતાં ૧૭ હજાર ફૂટની ઉંચાઈના પહાડોની હીમ-સરવાણી પંચતરણીમાં ભાવુક શ્રદ્ધાળુઓને સ્નાન કરતાં જોઈને શ્રી. મનુભાઈ પંચોળી ને હું ધૂંટણ-બૂડ હીમજલમાં ભડકા જેવા થઈ ગયા છતાં સ્નાન કર્યા સિવાય નહોતા રહી શક્યા.

સંભવ છે કે હિંદુનો સંસ્કાર તે દિવસે જોર કરી ગયો હોય. ત્યારપછીનાં ૩૫-૩૭ વર્ષમાં તો વિચારોની વોલ્ગાઓ અને ગંગાઓ વહી ગઈ. પણ આ નદી અંક જેમ જેમ અવગાહમાં આવતો ગયો તેમ તેમ એ જગજીવન લોકમાતાઓ અંતરમાં વસતી ગઈ ને જવાહરલાલજીનો ગંગાપ્રેમ સમજાવતી ગઈ:

"The Ganga, especially, is the river of India, beloved of her people, round wich are inter-twined her racial memories, her hopes and fears, her songs of triumph, her victories and her defeats. She has been a symbole of India's age-long culture and civilization, ever-changing, ever flowing, and yet ever the same Ganga."

"ખાસ કરીને ગંગા ભારતીયજનોની બહુ વહાલી સરિતા છે. કારણ કે ગંગા આસપાસ એનાં જાતિકુલોનાં હજારો વરસનાં જ્વલંત સંસ્મરણો સંધાયેલાં છે. એના ભય અને આકાંક્ષાઓનાં, એનાં વિજયગાનનાં, એના હાર અને જીતનાં. ગંગા એ ભારતની યુગોની સંસ્કૃતિ અને સભ્યતાનું પ્રતિક બની ગયેલ છે. સદાય પરિવર્તનશીલ, સતત પ્રવાહશીલ અને છતાં ય શ્વેતશિકરો ઉછાળતી એની એ જ ગંગા ભૂતકાળની ભવ્યતા વર્તમાનની ગતિશીલતા અને ભાવિમાં વહેતો પ્રેરણા સ્રોત છે"

જવાહરલાલજીએ કરેલા વીલમાંથી લીધેલા આ એક જ ફકરામાં હિંદુઓના હાડમાં રહેલા ગંગા પ્રત્યેના ભાવાત્મક ઋણભારનો કાવ્યમય ઈતિહાસ આલેખાયો છે. તો પછી અમારો ચારણ કવિ એને પોતાની વાણીમાં આલેખે એમાં કાવ્યાલંકારથી વિશેષ શું છે ?

> ઉકરડા હેઠળ હાડરાં, જો ગંગાજળે જાય;
> માનવિયાં કુળમાંય, ભૂત ન સરજે ભાગીરથી.

જે હાડ જેનાથી બંધાયું હોય તે હાડ અંતે તો એનામાં જ મળી જવા ઝંખે. કાકાસાહેબ કાલેલકર શ્રી. ચિત્રકાર પ્રા. શુક્લના પુસ્તક 'ગુજરાતની લોકમાતાઓ'ને આશીર્વાદ આપતાં લખે છે કે :

"રાષ્ટ્રભક્તિ એટલે કોઈ ફક્ત ઈતિહાસ ભક્તિ

નથી. પણ દેશવાસીઓને પ્રિય થઈ પડેલા પહાડો, નદીઓ, સરોવરોથી માંડીને ક્ષણે ક્ષણે નવું રૂપ ધારણ કરનારાં વાદળાંઓ સુધી બધાં પ્રત્યે પ્રેમ અને આત્મીયતાની દૃષ્ટિ કેળવવી એ દેશભક્તિનું લક્ષણ છે." કાકાસાહેબે વર્ણવેલી પ્રકૃતિપરાયણતાને હું તો ઝણુ-પરાયણતા જ કહું. પ્રકૃતિને અને પ્રેમને કોઈ એક દેશની સીમાઓનાં બંધન પણ શેં હોઈ શકે?

સંભવ છે કે મચ્છુ નદીને અંકે જ મોટા થતાં નદીના આ સંસ્કાર અવ્યક્તપણે અમારામાં પડ્યા હોય. પણ જે બે વાત યાદ છે તેમાંથી એક તો સાર્વજનિક અનુભવની છે કે મારાં દાદીમા અને બા દરરોજ પ્રાતઃસ્નાને ભારતની પ્રમુખ સરિતાઓનાં સ્તવન કરતાં. આમ તો અડસટ તીરથ ને નવસે નવાણું નદીઓનું રટણ થતું. બીજો સંસ્કાર વૈષ્ણવનો દીકરો, વળી ઘરમાં હવેલી એટલે 'મહારાણીજી', 'મહારાણીજી'-નાં પદો ગવાય ને સમજ ન પડે કે:

વહાલે કરી વંદું રે, શ્રી મહારાણીજી
પટરાણીજી પોતે રે, એહાં એવું ધ્યાન ધરી.

આવાં ઘણાં પદો ઘરમાં ગવાય. બહુ મોડે ખબર પડી કે યમુનાજી તો કૃષ્ણ ભગવાનનાં ચતુર્થ પ્રિયા ગણાયાં છે. અને આ અવ્યક્ત સંસ્કાર ત્રણેક વરસ પહેલાં રાજકોટમાં એક Imotional intre gretion ભાવાત્મક એકતા માટેની એક સભા મળેલી ત્યારે મારાથી વ્યક્ત થઈ ગયેલ કે ભારતની-એક દેશની રાષ્ટ્રીયતા ઊભી નહોતી થઈ એ સાચું પણ એ જ દેશની સીમાઓમાં ધાર્મિકતા તો એક હતી જ. અને આ ધાર્મિકતાનું કારણ એની ભાવાત્મક એકતા જ હતી. હર પ્રભાતે ભારતવાસી નદીઓનાં નામ સ્મરણ સાથે એ એકતાનો ભાવ દૃઢ બનાવતા. પણ સ્વરાજ આવ્યા પછી એ નદીઓના નીરના ઝગડા ઊભા કરીને રાજકરણીઓએ જ એ એકતાનો ભાવ તોડયો છે. ભારતની પ્રમુખ નદીઓના જળવડે જ કેટલાક અભિષેક થતા. ગંગાની કાવડો તો દેશના એકથી બીજા ખૂણા સુધી વહ્યા કરતી. આજે માત્ર લોટા ને લોટીઓ જ ફરે છે.

એ પછી તો કાકાસાહેબની 'લોકમાતાઓ' બહાર પડી, આજથી ૩૨ વરસ પહેલાં અમે પહેલ-વહેલી નદીકથા આલેખી તે 'ગાડી અને ગાડિયો' આ અંકમાં ફરી પ્રગટ કરેલ છે, ત્યારથી નદીઓ અંગે છૂટક છૂટક લખતા થયા. એ દરમિયાન શ્રી. શિવશંકર પ્રા. શુકલે પણ 'ગુજરાતની ૧૪ નદીઓ' અંગે ૧૨૬ પાનાનું પુસ્તક આપ્યું. નદી સાહિત્યનું એ બીજું પુસ્તક. જીવનનો ઉછેર જ રઝળપાટમાંથી થયેલો. સૌરાષ્ટ્રમાં નદીનાળાં, સીમ શેઢા ને પહાડ ડુંગરા ખૂબ ભમેલો. પણ ૧૬મી સદીમાં જામનગરમાં થઈ ગયેલા કવિ શ્રીકંઠનો સૌરાષ્ટ્રની લાક્ષણિકતા વર્ણવતો શ્લોક નજરે ચડયો અને નદીઓના રૂપની નવી જ સૃષ્ટિ અંતરમાં કંડારાઈ ગઈ.

પંદર વરસ પહેલાં 'આપણી લોકસંસ્કૃતિ' પુસ્તક લખ્યું ત્યારે 'નદીઓની રૂપકથા' ઉપર સાત, આઠ પાનાં આપ્યાં. પણ અંતરમાં કવિ શ્રીકંઠના શ્લોકને સાહિત્યરૂપે ચરિતાર્થ કરવાની એક ભાવના દિલમાં પડી હતી. લોકસાહિત્યનો પ્રવાહ વહેતો રાખવા ઊર્મિનવરચના' હાથ ધર્યું ત્યારે અનુભવ થયો કે ઘણા મિત્રો અને મુરબ્બીઓના દિલમાં પણ એ જ લાગણી પડી હતી. મારે તો એ લાગણી સાથે માત્ર તાલ મેળવવાનો હતો. મિત્રોની એ ભાવના અને લાગણીના ફળસ્વરૂપ ૧૯૬૯માં હરિ નામ સિંહ અંક આપી શકયો. ૧૯૭૦માં તુરંગ નામ અશ્વઅંક આપી શકયો ૧૯૭૧માં નારી-અંક આપી શકાયો. અને ચાલુ વરસે ૧૯૭૨માં નદીઅંક આપી શકાયો.

નદીનું સાહિત્ય શોધવા ને મેળવવાના પ્રયાસો તો એકાદ વરસથી શરૂ કરેલા. છેલ્લે લાગ્યું કે એકલી નદીના સાહિત્યથી વિશેષાંક નહિ આપી શકાય, એ માટે મિત્રોને કથાગીતો સંશોધવા અને લખી મોકલવા છેવટ સુધી વિનંતી કરતો રહ્યો. આઠ દસ મિત્રોને કથાગીતો ઉપર ઘણી મહેનત કરાવી છે. અને સારું એવું સાહિત્ય કથાગીતોનું તેઓ મોકલતા રહ્યા છે. દરમિયાન નદીનું સાહિત્ય મળતું જ રહ્યું, પણ પોણાબસો પાનાં સુધી પહોંચતાં અટકવું પડયું છે.

નદીનું સાહિત્ય જે નથી મેળવી શકયા એવા બધા મિત્રોએ પણ મહેનત કરવામાં બાકી નથી

રાખી. એવા શ્રી. બાપલભાઈ ગઢવી, હિંગોળદાન નરેલા, કાનજીભાઈ બારોટ, દ. શ્રી. પુંજાભાળા, મનસુખભાઈ ભટ્ટ, ડૉ. મગનભાઈ ગોંડલિયા વગેરે પ્રયત્નો કરતા જ રહ્યાં છે. જ્યારે શ્રી. રતુભાઈ રોહડિયા કથગીતો મોકલતા રહ્યા ને નદીનું સાહિત્ય મોકલતાં છેવટ સંકોચ પામ્યા. પરિણામે ચારણી સાહિત્યનાં નદીનાં સ્તવનો કેટલાંક રહી જવા પામ્યાં, જે હવે પછી અપાશે.

આવા પ્રયાસોના કેટલાંક આડકતરાં સુફળ પણ મળ્યાં છે. નદી અંગેનાં નવાં રચી આપેલાં કાવ્યો શ્રી. બળદેવભાઈ નરેલા, શ્રી. પિંગળશીભાઈ ગઢવી, શ્રી. દાદુભાઈ ગઢવી, કવિ શ્રી. મેકરણભાઈ, શ્રી. ભગુભાઈ રોહડિયા શ્રી. કુતુબ આઝાદ અને શ્રી. કૃષ્ણલાલ મહેતા તરફથી મળ્યાં તેને ઝંઝા આદરમાન દઈએ છીએ. વેદે એ નદીઓને 'માતા' કહી, 'અગ્નિ' કહી અને મહાભારતે તો એને 'વિશ્વમાતા' કહી એનું કાવ્યરૂપે આજના અનાડી યુગે તર્પણ થાય તે ઓછા સોભાગ્યની વાત નથી.

નદીના સાહિત્ય અંગે સર્વ પ્રથમ વિશ્વાસ અને ઉત્સાહ પ્રેરનાર હતા શ્રી. ખોડીદાસ પરમાર. પણ એ રહ્યા શિક્ષક, આલેખક, લેખક અને સંશોધક એવી ચોવડી ફરજ વચ્ચે એમને તંગ કરવામાં બાકી નથી રાખ્યા. નદીનાં વિવિધ રૂપળાં પ્રતિકો આપતું સુંદર ચિત્ર એમની જ આત્મીયતાને આભારી છે. ત્યારે વૈદિક સાહિત્યથી માંડીને લોકસાહિત્ય સુધીના બે કાંઠાંડા વચ્ચે સરિતાનું પારણું ઝુલાવનારા પણ એ જ પ્રથમ હતા. 'લોકજીવનમાં નદી' અંગેનો એમનો લેખ એની ગવાહી આપશે.

એવી 'નદીઓની પૂજા'નું મહાત્મ્ય અને રહસ્ય આપણને શ્રી. મણિભાઈ વોરા સિવાય બીજું કોણ સમજાવી શકે ? 'નદીપૂજા'ના ત્રણ પાનાના લેખનમાં એમણે ૩૦ પાનાં જેટલી સામગ્રીને સક્ષેપમાં પણ એમના પ્રત્યે પણ પૂજ્યભાવ પ્રગટે એવા ભવ્યોજ્જ્વલ ને સાત્વિક સ્વરૂપે આલેખેલ છે.

'ઊર્મિનવરચના'ના વાચકો માટે ડૉ. શ્રી. નરેશભાઈ પંડ્યા ને પ્રા. અરુણભાઈ મહેતાનાં નામ નવાં હશે, પણ નદીકાંઠાની સંસ્કૃતિઓના ઉત્થાન પતનનો એમનો વિદ્વત્તાપૂર્ણ લેખ એક સર્વગ્રાહી દૃષ્ટિમાં વિશ્વ-સંસ્કૃતિઓને સ્પર્શીને ભારતીય સંસ્કૃતિના અવશેષો ઉપર નજર ફેરવી ગુજરાત-સૌરાષ્ટ્રના નદીકાંઠાના સાંસ્કૃતિક અવશેષોનો ઘનિષ્ટ ચિતાર આપે છે.

ડૉ. હરિભાઈ ગૌદાની પુરાતત્ત્વના સંશોધક છે, પણ લોકસાહિત્યના ગજબના મોજીલા છે. એમની પાસે નાની મોટી કથાઓ સંઘરાતી જ હોય છે. પણ એમનો દૃષ્ટિકોણ સદાય નિરાળો હોય છે તે આપણે એમની બગડ અને માલણની કથા ઉપરાંત 'પનિહારી ને પાણી શેરડો' એ લેખમાં જોઈ શકાશે. એમની કલમ રસીલી ને કૌતુકપ્રેરક છે.

પછી આવે છે શ્રી પિંગળશીભાઈએ વહાવેલો સાહિત્યનો સ્રોત પણ સરિતા ઉપર. છેલ્લાં બાર તેર વરસથી તેઓ જાહેર સમારંભોમાં પણ નદીઓનું સાહિત્ય પીરસ્યા કરે છે સંભવ છે કે એ મનોરંજનમાં ખપતું હોય, પણ અહીં તો પ્રસન્ન છટાયુક્ત છતાં નદ-નદીઓના ઊંડાં જળની સલીલતા નદીઓના વિશાળ વ્યાપને વિવિધરીતે આવરી લે છે, છતાં એમાં નર્મરસ તો વહે જ છે. નદીનાં લક્ષણો પણ શ્રી પિંગળશીભાઈએ જ દુહાનાં સર્જન અને સમેડમાં આલેખ્યા છે.

નદીને જીવન અને મૃત્યુનો બીડેળ કહ્યો છે. કારણ કે એ જેમ જીવન આપે છે તેમ સંહાર પણ વેરે છે. એના ઉદાહરણરૂપ શ્રી અમરૂ ભડિયાદરાનું ૧૯૬૮માં તાપીમાં જે પૂરથી વિનાશ વેરાયેલો તેનો એક ચિતાર આપેલ છે. 'સૂર્યપુત્રી તાપીનું તાંડવ' નામના લેખમાં.

સૌરાષ્ટ્રની ગંગા એટલે ભદ્રાવતી-ભાદર. લાંબી તો ૧૨૦ જ માઈલ પણ સૌરાષ્ટ્રમાં સૌથી મોટી. એને કાંઠે અનેક સંસ્કૃતિઓ ઊગી આથમી. કદાચ ભાદર ઉપર જ એકાદ અંક ભરાય એટલું સાહિત્ય મળે આ અંકની ઊણપને પૂરે આપેલી સરિતા સ્તુતિ પણ ઇન્દ્રવાહિની ભાદર ઉપર જ છે, શ્રી. પિંગળશીભાઈનો ડેરો જ આ ભાદર કાંઠે, એટલે એમના લેખથી શરૂ કરીએ તો ભાદર ફરતે ચાર

વિવિધ દૃષ્ટિકોણના લેખો મળ્યા છે. શ્રી. રતિલાલ છાયા, ગોસ્વામી મોહનપુરી અને કવિ શ્રી. કાનજી-ભાઈ- લીલાનો.

શ્રી. નાગજીભાઈ ભટ્ટી નદી અને જનજીવનના જોગના ધોધ જેવા સાહિત્ય પ્રવાહને આલેખે છે. પછાતવર્ગના કાર્યના અમે જોડીદાર પણ કલ્પના ન હતી કે એમનામાં સાહિત્યની આ શક્તિ, આ ભક્તિ અને અવિરત ઉદ્યમ પડયો હશે. એમણે ય વેદકાલથી માંડીને લોકસાહિત્ય સુધીના નદી સાહિત્યના વ્યાપ મ.થે નજર દોડાવી છે.

શંકરાચાર્યજીના નર્મદાષ્ટક સિવાય નદી અંક અધુરો જ રહેત. નારાચ છંદના એ નર્મદાષ્ટકને બોલતાં જ શિવતાંડવના પડઘા પડતા લાગે છે. એ લઈ આવ્યા શરીરની નાડો સાથે નદીઓ ને સરખાવતા શ્રી. મૂળુભાઈ પાલિયા.

ભવાઈના કલાકારોમાં પણ સાહિત્યનો કેવો સંસ્પર્શ પડયો છે તે શ્રી. કાશીરામ વ્યાસે ૪૭ નદીઓનાં મૂળ મુખ ને એના વસવાટોનો પરિચય આપીને બતાવ્યું છે, શ્રી. જુગતરામ વ્યાસ આ વખતે નથી પહોંચી શકયા.

કચ્છની નદીઓ અંગે ઘણા બધા કાર્યવ્યસ્ત છતાં શ્રી. દુલેરાય કારાણીએ લખી આપ્યું એ માટે એ કવિ ને લોકસાહિત્યકાર ગુર્જરને ઝ ઝેરા જુહાર. આ વર્ષે એમની ૭૮મી જયંતીને વધાવાઈ રહી છે ત્યારે અમારાય અનેકાનેક અભિનંદન.

પ્રા. શ્રી. જનાર્દન દવેએ સંસ્કૃત સાહિત્યમાં રહેલ સરિતા સાહિત્યનો ઉચ્ચ રસાસ્વાદ ન કરાવ્યો હોત તો સરિતાનું સ્વરૂપ અધૂરું જ રહેત.

વંદના કરવાનું મન થાય છે પોરબંદર પુરાતત્ત્વ મંડળના પ્રાણ સમા ગુર્જર શ્રી. મણિભાઈ વોરા અને એમના સમસ્ત મંડળને. પુરાતત્ત્વ દ્વારા જો એમાં તત્ત્વદર્શન ન થતું હોત તો કદાચ ભક્તિની આ લગન એ સૌમાં નહોત. આ અંકમાં એમના જ મંડળના સાત લેખો છે. શ્રી. રતિભાઈ છાયા, ગોસ્વામી મોહનપુરી, ડૉ. નરેશ પંડયા તથા પ્રા. અરૂણભાઈ મહેતા, શ્રી. દેવજીભાઈ વાજા, શ્રી. કૃષ્ણલાલ મહેતા, શ્રી. નરોત્તમ પલાણ અને શ્રી. મણિભાઈ વોરાના.

તેમાં ય જ્યારે સરસ્વતી ઉપર સંશોધિત લેખ આપવા ગિરના રમ્ય રૌદ્ર અને કરાળ કોમળ સરસ્વતી કિનારાનો ૪૫ માઈલનો પગપાળો પ્રવાસ શ્રી. મણિભાઈ, શ્રી. બાલકૃષ્ણ જોષી અને શ્રી. નરોત્તમ પલાણે આદર્યો ત્યારે અંતર આભારથી અસ્વસ્થ બની ઊઠયું. આ પ્રવાસ અને આ પ્રયાસ સાહિત્યના ઈતિહાસમાં અજોડ બની રહેશે. એક પરમ સંતોષની લાગણીથી નિશ્ચિંત કે બન્યો 'ઊર્મિનવરચના'નો કાર્યભાર ને સાહિત્યભાર વહનારા ભડવીરો ભેટી ગયા છે. હવે ભાવિની કોઈ ચિંતા નથી.

બારોટ શ્રી. શંભુદાનજીએ સસોઈ પૂનાની વાર્તામાં શશીપુન્નુને, ફૂલકુ જયરાજમાં ફૂલકુ ને અને નાગમતી નદીમાં ભેરીઆજી ને ભુજંગને જીવતા કર્યા છે. સિંધના પ્રેમીઓની સંજિવની કથા સૌરાષ્ટ્રમાં નદીરૂપે વહી રહી છે. આ બધી ચર્ચા માટે અંક ધાર્યા કરતાં વધારે મોટો થઈ જવાથી અવકાશ નથી રહ્યો. પણ શ્રી. શંભુદાનજીને વાર્તાકથાની આ જૂનવટને જાળવી રાખવા અનેકાનેક ધન્યવાદ.

ઉન્મતગંગાને બદલે ઘેલો નામ શા માટે પડયું તેની રસીલી ને રોમાંચક કથા આપીને પણ શ્રી. અમરદાસજી હજી નદીનું દુહા-કથા સાહિત્ય શોધી જ રહ્યા છે. દોડતાં દોડતાં બે દુહા હમણાં આપતા ગયા.

સદ્દગી દ. શ્રી. મેરામવાળાના કારણે ડૉ. શ્રી. પ્રવીણભાઈ પરીખની આકસ્મિક 'મુલાકાત થઈ ને 'ગુજરાતના અભિલેખોમાં નદીઓના નિર્દેશ જેવો અભ્યાસ સમૃદ્ધ લેખ મળ્યો. સમયની ભીંસને કારણે શ્રી. પ્રવીણભાઈને પણ ભીંસાવ્યા કર્યા. છે એમ જે જે મિત્રો મુરબ્બીઓને સમયને અને અંકના નિર્ધારેલા વિધાનને પહોંચી વળવા સારૂં માફુ લગાડયું છે તે દરેકની અંતરથી માફી માંગું છું. જેમનો નામ નિર્દેશ થવો રહી જવા પામ્યો હોય તો તે સૌ પણ જરૂર માફ કરશે. શકય હશે તો નદી સાહિત્યની ચર્ચા આવતા અંકે લઈશું. અત્યારે તો નવા વર્ષના સૌને મુબારકબાદ.

રાખી. એવા શ્રી. બાપલભાઈ ગઢવી, હિંગોળદાન નરેલા, કાનજીભાઈ બારોટ, દ. શ્રી. પુંજાવાળા, મનસુખભાઈ ભટ્ટ, ડૉ. મગનભાઈ ગોંડલિયા વગેરે પ્રયત્નો કરતા જ રહ્યાં છે. જ્યારે શ્રી. રતુભાઈ રોહડિયા કથગીતો મોકલતા રહ્યા ને નદીનું સાહિત્ય મોકલતાં છેવટ સંકોચ પામ્યા. પરિણામે ચારણી સાહિત્યનાં નદીનાં સ્તવનો કેટલાંક રહી જવા પામ્યાં, જે હવે પછી અપાશે.

આવા પ્રયાસોના કેટલાંક આડકતરાં સુફળ પણ મળે છે. નદી અંગેનાં નવાં રચી આપેલાં કાવ્યો શ્રી. બળદેવભાઈ નરેલા, શ્રી. પિંગળશીભાઈ ગઢવી, શ્રી. દાદુભાઈ ગઢવી, કવિ શ્રી. મેકરણભાઈ, શ્રી. ભગુભાઈ રોહડિયા શ્રી. કુતુબ આઝાદ અને શ્રી. કૃષ્ણલાલ મહેતા તરફથી મળ્યાં તેને અંગે આહ્‌લાદ લઈએ છીએ. વેદે એ નદીઓને 'માતા' કહી, 'અમ્બિ' કહી અને મહાભારતે તો એને 'વિશ્વમાતા' કહી એનું કાવ્યરૂપે આજના અનાડી યુગે તર્પણ થાય તે ઓછા સૌભાગ્યની વાત નથી.

નદીના સાહિત્ય અંગે સર્વ પ્રથમ વિશ્વાસ અને ઉત્સાહ પ્રેરનાર હતા શ્રી. ખોડીદાસ પરમાર. પણ એ રહ્યા શિક્ષક, આલેખક, લેખક અને સંશોધક. એવી ચોવડી ફરજ વચ્ચે એમને તંગ કરવામાં બાકી નથી રાખ્યા. નદીનાં વિવિધ રૂપ ળાં પ્રતિકો આપતું સુંદર ચિત્ર એમની જ આત્મીયતાને આભારી છે. ત્યારે વૈદિક સાહિત્યથી માંડીને લોકસાહિત્ય સુધીના બે કાંઠા વચ્ચે સરિતાનું પારણું ઝુલાવનારા પણ એ જ પ્રથમ હતા. 'લોકજીવનમાં નદી' અંગેનો એમનો લેખ એની ગવાહી આપશે.

એવી 'નદીઓની પૂજા'નું મહાત્મ્ય અને રહસ્ય આપણને શ્રી. મણિભાઈ વોરા સિવાય બીજું કોણ સમજાવી શકે? 'નદીપૂજા'ના ત્રણ પાનાના લેખનમાં એમણે ૩૦ પાનાં જેટલી સામગ્રીને સંક્ષેપમાં પણ એમના પ્રત્યે પણ પૂજ્યભાવ પ્રગટે એવા ભવ્યોજ્જ્વલ ને સાત્વિક સ્વરૂપે આલેખેલ છે.

'ઊર્મિનવરચના'ના વાચકો માટે ડૉ. શ્રી. નરેશભાઈ પંડ્યા ને પ્રા. અરુણભાઈ મહેતાનાં નામ નવાં હશે, પણ નદીકાંઠાની સંસ્કૃતિઓના ઉત્થાન પતનનો એમનો વિદ્વત્તાપૂર્ણ લેખ એક સર્વગ્રાહી દષ્ટિમાં વિશ્વ-સંસ્કૃતિઓને સ્પર્શીને ભારતીય સંસ્કૃતિના અવશેષો ઉપર નજર ફેંકી ગુજરાત-સૌરાષ્ટ્રના નદીકાંઠાના સાંસ્કૃતિક અવશેષોનો ઘનિષ્ટ ચિતાર આપે છે.

ડૉ. હરિભાઈ ગૌદાની પુરાતત્ત્વના સંશોધક છે, પણ લોકસાહિત્યના અજબના મોજીલા છે. એમની પાસે નાની મોટી કથાઓ સંઘરાતી જ હોય છે. પણ એમનો દષ્ટિકોણ સદાય નિરાળો હોય છે તે આપણે એમની બગડ અને માલણની કથા ઉપરાંત 'પનિહારી ને પાણી શેરડો' એ લેખમાં જોઈ શકાશે. એમની કલમ રસીલી ને કૌતુકપ્રેરક છે.

પછી આવે છે શ્રી પિંગળશીભાઈએ વહાવેલો સાહિત્યનો સ્રોત પણ સરિતા ઉપર. છેલ્લાં બાર તેર વરસથી તેઓ જાહેર સમારંભોમાં પણ નદીઓનું સાહિત્ય પીરસ્યા કરે તે સંભવ છે કે એ મનોરંજનમાં ખપતું હોય, પણ અહીં તો પ્રછન્ન છાયાયુક્ત છતા નદ-નદીઓનાં ઊંડાં જળની સલીલતા નદીઓના વિશાળ વ્યાપને વિવિધરીતે આવરી લે છે, છતાં એમાં નર્મરસ તો વહે જ છે નદીનાં લક્ષણો પણ શ્રી પિંગળશીભાઈએ જ દુહાનાં સર્જન અને સંગ્રહમાં આલેખ્યાં છે.

નદીને જીવન અને મૃત્યુનો હીંડોળ કહ્યો છે. કારણ કે એ જેમ જીવન આપે છે તેમ સંહાર પણ વેરે છે. એના ઉદાહરણરૂપ શ્રી ચમરૂ ભડિયાદરાનું ૧૯૬૮-માં તાપીમાં જે પૂરથી વિનાશ વેરાયેલો તેનો એક ચિતાર આપેલ છે. 'સૂર્યપુત્રી તાપીનું તાંડવ' નામના લેખમાં.

સૌરાષ્ટ્રની ગંગા એટલે ભદ્રાવતી-ભાદર. લાંબી તો ૧૨૦ જ માઈલ પણ સૌરાષ્ટ્રમાં સૌથી મોટી. એને કાંઠે અનેક સંસ્કૃતિઓ ઊગી આથમી. કદાચ ભાદર ઉપર જ એકાદ અંક ભરાય એટલું સાહિત્ય મળે આ અંકની ઊઘડતે પાને આપેલી સરિતા સ્તુતિ પણ ભદ્રવાહિની ભાદર ઉપર જ છે, શ્રી. પિંગળશીભાઈનો ઉછેર જ આ ભાદર કાંઠે, એટલે એમના લેખથી શરૂ કરીએ તો ભાદર ઉપર ચાર

વિવિધ દષ્ટિકોણના લેખો મળ્યા છે. શ્રી. રતિલાલ છાયા, ગોસ્વામી મોહનપુરી અને કવિ શ્રી. કાનજીભાઈ- લીલાનો.

શ્રી. નાગજીભાઈ ભટ્ટી નદી અને જનજીવનના જોગના ધોધ જેવા સાહિત્ય પ્રવાહને આલેખે છે. પછાતવર્ગના કાર્યના અમે જોડીદાર પણ કલ્પના ન હતી કે એમનામાં સાહિત્યની આ શક્તિ, આ ભક્તિ અને અવિરત ઉદ્યમ પડયો હશે. એમણે ય વેદકાલથી માંડીને લોકસાહિત્ય સુધીના નદી સાહિત્યના વ્યાપ માથે નજર દોડાવી છે.

શંકરાચાર્યજીના નર્મદાષ્ટક સિવાય નદી અંક અધુરો જ રહેત. નારાચ છંદના એ નર્મદાષ્ટકને બોલતાં જ શિવતાંડવના પડઘા પડતા લાગે છે. એ લઈ આવ્યા શરીરની નાડી સાથે નદીઓ ને સરખાવતા શ્રી. મૂળુભાઈ પાલિયા.

ભવાઈના કલાકારોમાં પણ સાહિત્યનો કેવો સંસ્પર્શ પડયો છે તે શ્રી. કાશીરામ બ્યાસે ૪૭ નદીઓનાં મૂળ મુખ ને એના વસવાટોનો પરિચય આપીને બતાવ્યું છે, શ્રી. જુગતરામ વ્યાસ આ વખતે નથી પહોંચી શકયા.

કચ્છની નદીઓ અંગે ઘણા બધા કાર્યવ્યસ્ત છતાં શ્રી દુલેરાય કારાણીએ લખી આપ્યું એ માટે એ કવિ ને લોકસાહિત્યકાર બુઝર્ગને ઝાઝેરા જુહાર. આ વર્ષે એમની ૭૫મી જયંતીને વધાવાઈ રહી છે ત્યારે અમારાય અનેકાનેક અભિનંદન.

આ. શ્રી. જનાર્દન દવેએ સંસ્કૃત સાહિત્યમાં રહેલ સરિતા સાહિત્યનો ઉચ્ચ રસાસ્વાદ ન કરાવ્યો હોત તો સરિતાનું સ્વરૂપ અધુરૂં જ રહેત.

વંદના કરવાનું મન થાય છે પોરબંદર પુરાતત્ત્વ મંડળના પ્રાણ સમા બુઝર્ગ શ્રી. મણિભાઈ વોરા અને એમના સમસ્ત મંડળને. પુરાતત્ત્વ દ્વારા જો એમાં તત્ત્વદર્શન ન થતું હોત તો કદાચ ભક્તિની આ લગન એ સૌમાં નહોત. આ અંકમાં એમના જ મંડળના સાત લેખો છે. શ્રી. રતિભાઈ છાયા, ગોસ્વામી મોહનપુરી, ડૉ. નરેશ પંડયા તથા પ્રા. અરુણભાઈ મહેતા, શ્રી. દેવજીભાઈ વાજા, શ્રી. કૃષ્ણલાલ મહેતા, શ્રી. નરોત્તમ પલાણ અને શ્રી. મણિભાઈ વોરાના.

તેમાં ય જ્યારે સરસ્વતી ઉપર સંશોધિત લેખ આપવા ગિરના રમ્ય રૌદ્ર અને કરાળ કોમળ સરસ્વતી કિનારાનો ૪૫ માઈલનો પગપાળો પ્રવાસ શ્રી. મણિભાઈ, શ્રી. બાલકૃષ્ણ જોષી અને શ્રી. નરોત્તમ પલાણે આદર્યો ત્યારે અંતર આભારથી અસ્વસ્થ બની ઊઠયું. આ પ્રવાસ અને આ પ્રયાસ સાહિત્યના ઈતિહાસમાં અજોડ બની રહેશે. એક પરમ સંતોષની લાગણીથી નિશ્ચિંત કે બન્યો 'ઊર્મિનવરચના'નો કાર્યભાર ને સાહિત્યભાર વહનારા ભડવીરો ભેટી ગયા છે. હવે ભાવિની કોઈ ચિંતા નથી.

બારોટ શ્રી. શંભુદાનજીએ સસોઈ પૂનાની વાર્તામાં શશીપુન્નુને, ફલકુ જયરાજમાં ફલકુ ને અને નાગમતી નદીમાં ભેરીઆજી ને ભુજંગને જીવતા કર્યા છે. સિંધના પ્રેમીઓની સંજિવની કથા સૌરાષ્ટ્રમાં નદીરૂપે વહી રહી છે. આ બધી ચર્ચા માટે અંક ધાર્યા કરતાં વધારે મોટો થઈ જવાથી અવકાશ નથી રહ્યો. પણ શ્રી. શંભુદાનજીને વાર્તાકથાની આ જૂનવટને જાળવી રાખવા અનેકાનેક ધન્યવાદ.

ઉન્મતગંગાને બદલે ઘેલો નામ શા માટે પડયું તેની રસીલી ને રોમાંચક કથા આપીને પણ શ્રી. અમરદાસજી હજી નદીનું દુહા-કથા સાહિત્ય શોધી જ રહ્યા છે. દોડતાં દોડતાં બે દુહા હમચ્યાં આપતા ગયા.

સંદેશી દ. શ્રી. મેરામતભાના કારણે ડૉ. શ્રી. પ્રવીણભાઈ પરીખની આકસ્મિક 'મુલાકાત લઈ ને 'ગુજરાતના અભિલેખોમાં નદીઓના નિર્દેશ જેવો અભ્યાસ સમૃદ્ધ લેખ મળ્યો. સમયની ભીંસને કારણે શ્રી. પ્રવીણભાઈને પણ ભીંસવ્યા હતાં. છે એમ જે જે મિત્રો સુરજણીઓને સમયને અને અંકના નિર્ધારેલા વિધાનને પહોંચી વળવા સારૂં માઠું લગાડયું છે તે દરેકની અંતરથી માફી માંગું છું. જેમનો નામ નિર્દેશ થવો રહી જવા પામ્યો હોય તો તે સૌ પણ જરૂર માફ કરશે. શકય હશે તો નદી સાહિત્યની ચર્ચા આવતા અંકે લઈશું. અત્યારે તો નવા વર્ષના સૌને મુબારકબાદ.

# લોકજીવન અને સાહિત્યમાં નદી

ખોડીદાસ ભા. પરમાર

સૌરાષ્ટ્ર ભરકાંઠે પ્રકૃતિ મઢ્યો અને વિહત દેશ છે. તેના મનમોહક માનવીને રૂપ તો કીનારાથે છૂટા હાથે આપ્યાં છે, વળી જળ થળના પશુની રમતતા, પંખીરૂપની ભાતીગળ ભાતો અને કંઈ કલરવે તે કુંજનિકુંજ ગાજતી રહ્યા છે. આવા આ દેશના પ્રાકૃતિકરૂપમાં વિશેષ વધારો કરે છે તેની નદીઓ. જેમ ધરતીનો છેડો ઘર મનાય છે તેવી રીતે પ્રથમ સ્થળ ડેરાઓના ઠામરૂપ નદી છે, આમ વહેતાં જળ નિર્મળાં અને ત્યાં ઠર્યાં માનવી. આમ ભટકતો માનવી નદી કાંઠે ઠરીને ઠામ થયો.

આપણી આજની કૃષીકારી માનવસંસ્કૃતિનું આદિ ઠરી ઠામ થયેલું સ્થળ નદી કાંઠો હતો, એટલે જ નદી લોકમાતા કહેવાય છે ને ? ઝાડ પરથી ગુફા અને ગુફામાંથી બહાર નીકળેલાં વનમાનવે નદીના કાંઠે વસવાટ શરૂ કર્યો ત્યારથી રહેઠાણ રોટી આરંભ અને કાંપાળ બનેલા નદી કાંઠે માનવે ખેતી શરૂ કરી. તે ઉત્તરોત્તર પ્રગતિના સોપાન સર કરતો જ ગયો, આમ નદીકાંઠાના માનવના મનમાં રહી માતારૂપે જ વસી ગઈ.

## સંસ્કૃતિનું પારણું સરિતા

સર્વ જગત, ભારત તેમજ સૌરાષ્ટ્રની સંસ્કૃતિનો ક્રિયકાનો પ્રથમ જોતો તો નદીકાંઠેથી જ ફંગોળાયો છે. તેની સાક્ષીના નમૂના અનેક આપણી સામે જ પાયા છે. યુફ્રેટીસ અને ટાઈગ્રીસના કંપળ પ્રદેશની સંસ્કૃતિ, નીલ પ્રદેશની અદ્‌ભુત અને હેરત પમાડે તેવી દર્શનીય સંસ્કૃતિની સામે ભારતની સિંધુ અને સરસ્વતીકાંઠાની સંસ્કૃતિ સૌરાષ્ટ્રની રોજડીની સંસ્કૃતિ, આમ જગતની સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિનું ઉદ્‌ભવ પારણું તો નદી જ છે. જ્યાંથી નદીના કંઘરવતાં હાલરડાં સાંભળતી માનવ સંસ્કૃતિ પાંગરી કૃષીકારી અને એક કાળે તેના જ ગુંબજમાં હોમાઈ ગઈ. તે સંસ્કૃતિના એંધાણ આજેય આપણે જોઈને વખાણીએ છીએ.

જ્યારથી આ દુનિયામાં માનવી પાંગર્યો પ્રકટ્યા તે પહેલાંથી નદીની સરવાણીઓ તો વહી નીકળેલી છે. આમ નદી એ માનવીની આદિ અનાદિ માતા છે. જન્મ આપે તે જનેતા, પણ પાળેપોષે અને મોટા કરે તે માતા. આમ માનવીને પાળી પોષીને નદીના નિર્મળા જળે જ મોટા કર્યાં છે તેથી નદી લોકમાતાનું ઊંચેરું સ્થાન પામી ચૂકી છે.

## છતાં નદી તે નદી

સૌરાષ્ટ્ર ક્ષેત્રફળની દૃષ્ટિએ એવો નાનકડો દેશ છે. પણ તેનું પ્રાકૃતિક સૌંદર્ય તો ટીંબે ને ટેકરે, ઝાડીએ અને ડુંગરે, વન વનવનરાઈએ અપરૂપ મઢ્યું છે. તેના નાના પણ કરડી કરાડુંવાળા વર્ષભર ડુંગરા બહુ ઓછા પથરાટવાળા છે, વળી મેઘધારાઓ પણ થોડીક પડતી હોવાથી સૌરાષ્ટ્રની નદીઓ દેક ઘટે બહુ લાંબી પહોળી નથી, વરસાદ પણ ટાઢો, તેથી નદીઓ પાતળ પેટી, દરિયા કાંઠો બધીય દરેયા નજીક એટલે ઉતાવળે સાગરને મળવા આતુર ત્વરિત ચાલવાળી, આઠ આઠ મહિના સુધી તડકે તપતો તાતો મયક એટલે આશરે છથી આઠ મહિના પાણી વહાવીને સૂરજ તાપ ન જીરવી શકાય તેવો થતાં તો દૂઝીને અંતસ્રોતા બની જાય છે.

છતાં નદી તે નદી. તેના રૂપના ઘાટઘોડ, નિર્મળજળની શીતળતા, તેના રળિયામણાં રૂપની અરનતી અરસ્થાનું મધુરું સૌંદર્ય, ઘડીક મુંગા, ઘડીક ડોરના, પગવાર અચલ ચપલા - અને છેવટે સાગર ભાર્યાના સોભાગે ભળી જતી નદીઓએ જુદા જુદા રૂપે ઠેર ઠેર વહન કર્યું જ છે. આવી સૌરાષ્ટ્રની નદીઓ રળિયામણી તો છે જ પણ પથ્થરે ટૂંકી, વહને સાંકડી અને થોડાંક મહિને ડૂકી જતી હોવા છતાં ગ્રામમાનવ અને માલધારીનો તો તે પોરો છે, અને તેથી જ દેશજ સાહિત્યમાં દેશજ લોકોએ તેને મધુરી રીતે ફુલાવી ફુલાવી અને રૂડી રીતે ગાવી છે:

નદીનું કામ જ પવિત્ર ગણાય અને સ્નાને તો માનવીનો પાપ ટળી જાય, એમાંય ગંગા તો પાપને ટાળનારી, ગંગા શબ્દે જ લોકોના પાપના ગ્રાહક ટળે. એવો આ "ગંગા" શબ્દ મૂળ તો નદી વાચક છે. તે મૂળ ચીની મોંગોલ ભાષાનો શબ્દ છે. "ગંગા" એ નદી વાચક શબ્દ હોવા છતાં આજે એ શબ્દ તો ચોક્કસ એક નદીના વિશેષનામ તરીકે પ્રયોજાય છે, પણ ગંગાશબ્દ તે સામાન્ય નામ. એટલે "નદી" એવો થાય. જેમ કે ભાગિરથીગંગા, ગૌમતીગંગા, ગોદાવરીગંગા, શેતલગંગા વગેરે.

નદી પરોપકાર માટે જ વહે છે તેથી કહેવાયું છે કે "નદીનું મૂળ અને ઋષિનું કૂળ ન જોવું." મોટી નદી નાનકડાં ટેકરામાંથી ઝરી ટપકીને વહી નીકળતી હોય ત્યાં કશુંય સૌંદર્ય ન હોય, છતાં જ્યારે અનેક નદીઓના સંગમે તે પુષ્ટ થઈને ધીરુ-ઓડી ગંગા બની જાય છે, ત્યારે અનેક રીતે તેનું નિર્મળજળ ઉપયોગી બને છે અને જોજનનો ને જોજને વહેતી તે માનવીની ખેતી વધારતી સૌની તૃષા છીપાવતી વહી જાય છે.

## રેલાથી નદ સુધી

સૌરાષ્ટ્ર ક્ષેત્રફળે નાનકડો હોવા છતાં તેમાં દરેક પ્રકારનું પ્રાકૃતિક સૌંદર્ય જોવા મળે છે. જ્યાં નદીની વિધવિધ અવસ્થાને–વહેનને બહુ સરસ રીતે નામ મળ્યાં છે જેમ કે વરસાદ પડે, અને પાણીના "રેલા" હાલવા માંડે આવા બે ચાર રેલા ભેગા થાય કે તે "નીક" બની જાય અને સરરર વહી નીકળે છે. અને બે ત્રણ નીકનો જે પ્રવાહ ભેગો થાય તેના વહેણને 'ધોરિયો' કહે છે : ધોરી કહેતા બળદ, બળદે કોસ ઉપર કોસ કાઢીને પાણીના જે પ્રવાહને સતત અને ત્રુરતત્રુર્ત વહાવ્યો છે તેથી તેનું નામ ધોરિયો પડ્યું હશે. ચોમાસાના વરસાદમાં સીમખેતરમાંથી વહેતાં વહેતાં અનેક ધોરિયા ભેગા થાય છે અને પાણીનો જથ્થા ભેગો થઈ નીચાણમાં વહી નીકળે છે તેને "વહેળો" કે "વહેણુ" કહેવાય છે. આવાં થોડાંક વહેણુકાં ભેગા થાય તેનો "વોંકળો" બને છે અને તે ખેતરવાડીની પાસેના નીચાણવાળા મારગે કે ગામતળના નીચાણના ભાગેથી વહી નીકળે છે. આમ વહીને ખુલ્લી ધરતીમાં બહાર આવે છે તે પછી તેનું વહન વધારે જોરદાર અને દળદાર રીતે વહે છે તેને "નહેરુ" (નેળું!) કહે છે. જુદા જુદા વોંકળાનાં પાણી નહેરમાં ધસારા-બંધ આવે છે, વળી નહેરાનો પટ પણ બહુ વિશાળ ન હોવાથી પાણી પૂરજોસમાં વહે છે એટલે એમાં તાણ બહુ જ હોય છે એટલે જ નહેરાને લોકો નહેરુ–ખતરું=(નહેરું ઉતરવું તે ખતરારૂપ છે) તેવું કહે છે. તેનું કારણ તો ડોળું પાણી, ઊંધા માથાનું તાણ અને વચ્ચે વચ્ચે ખાડા હોવાથી નહેરુ માણસને તાણી જાય છે, એટલે લોકો નહેરુ ઊતરવાનો મમત બહુ ઓછો કરે છે. આવાં અનેક નહેરાં મળીને નદી થાય છે અને નદીનો પટ પણ વિશાળ, વહન ગંભીર અને સમથળ હોવાથી અનેક નહેરાંને સમાવતી મંથર-ગતિએ વહી નીકળે છે. અને છેવટે સાગરની નજીક પહોંચવા જાય છે ત્યારે બીજી નદીઓએ એકબીજીમાં મળી જાય છે અને તે પછી નદીરૂપ નથી ભાસતું પણ તેને તો "નદ" જ કહી શકાય. જે વિશાળ સાગર જેવો દેખાય છે દા. ત. બ્રહ્મપુત્રા અને ગંગાનું મિલન તે પદ્મા મહાનદ છે. બીજો શોણભદ્ર વગેરે નદ જ કહેવાય છે.

## વશીકરણ, સર્જન અને સંહાર

ભરતભૂમિ અને તેની સંસ્કૃતિ ઘણી પ્રાચીન હોવાથી આ ભોમકા માથે માનવીની સંસ્કૃતિ પાંગરી ઊઠી ત્યારથી લોકોએ સૌ પ્રથમ જળ રૂપ નદીને પૂજી છે. અને તેના ગુણુંગાન અહોનિશ ગાયા જ કર્યા છે. ભારતમાં પ્રથમ સુસંસ્કૃત સંસ્કૃતિ ફળે છે નદીકાંઠાની, જેમાં મુંએ જો ડેરો, લોથલ રોજડી, પ્રભાસ પાટણ વગેરે તે તે કાળે નદીકાંઠે ધમધોકાર વિકસેલાં નગરો હતાં. અહીંના માનવીએ શરીર, ઘર, લલિતકલા અને સાહિત્યમાં ઘણું ઘણું સર્જન કર્યું હતું, તેમાંય જળ રાખવાના ઠામડાં માથે કુંભારે ઝાઝલાં અને નદીના રૂપો સુંદર આલેખ્યાં છે. પાણીના જળચર જીવજંતુ દોર્યા છે. તેનું અર્થઘટન કરતા એમ જ લાગે છે કે તરંગે વહેતી જળવાહિનીને કુંભારે આ ઠામમાં પૂરીને ઉપર ચિત્રરૂપે થીજાવી દીધી છે. તે કાળે નદીજળનું

હેતુએ મોંઘું મૂલ્ય કરી તે માટલા પરના ચીતરામણું ઉપરથી જ આપણે વિચારી શકીએ છીએ.

આ પછીનો તબક્કો ઉજ્જવળ આર્યોના આગમનનો છે. તેઓ આવ્યા અને સપ્તસિંધુ-પંચનદ નદીના પ્રદેશમાં વસ્યા તેનું કારણ જ નદીરૂપના વશીકરણે તેને ત્યાં જ રહેવા રોકી પાડયા. આર્યો નદીના જળ જોઈને તો ઘેલા ઘેલા થઈ ગયા અને આવી રૂપાળી રૂપેણ નદીઓનાં ગુણગાન શ્લોકબદ્ધ કરી દીધા અને નદી રૂપ વર્ણનના અનેક શ્લોક તેના મુખેથી સરી પડયા. આમ વેદકાળથી જ નદીનાં ગુણગાન, વાર્તા-સંવાદ શરૂ થઈ ગયા. ઋગ્વેદના દશમા મંડળમાંની એક વાત તો આજે પણ ટાંકી શકીએ તે યમ અને યમી ભાઈ-બહેનનો સંવાદ, તે પછી સહમિલન. અહીં મૃત્યુદેવ યમ, અને જીવન રૂપ તે નદી યમી, એ બંનેનું મિલન. જીવન અને મૃત્યુનું સહમિલન. એ વાત ઠેઠ વેદવારાથી સંકળાતી જ રહી છે. આ યમ યમી સંવાદને જુદી જુદી રીતે ઘટાવવામાં આવે તો. જેમકે જળભરપૂર વહેતી નદી જીવન, પણ, વિફરેલી નદી તે મૃત્યુરૂપ જ બની જાય છે.

## વેદો ને પુરાણોમાં

વળી વૈદિકસાહિત્યમાં ત્રીજા મંડળમાં આવતો "વિશ્વામિત્ર અને નદી"નો સંવાદ (જુઓ મધ્યકાલીન આખ્યાન પા. નં. ૧૨ શ્રી શશિન ઓઝા) જેમાં સુદાસ રાજાના પુરોહિત વિશ્વામિત્ર દ્રવ્ય લઈને વિપાટ-શતદ્રુના સંગમ પર આવ્યા ત્યારે તે નદીને ભરપૂર બે કાંઠે વહેતી જોઈને નદીપાર ઊતરવા તે ત્રણ ઋચામાં નદીની સ્તુતિ કરે છે. જેમાં નદીની ઉત્પત્તિ, નદીની ગતિ સાથેની સરખામણી પ્રદેશને તૃપ્ત કરતી અને સાગર સંગમે મળી જતી નદીને વર્ણવી છે-અહીં એક રૂપકની સ્પષ્ટતા પણ જોઈ શકાય છે. કે "ઇન્દ્ર એ વૃત્રને હાર કરીને અમને એટલે નદીઓને વહાવી છે" તેમ કહે છે (આ માટે જુઓ વૃત્રની કથા) અહીં નદી માતૃસ્થને વિરાજે છે. અંતે નદી છીછરી બની ઋષિને પાર જવા દે છે.

પૌરાણિક સાહિત્યમાં નદીઓની, તેમજ નદી સાથે જોડાએલ અનેક કથાવાર્તાઓ મળી આવે છે. તે કાળે નદીનાં વહેણ પાતાળ પ્રદેશમાં વહેતાં હતાં તેવી ધરતીય નદીઓની વાતો વર્ણવાઈ છે. ઉપરાંત નદીઓના મૂળ કે મુખે નાગ પ્રજા વસતી તેનીય અનેક કથાઓ પણ આ સમયમાંથી મળે છે. જેમકે રામાયણીય કુશપુત્રે સરયૂ કાંઠે રહેતી કુમુદ્વતી સાથે લગ્ન કર્યું, ભગીરથે પરંપરિત પેઢીએ તપ-મહેનત કરીને હિમાલયને શિખરેથી ભારતમાં ગંગા વહાવી, શાંતનુ અને ગંગાના લગ્નની વાત, કૃષ્ણએ યમુના કાંઠે રહેતા કાલીનાગને હાંકી કાઢયો, કૃષ્ણનો પાદ સ્પર્શ કરતી યમુના નદીની વાત, મહાભારતીય ભીમને ઝેર આપી નદીમાં ફેંકયો તે દ્વારા પાતાળ પહોંચ્યો ને નાગકન્યાને પરણ્યો, અર્જુને પણ ઉલૂપીને મેળવી ઉપરાંત યમુના, નર્મદા, તાપી, ગોદાવરી વગેરે નદીઓની ઉત્પત્તિની કથાવાર્તાઓ તેમજ નદી સાથે સંકળાએલ નાગપ્રજાની વાતો વગેરે ખૂબ ખૂબ જાણવા મળે છે તે પછી જાતકકથાઓમાં પણ નદીની વાતો ઘણે સ્થળે જોઈ શકાય છે.

## ધાર્મિક સાહિત્યમાં

પૌરાણિક પછીના ધાર્મિક સાહિત્યમાં નદીનું સ્નાન, તેમજ તેના શૈત્ય પાવનત્વની કથાઓ ઠેઠ મધ્યકાળ સુધી રચાતી ગઈ છે. જેમાં નદીસ્નાનથી પ્રશ્ન ટળે, પરિયા ગતે જાય, વગેરે ધાર્મિક સ્વરૂપને ગૂંથી ને નદીઓની દૈવી ઉત્પત્તિની કથાઓ વર્ણવી લોકોને તેના સ્નાનની આસ્થાવાળા બનાવવા નદી ઉત્પત્તિની સુંદર કથાઓ રચાઈ છે. જેવી કે ગોદાવરી-ગૌતમી ગંગાની તેવી આ રહી કથા–

શિવપાર્વતીના લગ્નમાં બ્રહ્માજી જ પુરોહિત હતા બ્રહ્માએ પાર્વતીનું રમણીય મોહક રૂપ જોયું અને તેને કામ વ્યાપ્યો, એટલે તે તરત જ ત્યાંથી ચાલ્યા ગયા. શિવે આ જાણ્યું તેથી અનેક તીર્થોનું પવિત્ર જળ જે તેના કમંડળમાં હતું તે બ્રહ્માજીને આપ્યુ અને આ જળ આચમનથી બ્રહ્મા પવિત્ર થયા.

ભગવાન વામને બળિને પાતાળમાં ચાંપ્યો ત્યારે બ્રહ્માજીએ તેની પાસેના પવિત્ર તીર્થજળથી વામનના પગ ધોયા અને પગ ધોતાં જે પાણી વહી નીકળ્યું તે પાણી શિવે જટામાં ધર્યું તે આ ગોદાવરી.

આ નદીએ નારી રૂપે શિવજટામાં ગુપ્ત રીતે રહેવા વહેવા માંડ્યું. પાર્વતીને શિવજટામાંની ગોદાવરી પ્રત્યે ઈર્ષા થઈ તેથી તેને જટામાંથી કાઢીને પૃથ્વી ઉપર મોકલી દેવા તણે એક પેંતરો રચ્યો.

## સરિતાના પ્રાગટ્યની કથાઓ

એ કાળે દક્ષિણમાં દુકાળ પડયો, પણ દક્ષિણમાં રહેતા ગૌતમના આશ્રમ પાસે તો સુકાળ જેવી સ્થિતિ હતી. તેથી ગૌતમ પશુ અને માણસ બંનેને નભાવતા. આ વખતે પાર્વતીએ પોતાની દાસી જયાને ગાયનું સ્વરૂપ લેવડાવ્યું અને ગૌતમના ડાંગરના ખેતરમાં છૂટી ચરવા મોકલી દીધી. ઋષિએ હરેડી ગાયને ખેતરમાં ચરતી જોઈ દર્ભ માર્યો, ગાય મરી ગઈ. તેથી ગૌતમને ગોહત્યા લાગી. સૌએ ગૌતમને નાતબ્હાર મૂકયા, ત્યારે બીજા ઋષિઓએ તોડ કાઢયો કે "તમે શિવને પ્રસન્ન કરી તેની જટામાં જે ગોદાવરી ગંગા છે તેને મેળવો તો ગૌહત્યાનું પાપ જશે." અને ગૌતમ ઋષિએ શિવને પ્રસન્ન કર્યા, ત્ર્યંબક પાસે બ્રહ્મગિરિમાંથી ગોદાવરીનું વહન કરાવ્યું. આમ ગોદાવરી વહી નીકળી. (જુઓ પદ્મ-પુરાણ, કૂર્મપુરાણ)

તાપીની પણ આવા જ પ્રકારની એક મઝાની મહાત્મ્ય કથા છે કે સૂર્યને બે પત્નીઓ હતી, તેમાં સંજ્ઞાથી પુત્ર યમ અને પુત્રી યમુના થઈ અને છાયાથી સાવર્ણીમુનિ, મનુ તથા શનિશ્ચર પુત્ર અને તપતી કન્યા થઈ. એક દિવસ પવિત્રતા માટે તપતી અને યમુના વચ્ચે સખત વિખવાદ થયો અને તે પછી બંનેએ એકબીજાને શાપ આપ્યો, તેથી તેઓ નદી થઈને વહેવા માંડી. બંને દીકરીઓને આમ નદીરૂપે વહેતી જોઈ સૂર્યને દુઃખ થયું તેથી તેમણે કહ્યું કે, "યમુનાનું જળ ગંગા સમાન પવિત્ર અને તપતીનું જળ નર્મદા જેવું પવિત્ર મનાશે (જુઓ ભવિષ્ય પુરાણ)

આવી તો અનેક નદ નદીની ઉત્પત્તિ મહાત્મ્ય કથાઓ પુરાણોમાંથી અવનવા રૂપે રચેલ જોઈ શકીએ છીએ.

તે પછી તો મધ્યકાલ સુધીમાં નદીની રમણીયતાનો ઉપયોગ કરી તેના કાંઠે ગુફામંદિરો, મંદિરો, મસ્જીદો, મહેલો, કબરો વગેરે બાંધીને નદી અને ઇમારત બંનેને માનવીએ શોભાવ્યા છે. આ કાળ સુધીમાં તો શિલ્પ, ચિત્ર, ગીતસંગીતમાં સર્વ સ્થળે નદીને અવનવા રૂપે વિહરતી જોઈએ છીએ.

જેમ શિષ્ટસમાજ તેમજ શિષ્ટ સાહિત્યમાં નદી અનેક રીતે વર્ણવાય, પૂજાય છે, તેવી જ રીતે દેશજ સાહિત્યમાં પણ નદી વિષે તો અનેક રચનાઓ મળે છે. જેની શરૂઆત અપભ્રંશ સાહિત્યથી થઈ તેમજ, તળ દેશજ માનવના હૈયેહોઠે સંઘરાએલ કંઠસ્થ સાહિત્યમાં તો અપરંપાર રીતે ઉલ્લેખિત થઈ પડી છે. જેમાં ગીતો, રાસડા, વાર્તા, કહેવત, ટૂચકા, ઓઠાં, વરત વગેરેમાં નદીને સ્થાન મળી ચૂકયું છે. આ જોતાં લાગે છે કે દેશજ જીવન અને સાહિત્યમાં નદી એટલી તો ઓતપ્રોત થઈ ગઈ છે. કે માનવજીવનનો તે એક જાણે કે ખંડ હોય તેવું લાગે છે।

કંઠસ્થ દેશજ સાહિત્યમાં નદી પાણિયારીનો પિયરો, પ્રેમીનું મિલન સ્થાન, વહાલાનું વળામણુ અને કૃષકને તો માતાસ્થાને છે. એટલે જ નર અને નારીએ નદીને રૂડી પેરે અને વિવિધ રીતે વર્ણવી છે ને?

## લોકકથાઓમાં નદી

સૌ પ્રથમ લોકકથા વાર્તામાંનું નદીઓનું પ્રાગટ્ય જોઈએ. તેમાંય મઝાની રંગત વાર્તાઓ મળે છે : લોકકથામાં નદી દેવદેવીના વરદાનથી પ્રગટી ઊઠે છે. જેમ ભગિરથે તપ તપી સ્થાણુરૂપ શિવ જેના હિમાલયમાંથી ગંગાને ઉતારી તેમ કુંડલાના સુમેસર કોટિલાએ મા ખોડિયારના પારે જઈ, તપ તપી અને નાવલી નદીને પ્રગટાવી. નદી કોટિલાની પાછળ પાછળ આવી પણ પાછું જોયું ત્યાં અલોપ થઈને તે જ થરે હસકાઈ ગઈ. તો રોહિદાસ ચમારે મોકલેલો ચૂંદડીને મોડિયો ગંગાએ હાથોહાથ સ્વીકાર્યો અને વળતું હાથનું કંકણ ભેટ આપ્યું. પછી તો તે ચમારના કુંડમાં જ ગંગાજી પ્રગટયાં, આમ 'મન ચંગા તો કથરોટમાં ગંગા' મળી જાય છે. ગોહિલવાડના ટીમાણા

ગામે ગાડ-ગજાળિયાંએ નજરબંધીથી ગોરીનદી વહારી, તેની પાછળનીય અદ્દભુત રસિક-કથા કેવી મઝાની છે? મહાભારત કર્ણન શાંતનુ રાજા ગગાને પરણે છે તેવા જ વળાની મધ્ય કાલીન સમયની આ રહી એક વાત. જેમાં કાઠીલો ચારણ જેતપુર પાસેની ભાદરના રૂપ જોઈને તેને મેલી ગયો અને તેની સાથે ચાર ફેરા ફર્યો.

"ભાદર સરખી ભામની, કમરહંસ જેવો કંથ
હંસલી જેવી હોય, તો કમરહંસ વિવા કરે.',

આમ જો માનવી નદીને પરણીને સગપણ બાંધે તો નદીએ માનવીની સાથે મહોબત કેમ ન રાખે? ને એટલે મુળુ માણેક જતાં ગોમતી મોં વાળે છે ને?

ગોમતીએ ઘૂંઘટ તાણીઆ, રોયા રણછોડરાય,
મોતી હતું તે રોળાઇ ગિયુ, મ.ણેક ડુંગર માય.

ઉપરાંત દેવદેવીના રૂપાળા ઠામ થાનક, રીસ્વણ ના આશીર્વાદ અને દુભવ્યાના શરાપ નદીને પ લાગ્યા વહેતી શેત્રુંજીના વાહજળ ધરાને માથે મા ખોડિયારના આશીર્વાદ અમર તપે છે, તેથી ઝરા સૂકાતા નથી, જ્યારે વઢવાણ પાસેની ભોગવતીને વળતી રાણકનો શાપ આજે ય કાળે ઉનાળે પ્રજાળી ઊઠે છે અને નદીના પટમાં કાંકરા ઊડે છે.

આમ નદીઓની કથાનો ગુંજારવ હૃદયે અને કાને જને રથળ જડાય છે, ત્યાં નદિયુંનાં રૂપાળાં ગીતો હૃદયને જીતી લે છે. નદીનાં ગીતોએ કેવાં કેવાં રચાયાં છે, રાસડે રમવાના, લગ્ન મંડપમાં ગાવાના, ફટાણાંની, મોંફાટ શબ્દાળુતામાં, કોઈકને ખીજવવાના આમ અલબેલી સૌમાં નદીને સ્થાન મળી ચૂક્યું છે.

વિરહીને વરખારત બાળે છે. મોલો મલ્લાર આરાધે છે, વાદળિયુંનું ધમ્મર ગાજે છે, ને મેવલાની ઝમઝૂટ બેસી ઊઠે છે ત્યારે

અશાડે ઘમઘોરિયો રે,
નદીએ બહોળેરાં નીર વાલા મોરા."

અને સરવડે વરસતો શ્રાવણ-આવી પહોંચે છે, ને બાર બાર વરસે ગોરીનો નાવલિયો ઘેર તો આવે છે પણ:

"શાવણ નદીયું આવેલી ભરપૂર જો,
ચારે ને કાંઠે રે સરવર છલી વળ્યાં."

ભાઇ રે ગોવાળિયા નંદી ઉતારી મેલ્ય જો.
તુને રે આલું રે પગ કેરું ઝાંઝરુ
તારું ઝાંઝર તારે પાવલિયે સોહાય જો,
નંદીને ઉતારું ગોરી તારા બોલડે

અને શ્રાવણ ભરપૂર નદી વળોટવી કઠણ લાગવાથી નાયિકા ગોવાળિયાને પગનું ઝાંઝર-આપીને નદી વળોટી પ્રિયતમને મળવા ચાહે છે.

ત્યાં કાળો કાનુડો કલંદરીને, કાંઠે જ વેણ વળગીને માનિનીના મન હરી લે છે.

"છેલ હલકે ઇંઢોણી માથે હેલ્ય ભરી છે.
મારે ભરવાં ભાદરનાં નીર રે, કાનુડે મને બાણ માર્યાં"

કે "જમુના તણે કિનારે, મોહન મોરલી વગાડે જી રે." અથવા વરત વરતુલા કરતી ગોપીઓ જળ ઝીલણ માટે હોંશે હોંશે જમના લગી જાય છે. કારણ કે ત્યાં જ તેના હૃદયનો નાથ આવવાનો છે ને!

"હાલો જળ જમના રે કો નાવા
વા'લો મારો આવશે ગોધણ પાવા."

આમ કાનુડાનાં ગીત અને લીલાનો તો કથા પાર આવે એમ છે! પણ તરત જ સાંભરે છે ગ્રામનારી આંગણા ,તરતાં કામે થાકી નારી, નદીઆરે નહાવા ધોવા અઠવાડિયે એકવાર જાય. નદી તો નારીનું પિયર, પિયરમાં વળી લાજ શરમ શી! તેથી નદી આરે નારીઓ ઉઘાડા માથે અને અરધાં વસ્ત્રે નહાય ધૂએ, ત્યાં તેને કોઈની લાજ શરમ નહિ. પણ પિયર પનોતી દીકરી સાસરે વહુવારુ થઈને આવે ત્યારે ચારે-પાનું કામ તેના શરીરે ભરડો લઈ લે, શરીર નીચોવાઈને પંજર થઈ જાય, આંગણી તરતું કામ અને ભાદરનું વેણું એક પાણી ભરીને

કાઈકની તે દુઃખીઆરી દીકરી ઠઠળ્યા ભીડીને ઘેર આવેલા વીરને ફરિયાદ કરે છે કે :

"ભરવાં ભરવાં રે વીરા મારે
ભાદરનાં પાણી રે, ભાદરનાં પાણી રે,
ભાદરની રેલે બેન તણાઇ જાશે."

અને સાચે જ એ દુઃખી બેનડી ભાદરની ઘોડાપૂર રેલમાં તણાઈ ગઈ ત્યારેઃ

આ કાંઠે ઊભો રે વીરો રહ રહ રૂવે રે રહ રહ રૂવે રે
ઓલ્યા કાંઠે રૂવે બેનની માવડી.

કાઠિયાવાડની આ ભાદર–ભદ્રાવતી તે સૌથી મોટી નદી તેની રેલનું ઘોડાપૂર એટલે તો નાનો ગાજતો દરિયો જોઈલો અને તેથી જ ગવાયું છે ને :

"આવી આવી દરિયાની રેલ, ભાદર છે;
શામખાઇ કાછડો વાળ્ય, ભાદરવા ગાજે છે."

અને એ ભાદરના કોતરડાંએ, વખંભર તેના કાંઠે લૂંટની ધક મચાવતો ભીમો જત આજેય રાવણહથ્થામાં અમર ગવાઈ રહ્યો છે :

ભાદર કાંઠે ભીમડો જાગ્યો, જતડાંની લાગી ખાંત
રાત પડે ભીમા રિડિયા રે ગામે ગામ ગોકીરા થાય
નાથણીનો નર છે વંકો ભીમાનો દેશમાં ડંકો.

આવી ભાદર સેંજળ નદી. મોટા ને કાઠાળા જુવાનને લોકો આજેય તે કેવો મોરા "ભરભાદર" છે તેમ કહે છે (જો કે 'ભળભદ્ર'નું આ અપભ્રંશ થઈ ગયું હશે.) અને લગનિયા ફટાણાં તો વેવાણની ગંભ્યું ને જાણે ઘીની નાખ્યું; તેમ હસીલી વેવાણની ગાળ્યું એ લગન ટાણે વસમી ન લાગે.

ફુલાણો જેયરનો છે દાસ, ભોળા ભમરલા રે,
જેયરે ઘાઘરો ધોવા મેલ્યો, ભોળા ભમરલા રે.

ઘાઘરો ભાદરે ભૂલી આવ્યો ભોળા ભમરલા રે.
ચૂપ કર છોકરા, બસ કર બાપડ, માર્યા વના
કેમ રોયો, ભોળા ભમરલા રે.

ખીજી રૂપાળી ને સજીવ વહેણે વહી નીકળતી શેત્રુંજી નદી પણ રઢિયાળી અને પંથે લાંબી. તેના કાંઠાનાં ગામ ભારે ભરાતાં. તેમાં વાળાકા પ્રદેશમાં વહેતી શેતલગંગાના આનવી પેરહે પ્રહોંચવાન અને વટવહેવારે શૂરા, લગનમાં રંગીલા તેથી શેત્રુંજી કાંઠાના ઢેલ અને ઢાલી ભારે વખણાય અને તેથી જ લોકનારીએ અહીં શેત્રુંજી કાંઠાના ઢેલના ધમકારે રાસડાની રંગત જમાવી દીધી છેઃ

"ગરનારો વાગ્યો હરિ ઘુઘરો,
શેતરુંજી વાગ્યો ઢોલ,
ગાજે શેતરુંજી રળિયામણી
ત્યાં જોયાના કોડ."

શેત્રુંજીનો ભાઈ શેત્રુંજો. બેય ભાઈબહેનની જોડી. ભાઈ બહેનને જુએ અને બહેન ભાઈને જુએ. પણ કોઈ દિવસ બંનેના મેળાપ ન થાય. પણ હેતે પ્રીતે બેય સામસામે હરખતાં મેંટ માંડીને ઊભા છે. અને ત્યાંથી જ થોડે છેટે શેત્રુંજામાં ખારો-ઉસ ગાગડિયો ભળીને કહેવત બનાવી દે છે કે "શેત્રુંજીમાં ગાગડિયો ભળ્યો, તે જેમ લુણી ઘેરીને તાણી ગઈ."

બાકી રહી ગઈ ઘેલો નદી. એ તે નદી કહેવાય ? ના તેને તો નદ ઘેલો જ કહેવો જોઈએ. નદી હોય તો નાથી લેવાય પણ ક્યાંય નદ નથાય ખરો ?

એનું જોડ્યું ગીત અને ઉપાડ્યું :—

'નદી બાંધી નવ પાવડે, ઘેલો બાંધ્યો કેમ જાય ?
જીવણિયો હોય તો મૂલવે, પાંદડીને પોંચ્યાના કોડ.'

આમ વહેતી નદિયુંમાં પણ લોકોએ નર અને નારીનાં નામ પાડી ને ભેદ પાડ્યા. આવા પૌરુષવાળા નદને વધારે ભયંકર તણે વહેતા બધે જ વર્ણવ્યો છે. તેથી જ એક કહેવતમાં કહેવાયું છે કે "જાય જે નળિયે, ફરી ન આવે ફળિયે." (સણો-સરા અને ભૂતિયા વચ્ચે નળિયો નામનો નદ છે તે ચોમાસે ઉપરવાસથી ઊંધે માથે વહે છે તેથી કહેવાય છે)

નદીકાંઠાના પ્રેમકિસ્સા તો જગજાહેર છે. છેલ બટાવ જુવાનડાએ કાંકરીના ચાળા કરી કંઈક

કુંવારિકાનાં દિલ અને બેડાં નંદવ્યા હશે. તેનો જ આ રહ્યો રૂડો રૂપાળો રાસડો.

"હાં રે મારું સોનાનું છે બેડું
રે રાજનો હંમરલો રે વણઝારા.

હાં રે હું નંદીએ પાણીડાં ગૈથી
રે રાજનો હંમરલો રે વણઝારા.

હાં રે કાંઠે ઊભો વણઝારાનો બેટો
રે રાજનો હંમરલો રે વણઝારા.

હાં રે એણે હળવી કાંકર્ય નાખી
રે રાજનો હંમરલો રે વણઝારા.

હાં રે એણે નંદવ્યું સવા લાખી બેડું
રે રાજનો હંમરલો રે વણઝારા."

હજી તો ઠાંકરીનો ચાળો કર્યો ત્યાં દિલડું નંદવાણું અને મીઠડી અને નાથિયો બેઈ આંકડા ભીડીને ભાગી નીકળ્યા, તે આજની ઘડીને કાલ દી.

અદૂરા પાંણી ગૈથી મીઠડી નંદીએ પાણી ગૈથી
રે દેહાની મીઠડી નદીએ પાણી ગૈથી જો.

કાંઠે નાથિયો ઊભો મીઠડી, કાંઠે નાથિયો ઊભો.
રે દેહાની મીઠડી કાંઠે નાથિયો ઊભો જો.

કેવું કાપડું લાવું મીઠડી, કેવો સાડલો જોડે
રે દેહાની મીઠી કેવો સાડલો જોડે જો

હોટર મેલી ભાગ્યો નાથિયો, હોટર મેલી ભાગ્યો,
રે દેહાની મીઠડીને સાથે લૈને ભાગ્યો જો.

તારે નદીકાંઠે હાંઈ પોપાબાઈનું રાજ પણ નહોતું, મચ્છુનું પાણી પીને છકેલા રાજાએ મોરબીની રૂપવાન કુળવની વાણિયણને સાણસામાં લેવા બેડવી તો ખરી, પણ કડવી ઝેર વાણિયણે રાજાનુંય ગુમાન ઉતારી દીધું. જેમ કે:

મોરબીની વાણિયણ મચ્છુ પાણી જાય,
વાંહેને જીવોજી ઠાકોર ઘોડી પાવા.

ફરે રે વાણિયણ તારાં બેડાંના મૂલ,
મારા રે બેડાં એ તારું માથું થાશે ડૂલ."

મચ્છુનું પાણી પીનારી નારી માત્ર બહાદુર અને સત્ત રખા હતી, શુદ્ર ઘરની નારી પણ રાજા જેવા રાજની સાથે વાદ વદી રહે છે.

"ગઢ ઢેલડી મોઝાર્ય,"
ખીમરાની તરિયા પાણી સાંચર્યાં હે જી.
રઘુશી ઘોડાં પાવા જાય,
અવળા સવળા રેવત ખેલવે હે જી:
બાઇ તું કેના ઘરની નાર્ય,
ક્રિયાને પુરુષ ઘરની નારડી હે જી.
અમે છીએ જાતનાં ચમાર,
ચુથિયે ગાયુંના અમે સામડાં હે જી."

આવી પાણીએ પકોંચરાન પાંચાળા મચ્છુની કથા તો છેક મચ્છેન્દ્રનાથ અને ગોરખનાથની કથા સાથે મળે છે. મચ્છેન્દ્રનાથને સંસારમાંથી છોડાવી, તેના સંતાનને પાણે પટકી તેમાથી મચ્છુ દરી વહાવી ગોરખનાથ ગુરુને પાછા લઈ ગયો. આ કથાના વળાને સોઢીથી વહેતી ચંચલ ચર્મણ્વતી નદીની સાથે સરખાવી શકાય. મચ્છુ દેખાવે રૂપાળી અને પાકટ બહાદુર જણની જનેતા છે, તેથી લોકસાહિત્યમાં તેના રૂપ વર્ણનના સુંદર દુહા મળે છે.

"મચ્છુ કાંઠાને મોરબી, વચમાં જ વાંકાનેર,
નર પટાધર નીપજે, ડોલરિયો અમ દેશ"

ગૂઢ વસ્તરે ગોરિયડ, પગ પીંડીનો તાલ,
પનઘટ ઉપર પરવરે પડ જુઓ પાંચાળ

આછા પાણી વીરડે, ધરતી લાંપડિયાળ,
સર ભર્યાં સારસ લવે, પડ જુઓ પાંચાળ

નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ,
ગાળે કસુંબલ ગોવાળિયા, પડે જુઓ પાંચાળ."

ચોમાસે ભરપૂર, શિયાળે રૂપારેલિયું અને ઉનાળે સૂકી જતી અનેક નદીઓ સૌરાષ્ટ્રની ભોમકા માથે છે. તેના પટ-રૂપના વળોટ પણ નોળ-નરાળા જ છે. કોઈ છીછરી તો કોઈ ઊંડી, કોઈ પાતળપેટી તો કોઈ પટ વિશાળ, કોઈ રૂપરઢાળી તો કોઈ બેકાર એવી અટપટીના કઈ રૂપ, તે તો માત્ર

સૌરાષ્ટ્રમાં જ જડે છે. તેના કાંઠાની દૃશ્યસંવેદના તો ઊડીને આંખે વળગે અને તેમાંથી સૌંદર્યનો ઓઘ ઊભરાતો રહે. જેમકેઃ

"કાને આંઇથી તે દડૂલિયો દોડાવિયો,
જે પડયો જમનાને જળપૂર"
જમનાજીને કાંઠે કદંબ કેરા ઝાડવાં રે.

ઝાડવે ઝાડવે કાળો નાગ."
"જમનાને ઓલ્યા કાંઠે ગાડર સરે
બચ્ચું પડયું જમના જળપૂર રે.
બચ્ચાની વાંહે પડી ગાડરી,
બાળા કાનની વાંહે ન પડયું કોઇ રે."

અથવા નદી ઊતરતી રબારણનું દૃશ્ય ચિત્ર તો જુઓ :

"ઊંચી રબારણ પાંહડિયાળો ઘાટ,
માથે રે બેડું રબારણ દૂધનું.

આગળ પાસળ વાછરડુંની હાર્ય,
વેતીને નંદી રબારણ ઉતરી."

એ ઉપરાંત નદીએ નહાવાના પુણ્ય કાંઈ ઓછા નથી. જેમકેઃ

ગંગા નાયાના પુણ્ય, ગોમતી ધોયાના ધ્રમ,
અડસઠ તેર પરિયા રે તો તરે."

નદીમાં નાવાથી તેમજ નદીના તો નામ લેવાથી ય પ્રાશક જાય છે, તેથી ઘરમાં બેઠાં બેઠાં નહાતા માણસો ગંગા ગોદાવરી ગોમતીના નામોનું ઉચ્ચારણ કરે જ છે. આવી નદિયુંનાં નામેય પવિત્ર અને કેવાં રૂપાળાં છે. શેતલગંગા, ભીલગંગા, માલે શ્રી, રૂપેણ, સુકભાદર, રાવલ, હિરણ્ય, સોનરેખ ભદ્રાવતી વગેરે કેટલાં ગણવાં ને કેટલાં વીસારવાં !

લોકોએ નદીમાંથી જ કહેવત, વરત, ઉખાણા બધુંય જોડી કાંઢયું છે અને તેનો હાલતાં ચાલતાં ઉપયોગ કર્યો છે. જેમકે "આરો જોઈને ઊતરવું અને કળ જોઈને વરવું." "કામ થાય તો ગંગા નાયા.' 'નદી હોય ત્યાં ઓવારો હોય જ.'

"નદીકાંઠાના રૂખડાં વન સીંચ્યા સીંચાય,
એક દારો નો સીંચાય તો જડમૂળથી ન જાય."

'પીપળ પાન ન તોડીએ, ન ભાંગીએ વડની ડાળ
વહેતી નદીમાં થૂંકીએ તો એસે ગુરુને ગાળ.'

સમગ્ર ગ્રામજીવન જ પ્રકૃતિ પરાયણ હોવાથી માનવસંબંધની જેમ જ માણસે પ્રકૃતિના તત્ત્વોમાંએ નાતજાતના વરણવ્યોટ પાડયા છે. આ સંબંધમાંથી નદીને બકાત રાખી નથી. ચોમાસું ભરપૂર જામે, મેઘરાજ ધડૂકી ઊઠે, વર્ષાની હેલી મંડાય, સાંબેલાધારે મેઘ વરસીને પૂરે નદીને રેલાવે, આમ દુકેલી નદીઓ ગામ મારગ ચડીને ગામમાં પ્રવેશે ત્યારે લોકો નદીપૂરને ખાળવા પરંપરાથી ચાલ્યા આવતાં રિવાજ મુજબ નદીને ચૂંદડી અને મોડિયો અર્પણ કરે છે. આમ ચૂંદડી અને મોડિયો ચડાવ્યા પછી નદીનાં પાણી જરૂર પાછા વળી જાય એવી રૂઢ માન્યતા છે, પણ જો ન વળે તો લોકો કહેશે આની નાત્ય જાત્યમાં કાંઈક ગુદપણું હશે, નકર જળજંગા હોય તો ચૂંદડી મોડિયો ચડે કે પટ લઈને પાણી પાછાં ન વળી જાય !

નદી રહી માતા, અને માતા તો દેવીમાનું રૂપ તેથી બાયું, બેનું, દીકરિયું સૌ નદીનું વ્રત કરે. વહેલાં અંધારે નદીએ નાવા જાય, નહીસ્નાન કરી ગાતીવાતી પાછી ફરે અને પાદરને ગજાવી મેલે.

"ગોરમાનો વર કેસરિયો રે,
નદીએ નાંવા જાય રે ગોરમા
હાથમાં લંગર લાકડી ને
પીટયો પટ પટ કરતો જાય રે ગોરમા."

અને મોળાકત ઉકલે, ગૌરીપૂજનના દિવસોય પૂરા થાય, ગોર્યનેય બીજવી લેઃ
"ગોર્યમા ગોર્યમા ગણગણતાં
સૂંડલો માખીયું બણબણતા,
એક માખ્ય ગૌ ઊડી અને
ગોર્યમા ગયા બૂડી"

એમ કહીને ગોરની મૂર્તિને નદી, સરોવર કે કૂવે પધરાવી દે છે.

દેશજ લોકકથા વાર્તામાં તો નદી એક અત્યનું વળી તેમજ સ્થાન બની જાય છે. જેમ કે રાજકુમાર નદીએ નહાતો હોય ત્યાં ઉપરવાસથી સોનેરી વાળનો ગુચ્છો તણાતો આવે, તેને જોઈ રાજકુમાર સોનેરીવાળની સુંદરીને પરણવાની રઢ લે. તો કોઈમાં મોતી ભરેલી નારીની મોજડી તણાતી મળે. કોઈક નદીમાં 'રંગીન માછલિયું' રાજા કે રહિયો વણઝારો સાચા મોતીનો ચારો નાખે. કોઈ નદીના ધૂને નાગદેવતાનાં રહેઠાણ હોય, જ્યાં નાગ પદમણી મળે, આમ નદીનાં વળાંનો ઉપયોગ ઘણી વાર્તાઓમા અચૂક થય જ છે ઉપરાંત નદીના ઓઠા જેવાં કે "અવેડો કણબી કુટુંબ ડુબાડે," "નદી અને ભામણ" "નદી કાંઠાનો રાફડો" વગેરે ઘણાં મળી રહે છે. ઉપરાંત નાના નાના ગામગાળીઓના વાત ઉખાણાંમાંય નદી સ્થાન પામી ચૂકી છે. જેમકે:- "ગામ સળગે અને નદી પડકારા કરે, કહો શું? "હોકો."

આમ નિર્મળી નદી દેશજ માનવીના જીવન, સાહિત્ય, સંસ્કૃતિ, ગીત, વાર્તા વગેરે સ્થળે, વળુ સુકાયે વણા જ કરે છે. એટલે જ દેશજ સાહિત્યમાં નદી, એની માનવજીવન, પ્રકૃતિ મધુર એની સંગાથે માંડવીને લોકકવિએ ગયું હશે ને?:-

નદી વંકી વગામણી, ને કરસલે વંકી જાર,
પુરુષ વંકો પાઘડી ને નેણાં વંકી નાર
ડુંગર વંકો ગાળિયો ને નદી વંકી સરણી,
રાજા વંકો રાવને ને ઘણય વંકી નેણી

## રૂપ નદીનાં અને માનવીનાં

કચ્છનો ધરા અને સાહિત્યરસિક રાજા લાખો ફુલાણી. જરાર નદીને કાંઠેથી સાથીદારો સાથે નીકળ્યો એમાં જેઠ મહિનો ને એનું સરવડું અવ્યુ. સૌના રેટા, શાલ-દુશાલા પલળી ગયા. નદીકાંઠે તલ-ખાવળા પર સૂકવ્યા લીલા, રાતા, પીળા ને આસમાની રંગના તળવાના (અતીશુ) ફૂલપાંખ જેવા શોભી ઊઠ્યા. જોઈને રસિક લાખા ફૂલાણીને રંગ ચડી ગયો. કહે કે 'દોસ્તો! નદી ભારી રૂડી લાગે છે. કોઈ લૂગડું લેશો નહિ" એમ ને એમ સૌ હાલી નીકળ્યા

આવળ બાવળ બોરડી, ખાખર ખીજડિયા,
લાખે વન ઓઢાડિયા, પીરી પામરિયાં

આ જ જરાર નદીને કાંઠેથી એક દિવસ રાજા ઉન્નડ પસાર થયેલો. રુડી નદી, કાંઠે કેડ કેડ સુધી ઊગેલ ઝીઝવો. ચારણો બેસુ ચારે ને વસલિયું વગાડે. રાજા ઉન્નડ હલી ગયો. "વાહ એ નદી! વાહ તારી રૂડપ!" નદીનો એ કિનારો રાજા ઉન્નડે ચારણોને બક્ષીસ દઈ દીધો.

એનીય પહેલાં આ નદીને કાંઠેથી હેમલડાઉ વણઝારો નીકળેલો. સાચા મોતીની ભરેલી એની પાયસો પોઠું. પોઠીઆ નદી ઊતરતા હતા એમા એક ગુણ ઊતરડાઈ ગઈ. ઝરરર મોતી નદીમાં વેરાણાં. મોતી સાથે માછલિયું ફડાકા મારવા માંડી. હેમહડાઉનું હૈયું આ જોઈને નાચી ઊઠ્યું: "વાહ નદી! વાહ તારાં રૂપ! એના બધી પોઠ્યું નદીમાં ઠલવી દયો. એમાં તે કાંઈ વેળુ વેકરા શોભે?" અને મોતીની પોઠ્યું ઠલવી વણઝારો હાલી નીકળ્યો

લાખા ફુલાણીનો કવિ જરાર નદીને પૂછે છે કે 'હે બહેન જરાર! તેં આવા સુંદરતાની ખુમારીવાળાં માનવી અગાઉ ભાળેના ખરાં?"

ત્યારે નદી હળીને જવાબ વાળે છે કે
લાખા જેહડા લખ ગયા, ઉન્નડ જેહડા અડ,
હેમહડાઉ હલ ગિયો, વજી ન કેણી વડ
'હે ભાઈ કવિ! લાખા જેવા લાખ અને ઉન્નડ જેવા તો આઠ અહીંથી હાલ્યા ગયા. હેમહડાઉનો કોઈ હિસાબ નથી કયા ગયા બધા એનો કોઈએ ભાર પણ પૂછ્યો નથી."

લાખો ફુલાણી નદીના શબ્દ સાંભળી રહ્યો:
"વાહ નદી, વહ તારી રૂડપ!"
હાથ હિલેળે પગ ઘસે, ગડેકે ગોરલિયા,
લાખો કયે સું બારજો, ઇ લીસી છીપરિયાં.

આમ તો જુઓ દોસ્તો! આ નદીને કાંઠે ગોરિયું કેવા કિલેળ કરે છે! કાંઠાની છીપરુંય કેવી ભાગ્યશાળી? આ લલનાઓ એના ઉપર હાથ હીરે-હીને કપડા ધુવે છે. ગુલાબની પાદડિયું જેવા પગ ઘસે છે ને કેવી ગુલતાન કરે છે? દોસ્તો મને આ નદીકાંઠાની છીપર ઉપર જ બાળજો. —રાજુ દવે

# નદીઓની રૂપકથા

(પંદર વરસ પહેલાંનું નદી–લેખન 'આપણી લોકસંસ્કૃતિ'માંથી) જયમલ્લ પરમાર

સૌરાષ્ટ્ર જો ડુંગરિયાળો દેશ ન હોત તો રૂપવતી એવી સો સો નદીઓ પણ ન હોત. એ નદીઓથી નજરાઈને આવેલી ગોપ જાતિઓ પણ ન હોત અને સૌરાષ્ટ્રનો કોઈ જુદો જ ઈતિહાસ લખાત, કારણ કે એક વખત સૌરાષ્ટ્રને ફરતો સાગર વીંટળાઈને પડેલો. જ્યારે આજે ત્રણ બાજુ સાગર અને એક બાજુ ખારોપાટ પથરાયેલો પડ્યો છે. આ ખારો પાટ સિંધુ અને સરસ્વતીનાં મુખ બદલી જતાં થયો છે. એ પછી બીજા કોઈ પહાડોમાંથી વહી આવતી સરિતાઓ પણ સમુદ્રમાં જ ઠલવાત. સંભવ છે કે સિંધુ અને સરસ્વતીનાં પાણીના ઠેલને કારણે પણ સૌરાષ્ટ્રની ચોતરફ પાણી ફરી વળતાં હોય અને સાગરનું સ્વરૂપ ધારણ કરતાં હોય. નહીં તો સાગર વચ્ચેથી સરસ્વતીનાં વહેણ પ્રભાસ સુધી કઈ રીતે આવે?

ઋતુ ઋતુનાં રૂપવૈવિધ્ય ધારણ કરતી આ ધરતી ઉપર કોઈ મહાનદના અખંડ સ્રોત વહેતા નથી. એક કાળે સેંજળ ભરેલી એ સરિતાઓ આજે તો ચોમાસામાં જ ઘૂઘવાટા કરે છે. કોઈ કોઈ નદીઓનાં વહેણ અમુક માઈલોનાં અંતર સુધી જીવતા હોય છે. પછી ધરારૂપે પાટોભરી હોય, પણ સજીવન નહીં. હજી સો વર્ષ પહેલાં ભાદરમાં વહાણ તરતાં હતાં. સૌરાષ્ટ્રની પહેલી સર્વે કરનાર મેક મર્ડો નામના અંગ્રેજે તેની નોંધ કરી છે. આ ભાદર પણ વધારેમાં વધારે ૧૨૦ માઈલ લાંબી. બીજી બધી તો નાજુક અને નમણી.

## સોનલાવરણી ધરતી અને રૂપલાવરણાં વહેણ

શિયાળો ઊતરતાં સુધી તો સોનલાવરણી સોરઠ ધરાને આ સરિતાઓના રૂપલાવરણા પ્રવાહો અનોખાં રૂપ અર્પે છે, સૌરાષ્ટ્રને પથ્થરે પથ્થરે ખમીર, ખાનદાની અને અમીરાતના ઈતિહાસ કંડાર્યા છે. ત્યારે આ નાની મોટી નદીઓ લોકસંસ્કૃતિની જ જન્મદાત્રી છે. સિંધુ અને સરસ્વતીની જેમ દ્વારકાની ગોમતી પણ એટલી જ પ્રાચીન ગણાય છે. સૌરાષ્ટ્રનો પૌરાણિક ઉલ્લેખ આ ગોમતીથી જ શરૂ થાય છે. દુર્વાસા ઋષિ આ ગોમતીકાંઠે ચક્રપાણિતીર્થની યાત્રાએ આવેલા અને આદિવાસીઓએ એમને લૂંટેલા એવો પહેલો પૌરાણિક ઉલ્લેખ મળે છે. ગોમતીની પવિત્રતા તો શામળાજીની સાથેસાથે ચાલી આવે છે.

"ગરજે ગોમતીજી કે ગાજે સાગર,
રાજે શામળાજી કે બાજે ઝાલર."

ઠેઠ વાઘેરો સુધી એનો ઈતિહાસ સંકળાતો આવે છે. કેવી એ લોકજીવનમાં જડાઈ ગઈ છે? વાઘેર જોદ્ધાના અવસાને લોકકવિએ ગોમતીને પણ ઘૂંઘટ તણાવ્યા:

"ગોમતીએ ઘૂંઘટ તાણિયા, રોયા રણછોડરાય;
મોતી હતું તે રોળાઈ ગયું, માણેક ડુંગરમાંય."

## ભાદરની પ્રેમકથા

કેવાં રૂપાળાં નામ છે નદીઓનાં! જેવાં રૂપ તેવાં જ નામ. ગોમતીની જેમ ઘેલો નદી પણ પુરાણ યુગની ઉન્મત્ત ગંગા છે. આજે તો એ ઘેલો નદીએ વૈરાગણના સ્વાંગ સજ્યા છે. એક દિવસ અરધા જગતનાં વહાણ એને મુખે નાંગરતાં. ભાદર પણ એવી જ પ્રાચીન નદી છે. મૂળ નામ તો ભદ્રાવતી. કૃષ્ણપત્ની ભદ્રાના નામ સાથે જોડાયું છે. જેતપુરને પાદર આજે ભેંકાર લાગતી આ ભાદરનાં અવર્ણનીય રૂપ જોઈને એક ચારણ એના ઉપર મોહી પડેલો અને વિધિસરનાં ભાદર સાથે લગ્ન કરેલાં, એ ચારણનું નામ કમરહંસ. ભાદરના રૂપમાં મોહીને એણે ભાદર સાથે લગ્ન કરેલાં. એનો દૂહો બોલે છે કે:

"ભાદર જેવી ભામની, કમરહંસ જેવો કંથ,
હંસલી જેવી હોય તો, કમરહંસ વિવા કરે."

પુરાણોમાં જ સરિતાઓ સાથેનાં લગ્ન મળે છે. બાકી ઈતિહાસમાં એનાં લગ્ન અદ્વિતીય બની

રહ્યાં છે. ભરજોબનમાં વહેતી આ ભાદરનાં ઘેરાં અને ઉન્મત્ત રૂપ જોવા જેવાં હોય છે. આ ભાદર એકલાં મેર અને કાઠીકુળોને જ નહીં, પણ પ્રેમ અને શૌર્યની કંઈક અલૌકિક વાતોને સંઘરીને બેઠી છે. ભાદરનાં પાણી એવાં ખમીરવંતાં છે. જેમ ગિર અને બરડાની વંકી ગાળિયું અને વંકા ડુંગર બહારવટિયાનાં બેસણાં બન્યાં તેમ ભાદરની ભેખડો પણ બહારવટિયાના આશ્રયસ્થાન સમી બની હતી. આપા માણસિયાવાળે ભાદરને કાંઠે જ સમળાઓને પોતાના માંસની મહેફિલ પીરસેલી. પુનરવ ચારણે ભાદરમાં ઘોડાં પાતાં પાતાં જ કાવીઓ સામે બહારવટાં ખેડેલાં, અને જોગી જેવો બહારવટિયો ભીમો જત પણ આ ભાદરકાંઠે જ પાકેલો. ભીમો જત તો 'ભાદરનો સાવઝ ભીમડો' કહેવાતો. હજી પણ રાવણહથ્થા પર એનાં ગીત રણઝણે છે કે—

> ભાદરને કાંઠે ભીમડો જાગ્યો,
> જતડાની લાગી ખાંત,
> રાત પડયે ભીમા રિડિયારે,
> ગામેગામ ગોકીરો થાય,
> એવો નાથાણીનો નર છે વંકો,
> ભીમા તારો દેશમાં ડંકો

## શેતલનાં મોહક સૌંદર્ય

ત્યારે લોકકથાઓની જનેતા સમી શેતલ—શેત્રુંજીના નીર તો પ્રજાના શીલ જેવાં રૂપાળા વહે છે. ભ્વાર્ટવિમાં ભૂલો પડતાં ઘણી વાર માનવી મત્ય ગુમાવે છે એમ શેત્રુંજીના વહેણ પણ આજે વહેતાં વહેતાં ટૂકતાં જાય છે. શેત્રુંજીને યાદ કરતાં દેવરો અને આણલદેનાં હેત આપોઆપ હૈયે ચડે એ શીલવતી શેતલના લીલુડે કાંઠે બેસીને પંખી જેવાં એ નાનકડાં પ્રેમી મોતી જેવાં પાણીમાં એમના રૂપકડા પગથી છબછબિયાં બોલાવતાં હશે. એ શેત્રુંજી કાંઠાની છીપરો ઉપર આમનારીઓનાં વૃંદ આજે ય કિલ્લોલતાં દેખાય છે લુગડાં ધોઈધોઈને લીસી બનેલી એ છીપરો–ગામની ગોન્દ્રિયું એ છીપરો ઉપર પોતાના ફૂલગુલાબી પગ ઉપર લીસી ઠાકરી ઘસતે હિંગળોકિયા વર્ણ ઉપજાવતી હશે. એટલે જ કચ્છના રંગીલા રાજા લાખા ફૂલાણીને એ છીપરો ઉપર મરવા મન મોહ્યું હશે ને!

> હાથ હિલોળે, પગ ઘસે, ગહેકે ગોરલિયાં,
> લાખો કહે સું ખાળજો, (એવી) લીમી છીપરિયા

અરે વાહ રે વાહ, લાખા વાહ! દુહાની બે લીટીમાં નદીનો આખો સંસ્કાર સજીવન કરી દીધો. આવી નદીઓ ન વહેતી હોત તો–

> છલકાતું આવે બેડલું,
> મલકાતી આવે નાર રે,
> મારી સાહેલડીનું બેડલું.

એવાં પનિહારીઓનાં વૃંદની શોભા સૌરાષ્ટ્રે કયાંથી ભાળી હોત? નદીઓએ તો માનવીને કામણ કર્યાં છે. એના હરિયાળા કાંઠે જેમ પનિહારીઓનાં વૃંદ હલકે એમ જુવાનડા ઘોડાં પણ ખેલવે. સામસામે પ્રેમનાં બાણ વાગે, પ્રીતની ગોઠડિયું બંધાય અને આપદા પડે ત્યારે આ પ્રેમીઓનો છેલ્લો વિસામો પણ આ નદીઓનો અંક જ બને. જીવતાને જીવન પાનારી અને મરતાને શાંતિ દેનારી.

## લોકકથાની લાડીલી ઓઝત

પુરાણકથાથી ઉજ્જયન્તિ એટલે કે આજની ઓઝત પણ શેણી–વિજાણંદના પ્રેમથી શોભી અને શેણી–વિજાણંદ જેવા કંઈક પ્રેમીઓ ઓઝતથી ઊજળાં બન્યા. ઓઝતના રોકયે જતા રૂપલાવરણાં વહેણને જોઈને ઘરમાં રૂંધાયેલી શેણી કેવી ધલવલતી હશે? એટલે જ શેણી ઓઝતને સખી બનાવીને બોલી હશે ને કે—

> ચડ ટીંબા, ચડ ટીંબડી, ચડ શુંઢાળીધાર,
> ઓઝત ઉછાળો લઈ, વિજાણંદ પાછો વાળ.

ગિરવાસીઓની આ પ્યારી સરિતાનાં રૂપ જોવા ગિરની સાસણ ગાળીઓમાં જવું પડે. ભરચક વનરાજી અને ચૈવાના થરબથર તીરપ્રદેશ વચ્ચેથી મોતી જેવાં નીરે વહી જતી ઓઝતમાં તો સાવઝડાં સેંજળ પીએ. અને એના પાણી પીનારાં માનવી પણ સાવઝ પાકે. લોકકથાની લાડીલી આ ઓઝત અંત ભાગ સુધી એકધારાં રૂપે શોભે છે.

## પુરાણુ પ્રાચીન ત્રિવેણી

નમણાઈ તો કુદરતે આપી છે પ્રભાસક્ષેત્ર ત્રિવેણીસંગમ રચતી ત્રણ રૂપકડી નદીઓને-કપિલા, સરસ્વતી અને હિરણ્યને. આંખ જુએ અને હૈયું ઠરીને હીમ થાય. એ ત્રિવેણીના તીર પ્રદેશે સૌરાષ્ટ્રને લખલૂટ સમૃદ્ધિ અર્પી અને એ સમૃદ્ધિથી છકેલા યાદવોના વિનાશની કરૂણતા પણ સર્જી. અહીં જ પારધીના બાણથી વીંધાઈને કૃષ્ણ દેહોત્સર્ગ પામ્યા. અહીંથી સાગરમાં વૈદિક સરસ્વતીએ વડવાનલ ઠાલવ્યો. સરસ્વતી તો લુપ્ત થઈ. રહી ગઈ એની સ્મૃતિરેખ સમી વેલ જેવી વળાંક લેતી પુણ્યસલીલ નાજુક સરસ્વતી. પ્રભાસતીર્થનો પૌરાણિક મહિમા આ ત્રિવેણી જ છે. યાદવો જ શા માટે ? ભૃગુઓ, શર્યાતિ, હૈહયો, આભીરો, યૌધેયો, શકો અને ક્ષત્રપોની પણ એ તપોભૂમિ અને યુદ્ધભૂમિ બનેલી. કલંકિત ચંદ્રને મળેલા પ્રજાપતિના શ્રાપના નિવારણ અર્થે ભગવાન સોમનાથનો પ્રાદુર્ભાવ પણ આ ત્રિવેણીતીરે જ થયો. ધર્મો અને સંપ્રદાયોનો સંગમ પણ અહીં જ થયો. અહીં અગ્નિક્ષેત્ર પણ આવેલું છે અને સૂર્યપૂજા પણ અહીં જ થાય છે. અગ્નિપૂજકો, વૈષ્ણવો અને શૈવોનું પરધામ તે આ ત્રિવેણી એનો મહિમા ઘટયો નથી, વધ્યો છે. આ ત્રિવેણીના સાત્ત્વિક સંસ્કારનું આકર્ષણ તો જુઓ ! પ્રેમીઓને પણ મરીને આ ત્રિવેણીના-તરવેણીના કાંઠાનું ઝાડવું થવાના મોહ રહે છે. વિરહિણી આલણદેનો અંતરભાવ બોલી ઊઠયા હશે કે :

તરવેણીને તીર, અમે સાગવને ય સરજ્યા નહીં,
નીકર આવતડો આહિર, દાતણ કરવા દેવરો.

## સોનરેખ અને પલાશિની

ગિર તો નદીઓનું મહિયર. એ પુરાણુ પ્રાચીન નદીઓને એ સ્મૃતિરૂપે સંઘરી રહ્યો છે. એક તો સુવર્ણસિકતા અને બીજી પલાશિની. સુવર્ણસિકતા તે આજની સોનરેખ અને પલાશિની તે આજનો પલાશિયો વોંકળો. એક કાળે આ બન્ને નદીઓએ ઈતિહાસ સર્જેલો. મૌર્યો, ગુપ્તો અને ક્ષત્રપોને અમર નામના આપી સુદર્શન સરોવર રૂપે. હજાર હજાર વર્ષનાં એ નદીઓના માનવ-ઉપકારક યોગ બાદ એના પ્રવાહો પાંખા પડયા. સૌરાષ્ટ્રના સુવર્ણ-ભૂતકાળને યાદ કરીને રડતા ગિરની આંખમાંથી ટપકતાં આંસુ જેવી આજે એ બન્ને વહી રહી છે. એ પ્રસિદ્ધ પલાશિની આજે તો ખખડધજ ખાખરવન વચ્ચેથી પલાશિયા વોંકળારૂપે કયારેક વહે છે. કયારેક પ્રવાહના પડછંદાને બદલે તળના પાણા માથે ખાખરાનાં સૂકાં પાન ખરીને ખાલી ખખડાટ કરતાં જ સંભળાય છે. સુવર્ણસિકતાનું પણ કોઈ ગરાસણીના મુખની સોનરેખ જેવું જ સૌંદર્ય રહ્યું છે. એ પણ ચીર ગતિશીલ તો નહીં જ.

## માલધારીઓની માતા મચ્છુ

માંડવધારમાંથી વહેતી મચ્છુ નદીને પણ ઠીક ઠીક પ્રાચીન સંભારણાં છે. મૂળ નામ મત્સ્યેન્દ્રી. ગોરખનાથના ગુરૂ મત્સ્યેન્દ્રનાથ ઉપરથી એ નામ પડેલું. દંતકથા કહે છે કે મત્સ્યેન્દ્રનાથને બે બાળક થયેલાં એની મધલાળ છૂટતી ન હતી. ત્યારે નાથ સંપ્રદાય તો ખૂબ ઉગ્ર. ગોરખનાથે ઘણા સમજાવ્યા.

સૂરતા ધારીને ગુરૂ આવું ઘટે ના,
તમે સદ્ગુરૂ, હમ ચેલા રે.

પણ મત્સ્યેન્દ્રનાથનો મોહ ન છૂટયો. ત્યારે કહે છે કે ગોરખનાથે પટકીને બન્ને બાળકને મારી નાખ્યાં. એમાંના એક બાળકને મચ્છુનું રૂપ મળ્યું. ગિરની મચ્છુન્દ્રી વિષે પણ આવી જ દંતકથા બોલાય છે. લોકકથામાં પણ મચ્છુ એટલી જ પ્રાચીન છે. કથા કહે છે કે ગોકુળ-મથુરાથી કૃષ્ણ સાથે નીકળેલા આહીર ગોપ કુટુંબો રાજસ્થાન વળોટતાં તંગ આવી ગયા. એમાં સૌરાષ્ટ્રમાં પ્રવેશતાં જ મચ્છુના લીલવરણા કાંઠા અને ભરચક ગૌચરો ભાળીને આહીરો ત્યાં જ અટકી ગયા.

કૃષ્ણે ઘણું સમજાવ્યા કે ભાઈઓ ! આનાથી પણ વધારે હરિયાળો મુલક હજી હાલ્યો આવે છે. પણ આહીરો કહે 'એ...અહીંથી ખસે એ તારા દીકરા !' ઉત્તરે આહીરો મચ્છુના હરિયાળા કાંઠે રોકાઈ ગયા. મથુરાથી મચ્છુ સુધી સાથીદાર બનનારા આહીરોને કૃષ્ણે વચન આપ્યું કે તમારી તેગે અને તમારી દેગે મારો વાસ હશે. મતલબ કે આહીરની તલવારનું પાણી કયારે પણ નહીં ઉતરે અને અન્ન કે આતિથ્યની કયારેય ઊણપ નહીં આવે.

### પાણી પાણીનો સંસ્કાર

માંડવધારમાંથી નીકળી પાંચાળના ઝાળાંઓ ગજવતી મચ્છુ વાંકાનેર, મોરબી અને માળિયા થઈ કચ્છના રણમાં સમાય છે. મચ્છુનાં રૂપ તો આજે જ્યાં જલસિક્કાનો બંધ બંધાય છે એ પ્રદેશની આજુબાજુ વધી રહ્યાં છે. ખોડિયા ડુંગર વચ્ચે લીલીછમ ગાળી, અડાબીડ વૃક્ષો અને એની વચ્ચેની ભેંસલા જેવી શીલાઓ સાથે પ્રચંડ તાળીઓ લેતી, જાણે સો-સો ભેંસોની સામટી છાશ ઘૂમરડાતી હોય એવા ઘેરા અવાજે ગાજતી, નિઃશબ્દ ધરતીને ઘેરા મીઠા સંગીતથી ભરી દે છે. પણ અથ તે ઋતુ-ઋતુનાં રૂપ કહે છે કે આ મચ્છુને કાંઠે આજે જ્યાં હોવમાતાનું સ્થાનક છે ત્યાં એક કાળે સૌભરિ નામના ઋષિનો આશ્રમ હતો

મચ્છુ તો માલધારી ભરવાડોની માતા, મચ્છો માતાની દેરી મચ્છુકાંઠાના ભરવાડવાસમાં હોય જ. એમ કહેવાય છે કે મહારાષ્ટ્રમાં કોયના નદીનો બંધ બંધાતાં નદીના નામ ઉપરથી મહારાષ્ટ્રમાં દીકરીનાં નામ કોયના પડવા લાગ્યાં છે. નદીઓ તો લોકમાતા છે. દેવી સ્વરૂપ મનાય છે. એના નામ ઉપરથી હિંદુઓની પુત્રીઓનાં નામો વેદકાળથી ચાલ્યા આવે છે. પણ પુરુષોનાં નામ તો ભરવાડમાં એક મચ્છુનદી ઉપરથી જ પહેલાં ભાળ્યાં છે. એમાં મછો નામનો એક પ્રખ્યાત ભૂવો થઈ ગયો.

માંડવધારના ભારે પાણી વહી લાવતી મચ્છુનાં પાણી પચાવનારા પણ મોટા પટાધરો નીપજ્યાં છે.

મચ્છુ કાંઠે ને મોરબી, વચમાં વાંકાનેર;  
નર પટાધર નીપજે, પાણી હુંદે ફેર.

એમ પણ કહેવાય છે કે:

નીલા તડ મચ્છુ તણા, નીલી વાંકાનેર  
એક રંગીલા આદમી, પાણી વળે ન્યો દેર.

### નાનકડી ને રૂપકડી નાવલી

કુંડલાને પાધર વહી જતી અને એકાએક સમાઈ જતી અખંડ કૌમારિકા સમી નાનકડી નાવલી પણ રૂડી લોકકથાથી શોભે છે. કહે છે કે કુંડલામાં એક કાળે સુમેસર કોટીલો નામનો રાજા રાજ કરે. એના સમયમાં ભારે દુકાળ પડ્યો. પ્રજા 'પાણી' 'પાણી' પોકારવા લાગી સુમેસર કોટીલો પાસેના જંગલના ખોડિયાર માતાને સ્થાનકે જઈ ધા નાખતો બોલ્યો: "માડી, કાં મારો ભોગ લે, કાં વસ્તીને પાણી દે." ખોડિયારે પ્રગટ થઈ વરદાન દીધું કે "જા બેટા, તારો ઘોડો આગળ દોડવે જા. ઘોડાને ડાબલે ડાબલે પાણી ખળકતા આવશે, પણ પાછું વાળીને જોઈશ મા." એકાદ ગાઉ આગળ નીકળી જતાં પાછળ પાણીનો ખળકાટ ન સાંભળ્યો. શંકા થતાં પાછળ વળીને જોયું. ત્યાં ગંગાના નીર જેવાં શાંત પાણી વહેતાં હતાં. પણ અશ્રદ્ધા ઉપજવાથી નીર ત્યાં જ થંભી ગયા. એક ગાઉમાં અલગ વહેતા નાવલીનાં નીર બારે મહિના સેંજળ ભર્યાં હોય છે. છે તો લોકકથા, પણ નાનકડા ભગીરથીની તપશ્ચર્યા એની પાછળ ઊભી છે.

એક એક નદી સાથે આવી તો અનેક કથા જોડાયેલી છે. નદીઓએ સંસ્કાર આપ્યાં છે, શીલ અને સૌંદર્ય, ભક્તિ અને શક્તિ આપ્યાં છે તેમ વેર પણ બંધાવ્યાં છે અને માથાં પણ કપાવ્યા છે. મહુવાને પાદર વહેતી માલણના સુજલા સુફલાં રૂપે જ ભાવનગરના બળભદર જેવાદ આતાભાઈને ભૂરકી નાખી. ખટપટ કરીને મહુવાના ખસિયા રાજને ખતમ કરી મહુવાને ભાવનગરમાં ભેળવ્યું

### કેવાં રૂપાળા નામ?

પુરાણું પ્રાચીન નદીઓમાં બરડાના જંગલ બીલનાથના પાદપ્રક્ષાલન કરતી બીલગંગા, સરસ્વતીના જ શેષ ભાગ સમી વઢવાણને પાદર વહેતી ભોગાવો-ભોગાવતી ઝાલાવાડની મરુભૂમિ સાથે આજે સાગર જેવા સરોવરે લહેરાતી ભામણી-બ્રહ્મિની વગેરે.

કેવાં રૂપાળા નામ છે? બીલગંગા, બ્રહ્મિની, ભોગાવતી, વેદમતી, રૂપમતી, રંગમતી, મધુવતી, મચ્છુ, મચ્છુન્દ્રી, મોજ, મતવાર, માંગણ, ઉબેણ, રૂપેણ, સપેણ, હિરેણ, ઓઝત, આસુદ્રી, ઉતાવળી, ઊંડ, ઢાંઢવડી, ધાફડ, ધાંતરવાડી, રધીળી, રોજકી, રૈણુકા, રાવલ, દેદમન, ચકોઉર, ભાદર-ભદ્રાવતી, શુકભાદર, ગોમા, ન્યારી, ફૂલઝર, ફલ્ગુ, વેણુ કપિલા, કાળુભાર, શેત્રુંજી, સોંકરાલી, શૈલ, સુરજવડી, સરોઈ, સુવાગ, સોનપરી, સરસ્વતી અને સોનરેખ. આ નામ સાંભળી જામનગરનો સંસ્કૃત કવિ શ્રીકંઠ નાચી ઊઠે એમાં શું નવાઈ? આ એક એક નદી સાથે એટ-એટલી કથાઓ જોડાયેલી છે કે એના પુસ્તકનાં પુસ્તક ભરાય. એ બધી લોકસંસ્કૃતિની જનેતા છે.

# નર્મદા ઉન્મત્ત કેમ બની ?

રાજુ દવે

ગંગા તો પોતે જ સામે ચાલીને રાજા સંતનુને પરણેલી. ત્યારે નર્મદાનું વેવિશાળ તો એના પિતાએ રાજા શોણ સાથે કરેલું.

શોણનાં જબરાં જોર ગંગાના પટ સુધી પંકાય. અખંડ જીવન પ્રવાહ, અણનમ શક્તિ, અપાર સંપત્તિ. અમરકંટકને થયું કે શોણની સાથેનું નર્મદાનું લગ્નજીવન સફળ અને સુખી બનશે.

યુવાન બનેલી નર્મદાનાં રૂપ બે કાંઠે છલકવા માંડયાં. એનાં ગતિશીલ સૌંદર્ય આંખમાં ન સમાય. એનાં યુવાનીનાં તેજનાં શિકરો છૂટે.

નર્મદાને ભાઇ મળે એવી એની પિતાની ઝંખના ન ફળી. પુત્ર પ્રાપ્તિ ન થતાં પિતાએ આત્મવિલોપન કર્યું અને રાજપાટ યુવાન નર્મદાને સોંપતા ગયા.

કુળવાન રાજની કુમારી: બુદ્ધિશક્તિનો તો અમર ઝરો: એટલે રૂડી રીતે રાજ ચલાવવા લાગી. બે યે આંખે અમી વર્ષાવતી એની પ્રજાવત્સલતાથી કુમારી નર્મદા લોકમાતા બની.

નર્મદાના રાજ્યમાં ખેતી આબાદ બની. પ્રજા સમૃદ્ધિવાન બની, પશુ પક્ષીઓ કિલ્લોલતાં થયાં; કારણ કે નર્મદાના રાજમાં એમને વન જંગલનો વૈભવ મળ્યો.

રાજકુમાર શોણે નર્મદાનું સુખદર્શન નથી કરેલ. એના પિતાના ખરેખર પણ નહિ આવી શકેલ. પણ વખત વીતતાં શોણે લગ્ન માટેની મુદ્રિકા નર્મદાને મોકલાવી આપી.

નર્મદા મુદ્રિકા ધારણ કરીને ઘણી પ્રસન્ન થઇ. લગ્નની તિથિ પણ નક્કી કરવામાં આવી. અને શોણરાજ હથેવાળે નર્મદાને પરણવા આવે તેમ નક્કી થયું.

પણ આ પ્રણય સંદેશ વચ્ચે નર્મદાને કાને શોણ અંગે અનેક સાચી ખોટી વાતો અથડાવા માંડી. નર્મદાને થયું કે આવી રહેલી વાતોનો તાગ તો જરૂર લઉં.

ઝોલા નામની પોતાની એક સખી. પોતાની જ અંગભૂત. એથી વધુ વિશ્વાસુ એકે ય નહિ. રંગે રૂપે નર્મદાની જ પ્રતિમૂર્તિ જોઇ લ્યો. એને સાનમાં સમજાવીને બધી વિગત જાણવા મોકલી.

ઝોલા તો પોતાના યૌવનમસ્ત ઠસ્સા સાથે રૂમ્મા ઝુમ્મા કરતી પહોંચી શોણકુમારના મહાલય સુધી. મહાલયને ઝરુખે જ જેની ફાટફાટ યુવાનીથી રાજ મહાલય હીચકા લ્યે છે એવો હાથીના ગંડસ્થળો ચીરનારો તેજસ્વી કુમાર શોણ ઊભેલો.

બેયની આંખો મળી. ઝોલા તો ભાન ભૂલી ગઇ: શોણે જાણ્યું કે આવાં રૂપ નર્મદા સિવાય કોઇનાં ન હોય. એને ઝોલાની આંગળીએ પોતાની મુદ્રિકા જોતાં તો સંશય જ ન રહ્યો.

એટલે તો બેય પ્રેમની મસ્તીમાં આવી ગયાં. કોઇ કોઇને પૂછતું નથી. ને માંડયા દિવસો પર દિવસો પસાર થયા.

અહિં નર્મદાને માંડયા ઉચાટ થવા કે પોતાની અંગભૂત એવી સખીને સમાચાર લેવા મોકલી એના જ કાં સમાચાર ન મળે ?

નર્મદાના માણસો ચોતરફ ફરી વળ્યા ને સમાચાર લાવ્યા કે ઝોલા જ શોણની પ્રણયીની બની ચૂકી છે. પ્રણયની મસ્તીમાં બન્ને સાનભાન ગુમાવી બેઠાં છે, બેમાંથી કોઇને કશું જ સાંભળવાના કાન નથી. કુમાર શોણને ખબર પડી કે ઝોલા નર્મદા નથી પણ એની

[ અનુ૰ પૃષ્ઠ ૪૮૧

# નદી–પૂજા

મણિભાઈ વોરા

પૃથ્વી ઉપર જલ-થલમાં વિલસતો વારિભંડાર, વાતાવરણમાં ઊર્ધ્વગામી બાષ્પરૂપ ગમન કરતો જલરાશિ અને અધોગામી મેઘ સ્વરૂપે નીચે પધારતો વરુણ–આ ત્રણ મળી સનાતન જલચક્ર પૂર્ણ થાય છે. દેવ સવિતાની ઉષ્મા પામી મહેરામણના જલ અભ્ર રૂપે બંધાઈ આકાશમાં વિચરે છે, પૃથ્વી પરની વનસ્પતિ અને પહાડોના આકર્ષણે એ ખેંચાઈ આવી ધરતી ઉપર વરસાદ રૂપે અને ઠંડા પ્રદેશે હિમરૂપે વરસે છે. જમીન પર પડેલું પાણી ભૂમિ તૃપ્ત કરી, વનશ્રી અને પશુ-પંખીને જીવન આપી, સૃષ્ટિને તર કરતું કલ્યાણકારી સરિતા સ્વરૂપે વસુંધરાના મળ ધોયું સમુદ્રે પાછું સમાઈ જાય છે.

ભારતદેશે હિન્દી મહાસાગરના પાણીની બાષ્પ ઊંચે ચડી, વાતાવરણમાં વહેતો થયેલ જલ-ભંડાર આકાશમાર્ગે હિમાલયની ગિરિમાળા તરફ વહે છે અને એ જલરાશિ મેઘ અથવા હિમરૂપે એ પર્વત રાજને ખોળે બેસે છે, (હિમાલયની સ્તુતિઓ આ અર્થે રચાણી.) ત્યાંથી નીગળી, શ્રવી અનેક પાવતી-ઓ–નદી સ્વરૂપે વહી ભારતવર્ષને જીવન આપે છે. શાસ્ત્રો માહેના કુમારી, ગિરિજા, હિમતનયા, ઉમા વગેરે નામો પાર્વતીને જ અપાયાં છે. 'પાર્વતી' નદીનો પર્યાય શબ્દ પણ છે. એ દેવી કૈલાસવાસી સદા શિવ મહાદેવને પ્રાપ્ત કરવા તપ કરે છે. (સૂર્યના તાપથી જલનું બાષ્પ બનવું. નદીનો એક પર્યાય શબ્દ 'રવિજા' —સૂર્યથી ઉત્પન્ન થયેલી પણ છે.) તપથી પ્રસન્ન થયેલા શિવજી ઉમાને સ્વીકારે છે. પૃથ્વીના પાટલે પર્વત કલ્યાણકારી ઊર્ધ્વચેતના છે. (પાછળથી જે કોઈ ઊર્ધ્વ વસ્તુ હોય તેને શિવ સાથે સાંકળ-વામાં આવી.) ઊર્ધ્વચેતનાએ ઊર્ધ્વચેતનાવાળી સમુદ્રની વરાળને ઝીલી–આકાશમાંથી એનું અવતરણ કરાવ્યું–તે જ ગંગા ભાગીરથી ! પરમ કલ્યાણના અધિદેવ કૈલાસને વરી, ત્યાં વસી શિવમય જળ સંપત્તિ નીચેના પ્રદેશે રેલાણી એ જે લોકમાતા સરિતાઓ, પરમ પાવનકારી પાર્વતીનાં રૂપો, નદીઓ ધરતી પરનાં પ્રાણી માત્રને પોષણ આપે, અન્ન આપે માટે નદી અન્નપૂર્ણા કહેવાણી. કલ્યાણમય શુદ્ધ કરનાર જલપ્રવાહ લોકસમુદાયને હિતકર દુ:ખહર બને છે તે જ ગંગાભૈયા. ખેતી પ્રધાન દેશમા પાણીનું મહત્ત્વ સમજે એને યમનાં–દારિદ્રનાં તેડાં ન આવે ! કુમારની માતા પાર્વતી, ગૃહસ્થના ભુવનની અધિષ્ઠાત્રી દેવી તે ભુવનેશ્વરી યા સગરકુળતારિણી અને ગણાધીશોની માતા શૈલજા, દુરિતનાશિની- નદીઓના જ પર્યાય નામો છે. કૈલા-સથી કન્યાકુમારી સુધીનો જળભંડાર એ જ શિવપરિવાર છે. પર્વતની પુત્રી, કલ્યાણની અધિષ્ઠાત્રી પાર્વતી એ જ નદી છે જે પૂજ્ય છે, પાવન છે, દુ:ખ અને યાતનાને હરનારી છે.

હિન્દુઓનું તત્ત્વજ્ઞાન બતાવે છે કે સચરાચરમાં વ્યાપ્ત વિભુ સત્‌ચિદ્ અને આનંદઘન પરમાત્મા સૃષ્ટિમાં વસી વિશ્વને ચેતના આપે છે. પ્રેમમય સર્જન અને તેનો સર્જનહાર જુદાં નથી. સર્જક અને સર્જન એક છે. અવિનાશી એવા પંચ મહાભૂતોથી બનેલ પિંડ બ્રહ્માંડ દેખાતાં જુજવાં રૂપ ગુણ તો એ મહા-તત્ત્વોના વિઘટન સંયોજનથી ઉદ્ભવતાં પરિવર્તન-શીલ સ્થિતિ રૂપો છે, જેમાં વસ્તુભાર અને શક્તિ, ગુપ્ત કે પ્રગટ એનાં એ જ અને એટલાં જ હોય છે. આથી જ તેને અજર અમર પરમ તત્ત્વ કહી શકાય. વિજ્ઞાનની આંખે જોતાં પણ આ પરમ સત્ય સમજી શકાય તેમ છે. ભક્તજનોને એ સત્ય હકીકત પ્રેમ ભક્તિથી જ હૃદયમાં ઊગી નીકળે આથી જ દેશાટન જરૂરી, યાત્રા જરૂરી, જલચક્ર જેવાં તત્ત્વોની પૂજા જરૂરી.

પ્રકૃતિપૂજક આર્યોને વેદનું દર્શન સપ્તસિંધુ પ્રદેશે જ થયું. નદી મનુષ્ય માટે જીવન, જ્ઞાન, મુક્તિ-દાતા દેવી બની. પાણી એટલે 'જીવન.' દેહ અને આત્મા ઉભય પરત્વે ! આથી જ 'વિશ્વસ્ય માતર : કહી મહાભારતકારે સરિતાને મહાન અર્ઘ્ય અર્પણ કર્યો.

હિન્દુઓ પ્રાત: સ્નાન સમયે ગંગા, યમુના, સરસ્વતી, ગોદાવરીને યાદ કરે છે, નદીના સ્રોતના મૂળસ્થાને, મુખ આગળ કે સંગમક્ષેત્રે આપણાં ધર્મતીર્થો આવેલાં છે. જનેતા, ધરણી, સરિતા, વનશ્રી, ગાય, શક્તિ, ભાગ્ય અને વિદ્યા એ આઠને લોકસમુદાયે માતાઓ કહેલ છે. જન્મદાત્રીમાતા અને જન્મભૂમિ પછી તુરત નદીને માતા તરીકે સ્થાન મળેલું છે. ગૃહસ્થજીવનમાં તો નદી ઓતપ્રોત બની છે. સગાસંબંધીનાં શુભ કુશળ માટે નદી કિનારે, નદીની સાક્ષીએ બાધાઆખડી લેવાય છે, છૂટે છે. દીકરાના સોગંદ કરતાં નદીના સોગંદ વધારે વજનદાર હોય છે. માણસ પોતાની પુત્રીને ભાવપૂર્વક સુંદર નદીનું નામ આપે છે. આવાસ કે વાટિકાને પણ મમતાપૂર્વક નદીનું પ્રેમાળ નામ મળે છે. સાસરે જતી કન્યાને નદી સાથે સરખાવી પરોપકારી જીવન તરફ સૂચન કરવાનો મર્મ હિન્દુ સમાજે કેળવ્યો છે. મૃત્યુ વખતે ય ગંગાનાં પાણીની જરૂર પડે છે અને મૃત્યુ પછી ય વૈતરણી નદી ઓળંગવાની રહે છે. આ સર્વ હકીકતો નદી પ્રત્યેના પ્રેમ અને પૂજાભાવની ગવાહી પૂરી પાડે છે.

જગતની પ્રથમ મહાપ્રજાઓની સંસ્કૃતિ નદી તટે જ પાંગરેલી છે. આદિમાનવમાંથી સંસ્કૃતિના ક્ષેત્રમાં મનુષ્યની પાપા-પગલી નદીના સલામત કિનારે જ ભરાણી છે. પુરાતત્ત્વીય શોધને પરિણામે દુનિયાના ઘણા દેશોમાં માનવના આદિકાળથી આજ પર્યંતના વસવાટ ચિન્હો નદી કિનારે જ મળ્યાં છે. નદી દ્વારા જ જાણે માનવ પ્રાણી પોષાયેલ છે. સ્વર્ગના મના કરેલ ફળને તોડવાના અપરાધ બદલ માનવવંશના માતાપિતા ઈવ અને આદમને ઈશ્વરે પૃથ્વી પર નાખ્યા ત્યારથી જ એનો હવાલો નદીમાતાએ સ્વીકારી લીધો છે. ઈશ્વરના શાપને ઓછો કરવાની શક્તિ નદી સિવાય કોનામાં છે? સ્વર્ગથી નીચે પડેલાં આદિ માતાપિતા મેસેપોટેમીઆમાં યુફ્રેટીસ-તૈગ્રીસના દોઆબમાં પ્રથમ રહ્યાં! નાઈલને કિનારે ઈ. સ. પૂર્વે ૪૪૦૦થી મિસરની સંસ્કૃતિ શરૂ થઈ હતી, સિંધુની સંસ્કૃતિ ઈ. સ પૂર્વે ૩૫૦૦થી દેખાય છે, જ્યારે ગંગા યમુનાની સંસ્કૃતિ ઈ. સ. પૂર્વે ૨૦૦૦ અને હો આંગ હો તથા યાન્ગ્સે નદીઓ ઉપર ઈ. સ. પૂર્વે ૧૯૦૦, ૧૫૦૦માં પ્રાચીન ચીનની સભ્યતા વિકસી. ગ્રીસની મહાન ગ્રીક સંસ્કૃતિ એ દેશની એકિલસ, પિનિયસ અને આર્કેડિયાને નદી કિનારે, રોમન સંસ્કૃતિ ટાઈબર અને પો ના નદી તટે, યુરોપની જર્મન-ફ્રેંચ-રશી-અંગ્રેજ પ્રજાની સભ્યતા એ દેશની એલ્બ-વેસર, લ્હાઈન-હ્રોન, વોલ્ગા-નીપર અને ટેમ્સ નદીઓને આભારી છે.

આર્યાવર્તે સરસ્વતી-યમુના તટે બ્રહ્માવર્ત બન્યો હતો. સૂર્યવંશી અને ચંદ્રવંશી મહારાજ્યો સરયૂ અને ગંગા-યમુના તટે સ્થપાયાં. મૌર્ય અને ગુપ્ત-સામ્રાજ્યો, દક્ષિણનાં મહારાજ્યો નદી કિનારે પોતાનાં કેન્દ્રો રાખી વિકસ્યાં. મધ્યયુગની જાહોજલાલીમાં થોડો પણ નદીઓનો ફાળો સંગીન છે. ગુજરાતનો એક માત્ર સિદ્ધરાજ સરસ્વતીના નીરથી જ પોષાયેલો છે. હાલ પણ દિલ્હી, કલકત્તા, અમદાવાદ જેવાં કેન્દ્રો નદીતીરે જ છે. નદી જનતાની માતૃકાદેવી છે, ભારત નદી ઉપર નભતો નદી-માતૃક દેશ છે.

સૌરાષ્ટ્રે રંગપુર, આમરા, રોઝડી, ખંભાલિડા અને પ્રભાસપાટણના ઉત્ખનનનો બતાવી આપે છે કે પ્રાગ્-ઐતિહાસિક યુગમાં માણસોનો નદી તટે વસવાટ હતો. પાછળથી નદી કિનારે જ ધર્મ સંપ્રદાયોનાં કેન્દ્રો ખુલ્યાં. ભાદર હિરણની બૌદ્ધ ગુફાઓ તથા નદીની ભેખડોમાં આવેલાં માતૃકાસ્થાનો આની સાક્ષી પૂરે છે. મધ્યકાલિન અને અર્વાચીન યુગમાં નદીઓના કિનારે અથવા મુખ પ્રદેશે જ ઈતિહાસ સર્જાયા છે. પંચતત્ત્વો માંહેના જલતત્ત્વને, સાગરની સફરી પ્રજાએ સમુદ્રદેવ, ખિઝર, દરિયાપીર તરીકે પૂજેલ છે. નદી, તળાવ કે સરોવરે લોકોએ જલદેવ, ઈન્દ્ર અને વરૂણને પૂજેલ છે. નદીને જળની દેવી-આઈ તરીકે પૂજવાનો રિવાજ હાલ પણ સૌરાષ્ટ્રની નદી તરફની વિશિષ્ટ ભક્તિનો પૂરાવો છે. નદીમાં ચોમાસામાં મહાપૂર આવે અને લોકોના જાનમાલ ભયમાં હોય ત્યારે ગામના મુખ્ય માણસને હાથે પૂરમાં ચુંદડી મોડીઓ તથા શ્રીફળ નાખવાનો રિવાજ છે, પૂર શાંત થાય એવી માન્યતા આમાં રહેલી છે પણ આ નદીનો કોઈક ભૂલાઈ ગયેલો પૂજાવિધિ હોય તેમ લાગે છે.

ઊંધી પડેલી રકાબી જેવો સરવો સૌરાષ્ટ્ર તો નદીઓ માટે પ્રખ્યાત દેશ છે. નાની નાની નદીઓથી સંપન્ન આ પ્રદેશની વિશેષતા–વિવિધતામાં એકતા–નદીઓને આભારી પણ છે. મને યાદ છે: પોરબંદરમાં સામસામે ઝઘડે ચઢેલાં બે જૂથોને જ્યારે એમ ખબર પડી કે બન્ને જુદાં ગામ અને કોમનાં પણ એક જ નદીના કિનારાનાં છે ત્યારે 'આપણું તો પાણી એક' કહીને શાંત બનેલા. ત્યમ અને રાણા વચ્ચે અનેક પ્રકારના કાવાદાવા ખેલાયેલાં પણ વરતુના સામસામે કાંઠે રહેનાર જુદા જુદા રાજ્યની પ્રજાઓએ પોતનો વ્યવહાર યથાવત રાખેલો રાજ કરતાંય નદીના પાણીનો એક સંબંધ તેમના મનમાં વિશેષ હતો. સૌરાષ્ટ્રના ભાતીગળ પચરંગી લોકમેળા વચ્ચે દૂર દૂરથી અને લગભગ એક જ ઉચ્ચ પ્રદેશમાંથી આવતી નદીઓને કારણે સમાન સંસ્કૃતિ રચાયેલી છે. ભાદરના મૂળ આગળનો કાઠી અને મુખ પાસનો મહેર શરીરના બંધારણે અને દિમાગે એક ધાગના સંભવ છે.

વેદકાળથી સરિતાને પ્રાકૃતિક સૌંદર્યની જનની તરીકે બિરદાવામાં આવેલી છે આપણા કૃષ્ણ યમુનાને કિનારે, રામ સરયૂ અને ગોદાવરી તીરે. આપણા ઋષિ વાલ્મીકિનો આશ્રમ તમસાને કિનારે, ભૃગુનો આશ્રમ નર્મદા તટે. સંસ્કૃત સાહિત્યમાં સ્ત્રી પછી રોચક વર્ણનો નદીનાં જ મળે છે. સ્તોત્ર સાહિત્ય તો નદી ભક્તિ માટે અનન્ય છે. ગુજરાતી સાહિત્યમાં જીવનને સમજાવવા અર્થે બહુધા નદીનું જ દૃષ્ટાંત અપાયેલું છે. બે ટાઢકરની નદી ભક્તિ અને પ્ર. ક. ઠાકોરની રેવાભક્તિ કયાં અજાણી છે ? અર્વાચીનોમાં નદીભક્તિનો પ્રબળ જુવાળ કાકાસાહેબ કાલેલકરમાં દેખાય છે. અન્ય કવિઓએ પણ 'વિરહને તીરે તીરે' કે 'જીવન સરિતાના નીર' કહીને નદીઓની સહાયે કાવ્યસરિતાને વહાવી છે.

જેમ કવનનું તેમ જીવનનું સૌંદર્ય પણ નદીના સાન્નિધ્યે જ નજર આવે છે: નદીકાંઠાની પ્રકૃતિ અને પ્રવૃત્તિમાં આમ્રકુંજે કોકિલના ટહુકાર ભર્યાભાદર્યા કાંઠામહીથી મોરની ગ્રીવારી–કેકા, ધારીલાં બેડાંનો–ચળકાટ સામે, સવળોટી પનિહારીઓના કિલકિલાટ, બે કાંઠે ખેલતાં કૂદતાં નાચતાં નિર્મળ નીર, કાંઠાની–ઝળુંબતી વનશ્રી અને ગાય વાછરડાંની મનભર, લીલા, ગોપબાળોના પાવાના સૂરે કે મંદિરની આરતી ટાણે નદીના કાંઠા જે સજીવતા દાખવે છે તેની સરખામણીએ પૃથ્વી પરનું બીજું દૃશ્ય આવી શકે તેમ નથી. લોકમાતા નદીને કારણે જ સૌરાષ્ટ્રમાં સાવજડાં સેંજળ પીએ છે અને નમણા નર ને નાર છે.

સૌરાષ્ટ્રની પ્રજાએ તો કંઈક વિશેષ ભાવથી નદીઓને દેવી તરીકે પૂજેલ છે. પ્રસંગ આવ્યે લોક સમુદાય જળાઈને જુવારવા પડે છે. વાવ, કૂવા કે નદીના તળમાં સિન્દૂરના ચાંદલા કરી 'જળ આઈ'ની આરાધના થાય છે. ભાદરના મુખ આગળ ભાદરાઈ, ગોમતી ઉપર ગોમતીજીનું મંદિર, ચંદ્રભાગા નદી ઉપર ચંદ્રભાગાજીનું મંદિર વગેરે નદીઓની અધિષ્ઠાત્રી દેવીઓ આજ પણ પૂજાય છે.

* * *

પણ સૌરાષ્ટ્ર આજે સૌરાષ્ટ્ર નથી રહ્યો. એનાં પાંચ રત્નો આજે ઝાંખા પડેલાં, રોળાઈ ગયેલાં નજર આવે છે. મોટી નદીઓને બાંધો, એની ઉપર મશીન મૂકો તે બરાબર છે પણ કાચી નદીઓ ઉપર તેની શક્તિ બહારના યંત્રોનો બોજો તળ સહન નથી કરી શકતું. લાંબે ગાળે સૌરાષ્ટ્ર સહરા બની જવાની શક્યતા પેદા થઈ છે. પંદર પંદર, સોળ સોળ માઈલની નદી ઉપર પચાસ પચાસ મશીનો માનવીનો માતાને ઘરોળધયો ધાવવા મૂક્યા હોય એવું લાગે છે. નદી આજ નદી નથી રહી. પુરુષ સમોવડી થવાની ભાવનામાં નારીએ પણ નારીત્વ ગુમાવ્યું છે. ભણેલી, કામધંધે જતી આજની નારી ક્ષમાની મૂર્તિ જેવી ઓછી દેખાય છે તુરંગ તો હવે ગાળ દેવા સિવાય રહ્યો જ કયાં ? યંત્રોએ ઘોડાનું સ્થાન લઈ લીધું છે. કુદરત ઓછી થઈ છે, જડતા વધી છે. સોમનાથ અને દ્વારકા નવું રૂપ ધરી રત્નો રહેવાની મહેનતમાં પડેલાં દેખાય છે. કથાનો સહારો મળ્યો તો તે બચી જશે એવાં એંધાણ છે.

એક સમય એવો હતો કે માણસ સમૃદ્ધિ મેળવવા માટે નદી કિનારે દોડતો, આજે પરિસ્થિતિ ઉલટી છે. નદી કિનારે આવેલો માણસ આજ નદીને ચૂસીને પાછો ફરતો જણાય છે; વીંછીનાં બચ્ચાં જેમ માતાને ભરખીને સ્થળાંતર કરતાં નજર આવે તેમ નદી અને માનવીનું બની રહ્યું છે. કિનારાની ખોટાં લાડઘેલી પ્રજાએ નદીના દેહને બગાડયો છે. વિશ્વંભરની મહાન વિભૂતિ સમી સરિતાને માનવી અમૂલ્ય પ્રસાદી ગણી માનભેર માથે ચડાવે તો માનવી ને પ્રસાદી બેય દીપી નીકળે. મર્યાદા વગરના આયોજનો માનવી ને જ ગર્તામાં નાખશે. પ્રભુ આપણી આ નમ્ર નાની લોકમાતાઓને જીવતી રાખવા દીએ કે જેથી આપણે તેને પૂજી શકીએ અને ખરું સૌરાષ્ટ્રીય જીવન જીવી શકાય.

*

પૃષ્ઠ ૪૭૭ થી ચાલુ ]

સખી છે, તો પણ એણે નર્મદાની પરવા ન કરતાં ઝોલામાં જ જીવ પરોવી દીધો છે. એ તો કહે છે કે એ જ મારી નર્મદા છે.

આ સમાચાર સાંભળતા વેંત નર્મદા કાળઝાળ બની ગઇ. પોતાની જ અંગભૂત એવી સહિયર આવી બેવફા નીવડે ? આવી દગાખોર બની શકે ?

નર્મદાનું દિલ ઊછળી આવ્યું. અને લગનના બોલે બંધાયેલ રાજકુમારીની આ તે કેવી ખાનદાની ? મારા પિતાએ બોલ આપ્યા ને મેં તે એક પવિત્ર કોલ તરીકે માથે ચઢાવ્યા. ત્યારે આવી તે કેવી બેઇમાની ?

નર્મદા આવા શોક અને દુઃખના આવેગથી એકાએક ભાવમાં આવી ગઇ. એણે પોતાના અતુલ બળથી શોણનો પરાભવ કર્યો. ઝોલાને તીતર બીતર કરી મૂકી.

શોણ કુમાર નર્મદાને ચરણે માથું મૂકવા તૈયાર થયો. ઝોલાનો ત્યાગ કરવા કહેવરાવ્યું પણ નર્મદા હવે ઉન્મત્ત થઇ ઊઠી. શોણ અને સહિયરમાંથી એનો વિશ્વાસ ઊઠી ગયો.

બેવફા પતિની પત્ની થવા કરતાં તો અપરણિત રહેવું જ વધુ સારું, અને હવે હું કૌમારવ્રત જ પાળીશ. 'જા તારું કાળું કર !'

એમ કહેતાં શોણ નતમસ્તકે ઝોલા સાથે પાછો ચાલી નીકળ્યો. ત્યારથી શાંત ને શાણી નર્મદા અવાર નવાર ઉન્મત્ત થઇ ઊઠે છે. અતુલ તાકાતથી એના બંય કિનારાઓને ખળભળાવે છે. અને પૂર્વ તરફ જતાં બેવફાઇનો ભોગ બનતાં પશ્ચિમ તરફ મોઢું ફેરવ્યું તે પછી કદી પૂર્વ તરફ પાછું વળીને નથી જોયું.

*

## આશા—નદી

ઠહાવત ધીર રૂખ, ગહ ગહ શબ્દ ઘોર,<br>
આસા નદ જોર, તામે ત્રસના તરંગ હે;<br>
મનોરથ વારી બઢે, મોહ જોર પરો રહે,<br>
કલી સી ગંભીર મચ્છ કચ્છ હું અનંગ હે.<br>
ચિંતા ભમરી પરંત, પ્રેમ ગ્રાહ સો કહંત,<br>
ભૃંગી અજ્ઞાન મંન બિચાર બિહંગ હે;<br>
ઉજડ જુ કહે વડી દુસ્કર સરિતા અતિ,<br>
તરહુ કે પાર જાય, તા નરકો રંગ હે.

# ગોડી અને ગોડિયો

જયમલ્લ પરમાર

કાઠિયાવાડમાં ગોહિલવાડ ને ગોહિલવાડમાં તળાજા. તળાજાથી બે ગાઉ આઘે ટિમાણા ગામ. ગામની આસપાસ જૂની કથાઓને પાણા રૂપે સંઘરી રાખનાર જૂના કિલ્લાના અવશેષો આમનેમ પડ્યા છે. એ અવશેષોને આશ્વાસન દેતી ગોડી નામની નાની નદી ખળખળ કરતી વહી જાય છે.

ઘણા વખત પહેલાંની વાત છે.

એ વખતે ગામને પાદર ભેરવનાં માથાં ભાંગે એવો ભેરવ કોટ ને કોટને નવ દરવાજા. ગામમાં દોમદોમ સાયબી ને રૂડી રિદ્ધિસિદ્ધિ. ગામમાં મોતીડાં જેવાં મકાન ટલ્લા દે અને ગામની અડખેપડખે લકૂંબ ઝકૂંબ લીલી વાડીઓ લેરખિયું દે. લોકોને બોલાશે ને પંખીને ટૌકારે ગામમાં કિલોળ ગાજે.

પણ એ વખતે ગામને પાધર આ ગોડી નદી નહિ. ગામથી અરધો ગાઉ આઘે શેત્રુંજી નદી ને નદીમાં ગળધરની પાટ. કાળી ભમ્મર પાટ. ગામની ભેંશો શેલારા દે અને માથાં મારે. પણ પાટ તો ગામથી અરધો ગાઉ આઘી ને?

ગામને પાધર નદી નહી એ વાતનું ગામના ઠાકોરને મન મોટું દુઃખ હતું. ગામના રૂડા માટે ઠાકોર રાત, દી અરધા અરધા થઈ જાય. પણ સોના જેવા ગામડામાં નદી વિહોણું પાદર લોઢાની મેખ જેવું લાગતું હતું.

આખો દિવસ ઠાકોરની ડેલીએ ડાયરો જામે ને આનંદસુખની વાતો થાય. આવતાજતા મુસાફર પોરો ખાવા ઊતરે અને ગામનાં વખાણ કરવા લાગે કે: 'વાહ ગામ વાહ!'

પણ ગામના વખાણ સાંભળી ઠાકોર ડોકું હલાવે. ઊંડો નિસાસો નાખીને ઠાકોર જ્યારે ત્યારે બોલી ઊઠે કે "નદી વિનાનું ગામ તો મસાણ જેવું લાગે. ગામને પાદર નદી હોય, નદી સેંજળ વહેતી હોય અને સવારને પહોર પનિહારીઓ માથે બેડાં મેલીને હાર બાંધીને હાલી જતી હોય તો ગામની શોભા સાચી કહેવાય. એ શોભા નીરખીને અમરાપરી યે બે ઘડી થીજી જાય. પણ ઓ હો!" કહેતા ઠાકોર ફરીથી નિસાસો મૂકતા અને એ નિસાસો ડાયરાના હૈયે હૈયે ફરી વળતો.

એક વખત સવારનો પહોર છે. ઠાકોરની ડેલીએ ડાયરો બેઠો છે. ડાયરામાં બેસતલ જાતજાતની ગોઠડીઓ કરીને વાતોના ઝકોળા દઈ રહેલ છે. ત્યાં ડેલી પડખેના ચોરાના ચોકમાંથી ઢીંગ...ઢીંગ... ઢીંગ...અવાજ આવ્યો. જુએ તો ડાબે ખભે નાની ઢોલકી ભરાવી, જમણે હાથે દાંડી મારી ગોડિયો ઢોલ[1] વગાડતો જાય છે. ઢીંગ . ઢીંગ...કરતો જાય છે ને ચોકમાં વાંસડા ખોલડતો જાય છે.

બે વાંસડા ખોડી દોર બાંધ્યા. એક વાંસડા માથે બીજો વાંસડો બાંધી આભલિયો ઊભો કર્યો. વાસડાં પાસે ઊભા રહીને એના જંબૂરિયા પટાકા બોલાવતા સામસામા મલકુસ્તીના દાવ કરવા લાગ્યા. ઢીંગ.. ઢીંગ ..ઢોલકીનો અવાજ અને પટા . ક પટા....ક જંબૂરિયાના અવાજ. અવાજ સાંભળીને ગામના માણસ ભેગાં થયાં અને થોડીવારમાં ચોક ઠાંસોઠાંસ ભરાઈ ગયો.

'શાબાશ રે મારા જંબૂરિયા, શાબાશ!' કહેતાં જંબૂરિયાએ ખેલ શરૂ કર્યા. આટલું બધું માણસ અને સામે ઠાકોરનો ડાયરો. બધાંયને જોઈને ગોડિયો ઊલટમાં આવ્યો અને જાતજાતના ખેલ આદર્યા.

ઘડીકવાર કુસ્તી કરાવી, ખેલ કરાવ્યા. અલ ગલોટિયાં ને અડઓતિયા દા કરાવ્યા. જંબૂરિયા આઘા બેઠા કે ગોડિયે નજરબંધીના ખેલ શરૂ કર્યા. એક મૂઠી ઉઘાડે ને બીજી મૂઠી છોડે. કહેતો જાય: "રાજા રામનું ગામ ને રામની પરજા. બે ઘડી આંખ બંધ

કરો તો ગોડિયો ત્રણ ઋતુ દેખાડે. શિયાળે ઉનાળો દેખાડે, ઉનાળે ચોમાસું દેખાડે ને ચોમાસે શિયાળો દેખાડે."

એક તાળી મારી ત્યાં તો કાળજાં વીંધતી ટાઢ સોકરડો બોલાવવા લાગી. માણસો લૂગડાં ભીડે એ પહેલાં બીજી તાળી મારી અને ધોમ તડકાના આભાસ. ત્રીજી તાળી ભેગી તો એલી ભર્યા આષાઢની ગડેડાટી જાણે ગગનમાં ગાજવા લાગી.

ઢીંગ...ઢીંગ ઢોલકી મારતો જાય છે ને ગોડિયો કહે તો જાય છે: "ગોડિયે રત વિના રત દેખાડી. હવે રત વિનાનાં ફળ દેખો. દેખવાનું કામ. ખાવાનું એમાં કામ નહિ." કંડિયામાં હાથ નાખી દાડમ ને જામફળ કાઢયાં. રામફળ ને સીતાફળ કાઢયાં.

ઢીંગ...ઢીંગ...ઢોલકીનો અવાજ અને ગોડિયો કહે છે: "ગોડિયો ગરીબ માણસ. રત વિના ફળ દેખાડે પણ એ તો અધરાઅધરનાં કામ. ગામ ગોડિયાને મેર કહે તો આંબા ઊભા કરે ને આંબે કેરી લટકાવે."

ગોડિયો હેઠો બેઠો. ચપટી ધૂળ લઈ ફૂંક મારી. ગોટલા માથે ચપટી ધૂળ નાખી. એક પળમાં આંબાના કોંટા. બીજી પળે આંબો માથા સમાણો અને ત્રીજી પળે તો લફૂંબ ઝફૂંબ. જુએ તો પાંદડે પાંદડે કેરીઓ લટકયા કરે. ગામ આખું અજાયબીમાં ગરકાવ થઈ ગયું છે. ડાયરો બોલી ઊઠયો : 'વાહ ! વાહ !'

ગોડિયાના ખેલથી ગામના ઠાકોર હેરત પામી ગયા છે. એના મનમાં અચાનક એક વિચાર આવ્યો અને બોલી ઊઠયા : "ગોડિયા ! આ બધા તો ખેલ જોયા. પણ ગામને પાધર નદી કરી દે એવી તો તારા જાદુમાં કરામત નહિ ને ? ગામને પાદર નદી કરી દે તો ચારકોસી વાડી આપું. આઠ સાંતી જમીન આપું."

ગોડિયે માથું નીચું નમાવ્યું. આસમાનને સલામ કરીને કહે : "અનદાતા ! જાદુ તો દેવતાઈ મંતર. કરી તો બધું યે શકે. પણ જાદુ ઈ જાદુ. દો ઘડીકા દેખના. ફીર ધૂળ કી ધૂળ."

ઠાકોરને મનમાં વિચાર આવ્યો : "દો ઘડી તો દો ઘડી. એટલો વખતે ય મારા ગામને પાદર નદી હોય. નદીએથી પનિહારીઓ પાણી ભરીને હાલી જતી હોય—આવું જોવાનું મળે તો તો આંખું ઠરીને હીમ થાય."

ઠાકોર કહે : "થવા દે ગોડિયા, જિંદગીમાં એક વખત બે ઘડીએ ય આંખ ઠારી લઉં. તારે માથે નવી નકોર પાઘડી કબૂલ."

ગોડિયે ફરી માથું હેઠું નમાવ્યું. આસમાનને સલામ કરી. ઢીંગ...ઢીંગ...ઢોલકી બજાવતાં કહે : "આખું ગામ પાદર હાલો. બેડાં લઈ પનિહારી ચાલો. બે ઘડી દેવતાઈ પાણી ભરી લો."

આગળ ગોડિયો ને પાછળ ગામ : વચમાં પનિહારીઓ અને પનિહારીઓ માથે ત્રાંબાપિત્તળનાં બેડાં.

આખું ગામ હલકીને ઝાંપે આવીને ઊભું રહ્યું, એક બાજુ આખું ગામ અને બીજી બાજુ ગોડિયો ઊભો છે. વચ્ચે સૂરજના તેજમાં વળળક...વળળક ઝબકારા મારતાં બેડાં લઈને ગામ આખાની પનિહારીઓ ઊભી છે.

ગોડિયે ઢીંગ...ઢીંગ...ઢોલકી બજાવી. હેઠે નમી ચપટી ધૂળ ભરી. ધૂળ હથેળીમાં રાખી હોઠ ફફડાવ્યા. મંતર ભણી ધૂળ માથે ફૂંક મારી. ફૂંકે ધૂળ હેઠી પડે ત્યાં તો...

ગામને પાદર રૂપાની ધારા જેવી સેંજળ નદી ચાલી જાય છે, નદીમાં ધરા ને પારો ભરી છે. કાંઠે શેયાનાં જૂથ ને ઝાડનાં ઝૂંડ ઝૂલી રહ્યાં છે. પાણીના ઠંડા પવનની લેરખીઓ ગામ લોકોનાં મોઢાં ઉપર ગેલ કરવા લાગી. 'વાહ...વાહ...' કરતા આખા ગામ ને ઠાકોરનાં મોઢામાંથી આનંદના બોલ નીકળી પડયા.

પણ ઠાકોરના મનમાં આનંદ સાથે ગડમથલના ઘોડા ધમસાણ મચાવી રહ્યા છે. મન ઘૂમરીઓ ખાઈને વિચારી રહ્યું છે કે ઓહો ! આવી રૂડી નદી ને નદીથી આવું રૂડું પાદર ! કોઈ રીતે નદી ગામને પાદર કાયમ ન રહે ?

ગોડિયાએ ધીમે ધીમે પોતાની રમત સંકેલવી શરૂ કરી. હોઠ ફફડાવતો જાય છે ને મંતર પાછા વાળતો જાય છે. ઠાકોરે ગોડિયાનો હાથ ઝાલ્યો કહે : "ગોડિયા! કહે તો ગામમાં ગરાસ આપું, ગામનાં ખેતર આપું, પાદરની વાડી આપું. કોઈ રીતે નદી કાયમ રાખ!"

ગોડિયો કહે : "બાપુ આ તો બાજીગરની બાજી. અમે યે નિયમના બાધ્યા ખેલ કરીએ. મંતર સંકેલીએ નહિ તો મંતર મૂંઝાઈ મરે ને અમારાં મોત થાય. મંતર અમારી નાતનું નખોદ વાળી નાખે" કહીને પાછો ગોડિયો મંત્ર જપવા લાગ્યો.

અચાનક ઠાકોરનાં મનમાં એક વિચાર ચમકી ગયો. ઝબ. દેતાં એણે કેડે ઝૂલતી તલવાર ખેંચી અને ગોડિયાને માથે મારી. એક જ ઝાટકે ગોડિયાનું માથું દડી પડ્યું, ગોડિયો મરી ગયો. મંત્ર ભણાતા અધૂરા રહી ને અટકી ગયા અને ગામને પાદર નદી કાયમ રહી ગઈ. ગોડિયે નદી ઊભી કરી તેથી નદીનું નામ પડી ગયું ગોડી.

ગોડિયને મારી નાખેલો જોઈને જંબૂરિયા ભાગી છૂટ્યા. પડખેના ગામ ગોડિયાનો પરિવાર. શ્વાસ ભર્યા સમાચાર આપ્યા કે આખો દંગો ભાગી છૂટ્યો. દંગા ભેગી ગોડિયાની ઓરત અને ઓરતના ખોળામાં ધાવણો નાનકડો બાળક. બાઈએ મુલક મૂક્યો. દેશ મૂક્યો, રખે ને ઠાકોર પોતાના એકના એક દીકરાને મરાવી નાખે એ બીકથી બાઈ ભાગી છૂટી. ઠેઠ જઈને પોતાના વતન બંગાળને ગામડે પહોંચી શ્વાસ મૂક્યો.

*

વરસ વીત્યું, બે વરસ વીત્યાં. જોતજોતામાં પંદર વરસ વીતી ગયાં અને બાઈનો બાળક દંગા ભેગો રમવા લાગ્યો. બાઈએ સારા એવા મુરશદ ગોત્યા અને મુરશદને પાસે દીકરાને મૂકી દીધો. મુરશદને કહે : "બાપજી! જે જોઈએ એ લેજો પણ મારા દીકરાને જાદુની આરપાર ઉતારી દો."

મુરશદ છોકરાને જાતજાતના જાદુ શીખવવા લાગ્યા. છોકરો પણ એના બાપનો. પટોપટ મંતર ભણતો આવે અને જાદુ હાથ બેસારતો આવે.

અંધારી ચૌદશના અંધારાં ઊતરે કે એક નવો જાદુ એના હાથમાં આવે. છોકરાની હોશિયારી જોઈને મુરશદ હોંશમાં પીઠ થાબડે.

નવો જાદુ શીખીને ઉમંગે નાચતો છોકરો ઘેર આવે અને માને જાદુ કરી દેખાડે. મા બેઠી બેઠી જાદુ જુએ, પણ જોઈ કરીને માથું હલાવે. મોઢું આડું કરી બેસી જાય.

વળી છોકરો મુરશદ પાસે દોડે. નવા જાદુ શીખી આવે. આવીને માને બતાવે કે માથું આડું હલાવે. મુરશદના મંતર ખૂટી ગયા તોય માએ માથું હલાવ્યું કે દીકરો કહે : "માડી! મુરશદના મંતર ખૂટ્યા તોય તને આનંદ આવે નહિ, હવે મારે શું કરવું?"

મા કહે "દીકરા! આ જાદુ ને આ મંતર બધાય મારે માથે ચડાવું. પણ બેટા, તારા બાપને એક ઠાકોરે મારી નાખ્યો છે. આપણી વિદ્યા દેખાડવા જતાં ઠાકોરને લોભ લાગી ગયો ને તારા બાપને પૂરો કર્યો. તારા બાપના અધૂરા મંતર હજીયે આપણી આખી નાત માથે આટા મારે આપણા જાદુ પેટ ભરવા પૂરતા, પણ એને માથે અડી નજર નાખી લઈ લોલે લગે તો આપણી નાત કેમ જીવે, બેટા! મંતરને જોરે તો આપણે મલકને હેરાન કરી શકીએ. પણ કોઈ ગરીબની કદુવા ન લેવાય એમ લોભીનો હાં ન ભણાય તારા બાપને મારતલ ઠાકોરને ન ભૂલતો, બેટા!"

દીકરો કહે: "ઓહો! આટલી જ વાત છે ને!"

*

ગોડિયાના મરણને પચીસ વરસ વીતી ગયાં છે. ટિમાણાને પાદર નદી છે ને નદીમાં મંગલ પાણી હાલ્યાં જાય છે. નદી કાંઠેથી પાણી ભરીને ચાલી જતી પનિહારીના ઘેરા આનંદ-કિલ્લોલ કરતા ચાલ્યા જાય છે. ઘરડા ઠાકોર ડેલીએ બેઠા બેઠા સવાર સાંજ આવાં રૂડાં દશ્ય નીરખે છે અને એની આંખમાંથી

અમી નીતરે છે.

સવારનો પહોર છે અને ડાયરો હકડાઠઠ. એ વખતે એક જુવાન ગોડિયે ચોરા સામે આવીને મુકામ નાખ્યો. એકલપંડે અને ખભે ખલતો. ઢોલકી બજાવવા લાગ્યો અને પગે ઘૂઘરા બાંધી થેઈકાર નાચ આરંભી દીધો. ઘૂઘરાના ધમકારા સાંભળી ગામેડું ભેગું થયું. આખો ચોક હાંસોહાંસ ભરાઈ ગયો. ઠાકોર પણ ડેલીએથી ઊતરી ચોરે આવ્યા અને ચોરે બેસી ગોડિયાની રમત જોવા લાગ્યા.

જુવાન ગોડિયો જાતજાતની રમત રમતો જાય છે. ગામ લોકોને હેરત પમાડતો જાય છે અને ફરીને ઠાકોર માથે નજર ફેરવતો જાય છે. ઠાકોર માથે નજર ફેરવતાં એની આંખમાં જાણે ભયાનકતાના રંગ ફરકી જાય છે.

એણેય ઋતુ વિના ઋતુ દેખાડી. શિયાળો ઉનાળો દેખાડયો. ઉનાળે ચોમાસું ને ચોમાસે શિયાળો દેખાડયો. ઋતુ વિનાનાં ફળ દેખાડયાં અને ફળ ઉનારવા ઝાડ ઉગાડયાં. એણે ગોટલો વાવી આંબો ઊભો કર્યો. જુએ તો આંબા ઉપર પાંદડે પાંદડે પાકેલ કેરીઓ ઝૂલે છે ને મીઠી ફોરમે મધમધે છે. રત વગરની કેરીઓ જોઈને આખું ગામ અચંબો પામી ગયું અને ગામ આખાના મોમાં મીઠા મધમધાટથી પાણી છૂટવા લાગ્યાં.

એક જુવાનડો કહે : "કેરીઓ તો દેખી. કેરી ખવરાવી દેખાડ તો તારા જાદુ સાચા."

ગોડિયો કહે : "એમાં તે કઈ મોટી વાત. પણ હું કહું તેમ કરવું ને હું કહું ત્યારે ખાવું."

તરત એણે આંબેથી કેરીઓ તોડી. કેરીનાં ચીરિયા કર્યાં અને એક એક ચીર એક એક માણસને આપી. આંબાની ટંગલી ટોચેથી વેંત એકની કેરી ઉતારી. આખી કેરી ઠાકોરને આપી ઠાકોરને કહે : "હું કહું ત્યારે જ કેરી ચીરજો."

બીજી બાજુએ પોતાના લબાચા સંકેલવા લાગ્યો. લબાચો સંકેલી ખભે નાખ્યો અને ઠાકોરને કેરી કાપવા જણાવ્યું. ઠાકોરે જેવી છરીથી કેરીની ચીર પાડી કે તરત એનું માથું દડી પડયું. "શું થયું ? શું થયું ?" એમ કરતાં આખા ગામે કળેળાટ કર્યો અને ચોરામાં હાહાકાર બોલ્યો, લોકો નજર ફેરવે ત્યાં તો જુવાન ગોડિયે મૂઠીઓ વાળીને ગામ બહાર ગડગડતી દોટ મૂકી.

"ગોડિયો જાય... જાય... પકડો... પકડો"ના હાકલા થયા. આગળ ગોડિયો ને પાછળ આખું ગામ પણ ગોડિયો નદી ઊતરી સામે કાંઠે ચડી ગયો અને નદીને નમન કરીને બોલ્યો : "હે બેન ગોડી !" તને મારે બાપે સરજી. તું મારી બેન ને હું તારો ભાઈ. તારો ભાઈ આજે વિપદમાં. જો તું ખરેખર મારા બાપની સરજેલી હો તારે કાંઠે આશરે આવીને ઊભેલા તારા ભાઈની વાર કરજે.

આટલું કહેતા ભેગાં તો વગર ચોમાસે ગોડી નદી બે કાંઠામાં ભરપૂર છળી રહી. નદીના બેય કાંઠામાં પૂર ઘૂઘવે છે ને દરિયાનાં મોજાં જેવડાં પૂર માથે પાણીના લોઢ ઊછળે છે. પૂર દેખી આખું ગામડું ગામને પાદર એક કાંઠે થંભી ગયું અને બીજે કાંઠેથી ગોડિયો પોતાને દેશ ભાગી છૂટયો.

ટિમાણાને પાદર હજી સુધી ગોડીનદી વહી રહી હતી. અને જીર્ણ થઈ ગયેલા કોટને પોતાના પિતા અને ભાઈ ગોડિયાની કરામત તથા ઠાકોરની નદી-ઝંખનાની વાત ખળખળ અવાજમાં કહેતી જતી.

*

વેંઝણુ વડી વખરી, વેંઝણુ વડી ગાલ;
વેંઝણુથી સુખ ઉપજે, વણુ દોકડિયો માલ.

# સાંસ્કૃતિક અવશેષો અને નદી

ડૉ. નરેશ પંડયા : પ્રા. અરુણભાઈ મહેતા

વિશ્વની વિભિન્ન સંસ્કૃતિઓના ઉદ્ભવ વિકાસમાં જુદાં જુદાં પરિબળોએ જે ભાગ ભજવ્યો છે તેમાં નદીઓનું સ્થાન મહત્ત્વપૂર્ણ ગણી શકાય. આ પ્રાચીન સંસ્કૃતિઓના અધ્યયનમાં એક સામાન્ય તત્ત્વ જાણવા મળે છે કે સંસ્કૃતિના ઉદ્ભવ, વિકાસ કે અસ્તમાં નદીકિનારાએ મહત્ત્વનો ભાગ લીધો છે. ઇજિપ્તની પ્રાચીન સસ્કૃતિ નાઈલ નદીના કાંઠે જ વિકાસ પામી. નાઈલનું આ મહત્ત્વ સ્થાપિત કરતા જે. એચ. બ્રેસ્ટેડ કહે છે કે, નાઇલ નદી એક વિશાળ ઐતિહાસિક ગ્રંથ છે, જે આપણને બર્બર અસભ્યતાથી લઈને આજની સંસ્કૃતિ સુધીના માનવે કરેલા ઉત્થાનનું જ્ઞાન ધરાવે છે. આમ નાઈલને માટે આ વિધાન જેટલું સાચું છે તેટલું જ ભારતની સિંધુ નદી માટે પણ સત્ય ઠરે છે. ભારતના ઈતિહાસમાં સિંધુ નદીનું સ્થાન શરૂઆતથી જ મોખરે રહ્યું છે. આ જ નદીની ગોદમાં સિંધુખીણની સંસ્કૃતિનો ઉદ્ભવ થયો અને એના Inidus નામ પરથી સમગ્ર દેશનું નામ પણ India પડયું. નાઈલ અને સિંધુની જેમ મેસોપોટેમિયાની સંસ્કૃતિના વિકાસનું શ્રેય ટાઈગ્રસ અને યુફ્રેટિસ નદીઓના ફાળે જાય છે. તેથી જ શ્રી વીલડ્યુરાંએ એના સંદર્ભમાં કહ્યું છે કે, ફળદ્રુપ ચંદ્રરેખાવાળા નદીના વિસ્તારમાં વિશ્વની ત્રણ મુખ્ય સંસ્કૃતિઓ વિકસી. સુમેરિયનોએ માનવસંસ્કૃતિનું સર્જન કર્યું. બેબિલોનિયનોએ તેનો ઉચ્ચ કક્ષાએ વિકાસ સાધ્યો અને એસીરિયનોએ એ સંસ્કૃતિને વારસામાં મેળવી અને તેમાં થોડોક ઉમેરો કર્યો. તેવી જ રીતે, ચીની સંસ્કૃતિ ત્યાંની યાંગ-સિકયાંગ અને હોઆંગ-હોને કિનારે વિકસી. આમ જગતની પ્રાચીન સંસ્કૃતિઓ-ઉદ્ભવ એશિયા-આફ્રિકાના નદીકિનારે થયો એમ સ્પષ્ટ રીતે કહી શકાય. નદીકિનારે સંસ્કૃતિના ઉદ્ભવ થયાનું સામાન્ય સમાધાન એ જ કે, પ્રાચીન સમયમાં મનુષ્યને પોતાનું જીવન સરળતાથી જીવી શકાય અને ખોરાક, પાણી, રહેઠાણ જેવી જીવનની પ્રાથમિક જરૂરિયાતો સહેલાઈથી મળી રહે એ દૃષ્ટિથી તેમણે નદીકિનારો પસંદ કર્યો.

ભારતીય સંસ્કૃતિની વિકાસરેખામાં સિંધુ નદીની સાથે ગંગા, જેલમ, જમુના, સતલજ, સરસ્વતી, નર્મદા જેવી પૂર્વ પશ્ચિમ ઉત્તર અને દક્ષિણમાં વહેતી નાનીમોટી નદીઓનો ફાળો પણ વધતા-ઓછા અંશે રહેલો છે. સોઅન નદીમાંથી પ્રાગૈતિહાસિકયુગ-પાષાણયુગનાં હથિયારો મળી આવતાં નદી કિનારાની એ સંસ્કૃતિને ઈતિહાસકારોએ 'સોઅન સંસ્કૃતિ' નામથી નવાજી. એ જ રીતે ગુજરાતમાંથી વહેતી નર્મદા નદીની ઉપલી ખીણના પ્રદેશમાંથી પાષાણયુગની સંસ્કૃતિનાં હથિયારો મળી આવતાં પીગટ જેવા ઈતિહાસકાર એવા નિર્ણય પર આવે છે કે, અહીં તો પ્રાચીન માનવ પથ્થરના હથિયારો—કોર (Core Industry) અને ફ્લેક (Flake Industry) કારીગરી જાણતો હશે. દક્ષિણમાં કૃષ્ણાના ખીણ પ્રદેશમાં પણ એવાં જ હથિયારો ખોદકામ દરમિયાન પ્રાપ્ત થયાં છે. મદ્રાસની કેટલીક નદીઓમાં એવાં હથિયારો મળી આવતાં પીગટ તેને 'મદ્રાસ ઉદ્યોગ' નામ આપે છે. આમ દક્ષિણહિંદની અને ગુજરાતની પાષાણયુગીન સંસ્કૃતિને સરખાવતાં લાગે છે કે, ગુજરાત કરતાં પહેલાં દક્ષિણ ભારતમાં માનવસવાટ હતો. વળી, દક્ષિણની નદીઓના ખોદકામમાંથી જે હથિયાર પ્રાપ્ત થયાં છે તે લેટરાઈટ (Laterite) નામના પથ્થરમાંથી બનાવેલાં છે જ્યારે ગુજરાતમાંથી પ્રાપ્ત થયેલાં હથિયારો ગ્રેવેલ (Gravel)માથી બનાવેલાં છે. રસાયણશાસ્ત્ર અને ભુસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ લેટરાઈટ પથ્થર ગ્રેવેલથી વધારે જૂનો જણાય છે. તેમ છતાં, એ બન્ને પથ્થરોનાં હથિયાર, આકાર, સફાઈ અને સુઘડતાની દૃષ્ટિએ સરખાં છે. એટલે સંભવ છે કે દક્ષિણ ભારતમાંથી આદિમાનવ ગુજરાતમાં આવ્યો

હોય અને અહીંથી પાછો ઉત્તરમાં નદીઓની ખીણમાં વસવાટ કરવા લાગ્યો હોય, એમ માનવામાં આવે છે કે, બીજા હિમયુગને અંતે ઉષ્ણ હવામાન થતાં પશુ પક્ષીઓ દક્ષિણથી ઉત્તર તરફ જવા લાગ્યાં અને શિકારને અનુસરતો મનુષ્ય પણ એ રીતે ઉત્તરમાં જઈ વસ્યો.

એ એક રસપ્રદ પ્રક્રિયા છે કે, નદીઓ પ્રાચીન સંસ્કૃતિઓના અવશેષો પોતાના પટમાં માતા પોતાના બાળકને સાચવે તેમ જાળવી રાખે છે. વરસાદ ઘટતાં નદીનું પાણી પણ ઘટે, એટલે નદીમાં વહેતો કાદવ-કીચડ જે સામાન્ય રીતે નદી પોતાના પ્રવાહમાં દૂર લઈ જતી હોય છે-તે નદીના પટમાં જ પથરાઈ જાય. તેથી નદીમાં પુરાણ થાય. એવા પુરાણના પુરાવા ગુજરાતની નદીઓમાં મળી રહે તેમ છે. સંસ્કૃતિના પુરાવાઓ એ રીતે નદીના પટમાં દટાઈ જાય છે અને વરસાદની વધઘટને લીધે મોટી મોટી ભેખડો બનતી જાય છે. એટલે જ ભેખડો કે ટીંબાના ખોદકામમાંથી સાંસ્કૃતિક પુરાવાની અનેક સામગ્રી પ્રાપ્ત થતી હોય છે. ગુજરાતમાં વરસાદની વધઘટને ધ્યાનમાં લઈ ડૉ. રમણલાલ મહેતા ભેજવાળો યુગ અને શુષ્કયુગ એવાં બે મુખ્ય નામ દ્વારા સાત યુગ જણાવે છે[1] અને તેમના મત પ્રમાણે, સૌથી જૂનાં હથિયારો શુષ્કયુગ-૧ની શરૂઆતમાં મળી આવ્યા છે. આ ઓજાર નદીના પત્થરો તોડીને ઘડાયેલાં છે. આવાં ઓજાર સાબરમતી, મહી, નર્મદા, ઓરસંગ તથા કરજણ નદીની ભેખડોમાંથી મળી આવ્યાં છે. વળી, પ્રાણીઓના હાડપિંજર હિમાલયમાંથી મળેલાં હાડપિંજર સાથે સામ્ય ધરાવે છે. ત્યારબાદ, ભેજવાળા યુગ-૩ના મળતાં પ્રાણીઓનાં હાડકાં પરથી જણાય છે કે, ગુજરાતનો મનુષ્ય એ વખતે જીવનનો આધાર શિકાર પર રાખતો હશે. ત્યારબાદ તામ્રયુગની સંસ્કૃતિની ભેટ નદીઓ દ્વારા પ્રાપ્ત થાય છે. સિંધુ ખીણની સંસ્કૃતિના પ્રણેતા અંગે સ્પષ્ટ કહેવું મુશ્કેલ છે. અલબત્ત, ડૉ. રામચંદ્રનના મંતવ્ય પ્રમાણે, સિંધુ ખીણની સંસ્કૃતિના પ્રણેતાઓ આર્યલોકો જ હતા. ઋગ્વેદમાં ઉલ્લેખ મળે છે કે આર્યો વિશાળ પ્રદેશ ઉપર કાબૂ ધરાવતા હતા અને સાથે પશ્ચિમની કેટલીક નદીઓ-જેમાં કુભા (કાબૂલ), ક્રુમુ (કુર્રમ), ગોમતી (ગોમાલ), સુવાસ્તુ (સ્વાટ), સિંધુ, સુશોમા (સોહન), વિતસ્તા (જેલમ), અસિક્ની (ચિનાબ) પરૂષ્ની (રાવી), વિપાસ (બિઆસ), સુતુદ્રી (સતલજ), સરસ્વતી, દ્રીશદ્વતી (ચિતાંગ) તથા જમુના, ગંગા અને સરયૂ-નો નિર્દેશ પણ કરવામાં આવેલ છે સપ્તસિંધુને કિનારે જ સિંધુ સંસ્કૃતિ અને આર્યસંસ્કૃતિનો વિકાસ થયો. આજ સુધીનાં ખોદકામ પ્રમાણે, આ સંસ્કૃતિનો વિસ્તાર ઉત્તરે હિમાલયની તળેટીથી માંડીને દક્ષિણે છેક ખંભાતના અખાત સુધીનો કહી શકાય. તેમજ તેના અવશેષ સપ્તસિંધુની લુપ્ત થયેલી સરસ્વતી નદીના પટમાંથી મળી આવ્યા છે. એવા જ અવશેષો અંબાલા જિલ્લામાં સતલજના કિનારે રૂપર નામના સ્થળેથી પણ પ્રાપ્ત થયા છે. સૌરાષ્ટ્રમાં રંગપુર અને ભાદર નદીના કાંઠે આવેલ રોઝડી ગામે પણ એવા જ અવશેષ મળી આવ્યા છે. રોઝડીમાં થયેલાં ખોદકામમાંથી ગ્રામ્યસંસ્કૃતિના અવશેષ મુખ્યત્વે મળ્યા છે. સિંધુખીણની સંસ્કૃતિ એ નગર સંસ્કૃતિ હતી. આ રીતે, હરપ્પા અને મોહેન-જો-દરોની જે સિંધુ સંસ્કૃતિ હતી તેનાં અનેક અવશેષ મુખ્યત્વે નદીકિનારે પ્રાપ્ત થાય છે. રંગપુર, અલિયાબાડા, ગોંડળ અને તેની આજુબાજુ કર જગ્યાએ જે ખોદકામ થયું છે[2] તે પરથી સિંધુ સંસ્કૃતિ પંજાબથી માંડી ગુજરાત સુધી ફેલાયેલી હતી એ બાબત પુરવાર થઈ ચૂકી છે. ઋગ્વેદનાં સૂક્તો આર્યસંસ્કૃતિના વિકાસની રૂપરેખા આપે છે. સિંધુ અને તેની પાંચ શાખાઓના કિનારા પર ત્યાંનો મુલક છતી આર્યો વસ્યા, પણ સતલજ નદીની બીજી બાજુનો ભારતીય પ્રદેશ એમને માટે અજાણ્યો હતો. ત્યારે જાતિભેદ માત્ર આર્યો અને અનાર્યો-મૂળ વતનીઓની વચ્ચે હતો. આર્યોના પંજા-

૧. ગુજરાત દર્શન,-સં. ભોગીલાલ ગાંધી, લેખાંક ૯, પૃ. ૧૭૧, ૧૭૨.

૨. ગુજરાત દર્શન,-સં. ભોગીલાલ ગાંધી, લેખાંક ૬, પૃ. ૧૦૪.

ભમાં થયેલા આ વસવાટનો સમય શ્રી આર. સી. દત્ત ઈ.સ. પૂ. ૨૦૦૦ થી ૧૪૦૦ સુધીનો માને છે અને આર્યોએ સિંધુ નદી ઈ.સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પર ઓળંગી એમ જણાવે છે.[1] આમ સિંધુથી ગંડક સુધી આર્યસંસ્કૃતિ વૈદિકકાલમાં ફેલાઈ. ઋગ્વેદમાં ગંગા-જમનાનાં બહુ જુજ વર્ણન આવે છે તેથી જણાય છે કે તે બે નદીઓ પ્રથમ અથવા વૈદિકકાળમાં ઘણું કરીને જણાયેલી ન હતી; તો પણ સાહસિક વસનારાઓ તો પંજાબની બહાર નીકળી પડયા હશે અને તે દૂર નદીઓના કિનારા ઉપર વસ્યા હશે. બીજા યુગમાં આવા સંસ્થાનો વધ્યાં અને થોડા સૈકા દરમિયાન અર્વાચીન તિરહુટ સુધીનો ગંગાનો સઘળો પ્રદેશ બળવાન રાજ્યો અને રાષ્ટ્રીય સત્તાનું મુખ્ય સ્થાન થઈ પડયો. તેમણે પોતની વિદ્યાશાખાઓમાં શાસ્ત્ર અને સાહિત્ય સુધાર્યાં અને વૈદિકકાલથી ઘણી જુદી તરેહના ધર્મ અને સુધારાની નવી પદ્ધતિઓને વિકસાવી. આ દ્વિતીય યુગનો વિસ્તાર ઈ. સ. પૂ. ૧૪૦૦ થી ૧૦૦૦ સુધીનો ઘણું કરીને સત્ય ધારી શકાય. આ જ યુગમાં કુરુ અને પંચાલે, કોશલ અને વિદેહે ગંગાના પ્રદેશમાં રાજ્ય ભોગવ્યું.

સાંસ્કૃતિક અવશેષોની દૃષ્ટિએ સૌરાષ્ટ્રની ભાદર, હિરણ કે ણુમાર જેવી નદીઓનો ફાળો પણ નાનાસૂનો ન ગણી શકાય. આ નદીઓ હમણા તો પોતાની અસલ સપાટી કરતાં લગભગ ત્રીસ ફૂટ નીચે વહે છે. પરંતુ, એના કિનારા પરના ટીંબા પ્રાચીન સંસ્કૃતિના ભંડાર જેવા છે. કાદવ, કાંકરા, વગેરે ચીજોથી બનેલા થરોમાં સાંસ્કૃતિક અવશેષો દટાયેલા મળી આવે છે. કચ્છની ભૂખી નદીમાં પણ એવા થર મળી આવે છે. ડૉ. સાંકળિયાના મંતવ્ય અનુસાર,[2] કચ્છ-સૌરાષ્ટ્રમાં અત્યાર કરતાં પહેલાંના વખતમાં વધુ વરસાદ પડતો હોય. જેમ કે, સોમનાથમાં અત્યારે ૩૦-૪૦ ઈંચ વરસાદ પડે છે, પરંતુ આવો થર બંધાયો તે પહેલાં ઓછામાં ઓછો ૬૦ ઈંચ વરસાદ નિયમિત રીતે ત્યાં પડતો હશે. હિરણ તો ગિરની તળેટીમાં જન્મી દક્ષિણ-પશ્ચિમે વહેતી હોવાથી, તે પણ કાંપ અને કાદવને ૩૦ ૪૦ માઈલના પટમાં પાથરતી હતી. હિરણનદીને કિનારે થયેલાં ખોદકામ દ્વારા સાંસ્કૃતિક અવશેષોની પ્રાપ્તિના આધારે જ તેમણે જણાવ્યું છે કે, હિરણના તીરે આદિમાનવે આજથી એક લાખ વર્ષ પહેલાં વાસ કર્યો હતો. ત્યારપછી, બીજો આદિમાનવ લગભગ ૪૦૦૦૦ વર્ષ પહેલાં અહીં આવી વસ્યો હતો. એ સમય બાદ હિરણના પ્રાચીન પટ પર જંગલો ઊગ્યાં અને માટીનું ઉપરનું પડ કાળી-ધગમાટીવાળું બન્યું. એ સમયે મનુષ્ય માટીનાં વાસણો બનાવતો, ઢોર-ઢાંખર પાળતો અને ખેતીવાડી કરતો; છતાં પથ્થરનાં પાનાંઓથી આ બધો વ્યવહાર કરતો માનવી ઉત્તરે સિંધ કે બલુચિસ્તાનથી ઊતરી આવ્યો હોય તેમ લાગે છે. હિરણનો આ પહેલો સાંસ્કૃતિક રહેવાસી હડપ્પા સંસ્કૃતિના સંપર્કમાં આવ્યો હતો કે એ સંસ્કૃતિના લોકો અહીં આવી વસતા હતા. આ સમય પછી એટલે ઈ.સ. પૂર્વે ૧૮૦૦માં આજથી ૩૮૦૦ વર્ષ પહેલાં હિરણ નદીમાં મોટું પુર આવ્યું અને એમાં મહત્વની વસાહત તણાઈ ગઈ. પુરમાં લગભગ ચારથી પાંચ ફૂટ જેટલો નદીનો કાંપ બધાયા પછી અહીં માનવે ત્રીજીવાર વસવાટ કર્યો. ત્રીજી વસાહત બાદ, ચોથી વસાહતનો સમય આજથી લગભગ ૩૫૦૦ વર્ષ પૂર્વેનો ગણાવી શકાય. આ યુગનો મનુષ્ય પણ લાલ-ચકચકિત સુંદર માટીનાં વાસણ બનાવતો અને ઈરાન-પશ્ચિમ એશિયા સાથે સંપર્કમાં રહેતો. નદીના પુરથી રક્ષણ મેળવવા ચોથી વસાહતના મનુષ્યે છેલ્લે મોટી પત્થરની દિવાલ બાંધી હતી. ત્યારબાદ, પાંચમી વસાહત દરમિયાન પથ્થર અને લોઢાનું જ્ઞાન મનુષ્યે મેળવી લીધું હોય તેમ લાગે છે. પથ્થરનાં ઘર, કિલ્લામાં ગોળ બુરજો લોખંડનાં ઓજારો અને હથિયારો, માટીનાં વાસણો વગેરે આ બાબતની સાક્ષી પૂરે છે. ભાદરના કાંઠે રોજડી ગામે ખોદકામ કરતાં પ્રાગૈતિહાસિક કાળનાં અવશેષો

---

૧. પ્રાચીન ભારત-શ્રી આર. સી. દત્ત (ભાષાંતર) પૃ. ૫-૭

૨. સોમનાથમાં પુરાતત્ત્વીય ખોદકામ (પત્રિકા)-ડૉ. હસમુખ સાંકળિયા, પૃ. ૭૨-૮૨.

નાગપદમસૂનીના આડા અવળા વળાંકા લેતી વહન કરતી જોઈ બોલી ઉઠાય છે કે: "વાહ ભાદર તારી નમણાઈ!"

છત્રાવા સોરઠ દેશમાં, નિરમળ ભાદરનાં નીર;
મોટી વસ્તી મેરની, છે દાતારને શુરવીર.

આ ભાદર જેતપુરના પાદરમાંથી રમતી રમતી કેડ ઘેડમાં છત્રાવા ગામને પાદર નીકળીને નવીબંદરે સમુદ્રને મળી. હાલમાં તો આ નદી પણ પુરાવા માંડી છે પણ આજથી સો એક વરસ પહેલાં એમાં વહાણ ચાલતાં અને છત્રાવા તો નાનું એવું બંદર હતું. હજારો ખાંડી માલ છત્રાવાની ભાદરે ઠલવાતો ને જેતપુર ધોરાજી ઉપલેટાના વેપારીઓ ગાડાં જોડીને માલ ખરીદવા આવતા. બસો જેટલા જણ અને પચાસ જેટલી બાઈઓ મજૂરી કરતી. દિવસ આખો ઝકોળ બોલતા. પચાસ જેટલી બાઈઓ સવારે હાથતાળીના તાલે તાલે ગીતોના ગુંજારવ કરતી ગીતો ગાતી કે:

માડી મને ભાદરે જાવા દે,
માડી મને ભાદરે જાવા દે;
સરખે સરખી સાથણું ભેળી
ગીતડાં ગાવા દે.

એક દિવસ આ ભાદરના પેટાળમાં પાકતાં એક ચીભડાંની કિંમત ૧૨૦૦ કોરી આંકવામાં આવી હતી:

માણાવદર નવાબ કમાલદીનખાન રસાલા સાથે વાડાસાડા ગામે જઈ રહ્યા છે. ભાદર નદી આવતાં પટમાં રૂપેરી જાજમ જેવી ચળકતી રેતી જોઈ કમાલદીનખાન કહે: "નાખો પડાવ હવે. અહિંથી કસુંબો પીધા વિના ખસે એ બીજા." જાજમું પથરાણી. ઘોડાને ચંદીના પાવરા ચડાવ્યા. ખરલો કાઢી કસુંબો ઘૂંટાવા લાગ્યો. ત્યાં ભાદરના પટમાં ચીભડાનો વાડો કરીને રે'તા કોળીને ખબર પડી કે આતો માણાવદરના નવાબ છે. એટલે એક પોણાક મણનું પાકીને કુરિયા થઈ ગયેલું ચીભડું લઈને આવ્યો ને નવાબના પગમાં મૂકતાં કહ્યું: "બાપુ આપની બીજી બરદાસ તો શું કરું? ચીભડું ખાવા જેવું છે."

તરત જ સુધારીને ફોલવા તૈયાર કર્યાં. કસુંબો લઈને ચીભડાંનો નાસ્તો કરતાં કમાલદીનખાન ખુશ ખુશ થઈ ગયા "વાહ બે ચીભડા, ક્યા તેરી લિજ્જત?"

ખજાનચીને હુકમ કર્યો કે: "આ કોળીને ૧૨૦૦ કોરી આપી દે." ખજાનચી જરા ખંચકાયો કે ચીભડાંનું ઈનામ કાંઈ બારસો કોરી હોય? દરગુજર કરી તો કમાલદીનખાન કહે કે: "સમજું છું પણ આ ભાદર નદી એને કાયમ નિભાવે છે તો હું એક વરસના દાણા ન આપું? આ ભાદરની મનમોટાઈમાંથી એટલું તો શીખવું હતું? જાવ! વળી જાવ પાછા, મારા ભેળું કામ નથી."

તૂં ભણીઓ ગજરા તણા દોદો કમાલદીન,
બાવનમાંથી બાણીએ કાઢયા અક્ષર તીન

ચીતરાવેણ્ય:- આ નદી ઘેડમાં જમળા ગામના પાદરમાં આવી. જામનગરથી જામબાપુ હજારેક ઘોડેસ્વાર, બસોક ઊંટ સાથે ચૈતર મહિનામાં માધવપુરનો મેળો કરવા નીકળ્યા છે. જમળા ગામના ચીતરા આયરને સમાચાર થયા કે આ રસ્તેથી જામબાપુ નીકળવાના છે તો કહે એક ટંક રોટલાનું રાખીએ. ગામના કહે રોટલાનો તો વાંધો નથી પણ આવડા રસાલાને પાણીનું શું કરવું? ગામમાં પાણીના વાટકીએ વારા છે એક ટંકે એક બેડું આવે છે ત્યાં હજાર ઘોડા અને બસો ઊંટને પાવું શું?

ભડ જમરું ને મેખડી, વીઠલા દેજેમાં વાસ;
આહીં પાણીના પાપીઆને વાં મસા ઠોલે માસ.

ચીતરા આયરે ગામને હાકલ કરી. બે હજાર માણસ હાથમાં કોદાળી પાવડા ને ત્રીકમ લઈ તૈયાર થયું. ઓઝત નદીમાંથી નહેર વાળી બે દિવસમાં જમળાના પાદરનો ખારો કાંઠા સુધી ભરી દીધો. પાણીની રેલમછેલ હાલી.. નામ આપ્યું ચીતરાવેણ્ય.

ઓઝતથી આણી કરી, ખારો ભરચો ખીર,
ઊનાળે આહીર, ચોમાસું કીધું ચીતરા!

મૂળ નામ ભદ્રાવતી. એમાંથી ભદ્રા અને લોકભાષામાં ભાદર કહેવાણી. આ ભાદર પશ્ચિમની ગંગા ઠરી. ઘેડનાં માણુસોએ ગંગાજી અને નર્મદા જેટલું મહાત્મ્ય ગણ્યું છે. એમાં સ્નાન કરી ધન્યતા માની સ્તુતિ કરે છે :

સદા સર્વદા સમૃદ્ધિદાતા સરિતા
મહા મંગલ કારણી લોકમાતા
દયાધામ તું દીસતી બ્રહ્મજ્યોતિ
ધરા માનવીરાં મહા પાપ ધોતી
લખાં રૂપ તોરાં ન જાયે અલેખા
પડી બ્રહ્મ સાકારને હસ્ત રેખા
જળાં ઘૂઘવે સાગરાં ધામ જાતી
ગિરા શારદા બ્રહ્મનાં ગીત ગાતી

એ જ નદી કાંઠે એક ગામડાંમાં બેનને ત્યાં ભાઈ જઈને સમાચાર પૂછે છે તો બેન ભાદરના પાણીના હરડા કરીને થાકી ગઈ છે. ઊંચી ઊંચી ભેખડો ચડાતી નથી, એટલે રાવ કરે છે કે :

"ભરવાં ભરવાં ભાદર નદીનાં નીરજો."

તો બીજી બેન વળી દીવાળીના દિવસો ઢૂંકડા આવતા જોઈ લૂગડાં ધોઈ ધફાઈને નવાં જેવાં કરવા ભાદરે પૂગી ગઈ :

દીવાળીના દન આવતા જાણી;
ભાદરે ધૂવે લૂગડાં ભાણી :

ક્યાંય વળી રમુજી ને મુત્સદીગીરીનો પ્રસંગ મળી આવે છે.

રંગપર ગામના આખા બોલા ને ઉટાંટ ચારણુના સ્વભાવથી જેતપુરના વાળા દરબારો ગળો-ગળ આવી ગયા છે. પણ કમરહંસને રજા દેવાય નહિ અને રોકયો પોસાય નહિ. કરવું શું? એટલે દર-બારોએ એક કીમિયો કર્યો કે કમરહંસને પરણાવીએ. કમરહંસ કહે ભલે પણ મારૂં મન માને એવી હોવી જોઈએ :

બગલી સું બને નહિ, કાળી ગમે ન કોય;
હુરમ સરખી હોય, તો કમરહંસ વીવા કરે.

દરબારો કહે : "હુરમને આંટી દયે એવી."

કમરહંસ કહે : "એવી કોણુ?"

તો કહે : "આ ભાદર. શાંતનુ કયાં ગંગાજીને ને'તા પરણ્યો? તો અમારો કમરહંસ ભાદરને શા માટે ન પરણે?"

કમરહંસ કહે : "ભલે થાય."

દરબારોએ ધામધુમથી લગન લીધાં. ભાદરના પટમાં માંડવો નાખી વિધિસર ફેરા ફેરવ્યા. કમર-હંસને ભાદર જેવી સ્ત્રી મળતાં પોરસનાં પૂર હાલ્યાં ને દોહો કહ્યો કે :

વડય વિનાં વરિયે નહિ, આવે ભલેને અંત;
ભાદર સરખી ભામની, કમરહંસ જેવો કંથ.

હવે દરબારોને બરાબર લાગ આવી ગયો એટલે કહ્યું કે : "કમરહંસ! બીજું બધું તો ઠીક પણ હવે તમારાથી આ ભાદરના પેટનું પાણી ન પીવાય. કાંઈ ભાયડાથી બાયડીના પેટનાં પાણી પીવાય? તો તો ધરતી રસાતાળ જાય ને! આ સાળું ઓસાણ-ન આવ્યું, નહિતર બીજી કો'ક ગોતત."

કમરહંસ કહે : "થૂ... હરામ છે ભાદરનું પાણી પીવું."

દરબારો કહે : "ન્યાલ થયા. એટલુ જ જોતું હતું."

જેતપુરના વેપારીઓ તો કહે છે કે અમારી અન્નદાતા તો આ ભાદર નદી છે. હજારો માણુસોનો નિભાવ આ ભાદર ઉપર છે જાપાન સુધી જેતપુરને પ્રસિદ્ધિ ભાદરે આપી છે. પ્રભાતના પહોરમાં જેત-પુરની ભાદરનું સૌંદર્ય એક લા'વો લેવા જેવું છે. હજારો રંગરેજ ભાત ભાતની સાડીઓ સૂકવતા જોઈ પચરંગી બાગ ખીલ્યો હોય એમ આખો પટ શોભી ઊઠે છે. લાખા ફુલાણીએ તો એક જ વખત વન ઓઢાડ્યું ત્યારે જેતપુરના રંગરેજ હંમેશાં આ પટને ફૂલડે વધાવતા હોય છે. એક બાજુ કારીગરના ગુંજા-રવના પડઘા પડતા હોય, બીજુ બાજુ સો સો પાણીઆરીઓ પાણી ભરતી હોય. એક બાજી ધીસું પાણીએ આવિયું હોય. એમાં આ ભાદર

ડોળીઆના કવિ ગીગા રાવળને તો આ નવસો નવાણું નદિયું એક બીજી સાહેલીને ગળે આંકડા ભીડી સાગરને માંડવે ગીત ગાતી ગાતી જાનડીઓ જાતી હોય નહિ ? એવું લાગ્યું :

હેદાવાળા ત્રાસે પાળા સરિતા જોરથી હાલે
પાણીવાળા ખળકારા એકધારા પાઠ
લોઢરા ઘુઘરા જાણે ગીતરા ઝકોળ લાગા
સાગરા મંડપ હાલ્યા જાનરા સમાઢ

આમ નદીઓએ અનેક પ્રકારનું સાહિત્ય આપતા આખરી સંદેશો તો એ જ આવ્યો કે તમે કોઇ મારો અંત લેશો નહિ :

નદી નરંદા સિદ્ધકળા, કામન ને કમળા;
એ તાં અંત ન લીજિયે, ઘર વાંછીએ કુશળા.

સૌરાષ્ટ્રની નાની મોટી દોઢસોથી પોણાબસો જેટલી નદીઓ ભાગ્યશાળી માણસની હથેળીની રેખા જેમ ચારે બાજુ સમૃદ્ધિની છોળ્યું ઢાલવતી વહન કરી રહી છે. એમનાં નામ પણ ગમે એવાં. કોઈ પુરાણ કાળથી ચાલ્યાં આવતાં તો કોઇ વળી નામ કામા ઉપરથી પડેલાં. આ રહી એ પોણાબસો નદીની નામમાળા :

મચ્છુ, આજી, મીણસાર, માલણ, શેત્રુંજી, ઝોલા, ગોંડળી, હિરણ્ય, ધાણો. ધાતરવડી, ગેલ, વરતુ, ભોગાવો, મોજ, ઓઝત, ઉબેણ, ભાદર, બ્રાહ્મણી રાળી, સાબળી, સાતલ્લી, બિલગંગા, ભોગાવતી, રૂપમતી, રંગમતી, વેદમતી, મધુવતી, ઊંડ, મતવાર, ઉતાવળી, ઢાંઢવડી, ફ્રાફડ, રંઘોળી, વેણુ, કપિલા, રેણુકા, સાકરોલી, કાળુભાર, રૂપેણ, સાપેણ, ગોમા, ફૂલઝર, આસુંદરી, સરસ્વતી, નાવલી, ઠેબી, ગોમતી, સાંગાવાડી, મેમતી, કોયલી, સાંની, જાંબુર, ટીલોરી, જામરાળી, ત્રિવેણી, નોળી, ગુડાજલી, ગોડી, શીંગવડી, કાળીસર, આંબાજંર, સરનાળી, શેલ, ઝેરડોચલી, ભોગાવો, મેંગળ, લીલુડી, સુખભાદર, મચ્છુન્દ્રી, રીબડી, ઘોડાવડી, બોબડી, બગડ, વસઈ, ખારી, ચંદ્રભાગા, નીલકા, ઘી, તેલી, મેથાળો, રાયળી, લોલ, જમરી, વાસાવડી, સુરૈયા, ચાંચરવાડી, ઉટડી, બુઢણુ-પરી, ભદ્રી, જેડી, નાગમતી, ડેરી, કરમળ, મેધલી, પ્યાચારી, બેટી, જાંબુમાળ, મનવાર, મનાર, બાંભણ્ય, ભાદ્રોડી, ભાણુવડી, માલસરી, ગોપ, નવી, છાતરડી, નતાર, સુતરળી, સુરમત, ઘોડી, વડી, ગૌતમી, પાદળીઓ, રંગોળી, ઘાનીવેલો, પોપટડી, દેવકા, કિલોઈ, મહા, સીતાપુરી, સોરડી, હો, ઉગલી, વેધલી, ઘોડાધ્રોઈ, વાંચળ, સિંહણ્ય, ગરવો, વાડોલ, ડોંગી, ધુવવી, તો કેટલાક વોકળાનાં નામ વળી આ પ્રમાણે છે. અકારિયો, મધરિયો, નળિયો, ખરેડો, માંઝો, માણેકિયો, પાતાળિયો, પાનિયો, સુમાર, રાણુપરો, સુકવો, રાણો, રસનાળિયો, લંબાવો, ગઢિયો, રત્નાગાર વિગેરે.

આ બધી નદીઓ પાસેથી કાંઈને કાંઈ સાહિત્ય મળી આવે છે. ક્યાંયથી પ્રેરણાદાયી તો ક્યાંયથી પ્રાસંગિક, ક્યાંય કુદરતી સૌંદર્ય તો ક્યાંય કૃત્રિમ. જે રીતે જે પ્રકારનું દૃશ્ય જોવા મળ્યું એનું લોકકવિયોએ સાહિત્યમાં રજૂ કર્યું છે.

“નદીઓ તણા નીરને દોડયા પછી દરિયો મળ્યો”

એ ભાઈ જરાક ધીરજ રાખ આમ આંધળી દોટ દેતો નહિ, દોટ દેવી સારી નથી. જરા નદીઓના નીરને પૂછી જો કે બહુ દોડવાનું પરિણામ શું આવ્યું ?

કાંઠે તરસે ટળવળતાની તૃષા બુઝાવી લે. જરા ગતિને ધીરી પાડય સમુદ્ર ભેળી થઈ ગયા પછી તો તારી પાસે કોઈ ચાપવું પાણી માગે એમ નથી, માટે ત્યાં સુધીમાં કાંઈક થાય તે સારું સારું કરી લે ને ! :—

કોઠે પડિયાં કોઇ, તે પાણી તરસ્યાં તણે;
હાંસલ એટલું હોય, નદિયું જળને નાનજી.

સૌરાષ્ટ્રમાં ભાદર નદી સૌથી મોટી કહેવાય છે. એનું મથાળું જસદણ પાસેના મદાવા ડુંગરમાં. એટલે જ મથાળે મે શરૂ થતાં ઘેડનાં માણસ ફફડી ઊઠે છે કે ક્યાંક ઓચિંતી રેલ આવશે તો કંઈકને બોળી દેશે. આ કારણમાં ઘેડમાં કહેવત ઊભી થઈ છે કે “મે વરસે મદાવે, ને ઘેડનાં માણસો પદાવે.”

આમ ઉગમ મદાવામાં અને સમુદ્ર સંગમ નવીબંદર. એનું નામ કૃષ્ણ પત્ની ભદ્રાવતી ઉપરથી

# સરિતાએ વહાવેલો સાહિત્યનો સ્રોત

પિંગળશીભાઈ ગઢવી

નદીના શાસ્ત્રકારોએ અર્થસૂચક આટલાં નામ આપ્યાં છે. નદી, સરિતા, દ્વની, તરંગિની, તટની, રદની, શ્રોતા, શ્રવતી, નિમગ્ના, પગા, દ્વિરેફા, શૈવલની, શ્રોતસ્વિની, દ્વીપવતિ, અને જલમાલ.

નદી તો લોકસંસ્કૃતિની જનેતા કહેવાણી. સરસ્વતીનું પ્રતિક ગણવામાં આવી. લોકમાતાનું બિરુદ મેળવી મનના મેલ ધોયા. પંડયનાં પાપ ધોઈ પવિત્ર બનાવ્યાં. માતાના સ્તનમાંથી બાળકના પોષણ માટે જેમ ધાવણ છૂટયું એમ નદીઓના વહનમાંથી સંસ્કૃતિની સરવાણીઓ વ્હેતી થઈ. એમણે જીવ માત્રને જીવન આપ્યું. ખાવા અનાજ, પીવા પાણી ને પે'રવા લૂગડાં આપ્યાં. સંસ્કાર આપ્યા, સાહિત્ય આપ્યું. ધરતી માતા જેમ દર વરસે નવો નવો પાક આપે છે એમ નદીઓ હમેશાં નવા નવા સાહિત્ય સંસ્કાર આપતી જ રહી છે. ભલેને વિદ્વાનો લખ્યા જ કરે પણ ખૂટે નહિ.

નદી કિનારે લોકોએ નિવાસ કર્યો. ગ્રામ્ય વ્યવસ્થા ઊભી કરી, ખેતીવાડી કરી, પશુપાલન કર્યું, ભક્તિ કરી, સ્નાન કરી સૂર્યને અર્ધ્ય આપી લોક પરલોકનું ભાતું મેળવ્યું.

જે નદીનો જ્યાંથી ઉગમ થયો અને જ્યાં સમાણી ત્યાં સુધી એના કિનારા ઉપર પ્રવાસ કરતા આપણને પુષ્કળ પ્રસંગો મળી આવે છે. કયાંય મેળાખેળા, કયાંય સંતો મહંતોનાં આશ્રમ તો કયાંય જ્ઞાન કથાના પરબ ચાલતાં જુઓ; કયાંક મંદિરમાં ઘંટારવ તો કયાંય પશુ પાલકના ઝૂંપડાંમાં વલોણાના ધમકાર સાંભળશો. કયાંય અનગળ પાણી તો કયાંય વેળુમાં વીરડા ગાળતી પાણીઆરીને જુઓ. કયાંય કોશીઓ કોશ હાંકતો જુઓ તો કયાંય ઊંચી ઊંચી ભેખડોની કોતરોમાં બહારવટીઆનાં નેખમ જોવા મળે. કયાંક ધીરું પાણી પીતી હોય તો કયાંય નાગપદમણીઓ ધુનામાં કુકડી દા' રમતી હોય. કયાંય લીનાવતી રંગરેજ મોતીચંદ શેઠની પાઘડીને-દિલનો રંગ ચડાવતી જુઓ તો કયાંય ધોકો લઈને ભાણી લુગડાં ધોતી હોય, કોઈ પાણીઆરીને આ નદી-આરો અંતરનો આરાધદેવ બન્યો તો કોઈને વેદનાનો વારિધી થયો.

કયાંય બાપોદરની રૂપીને નવુકા માટે આખરી આશ્રય મેળવતી જોશો તો કયાંય તોલા કુંભારની સુહિણીને કાચી માટીના ઘડાનાં તુંબડાં કરી પ્રિયતમ મેહારને મળવા જવા સિંધુનાં અગાધ જળ તરતી જોશો :

ઘરો ભગો તગોરેઓ, શાલ મ ભજે ઘરી<br>
મુલાં ટો મેઆરજો, ભીંજી થ્યો અચભરી.<br>
તાગો તાર તરી માન ડિયાં મુંહ મ્યારજો.

(ખેર ઘડો ભાંગ્યો તો ઘે ભ્યો પણ હે પ્રભુ! મારા મેળાપની ઘડી મ ભાંગજે. છીછરૂં કે ઊંડું જે પાણી હોય તેને તરીને હું મેહારનું મુખ જોઈ શકું એટલી તો મને સહાય કર.)

વાંચો તો ખરા સુથા ધાધલની સાહસ કથા! અપસરા રોખી કાઠિયાણી અને બે મહિનાના બાળકને શેત્રુંજીનાં ગાંડા પૂરમાં ત્રાપા ઉપર બેસાડી ઈનરિયાને ઓરડે રાત રે'વાની તમન્ના તો કયાંય વળી ખગડાણાની નદીમાં એક લોભીઆ આયરનું નામ દાટવા ઊંડેથી ખાડો ખોદતા ચારણને જોશો તો કયાંય વળી એ જ લોભીઆ આયરના દીકરા રાઘવ ભમરની ઉદારતા

નદી નિસાસા મોકલે, નહિ મથાળે મે<br>
વરસને કાળા એ ગયં હાલી ગમાતરે

સૌરાષ્ટ્રની ઘણુંખરી નદીઓ તો ખરે ઉનાળે ખાલીખમ પડી હોય છે. પેટાળમાં નકરા પાંચીકા ઊડતા હોય અને રૂપ પણ ખાવા ધાય એવું બેંકાર બની જાય છે. પણ વર્ષાનું આગમન થતાં નવોઢા નારની જેમ એનાં રૂપ ખેળે ને ઘેળે ખલવલી ઊઠે છે. આ રૂપ જોવા હજારો માણસો ઉમટી નીકળતાં હોય છે.

દેખાય છે તે પીપળા નીચે આવ્યા પછી મને ખૂબ આનંદ થયો. એ જગ્યાએ થોડો આરામ કર્યા પછી આજુબાજુમાં નજર કરતાં મહાદેવજીનું એક લિંગ મારી નજરે પડયું. મારા પિતાશ્રીને મેં શિવલિંગની પૂજા કરતા જોયા હતા એટલે મેં પણ એ જ રીતે શિવલિંગની પૂજા શરૂ કરી. બાજુના તળાવડામાં ઊગી નીકળેલા કમળફૂલોથી હું રોજ મહાદેવની પૂજા કરવા લાગ્યો. ઘણે વર્ષે મહાદેવજી પ્રસન્ન થયા. ત્યારે મેં માગ્યું કે: "દેવાધિદેવ ! મને અમર બનાવો."

મહાદેવજીએ કહ્યું કે: "દેવ સિવાય બીજું કોઈ અમર હોઈ શકે નહીં, એટલે તું કોઈ બીજું વરદાન માંગ."

બહુ વિચાર કરી મેં માગ્યું કે, "દેવાધિદેવ ! મારા શરીર ઉપર જેટલાં રૂવાડાં છે એટલા કલ્પ સુધીનું મારું આયુષ્ય થાય એવું વરદાન આપો."

મહાદેવજીએ તથાસ્તુ કહ્યું. આટલું લાંબુ આયુષ્ય મળતાં મને આનંદ આનંદ થઈ ગયો. પછી તો મેં મહાદેવજીની આરાધના ચાલુ જ રાખી. કલ્પોના કલ્પથી હું આ મહાદેવજીની પૂજા કર્યે જાઉં છું. આ પ્રદેશના લોકો મને દીર્ઘજીવી જોઈ મારું બહુમાન કરે છે. અને એ લોકોએ મારા આશ્રમ નજીક વહેતી મયૂરા નદીનું નામ મારા નામ ઉપરથી બગડ પાડી દીધું છે. હું જે મહાદેવની પૂજા કરું છું એ ભૂતનાથ મહાદેવજીનું નામ લોકોએ મારા નામ ઉપરથી બગડેશ્વર પાડી દીધું છે. આ નદીને સામે કાંઠે આવેલ ગામનું નામ પણ મારા નામ ઉપરથી બગડાણા પાડયું છે. આમ આ પ્રદેશમાં બધું મારામય બન્યું છે. છતાં આ શરીર નાશવંત છે એનો મને ખ્યાલ છે એટલે શરીરના રક્ષણ માટે હું બહુ ચિંતા કરતો નથી પણ મોક્ષ મેળવવા માટે સદાને માટે મહાદેવજીની ભક્તિ કર્યા કરું છું.

બગડાલમ ઋષિની વાત સાંભળી ઈન્દ્રદેવ રાજા તેના પગમાં પડયો. રાજાને ઊભો કરી છાતી સરસો ચાંપતા બગડાલમ ઋષિએ કહ્યું કે "આ શરીરને જીવવા માટે ખાવા પીવા જેટલું મળે તો પછી શા માટે સંગ્રહ કરવો ? સંગ્રહ કરીએ તો શોષણ કરવાનું મન થાય અને શોષણ કરવાથી માણસ પરોપજીવી બને એ બધું કરવા કરતાં દેવાધિદેવની ભક્તિ કરીએ તો સ્વર્ગથીય ઉત્તમ એવો મોક્ષ મળે."

બગડાલમ ઋષિની વાત સાંભળી એમના અપરિગ્રહ વ્રતને મનોમન નમન કરી રાજા ઈન્દ્રદેવ પોતાના વતન તરફ ગયો અને જીવ્યો ત્યાં સુધી અપરિગ્રહી રહ્યો.

સૌરાષ્ટ્રના ભાવનગર જિલ્લાના શત્રુંજય પહાડની દક્ષિણે આવેલ મોરધારની ગિરિમાળામાંથી માલણ, રામતલ્યા, બગડ અને ભાદરોડી વિગેરે નદીઓ નીકળે છે. આ નદીઓમાં મયૂરા ઊર્ફે બગડ નદી સેંદરડા ગામની પશ્ચિમ દિશાએથી મોરધારના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. ઘણા એમ પણ કહે છે કે બગડાલમ ઋષિ જ્યારે ભૂતનાથ મહાદેવની સેવા કરવા લાગ્યા ત્યારે બાજુમાં કોઈ જળાશય નહોતું એટલે બગડાલમ ઋષિની ભક્તિથી પ્રસન્ન થઈ મહાદેવજીએ મયૂરા ઊર્ફે બગડ નદીને મોરધારના ડુંગરમાંથી ઉત્પન્ન કરી.

હાલમાં ભાવનગર જિલ્લાના વાળાક પંથકમાં બગડ નદીને કાંઠે બગડાણા નામે મોટું ગામ વસેલ છે. આ ગામ નજીક જ બગડાલમ ઋષિનો આશ્રમ આવેલ છે અને એ આશ્રમ નજીક ભૂતનાથ ઊર્ફે બગડેશ્વર મહાદેવનું સ્થાન આવેલ છે.

કહેવાય છે કે બગડાલમ ઋષિ કલ્પજીવી અશ્વત્થામા, હનુમાન અને ગોરખ વિગેરે કરતાં સાડાત્રણ કરોડ ગણું આયુષ્ય ધરાવે છે.

હાલમાં બગડાલમ ઋષિના આશ્રમને સ્થળે બજરંગ બાપુ નામે જાણીતા સંત વસે છે. એમણે બગડ નદી, બગડેશ્વર મહાદેવ અને બગડાલમ ઋષિના આશ્રમનું મહત્ત્વ પ્રકાશમાં લાવીને અનેકગણું વધાર્યું છે.

ઉપરની વાત સ્કંદપુરાણમાં લખાયેલ છે. બગડાલમ ઋષિએ જે સ્થળે તપશ્ચર્યા કરી અને બગડ નદી ઉત્પન્ન કરી એવું બીજું સ્થળ ઓરિસ્સા અને મધ્યપ્રદેશની સરહદ ઉપર આવેલ છે. અને એ સ્થળ બાબત પણ ઉપરની જ વાત કહેવાય છે. બગડાલમ ઋષિ અંગેની વાત રામાયણના અરણ્યકાંડમાં પણ લખાયેલ છે.

# બગડ નદી

ડૉ. હરિલાલ ગૌદાની

એક વખત માલવ દેશનો પ્રતિહાર રાજા ઈન્દ્રદેવ ફરતો ફરતો માર્કંડ ઋષિને આશ્રમે જઈ ચડયો. આશ્રમમાં જઈ એણે માર્કંડ મુનિને પૂછ્યું કે; "દેવ મેં ત્રણ વખત અશ્વમેધ યજ્ઞ કર્યો તેના ફળ રૂપે મને ત્રણ વખત બ્રહ્મલોક પ્રાપ્ત થયો. પણ યજ્ઞનું ફળ પૂરું થતાં બ્રહ્માજીએ મને બ્રહ્મલોકમાંથી મૃત્યુલોકમાં પાછો કાઢી મૂકયો. હવે ફરીથી અશ્વમેધ યજ્ઞ કરી મારે બ્રહ્મલોકમાં જાવું નથી કેમ કે અશ્વમેધ યજ્ઞનું પુણ્ય પૂરું થાય એટલે હતા ત્યાં ને ત્યાં જ રહેવાનું છે. ઋષિરાજ! મને કોઈ એવો માર્ગ બતાવો કે જેનાથી મારો સદાને માટે મોક્ષ થઈ જાય."

માર્કંડ ઋષિએ કહ્યું કે : "રાજન્! અહીંથી દૂર દૂર પશ્ચિમ દિશામાં આનર્ત નામે પ્રદેશ આવેલ છે. એ પ્રદેશમાં ઉત્તરમાથી દક્ષિણમાં વહેતી એક નાનકડી નદીને કિનારે બગડાલમ નામે એક ઋષિ વસે છે. એ ઋષિ આ વિશ્વમાં સૌથી વધારે આયુષ્યમાન છે. ચાર યુગોનો એક કલ્પ થાય એવા લાખો કલ્પથી બગડાલમ ઋષિ પોતાના આશ્રમ નજીક આવેલ ભૂતનાથ મહાદેવની પૂજા કરે છે અને મહાદેવજીને રોજ સવારે કમળપુષ્પ ચઢાવે છે. રાજન! તું એ ઋષિની પાસે જા. એ દીર્ઘજીવી મુનિ તને મોક્ષનો માર્ગ બતાવશે. હું તારી સાથે એક ભોમિયો મોકલું છું. એ ભોમિયો તને આનર્ત પ્રદેશમા આવેલ મયુરધારાની ડુંગરમાળામાંથી નીકળતી મયૂરા નદીને કિનારે કિનારે લઈ જશે અને મયૂરા તથા શ્યામા નદીના સંગમ ઉપર આવેલ બગડાલમ ઋષિના આશ્રમમાં પહોંચાડી દેશે."

પછી માર્કંડ ઋષિએ મોકલેલ ભોમિયાને સાથે લઈ રાજા ઈન્દ્રદેવ આનર્ત પ્રદેશમાં આવેલ મયૂરધારની ડુંગરમાળામાં થઈને મયૂરા નદીને કિનારે કિનારે આગળ વધી બગડાલમ ઋષિના આશ્રમમાં પહોંચ્યા. આશ્રમમાં પહોંચતાં રાજા ઈન્દ્રદેવે કૌતક જોયું. બગડાલમ ઋષિ પોતાના એક હાથમા ઘાસનો પૂળો લઈ શરીરને તાપથી રક્ષણ કરવા સૂર્ય આડો ધરી રહ્યા હતા અને બીજે હાથે રૂદ્રાક્ષની માળા ધારણ કરી મહાદેવનું ધ્યાન ધરી રહ્યા હતા.

ધ્યાન પૂરું થયા પછી માર્કંડ ઋષિએ મોકલેલ ભોમિયે બગડાલમ ઋષિ સાથે રાજા ઈન્દ્રદેવની ઓળખાણ કરી આપી. ઓળખાણ થયા પછી રાજા ઈન્દ્રદેવે બગડાલમ ઋષિને પૂછ્યું કે : "ઋષિરાજ! તમે તાપમાંથી બચવા માટે શા માટે ઝૂંપડી બનાવતા નથી?"

બગડાલમ ઋષિએ કહ્યું કે: "ભાઈ! આ દેહ નાશવંત છે. એને વધારે પડતું રક્ષણ કે મહત્ત્વ આપવાની જરૂર નથી. તેથી જ હું સૂર્યના કિરણથી આ શરીરને બચાવા માટે ઘાસનો પૂળો આડો ધરી રાખું છું."

રાજા ઈન્દ્રદેવે કહ્યું કે: "ઋષિરાજ! આ વિશ્વ ઉપર તમે વધારેમાં વધારે આયુષ્યમાન છો. તમારે હજુ કરોડો વર્ષનું આયુષ્ય ભોગવવાનું છે. છતાં તમે સાધારણ ઝૂપડી શા માટે બાંધતા નથી?"

"રાજન! ઘાસના પૂળાથી આ શરીરને જોઈતી છાયા મળી રહે છે પછી એનું વધારે પડતું જતન કરવાની શી જરૂર છે?"

"ઋષિરાજ! હવે હું આપની વાત સમજ્યો. પણ આપે આટલું બધું લાંબુ આયુષ્ય કઈ રીતે મેળવ્યું એ વાત તો કહો!"

"રાજન! હું નાનપણમાં બોબડો હતો તેથી લોકો મારી ઠેકડી ઊડાવતા. મારામાં કાંઈ અક્કલ નથી એમ કહી મને ચીડવતા. મારા મા-બાપના મરણ પછી મારી મિલકત પચાવી પાડવા માટે મારા કાકાઓએ મને ઘરમાંથી બહાર કાઢી મૂકયો. પછી હું ફરતો ફરતો અહીયા આવી ચડયો અને સામે

ઊંચે જે વિશાળખંડ છે તેને આજે 'એભલ મંડપ' કહેવામાં આવે છે. એના ટેકણમાં ચાર અષ્ટકોણ સ્થંભ છે. એભલમંડપથી ઊંચે જતાં ચૈત્ય ગુફા આવેલ છે. એની અંદરના સ્તૂપનો વચલો ભાગ તૂટી ગયો છે. આ ચૈત્ય ગુફા ક્ષત્રપકાળની જણાય છે. રૂપેણના પ્રદેશમાં ઊના પાસે આવેલા સાણા ડુંગરની બંને ધાર પર ગુફાઓ છે. એમાં આવેલા વિશાળ મંડપને અહીં પણ 'એભલમંડપ' કહેવામાં આવે છે. ત્યાંથી ઊંચે જતાં 'ભીમની ચોરી' નામે ઓળખાતી ગુફાની પાસે એક ચૈત્ય ગુફા આવેલી છે. એમાં પણ સ્તૂપનો ઉપરનો ભાગ તૂટી ગયો છે. બાસઠ જેટલી સંખ્યા ધરાવતી આ ગુફાઓ ક્ષત્રપકાળની હોય તેમ લાગે છે. એવી જ રીતે સાબરકાંઠામાં શામળાજીની પાસે મેશ્વો નદીને કિનારે 'દેવની મોરી'[1] નામે ભોજરાજાના ટેકરાનું ખોદકામ કરતાં એક મોટો ઈંટેરી સ્તૂપ અને ઈંટેરી વિહાર મળી આવેલ છે. સાબરકાંઠે વસેલા અમદાવાદમાં મધ્યકાલીન સાંસ્કૃતિક અવશેષો પડેલા છે.

ભરૂચના ગુર્જર રાજાઓનો કાયમનો પ્રદેશ મહી અને તાપીની વચ્ચે હતો, પણ કોઈ કોઈવાર ઉત્તરે ખેડા સુધીનો પ્રદેશ અને દક્ષિણે તાપીની દક્ષિણ તરફનો પ્રદેશ તેમના અમલ નીચે હોય તેમ લાગે છે. ગુર્જરો ઉત્તર ભારતમાંથી ગુજરાતમાં આવી વસ્યા હતા. ઈ. સ. ૬૪ થી ૨૦૦ સુધીમાં આ બારૂગાઝા (ભરૂચ) વ્યાપારનું મોટું મથક હતું. એવી જ રીતે તાપી નદીકાંઠે વસેલા સૂરતની પ્રસિદ્ધિ પણ એક વ્યાપારી બંદર તરીકે થઈ ચૂકી હતી. સરસ્વતીના તીરે આવેલ આજના પાટણમાં સોલંકી-યુગની સંસ્કૃતિના અવશેષ મળે છે.

સૌરાષ્ટ્રના નદીકિનારેથી મોટાભાગના શિલાલેખો તથા પ્રાચીન મંદિરોના અવશેષ પ્રાપ્ત થાય છે. જેમ કે સૌરાષ્ટ્રનું પ્રાચીનતમ મંદિર ગોપ વર્તુ નદીને કિનારે છે અને બિલેશ્વરીને કિનારે ઊભેલું બિલેશ્વરમંદિર આજે પણ શ્રદ્ધાળુઓની શ્રદ્ધાનું કેન્દ્ર બનેલું છે. પ્રાચીન અને મધ્યકાળની રાજધાનીઓ નદીકિનારે સ્થપાતી અને રાજ્યસીમાઓ પણ મહદંશે નદીઓના આધારે નિશ્ચિત થતી. આ સંબંધમાં કહી શકાય કે, વર્તુના ઉત્તરકાંઠે જામનગર રાજ્ય અને દક્ષિણ કાંઠે પોરબંદર રાજ્ય તથા મીણસારના ઉત્તર કાંઠે પોરબંદર રાજ્ય અને દક્ષિણકાંઠે જૂનાગઢ રાજ્યની સીમાઓ હતી. એટલું જ નહીં, સાહિત્યની દૃષ્ટિએ કહેવું જોઈએ કે ગુજરાતી ભાષાનું શબ્દભંડોળ પણ નદીકિનારાના વ્યવહારથી જ સમૃદ્ધ બન્યું છે. મહાપુરુષોએ અંતિમશ્વાસ છોડવાનું પણ નદીકિનારે પસંદ કર્યું છે, જેમ કે હિરણના કાંઠે કૃષ્ણ, સોનરેખના કાંઠે નરસિંહ મહેતા, ગોમતીના કાંઠે મીરા અને ડેમીના કાંઠે દયાનંદે અંતિમ શ્વાસ છોડયો. આધુનિક યુગમાં જીવતાં જણાતાં તીર્થો જેવાં સ્વામીના ગઢડાનાં મંદિરો ઘેલા નદીના કિનારે, અને ભાદરના કાંઠે ભીડભંજન મંદિર પણ નદીનું માહાત્મ્ય ગાતાં આજે પણ ઊભાં છે અને સંસ્કૃતિનાં કેન્દ્રો બનેલાં છે. આમ નદી એ સાચે જ સંસ્કૃતિનું પારણું છે. એટલે આપણે પણ, દશમમંડળના[2] સૂકતમાંથી એક શ્લોક સાથે નદી-માતાને પ્રાર્થના કરી વિરમીએ—

इमं मे गङ्गे यमुने सरस्वति शुतुद्रिस्तोमं सचता परुष्ण्या ।
असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥

---

૧. ગુજરાતનું મૂર્તિવિધાન—શ્રી કનૈયાલાલ ભા. દવે, પૃ. ૫૧૫–૫૧૬

૨. ઋગ્વેદ, દશમ મંડળ, સૂકત ૭૫, શ્લોક નં. ૫

---

ઘેલો મન મેલો નહિ, સહુ પેલો સોમનાથ;
લાખણકા, ગઢડા, વળા, બવળી ભીડી બાથ.
મોરધારમાં છે મથક, ખૂંટવડે ખરી;
મહુવા ફૂલડે મહેકિયું, માલણ મોજ ભરી.

—બળદેવભાઈ નરેલા

પ્રાપ્ત થયાં છે. ૧ અહીંથી મળેલાં માટીનાં વાસણોનો ઘાટ હરપ્પીય છે. વળી, તાંબાનાં ઓજારો, સોનાની વાળીઓ, અકીકના મણકા વગેરે અવશેષો પણ પ્રાપ્ત થયેલ છે. તે પછીના થરમાં માટી અને પથરાના મકાનના અવશેષ મળે છે. તે પછીના થરમાં પથ્થરનાં મકાનો, પ્રભાસશૈલીનાં વાસણો મણકા વગેરે અવશેષ મળે છે. આમ, સૌરાષ્ટ્રની નદીઓને કિનારે પ્રાચીન સંસ્કૃતિ ખૂબ જ ફૂલીફાલી હોય તેમ લાગે છે. સૌરાષ્ટ્ર એક સમય અનેક સંસ્કૃતિઓનું સંગમ સ્થાન હતું. જેમ જેમ બીજી સંસ્કૃતિઓની અસરના થર ચડતા ગયા તેમ તેમ તેની અનેકદેશી અસર થવા માંડી. સૌરાષ્ટ્ર અને ગુજરાતની સંસ્કૃતિમાં ભિન્નતા ન હોવા છતાં સૌરાષ્ટ્રમાં એક વિશિષ્ટતા જોવા મળે છે. આ ભવ્ય સંસ્કૃતિનો એકાએક વિનાશ કેમ થયો હશે એ સંબંધમાં વિદ્વાનો એ મત પર આવ્યા છે કે, જે નદીઓ સંસ્કૃતિની પોષક બની હતી તે જ નદીઓએ પૂર દ્વારા વિનાશ પણ કર્યો હતો.

જૈનધર્મ અને બૌદ્ધધર્મના વિકાસમાં નદીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે બૌદ્ધકાલીન ગુફાઓ મહદંશે નદીકિનારે જ આજે પણ જોવા મળે છે. જૈનોની તેમ જ બ્રાહ્મણી ગુફાઓ પણ નદીકાંઠે પ્રાપ્ત થાય છે. સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે જૂનાગઢની સુવર્ણરેખા નદીકાંઠે આવેલ ગુફા અને ઝરનદીને કાંઠે આવેલી ઢાંકની ગુફા અહીં ઉલ્લેખનીય કહી શકાય. અલબત્ત ઝરનદી આગળ જતાં સાણ નામની નદી બની જાય છે. તદુપરાંત, ભાદરના તીરે ખંભા ગુફા, મહેવરની ગુફાઓ, હિરણના કાંઠે તથા હિરણ, કપિલાને સરસ્વતીના કિનારે પ્રભાસની ગુફાઓ પણ જોવા મળે છે. બ્રાહ્મણી જાનુંઝરને કાંઠે આવેલી છે અને બાણગંગા જે વોકળા જેવી છે તેના કાંઠે રાણપુરની ગુફાઓ જોવા મળે છે. આમ સૌરાષ્ટ્રના નદીકાંઠે જૈન–બૌદ્ધધર્મના સાંસ્કૃતિક અવશેષો પ્રાપ્ત થતાં સ્પષ્ટપણે કહી શકાય કે, સૌરાષ્ટ્રમાં જૈન બૌદ્ધધર્મનો ઠીક ઠીક પ્રમાણમાં ફેલાવો થયો હતો અને એ ધાર્મિક પ્રસારમાં નદીઓએ સારો ભાગ ભજવ્યો હતો.

નાલંદા અને તક્ષશિલા જેવાં પ્રસિદ્ધ વિદ્યાધામોની સાથે મૂકાતું વલભી પણ સૌરાષ્ટ્રની ઘેલો નદીને કિનારે પોતાના ભવ્ય ભૂતકાળની યાદ તાજી કરાવે છે. ઘેલો ને કાળુભારના કિનારે વસેલા વલભીપુરમાંથી પ્રાચીન વલભીના અવશેષ પ્રાપ્ત થાય છે. ગુપ્તસામ્રાજ્યના પતન બાદ, ગુપ્ત સરદાર ભટ્ટાર્કે વલભીમાં પોતાની રાજધાની સ્થાપી. ત્યારે સૌરાષ્ટ્રનું રાજકીય અને સાંસ્કૃતિક કેન્દ્ર જૂનાગઢ હતું. પરંતુ વલભીની સ્થાપના થતાં જૂનાગઢે એ સ્થાન ગુમાવ્યું અને વલભી એક પ્રસિદ્ધ સાંસ્કૃતિક કેન્દ્ર બન્યું. અહીં આવેલાં સિદ્ધેશ્વર અને બધેશ્વર મંદિરો અતિ પ્રાચીન છે. જો કે ત્યાંની ઈંટો તો લોકો પોતાનાં મકાન બનાવવા માટે ઉપયોગમાં લઈ ચૂકયા છે. પરંતુ તૂટેલી હાલતમાં-ઊડી ગયેલા મસ્તકવાળો-નંદી એની પ્રાચીનતાની સાક્ષી પૂરે છે. નન્દીનું મસ્તક પાછળથી બેસાડવામાં આવ્યું છે. સ્થિરમતિ અને ગુણમતિ નામના બૌદ્ધધર્માચાર્યોએ અહીં સમ્મિતીય નામની બૌદ્ધશાખા સ્થાપી અને ભારતવર્ષમાં તેનો પ્રચાર કર્યો. તેવી જ રીતે, જૈનધર્મનો વિકાસ પણ અહીં થયેલો. અહીં થયેલા ખોદકામ દરમિયાન જે ઈમારતના અવશેષ મળ્યા તે માટી અને ઈંટના છે. દિવાલનો પાયો પથ્થરનો ન મળતાં એવું અનુમાન કરી શકાય કે એ જમાનામાં સૌરાષ્ટ્રમાં પથ્થરની ઈમારતો બાંધવાની પ્રણાલિકા નહોતી. જૈનધર્મની દૃષ્ટિએ વલભીપુરનું વિશેષ મહત્ત્વ એટલા માટે છે કે, જૈન ગ્રંથોની પ્રથમ વાચના અહીં તૈયાર થયેલી. તેથી જ, તે પહેલાં તેઓ 'નિર્ગ્રંથી' કહેવાતા.

એ જ રીતે, શેત્રુંજીનદીના પ્રદેશનું અને રૂપેણના પટનું પણ મહત્ત્વ રહેલું છે. શેત્રુંજીના પટમાં આવેલ તળાજાડુંગરમાં ત્રીસેક બૌદ્ધ ગુફાઓ કોરેલી છે.૧ તેમાં ૭૫×૬૭ ફૂટ ક્ષેત્રફળનો અને ૧૭ ફૂટ

---

૧. ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ,– ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, પૃ. ૨૫

૧. ગુજરાતનું શિલ્પ સ્થાપત્ય–રા–રા. રણછોડલાલ જ્ઞાની, પૃ. ૩૪

જામબાપુનો રસાલો નીકળતાં આડા ફરીને રોકી રાખ્યા. ખૂબ ખાતરબરદાસ્ત કરી. બાપુ હાલ્યા ત્યારે આયરા જામને ખીતાબ અને હજાર વિઘાં જમીન ગરાસની આપી. જુનાગઢના નવાબને લખાણ કર્યું કે: "સરહદના જે ગામમાંથી કહો ત્યાંથી હજાર વિઘા જમીન કાઢી આપીએ. મેં જમળાના આયરને ગરાસ આપ્યો છે."

નવાબે જામબાપુની વાતને માન્ય રાખી અને બદલાની જમીન લીધી નહિ. આ જમીનનો ભોગવટો આજસુધી જમળાના આયરો કરે છે.

ઘી નદી :– જામ ખંભાળીઆમાં એક વૃદ્ધ ચારણ્ય ઘીનું પાળિયું વેચવા આવી. સાંજ સુધી તપસ્યા કરી પણ કોઈ ગરાક ન થયું. દી આથમતા ટાણે એક નાના એવા વેપારીને કહ્યું : "ભાઈ, ઘી રાખી લે ને ! ભગવાન તને આમાંથી કમાણી દેશે."

વેપારીએ પાળિયું રાખી લીધું. દિવસ વહ્યો. હજારો ડબાની વખારો ભરાણી. વખાર્યમાંથી ઘીનો નીતાર હાલી ઠેઠ નદીમાં પુગ્યો. તે દી થી નદીનું નામ પડયું ઘી નદી. ત્યારથી આ દતાણી શાખના લુવાણા વેપારીઓ ચારણો પ્રત્યે ખૂબ ભક્તિ રાખે છે, માન રાખે છે અને જાણે છે.

ગોમતી :– ભાવનગર મહારાજા વજેસંગ આયર રાઘવ ભમરને સાથે લઈ દ્વારકા આવ્યો. સવારે સૌ દાયરો ગોમતી નાવા ગયા. કાંઠે બેસીને લૂગડાં ઊત.રતાં મહારાજાએ વાત કરી કે સાવ કોરૂં મોરૂં ગોમતીમાં સ્નાન ન થાય. જે પ્રથમ નાય એ ગુગળી બ્રાહ્મણની નાત જમાડે. રાઘવ ભમરે પેર્યે લૂગડે ધૂબાકો માર્યો ને ગોમતીને કાંઠે ગુગળીની નાતને જમાડી માળીગ્રા માંડયા ત્યારનો દોહો :

તઠ ગોમતીતણે તેં ચરૂ ચડાવીઆ;
ઢાંકયાં ધુમાડે રાજા ને પરજા રાઘડા.

મૂળુ માણેક મરતાં લોક કવિઓ ગોમતીને મેનો દેડો વળાવી મરશીઆ ગવરાવ્યા કે :

ગોમતીએ ઘૂંઘટ તાણીઆ, રોયા રણછોડ રાય;
મોતી હતું તે રોળાઇ ગયું, માણેક ડુંગરમાંય.

મેમતી :– પોરસાવાળાના પાદરમાં જેમ એક ચારણ્ય તણાઈ જતાં ચારણ ગાંડો થઈ ગયો ને વારીવારી નદીને કાંઠે આવીને કહે છે કે :

"કામણ–ગારૂં કોઈ પાદર તારૂં પોરસા."

એ પ્રમાણે આ મેમતી નદીમાં કાના નામે ચારણ તણાઈ ગયો એની પાછળ એની ચારણ્ય ગાંડી થઈ ગઈ. સાંજ સવારે મેમતીને કાંઠે આવીને દુહા કહેતી :

માણસ મારી મેમતી, તારા દલમાં નહિ દયા;
નેસડે નેસડે નીકળી, કાનો ચારણ કયાં ?
મર ઘોબારી મેમતી, ડાકણ્ય ઉત્તર દે;
માંકુ રીસાણી માદણે, કાનો હોય તો દે...

ટીલોરી :– આ નાની એવી નદી દેશોદ પાસે આવી. બહુ પહોળી નથી. તરવરીઓ જુવાન ઠેકી જાય એટલી પહોળી છે. પણ ચોમાસામાં ઉધ આવતાં કાંપ બહુ પડે, એટલે માણસ ઢોર જે ઊતરે એ ખૂંચી જાય.

સેગરસ ગામના લધારામ કવિ ભાદરવે મહિને બેનની પસલી લઈને જાય. ખભે ધડકીનું ખાંડસું, સૂરતી અતલસનું કાપડું ભથડી ખંભે નાખી છે.

બેનનું ગામ ટીલોરીને સામે કાંઠે છે એટલે ઊતર્યા વિના છૂટકયો નહિ. લધારામ ટીલોરીમાં ઊતર્યા એવા છાતી સમા ખૂતી ગયા. બથોડાં લઈ લઈને સાંજ વેળા માંડ નીકળ્યા.

બેન રાહ જુવે છે કે ભાઈ હજી સુધી કેમ ન આવ્યો ? દિવસ આથમવા આવ્યો છે. ગામને ગોંદર્યે વાટ જોતી બેન ઊભી છે. ત્યાં લધારામને ગારાથી બંબોળ આવતા જોયા. બેને હડી કાઢીને પૂછયું : "ભાઈ, અત્યાર સુધી ?"

લધારામ કહે : "રસ્તામાં એક બેન આડી ફરી કે 'લધા ! આજ તને રાત રોકયા વિના નહિ જાવા દઉં, હાથે પગે લાગીને માંડ રજા લીધી."

બહેન કહે : "એ વળી બેન કોણ ?"

લધારામ કહે :

'ત્રણ હાથની ટીલોરી, આઝો ગારો ઝીંકયો;
લધારામને ખંભે ખડીઓ, રોંઢા સુધી રોકયો.
ટીલોરી પગ તરી હાલજે, કાં ગોતજે આરો;
પાણી તો છે પીંડી સુધી, પણ ગળા બૂડ છે ગારો.
ભાદર ઓઝત નદિયું ભારે, એનું ગારૂં ટીલું;
ચોમાસાના ચાર મહિના, આ ટીલોરીને ટીલું.'

આમ દરેક નદી પાસે કાંઈ ને કાંઈ પ્રસંગ મળી આવે છે.

# સૂર્યપુત્રી તાપીનું તાંડવ

ગભરુ ભડિયાદરા

ભાલમા કાંતો દુકાળ ને કાંતો મોળું વરસ ઉપરાઉપરી આવ્યા કરે ને બાર મહિને લગાચા લઈ સુરત ભણી જવાનું; કમાને આ ગોઠતું નહોતું. તેથી તે સુરતમાં બે વરસથી હરીઠામ રહી દૂધ-પાણી કરી ખાતો હતો.

ત્રણ દિવસથી અનરાધાર વરસાદ વરસી રહ્યો છે. આજે માંડ ઉઘાડ કાઢ્યો છે. ત્રણ દિવસથી ઢોરને ખીલો ખાઈ રહ્યો છે. બાંધ્યા બાંધ્યા ઢોરને વેચાતું ઘાસ ખવડાવવું કેટલુંક પરવડે? આજુબાજુના મેદાનો અને ખેતર-પાળીએ જ્યાં જુઓ ત્યાં પાણી ભરેલાં છે. ઢોર મોઢું કેવી રીતે નાખે? અને તેય પાછો ઉપરથી દોધમાર વરસાદ...'

આજે ગાયો-ભેંસોના ગાળા છૂટયા છે. કમો સ્ટેશન ભણીના મેદાનોમાં ઢોર મોઢું નાખે એવી હાંતી છે તેથી ચારવા ગયો છે. એની સાથેના બીજા ગોવાળોનાં પણ ઢોર છે. ત્રણે જણ સ્ટેશન નજીકની વરાછારોડની હોટેલમાં એક બીજાના ઠોળ-ઠઠ્ઠા કરતા. ગામ-ગપાટા હાંકી રહ્યા છે ત્યાં તો રોડ ઉપર ઉગમણી દિશામાંથી પાણી આવવા લાગ્યું. બધાનું ધ્યાન તે તરફ ગયું. બધાએ માની લીધું કે આ તો રેલ છે, કમાને થયું કે તાપીના વાંહ(સ) જાળ વાતું કરતા ભેડા – ભેખડો ઓળગીને પાણી કેવી રીતે આવ્યું? માન્યામાં નહોતું આવતું કે આ રેલ છે. વળી થયું કે આવી આવીને આવશે તોય કેટલું પાણી આવશે? બહુ તો ઢીંચણ સમાણું પાણી આવશે ને પછી ઓસરી જશે. પણ પાણી તો ધીરે ધીરે વધવા લાગ્યું.

હોટેલ ને એક પછી એક પગથિયાં ડૂબવા માંડયાં. ત્યાં તો કમો ચેત્યો અને મેદાનમાં જઈને પોતાનો માલ નોખો પાડી છાપરા ભણી હાંકવા માંડયો. કમો માલને રોડ ઉપર લાવ્યો ત્યાં તો પાણી સાથળ સાથળ સમાણાં થઈ છાલકો દેવા લાગ્યાં. જેમ જેમ પાણી વધવા માંડયું તેમ તેમ કમે ઢોરને ઉતાવળથી હાંકવા માંડયાં. તાણ વધ્યું. પાણી કેડ સમાણાં થયા ને ઢોર તાણમાં પાછા પડવા લાગ્યાં, જેમ નદીમાં તણાય તેમ. કમાનું છાપરું અહીંથી ચાર – પાંચ ખેતરવા છેટે હતું. કમે પાણી ડોળતાં ડોળતા ઢોરને લગલગાવવા માંડયા પણ પાણી કેડ ઉપરવટ થઈ ગયું એટલે કમાને સૂઝયું કે મિલના ઊંચાણવાળા કંપાઉન્ડમાં ઢોરને ઘૂસાડી દઉં તો ફાવી જઉં. જ્યાં ઢોરને કંપાઉન્ડમાં પૂર્યાં કે ચોકીદારે ગાળો દઈ ઢોર મારી મારી પાછાં કાઢયાં. હવે કમાને બૈરી-છોકરાં ને ઘરવખરીની ચિંતા પણ ઘેરી વળી. તેણે સાવધ થઈ પૂર સામે બાથ ભીડી. પૂરનાં ધસમસતાં પાણી છાતી સમાણાં થવા આવ્યાં અને તાણ કહે મારું કામ. આજુબાજુના ઝૂંપડાવાળા ગરીબ-ગરબાં જે હાથવેગું થયું તે લઈ રેલવે સ્ટેશન ઉપર ઊંચાણવાળા ભાગ ભણે ભાગવા માંડયાં. ઝૂંપડા ડૂબવા લાગ્યાં, પડવા લાગ્યાં.

આ બાજુ લખમીએ અને બે અધરોટિયા છોડી-છોકરાએ ઘરવખરી નજીકની નિશાળમાં નાખી ને વાછરું-પાડાં નિશાળની બારીના સળિયે ઓસરી ઉપર મજબૂતીથી ચળચૂકથી બાંધી દીધાં. પણ જ્યારે પૂરે માઝા મૂકી અને પાણી ઓસરીમાં ને ઉંબરામાં આવી જવાની તૈયારી કરતાં હતાં ત્યારે તે ચેતી ગઈ અને લગાચા ઊંચકીને છોકરા સાથે નજીકના બંગલા પર ચડી ગઈ. લખમીનું કાળજું ભયનું માર્યું ફડ ફડ થતું હતું. તેને થયું કે કમા અને ઢોરનું શું થયું હશે?

આ બાજુ કમાએ ઢોરને બચાવી લેવા ભેંસો અને ગાયોના બરડામાં બબ્બે લાકડીઓ ભફકાવી, તેથી સામે પૂરે ત્રાંસા ત્રાંસા આગળ ધપવા લાગ્યાં. કમાએ તેની વહાલી શેરા ગાયનું પૂછડું પકડી લીધું અને તરાંમના પાણીમાં ખેંચાતા ખેંચાતા આગળ વધવા માંડયું. હવે છાપરા ખેતરવા-દોઢ ખેતરવા

દૂર હતાં પણ પૂર કદી ફાવવા દેતું નહોતું. પાણી તો ગળકબૂડિયાં થઈ ગયું હતું અને તેમાંય અધૂરામાં પૂરું ભારે તાણ.

માલને આટલે લાવતાં લાવતાં તો કમાને નેવાનાં પાણી મોભે લાવવા જેટલી મહેનત પડી. તેની મૂંજીની બે વરસની વાછડી ઢોરના ગોટામાંથી વિખૂટી પડી ગઈ અને તણાવા લાગી. જો કમો તેને બચાવવા જાય તો આ પાંચ ભેંસો ને પાંચ ગાયોને ખોવે અને પોતાનું જાનનું પણ જોખમ વહોરે. વાછરડીને તણાતી સગી આંખે જોઈ તેનું હૈયું કોરાઈ રહ્યું. તેને બચાવવામાં તેના હાથ હેઠા પડયા. હવે તેના છાપરાં નજીક તે આવી ગયો. તેણે નજીકના બંગલાના કંપાઉન્ડમાં ઢોરને પૂર્યાં, અહીં પણ પાણી માથોડું ઉપરવટ થઈ ગયું હતું. તારનું કંપાઉન્ડ મજબૂત હતું તેથી ઢોર તણાઈ જાય તેવી સ્થિતિ નહોતી. કંપાઉન્ડમાં કાંટાળા તાર સાથે અથડાઈ અથડાઇ ઢોર તરવા લાગ્યાં.

કમો થાકીને ઠૂસ થઈ ગયો હતો; તો પણ બાથોડિયાં ભરી રહ્યો હતો. દોઢ-બે કલાકમાં તો પૂર બબ્બે માથોડાં થઈ ગયું હતું. કમો થાક અને ટાઢથી ઠીંગરાઈ ગયો હતો પણ કહે કોને ? તેને તેની શેરા ગાય જીવથી વહાલી નહોતી. શેરા જો તણાઈ જાય તો તો...! ઢોર બંગલાના કંપાઉન્ડમાં પાણીમાં તરી રહ્યાં હતાં; કમો પણ ઢોરનાં પૂંછડાં ઝાલી ઝાલી. બંગલાવાસી લોકોએ ઉપરથી કહ્યું—"તું હવે ઉપર આવી જા." પણ કમો કેમેય માનતો નહોતો. વળી તેઓ ફરી બોલ્યા-"હવે તું ઉપર આવી જા, ઢોરનું જે થવું હશે તે થશે, જાન બચશે તો..." એમ કહીને દોરડું કઠેડા સાથે બાંધે છે, લટકાવે છે. પણ કમામાં દોરડેથી ઉપર ચડવાની સધરામત નહોતી રહી; તેના હાથ ઠીંગરાઈ ગયા હતા. અરે! માથેથી તેનું મધરાશિયું (પાઘડી) પણ તણાઈ ગયું હતું.

ઉપરના પુરુષોએ દોરડું લટકાવી ખેંચી લેવાની ઈચ્છા બતાવી પણ કમો ન માન્યો. ત્યાં તો સામેના બંગલામાં લખમી અને છોકરાંને જોયાં અને જીવમાં જીવ આવ્યો. લખમીનો જીવ ચિંતા કરી કરી ક્યારનો તાળવે ચોંટી ગયો હતો. હવે કમાને જોઈ તેના ખોળિયામાં પ્રાણ પ્રોવાયો. તેણે લાંબો હાથ કરી કહ્યું-"ઝટ ઉપર સ(ચ)ડી જાવ, મૂઆ ઢોર તણાઈ જાય તો;-ચ્યમ કાંઈ ઈની વાંહે મરી જવા સે ? જીવ બંસાવી (બચાવી) લ્યો, પંડ હશે તો ફરીથી રળતા મળશું."

કમાને કોટા ચડયો અને રાંઢવું ઝાલી, આવલાં મારતો અડધે ગયો પણ આગળ વધવાની ત્રેવડ ન રહી. ઉપરવાળા ખેંચવાની વાત કરવા લાગ્યા ત્યાં તો કમાને ફરીને કોટા ચડયો અને કોઈ વઢાણે ઉપર ચડયો ખરો, બંગલાવાળા માયાળુ હતા. તેમણે તેને પહેરવા ધોતિયું અને પહેરણ આપ્યાં. કમો આ પહેરી અરીસા આગળથી પસાર થયો ત્યારે તેને આ જોઈ મનમાં હસવું આવ્યું-આટલી આફતમાં પણ, તે 'હે ઠાકર, હે માતાજી, તું ભેરૂ રહેજે, અમે તો ભોળિયા, ધાનખાયા માનવી છી. નકળંગ તું લાજ રાખજે." એમ બોલી સગડીએ તાપવા બેઠો.

બહાર ઢોરની કસોટી થઈ રહી હતી. આજ તો દોહ્યા વગર ઢોરને આરો પડયો. ચારેકોર ધસમસતાં પૂરનાં પાણીનું સામ્રાજ્ય છે! તાપીનું તાંડવ આખા શહેરમાં શરૂ થઈ ગયું છે. કાળપ ઢળી કે ભયંકર ખાવા ધાય તેવો સૂનકાર વ્યાપી ગયો છે. સુરત આખું તાપીના પૂરમાં ડૂબ્યું છે, સૂનકાર અને અંધકારમાં ડૂબ્યું છે.

કમાને આટલો બધો થાક હોવાં છતાં ઊંઘ ઉશાળિયો કરી ગઈ છે. તે વારંવાર બંગલાની કઠેડાથી ઢોરને જોયા કરે છે. તેની ગાયો-ભેંસોનું દુઃખ જોઈને તેનો આત્મા કકળી ઊઠ્યો છે. ઢોર તરે છે. બંગલાવાળાએ તેને ખવડાવ્યું પણ એને કયા સુખે અનડાં ભાવે ? બારીમાં બેઠાં બેઠાં કાગળ પર હાથ મૂકી એ થોડાં ઝોકા ખાઈ લે છે, તેની નજર ઢોર ઉપરથી ખસતી નથી. સવાર પડી પણ પાણી માગ નથી દેતું. પૂરનું સામ્રાજ્ય બે દિવસ અને એક રાત રહ્યું! પછી પાણી ધીરે ધીરે ઓસરવા માંડયાં, અને ઓસરી ગયું ત્યાં સુરતની સૂરત બદલાઈ ગઈ હતી. જેમ જેમ પાણી ઓસરતું ગયું તેમ તેમ સોના

જીવમાં જીવ આવવા લાગ્યો. લખમીની આશા બંધાવા લાગી. તેને પણ સામે બંગલે બેઠાં બેઠાં જાગા-મીટા થયાં હતાં.

પૂર ઓસર્યું અને ઢોરના પગ ભૂમિ પર અડવા લાગ્યા પણ પેટવાળ સુધી તો કાંપ-રાબડી હતી, તેમના પગ તો જમીને અડ્યા પણ ઊભા રહેવાની ત્રેવડ હોય તોને ? દૂઝણાં ઢોરને બબ્બે દિવસ અને એક રાતના દોહ્યા વગર આરા પડયા અને ભૂખ્યે કડાકા થયા. આઉ તો આંચળે અડો કે તડાતુંબ-હમણાં ફાટયા કે તૂટશે.

જેવાં ઢોરોએ જમીન ઉપર પગ મૂક્યાં કે તરત ટપોટપ ઢળવા લાગ્યાં. કમાની ચિંતા વધવા લાગી. તેનું હૈયું હવે હાથ ન રહ્યું અને તે હાછડો વળી, દોરડું ઝાલી કાંપમાં ખબકાણો. ઢળી પડેલાં ઢોરને જોઈ એકવાર માથે હાથ દઈ; હૈયું ખાલી કરવા પોકે ને પોકે રોવા માંડયું. ત્યાં તો સામે લખમીએ ઢીઢયોવીને રોવા માંડયું, પછી છોકરાનું તો ધીરજ રાખવાનું શું ગજું ? ઘડીક તો કાળો કજળાટ ને કળાહોળ થઈ રહી. કમો ચેત્યો અને સાવધાન થઈ, આંસુ લૂછતો શેરા ગાયને માથે હાથ ફેરવવા લાગ્યો, વળી તે ભૂખ્યે બેપડ વળી ગયેલ ઢોરને એકીટશે જોઈ રહ્યો. ઢોરની આંખો ઊંડી ઊતરી ગઈ હતી. ગોખલામાં દીવો તગતગે તેમ આંખો તગતગી રહી હતી.

ધીરે ધીરે રાબડી તણાઈ જતાં ઠીચણ ઠીચણ સમાણો કાંપ રહ્યો. સામે બંગલેથી લખમી ઊતરીને આવી. કમાએ સૌથી પહેલાં ભેંસોના તૂટું તૂટું થતા બખાલ જેવા આઉમાંથી દૂધ નીંદોવી નાખવા માંડયું, ભેંસો તાણને લીધે તારની કાંટાળી વાડ સાથે અથડાઈ-કૂટાઈ હતી તેથી આઉ-આંચળમાં ચીરા પડી ગયા હતા. આચળ ઝાલવાથી તેમને પીડા થતી હતી, પણ વગા વગાં બેએ દૂધ નીંદોવી નાખ્યું. એટલામાં તો જાણે દૂધે ભરી તળાવડી ? ખીરમ ભેંસ તો સાવ ટીલો થઈ પડી. બીજાં ઢોરને ધીરે ધીરે કળ વળવા લાગી. પણ મૂંઝવતો સવાલ હતો કે અબધડી ઢોરની ચારાની અને પાણીની સવડ કેમ કરવી ?

લખમી ખાણ-દાણનાં તગારાં ભરી લાવી. ઢોરની આગળ તગારાં મૂકે છે પણ ઢોર સૂંઘતાંય નથી. એ મડાંમાં થઈને પડયાં છે. કમાએ શેરાને છાપવું ભરી ખાણ જડબું ફાડી ઓરી દીધું ને તે જડબું હલાવવા લાગી. આવી રીતે ધીરે ધીરે બધાં ઢોરને ખવરાવ્યું ને પછી આપમેળે ખાવા લાગ્યાં. જેવું દરેકના પેટમાં અઢી શેર ત્રણ શેર ખાણ પડ્યું કે પૂંછડાં હલાવવા લાગ્યાં, આંખોમાં તેજી આવવા લાગી; ફીફીઓ ફરવા લાગી. અને ચામડી પાણી જેમ તરવરવા લાગી. પણ હવે ઢોરને પાણી ક્યાંથી પાવું ? નજીકનો કૂવો તો કાંપથી પૂરાઈ ગયો છે. રોડ પરનાં નળ હજુ ચાલુ થયા નથી. લખમી ને કમો નજીકના ખાડામાંથી જરા આછર્યાં પાણીમાંથી તગારાં ને દેગડાં ભરી લાવવા લાગ્યાં. ઢોરને સાતે કોઠે દીવા થયા. પછી બેયે કમરકસીને માંડયાં પૂંછડાં પકડી ઊભા કરવા.

ઢોર હામકોય ઉધામો જ ન મારે. પછી કમો ને લખમી કેટલુંક બળ કરે ? જણનારીમાં જોર નહીં તો એકલી સુયાણી શું કરે ? બેયે રોટલા ખાઈને પછી ઊભા કરવા વિચાર્યું. લખમીએ બંગલામાં પોતાના પ્રાઈમસ ઉપર આળામાળા રોટલા ને મગની દાળ કરી કમા અને છોકરાંને ખવરાવ્યું. વળી પાછાં બપોર પછી બેયે કમરકસી, કમો પૂંછડું ઝાલે અને લખમી હડો ઝાલે. એમ માંડ માંડ બળભંગ થઈ ગયેલાં ઢોરને ઊભાં કર્યાં.

પછી તો સૌ ભરવાડો પોતપોતાના કામમાં પરોવાઈ ગયા ને મળ્યાં ત્યારે એકબીજાનું તણાવાની, નુકસાનની વાતો કરતાં આંહવાળી જવા લાગ્યા. કોઈ કોઈ તો સાવ ખાલી થઈ ગયા હતા. તેમનાં ઢોર તણાઈ ગયાં હતાં. દુઃખ ને સુખમાં સૌને સ્વજનો સાંભરે. પણ નહોતો વાહનવ્યવહાર કે નહોતો સંદેશાવ્યવહાર, શું કરે ? સૌ ભરવાડો બંગલાવાળાના ગુણગાન ગાતા થાકતા નહોતા. નિશાળની બારીના સળિયે બાંધેલાં કમાના વાછરું બચી ગયાં. પણ એક પાડી તણાઈ ગઈ. એકાદ દિવસ પછી તો પૂરગ્રસ્તના ઢોરો માટે ઘાસની ગાંસડીઓ પણ મળે છે. કમાના ઘરમાં હવે એક દનૈયાનો લેટ હતો.

કમાને સાંજકના સ્ટેશન, બજાર તરફ જવાની ને જોવાની તલપાપડ થઈ આવ્યો. તે કાછડોવાળી ઊપડ્યો તે કાંપ ખૂંદતો ખૂંદતો વરાછા રોડ પર ગયો. રોડ ઉપર હાલવા માંડયું તો સાથળ સાથળ સમાણી કાંપની રાબડી હતી. તે માંડ માંડ સ્ટેશનના ગરનાળા સુધી ગયો પણ રોડ પર ચકલું ય ફરકતું નહોતું. બંગલામાં રહ્યા રહ્યા કેટલાય લોકો અવદશાને નિહાળી રહ્યા હતા. રોડની બંને બાજુના ગરીબ વસતીના ઝૂંપડાંમાં ઊથલપાથલ થઈ ગઈ હતી. ઝાડવાં પર રેલમાં ઘસડાઈ આવેલા ઝાંખરાં ને જાળાં વળગી રહ્યાં હતાં જે પૂરની નિશાનીની ચાડી ખાતાં હતાં. તારના કેટલાક થાંભલા વાંકા વળી નમસ્કાર કરતા હતા તો કેટલાક તદ્દન ઘોડલો વળી ગયા હતા.

ક્યાંક ક્યાંક મરેલાં પશુઓ ફૂલીને ફૂટબોલ થઈને વિચિત્ર આકારો ધારણ કરી પડયાં હતાં. તેમની ચામડી ભડથું કરેલા રીંગણા સમાન ફાટી ગયેલી હતી. મળ તેમજ પેશાબ દ્વારા અને મોઢા-માંથી દુર્ગંધે દાટ વાળ્યો હતો. તેમાં ક્યાંક ક્યાંક મર્યા પછી પણ ભૂખ્યાડાંસ કૂતરાં તેમના પર વેર વાળી રહ્યાં હતાં. કોઇ સડક વચ્ચે ઢીમચું થઈને પડયાં છે તો કોઈ ગટરમાં ઊંધે કાંધ ગોથું ખાઈ ગયેલાં પડયાં છે. તેમની દુર્ગંધના ત્રાસથી માથું ફાટી જતું હતું. કમો દુર્ગંધ સહન કરી શકતો નહોતો. આગળ જતાં તેની જ મુંજીની વાછડી ઊંધું ગોથું ખાઈને પડી છે. આ દૃશ્ય તેનાથી કેમ સહન થાય! તેને કંપારી છૂટી ગઈ અને તે ઉતાવળે ડગ માંડી ચાલતો થયો, પણ તેનું હૃદય આળું થઈ ગયું.

સ્ટેશનના ગરનાળા હેઠે એક માણસની નગ્ન લાશ પડી હતી. એ જોઈને કમો હેબકાઈ જ ગયો. અને બે ડગ પાછો પડયો. માણસનું માથું કાંપમાં ઘૂસી ગયું હતું અને પગ વિચિત્ર રીતે પહોળા થઈ ગયા હતા. કમાને ક્ષણભર તો કંપારી છૂટી ગઈ. તેને મન થયું માણસની આ દશા? તે મનોમન ભગવાનને ગાળો દેવા લાગ્યો. બાજુની અનાજ અને ખાણું-દાણની વખારમાં પાણી પેસી ગયું હતું, તેથી બધું સડીને સોથ વળી ગયું હતું. અને તેની દુર્ગંધથી માથું ફાટી જતું હતું.

તે જ્યાં સ્ટેશન નજીક ગયો ત્યાં તો કાંપ કાંપ ને કાંપ હતો. જ્યાં ચાલુ દિવસોમાં પડયો બોલ કાને સંભળાતો નથી ત્યાં સ્મશાનશાંતિ હતી. જ્યાં અવર-જવરનો પાર નહોતો ત્યાં સૂનકાર આંખો પહોળી કરી પડયો હતો. તે ઠેઠ સ્ટેશન પર ગયો. ત્યાં ગરીબડાં લોકનું કીડિયારું ઊભરાણું હતું. તેઓ ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યાં ટળવળતાં હતાં ને પડયાં પડયાં પડખાં ઘસતાં હતાં ને ક્યાંક ક્યાંક ઝઘડતાં પણ હતાં.—આવી સ્થિતિમાં પણ—આમ ભૂખ્યા લોથ થઈ પડયાં હતાં તેવામાં એકાએક હેલિકોપ્ટરનો ધમધમાટ તેમને સળવળાવે છે. હેલિકોપ્ટરે તદ્દન નીચે આવી પૂરી, બિસ્કિટ, ચેવડો વગેરેના પડીકાં અને લૂગડાંના બાચકાં ફેંકવા માંડયાં, ત્યાં તો સૌના ટાંટિયામાં જોર આવી ગયું અને ઉપરા ઉપરી પડી ગીધને પણ શરમાવે તેવી ઝૂંટાઝૂંટી—ખેંચા—ખેંચી કરી ઝઘડવા લાગ્યાં.

કમાનું પણ મન હાથ ન રહ્યું. તેણે પણ ઝંપલાવ્યું અને ગડદા-પાટુ મારી મારી ઠીક ભેગું કરી લીધું: પણ પાછો વિચાર આવે છે કે શું આપણે માણસ છીએ કે કૂતરાં? તેણે ભેગું કરલું બધું ફેંકી દીધું અને આંખો બંધ કરી એકદમ રેલવે સ્ટેશનની બહાર નીકળી ગયો. તેને થયું કે આ જ જીવતું જાગતું નરક નહિ?

સ્ટેશનની સામે આટલી હોનારતમાં પણ અડગતાથી તારાજી નિહાળતા લોખંડી સરદારના બાવલાને તે મનોમન વંદી રહ્યો. *

---

* ૧૯૬૮ની રેલની વાત.

# સહેજ સંભ્રમા ભાદર

રતિલાલ છાયા

ભાદરનું નામ જ્યારે જ્યારે સાંભળું છું, ત્યારે એક ન સમજાય એવો ભાર હૃદયમાં જાગે છે. ક્યારે એ મારા જીવનમાં પ્રવેશ્યા હશે અને કેવી રીતે એ મારા લોહીના ધબકાર સાથે વણાઈ ગયા હશે તેની કશી સ્મૃતિ રહી નથી ! છતાં એ ભાવો અપરિચિત કે નિગૂઢ લાગતા નથી. અમ બે ભાઈ-એનો જન્મ ભડમાં. ભડ મિત્રાળા અને દેળોદર, ગોસાબારા અને માધવપુર પોરબંદર રાજ્યનાં જૂના સુપ્રસિદ્ધ ગામો આ પ્રદેશ વચ્ચે ચોમાસામાં ભાદર લહેરાતી, લહેરાતી, આસપાસની ભૂમિને રસકસ ભર્યા કાંપથી સમૃદ્ધ કરતી, નવી બંદર પાસેના ભાદર રેકલેમેશન પૂલ નીચેથી પસાર થઈને સમુદ્રમાં ભળી જાય છે; અને ચોમાસું ઊતર્યે તેની કાળી માટીથી છવાયેલો વિશાળ, બૃહદ્, પાળા ન બાંધી શકાય એવો ક્ષેત્ર-વિસ્તાર, ધાન્યની લીલાથી શોભાયમાન બની રહે છે. પ્રથમ જ ટેલમાં જો પહેલો ઊગાડેલો પાક નષ્ટ થાય તો ત્યાં શિયાળો આવતાં પાછળથી ગૂંધળી જુવાર અને ઘઉં ચણાના ખેતરોથી આ પ્રદેશની હરિયાળી હસી ઊઠે છે.

આવા આ કાંઠાળ ઘેડ પ્રદેશને એક વિશિષ્ટ ગ્રામજીવન છે. ભાદરની રેલને લઈને ચોમાસાના ચાર મહિના આ આખો ય પ્રદેશ જલબંબાકાર બની જાય ! ઊંચા ટેકરાઓ ઉપર બાંધેલાં ગામો પાણી વચ્ચે બેટ જેવાં બની જાય ! બધો માર્ગ વ્યવહાર ખોરવાઈ જાય ! પાકા રસ્તા જ બાંધી ન શકાય અને બાંધ્યા હોય તે પણ ધોવાઈ જાય ! આ કાંઠાળ પ્રદેશના પહોળા ધૂળિયા વિસ્તારમાં સૂર્યાસ્ત પછી જાણીતો મોટરડ્રાઈવર પણ રસ્તો ગુમાવી બેસતો.

ચોમાસાના બે મહિના સુધી, એક ગામથી બીજે ગામ જવું હોય કે એક ઘરથી બીજે ઘર જવું હોય તો ઘણીવાર નાની હોડીઓનો કે ખાટલાનો ઉપયોગ કરવો પડતો. કાળે ઉનાળે જ્યારે પાણી ઓસરી જાય ત્યારે માઈલો સુધી પીવાનું પાણી લેવા જવું પડે ! ખોદેલાં નાના તળાવો પણ પૂરને લઈ પુરાઈ જાય અને તેનાં છીછરાં ડહોળાં પાણીથી લોકોને ચલાવવુ પડે. આ પ્રદેશનાં અનારોગ્યસર્યા પાણીથી ચામડીનાં દર્દો થાય, રૂંવાડે રૂંવાડે તાર જેવાં ઝીણાં જંતુઓ વેદના જગાવે. મને યાદ છે કે ભાદરનો આ પ્રદેશ છોડયા પછી લાંબે વખતે મારા વયોવૃદ્ધ પિતા વાળાના દર્દથી પીડાતા હતા. પ્રકૃતિની આવી અવકૃપા વચ્ચે યે માનવ ચેતના ભાદરને છોડી શકતી નથી, એને કિનારે વણઝાર સમૃદ્ધ થતી રહી છે.

જ્યારે જળઝીલણી અગિયારસ આવે, તેમજ માધવરાયજીનો લગ્નોત્સવ ઉજવાય ત્યારે લોકમેળાથી આ પ્રદેશનો મનખો રણઝણી ઊઠે. ભાદરની માટીની ધૂળની જગ્યા અબિલગુલાલ લે અને પાઘડીઓના સમૂહ ઉપર, ફૂમતાળાં કેડિયાં અને ભીઅવાળી ચોયણી ઉપર ગુલાલની વર્ષા થાય. વર્ષમાં ખેતાર ભરાતા અને મર્દાના દાંડીઆ રાસથી શોભતા માધવપુરના આ લોકમેળામાં ભ્રૂ-વિલાસે અજાણી લોકનારી પણ તેની નેત્રપલ્લવીને પોતાના માનીતાને જોઈને નમાવી રહે. કૃષ્ણ-રુકિમણીના મિલનની આ પ્રણયભૂમિ, મહેર નરનારીના નયન કટાક્ષે ફરી સજીવન બનતી ભાસે. આ લોકમેળાનો પ્રત્યેક જણ કૃષ્ણ બની જાય અને મહિયારી રાધા. પરંતુ જ્યારે માધવપુરની ભદ્ર-સમાજની નારી મોતીની હિંડોણી ઉપર શ્રીફળ તથા આસોપાલવ ભરેલી જલઝારીને લઈને માધવરાયજીને મંદિરે જવા સરઘસમાં પ્રવેશ કરે ત્યારે તેઓ જાણે દ્વારકાની ભદ્ર યાદવનારીઓનું રૂપ ખડું કરી, કૃષ્ણના પૂર્વ તથા ઉત્તરકાલીન જીવનનો દૂબહૂ ચિતાર આપી રહે.

આવો છે મહિમા ભાદરના મુખ આગળના આ પ્રદેશનો; જ્યારે ભાદરનો મૂળ આગળનો પ્રદેશ કંઈક જુદું જ ચિત્ર ખડું કરે છે : મધ્ય સૌરાષ્ટ્રના લગભગ ૩૪૦ મીટર ઊંચા ડુંગરાળ પ્રદેશમાંથી ભાદરનો ઉદ્ભવ થાય છે. ત્યાંથી તે 'નવીબંદર

સુધીમાં અનેક સંભ્રમો લઈને તે સમુદ્રને ભેટે છે. જેતપુરની માયાવી નગરી આગળ જ્યારે ભાદર વળાંક લઈને રેલવેના પુલ નીચેથી પસાર થાય છે ત્યારે બેમાંથી કોણ કોનાથી વધારે શોભે છે તે કહેવું મુશ્કેલ થઈ પડે છે ! નદી અને શહેરનું એક એક સંતૃપ્તિકારક મિલન, સહઅસ્તિત્વ જાણે કે આપણી નજરને ભરી દે છે.

મૂળ પાસેનો આ ભાદર કાંઠો કાઠીઓની એક વિશિષ્ટ સંસ્કૃતિને ઉકેરતો નજર આવે છે. શરૂઆતના ભાદરના એ હળવા વહેણમાં જાણે કાઠીઓના ઘોડાંના ડાબલા હજુય સંભળાય છે. ! ભાદરથી પોષાયેલી આ સમૃદ્ધ ગ્રામ સંસ્કૃતિએ કાઠીજીવનમાં કસબ અને કલા કારીગીરીની બેનમૂન ચીજો ઉત્પન્ન કરેલી છે. છેક દોતકલમ અને પોપટ લાકડીથી માંડીને ઘરના મુખ્યખંડની પછીતપાટી સુધી એની શૃંગાર-ગાથા પથરાયેલી છે. કાઠી ભરતગૂંથણ અને મોતીની બનાવટોથી આખુંય કાઠીજીવન હર્યુંભર્યું બન્યું છે તેમાં ભાદરનો ફાળો ય નાનોસૂનો નથી ! પશુઓના શણગારો, વેલડાંની ઝૂલ, રાચરચીલું, માનવજીવનની સુવિધાં અને સમૃદ્ધિનાં સાધનો, ભાતીગળ પથરિયાં મોતીની ગૂંથણીથી અને ભરતગૂંથણનાં શણગારોથી ર્હોરી ઊઠેલાં એ ભાદરકાંઠાના ગામડાંઓ ભાદરને આભારી છે. કાઠીસહજ નારીબહુમાન, કાઠિયાણીના ફૂલ જેવા મીઠડા બોલ, એનો જાજરમાન પહેરવેશ, ત્યાંના ઘોડાની સિંહયાળ સમી કેશવાળી અને હણહણાટી, ચાકળા, ચંદરવા અને ઝુલ, તલવારની અલંકૃત મૂઠો, ગાંદલાં, રજાઈ અને ગાલમશુરિયાં, લાખના રંગે રંગાયેલા ઢોલિયા, હિંડોળા અને સાંગામાચી-કેમ ભાદરનું પ્રતિબિંબ નથી ? રંગની પસંદગી ભાદર કાંઠાના લાલપીળા પંખી અને પતંગિયાઓએ અર્પી છે તો વેલબુટા સીધે સીધા ભાદરની વનસ્પતિનું પ્રતિબિંબ છે ! મોતીની ચડઉતરઅને પ્રવાહીતા ભાદરના વહેણને નિહાળી નિહાળી, એને આત્મસાત કરી ઉદ્ભવેલાં નથી લાગતાં શું ? ગાય, ભેંશ અને ઘોડાંમાં ભાદરની ભદ્રતા છે તો તલવાર ખાંડાના ખેલમાં એની ભીષણતા પણ ઊતરેલી જોવા મળે છે !

લોકમાનસે આ નદીને "ભાદર" નામ કેમ આપ્યું હશે ! સૌનું કલ્યાણ કરનારી, "ભદ્રા" એવા શબ્દથી ઉપરથી "ભાદર" આવેલું સૂચવાય છે. આ ક્રમમાં આપણે લોકભાષાની શક્તિનો સાક્ષાત્કાર પણ પામીએ છીએ. 'ભાદર'માં ભરાઈ જાય એવો શબ્દ છે ! અને આ નદીએ પણ લોક ભાષાને કેટલા શબ્દો આપ્યા છે : ગામડાનાં લોકો પાણી ભરવાનાં માટીનાં કે ધાતુનાં મોટા વાસણને 'ભાદરવો' કહે છે ! પાણીના વિશાળ પુરવઠા ઉપરથી જ. અને કદાચ મૂળે લોકભાષાના આ શબ્દ ઉપરથી પ્રેરણા લઈને છેક મધ્ય સૌરાષ્ટ્રની ભૂમિથી શરૂ થઈ નવીબંદર સુધીના મૃણમયપાત્રમાં લહેરાતી આ નદીને 'ભાદર' કહીને સંબોધી તો નહિ હોયને ?

## રુહાણી શેતલ

ચોપટ ઊભી શેરડી, ઘઉં ઘેરા ઘમસાણ;
બળતો ઊગારે બાજરો, ઇ શેતલ એંધાણ–૧.
વારી તો વરસાવતાં, માંડવિયુંના મે;
કાળ દુકાળે કામનાં ખાંપ્યાં ખૂટે શે-૨.
ધૂના તો સૂનાં નહીં, મઘરું રેલે મચ્છ;
મન ગમતી જ્યાં મેખિયું, ધન્ય ધેનુ, ધન વચ્છ–૩.
એલીમાં ઘેલી બને, જળની લાગે ઝૅંટ;
બાંધેલ આડા બંધને, થથરાવી દયે થેંટ-૪.
પહાડાંથી હાલી પૃથી, ભર જોબનનો ભાસ;
મહાકાળી ડગ માંડતી, જાણે રમવા રાસ–૫.

બળદેવભાઇ નરેલા

# પુરાણોની ભાદર

ગોસ્વામી મોહનપુરી

"સૌરાષ્ટ્રે પંચ રત્નાની–" વાળો શ્લોક ઈશુની બારમી સદી પછી લખાયેલો લાગે છે કારણ કે તેમાં આવતો 'સૌરાષ્ટ્ર' શબ્દ આ સમયની પહેલા મળતો નથી પુરાણોની રચનાનો છેલ્લો કાળ અગિયારમી સદી માનીએ તો પણ આ વાત સાચી ઠરે છે, કારણ કે પુરાણે મા 'સૌરાષ્ટ્ર' એવું સ્પષ્ટ નામ ક્યાંય મળતું નથી. શ્રી ઉમાશંકર જોશીએ તૈયાર કરેલ 'પુરાણોમાં ગુજરાત" ગ્રંથમાં સૌરાષ્ટ્ર માટે 'સુરાષ્ટ્ર' શબ્દ અનેક-વાર નોંધાયેલો છે. વળી એ 'સુરાષ્ટ્ર'ની સરહદ જુદા જુદા સમયે જુદી જુદી હતી. કોઈવાર સિન્ધુના મુખથી શરૂ કરી આખો કાઠિયાવાડ તો કોઈવાર આજના સૌરાષ્ટ્રનો અમુક પ્રદેશ જ 'સુરાષ્ટ્ર' કહેલ છે.

પુરાણોના એ 'સુરાષ્ટ્ર' દેશમાં સૌથી મોટી નદી 'ભદ્રા :' એવા ઉલ્લેખો મળે છે. આ ભદ્રા નદી વસ્ત્રાપથક્ષેત્ર તથા પ્રભાસક્ષેત્રની ઉત્તરે વહે છે. પુરાણોમાં ઉત્તર દિશા પવિત્ર મનાયેલ છે, આથી ઉત્તરે વહેતી ભદ્રાને પણ સ્નાનસંધ્યાનું મહાત્મ્ય મળેલ છે. ભદ્રા તીર્થરૂપ હોઈ એને કિનારે ઈ. સ. ની પહેલી સદીથી દસમી સદી સુધી નવાં નવાં તીર્થધામો ઊભાં થતાં રહ્યાં છે. પુરાણોમાં એને સમુદ્રમાં મળતી પણ કહી છે.

આ ભદ્રા તે જ ભાદર કહીએ તોય એક મોટો પ્રશ્ન એ ઊભો થાય છે કે આજના ગુજરાત રાજ્યમાં આ નામ ધરાવતી નદીઓની સંખ્યા પાંચની છે. આ પાંચમાંથી બે ભાદર ભરૂચ જિલ્લામાં દહેજ અને ભાડભૂતની વચ્ચે નર્મદાને મળે છે. હાલ એને ભૂખીભાદર'ના નામે ઓળખાવામાં આવે છે. ભૂખી ભાદર મિયાંગામ અને શિનોરની વચ્ચેથી નીકળી પાલેજ, દયાદ્રા અને અમલેશ્વર થઈ ભાડભૂતની પશ્ચિમે, અલિયાબેટની સામે, નર્મદા નદીને મળે છે. આ ભૂખભાદરમાં પશ્ચિમ તરફથી મળતા એક નાના વોંકળાને ભાદર કહે છે. આ બન્ને પ્રમાણમાં ઘણી જ નાની કહી શકાય તેવી નદીઓ છે, અને 'સુરાષ્ટ્ર'ની હદમાં પણ ના આવે, તે સમયના લાટની હદમાં જાય એવી રીતે વહે છે.

હવે આજના સૌરાષ્ટ્રમાં ભાદર નામ ધરાવતી ત્રણ નદીઓની ચર્ચા કરીએ તો પ્રથમ ખંભાતના અખાતને મળતી સુખભાદર, આ નદી જસદણ પાસેના મદાવાનો ડુંગરની ઉત્તરેથી નીકળી પૂર્વવાહિની થઈ રાણપુર, ધંધુકા અને ધોલેરાની ઉપરવાહ ચાલી ખંભાતના–અખાતમાં મળે છે. પુરાણોમાં વસ્ત્રાપથક્ષેત્ર અને પ્રભાસક્ષેત્રની ઉત્તરમાં ભદ્રા વહે છે એમ જે કહેલું છે તે ધ્યાનમાં લેતા સુખભાદરને આપણે પુરાણોની ભદ્રા કહી શકીએ તેમ નથી. એ તો સુનિશ્ચિત છે કે આજનું સોમનાથ પાટણ તે પ્રભાસ ક્ષેત્ર અને આજના ભવનાથ-ગિરનાર તે વસ્ત્રાપથ ક્ષેત્ર. હવે આ બન્નેથી સુખભાદર ઘણી જ પૂર્વમાં આવી.

ચોથી ભાદરને પણ સુખભાદર કહે છે જે-જૂનાગઢ જિલ્લામાં સરાડિયા પાસેથી પસાર થઈ, નીચે ઓઝતને મળે છે. ઓઝત નવીબંદર આગળ ભાદરને મળે છે. આ સુખભાદર મોટો વોંકળો જ છે. તેને કોઈ પણ પ્રકારે 'સુરાષ્ટ્ર'ની મોટી નદી ગણી શકાય તેમ નથી.

હવે, રહી પાંચમી અને મુખ્ય ભાદર.

રાજકોટ જિલ્લાના જસદણ ગામ પાસે આવેલા મદાવા ગામના ડુંગરમાંથી નીકળી આ ભાદર નવીબંદર પાસે અરબી સમુદ્રને મળે છે. એકસો વીસ માઈલ લાંબી આ નદી આજના સૌરાષ્ટ્રની પણ સૌથી લાંબી નદી છે. ઉગમસ્થાનેથી દક્ષિણે વહી જસદણ પાસેથી તેનો પ્રવાહ પશ્ચિમનો બને છે. સરધારના ડુંગરોમાંથી નીકળતી કરમળ અને વસાવરી નદી તેને આ પ્રદેશમાં મળે છે. આગળ જતાં ગોંડલ તરફથી ગોંડલી નદીનું પાણી પોતામાં સમાવી ભાદર જેતપુરને સુંદર બનાવે છે. મેંગણી તરફથી આવતી ઉતાવળી, લોધિકાના ડુંગરમાંથી નીકળતી

ફોફળ, ઉપલેટાની મોજ, કોટડા બાર્વસીની વેણુ, ફૂલઝર વગેરે નદીઓ ભાદરને મળે છે અને ભાદર જાજ્વલ્યમાન રૂપ ધરતી કુતિયાણાના પાદરમાંથી પસાર થઈ નવીબંદર આગળ દરિયાને મળે છે. દરિયાને રળતાં પહેલાં વંથલી તરફથી આવતી ઉબેણુ અને ઓઝતનો સંગમ પણ ભાદર પામે છે.

મદાવાથી નવીબંદર સુધીના ભાદરના પ્રવાહ ઉપર કુલ ચાર પુલો બંધાયેલા છે, જે માંહેનો (૧) પ્રથમ પુલ જેતપુર પાસે બંધાયો. આ પુલ ૧૭ જૂન ૧૮૭૭માં ખુલ્લો મુકાયો અને જૂનાગઢ, ગોંડલ, જેતપુર તથા ટ્રકરોફ઼ટના ભાગીઆ ખર્ચે રૂપિયા બે લાખમાં તૈયાર થયો. (૨) બીજો પુલ સુપેડી પાસે પીલપુલ. મિ. પીલસાહેબના નામે ગોંડલ દરબારે બંધાવ્યો. (૩) કુતિયાણા પાસેનો ભાદાનો પુલ જુદા જુદા સમયે જુદા જુદા આકાર લેતો સંવત ૧૯૮૨ માં આજના સ્વરૂપે આવ્યો (૪) ચે.થો અને વિકટ પુલ નવી બંદર પાસે, મહાત્મા ગાંધીજીના દાદા ઓત્તમચંદના સૂચનથી સંવત ૧૮૮૮માં, પોરબંદર સ્ટેટે બંધાવ્યો. આ પુલના મુખ્ય ઈજનેર તરીકે આપણા પૂજ્ય ઠક્કરબાપા હતા. આ ઉપરાંત રાજકોટ જિલ્લાના ગોંડળ તાલુકામાં નિલાખા ગામ પાસે જ્યાં ભાદર અને ગોંડળીનો સંગમ થાય છે ત્યાં 'ભાદર ડેમ' બંધાયેલ છે, જેમાંથી ૪૨ હજાર એકર જમીનને પાણી મળે છે.

પુરાણોની ભદ્રા તે આ જ ભાદર છે. તેની અન્ય શાહેદી એને કિનારેથી પ્રાપ્ત છેક પાષાણયુગના ઓજારોથી માંડીને ક્ષત્રપ ઠીંકરી અને બૌદ્ધકાલીન ગુફાઓ તથા અનેક નાના-મોટાં ધર્મસ્થાનો આવેલાં છે તેને ગણાવી શકાય. ગોંડળ તાલુકાનુ રોજડી ગામ પ્રાચીન અવશેષોથી ભરપૂર સ્થાન તરીકે હવે જાણીતુ છે. જેતપુર પાસેની ખંભાલિડાની બૌદ્ધ ગુફાઓ પણ ભાદર કિનારે જ આવેલ છે. જેતપુર પાસેનુ ભીડભંજન મહાદેવનું સ્થાન અર્વાચીન યુગમાં વિકસેલુ તીર્થ છે તો ભાદર તેના મુખ આગળ આજ પણ 'ભાદરાઈ' (ભાદર + આઈ) તરીકે પૂજાઅર્ચના પામતી, નદી પૂજાનો ઉત્તમ દાખલો રજૂ કરે છે.

પુરાણોની માફક લોકસાહિત્યમાં પણ ભાદરના ઉલ્લેખો મળે છે. 'જપું માત ભદ્રા મહાતીર્થ જાણી' જેવી ભાદરની સ્તુતિઓ પણ મળે છે. ઈસરદાનના વંશ જ કોઈ કમરહંસ ચારણે ભાદર સાથે માંડવો નાખી લગ્ન પણ કરેલાં એવું કહેવાય છે. આમ પુરાણોની ભદ્રા આજે ભાદરને નામે સૌરાષ્ટ્રને સમૃદ્ધ બનાવતી વહે છે.

*

## દુકાળે શોષેલી સરિતા

જે નદીને કાંઠે બરૂના લોઢ લાગતા. સાવઝ સંતાય એવા પાનાના ઢૂવા જામતા. ગાયુંનાં ધણ અને ભેંસુંનાં ખાડુ ચરતાં. વાછરૂ હેકી હેકીને ગાયુંને ધાવતાં. ગોવાળિયાની હૂકળુ બોલતી. એ ઠેકાણે કાળ પડયો. નદી કિનારો કેવો બન્યો ?

વારી ભરિયલ વીરડા, ઘણુમૂલા ધૂના;
સરિતાનાં જળ સૂકતાં, સો સો ગાઉ સૂના.

સો સો ગાઉમાં સોપો પડી ગયો. માવતર છોરૂને મૂકીને ચાલી નીકળે તેવો વખત આવ્યો. કૂવા અનાજ ભરવાની કોઠિયું જેવા બની ગયા. ત્યારે નદી કાંઠાના એક પાળિયે નદી કાંઠે લેલાં ખેલાં જોઈ નદીને પૂછ્યું :

પૂછે નદીને પાળિયો, (આજ) વાતું કરે વેયાં;
ગાયું ને ગોવાળિયા, શું ગામતરે ગયાં ?

નદી જવાબ આપે છે કે :

ભૂખ તરસ દુઃખ ભોગવી, ગેબી પંથ ગિયાં,
પાપ અમારાં પાળિયા ! આંસુ ન આંખે રિયાં.

હે વીરા પાળિયા ! અમારા તળમાં ય નીર હતાં ત્યાં સુધી સૌ આશા બાંધીને રહ્યાં. દુકાળથી અમારાં હાડેય દેવાઈ જતાં દુખિયાંને ભીંજવતાં અમારી આંખનાં આંસુ ય શોષાઇ ગયાં. એથી ભૂખથી, તરસથી દુઃખ વેઠી વેઠી, રઘવાયાં કો'ક ગેબી પંથે સૌ હાલી નીકળ્યાં છે.

—બળદેવભાઇ નરેલા

# આ અમારો ભાદરકાંઠો

કવિશ્રી કાનજીભાઇ લીલા

ઢુંભા ઝડ નદિયાં લહર, બક પંકત ભર બાથ;
મોરાં સોર મમોલિયાં, શ્રાવન લાયો સાથ.

નદી એ ગામનું રૂપ છે. તેમાં ય અષાઢ વરસી ગયો હોય, શ્રાવણ માસ ચાલતો હોય, ધરતીએ લીલુડા પીળુડા વાઘા પહેર્યા હોય, નદિયુંમાં નિર્મળાં નીર વહ્યે જાતાં હોય, આકાશમાં બગલાઓની ધોળી ધોળી પંક્તિઓ બથું ભરીને ઊડયે જતી હોય; ગોકળ–ગાયો લીલુડી ધરતી ઉપર જાણે લાલ લાલ કંકુના છાંટણા પેઠે ચાલી જતી હોય; અને કાંઠડે કાંઠડે ગાયુંનાં ધણ મીઠાં મીઠાં ઘાસ ખાતાં હોય; એમાં ગોવાળિયાઓ કન્હૈયા જેવી બંસરીના સૂરે મોરલાને ય મસ્તી ચડાવતા હોય તો એ ગામડું ગોકુળ જેવું લાગે.

એમાં ય અમારી પુરાણ પ્રસિદ્ધ ભાદર જેવાં રૂપે તો કમરહંસ જેવો કવિ મોહી પડેલો. આ ભાદરને કાંઠે કંઈક શૂરવીરો, સતીઓ, સંતો ને દાતારો થઈ ગયા. અથોક રૂપાળી છે એ ભાદર. આવી રૂપાળી ભાદર મદાવાના ડુંગરેથી નીકળી, નિર્દોષ બાલિકા–રૂપે રમતી, ઝમતી, આઘે જતાં નવયૌવનાની મસ્તીમાં મદમસ્ત બનતી આટકોટને પાદરથી નીકળે છે.

વર્ષો પહેલાંની વાત છે. કંઠોપકંઠ હાલી આવે છે. આ ભાદરને કાંઠે ધાંધલિયા શાખાના ચાર પાંચ ચારણોનાં નેસડાં પરેલાં. માલ સામટો, સુંદર નદીકાંઠો અને, ભેંસડીઓ. ચારે મોટા. પ્રમાણમાં ચરિયાણ, એટલે ઉતારા કરેલા.

આ કુટુંબમાં સારેક વરસ વીતાવેલાં એવો એક અડીખમ ગઢવી. આ ગઢવીને શંકરના દર્શન કરીને જ જમવાનું નીમ. એક તરફથી ભાદર, બીજી તરફથી ગોંડલી. અને ત્રીજી બાજુથી સુકભાદર એમ ત્રણ ત્રણ નદીઓનો ત્રિવેણી સંગમ રચાયો છે. જાણે પ્રયાગરાજ જોઈ લ્યો. પણ આજુબાજુમાં કયાંય શિવ મંદિર ન મળે.

ગઢવી મુંઝાણા. મનમાં નિરધાર તો પકો જ હતો કે ભગવાનનાં દર્શન કર્યા વગર જમવુ નથી. પછી તો મકકમ બનીને ગઢવી ત્રિવેણી સંગમ ઉપર બેસી ગયો. હાથમાં રૂદ્રાક્ષની માળાના પારા ફરતા જાય –રૂદ્રાક્ષ મુદ્રા ધારિયમ્, મુખ શંભુ શંભુ ઉચ્ચારિયમ્– એમ શિવ નામના ઉચ્ચાર થતાં જાય.

એક બે ને ત્રણ દિવસ વિત્યા. કુટુંબનાં માણસો સમજાવે છે, પણ ગઢવી તો કૃત નિશ્ચયી બનીને અડગ બેઠા છે. હવે તો ભગવાન શંકરના દર્શન થાય તો જ જમવું છે. નેસના જુવાનોને એક ટુકો સૂઝયો. પડખે બે ત્રણ ઝાડ. ઝાડ આસપાસ ઘાટું ઘાસ ઊભેલું. એની અંદર એક કૂરડી ઊંધી વાળી ઉપર ખડી છાંટી શંકરના લીંગ જેવું બનાવી દીધું અને ધોડતાકને આવ્યા કે: "બાપુ! બાપુ! તમારી આશા ફળી. અહીં જ શંકર ભગવાન બીરાજે છે. હાલો દર્શન કરવા.

વૃદ્ધ તો શ્રદ્ધાળુ. આવીને શંકરનાં દર્શન કરીને પારણાં કર્યાં.

બીજા દિવસથી જુવાનડાઓએ હાંસી ઉડાડવા માંડી કે: "આ દુનિયામાં બધું ધાકડે ધાકડ જ હાલે છે. બાપુ! આ તમે દર્શન કર્યાં એ તો અમે ઊંધી કૂરડી માથે ખડી ચોપડીને બનાવેલું શંકરનું લીંગ હતું. બાકી ત્યાં કેવા શંકર ને શું કાંઈ?"

વૃદ્ધ ગઢવી તો જુવાનીના જોમથી ઊભો થઈ ગયો: "જુવાનિયાવ! તમે ભલે ગમે તે કહો પણ ઈ જ મારો ભોળિયો શંકર છે અને હવે તો હાલો કરો પારખાં!"

જ્યાં શિવલીંગ હતું ત્યાં સૌ ગયા. ગઢવીને તો એમાં સાક્ષાત દર્શન થાય. કહે: "જુવાનો! જોયું મારા ભગવાનનું સ્વરૂપ?"

એક જુવાનના હાથમાં કુહાડી હતી એનો ઘા કર્યો. અને શંકરનું તેજ વર્ષાવતું બાણુ સૌની નજરે

પડયું. આ તે દિવસથી અહીં ધાંધણેશ્વરનું મંદિર થયું. જગ્યાની પ્રસિદ્ધિ વધી. એક સાધુ અક્ષરધામ ગયા. એની જગ્યાએ બીજા ય સાધુ ફરતા ફરતા આવી ચડયા.

બાવોજી મીઠી મીઠી હિન્દી ભાષા બોલે ને પાછો ડાયરામલ્લ. ગઢની દાયરો, ગરાસીઆ, શેઠીઆ, પટેલિયા એવા કંઈક માણસો બેસવા આવે. ધરમ ધ્યાનની અને બીજી અનેક વાતું થાય. દાયરાને સુવાણુ થાય.

એક વખત શ્રાવણ મહિનો બધુ સારી જવા આવ્યો છે. સોમવારનો દિવસ છે. સામટું માણુસ છે. રામકથાના પ્રસંગો ચાલે છે, વાતાવરણ ભક્તિ-તરબોળ બની ગયું છે.

ત્રિવેણીમાં નિર્મળાં નીર ખળકારા કરતાં વહ્યાં જાય છે. મોતીડાં પાથર્યાં હોય તેવી વેળુ અને પાણી ઉપર સૂર્યનાં કિરણો પડતાં જાણે રૂપાના રેલા ચાલ્યા જતા હોય તેવાં રૂપાળાં નીર જોઈ સૌ વખાણે ચડયા.

"ભાઈ ભાદર ! ભલે ગોંડલી ! અને આ છે તો સુકભાદર પણ અટાણે એનાં રૂપ તો જુઓ ! ભલે ગંગા મૈયા ! ભલે ભદ્રાવતી ગંગા !" એમ કહેતાં કહેતાં એક જુવાને ભાદરને બિરદાવી.

બીજાએ ટીકો પૂર્યો કે આપણી ભદ્રાવતી તો ગંગા જ છે. બાવાજીએ ચલમના પૂરા દમ લગાવેલા એટલે લહેરમાં આવી ગયેલા.

ત્રીજાએ કહ્યું : "ભાઈ ! ગંગાજીએ તો કહે છે કે રાજદે લાંગાવદરાને મંદિરમાં બેઠાં બેઠાં સ્નાન કરાવ્યું હતું અને રાજદેની ઈકોતેર પેઢીને તારી."

ચોથો કહે : "એ ભાઈ ! બધી નદી તરણુ તારણી જ છે. આપણી ભાદર એ જ ગંગા બીજું શું?"

બાવાજી ગાંજાના રંગે ચડી ગયા : "અબે ભદ્રાવતી ગંગા હૈ, ગંગા હૈ વૈસા કયા તુમ બક રહે હો ? દેખોને ? ગંગામૈયાને તો રાજદે કો મંદિરમેં બૈઠે બૈઠે સ્નાન કરાકે પવિત્ર બનાયા થા. ઔર તુમ્હારી યે ભદ્રાવતીને તો રંડીને કભી હમારે પાંવ ભી નહિ પખાલે !"

એ બાવાજી ! બહુ વાયડાઈ રે'વા દ્યો, ભદ્રાવતી તો અમારી જનેતા છે. તમારા પગ શું કરવા પખાળે ? સંચોડા તમને જ નવરાવી દેશે, તે દી ભોં ભારે પડશે !"

આમ વાતો થાય છે. ઘડી ચાપડી વાતો કરી દાયરો સૌ ઘેર ગયો. હજી ઘેર પહોંચ્યા ત્યાં ઓત-રાદી દક્ષ્યથી વાદળાં ચડયાં. પણ "વહે વાદળાં જાણીએ ભાદરવાળાં." ઘટા બંધાણી, વીજળી ચમ ઋળળ ચમ ઋળળ સળાવા કરવા માંડી. કંઠ ફાટી જાય એવા મોરલા ગહેકી ઊઠયા. ઈન્દ્ર મહારાજ ગેડી દડે રમવા માંડયા હોય એમ ખડડ ખડડ મેઘ ગર્જના થાવા માંડી. પલકવારમાં મૂસળધારે બારે ય મેઘ ખાંગા થયા.

ભાદર તો સાઠેક માઈલનો પ્રવાસ કરતી કરતી મલક મલકનાં ઉપરવાસનાં પાણી લઈને ચાલી આવે. થોડીવારમાં તો ખોરડાં ખોરડાં જેવડા પાણીના લોઢ ઊછળવા માંડયા. થડડ થડડ થડાકા બોલવા માંડયા.

ધાંધણેશ્વરનું મંદિર ટેકરા ઉપર છે. આ ટેકરો બેટ બની ગયો છે. ચારે ય બાજુ પાણીની થપાટો માંડી લાગવા. ગામના લોકો તો આજ ભાદરનું રૂપ જોઈ રહ્યા છે. લોકોને ચિંતા થાવા લાગી કે "આજ બાવલિયાનાં પાઉં પખાળવાને બદલે ભાદર માથાબોળ પખાળીને એના મલક ભેળો ન કરે !"

હહુડાટ કરી સારી સીમ ભરી
સરિતા અડી ગામની દેવડીએ

થયું પણ કાંઈક એવું જ. ભાદર અને બીજી બે નદીનાં પાણી ભેગાં થઈ થપાટું મારતાં ટેકરાને માથાબોળ સ્નાન કરાવી ને મંદિરમાં પૂગ્યાં. બાવા-જીને "પાંવ ધોઈ નાવમાં પધારવા"ની સોં ન રહી. મૂંઝાણો. મંદિરમાં પાણી વધવા માંડયાં. એટલે બાવલિયો માંડયો મંદિરનાં કાંગરાં ચડવા પણ કેટલેક ચડે ? પછી તો પૂરની હારે જ આગળ વધાય તેમ હતું.

શિખરને બથ ભરીને વળગી પડેલા બાવાજીના પગ સાથે જરાક ગેલ કરીને ભાદરનાં પાણીએ બાવા-જીના અંગ સાથે ફડાકા બોલાવ્યા. બીજી થપાટે તો

બાવાજીના પગ વછૂટી ગયા. ધજાના લાકડા સિવાય બીજો કોઈ આધાર ન રહેતાં બાવાજીની રાડય ફાટી ગઈ કે :

"મેં તેરી ગૌવાં મૈયા ! મેં તેરી ગૌવાં. કભી તેરી હાંસી નહિ ઉડાઉંગા. મુઝે માફ કર, મેં તેરી ક્ષમા ચાહતા હું ગંગા મૈયા ! તુંહી ગંગા હે. તું હી તરન તારન હૈ, એક બાર બચાલે. ફીર કભી નહિ બોલુંગા."

બાવાજી શંકરને યાદ કરવા જાય અને પાર્વતી-ઉગ્રાનું જ રૌદ્રરૂપ નજરે તરે એટલે શંકર બોલવા જાય અને "ગંગા મૈયા ! ગંગા મૈયા ! મુઝે માફ કર" એમ બોલાઈ જાય. ત્રીજી એક થપાટે બાવાજીનાં તમરાં બોલાવીને પાણી ઊતરવા માંડયાં. પણ જમથી બચવા બ્રાહ્મણ શંકરના લીંગને વળગી પડેલો એમ બાવો શિખર હારે મડાગાંઠ લઈ ગયેલો.

બીજે દિવસે સવારમાં જ દાયરો બાવાજીની ભાળ કાઢવા આવ્યા પણ બાવોજી મંદિરમાં જ ન મળે. મંદિરમાં કાંપની રાબડ ભરાઈ ગયેલી તે ઢૂંઢી વળ્યા પણ બાવોજી ન મળે. સૌને થયું કે બાવોજી આ ભવ તરી ગયા. બહાર જઈને જોતાં એક જણની નજર શિખર ઉપર ગઈ ત્યાં માણસ જેવું કળાયું. પણ પાણીના પૂરના રંગથી અંગ ને વસ્ત્રો એક થઈ ગયેલાં.

લોકો માથે ચડયા. બાવાજીની મડાગાંઠ વળી ગયેલી. માંડ માંડ તેડી તેડી તેડીને ઉતાર્યા. ગરમાવો આપ્યો. અંગ લૂછયાં ને નાળિયેરનાં પાણી રેયાં ત્યારે બાવાજીમાં જીવ આવ્યો. ધીરે ધીરે બાવાજીને લવારો ઊપડયો કે : "ગંગા મૈયા ! તેરી જે ! ગંગા મૈયા ! તેરી જે !"

ભાનમાં આવતાં આંખો ચકળ વિકળ થઈ. પણ બાવાજી બો ભૂલી ગયા ને લોકોને મશ્કરી કરવાની ય મોજ ન રહી કે "કાં બાવાજી ! ભાદરે પાંવ પખાળ્યા કે નહિ ?"

નદી નાળાં અને સિદ્ધ કળા, કામન ને કમળાં;
એતાં આપણા ન જાણીએ, ઘર વાંછીએ કુશળાં.

આ ધાંધલેશ્વરની બાજુમાં જ એક નાનો રેકરો છે. તેના ઉપર સાત સતીઓના પાળિયા છે. આ સાતે ચારણ કુમારિકાઓના છે. કહેવાય છે કે સાતે ય નદી કિનારે મોળાકતમાં રમતી હતી. કોઈ શિકારી હરણની પાછળ પડેલો. એને બચાવવા કહે છે કે પ્રાણ આપેલા. આજે ય આ ધાંધલેશ્વર રે સતીમાતાનો રેકરો ઊભો છે.

સૌરાષ્ટ્રની આવી નદિયું ભાદર, શેત્રુંજી, વેણુ વગેરે સૌરાષ્ટ્રની ગંગા જ છે. મીઠાં મીઠાં પાણી. એનુ જ કાંઠા ઉપર મીઠું અનાજ પાકે અને "સાકર નીપજે જારને સાંઠે." એવાં જુવાર બાજરાના પાકથી ભાંગી પડતાં ખેતર અને એવાં જ મીઠાં બોલાં માનવી. પણ ચારે ય કાંસે વરસાદની સરખાઈ હોય તો જ.

ભાદરની જ વાત કરીએ તો મદાવાના ડુંગર-માંથી નીકળી, પાંચાળની ધરતીને રસકસ આપી સૌરાષ્ટ્રના મધ્યપ્રદેશમાં જેતપુરને મીઠાં અને તલવારની ધાર જેવાં પાણી પીવરાવી, સોરઠધરામાં થઈ જાતી ઘેડમાં નીકળી. વરસાદની અને ભાદરની રેલની સરખાઈ હોય તો આ ઘેડ પંથકનાં ઉનાળાનાં રૂપ જોઈને આપણા પ્રદેશનું ભર્યું ભાદર્યું ચોમાસું ય ભૂલી જવાય.

ખેતરનાં ખેતર ભાદરને બેય કાંઠે ગુઘળી જુવારનાં લીલા હેમાળા જેવાં, સાંઢિયા હાલ્યા જાય તો ય ન દેખાય એવાં, દોઢદોઢ માથોડાં જુવારના સાંઠા માથે વાકડિયા વળી જઈ પાલી પાલીના લોથા જામ્યા હોય. અને એ લોથામાં સાચાં મોતીડાં જાણે હોય તેમ દાંસો દાંસ દાણા ભર્યા હોય ઉપાડીને સોઈ ઝાટકીને માથામાં માર્યો હોય તો દાઢેક કલાકે કળતળે એવો તો જોરદાર લોથો.

આડા અવ ! આંટીએ ચડીને વૃક્ષને વેલડી વીંટાઈ જાય એમ સાંઠાં એક બીજાને વીંટળાઈને જાળી પડી ગઈ હોય ભૂલ્યે ચૂકયે ખેતર સોંસરવા નીકળવાનું બન્યું હોય તો અટવાઈ જવાય, બહાર નીકળવાનું બો ભારે થઈ પડે.

જેવો સાચા મોતી જેવો મોલ પાકે એવાં જ એનાં પાણીદાર માનવી પાકે આવે તો ક્યાં

જવું, પણ બહુ નજીકમાં જોઈએ તો ભાદરકાંઠે જસદણમાં દ. આલાખાચર જેવા પુરુષ પાકયા. પૂરું અક્ષરજ્ઞાને ય નહિ. પણ કોઠાવિદ્યા જુઓ તો તત્ત્વચિંતકોને ય મહાત કરે એવી. 'ડાહ્યો ભલો ને ડાંખરો'. એની દાતારીની વાતો આજે ય માન ઉપજાવે છે.

અને પછી હાલતાં હાલતાં ભાદરકાંઠે આવો અમારા સનાળી ગામે. જ્યાં રાઠોડ ધાધલ જેવા પુરુષ પાકયા. જેણે એક ગરીબ બ્રાહ્મણી બાઈના આઠ રૂપરડીના કડલાંની લૂંટ પોતાને ગામ થઈ તે કારણે પ્રાણાર્પણ કર્યા. ત્યારે કરશિયાભાઈ જેવા મહાન કવિ થઈ ગયા. અને પાછા જેતપુરના સિદ્ધપુરુષ તુલસીનાથ જેવા સંતનું વરદાન પામેલા કવિ.

ત્યારે એ જેતપુરમાં જોઈએ તો એભલવાળાના પુત્ર ચાંપરાજવાળા. જેનું માથું પડયા પછી ધડ ધાઈ આવ્યું ને સ્વર્ગે ગયા પછી ચારણને ઘોડાનાં દાન દીધાં કહેવાય છે:

કમળ વિણ ભારથ કિયો, દેહ વિણ દીધાં દાન;
વાળા એ વિધાન, ચાંપા કેને ચડાવીએ?

આ જ વંશમાં દાનેશ્વરી વાલેરાવાળા થયા. જેણે માણ્યા નામનો ઘોડો પાંત્રીસ હજારે વડોદરાના મહારાજાએ માગેલો. તે વટની ખાતર પોતાના કવિ ખોડાભાઈને દાનમાં આપી દીધો.

આમ શૂરવીર, સતીઓ, સંતો, દાતારો એક પછી એક જોતા આવો ભાદરકાંઠાની ઝલક.

રોટલે ભલા થયા રાણીંગવાળા. જ્યાં ખરે બપોરે ઓચિંતા જસદણ દરબાર આલાખાચર આવી ચડયા, પણ ત્રણસે ઘોડે હો! ઘડી પલમાં તો ત્રણસો માણસોને દૂધ ચોખાનાં જમણ પીરસાયાં. માથે સાકરની ડમરિયું ચડાવી, બાજરાનાં ઘીમાં અબોળેલ ભાતલાં ખવરાવ્યાં. આ રાણીંગવાળાનું રસોડું જોઈને આલા ખાચરનાં માણસો મોઢામાં આંગળાં નાખી ગયેલાં ને કહેલું કે જેતપુરનો રોટલો બહુ મોટો. રાણીંગવાળો તો દાતારેય એવો. કોઈ કવિએ કહેલું કે:

કહે રાણા નાકાર
તો પ્રથમી પલટે

એક ફકીરે આ વેણ સાચું કે ખોટું એની પરીક્ષા લીધી, અને રાણીંગવાળે એને લાખપસાવ બક્ષ્યા,

આમ એક જુઓ તો બીજાને ભૂલો એવા ભાદરકાંઠાના વીરભદર ગોદડવાળા થયા. જેની હાક ડાક બોલતી. કવિઓ એની જાંગડી ભાષામાં બિરદાવતા કે:

ગોદડ સાંઢ ગણાય
પરજે પુંજલ રાઉત.

આ ગોદડવાળો ગુજરી જતાં નકતા ખાતર એક વેપારીએ પોતાની દુકાન ઉપર બોર્ડ ચોડેલું કે: "એક જાતાં અંધારૂં."

ભાદર કાંઠે બે ભલા
લખપત ને બીજો લાલો.

લક્ષ્મણવાળો રોટલો આપે, પણ રોટલો યે ઉજળે મોઢે ગમે તે આવે. રાજા હોય કે રંક. ભગત હોય કે ભિખારી. જે આવે તેને ખવરાવીને રાજી થાય.

પણ લાલજી શેઠ ય ઓછો નહિ. દરબારમાંથી જમીને નીકળે એને પાન સોપારીનાં બીડાં આપે. મરબી ગુરખાંને દરબારે રૂપિયો આપ્યો હોય તો પોતે પાવલી આપે. આવા વીરભદર ભાદરકાંઠો પકાવતો આવ્યો છે.



સૂરજ રાણા ચડિયા છે વડી ગંગાને ઘાટ
કોના હાથમાં તેલ રૂમાલ આપો સૂરજને હાથ
કોના હાથમાં કંકણ સિંદૂર આપો સૂરજને હાથ
સૂરજ ચડિયા સેજે, ત્રાંબાવરણા તેજે

(બંગાળી તોરલાદેવીના વ્રતમાંથી)

# લોકમાતા

## સવૈયા

અંગ ઉમંગ સદા પ્રગટે અરૂ, ચોટ લગે ન જહાં સવિતાકી,
મંજુલ સૂર સુનાવત ચાતક, તારિફ કયા કરના કવિતાકી?
વૃક્ષ ઘટાકી છટા બરનું કહા, મોહક છાપ મનોહરતાકી;
કે'બલદેવ સીંગાર સજાવત, સિતલ મંદ હવા સરિતાકી. ૧.

સુન્દર સોલ સીંગાર સજી, સરિતા નિજનાથ રિઝાવન ચાલી,
સ્યામ ઢરી, સુર્યાસ્તકી સુંદર, લાલ ગુલાલ પ્રતિબિંબિત લાલી;
ક્ષોભ ભયો ચિત્તમેં કહાં જાઉ મેં, આવત નાં કોઉ સાથમે આલી,
કે' બલદેવ ચલી મહાસાગર, માનસરોવરકી કો મૃણાલી. ૨.

*

## કવિત

વોરી સ્વેત વારી સબે કાજ શુભ કર્ન હારી,
ભર્ન હારી ભૂતલ ભંડાર જલ ભારી હે;
કલકલ નિનાદવારી, અમૃતજલ સ્વાદવારી,
વારિ વિઘનહારી, અમ જીવન ઉજિયારી હે;
જીવ પશુ પંછી સબે જાનત સારી જહાંન,
તાકે પર કૃપા દૃષ્ટિ હરદમ તિહારી હે;
કહે બલદેવ – ગાઉ – શહેર તિહારી ગોદ,
મહાજલધારી લોકમાતા હમારી હે ૧.

*

## છપ્પય

નિર્મળ નદિયાંનીર, હરિત કરતાં ધર હાલે,
નિર્મળ નદિયાનીર, ફૂલ ફળ કાંઠે ફાલે;
નિર્મળ નદિયાંનીર, વીરડા આપે વ્હાલે,
નિર્મળ નદિયાંનીર, ગોરીઓ રમે ગુલાલે.

નિર્મળા નીર નદિયું તણાં, પશુ પંખીને પાય છે,
બળદેવ લોકમાતા બની, ગુણ તેથી કવિ ગાય છે.

—બળદેવભાઈ નરેલા

# માલણ નદી

ડૉ. હરિલાલ ગૌદાની

"મા! મારે સૂરજ પાંદડાનું વ્રત કરવું છે."

"માલી! તું બહુ ભૂખાળવી છો, તારાથી એક ટાણું કરી વ્રત નહિ થઈ શકે."

"મા! ગમે તેમ થાય. ભૂખ લાગશે તો મોરિયા ધરાનું પાણી પી ભૂખ શાંત કરીશ. પણ હું સૂરજ પાંદડાનું વ્રત કર્યે જ કરીશ."

"માલી! એકલી એકટાણું કરવાની વાત નથી સૂરજ પાંદડાનું વ્રત કરનારને સૂરજ ઊગે તે પહેલાં નહાઈ ધોઈને તૈયાર થઈ જવું પડે. ફક્ત પીપળાનાં કે લીંબડાનાં પાંદડાં પહેરી નવસ્ત્રા સૂર્યદેવની પૂજા કરવી પડે. ઈ બધું તારાથી થાય એમ હોય તો વ્રત લેજે."

"મા! હું લીંમડાના પાંદડાંની ડાંળખિયુંને લીમડાની છાલની દોરી વણી ઈ દોરી હાર્યે બાંધી દઈશ. પછી દોરી કેડયે વીંટાળી દઈશ."

"તો પછી દીકરી! તું ખુશીથી સૂરજ પાંદડાંનું વ્રત કર."

"મા! તેં રાજી થઈ રજા આપી એટલે હવે મારું વ્રત પૂરું થયા વિના રહેશે નહિ."

સુરજ ઊગ્યો કેવડીએ ને, રાંદલ જોડાજોડ,
સાત ઘોડા લઈ સામટા ને આભે દીધી દોટ.
સુરજ ઊગ્યો કેવડીએ ને...

"માલી! તું સૂરજદાદાની પૂજા કરતાં કરતાં મથની (મહી–દહીં) ગોળીનું ધ્યાન રાખજે. ગોળીમાં સાતે સાત ભેંસોનાં મથ રેડી દીધાં છે. હું જરાક વાડામાં જઈ પાછી આવું છું."

"મા! તું કોઈ વાતની ફિકર કરીશ મા! હું બધે ધ્યાન રાખીશ."

* * *

"માલી! ઝટનારું કમાડ ઉઘાડી તું કયાંક સંતાઈ જા, મારા પગ દબાવતો તારો સાસરો હાલ્યો આવે છે. હટાણું કરવા આવ્યો હશે. ફળિયામાં ઘોડું બાંધી ગામમાં વયો જશે."

"મા! તું ફિકર કરીશ મા! હું કમાડ ઉઘાડીને સંતાઈ જાઉં છું."

માલી ખડકીનું બારણું ઉઘાડીને સંતાવા દોડી. કયાંય સંતાવા જેટલી જગ્યા ન જણાતાં માલી ગોરસ ભરેલી ગોળીમાં ખાબકી અને ગોરસ બારું મોઢું રાખી ગોળીમાં સંતાઈ ગઈ.

મહેમાન ગામમાં એરગત કરવા ગયા એટલે માલીની માએ ગોળી ઉપર ડેર મૂકી રવાઈ ઊભી કરી, અને સાથીને બોલાવી સામ સામા નેતરાં ઝાલી વલોણું શરૂ કર્યું. વલોણું શરૂ થતાં જ માલીની આંખ્યું ગોરસથી ભરાઈ ગઈ, ઈ આંધળી ભીત બની ગઈ. ગોળીમાં બેઠા બેઠા એણે એની માને સાદ કર્યો પણ વલોણાના ધમકારામાં માલીની માએ માલીનો સાદ સાંભળ્યો નહીં. વલોણું અર્ધો કલાક ચાલ્યું. બિચારી નાનકડી માલી વલોણા ભેગી વલોવાઈ ગઈ. એના હાડચામ માખણ હાર્યે તરવા માંડયાં. એનું ખોળિયું વલોણાની ધાટી છાશ સાથે વલોવાઈ ગયું.

વલોણું ઘણીવાર સુધી ચાલ્યું, છતાં વલોણું પાકવાનો અવાજ આવ્યો નહિ એટલે માલીની માએ ડેરને આઘું કરી ગોળીમાં હાથ નાખ્યો, ત્યાં તો એના હાથમાં માખણ હાર્યે હાડકાં આવ્યાં. માલીની માને ધ્રાસકો પડયો. એણે ગાય ભાંભરે એમ "માલી! એ માલી! દીકરી માલી!" એમ જોરથી રાડ પાડી, એનો સાદ ફાટી ગ્યો. ત્યાં તો ગોળીમાંથી મથ–માખણ ઊભરાણાં અને ફળિયામાં વહેવા માંડયાં. પછી તો મથ-માખણનો રેલો ફળિયા બારો નીકળ્યો.

માલીની માએ ફરીથી રાડ પાડી એટલે મથમાં ભળી ગયેલ માલીએ મથના વહેતા રેલા-માંથી જવાબ આપ્યો કે "મા તારી દીકરી મથ હાર્યે વલોવાઈ ગઈ છે. હવે તો ઈ એને પવિત્ર

કરનાર દરિયાદેવને શરણે જાય છે."

માલીની મા રોતી રહી. અને મથમાં ભળી ગયેલ માલી મથમાંથી પર્ણના રેલો બની મોરધારના ડુંગરના પેટાળમાં વસેલ નેસડામાંથી વહીને ડુંગરની તળેટીમાં આવેલ નીર ભરેલ ઊંડા ધરામાં પહોંચી ગઈ. પછી તો ધરાના નીર ઊભરાણાં, અને એ નીર નદીના પૂરની જેમ ધસમસતાં આગળ વધ્યાં. એ પૂર, ઊગલવાણ, ખૂટવડા, ગોરસ, કુંભણ, જાદરા, હરિપરા, નેસવડા, અને મહુવા નગર પાસેથી દેવળિયાની કાંટધને અડીને આથમણા હાલી દરિયા ભેગાં થયાં. દરિયે એ નીરને ઝીલી લીધાં. નીરમાં ભળેલ માલીની કાયા પવિત્ર થઈ ગઈ એનું વ્રત ઊજળું બન્યું.

સૌરાષ્ટ્રના ભાવનગર જિલ્લાની મધ્ય ભાગમાં શેત્રુંજા ડુંગરની દક્ષિણે મોરધારના ડુંગરડાઓની હારમાળા આવેલી છે. એ ડુંગરડાઓમાંના એક ડુંગરના પેટાળમાં સેંકડો વર્ષ પહેલાં આહિરનું નેસડું વસેલું હતું. એ નેસડામાં એક સુખી આયરનું ઘર આવેલ હતું. એને ઘેર માલી નામે એકની એક દીકરી હતી. માલીનું વેશવાળ બાજુમાં આવેલ બીજા નેસમાં થયું હતું એક સવારે માલીના નેસડાથી થોડે દૂર આવેલ મોરધરી નગરમાં હટાણું કરવા માટે માલીનો સાસરો આવી ચડયો. એ વખતે માલી લીમડાના પાંદડાની ઘાઘરી બનાવી સુરજદેવની પૂજા કરી રહી હતી માલીની મા વાડામાં જઈ પાછી આવી ત્યારે તેણે માલીના સસરાને આવતા જોયા. માલીની માએ માલીને બારણું ઉવાડી સંતાઈ જવા કહ્યું. બારણું ઊઘાડયા પછી સંતાઈ જવાની જગા ન ભાળતા માલી દોડીને સાત ભેંસોના મથ ભરેલ ગોળીમાં ખાબકી. માલીની માએ માલીને સાત ભેંસોના મથ ભરેલ ગોળીમાં વલોવી નાખી. માલીની માને માલી ઊપર ખૂબ હેત હતું એટલે મથમાં વલોવાઇ ગયેલ માલી ગોળીમાંથી ઊભરાઈને નદી રૂપે વહેતી થઈ અને આગળ વધતાં નદી બની.

આ માલી એ જ માલણ નદી. હાલમાં મોરધારના ડુંગરામાંથી નીકળી દક્ષિણે પચ્ચીસ માઈલ વહી અનેક ડુંગરાઓ વચ્ચે આડા અવળા આંટા મારી માલણ મહુવા બંદરથી થોડે દૂર આવેલ ખરેડ ગઢડા ગામની બાજુએ અરબી સમુદ્રને મળે છે.

આ નાનકડી માલણ નદી, નાના મોટા ડુંગરા અને મહુવાની રાનબાગ વચ્ચે વહેતાં અનુપમ સૃષ્ટિ સૌંદર્ય સરજે છે.

માલી ઉર્ફે માલણ નદીની લોકકથા મહુવા પંથકમાં જાણીતી છે.

*

## પાણીનો પરતાપ

આછાં પાણી વીરડે, ધરતી લાંપડિયાળ,
સરભર્યાં સારસ લવે, પડ જોવો પાંચાળ.

*

નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ;
ગાળે કસુંબા ગોવાળિયા, પડ જોવો પાંચાળ.

*

ગૂઢે વસ્તરે ગોરિયાં, પગ પીંડીનો તાલ;
પનઘટ ઉપર પરવરે, પડ જોવો પાંચાળ.

*

કાઠિયાણી કડય પાતળી, હલકતી માથે હેલ્ય;
ખરડા કેરી બજારમાં, ઠળકતી આવે ઢેલ.

*

મારૂઇ નાઇ ગંગજળ, ઊભી વેણુ સુકાય;
ચંદન કેરે રૂખડે, નાગ ઝપાટા ખાય.

# સંભરે સદય તું માત સરિતા

બળદેવભાઈ નરેલા

ગીત શાણોર

સરાહુ સકલ સૌરાષ્ટ્રની સરિતા,
લાંવ છે એહનાં નામ લેવાં;
પ્રપાવે ધરાને અપાવે લાભ એ,
કરે છે આપણાં કામ કેવાં ?–૧.

પ્રથમ શેતલ તણાં એટલાં પારખ્યાં,
કાળમાં પડે નહીં તાણ્ય કેદી;
નશાં ઉપકાર કરવા કજુ નિસરી,
ભરેલી નીરની ગીર ભેદી–૨.

ઉગમ ઢૂંઢી તણે ડુંગરે આવિયો,
વેગ સુલતાનપુર સુધી વાગે;
સીંગવડો, સતાલી, લેવને ગાગડિયો,
ઝપટથી મળેવા કોડ જાગે–૩.

કંઇક હેતાળ રેતાળ પટ હાલિયા,
ગહન એ પ્રેમનાં ગીત ગાતી;
શૌર્ય સમરાંગણો, પ્રગટ જ્યાં પાળિયા,
સાંભળી ફૂલાતી હજી છાતી–૪.

મહા મચ્છુ નદી મળી જઈ મોરબી,
સપાટે ચાલતી શીલ સારાં;
માલતી ઝપાટે પૂગેલી માળિયા,
ઓળિયું કચ્છ રણુ નીર ખારાં–૫.

રાજકોટ બાળંભા અને સરધારની,
બધી છે જેહને હાથ બાજી;
ભમર ખાતાં જળે ધરાઓ ભરેલા,
અમર ઇતિહાસમાં નામ આજી–૬.

માધવે ડુંગરે હાલતી માલતી,
શરે સરધારની ચોટ ચાલી;
જબર જેતપુરને કુતિયાણે કહું,
સંગ સાહેલિયું મોજ માલી–૭.

પોરબંદર અને જુનાણું પરસતી,
સામહીં સમંદર રેલ ચાલે;
માલ સામાન મછવા ભરી મોજથી,
હલેસાં વંથળી સુધી હાલે–૮.

કહુ ભાદર તણાં કેટલાં પરાક્રમ ?
મહાજળ નદી છે અધિક મોટી;
કાળ નહીં કાળની વાળ વાંકો કરે,
હરે દુઃખ કરે ઉપકાર કોટી–૯.

ચોટીલા શરેથી ચોટ દઈ ચાલિયો,
વારમાં શહેર વઢવાણ લીધું;
રથિની ભરેલી બની ગઇ લીંબડી,
સિધાવી ગયો ખંભાત સીધું–૧૦.

ભલો સમદર સમો ભરેલો ભોગાવો,
લહેર વરસાદની લોઢ લાગે;
પૂરનું નુર ભરપુર પ્રસરે પૃથિ,
ભાળતાં દૂર દુષ્કાળ ભાગે–૧૧,

સુખભાદર તણી કહું હવે સાધના,
લહેરથી ગીરનાં નીર લાવી;
માલણને મછુંદરી સંગ સાથે મળી,
હિરણ્ય હેતાળની સંગ હાલી–૧૨.

શોભતી સરસ્વતી સોમનાથે સદા,
ત્રિવેણી તીર્થ ઇતિહાસ તાજો;
સ્નાન સુવ્રત થકી, ન્હાય કોઈ નીરમાં,
સુખભાદર મહીં થાય સાજો–૧૩.

સરિતા સકળ સૌરાષ્ટ્ર શણગાર છે,
કિનારે ભર્યો ઇતિહાસ કેવો;
સંત શૂરા અને સતી જ્યાં સંચર્યા,
દેવળે જાગતા બધા દેવો–૧૪.

કહે બળદેવ આ ગીત વંદના કરી,
કરૂણા સકળ જન પરે કરજે;
પશુ ને પંખીઓ, જીવ સહુ પાળવા,
ભવ્ય જળ તણા ભંડાર ભરજે–૧૫.

# પ્રવાહ નદીનો અને જનજીવનનો

ડૉ. નાગજી કે. ભટ્ટી

લોકજીવન એક સતત વહેતું ઝરણું છે. પહાડમાંથી નીકળતી નદી જેમ કૂદતી નાચતી, પહાડોની ગાળીઓમાં ભટકતી કે વનવગડા વીંધતી, ધૂળમાં રગદોળાતી કે પથ્થર પર પછડાતી, અવિરત ચાલ્યા જ કરે છે તેમ લોકજીવન પણ સતત પ્રવાહમય રહ્યું છે.

નદી અને માનવ જીવનનો સંબંધ પણ જગ જૂનો છે. બંને વચ્ચે સતત સાહચર્ય રહ્યું છે. માનવ સંસ્કૃતિનું પારણું નદી કાંઠે જ બંધાયું. જીવનને આરે પાપા પગલી પાડતો માનવ વિશાળ ફાળ ભરતો થયો તો પણ એનું જીવન નદીથી બહુ દૂર જઈ શક્યું નહિ. એથી જ કદાચ એણે નદીના જળને જીવન કહ્યું હશે. એના ખળખળ વહેતા નીરમાં એ નાહ્યો છે. એના ઝરણામાં એને સંગીતના સૂરો સંભળાયા છે. એને કાંઠે એનો પ્રેમ પાંગર્યો છે. એના જળધોધને અહોભાવથી નીરખ્યો છે. એના પર દોરડાના, લાકડાના કે લોખંડના પૂલો બાંધી એને પાર કરવા એ મથ્યો છે. એની છાતી પર નાવડી ચલાવી અવર્ણનીય આનંદ માન્યો છે. એટલું જ નહિ, જીવનના છેલ્લા શ્વાસ વખતે એણે નદીના અમૃતબિંદુ સમા જળના થોડાં ટીપાંની જ આશા રાખી છે. અરે! મૃત્યુ પછી પણ એના ખોળામાં જ શાંતિ શોધી છે. એટલે જ માનવે જે સંસ્કૃતિ રચી તેમાં નદીનું પ્રતિબિંબ પડયા વિના રહી શક્યું નહિ. ભારતની કે જગતની મોટી મોટી સંસ્કૃતિ નદી કાંઠે જ આળોટીને ઊભી થઈ છે.

## વિપાશા ને વિશ્વામિત્ર

માનવજીવનના ઉઘડતા પ્રભાતની અવિચ્છિન્ન સમૃદ્ધિ સમા વૈદિક સાહિત્ય તરફ દ્દષ્ટિપાત કરીએ તો તેમાં પણ નદીનું ગાન સાંભળવા મળે. નદી સાથે વાર્તાલાપ કરતાં ઋષિ વિશ્વામિત્રનાં દર્શન થાય. લોક માતા વિપાશા અને શતુદ્રિના કાંઠે એ ઊભા છે. સાથે પરિવાર અને ધનધાન્યથી ભરેલાં ગાડાં છે. રથો છે. વીજળી જેવા ઘોડાઓ છે. બંને કાંઠે વહી જતી વિપાશાનાં નીર એમનો માર્ગ રોકે છે. સામે પાર જવા ઈચ્છતા ઋષિ વિશ્વામિત્ર નદીઓને પ્રાર્થના કરતાં કહે છે :

વિશ્વામિત્ર : માતૃસ્થાનીય નદીઓ ! આપનો આ સેવક આપની આગળ નમ્ર છે. (વિપાશાને) જે રીતે પુત્ર મમતાળુ માતા પાસે જાય તેમ હું આપની પાસે આવ્યો છે. (શતુદ્રિને) માતા ! તને પણ મારી એ જ વિનંતિ છે. (નમસ્કાર કરી) મારે ખાતર આપ સહેલાઈથી ઉલ્લંઘવા યોગ્ય બનો.

નદીઓ : તારે ખાતર અમે ધર્મનું ઉલ્લંઘન કઈ રીતે કરી શકીએ? અમારા પ્રવાહને રુદ્ધ કરનાર વૃત્રને મારીને ઈન્દ્રે આ પાત્રરૂપ પ્રવાહમાર્ગ ખોદી રાખ્યો છે. સુવર્ણહસ્તવાળા સૂર્યદેવે આ માર્ગે વિચરવાની અમને શક્તિ અર્પી છે. દેવાજ્ઞા ઉથાપીને અમે તારી વિનંતિનો સ્વીકાર શી રીતે કરી શકીએ!

વિશ્વમિત્ર : હું પણ ઈંદ્રનો જ સ્તોતા છું. તેમણે કરેલા પરાક્રમોના મેં સ્તોત્રો ગાયાં છે. આપને માર્ગ કરી આપો તે બદલ હું તેમની સ્તુતિ કરી રહ્યો છું. ઈન્દ્રપૂજક એવા મને આપે માર્ગ આપવો જોઇએ.

નદીઓ : હે વિશ્વામિત્ર ! તું ઈન્દ્રભક્ત છે, ધર્મકાર્ય કરનાર છે એ વાત અમે કબૂલ રાખીએ છીએ. વળી ઈન્દ્રનું એ મહાકાર્ય કદી ભૂલીશ નહિ એમ પણ અમે તને કહીએ છીએ. અમે તને માર્ગ પ્રદાન કરીએ છીએ પણ....

વિશ્વામિત્ર : હે માતાઓ ! એ પણ શું ? આપ શું કહેવા ઈચ્છો છો ?

નદીઓ : અમારું એક કથન તું કબૂલ રાખશે ?

વિશ્વમિત્ર : અવશ્ય ! હું આપનો સેવક છું.

આપ જરૂર કહો.

નદીઓ : હે મુને ! અમારું એમ કહેવું છે કે તારે યજ્ઞકાર્યમાં અમારું સ્તોત્ર ગાવું જોઈએ. અમારા કથનનું તું અપમાન નહીં કરે. તેં રચેલાં સ્તોત્રો ભવિષ્યકાળમાં પ્રસિદ્ધ થાઓ. હે મુને ! તને નમસ્કાર હો.

ત્યારબાદ વિશ્વામિત્રના વચનથી તૃપ્ત થઈને નદીઓ નીચે નમે છે. પોતાનો પ્રવાહ ઓછો કરે છે અને તેના પર થઈને વિશ્વામિત્ર નદી પાર કરી નવા પ્રદેશમાં પ્રયાણ કરે છે.

નદીઓ સાથેનો મનુષ્યનો આ સંબંધ વેદ જેટલો પ્રાચીન છે. એટલું જ નહિ માનવીના જડ ગણાતી વસ્તુઓ સાથેના પ્રકૃતિ સાથેના સંબંધો એ કાળે કેટલા લાગણીભર્યા હતા એનો ખ્યાલ આપે છે.

## પરોપકારાય વહંતિ નદ્યા

સૌરાષ્ટ્રનો રાં'નવઘણ સિંધના હમીર સુમરા ઉપર ચડયો તે વાતનું એથી સ્મરણ થાય છે. નવઘણની જીભની માનેલ બહેન જાહલ સિંધના સુમરાની કાળી છાયામાં ધબકતે હૈયે ભાઈની રાહ જોઈ રહી હતી ત્યારે નવઘણના ઘોડાઓ સિંધસાગર પાર કરવાની મથામણમાં પડયા હતા. દેવી વરુવડીએ તેમને હૈયાધરી આપી અને નવઘણનો ઘોડો સિંધસાગરમાં ડગલાં ભરતો આગળ વધ્યો. પાણી આછર્યાં અને છીછરાં થતા જતા પાણી પર થઈને સૌરાષ્ટ્રની સેના સિંધમાં ઊતરી. હમીર સુમરાને હરાવી જાહલને મુક્ત કરી. વિજયી સેના ફરી એ જ માર્ગે પાછી વળી.

નદીઓની કથા 'પરોપકારાય સતાં વિભુતયઃ' વાળા સંસ્કૃત શ્લોકની યાદ આપે છે. નદીઓ પણ પરોપકાર માટે જ વહે છે, મનુષ્યોએ પણ પરોપકારી બનવું જોઈએ એવી વાત આવી કથાઓ પાછળ છુપાયેલી જણાય છે.

એક દૃષ્ટિએ જોઈએ તો આ તો ઐતિહાસિક હકીકતો જ છે. કથા નથી. એ કથા શોધવા માટે આપણે નદીઓની ઉત્પત્તિની કથા યાદ કરીએ. પુણ્ય સલીલા ભગવતી ભાગીરથીની કથા ખૂબ જાણીતી છે. સાગરના સાઠ હજાર પુત્રોને કપિલ મુનિનો શાપ લાગ્યો અને ભસ્મીભૂત થયા. એના ઉદ્ધાર અર્થે સ્વર્ગમાં વસનારી ગંગાને પૃથ્વી ઉપર લાવવાનો ઉપાય સુચવાયો. અંશુમાન એનો પુત્ર દિલીપ અને તેના પછી દિલીપનો પુત્ર ભગીરથ આમ ત્રણ પેઢીની આકરી તપશ્ચર્યા ગંગાને પૃથ્વી ઉપર આણવાના પ્રયત્નમાં લાગી ત્યારે પૃથ્વી ઉપર તેનું અવતરણ થયું.

આ કથામાંથી પણ પાછી કથા ચાલે એને ઝિલનારની. એમાંથી ભગવાન શંકરની જટાની અને ગંગાના અભિમાન ગાળવાની વાત ચાલે. એને પી જનાર જહ્નુ અને તેની જાંઘમાંથી પેદા થનાર જાન્હવીની વાત ચાલે.

## નર્મદાનાં અવતરણ

આવી જ કથા નર્મદા અવતરણ માટે ચાલે. ચક્રવર્તિ મહારાજા પુરુરવા વિપ્રોને યજ્ઞયાગ વિના સ્વર્ગપ્રાપ્તિનો માર્ગ પૂછે, એમાંથી નર્મદાને અવતારવાનું નક્કી થાય અને તપશ્ચર્યાને અંતે મહાદેવજી પ્રસન્ન થઈ નર્મદાને પૃથ્વી પર ઊતરવા આજ્ઞા આપે. કોઈ પર્વતો એને ઝિલવા તૈયાર ન થાય પછી પર્યંક તૈયાર થાય અને નર્મદા દેવી પૃથ્વી પર પધારે. વળી કથા કહે કે એની યે પહેલાં હિરણ્યતેજાએ પણ નર્મદાને લાવવા અને પિતૃઓને પડતા જલપાનના કષ્ટને નિવારવા તપશ્ચર્યા કરેલી. ગુજરાતની મહાનદી નર્મદાના એક નહિ આવા ચાર અવતરણો થયાં. દરેકની કથા જૂદી. છેલ્લે પુરુકુત્સ રાજાએ મહાદેવજીને પ્રસન્ન કરી નર્મદાને પૃથ્વી પર ઊતારી. સૌએ એને દેવતાનો સ્પર્શ કરવા વિનંતી કરી જેથી પાવન બની શકાય. નર્મદાએ કહ્યું : હું કુંવારી છું તેથી દેવગણોનો સ્પર્શ કરી શકું નહિ. દેવ, યક્ષ, ગાંધર્વ, મનુષ્ય સૌએ પુરુકુત્સ સાથે લગ્ન કરવા વિનંતી કરી. અને નર્મદાએ તેની સાથે લગ્ન કર્યાં. નદીનાં અને મનુષ્યનાં આ લગ્ન બે ભિન્ન સંસ્કૃતિના સંયોગની કથા છે. એમ ન કહેવાય ?

નર્મદાની આ કથા સાથે નદી અને સમુદ્રના લગ્નનું એક ગીત સરખાવવા જેવું છે. એ કથગીત લોકમાતા મહિસાગરના લગ્નની કથા કહે છે. ગીત

આ પ્રમાણે છે :

મારું સોનાનું છે બેડું રે,
સુંદર શામળિયા,
મારી હીરલા ઊંઢાણી રે,
સુંદર શામળિયા.

મહી માતા પાણી ચાલ્યાં રે,
સુંદર શામળિયા,
દરિયા જીએ પાલવ ઝાલ્યો રે,
સુંદર શામળિયા.

પાલવ ઝાલ્યો તો પાર ઉતારો રે,
સુંદર શામળિયા,
તને કાળીને નહિ પરણું રે,
સુંદર શામળિયા.

માડીને ચટકે ચડિયલ રીસરે,
સુંદર શામળિયા,
ચુંદડીના ખોળા વાળ્યા રે,
સુંદર શામળિયા,

બધી પ્રથમીના પથ્થર વીણ્યા રે,
સુંદર શામળિયા,
દરિયાજી તો સામા આવ્યા રે,
સુંદર શામળિયા,

તું તો કાળીને કામણગારી રે,
સુંદર શામળિયા,
તું તો કાળી સોનાની વાળી રે,
સુંદર શામળિયા,
તને કાળીને હું પરણું રે,
સુંદર શામળિયા.

દરિયાજીએ નાળિયેર નાખ્યાં રે,
સુંદર શામળિયા.

મહી માતાએ નાળિયેર ઝિલ્યાં રે,
સુંદર શામળિયા.

પછી તો આલાલીલા વાંસ વઢાયા. માંડવા બંધાયા. ચોરીઓ બંધાઈ અને દરિયાદેવ વાજતે ગાજતે મહીને પરણ્યા. નદી અને સાગરના લગ્નનું આ સુંદર કથાગીત લગ્ન પ્રારંભના નદીના ભવ્ય પુરુષાર્થની વાત પણ કહે છે.

## ગંડકી નદીની કથા

નદી અને સાગરના કે નદી અને માનવનાં લગ્નની કથાઓની સાથે માનવીમાંથી નદી બન્યાની અદ્ભુત વાતો પણ અત્રે નોંધવા જેવી છે.

કશ્યપ પ્રજાપતિના પુત્રોમાં વિપ્રજિત નામે એક દાનવ. તેનો પુત્ર વિષ્ણુભક્ત. તેનો શંખચૂડ થયો. શંખચૂડે તપશ્ચર્યાથી બ્રહ્માને પ્રસન્ન કરી ત્રણે લોકમાં વિજય સાથે સુખપ્રાપ્તિની કામના કરી. બ્રહ્માએ વીર પતિ માટે શંકરની તપશ્ચર્યા કરતી તુલસી સાથે લગ્ન કરવા એને સલાહ આપી. શંખચૂડ અને તુલસી પરણ્યાં. સુખમય સંસાર ભોગવ્યો પછી ત્રણે લોકમાં વિજય પ્રાપ્ત કર્યો. દેવાધિદેવ ઈન્દ્રને હરાવી સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કર્યું. દેવોને મળતો હવિ બંધ કરાવ્યો; તેમાંથી ત્રાસેલા દેવોએ વિષ્ણુનું શરણ લીધું. વિષ્ણુએ શંકરની સહાય લેવા સૂચના કરી. દેવ-દાનવ વચ્ચે ભયંકર યુદ્ધ મંડાયું. તુલસીના સતીત્વને કારણે શંખચૂડની સેના અક્ષય રહેતી. આથી તુલસીનું સતીત્વ નષ્ટ કરવા વિષ્ણુએ શંખચૂડનું રૂપ ધારણ કર્યું. તુલસીનું સતીત્વ નષ્ટ થયું. શંકરે શંખચૂડનો નાશ કર્યો. તુલસીને એ જ દિવસે વિષ્ણુના કપટરૂપનો ખ્યાલ આવ્યો અને તેણે વિષ્ણુને પથ્થર થવાનો શાપ આપ્યો. વિષ્ણુએ શાપ સ્વીકારી તુલસીને નદી થવાનું કહ્યું. એ નદી તે ગંડકી. પથ્થર તે શાલીગ્રામ. વિષ્ણુએ તેમાં શાલીગ્રામ બનીને વાસ કર્યો.

## મચ્છુ નદીની કથા

આવી જ બીજી કથા વાંકાનેર-મોરબી પાસેથી વહેતી મચ્છુ-યાને મત્સ્યેન્દ્રીની. મહાયોગી મત્સ્યેન્દ્રનાથ એક વખત અયોધ્યા પાસે જયશ્રી નગરીમાં ગયેલા ત્યારે સદ્બોધ નામે બ્રાહ્મણની સદ્વૃત્તિ નામની સ્ત્રીએ પોતે નિઃસંતાન હોવાની વાત કહી. મત્સ્યેન્દ્રનાથે ભભૂતી આપી. આ ભભૂતી તેણે ઉકરડામાં નાખી દીધી. બાર વર્ષે મત્સ્યેન્દ્ર પાછા આવ્યા. સદ્વૃત્તિને પૂછ્યું

કે છોકરો ક્યાં ? તેણે સાચી વાત કહી. ઉકરડા પાસે આવી મત્સ્યેન્દ્રનાથે 'અલખ' કરીને બૂમ પાડી. 'આદેશ' કહેતાં બાર વર્ષનો ગોરખનાથ ઉકરડામાંથી બહાર આવ્યો. ગુરુ પાસે રહી બધી વિદ્યા પ્રાપ્ત કરી.

ગુરુ મત્સ્યેન્દ્રનાથ એક વખત સિંહલદ્વિપની સુંદરી પ્રમીલાના મોહપાશમાં સપડાયા. બે બાળકોના પિતા બન્યા. ગોરખનાથે ગુરુને સંસારના મોહમાંથી છોડાવવા પ્રયત્નો આદર્યા. એક વખત બાળકોને નવરાવવા-ધોવરાવવા ગોરખનાથને સોંપ્યા. ગોરખનાથે બાળકોને પથ્થર સાથે કપડાંની જેમ અફાળીને ધોઈ નાખ્યા. એમાંથી એક બાળકને રૂપ મળ્યું નદીનું. મત્સ્યેન્દ્રના નામ પરથી નદીનું નામ પડ્યું મચ્છુ કે મત્સ્યેન્દ્રી.

આની સાથે ગુજરાતની તાપી અને સૌરાષ્ટ્રની ભાદર નદીઓની ઉત્પત્તિની કથા સરખાવવા જેવી છે:

## સૂર્યપુત્રી તપ્તી અને ભદ્રા

પ્રભાસમાં સૂર્યનારાયણ પૂર્ણકલાથી પ્રકાશતા હતા. તેમની પત્ની સંજ્ઞા તેમનું તેજ ખમી શકી નહિ, તેથી પોતાની છાયા નામના સ્વરૂપને પતિ પાસે મૂકી પિયર ચાલી ગઈ. સૂર્ય છાયાને સંજ્ઞા જ સમજતા. છેવટે સૂર્યે આ વાત જાણી. સંજ્ઞા તો વડવા ઘોડીનું રૂપ લઈ તપ કરવા ચાલી ગઈ હતી. સૂર્ય પણ ઘોડા સ્વરૂપે તેની પાસે ગયા. આ સૂર્યની બે પુત્રીઓ તે તાપી અને ભદ્રા. તાપી ગુજરાતની નદી બની. ભદ્રા સૌરાષ્ટ્રની. કેટલાક કૃષ્ણ પત્ની ભદ્રાના નામ પરથી ભાદર નામ મળ્યાનું કહે છે. જેતપુરને પાદર ભેંકાર લાગતી ભાદર ઉપર કમરહંસ નામનો ચારણ મોહી પડેલો અને ભલભલી ચારણિયાણીઓને છોડી ભાદરને પરણેલો.

## માત સરસ્વતી

વડવાની પણ જુદી જ કથા નજરે ચડે છે. સૌરાષ્ટ્રની સરસ્વતી નદી સાથે એની કથા જોડાયેલી છે. પુરાણો કહે છે કે સરસ્વતીએ પ્રભાસમાં વડવાનલ સ્થાપ્યો. વડવાનલને વડવાગ્નિ પણ કહે છે. વડવા એટલે ઘોડી. દધીચિના પુત્ર પિપ્પલાદે ઘોડીના સ્વરૂપમાંથી એ અગ્નિ ઉત્પન્ન કર્યો. દેવોએ આ વડવાગ્નિ સમુદ્રમાં પધરાવવા માટે સરસ્વતીને સોંપ્યો. જ્યાં તેનો તાપ સહન ન થાય ત્યાં મૂકી દેવા જણાવ્યું. આમ ત્રણ વખત સરસ્વતી એ અગ્નિથી લુપ્ત થઈ. છેવટે પ્રભાસ પાસે પહોંચી તો સમુદ્ર આગળ કૃતસ્મર પર્વત આડો આવીને ઊભો અને સરસ્વતીને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. સરસ્વતીએ એને વડવાનલનું પાત્ર થોડો સમય ઝાલી રાખવા કહ્યું. વડવાનલને અડકતાં જ કૃતસ્મર ભસ્મ થઈ ગયો. સરસ્વતીએ એ અગ્નિને સમુદ્રમાં પધરાવ્યો. આ કથા જ્વાલામુખીથી નાશ પામેલા પર્વતની કથા જ કહે છે એમ લાગે.

નાથ સંપ્રદાયના મહાન યોગી ધોરમનાથે જ્યારે કચ્છના ધીણોધર ડુંગર ઉપર બાર વર્ષની તપશ્ચર્યા પછી નયનો ખોલી પૃથ્વી પર માંડયાં ત્યારે સમુદ્ર શોષાઈ ગયો. ધીણોધરમાં પણ ફાટ પડી. એ વાત પણ એવી જ વાત કહે છે.

## ચંબલ અને ફલ્ગુની કથા

નદીઓની ઉત્પત્તિ સાથે કેટલીક વખત એના નામની કથા પણ જોડાયેલી હોય છે. ઉદાહરણ તરીકે જોઈએ ચર્મણ્વતી-ચંબલ અને ફલ્ગુની કથાઓ.

ભરતથી છઠી પેઢીએ સૂર્યવંશી મહારાજા રંતિદેવ થયા. મહાભારતમાં એની વાત આવે છે. એ રાજાએ ચર્મણ્વતી નદીને તીરે અનેક યજ્ઞો કર્યા. યજ્ઞમાં જે પશુઓ મરાતાં તેના લોહીથી નદી હમેશા લાલ રહેતી. પશુઓના ચામડાંઓ એના કાંઠે એટલાં બધાં પથરાતાં કે એનું નામ જ ચર્મણ્વતી પડી ગયું. આજની ચંબલ એ આ ચર્મણ્વતી. એ નદીની લોહીની ભૂખ હજી પણ જાણે તૃપ્ત થઈ નથી. ચંબલ ખીણના ડાકુઓની ક્રુરતાએ ચંબલના પ્રાચીન નામને સાર્થક કર્યું છે.

જ્યારે ફલ્ગુની સાથે એના શાપની કથા જોડાઈ છે. એક વખત રામ, સીતા અને લક્ષ્મણ ફલ્ગુ કિનારે આવી ચડયા. રામને પિતૃશ્રાદ્ધ યાદ આવતાં લક્ષ્મણને ગામમાં સામગ્રી લેવા મોકલ્યો. એને વાર લાગતાં

પોતે ગયા. આ બાજુ મુહૂર્ત થતાં સીતાએ સ્નાન કરી પિતૃઓને પિંડદાન કર્યું. સાક્ષી તરીકે ફલ્ગુ નદી ગાય, કેવડો અને અગ્નિને રાખ્યા. રામે પાછા આવી પૂછ્યું ત્યારે સીતાએ બધી વાત જણાવી સાક્ષી તરીકે નદી, ગાય, કેવડો અને અગ્નિને બોલાવ્યા પણ તેમણે કંઈ જાણતા નથી એમ કહ્યું. સાક્ષી છુપાવતાં સીતાએ બધાને શાપ આપ્યો: ફલ્ગુને પાતાળમાં રહેવાનો, ગાયનું મોં અપવિત્ર થવાનો, કેવડાને શિવને અગ્રાહ્ય થવાનો અને અગ્નિને સર્વભક્ષક થવાનો. એથી આજે પણ ફલ્ગુ પાતાલ વાસિની જ છે. પણ નામ પ્રમાણે જોઈએ તો ફલ્ગુ એટલે નિઃસાર, ક્ષુદ્ર, તુચ્છ. બીજો અર્થ છે સુંદર. ફલ્ગુમાં જો પાણી જોવા ન મળે તો એમાં એનો શો દોષ? અને કદાચ ચોમાસામા ઊભરાતું પાણી તેને સુંદરતા અર્પે તો પણ એ તો સાર્થનામા જ ગણાવાની. ગયા પાસે જેમ ફલ્ગુ છે તેમ સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા પણ ફલ્ગુ કિનારે જ વસ્યું છે. યથા નામ તથા ગુણ:

### શિપ્રા-જ્વરઘ્નિ

ઉજ્જયિનીની શિપ્રાનું દેવલોકનું નામ 'જ્વરઘ્નિ' છે. કામધેનુથી ઉત્પન્ન થયેલી આ નદીના 'જ્વરઘ્નિ' નામ પાછળ પણ કથા છે. બાણાસુરે શિવને મદદ કરવા બોલાવ્યા. અનિરુદ્ધની મદદે હતા ભગવાન કૃષ્ણ. બને દેવો વચ્ચે યુદ્ધ થયું. બંનેએ પરસ્પર જ્વરો મૂક્યા. બંને જ્વરો સામસામા યુદ્ધ કરવા લાગ્યા. છેવટે માહેશ્વર જ્વર નાઠો. એકેય જ્વરને ક્યાંય શાંતિ પ્રાપ્ત ન થઈ. છેવટે શિપ્રાના જળે તેમને શાંત કર્યા. બસ, ત્યારથી તેનું નામ જ્વરઘ્નિ થઈ ગયું.

આવી તો અનેક કથાઓ નદીઓ પાછળ જોડાઈ છે. સૌરાષ્ટ્રની નાવલી, ગોડી, કપૂરીયો, માલણ, ભાદર, ઓઝત ગુજરાતની સાબરમતી, મેશ્વો, મહી, વાત્રક, તાપી, નર્મદા આદિ અનેક નદીઓની કથાઓ પુરાણોમાં, લોકવાર્તાઓમાં, ગીતોમા સચવાયેલી છે. આ ઉપરાંત નદીઓની પોતાની ન હોય છતાંય નદી કાંઠે બનેલી હોય, નદીઓ સાથે સંબંધિત હોય એવી પણ અનેક વાતો સાંભળવા મળે છે.

### ખારી નદી ને સુવર્ણ પુરુષ

કચ્છમાં એક વાત પ્રચલિત છે કે ભુજ પાસે આવેલ ખારી નદીમાં થોડે દૂર એક ઝૂડક છે. ઝૂડક એટલે ધરો. આ ઝૂડકમાં લાખા ફુલાણીએ પોતાને પ્રાપ્ત થયેલ સુવર્ણ પુરુષ અનામત તરીકે સોંપ્યો છે. આ સુવર્ણપુરુષનું માથા સિવાયનું કોઈ પણ અંગ કાપે તો બીજે દિવસે એ અંગ ફરી પાછુ હતું તેવુ જ થઈ જાય છે. લાખા ફુલાણીએ તેનાથી ઘણી લક્ષ્મી પ્રાપ્ત કરેલી ગુર્જરપતિ સોલંકી મહારાજ મૂલરાજ સાથે લડવા જતી વખતે એણે એ સુવર્ણપુરુષ નદીને સોંપ્યો. લાખો ફુલાણી તો યુદ્ધમાં મૃત્યુ પામ્યો અને એની થાપણ તો નદીમા જ રહી. વર્ષો વીત્યાં પણ લોકહૈયેથી એ વાત વીસારે ન પડી. સિંધમાંથી ગુલામશાહ કલોરો કચ્છ ઉપર ચડી આવ્યો. તેણે આ લોકકથાને લક્ષમાં લઈ એ ઝૂડક ઉપર હાથીઓના કોસ જોડાવ્યા. પાણી ઉલેચાવ્યું પણ છેક છેલ્લી ઘડીએ નદીમાં પૂર આવવાથી ફરી પાણી ભરાઈ ગયું. ગુલામશાહ લટકતો રહી ગયો.

એક વખત એક લઘો નદીનાં રૂપાળાં પાણી પાસે બેસી શરણાઈ વગાડતો હતો. શરણાઈના મધુર સ્વરથી પ્રસન્ન થઈ સુવર્ણપુરુષની એક આંગળી બહાર નીકળી. પહેલાં તે લઘો કાંઈ સમજ્યો નહિ પણ પછી તેને સુવર્ણપુરુષની યાદ આવી ને તેણે સુહાથી એ આંગળી કાપી નાખી. પછી તો લોભ વધતો ચાલ્યો. રોજ એ ઝૂડક કાંઠે આવી શરણાઈ વગાડે ને આંગળી નીકળે તે કાપીને ચાલ્યો જાય. એક વખત તેની સ્ત્રીએ આખા સુવર્ણપુરુષને જ ખેંચી કાઢવા જણાવ્યું જિંદગી આખીનું દળદર કાઢવા એને ખેંચી કાઢવાનો માર્ગ એને સારો લાગ્યો. એણે નદી કાંઠે જઈ ઝૂડક પાસે શરણાઈ વગાડી. આંગળી ઊંચે ને ઊંચે વધતી ચાલી. હાથ બહાર નીકળ્યો એટલે લઘાએ તે પકડીને ઉપર ખેંચ્યો પણ હાય રે, નસીબ! લઘાને લઈને સુવર્ણપુરુષ નદીમાં ઊતરી ગયો. નદીએ પોતાની અનામત જવા ન દીધી.

### સરસ્વતી ને પાટણ

સરસ્વતી તીર સાથે પણ આનાથી જરા

જુદી એક કથા જોડાયેલી છે. એમાં આ કથા જેવું અદ્ભુત તત્ત્વ નથી પણ ઐતિહાસિક વસ્તુનું બળ રહેલું છે.

કથા કહે છે કે પૂર્વકાળમાં કાન્યકુબ્જ નગરમાં યક્ષ નામનો સિદ્ધિસંપન્ન જક્ખ–યક્ષ નામનો નૈગમ એટલે વેપારી રહેતો હતો. તેણે એક સમયે વાણિજ્ય અર્થે બળદોના મોટા સાર્થ સાથે કરિયાણું લઈને કાન્યકુબ્જને પ્રતિબદ્ધ અર્થાત્ તેના કબજાનો ગૂર્જરદેશ કે જે કાન્યકુબ્જાધિપતિની પુત્રી મહણિગાને કંચુલિકા સંબંધે આપવામાં આવ્યો હતો તે તરફ પ્રસ્થાન કર્યું. ક્રમે ક્રમે સરસ્વતી નદીના તટે આવેલા 'લકખારામ'માં આવી પડાવ નાખ્યો. પૂર્વે તે અણહીલવાડ પટ્ટનનું નિવેશસ્થાન હતું. રાત્રીએ વરસાદ પડયો. અને તેના સર્વસ્વ જેવો બળદસાર્થ દેખાયો નહિ તેની ચિંતામાં તે ઊંઘી શકયો નહિ. ત્યાં અંબાદેવીએ આવી કહ્યું કે આ લકખારામમાં આંબલીનાં ઝાડ નીચે ત્રણ પ્રતિમાઓ છે. તે તું ખોદાવીને લઈ જા. ત્યારે યક્ષે પૂછયું કે અહીં આંબલીનાં ઘણાં વૃક્ષો છે માટે કયા વૃક્ષને સમજવું ? એટલે દેવીએ કહ્યું કે જ્યાં ધાતુમય મંડલ અને પુષ્પોનો ઢગલો હોય ત્યાં તે ત્રણે પ્રતિમાઓ છે. શ્રી જિનપ્રભસૂરિ કહે છે કે વિ. સં. ૮૦૨માં આ લકખારામના સ્થળે અણહીલ ગોવાળે પરિક્ષિપ્ત કરેલા પ્રદેશ ઉપર વનરાજે પાટણ નિવેશિત કર્યું. સરસ્વતી તીરે ઊભેલો એ લકખારામ અને ત્યાર પછી તેના જ કાંઠે ઊભું થયેલું અણહીલવાડ યક્ષના સ્વપ્ન કરતાં વિશેષ તો એ સ્થળ પ્રાચીનનગર હોવાનું વધુ સૂચવે છે. નદીઓના તીર સાથે સંકળાયેલી આ નગરનિર્માણ કથા નદીના પ્રાચીન ગૌરવને સજીવન કરે છે.

## રૂપેણની ભૂતકથા

પણ કેટલીકવાર નદીઓનાં રૂપ માનવીને શાંતિદાતા થવાને બદલે અશાંતિદાતા બને છે. રૂપેણના કાંઠે આવા જ અનોખારૂપ ધારણ કરેલાં. એના એ રૂપથી આકર્ષાઈ સૌ ત્યાં બેઘડી વિસામો લેવા થોભતા. મીઠી માદકતા ચારે તરફ ફેલાઈ રહેતી. એ જ નદીમાંથી સામે પાર જવા એક રાજપૂત નીકળ્યો. નદીના ધરામાં સપડાયો અને મૃત્યુ પામ્યો. રૂપેણનો ભર્યો ભર્યો કાંઠો એના માટે વેરી બની ગયો. એ ભૂત બનીને કાંઠે આવતાં–વિસામો લેતા સૌને પૂછતો 'ઋતુ કઈ સારી ?' અને એ ભૂતના પ્રશ્નોના જવાબ દેનાર થોડા વખતમાં એને અદશ્ય થઈ જતો નિહાળી બ્હી પડતા. અંતે ઉજ્જડ થયેલા રૂપેણકાંઠાને એ રજપૂતની જ રજપૂતાણીએ આત્મભોગ આપી રજપૂતની અધૂરી ઈચ્છા પૂર્ણ કરી ફરી હર્યો ભર્યો બનાવ્યો.

## નદીકાંઠાની પ્રીતકથા

આવી તો અનેક વાતો નદીઓને કાંઠે કાંઠે જાણવા મળે. પ્રેમીઓના પ્રેમ પણ આ નદીકાંઠે જ રૂપ ધારણ કરતા. પુરાણપ્રસિદ્ધ ઉજ્જયન્તિ–આજની ઓઝત આવા જ પ્રેમી શેણી અને વિજાણંદની પ્રેમકથાના સાક્ષી છે. તેમની વચ્ચે બાળપણથી જ પ્રીતના અંકુરો ફૂટયા છે :

વિજાણંદ આડો વીંઝણો, શેણી આડી ભીંત,<br>
પરદેથી વાતું કરે, બાળાપણની પ્રીત.

પછી તો એ પ્રીત મહોરી. શેણીને મેળવવા વિજાણંદે જંતર લઈને નવચાંદરી ભેંસો એકઠી કરવા માંડી. ઓઝતના કાંઠે જતાં જળ એને એના પ્રેમી પાસે દોડી જવા સમજાવવા લાગ્યાં. એટલે એણે તો ઓઝતને જ વિનંતિ કરી :

ચડ ટીંબા ચડ ટીંબલી, ચડ ગુંદાળી ધાર;<br>
ઓઝત ઉછાળો લઈ, વિજાણંદ પાછો વાળ.

પણ ગયેલો વિજાણંદ પાછો ન વળ્યો. શેણી તેની પાછળ ચાલી નીકળી. બને હિમાલયમાં હાડ ગળી ગયાં ત્યારે એકબીજાને જોવા પામ્યા.

વિજાણંદ તો એટલો ભાગ્યશાળી કે મરતી વખતે પણ પ્રિયતમાને નિહાળી શકયો પણ સિંધુકાંઠાની સુહિણીને તો એ નસીબ પણ ન મળ્યું.

## સુહિણી મેહાર

સુહિણી ધનવાન કુંભારની દીકરી. એને પ્રેમ થયો બુખારાના ખાનદાન જુવાન મેહાર સાથે. પ્રિય-

તમાના નિત્ય સાનિધ્ય માટે મેહાર સુહિણીના પિતાને ત્યા નોકર રહ્યો પણ તેના પ્રેમની ગધ આવતા જ સુહિણીના બાપે એને પાણીચુ આપ્યુ' પણ પ્રેમ કાઈ એથી મટયો છે ? સિધુ તરીને સુહિણી પોતાના પ્રિય તમને મળતી તરવા માટે પોતાના પિતાના બનાવેલા મજબૂત માટીના ઘડાનો ઊપયોગ કરતી પણ એની ખબર પણ પડી ગઈ અને મજબૂત ઘડાની જગ્યાએ કાચી માટીનો ઘડો મૂકી દેવામા આવ્યો પ્રેમાધ સુહિણી કાચી માટીના ઘડો લઈને સિધુમા કૂદી પડી ઘડો ઓગળવા લાગ્યો એટલે મેહારને અવાજ દઈ કાંઠેથી બોલાવ્યો, પણ મેહાર એને બચાવે ત્યાર પહેલા તો સિધુએ સુહિણીને પોતાના ઉદરમા સમાવી લીધી મેહાર પણ એમા જ સમાયો પોતાના જીવનનું બલિદાન આપીને પ્રેમને એણે અમર રાખ્યો પણ સિધુ તો એમને એમ વહેતી જ રહી પ્રેમના ગીતો ગવાતા રહ્યા આવી તો કઈ કેટલીએ કહાણીઓ એ પોતાના હૃદયમા સમાવીને બેઠી હશે કદાચ આથી કવિ ગગાને પૂછે છે

अय आबेरुये गगा वह दिन है याद तुझको
उतरा तेरे किनारे जब कारवां हमारा ।

ગગા તો એ બધુ જાણે જ છે પણ એને કહેવાની શી જરૂર ? બિચારી ફલ્ગુ સાક્ષી થઈ ત્યારે તો સીતાનો શાપ પામીને ? નદી પ્રત્યુત્તર ન આપે તો કવિઓ કોઈ થોડા અટકી પડે તેમ છે ? એ તો જેવુ જુએ એવુ પોતાની દૃષ્ટિએ લખે છે દૃષ્ટિભેદ હોય તેથી શુ ? ગામને પાદર નદી હોય તો કોઈ ઊડી પણ કહે ને કોઈ છીછરી પણ કહે ! ઋગ્વેદના ઋષિએ ગાયુ

इम मे गङ्गे यमुने सरस्वति
शतुद्रि स्तोम सचता परुष्ण्या ।
असिक्न्या मरुद्वृधे वितस्तया
ऽऽ र्जीकीये शृणुह्या सुषोमया ॥

ઋગ્વેદ, મ-૧૦, સૂ-૭૫, મ-૫

હે ગગા, હે યમુના, હે સરસ્વતિ, હે શતુદ્રી, હે પરુષ્ણિ, હે અસિકન સહિત મરુદ વૃધે, હે વિતસ્તા તથા સુષમા સહિત આર્જીકીયે ! તમે મારા આ સ્તોત્રને બરાબર સાભળો, સેવન કરો અને મને અભિમત ફલપ્રદાન દ્વારા સફલ કરો

શ્રી શકરાચાર્યે "નર્મદા સ્તોત્ર" રચ્યુ તેમા નર્મદાને સુદર અજલિ અર્પણ કરી.

સબિન્દુ સિન્ધુસ્ખલત્ તરંગ-ભંગ-રંજિતમ્
દ્વિષત્સુ પાપ જાત જાત કારિવારિ સંયુતમ્ ।
કૃતાન્તદૂત-કાલ-ભૂત ભીતિહારિ નર્મદે
ત્વદીય પાદપકજં નમામિ દેવિ નર્મદે ॥

સસ્કૃત કવિઓએ પણ પોતાના સુપ્રસિદ્ધ કાવ્યોમા નદીઓના ઉલ્લેખ કર્યો.

ભવભૂતિએ 'ઉત્તર રામ ચરિત'માં ગોદાવરીના વિવિધ સૌદર્યનું વર્ણન કર્યું છે :

एतानि तानि गिरिनिर्झरिणीतटेषु
वैखानसाश्रिततरूणि तपोवनानि ।
येष्वातिथेय परमा शमिनो भजन्ते
नीवारमुष्टिपचना गृहिणो गृहाणि ॥

'આ તેજ તીર ગિરિ નિર્ઝરિણીતણા,
જ્યા વૃક્ષોતળે મુનિનિવાસ તપોવનોમા
આતિથ્યસેવી જહીં મૂઠી પકાવી સામો,
સેવી રહ્યા શમભર્યા ગૃહને ગૃહસ્થો'

વળી-

मेघमालेव यश्चायमारादिव विभाव्यते ।
गिरि प्रस्रवण सोऽयमत्र गोदावरी नदी ॥

'મેઘમાળ સમો આ જે લસે જાણે સમીપમા,
ગિરિ એ તો પ્રસ્રવણ, ને આ ગોદાવરી નદી'

જ્યારે કાલિદાસ 'મેઘદૂત' અને 'માલતી માધવ'મા માળવામા થઈને વહેતી સિંધુનો ઉલ્લેખ કરે છે ·

वेणीभूत–प्रतनु–सलीला तामतीतस्य सिंधु ।
पान्डुच्छाया तट–रुह तरुभ शिशिर जीर्णपर्णैः ॥

એ જ પ્રમાણે દશાર્ણ, વેત્રવતી, શોણ વગેરે નદીઓનાં વર્ણનો સસ્કૃત કવિઓએ કર્યા છે આ

વર્ણનોમાં નદીઓની અપાર શોભા, વૃક્ષરાજી કે કાંઠાની સાથે કથાનાયક કે નાયિકાને સાંકળ્યા છે.

નદીઓ કેટલીક વખત સૌમ્યરૂપ તજીને રૌદ્રરૂપ ધારણ કરે છે ત્યારે જે ત્રાસ ફેલાય છે એનાં વર્ણનો, કાવ્યો તથા ગરબી–ગરબાઓમાં જોવા મળે છે. આપણી ચિરપરિચિત નદીઓનાં આવા રૌદ્રરૂપવર્ણી ગીતોનો પણ આસ્વાદ લઈએ.

સ. ૧૭૭૮માં રેવાજીમાં ભારે રેલ આવેલી તેનો ત્રણ ખંડમાં વહેંચાયેલો ગરબો શ્રી મંજુલાલ મજમુદારે લોકસાહિત્યમાળામાં પ્રસિદ્ધ કરેલો. જેમાંનો એક ગરબો જોઈએ.

## રેવાજીની રેલનો ગરબો

શ્રી ઉમીઆ સુતને ચરણે નમું,
સાચી સરસ્વતી માત;
જાચું દેવી જાહ્નવી, મસ્તક ધરજો હાથ
શંકર સુતને લાગું પાય,
કે સાંભળ સરસ્વતી રે લોલ;

વાણી દેજે માત કે, કહું મતી રે લોલ.
સંવત સતર ઇઠ્ઠોતેરની સાલ,
સાંભળ કહું કથા રે લોલ;
ચૌદશ વદ ભાદરવો માસ, કે પિતૃદિન હતા રે લોલ,
નિર્મલ નર્મદા રૂડું નામ,
કે મન વિચારિઉં રે લોલ;
પ્રગટ્યું દુનિયા કેરું પાપ; કે જઇ પ્રલે કરું રે લોલ.
અમર કંઠથી નીસર્યા આપ,
કે નિર્મલ નર્મદા રે લોલ;
ચોળી માલેસરના લોક, કે તેમાં જઇ ભાળ્યા રે લોલ
ઢોરાં માણસ ને ઘરબાર,
કે કંઇ નવ રાખિયું રે લોલ;
રઇઅત રાજાને પરધાન; કે સર્વે તેં ખેંચિયું રે લોલ.
પછે આવ્યા શૂલપાણને શરણ,
કે નિર્મલ નર્મદા રે લોલ,
માનું આદેશનું કેંણ, પ્રીતે પાછા વળો રે લોલ.
પછે આવ્યાં પોતાને આવાસ,
મેલીને આમળો રે લોલ;
એવે કૌતુક કથીયું એક,
કે સરવે સાંભળો રે લોલ.

ત્યાર પછી અંગ્રેજ નર્મદાને કાંઠે આવ્યો તેથી માતા કોપ્યા. એ "જંગલે" મારું તીર કેમ લોપ્યું કહી બધી નદીઓનું ધ્યાન ધર્યું – એરણ ને ઓર, મહી ને વિશ્વામિત્રી, યમુના ને ક્ષિપ્રા, તાપી, ઢાંઢર, જાંબુઆ, રંગાવ એમ સૌ નદીઓ આવી. ગંગા, ગોદાવરી ને ગોમતી રૂપે ચોસઠ જોગણીઓ આવી ને નર્મદાજીની આજ્ઞા માથે ચડાવી રૌદ્રરૂપ ધારણ કરી અનેક ગામોને પોતાનો પરચો બતાવ્યો.

તાપી માતાએ તો આવા કંઈક પરચાઓ બતાવ્યા છે. સૂર્યપુત્રી હોવાને કારણે સ્વભાવ પણ કાંઈક ગરમ હશે, નહિતર અવારનવાર ગુસ્સે થઈને રેલમછેલ શા માટે કરે? કૃપાશંકર મો. વ્યાસે "જગરેલ ઝપાટો" નામની પુસ્તિકા છપાવેલી તેમાં ૧૮૮૩ની તાપીની રેલની ગરબી આ પ્રમાણે આપી છે:

તમે જુઓ સૂરતના લોક રે,
જગરેલ ઝપાટો;
થઇ આર્દ્રાની હેલી રે,
માર્યો પહેલો સપાટો...ટેક.
જેઠ વદ તેરસ સોમવારે,
આવ્યાં ફોડી પર્વત વાટો રે, જગ.
આગગાડીના પુલ જ તોડયા,
તણાયા છે સલેપાટો રે, જગ.
સુખીયા લોકોનાં સુખ તણાયાં,
સૂતા ઠાળીને છાપરખાટો રે, જગ.
બાગબગીચાને બંગલા ભાંગ્યા,
ખેંચાઇ ખુરશી ને પાટો રે, જગ.
મોદીઓના અનાજ તણાયા,
ભીંજી ગયો ઘઉંનો આટો રે, જગ.
ચૌદશે પાણી શહેરમાં પેઠાં,
ચારે ગમ થઇ કાટાકાટો રે, જગ.

કોઇના રે ઘરમાં કોઇના રે માળે,
દેખાય ઉપલી છાંટો રે, જગ.

કિલ્લો ને કોર્ટો બંધ રહ્યાં છે,
બંધ થયાં બજારનાં હાટો રે–જગ.

કૈંક ગરીબના માલ તણાયા,
થઇ ગયા છે બારે વાટો રે–જગ

ઘીના ગાડવા પાછા ફૂર્યા છે,
બંધ રહ્યો મનોરનો કાંટો રે–જગ.

કિલ્લા આગળ બે પુલ ભાંગ્યાં,
એક ભાંગ્યો ને એક રાટો રે–જગ

શિયાળામાં સૌ ચડ ધૂમ્યા,
રેલે ઉઘાડયો દુઃખનો દાટો રે–જગ.

ટાઢા ડામ તાકીને દીધા,
નહિ રૂઝાય ચણચણાતો રે–જગ

આ રે પરામાં ફરી વળી છે,
ઘણો કર્યો છે છણછણાટો રે–જગ.

વ્યાસ કહે સૌ સમજીને ચાલો,
મૂકી દો પાપના ઘાટો રે–જગ.

તાપ્તીની બહેન ભદ્રા–ભાદરના પણ એવા જ હાલ. કોઇએ ગાયું :

ભાદર નદીયું આવેલી ભરપૂર જો,
ચારે ને કાંઠે રે માતા છલી વળ્યાં.

ભાઇ ભોળુડા નદી ઊતારી મેલ્ય જો,
તુજને રે આલું રે પગનું ઝાંઝરું.

વઢવાણ પાસેથી નીકળતો ભોગાવો–ભોગવતી નદી પણ ઝાપે ત્યારે ચારે બાજુ છલીવળે એટલું જ નહિ ગામોને પણ તાણી જાય;

લીંબડીનો ભોગાવો બહુ ભારે,
તણાયા સમલા શે'ર, ભોગાવો બહુ ભારે.

ક્યાં વઢવાણ, ક્યાં લીંબડી, ક્યાં સમલા બધું એકાકાર કરી પોતામાં સમાવતી ભોગાવતી–ભોગાવો રૌદ્રરૂપે ચાલ્યો જાય ત્યારે કોની મજાલ છે કે એના આડા પણ ઊતરી શકે? હજુ એક વર્ષ પહેલાં એણે જે કહેર વર્તાવેલો એ તાજેજ છે.

સંસ્કૃત કવિઓની પ્રાસાદિક રચનાઓ અને લોકકવિઓની વાસ્તવિક વાણીની સાથે ચારણ કવિની ભવ્ય કલ્પનાઓનો લાભ પણ નદીને મળ્યો છે. અમદાવાદના ધરાર ધણી થઈ બેઠેલા સૂબા શેરબુલંદખાનને નમાવવા રાઠોડ રાજ અભયસિંહને દિલ્હી સુલતાને નીમ્યા. તેમની સાથે કવિરાજ કરણીદાન પણ હતા. અભયસિંહે અમદાવાદ શહેરને ઘેરો ઘાલ્યો સાબરમતીના વિશાળ પટને વીંધીને આગ ઓકતા તોપગોળાઓ શહેર ઉપર વરસવા લાગ્યા. સામેથી શેરબુલંદખાને પણ ગોળાઓ છોડયા. આ તપેલા ગોળાઓમાંથી ઘણા સાબરમતી નદીમાં પડતા. એનું વર્ણન 'બિરદશૃંગાર' ગ્રંથમાં જોવા મળે છે. તેમાંથી એક નમૂનો જોઈએ :

'અતિ છૂટે ગોલા રણ અખત્ર,
નવલાખ જાણ તૂટે નખત્ર;
મછ તળે સાબ્રમત નદીમાંહ,
કળકળે નીર જિમ ધ્રત કડાહ.'

તાવડાના ઘીમાં જેમ–વસ્તુ તળાય તેમ સાબરમતીના લાખો સળગતા ગોળા પડવાથી ઊકળી ઊઠેલા નીરમાં માછલાં તળાવા લાગ્યાં. સાબરમતી નદીની જેમ યુદ્ધના પ્રસંગોની સાક્ષી અનેક નદીઓ બની છે. એ નદીઓ જ બે રાજ્યોની હદ બનતી. કેટલીક વખત ભૂમિદાન માટેની જમીનની હદ પણ નદી બનતી તો યુદ્ધભૂમિ ઉપર રાજાઓની દોડધામ પણ નદીઓ દ્વારા દર્શાવાતી. અમોઘવર્ષના સંજાણના દાનપત્ર શક ૭૯૩માં ૧૪મી પંક્તિમાં કહ્યું છે કે:

"ગૌડનો રાજા ગંગા ને યમુના વચ્ચે ભાગતો હતો તે વખતે તમણે (ધારાવર્ષે) એ રાજાની લક્ષ્મીની ક્રીડાનાં કમળરૂપી શ્વેત છત્રો હરી લીધાં."

કોઈ રાજાને આવી નદીના અનાથાં રૂપ જોઈ કાવ્ય પણ સ્ફુરતું. કચ્છનો રંગીલો રાજવી લાખો આવો કવિહૃદયી હતો. નદીકાંઠાની હરિત શોભા જોતાં એવી દૃષ્ટિ નદી તીરે પડેલી લીસી છીપર પર પડેલી. ગામની ગોરી પોતાની કંકુ વરણી

કાયાને એના ઉપર મૂકી હશે. એના ફૂલગુલાબી પગ લાસી ઠીકરી ઘસવાથી હીંગળોકિયા બન્યા હશે એ કલ્પના આવતાં જ એનું કવિહૃદય બોલી ઊઠ્યું !

'હાથ હિલોળે પગ ઘસે, ગહેકે ગોરલિયાં;
લાખો ચે સું બાળજો, લીસી છિપરીયાં.

નદીનું આવું બહુમાન ભાગ્યે જ કોઈ કવિ કે રાજાએ કર્યું હશે.

મરવાની નહિ પણ પ્રેમની એવી જ સુંદર અભિવ્યક્તિ એક વખત કવિ ગંગે કરેલી. બાદશાહ અકબરે એને પૂછ્યું ?

સબ નદિયનકા નીર હૈ, ઉજ્જવલ વર અભિરામ;
અકબર કહે સુન ગંગ કવિ, જમના કયોં ભઈ શ્યામ ?

ત્યારે કવિ ગંગે પ્રત્યુત્તર આપ્યો કે—

'જા દિન તેં જદુનાથ ચલે,
બ્રજ ગોકુલતેં મથુરા ગિરિધારી,
તા દિનતેં રહી દમ્પતિ જમ્પતિ
કમ્પતિ ગોકુલ કી સબનારી;
ઉનકે નૈનનકી સરિતા ચલી,
જસ સંકર સીસ ચલે જલધારી,
કવિ ગંગ કહે સુન શાહ અકબર,
તા દિન તેં જમુના ભઇ કારી.

કેવી સુંદર કલ્પના ? યમભગિની યમુના કાળી કેમ થઈ ? પોતાના પ્રિયતમ કૃષ્ણ છોડી મથુરા ગયા ત્યારથી વિરહ વ્યાકુળ ગોપીઓના નયનમાંથી આંસુની સરિતાઓ વહી રહી છે એના કારણે આંખના કાજળથી અશ્રુઓના જે પ્રવાહ વહ્યો તેથી યમુના કાળી બની ! કેવી ભવ્ય ઉદાત્ત કલ્પના ! નદી સાથે સંકળાયેલ લોકજીવન કેવું સમૃદ્ધ છે તેનો પણ આનાથી ખ્યાલ આવે છે.

તેમાંય સૌરાષ્ટ્ર તો ડુંગરિયો દેશ. નિરનિરાળાં રૂપ ધારણ કરીને અનેક નદીઓ એને આંગણે રમવા ઊતરી છે. ભોગાવો ને ભામણી, વેદમતી ને રૂપમતી, મધુવંતી ને મચ્છુન્દ્રી, માલણ ને મોજ, ઓઝત ને ઉતાવળી, ફ્રાફડ ને ધાંતરવાડી, ભાદર ને ઢાઢર, ફૂલઝર ને ફલકુ, કપિલા ને કાળુભાર, સરસ્વતી ને સોનરેખ, શેત્રુંજી ને શુકભાદર એવાં રૂપાળાં નામ ને કામણગારાં રૂપ જોઈને તો કોઈએ કહ્યું :

सौराष्ट्रे पंच रत्नानि, नदी नारी तुरंगमः ।
चतुर्थो सोमनाथश्च, पचमं हरिदर्शनम् ॥

## વનવાસીની

સરિતા સર અમૃતના ભરિયાં,
હુલસી કંઇ ખેત કયાં વરિયાં,
ધન ધાન્ય ધરાતલમાં ધરિયા,
કંઇ બાગ બહાર બસંતબની, ખુશબો પ્રગટી પ્રસરાવી રહી;
વણ થંભી પ્રવાસ કરી વસુધા, મહાસાગર સાથ મિલાવી રહી. ૧.
કહીં શાન્ત બની પ્રસરે પટમાં,
કહીં ઘોર પ્રચંડ કરે ઘટમાં,
કહીં તાંડવ નૃત્ય કરે તટમાં,
નિરખી નભમંડલ ઘોર ઘટા, વહી વેગ કરે ઉલટા સુલટા,
કહીં કામિની કોમળતા પ્રગટી, ચિત્ત ચોરીલીએ સરિતાની છટા. ૨.
મહેરામણશાં જળ મોતી ભર્યાં,
કહીં કોમળ શાંત સ્વરૂપ કર્યાં, —
ધરણી પર રૂપ અનેક ધર્યાં,
દુઃખનાશિનિ થાય દુઃખી દિલમાં, તૃષ્ણા ન છીપે જલપ્યાસીનીકો,
વનવાસીની થાય ઉદાસીની તો, જલ હીન બને, ઉપહાસીની જો. ૩.

—બળદેવભાઇ નરેલા

# શ્રી શંકરાચાર્યજીનું નર્મદાષ્ટક

સં. મૂળુભાઈ પાલિયા

ભગવાન શંકરાચાર્ય પ્રથમ શક્તિમાં માનતા ન હતા એ હકીકત જગપ્રસિદ્ધ છે, પરંતુ એમનું શ્રી નર્મદાષ્ટક જોતાં જણાશે કે તેઓશ્રીએ નર્મદા માતાનો પ્રવાહ જોઈ, એ મહાનદીને શક્તિ તરીકે અને માતા ભગવતી તરીકે સંબોધી એની હૃદયંગમ આરાધના કરી જ છે. અને ખરેખર પુરવાર કરી બતાવ્યું છે કે–નદી એ શક્તિ છે એટલું જ નહિ પણ પતિત પાવની જગત માતા છે. જે દેશમાં કે જે શહેર કે ગામડાના પાદરમાં નદી વહેતી ન હોય એ દેશ શહેર કે ગામ પાણી વીનાનું એટલે કે શકિત રહીત ગણાય, એટલું જ નહિ પણ નિર્મળ ન ગણાય. મળયુક્ત ગણાય કારણ કે ત્યાં નિર્મળ થવા માટે જોઈતો નીર પ્રવાહ ન મળતાં સાધારણ રીતે જ મલ વિસર્જન ઓછું થાય. આ હકીકતને કોણ અવગણી શકશે?

આપણા દેહમાં પણ નવસો નાડયું રૂપી રક્તવાહિનીઓ એ પણ કુદરતે નદીઓ જ બાંધી છે– અને એ નાડયું કે રક્તવાહિનીઓ વિના આ દેહની પણ કલ્પના કરવી ભયંકર થઈ પડશે. દેહના જે ભાગની નાડયું ખોટી પડે એટલો દેહ પણ દુઃખીઓ અને ઉજ્જડ વેરાન ભૂમિ જેવો કેમ ન ભાસે? અને એટલો દેહ નકામો થઈ જાય છે એમ જ નદીઓ વિનાનો દેશ પણ જોઈએ એટલો સુશોભિત કે રસાળ રળીઆમણો નહિ દેખાય પણ ઉજ્જડ વેરાન જેવો જ જણાશે. માટે જ કહ્યું છે કે યથા બ્રહ્માંડે તથા પીંડે–નાડયું રૂપી નદીઓ વિનાનો દેહ એવો જ પાણીની નદીઓ વિનાનો દેશ.

આપણી આર્ય સંસ્કૃતિએ તો નદીનું માતા ગંગા રૂપે અવતરણ પણ શંકર ભગવાનના શીર પર થયાનું વર્ણવ્યું છે. અને એનું ભારોભાર સ્તવન કર્યું છે. ઉપરાંત એ માતા ગંગા રૂપી નદીને આ દેશમાં લાવનાર મહારાજા ભગીરથનું નામ પણ લાખો વર્ષો થયા એ જ કારણે પ્રાત સ્મરણીય રહ્યું છે. એટલું જ નહિ પણ એ મહારાજાએ જે કાર્ય માતા ગંગાને લાવવાનું કર્યું એનો આજે અજોડ દાખલો આજ પર્યંત દેવાય છે કે–"આ તો ભગીરથ કાર્ય છે–'આ તો ભગીરથ પ્રયત્ન કર્યો છે. "આતો આ કુળમાં ભગીરથ પાકયો છે" આ બધું આપણા દેશમાં નદીના નામ ઉપર કેટલું માહાત્મ્ય છે એનો અજોડ દાખલો જગજાહેર વ્હેવારે વ્હેવારમાં વણાઈ પડયો છે. ભારતીય સંસ્કૃતિનું આ નદી એ જ "મંગલાચરણ છે." નદી એટલે વહેતા પાણીનું સ્વરૂપ છે અને પાણી એટલે જે દેહમાં પાણી ન હોય તે દેહ નમાલો. જે માણસમાં પાણી ન હોય તે માણસ નિર્માલ્ય–જે ઘોડામાં કે જનવરમા પાણી ન હોય તેની કિંમત પણ કોડીની દઈ જાય. એમ જ પાર્થિવ વસ્તુઓમાં પણ હીરા-મોતી કે કોઈ પણ શસ્ત્ર કે રત્નમાં પાણી ન હોય તો એની કિંમત જ રહતી નથી.

સહરા અને ગોબીનાં રણમાં ધરતી માતાની પણ કિંમત કોડીનીયે નથી! પણ કાલે જ ત્યાં નદીઓના પ્રવાહ વહેતા થાય તો જગતના જીવ માતર એને ખોળે આળોટવા પહોંચી જાય એટલું જ નહિ પણ એ ધરતી માટે મહાભારતો જાગે અને જાદવાસ્થળીઓ થાય. ખરેખર એ ધરતી માટે ત્રીજું મહાવિશ્વયુદ્ધ પણ મંડાતાં વાર ન લાગે. આ છે ધરતી માથે પાણીનું એટલે પાણીના પ્રવાહ રૂપે વહેતી માતા ભગીરથી સ્વરૂપ નદીઓનું મહાતમ. અને આ છે જગતની નદીઓ માટેની અડીખમ અમર ભાવના.

❀

# નમામિ દેવિ નર્મદે

સબિંદુ સિંધુ સુસ્ખલત્ત રંગ ભંગરંજિતં
દ્વિષત્સુ પાપ જાતજાતકારિ વારિસંયુતંમ્
કૃતાન્તદૂત કાલભૂત ભીતિ હારિ નર્મદે,
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૧

ત્વદંબુલીન દીન મીન દિવ્ય સંપ્રદાયકમ્
કલૌ મલૌઘભાર હારિ સર્વ તીર્થ નાયકમ્
સુમત્સ્ય કચ્છ નક્ર ચક્ર ચક્રવાક શર્મદે,
ત્વદીય પાદ પંકજં નનામિ દેવિ નર્મદે ॥ ૨

મહાગભીર નીરધીર પાપ ધૂત ભૂતલં
ધ્વનત્સમસ્ત પાતકારિ દારિતાપદાચલમ્
જગલ્લયે મહાભયે મૃકંડુ સૂનુહર્મ્યદે,
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૩

ગતં તદૈવ મે ભયં ત્વદંબુવીક્ષિતં યદા
મૃકંડ સૂનુ શૌનકાસુરારિ સેવિ સર્વદા ।
પુનર્ભવાબ્ધિ જન્મજં ભવાબ્ધિ દુઃખ વર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૪

અલક્ષલક્ષ કિન્નરામ રાસુરાદિ પૂજિતં
સુલક્ષ નીર તીર ધીર પક્ષિલક્ષ કુજિતમ્
વશિષ્ટ શિષ્ટ પિપ્પલાદિ કર્દમાદિ શર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૫

સનત્કુમાર નાચિકેત કશ્યપાત્રિ ષટ્ પદૈઃ
ધૃંત સ્વકીય માનસેષુ નારદાદિષટ પદૈઃ
રવીન્દુરન્તિ દેવદેવ રાજકર્મ શર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૬

અલક્ષ લક્ષ લક્ષ પાપ લક્ષ સાર સાયુધં
તતસ્તુ જીવ જંતુ તંતુ મુક્તિ ભુક્તિ દાયકમ્
વિરિંચિ વિષ્ણુ શંકર સ્વકીય ધામ વર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૭

અહો મૃતં સ્વનં શ્રુતં મહેશ કેશજા તટે
કિરાતસૂત વાડવેષુ પંડિતે શઠે નટે
દુરંત પાપ તાપ હારિ સર્વ જંતુ શર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥ ૮

ઇદં તુ નર્મદાષ્ટકં ત્રિકાલમેવ યે સદા
પઠંતિ તે નિરન્તરં નયાતિ દુર્ગતિં કદા
સુલભ્ય દેહ દુર્લભં મહેશધામ ગૌરવમ્
પુનર્ભવાનરાનવૈ વિલોકયન્ત રૌરવમ્ ॥ ૯

# ૪૭ સરિતાના મૂળ, મુખ અને મોટા વસવાટો

સંપાદક–કાશીરામ વ્યાસ

| ક્રમ | નદીનામ | શાખા | નદીનું મૂળ | નદીનું મુખ અને ક્યાં પડે છે | લંબાઈ માઈલ | કાંઠે આવેલ મુખ્ય ગામ |
|---|---|---|---|---|---|---|
| ૧ | પૂલકી | મોટી શાખા નથી | લજાઈ ગામની પૂર્વે | નવલખી બંદર પાસે થઈ કચ્છના અખાતને મળે છે. | ૩૦ | દહીસરા |
| ૨ | ઝીઝોડી | ,, | મોરબીથી ૧૦ માઈલ દક્ષિણે | ઝીઝોડા નેસમાથી કચ્છના અખાતને મળે છે. | ૨૦ | રાજકોટ ઝીઝોડા |
| ૩ | ડેમી | આસુન્દ્રી | સખેસરા પાસે | કંશ તલાવડીમાથી કચ્છના અખાતને મળે છે. | ૫૦ | ટંકારા |
| ૪ | આજી | ન્યારી અને ડોન્ડી | સરધારની ધાર | રીકલેમેશન વર્કસમાથી કચ્છના અખાતને મળે છે | ૬૦ | રાજકોટ, લતીપર, બાલંભા |
| ૫ | ઊંડ | મતવાર અને ફૂલઝર | લોધીકા ઉત્તરે | કચ્છના અખાતને મળે છે | ૫૦ | કાલાવડ, જોડિયા |
| ૬ | ફૂલઝર | મોટી શાખા નથી | જામવણથળી | હડીઆણા ઘેડમાથી કચ્છના અખાતને મળે છે. | ૨૦ | હડીઆણા |
| ૭ | નાગમતી | રંગમતી અને ફૂલજર | બાદલપર ટેકરી | જામનગર ખાડીમાથી કચ્છના અખાતને મળે છે | ૩૦ | જામનગર, કરાણા, રવાસિયા |
| ૮ | રૂપારેલ | ,, | રામપર | મોટાખારાની ખાડીમાથી ક.અ ને મળે છે | ૨૨ | ધુવાવ |
| ૯ | સસોઈ | રૂપાવટી, ઢાઢર, પુના, | સાજડીવાળી ટેકરી | પાત્રાવાસણ ખાડીમાથી બેડપાસે ક. અ ને મળે છે | | લાલપર, બેરાજા, બેડ |
| ૧૦ | ફૂલજર | મોટી શાખા નથી | ગોવાણાગામની દક્ષિણે | નાઘર ખાડીમાથી ક અ. ને મળે છે | ૨૦ | મોડપર |

| ક્રમ | નદીનામ | શાખા | નદીનું મૂળ | નદીનું મુખ ક્યાં પડે છે | લંબાઈ માઈલ | કાંઠે આવેલ મુખ્ય ગામ |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | સિંહણ | ,, | લાખાસર દક્ષિણે | આંબલા ખાડીમાંથી ક. અ. ને મળે છે | ૧૫ | સિંહણ |
| ૧૨ | ઘી | ,, | ખાકોરી ગામ આગળ | સલાયા ખાડીમાંથી ક. અ. ને મળે છે | ૨૦ | જામખંભાળીઆ, સલાયા |
| ૧૩ | ભોપલકા | ,, | ભોપલકા દક્ષિણે | પીંઢારાની ખાડીમાંથી ક. અ. ને મળે છે | ૧૫ | ભોપલકા–પીંઢારા |
| ૧૪ | ખારીપાટ | ખારીપાટ વોંકળો | ખાખરડા ગામ પાસે | સોગાતની ખાડીમાંથી અરબીસમુદ્રને મળે છે | ૧૮ | ભોગાત |
| ૧૫ | વરતુ | સાની અને વેસરી વોંકળા | ગોપ પર્વત | રાવળ ઘેડમાંથી મેડા ખાડીમાંથી અરબીસમુદ્રને મળે છે | ૪૫ | વેરાવળ, ભાણવડ, રાવળ |
| ૧૬ | મીણસર | ખીલેશ્વરી અને ડાહી | ખાક્ષવા ગામની ઉત્તરે | મોકળના રણમાંથી અરબીસમુદ્રને મળે છે | ૪૫ | વાંઝાળિયા, ભરસવે, ખાલોત્રા, કન્ડોરણા |
| ૧૭ | કાલિન્દ્રી | શાખા નથી | આલેચ પરવત | મોકળના રણમાંથી અરબીસમુદ્રને મળે છે | ૨૦ | ખાગેશ્રી, મહોબતપરા |
| ૧૮ | ભાદર | ગોંડલી, ચાપરવાડી, ફોફલ, મોજ, વેણુ, ઉતાવળી, ગલોટી વગેરે | આણંદપર | નવીબંદર પાસેથી અરબીસમુદ્રને મળે છે | ૧૨૫ | જસદણ, આટકોટ, જેતલસર, જેતપુર, ધોરાજી, ઉપલેટા, ગણોદ |
| ૧૯ | ઓઝત | ઉબેણ, ઉતાવળી, ફ્રાફડ | ભેસાણ | ,, | ૯૫ | વંથલી, શાપુર, બામણાસા |
| ૨૦ | મધુવંતી | સાબલી | વાડલિયાવાવ, પાલણકાનેસ | માધવપુર ઘેડમાંથી અરબીસમુદ્રને મળે છે | ૭૦ | મેંદરડા, માધવપુર |
| ૨૧ | સીલવહેણુ | .......... | વરસાળા આગળ | સીલની ખાડીમાંથી અરબીસમુદ્રને | ૧૦ | સીલ |

| ક્રમ | નદી નામ | શાખા | નદીનું મૂળ | નદીનું મુખ કયાં પડે છે | લંબાઈ માઈલ | કાંઠે આવેલ મુખ્ય ગામ |
|---|---|---|---|---|---|---|
| | | | | મળે છે | | |
| ૨૨ | નોલી | ડોંગલી | કેશોદની પૂરવે મેસવાણુ આગળ. | માંગરોળ ખાડીમાંથી અ. સ. મળે છે | ૧૭ | માંગરોળ |
| ૨૩ | મેંગળ | નથી શાખા | ગિરપર્વતમાંથી સગડગામ પાસે | ચોરવાડની ખાડીમાંથી અ સ.ને મળે છે | ૩૦ | માળિયા હાટીના, ચોરવાડ |
| ૨૪ | હીરણુ | સરસ્વતી | કમળેશ્વર નેસ | સોમનાથ પાટણુની ખાડીમાંથી અ. સ. મળે છે | ૬૦ | સાસણુ, તલાળા, સોમનાથ પાટણુ |
| ૨૫ | સરમત | .. ...... | ગિર પર્વત | મૂળ દ્વારકા આગળ થઈ અ. સ. ને મળે છે | ૨૦ | અડવાલ, ટીંબા |
| ૨૬ | સીંગવડો | ........ | ,, | કોડીનાર પાસેથી અ. સ. મળે છે | ૪૦ | જામવાળી, ઘાંટવડ, કોડીનાર |
| ૨૭ | સીંગોવર | ........ | ,, | વેલણુની ખાડીમાંથી અ. સ. ને મળે છે | ૨૦ | દલાસા |
| ૨૮ | મચ્છુન્દ્રી | ગિરનાં વહેતાં ઘણાં ઝરણાં | ,, | દેલવાડાથી માંડવીની ખાડીમાંથી અ. સ. મળે છે. | ૫૦ | ઉના–દેલવાડા |
| ૨૯ | રાવલ | માલણુ, રૂપેણુ | ,, | ધારા બંદર પાસે અ.સ.ને મળે છે | ૫૦ | જસાધાર, ધોકડવા, ખત્રીવાડા |
| ૩૦ | રાયડી | ........ | ડેડાણુ પાસે | ,, | ૩૦ | મોટી બારમણુ નાની બારમણુ, |
| ૩૧ | ધાતરવાડી | સુરજવાડી | પૂર્વ ગિર તથા મતીઆળા ટેકરી | રાંમપરા ભેરાઈની ખાડીમાંથી અ. સ.ને મળે છે | ૫૫ | ભાકસી, રાજુલા |
| ૩૨ | ઝલાપરી | ......... | બાબરિયાધાર | પીપળાદ બંદરથી અ.સ. ને મળે છે | ૨૦ | ડુંગર, પીપળાદ |

| ક્રમ | નદી નામ | શાખા | નદીનું મૂળ | નદીનું મુખ ક્યાં પડે છે | લંબાઈ માઈલ | કાંઠે આવેલ મુખ્ય ગામ |
|---|---|---|---|---|---|---|
| ૩૩ | માલણ | ,, | રબારીકા | મહુવા બંદર પાસેથી અ. સ. ને મળે છે | ૨૦ | ખૂંટવડા, મહુવા |
| ૩૪ | બગરોડી | ,, | ખેડાના નેસની દક્ષિણે | મંથળા પોઈન્ટથી અ.સ.ને મળે છે. | ૨૦ | દાઠા, બગડુ |
| ૩૫ | શેત્રુંજી | શેલ નદી, ગાગડીયો બીજી નાની નદીઓ ઘણી ભળે છે. | ગીરમાં જી.ટી.એસ. પાસે | તળાજા પાસે થઈ ખંભાતના અખાતને મળે છે | ૧૦૦ | ધારી, કાંકચ, રોહીશાળા તળાજા |
| ૩૬ | કાળુભાર | મહાલેશ્વરી રંઘોળા, દરેડિયા–વેગડ, નાની નદીઓ | બાબરાની ઉત્તરે | ભાવનગર આગળ કાળુભારની ખાડીમાંથી ખંભાતના અખાતને મળે છે | ૭૫ | ફરીઆણા, ઉમરાળા, ભાવનગર |
| ૩૭ | ઘેલો | મોટી શાખા નથી | ઘેલા સોમનાથની ટેકરી | વલભીપુર પાસેથી ગોહિલવાડ ભાલમાં પ્રસરે છે | ૫૦ | ગઢડા, પચ્છેગામ, વલભીપુર |
| ૩૮ | કેરી | પડાલ | બાબરાની ઉત્તરે હડીઆણાની ટેકરી | ધંધુકા પાસે થઈ ગોહિલવાડ ભાલમાં પ્રસરે છે | ૩૦ | પીપળીઆ |
| ૩૯ | ઉતાવળી | શાખા નથી | બોટાદની ઉત્તરપૂર્વ | બરવાળા થઈ ગોહિલવાડ ભાલમાં પ્રસરે છે | ૨૫ | બેલા, લાવાલા |
| ૪૦ | સુકભાદર | ગોમા | આણંદપરની પૂર્વ | રાણપુર ધંધુકા થઈ ભાલમાં ગોહિલવાડમાં પ્રસરે છે | ૬૦ | રાણપુર, ધંધુકા |
| ૪૧ | લીંબડીનો ભોગાવો | જાબજાન | ચોટીલાની પૂર્વે દક્ષિણટેકરી | પાણસીણા થઈ ઝાલાવડ ભાલમાંથી નળસરોવરમાં ભળે છે | ૬૦ | લીંબડી |
| ૪૨ | વઢવાણનો ભોગાવો | નાની નદીઓ ભળે છે | ચોટીલાની ઉત્તર ટેકરી | ઝાલાવડ ભાલમાં નળસરોવરમાં ભળે છે | ૬૦ | મૂળી, વઢવાણ, સુરેન્દ્રનગર, જોરાવરનગર |
| ૪૩ | કનકાવતી | ,, | ચૂલી ટેકરી | માલણિયાદ થઈ કચ્છના રણને મળે છે | ૧૫ | ચંદ્રગઢ, માલણીઆદ |

| ક્રમ | નદી નામ | શાખા | નદીનું મૂળ | નદીનું મુખ ક્યાં પડે છે | લંબાઈ માઈલ | કાંઠે આવેલ મુખ્ય ગામ |
|---|---|---|---|---|---|---|
| ૪૪ | ફલકુ | ,, | રાજસીતાપર | થળા પાસે થઈ કચ્છના રણને મળે છે | ૨૦ | ધ્રાંગધ્રા |
| ૪૫ | ચંદ્રભાગા | ઉમઈ | મેથાળ | સુલતાનપર પાસે થઈ કચ્છના રણને મળે છે | ૧૫ | થળા |
| ૪૬ | ઘોડધ્રોઈ | નથી | કરીપર | ખાખરેચી વેણાસર થઈ કચ્છના રણને મળે છે | ૧૫ | ખાખરેચી |
| ૪૭ | મચ્છુ | બેટી, મહા, આસોઈ, માટલિયો | આણંદપર | માળીઆ થઈ હંસથલ ખાડીમાં થી કચ્છના રણને મળે છે | ૭૫ | વાંકાનેર, મોરબી, માળિયા |

*

### મચ્છુ

મન ગમતી ધર મોરબી, આદરમાં અચ્છું;
પાંગરતી પનિહારિયું, મોઘાં જળ મચ્છુ–
હેડયું ધન હાલ્યા કરે, ખરવટડા ખેડુ;
મચ્છુ કાંઠે માનવી, (કોઇ) ભાગ્યો ન ભાગેડુ–
વાલાં લાગે વીણતાં, (એવાં) કાલાં થાય કપાસ;
પ્રેમે જળ પાયા કરે, મચ્છુ બારે માસ–

### કાળુભાર

કાંઠે ઉમરાળા કહું, પૂગી ચોગઠ પાર;
કોટડા પીઠા કરમી, કરમી કાળુભાર.

### માલણ

મહુવાને માલણ વગર, પાવત કોણ પાણી;
ફળ ફૂલે ફાલી પૃથી એની એ ધાણી.

—બળદેવભાઇ નરેલા

### છપ્પય

નમન નદીનાં નીર, શિર મહાદેવ ચડાવે,
નમન નદીનાં નીર, પરસથી પીડા જાવે.
નમન નદીનાં નીર, તીર્થ કરવા સહુ આવે;
નમન નદીનાં નીર, મહા દુર્ભિક્ષ મિટાવે,
બલદેવ નમન તવ નીરને જેથી જગ જીવાય છે
પરકાજ સદા વહેવું પૃથી, ગુણતેથી - કવિ ગાય છે-૧
સરિતા જલ છલકંત, ફૂલડે ફાગણ ફાલે,
સરિતા જલ છલકંત, મયુર ગેહકી બનમાલે
સરિતા જલ છલકંત, સરોવર છલકી ચાલે,
સરિતા જલ છલકંત, ઝપટ દુષ્કાળ ન ઝાલે,
છલકાયનીર સરિતાતણા, આનંદ મન ઊભરાય છે,
બળદેવ ધરા ધન ધાન્યથી, લીલુડી લહેરાય છે–૨

—બળદેવભાઇ નરેલા

# કચ્છની નદીઓ

દુલેરાય કારાણી

કો ભૂખી કો સૂકી નદીઓ,
કોક વહન્તી બારે માસ,
કો મીઠી કો ભાંભળ ખારી,
કો વિચરે રણને રણવાસ,
કો પામે સાગરમાં અંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત.

કચ્છની નદીઓ બે વિભાગમાં વહેંચાઈ જાય છે. ઉત્તર તરફ વહીને જે રણમાં જાય છે તે ઉત્તર વાહિની અને દક્ષિણ દિશામાં વહીને જે કચ્છના અખાતમાં પડે છે તે દક્ષિણવાહિની.

કચ્છમાં ડુંગરોની ત્રણ ધાર છે. ઉત્તરધાર, મધ્યધાર અને દક્ષિણધાર. આ ડુંગરોમાંથી નીકળીને કેટલીક નદીઓ ઉત્તર તરફ વહી જાય છે કેટલીક દક્ષિણ તરફ.

## ભૂખી નદી

કચ્છના મુન્દ્રા બંદરની આથમણી બાજુ ગઢની રાંગે રાંગ વહીને, ભેટ વાળા કોઠાની મજબૂતીને ચકાસી, આ ભૂખી નદી ચાલી જાય છે.

ધોરે તો ધોડઇ અચે, ભુખઇ ભટારી નય,
વાંકી ને પત્રી વિચા, સુનરે વટ તી વય.

ધોળા ડુંગરમાંથી દોડતી આવે છે એ મદમાતી ભૂખી નદી, વાંકી અને પત્રી એ બે ગામો વચ્ચેથી પસાર થઈને મુન્દ્રા પાસેથી વહેતી જાય છે.

પિંઢ ભુખઇ પણ મિણી કે, મિઠી હવા ખારાય,
ગઢજી રાંગો રાંગ વહી, સાગર મેં સામાય.

પોતે ભૂખી છતાં બધાને મીઠી હવા ખવડાવે છે. ગઢની રાંગોરાંગ વહીને સમુદ્રમાં સમાઈ જાય છે.

## ચારણી માતાનો શાપ

આ ભૂખી નદીના 'ભૂખી' નામ સાથે એક લોકકથા સંકળાયલી છે. એનું અસલ નામ તો નેરણ છે. ભૂખી એનું શાપિત નામ છે.

મુન્દ્રાની નજદીક ઝરપરા નામે ગામ આવેલું છે. આ ગામ ચારણોનું છે. એનું ઘી આખા કચ્છમાં વખણાય છે.

આ ઝરપરા ગામની એક ચારણિયાણી માતા પોતાના આઠ દશ વરસના દીકરાને સાથે લઈને ઝરપરાથી શેખડિયા ગામે જતી હતી. રસ્તામાં મુન્દ્રા પાસે નેરણ નદી આવી. પાણીનો પ્રવાહ બહુ જોરદાર ન હોવાથી ચારણી માતા પોતાના પુત્રનો હાથ મજબૂત રીતે પકડીને નદી ઓળંગી રહી હતી. માતા–પુત્ર નદીની અધવચ્ચે આવ્યાં ત્યાં ઉપરવાસના વરસાદથી નદીમાં એકદમ ઘોડાપૂર આવી પડ્યું. જોશબંધ આવતા પાણીના પ્રવાહમાં માતા-પુત્ર ગોથાં ખાવા લાગ્યા. માતાએ જોરથી પકડી રાખેલો પુત્રનો હાથ પાણીના હીલોળાથી વછૂટી ગયો. નાનકડો ચારણબાળ પાણીના પ્રવાહમાં ગડથોલાં ખાતો તણાવા લાગ્યો. માતાએ પુત્રને બચાવવા ઘણાં ફાંફાં માર્યાં પણ પાણીના ઘોડાપૂર પાસે તેની બધી મહેનત વ્યર્થ ગઈ. પુત્ર તણાઈ ગયો. માતા જેમતેમ કરી કિનારે આવી.

પોતાના વહાલા પુત્રને ગુમાવી બેઠેલી ચારણી માતાના દુઃખનો પાર રહ્યો નહિ. તેની આંખોમાંથી લોહીનાં આંસુ વહેવા લાગ્યાં. નેરણ નદીએ એના એકના એક લાલને લૂંટી લીધો હતો. દુઃખ, શોક અને સંતાપથી ચારણી માતાએ પોતાનાં થાનેલા ચીરી તેનું લોહી નેરણ નદીના નીર પર વરસાવતાં કચ્છી ભાષામાં તેને શ્રાપ આપતાં ચારણી હવે કહ્યું : 'હા કુઆ કઈ, ભુખઈ ! મુંજે પુતર કે ખાઈ વઈયેં ત હાણેં ભુખઈ જ રોંનિ યેં !' ભૂંડી, ભૂખેલ ! તું મારા દીકરાને ખાઈ ગઈ તો હવે ભૂખી જ રહેજે !'

અને ત્યારથી આ નેરણ નદી ભૂખી નદીના નામે ઓળખાવા લાગી. ચોમાસામાં એમાં ધસમસતાં પૂર આવે છે પણ પાણી ટકતું નથી. દિવસના વહેણ પછી ભૂખી નદી સુકાઈ

એનું પાણી એના બીજા ફાંટા કેવડી નદીમાં ચાલ્યું જાય છે.

ચાંગ નદી

કચ્છ—વાગડના ભચાઉ તાલુકે આવેલા ચોબારી ગામ પાસેની આ નદી ચોબારી અને મનફરા વચ્ચે અર્ધગાઉના પટ પર વહીને ઉત્તરના રણમાં પડે છે.

જૂના વખતમાં ચોબારી ગામની સીમમાં એક પાળીઆ પર નીચે મુજબનું લખાણ હતું–

ચાંગ નદીને ચોમલ ગામ,
ત્યાં છે પાંડવોનું ધામ,
ત્યાં છે પારસ પીપળો,
એક પાન સોનાનું, એક પાન રૂપાનું.

આ લખાણની છેલ્લી બે લાઈનો વાંચનારને ચકિત કરી દેતી. એમાં કંઈક રહસ્ય સમાયલું છે એમ બધાને સમજાતું પણ કોઈ એનો અર્થ ઉકેલી શક્યું નહિ. આટલામાં ક્યાંક ધન દટાયલું હોવું જોઈએ એવું ધારી કેટલાક લોકોએ તેને શોધી કાઢવા ઘણી મહેનત કરી પણ કંઈ પરિણામ આવ્યું નહિ.

સાકરી નદી

હાલનું ભદ્રેશ્વર તે અસલની ભદ્રાવતી નગરી પર કાળનાં કેટલાયે ચક્કર ફરી વળ્યાં છે. ભદ્રેશ્વર પાસે થઈને સાકરી નદી આજે પણ વહે છે.

આ નદીના કિનારા પર એક અદ્દ્ભુત ઘટના સરજાઈ ગઈ છે.

ભદ્રાવતી નગરીમાં અસલના સમયમાં લા અને સા નામના બે મિત્રો રહેતા હતા. બંને વચ્ચે ગાઢ મિત્રતા હતી. કોઈ કોઈને ન જુએ તો ચેન ન પડે એવો એમનો સ્નેહ હતો.

એક સવારે લા ની બહેન લકીર સાકરી નદીમાં પાણી ભરવા ગઈ હતી. પાણી ભરીને પાછી વળતી હતી ત્યારે સા ની તેના પર દષ્ટિ પડી. લકીરની મોહક ચાલ પર તે મોહિત થઈ ગયો. લકીરની પાછળ પાછળ ચાલવા લાગ્યો. લકીર જ્યારે એના મકાનના દરવાજામાં દાખલ થઈ ત્યારે સા ની આંખ ઊઘડી કે અરેરે, આ તો મારા જિગરજાન દોસ્ત લા ની બહેન લકીર છે. મિત્રની બહેન પર કુદષ્ટિ કરવા માટે તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. હજારો વીંછીની વેદના એના મનને ડંખવા લાગી. એના મનમાં ઉદ્ભવેલા અનિષ્ટ વિચારનું પ્રાયશ્ચિત કરવાનો તેણે નિર્ણય કરી લીધો. તે તરત ત્યાંથી પાછો ફર્યો અને જંગલને માર્ગે ચાલવા લાગ્યો. દૂર દૂર સાકરી નદીના કિનારા પર તે ઊભો રહ્યો. જંગલનાં લાકડાં એકઠાં કર્યાં. થોડે દૂર ચૂનો પકવી રહેલા લોકો પાસેથી દેવતા લઈ આવ્યો. એ દેવતા વડે એકત્ર કરી રાખેલાં લાકડાંનો ઢગલો તેણે સળગાવી દીધો. ચિતા જાગી જતાં તે પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા તેમાં કૂદી પડ્યો.

આ દશ્ય એની શોધમાં નીકળેલા એના મિત્ર લાએ દૂરથી જોઈ લીધું. પોતાના પરમ મિત્રને અગ્નિમાં કૂદી પડતો જોઈને લાનું હૈયું હાથમાં રહ્યું નહિ. એણે પણ પોતાના મિત્રને રસ્તે એ જ અગ્નિમાં ઝંપલાવી દીધું.

લાની બહેન લકીર પણ આ બંને મિત્રોનાં પગલાં લેતી અહીં આવી પહોંચી. સળગતી ચિતામાં બળી મરેલા બંને જણને જોઈને લકીર પણ સળગતા અગ્નિમાં કૂદી પડવા તૈયાર થઈ ગઈ.

એ વખતે ચૂનો પકવનારા લોકો દોડી આવ્યા અને લકીરને આમ કરવાનું કારણ પૂછવા લાગ્યા. એમને જવાબ દેતાં લકીરે કચ્છી ભાષામાં કહ્યું–

બધી મુઠ લખ જી, ઉઘાડી ખાય વા,
ગાલ કરિયાં કેં સેં, જિત લા ન કો સા.

બાંધી મૂઠી લાખની છે એને ખોલતાં એ વાતને વા લઈ જશે. હવે હું કોની સાથે વાત કરું જ્યાં લા પણ નથી અને સા પણ નથી.

આમ કહેતાં લકીરે પણ ભડભડ બળતી ચિતામાં પોતાનું શરીર હોમી દીધું. લા-સા નથી

[ અનુ૦ પૃ. ૫૩૮

# પનિહારી અને પાણીશેરડો

ડૉ. હરિલાલ ગૌદાની

જળ, જળ ભરવાની ક્રિયા અને જળાશયને ભારતવર્ષની પ્રજાએ જેટલું મહત્ત્વ આપ્યું છે તેટલું મહત્ત્વ દુનિયાની બીજી કોઈ પ્રજાએ આપ્યું નથી એ હકીકત છે.

હિન્દુ ધર્મે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ તત્ત્વોને જગતની ઉત્પત્તિનાં મુખ્ય અંગો ગણ્યાં છે. વરાહ પુરાણમાં લખાયા મુજબ જણાવેલ પંચમહાભૂતો બહુ સક્રિય નહોતા ત્યારે અનંત જળરાશિ નીચે ભગવાન અનંતશાયી શેષશય્યા ઉપર પોઢયા હતા. યોગ નિદ્રામાં પોઢેલ ભગવાન અનંતશાયીને સક્રિય બનાવવા માટે અનંતશાયીનાં શક્તિ, માયા (લક્ષ્મી) દેવીએ અનંતશાયીના પગ પસારવા માંડયા. પછી થોડા સમયે ભગવાન અનંતશાયી યોગનિદ્રામાંથી જાગ્યા. એટલે માયાદેવીએ એમને કહ્યું કે હવે તમે સક્રિય બનો. જગત ઉપર જીવન પાંગરે એવો ઉપાય કરો. માયાદેવીની વાણી સાંભળી સક્રિય બનેલ ભગવાન અનંતશાયીએ સૌ પ્રથમ જળમાં જીવન ઉત્પન્ન કરવાના પ્રયાસ કર્યા. તેના ફળરૂપે પૃથ્વી ઉપર સૌ પ્રથમ જળમાં જીવન પાંગર્યું. એ જળ-જીવનના પ્રતિક રૂપે હિન્દુ પ્રજા ભગવાન વિષ્ણુના દશ અવતારમાં મત્સ્ય અવતારને ભગવાન વિષ્ણુનો પ્રથમ અવતાર ગણે છે.

હજુ ગયા સૈકામાં ડાર્વિને નક્કી કરેલ ઉત્ક્રાન્તિવાદની પ્રણાલિકાને અનુસરતો ઉત્ક્રાન્તિવાદ આર્યપ્રજાએ સૈકાઓ પહેલાં નક્કી કર્યો હતો. આ કારણસર જ હિન્દુ ધર્મ છેક વેદકાળથી જળ, જળ ભરવાની ક્રિયા અને જળાશયને મહત્ત્વ આપતો આવ્યો છે. વેદની શ્રુતિમાં જળને વધારે મહત્ત્વ આપતાં જળના દેવ વરૂણને પશ્ચિમ દિશાનો સ્વામી ગણ્યો તેથી હિન્દુ ધર્મ વિધિમાં જળ અને જળદેવનું મહત્ત્વ વેદકાળથી વધ્યું છે.

પાંચમો વેદ ગણાતા આયુર્વેદમાં પણ શારીરિક તંદુરસ્તી, સ્વચ્છતા અને સર્વશાહી પીણાં માટે જળનો ઉપયોગ કરવા જણાવ્યું છે.

હિન્દુ દેવસ્થાનો નજીક કોઈપણ પ્રકારનું જળાશય હોવું જરૂરી ગણાતું હોઈને હિન્દુ દેવસ્થાનકો મોટે ભાગે નદી કિનારે કે સરોવર કિનારે બંધાયાં છે. જ્યાં આ પ્રકારની સગવડ ન હોય ત્યાં દેવસ્થાનોની નજીક વાવ, કૂવો, કુંડ, તળાવ કે જળસંચય માટે નાનો આડબંધ બંધાયો હોય છે. દેવમંદિર નજીક બંધાયેલ કૃત્રિમ જળાશયો જેવાં કે વાવ, કે કુંડવાવ, અને કુંડમાં ભગવાન અનંતશાયીની મૂર્તિ મૂકવાનો રિવાજ છેલ્લા બે હજાર વર્ષથી અંશતઃ શરૂ થયો હોય તેમ ઉપર જણાવેલ પ્રકારના જળાશયોમાં મૂકાયેલ જળશાયીની મૂર્તિઓ ઉપરથી લાગે છે. આમ કૃત્રિમ જળાશય બાંધતી વખતે આર્યપ્રજા જળમાં-જીવન શરૂ કરનાર અનંતશાયી ભગવાન વિષ્ણુને ભૂલી નથી એ હકીકત છે

દુનિયાના મોટા ભાગના દેશો પાણી ભરી લાવવાની ક્રિયાને જીવનની જરૂરિયાતથી બીજું કોઈ વધારે મહત્ત્વ આપતી નથી. જ્યારે ભારતવર્ષની પ્રજાએ પાણી ભરી લાવવાની ક્રિયાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સાથે સાંકળી દીધી છે.

પશ્ચિમના દેશોની પનિહારીઓ પાણી ભરવા જાય છે ત્યારે બે હાથમાં ડોલે પકડી ઊંચી એડીના બૂટ પહેરી પાણી ભરવા જાય છે. આ રીતે પાણી ભરવા જતી કે પાછી ફરતી પનિહારીનો દેખાવ અલ્લડ વછેરીથી વધારે સારો થતો નથી.

મધ્યપૂર્વ (મીડલિસ્ટ)ના મુસ્લિમ દેશોમાં વિશેષત: પડદાનો રિવાજ પળાતો હોવાથી પનિહારીઓ ખભે કુંજા મૂકી બૂરખો પહેરી પાણી ભરવા જાય છે. આ રીતે જતી આવતી પનિહારીઓનો દેખાવ હાલતા ચાલતા પૂતળાથી વધારે સારો દેખાતો નથી.

એનુ પાણી એના બીજા ફાંટા કેવડી નદીમાં ચાલ્યું જાય છે.

ચાંગ નદી

કચ્છ-વાગડના ભચાઉ તાલુકે આવેલા ચોબારી ગામ પાસેની આ નદી ચોબારી અને મનફરા વચ્ચે અર્ધગાઉના પટ પર વહીને ઉત્તરના રણમાં પડે છે.

જૂના વખતમાં ચોબારી ગામની સીમમાં એક પાળીઆ પર નીચે મુજબનું લખાણુ હતું-

ચાંગ નદીને ચોમલ ગામ,
ત્યાં છે પાંડવોનું ધામ,
ત્યાં છે પારસ પીપળો,
એક પાન સોનાનું, એક પાન રૂપાનું.

આ લખાણની છેલ્લી બે લાઈનો વાંચનારને ચકિત કરી દેતી. એમાં કંઈક રહસ્ય સમાયલું છે એમ બધાને સમજાતું પણ કોઈ એનો અર્થ ઉકેલી શક્યું નહિ. આટલામાં ક્યાંક ધન દટાયલું હોવું જોઈએ એવુ ધારી કેટલાક લોકોએ તેને શોધી કાઢવા ઘણી મહેનત કરી પણ કંઈ પરિણામ આવ્યું નહિ.

સાકરી નદી

હાલનું ભદ્રેશ્વર તે અસલની ભદ્રાવતી નગરી પર કાળનાં કેટલાંયે ચક્કર ફરી વળ્યાં છે. ભદ્રેશ્વર પાસે થઈને સાકરી નદી આજે પણ વહે છે.

આ નદીના કિનારા પર એક અદ્ભુત ઘટના સરજાઈ ગઈ છે.

ભદ્રાવતી નગરીમાં અસલના સમયમાં લા અને સા નામના બે મિત્રો રહેતા હતા. બને વચ્ચે ગાઢ મિત્રતા હતી. કોઈ કોઈને ન જુએ તો ચેન ન પડે એવો એમનો સ્નેહ હતો.

એક સવારે લા ની બહેન લકીર સાકરી નદીમાં પાણી ભરવા ગઈ હતી. પાણી ભરીને પાછી વળતી હતી ત્યારે સા ની તેના પર દષ્ટિ પડી. લકીરની મોહક ચાલ પર તે મોહિત થઈ ગયો. લકીરની પાછળ પાછળ ચાલવા લાગ્યો. લકીર જ્યારે એના મકાનના દરવાજામાં દાખલ થઈ ત્યારે સા ની આંખ ઊઘડી કે અરેરે, આ તો મારા જિગરજાન દોસ્ત લા ની બહેન લકીર છે. મિત્રની બહેન પર કુદષ્ટિ કરવા માટે તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો. હજારો વીંછીની વેદના એના મનને ડંખવા લાગી. એના મનમાં ઉદ્ભવેલા અનિષ્ટ વિચારનું પ્રાયશ્ચિત કરવાનો તેણે-નિર્ણય કરી લીધો. તે તરત ત્યાંથી પાછો ફર્યો અને જંગલને માર્ગે ચાલવા લાગ્યો. દૂર દૂર સાકરી નદીના કિનારા પર તે ઊભો રહ્યો. જંગલનાં લાકડાં એકઠાં કર્યાં. થોડે દૂર ચૂનો પકવી રહેલા લોકો પાસેથી દેવતા લઈ આવ્યો. એ દેવતા વડે એકત્ર કરી રાખેલાં લાકડાંનો ઢગલો તેણે સળગાવી દીધો. ચિતા જાગી જતાં તે પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા તેમાં કૂદી પડ્યો.

આ દશ્ય એની શોધમાં નીકળેલા એના મિત્ર લાએ દૂરથી જોઈ લીધું. પોતાના પરમ મિત્રને અગ્નિમાં કૂદી પડતો જોઈને લાનું હૈયું હાથમાં રહ્યું નહિ. એણે પણ પોતાના મિત્રને રસ્તે એ જ અગ્નિમાં ઝંપલાવી દીધું.

લાની બહેન લકીર પણ આ બને મિત્રોનાં પગલાં લેતી અહીં આવી પહોંચી. સળગતી ચિતામાં બળી મરેલા બને જણને જોઈને લકીર પણ સળગતા અગ્નિમાં કૂદી પડવા તૈયાર થઈ ગઈ.

એ વખતે ચૂનો પકવનારા લોકો દોડી આવ્યા અને લકીરને આમ કરવાનું કારણ પૂછવા લાગ્યા. એમને જવાબ દેતાં લકીરે કચ્છી ભાષામાં કહ્યું-

બધી મુઠ લખ જી, ઉઘાડી ખાય વા,
ગાલ કરિયાં કેં સે, જિત લા ન કો સા.

બાંધી મૂઠી લાખની છે એને ખોલતાં એ વાતને વા લઈ જશે. હવે હું કોની સાથે વાત કરું જ્યાં લા પણ નથી અને સા પણ નથી.

આમ કહેતાં લકીરે પણ ભડભડ બળતી ચિતામાં પોતાનું શરીર હોમી દીધું. લા-સા નથી

[ અનુ૦ પૃ. ૫૩૮

# પનિહારી અને પાણીશેરડો

ડૉ. હરિલાલ ગૌદાની

જળ, જળ ભરવાની ક્રિયા અને જળાશયને ભારતવર્ષની પ્રજાએ જેટલું મહત્ત્વ આપ્યું છે તેટલું મહત્ત્વ દુનિયાની બીજી કોઈ પ્રજાએ આપ્યું નથી એ હકીકત છે.

હિન્દુ ધર્મે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ તત્ત્વોને જગતની ઉત્પત્તિનાં મુખ્ય અંગો ગણ્યાં છે. વરાહ પુરાણમાં લખાયા મુજબ જણાવેલ પંચમહાભૂતો બહુ સક્રિય નહોતા ત્યારે અનંત જળરાશિ નીચે ભગવાન અનંતશાયી શેષશય્યા ઉપર પોઢયા હતા. યોગ નિદ્રામાં પોઢેલ ભગવાન અનંતશાયીને સક્રિય બનાવવા માટે અનંતશાયીનાં શક્તિ, માયા (લક્ષ્મી) દેવીએ અનંતશાયીના પગ પસારવા માંડયા. પછી થોડા સમયે ભગવાન અનંતશાયી યોગનિદ્રામાંથી જાગ્યા. એટલે માયાદેવીએ એમને કહ્યું કે હવે તમે સક્રિય બનો. જગત ઉપર જીવન પાંગરે એવો ઉપાય કરો. માયાદેવીની વાણી સાંભળી સક્રિય બનેલ ભગવાન અનંતશાયીએ સૌ પ્રથમ જળમાં જીવન ઉત્પન્ન કરવાના પ્રયાસ કર્યા. તેના ફળરૂપે પૃથ્વી ઉપર સૌ પ્રથમ જળમાં જીવન પાંગર્યું. એ જળજીવનના પ્રતિક રૂપે હિન્દુ પ્રજા ભગવાન વિષ્ણુના દશ અવતારમાં મત્સ્ય અવતારને ભગવાન વિષ્ણુનો પ્રથમ અવતાર ગણે છે.

હજુ ગયા સૈકામાં ડાર્વિને નક્કી કરેલ ઉત્ક્રાન્તિવાદની પ્રણાલિકાને અનુસરનો ઉત્ક્રાન્તિવાદ આર્યપ્રજાએ સૈકાઓ પહેલાં નક્કી કર્યો હતો. આ કારણુસર જ હિન્દુ ધર્મ છેક વેદકાળથી જળ, જળ ભરવાની ક્રિયા અને જળાશયને મહત્ત્વ આપતો આવ્યો છે. વેદની શ્રુતિમાં જળને વધારે મહત્ત્વ આપતાં જળના દેવ વરૂણને પશ્ચિમ દિશાનો સ્વામી ગણ્યો તેથી હિન્દુ ધર્મ વિધિમાં જળ અને જળદેવનું મહત્ત્વ વેદકાળથી વધ્યું છે.

પાંચમો વેદ ગણાતા આયુર્વેદમાં પણ શારીરિક તંદુરસ્તી, સ્વચ્છતા અને સર્વાંગી પીણાં માટે જળનો ઉપયોગ કરવા જણાવ્યું છે.

હિન્દુ દેવસ્થાનો નજીક કોઈપણ પ્રકારનું જળાશય હોવું જરૂરી ગણાતું હોઈને હિન્દુ દેવસ્થાનકો મોટે ભાગે નદી કિનારે કે સરોવર કિનારે બંધાયાં છે. જ્યાં આ પ્રકારની સગવડ ન હોય ત્યાં દેવસ્થાનોની નજીક વાવ, કૂવો, કુંડ, તળાવ કે જળસંચય માટે નાનો આડબંધ બંધાયો હોય છે. દેવમંદિર નજીક બંધાયેલ કૃત્રિમ જળાશયો જેવાં કે વાવ, કે કુંડવાવ, અને કુંડમાં ભગવાન અનંતશાયીની મૂર્તિ મૂકવાનો રિવાજ છેલ્લા બે હજાર વર્ષથી અંશતઃ શરૂ થયો હોય તેમ ઉપર જણાવેલ પ્રકારના જળાશયોમાં મૂકાયેલ જળશાયીની મૂર્તિઓ ઉપરથી લાગે છે. આમ કૃત્રિમ જળાશય બાંધતી વખતે આર્યપ્રજા જળમાંજીવન શરૂ કરનાર અનંતશાયી ભગવાન વિષ્ણુને ભૂલી નથી એ હકીકત છે

દુનિયાના મોટા ભાગના દેશો પાણી ભરી લાવવાની ક્રિયાને જીવનની જરૂરિયાતથી બીજું કોઈ વધારે મહત્ત્વ આપતી નથી. જ્યારે ભારતવર્ષની પ્રજાએ પાણી ભરી લાવવાની ક્રિયાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સાથે સાંકળી દીધી છે.

પશ્ચિમના દેશોની પનિહારીઓ પાણી ભરવા જાય છે ત્યારે બે હાથમાં ડોલો પકડી ઊંચી એડીના બૂટ પહેરી પાણી ભરવા જાય છે. આ રીતે પાણી ભરવા જતી કે પાછી ફરતી પનિહારીનો દેખાવ અલ્લડ વછેરીથી વધારે સારો થતો નથી.

મધ્યપૂર્વ (મીડલિસ્ટ)ના મુસ્લિમ દેશોમાં વિશેષત: પડદાનો રિવાજ પળાતો હોવાથી પનિહારીઓ ખભે કુંજા મૂકી બૂરખો પહેરી પાણી ભરવા જાય છે. આ રીતે જતી આવતી પનિહારીઓનો દેખાવ હાલતા ચાલતા પૂતળાથી વધારે સારો દેખાતો નથી.

પૂર્વના ચીન હિન્દી ચીન, જાપાન, કોરિયા, જાવા, સુમાત્રા, ચીન અને પેસિફિક મહાસાગરના કેટલાક દ્વિપોની પનિહારીઓ ખભે કાવડ મૂકી પાણી ભરવા જાય છે. કાવડની બન્ને બાજુના વાસના પલ્લામા પનિહારીઓ માટલા કે બીજા અન્ય વાસણો મૂકે છે. આ રીતે પાણી ભરીને પાછી ફરતી પનિહારીઓ જળના અધિક ભારથી હાંફી જતી દેખાય છે. તેથી આ પ્રદેશની પનિહારીઓનો દેખાવ મજૂરણોથી સારો થતો નથી.

આફ્રિકાના જગંલોમા વસતી આદિવાસી સ્ત્રીઓ મોટે ભાગે કુદરતી જળાશયોનો જળ ભરવા માટે ઉપયોગ કરે છે. આ પ્રદેશના જળાશયોમા સંખ્યાબંધ મગરો અને બીજા જળચરોનો વાસ હોઈને પાણી ભરવા જતી પનિહારીઓ લાબા વાસને છેડે તૂબડા બાધી એ તૂબડાને જળમા ડુબાડી દૂર ઊભા ઊભા પાણી ભરે છે. આ રીતે પાણી ભરતી પનિહારીને જળમાથી બહાર ધસી આવતા મગર અને બીજા હીસક જળચરોનો ડર રહે છે. તેથી આ પ્રદેશની પનિહારીઓનો દેખાવ પારધિથી ત્રાસેલ મૃગલી જેવો થાય છે

આસામના જગલમા વસતી નાગજાતીની સ્ત્રીઓ પાણી ભરવા માટે જાડા બાબૂ-વાસની કાતળીઓ કાપી એ કાતળીઓને ઉપલે ભાગે બન્ને બાજુ કાણાં પાડી તેમા જગલી શણની દોરીઓ બાધી નાનકડી ડોલો બનાવે છે. આવ દસથી પદર બાબુની ડોલોને એક લાબા બાબુ ઊપર ગોઠવી દઈ એ બાબુને બે નાગ સ્ત્રીઓ આગળ અને પાછળને છેડેથી ઉપાડે છે. આમ પાણી ભરી લાવતી પનિહારીઓનો દેખાવ કાવડથી જળ ભરી લાવતી પૂર્વના દેશોની પનિહારીઓથી વધારે સારો દેખાતો નથી.

ભારતવર્ષ અને તેમાય વળી ગુજરાતની પનિહારી મોટે ભાગે ભાતીગળ વસ્ત્રો પહેરી, માથે ઉટકીને ઉજળુ બડાગ બેડુ મૂકી બેડા નીચે મોતી કે બીજુ ભરત ભરેલી હીડોણી મૂકી પાણી ભરવા જાય છે. આ રીતે પાણી ભરવા જતી ગરવી ગુજરાતની પનિહારીનો દેખાવ અપ્સરાથીયે ચડી જાય તેવો થાય છે.

ભારતવર્ષે પાણીશેરડાને સામાજિક જીવનનું અગત્યનું અગ ગણેલ હોવાથી પાણીશેરડો સામાજિક જીવનના વિવિધ અગો રજૂ કરતો દેખાય છે પાણીશેરડો પરમાર્થમા પરિણમે ત્યારે પનિહારી પાણીશેરડે આવેલ તરસ્યાને પાણી પાયા વિના રહેતી નથી. મનુષ્ય તો ઠીક પણ ઘણીવાર મૂગા પ્રાણીઓને પણ ભારતવર્ષના પાણીશેરડો આશીર્વાદ સમાન બને છે. આવા સખ્યાબધ દાખલા ગુજરાતની લોકકથાઓમાથી મળી આવે છે.

સૌરાષ્ટ્રના અમરેલી જીલ્લાના મોલડી નામે એક ગ્રામમાં પીવાના પાણીનો એટલો બધો ત્રાસ હતો કે પાણીનું મહત્ત્વ દૂધ અને અનાજથી પણ વિશેષ ગણાતુ. આ કારણસર મોલડી ગામે ગયેલ એક લોકકવિએ લખ્યુ છેઃ

મોલડીએ મહેમાન, અસૂરો આવીશ મા,
ધરાઈને ખાજે ધાન, પાણી માગીશ મા, પાવણુ

આવા પાણીની તાણવાળા ગ્રામમા પણ પાણીશેરડેથી કોઈ તરસ્યુ માણસ પાછુ ફર્યું હોય એવુ બન્યુ નથી. આ કારણને અનુમોદન આપતો એક પરદેશી મુસાફર લખી ગયો છે કે ભારતવર્ષનો પાણીશેરડો તરસ્યા માટે સદાય પ્રપા (પરબ) સમો બની રહે છે.

ભારતવર્ષનો પાણી શેરડો ધાર્મિક, પરોપકરી ઉપરાત સામાજિક જીવનમા પણ અગત્યનો ભાગ ભજવે છે. પુરૂપ અને પ્રકૃતિનો સુમેળ એ મનુષ્ય જીવનનું અગત્યનું અગ ગણાય છે. તેની અગત્યતા હિન્દુધર્મે સ્વીકારી છે તેથી પ્રકૃતિ સૌદર્ય ધારણ કરે ત્યારે પુરૂષ તેના તરફ આકર્ષાયા વિના રહેતો નથી. સોળે શણગાર સજી પાણી ભરવા જતી યુવાન પનિહારી તરફ કોઈ યુવક આકર્ષાય અને બન્નેના મન મળે તો પાણીશેરડો પ્રેમ મિલનમા ફેરવાય છેઃ આમ પાણી શેરડાના પ્રેમ સબધના અનેક દષ્ટાતો ગુજરાતના લોકસાહિત્યમા મઢાયા છે.

અપ્સરાનો પણ ગર્વ ઉતારે તેવી શ્યામલાગી (સાવળી ગા)ને સોળે શણગાર સજી પાણીશેરડે જતી જોઈ કોઈ કદાઈ યુવક બેધ્યાન બનતા તાવડાને

બદલે જમીન ઉપર જલેબી પાડવા માટે એ પનિહારીનું ઉદ્દાત ઉદાહરણ ગુજરાતની લોકકથા સિવાય બીજે ક્યાં મળાય ?

પાણીશેરડેથી પાણી ભરીને પાછી ફરતી પનિહારી પાણીશેરડા નજીક બેડું એકલીને પાછા ફરી જતા પ્રેમીના વિચારમાં એક જગ્યાયે થંભી જાય એવા એક પ્રસંગને દુહામાં વાચા આપતાં એક લોકકવિ લખી ગયો છે કે :

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય,
કાંટો વાગ્યો પ્રેમનો; એનું બેડું ઝોલાં ખાય.

પ્રેમીના વિચારમાં થંભી ગયેલ પ્રેમીકાનું બેડું ઝોલાં ખાય એવી કલ્પના ભારતવર્ષના સૌરાષ્ટ્ર પ્રદેશના લોકકવિ સિવાય બીજું કોણ કરી શકે.

સૌરાષ્ટ્રની અમુક કોમોમાં એવો રિવાજ છે કે કોઈ કોઈ સ્ત્રીને તેના મનના માનેલ પ્રેમી સાથે લગ્ન કરવાં હોય અને સગા સબંધી કે બીજાં આ વાતમાં બાધા નાખતાં હોય તો એ યુવતી પાણી-શેરડે જઈ માથે જળ ભરેલું બેડું મૂકી સીધી એના મનના માનેલને ઘેર જઈ ઊભી રહી ટહૂકો કરે છે કે 'સાચો પ્રેમી હો તો મારે માથેથી હેલ્ય ઉતાર' પેલા પ્રેમીને એ વાત ગમતી હોય તો પોતાની પ્રેમીકાને માથેથી હેલ્ય ઉતારી લે છે. આમ બનતાં કોઈ પ્રકારની બીજી વિધિ સિવાય પ્રેમી અને પ્રેમી-કાનાં લગ્ન થઈ ગયાં ગણાય છે.

ગુજુરાતના લોકકવિઓ પાણીશેરડાના ઈતિ-હાસને ઠેક ભગવાન શ્રી કૃષ્ણના સમય સાથે સાંકળી લે છે. એકવાર ભગવાન શ્રી કૃષ્ણ તલાવડીને કાંઠે ધોતિયાં ધોઈ રહ્યા હતાં. અને રાધાજી એ તલાવડીને પાણીશેરડે પાણી ભરવા ગયાં.

" દૂધે તે ભરી દે તલાવડી ને,
મોતીડે બાંધેલી પાળ;
કૃષ્ણ તે ધૂવે ધોતીયા ને,
રાણી રાધા પાણીડાની હાર;
હળવે તે ધૂવો કાના ધોતીયાંને,
ભીંજાશે મારાં ચીર."

ગુજરાતનાં બીજાં લોકગીતને કૃષ્ણના જમા-ના સાથે સાંકળ લેતાં એક લોકકવિ ગાઈ ગયા છે કે :

ઉંચી રબારણ પાંદડીયાનો હાર;
માથે રે બેડું રબારણનું દૂધ,
વે'તી રે નદી રબારણ ઉતરી,
કાંઠે ઉભો કાનુડો ગોવાળ.

કાના ગોવાળે નદીમાં બેડું ઉટકીને બાજુના ગામમાંથી દૂધ ભરી નદી પાર કરતી રબારણને પૂછ્યું કે :

કોની બેટી તું કોની છે ઘરનાર ?
'પછી રબારણે જવાબ આપ્યો કે,
નથી પરણ્યા મારે નથી ઘર ને બાર,
રામા રે રબારીની બેટડી.

પછી કાનો ગોવાળ રામા રબારીની ઘેર ગયો અને ફળીયા બહાર ઊભા રહી કહ્યું કે,

રામા રબારી તું સૂતો છે કે જાગ ?
તારી રે ધીડીનાં માગાં આવીયાં
આલા લીલા વાંસડીયા વઢાવ્ય
ચોરી રે ચીતરેલ ચાંપાનેરની

પછી તો,

પૈણે પૈણે કાનુડો ગોવાળ,
રામા રે રબારીની બેટડી.

ગરવી ગુજરાતી ભાષામાં "પનિહારી અને પાણીશેરડા" વિષે અનેક ગીતો સર્જાયાં છે. રાધા અને કૃષ્ણની વડછડથી માંડીને નાટક અને ભવાઈ સુધીનાં લોકગીતો રચાયાં છે. એ લોકગીતોમાં ક્યાંક ભક્તિરસ, ક્યાંક પ્રેમરસ, ક્યાંક શૃંગારરસ, ક્યાંક વત્સલ્યરસ વિગેરે નવરસોનું ગૂંથન થયું. આ રીતે "પનિહારી અને પાણી શેરડા"નો સર્વાંગી વિકાસ જેટલો ગુજરાતમાં થયો છે. તેટલો બીજે ક્યાંય થયો નથી એ હકીકત છે. દમયંતી પતિ (નળ)નું સામ્રાજ્ય ફેલાતું આવે છે એટલે હવે પાણીશેરડો અને પનિહારીનું મહત્ત્વ કેટલું રહેશે એ ભગવાન જાણે !

પૂર્વના ચીન હિન્દી ચીન, જાપાન, કોરિયા, જાવા, સુમાત્રા, ચીન અને પેસિફિક મહાસાગરના કેટલાક દ્વિપોની પનિહારીઓ ખભે કાવડ મૂકી પાણી ભરવા જાય છે. કાવડની બંને બાજુના વાંસના પલ્લામાં પનિહારીઓ માટલાં કે બીજાં અન્ય વાસણો મૂકે છે. આ રીતે પાણી ભરીને પાછી ફરતી પનિહારીઓ જળના અધિક ભારથી હાંફી જતી દેખાય છે. તેથી આ પ્રદેશની પનિહારીઓનો દેખાવ મજૂરણોથી સારો થતો નથી.

આફ્રિકાના જંગલોમાં વસતી આદિવાસી સ્ત્રીઓ મોટે ભાગે કુદરતી જળાશયોનો જળ ભરવા માટે ઉપયોગ કરે છે. આ પ્રદેશના જળાશયોમાં સંખ્યાબંધ મગરો અને બીજાં જળચરોનો વાસ હોઈને પાણી ભરવા જતી પનિહારીઓ લાંબા વાંસને છેડે તૂંબડા બાંધી એ તૂંબડાને જળમાં ડૂબાડી દૂર ઊભા ઊભા પાણી ભરે છે. આ રીતે પાણી ભરતી પનિહારીને જળમાંથી બહાર ધસી આવતા મગર અને બીજાં હીંસક જળચરોનો ડર રહે છે. તેથી આ પ્રદેશની પનિહારીઓનો દેખાવ પારધિથી ત્રાસેલ મૃગલી જેવો થાય છે.

આસામનાં જંગલમાં વસતી નાગજાતીની સ્ત્રીઓ પાણી ભરવા માટે જાડા બાંબૂ-વાંસની કાતળીઓ કાપી એ કાતળીઓને ઉપલે ભાગે બન્ને બાજુ કાણાં પાડી તેમાં જંગલી શણની દોરીઓ બાંધી નાનકડી ડોલો બનાવે છે. આવી દસથી પંદર બાબુની ડોલોને એક લાંબા બાંબુ ઊપર ગોઠવી દઈ એ બાંબુને બે નાગ સ્ત્રીઓ આગળ અને પાછળને છેડેથી ઉપાડે છે. આમ પાણી ભરી લાવતી પનિહારીઓનો દેખાવ કાવડથી જળ ભરી લાવતી પૂર્વના દેશોની પનિહારીઓથી વધારે સારો દેખાતો નથી.

ભારતવર્ષ અને તેમાંય વળી ગુજરાતની પનિહારી મોટે ભાગે ભાતીગળ વસ્ત્રો પહેરી, માથે ઉટકીને ઉજળું બડાંગ બેડું મૂકી બેડા નીચે મોતી કે બીજું ભરત ભરેલી ઇંઢોણી મૂકી પાણી ભરવા જાય છે. આ રીતે પાણી ભરવા જતી ગરવી ગુજરાતની પનિહારીનો દેખાવ અપ્સરાથીયે ચડી જાય તેવો થાય છે.

ભારતવર્ષે પાણીશેરડાને સામાજિક જીવનનું અગત્યનું અંગ ગણેલ હોવાથી પાણીશેરડો સામાજિક જીવનના વિવિધ અંગો રજૂ કરતો દેખાય છે. પાણીશેરડો પરમાર્થમાં પરિણમે ત્યારે પનિહારી પાણીશેરડે આવેલ તરસ્યાને પાણી પાયા વિના રહેતી નથી. મનુષ્ય તો ઠીક પણ ઘણીવાર મૂંગાં પ્રાણીઓને પણ ભારતવર્ષનો પાણીશેરડો આશીર્વાદ સમાન બને છે. આવા સંખ્યાબંધ દાખલા ગુજરાતની લોકકથાઓમાંથી મળી આવે છે.

સૌરાષ્ટ્રના અમરેલી જીલ્લાના મોલડી નામે એક ગામમાં પીવાના પાણીનો એટલો બધો ત્રાસ હતો કે પાણીનું મહત્ત્વ દૂધ અને અનાજથી પણ વિશેષ ગણાતું. આ કારણસર મોલડી ગામે ગયેલ એક લોકકવિએ લખ્યું છે કે :

મોલડીએ મહેમાન, અસૂરો આવીશ મા,
ધરાઈને ખાજે ધાન, પાણી માગીશ મા, પાવળું.

આવા પાણીની તાણવાળા ગામમાં પણ પાણીશેરડેથી કોઈ તરસ્યું માણસ પાછું ફર્યું હોય એવું બન્યુ નથી. આ કારણને અનુમોદન આપતો એક પરદેશી મુસાફર લખી ગયો છે કે ભારતવર્ષનો પાણીશેરડો તરસ્યા માટે સદાય પ્રપા (પરબ) સમો બની રહે છે.

ભારતવર્ષનો પાણી શેરડો ધાર્મિક, પરોપકારી ઉપરાંત સામાજિક જીવનમાં પણ અગત્યનો ભાગ ભજવે છે. પુરૂષ અને પ્રકૃતિનો સુમેળ એ મનુષ્ય જીવનનું અગત્યનું અંગ ગણાય છે. તેની અગત્યતા હિન્દુધર્મે સ્વીકારી છે. તેથી પ્રકૃતિ સૌંદર્ય ધારણ કરે ત્યારે પુરૂષ તેના તરફ આકર્ષાયા વિના રહેતો નથી. સોળે શણગાર સજી પાણી ભરવા જતી યુવાન પનિહારી તરફ કોઈ યુવક આકર્ષાય અને બન્નેનાં મન મળે તો પાણીશેરડો પ્રેમ મિલનમાં ફેરવાય છે: આમ પાણી શેરડાના પ્રેમ સંબંધના અનેક દષ્ટાંતો ગુજરાતના લોકસાહિત્યમાં મઢાયા છે.

અપ્સરાનો પણ ગર્વ ઉતારે તેવી શ્યામલાંગી (સાવળાંગા)ને સોળે શણગાર સજી પાણીશેરડે જતી જોઈ કોઈ કદાઈ યુવક બેધ્યાન બનતાં તાવડાને

બદલે જમીન ઉપર જલ્દીથી પાડવા માંડે એ પનિહારીનું ઉદ્દાત ઉદાહરણ ગુજરાતની લોકકથા સિવાય બીજે ક્યાં સહાય? .

પાણીશેરડેથી પાણી ભરીને પાછી ફરતી પનિહારી પાણીશેરડા નજીક ઘોડું ખેલવીને પાછા ફરી જતા પ્રેમીના વિચારમાં એક જગ્યાયે થંભી જાય એવા એક પ્રસંગને દુહામાં વાચા આપતાં એક લોકકવિ લખી ગયો છે કે :

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય,
કાંટો વાગ્યો પ્રેમનો; એનું બેડું ઝોલાં ખાય.

પ્રેમીના વિચારમાં થંભી ગયેલ પ્રેમીકાનું બેડું ઝોલાં ખાય એવી કલ્પના ભારતવર્ષના સૌરાષ્ટ્ર પ્રદેશના લોકકવિ સિવાય બીજું કોણ કરી શકે.

સૌરાષ્ટ્રની અમુક કોમોમાં એવો રિવાજ છે કે કોઈ કોઈ સ્ત્રીને તેના મનના માનેલ પ્રેમી સાથે લગ્ન કરવાં હોય અને સગા સબંધી કે બીજા આ વાતમાં બાધા નાખતાં હોય તો એ યુવતી પાણીશેરડે જઈ માથે જળ ભરેલું બેડું મૂકી સીધી એના મનના માનેલને ઘેર જઈ ઊભી રહી ટહુકો કરે છે કે 'સાચો પ્રેમી હો તો મારે માથેથી હેલ્ય ઉતાર' પેલા પ્રેમીને એ વાત ગમતી હોય તો પોતાની પ્રેમીકાને માથેથી હેલ્ય ઉતારી લે છે. આમ બનતાં કોઈ પ્રકારની બીજી વિધિ સિવાય પ્રેમી અને પ્રેમીકાનાં લગ્ન થઈ ગયાં ગણાય છે.

ગુજરાતના લોકકવિઓ પાણીશેરડાના ઈતિહાસને છેક ભગવાન શ્રી કૃષ્ણના સમય સાથે સાંકળી લે છે. એકવાર ભગવાન શ્રી કૃષ્ણ તલાવડીને કાંઠે ધોતિયાં ધોઈ રહ્યા હતાં. અને રાધાજી એ તલાવડીને પાણીશેરડે પાણી ભરવા ગયાં.

" દૂધે તે ભરી છે તલાવડી ને,
મોતીડે બાંધેલી પાળ;
કૃષ્ણ તે ધૂવે ધોતીયા ને,
રાણી રાધા પાણીડાની હાર;
હળવે તે ધૂવો કાના ધોતીયાંને,
ભીંજાશે મારાં ચીર."

ગુજરાતનાં બીજાં લોકગીતને કૃષ્ણના જમાના સાથે સાંકળ લેતાં એક લોકકવિ ગાઈ ગયા છે કે :

ઉંચી રબારણ પાંદડીયાનો હાર;
માથે રે બેડું રબારણનું દૂધ,
વે'તી રે નદી રબારણ ઉતરી,
કાંઠે ઉભો કાનુડો ગોવાળ.

કાના ગોવાળે નદીમાં બેડું ઉટકીને બાજુના ગામમાંથી દૂધ ભરી નદી પાર કરતી રબારણને પૂછ્યું કે :

કોની બેટી તું કોની છે ઘરનાર?
'પછી રબારણે જવાબ આપ્યો કે,
નથી પરણ્યા મારે નથી ઘર ને બાર,
રામા રે રબારીની બેટડી.

પછી કાનો ગોવાળ રામા રબારીની ઘેર ગયો અને ફળીયા બહાર ઊભા રહી કહ્યું કે,

રામા રબારી તું સૂતો છે કે જાગ?
તારી રે ધીડીનાં માગાં આવીયાં
આલા લીલા વાંસડીયા વઢાવ્ય
ચોરી રે ચીતરેલ ચાંપાનેરની

પછી તો,

પૈણે પૈણે કાનુડો ગોવાળ,
રામા રે રબારીની બેટડી.

ગરવી ગુજરાતી ભાષામાં "પનિહારી અને પાણીશેરડા" વિષે અનેક ગીતો સર્જાયાં છે. રાધા અને કૃષ્ણની વડછડથી માંડીને નાટક અને ભવાઈ સુધીનાં લોકગીતો રચાયાં છે. એ લોકગીતોમાં ક્યાંક ભક્તિરસ, ક્યાંક પ્રેમરસ, ક્યાંક શૃંગારરસ, ક્યાંક વત્સલ્યરસ વિગેરે નવરસોનું ગૂંથન થયું. આ રીતે "પનિહારી અને પાણી શેરડા"નો સર્વાંગી વિકાસ જેટલો ગુજરાતમાં થયો છે. તેટલો બીજે ક્યાંય થયો નથી એ હકીકત છે. દમયંતી પતિ (નળ)નું સામ્રાજ્ય ફેલાતું આવે છે એટલે હવે પાણીશેરડો અને પનિહારીનું મહત્ત્વ કેટલું રહેશે એ ભગવાન જાણે!

# સંસ્કૃતમાં નદીસ્તોત્રો

પ્રા. જનાર્દન દવે

આર્યો ભારતમાં આવ્યા પછી સપ્તસિંધુના અને પાછળથી ગંગા યમુનાના પ્રદેશોમાં વસ્યા. સપ્તસિંધુના સરિતાઘાટે સંધ્યાવંદન કે ધ્યાન કરતા ઋષિઓને વેદની ઋચાઓ શ્રુતિગોચર થઈ. મહાભારત અને ભાગવત જેવા ગ્રંથરત્નોનું વ્યાસમહર્ષિએ સરસ્વતીના શમ્યાપ્રાસ આશ્રમમાં બદરીવૃક્ષની શીતળ છાયામાં બેસી પ્રણયન કર્યું. કદાચ નર્મદાના "તરંગભંગરંજિત" તટ પર જીવ જગત અને બ્રહ્મનું ચિંતન કરતા આદિશંકરને નર્મદાના જલપ્રવાહમાં રચાતા વિવર્તો પરથી પ્રખ્યાત વિવર્તવાદનો સિદ્ધાંત સ્ફૂર્યો હશે. દ્રવીડેશ્વર સત્યવ્રત મનુ મહારાજને કદાચ "મનુસ્મૃતિ"ની પ્રેરણા કૃતમાલા નદીએ પણ આપી હોય. પંડિતરાજ જગન્નાથની પ્રસન્ન રમણીય સરસ્વતી રૂઢિચુસ્ત બ્રાહ્મણોના ત્રાસથી ગંગાસ્તવન રૂપે આર્દ્ર અને આર્ત ભાવોમાં સરી પડી. વાલ્મીકિને તમસાએ ક્રૌંચ પક્ષીના નિમિત્તે આદિ કવિનું પદ સમર્પ્યું.

અનુભવ સિદ્ધ પુરુષો તો જણાવે છે કે ગંગા જ્ઞાનદાત્રી છે, યમુના ભક્તિદાત્રી છે અને રેવા તપઃફલદાયિની છે. સાધારણ નદી પણ ઈશ્વરની કરુણાનો પ્રવાહ લઈને વહે છે. ઋષિઓએ નિયમ કર્યો નદી વિનાના સ્થળે વસવું નહિ. બ્રાહ્મણોના વૈદિક કર્મોને નદી સિદ્ધ કરી આપે છે તેથી જ પ્રદેશ પ્રમાણે બ્રાહ્મણો કર્મનો સંકલ્પ કરતી વખતે "ગોમત્યાઃપૂર્વ દિગ્ભાગે" અથવા "રેવાયાઃ ઉત્તરે તીરે" વગેરે શબ્દો બોલે છે, સ્નાન ભલે બાથરૂમમાં નળના પાણીથી થતું હોય પણ હિંદુઓ ભાવના કરશે :—

ગંગે ચ યમુને ચૈવ ગોદાવરી સરસ્વતી<br>
નર્મદે સિંધુ કાવેરી જલેસ્મિન્ સન્નિધિ કુરુ

'મંગલાષ્ટક'ના એક શ્લોકમાં તો ભારતની બધી જ મુખ્ય નદીઓનાં નામસ્મરણ તેમના પ્રિયતમ સમુદ્ર સાથે મંગલાર્થે સ્મરવામાં આવ્યા છે.

ગંગા સિંધુ સરસ્વતી ચ યમુના ગોદાવરી નર્મદા<br>
કાવેરી સરયૂ મહેંદ્રતનયા ચર્મણ્વતી વેદિકા<br>
ક્ષિપ્રા વેત્રવતી મહાસુરનદી ખ્યાતા ચ યા ગંડકી<br>
પૂર્ણાઃ પૂર્ણજલૈઃ સમુદ્ર સહિતાઃ<br>
કુર્વન્તુ નો મંગલમ્ ॥

શ્રાવણીના ઉપાકર્મના હેમાદ્રિ સ્નાન સંકલ્પમાં સમસ્ત ભૂગોળનું સુંદર નિરૂપણ છે તેમાં અષ્ટાદશ તીર્થો (૧૮ તીર્થો) તથા પંચદશ-પંદર પુણ્યજલા સરિતાઓનું હૃદયંગમ શબ્દચિત્ર છે.

નદીઓના માત્ર છૂટા છવાયા ઉલ્લેખો જ છે કે સ્મરણ જ કરવામાં આવે છે એવું નથી, સંસ્કૃત સાહિત્યમાં તો પાર વિનાના અનેક નદીઓ વિષેનાં સ્વતંત્ર સ્તોત્રો છે. ગંગા ઉપર જ નહિનહિ તો હજારેક સ્તોત્રો લખાયાં હશે પુરાણોમાં આવતાં વર્ણનો તો વળી જુદાં. આ સ્તોત્રોમાં નાદસૌંદર્ય, ભાવસૌંદર્ય પ્રપત્તિ, અલંકાર વૈભવ ભરપૂર છે. આચાર્ય વલ્લભે સોળ નાના ગ્રંથો લખ્યા છે તેમાં સૌ પ્રથમ પૃથ્વી છંદમાં લખાયેલ "યમુનાષ્ટક" છે. યમુનાષ્ટકનાં યમુનાનાં ઉછળતાં, કૂદતાં, ઘૂઘરતાં, મસ્તીભર્યાં જલનું અને શ્રી કૃષ્ણની ચતુર્થપ્રિયા તરીકે સેવા મગ્ન બનેલા તેના આધિદૈવિક સ્વરૂપનું એમ અનેકવિધ વર્ણનો કર્યાં છે—

કલિંદગિરિ મસ્તકે પતદમંદ પૂરોજ્જ્વલા<br>
વિલાસગમનોલ્લસત્ પ્રકટગંડ શૈલોન્નતા ।<br>
સઘોષગતિ દંતુરા સમધિરૂઢ દોલોત્તમા<br>
મુકુંદરતિવર્ધિની જયતિ પદ્મબંધોઃ સુતા. ॥

અત્યંત વેગવાન સલિલ સમુદાયથી કલિંદ પર્વત પર પડવાથી ઉજ્જ્વળ દેખાતા, વિલાસ યુક્ત મંથર ગતિને કારણે શોભાયમાન અને ફેંકાતાં પાષાણોથી ઉન્મત જણાતા, ધ્વનિ સહિત ઊંચીનીચી ગતિને કારણે જાણે હિંડોળા પર વિરાજેલ હોય તેવા શ્રી કૃષ્ણમાં પણ રતિ ઉત્પન્ન કરતા સૂર્યપુત્રી શ્રી યમુના વિજય વર્તી રહ્યા છે.

ભુવં ભુવનપાવની મધિગતામનેક સ્વનૈઃ<br>
પ્રિયાભિરિવ સેવિતાં શુક મયૂર હંસાદિભિઃ ।

તરંગભુજં કંકણં પ્રગટ મુક્તિકા વાલુકા
નિતંબતટ સુંદરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ॥

ત્રણે ભુવનો પાવન કરતા શ્રી યમુનાજી જ્યારે કલિંદગિરિ પરથી પૃથ્વી પર પધારે છે ત્યારે શ્રી ગોપીજનોએ જેમ પૂર્વે સેવેલા તેમ અત્યારે પણ શુક, મયૂર, હંસો વગેરેથી સેવાઈ રહેલા ઊંચા તરંગોરૂપી શ્રી હસ્તમાં પહેરેલા કંકણોમાં જેમ મોતી જડેલાં હોય તેવા તટ પર વાલુકારૂપ મોતીવાળા શ્રી કૃષ્ણના ચતુર્થ પ્રિયાને સૌ નમન કરો.

શ્રી શંકરાચાર્યજીએ રચેલા નર્મદાષ્ટકમાં અર્થ સૌંદર્ય સાથે શબ્દોનું સૌંદર્ય કેવું અદ્ભુત છે ! તેમણે પસંદ કરેલો છંદ પણ નર્મદાના અનેકવિધ સૌંદર્યને પ્રગટ કરવા માટે સમુચિત છે.

ત્વદંબુ લીન દીન મીન દિવ્યસંપ્રદાયકં
કલૌ મલૌઘભારહારિ સર્વ તીર્થ નાયકં ।
સુમત્સ્ય કચ્છ નક્ર ચક્ર ચક્રવાક શર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે ॥

હે નર્મદા, તારા જળમાં લીન બનેલા, બહારથી દીન બનેલા પણ ગુરુ બનાવવામાં આવે તો દિવ્ય તત્ત્વોનો ઉપદેશ આપવામાં સમર્થ એવા મત્સ્યોવાળી તું સર્વ તીર્થોમાં શિરોમણી છે. કલિયુગમાં સમસ્તમળ અને પાપોના ભારને હરી લેવામાં સમર્થ, તેમજ મત્સ્યો, કાચબાઓ, મગરો વગેરે તારામાં અનન્ય ભાવવાળા ચક્રવાકોને જલપાન કરાવી શાંતિ આપનાર તારા ચરણારવિંદનાં મારા વારંવાર નમસ્કાર.

પંડિતરાજ જગન્નાથનું "ગંગાલહરી" સ્તોત્ર પણ કવિની ભાવભંગી અને ભાષાભંગીને કારણે ચિત્તાકર્ષક બન્યું છે. ગંગાપાનનો આનંદ કેવો અનિર્વચનીય છે તે દર્શાવતો શ્લોક સુંદર છે.

અપિ પ્રાજ્યં રાજ્યં તૃણમિવ પરિત્યજ્ય સહસા
વિલોલદ્વાનીરં તવ જનનિ તીરં શ્રિતવતાં ।
સુધાતઃ સ્વાદીય સલિલભર માતૃપ્તિ પિબતાં
જનાનામાનંદ : પરિહસતિ નિર્વાણ પદવીમ્ ॥

અત્યંત શોભાવનારા એવા રાજસુખને પણ તણખલાની જેમ એકાએક ત્યજી દઈને પવનની લહરીઓથી ચંચળ બનેલા નેતરવાળા કિનારાનો જ સમાશ્રય કરીને અમૃતથી અધિક સ્વાદિષ્ટ જલને તૃપ્તિ સુધી પીતાં રાજસંન્યાસીઓનો આનંદ કૈવલ્યના સુખને પણ હસી કાઢે છે.

જગન્નાથને ગંગાસ્નાન કે ગંગાપાનનું જ ગૌરવ સમજાયું છે એવું નથી. તેમને "ગંગા" એવા શબ્દનો મહિમા પણ એવો તો હૈયામાં વસી ગયો છે કે મૃત્યુ સમયે નારાયણ કે હરિ જેવાં ભગવન્નામને બદલે કવિરાજ તો "ગંગે, ગંગે" બોલવા આતુર છે—શા માટે ?

સ્મૃતં સદ્યઃ શાંતં વિરચયતિ સ્વાન્તં સુખયતિ
પ્રગીતં યત્પાપં ઝટિતિ ભવતાપં ચ હરિત ।
ઇદં તદ્ ગંગેતિ શ્રવણરમણીયં ખલુ પદં
મમ પ્રાણ પ્રાન્તે વદનામલાન્તર્વિલસતુ ॥

માત્ર સ્મરણ થતાં જ અંતઃકરણને શાંતિ અને સુખ આપનાર, ઉચ્ચ સ્વરે બોલવામાં આવે તો તુરત જ પાપ અને તાપને હરી લેનાર એવો જે તારો "ગંગા" એવો શ્રુતિમધુર શબ્દ પ્રાણ પ્રયાણના સમયે મારા મુખ કમળમાં રમી રહો.

શ્રી શંકરાચાર્યજીને વારાણસીનગરીના પ્રખ્યાત મણિકર્ણિકા તીર્થે મુગ્ધ કર્યા છે. કહેવાય છે કે શ્રી રામકૃષ્ણ પરમહંસદેવને પણ શ્રી ગંગાજીમાં હોડીમાં બેસી પસાર થતા હતા ત્યારે મણિકર્ણિકા પાસેના સ્મશાનમાં મૃતદેહોના કાનમાં મહામંત્ર બોલીને મોક્ષ આપતા પિંગલ જટાવળા ગૌરસુંદર ગૌરીપતિનાં દર્શન થયેલાં—શ્રી શંકર બોલ્યા છે.

ત્વત્તીરે મરણં તુ મંગલપ્રદં દેવૈરપિ શ્લાઘ્યતે
શક્રસ્તં મનુજં સહસ્રનયનૈર્દ્રષ્ટું સદા તત્પરઃ ।
આયાતં સવિતા સહસ્રકિરણૈઃ પ્રત્યુદ્ગતોઽભૂત્સદા
પુણ્યોઽસૌ વૃષગોઽથવા ગરુડગઃ કિં મંદિરં યાસ્યતિ॥

હે મણિકર્ણિકા ! તારા કિનારે થતું મરણ પણ મંગલમય છે. તેના મરણની દેવો પણ પ્રશંસા કરે છે—ઈંદ્ર પણ પોતાના હજાર નેત્રોથી તેને જોવા

ઉત્સુક હોય છે અને સૂર્ય પણ પોતાનાં હજારો કિરણોથી તેને લેવા સામે આવે છે કે અહીં મૃત્યુ પામીને નંદિ અથવા ગરુડ પર બેસનાર શિવ અથવા [ વિષ્ણુસ્વરૂપ બનેલો કયા ધામમાં પધારશે ?

એક બીજા શ્લોકમાં તો આચાર્ય ખૂબ ખીલ્યા છે. તેમણે એવી કલ્પના કરી છે કે ગંગા અને મણિકર્ણિકા ઘાટથી વિભૂષિત કાશી નગરીની સાથે દેવોએ પોતાનું અને પોતાના સ્વર્ગલોકનું વજન કર્યું પણ કાશી મહિમા ગૌરવને કારણે ભારે થવાથી નીચે જ રહીને મહિમા વિનાનું સ્વર્ગ સાવ હળવું બનવાથી આકાશમાં ચડી ગયું.

કાશી ધન્યતમા વિમુક્તિ નગરી સાલંકૃતા ગંગયા
તત્રેયં મણિકર્ણિકા સુખકરી મુક્તિ હિં તત્કિંકરી ।
સ્વર્લોક સ્તુલિત સહૈવ વિબુધૈ: કાશ્યા સમં બ્રહ્મણા
કાશી ક્ષોણિતલે સ્થિતા
ગુરુતરા સ્વર્ગો લઘું ખે ગતઃ ॥

યોગશાસ્ત્ર અને વેદાંત પ્રમાણે તો ગંગા, યમુના, સરસ્વતી, મણિકર્ણિકા, કાશી, ગયા, પ્રયાગરાજ વગેરે તીર્થો મનુષ્યોની અંદર જ છે. ઇડા, પિંગલા અને સુષુમ્ણા ગંગા યમુના અને ગુપ્તસલિલા સરસ્વતી છે. શ્રી. શંકરાચાર્યે "કાશીપંચકમ્" નામના માત્ર પાંચ શ્લોકમાં આ બધું સુંદર રીતે બતાવ્યું છે :

મનોનિવૃત્તિઃ પરમોપશાન્તિઃ
સા તીર્થવર્યા મણિ કર્ણિકા ચ
જ્ઞાનપ્રવાહા વિમલાદિ ગંગા
સા કાશિકાહં નિજબોધરૂપા ॥

મનના સંકલ્પ વિકલ્પરૂપ સ્વાભાવિક ધર્મો બંધ પડતાં પ્રાપ્ત થતી પરમશાંતિ જ તીર્થશ્રેષ્ઠ મણિકર્ણિકા છે–ચૈતન્યનો અનાદિ પ્રવાહ ગંગા છે અને આત્માનો અખંડ અનુભવ જ કાશી છે.

છેલ્લા શ્લોકમાં તો અનુવાદની પણ જરૂર ક્યાં છે ?

કાશીક્ષેત્રં શરીરં ત્રિભુવનજનની વ્યાપિની જ્ઞાનગંગા
ભક્તિ:શ્રદ્ધા ગયેયં નિજગુરુચરણ ધ્યાનયોગઃ પ્રયાગ
વિશ્વેશોયં તુરીયઃ સકલજનમનઃ સાક્ષીભૂતોંતરાત્મા
દેહે સર્વં મદીયે યદિ વસતિ
પુનસ્તીર્થમન્યત્કિતસ્મિતા॥

*

[ પૃષ્ઠ ૫૩૩થી ચાલુ

એમ કચ્છમાં પણ કહેવાય છે અને સૌરાષ્ટ્રમાં પણ કહેવાય છે કે આમાં કંઈ 'લા–હા' નથી.

કોરી નદી

એક જમાનામાં સિંધુ નદીની શાખા કચ્છમાં આવતી હતી. એ શાખા કોરી નદીને નામે ઓળખાતી હતી. એના પાણીથી બન્ની, ગરડા, અને પાવર પ્રદેશમાં પુષ્કળ પ્રમાણમાં ચોખા પાકતા હતા. એની પેદાશની આઠ લાખ કોરી દર વરસે કચ્છ રાજ્યને મળતી હતી.

સંવત ૧૮૧૯માં સિંધના મીર ગુલામ શાહ કલ્લોરાએ કચ્છ પર ચડાઈ કરી. મોટી ઝારાની લડાઈ થઈ. હજારો કચ્છીઓ વતનની આઝાદી માટે એ લડાઈમા કપાઈ ગયા. કચ્છના રાજા ગોડજી બાવા પર ગુસ્સે થયેલા મીર કલ્લોરાએ સંવત ૧૮૨૨માં અલી બંદર પાસે એક મોટો બંધ બાંધીને કચ્છમાં આવતા સિંધુ નદીના પ્રવાહને અટકાવી દીધો. આ બંધ અલાબંધને નામે ઓળખાય છે.

નાગમતી

મુન્દ્રા તાલુકાના ભુજપુર ગામ પાસે થઈને નાગમતી નદી વહે છે. એની સામે કચ્છનો અખાત છે. પેલી તરફ એ જ કચ્છના અખાતમાં જામનગર પાસેની જે નદી વહી આવે છે તેનું નામ પણ નાગમતી છે. જૂનું નાગની બંદર પણ ત્યાં જ આવેલું. આ એક ચમત્કાર છે. લોકકથા એમ કહે છે કે ભુજિયાનો ભુજંગ એ જ રસ્તે કચ્છમાં આવેલો હતો.

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતની પ્રત્યેક નદી પાછળ કંઈ ને કંઈ ઈતિહાસ છુપાયેલો હોય છે. એ ઈતિહાસના સંશોધનનો સમય પણ હવે પાકવા આવ્યો છે.

# ગોમતી અને અસ્માવતી

ગોસ્વામી મોહનપુરી

એશિયા ખંડમાં સૌથી મોટો સાગરકિનારો ભારત દ્વિપકલ્પને મળેલો છે. ભારતમાં સૌથી મોટો કિનારો સૌરાષ્ટ્ર દ્વિપકલ્પને પ્રાપ્ત છે. સૌરાષ્ટ્ર એટલે નદીઓ અને સમુદ્રનો દેશ. કદાચ આખી પૃથ્વી ઉપર પાણીનો સૌથી વિશેષ સાક્ષાત્કાર સૌરાષ્ટ્રને પ્રાપ્ત છે. કાકાસાહેબ કહે છે 'એમ સૌ તત્ત્વોમાં એક પાણીને જ 'જીવન' નામ આપવામાં આવ્યું છે. પાણી સૌ તત્ત્વોમાં શ્રેષ્ઠ તત્ત્વ હોઈ સૌરાષ્ટ્રવાસીઓએ તો એની ભક્તિમાં જરાય મણા નથી રાખી. નદીઓને તો તો માતા તરીકે પૂજા અર્ચના પ્રાપ્ત થયાં, જ્યારે સાગર–પૂજનનો મહિમા પણ છે. આ ઉપરાંત દરિયાનો થોડોક ભાગ જમીનમાં ઘૂસી જાય છે તેવી ખાડીને પણ પૂજનનો મહિમા પ્રાપ્ત થયેલો છે.

સૌરાષ્ટ્રને ત્રણે ભાગે ફરતો સમુદ્ર એટલે અનેક ખાડીઓથી એનો કિનારો ઝાલર જેવો સુશોભિત બન્યો છે: કચ્છના અખાતના મથાળે આવેલી હંસસ્થળની ખાડી, વવાણીઆની ખાડી, જોડિયાની ખાડી, બેડીની ખાડી, સલાયાની ખાડી, દ્વારકાની ખાડી, મિયાણીની ખાડી, વિસાવાડાની કિન્નરી ખાડી, પોરબંદરની ખાડી, નવીબંદરની ખાડી, માંગરોળની ખાડી, વેરાવળની ખાડી, પ્રભાસની ખાડી, ચાંચની ખાડી, જાફરાબાદની ખાડી, મહુવાની ખાડી, ભાવનગરની ખાડી, સુનરાઈની ખાડી અને ધોલેરાની ખાડી–આમ સૌરાષ્ટ્રની ત્રણે બાજુ નાની મોટી અનેક ખાડીઓ આવેલ છે. થોડીક ખાડીઓ નદીના મુખને કારણે બની છે તો અમુક સમુદ્રે પોતે જ બનાવી અને જમીન ઉપરથી આવતા નાના મોટા પાણીના રેલાએ તેને પુષ્ટ કરી છે.

આવી ખાડીઓમાંથી બે ખાડીઓ તો પુરાણ પ્રસિદ્ધ પવિત્ર સરિતાઓની હરોળમાં બેસી ગયેલી છે. અને અનેક ધર્મગ્રંથોમાં આ બે ખાડીઓ સ્નાનનું મહાત્મ્ય ધરાવતી પવિત્ર સ્થળ તરીકે પૂજાદાન પામે છે. પુરાણકારે એનાં નામ પણ નદીઓનાં નામ જેવાં સ્થાપી દઈ આ બે ખાડીઓનું મહિમાગાન ઉચ્ચારેલ છે.

એક છે ભગવાન શ્રી કૃષ્ણના દ્વારકા પાસેની ખાડી અને બીજી છે કૃષ્ણ સુદામાના ગામ પાસેની ખાડી. બન્ને ખાડીઓ આજે ગોમતી અને અસ્માવતી તરીકે ઓળખાય છે. ગોમતી દરિયાએ બનાવેલી ખાડી છે, જેમાં આજુબાજુના સીમાડાનું પાણી ભેળું થઈને પાંચેક માઈલની નદી જેવું બની રહે છે. સ્કંદપુરાણ કહે છે કે પૃથ્વી સર્જન વખતે બ્રહ્માએ સનકાદિ કુમારોને પશ્ચિમ કિનારાનો આશ્રય લઈ પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી, ત્યારે તેમની સહાય અર્થે ગંગાના એક ફાંટાને ગોમતી તરીકે ત્યાં જવા આજ્ઞા આપી. આજ્ઞા થતાં શ્રેષ્ઠ નદી ગંગે વસિષ્ઠની પાછળ પાછળ ચાલીને ધરાતલ ઉપર આવી. આજે પણ ગોમતી 'વસિષ્ઠ પુત્રી' ગણાય છે અને એવી માન્યતા છે કે ગંગા ગાયનું રૂપ લઈ પૃથ્વી ઉપર પધારી હતી તેથી 'ગોમતી' એવું તેનું નામ પડ્યું. પુરાણની આ કથા પાછળ એવો ઈતિહાસ હોવાની સંભાવના છે કે પોતાની ગાયો સાથે અહીં આવી વસેલા કૃષ્ણ બલરામ–એ પશુપાલક પ્રજાની અસંખ્ય ગાયોથી–ગોમયથી–ગાયોના છાણથી જે ખાડી પવિત્ર બનેલી છે તે ગોમતી.

ગોમતીમાં કાર્તિકસ્નાન તથા માઘસ્નાનનો અતિ મહિમા આજે પણ ભક્તજનોમાં પ્રવર્તે છે. આવી જ રીતે અસ્માવતી, જે પોરબંદરની દોઢેક માઈલની ખાડી છે, તે પવિત્ર મનાય છે. અહીં દરિયાઈ ખડકને કારણે (અસ્મ એટલે પથ્થર) અસ્માવતી એવું નામ ઉદ્‌ભવ્યું લાગે છે. સ્કંદપુરાણની પ્રહલાદોક્ત સંહિતામાં અસ્માવતી માહાત્મ્ય કહેવાયેલું છે. જેને કિનારે સુદામાના કેદારેશ્વર કુંડની સ્થાપના થયેલી કહેવામાં આવી છે. આજે આ બન્ને સ્થળો પોરબંદરની મધ્યમાં આવી ગયેલાં છે, જ્યારે બંદર

આગળ અસ્માવતી કુંડ પાછળથી ઠોક મહાજને બંધાવેલો હયાત છે. બદરી ખાતાએ હાલ અસ્માવતી ઘાટ બંધાવેલ છે. એક કથા એવી પણ છે કે કૃષ્ણ સુદામો આ અસ્માવતીમા સાથે ન્હાવા પડયા ત્યારે કૃષ્ણે પોતાની લીલા સુદામાને બતાવી. નદીમાં ડૂબકી મારેલા સુદામાએ ઘણું ઘણું અનુભવ્યું. આ પંથકના ભજનિકો પોતાના ભજનમાં 'અસ્માવતી મહિમા' આજે પણ ગાય છે. કારતક માસમા સ્નાન કરવાથી સ્ત્રી પુરુષો ચતુર્ભુજ સ્વરૂપ પામે છે એવો મહિમા સ્કંદપુરાણે ગાયેલો છે.

આમ આપણે ત્યાં બે ખાડીઓ પણ સરિતાની હરોળમાં ગણાતી થઈ તે સૌરાષ્ટ્રવાસીઓનો નદી તરફનો પ્રેમ બતાવી જાય છે.

*

## વેરાગણ ધરતી

બાઇ મારે કર્મે બીજો કાળો ઉનાળો ક્યાથી લખ્યો રે લોલ,
અષાઢ, શ્રાવણ, ભાદરમાં યે આ વૈશાખ ધોમધખ્યો રે લોલ

બાઇ મને ટગવી ઠાલે ઠાલી ને વાદળાં હાલ્યા ગયાં રે લોલ,
નદિયું પાતાળે જઇ રેડોંચી ને ડુંગરા ખાલી થયા રે લોલ.

બાઇ મારાં ભીતર કોરામોરા ને મૂળિયા ટળવળે રે લોલ,
પાદડાં આભનાં થઇ ઓશિયાળાં ને ડાળિયે વલવલે રે લોલ

બાઇ હવે કૂવા કાંઠે બેસી ગરેડિયું ગાશે નહીં રે લોલ,
વાડિયું બળબળતા વગડામા કે લીલિયું થાશે નહીં રે લોલ

બાઇ હવે ભથવારી વેરાને કે ભાતાં ક્યાથી લાવે રે લોલ,
સૂનાં ગોફણ્યું ને પડકારામાં ચેતન કેદી આવે રે લોલ

બાઇ હવે દોહરા, જોડિયા પાવા ને હાકલા નહીં મળે રે લોલ,
વલખે મૂંગા પહુ વેરાને આતરડી કળકળે રે લોલ

બાઇ મારા રોમ રોમ સળગી ઊઠયા આ ઝાંઝવાં ખાળ્યા કરું રે લોલ,
તરસ્યા પખી તળાવની પાળે ને આતમો બાળ્યા કરું રે લોલ,

બાઇ મારે વિશ્વાસે જન્મેલાના જીવતર ઊડી ગયા રે લોલ,
દુખણી થીગડા ક્યાથી મારું જ્યાં આભલા રૂઠી ગયાં રે લોલ

બાઇ મારે છપ્પનિયાનો ઘા તો કાળજે લવકયા કરે રે લોલ,
ઘા પર ફૂળફૂળતાં કિરણોનું આ આભથી મીઠું ઝરે રે લોલ

—કનુ મહેતા 'વ્યોમ'



# સરસ્વતીને તીરે તીરે

[યાત્રી : શ્રી. મણિભાઈ વોરા, શ્રી. બાલકૃષ્ણ જોષી, શ્રી. નરોત્તમ પલાણ] લે. નરોત્તમ પલાણ

ભારતવર્ષની મહાન સરિતા લેખે સરસ્વતીનું નામ ઋગ્વેદની ઋચાઓમાં ગવાયેલું છે. ત્યાં 'નદી તમા' અને 'પ્રેરણાની અધિષ્ઠાત્રી દેવી' તરીકે એનું બહુમાન થતું આપણે નોંધી શકીએ છીએ. ચેતનાના ઉચ્ચ શિખરો પરથી જીવનમાં વહેતી સરસ્વતી, સૂક્ષ્મ રીતે સત્યના એક પ્રવાહ જેવી છે, તો સ્થૂલ રૂપેણ સરસ્વતી હિમાલયથી નીકળી પશ્ચિમ સાગરે સંગમ સાધતી વર્ણવાયી છે. એને જ કિનારે આર્યોની સંસ્કૃતિ ખીલી અને ઋગ્વેદના અમુક ભાગોની રચના થઈ. પાછળથી 'મહાભારત'નું સંકલન, મહર્ષિ વેદવ્યાસના હાથે સરસ્વતી તટે જ થયું. તો તે પછીનું કેટલુંય સાહિત્ય એની આજુબાજુ ગૂંથાયું: સરસ્વતી ભારતીય વાઙ્મયની દેવી બની.

પાછળનાં વૈદિક સાહિત્યમાં સરસ્વતીને 'ખંડિત નદી' તરીકે વર્ણવેલી હોઈ વિદ્વાનો અનુમાન કરે છે કે ઈ. સ. પૂર્વે આઠમા સૈકામાં એનો પ્રવાહ સૂકાણો છે, યા ધરતીકંપાદિ કારણોને લઈ તેના વહેણમાં ઘણાં મોટાં પરિવર્તનો થયાં છે. પૌરાણિક સાહિત્યે સરસ્વતીના ત્રણ પ્રવાહની કલ્પના કરી અને તે ત્રણેય અખંડ હોય એવી ભાવનાથી તેનું મહાત્મ્ય ઉચ્ચારેલું છે. (૧) હિમાલયમાંથી નીકળી કુરુક્ષેત્રમા થઈ રાજસ્થાનના રણમાં લુપ્ત બને છે. (૨) અંબાજી પાસે આરાસુરના પર્વતમાંથી નીકળી કચ્છના રણમાં લુપ્ત થાય છે. (૩) ગિરની ડુંગરમાળામાંથી નીકળી પ્રભાસ આગળ અરબી સમુદ્રને મળે છે.

### △ સારસ્વતોની ચર્ચા

સરસ્વતીના આ ત્રણેય પ્રવાહ વિશે ભારત અને ભારત બહારના અનેક વિદ્વાનોએ ભાતભાતના મતો ઉચ્ચાર્યા છે. ગુજરાતી ભાષામાં આના વિશે સૌ પ્રથમ (ઈ. સ. ૧૯૩૦) કામ કરનાર છે: સ્વ. રત્નમણિરાવ જોટે. તેમણે હાલના ખંભાતના અખાતને સરસ્વતીના મુખ તરીકે વર્ણવી તે મુખ છેક પ્રભાસ પાસે હતું એવો મત ઉચ્ચાર્યો છે. ઈ. સ. ૧૯૩૪માં સ્વ. અંબાલાલ પુરાણીએ 'વૈદિક સરસ્વતી'ની ચર્ચામાં, શ્રી અરવિંદના 'વેદ રહસ્ય' પર આધારિત અર્થથી મુખ્યતયા : 'સરસ્વતી સૂક્ષ્મ દિવ્ય પ્રેરણા છે.' એવો આધ્યાત્મિક સાર તારવવાનો પ્રયત્ન કર્યો છે. ઈ. સ. ૧૯૪૦માં સ્વ. કનૈયાલાલ દવેએ સોલંકીકાળ દરમિયાન લખાયેલા 'સરસ્વતી પુરાણ'નું ઐતિહાસિક તથા ભૌગોલિક દૃષ્ટિએ વિવેચન સાથે ગુજરાતીમાં ભાષાંતર આપ્યું અને ઇ. સ. ૧૯૪૬માં શ્રી ઉમાશંકર જોશી તરફથી 'પુરાણોમાં ગુજરાત' મારફત સરસ્વતીની સંક્ષેપ્ત ચર્ચા મળી. આ પછી કેટલાક નાના મોટા લેખો દ્વારા આપણે ત્યાં સરસ્વતીનો પ્રશ્ન ચર્ચાતો રહ્યો છે.

અમે મિત્રોએ સૌરાષ્ટ્રની સરસ્વતીનો મૂળથી મુખ સુધી પગપાળા પ્રવાસ કરી એના કિનારાની સાંસ્કૃતિક સમૃદ્ધિને નોંધવાનો નિર્ણય કર્યો. મુ. શ્રી જયમલ્લભાઈ પરમારે ઉષ્માથી નવાજી એ નિર્ણયને સાકાર કરવા પ્રેર્યા અને ૧૧-૯-'૭૨ થી ૧૫-૯-'૭૨ ના પાંચ દિવસો, જિંદગીના રમ્ય દિવસો તરીકે સરસ્વતી તટે પગપાળા પ્રવાસમાં જમા કર્યા !

### △ પગપાળા સરસ્વતી

મહાભારત શલ્યપર્વમાં બળરામની તીર્થયાત્રા સમુદ્રથી શરૂ કરી સરસ્વતીને સામે વહેણે-પ્રતિસ્રોત : શરૂ થાય છે, અમારી યાત્રા મૂળથી મુખ સુધીની રહી. પ્રભાસપાટણથી સરસ્વતીના મૂળ સુધી પહોંચવા અમે વાહન વ્યવહારનો ઉપયોગ કર્યો અને ગિરની ડુંગરમાળાના દક્ષિણભાગમાં આવેલ રસુલપરા ગામે પહોંચ્યાં. અહીંથી આગળ બે માઈલ સીરવાણ ગામ ઉપર કે જ્યાં આજુબાજુના ડુંગરામાંથી ત્રણ નિર્ઝરો ભેળા થઈ સરસ્વતીનું નામ ધારણ કરે છે ત્યાં આવ્યા.

સીરવાણ ગામની તળેટી ત્યાંના લોકોમાં 'સુખનાથની સીમ' તરીકે જાણીતી છે અને બાજુના

ગાઢ જંગલથી આચ્છાદિત ડુંગરાઓ 'મધુરામાળ' તરીકે ઓળખાય છે. 'મધુરામાળ'માં સૌથી ઊંચું શિખર ચાપદરા હીલ ૧૦૮૭ ફીટ છે, તે સાથે દેવો, લીલાપાણી, ઢોળપાણી, કાંટાસરિયો અને ચાંચઈનાં શિખરો આવેલાં છે. ઢોળપાણીનું આ બાજુનું પાણી ખાખરાવાડી નેસ આગળ ભેળું થઈ પાંચ માઈલ નીચે સીરવાણ ગામના પાદરમાં આવે છે. લોકો એને 'ઢોળપાણીનું છેલું' કહે છે. આ ઢોળપાણી શિખરની પેલી બાજુનું પાણી કમળેશ્વર આગળ ભેળું થઈ હિરણનું ઉગમસ્થાન બને છે! આવી જ રીતે મધુરામાળનું લીલાપાણીનું શિખર શીંગવડાનું ઉગમ-સ્થાન છે! આ આખી માળ ખાસ કરીને ઢોળ-પાણીની ધાર તથા દેવાડુંગરની ધાર આજે પણ ખેરના વૃક્ષોથી છવાયેલી છે.

### △ સરસ્વતીના પાંચ પ્રવાહ

સીરવાણની પાદરમાં આવતું 'ઢોળપાણીનું છેલુ' આગળ ઉપર 'કાંટાસરિયાના છેલાં'ને પોતાના પ્રવાહમાં સમાવીને આવે છે. આમ કાંટાસરિયા અને ઢોળપાણીના છેલાં સાથે સીરવાણના પાદરમાં બાજુના 'દેવાડુંગર'માંથી 'દેવાડુંગરનું છેલું' આવીને સંગમ પામે છે. આ સ્થળે બરાબર મધ્યમાં એક કૂપ છે. ચાલીશેક વર્ષ પહેલાં જૂનાગઢ રાજ્યે તેને પાકા પથ્થરથી બાંધી દીધો છે. લોકો એને 'કુટિયો' કહે છે. કુટિયાથી આગળ વધતા પ્રવાહને આજુબાજુના બધા લોકો 'સરસ્વતી' નામથી ઓળખે છે. ખરેખરો નદીનો પ્રવાહ અહીંથી જ કાંઠો બાંધતો નજર આવે છે.

સરસ્વતીના ત્રીજા પ્રવાહની ઉત્પત્તિ વિશે પુરાણોમાં આપવામાં આવેલી વિગત અમને તો અહીં સત્ય ભાસે છે. 'સરસ્વતી પુરાણ' ખદિરવનમાં ત્રીજા પ્રવાહની ઉત્પત્તિ નોંધે છે (સર્ગ : ૧૭/શ્લોક : ૧૩૮, ૧૩૯) અને સમુદ્રને નજીક ભાળી સરસ્વતી હર્ષથી પાંચ પ્રવાહમાં પ્રગટી નીકળ્યા' એવું વિધાન કરે છે. મધુરામાળના ડુંગરાઓમાં પાંચ પ્રવાહ : હિરણ, શીંગવડો અને ત્રણ આ બાજુ નોંધી શકાય છે. માત્ર આ પ્રવાહોના પુરાણકારે આપેલાં નામો-માંથી વ્રજની અને કપિલાનાં મૂળ અહીં નથી. સ્કંદપુરાણ વ્રજની અને ન્યંકુને (શીંગવડોને) સરસ્વતીથી પશ્ચિમ તથા પૂર્વમાં સાગરને મળતી નદીઓ કહે છે. વ્રજની ગિરમાંથી નીકળી ધનવંતરીના વડ આગળ થઈ ઝેડકા ગામ પાસે મેઘળને મળી ચોરવાડ આગળ એટલે કે સરસ્વતીથી પશ્ચિમે સમુદ્રને મળે છે. જ્યારે ન્યંકુ (હાલની શીંગવડો) સરસ્વતીના મૂળ પાસે જ જેનું મૂળ છે તે કોડીનાર પાસેથી વહી સરસ્વતીથી પૂર્વમાં સાગરને ભેટે છે. સ્કંદપુરાણની કલ્પના એવી છે કે વડવાગ્નિને સમુદ્રમાં પધરાવવા જતી સરસ્વતીનું આ બન્ને નદીઓ અંગરક્ષ રહીને રક્ષણ કરે છે.

અસ્તુ. ઉત્પત્તિ સ્થાને ખદિરવનની વાત, ઉપર નોંધ્યું તેમ સરસ્વતીના મૂળ પાસે અસંખ્ય ખદિર-ખેર વૃક્ષો આવેલાં હોઈ સત્ય ઠરે છે. દેવાડુંગર તરફનું છેલું તો કોક આશ્રમની ગંધ લઈને આવતું પણ જણાય છે! વૃદ્ધજનોને એવું કહેતાં સાંભળ્યા કે દેવાડુંગરની તળેટીમાં તો ભૂખ્યા સિંહને પણ મૃગ મારવાની ઈચ્છા ન થાય એવી શાંતિ પ્રવર્તે છે! સરકાર તરફથી આજે અહીં સિંહદર્શનનો કાર્યક્રમ યોજાય છે.

### △ સરસ્વતી તટે સીદીઓ

પોતાની અલગ ભાષા અને શબ્દભંડોળ ધરાવતું સીરવાણ સીદીઓનું ગામ છે. અહીંથી બે માઈલ નીચે પરંતની મુખ્ય વસ્તીવાળું જસાપુર ગામ, સરસ્વતી પરના નાના એવા ઘાટ અને કેસર કેરીના અસંખ્ય આંબાઓથી શોભતું નજર આવે છે. ખૂબ જ ફળદ્રુપ એવા આ સરસ્વતીના બન્ને કિનારા આંબાવાડિયાથી મનોહર બનેલા અનેક રૂપાળાં પક્ષીઓના નિવાસસ્થાન જેવા છે. એક માઈલ નીચે આવેલ મેરુકા ગામ તો કેસરના વનથી ઝૂમતી જાણે અલકાપુરી છે!

મેરુકાથી નદીને ડાબે કિનારે વાડલા ગામ તરફ પાંડવેશ્વરની પ્રાચીન ગણાતી જગ્યા જોવા અમે ચાલ્યા. સુંદર મજાની વનરાઈ અને નાનકડા તળાવ

કિનારે કંઈક ખુલ્લામાં પાંડવેશ્વરની છાપરી જોઈ બાજુના આંકોલવાડી ગામે પહોંચ્યાં. નદી કિનારાથી થોડું દૂર આ એક સમૃદ્ધ અને ધાર ઉપર વસેલું રળિયામણું ગામ, ગિર પ્રદેશની આહ્લાદક હવાથી મસ્ત પડેલું અનુભવ્યું.

મેરુકાથી માધુપુર જતા સરસ્વતીના પ્રવાહને પાંડવેશ્વર આગળથી નીકળેલો વોંકળો ડાબીબાજુથી અને બાંડીઝર નામનો વોંકળો જમણીબાજુથી મળે છે. સરસ્વતી કરતાંય આ બાંડીઝરમાં પાણી વિશેષ હોઈ એના મિલન પછી માધુપુરના પાદરમાં પ્રવેશતી સરસ્વતી યૌવનમાં પદાર્પણ કરતી નજર આવે છે. માધુપુર અને જંબુર તદ્દન સામસામે કિનારે આવેલાં નજીકનાં બે ગામ એક જ ગ્રામપંચાયત ધરાવે છે. સીરવાણની માફક જંબુર પણ સંપૂર્ણપણે સીદીલોકોનું ગામ, લોકજીભે ચડેલા ચારણ સતી પુનઆઈનું જન્મ-સ્થળ મનાય છે! કહે છે કે એક કાળે આ ગામ ચારણોનું હતું. દરિયા તરફથી આવેલા આ વિચિત્ર સીદીલોકોને જોઈ-આભડછેટની ભીતિથી તેઓ દૂર થયા. હાલ આ ગામમાં નગારચી પીરની પ્રખ્યાત દરગાહ આવેલી છે, જેમાં હજારોની સંખ્યામાં બકરાની માનતા આવે છે, વિચિત્ર તો એ છે કે વિશાળ ધર્મશાળા ધરાવતી આ દરગાહમાં પીરનાં ભાઈબહેન તરીકે આવેલા આઈ પારસા તથા ડોસલપીરને, બકરો નહિ પણ ખીર અને મલીદો (ઘઉંના લોટનો શીરો) ચડે છે! મુંઝાવર તરીકે આવેલો સીદી પણ પીરના આ ભાઈબહેનને હિન્દુહૃદયના માને છે.

નગારચી પીર, એની આજુબાજુનો પૂજાવિધિ તથા સીદીલોકોની ભાષા વિશે સ્વતંત્ર અભ્યાસ થવો જોઈએ એવું લાગ્યું. આ 'જંબુર' શબ્દ પણ નાનો-સૂનો નથી! વડોદરા અને ભરૂચ પાસેના કેટલાંક ગામો 'જંબુ' શબ્દ ધરાવે છે. ડૉ. સાંડેસરા જંબુ બ્રાહ્મણોની વસતિ તરફ એનું મૂળ ચીંધે છે પણ અહીં 'જંબુર' શબ્દ સીદીલોકો ઉપરથી જણાય છે. એક જાતની ભૂત યોનીના માણસ માટે આપણે ત્યાં 'જંબુક' એવો શબ્દ નોંધાયેલો છે. સતી પુનઆઈ વિશે કશું નક્કર હાથમાં નથી આવ્યું, કદાચ નગારચીનાં ધર્મનાં માનેલ બહેન તરીકે તેઓ પૂજાતાં હોય તો ના નહિ!

△ સરસ્વતીની રમણિયતા

માધુપુર જે તલાળા–ઉના રેલવેલાઈન પરનું સ્ટેશન છે ત્યાંથી બાજુના ગિર હડમડિયા ગામે પ્રાથમિક શાળામાં રાત્રિ પસાર કરી પ્રભાતે અમે આગળ ચાલ્યા. હડમડિયાના પાદરમાંથી નીકળતો મશાણિયો વોંકળો અર્ધો માઈલ નીચે સરસ્વતીને મળે છે ત્યાંથી ગીચ વનરાઈ શરૂ થઈ. અત્યાર સુધીની શાંત સરસ્વતી અહીં રૂપ બદલતી પોતાના પ્રવાહમાંથી જ આડાંઅવળાં નાનાં મોટાં કૈંક ઝરણાં કાઢીને જાણે રમણે ચડેલી છે. જમણી બાજુથી નીકળેલો એક ફાંટો માઈલેકનો ટાપુ બનાવી પાછો સરસ્વતીમાં મળે છે. સૂરજનાં કિરણોય માંડ પ્રવેશી શકે તેવી વનશ્રી–જાંબુ, સાગ, કણુંજ અને જંગલી–વેલાઓથી ઘટાટોપ જામી છે. બીજા દિવસનું આ પ્રભાત અમારા માટે રોમાંચકારી હતું. સરસ્વતી તીરે અહીં પ્રથમવાર અમે જંગલી જનાવરો જોયાં; સુગ્રીવ જેવાં અનેક નાનાં પંખીઓ અને વાંદરાની હૂપાહૂપથી બન્ને કિનારા પ્રકૃતિનું મબલખ રૂપ ધરીને ઊભા છે. અમને ભવભૂતિ યાદ આવ્યા: "તે એ જ સૌ ગિરિવરો, જહીં મોર ટહૂકે; આ એ જ મત્ત હરિણોની વનસ્થલીઓ. જ્યાં મંજુ વંજુલ લતા, સરિતા તટો એ, ગાઢાં કદંબ નિચુલ દ્રુમથી છયેલા." – અહીં મદિલ વિહંગોથી–મુખરિત બનેલી જાંબુની કુંજો છે! સરસ્વતીના જળમાં ઝૂકેલી તરુવરોની પરમ રમણિય શોભા છે! દિશાઓને ભરી દેતી કેસરિયાળની ત્રાડથી વનાન્તો જહીં રમ્ય બનેલાં છે! કેડ સમાણાં કાંઠાનાં ખડમાં અમે લગભગ નાચ્યા !!

△ પ્રથમ મૂલ્યવાન અવશેષો

મૂળ આ શ્રી બનેસિંહ ઝાલાની માલિકીનું જંગલ છે. તેનો બંદૂકધારી ચોકિયાત સામો મળ્યો. કહે: "તમે ચાલ્યા આવ્યા ત્યાં હજુ ગઈકાલે જ સિંહણ વ્યાણી છે." અમારા રોમાંચનો પાર ન રહ્યો: જો સિંહ-દર્શન થયાં હોત! અમે આગળ ચાલ્યા અને સરસ્વતી કિનારે પ્રથમ મૂલ્યવાન અવશેષોની પ્રાપ્તિ થઈ: બૌદ્ધ-સ્તૂપ! લોકો જેને 'વજીરવનાત'ના કોઠા તરીકે ઓળખે છે તે પાકી ઈંટોથી બાંધેલો બે માળનો નક્કર બૌદ્ધ સ્તૂપ છે. સ્થાનિક લોકોએ તેના ઉપલા ભાગમાં

થોડુંક ખોદકામ કરેલ છે; પણ સામાન્યત : અકબંધ જળવાઈ રહેલો આ ઈ.સ. પૂર્વે બીજી સદીનો સ્તૂપ હોઈ, સૌરાષ્ટ્ર-ગુજરાતમાં પ્રાપ્ત બૌદ્ધકાલીન અવશેષોમાં અગત્યના ઉમેરા રૂપ છે. બાજુમાં સામે કાંઠે શ્રી બનેસિંહની કોઠીને ગયા અને સમજુ અમલદારે સાંચવી રાખેલા કેટલાક વિરલ તથા કિંમતી અવશેષો જોવા મળ્યા. કોઠીનના ચત્વરમાં અંદર અને બહાર ગુપ્તોત્તર કાળની સુંદર મૂર્તિઓ ગોઠવી દેવામાં આવી છે; દક્ષિણામૂર્તિ શિવ, સાત્તઅશ્વયુક્ત સુંદર ભગ્નસૂર્ય અને કદાચ બાજુના ભીમદેવળમાંથી આવેલા ગ્રહોનાં શિલ્પો. કોઠીનની બાજુમાં જ ક્ષત્રપકાલીન ઉજડ ટીંબો છે, સાવ ઉપરથી જ ક્ષત્રપકાલીન ઠીકરીઓ અમને પ્રાપ્ત થઈ, એક શંખવલય પણ મળ્યું.

## △ અજોડ ભીમદેવળ

તડકો ચડતો હતો, ભૂખ લાગી હતી. જમણા કાંઠાનું જસાધાર છોડી, ડાબે રાતીધાર ગામમાં આવ્યા. આજુબાજુ શું શું છે તેની પૂછતાછ તો ચાલતી જ હતી. 'બાજુમાં સરસ્વતી પૂર્વવાહિની થાય છે ત્યાં મંદિરો અને ગુફાઓ છે.' અચાનક માહિતી મળી અને રાતીધારમાં એક મિનિટ પણ રોકાયા વિના પાછા સરસ્વતી તટે. ઉત્તરમાંથી આવી સરસ્વતી અહીં પૂર્વવાહિની થાય છે. શુદ્ધ પૂર્વ પ્રવાહ છે અને તીર્થનું મ્હાત્મ્ય ધરાવે છે. આ ભાગને આજુબાજુના માણસો 'બાવાવાળી પાટ'ને નામે ઓળખે છે. જે જગ્યાએ નદીનો પ્રવાહ પૂર્વ તરફ થાય છે બરાબર તે જ ભેખડ ઉપર બે પ્રાક્સોલંકી દેરીઓ ઊભી છે. હાલ સ્થિત કારડિયા સાધુએ ચા તથા હોંશથી અમારું સ્વાગત કર્યું ! ગુફા જંગલી જનાવરોથી બચવા તાજેતરમાં જ સાધુએ બાંધેલી છે અહીંથી સરસ્વતીનો પ્રવાહ બરાબર બે ભાગમાં વહેંચાઈ જાય છે :

ડાબી બાજુનો ફાંટો સરસ્વતી અને જમણી બાજુનો ફાંટો 'નાળિયેરો' તરીકે ઓળખાય છે. સરસ્વતી અહીંથી સીધી પાંચેક માઈલ પર પ્રાચીમાં જાય છે, 'નાળિયેરો' પોતાના કિનારે થોડાક સુંદર મંદિરો અને ગામડાંઓ ધરાવતો ગોરખમઢી તરફ વહે છે. અમે નાળિયેરાને કિનારે ચાલ્યા. અર્ધો માઈલ નીચે જમણા કાંઠે પાંચ પ્રાક્સોલંકી દેરીઓ આવેલ છે, ડાબે કાંઠે ભીમદેવળનું પ્રખ્યાત મંદિર પોતાની ભવ્ય આકૃતિથી આકાશને ભરી દેતું અનુભવાય છે. મંદિર જોવાની જિજ્ઞાસાએ ભૂખને વિસારી દીધી

બે માળ ધરાવતું આ સંધાર ભીમદેવળ આઠમી સદીની મહામૂલી દેણ છે. ગુજરાતભરમાં જેનો જોટો નથી એવું આ વિશાળ સૂર્યમંદિર, છત-થાંભલા તથા પાટડાની બાબતમાં કદવાર તથા ગોપનાં-પ્રાચીન મંદિરોને મળતું છે. મુખ્ય દ્વારના દેવતાઓ અને શાલભંજિકાઓ હાલ પાટણ મ્યુઝિયમમાં છે અને સૂર્યની મુખ્ય ઉપાસ્યમૂર્તિ પ્રાચી પાસેના પ્રાસલી ગામના શિવાલયમાં રાખી સાંચવી રાખવામાં આવી છે. મંદિરના મુખ દ્વાર ઉપરની વિશાળ નવગ્રહોની દ્વિભુજ મૂર્તિઓ તથા ગર્ભગૃહની માણસ કદની ગુપ્તશૈલીની પ્રતિહાર કન્યાઓ આ ભગ્ન મંદિરની અદ્ભુત જાહોજલાલીની પ્રતીતિ આપતી આજ પણ રૂપના રેલા રેલાવી રહેલ છે. અમે આ મંદિરની રહીસહી કલાકૃતિઓ જોઈને ધન્ય બન્યા. એમ કહેવાનું મન થાય છે કે સૌરાષ્ટ્રમાં જેણે ભીમદેવળ નથી જોયું તેણે કંઈ નથી જોયું.! અવાવરુ અને મંદિરના વિશાળ ખંડિયેરનો ખ્યાલ આપવા એટલું કહેવું જોઈએ કે એના ઉપલા મજલે દીપડાનું રહેઠાણ છે !

## △ ખાંભા ને ઝીલેશ્વર

બપોર નમી ચૂક્યા હતા, ભૂખ ભૂલાઈ ગઈ હતી, મંદિરના વિશાળ આમલકવાળા પંચાંડક -શિખરને જોતાં જોતાં કેટલીયવાર બેઠા. જમણા કાંઠેથી એક માઈલ દૂર 'ભીમદેવળ' ગામમાં જવાનો વિચાર માંડી વાળ્યો અને નાળિયેરાના કિનારે કિનારે ખાંભા તરફ ચાલ્યા. ચારેક વાગ્યે ખાંભા પહોંચી નિશાળનું મકાન શોધ્યું ગોળનું પાણી પીતા પીતાં ત્યાંના શિક્ષકે ખાંભાથી કોઈક માઈલ દૂર ઝીલેશ્વર મહાદેવની ગુફા વિશે વાત કરી અને ઉપડયા ! ટોબરા, ખડેરી, વાંધાળા અને ખાંભા ગામની વચ્ચે એક નાના ખડકાળ ટેકરામાં ઉત્તરાભિમુખ ગુફાઓ કોરી કાઢેલ છે. પરસાળમાં બે

ઉરશિખર પડ્યું છે. ટાબરોતે માણસો પ્રાચીન ગામ કહે છે. 'ખાંભા' શબ્દ પણ એક કાળે લિંગપૂજા પ્રચારમાં આવ્યાની વાત કહી જાય છે, અને કદાચ ત્યારે જ બૌદ્ધ અહીંથી ગયા, શૈવ આવ્યા. ખેતરના ચીભડાં ખાતાં પાછા ખાંભા આવ્યા અને બે માઈલ દૂર પ્રાચી તરફ.

### △ એમાં કંઈ પ્રાચીન નથી.

સૂર્ય આથમવાની તૈયારીમાં હતો અને અમે પ્રાચીના કુંડમાં તરવા પડ્યા. સરસ્વતી અહીં પૂર્વ-વાહિની થાય છે, વિદ્વાનો કહે છે કે પૂર્વવાહિની કરી છે ! મૂળ પ્રવાહ જે દક્ષિણ અને પશ્ચિમ તરફ હતો તેને વચ્ચે પાળા બાંધી અર્ધા ફર્લાંગ સુધી પૂર્વ તરફ લઈ જવામાં આવ્યો છે અને તેટલા ભાગમાં બ્રાહ્મણોએ તીર્થો ઊભાં કરી દીધાં. અંધારું થઈ ગયું હતું એટલે આજુબાજુની ભૂગોળ જોઈ શકયા ન હોઈ વિદ્વાનોની આ વાત વિશે અમે કશું કહી શકતા નથી. માત્ર એટલું નોંધીએ છીએ કે પુરાતત્ત્વ દૃષ્ટિએ અહીં કંઈ પ્રાચીન નથી અને પુરાણોમાં આવતા પ્રાચીતીર્થ વિશેના ઉલ્લેખો કદાચ કોઈ બીજા પ્રાચી વિશે હોય એવું લાગે છે.

આખા દિવસના ભૂખ્યા હતા, પ્રાચીમાં સારા ભોજનની શક્યતા ન હતી, માર્ગમાંથી ભેળા કરેલા ઠીકરાં અને શિલ્પખંડોનો ભાર વધી ગયો હતો. વિચાર કર્યો : રાત પ્રભાસમાં ગાળીએ, સવારે વહેલા પાછા આવી પ્રવાસ આગળ વધારશું. પ્રાચી-પ્રભાસ વચ્ચે બસની વ્યવસ્થા સારી છે.

ત્રીજા દિવસની વહેલી સવારે યાત્રા ઉપડી, એક નિવૃત્ત લશ્કરી માણસનો ભેટો થયો : "અહીં બાજુમાં કાદુનાં ભોંયરાં છે." એને સાથે લીધો અને અમરાપરની સીમમાં સરસ્વતીથી એક માઈલ દૂર દક્ષિણ કિનારે 'ગોજારો કદો' નામે ઓળખાતી જગ્યા પર પહોંચ્યા. કાદામાં કુદરતી ભોણ છે જે હાલ માણસોએ પૂરી દીધેલાં જોઈ, સરસ્વતી કિનારે કુંતેશ્વર મહાદેવની જગ્યામાં આવ્યા. સર-સ્વતીનું પ્રૌઢ, વાત્સલ્ય નીતરતું સ્વરૂપ હૃદયને ભરી દેતું હતું. કુંતેશ્વર આગળ એક ફર્લાંગ લાંબા સરસ્વતીના ઘૂના ઉપર લગભગ પચીશેક મશીનો ચૂસચૂસ કરતા રાતદિવસ ચાલુ છે ! માતાના ધાવણ ખૂટતાં નથી, કિનારો સુખી છે.

### △ અતિ પ્રાચીન અવશેષો

કુંતેશ્વરને નાનકડો મજાનો સુંદર ઘાટ છે, અહીં તહીં પડેલા શિલ્પાવશેષો ભગ્ન થયેલા મંદિ-રની ગવાહી આપતા હતા. ખુલ્લામાં આવેલા કુંતેશ્વરના લિંગ પાછળ વિષ્ણુલક્ષ્મીની સોલંકીકાળની યુગલ મૂર્તિ જોઈ ડાબા કિનારે જ અમે આગળ વધ્યા. બન્ને બાજુની ગીચ વનશ્રીમાં પતરંગા, સક્કરખોર, સુગ્રીવ અને બુલબુલ જેવાં રમ્ય પંખી-ઓનો વાસો છે.

અને સરસ્વતી કિનારાની અતિ પ્રાચીન સંસ્કૃતિનાં દર્શન શરૂ થયાં. ઈતિહાસ ગ્રંથો, પુરાણો અને મહાભારત નહિ પણ એનીય પૂર્વની સંસ્કૃ-તિના જીવતાજાગતા અવશેષો સરસ્વતીને બન્ને કિનારે અહીંથી શરૂ થાય છે. કુંતેશ્વરથી પ્રભાસ સુધીનો કિનારો અનેક પ્રાચીન નગરો અને દેવળોનો બનેલો છે. એક કાળે સૌરાષ્ટ્રની સૌથી સમૃદ્ધ પ્રજાઓમાંની એક અહીં વસતી હશે. પુરાણો, જૂની ગુજરાતી અને શિલાલેખોમાં ઉલ્લેખિત કેટલાંય સ્થળોના ટીંબાઓ આજે અહીં હયાત છે, તો 'બીજ' જેવા આર્યેતર મૂળ ધરાવતા શબ્દોથી વીતી ગયેલા જમાનાના પાદચિહ્નો ભાષામાં પડેલાં પણ નોંધી શકાય છે ! આખા કિનારા પર ક્ષત્રપકાલીન ઠીકરીઓ અને ચાંદીના સિક્કા મળે છે. ગુપ્તકાલીન શિલ્પો અને ગુપ્તસંવત લખેલા સિક્કાઓ પ્રાપ્ત છે. સોલંકી અને વાઘેલાકાલીન દાનપત્રોમાં જે બંધાયાનો ઉલ્લેખ થયો છે, તેવી વાપીઓ અને દહેરાંઓ ભગ્ન હાલતમાં આજે મોજુદ છે. પ્રાગ્‌ઐતિહાસિક કાળના શંખવલયો તથા પ્રભાસઠીકરી લગભગ ચારેક સ્થળેથી અમે મેળવી. બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ અને મુસ્લિમ સંસ્કૃતિના ગુફાઓ, મંદિરો, મૂર્તિઓ તથા સિક્કાઓ અમે જોયા, નોંધ્યા, કૅમેરામાં ઝડપ્યાં અને ભેળા કર્યાં ! નદી લેખે સરસ્વતી સૌરાષ્ટ્રની પ્રાચીનમાં પ્રાચીન અને સમૃદ્ધમાં સમૃદ્ધ સંસ્કૃતિની જનની છે એમ નોંધ્યા વિના ચાલે તેમ નથી.

## △ સમૃદ્ધનગરનું ખંડેર સેરાં

કુતેશ્વરથી સેરા અને અમરાપર સામસામે કિનારે આવેલાં ગામ છે. સરામાં હનુંમાનની ડેરી પાસે જૈનમંદિરનો ભંગાર, ગામના પાદરમાં ઉકરડા ઉપર ચાર પાંચ તૂટેલા પોડિયાઓ; બાજુમાં ભગ્ન મંદિરનો કાટમાળ, ગામથી સ્હેજ દૂર સંવત : ૧૩૯૨નો પાળિયો અને ગોવચ્છ અંકિત-ગોવર્ધન, બાજુના ખેતર પાસે સોલંકીકાળના શરૂઆતના શિલ્પવાળી સુંદર વાવ, વાવ ઉપર કાસના થાળામાં ગંગાજમના શિલ્પવાળી કોઈ મંદિરની સુંદર બારશાખ, આજુબાજુથી ક્ષત્રપ ઠીકરીઓ અને તે પછીના કાળના દોકડાઓ-સરા અતિ સમૃદ્ધ નગરનું ખંડેર છે. ગામમાં આવ્યા તો રામમંદિરને ઓટે ગુપ્ત અસર સૂચવતી પ્રતિહારની મૂર્તિ સાથે શેષશાયી તથા અન્ય મૂર્તિખંડો બેસાડી દીધેલા જોયા. નદીના બન્ને કાંઠા ઉપર અહીં તહીં પુષ્કળ ક્ષત્રપઠીકરીઓ રખડે છે. જમણે કાંઠે અમરાપરમાં આવ્યા : ક્ષત્રપ ટીંબો છે, હમણાં નવું વસતું ગામ છે.-બહારવટિયા કાદુ મકરાણીનો જન્મ પિતૃગૃહે ઈણાજમાં પણ જીવન વીત્યું અહીં અમરાપરમાં મામાને ઘેર. એનાં મકાન અને ખેતરવાડી લોકો બતાવે છે.

## △ ગુપ્તકાલીન ને ક્ષત્રપકાલીન સિક્કા

અર્ધો માઈલ જમણે કિનારે ચાલી, ડાબે કાંઠે ખોડિયારના થાનકે આવ્યા. વખંભર ધૂના ઉપર, વડની છાંયા નીચે આઈનાં બેસણાં છે. એક માઈલ દૂર બોસન ગામ. સૂંડલા મોઢે ક્ષત્રપઠીકરી, પ્રાકૃસે લંબી ચોરસ કોઠાવાળો ભગ્ન કિલ્લો, ક્ષત્રપ અને પ્રભાસઠીકરી, ભગ્ન વાવ, મૂર્તિઓ, પાળિયા-આજુબાજુના દિદાર અમને તો હડપ્પન ટીંબા જેવા લાગ્યા. ગામના એક આયર પટેલે ખોબો ભરીને પચાશ, સાઠ ચાંદીના સિક્કા બતાવ્યા ! ક્ષત્રપ અને ગુપ્તકાલીન આ સિક્કાઓ પોતાનો દીકરો પરણે ત્યારે તલવાર મઢાવવા રાખ્યા છે; વળતર આપીને લેવા માટે ખૂબ વિનંતી કરી. ત્રણેય જણને એક એક લઈ લેવાની છૂટ આપી. મારી પાસે આવેલો સિક્કો કુમારગુપ્તનો છે અને રાજાના મસ્તકની ઓળ પાસે ગુપ્તસંવત ૧૦૭ વંચાય છે. પાછળના ભાગમાં ગરુડના ચિહ્ન સાથે 'પરમ ભગવત કુમારગુપ્ત' એવું વાંચી શકાય છે. સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત થોડાક જ વર્ષાંકિત સિક્કાઓમાં આ અગત્યનો ઉમેરો છે. ગોરખમઢીના સં. ૧૪૩૭ ના શિલાલેખમાંનું 'બહુસણ' આ બોસન છે. અર્ધો માઈલ નીચે ડાબે કિનારે ગુંદરાનો ટીંબો અને જમણે કિનારે ખડકલીનો ટીંબો ક્ષત્રપ ઠીકરીઓ વીણાતાં જોઈને સાથેના આયર મિત્રે વાત કરી "સામે કાંઠે ગાઉ દૂર ચગિયાનો ટીંબો છે ત્યાં હાથ હાથની ઈંટો નીકળે છે." બૌદ્ધ સ્તૂપની અમને ગંધ આવી પણ કિનારાથી એ સ્થળ ઝાઝું દૂર લાગ્યું.

## △ બ્રાહ્મણીગુફા ને ગોરખમઢી

અને નાળિયેરાનો સંગમ ! ભીમદેવળની ઉપર બાવાવાળીપાટેથી જુદો પડેલો સરસ્વતીનો પ્રવાહ અહીં પાછો સરસ્વતી સાથે સંગમ સાધે છે. સુંદર વાતાવરણ વચ્ચે સરસ્વતી તથા નાળિયેરાના દક્ષિણ તીરે ફુલનાથ મહાદેવની ઈ.સ.ની પહેલી સદીની બ્રાહ્મણી ગુફા આવેલી છે. સુંદર જગ્યા, સુંદર વનશ્રી, અહીં સુંદર પંખીઓના વાસ છે અને એક ફર્લાંગ ઉપર જમણે કાંઠે ગોરખમઢી.

વિક્રમની દસમી અગિયારમી સદીમાં થયેલા ગોરખનાથ, શૈવ આચાર્યોમાં યુગ-પ્રવર્તક ગણાય છે. એક એવી લોકવાયકા છે કે ધર્મનું રક્ષણ કરવા અર્થે ગોરખનાથ સત્યયુગમાં પેશાવર, ત્રેતામાં ગોરખપુર, દ્વાપરમાં ઈરાનના હુરમુજ તથા કલિયુગમાં અહીં ગોરખમઢીમાં પ્રાદુર્ભાવ પામ્યા ! ગોરખમઢી સરસ્વતી તીરનું સુંદર પ્રખ્યાત યાત્રાધામ છે. જૂનાગઢ રાજ્યે ગામ આપેલાં, આપણી સરકારે રક્ષિત સ્મારક તરીકે એને જાહેર કરેલ છે. મહંતનો સુંદર મહેલ અને કિનારા પર ગઢમાં ગુફા, જેમાં આધુનિક કાળની ગોરખનાથ તથા ગુરુ મચ્છેન્દ્રનાથની મૂર્તિઓ આવેલ છે. ગુફાદ્વારે ચાંદીનાં નકશીવાળાં દ્વાર અને તાજમહાલ જેવું રંગીન આરસનું જડતર સુંદર છે, સૌથી સુંદર તો સરસ્વતીમૈયા જ ! દશ દશ ફૂટ પાણીમાં બેય કાંઠે સમથળ એના ખોળામાં મન મૂકીને તર્યા ! ગામને પાદર આવેલું ગોરખનાથનું

પ્રિય ઝાડ : રૂખડો જોઈને આગળ ચાલ્યા.

## △ ભૂંડિયો ને માંગડાવાળાની ખાંભી

જમણી બાજુથી ભૂંડિયો સરસ્વતીને મળે છે ત્યાં સામે કાંઠે લોકવાર્તાના રસિક નાયક વીર માંગડાવાળાનો ખાંભો જોયો. બાજુમાં પદમણી સતી થઈ તે જગા અને સુપ્પલું નામનો ગામનો ટીંબો બતાવવામાં આવ્યા. સુપ્પલું ઉપરથી ક્ષત્રપ ઠીકરીઓ અને શંખવલય મળ્યાં, સામે કિનારે દુપ્પલું નામનો બે ટીંબેરા પણ ગયા, ત્યાંય ક્ષત્રપ ઠીકરીઓ છે!

જમણી બાજુથી આવતો ભૂંડિયો ભીમદેવળ ગામ પાસેની ધારમાંથી ટપકી ટપકી નીકળે છે, ત્યાં ભૂંડેશ્વર મહાદેવની જગ્યા છે એ ઉપરથી ભૂંડિયો નામધારી આ વોંકળો અને આગળ આવેલો નાળિયેરો સરસ્વતીના બે દીકરા મનાય છે! માંગડાવાળાની 'ભૂતડા-બાપા' તરીકે અનેક માનતા આવતી જોઈ, અમે એની કુળદેવી હિંગળાજ માતાના ઓટે આવ્યા. આધુનિક ચિત્રકારે રંગના લપેટા કરી માતાની મૂર્તિને બગાડી નાખેલી નિરખી આગળ ગળખાના ટીંબા ઉપર આવીને ઊભા. અહીંતહીં વેરવિખેર પાળિયાઓ અને ઓટા, જૂના મકાનોના પાયા અને ક્ષત્રપઠીકરીઓ, ડાબી બાજુથી આવતો સૂકવો વોંકળો અને ભગ્ન હનુમાન ડેરી, ભાતભાતની લોકવાર્તા કહેતા ગોપબાળકોને સાંભળી જમણે કાંઠે સુન્દરપરામાં આવ્યા ત્યાં દિવસ આથમ્યો.

## △ વિક્રમજીનું મંદિર ને ખાલેજનો ટીંબો

ભોજન લેવા અને રાત ગાળવા ફરી પ્રભાસ અને ચોથા દિવસની વહેલી સવારે વાણિયાવાવ થઈ જમણે કિનારે આવેલા વીર વિક્રમજીના મંદિરે ગયા. નવમી સદીનું આ ખંડેર મંદિર એક સાધુના હાથે જીવંત ભાસે છે. લાંબો મંડપ, દ્વિગૃહ અને ગર્ભગૃહ ધરાવતું આ મંદિર જૈન હોવા સંભવ છે. અંદર આવેલું સંવત ૧૨૯૩નું સૂર્યતંત્ર અને બહાર વંડી પાસે સિન્દૂર અર્ચિત પ્રાચીન મૂર્તિ જોઈ બાજુના ખેતરમાં હનુમાન ડેરી તથા સૂર્યચંદ્ર યુક્ત તેરમા સદીનો ગોવર્ધન નિહાળી સામે કાંઠે ખાલેજનો ટીંબો જોવા ગયા. વિશાળ ટીંબો, અસંખ્ય પાળિયા, ક્ષત્રપ ઠીકરાં, શંખવલય અને રંગીન પુષ્પોથી સુશોભિત જંગલી વનસ્પતિના દર્શન કરી ડાબે કિનારે જ આગળ, કચોરિયાના આરા પાસે સરસ્વતી બંધનું ચાલુ કામ જોઈ એક ઘેઘુર વડ નીચે બેઠા. સરસ્વતીના માટીઆરા કાંઠા પર અને આ બાજુ આખા પ્રદેશમાં વડલાઓ કંઈક અદ્દભુત સ્વરૂપે ખીલેલા જણાય છે. એનાં ધીંગાં થડ, ડાળી અને પાંદડાની જાડાઈ પર વારી ગયા વિના રહેવાતું નથી.

## △ પુરાણોનું અસલ પ્રાચી!

માઈલેકનો કોકડથી લીલો થયેલો રસ્તો કાપી આજોઠા અને બીજ ગામના સીમાડે આવી ઊભા. જમણે કાંઠે મૂળ પ્રાચીની જગ્યા આવેલી છે. નદીનો ઘાટ, મંદિર અને મૂર્તિઓ જોઈ ખૂબ ખુશ થયા. પીપળાના થડમાં ગુપ્તેતર મૂર્તિઓ પડી છે, નવમી સદીનું અંતરાલ ધરાવતું મહાદેવનું મંદિર છે, કુંડ પાસે નીચે માધવરાય તરીકે આવેલી મૂર્તિ સ્પષ્ટ નથી પણ બાજુનો ઘાટ નવમી સદીનું બાંધકામ સૂચવે છે. ઘણું જ સચવાયેલું સુરક્ષિત આ શિવ મંદિર છે. પુરાણોમાંનું અસલ પ્રાચી અમને આ લાગ્યું! એક કાળે પ્રાચી તીર્થનો અતિશય મહિમા હતો. બ્રાહ્મણોને બીક લાગી : 'આ મહિમા સાંભળી કોઈ વિધર્મી આનો નાશ કરશે તો?' પોતાના અસલ તીર્થને બચાવવા થોડે દૂર ઉપરવાહ નકલી પ્રાચી ઊભું કર્યું! વિધર્મીઓ ભાંગે તો એને ભાંગે એવી વિશુદ્ધ ભાવનાથી થયેલું આ કામ જતે દહાડે ભૂલાઈ ગયું. આજના પ્રાચી ઉપર બનાવટી પૂર્વપ્રવાહ કરવાનો આરોપ આવ્યો અને અસલ સ્થળ તો આજ સુધી ધ્યાન બહાર જ છે! સરસ્વતી અહીં પશ્ચિમ-વાહિની છે એ 'પ્રાચી' માટે વિરુદ્ધનું ગણાય પણ પ્રભાસથી પૂર્વનું માટે 'પ્રાચી' એમ શા માટે ન હોય? પુરાતત્ત્વ દૃષ્ટિએ પેલા પ્રાચી કરતા આ પ્રાચી વધારે જૂનું છે તે સ્પષ્ટ.

## △ હડપ્પન પછીના અવશેષો

સામસામે તીરે આવેલા બીજ અને આજોઠા ક્ષત્રપઠીકરીઓ ધરાવે છે. 'બીજ' શબ્દ તો અતિ

પ્રાચીન હોવાનું ડૉ. સાંડેસરા નોંધે છે, અજોઠામાંથી હડપ્પન પછીનાં ઠીકરાં અને પથ્થરના દસ્તાઓ મળે છે. એક પટેલના વાડામાંથી નીકળેલા દોકડાઓ પથ્થરના ખીલડાવાળા ઘંટુડાઓ તથા લીસો વેલણ પથ્થર—અમે જોયા. ચાલતું ગમે તેવો રમ્ય કિનારો અમને કપિલાના સંગમ પર લાવ્યો. બાદલપુરના પાદરમાં જમણીબાજુથી કપિલા બે પ્રવાહે થઈ સરસ્વતીને મળે છે. કપિલાના મુખ્ય પ્રવાહ અને સરસ્વતી પર મહાકાળીનો ઓવારો છે. મહાકાળીની બીકે બાંધેલા ઘાટ ઉપર કોઈ ન્હાવા ધોવા નથી આવતું! દર વર્ષે ભોગ લેતી મનાતી મહાકાલી, પ્રકૃતિમાંના સુંદર સ્થળે બિરાજે છે! કાંઠા પરની મઢીમાં બંગાળના એક સાધુ કાલી આરાધન અર્થે બેઠા છે. બાદલપુર જૂનું ગામ, ગુપ્તકાલીન પાર્વતીનો એક શિલ્પખંડ અમને પ્રાપ્ત થયો. પ્રભાસની ભવ્ય ત્રિવેણી હવે શરૂ થઈ, સરસ્વતી અને કપિલા એક થયાં, સાગરરાણાનો ખારો ખારો પ્યાર પાણીમાં વરતાવા માંડયો, ગામના ધણને આશરો આપતો એક ઘેઘુર સુંદર વડલો, પાણીમાં રચાતી એની કવિતા અને સરસ્વતીના પ્રવાહે આડા-અવળા લોચા ખાવા માંડયા.

## △ સંસ્કૃતિનો સૌમ્ય પારાવાર

શુદ્ધ દક્ષિણ થતા પ્રવાહ પર નાનકડી પ્રાચીન ડેરી અને કાજલી ગામના પાદરમાંથી સીધો પશ્ચિમ પ્રવાહ. યાત્રા પૂરી થતી હતી, હૃદય આનંદથી ઊભરાતું હતું. પ્રભાસનાં મંદિરો અને સોમનાથ, આકાશને ઘેરી પાસે ને પાસે આવતા જતા હતા. મૌન. કૃતકૃત્યતાનું મૌન. અમારું અસ્તિત્વ ગદ્ગદિત્ બની રહ્યું હતું અને હિરણ સંગમ! સામે ભગવાન શ્રીકૃષ્ણના દેહોત્સર્ગની ભૂમિ!! અરબી સમુદ્રનાં મોજાં હાકોટાઈ સરસ્વતીને બાથમાં લેવા મથતાં હતાં, હિરણ આવીને સરસ્વતીને ભેટી, સરસ્વતી સાગર મિલન!!

'सरस्वती वासहमा कुतो गुणा :—' વાળી સ્તુતિ મહાભારતકારે ઉચ્ચારી, સ્કંદપુરાણે એને જ દોહરાવી અને સરસ્વતી પુરાણની ઈતિશ્રી પણ એ જ સરસ્વતી–સ્તુતિથી થાય છે તે, હાથમાં ત્રિવેણી સંગમનાં પાણી લઈ અમે ત્રણેય યાત્રીઓએ મનોમન યાદ કરી. આંખો ભાવથી ભરાયેલી હતી, ચારેબાજુના વિશાળ જલભંડારની વિચિમાળાઓ અમારા હૃદયની ભાવનાભક્તિના કુસુમો બનીને સરસ્વતીના પ્રવાહને ચડતી હતી! ભારતવર્ષની સમર્થ સંસ્કૃતિનો સમર્થ પુરુષ જે જગાએ સૂતો છે ત્યાં અમારું નાનકડું દિલ સરસ્વતી મૈયાની આંગળી પકડીને પ્રવેશનું અધિકારી બની બેઠું! એ પ્રવેશમાં એવો અનુભવ્યો ભારતવર્ષની દમદમા ભરેલી સંસ્કૃતિનો સૌમ્ય પારાવાર.



## પહાડ કન્યા

તેજ ગતિથી પહાડ ટોચથી તટ પર જાય ઊતરતી  
કુમળી વયની કોઇ કન્યાઓ લપસણીએ લપસતી  
પા પા પગલી આંગણિયામાં લડથડિયાં હોય લેતી  
મમતાળું માને હૈયેથી દૂધ સરવાણી વહેતી  
જોત જોતામાં જોબનવંતી સરવોથી શરમાણી  
ઉંડા ઉંડા ઓરડિયાની ભીંતોમાંય ભરાણી  
પહાડ કન્યાની પ્રીત પાંગરી. ઉરેથી અણજાણી  
સઘળું અર્પી સહજ સરિતા સાગરમાંય સમાણી

તા. ૯–૯–૭૨ —ભગુભાઈ રોહડિયા



# હાલાર ને કચ્છની નાગમતી નદી

બારોટ શંભુદાન સામજીભાઇ

ભલો ડોર દેપારજો, પાણી રખેઓ પાણ;
ગઢ કારછેમે ગારેઆ, ઘણા ખાન ખુરસાણ.

સંવત, ૧૨૧૨ના શ્રાવણ સુદ ૭ ને રવિવારે ત્રિકૂટ પર્વત પાસે એશળ યોગીના કહેવાથી જશલજીએ જેસલમેરનો પાયો નાખ્યો. આ જશલજીની પાંચમી પેઢીએ સંવત, ૧૩૫૦માં જેસલમેરમાં મૂળરાજ મહારાજા થયા. બધી પાંતીનું સુખ પણ મહારાજા મૂળરાજને શેર માટીની ખોટ.

દીવાળીના દિવસો. બાળકોને રમતા જોયાં. બેચેન બની ગયા. પથારીમાં બેઠ પડખાં ફેરવી એશળ યોગીના મઠે પહોંચ્યા. નિયમ પ્રમાણે બધા શિષ્યો પ્રાતઃ વિધિ પતાવી સાષ્ટાંગ પ્રણામ ગુરુને કરવા હારબંધ ઊભા રહ્યા. મહારાજા મૂળરાજ પણ ઘોડેથી ઊતરી એ હારમાં ઊભા રહ્યા. બધાએ ચરણસ્પર્શ કરી લીધા, એટલે મહારાજાએ પણ યોગી 'મંથન ભૈરવનાથ'ના પગ આંસુએથી ધોયા.

યોગીએ બે બખા પકડી મહારાજાને ઊભા કર્યા ને કહ્યું કે: "આજે તો બેસતું વરસ છે. કચેરી ભરીને ખાઓ પીઓ ને મોજ કરો.'

મહારાજા મૂળરાજ કહે: "બાપુ! હું ઠૂંઠા ઝાડ જેવો છઉં. ઠૂંઠાં ઝાડને કુંપળો પાંગરે નહિ. એવી કુંપળો વગરની કચેરી ભરીને શું કરું? આપ જેવા સમર્થ ગુરુથી પણ મારું વાંઝિયાપણું ન ટળે તો મારે હવે સંસારમાં રહીને શું કરવું? મારે ય સાધુ ભેળું ભળી જવું છે."

રાજાના રુદનથી નાથજી ઊભા થયા. એશળ યોગીની સમાધિ પાસે બેસી ધ્યાન ધરી વિભૂતિની ચપટી ભરી મહારાજાને આપતાં કહ્યું: "જાઓ દીકરો થાશે, પણ વૈરાગી થાશે." રાજા કહે: "બાપુ! જેની આ સમાધિ છે, એના જ હુકમથી જેસલમેરની સ્થાપના થઈ છે. તો આપને યોગ્ય લાગે તે ખરું."

યોગીએ બીજી ચપટી ભરીને કહ્યું કે: "લઈ જાઓ આ ભભૂત આ કુંવર ગુરુ અને ગાદી બેયને દીપાવશે."

રાજાએ ઘરે જઈને રાણીઓને આ વિભૂત આપી. બન્ને રાણીઓને કુંવર અવતર્યા. મોટા કુંવરનું નામ ગુરુ ભૈરવનાથ ઉપરથી ભેરીઓજી રાખ્યું ને નાના કુંવરનું નામ દેવરાજ પાડ્યું.

નાના કુંવર જેસલમેરના રાજા થયા. મુન્દ્રા અધિપતિ રાણા રૂપરાયની કુંવરી સાથે પરણ્યા; એના કુંવર રેહુળ થયા. રાજા દેવરાજ પાસેથી મહમદ સુલતાને જેસલમેર લઈ લીધું, ત્યારે કુંવર રેહુળ એમનાં મા સાથે મોસાળમાં મુન્દ્રા ગયેલ. એ પ્રતાપી થયા ને ફરી પાછી જેસલમેરની ગાદી મેળવી.

ભેરીઓજી ટીલાત હતા, પણ રાજ પ્રત્યે રાગ નહિ હોવાથી નાનભાઈને ગાદી સોંપવાનું બાપુને કહેલ. પોતે મંત્રવિદ્યા અને પૂંગી (મોરલી) નાદથી નાગોના સાધક થયા. ભગવાં વસ્ત્ર, જરકસી જામા; જેસલમેરી પાઘડી, માથે કાળી શેલી અને હીરામોતીની કલંગી. મોરલી સાથે શહેર જંગલમાં ફર્યા કરે;

મહારાજા મૂળરાજને ભેરીઆજીની આ રીત પસંદ ન પડી. કુંવરને તેડાવીને કહ્યું: "બેટા! આ કોઈ રાજરીત નથી. તમારે રાજરીતમાં રહેવું જોઈએ."

ભેરીઆજી કહે: "બાપુ! એટલે જ મેં નાનાભાઈને ગાદી આપવાનું કહેલ. મને આ રીતે સાધના કરવી ગમે છે. એટલે સિદ્ધિ મેળવવા અહીંથી જવાની રજા માગું છું."

આમ પિતાને પગે લાગી, માતાજીને સમજાવીને રજા તો લીધી. પણ એ તો માનો જીવ. એટલે દીકરાને કહે કે: "બેટા! તેં મને મેણાકથ રાખી,

વૈરાગીની મા તરીકે જગત મને ઓળખશે."

ભેરીઆજી કહે : "હું જગતમાં સિદ્ધિ જોઉં મેળવવા છું આપની કુખને જગત ઉત્તમ કહે એવી સિદ્ધિ હું મેળવીશ. મારે લગ્ન હોતાં કરવાં પણ આપ રાજી થાઓ એવા જ ઉત્તમ કુળની કન્યા સાથે હું લગ્ન કરી આપની પાસે આવીશ."

સાતવીસું સ્નેહીઓની જમાત સાથે ભેરીઆજી જગતમાં ફરવા લાગ્યા. મારવાડમાંથી ચરપારકર થઈ પરછમદેશ (કચ્છ)માં આવ્યા. પછમાઈ ડુંગર મોટા વિસ્તારમાં છે, ત્યાં આવી પડાવ નાખ્યો. પછી પોતે એકલા પછમાઈ ડુંગર ઉપર ચડયા. વિકટ બહુ. કાંટાળી ઝાડીમાંથી નીકળવાનું. એમાં કેડી ભૂલાણી. ભેરીઆજી ખૂબ ફર્યા. માર્ગની સુઝ ન પડી. થાકીને એક કાળી છીપર ઉપર પડી રહ્યા.

બરાબર એ જ વખતે આ છીપર નીચેની ગુફામાં નાગ બોધનાથ (લખગુરૂ) પોતાના શિષ્યો નાગ લોકોને મંત્ર જંત્ર શીખવતા હતા. આ અવાજ ભેરીઆજીને કાને આવ્યો. જે વિદ્યા મેળવવા સારૂ પોતે દેશ વિદેશનું પરિભ્રમણ શરૂ કરેલું એ વિદ્યા તો છીપર નીચે જ શીખવાતી હતી. પોતે કાન માંડીને ગુફામાં શીખવાતી વિદ્યા ગ્રહણ કરવા માંડયા.

એ વિદ્યાનો પાઠ આપ્યા પછી ગુરૂ એના ચેલાઓને પ્રશ્નો પૂછવા મંડયા, પણ કોઈ સંતોષકારક જવાબ ન આપી શક્યું. આ તક સાધીને ભેરીઆજી ગુફાના દરવાજે આવી ઊભા રહ્યા. નમન કરીને પૂછાયેલા સવાલોના જવાબો દીધા. ગુરૂએ આ નવા આગંતુકની કુશાગ્ર બુદ્ધિ જોઈને બહુ ખુશી થઈ ભેરીઆજીને ગુફામાં બોલાવી પૂછતાછ કરી, કે કોણ છે ને ક્યાંથી આવે છે ? ભેરીઆજીએ બધી વિગતો બતાવી ને આ વિદ્યા શીખવા જ પોતે ભમી રહ્યા હોવાનું જણાવ્યું.

ગુરૂએ ભેરીઆજીને પોતાની પાસે રાખીને બધી વિદ્યા શીખવી. ભેરીઆજી પોતાના પડાવમાં પાછા આવ્યા અને શીખવાય તેટલી વિદ્યા પોતાના મિત્ર મંડળને શીખવી. આમ ને આમ બે ત્રણ વરસ ગયાં.

પોતાની માતાને આપેલ વચન પ્રમાણે હવે કન્યા શોધવા નીકળ્યા. પર્યટન કરતાં કરતાં એવી કન્યાની ભાળ શેષાપાટણની મળી અને ત્યાં જઈને ડેરા તંબુ તાણી પડાવ નાખ્યા. અને વિશેષ વિદ્યા મેળવવા પોતાના સંગાથીઓને જુદા જુદા દેશમા રવાના કર્યા.

ભેરીએ બેલી વેચે યા, સે ટોરે ટોરે ભંજ;
કલંગિયું જે જે કયાર મેં, જાણે માનસર જા હુંજ.

પોતાના સાથીઓના જુદા જુદા ભાગ પાડી જુદી દિશાઓમાં મોકલ્યા. માથે બાંધેલા મંદિલ માથે કલગી ધારણ કરેલા આ બધા મિત્રો માનસરોવરના હંસ જેવા શોભતા હતા.

ભેરીએ બેલી વેચેયા, ટોરે ટોરે સત;
ડસો ગંગા ગામડે, ને મુલક મુલકની મત.
ભેરીએ બેલીએ વેચેયા, ટોરે ટોરે અઠ;
પંઢ વઠો પરછમ મથે, રાતો ચોડ મજઠ.
ભેરીએ બેલી વેચેયા, ટોરે ટોરે ચાર,
ઇજા વજાયું બાંસરિયું, લંધા લાલ સંગાર.

ભેરીઆજીએ પોતાના મિત્રોને ટૂકડીઓમાં વહેંચીને મલક મલક માથે મોકલી દીધા. પોતે કચ્છની ઉત્તરે પરછમ દેશના શેષાપાટણમાં રહ્યા. ભેરીઆજીને હવા પાણી એવાં માફક આવ્યાં કે મોઢે મજીઠ જેવી લાલી આવી. ભેરીઆજીના મિત્રો શહેર ગામડાંઓમાં ફરી વાંસળી–મોરલી બજાવી માણસોનાં મન રંજન કરે છે. શહેરમાં ફરનારાઓને સગઈ સંધારના ખબર મળતાં રાજની દેઢી સુધી પહોંચી મોરલીની ધૂન મચાવી.

મોરલીનો આ મધુર નાદ સાંભળી સગઈ સંધાર ઝરૂખે આવી. ખૂબ રસપૂર્વક મોરલીને સાંભળીને મોરલી વગાડનારાઓની વેશભુષા જોઈને પૂછપરછ કરી કે કોણ છો ? ક્યાથી આવો છો ? અહીં સુધી શા માટે આવ્યા છો ? ભેરીઆજીના સંગાથીઓએ બધા પ્રશ્નોના જવાબો આપ્યા. અને પોતે બધા ભેરીઆજીના સંગાથી હોવાનું વિગતથી જણાવ્યું.

કુંવરી સગઈ સંધારનાં સગપણની વાતચીત ચાલતી હતી. સગઈ સંધારે પોતાના પિતાને કહેવરાવ્યું કે મને પૂછ્યા વગર મારું સગપણ ન કરતા. પિતા ને દીકરીના ડહાપણમાં ખૂબ શ્રદ્ધા એટલે એ વાત સગઈ સંધાર ઉપર છોડી.

સગઈ સંધારે ઘણા નાગને કબજે કરેલા. કચ્છમાં પણ નાગ નામક વીરબાહુ જાતિ ઉપર આણ ફરતી પણ મારવાડમાં ભુજંગ નામનો નાગ બહુ જ પરાક્રમી હોવાથી મારવાડથી ઠેઠ પાવર પરગણા સુધી આવતો, અને પાવર પ્રદેશમાં આ ભુજંગ નાગે પોતાની સત્તા જમાવેલી. સગઈ સંધારે આ ભૂજિયાને વશ કરવા ઘણા પ્રયોગો કરેલા, પણ બધા નિરર્થક ગયેલા. ભેરીઆજી જેસલમેરના રાજકુમાર છે ને નાગોને વશ કરવામાં પ્રવીણ છે એવી ખ્યાતિ સગઈ સંધારે સાંભળેલી. એટલે ભેરીઆજીને મળવાની યુક્તિ કરી.

પોતાના દરબારગઢમા આવેલ યુવાનોને પૂછ્યું કે: તમારી સાથેના આ કરંડિયામાં શું છે?'

યુવાનો કહે: "એમાં નાગ છે. અમારા ભેરીયાજી કુમારમાં મોટા મણુઝર નાગને પકડવાની અને એનાં ઝેર ઉતારવાની અગાધ શક્તિ છે. અમને પણ આ વિદ્યા શીખવાડી છે. એટલે આ કરંડિયાઓમાં અમે મોટા નાગ પૂર્યા છે." કુંવરી કહે: "બતાવો જોઈએ, કેવા છે નાગ?"

જુવાનોએ મોરલી વગાડી અને કરંડિયા ખોલ્યા ત્યાં નાગને બદલે બમોઈ (બેય બાજુ ચાલે એવી આંધળી ચાકોટ) નીકળી. આ જોઈને બધા ચકિત થઈ ગયા, ઘણા પ્રયોગો કર્યા પણ કામયાબ ન થયા:

નાગ વેરવા ન કરી, જે જે મથે મોમણી;
બમઈ સધા બચલા, રે આ કર બણી.

જુવાનોએ પોતાની રમતનો સંકેલો કર્યો ત્યારે કુંવરી કહે: "તમે હવે નહિ જઈ શકો, કારણ કે મારી પાસે હારી ગયા છો. એટલે મારા બંદીવાન છો."

કુંવરીએ બે જણાને જવા દીધા. એમણે જઈને ભેરીઆજીને વાત કરી. ભેરીઆજી પોતાની મંડળી સાથે રવાના થયા. આ બાજુ સગઈ પોતાની સખીઓ સાથે કૂવે પાણી ભરવા આવી. ત્યારે ભેરીઆજીએ હીરની દોરીએ બાંધેલ નંગો જડેલ તુંબડું પાણી ભરવા કૂવામાં નાખ્યું. તુંબડું પાણી ઉપર તરતું રહે. પાણી ભરાય જ નહિ. એટલે સગઈની સખીઓ ભેરીઆજીને કહે છે કે "મુસાફર! તારું તુંબડું ભરાતું નથી અને શા માટે હેરાન થાય છે? બહાર કાઢ તુંબડું, અમે પાણી ભરી દઈએ."

ભેરીઆજીએ તુંબડું બહાર કાઢી બાઈ પાસે ધર્યું. બાઈ તુંબડામાં પાણી રેડયા કરે પણ તુંબડું ભરાય નહિ. એટલે બાઈ કહે: "આ તે તુંબડું છે કે તળાવ?'

પછી બધી ગાગરો પાણી ભરવા કૂવામાં નાખી પણ બધી અધવચ્ચે જ ટીંગાઈ રહી. સમય ઘણો થયો. સગઈ કહે: ચાલો ચાલો, આટલી બધી વાર કેમ લાગી?"

બહેનપણીઓએ બધી વાત કરી. સગઈ તુંબડું જોવા આવી. ત્યાં ભેરીઆજીને જોઈ ને ચૂપચાપ દરબારગઢમાં આવી. ભેરીઆજી પાછળ આવશે એમધારી એની વિષભેદ શક્તિને જોવા બધા દરવાજા બંધ કરાવી એક દક્ષિણ તરફનો દરવાજો ખુલ્લો રાખી ઉપર ગુસ્સે કરેલ શંખચૂડ નાગનો કરંડિયો બાંધી દીધો. પોતે સખીઓ સાથે એ તરફ ગોખમાં બેઠી.

ભેરીઆજી મોરલી બજાવતા પૂર્વ દરવાજે આવ્યા. તે બંધ હોવાથી વિચાર્યું કે આ વંશ સૂર્યવંશ નથી, એટલે ઉત્તર તરફના દરવાજે આવ્યા. તે પણ બંધ હોવાથી ચંદ્રવંશી છે એમ ધારી પશ્ચિમ તરફ આવ્યા. તે પણ બંધ હોવાથી સ્વસ્થિત થઈ દક્ષિણ દરવાજે આવ્યા. અંદર જવા ધાર્યું ત્યાં ઝેરી હવા લાગવાથી ગુંગળામણ અનુભવી. ચારે તરફ જોયું. કાંઈ દેખાયું નહિ. એટલે ઉપર નજર કરી. કરંડિયો જોયો. ગુરુએ વિદ્યા શીખવેલ કે જ્યાં તારી નજર પડશે ત્યાંથી ઝેર જતું રહેશે. એમ જ્યાં કરંડિયા ઉપર નજર થઈ કે ઝેરી હવા બંધ...

થઈ ગઈ. પછી કરંડિયાને નીચે ઉતારી આપને ઈરો કરી મૂકયો.

ત્યાંથી ગોચાનમાં આવ્યા. ત્યાં ઘણા બધા કાળોતરા સામે ફેણ ચડાવીને અર્ધ ઊભેલા જોયા. ફરી ફૂંફાડાના ફુત્કાર બોલે.

ભેરીઆજીએ નાગો પાસે આવી માથે હાથ ફેરવ્યો કે તુરત જ બાજરાનાં રાડાં અને અર્ધ ઊભેલા તે ઠુંડાં થઈ ગયાં. જે ઉપરથી થૂલી ખેરવી નાખી એટલે ઝેર જતું રહ્યું. (આજે પ કહેવત છે કે બાજરો કાળો જેબ ઊભો છે, ને ઠુંડાને સરપના પેટાળ સાથે સરખાવે છે. સરખો ઊભો હોય તો સૂસવાટા મારે છે.)

સગઈ કુંવરીએ આ બધું જોયું કે ભેરીઆજીની શક્તિમાં ઘટ નથી. એથી સગઈ સંધારનું અભિમાન ઓગળી ગયું ને પ્રેમના ફાંટા ફૂટયા. હવે ભેરીઆજીને નીરખી નીરખીને જોવા માંડી. ભેરીઆજીને પણ પોતાની પરીક્ષા લેનાર નારી પ્રત્યે લાગણી પ્રગટ થઈ. ચાર આંખો ભેગી થઈ. કુંવરી કટ કટ કટ કટ મેડીનાં પગથિયાં ઊતરીને ભેરીઆજીનો સત્કાર કરવા આવી. આદરમાન દઈને દરબારગઢમાં તેડી ગઈ. આ સમાચાર સગઈના પિતાને પહોંચતાં એ પણ આવ્યા ને ભેરીઆજીને ઝાઝાં આદરમાન દીધાં.

સગઈની સખીઓ તો બહુ રાજી થઈ. કહે કે: "બા! આ તજાર બાગતો ચાળી તો ભારે ગોત્યો." એક સખી કહે:

"કુંથા સુચંગી કામિની, કામન ચંગો કંથ;
સરખે સરખા તો મળે, જો લખ્યા હોય ભગવંત."

ત્યાં બીજી કહે:

પગ ટૂંકાં પારેવડાં, બેઠંતાં બેલાડય;
જોડાળું એવું જડે, જો લખ્યું હોય લેલાડ.

સૌ રાજી થયા. ત્યારે પોતાની સખીઓ મારફત સગઈ સંધારે કહેવરાવ્યું કે: "આપની શક્તિનો અમને પરિચય થયો. આપ રાજકુમાર છો ને બધી રીતે પાવરધા છો. મારું મન આપના ઉપર ઠર્યું છે. આ ભવે આપ મારા ખાવિંદ છો. અગ્નિદેવ સમક્ષ મંગળફેરા ફરી હું આપની સહધર્મચારીણી થવા માગું છું. પણ મારી એક જ અરજ છે. આપ મારવાડના ભુજંગને પકડી આવો મારી એક આ ઉમ્મીદ પૂરી કરો."

સગઈ સંધારની ઉમેદે ભેરીઆજીમાં નવાં જોમ પેદા કર્યાં. પોતાના સાથીઓને શેષાપાટણમાં રાખીને કહ્યું કે છ મહિનામાં પાછો ન આવું તો મારી ભાળ કાઢવા આવજો. પછી પોતે મારવાડ પહોંચ્યા. મરૂભૂમિમાં હાલમાં નાગના ડુંગર તરીકે ઓળખાય છે તે ભુજંગ નાગના મથકે આવ્યા.

ભેરીઆજીએ ભુજંગના સ્થાને મોરલીને વહેતી મૂકી. પહેલાં કલીંગ (કારયડો) સોરઠ, પરજ, પૂર્વી વગેરે રાગોની ધૂન મચાવી પણ ભુજંગે મચક ન આપી. ત્યારે મેવાડા ને મારવા સૂરની જમાવટ કરી. ત્યાં તો ભુજંગ ફૂંફાડા મારતો ઢાલ જેવડી ફેણ ચડાવીને ઝભના લબકારા મારતો ભેરીઆજીની મોરલી સાથે મંડાણો. પણ ડુંગર ડોલતો હોય એમ લાગે.

ખરેખર રંગ જામ્યો. ડુંગરનાં પશુ-પંખી પણ લીન થઈ ગયાં. ત્યાં પ્રસન્ન પ્રસન્ન થઈને ભુજંગ કહે છે કે: "માગ! માગ!! માનવી હું તારા ઉપર તુષ્ટમાન છું."

ભેરીઆજી કહે: "માગું?"

ભુજંગ કહે: "હા, ખુશીથી માગ."

ભેરીઆજી કહે: "મારે તને નાથવો છે."

ભુજંગ કહે: "હેં! મને નાથવો છે? શું કામ?"

ભેરીઆજી કહે: "તને નાથું તો જ મને સગઈ કુંવરી વરે તેમ છે"

સગઈનું નામ સાંભળી ભુજંગનો આનંદ ઓસરી ગયો. કહે કે: "ભલા આદમી! એક ઓરત માટે મને ગુલામ બનાવવો છે? શું તારું નામ?"

ભેરીઆજી કહે: "મારું નામ ભેરીઆજી."

ભુજંગ કહે: "ભેરીઓ મારહી તું જ?"

ભેરીઆજી કહે; "હા, હું જ ભેરીઓ શારુડી.

હવે ભુજંગને થયું કે આ ભેરીઓ છે શક્તિશાળી ને મને કોઈ દહાડો નહિ મૂકે. માટે ભાગવા દે.

ભેરીઓ કહે : "ભુજંગ ! તું વચન આપીને ફરી મ જા. અને હું તને ક્યાંય મૂકવાનો નથી."

હવે બેયની વિદ્યા શરૂ થઈ. ભુજંગે રાફડામાં ઊતરી જમીનની અંદર ભાગવાનું શરૂ કર્યું. ભુજંગ ભાગ્યો. ભૂચરી વિદ્યા શક્તિથી ભેરીઓજી પાછળ પડ્યા. જમીનમાંથી નાગ જ્યાં બહાર નીકળે ત્યાં ભેરીઆને જ જુએ. આમ ઘણાક દિવસ વીત્યા બાદ ભુજંગને થયું કે આમાંથી ગુરુજી સિવાય કોઈ નહિ બચાવી શકે. ભુજંગ અને ભેરીઓ બન્ને એક જ ગુરુના ચેલા હતા. ભુજંગ લખગુરૂ પાસે પહોંચ્યો.

એક સ્ત્રીના મોહે આ બધું થાય છે એમ જાણીને ગુરુજી દુ:ખી થયા. ગુરુજી ભુજંગને કહે : "તું આ પછમાઈ ડુંગરથી રણમાર્ગે સોરઠમાં જા. ત્યાંથી દરિયા માર્ગે કચ્છમાં તારા પાવર પ્રદેશમાં ચાલ્યો જજે. એટલે ભેરીઓજી આવી શકશે નહિ. કારણ કે મેં એને વિદ્યા શીખવાડી છે તેમાં એક ભેદ રાખ્યો છે કે પાણી વટીને પાર કરીને જાશે તો વિદ્યા ઘટી જશે. એટલે તે રોકાઈ જાશે. જો સ્ત્રીના મોહથી તે દરિયો વટીને આવશે તો એની વિદ્યા અરધી થઈ જશે વળી એને મેં એટલી જ વિદ્યા આપી છે કે જ્યાં નજર પડે ત્યાંથી ઝેર ઊતરી જાય પણ જ્યાં નજર ન પડે ત્યાંથી ઝેર નહિ ઊતરે."

ગુરુના માર્ગદર્શન પ્રમાણે ભુજંગ પછમાઈ ડુંગરની ગુરુ ગુફામાંથી રણવાટે સોરઠમાં ઊતર્યો અને નાગમંડાલા ડુંગર ઉપર વસ્યો. (આ ડુંગર કાળમેઘડા ગામ પાસે છે. એના ઉપર ગઢના પાયા છે) ભેરીઓજી ભુજંગને શોધતા શોધતા આ રસ્તે આવ્યા. આથી ભુજંગ ત્યાંથી ભાગ્યો તે આવ્યો નાગઝર નાગઝરથી આવ્યો નાગના બંદર. (આ બંદર જેઠવાઓએ વસાવેલું) ત્યાંથી દરીઆ વાટે કચ્છના અખાતમાં થઈ કચ્છમાં જતો રહ્યો.

કહે છે કે આ નાગિયો ભુજંગ જ્યાંથી દરિયામાં પ્રવેશ્યો એ નદીને નાગમતી કહેવામાં આવી. જામનગર પાસેની સુપ્રસિદ્ધ નાગમતી તે જ આ નદી. એના મથવાસ સુધી નાગઝર, નાગનેશ, રાફડા વગેરે છે. અને સામે કાંઠે કચ્છમાં જ્યાં આ ભુજંગ નાગ નીકળ્યો તે નદીનું નામ પણ નાગમતી છે. તે મુન્દ્રાથી પશ્ચિમે ભુજપુર પાસેથી નવી નાળ પાસે સમુદ્રને મળે છે. એનો મથવાસ ભૂજ તરફના ડુંગરોમાં છે.

ભેરીઓજી પણ ભુજંગને પકડવાની ધૂનમાં ગુરુજીના આદેશનું ઉલ્લંઘન કરીને દરિયો પાર કરીને કચ્છમાં આવ્યા.

ભુજંગ ચાવકડા ડુંગર ઉપર રહ્યો. પણ ભેરીઆજીને આવતા ભાળી ભુજંગને ભાગવાની કોઈ સગવડ ન રહી, એટલે ડુંગર ઉપર ભેંસો ચરતી હતી તેમાં પોતાનો દેહ પલટો કરી પાડા રૂપે ચરવા લાગ્યો.

ભેરીઆજીને આમાં ક્યાંય ભુજંગ જોવામાં આવ્યો નહિ. એટલે જાણ્યું કે ભુજંગે છઠ્ઠી સિદ્ધિનો ઉપયોગ કર્યો લાગે છે. પોતે પણ આ સિદ્ધિનો પ્રયોગ કર્યો પણ ગુરુના વચનનો દ્રોહ કરવાથી સિદ્ધિ સિદ્ધ ન થઈ. એટલે મોરલી વગાડવી શરૂ કરી. બરાબર ધૂન લાગી એટલે ભેંસુંના ખાડુંમાં રહેલો પાડો ડોલવા માંડ્યો. ભેરીઆજી જાણી ગયા, એટલે પાડા પાછળ પડ્યા. ને ભુજંગ ત્યાંથી ભાગ્યો. બાજુના ડુંગરમાં એનાં માસી નાગદમણી પાસે રહ્યો. આ બાઈ સદ્‌ગુણ સંપન્ન હતાં. તેથી ભુજંગને નિર્ભય થઈને રહેવાનું કહ્યું. ભેરીઓજી પાછળ પાછળ આવ્યા, પણ ડુંગર ઉપર ચડવાની શક્તિ રહી નહિ. આથી તળેટીમાં મુકામ કર્યો.

આ બાજુ શેષપટ્ટણમાં રહેલા સંગાથીઓએ જાણ્યું કે છ મહિના વીતી ગયા ને હજુ ભેરીઆજી ન આવ્યા, એટલે સગઈ સંધાર પાસેથી રજા લઈ ગોતતા ગોતતા કચ્છમાં આવ્યા. પાવર પ્રદેશમાં આવતા ત્યાં થાકથી કૂડી ગયેલા ભેરીઆજીને તળેટીમાં પડાવ નાખી પડેલા જોયા. સંગાથીઓ કહે : "કેમ આમ શક્તિહીન થઈ ગયા છો ?"

ભેરીઆજીએ માંડીને વાત કરી. એટલે

સંગાથીઓએ હીંમત આપી અને ભુજંગને વશ કરવા આખો કાફલો ડુંગર ઉપર ચઢયો.

આ બાજુ 'નાગમંગો બારોટ નાગલોકની વંશાવળી વાંચતો હતો. એમાં ભુજંગને નાગમણી તલ્લીન બની ગયેલાં. ભેરીઓજી ઉપર આવી ગયા ત્યાં સુધી ખબર ન રહી. જેવા ભેરીઆજીને ભાળ્યા કે ભુજંગ ભાગ્યો, અને ત્યાંથી તળેટીમાં ઝાડીવાળા ભાગની કેડી ઉપર સુંદર ભજનો ગેડીઓ થઈ પડયો. રહ્યો આ ગેડીઓ એટલે ઉપરથી વળેલી લાકડી આકારનો લાકડીથી જાડો હોય તે.

ભેરીઆજી પોતાના કાફલા સાથે પગેપગ ચાલ્યા આવતા હતા. પોતાને થાક પણ ચડયા કરતો હતો. એથી કેડીમાં પડેલ ગેડીઓ જોઈને ટેકો લેવા ઊંચકી લીધો ને તેને ટેકે ટેકે તળેટીમાં ઊતર્યા. તળેટીમાં આવ્યા એટલે ગેડીઆને પોતને ખભે ટીંગાડયો. આથી ભુજંગે બરાબર લાગ જોઈને ગરદન ઉપર પાછળ દંશ દીધો અને ભેરીઆજીના હાથમાંથી છટકીને અદશ્ય થઈ ગયો.

ભેરીઆજીએ છેલ્લી હાક નાખી. આખા કાફલાને જાણ થઈ. ભુજંગને પકડવા આડા અવળા દોડયા પણ પત્તો ન ખાધો. સૌ ભેરીઆજી પાસે આવ્યા. ભેરીઆજી છેલ્લી દશામાં હતા. એમણે પોતાના સંગાથીઓને કહ્યું :

"દોસ્તો ! ગુરૂજીના આદેશનો અનાદર કરવાનું આ ફળ મળ્યું છે. હવે એનો હરખ શોક કરતા નહિ. દોસ્તો, મારી એક છેલ્લી શિખામણ સાંભળી લ્યો. આજ સુધી તમે કુટુંબ પરિવાર અને વતનનો ત્યાગ કરીને મારી પાછળ પાછળ ભમ્યા છો એનું વર્ણન મારાથી થઈ શકે તેમ નથી. તમારા સૌના પ્રેમનું ભાથું બાંધીને હું જાઉં છું. તમે જે ભોગ આપ્યો છે એની સામે મારા આ દેહનો બલિ તમને આપતો જાઉં છું. આપણો પંથ વિકટ છે. ઝેર સામે હંમેશા ઝૂઝવાનું છે. એથી મારી છેલ્લી શીખનું બરાબર પાલન કરજો. મારા શરીરના ટૂકડા કરી, રાંધી ને ખાઈ જજો.એટલે મારામાં જે વિદ્યા હતી તે સંપૂર્ણ તમને મળશે, ને જેસલમેર જઈને મારા માતાપિતાને મારા જુહાર કહેશો."

આમ કહેતાં ભેરીઆજી મિત્રોના ખોળામાં ઢળી પડયા. હાહાકાર થઈ પડયો. સૌ સંગાથી રાડયું દઈને રોવા લાગ્યા. ખૂબ જ આક્રંદ કર્યા બાદ ભેરીઆજીના કહેવા પ્રમાણે એમના દેહના ટૂકડા કરી એકએ હાંડલામાં એ રાંધવા મૂકયા. ભુજંગને આ ખબર પડી એટલે એને થયું ભારે કરી. આ તો એક ભેરીઆમાંથી અનેક ભેરીઆ થશે એટલે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને આવ્યો.

જ્યાં ભેરીઆજીના દેહના ટૂકડા રંધાતા હતા ત્યાં જઈને પૂછપરછ કરી કે આ શેનાં હાંડલાં ચડાવ્યાં છે ? ભેરીઆજીના સંગાથીઓએ માંડીને વાત કરી. એટલે બ્રાહ્મણરૂપ ભુજંગ કહે : "માણુસની મરવા ટાણે મતિ ઘણીવાર ભ્રષ્ટ થાય તે એવું કહે. પણ તમારી મતિ થોડી ભ્રષ્ટ થઈ છે ? જેણે તમને આવડા મોટા કર્યા એનું માસ રાધીને ખાઓ તે તમે તે માણુસ મટીને રાક્ષસ નહિ બની જાઓ ? તમે કહો છો કે ગુરૂભાઈને હેરાન કર્યા તેથી આ દશા થઈ. તે તમો તો સચોડા ગુરૂને જ ખાઈ જવા બેઠા છો, તે તમારી શી દશા થશે ?"

સંગાથીઓને બ્રાહ્મણની વાત ગળે ઊતરી ગઈ. બ્રાહ્મણ કહે : "ચાલો હું જ બ્રાહ્મણ છું તે બધી અંતિમ ક્રિયા કરાવું. અગ્નિદાહ તો તમે કર્યો જ છે. હવે હું જળદાહ કરાવું. આમ કહી બધા સંગાથીઓ પાસે હાંડલાં ઉપડાવી ઠેઠ દરિયા કાંઠે લઈને દરિયામાં પધરાવી દીધાં.

મિત્રોએ ભેરીઆજીની અંતિમ ક્રિયા કરી. આ દુખદ સમાચાર સગઈ સંધારને આપ્યા. આ માઠા સમાચાર સાંભળી સગઈ સંધાર માતા પિતાની રજા લઈ કચ્છ દેશમાં જ્યાં ભેરીઆજીનો દેહ પડેલો એ ડુંગરની તળેટીમાં આવ્યાં. ત્યાંની રજ ખોળામાં લઈને સગઈ સધાર સતી થયાં.

આ ડુંગર ભુજંગ ઉપરથી ત્યારથી ભુજિયા ડુંગર તરીકે ઓળખાય છે. આ ડુંગરની તળેટીમાં ભેરીઆજીને સગઈ સંધારની ખાંભીઓ છે. ડુંગરની

ટોચ ઉપર પશ્ચિમ બાજુએ ભુજંગ નાગની દેરી અને સ્થાન છે. દર શ્રાવણ માસમાં નાગ પંચમીને દિને મોટી સવારી અને મેળો ભરાય છે. કચ્છના મહારાવ આ સ્થળે દૂધ રેડે છે.

વાતો હાલી આવે છે કે હાંડલાં કામરૂ દેશમાં પહોંચ્યાં ને ત્યાંની સ્ત્રીઓને એ સિદ્ધિ હાંસલ થઇ. શિષ્યોએ હાંડલાની જે વરાળ લીધી કે જેના શ્વાસમાં ગંધ ગઈ એટલી વિદ્યા તેઓ પાસે રહી.

હજી કચ્છમાં વાદી લોકો ભગવી પાઘડી ઉપર કાળી શેલી બાંધે છે. મોરપીચ્છમાંથી બનાવેલાં ફૂમકાંની કલંગી કેટલાક રાખે છે. પાઘડીને ચારે બાજુ પહેલદાર કાચ લટકાડે છે ને મોરલી ઉપર ચણોઠી બટન વગેરે જડે છે.

*

# રણ હરિયાં કરો માત રેવા

–છંદ ઝૂલણા–

કોપ કીરતારના ઊતર્યા આભથી, ગાભથી વછૂટયાં હાય હરણાં,
તાળવે જીભ ને પંથને તાગતાં, માગતાં માનવી "તરણુ "ઝરણાં"
પંડયને પોષવા મળે ના પાવળું, આવિયાં અઘામા દિન એવા,
જીવ જીવાડવા આવ્ય ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૧

કચેડી ડાઢને કાળ ડોકાં કરે, દશ્યું અંધકારમાં દુઃખ રે'તી,
વિધિની વક્રતા રામ રૂઠ્યો ફરે, અન્નપૂર્ણા નકો સાદ દેતી;
પશુડાં પરહર્યાં મોર થ્યાં માનવી, કઠણ આ કાળની વાત કે'વા,
જીવ જીવાડવા આવ ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૨

માળો મૂકી ગયાં પંખી પરદેશમાં, ચાંગળું ચણના ઓશિયાળાં,
ગીત કલરવ ગયાં સૂકાણાં રૂખડાં, પારવા છાંયડા પાંખરાળા;
વને તપેસરી જુવે છે વાટડી, અભય વરદાનનો કોલ લેવા,
જીવ જીવાડવા આવ ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૩

તળ તોડી અરે નીર પાતાળ ગ્યાં, સૂકયાં સંસારનાં સર્વઝરણાં,
કુળેળે કચ્છની જરઠ આ ભોમકા, ચૂવે છે આંખડી પેટ નરણાં;
સજીવ સરવાણિયું ભરી થા સાબદી, દયાળુ નર્મદા માત દેવા,
જીવ જીવાડવા આવ ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૪

ડારતા પ્રાણને દુઃકાળો આવતા, ચાવતા ગલોફે લોહી ચૂવે,
ઝૂંડ ગીધો તણાં ઉજાણી માણતાં, તાણતાં પાંસળાં શ્વાન રૂવે;
નાડગે નરવાં તણા દેહ પીંખાય છે, અધુરે આયખે હાલ એવા,
જીવ જીવાડવા આવ ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૫

મેરામણ મીઠડો સમાયો સાગરે, વીરડે નો રહ્યાં પીવા પાણી,
સૂકાણી વેલડયું થયું વેરાન આ, અન્નભંડાર થ્યા ધૂળધાણી;
રૂઠી સિન્ધુ હવે ત્રૂઠય તું નર્મદા, પ્રપીને અમોને ધાન દેવા,
જીવ જીવાડવા આવ ઉતાવળી, રણ હરિયાં કરો માત રેવા...૬

ભગુભાઇ રોહડિયા

# નદીએ નામ બદલ્યું

અમરદાસજી ખારાવાળા

અષાડની એલીમાં ગાંગડિયો ગાંડોતૂર બનીને કુંડલાના પાદરમાં શેત્રુંજીની આડે આવી ઊભો રહ્યો. વેગને અટકાવીને આંખ્યું મંડયો રાતા. ઉપર વચાળે બે વખત બંધાઈ ગયેલી નદીએ કહ્યું:

"ગાગડિયા કેમ કાંઈ હમણા ફાટ આવી છે?"

ગાગડિયો કહે : "હવે ફાટ લાવ્યા વિના છૂટકો નથી. અમારા ઘેલાભાઈએ કહેવરાવ્યું છે કે હવે સ્વરાજ્ય આવ્યું છે. માટે કોઈથી દબાવું નહિ."

શેત્રુંજીએ કહ્યું : 'એ વળી કયો તમારો ઘેલો ભાઈ?"

ગાગડિયો કહે : "એને નથી ઓળખતા? જે ગઢડાના પાદરમાં ઝપાટા બે લાવે છે, અને ચોમાસામાં મંદિરના મહારાજોને પણ ઘડીક મૂંઝવી દયે છે તે જ."

શેત્રુંજીએ કહ્યું : "પણ ગઢડાના પાદરમાં છે તે તો "ઉન્નમત ગંગા" છે, એને વળી ઘેલો કહ્યો કોણે?"

ગાગડિયો કહે : "શેત્રુંજી બહેન, સાંભળી લ્યો, કદાચ ગણ્યા ગાંઠ્યા હરિભક્તો એને ઉન્નમત ગંગા કહે, તેથા કાંઈ એનાથી ઉન્નમત ગંગા થઈ જવાય? અને કદાચ ખોટું હોય તો તમારે જઈને તપાસ કરવી. ગઢડાના કૂતરાંને કોઈ બડો (લાકડી) મારે તો એ પણ ઘેલો . ઘે...લો...ઘે . લો એમ જ બોલશે. અને એનું કારણ છે કે એના ઉપર વચાળેથી મહામરદનાં લોહી વહ્યાં છે."

શેત્રુંજી કહે : "તો મારે એની વાત સાંભળવી પડશે."

ગાગડિયો કહે : "લ્યો ત્યારે સાંભળો."

ગુજરાતની ગૌરવવંતી ધીંગી ધરામાં વહન કરતી નદીઓનાં નામો સામાન્ય રીતે સ્ત્રીવાચક જ રહ્યાં છે, પણ એમાં અપવાદમાં 'ભોગાવો' 'ખારો' 'કાળુ ભાર' કે અને 'ઘેલોભાઈ' છીએ.

સૌરાષ્ટ્રની ધરતીરદાની ભોમમાં નદીઓએ પણ ક્યારેક નારીપણાનાં નમણાં નામને એકકોર મૂકી મરદના નામથી મહોબત બાંધી છે. એવા એક મહામરદ હમીરજી ગોહેલ જે વખતે સૌરાષ્ટ્રની શાન વધારવા મે તને મૂઠ્ઠામાં બાંધી કેસરિયાં કરી સોમનાથની સખાતે ચડયા. દરબારગઢથી બહાર નીકળ્યા એ વખતે રસ્તામાં થોડે દૂર જતાં એમના કારભારી વેણુદાસ ગોરડિયો સામા મળ્યા. તેણે કુંવરના મુખ સામે જોઈ અંતરના ભાવને ઓળખીને કહ્યું કે : "બાપ, ઉદ્વેગ ને ઉતાવળ બેય આપના મુખ ઉપર દેખાય છે. આપ ઘોડે ચડીને એકલા કઈ તરફ પધારો છો?"

સાંભળતાં જ હમીરજીએ જવાબ આપ્યો કે : "કામદાર મને તો જાણે ખબર જ નહોતી. સારું થયું કે મારાં ભાભીએ વાત કરી કે 'જો તમારે જુવાનીનું સુખ માણી નામના મેળવવી હોય તો આ મોકો છે. જાઓ સોમૈયાની સખાતે' એટલે હવે દદ.ની સેવાથે જઈ રહ્યો છું."

કામદાર કહે : "રંગ છે બાપ! સેજકજીના કુળ ઉજાળનને તો આવા ને બેસ શોભે ને? પણ કુંવર, આમ આપનાથી એકલા નો નીકળાય સામે દુશ્મનનું લશ્કર મોટું છે. અંગ રક્ષકો વિના ચાલે નહિ. વળી મોટાભાઈ ઘેર નથી, એટલે મારાથી આપને એકલા ન જવા દેવાય."

હમીરજી કહે : "કામદાર, સિંહને સથવારાની જરૂર ન હોય. એના હાથ જ એના અંગરક્ષકો છે.

કામદાર કહે : "ધન્ય છે બાપ! પણ ઘડીક ખોટી થાવ હું સાથે આવું, જો કે હું તો હવે વન વટાવવાની તૈયારીમાં છું. તો ય પણ છાશિયું સોનું પિતળમાંથી નહીં જાય."

ગોરડિયાની ગંભીર મુખમુદ્રા જોઈ અને શબ્દોમાં સત્યતાનો રણકો સાંભળી હમીરજીએ કહ્યું

"કામદાર, આવવું હોય તો ખુશીથી આવી શકો છો પણ હવે હું આ ગામમાં તો બેઠી નહિ થાઉં."

કામદારે વિનંતી કરીને કહ્યું : "તો મારા ગામ મેરિયાણા થઈને જાવ. ત્યાં મારા દીકરાઓ પાસે રાત રોકવાનું રાખો. જે આપને પણ ઓળખે છે ને આપ તેને પણ ઓળખો છો. આપ ત્યાં પહોંચો ત્યાં હું આવી જઈશ.". ઘોડો પણ યુદ્ધમાં જવાની ઉતાવળમાં ડાબા પછાડતો હતો એટલે હમીરજીએ ચાલતે પગડે કહ્યું : "જે મુરલીધર મહારાજ, હવે મેરિયાણા ભેગા થાશું."

અંધારી બીજનો ચંદ્રમા ઉતાવળો થઈને જ્યારે આકાશને આંગણે એક સામટાં ઊતરી પડેલ તારોડિયાને મીણકુંડે રમાડવા આવીને ઊભો રહ્યો ત્યારે હમીરજીએ લઈને તેના માણકિયે મેરિયાણાના ઝાંપે હાવળ દઈને ડાબાની ખડતાલ દીધી. હમીરજીએ થોડે દૂર નજર કરી તો એક જુવાનોનું ટોળું પાદરની ખળાવાડમાં ભગાતૂતી રમી રહ્યું છે. પણ જેમ માખણમાંથી મોવાળો ખેંચાઈ જાય એમ પંદર જુવાનોની વચ્ચેથી જોત જોતામાં ઘેલિયો નીકળી ગયો. બધા જુવાનો જોઈ રહ્યા. એકાદ જણાએ કહ્યું : "એલા આ તો હીંગતોળ હાથમાંથી ગયો."

ઘેલો પડકાર મારી કહે : "હું ગોહેલના કામદારનો દીકરો છું. નકરી હીંગ નથી તોળી. મને પણ મોકો મળે તો" હિંગ હારે માથાં તોળીને દુશ્મનોને દેતાં આવડે છે." આ સાંભળતાં જ હમીરજીના રૂવાડાં ચમ ચમ કરતાં શેઢાડાના પીંછાની જેમ ઊભાં થઈ ગયાં. ઘોડેથી ઊતરી ગડગડતી દોટ દઈ ઘેલાને બથમાં લઈને શાબાશી આપી. ઘેલો તો દોડતા આવતા કુંવરને ક્યારનો ય ઓળખી ગયેલો.

અંધારાને અળગું કરી ચન્દ્રે ચાંદરડાંને સાવ ઝાંખા કર્યાં એ વખતે રમત મૂકી હમીરજીને લઈ ઘેલો ઘેર આવ્યો. કુંવરને દેખી ઘરનાં સૌ રાજી થયાં. મોટાભાઈએ સૂવાની તૈયારી કરી રહેલાં વહુ–ઓને વાળુની તૈયારી કરવા કહ્યું. ત્યાં તો થોડીવારમાં બાજુમાં રહેલા વેજળ ભટ્ટ પણ આવી ગયા. વાતોના ગપાટા માંડયા લાગવા. કેમ વાળું તૈયાર થયાં એ ખબર ન રહી. ત્યાં તો કામદાર પણ સૂર્યની પાછળ પ્રકાશ પહોંચે તેમ પહોંચી ગયા. થોડીવારમાં મેહૂર ભરવાડે ભેંશ દોહી દીધી અને કામદાર અને કુંવરે વાળુ પાણી કર્યાં.

બેઠકમાં પલંગ ઢળાણા અને પછી તો વાતવાતમાં સૌને માહિતી મળી ગઈ કે આ બધી સોમનાથની સખાતે જવાની તૈયારી છે. જેથી વેજળ ભટ્ટ અને મેહૂર ભરવાડે સાથે આવવાની ઈચ્છા દર્શાવી અને કહ્યું : "મને આપની સાથે આશીર્વાદ આપવા આવવા દયો. સોમનાથની સખાતે ચડવાની મને પણ ઈચ્છા છે. ઘણા દિવસ માળા ફેરવી હવે તલવાર ફેરવવાની ઈચ્છા થઈ છે. એમાંય હમીરજી જેવાનો સથવારો એ કોને ન ગોઠે?"

હમીરજી છે : "ખુશીથી પધારો દાદા તો આપણા સૌના છે."

પલંગ પાસે સાંઢી પીતો પીતો મેહૂર ભરવાડ બોલ્યો :

"બાપા! મારેય તમ સાથે આવવું છે."

હમીરજી કહે :

"એલા મેહૂર! ત્યાં કાંઈ ગાયું ભેંશું ચારવી નથી!"

તેણે કહ્યું : "દરબાર હું પણ અણુહીલ ભરવાડની નાતનો છું. રણમાં આપને રૂડા કરી દેખાડીશ. મારી ડાંગ જ્યાં પડશે ત્યાં દુશ્મનોનાં દશશેરિયાં તોડી તલવારોને ભાંગી ભૂક્કા કરશે."

હમીરજી કહે : "તો તું યે હાલ."

શૂરવીરની ધાકે બાપલા માણસો ઘરમાં ગરી બારણાં બંધ કરે તેમ ચાંદરડાં સંતાવા લાગ્યાં. ત્યાં રીસમાં રાતાચોળ દેખાતા સૂર્યનારાયણે પૃથ્વી પર પ્રકાશ ફેંક્યો. એ વખતે હમીરજી ગોહેલે મેરિયાણાથી કામદાર અને તેના ત્રણ દીકરા, વેજલભટ્ટ અને મેહૂર ભરવાડને લઈ પ્રભાસ તરફ પ્રયાણ કર્યું.

રસ્તામાંથી વેગડો ભીલ અને મરણિયા શૂરવીરોને લઈ હમીરજી જ્યારે પ્રભાસ પાટણ આવ્યા ત્યારે એને ખબર પડી કે જૂનાગઢના રા મહિપાળની

કુંવરી મિનળદેવી આહીં થોડા વર્ષોથી સોમનાથની પૂજા કરવા કુંવારાં વ્રત લઈને બેસી ગયાં છે.

ગુજરાતના સુલતાન મહમદ જાફરે એ વખતે સોમનાથ ઉપર ચડાઈ કરી છે. મોકાની રાહે દૂર પડાવ નાખીને પડયો છે. એના જમાઈ ને દીકરી હુરલે આહીંથી અગાઉ માહિતી ગુપ્ત રીતે અમદાવાદ મોકલી દીધેલ પણ છેલ્લા મહિનાઓથી મિનળદેવીની મહાન ભક્તિથી આકર્ષાઈ હુરલ મિનળની ભક્ત બની ગઈ છે. એના પતિનો સંગ છોડી સાથે જ રહી ગઈ છે. એના ગુપ્તચરો મારફત એને જે માહિતી મળતી તે બધી મિનળદેવીને બાતમી આપતી હમીરજીએ આહીં આવતાં જ સૌનાં દિલ જીતી લીધાં. અને કઈ રીતે હવે લડવું તેની વેતરણમાં પડયા.

પેલી તરફ જાફરનું સૈન્ય સોમનાથ નજીક આવ્યું છે તેવા સમાચાર મળતાં સૌરાષ્ટ્રના ખૂણે ખૂણેથી દાદાની સખાતે ખડિયામાં ખાંપણ લઈને ઘણાક શૂરવીરો આવી પહોંચ્યા. અને હમીરજીની આગેવાની નીચે વ્યૂહ ગોઠવવા લાગ્યા.

એક દિવસ સવારમાં સોમનાથજીના પૂજારી હીરાગરજીએ હમીરજીને આવીને કહ્યું કે: "મને આજે દાદાએ સ્વપ્નામાં આવીને કહ્યું છે કે તમે મને પાલખીમાં લઈને ઊપડો. આગળ મારો પોઠિયો ચાલશે અને જ્યાં રસ્તામાં પોઠિયો બેસી જાય ત્યાં તમારે મારું સ્થાપન કરવું."

આ વાત સાંભળી વેણીદાસ ગોરડિયે કહ્યું: "મહારાજની વાત મને તો ઠીક લાગે છે. પછી સૌની ઈચ્છા." મીનળ અને હુરલની સલાહ લેતા એમણે પણ હીરાગરજીની વાતમાં સૂર પૂરાવ્યો. જેથી: ગીરી પૂરી ને ભારતી, સોમપરાનો સાથ, ઘેલો પાલખીએ ચડયો, લઈને ભોળાનાથ.

ઘેલો ગોરડિયો પાલખીની રક્ષાની જવાબદારી સ્વીકારી સાથે ચાલ્યો. સાથે મીનળદેવી, હુરલ, વેણીદાસ ગોરડિયો અને વેજલભટ્ટ અને બીજા સાધુઓ અને રક્ષકો સાથે ચાલ્યા. પાછળથી લડાઈ થતાં હમીરજીએ દેવોને જોવા જેવું ધીંગાણું મચાવ્યું. માથું પડતાં ધડ લડયું. પાળિયો હજુ મંદિરના ચોગાનમાં ઊભો છે. જાફરને ગુપ્તચરો મારફત માહિતી મળતાં લશ્કર લઈ જમાઈને પાછળ મોકલ્યા. રસ્તામાં બેરિયાણાના પાદરમાં ભેટો થઈ જતાં ધીંગાણું જામ્યું. જેમાં વેણીદાસ અને તેનો મોટો દીકરો ગોપો ગામના પાદરમાં આ લશ્કરને રોકતાં મરાણા, જેના પાળિયા પાદરમાં છે, અને ગોપાની વાત હજુ હયાત છે. આ લડાઈમાં જાફરના માણસોને રોકી રખાતાં પાલખી આગળ નીકળી ગઈ, પણ જેમ પગી સગડ દબાવતો જાય એમ પંચાળમાં જસદણ, વીંછિયા, ભડલીની વચ્ચે ડુંગરાની ગાળીમાં ભેટો થયો.

નદીના આથમણે કાંઠે ઘેલો અને એના રક્ષકો ઊભા રહ્યા. પાલખીને લઈને વેજળભટ્ટ અને હીરાગર બાવો ને લડતાં બચેલા સૈનિકો તેમજ મીનલ અને હુરલ સૌ ઉગમણે કાંઠે ગયાં. ત્યાં પોઠિયો બેસી ગયો અને વેજલભટ્ટે ત્યાં પ્રતિષ્ઠા કરી 'હર હર, મહાદેવ'નો નાદ ગજવ્યો. બીજી બાજુ નદીના સામે કાંઠે ઘેલાએ ખૂનખાર જંગ મચાવ્યો. હરહરનો નાદ સાંભળતાં ઘેલો મરણિયો બની જાફરના માણસોને મારવા લાગ્યો. દુશ્મનના દળે બચેલા અંગરક્ષકોને મારી ઘેલાનું માથું ધડથી જુદું કરી મંદિર તરફ દોડયા. પાછળ ઘેલાનું ધડ દોડયું અને દોડતા ધડે હુરલના ધણીને માર્યો, અને પછી લડતાં લડતાં નદીના વહેણમાં પડયો.

આ દૃશ્ય દેખતાં વેજલભટ્ટે સોમનાથનું નામ ઘેલો સોમનાથ અને ઘેલાનું ધડ પડયું તે નદીનું નામ "ઘેલો" રાખ્યું.

એ ઘેલો પંચાળમાંથી નીકળી સ્વામીનારાયણના તીર્થ સમા ગઢડાના ઝાંપે ભગવત ગુણ સાંભળી, ગોહેલવાડનું પડખું ચીરી, કાઠિયાવાડ જેવા મરદ સાથે મિત્રાચારી કરી દેરી, નદીને પડખામાં લઈ છેવટે સાગરબાપાના ખોળે ખોરડાં કર્યાં. ગારડિયે વાત પૂરી કરી. સાંભળીને શેનુજીએ ખૂબ ખૂબ વખાણ કર્યાં. વખાણ સાંભળવામાં ગારડિયો ગુલતાન બન્યો, એટલે નજર ચૂકવીને શેનુજી આગળ નીકળી ગઈ અને પછી તો ગારડિયો સનાળિયાને સાંપટમાં લઈ, કાંકચને કોરે મૂકી, બોરિંગડાને બીલમાં લઈ ઘેલાને સંભારતો ઊભો રહ્યો.

# કવિરાજ રવિરાજની નર્મદા–લહરી

દાદુભાઇ પ્ર. ગઢવી

કવિ પદ્માકરે જમના-લહરી અને ગંગા-લહરી લખી તેમ મૂળી ગામના રવિરાજ સિંહઠાયચે નર્મદા-લહરી લખી છે. આ ચારણ કવિએ ઘણાં કાવ્યો લખ્યાં છે. તેમાં આ નર્મદા-લહરી પણ છે. ૧૦૮ કવિતોમાં લખેલા એ ગ્રંથમાં ખટ્ઋતુ વર્ણન અને નવેય રસનું આલેખન કર્યું છે.

નર્મદા-લહરી લીંબડી રાણા જશવંતસિંહના સાન્નિધ્યમાં રહીને રવિરાજે લખેલ છે. રવિરાજે પાછલું જીવન સન્યસ્તમાં ગાળેલું. એ પછી સંવત ૧૯૫૯માં કચ્છ-ભૂજના રા ખેંગારજીએ રવિરાજના પુત્ર મોજદાનજીએ આ નર્મદા લહરી છપાવી દીધેલી:

કવિતા તાંદુલ તુલ્ય હૈ, કવિ સુદામા રૂપ;
સફળ મનોરથ સબ કિયો, ભલો જદુકુળ ભૂપ,
રાયા રા ખેંગારજી, ભરત ખંડકો ભાન;
ગ્રંથ છપાવન હુકમ કિયો, દઇ બોહ વિધ દાન.

આવી રીતે નર્મદા-લહરીની થોડી જ પ્રતો છપાયેલી. હાલ તે અપ્રાપ્ય છે. ચારણી સાહિત્યના વિદ્વાન જાંબડી ગામના શાસ્ત્રી હિંમતલાલજી પાસે રવિરાજના સ્વમુખે લખાયેલા અર્થોવાળી હસ્તપ્રત છે. એ નર્મદા–લહરીનાં થોડાં કવિતો શાસ્ત્રીજી પાસેથી સાંભળેલાં એમાંથી પ્રસાદીરૂપ નીચે આપ્યાં છે:

એક નૃપ રાજા જૂત સંગમેં કુમાર લે કે
આપે સૂલપાની રેવા બાહાર ખીતે ગયો
કીને પ્રાત સત કર્મ ધર્મ પ્રીતિ રીતિ હુતે
પુત્ર ચિત્ર ભૈરવકી જાપ મેં ચિતે ગયો
કહે કવિરાજ પર્યો મર્યો નૃણદા કે બીચ
ધર્યો રૂપ ગોવિંદકો બૈકુંઠ હી તે ગયો
પાયકે ખબર દોઉ આસુત અન્હાય ધાય
કરે હાય હાય મેરો કુંવર કીતે ગયો !

કોઇ એક રાજા ને રાણી તેના કુંવરને સાથે લઇ અને સૂરપાણ નર્મદા તટે આવ્યાં. રાતવાસો રહી સવારે નિત્ય કર્મ કરી રહ્યાં હતાં તેવામાં તેનો પુત્ર મૃત્યુ પામ્યો. તેના દેહને લઇને જમરાજાનો દૂત ચિત્રભૈરવ ઊડી રહ્યો હતો. ત્યાં એના હાથમાંથી રાજાના પુત્રનો દેહ છૂટી ગયો ને નર્મદાના જળમાં પડ્યો. નર્મદામાં પડવાથી તે ગોવિંદરૂપ બની વૈકુંઠ સીધાવી ગયો. આથી તેના મા-બાપ અચંબામાં પડી ગયાં કે હાય હાય અમારો પુત્ર કયાં ગયો ?–

રેવા તુ મહેશદેવ ભીલન કો ભેસ ધરી
કૈતુક કરત આપ ચાનોદ કનાલીમેં
નગન સરૂપ શીશ મગન તરૂકી ડાલી
નાચત મગન કર તાલ દેત તાલીમેં
કહે રવિરાજ લોક હસ હસ ઘેર રહે
કીરત ચહ ફેર મુખ વક્ર આંખ લાલી મેં
બોલત જ્યું અકબક ડોલત દીવાના જૈસે
ખોલત પલક ખ્યાલ ગાવત ખુશાલીમેં

કવિએ નર્મદાને ભીલડીનો વેશ કલ્પી કહ્યું કે હે રેવા ! તું ભીલડીના વેશે શંકર પાસે જઇ રહી છે. તારા માથા પર વૃક્ષો છે. એમાંથી તું નગ્ન સ્વરૂપે નાચતી ગાતી જઇ રહી છો. તારી બોલી અકબક કાલીઘેલી છે. એવી ગાંડા જેવી તું ડોલતી ડોલતી વાંકી ચૂંકી થઇ, ઘડીમાં આંખો મીચી, ઘડીમાં ઉઘાડી આંખે ખુશ ખુશ થતી વહી રહી છો.

ગીરનકી ઘટા ઘન ઘટાકે સમાન દીસે
તા મેં તોય ઘુતિ, દિવ્ય છટા સમ ભાસી હે
વક્ર લતા વક્ર ઇન્દ્ર ધનુષ્ય સમાન ચક્ર
સ્વેત જલ ચક્ર બગ પાતી મનુ ખાસી હે
કહે રવિરાજ ઘન ઘોર શોર ઘોર જાત

ધારા ધધકત મેઘ ધાસી પ્રકાશી હે
મોર મુનિ વૃંદ સિદ્ધ ચાતક કરત ગાન
બરસાત બર રૂદ્ર દેહામી ભાખામી હે

હે નર્મદા ! તારા કિનારાનાં વૃક્ષો તે મેઘછત્ર જેવાં દીસે છે, એ વૃક્ષો વચ્ચેથી નીકળતી તું વીજળી જેવી લાગે છે. વાંકાચૂકા જળનો પ્રવાહ તો મેઘ ધનુષ્ય જેવો છે. તારા જળનો નાદ તે મેઘનાદ જેવો છે, અને તારા કિનારા પર સિદ્ધોને મુનિઓ, મોર ને ચાતકની જેમ ઇશ્વરગાન કરી રહ્યા છે. હે રૂદ્રવેશ નર્મદે ! આવી તું વર્ષાઋતુ સમાન છો.

આમ તું અકેલો કોઉ સંગના ચલેગો તાતે
ધીર ધરી ધ્યાન દેવી નર્મદા કો ધરિયે
સપનો સંસાર તામેં અપનો ન કોઉ દીસે
જપનો સુ જાય રેવા સબ અઘ જરિયે
મારીયે કુટિલ મન મોહ મમતાકુ માન
લાત હે લલિત લીન લાલકી લગન લગી
નર્મદાકી લહરીમેં બ્રહ્મસુખ લહિયે

હે માનવી ! આ સંસારમાં તું એકલો આવ્યો છો અને એકલો જવાનો છો. તારી સંગાથે કોઇ ચાલવાનું નથી. માટે ધીરજ ધરી નર્મદાનું ધ્યાન ધરી લે, ને કુટિલ મમતા અને મોહને મારી લે. નર્મદાની લીલી હરિયાળીમાં અને તેના જળની લહરીઓમાં બ્રહ્મ સુખ સમાન સુખ મળે છે.



## કથની કરૂણ

ખડ પાણી ખૂટી ગયાં, દુખિયો લાગે દેશ;
હાકમની જેમ હાલતી, (તેણે) વેર્યો ભગવો વેશ.

### છંદ હરિગીત

વોરીઓ ભગવો વેશ અંગે, સંગ કોઇ સાથી નથી,
સુખ દુઃખ તેનું પૂછવા, પગ માંડતા ના કો પથી;
આપેલ કાયમ આશરો, આજ દુખ અપરંપાર છે,
સૌંદર્ય મૂર્તિ સરિતની, બેય ભેખડમાં ભેંકાર છે...૧
કાંઠે પડેલાં હાડપિંજર, કાળજે કોતરાય છે,
સમશાનની સુનકાર ધરતી, ભૂત ભડકા થાય છે;
સત્કારતી, ઉપકારતી. આજ શરમથી સંતાય છે,
નિજ અંગ ઉપર ઓઢણું, દુષ્કાળ ઝોંટી જાય છે...૨
વૃક્ષો અને કંઇ વેલીઓ, શણગાર સંકેલાય છે,
સૌંદર્ય એ સરિતાતણું, રેતી મહીં રોળાય છે;
છે સ્વાર્થની દુનિયા બધી, ઉપકાર ભૂલી જાય છે,
સાચો સુહૃદ સેવાળ છે, જે સાથમાં સૂકાય છે...૩
બળદેવ આ જોવા બધું, જે કોક કવિજન જાય છે.
મૂર્છિત બનેલી માતનું, તાદૃશ્ય દર્શન થાય છે;
ઉના અને સૂના હૃદયના, શ્વાસ કોઇ સંભળાય છે,
કથની કરૂણ કલ્પાંતની, કોઇ કાવ્યમાં કહી જાય છે...૪

બળદેવભાઇ નરેલા

# રાજદે–ભાગીરથી

જયમલ્લ પરમાર

ભાગીરથી–ગંગા ઉપર જેટલાં કાવ્યો લખાયાં છે તેટલાં કોઈ એક નદીને નામે નથી લખાયાં. આમ તો એનાં સ્થાનનાં મૂળ રામાયણમાં પડેલાં લાગે, કારણ કે કપિલ મુનિના શ્રાપથી સગર રાજાના સાઠ હજાર પુત્રો ભસ્મીભૂત થયા તેનો ઉદ્ધાર કરવા ત્રણ ત્રણ પેઢીની તપશ્ચર્યા ભગીરથથી ફળી ને ગંગાવતરણ થયું. ત્યારથી ગંગાનું–ભાગીરથીનું મહાત્મ્ય અન્ય સરિતાઓ કરતાં વિશેષ દેખાય છે. બીજીરીતે ભારતમાં ગંગાનું મહત્ત્વ એની ભૌગોલિકતાને કારણે પણ છે. કારણ કે ભારતના ઉત્તર–પૂર્વ વિભાગોને મોટા પ્રમાણમાં તે રસાળ બનાવે છે. વળી હિમાલય આર્યોનું પ્રેરણાનું પ્રભવ-સ્થાન અને કાશી–વારાણસી જેવાં તીર્થો ગંગા–કિનારે આવ્યાં. ગંગા ભારતવાસીઓની સંસ્કૃતિ અને સભ્યતાનું પ્રતિક છે.

પણ શ્રી. મણિભાઈ વોરા કહે છે તેમ હિમાલય એટલે ઉર્ધ્વચેતના. અને સમુદ્રની વરાળ પણ ઉર્ધ્વ ચેતના. ત્યાંથી હિમાલયે એ વરાળને જળ અને હિમરૂપે ઝીલી આકાશમાંથી એનું અવતરણ કરાવ્યું તે જ ગંગા–ભાગીરથી. ધરતી પરના પ્રાણીમાત્રને જીવન આપનાર તમામ જળરાશિને લોકોએ ગંગા સ્વરૂપે જ પૂજેલ છે. એટલે જ વેદો આ બધી સરિતાઓને વિશ્વસ્ય માતરઃ વિશ્વની માતાઓ તરીકે ઉદ્‌બોધે છે. ગંગા, યમુના, સરસ્વતી કે નર્મદાનું સ્તવન કરનારા અભણ ભારતવાસીઓ પણ પ્રાતઃ સ્નાન વેળાએ તે તમામ પુણ્યજલા સરિતાઓનું સામટું સ્તવન કરે છે.

આમ દરેક સરિતા અને તમામ જળસંગ્રહો ગંગાસ્વરૂપ ગણાયા છે. જેમ ઈશ્વરના અનંત સ્વરૂપો ને એક સ્વરૂપે ઓળખવામાં આવે છે તેમ જલ થકી આવતી નિર્મળતા માટે એને ગંગા નામ સ્વરૂપે જ ભજવામાં આવેલ છે. આ ગંગાજળની પવિત્રતા માટે કાવ્યો અને કથાઓના સરિત–પ્રવાહો વહ્યા છે. સંસ્કૃત સાહિત્યમાં સરિતા અંગેના માહિતીસભર અને રોચક એવા લેખો અને ઉલ્લેખો આ પહેલાંના લેખોમાં આવી ગયા છે.

જગન્નાથ પંડિતને એક બાદશાહની શાહજાદી સાથે પ્રેમ થયો ને પરણ્યા. પછી પોતાને પવિત્ર કરવા ગંગાસ્તવન કર્યું. પોતે ગંગાના ઘાટ ઉપર બેઠેલા ને શ્લોકે શ્લોકે ગંગાજી એક એક પગથિયું ચડતાં ગયાં અને પંડિત જગન્નાથને માથાબોળ સ્નાન કરાવ્યાની વાત પ્રચલિત બની. એ શ્લોકોના ગ્રંથને 'ગંગા–લહરી' નામ અપાયું છે.

કવિતાના એકધારા પઠનથી ઘણીવાર તે ઇતિહાસ મનાઈ જાય છે. પંડિત જગન્નાથની જેમ અકબરના દરબારી રત્નો માંહેના એક બિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજ વિષે પણ એવી વાત ચાલી છે કે પોતે ચારણી સાહિત્યના મહાવિદ્વાન અને કવિ એથી એમના પિતૃત્વ વિષે મલિન લોકાપવાદ ચાલેલો. પૃથ્વીરાજજી પોતાની માતા પાસે પહોંચ્યા. માતાએ કહ્યું કે: "તારા ગર્ભાધાનમાં કોઈ કલંકકથા નથી. રજસ્વલ-સ્નાન પછી ઝરૂખામાંથી તારા પિતાની વાટ જોતાં સામેના મહેલમાં ઊભેલા આપણા રાજકવિ સામે નજર ગયેલી એટલું જ."

માતાની વિશુદ્ધિની વાત જગતે માની નહિ એટલે પૃથુરાજજી ગંગા ઘાટે બેઠા. સ્તવન ગંગાસ્તવન ઉપાડ્યું. એક એક દુહે ગંગાજી એક પગથિયું ચડ્યાં અને પૃથુરાજજીને માથાબોળ સ્નાન કરાવ્યું. આ જ પ્રકારની ઘણી કથાઓ ચાલી છે. ચમત્કૃતિ એ કાવ્ય અને કથાની જુક્તિ મનાઈ છે.

ગંગા–લહરી અને ગંગાવતરણ અંગે ઘણા કવિઓની રચના મળે છે. ઈસદાસજીએ પણ ગંગાવતરણ અંગે કાવ્ય સર્જન કર્યાનું કહેવાય છે, અને કવિ પદ્માકરે પણ યમુના અને ગંગા–લહરી લખેલ છે. પણ જગન્નાથ પંડિત અને કવિ પૃથુરાજજીના ગંગાસ્નાનથી વધુ રોમાંચક એક વાત સૌરાષ્ટ્ર–ગુજરાતમાં કવિ રાજદે લાંગા અંગે કહેવાય છે.

રાજદે અંગે મેઘાણીભાઈએ જુનાગઢ સાથે જોડાયેલી વાત લખી છે, જોકે એમણે અમદાવાદનો પણ ઉલ્લેખ કર્યો છે. જ્યારે શ્રી. પિંગળશીભાઈ પાયક જે. જે પહેલાં ચારણ હિત વર્ધક સભાના મુખપત્ર રૂપે 'ચારણ' સામાયિક પ્રગટ કરતા એના ૧૯૫૫ના ઓગસ્ટ અંકમાં 'રાજદે ભાગીરથી'ની અમદાવાદ સાથે જોડાયેલી વાત આલેખે છે. આમ ઘટના સ્થળ જૂનાગઢ અને અમદાવાદ બન્ને સ્થળ હોવાની વાત ચાલે છે.

પણ ઐતિહાસિક રીતે આવાં કથાકાવ્યોને ઘટાવવામાં આવે તો એનાં પ્રમાણો એ કથાકાવ્યો અને એના વિષે ચાલતી દંતકથાઓ સિવાય બીજું કાંઈ ન મળે, એવો પ્રયત્નો કરવો તે પણ નિરર્થક છે. પ્રશ્ન એ છે કે જગન્નાથ પંડિત, કવિ પૃથુરાજજી અને રાજદે અંગેની લોકકથાઓમાં વસ્તુ વૈવિધ્ય અને રોમાંચકતા કેટલી છે? ત્રણેય વાતોમાં ગંગાથકી પવિત્ર બનવા અથવા તો જગતને પ્રતીતી કરાવવા ગંગાને ઉર્ધ્વગામી બનાવવાનું કથાબીજ સમાન છે. હેતુ જુદા જુદા ને અદ્‌ભુત ચમત્કૃતિ ભર્યા છે. ગંગાજળમાં પાપીને પણ પવિત્ર બનાવવાની જે પુણ્ય શક્તિ કલ્પાઈ છે તેના જ લોકહૃદયના પડઘા સ્વરૂપ રાજદે-ભાગીરથીની કથા પ્રચલિત બની છે ને ગંગા-સ્તવનના દુહા રચાયા છે.

કોણ હતા આ રાજા લાંગા અથવા રાજદે લાંગાવદરા, ક્યાંના હતા તે વિષે કાંઈ માહિતી હજી સુધી પ્રકાશમાં નથી આવી, એને એમણે જે દુહા રચ્યા કહેવાય છે તે સળંગ એમના જ રચેલા હોવા વિષે પણ શંકા જાય છે, કારણ કે દુહામાં વટોળ, પ્રાસાદિકતા ને ભાષાશૈલી બધાની સમાનતા નથી. એટલે જે દુહા જોડાતા જાય તે રાજદે-ભાગીરથીના નામે ચડતા જાય એવું બનતું જ આવે છે. શ્રી. પિંગળશીભાઈ પાયકે એમના નીચે આપેલા ત્રણ જ દુહા આપેલા છે.

ગંગાજળ ઘટકે, નર લટકે પીયો નહિં;
ભવસાગર ભટકે, ભૂત હુવા ભાગીરથી.
હેકણ કટકો હાડરો, જો ગંગાજળ જાય;
તો માનવ રે કળમાંય, ભૂત ન સરજે ભાગીરથી.
ભગીરથ રે ભાગ, ગિરવરસેં આયી ગંગા;
નરસુર-માનવ નાગ, તારેવા તીનો ભવન.

આ ઉપરના દુહા ગંગા મહિમાના જ છે. એમા ક્યાંય રાજા લાંગાની કથાનો કોઈ ઉલ્લેખ નથી. પણ એવી કથા ઉપર અલગ કવિતાઓ રચાયા. જ કરી છે. એની એક કવિતા નીચે મુજબ રચાયેલી છે.

મહમદ રાજા આગે કવિ રાજા મતિવંતા,
શુભ કાજી કિયા, વંશ માજારા સપૂત;
બાંગ દીધી રાજા લાંગા' કલેજા વિદારા બ્રાજ્યા,
અજા નીર ચડયા સાબ્ર-ગંગારા અભુત,

આમ રાજા લાંગાની કથા સાથે કોઈ અન્ય કવિએ જોડેલું આ કાવ્ય એને ઈતિહાસનું રૂપ આપે છે. આવાં કાવ્યો જોડાતાં જાય એટલે એ ઈતિહાસ હોવાનો આગ્રહ બંધાતો જાય.

બાલવા નરા નામના ચારણ કવિએ પણ રાજદે-ભાગીરથીની કથા ઉપર કાવ્ય જોડીને એને બહેલાવી છે.

એક સમે વાત મેહમદશાહ આગે ચડી,
સરા વેગે ગિયો મેજત માથે ચડી;
બળાક્રમ ગેલવે દિયંતા બાંગડી,
બાળ છાંડે ગિયાં માતરી બીંટડી.

બાદશાહ મહમદશાહ પાસે એક દિવસ વાત આવી. એથી ચારણ સપાટાબંધ મિનારા ઉપર ચડી ગયો અને પરાક્રમના કરનાર ચારણ ગેલરાએ બાંગ પોકારી, ત્યાં તો ધાવતાં બાળકોએ માના થાનેલા છોડી દીધા.

તરણ અસ ચરન્તા રિયા જકકે તકે,
ધકાવે વાછરૂ ગાઉં મારે ધકે;
સરેરે રાજડે કરેવો સાદ કે, —
છત્રાળો પાતશા રિયો ભાળ્યે છકે.

ઘાસ ખાતા ઘોડા થંભી ગયા. ગાયો ધાવતાં વાછરડાને ધક્કે ચડાવવા માંડી. રાજદે ચારણે એવો સાદ દીધો કે છત્રપતિ પાદશાહ છક થઈને જોઈ રહ્યો.

થિરા ગત કરંતા આભ ઝાંખો થિયો,
લાજ કજ વરણુરી દાઢ આગે લિયો;
હુજીરા ઉપરથી રાજદે હાલિયો,
પંડ ભૂકા કરી શાહ આગે પિયો.

આભમાં સૂરજ મહારાજ થંભી ગયા. આકાશ ઝાંખું થઈ ગયું. પોતાના ચારણુ બિરદની આબરૂને કાજે રાજદે હુજીરા ઉપરથી ચાલીને બાદશાહની સન્મુખ પડીને પોતાના શરીરના ભૂકકા કર્યા.

ફાટ મસિતાં અને ગંગાજળ ફેલિયો,
કમળ છાંડે પછી સ્નાન લાંગે કિયો;
બાલરો નરોવર અણી પર બોલિયો,
ગઢવિયાં રૂપ એ સમગ માજળ ગિયો.

આ ચાર લીટી પહેલાંની પંક્તિઓ પ્રમાણે હુજીરા ઉપર રાજદે ચારણે બાદશાહ આગળ પડી ને પ્રાણ છાંડયા એવો અર્થ થાય છે. અહીં છેલ્લી પંક્તિઓનો અર્થ એ છે કે જે મસ્જિદ ઉપરથી રાજદેએ બાંગ પોકારી એ મસ્જિદ ફાટી, ગંગાજળ પ્રગટ થયાં, મસ્તક છેદીને લાંગાએ ગંગા સ્નાન કર્યું અને ગઢવી કોમના રૂપ સમો એ ચારણુ સ્વર્ગમાં સંચર્યો. આ બધી કથાઓનો મૂળ હેતુ પતીત પાવની ગંગાના મહાત્મ્યનો છે. એટલે રાજદે લાંગાના નામે જે દુહા ચડયા છે. તે પણુ ગંગા–મહિમાના જ છે. જેટલા દુહા રાજદેને નામે પ્રસિદ્ધિમાં આવ્યા છે એમાં કયાંય કથાનો ઉલ્લેખ નથી. પણુ ભાગીરથીના પાવિત્ર્યનો જ મહિમા છે.

ત્યારે રાજદે ચારણુને આમ બાંગ દેવામાં ચડાવી મારનાર તરીકે આઈ નાગબાઈના પૌત્ર નાગાજણુનું નામ પણુ દેવાય છે. નાગાજણુને નામે આવાં ઘણાં કરતૂત ચડયાં છે. એની ઐતિહાસિક સચ્ચાઈ નકકી કરવાનાં સાધનો આપણી પાસે નથી. ત્યારે શ્રી. પિંગળશીભાઈ પાયકે એ વાતમાં રાજદે વિરૂદ્ધ બાદશાહને ચડે ભરાવવામાં કોઈનો નામોલ્લેખ નથી કર્યો.

વાત એમાં આટલી કહેવાય છે કે અમદાવાદના વાદશાહ મહમદ બેગડાના દરબારમાં ચારણુ કવિઓનું પણુ સ્થાન હતું. એ કાળે ને મુગલોની પડતી સુધી ચારણોનું બાદશાહોના દરબારોમાં સ્થાન હોવાનું કહેવાય છે.

એમાં રાજા લાંગા અથવા રાજદે લાંગા અથવા રાજદે ગેલવા નામના બુદ્ધિમાન ચારણુનું પણુ બેગડાના દરબારમાં આગળ પડતું સ્થાન હતું. કોઈ વિઘ્નસંતોષીએ બાદશાહને ચડાવ્યો કે રાજા લાંગા તો બહુ સારી બાંગ પોકારે છે. બાદશાહે રાજદેને બાંગ પોકારવા હુકમ કર્યો. રાજદેએ બાદશાહને ઘણું સમજાવ્યો પણુ બાદશાહ હઠે ભરાણો.

બાદશાહ ન માન્યો ત્યારે બીજે દિવસે સવારે શાહી મહેલમાં આવેલ મસ્જિદના મિનારા ઉપર રાજદે ચડયો. રાજદેએ પેટમાં બે સામસામી કટારી પરોવી દઈને ઉપર કસકસાવીને ભેટ બાંધી દીધેલી. પણુ રાજા લાંગાએ બાંગ પોકારી એવી અગાઉ કોઈએ બાંગ પોકારેલી નહિ. માએ ધાવતા બાળ છાંડયાં, ગાયુંએ વાછરૂ છાંડયાં, સાબરમતીનાં પાણી થીજી ગયાં, જીવનના નવેય રસોએ એક માત્ર કરૂણુ રસનાં ઘેરાં ગૂઢાં જળમાં સમાધિ લીધી.

બાદશાહને ખબર પડી કે રાજા લાંગાએ તો પેટમાં કટારીઓ પહેરીને બાંગ દીધી છે, ત્યારે એને ઘણું દુઃખ થયું, પણુ પછી શું થાય ? કહેવાય છે કે બાંગ પોકાર્યા પછી રાજા લાંગાએ ગંગાની બિરદાવલી ગાયેલી. જે ત્રણુ દુહા આગળ આપ્યા છે. એ રીતે ગંગાસ્તુતિ કરીને પહેરેલે કપડે ગંગાજળથી સ્નાન કર્યું અને પછી ભેટ છોડી નાખી, દેહ છોડયો.

શ્રી. પિંગળશીભાઈ પાયકે આટલી જ નોંધ કરી છે. જ્યારે બીજી કથામાં કહેવાય છે કે સાબરમતીનાં–સાભ્ર–ગંગાનાં પાણી પગથિયાં પછી પગથિયાં ચડયાં ને રાજદે ચારણુને માથાબોળ નવરાવીને ધરતીમાં પાછાં સમાયાં. રાજદે ચારણે ગંગા સ્તવનના જે દુહા કહ્યા તેમાંથી કેટલાકની રચના ખૂબ સુંદર છે.

કાયા લાગો કાટ, શીકલીગર સુધરે નહિ;
નિરમળ હોય નરાટ, ભેટયે તવ ભગીરથી.

આ કાયાને પ્રાકૃતના જે કાટ લાગે છે તેને

કાઈ કાટ કાઢનારો નિવારી શકતો નથી. પણ તને ભેટયે હે ભાગીરથી! કાયા તદ્દન નિરમળ બની જાય છે.

ગંગાજળ ગટકેહ, નર લટકે લીધો નહિ;<br>
ભવસાગર ભટકેહ, ભૂત હુવા ભાગીરથી.

તારા પુણ્યોદકના ઘૂંટડા જેણે નથી પીધા તે માનવી ભવસાગરમાં ભૂત થઈને ભટકયા કરે છે.

ગંગાધારે જાય, પંગોદિક પાણી પીવે;<br>
માનવીઆરાં માય, ભાગ્ય વડાં ભાગીરથી.

તારી જળધારાએ પાંગળાં પતિમાં આવીને પાણી પીએ તો એવાં માનવી બડભાગી બની જાય છે.

ઉઘાડે જઈને ઊંડો, જળમાં આંખ્યું જે;<br>
તેનો વંશ તેડ, વૈકુંઠ મૂકે વણારસી.

તારા પ્રવાહમાં ઊંડે ઊંડે જઈ જે આંખો ઉઘાડે છે તેનો આખો વંશ વૈકુંઠ જાય છે.

પાગે જો તળિયું પડે, જાહ્નવી દશ જાતે;<br>
(એને) પરિયું પીંગલું, કરે, વાહર ઢાળે વણારસી.

તારી જાત્રાએ આવતાં જેનાં પગનાં તળિયાં તરવાઈ જાય છે, તેના પગની માવજત કરીને પરિયું પવન ઢાળે છે.

જાતલનાં અઘ જાય, જાતલ ને જુવાલત તણાં;<br>
પાણી પણગાં માંય, થે વૈકુંઠ વણારસી.

તારી જાત્રા કરનારાનાં પાપ ધોવાઈ જાય છે પણ એ જાત્રા કરી આવનારા પાસેથી સર્વને જોવા આપનારા તારા જળનું ટીપું ય પામતાં એનો વૈકુંઠ વાસ થાય છે.

હાથે જળ હિલ્લોળ, માથે લઈ મંજન કરે;<br>
પામે વૈકુંઠ પ્રોળ, ભેટંતાં ભાગીરથી.

તારું જળ હાથેથી ઉછાળી ને જે માથે ચડાવે છે તેનો વૈકુંઠમાં વાસ થાય છે.

આવીને અહુત્ર તણો, ઘસે કટકો જો ઘાટ;<br>
એંચે હીંડોળા ખાટ વૈકુંઠ, પરિયું વણારસી.

તારા ઘાટે આવીને ચંદનનો કટકો ઘસનાર જાત્રાળુને પરિઓ હીંડોળે ઝુલાવે છે.

પ્રાણી દેહ પડે, ગંગાજળ નામે ગળે;<br>
ચટ વેમાન ચડે, વૈકુંઠ જાય વણારસી.

પ્રાણીનો દેહ પડયે જો એના મુખમાં ગંગાજળ મેલવામાં આવે તો એ વિમાને ચડીને વૈકુંઠ જાય છે.

હેકણુ કટકો હાડરો, જો ગંગાત્રડ જાય;<br>
માનવિયાં કુળમાં ય, ભૂત ન સમજે ભાગેરથી.

માણસ જીવતાં ગંગા તટે ન પહોંચી શકે ને એના હાડકાંનો એકાદ ટૂકડો ય ગંગાજીમાં પધરાવવામા આવે તો એ માનવીના કુળમાં કોઈ ભૂત ન સરજે.

ઉપર ઊતરિયાં, પંખી તે પાવન થિયાં;<br>
માંહી મંજન કિયાં, ભૂત ન સરજે ભાગેરથી.

તારા પ્રવાહ ઉપરથી ઊડનારાં પંખીઓ પણ પાવન થઈ જાય છે ત્યારે એમાં સ્નાન કરનારાઓનું તો પૂછવુ જ શું?

ભગીરથ રે ભાગ્ય, ગરવરસે આઈ ગંગા;<br>
નરલોક, સુરલોક, નાગ, તારેવા ત્રણે ભવન.

રાજા ભગીરથનાં બડાં ભાગ્ય કે એના તપથી તું સ્વર્ગ, મૃત્યુ ને પાતળ એવા ત્રણે ય લોકને તારવા આવી છો.

પાસે મર ઊભો પિતા, હર સારીખો હોય;<br>
મા વણ મરીએ તો ય, તું વેગળીએ વણારસી.

પ્રભુ જેવો પિતા પાસે ઊભો હોય પણ હે મા! તું અમથી અળગી હો તો તારા વણ અમારાથી શ્યે જીવાય?

આ દુહાઓમાં નવી જૂની ભાષાઓના દુહાઓ છે. તેમ 'વણારસી' વાળા દુહા પણ પાછળથી ઉમેરાયા લાગે છે.

•

# સસોઈ અને પૂનાની પ્રેમકથા

બારોટ શંભુદાન સામજીભાઈ

[આ નદીઓ જામનગર જિલ્લામાં છે. સાજડિયાળી ટેકરીમાંથી નીકળી લાલપર, બેરાજા થઈને કચ્છના અખાતને મળે છે.]

સિંધ દેશમાં બ્રાહ્મણાસર શહેરમાં દીલુરાઈ બાદશાહનું રાજ. એમાં 'નાઉન' નામના મશર (સિંધમાં બ્રાહ્મણને મશર કહેતા)નું મુખ્ય સ્થાન. તે બધી વાતે સુખી. હામ દામ ને ઠામ બધું. ઠેઠ હેમાળામાંથી નીકળી પાંચેય નદિયુંની લટું પોતાના ચોટલામાં ગૂંથી મદોન્મસ્ત પદમણી જેવી હાલી આવતી સિંધુ નદીના કાંઠે સારી એવી જમીન.

બ્રાહ્મણીઆ બાદશાહનો પ્રધાન એટલે બધી વાતે સુખ પણ શેર માટીની ખોટ. સંતાન નહિ એથી બે ય માણસ ગમગીન રહ્યા કરે. સત્તાધિકારી માણસ એટલે દેશપરદેશના ભૂદેવો એને આંગણે ઊતરે. એમાં કાશ્મીર તરફનો કોઈ પંડિત મહેમાન થયેલ. એણે નાઉનની જન્મકુંડલી જોઈને કહ્યું કે તમારે ત્યાં જ થોડા જ વરસે દીકરીનો જન્મ થશે. આ દીકરી કોઈ યવન સાથે પરણશે. આ સાંભળીને નાઉનને બહુ દુઃખ થયું. બીજી બાજુ થયું કે "કાંઈ નહિ, વાંઝિયા મેણું તો ટળશે?" બ્રાહ્મણને તો દક્ષિણા દઈને વિદાય કર્યો.

એક વરસે નાઉન મશરને ત્યાં દીકરીનો જનમ થયો. લોકોએ હરખ કર્યો. ગામમાં મીઠાઈ વહેંચાણી. નાઉન મશર શાહના કામે બહારગામ ગયેલ. તે બરોબર દીકરીના જનમને છઠ્ઠે દિવસે ઘરે આવ્યો. સૌએ દોડીને હરખ કર્યો. નાઉને પણ રાજીપો જાહેર કર્યો. પછી જ્યોતિષીની વાત યાદ આવતાં દુઃખી દુઃખી થઈ ગયો.

રાત પડતાં નોકરોને રજા દઈ દઈને પોતે એક મોટી લાકડાની પેટી તૈયાર કરી. એમાં ક્યાંયથી પાણી ન પ્રવેશી જાય એવી રીતે સજાવી. એમાં રેશમી ગાદલી બાળોતિયાં વગેરે મૂક્યાં. નાઉનની સ્ત્રી તો પોતાનો સૌભાગ્ય હાજર હોવાથી નિશ્ચિંતપણે ઘસઘસાટ ઘોરતી હતી. એની પથારીમાંથી બાળકીને ઉપાડીને પેટીમાં મૂકી: પેટે પડયો તો પાણો ય મીઠો લાગે, એમ પોતે ખૂબ સુખી એટલે બાળકીને બે ય પડખે કેટલુંક જર ઝવેરાત પણ મૂક્યું. પેટીને તાળું મારી ચાવી એની સાથે જ બાંધી દઈને પોતે જાતે સિન્ધુ નદીના વહેણમાં મૂકી આવ્યો. રાતનું ટાણું, અંધારું પણ જ્યાં સુધી આ પેટી દેખાણી ત્યાં સુધી જોઈ રોઈ ને ઘરે આવતો રહ્યો.

સવારની મંગળા આરતી અને ફજરની મુલ્લાંએ બાંગ પોકારી. પ્રસુતા જાગી ગઈ. જ્યાં જુએ ત્યાં પડખું ખાલી. ચારેતરફ જોયું. એકદમ બેઠી થઈને મકાનમાં ચારેકોર તપાસવા માંડી. ત્યાં નાઉન મશરે પોતે જ્યોતિષીએ કહેલી વાત કરી અને પોતે સિંધુ નદીમાં બાળકીને પેટીમાં તરતી મૂકી આવ્યાનું જણાવ્યું. પણ આ તો માનો જીવ. એને બહુ જ અનુચિત લાગ્યું. બેભાન થઈને પડી.

હવે આ પેટી તણાતી તણાતી 'ભમ્મોર' નામના શહેરમાં મહમદ ધોબીને મળી. વહેલી સવારે પોઠીઆ પલાણી સિંધુ નદીને કિનારે રોજિંદા ઘાટ ઉપર બાંટ ઉતારી. ગાંસડીઓ છોડી ઊંડા પાણીમાં ગયો ત્યાં ઉપરથી એક પેટી તરતી આવતી જોઈ. પેટી પાસે આવતાં બથમાં લઈ કિનારે આવ્યો. બધું પડતું મેલી પેટી લઈને અંધારામાં ઊપડયો ઘરે. ઘરવાળી રઈમાને વાત કરી. બન્ને જણાએ પેટી ખોલી ત્યાં કદી જોઈ ન હતી એવી ચંદ્રમુખી પણ માસુમ બાળકીને જોઈ. બન્ને કાલાંઘેલાં થઈ ગયાં. રઈમા કહે: "મને અલ્લાએ દીધી" એમ કહીને બાળકીને તેડી લીધી.

મહમદે પેટીમાં ઝવેરાત જોયું. કહે કે "કોઈક નસીબદાર માણસની લડકી છે.". ન છોરવી રઈમા તો ગાંડી ઘેલી થઈને દીકરીને ઉછેરે. મોટું

ચંદ્ર જેવુ ને ગોર એટલે નામ પાડયુ શશી—શશઈ-સસોઈ. મહમદ કહે "અલ્લાએ બેટી ભેગી રોટી પણ આપી."

મહમદે તો ભંભોરમાં ખાસા મજાનાં મકાનો બનાવ્યાં. સસોઈને માટે સિંધુ તટે બાગ બગીચા ને મેડીઓ ચણાવી. શશઈ તો દીએ ન વધે એટલી રાતે વધે છે ને રાતે ન વધે એટલી દીએ વધે છે. સસોઈ બાળા મટી નવોઢા બની. વીસેક વરસની અવસ્થા. ખાધે પીધે સુખી એટલે આઠેય અંગે જુવાની આવી. આડે દીએ પણ રૂપાળી લાગે ને પીર ફકીર પણ બોલી ઊઠે દે : "વાહ ! કયા ખુદાને હુસ્ન દિયા હે ?"

બલુચીસ્તાનમાંથી બાબીઆ નામનો એક મોટો વેપારી વણઝાર લઈને ભંભોર નગરમાં વેપાર કરવા ઉતર્યો. સિંધુના કાંઠા ઉપર તંબુ ને રાવટીઓ તણાઈ ગઈ. અહીં રહીને આજુબાજુના પ્રદેશમાં પણ વેપાર કરે એટલે બે ચાર મહિના મુકામ કરે.

આ બાબીઆની પોઠો જ્યાં ઊતરી ત્યાં જ સસોઈનો બાગ બગીચા ને મેડી. એથી સસોઈ બાબીઆની દુકાનો લાગે ત્યાંથી મનગમતો માલ લઈ આવે. કાબુલી મેવો, ઇરાની અત્તર, કોહીસ્તાનનું રેશમી કાપડ વગેરે ખરીદે. આમ બાબીઓ બે ત્રણ વરસે ભંભોર આવે જાય છે.

જામ દેવેન્દ્રના મોટા કુંવર અસપતને નમી મહમદે ઈસ્લામ ધર્મ સ્વીકારવાની ફરજ પાડી, એટલે ઈસ્લામ ધર્મ સ્વીકારેલો. એના વંશમાં ઘણી શાખાઓ ચાલી. આ પૈકી સુમેરા શાખાના વંશજોએ કેચમાં ગાદી સ્થાપી. એથી એ લોકો જામની પદવી રાખતા. આ કેચમાં અરી જામનુ રાજ. એમાં ઘણું નજરાણું ધરી બાબીઆએ વેપાર કરવાની પરવાનગી માગી. અરી જામે ખુશીથી છૂટ આપી અને કહ્યું કે મારા દેશમાં તો આનંદથી વેપાર કરો, પણ આજુબાજુના દેશમાં પણ જો રક્ષણની જરૂર પડે તો હું મારા શાહજાદાઓને તમારી મદદે મોકલીશ.

બાબીઓ વણઝારો ખૂબ ખુશ થયો. ત્યાંથી વેપાર કરતો કરતો બાબીઓ એક વરસે પાછો સિંધુ તટે ભંભોર નગરમાં આવ્યો. આ વખતે લુટાઈ જવાની થોડી બીક લાગતાં કેચના અરી જામને કોઈ શાહજાદાને મદદે મોકલવા અરજી લખી સાંઢિયા સવાર સાથે મોકલી.

અરી જામે પોતાના ચાર શાહજાદામાંથી ચૂનો અને પૂનો નામના બે શાહજાદાને રસાલા સાથે બાબીઆની મદદે મોકલ્યા. દબદબાભેર શાહજાદાઓ ભંભોર આવ્યા. બાબીઓ શાહજાદાઓને માનપાનથી રાખે છે. જરૂર પડયે બે ય ભાઈઓ બાબીઆની સાથે જાય, બાકી ખાય પીએ ને ગુલતાન કરે. ભંભોર નગર સિંધુ કાંઠે, એટલે આસપાસ હરિયાળી વનસ્પતિ અને ખેતર વાડિયુંની રૂપથી બેય શાહજાદાને બહુ આનંદ આવે. શાહજાદાઓની રૂપમાં પણ કાંઈ મણા નથી.

એમાં એક દિવસ પોતાની સખીઓ સાથે સસોઈ ખરીદી કરવા વણઝારમાં આવી. ખરીદી કરી બાબીઆને પૈસા ચૂકવવા તંબુમાં આવી. બાબીઆને બે ય-શાહજાદા વાતુંના ગલબા કરે છે ત્યાં સસોઈ આવી. ત્યાં પૂનાએ સસોઈને જોઈ અને સસોઈએ પૂનાને જેયો. પણ બે ય ખબાકાર થઈ ગયા. પગ ધરતી સાથે જડાઈ રહ્યા. જરાક ભાનમાં આવતાં સસોઈ ફીનખાબના બટવામાંથી બાબીઆને સોનૈયા રૂપૈયા ચૂકવવા માંડી, પણ હિસાબનો મેળ ન ખાય.

પ્રેમ બાણુ દે ગયો, ન જાણીઆ કીતે ગયો;
શું પથી મન લે ગયો? ઝરોખે દ્રગ લાયકે ?

કયારેક ઓછાં નાણાં ચૂકવે ને કયારેક વધારે ચૂકવે. હિસાબમાં શરત જ ન રહે, બાબીઓ કહે :

"બેન ! કેમ આમ થાય છે? આપની તબિયત તો સારી છે ને ?"

સસોઈએ કાંઈ જવાબ આપો નહિ, એટલે બાબીઆએ પોતાની સાથે લાવેલ હકીમને બોલાવ્યા. હકીમે તબિયત જોઈ નિદાન કરવા કિતાબ ખોલી.

આદિ કફ, મધ્ય અરૂ પિત્ત;
અંતે પવન પ્રધાન.

નાડી નિરીક્ષણનાં પાનાં ફેરવ્યાં, પણ કાંઈ સમજાય નહિ.

વ્યાસ પણ વાંચી ન શક્યો,
આ પ્રેમ હુંદા પુરાણ;
એમાં લોહિયુંનાં લખાણ,
ઈ તો કો'ક ભેદી વાંચે ભૂધરા.

"આ અસાધ્ય દરદ છે શેઠ સાહબ, આમાં હુ ઉકેલી શકતો નથી." આ બિચારો જઈફ હકીમ આ દર્દને ક્યાંથી જાણી શકે?

બેદરદી પ્રવીણ ન જાનત,
જાનત હે દરદી દરદીકી.

સસોઈ પૈસા ચૂકવી સખીઓ સાથે સામાન લઈ પોતાની મેડીએ આવી. અહીં શાહજાદાએ બાબીઆને પૂછ્યું કે: "આ શાહજાદી કોની છે?"

બાબીઓ કહે: "શાહજાદા સાહેબ, આ કોઈ શાહજાદી નથી પણ અહીંના ધોબીની લાડકી દીકરી છે, અને આપણા ઉતારાની બાજુમાં પશ્ચિમે જે આ બાગ અને વચ્ચે મેડી છે એમાં રહે છે."

પછી તો સસોઈ હાલતાં ચાલતાં ખરીદી કરવા ઊતરી આવે છે અને શાહજાદો પૂના પણ એની વાટ જ જોતો હોય છે. એમ કરતાં કરતાં એકબીજાને જોયા વગર બેચેન બની જાય છે. એમાં પૂનાએ ધડાકો કર્યો. બાબીઆને કહે કે:

"મારે આ સસોઈ સાથે શાદી કરવી છે."

બાબીઓ કહે: શાહજાદા સાહેબ, એ કેમ બની શકે? આપના વાલિદ મને સજા કરે." પણ પૂના તો સસોઈને પરણવા પાગલ બન્યો. બે ચાર દિવસ થાય ને પૂના ફરી ફરી વાત ઊખેળે. બાબીઆએ વણઝારનો સંકેલો કરવા માંડયો. ત્યારે પૂના કહે: "સસોઈ સાથે મારી શાદી નહિ થાય તો હું જાન દઈશ."

બાબીઓ મૂંઝવણમાં આવી પડ્યો. મહમદ ધોબીને બોલાવી બધી વાત કરી. મહમદે વિચાર્યું કે સસોઈ કોઈ ખાનદાન બીજકની છે. વળી શાહજાદો બધી રીતે યોગ્ય છે. એટલે પોતે સંમતિ બતાવી.

બાબીઆએ ચૂનોને પડખેના પ્રદેશમાં મોકલી દીધો. વખતે પૂનાના લગનમાં વિરોધ કરે તો! આમ બધી તૈયારી કરીને પૂનાની સસોઈ સાથે ધામધૂમથી શાદી કરી લીધી. બાબીઆએ ભંભોર નગરને ધૂમાડાબંધ જમાડયું. હાથી કસુંબાની મનવાર કરી. ગરીબ ગુરબાંને ખેરાત કરી. નાચ મુજરા થયા. બાબીઆએ છૂટે હાથે પૈસો વાપર્યો.

ચૂનાને આ વાતની જાણ થતાં મારતે ઘોડે ભંભોર આવ્યો. બાબીઆને બરાબર ધમકાવ્યો કે: "આ શું? કેચના શાહજાદાની શાદી કપડાં ધોનાર ધોબીની બેટી સાથે?"

બાબીઓ કહે: સાહેબ! હું તો વેપારી છઉં; સૂડી વચ્ચે સોપારી જેવા મારા હાલ હતા. ના પાડતો હતો ત્યારે શાહજાદો પૂના આપઘાત કરતો હતો, એટલે મારે ફરજિયાત સહમત થાવું પડ્યું છે, અને કેચના શાહજાદાની શાદી મારા ઘરે થાય ત્યારે ધરાહાર ધામધૂમ કરવી પડે."

પૂનાને જાણ થતાં એ ચૂનાને મળવા આવ્યો, ત્યારે ચૂનાએ ખૂબ ઠપકો આપ્યો. કહે કે "આપણી ખાનદાની તને યાદ ન આવી? કયાં કેચનો શાહજાદો ને કયાં એક ધોબીની લડકી?" પૂનાએ પોતાના મોટા ભાઈને સમજાવવા ઘણી કોશીશ કરી. સસોઈ પાસેથી જાણવા મળ્યું તેમ એ ધોબીની લડકી નથી એમ પણ ખાનગીમાં જણાવ્યું. પણ ચૂનાને આ ન ગમ્યું, એથી પોતાના વાલિદને કાગળ લખી સાંઢિયા સ્વાર મોકલ્યો.

કાસદ કેચ પહોંચ્યો. કાગળ વાંચી શાહ કોપે ભરાણો. છડી સવારી સાથે પોતાના બે શાહજાદા હોતો અને નકોને ભંભોર મોકલ્યા. બન્ને શાહજાદા ભંભોર આવી પહોંચ્યા. ચૂનાએ પોતાના બન્ને ભાઈને બધી વાતથી વાકેફ કર્યા. પછી ત્રણેય જણાએ મસલત કરી કે આમાં બળથી કામ લેવા જતાં બગડી જશે, માટે કળથી કામ લેવું. બન્ને શાહજાદા પૂનાને મળ્યા. શાદી મુબારક કહી, કુશળ વર્તમાન પૂછ્યા. પોતાના વાલિદે શાદીની ખુશાલી ઊજવવા કહેવરાવ્યું છે એમ જણાવ્યું.

બાબીઓ કહે મારા ગજા પ્રમાણે મેં ખુશાલી ઊજવી છે. આપ કહેતા હો તો ફરીથી ઊજવીએ. અને શાદીની ખુશાલી ફરીથી ઉજવાઈ. દિન બધો જમ્યું ને

નાચ મુજરા થાવ્યા. હતો અને નકો પૂના સાથે જઈ સસોઈને મળ્યા. સસોઈએ આવકાર આપ્યો બન્ને ભાઈઓએ ભાઈ ભાભીને જયાફત આપી. જયાફત પૂરી થઈ.

પણ મીઠાઈમાં ઘેનની દવા નાખેલી. એથી પૂનો ગાઢ નિદ્રામાં પડી ગયો. રાતને પાછલે પહોરે કોઈને ખબર ન પડે એમ પાછલી નીંદરમાં બે રતા સસોઈને પૂનાના તંબુમાં દાખલ થવા. પૂનાને ઉઠાવ્યો. અને ફરકના ફેરવેલ સાંઢિયા માથે નાખી ને ત્રણેય શાહજાદા ઊપડી ગયા.

સવારે ઊંઘમાંથી ઊઠીને સસોઈએ જ્યાં જોયું ત્યાં પૂના ન મળે. ચારે બાજુ તપાસ કરાવી પણ પત્તો ન લાગ્યો. પોતાના પાલક પિતા મહમદ ધોબીને બોલાવીને કહ્યું કે પોતાના દિયરો તે દગો કરીને પૂનાને સાથે ઉપાડી ગયા લાગે છે.

મહમદ જાર જાર રડવા લાગ્યો કે : "બેટા, ચાલો ઘરે!"

સસોઈ કહે : "હવે મારા ખાવિંદની શોધ કર્યા વગર ઘરે ન આવી શકું."

છીરક દઈ છોરી ઓથઈ સે,
હાય હાય કરી હલ;
પાનું ન કઠો પાણુ વટે,
જે અકે આવઈ જલ;
ધોબણુ જીયું ધાઉ સુણી,
ઓથઈ આલમ કોલ;
પોને ઘરા પલ,
સસોઈ કે સર થેઓ.

ચમકી ને ધીડી ઊઠી. હાય હાય કરવા લાગી. પોતા પાસે પૂનાને જોયો નહિ. એના ભાઈઓ જ ઉપાડી જવા આવ્યા'તા, એવી ધા નાખી. આલમના માણસો સૌ તપાસ કરવા ગયા. હવે સસોઈની પળે પળ દુઃખજનક વીતવા લાગી.

ચારેકોર તપાસ કરવા ગયેલા માણસો પાછા ફર્યા ને સમાચાર દીધા કે પૂનાનો પત્તો નથી. એટલે સસોઈએ પોતાના માથાની લટ છોડી નાખી, તોડી નાખી. અંગ ઉપરથી ઘરેણાં ઉતારી નાખ્યાં. પતિ-તરનો સાત સુહાગણોએ સીવેલ નીલી અતલસનો કંજરો ફાડી નાખ્યો. સસોઈ પાગલ જેવી બની ગઈ. એના બાપે શહેરમાં આવવા કહ્યું ત્યારે કહે :

હેડ શેર ભમ્ભોરમેં, મુંજો મુંઝાડો;
કોલે ફાટેલ કંજરો, મુંજો મથ્થો ઉઘાડો.

મારે હવે ભમ્ભોર શહેરમાં આવવું નથી. આ શહેરમાં હવે મારું કોણ છે? મારો કંજરો-કાપડું ફાટી ગયું છે ને ખભા ઉઘાડા થઈ ગયા છે, મારે માથે ઓઢણું હતું તે જતું રહ્યું છે, હું ધોળે દિવસે લૂંટાઈ ગઈ છું. કેચનો ધણી મને લૂંટીને ચાલ્યો ગયો છે. આવી ગરીબ દશામાં મારે શહેરમાં આવવું નથી. હું તો લુટારાને શોધવા જ જઈશ.

હું તો જનમ દુઃખણી છઉં. મારા કિસ્મત સારાં નહિ હોય, તયે તો મારા માવતરે મને સિંધુમાં નાખી દીધી. હવે તમે મારો મોહ મૂકી દ્યો. આમ બોલતી બોલતી ગાંડી દશામાં તણુને છોડીને હાલી નીકળી. એની સાથે રોતી રોતી એની સખીઓ પણ ચાલી ત્યારે કહે :

હલો હલણુ વારીયું, બચું વગો મરે વરી
ફેરડવો ફરાક જો, ઓત ગાલ સુને બરી
મથણુ લાય મરી, પરાં તો મડી જા પુનેકે

તમે ઉતાવળથી ચાલી શકો એટલિયું જ ચાલો, બીજી બધી પાછી વળી જાઓ. આ તો ફેરકોએ-અતિગતિથી સાંઢિયા ચલાવનારાઓએ જુલમ જ કર્યો છે. હું એને શોધતાં શોધતાં મરી જઈશ. પણ તમે કોઈ પૂનાને શ્રાપ આપશો નહિ. એવી મારી વિનંતી છે.

સસોઈ ચાલી નીકળી. ભમ્ભોરથી ઉત્તર તરફ કેચ છે એમ જાણતાં તે તરફ ચાલવા માંડી :

ઓચા ડુંગર મથીઓ, અઈ વધી મ વગોવણા,
જંગલને જરૂસે અઈ, આડા મ અચો ઘણા;
ત્રમો મ નેણા મા, પેર વગાયા પુનન જો.

રણના કાંઠે પહોંચી. રણની રેતી ઊડવાથી ધૂળના ઢૂવા નાના મોટા થવા લાગ્યા. આ ઢૂવા

થાકેલી સસોઈને ડુંગર જેવડા લાગ્યા. એને ઉદ્દેશીને સસોઈ કહે છે : "હે ડુંગર ! તમે ઊંચા ન વધો. હે વૃક્ષો તમે પણ ઊંચા ન વધો. હે ઝાડા ઝાંખરાં ! તમે પણ આડા ન આવો. હે મારા નેણાં ! તમે પણ આંસુડા ન ખેરવો, મારા પૂનાનાં પગેરાં ખોવાઈ જશે."

આમ રઝળતી રખડતી એકલી એકલી રણમાં આવી: રણના ઝંઝાવાતો વચ્ચે કમળની કળીનું ગજું કેટલુંક ? થોડેક દૂર ગઈ ત્યાં પડી ગઈ અને બોલી:

મૂકે છડે છીપરી, પૂના તું સુજાણ,
કડઈ થઇશ કોટભમેં, સંગ તુહી જે સાણુ
પીયુ થઇશ પાણુ, તુ કામની વટા કેચમેં.

હે પૂના ! મારી મુલાયમ દેહને છીપરા ઉપર પછાડીને તું સ્વજણ મટીને અજાણ થયો ? તારો સંગ કરવાથી હું મારા કુટુંબમાં કડવી થઈ. મારે મન તો તું શાણો હતો. હવે હું રાંક થઈ છું. મારો કોઈ બેલી નથી. તું કેચ ગયા પછી મારૂં કોણ ?"

વાકફ ન વણકારજી, પાણી ખચમ નપા,
જભલ જલધાયું કરે, તિખ ડેખાડે તા;
લગે લુખ લતીફ ચેં, માડી ! સું મથા,
ઇ તે ઓડો આ, હોત ! હેકલી આંઇયાં.

આ વણકાર ડુંગરથી હું વાકેફ નથી. એક પાવળું પાણી પણ મારી સાથે મેં લીધેલ નથી. રેતીના ડુંગરા ધખવા માંડયા છે, ઘામ ધપાવા માંડયો છે. શાહ અબ્દુલ લતીફ કહે છે કે ઓ માડી ! મારા પર ભયંકર લૂ લાગે છે. આ વખતે ઓ વહાલા ! તું નજદીક આવ આ વેરાનમાં અહીં હું એકલી ઝૂરું છું.

આમ પૂનાને પોકારતી પોકારતી પડી રહી. જલ બિન માછલી તડફડી ને મરી જાય તેમ પ્રેમની પ્યાસી સસોઈએ પ્રાણ તજી દીધા.

પૂનાને એના ભાઈઓ ઘેનમાં નાખી સાંઢિયા ઉપર ઉપાડી જતા હતા. એમાં મધ રણમાં ઘેનમાંથી જાગતાં જ્યાં જુએ ત્યાં ન મળે તંબુ, ન મળે સસોઈ. પૂરા ભાનમાં આવતાં સમજાણું કે પોતાના ભાઈઓ એને સાંઢિયે નાખીને લઈ જાય છે. કાવતરાનો ખ્યાલ આવતાં દોડતી સાંઢડી ઉપરથી રેતીના ઢૂવા માથે પડયો. ત્રણેય ભાઈએ સાંઢિયા રણમાં ઝોકાર્યા. પૂનાને ખૂબ સમજાવ્યો પણ પ્રેમી પૂના સમજે કેમ ?

પૂનાએ પોતાના ભાઈઓ માથે પહેલાં ક્રોધ કર્યો ને પછી ચોધાર આંસુડે રડતાં રડતાં કહે :

"તમે મારી સાથે દગો રમ્યા છો. મારી પ્રાણ-વલ્લભાથી તમે મને વખા પડાવ્યા છે. જાઓ તમારૂં કાળું કરો."

એમ રણની વચ્ચે રાતે આંસુડે પૂના રોઈ રહ્યો છે. એના ત્રણેય ભાઈઓએ જાણ્યું કે હવે આમાં કાંઈ આપણું બળ-જોર ચાલે તેમ નથી. દમ-દાટી પણ નકામી ગઈ ને સમજાવવા જેવું કાંઈ રહ્યું નહિ. પૂનાને પરાણે ખેંચી જવામાં આપસમાં જ ખૂન ખરાબા થઈ જતાં આમાં વાર ન લાગે.

પૂનાએ એમના ભાઈઓને પડતા મૂક્યા અને સાંઢીઆના પગેપગ પાછો વળ્યો. ચાલવાનો વેગ વધારતો જાય છે ને મનમાં થાય છે કે 'સસોઈ મને જરૂર શોધવા નીકળી હશે. એમ રસ્તે ઝીણી નજરે દૂરદૂર સુધી જોતો જાય છે. રણ પાર કરવા આવ્યો ત્યાં એણે રણમાં કાંઈક પડેલું જોયું. દોડીને પહોંચ્યો ત્યાં સસોઈ પડેલી.

પૂનાએ એકદમ સસોઈને ઊપાડી લીધી. પૂનાએ સસોઈને ભાનમાં લાવવા ઘણા પ્રયત્નો કર્યા. રાડયું દીધી. રોયો, પણ બધું નિરર્થક.

ભીની આંખે સસોઈની દશા જોઈ. પરણ્યાનો કંજરો, ફાટેલ ચૂનરીના લીરા, હાર તોડયાના ગળે પડેલા લીસોટા, માથાના પીંખેલ બાલ ને ઝાંટલી લટું અને કપાળનો સોજો જોઈ પૂનો પોતાના વિયોગે મરેલી પ્રેયસીને જોઈ રહ્યો.

પૂનાએ પણ રણમાં પંથ કરેલ તરસે ગળું રૂંધાવા માંડયું. ગરમીએ જોર કર્યું. રણ તપ્યું. આંધી ચડી અને સસોઈને મૃતહાલતમાં જોતાં કલેજે ચીરા પડયા. સસોઈના મૃતદેહ માથે જ પૂનો પડી ગયો. ધગધગતી રેતીને ગોદલે બેય પોઢયાં. માથે ધખતી રેતીએ શીળપ ઓઢાડી પ્રેમની લહેરો પાડી દીધી.

સિંધ કચ્છમાં અજવાળી રાતે, દેશી નળિયાં-વાળાં મકાનના નનકડા ઓરડાની ભીંતે અને ખડી-માટીની ગાર કરેલ ઓટલે ગળતી રાતે ટોલક-તંબૂર ઉપર જ્યારે આ પ્રેમીઓની કાફી ગવાતી હોય છે ત્યારે આસમાન આંસુ ખેરવતું લાગે છે.

# સરિતા-ગાથા

૧. નમું પાર્વતી નમું નર્મદા, નમું જાન્હવી દેવી સાક્ષાત,
નમું શૈલજા, નમું ત્રિવેણી, નમુ ભૂમિધાત્રી સહુમાત

૨. જગની વિવિધ માતાઓમાં, સરિતા પણ છે વ્હાલી માત,
પતિતપાવની કલ્યાણી એ, લોકમાત સરિતા સાક્ષાત

૩. દ્વારિકામા ગોમતી ગંગા, સાગર સંગમ કેરૂં સ્થાન,
કૃતાર્થ થાતા ભક્તજનો સૌ, કરી ભાવથી સારતા સ્નાન.

૪. ભાદર તીરે ભાળ મળી કે આદિ માનવનો વસવાટ,
હતો અહિં આ સરિતા તીરે, સિંધુ સંસ્કૃતિનો ચળકાટ.

૫. પ્રભાસ તીર્થે સરિતાઓનો, ત્રવેણી સુસંગમ થાય,
કર્મકાંડની સર્વક્રિયાઓ, તર્પણ એને તીરે થાય.

૬. ગંગા ઊતરી સ્વર્ગથકી, ને જયશંકરી કહેવાણી,
ભગીરથના યત્ને રીઝીને, પુનિત વહાવી સરવાણી.

૭. ગંગા પૂજન ગંગા આરતી, ગંગા ઘાટે નિશ દિન થાય,
ગંગા જળનું પાન કરંતા, ભાવિક માનવ પુણ્ય કમાય.

૮. પાદામ્બુજનો સ્પર્શ પામીએ, યમુનાજીનાં પણ મહાભોગ;
કરી વન્દના રવિસુતાએ, વાસુદેવને દીધલ માગ.

૯. કૃષ્ણે નાથીઓ કાલિનાગને, વ્રજવાસીના હરવા તાપ;
વસ્ત્ર હરવાની લીલા કીધી, વ્રજગોપીપે હેત અમાપ.

૧૦. યમુના તીરે રૂડો રચીઓ, કૃષ્ણે વૃન્દાવન મહીં રાસ;
વાંસલડીની ટેર સુણંતાં, વ્રજવનિતા પામે ઉલ્લાસ.

૧૧. સપ્ત સિંધુના તટમાં ગાજે, ગંભીર રણભેરીનો નાદ;
રક્ષક ભક્ષકનાં દ્વંદ્વોની, અતીતની એ ગરવી યાદ

૧૨. રાવી તટ રોપાણાં રૂપડાં, અમર શહીદી કેરી યાદ;
રાવી તટથી લહેરાયો એ, સ્વરાજ્યનો સર્વોન્નિત નાદ

૧૩. નગરી મથુરા કાશી કાંચી, અવધપુરી જે સરિતા તીર;
રૂડો રાજવી પરદુખભંજન, ઉજ્જૈન ક્ષિપ્રા નદીનો વીર.

૧૪. રામલખણ સીતાએ કીધી, શુદ્ધ નૌકામાં સરયુ પાર;
નાવિક પર શ્રીરામે કીધી, કરૂણા દષ્ટિ અપરંપાર.

૧૫. આશ્રમસ્થાપ્યો પૂજ્ય બાપુએ, સાબર સરિતા કેરે તીર;
દાંડીકૂચનો વિચાર લાધ્યો, પુણ્ય સલિલા સાબર નીર.

૧૬. વિશ્વામિત્રી વહે વડોદરે, પાવાગઢમાં પ્રગટ થતી;
મહિમાવંતી મહાકાળીની, ધજા પતાકા ફરકંતી.

૧૭. રવિતનયા તપ્તિને તીરે, સુંદર એવું સુરત શે'ર;
શિવરાયે જીત્યું પહેલાં ને, અંગ્રેજોની પણ થઇ મે'ર.

૧૮. શાંકરીના પુનિત સલીલો માં કંકર કંકર શંકર;
તટ પરના તીર્થોમાં ગુંજે, નાદ સદા જે શિવશંકર.

૧૯. નાશિક જે ગોદાવરી તીરે, તીર્થ પુરાણું પાવન ધામ;
સમિપ જ્યોતિર્લિંગ દીસે, રૂડું એવું ત્ર્યંબક નામ.

૨૦. ગોદાવરીની પંચવટીમાં, વસિયા વનવાસી શ્રી રામ;
રાવણભગિની સુરપણખાંનો, મદ હરિયો ધન ધન તે ધામ.

૨૧. કાંચન મૃગ સીતાએ દીઠો, એ સુંદર સરિતાને તીર;
સીતાહરણથી જ્યાં મૃગ બોલ્યો, ધાજો એવું 'હે લક્ષ્મણ વીર!'

૨૨. દખ્ખણની જલધારાઓ સૌ, સદા વહાવે નિર્મળ નીર;
પુનિત ધામ અસંખ્ય દીસે, કંઇ ભીમા તુંગા કૃષ્ણાતીર.

૨૩. સરસતિ સિંધુ ને કાવેરી, ગોદાવરી નર્મદા પ્રખ્યાત;
શ્વતે ગંગને શ્યામ યમુના, સાત સરિતા જગ વિખ્યાત.

૨૪. સંસ્કૃતિનાં સુસ્મરણો કેરી, કથા સાચવે સરિતા માત;
મહાકાલની પ્રહરી શી સૌ, નિર્મમ નિર્મળને સાક્ષાત.

૨૫. જલધારા અસંખ્ય કરે આ, ભૂમિ ભારત કેરી રસાળ;
લોકમાત એ પયસ્વિની સૌ, દેશ તણી એ સૌ રખવાળ.

૨૬. તુજ ચરણામૃત હે માતા, જન જીવનનો છે આધાર;
પૂણ્ય સલિલા સર્વ સરિતા, વંદન સહુને વારંવાર.

કૃષ્ણલાલ પ્રભુલાલ મહેતા

૨૮/૯/૭૨



હંસ તરંતો પરખિયે, પાણી નદી વહંત;
સોનું કસી પરખિયે, માણસ વાત કહંત.



નદી કિનારે ઘર કરો, નાવો નિરમળ નીર;
આપ્યા વિના કેમ પામીએ! કહે ગયે દાસ કબીર.

# ગુજરાતના અભિલેખોમાં નદીઓના નિર્દેશ

ડૉ. પ્રવીણ પરીખ

માનવ-શરીરમાં કેટલાંક અંગ, જેમ કે જમણો હાથ કે કાન અન્ય અંગો કરતાં વિશેષ પવિત્ર ગણાય છે તેમ પૃથ્વીનાં કેટલાંક સ્થાન પણ પાવનકારી ગણાય છે. પર્વતો, નદીઓ અને વન આવાં પવિત્ર સ્થાન ગણાયાં છે. આવાં સ્થળ પ્રાકૃતિક વિશેષતા, રમણીયતા તેમ જ ગરિમાને લઈને લોકોનાં મનને મુગ્ધ કરે છે. તપસ્વીઓ, સાધકો અને સાધુસંતો ત્યાં પોતાના નિવાસ બનાવે છે, ત્યાં સત્પુરુષોની અવર-જવર થતી રહી છે. એ સ્થાન તીર્થ મનાવા લાગે છે અને એનો મહિમા યાત્રીઓને મુખે વહેતો થાય છે. તેથી એવાં તીર્થોમાં ધર્મજીવન અને ધર્મરહસ્ય અનાયાસે પ્રગટ થાય છે.

આવાં પ્રાકૃતિક સ્થાનોમાં નદીઓનું વિશેષ મહત્ત્વ ગણાયું છે. નદી એટલે માતૃવાત્સલ્યનું અવિરત વહેણ. લોકોને ખેડ માટેની રસાળ જમીન, કસવાળું ખાતર, મીઠું જળ અને એ સર્વ દ્વારા જાહોજલાલી આપનારી હોવાથી નદી યથાર્થમાં લોકમાતા છે. આદિકાળથી માનવ સરિતાતટે પોતાનો યોગક્ષેમ મેળવતો આવ્યો છે. આવી જીવન-દાયિની નદીઓ તરફના સ્વાભાવિક અહોભાવને લઈને નદીઓ દેવતા મનાઈ છે. ઋગ્વેદમાં ઋષિ જીવનધારિણી નદીઓની સ્તુતિ કરતાં કહે છે.–તા આપો દેવીરિહ મામવન્તુ– દૈવી જળ અમારી રક્ષા કરો. ભારતમાં નદીઓ પાવનકારી મનાઈ છે. એને તટે આવેલાં પ્રાકૃતિક વિશેષતાઓ ધરાવતાં, રમણીય અને ઋષિ-મુનિઓ, સાધુ સંતો અને સારસ્વતોનાં નિવાસ થયેલાં સ્થળો તીર્થો તરીકે પ્રસિદ્ધિ પામ્યાં છે. આવાં નદી-તીર્થોમાં સ્નાન, પાન અને દાનનો વિધિ અનિવાર્ય ધર્મકાર્ય બની રહ્યો છે. આ રીતે સરિતાઓએ સમાજની સમૃદ્ધિ અને સંસ્કારને સંકોરવામાં અગત્યનો ફાળો આપ્યો છે એ ઇતિહાસ સિદ્ધ હકીકત છે ને ગ્રંથસ્થ સાહિત્ય એનું સાક્ષી છે.

અભિલેખોમાં નદીઓ અંગેના નિર્દેશ પ્રાસં-ગિકપણે થયેલા હોવાથી ઘણી ઓછી નદીઓ વિશે માહિતી મળે છે. છતાં જે નદીઓના નિર્દેશ થયેલા છે તે તેમની ઐતિહાસિકતા પુરવાર કરવા માટે મહત્ત્વના છે. ગુજરાતના અભિલેખોમાં તામ્રપત્રો પર કોતરાયેલાં દાનને લગતાં શાસનો મહત્ત્વનાં છે. મૈત્રક, ગુર્જરનૃપતિ, રાષ્ટ્રકૂટ, સૈંધવ, ચૌલુક્ય વગેરે રાજવંશોનાં દાનશાસનોમાં જણાવેલાં ભૂમિ દાનમાં દેય ભૂમિ કે ગ્રામની સીમા દર્શાવતી વખતે તેની સીમાએ આવતી નદીનો નિર્દેશ કરાતો. સ્નાન કર્યા પછી દાન કરવાની પ્રથા હોવાથી દાનના દાતાએ જે નદીમાં સ્નાન કર્યું હોય તેનો પણ નિર્દેશ થતો. દાનશાસનમાં આપેલી રાજાઓની પ્રશસ્તિઓમાં પણ નદીઓના કોઈ કોઈ સ્થળે નિર્દેશ થયેલા જોવા મળે છે. બીજા અભિલેખોમાં ખડક પર કોતરાયેલા તેમ જ શિલાઓ પર ઉત્કીર્ણ લેખોમાંથી ખાસ કરીને પ્રશસ્તિ-પ્રકારના લેખોમાં નદીઓના વિશિષ્ટ ઉલ્લેખ મળે છે. અભિલેખોમાં આવતા નદીઓના નિર્દેશ ઐતિહાસિક, સાંસ્કૃતિક તેમજ સાહિત્યિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વ ધરાવે છે. અભિલેખોમાં સરસ્વતી અને નર્મદાના વિશેષ ઉલ્લેખો થયેલા હોવાથી તેમનું નિરૂપણ પ્રારંભમાં કરી પછી ગુજરાતની અન્ય નદીઓના નિર્દેશ, જેમનાં વર્તમાન સ્થળ નિશ્ચિત કરી શકાયાં છે તે સાથે વર્ણવ્યા છે, ત્યાર પછી ગુજરાતના અભિ-લેખોમાં આવતા ગંગા જેવી મોટી નદીના નિર્દેશ દર્શાવી છેલ્લે રાજાઓ તેમ જ મહત્ત્વની વ્યક્તિઓની પ્રશસ્તિઓમાં પ્રયોજાયેલ નદીઓ સાથેની એમની તુલના પ્રસ્તુત કરી છે.

### સરસ્વતી :

ગુજરાત-સૌરાષ્ટ્રમા સરસ્વતી નામની બે નદીઓ પ્રસિદ્ધ છે : એક સરસ્વતી ઉત્તર ગુજરાતમાં અંબાજી પાસે આડાવલીના ડુંગરોમાંથી નીકળી સિદ્ધ-પુર અને પાટણ પાસે વહીને કચ્છના રણમાં લુપ્ત થાય

છે, જ્યારે બીજી સૌરાષ્ટ્રમા ગિરની ડુંગરમાળામાંથી નીકળી, પશ્ચિમ દિશામાં વહીને પ્રભાસ પાસે હીરણ્ નદી અને સાગર સાથે ત્રિવેણીસંગમ સાધે છે. સૌરાષ્ટ્રના ઘણા અભિલેખોમાં આ સાગર સંગમ સાધતી સરસ્વતીના ઉલ્લેખ મળે છે. સોમનાથ પાટણના ઈ. સ. ૧૨૮૫ના લેખમાં પ્રભાસપાટણના સ્થળનો નિર્દેશ કરતાં જણાવ્યું છે કે "तत्पत्तनं यस्य मुखे सरस्वती। જેની સન્મુખ સરસ્વતી વહે છે તે પાટણ છે. પુરાણોમાં સરસ્વતી અને પ્રભાસક્ષેત્રનું મહાત્મ્ય વર્ણવતા અનેક અધ્યાયો આપેલા છે. સ્કંદપુરાણના પ્રભાસખંડમાં સરસ્વતીને 'પંચસ્રોતા' (પાંચ પ્રવાહોવાળી) કહી છે અને એમાં હિરણ્યા (હરિણી), વજ્રિણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતી એ પાંચ પ્રવાહ ગણાવ્યા છે. ઈ. સ. ૧૩૮૫ના ઉપરોક્ત સોમનાથ–લેખમાં 'પંચસ્રોતા સરસ્વતી'નો નિર્દેશ કરતાં જણાવ્યું છે કે,

क्षेत्रे प्रभासे शिवमाप्य संस्थिता ।
पंच प्रवाहा जगतोस्तु शांत ये ॥

અર્થાત્ "પ્રભાસ ક્ષેત્રમાં શિવને પ્રાપ્ત કરીને જગતની શાંતિ અર્થે પાંચ પ્રવાહ રહેલા છે." આવી પવિત્ર સરિતાના સાગર સાથેના સંગમસ્થાને અનેક તપસ્વીઓ, સાધકો, સંતો અને વિદ્વાનોએ નિવાસ કર્યો હતો. વીસલદેવ વાઘેલાના રાજકવિ નાનાકની પ્રશસ્તિવાળા ઈ. સ. ૧૨૭૧-૭૨ના કોડીનારના લેખમાં સરસ્વતી સાગરસંગમનું માહાત્મ્ય વર્ણવતાં જણાવ્યું છે :

अवानि वो हन्तु विहंगमोदक
सरस्वती सागरसंगमोदकं ।
यदोघकूले परमक्षमालया
जपन्ति सन्तः परमक्षमालया ॥

"જેના તીરે પરમ ક્ષમાશીલ સંતો નિત્ય અક્ષમાળા વડે મંત્ર જપે છે, તે સરસ્વતીના સાગર સાથેનાં પક્ષીઓને (પણ) આનંદ આપતાં જળ તમારાં પાપ હણો." આ અભિલેખમાં "શિવ, વિષ્ણુ અને બ્રહ્માની સ્તુતિથી પ્રસન્ન થઈ, સર્વ નદીઓના પ્રતાપ જેવા ઔર્વને વાક્પાશરૂપી બંધનમાં સમુદ્રમધ્યે કંપતો બંદીવાન બનાવનાર સરસ્વતી સૌને ઉન્નતિ અર્પે" એવી કામના કરવામાં આવી છે. રાજકવિ નાનાકે સરસ્વતી–સાગર–સંગમ–સ્થાને 'સારસ્વતક્રિડા સ્થાન બાંધી ત્યાં નિવાસ કર્યો હતો. નાનાક અને બીજા બ્રાહ્મણો સંગમમાં નિત્ય વિધિસ્નાન કરીને ભગવાન સોમેશ્વરની પૂજા કરતા. કોડીનારના એ જ સાલના બીજા એક અભિલેખમાં સરસ્વતીની ઉપેક્ષા કરનાર પરશુરામ અને સરસ્વતીની ઉપાસના કરનાર નાનાકની સરસ તુલના કરવામાં આવી છે :

वन्द्ये विश्वजनेन मूर्द्धनि सरस्वत्या दधानः पदं
प्राप्याब्धिं किल वाडवः परमभूद्रामं मरिर्मार्गवः ।
नानाकः पुनरेव तां भगवतीं मूर्ध्ना नमन्नागरो
वर्ण्यो विप्रशतोदरंभरि रहो तीरे वसन् वारिधे : ॥

–"સાગરને પ્રાપ્ત કરીને વિશ્વને વંદન કરવા યોગ્ય સરસ્વતીના મસ્તક પર તે ભૃગુકુલના બ્રાહ્મણ પરશુરામે ખરેખર પગ મૂક્યો અને છેવટે એ સ્વાર્થી બન્યો હતો, પણ એનાથી ઊલટું, આ નાગર નાનાક તે દેવીને મસ્તક નમાવી, નમન કરતો સાગરતીરે નિવાસ કરીને સેંકડો બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો."

નદીઓનાં સંગમતીર્થોમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓને ઘણી તૃપ્તિ મળે છે એવી વ્યાપક માન્યતાને લઈને લોકો લગભગ બધાં સંગમતીર્થોમાં શ્રાદ્ધ કરતા. તીર્થમાં પિતૃઓ માટે પાર્વણશ્રાદ્ધ અને પિંડદાન કર્યા પછી પિતૃકુલ, માતૃકુલ અને ગુરુના કુલના મૃત સભ્યોને માટે પણ પિંડદાન અપાતું. ઉપરાંત નિર્વંશ ગયેલાં, જન્માંધ, લૂલાં લંગડાં કે બીજી ખોડખાંપણવાળાં અને ગર્ભમાં જ અવસાન પામેલાં, જાણીતાં કે અજાણ્યાં બધાં જ આપ્તજનોને પિંડ આપવામાં આવતા. કોડીનારના એ અભિલેખમાં સરસ્વતીને તીરે બ્રાહ્મણો દ્વારા વાઘેલા રાજા વીસલદેવના શ્રાદ્ધનો ઉલ્લેખ મળે છે. એમાં જણાવ્યું છે કે 'સરસ્વતીને તીરે પ્રતિવર્ષ પુણ્યકાર્યના ભંડાર સમા, અને વેદ તથા પુરાણના પાઠમાં પારંગત બ્રાહ્મણો સાથે, ચોખાની કણકના પિંડથી તે નાનાક દ્વારા શ્રદ્ધાપૂર્વક પોતાનું અનુપ્ત શ્રાદ્ધ થતું જોઈને રાજા વીસલ સ્વર્ગમાં પણ અનહદ આનંદ પામે છે.'

(स्वस्योच्चैः प्रतिपर्व शालिकणिकापिण्डेन सुश्रद्धया श्राद्धं वेदपुराणपाठनिपुणैः पुण्यापणैर्मार्गे ः ।
श्राद्धं तेन विधीयमानमतुलं सारस्वते सैकते दर्शं दर्शमतीव हृष्यति दिवि श्री वीरधवलक्ष्मापतिः ॥)

તપસ્વીઓ, સાધુસંતો અને સારસ્વતો દૂર-દૂરથી યાત્રાનિમિત્તે અહીં આવતા. સિન્ટ્રામાં રાખેલા ઈ. સ ૧૨૮૭ના દેવપાટણની પ્રશસ્તિને લગતા અભિલેખમાં ત્રિપુરાંતક નામના શૈવ સાધુની તીર્થયાત્રાનું વર્ણન આપેલું છે. તે કેદારનાથ, પ્રયાગ, શ્રી પર્વત, નર્મદા, ગોદાવરી-ત્ર્યંબક, રામેશ્વર-રામસેતુ એ પ્રમાણે ઉત્તરથી દક્ષિણ સુધીનાં તીર્થસ્થાનોની યાત્રા કર્યા પછી પશ્ચિમ કિનારે જ્યાં સરસ્વતી સાગરને મળે છે, તે સ્થાને-દેવપટ્ટણમાં યાત્રાએ આવ્યો હતો.

ઉત્તર ગુજરાતની સરસ્વતીનો ઉલ્લેખ ચૌલુક્ય મૂળરાજદેવના ઈ. સ. ૯૮૭ના દાનશાસનમાં થયેલો છે. ચૌલુક્ય મૂળરાજ 'જેણે બાહુબળથી સરસ્વતી નદીથી સિંચાયેલો પ્રદેશ જીત્યો હતો...' તેણે રાજધાની અણહિલ પાટકમાં રહીને સૂર્યગ્રહણને દિવસે શ્રીસ્થલકમાં સરસ્વતી નદીના પૂર્વ ભાગમાં સ્નાન કરી ગામનું દાન કર્યું હતું.

નર્મદા :–

નર્મદા રેવાને નામે પણ પ્રસિદ્ધ છે. મધ્ય પ્રદેશમાં વિંધ્યના મૈકલ ડુંગરમાં અમરકંટક પાસેથી નીકળી, પહાડોપર પછડાતી, મેદાનોમાં પથરાતી અને અનેક નદીઓનાં જળ સમાવતી નર્મદા ભરૂચથી થોડે દૂર અરબી સમુદ્ર સાથે સંગમ સાધે છે. રેવાનું મહારમ્ય તેનો વિશાળપટ, મનોહર પ્રાકૃતિક સૌંદર્ય, તેને તીરે આવેલાં અનેક તીર્થો અને ત્યાં વેદકાળથી ઋષિ-મુનિઓ અને સાધુ-સંતોના નિવાસ થયેલા હોવાથી તેનું મહાત્મ્ય ઘણું છે. કેટલાંક પુરાણોમાં ગંગા, યમુના અને સરસ્વતીની પાવનકારી શક્તિઓ કરતાં પણ નર્મદાની પાવનકારીશક્તિ અનેકગણી વધારે વર્ણવી છે :

त्रिभिस्सारस्वतं तोयं सप्तरात्रेण यामुनं ।
सद्यः पुनाति गांगेयं दर्शना देव नार्मदम् ॥

સરસ્વતીનાં જળનું સેવન ત્રણ રાત્રિમાં, યમુનાના જળથી સાત રાત્રિમાં અને ગંગાના જળથી મનુષ્ય તત્કાળ પવિત્ર બને છે, પરંતુ નર્મદા-જળનું તો સેવન કરવાની પણ આવશ્યકતા રહેતી નથી, કારણ કે તેનું દર્શન માત્ર સદ્ય પાવનકારી છે.

અભિલેખોમાં જો કે નર્મદા અંગેના જૂજ ઉલ્લેખ મળે છે. ખાસ કરીને રાષ્ટ્રકૂટ રાજાઓના લેખોમાં નર્મદાના નિર્દેશ મળે છે. મોટા ભાગના રાષ્ટ્રકૂટ રાજાઓએ નર્મદામાં, ખાસ કરીને ગ્રહણ વખતે તીર્થ-સ્નાન કરીને દાન કર્યાં છે. રાજા ગોવિંદ ૪થાના ઈ.સ. ૮૨૭ના દાનશાસનમાં ભરૂચમાં નર્મદા-સ્નાન કર્યા પછી સૂર્યમંદિરને દાન કર્યાનો ઉલ્લેખ છે. ધ્રુવ રાજાએ સૂર્યગ્રહણ સમયે નર્મદામાં મૂળ-સ્થાનતીર્થમાં સ્નાન કરીને એક બ્રાહ્મણના રાંધેલા અન્નના ચાલતા સત્રના નિભાવ અર્થે ગામ દાનમાં આપ્યાનું એના ઈ. સ ૮૬૭ના દાનશાસન પરથી જાણવા મળે છે. અમોઘવર્ષ ૧લાના ઈ.સ. ૮૭૧ના સંજાણના દાનશાસન પરથી જણાય છે કે તેના પૂર્વજ ગોવિંદ રાજાએ રેવાને તીરે તીરે વિજયયાત્રા કરીને માળવા, કોશલ, કલિંગ, વંગ, ડાહલ વગેરે પૂર્વ, (ઉત્તર) કાંઠાના પ્રદેશો પર વિજય મેળવી રેવાના ખીણ કાંઠે જઈ વિન્ધ્યની તળેટીમાં રાજધાની (શ્રી ભવન) માં નિવાસ કર્યો હતો. કૃષ્ણ રાજાના ઈ સ. ૮૮૮ના દાનશાસનમાં અંકલેશ્વરમાં વાસ હતો ત્યારે સૂર્યગ્રહણ વખતે નર્મદાના ભગવદતીર્થમાં સ્નાન કરીને રાજાએ બ્રાહ્મણોને દાન કર્યાનો ઉલ્લેખ છે. નંદપદ (નાંદોદ)ના ઉદયસિંહના ઇ. સ. ૧૪૦૬ના કુંભેશ્વરના અભિલેખમાં નર્મદાને પરમાનંદપ્રદા અનેકવાર કહેવામાં આવી છે

અન્ય નદીઓ :

અભિલેખોમા આ ઉપરાત નાની-મોટી નદીઓના નિર્દેશ મળે છે. એમાંની ઘણી ખરી નદીઓનાં વર્તમાન નામ-સ્થાન જાણી શકાયાં છે. અભિલેખોમાં નદીઓના પ્રાચીનતમ ઉલ્લેખ ઈ. સ.ની ૧લી સદીના મહાક્ષત્રપ રાજા નહપાનના જમાઈ ઉષવદાતના નાસિકના અભિલેખમાં મળે છે. ઉષવદાતે ગુજરાતમાં અનેક તીર્થોમાં યાત્રા કરીને ઘણાં

દાનપુણ્ય કર્યાં હતાં. બાર્ણાસા નદી પર સુવર્ણનું દાન દઈ ઘાટ કરાવ્યો હતો; પ્રભાસમાં બ્રાહ્મણોને આઠ કન્યાનું દાન કર્યું હતું, ભરુ કચ્છ (ભરુચ) દશપુર (મંદસોર), ગોવર્ધન (નાસિક) અને શૂર્પારગ (સોપારા)માં પણ અનેક દાનપુણ્યનાં કાર્ય કર્યાં હતાં. તેણે ઈબા, પારાદા, દમણ, તાપી, કરબેરા અને દાહાનુકા એ નદીઓ પર ધર્માદા નૌકાની તેમજ વિસામા અને પરબોની સગવડ કરાવી હતી. આ નદીઓ પૈકીની બર્ણાસા તે ઉત્તર ગુજરાતની બનાસ નદી હોવાનું જણાય છે. આ નદી મેવાડમાં વહીને આબુ પાસે થઈ ગુજરાતમાં બનાસકાંઠામાં દાખલ થાય છે અને છેવટે કચ્છના રણમાં સરસ્વતીની માફક સમાઈ જાય છે. 'પારાદા' એ વલસાડ પાસેની 'પાર', 'દમણ' એ દમણ પાસેની 'દમણગંગા', 'તાપી' એ સુરત પાસેની પુરાણપ્રસિદ્ધ 'તાપી'; 'કરબેણા' એ બિલિમોરા પાસેની અંબિકાને મળતી 'કાવેરી' અને 'દાહાનુકા' એ થાણા જિલ્લાના દહાણુ પાસેની 'દહાણુ' નામની નદી છે. 'ઈબા' નદી પકડી શકાઈ નથી. પરંતુ એ પણ દક્ષિણ ગુજરાતની કોઈક નદી હોવાની વિશેષ સંભાવના છે.

મહાક્ષત્રપ રુદ્રદામાના ઈ. સ. ૧૫૦મા જૂનાગઢના શૈલલેખ પરથી પરથી જાણવા મળે છે કે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના સૂબા પુષ્યગુપ્તે ઊર્જયત (ગિરનાર)માંથી નીકળતી સુવર્ણસિકતા અને પલાશિની વગેરે નદીઓનાં બંધ બાંધીને સુદર્શન નામે સુંદર જળાશય કરાવ્યું હતું. રુદ્રદામાના સમયમાં શક સંવત ૭૨ (ઈ. સ. ૧૫૦)માં માગશર માસમાં થયેલી અતિવૃષ્ટિને લઈને નદીઓમાં ભારે પૂર આવવાથી બંધ તૂટી જતાં મહાક્ષત્રપ રુદ્રદામાની અનુમતિથી સુવિશાખે ઘણું ખર્ચ કરીને તે સમરાવ્યો હતો. ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તના જૂનાગઢના ઈ. સ. ૪૫૫–૫૭ના શૈલલેખ પરથી જણાય છે કે સુદર્શનનો બંધ ગુ. સં. ૧૩૬ (ઈ. સ. ૪૫૫)માં વર્ષાકાલમાં થયેલી અતિવૃષ્ટિને કારણે તૂટી જતાં રૈવતકમાંથી નીકળેલી પલાશિની, સિકતા અને વિલાસિની નદીઓ જાણે પોતાના ચિરબંધનમાંથી મુક્ત થઈ અને પોતાના શાસ્ત્રોચિત પતિ પાસે જઈ પહોંચી।

(इमांश्च या रैवतकाद्विनिर्गताः
पलाशिनीयं सिकता विलासिनी।
समुद्रकान्ताः कचिरवन्धनोषिता:
पुनः पतिं शास्त्रयथोचितं ययुः॥)

ત્યારે નગરાધ્યક્ષ ચક્રપાલિતે પુષ્કળ ધન ખર્ચીને સુદર્શનનો સેતુ સમરાવ્યો હતો. અહીં સુદર્શન બંધમાં બંધાયેલી નદીઓ પૈકીની 'સુવર્ણસિકતા' કે 'સિકતા' એ ગિરમાં હાથીપગા પાસેથી નીકળી બે હજાર ફૂટ જેટલી નીચે ઊતરી ભવનાથના મંદિરની ઉત્તરે દામોદર કુંડ પાસેથી પસાર થઈને પ્રખ્યાત શૈલલેખ પાસે પહોંચતી સુવર્ણરેખા (સોનરેખ) જ છે. પલાશિની એ શૈલલેખવાળા ખડકની ઉત્તરે આવેલા જોગણિયા ડુંગરની પશ્ચિમ તળેટીમાંથી જળાશયની ઉત્તરધાર ઉતરતો, ધારાગઢ દરવાજાની સામેના ત્રિવેણી સંગમના ઉત્તરછેડા પાસે પૂર્વ તરફથી આવતો વહેળો હોવાનું મનાય છે. જે આજે 'પલાસિયો' નામે ઓળખાય છે, રુદ્રદામાના લેખમાં વિલાસિનીનો નિર્દેશ નથી, પરંતુ સ્કંદગુપ્તના લેખમાં તેનો સ્પષ્ટ નિર્દેશ થયેલો છે. આ વિલાસિની જળાશયના તળમાં ફંટાતો સોનરેખનો નાનો ફાંટો હોય કે ભેંસલા ડુંગરની પશ્ચિમે નીચાણવાળા ભાગમાંનો દક્ષિણ બાજુથી જળાશયમાં આવી પડતો વહેળો હોય એવી સંભાવના દર્શાવાઈ છે.

દક્ષિણ ગુજરાતના ગુર્જરનૃપતિવંશના દદ્દ રજાના ઈ. સ. ૪૯૫ના દાનશાસનમાં અંકુલેશ્વર (અંકલેશ્વર) વિષયમાં દાનમાં અપાયેલ રાયધમ (?) ગામની દક્ષિણે વરંડા નદી વહેતી હોવાનું જણાવ્યું છે. આજે આ નદી 'વંદ–ખરી'ને નામે ઓળખાય છે. વલભીના મૈત્રક રાજા ધરસેન રજાના ઈ. સ. ૫૭૧ના એક દાનશાસનમાં 'દેવરક્ષિતપાટક'ની પશ્ચિમ–દક્ષિણે 'વત્સવહક' નદી હોવાનો ઉલ્લેખ છે. વળી આ રાજાના ઈ. સ. ૫૮૯ના દાનશાસનમાં સૌરાષ્ટ્રમાં થાન નજીકથી 'પશ્ચિમન્તિ' નદી વહેતી હોવાનું જણાવેલ છે. આ નદીઓ પારખી શકાઈ નથી. રાજા ધરસેન રજાના નામે લખાયેલા ઈ. સ.

૪૭૮ના દાનશાસનો પૈકી એકમાં 'કંતારગ્રામષોડશશત' (કતાર ગામનાં ૧૧૬ ગામના સમૂહ)માં 'નંદીઅરક' ગામની દક્ષિણે 'મહાવિ' નદી હોવાનું જણાવ્યું છે. આ 'મહાવિ' એ સુરતથી ૧૦ માઈલ દૂર દક્ષિણમાં વહેતી 'મીંઢોલા' નદી છે. તેને વન-વિસ્તારમાં આજે પણ લોકો 'મહાવિ' જ કહે છે. એ રાજાના ઈ. ૪૭૮ના બીજા દાનશાસનમાં 'ધરાય -વિષય'માં 'વિકિલ્લિસ' ગામની ઉત્તરે 'નેરાછ' નદી હોવાનો ઉલ્લેખ છે, પરંતુ આ નદી ઓળખી શકાઈ નથી. મૈત્રક રાજા શીલાદિત્ય ૩જાના ઈ. સ. ૬૬૬ના દાનશાસનમાં કાલાપકપથક (કાલાવડ મહાલ)ની વંશટિકા નામે નદીનો નિર્દેશ મળે છે, પરંતુ એ નદી પકડાઈ નથી. એ જ રાજાના ઈ. સ. ૬૬૯ના દાનશાસનમાં રાજાએ મધુમતી દાર પાસેના દેસનક ગામની સીમમાં આપેલ ભૂમિદાન અંગેનું ખેતર માણદાક્ષિજક નદીને પશ્ચિમ કાંઠે આવેલું હોવાનું જણાવ્યું છે. આમાંની મધુમતી નદી એટલે મહુવા પાસેની 'નિકોલની ખાડી' અને 'માણ ઈક્ષિજકા' નદી એટલે હાલ સુકાઈ ગયેલો 'માલણ'નો પટ. મૈત્રક શીલાદિત્ય ૬ઠ્ઠાના ઈ. સ. ૭૫૯ના દાનશાસનમાં 'સૂર્યાપુર વિષય'માં 'વપ્પેઈકા' નદી જણાવી છે. આ નદી પંચમહાલ જિલ્લામાં ગોધરા-લુણાવાડા વિસ્તારમાં ક્યાંક આવી હોવાનો સંભવ જણાયો છે.

રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજ સુવર્ણવર્ષના ઈ. સ. ૮૨૧ના દાનશાસનમાં રાજાએ 'વંકિકા' નદીને તીરે છાવણી હતી ત્યારે પુરાવી નદીના પૂર્વ-તટે આવેલા ખેતરનું દાન કર્યું હતું. 'વંકિકા' એ નવસારીથી ૩૦ માઈલ દૂર આવેલી 'વંકિની' નામની ખાડી છે અને 'પુરાવી'એ નવસારિકા (નવસારી) પાસેથી વહેતી પુરાણપ્રસિદ્ધ પૂર્ણા નદી જ છે. ગ્રંથસ્થ સાહિત્યમાં એને પયોષ્ણી કહેવામાં આવી છે. પશ્ચિમ સૌરાષ્ટ્રના ઘૂમલીના સૈંધવ રાજા જાઈક ૧લાના ઈ. સ. ૮૩૪-૩૫ના અરસાના દાનશાસનમાં 'પચ્છત્રી પ્રદેશ'માં 'દધિપદ્રક' ગામની પૂર્વે 'વરત્રોયી' નદી કહી છે. પચ્છત્રી એ ઘૂમલીથી ૬ માઈલ દૂર આવેલું પારછત્રડી નામનું ગામ અને વરત્રાયી એ 'વરતુ' નદી છે. દધિપદ્રક ગામ હાલ નાશ પામ્યું છે અથવા 'દેવળિયા'માં રૂપાંતર પામ્યું છે. રાષ્ટ્રકૂટ ધ્રુવ રજાના ઈ. સ. ૮૩૫ના દાનપત્રમાં 'પૂસિલાવિલ્લિ' નામે ગામની પૂર્વે વેહિચ્ચ નદી કહી છે, પરંતુ એ ઓળખી શકાઈ નથી. એ જ રાજાના ઈ. સ. ૮૮૪ના બે દાનપત્રો પૈકીના એકમાં 'મહ્રાપી' નદીને કાંઠે આવેલા કાપિલ્યતીર્થના બૌદ્ધ વિહારને પુરાવી (પૂર્ણા) નદીને કાંઠે આવેલા ધડયાસહ (હાલ સુરત જિલ્લાના મહુવા તાલુકાનું ધુંડેલા) ગામનું દાન આપ્યાની વિગત છે, એમાં 'મહ્રાપી' એ ઉપર જણાવેલી 'મહાવી' (મીંઢોળા) જ છે; બીજા દાનશાસનમાં રાજાએ સોમેશ્વર સંગમ તીર્થમાં સ્નાન કરીને દાન આપ્યાનું જણાવ્યું છે. ગુજરાતમાં ત્રણ સોમેશ્વર સંગમતીર્થ મનાય છે. એક પ્રભાસમાં, બીજું સિદ્ધપુરમાં, જ્યાં ગંગા-યમુના અને સરસ્વતીનો સંગમ મનાય છે અને ત્રીજું ચાણોદ પાસે કરનાળીમાં, જ્યાં નર્મદા, ઓરી અને ગુપ્ત સરસ્વતીનો સંગમ થાય છે તે દક્ષિણ પ્રયાગ. અહીં રાજાએ 'દક્ષિણ પ્રયાગ'માં સ્નાન કરીને દાન કર્યાનું સમજાય છે.

કનોજના મહેન્દ્રપાલના સમયના ચાલુક્ય બલવર્માના ઉનામાંથી મળેલા ઈ. સ. ૮૯૩ના દાનશાસનમાં 'નક્ષિસપુર-ચતુરશીતિ' (નક્ષિસપુર ચોર્યાસી) પ્રદેશમાં આવેલું 'જયપુર' નામનું ગામ 'કણ્વીરિકા' નદીને કાંઠે આવેલા 'તરુણાદિત્ય' નામના સૂર્યમંદિરને દાનમાં અપાયાનું જણાવ્યું છે, જ્યારે એના ઉત્તરાધિકારી ચાલુક્ય અવનિવર્માના ઉનામાંથી મળેલા ઈ. સ. ૯૦૦ના દાનપત્રમાં એ જ મંદિરને કણ્વીરિકાને કાંઠે રહેલા જયપુરની ઉત્તરે આવેલું અગ્રુસ્થક ગામ દાનમાં આપ્યું હોવાનો નિર્દેશ છે. નક્ષિસપુર, કણ્વીરિકા તેમજ દાનશાસનોમાં જણાવેલાં અન્ય ગામોના સ્થળ નિર્ણયનો હજી ઉકેલ આવ્યો નથી, પરંતુ આ બંને દાનશાસનો ઉનામાંથી મળેલાં હોવાથી એ સ્થળો દક્ષિણ સૌરાષ્ટ્રમાં આવેલાં હોવાની સંભાવના છે.

સિદ્ધરાજ જયસિંહના સમયના ઈ. સ. ૧૧૪૬ના દાહોદના અભિલેખમાં 'હધિમતી'ને કાંઠે ત્રણ હળ જેટલી જમીનના દાનનો ઉલ્લેખ છે.

દધિમતી એ પંચમહાલ જિલ્લાની 'દેહમઈ' હોવાનું સમજાય છે. બીજી '**દધિમતી**' સારંગદેવ વાઘેલાના સમયના ઈ.સ. ૧૨૭૭ના અભિલેખમાં સૌરાષ્ટ્રમાં હોવાનું જણાવ્યું છે. એમાં જૈને તીર્થંકર સુમતિ સ્વામીના પૂજન અર્થે એ નદીને કાંઠે આવેલી એક વાડી દાનમાં અપાયાનો ઉલ્લેખ મળે છે. આ નદી પકડી શકાઈ નથી.

પ્રભાસપાટણના ભદ્રકાળીના મંદિરમાંના ઈ.સ. ૧૧૬૯ના લેખમાં ચંદ્રગ્રહણ વખતે '**હિરણ્યા**'ના તટ પર પાપમોચન પાસે સ્નાન કરવાનું કહ્યું છે. આ હિરણ્યા તે પ્રભાસપાટણ પાસે ત્રિવેણીસંગમમાં ભળતી હીરણ નદી છે. ગીરની ડુંગરમાળામાં થઈને આવતી આ નદી પર હડપ્પીય સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે એ તેના પ્રાચીન મહત્ત્વના પુરાવા રૂપ છે. ઉપરાંત 'પંચસ્રોતા સરસ્વતી'ના પાંચ પ્રવાહોમાંની પહેલી 'હિરણી' તે આજની હીરણ છે.

આ બધી નદીઓ ઉપરાંત ગુજરાતમાં મહી, સાબરમતી, ભાદર, ભોગાવો, શેત્રુંજી વગેરે અનેક મોટી-નાની નદીઓ આવેલી છે, તેમ જ તેમનું સાંસ્કૃતિક મહત્ત્વ પણ ઘણું છે. પરંતુ અભિલેખોમાં એમનો પ્રસંગ પડયો નહિ હોવાથી એમના ઉલ્લેખ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

ગંગા :-

ગુજરાત બહારની નદીઓમાં ગંગાની પ્રશસ્તિ કરતા ઉલ્લેખ કેટલાક અભિલેખોમાં જણાવા મળે છે. માંગરોળની સોઢડી વાવના ઈ.સ. ૧૧૪૬ના લેખમાં આરંભમાં શિવની સ્તુતિ કરતાં જણાવ્યું છેઃ

मुकुट : स हरस्य पातुव :

शशिपंकेरुहकंदकांक्षया ।

बंगानाद चिरेण यत्र सा

सुरहंसीव पपात जाह्नवी ॥

અર્થાત્ શિવજીનો મુકુટ (જટાજૂટ) તમારું રક્ષણ કરો. એ જટાજૂટ ગંગા નદી આકાશમાંથી ઉતાવળે ઊતરી, તે જાણે ચંદ્રમા રૂપી કમળના નાળની ઈચ્છાને લીધે ઊતરતી દેવલોકની હંસી જ હોય નહિ શું ?

ઈ. સ. ૧૧૬૯ના પ્રભાસપાટણના લેખમાં પણ ગંગાની પ્રશસ્તિ કરી છે : "ભવાનિપ્રિય શંકરને તેમની સહચરીએ ગુસ્સે થઈને કહ્યું કે, તમારી જટામાં હું ગંગાની હાજરી સહન કરું છું તેથી ઓ શઠ ! તમે તમારા કર્ણમાં એની લીલા કરાવો છો અને ક્રમે ક્રમે એને તમારા અંકમાં લીધી છે."

ઈ. સ. ૧૫૨૭માં ઝાલા રાણા માનસિંહનાં રાજમાતા કલ્યાણદેએ વાવ કરાવી હતી. એ વાવ અંગેના લેખમાં કોઈ પણ જળમાં સ્નાન ગંગાસ્નાન જ માનવાના ધાર્મિક વિશ્વાસનો પડઘો છે. લેખમાં જણાવ્યા મુજબ-

स्नाने दाने तथा पुण्ये देवे पितरे च कर्मणि ।

सामान्यसर्वभूतेभ्यो मया दत्तमिदं जलं ॥

वाराणसी चा यद्यं पुण्यं तत्पुण्यं नितुदर्शनात् ।

अथवा स्थान पूजायां गंगास्नानादिकं फलम् ॥

## પ્રશસ્તિઓમાં વિશિષ્ટ નિર્દેશ

અભિલેખોમાં કેટલીક પ્રશસ્તિઓમાં રાજાઓ અને કેટલીક પુણ્યશાળી વ્યક્તિઓની નદીઓ સાથે સરખામણી કરવામાં આવી છે. સરિતાને ઉપમાન બનાવીને પ્રયોજેલા વિવિધ અલંકારો એ પ્રશસ્તિ લેખકોની કવિત્વ શક્તિ અને વિદ્વત્તાના પરિચાયક છે.

વલભીના મૈત્રક રાજાઓનાં દાનશાસનોમાં દાન આપનાર રાજા પોતાના બધા જ પૂર્વજોની પ્રશસ્તિ દાન પત્રમાં લખાવતા. આમાં ગુહસેનના પુત્ર ધરસેન ૨ જાની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે, "જેનાં અશેષ (સર્વ) પાપ એના પિતા (ગુહસેન)ના પાદનખના રશ્મિસમૂહમાંથી વહેતી જહ્નુની નદીના જળના પ્રવાહથી ધોવાઈ ગયાં છે એવો તે રાજા ધરસેન...છે.' વિષ્ણુપુરાણનાં ગંગાને વિષ્ણુના ડાબા પગના અંગૂઠાના નખમાંથી પ્રવાહિત થતી હોવાનું જણાવ્યું છે, તેથી આ પ્રશસ્તિમાં ગુહસેનને વિષ્ણુ સાથે સરખાવવાનો હેતુ રહેલો સમજાય છે.

ગુર્જરનૃપતિવંશના રાજા દદ્દ ૨ જાના ઈ.સ.

૧૨૯ના દાનશાસનમાં પોતાના પૂર્વજ દદ ૧ લાની પ્રશસ્તિમાં રાજાના કંઠ (અવાજ) ને રેવા નદીના ઘોષ પડતાં પાણીના અવાજ જેવો મધુર ગણાવ્યો છે. એ વંશના જયભટ ૩ જાના ઈ. સ. ૭૦૬ના દાનશાસનમાં રાજાને

'भागीरथी प्रवाह इव विपक्षक्षोभक्षमः'' કહ્યો છે. એટલે કે એ રાજા ભાગીરથી નદીના પ્રવાહની પેઠે શત્રુઓને ક્ષોભ પમાડે એવો શક્તિશાળી છે.

રાષ્ટ્રકૂટ રાજા કર્ક ૨ જાના ઈ. સ. ૮૧૨ના દાનશાસનમાં આપેલી પૂર્વજોની પ્રશસ્તિમાં ગોવિંદ ૩ જાએ પોતાના શત્રુઓ પાસેથી ગંગા અને યમુનાનો પ્રદેશ પડાવી લેવાનો તે પાવનકારી નદીઓનાં સાક્ષાત ચિહ્નથી વ્યક્ત થતા ઉત્તમપદની પ્રાપ્તિ કર્યાનો નિર્દેશ આ શબ્દોમાં વ્યક્ત થયો છે :

यो गङ्गा यमुने तरङ्ग सुभगे
गृह्णन्वरेण्यः समं
साक्षाच्चिह्न निभेन चोत्तमपदं
तत्प्राप्तवानीश्वरं ।........

પ્રભાસ પાટણના ઈ.સ. ૧૧૬૯ના લેખમાં સોમનાથના માર્ગ પર બે વાવ કરાવનાર ગુરુ ગંડની પત્ની મહાદેવીને યશ, વાણી અને સૌંદર્યમાં અનુક્રમે ગંગા, સરસ્વતી અને યમુના સાથે સરખાવી છે.

ગિરનારના ઈ.સ. ૧૨૩૦ના જૈન અભિલેખો પૈકીના એકમાં વસ્તુપાલની પ્રશસ્તિમાં લખ્યું છે કે, 'મંત્રીશ્વર વસ્તુપાલની કીર્તિનાં ઊંચાનીચાં તરંગોથી સર્વ સરિતામંડળ શ્વેત બની જવાથી પવિત્ર ગંગાના યાત્રા કરનારા દરેક નદીને ખરેખર તે શ્વેત જળવાળી ગંગા ભૂલથી માનીને વ્યાકુળ મનવાળા અને અમિત તેમજ શિથિલગાત્રોવાળા યાત્રાળુઓ અહીં-તહીં ભમ્યા કરે છે।'

સોમનાથના ઈ.સ. ૧૩૮૫ના અભિલેખમાં યાદવ રાજા ભીમની પુત્રી યમુના, જેનાં રાષ્ટ્રકૂટ રાજા ધર્મ સાથે લગ્ન થયાં હતાં, તેની શ્લેષયુક્ત સુંદર પ્રશસ્તિ કરેલી છે. રાણી યમુનાને નદી યમુના સાથે સરખાવી છે. યમુના નદી અને ઋગ્વેદની 'યમી' ને એક ગણવામાં આવે છે. અને યમી યમ બંને જોડિયાં ભાઈ-બહેન હતા. યમીએ લગ્ન માટે યમ પર પસંદગી ઉતારી હતી, પરંતુ યમે એનો ઇન્કાર કરી ભાઈ-બહેનનો પવિત્ર સંબંધ નિભાવવા તેને સમજાવી હતી. આ વેદપ્રસિદ્ધ વાર્તાનો પ્રશસ્તિમાં યુક્તિપૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો છે :

नाम्ना भवेद्या यमुना न निम्न
राज्ञी भवेन्नो यमगर्भधारिणी ।
भैमी भवेद्या न रुचिः स्वयंवरे
मदालसा या न भवेन्मदालसा ॥

અર્થાત્ જે નામથી યમુના (તરીકે પ્રસિદ્ધ) છે, પરંતુ (યમુના નદી જેવી) નીચી ગતિવાળી નથી; જે રાણી છે પણ યમગર્ભધારિણી (યમનો ગર્ભ ધારણ કરવાની ઇચ્છાવાળી યમુના અથવા યમ સહિત એક જ ગર્ભમાં ધારણ કરાયેલી યમુના) નથી; જે ભૈમી (દમયંતી અથવા યમુના જેવી ઉગ્ર) છે, પણ (દમયંતી કે યમીની માફક) સ્વયંવરમાં રુચિ રાખનારી નથી અને મદાલસા (એક અપ્સરા) હોવા છતાં મદાલસા (યમુના જેવી અલસ-ગતિવાળી) નથી. આમ કહીને પ્રશસ્તિકારે 'રાણી' યમુનાને 'મહારાણી' યમુના કરતાં શ્રેષ્ઠ દર્શાવી છે. 'આ અભિલેખમાં પ્રશસ્તિકારે એનામાં 'અભિનવ પ્રયાગ' સર્જ્યો છે :

न गंगा भवतीति शुद्धा
या नाम चेया यमुना प्रसिद्धा ।
सरस्वती तद्वदनान्न याति
प्रयाग एषोऽभिनवो विभाति ॥

જે ગંગા નથી તેથી શુદ્ધ છે (ગંગામાં ઘણી અશુદ્ધિ ભળતી હોય છે તેનો અહીં નિર્દેશ છે, છતાં ગંગા સૌને પાવનકારી તો છે જ), નામથી તો યમુના તરીકે પ્રસિદ્ધ છે જ અને તેના મુખમાંથી સરસ્વતી જતી નથી, આવી જાતનો આ અભિનવ પ્રયાગ એનામાં શોભી રહ્યો છે.

આમ ગુજરાતના અભિલેખોમાં નદીઓના નિર્દેશ ગ્રંથસ્થ સાહિત્યમાં આવતા એના નિરૂપણ કરતાં ઘણા ઓછા અને ઓછા હોવા છતાં ઐતિહાસિક, સાંસ્કૃતિક અને સાહિત્યિક દૃષ્ટિએ પણ ઉપયોગી બની રહે એમ છે.

# ફૂલકુ અને જયરાજ

બારોટ શંભુદાનજી સામજીભાઈ

કચ્છ દેશના માંડવી બંદર પાસે ગુંદીઆળી ગામમાં દસ જાડેજાની ઠકરાત. આ ઠકરાતમાં ઠાકોર દેવરાજજીને બે કુંવર થયા. પણ બન્ને કરમી. મોટા ઉસ્તીયારજીએ રંગપટ્ટણ નામના પોતાને મળેલા ગરાસમાં રહેવાનું રાખ્યું.

એના દરબારગઢને ચારે બાજુ ચાર કોઠા, વજેરી અને મુખ્ય દરવાજા ઉપર માઢ મેડી બનાવી. રોજ સવારે પહોર દી ચડયે માઢ મેડીએ દાયરો થાય ને આનંદ મંગળ થાય.

ઠાકોર ઊસ્તીઆરજીના કુંવર જયરાજજીને નાવાનો બહુ શોખ. બાજુમાં જ દરિયો. એટલે કુંવર રોજ પોતાના મિત્રમંડળ સાથે સમંદર સ્નાન કરવા જાય. દરિયામાં આવે આવે મોટી લહેરું ઉપર હીંચકો ખાય. બાજુમાં જ બંદર, એટલે સલાયાના ખારવા વહાણવટીઓ પણ જયરાજની તરવાની કળા જોઈ ખુશ થાય.

એક દિવસના સમે ઠાકોરે કહ્યું કે: "બેટા ! તને સમદર સ્નાનનો બહુ શોખ લાગ્યો છે તો વહાણવટું કરજે એટલે દરિયો ડોળવાની મજા આવશે."

એક તો દરિયાઈ મિત્રોનો આગ્રહ, એમાં પોતાના બાપુએ કહ્યું, એટલે માંડવી પાસે સલાયાના બારામાં ત્યાંના કુશળ કારીગરો પાસે શુભ ચોઘડિયે પઠાણ નખાવી બે શઢ ચડે એવાં બે જબ્બર સથાવાળાં વહાણ બનાવ્યાં. આલાધ વસાવી નવા શઢ ચડાવ્યા. સબચોખ વાટું ભરાવી. વધારાની વલ નાખી, મૂરત જોવરાવી, પોતાની કુટુંબને પગે લાગી વહાણ તરતાં મૂકયાં.

જયરાજને તો આ બહુ ગમ્યું. બે ચાર મહિના સુધી દરિયાઈ મુસાફરી ચાલે. મોટા મોટા દેશ પરદેશના બંદરે જાય આવે ને મજા કરે. પરદેશથી કંઈક અવનવી ચીજું લાવી સૌને આપે એક તો જુવાની, બીજું દરિયાઈ હવા, સારું ખાવા પીવાનું એટલે આ કુંવરને સૌને જોવા જ કરવાનું મન થાય. પછી માવતરના રાજીપાની શી મણા ?

આખર બધી મટી ગયા બાદ સહુ પોત-પોતાનાં વહાણો તૈયારે છે કરે. આ રીતે જયરાજે પણ પોતાનાં બે વહાણ બાજ અને વનરાજ તૈયાર કર્યાં. ત્યાં ઠાકોર જયરાજને કહે : "બેટા, આ વખતે તમારે વહાણ સાથે જવાનું નથી." ત્યારે જયરાજે પૂછ્યું : "કેમ બાપુ ?"

"હવે સંબંધ-લગનનું કાંઈક વિચારશું ને ?" ત્યારે નીચું જોઈને જયરાજ કહે : "બાપુ ! આવું કાંઈ કરવું નથી. મને તો સફરમાં બહુ મજા આવે છે."

પણ ઠાકોરે ભાર દઈને કહ્યું. એટલે જયરાજ ચૂપ રહીને ચાલતો થયો. દરબારગઢમાં આવી પોતાનાં માતાજીને બધી વાત કહી ને એમ કહ્યું કે: "મારે પરણવું નથી."

માંડવી બંદરમાં અઢારેય વરણ વસે પણ ભાટિયાઓનું બહુ જોર. ભાટિયાઓનું વહાણવટું પણ જબરું. આખા કચ્છમાં વખણાય. એક એક શેઠિયાને ત્યાં સાત સાત વહાણ. રાજા મહારાજાઓને પણ ધીરધાર કરે. એમાંના એક ધનાઢય શેઠને એકની એક દીકરી. એનું નામ ફૂલકુ. આ ફૂલકુ પણ જુવાન થઈ છે. એનાં માવતર પણ સારા ઘર ને વરની પૂછા કરે.

આ વાતની જ્યારે ફૂલકુને જાણ થઈ એટલે પોતાની બહેનપણીઓ સાથે માને કહેવરાવ્યું કે : "મને પૂછ્યા વગર મારું સગપણ કરે નહિ."

આથી માવતરને દુઃખ થયું. પણ એકની એક દીકરી એટલે સમજવા માટે સમય આપ્યો.

ફૂલકુની જુવાનીએ પણ કુંપળો કાઢયાં છે. લોહીએ થોડીક ગરમી-પકડી એટલે બહેનપણીઓ

સાથે રોજ સમદર સ્નાન કરવા જાય, તરે તાંતરે, ડૂબકિયું ખાય અને બહેનપણીઓ સાથે ધીંગામસ્તી ચાલ્યા કરે. ક્યારેક બહેનપણિયું કહે કે : "ફૂલકુ ! તારે સાસરે જાવું છે કે રોજ દરિયે જ નાવું છે ?" ત્યાં તો બોલનારીના મોઢા આડો ફૂલકુ હાથ દઈ દયે.

બરાબર નાળિયેરની પૂનમ આવી. સહુ વહુ દીકરીઓ દરિયો પૂજવા આવી. દૂધે દહીંએ દરિયો પૂજી, ફૂલડે વધાવી, રેતીમાં ધૂપસળી ભરાવી સહુ કિનારે બેસી નાસ્તો મીઠાઈ ખાય ખવરાવે. સૌ ગજા પ્રમાણે ગરીબોને દાન દે. આ બધી વિધિ પતી જતાં આનંદ શહેરમાં આવ્યું. ફૂલકુ તો મોટા શેઠની દીકરી એટલે એકલી મુકાય નહિ. થોડી બહેનપણીઓ રોકાણી છે. માથે શ્રાવણનાં સરવડિયાં આવ્યા કરે. કાંઠે બેઠેલ બહેનો પણ પલળે, નવાં લૂગડાં ભીંજાય એટલે ફૂલકુને કહે :

"હવે બહાર નીકળાને બહેન ! અમને ટાઢ પડે છે ને તારી ગરમી શમતી નથી. તે મોજાં સાથે બથોડાં લેધ."

અરધીક બહાર નીકળી આંગળિયેથી માથાની લટોને સમારી ચંદ્રમુખીએ હસીને કહ્યું કે : "હવે હાલો હાલો ! આટલી બધી ઉતાવળ કરો છો તે ગામમાં છે શું ? મને તો અહીં બહુ મજા આવે છે. ઊભા રો, એક શેલારો મારી આવું."

આમ કહી પાણી માથે તરતું મૂક્યું. દરિયામાં ઊંડી ઉતરી ગઈ. મોટા મોજામાં ફસાણી, કિનારે બેઠેલ બહેનપણીઓએ ક્રમ પ્રમાણે આવી નહિ એટલે ઊભી થઈ. ઓસરી ઉતરી ઝીણી નજરે જોવા માંડી. માથે ઝીણા ઝીણા મે વરસે. આઘે જોવાય નહિ, તેમ ફૂલકુને આવતી યે જોઈ નહિ. સમય થયો એટલે બહેનપણીઓએ મોટે સાદે રાડો પાડી.

બરાબર એ જ વખતે રાવળપીરનાં દર્શન કરવા જયરાજ આવેલ તેને જાણ થઈ. દોડીને રાડો પાડતી બહેનો પાસે આવ્યો. વાત જાણી લઈને તરત દરિયામાં ઝંપલાવ્યું. તોફાની દરિયામાં જવું જયરાજ માટે રમત જેવું હતું. મોટા શેલારા મારતો બહેનપણીઓએ ચીંધેલ નિશાન તરફ ગયો. તરતો, ડૂબકીઓ દેતો, ભાભર પાણી વટીને ઊંડા પાણીમાં આવ્યો. જરાક સ્વસ્થ થઈને જોયું તો કોઈ નવોઢા મોટા લોઢમાંથી કિનારે પહોંચવા મથતી જોઈ.

પણ બધું નકામું. જેટલું કિનારા તરફ આવવા કરે એટલું જ મોટાં મોજાં એને આઘે લઈ જાય. કિનારે પહોંચવું અશક્ય લાગતાં બને એટલી જોરથી એક બે બૂમો પાડી ને ત્યાં તો થાકથી બેભાન થઈ ગઈ. જયરાજે આ જોયું. બને તેટલા જોરથી તરીને નવોઢાને પકડવા ગયો. બૂડી કે બૂડશે ! ત્યાં તો જયરાજ પહોંચ્યો ને ફૂલકુને ખભે લઈ લીધી.

ઓળખે કે ન ઓળખે એવી આંખે ફૂલકુએ પોતાને બચાવનારને જોયો. જયરાજ કિનારે પહોંચ્યો. એની બહેનપણીઓ પાસે ફૂલકુને ઉતારી ને જયરાજ ચાલતો થયો. ફૂલકુના સમાચાર ગામમાં પહોંચ્યા. માણસ ટોળે વળ્યાં, ફૂલકુનાં માવતર આવી પહોંચ્યાં. જતા જયરાજને રોકી શાબાશી આપી, ગામમાં આવ્યાં.

આ વાત માથે વખત વીત્યો ન વીત્યો ત્યાં ગોકુળિયા લગ્ને ફૂલકુને પરણાવી દેવાની રતિ શરૂ થઈ. ત્યારે ફૂલકુ રોઈને માના ખોળામાં પડી, કહ્યું કે : "મા, મારાં લગ્ન થઈ ગયાં છે." એની મા કહે : "આ તું શું બોલે છે ?" એટલે ફૂલકુ કહે : "હું તો મને જીવતદાન આપનાર સાથે મનથી પરણી ચૂકી છું."

માવતર વિમાસણમાં પડી ગયાં. એકની એક લાડકી પુત્રી. માવતરે છેવટે હા પાડી. જયરાજે પણ ફૂલકુને જોઈ ત્યારથી પણ માંડ્યું કે "ગોળ, વિના મોળો કંસાર તેમ નારી વિના સૂનો સંસાર." જયરાજે પણ રાજના કવિ મારફત પોતાના પિતાને કહેવરાવ્યું કે : "આ દેહે જેનો મેં હાથ પકડ્યો એ છોડીશ નહિ. આપે મારા લગ્ન માટે ઘણું કહેવરાવ્યું ત્યારે મેં ના પાડી હતી. હવે આપ રાજીખુશીથી રજા આપો."

માવતરે બે ય બાજુની વાત જાણી. ફૂલકુ સાથે જયરાજનાં લગ્ન કર્યાં, પણ ચુસ્ત પિતા

ઠાકોર ઉસ્તીઆરજીને આ ગમ્યું નહિ. એથી વહાલા સાથે જયરાજને વિદાય દીધી. ભીની આંખે આ નવ-દંપતિએ રજા લીધી. પણ પોતાની જન્મભૂમિથી ઝાઝે દૂર જવું ગમ્યું નહિ. સૌરાષ્ટ્રમાં જોડિયા આવ્યા. દરબારગઢ બંધાવીને રહ્યા. થોડા જ સમયમાં સાથે આવેલા ભાઈબંધોને થાળે પાડી પોતે ફરતાં પંથકમાં નામ કાઢવા માંડયા.

જોડિયામાં રહેતા મેમણોને મેમાણાના મેમણો અવાર નવાર હેરાન કર્યા કરે. એથી જોડીઆના મેમણોએ જયરાજની શરણાગતી સ્વીકારી. આથી મેમાણાના મેમણો વધારે ઉશ્કેરાયા, અને જોડીઆ આવી મેમણો સાથે તકરાર કરી. જયરાજને ખબર પડતાં તે મેમાણાના મેમણો પાછળ પડયો અને વીસ ગાઉ તગડી મેલી મેમાણા ખાલસા કરી પોતાને કબજે કર્યું.

મેમાણાના મેમણો કોઈ રીતે જયરાજને પાછો પાડવા યુક્તિ લડાવ્યા કરે. એમણે જોડીઆના પોતાના સાગ્રીતોને પૂછયું કે આપણું વસાવેલું મેમાણા પાછું મળે એવી કોઈ યુક્તિ ખરી? ત્યારે જાણવા મળ્યું કે જયરાજનું દિલ તૂટી જાય તો જ એ બને. ત્યારે કહે એનું દિલ કેવી રીતે તૂટે? તો કહે એનું પ્રિયપાત્ર ફુલકુનું મરણ થાય તો જયરાજનું દિલ તૂટે.

હવે જયરાજના દરબારગઢમાં તો કોઈ રીતે જવાય તેમ ન હતું. જયરાજ ગામતરે ગયેલા. એમાં અફવા ઉડાડી કે મેમાણાના મેમણો સાથે લડતાં જયરાજ કામ આવી ગયા. એક બાઈને રડતી રડતી દરબારગઢમાં મોકલી. ફુલકુએ પૂછયું કે "આ શું છે?" ત્યારે પેલી બાઈ રોતાં રોતાં કહે: "બાપા, કરમ ફૂટી પડયાં. બાપુ કામ આવી ગયા."

ફુલકુએ જેવા આ સમાચાર સાંભળ્યા કે ઓરડાની દીવાલ સાથે માથું અફાળી ને પ્રાણ કાઢી નાખ્યા.

આ સમાચાર જયરાજને મળતાં મારતે ઘોડે જોડીઆ આવ્યો. પોતાના પ્રિયપાત્રની દશા જોઈ. ઘેરા શોકમાં ડૂબી ગયો. અંતિમ વિધિ કરી. પણ જાણવા મળ્યું કે દુશ્મનોના કાવતરાથી ફુલકુએ પ્રાણ ખોયા છે ત્યારે મનોમન પ્રતિજ્ઞા કરી કે જે ગામ ને પંથક માટે ફુલકુને પ્રાણ ખોવા પડયા છે એ ગામ અને એ પંથકમાં ફુલકુનું નામ ચિરંજીવી કરીશ.

આમ છએક માસ ફુલકુના વિયોગે જયરાજ ઝૂરતો રહ્યો. ત્યાં આમરણ જીતીને જામ રાવળ જોડીઆ ઉપર આવ્યા. જયરાજને ખબર પડતાં તે સામો ગયો. જામ રાવળ સાથે જ કચ્છથી આવેલા ઉસ્તીઆરજીએ જયરાજની પોતાના પુત્ર તરીકે ઓળખ આપી. જયરાજે જમાવેલી સત્તા જોઈ જામ રાવળ ખુશી થયા. જોડીઆ સર કરી જામ રાવળ ધ્રોળ આવ્યા. હરભમજી ચાવડા પાસેથી નાગના આવી નાગજી જેઠવા પાસેથી નાગના બંદર લઈ, પશ્ચિમે એક મોટું સરોવર બંધાવ્યું. એનું નામ રાવળસર આપ્યું. જયરાજે જામ રાવળના સૈન્ય સાથે રહી ઘણાં પરાક્રમો કર્યાં. જામરાવળે પોતાના પૂર્વજ હાલાજીના નામ ઉપરથી જીતેલા મુલકને હાલારનું નામ આપ્યું ને પોતે ખંભાળિયામાં રાજગાદી સ્થાપી.

હવે જયરાજે પણ જામરાવળ પાસે મેમાણા અંગેની પોતાની પ્રતિજ્ઞા જણાવી. ત્યાં સુધીમાં મેમાણાના મેમણોએ સંધી, સમરા, કાઠી વગેરે લડાયક લોકોને પોતાની મદદમાં ભરતી કરતા રહેલા. જામ રાવળે જયરાજને પૂરતી સામગ્રી આપી. જયરાજે મેમણોને પરાસ્ત કર્યા. મેમાણા કબજે કરીને આસપાસનો મુલક પણ કબજે કર્યો. જામ રાવળે એ બધો મુલક જયરાજને જાગીર રૂપે આપ્યો.

જયરાજે મેમાણામાં સુંદર ગઢ બનાવ્યો. પોતે મેળવેલ ડુંગરોનું નામ પોતાના પૂર્વજ ઉપરથી દલાશાના ડુંગર પાડયું. આ ડુંગરમાંથી વહીને મેમાણાને પાધરથી નીકળતી નદીનું નામ ફુલકુ પાડયું. કોઈ ધૂળધોયા મળી આવશે તો જગતને જાણવા મળશે કે વસુંધરા ઉપર પેટ પાથરીને પડેલી સરિતા, એના પેટમાં કેટકેટલા કરુણ, વીર, અદ્‌ભુત અને શાંત રસોની ગાથાઓ સંઘરાયેલી પડી છે.

# ગોપ-પુત્રી વરતુ

દેવજીભાઈ વાળા




ગોપનો ડુંગર આલેખક · દેવજીભાઈ વાળા

ભારતના નકશામાં સૌરાષ્ટ્રનું ચિત્ર માતાએ તેડેલા લાડકા બાળક સમું છે, તો સૌરાષ્ટ્રમાં આવેલ બરડા પ્રદેશનો બરડો ડુંગર એ લાડકા બાળકની કરોડ જેવો લાગે છે. બરડો ડુંગર અનેક વિશેષતાઓથી ભરેલો છે. તેમાં તે પ્રદેશનું ઐતિહાસિક, ભૌગોલિક અથવા પુરાતત્ત્વીય વિશિષ્ટ તત્ત્વ દેખાયા સિવાય રહેશે નહિ. પોરબંદરથી ઈશાને ત્રિસેક માઈલની લંબાઈએ છેક ભાણવડ સુધી તે પથરાયેલો પડ્યો છે. એનાં સુંદર શિખરો વેણુ અને આભપરો દૂરથી આપણને આમંત્રે છે. આભપરાની તળેટીમાં જેઠવા રાજાઓની ઇતિહાસ પ્રસિદ્ધ નગરી ધૂમલી કે જેનાં ખંડિયેરો કાળની દાઢમાં લુપ્ત થઈ ગયા છે પણ તેની ગવાહી આપતું સૂર્યમંદિર નવલખો આજ પણ એ રાજધાનીની સમૃદ્ધિની સાક્ષી રૂપે ઉન્નત મસ્તકે ઊભું છે. જેની શિલ્પ સમૃદ્ધિ મોઢેરાના સૂર્યમંદિરની સમકક્ષ આજે પણ જળવાઈ રહી છે. આ શિલ્પ સમૃદ્ધિ નિહાળી જરા દશેક માઈલ સમતલ ભૂમિ ઉપર ચાલીએ એટલે એક બીજો ડુંગર ઉપસી આવે છે, તે ગોપનો ડુંગર. ડુંગરમાંથી આપણે જેની વાત કરવી છે તે નદી ઉદ્ભવે છે. આ ડુંગરની તળેટીમાં ગોપ નામે ગામ વસેલ છે તે ઉપરથી ડુંગરનું નામકરણ થયું લાગે છે. નદીનું નામ છે વરતુ સૌરાષ્ટ્રની બીજી નદીઓ ભાદર-ઓઝત કરતાં છે તો નાની પણ આ નદીને વિશેષ મહત્ત્વ છે એટલા માટે આપું છું કે ઘણાં માણસો જેમ પિતાની કીર્તિ ઉપર પોતાનું વ્યક્તિત્વ રચે છે તેમ વરતુ નદીના પિતા ગોપના ડુંગરનું સ્થાન એની ઉપર આવે-કદાચ પુરાતત્ત્વ શાખામાં ભારતના સૌથી પુરાણા-ગોપ મંદિર અંગે છે. ગોપનો ડુંગર આમ તો ઝાડપાન વગરનો બોડો ડુંગર છે પણ આ મહત્ત્વના મંદિરના કારણે તેનું પણ વિશેષ મહત્ત્વ અને ગણના છે.

સંસ્કૃતમાં વૃતરૂપ-સંકલ્પ અને વૃતરૂપા એટલે સંકલ્પ મુજબ દેનારી એવો અર્થ થાય છે. વૃત-વૃતા અને વૃત્રનું વરતુ થયું હોય એમ લાગે છે. બીજું એક પ્રમાણ સ્કંદપુરાણમાં મળે છે કે વામાવૃત-નો અર્થ પ્રદક્ષિણા થાય છે. વરતુ નદી પણ ગોપના ડુંગરને વામ બાજુથી અર્ધ પ્રદક્ષિણા કરી પછી આગળ પ્રસ્થાન કરે છે. જો ગોપનું મંદિર શિવમંદિર સાબિત થાય તો આ પાઠ બરાબર બેસે છે, કારણ શિવમંદિરની જળધારી સુધી વામ પ્રદક્ષિણા જ થતી હોય છે. ઉપરાંત આ નદી અર્ધવર્તુળ રચતી ચાલે છે. ત્રીજો આધાર સૈંધવોના દાનપત્રમાં 'વરત્રોઈ' તરીકે પણ વરતુ નદીનો ઉલ્લેખ છે. વરત્રોઈનો અર્થ પણ વૃતરૂપા જેવો જ થાય. આ રીતે ત્રણેમાંથી ગમે તે પાઠ

લઈએ તો પણ વરતુ દરેકને લાગુ પડે છે. આવી આ નદી જેમ ગંગા શરૂઆતમાં એક પાતળી ધારા રૂપે વહે છે તેમ પિતા ગોપના ડુંગર ખોળામાંથી કૂદકો મારી પા–પા પગલી માંડે છે. ગોપના ડુંગર અને ગોપ ગામને પ્રદક્ષિણા કરી અદીઠ દિશામાં ચાલી નીકળે છે. જેવી રીતે પુત્રી પિતાનું ઘર છોડે ત્યારે તેને ભાવિ વિષે અનેક કલ્પિત ચિત્રો હોય છે, બીલકુલ અજાણ્યા પરિવારમાં પોતે પોતાના વ્યક્તિત્વ અને આપસૂઝથી ગોઠવાઈ જતી હોય છે તેમ આ નદી પણ અદીઠ ભવિષ્ય તરફ પગલાં માંડે છે. કેટલીયે રૂકાવટો પાર કરતી, નાનાં મોટાં ઝરણાંને પોતાની ગોદમાં સમાવતી ધીરે ધીરે પુષ્ટ બનતી ચાલે છે.

બરડા પ્રદેશના જેઠવા રાજાઓમાં અગત્યનું સ્થાન ધરાવનાર ભાણુ જેઠવાના ભાણુવડ પાસે આવીને જેઠવા રાજાઓનું ભવિષ્ય ભાખતી, વેરાળી તથા ભાણુ-વડી એમ બે નદીઓને ભેટી ત્રિવેણી સંગમ રૂપે તીર્થધામ રચે છે. અહીં આસપાસની ગ્રામ–જનતા પવિત્ર તહેવારોએ સંસ્કૃતિ મેળા રચી જનજીવનમાં ઉત્સાહ સાથે જીવનનો આનંદ માણે છે. આવા મેળામાં ઈતિહાસ પણ તાજો થતો હોય છે. જેઠવા રાજાઓના ઈતિહાસમાં સોન–હાલામણનો પ્રસંગ ખૂબ ગવાયો છે. તેનો એક દુહો આ પ્રમાણે છે :

ઢેબરથી મન ઢળ્યાં, ખારે પણુ ઇ ખૂંચ્યાં નહિ;
વરતુ વેરાળી ઉતરતે, અમને અળગો થયો આભપરો.

આમ વરતુ નદી પણ આભપરાને અળગો કરતી, પિપળિયા આંબલીઆરા વગેરે ગામોને રસાળ બનાવવા સાથે સંસ્કૃતિના પાઠ પઢાવતી પાદર[1] 'શરણાઈઓના સૂર સાંભળવા જરા થંભી જાય છે; અને પછી સંગીતના તાલ સાથે નૃત્ય આરંભતી ભોમિયાવદર, પારાવાડા, મોરાણા તથા સોઢાણા જેવાં ગામોને સમૃદ્ધ કરતી–વિશાળ બનતી, હરણફાળ ભરતી ગતિ વધારે છે.

ફટાણા ગામ આગળ તો એનાં વૈભવ ઔર વધી જાય છે. આ ગામની સીમને બે મોઢે પાણી સીંચે છે. પાણીનો વિશાળ પટ અહીં આગળ ચોમાસામાં તો દરિયાનું રૂપ ધારણ કરે છે. અહીં ઉદારતા પૂર્વક એક ફાંટો કમંઠ નદી રૂપે આવી અહીંની ભૂમિને વધુ પાણી પૂરું પાડે છે. તે કમંઠ નદી ફટાણા, શીંગડા, સીસલી અને ચંદ્રાવાડા ગામે[2] ગોઝારો નામ ધારણ કરી રાવલના ઘેડમાં ભળી જાય છે.

લેખકે વરતુ નદીને બચપણમાં અનેક સ્વરૂપે નિહાળી છે તેથી તેનું વિશેષ મમત્વ હોય તે સ્વાભાવિક છે. નદીને માતા એટલા માટે કહી છે કે જેમ બાળકના જીવન વિકાસમાં માતાનો ફાળો છે તેટલો બલ્કે તેથીએ વધારે જીવનસંસ્કાર પોષવામાં નદીનો ફાળો હોય છે. માનસશાસ્ત્રની દષ્ટિએ પણ આ વસ્તુ વિચારવા જેવી ખરી. કારણ કે જાણ્યે અજાણ્યે પણ સંસ્કારસીંચન કરવામાં નદી–પર્વતનો ફાળો હોય જ છે.

ફટાણા ગામે વરતુ નદીના કાંઠે ઝાલેશ્વર મહાદેવનું મંદિર આજે પણ શ્વેત ધજા ફરકાવતું આ નદી માતાની પવિત્રતાની ગવાહી આપે છે. એક વડદાદાનો વસ્તાર વધીને એક જ થડમાંથી દશેક વડનું ઘેઘૂર ઝૂંડ આ સ્થળને વિશેષ પવિત્ર અને રળિયામણું બનાવે છે, તેમ જ અનેક જીવોનું આશ્રયસ્થાન બની રહ્યું છે. ચોમાસાના દિવસોમાં જ્યારે અચાનક પૂર આવે ત્યારે આ સ્થળ આસ-પાસનાં બે ત્રણ ગામોના ખેડુતોનું તેમ જ પશુઓનું આશ્રયસ્થાન બની રહે છે. શ્રાવણ માસમાં આજુબાજુના ગામના શ્રદ્ધાળુ ભક્તો નદીમાં સ્નાન કરી શિવપુરાણનું કથામૃત સાંભળે અને શ્રાવણ માસ પૂરો થયે હવનાદિથી આખું વાતાવરણ મઘમઘી ઊઠે છે. આવું પાંચસોથી સાતસો વર્ષ પુરાણું આ શિવમંદિર મનાય છે.

ઝાલેશ્વર મહાદેવનાં દર્શન કરી કાંઠે–કાંઠે આગળ ચાલીએ, કારણ હવે નદીનો પ્રવાહ બન્ને

---

૧. ભીનકવડમાં શરણાઈવાદકોનાં કુટુંબો વસે છે, જેઓ સાંજ–સવાર રિયાઝ કરે ત્યારે શરણાઈના સૂરોથી વાતાવરણ પડઘાતું હોય છે.

૨. ચંદ્રાવાડા ગામ આગળ આ નદીમાં વરરાજા સહિત જાન ડૂબી ગયેલી તેથી ગોઝારો કહેવાયો એવી દંતકથા છે.

કિનારે ઘસાઈને આવી છે. આગળ વધીને શીંગડા ગામે વિશેષ ગભીર બને છે. બન્ને કિનારે આવેલ વૃક્ષરાજિ એની ગભીરતામાં વિશેષ વધારો કરે છે. બોખરીના ડુંગરાઓમાંથી નીકળતી બીજી એક નાની બેન જેવી સોરઠી નદી અહીં આગળ વરતુ નદીમાં સમાઈ જાય છે અને પ્રવાહ ગભીર તેમજ વેગવાન બને છે. હવે સાગરરાજનો ઘૂઘવાટ પણ નજીક ને નજીક આવતો જાય છે. અહી નદી પણ સક્ષોભ અનુભવતી હોય એવું લાગે, કારણ કે તેનો પ્રવાહ ધૂમર તો ધીમી ગતિએ આગળ વધે છે. રાવલ ગામ આગળ એક નહેર આપી ત્યાંના ઘેડ પ્રદેશને ડાંગરના પાકમાં પોતાનો ફાળો આપે, છે-રાવલ ગામ આગળ સૌ પ્રથમ જામનગર રાજ્યે બંધ બાધી ચેકમાં પાણી વાળ્યા-બંધ પરથી પછડાટ ખાતાં વધારાના પાણી આગળ ધપે છે. આગળ ચાલતાં 'સાની' નામની એક નાની પણ તોફાની નદીને પોતામાં સમાવી ગાંધવી આગળ થઈ મિયાણીની ખાડીમાં પથરાઈ, માતા હરસિદ્ધિનાં ચરણ સ્પર્શ કરી સાગરદેવને ચરણે સમાઈ જાય છે.

અહી પ્રસ્થાન અને સમાપ્તિમાં કેવો સુમેળ સધાયો છે ! પિતા ગોપનાથ મહાદેવને ખોળેથી ઊતરી, મા ભવાની પાર્વતીના જુદા જ સ્વરૂપે કોયલાડુંગરે બીરાજેલી માતા હરસિદ્ધિના ચરણે શીશ નામી પોતાનું અસ્તિત્વ સાગરમાં વિલીન કરી દયે છે.

ગોપથી આઠ-સિત્તેર માઈલની લંબાઈ અને બન્ને કાંઠા પરના આજુબાજુના વિસ્તારને ફળદ્રુપ બનાવવામા આ નદી માતાનો ફાળો નાનોસૂનો નથી. આજે તો ગુજરાત રાજ્યે તેના વહી જતાં પાણીને ભાણવડ, પારાવાડા વગેરે સ્થળે બંધો બાંધી, હરિયાળી ક્રાન્તિમાં તેનાં પાણીનો ઉપયોગ કરી લીધો છે અને સારાયે વિસ્તારને સમૃદ્ધ બનાવ્યો છે. રાજ્યસરકારે ફટાણા અને સોઢાણા વચ્ચે ઓખા માર્ગને પૂલ બાંધી આપી બારે માસ ખૂલ્લો કરી દીધો છે. આ બધી દૃષ્ટિએ નદીને માતાની ઉપમા યોગ્ય જ છે.

*

## પરોપકારાય વહંતિ નદ્યા

કલ કલ કરતી, કાનમાં મારા કંઈક સરિતા કહેતી,
સાગરદેવને ભેટવા ઘેલી જાય સરિતા વહેતી.

હસતી, રમતી, મીઠું ગાતી મેલ જગતના ધોતી,
હાલક ડોલક જાય છે કેવી ગામ સિમાડા જોતી

થન ગન કરતા મોર રૂપાળા કાંઠે હરતા ફરતા,
યોગી જેવાં બગલા કાંઠે ઊભી ચારો ચરતાં.

કાંઠા પાસે, છિપર માથે, કપડાં ધોતી માતા,
છબ છબ કરતા માતા પાસે બાલ કનૈયા ન્હાતા.

મેલી થાતી, ડહોળી થાતી, હરિજનોથી ના અભડાતી,
પળમાં નીર કરી આછેરાં સહુને પાણી પાતી

ક્યાંક છે ભાદર, ક્યાંક છે ઓજત, ક્યાંક છે ગંગા માતા,
નામ ગમે તે હોય નદીનાં, લોક પવિતર થાતા.

સેવાભાવી, યોગીની સમ, ગામને પાદર ફરતી,
હસતા મૂખે સાગરમાં અસ્તિત્વ વિસર્જન કરતી.

કુસુમ આઝાદ

# હીરણ હલકાળી

[સરિતાનું સૌંદર્ય દર્શન]

દાદુદાન પ્ર. ગઢવી

પદ્મા તારો પ્રીતાળ, હીરણની હદમાં રિયો;
એને ઝાઝો ભણજો જુવાર, મરતાં બોલ્યો માંગડો.

પાટણની પદ્માવતી અને માંગડાવાળાના સ્નેહને સંઘરીને બેઠેલી હીરણ નદીએ આવી કેટલીયે વાતો કોઠામાં સંઘરી છે. પણ એને ઉકેલનારાઓ જડતા નથી.

માંગડાવાળાનો વડ હીરણથી પૂર્વ દિશામાં આજોઠા ગામની પાસે જ્યાંથી પ્રાચી જવાનો રસ્તો જાય છે ત્યાં ઊભો છે. કહે છે કે હોળીના પર્વે આજોઠામાં લોકો ભેગા માંગડાવાળો ડાંડિયારાસ રમવા આવતો. ધોળાં સ્વચ્છ લૂગડાં અને આંટિયાળી પાઘડીવાળા જુવાન ઉપર સહુની આંખ મંડાઈ રહેતી.

એકવાર કેટલાક માણસોએ એ કોણ છે એ જાણવા એનો પીછો પકડ્યો: માંગડાનો વડ આવતાં માંગડો અદૃશ્ય થઈ ગયો. ત્યાર પછી આજોઠામાં કોઈ દિવસ એવો અજાણ્યો માણસ દેખાયો નથી, આવી આવી દંતકથાઓ કહ્યા કરે છે. એવી જ એક બીજી વાત ચાલે છે કે:

પ્રાચીનું તીર્થ કરવા જતા એક બંધાણી ચારણને વાટે અફીણ ખૂટ્યું. તે આ માંગડાના વડ નીચે ટાંટિયા ઘસડતો હતો. એમાં એક જુવાને તેને એક તોલો અફીણ ભરેલી ચાંદીની ડબલી આપી અને કસુંબો લેવરાવ્યો. તે ચારણ હમણાં સુધી જીવતો હતો ને એ ચાંદીની ડબલી હજી તેના ઘરમાં મોજુદ હોવાનું કહેવાય છે.

આવી માંગડાની વાતો જેવી બીજી ઘણી વાતો હીરણના પેટાળમાં પડી છે.

પ્રભાસક્ષેત્રથી ૮ માઈલ દુર ઈશ્વરિયામંદિરની વચ્ચે એક બેકડ નામે ગોચર છે. કહે છે કે ત્યાં માંડવગઢ નામે મોટું શહેર હતું. પૂર્વે હીરણ નદી; પશ્ચિમે વોંકળો અને વચ્ચે આ કિલ્લેબંધ શહેર.

તેના ગઢના પાયામાંથી અને મકાનોના પાયામાંથી જૂના સિક્કા અને ધન મળે છે વચ્ચે એક ડેરી છે. તેની આસપાસ ઘણા પાળિયા ઊભા છે. પાળિયામાં ૧૬૦૦ થી ૧૭૦૦ની સંવત બોલે છે. શહેરની મધ્યમાં આવેલી પગથિયાવાળી વાવ અત્યારે પુરાઈ ગઈ છે.

માંડવગઢની પૂર્વે વોંકળાને કાંઠે દસેક ભોંયરાં છે. તપસ્વીઓને તપશ્ચર્યા કરવા કોઇ પૂણ્યશાળી આત્માએ આ ભોંયરા પથ્થરમાં કોતરાવ્યાં છે. બાકીના સાવ અવાવરૂ પડ્યાં છે. વધુ તો પુરાતત્ત્વના અભ્યાસીઓ કહી શકે કે આ ભોંયરાં એ બૌદ્ધ ગુફાઓ છે કે કાંઈ બીજું !

પાટણની યાદવાસ્થળીથી માંડીને શીતળાવન, સૂર્યમંદિર, સવની ગામને આરે માર્કંડ ઋષિનો આશ્રમ, મહાકાળીનું ઘણું જૂનું મંદિર, હીરણ્ય–કશ્યપની નગરી તાલાળા, શ્રીઆઈનો આશ્રમ અને આવાં અનેક તીર્થો, આશ્રમો, ગુફાઓ હીરણને કાંઠે પથરાયા પડ્યાં છે.

મારી જિંદગીનાં વીસ વર્ષ હીરણને કાંઠે ગુજાર્યાં છે. એની ઊંડી ઊંડી ભેખડો, એના કોતરો, એની ઘટાટોપ ઝાડીમાં બેસીને રોટલા ખાધા છે.

સંધ્યા સાંજથી સિંહની ગર્જના અને દીપડાના હુંકારા શરૂ થાય. એની રાતો બીહામણી, છતાં ભરી ભરી લાગે. દિવસ ઊગે ને પાછાં હીરણનાં રૂપ ખીલવા લાગે. તેને કાંઠે સવની, ઈશ્વરિયા, ભેરાળા જેવાં કેટલાંયે ગામ વસ્યાં છે.

સવારના ઊગતા સૂર્યનાં કિરણો હીરણના ઉગમણા કાંઠાના ઝાડવાનાં ઝુંડમાંથી ગળાઈ ગળાઈને પાણીમાં પડે. લીલી પોપટ માથે બાઝેલાં ઝાકળબિંદુ પાણીમાં પડતાં જળચર પ્રાણીના ઠેકડા, ઝરણાના ખીલખીલાટ, પંખીના મધુર કલરવ, નદી માથે ઝળુંબી રહેલાં ઝાડવાં ઉપરની રંગબેરંગી વેલ્યુંના પવનની ધીમી

લહેરખીએ લેવાતા ઝકોળા, પાણાવાળા તળ માથેથી ઊંધે માથે જતા પાણીના નાદ, કોઈક ખડક માથે મોઢાં ફાડી બેઠેલાં મગર અને કાચબા, બતકાં અને જળકુકડીના જળવિહાર, કરચલા રેતીના દરમાંથી અર્ધા અંદર અને અર્ધા બહાર ડોકાં કાઢીને રહ્યા હોય, આરા ઉપરથી ઊટકેલા તાંબા-પિત્તળનાં બેડાં ભરીને ચડતી ગ્રામ પનિહારીઓ, દસ દસ ફોસ જેટલાં વેગીલાં મીઠાં ટોપરાં જેવાં નીરે વહેતાં ઝરણાં, ઠીકરીઓથી ઘસીઘસીને ઉજળી માખણ જેવી પિંડીઓવાળી પગ ઝબોળીને બેઠેલી પનિહારીઓ અને તેના કાંબી કડલાંએ વીંટળાતી માછલીઓ આવું હીરણનું પ્રભાત કુદરતને પણ વિસામો ખાવાનું મન થઈ જાય.

અડવીના પાંદડામાં પાણી ભરીને પીવો તો બે ઘુંટડા વધારે પીવાય, અને એમાં વધેલાં પાણીના ટીપાને તમે એ પાંદડા ઉપર દેડવો તો સાચા હીરા જેવાં લાગે. ગોવાળિયાઓને હીરણને કાંઠે ચરતાં ઢોર આડે લાકડી ન કરવી પડે. માથોડું કાંસડાના ખડમાં ઊભી ઊભી ભેંસો માથાં નીચા કર્યા વગર ચરે અને બપોર ન થાય ત્યાં તો ધરાઈને કોઠી જેવી થઈ જાય અને ધબોધબ પાણીમાં ખાબકે. મોઢાંને ઘડીક પાણીમાં ને ઘડીક બહાર એમ ડૂબકી ખાતી ખાતી પાતાળની પદમણી જેવી રેંઢા ટાણે માથે લાકડીઓ મારો ત્યારે તો ઊઠે. ગોવાળિયાઓ આંખોમાં ઘોગા ઝાંય વળી જાય ત્યાં સુધી પાટોમાં ડુબકીદા રમતા હોય :

> ત્યાં સિંહ ઘણા સહેલાન કરે,
> સુર, નાર, સેઢાયા, શિયાળ ફરે;
> રીંછ, વાંદર, દીપડ, રોઝ ઘણાં,
> શોભે સસલાં સુંદર અને હરણાં.
> એરૂ, ઝાંઝર, આહીર, ચીલળ છે,
> વીંછી, કાનખજુરાને ઉંદર છે;
> ઘો, નોળિયા, કાંકીડા, ખીલખોડા,
> વળી વેલણ, ચીતલના ય જોડા.

> જણર ત્યાં જળો વળ, નદીએ બહોળાં નીર,
> ઝૂકી રહી ઝાડી ઘણી, તે નદીઓને તીર;
> મગર-મચ્છ ને માછલાં, બતક, કાચબ, બોળ,
> મોજ કરે મઘરા ઘણા, સહુ મળી છામકછોળ.

હીરણને 'મોરવણની તળી' કહે છે ત્યાં જેવા સિંહ બીજે નીપજતા નથી. ચાંપલો સાવજ જે ગિર પંથકમાં વખણાતો અને જેને મારવા નવાબે બસો માણસોને દસ-દસ દિવસ સુધી મોટા માંચડા બાંધી પડાવ નાખેલો તે છતાં જે માથે ઘા ન થઈ શક્યો તે ચાંપલો હીરણની જ નીપજ હતી.

પચાસ - પચાસ હાથ માથેથી જ્યાં હીરણ નદી પડે છે તે 'ગાગડિયો ધરો' બીજા ધરામાં અજોડ છે. તે ગાગડિયાને કાંઠે ખોડિયારની દેરી છે. કેટલાંયે વરસોથી ઊભેલી એ આંબલી અને એ આંબલી માથે ફરકતી ધજા એ જગદંબાનું બેસણું છે. ત્યાં વેરાવળ-પાટણના ભોઈ અને ખારવા દર શ્રાવણી સોમવારે સમૂહમાં આવીને નૈવેદ્ય કરી જાય છે.

કેટલાંક વર્ષ પહેલાં મુસલમાન સિપાહીઓએ બકરા-ઘેટાંની મીજબાની કરી અને તે બધા મુસલમાનોને એક વેસ્ય (બકરાને બાંધવાની)માં બાંધીને પાત્રા સાંબડા નામના રબારી અને એક સીદીએ ગાગડિયામાં પધરાવી દીધેલા.

> સમિરે સાંજના સાવઝડાં, જ્યાં ડણકે ડાઢાળી
> હીરણ નદીના નીર હોંકારા દે તારી, વાગે છે
> જ્યાં તાલી રે;
> ખોડિયાદ ધાજે ખપરાળી રે,
> ગુણિયલ ગાગડિયાવાળી.

સાંજ પડે અને પંખીઓ માળામાં ગોઠવાઈ જાય. માલ-ઢોર ગ્રામ તરફ વળી જાય. દીપડા શિકાર કરવા ઝાડના થડ ઉપર ચડીને બેસી જાય. સાવજ એની ઠંડી બોડમાંથી ઊઠીને આળસ મરડીને એક ત્રાડ નાખે અને પંખીઓ ફફડી ઊઠે. વાંદરા ડાળિયો આડા સંતાઈ જાય. મોરલા દીપડાની બીકે ટગલી ટોચ ઉપર ચડી જાય. આથમણે કાંઠે સૂરજ ઝાડવાં આડો ધીમે ધીમે ડૂબવા લાગે અને ઉગમણે કાંઠેથી પૂનમનો ચંદ્ર ઉગવાની તૈયારીમાં હોય ત્યારે :

> સાંજ ઢળે સરિતાના તટમાં, ધીમા પવન ઝકોળે;
> બેઠાં બેઠાં ઝાડ પરે કોઇ, પંખીડાં રસ ઘોળે.
> જાતાં જાતાં એક નજર, મીઠી સૂરજની થાતી;
> પાલવને સંકોરી સરિતા, ઘૂંઘટમાં શરમાતી.

ચાંચ ભૂલી ચકવાની ચકવી, ડાળ કરિયું ચુંબન;
પાન ખર્યું જળમાં ને જળને ગાલે પડિયાં ખંજન.

વેલ્યુંના ચંદરવા ઓઢી, બાંહે બાંહ પરોવે;
ક્યાં ગયા રૂપતણાં પ્રતિબિંબો, ઝાડ ઝકુંબી જોવે.

એક ઘૂંટ ભરી એ રંગના, હોઠ જરા મલકાતા;
શ્યામ ગાલ સરિતાના ત્યાં તો રતુંબડા થઇ જાતા.

સૂતી માના અંગ પર બાળક, ઊઠીને ઘૂઘવતું;
એમ કિનારા પર સરિતાને, ઝરણે ઝરણું દડતું.

એક છેલ્લી મીઠી નજર નાખી હીરણને શરમાતી સૂર્ય આથમી જાય. ત્યાં તો તરત જ હીરણના રૂપને પીવા ચંદ્ર સાબદો થઈ જાય. ઘૂંટડા ભરતો ભરતો બરાબર માથે આવે ત્યારે વનરાઈનાં પાન ક્યારેક હલે, પાણી એકાદ વાર માથા ઝબોળ કરે, વેલ્યું પાણી માટે છબી ન છબી હોય, તમરાંની સરાવણી લાગી ગઈ હોય અને ત્યારે હીરણ માથે મધરાત ઝળુંબે.

મારે શું કરવી એની વાત,
એવી રસીલી હીરણની રાત;
સૂતા છે જળમાં છાયડા તટના,
ડાળે પરોવીને ડાળ,
બંધન છૂટી જશે માછલડી,
તું ધીમા ઉછાળા માર...મારે

નાહી રહ્યા છે ચંદ્ર નભનો,
જેમ પદમણી નાર;
પ્યાસ ચકોરી જળમાં ડૂબી,
ભેટી ગઇ ભરથાર.

ઘૂમી રહ્યા છે આગિયા ઘાટે,
પુષ્પોનો પમરાટ,
અડધી રાતે ઉઘડ્યા જાણે,
હીરાકણિયુંના હાટ......મારે.

બેહદ તાલે તમરાં બોલે,
સૂરનું ચડિયું પૂર;
'દાદ' કિનારા પોઢી ગયા,
એનાં હાલરડાં મધુર ...મારે.

આવા તમારાંના નાદ, હાલરડાંએ પોઢી ગયેલા કિનારા જાણે માના પડખામાં પોઢેલા બે બાળક જેવા જેના ઉપર ઓળઘોળ થઈ જવાનું મન થાય, આપણે જાગતા રહીએ અને તે સૂતા રહે એની લાગણી થાય.

ડુંગરથી દડતી, ઘાટ ઊતરતી,
પડતી પડતી આખડતી,
આવે ઉછળતી જરા ન ડરતી,
હરતી ફરતી મદઝરતી;
કિલકારા કરતી, ડગલાં ભરતી,
જાય ગરજતી જોરાળી,
હીરણ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી.

આંકડિયાવાળી, વેલ્ય ઘટાળી,
વેલડિયાળી વૃખવાળી,
અવળા આંટાળી, જામી જાળી,
લેખડિયાળી લેવાળી;
તેને દઇ તાળી, જાતાં ભાળી,
લાખણિયાળી લટકાળી,
હીરણ હલકાળી જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી.

જોગંદ જટાળા, ભૂરી લટાળા,
ચાલ છટાળા ચરચાળા,
ડણકે ડાઢાળા સિંહણબાળા,
દસ હેથાળા, દઇ તાળા;
મોટા માથાળા, ગજવે ગાળા,
હીરણિયાળી હુંકારી,
હીરણ હલકાળી જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી,
ગાગડિયાવાળી મા મમતાળી,
ખોડલ માડી ખપરાળી,
બેઠી ત્યાં ભાળી, કાયમ કાળી,
જતન કરાળી, જોરાળી;

થાનક લઇ થાળા, નિવેદવાળી,
માનવ આવે સરધાળી,

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી,

ડેડાં ડળવળતાં, ઝુંડ ઝણુંબતા,
મઘરા ફરતા મોઢાં ફાડી,

જળકૂકડા ચરતાં, બતક વિહરતાં,
દાદૂર ડહતા દિનદાડી;

માછલિયું ટોળાં, કરે કિલોળા,
બગલાં બો'ળા, બહુ ભારી.

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી,

આંબા આંબલિયું, ઉમ ઉબરિયું,
બેર ખીજડિયું બોરડિયું,

કેસૂડાં કળિયું, વા ખાખરિયું,
હેમની કળિયું, આવળિયું;

પ્રથ્વી ઉતરિયું, સ્વર્ગીંવ પરિયું,
વેલ્યું વળિયું જળઢાળી,

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી.

રાણ્યું કેળંબા, લઇ અવળંબા,
જુવે જળંબા, જળબંબા,

કરી કેશ કલંબા, બિખરી લંબા,
જે જગદંબા, બન અંબા;

'દાદલ' દિલરંગી, છંદ ત્રિભંગી,
બની ઉમંગી બિરદાળી,

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી,

વર્ષામાં ઘેલી, જોમ ભરેલી,
નદી નવેલી નવઢાસી;

સહુ નદિયું પહેલી, જાતી વહેલી,
સાગરઘેલી ચપલાસી;

ઠેબે દઇ ઠેલી, હા હડસેલી,
મારગ મેલી ખરતાળી;

હીરણુ હલકાળી જોબનવાળા;
નદી રૂપાળી નખરાળી.

ફળફૂલ ખીલંતા, કોષ કીલંતા,
પૂછ ફીરંતા પચરંગી,

થી થૈ થનગનતાં મયુર કરંતા,
નીત નટખટતાં નવરંગી,

ઢલડિયું ડુંગા, ચણતી રૂંગા,
એવા મૂંગા દશ્યવાળા,

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળા,

ખળખળતાં ઝરણાં, લીલાં તરણાં,
ચરતાં હરણાં, ઠેક ભરે,

કંઇ શ્વેત સુવર્ણા નીલાવરણાં,
કંકુ ચરણાં, ફૂલ કરે;

મધુકર ગુંજારં, ભાત અઢાર,
બની બહારં બૃદવાળી,

હીરણુ હલકાળી, જોબનવાળી,
નદી રૂપાળી નખરાળી,

પૃષ્ઠ ૫૯૧ થી ચાલુ ]

પરણી પગ માંડતી સાસરિયે,
જબ, લોઢ ઊંચા જળ પ્રેમ ભરે;
અળ ઓઝત તીર ઊભેલ વિજોગણુ,
શેણી વિજાણંદ સાદ કરે.—૩

મન એકલી એકલી વાત કરે,
દરિયાય તણાં દળણાં દળવા;
ઘર વૃક્ષ ઘટા વીંધી ખેતર ડુંગર,
આણું વળી મહી સાગરને મળવા.

કવ મેકરણે નીરખી નજરે,
ચખ પ્રેમ ભર્યાં નીત મોતી ઝરે;
અળ ઓઝત, તીર ઊભેલ વિજોગણુ;
શેણી વિજાણંદ સાદ કરે.—૧

# સૌરાષ્ટ્રની પયસ્વિનીઓ

કૃષ્ણલાલ મહેતા

જગતનિયંતાની લીલા અપરંપાર છે. અખિલ વિશ્વમાં સર્જન વિસર્જનની પ્રક્રિયાનો રમ્યભીષણ બ્રહ્માંડ રાસ નિરંતર લયબદ્ધ રમાય છે જ. અને સૃષ્ટિના સર્વ પદાર્થો ગ્રહતારાનક્ષત્રો સૂર્યમાળાઓ અને અસંખ્ય દૃશ્ય અદૃશ્ય કૃતિઓ એની રમણા અનુભવી રહી છે.

આપણી રશ્મિ-તનયા વસુંધરા પણ એનાથી પર નથી. એના નવખંડ અને સાત સમંદરનાં જલ સ્થલનાં સ્વરૂપ અને સ્થાન બદલાયા જ કરે છે જે વિસ્તાર જલરાશિ અને ભૂસ્તર આજે દેખાય છે તે કાલે નહોતો, આવતીકાલે હશે કે કેમ એ કહી શકાય નહીં. જંબુ દ્વીપ, ભારત અને સૌરાષ્ટ્ર પણ એ જ નિયમાધિન યુગે યુગે સમય સમય પર પલટાતા રહ્યા છે. આપણો સોહામણો સૌરાષ્ટ્ર જે એક વખત દ્વીપ હતો તે આજ મા-ભારતીના પલ્લવમાં પશ્ચિમ ભાગે દ્વિપકલ્પ શો શોભી રહ્યો છે.

ભુસ્તરીય અને ભૌગોલિક રચના

પ્રથમ દૃષ્ટિએ એ કૂર્માકાર દીસે છે. અને એનું ભૂસ્તર કૂર્મપીઠ-સમાન છે-એટલે કે ચોતરફ ઢળતું અને વચ્ચે ઉન્નત. લગભગ ચોતરફ સમુદ્રથી વીંટાયેલ આ પ્રદેશનું (આમ સપાટ દેખાવા છતાંય) કંઠાળ પટ્ટી પછી ક્રમશ અંદરના ભાગે ઉંચાણ વધતું જાય છે. જેથી સરિતાઓની સંખ્યા વિપુલ છતાંય મહદ્‌અંશે વહન ઉતાવળું, કદ નાનું અને સ્રાવક્ષેત્રનો વિસ્તાર સીમિત છે.

કંઠીથી અંદર લગભગ દસેક માઈલના વિસ્તારની પટ્ટી સમઅ તટ પર કાં તો રેતાળ, મટિયાળ અથવા ભેજવાળો છે. (ક્યાંક થોડો ખડકાળ પણ છે.) આ કંઠીમાં સરિતા સાગર સંગમ એટલે નદીમુખ પાસેના ભાગોમાં ભરતીઓટની વિપરીત અસર થાય છે જ. નદીતટથી અંદરની જમીનો, ગિરિ તળેટીઓ બેડીધારો અને ગિરિમાળાઓ સિવાયના ભાગમાં ફળદ્રુપ છે.

જગવિખ્યાત ગિરની વનરાજી, નિર્જલ ઝાલાવડ, સમુદ્રતટ નજીકની ભેજવાળી (ભરતીના) ઉત્તરની પટ્ટી, પૂર્વનો ભાલ પ્રદેશ, અને ભાદર ઓઝતના ઘેડ આ છે સૌરાષ્ટ્રની ભૂસ્તરીય વિશિષ્ટતાઓ, વિષમતાઓ.

જલવહન અને જલક્રીડા

સૌરાષ્ટ્રની એકંદર ભૂસ્તરીય રચના કૂર્માકાર હોવા છતાં ય એમાં પણ કેટલીક જૂજવી વિશિષ્ટતાઓ છે, અને એ છે એનાં ગિરિશૃંગો અને ગિરિમાળાઓ, જેનાં ચોક્કસ સ્થળોને અંગે સરિતાઓના વિવિધ સમૂહો બને છે, અને વિવિધ દિશામાં વહન કરે છે.

મુખ્યત: સૌરાષ્ટ્રના ભૂપૃષ્ઠના બે ભાગ થઈ શકે. ઉત્તરીય અને દક્ષિણી. આ બેની વચ્ચે સૌરાષ્ટ્રની ભદ્રા-ભદ્રભામિની શી વહે છે. એટલે કે ઉત્તરની કંઠી પછી ઉત્તરીયધાર, ભાદરખીણ, દક્ષિણધાર, દક્ષિણાકંઠી એ જ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ કંઠાળ નીચી છે, અને અંતરાલનો ભાગ ઊંચો છે.

ગિરિસમૂહો અને સરિતાઓ

સૌરાષ્ટ્રના ગિરિસમૂહો અને સરિતાઓ નીચે પ્રમાણે ગણી શકાય.

ગિરિસમૂહ :–

૧ ચોટીલા, ૨ બરડો, ૩ ગોપ, ૪ ગિરિ-ગિરનાર, ૫ શેત્રુંજય ૬ મદાવાની ગિરિમાળા.

સરિતાસમૂહો :–

૧. ચોટીલા સમૂહ :– ભોગાવો, મચ્છુ અને ઉપસરિતાઓ. આ નદીઓ ભાલમાં તથા કચ્છના રણમાં મળે છે.

૨. મહાવા સમૂહ : ભાદર, આજી, ઘેલો, ડેમી અને ઉપસરિતાઓ, આ નદીઓ જસદણ પ.સેના મંદાવામાંથી નીકળી પૂર્વવાહિની ખંભાતના અખાતને અને પશ્ચિમ ભાગી અરબી સમુદ્રને મળે છે.

૩. ગોપસમૂહ : ઉંડ, સસોઈ, નાગમતી અને ઉપસરિતાઓ. આ નદીઓ ગોપના ડુંગર પાસેથી નીકળી કચ્છના અખાતને મળે છે.

૪. બરડા સમૂહ : મીણસર અને વરતુ તથા સાની અને ઉપસરિતાઓ જે અરબી સમુદ્રને મળે છે.

૫. ગિરનાર સમૂહ : માં શેત્રુંજી, ઓઝત, ઉમેણ, હિરણ અને ઉપસરિતાઓ. આ નદીઓ ગિર-ગિરનારમાંથી શરૂ થઈ અરબી સમુદ્રને મળે છે.

૬. શેત્રુંજય સમૂહ : ધાતરવાડી, માલણ, રાંવડી વગેરે. આ બધી શેત્રુંજયમાંથી થઈ અરબી સમુદ્રને મળે છે.

જલક્ષેપકો :–

બરડો, સરધાર, પાંચાલ, ચોટીલો અને મદાવાની હારમાળા એ ઉત્તરીય જલક્ષેપક ગણાય. જ્યારે આલેચ પાટણવાવ, ગિર–ગિરનાર, શેત્રુંજય એ દક્ષિણનો મુખ્ય જલક્ષેપક લેખી શકાય.

બરડાની ટેકરીઓ, સોરઠ હાલાર સરહદ પરની સૌથી લાંબી હારમાળા છે. પાંચાલગ્રુપ અને મદાવાની ઉત્તર દક્ષિણ, વિસ્તરેલ છે. અને ઝાલાવાડ તથા મધ્ય સૌરાષ્ટ્રની સરહદે છે.

ચોટીલો, ગિરનાર, ગોપ, શેત્રુંજો આ ચારેય વિભક્ત અને સ્વતંત્ર ડુંગરા છે; અને અનુક્રમે ઝાલાવાડ, સોરઠ, હાલાર, ગોહિલવાડમાં આવેલ છે. જ્યારે ગિરનું જંગલ એ સોરઠમાં એક ઉચ્ચ પ્રદેશ છે.

અમીવર્ષા :–

સૌરાષ્ટ્રમાં સર્વસાધારણ રીતે દક્ષિણ અને પશ્ચિમ વર્ષા વધારે છે, અને ઉત્તર તથા પૂર્વમાં પ્રમાણ ઓછું છે. પરિણામ સ્વરૂપ શુષ્ક અને નિર્જલ પ્રદેશો ઉત્તરમાં છે, જ્યારે સઘન અને ફળદ્રુપ તેમજ ઉપજાઉ પ્રદેશો દક્ષિણમાં છે. સૌરાષ્ટ્રમાં વર્ષા ૨૫" થી માંડી ૩૦" સુધી અને સરેરાશ "૨૦ થી ૨૨" લાગે છે.

જલવાહિનીઓ

આ જલવાહિનીઓના ત્રણ પ્રકાર છે. આરંભિક પ્રવાહો, ઉપસરિતાઓ અને મુખ્ય નદી પ્રવાહો. એ ક્રમશ : એક બીજામાં વિલીન થઈ પ્રવાહ સબળ બનાવતી આગળ વધે છે. મુખ્ય પ્રવાહો સરિતાઓ સુશીલ વધુઓની પેર સાગર મિલનાનંદનો આસ્વાદ માણી તેમાં જ પોતાની જાતનું વિસર્જન કરે છે.

સર્વ નારીઓના કોડ જેમ પુરાતા નથી તેમ કેટલીક નદીઓ સંગમ પહેલાં જ જમીનના વિષમ પ્રકારને લીધે રેળાઈ જાય છે. આવા પ્રવાહોને કુંવારી નદી તરીકે લોકો ઓળખે છે. કેટલીક મિલનાતુર એકમાંથી અનેક થઈને બહુરૂપિણી સ્વરૂપે સાગરને ભેટે છે.

મુખ્યત્વે ગોપજીવન અને ગોપસંસ્કૃતિને વરેલો આ પ્રદેશ અને લોકો એની લોકમાતાઓની લીલા અને કૃપા પર જ આધારિત છે, અને એ જન-જીવનનાં સ્થાન પણ જ્યાં જ્યાં એ પયસ્વિનીઓની કૃપા દૃષ્ટિ છે ત્યાં જ ઉદ્‌ભવ્યાં છે, ઉછર્યાં છે. (કેટલીકવાર એનો પુણ્ય પ્રકોપ સહેવા છતાંય)

આમાંની કેટલીક સરિતાઓ એના પટ–તટની ભીતરમાં આદિકાળનાં એના વ્હાલાં દરલાંની લીલાઓના સ્મૃતિ અવશેષો એની ગોદમાં સુરક્ષિત રાખી બેઠી છે. એ ઉજ્જવળ આશાએ કે આજના કે આવતીકાલના કોઈ સપુતને એની ભાળ મળશે અને એને એના પૂર્વજોની જીવન દર્શનની ઝાંખી થશે.

ગિરિકંદરામાંથી ઉદ્‌ભવી ખેલતી કૂદતી, સખીઓને સાથે લેતી, હસતી રમતી, તટ પ્રદેશના જીવનને પોષતી, સાગરમાં સમાતી આ નિર્મલ નિર્ઝરણીઓ વસુંધરાને રસકસથી પ્લાવિત કરતી, જનસમુદાયમાં આનંદમંગલ વર્તાવતી ધનધાન્યલાનું ગાન કરતી કાળાન્તરોથી દેશને પંથકને પાવન કરી રહી છે. સૌરાષ્ટ્રમાં ચારેય દિશામાં વિહરતી નાની મોટી આવી લગભગ બસ્સો પુનિત જલધારાઓ વહી રહી છે.

કેવો સુધન્ય હશે એ પ્રદેશ, અને કેવાં ભાગ્યવાન ત્યાંના માનવી !

# શેણી વિજાણંદને સાદ કરે

કવિ મેકરણ ગગુભાઈ લીલા

વર્ષાઋતુમાં વિજોગીના પ્રેમના પડદા ઊઘડી જાય છે. વિરહાગ્નિમાં બળતાં બળતાં રહેવાતું નથી. વરળક વરળક સળાવા કરી વીજળી ધરતીના પડ ઉપર પથરાતી આભમાં સમાઈ જાય છે. મેઘરાજાની અનરાધાર પ્રાચ્છટ પડે છે. પૃથ્વી વરસાદનાં પાણીથી પોતાની તરસ છીપાવે છે. ત્યારે ઓઝત નદીને તીરે ઊભી ઊભી શેણી વિજાણંદને સાદ કરતી હોય છે. "જરા ઊભો રહે, ઊભો રહે ગઢવી!

## દોહો–જૂનો

ચઢ ટીંબા ચઢ ટીંબડી, ચઢ ગુંદાળી ધાર;
ઓઝત ઉછાળો લઈ, વિજાણંદ પાછો વાળ.

આભમાં સાત સાત રંગ પૂરેલા વાદળામાં મેઘધનુષ્ય ખેંચાણા છે. સૂરજ દાદે વાદળામાં ડોકિયું કરતાં હીંગોળિયા રંગની જાણે કપાળમાં આડ કરી ન હોય! પ્રકૃતિ આનંદવિભોર બની ઊઠી છે. (૨)

ડુંગરાની ગાળિયોમાં સાંદુળા સાવઝ ઝરડાકિયું સાથે ડણુકું દઈ રહ્યા છે. હરણાં એની ફડક સાથે કયાંક કયાંક ચારો ચરી રહ્યાં છે. ત્યારે ઓઝતને કાંઠે એકલી ઊભેલી વિજોગણ શેણી વિજાણંદને રોકવા સાદ કરી રહી છે.

ઓઝત નદી રૂપી નવોઢા સ્ત્રી ભરપુર ભરેલા પાણીરૂપી જોબનિયામાં ઝૂલી રહી છે. તેની છાતી ઉપર બન્ને કાંઠારૂપી પયોધર પાણીથી છલકાઈ લોઢથી ઊછળી રહ્યા છે. લાંબા લાંબા પ્રવાહરૂપી ઘુંઘટો ખેંચી ઘૂઘવાટા કરતી પોતાનાં સ્વજનો સંબંધીઓરૂપી વૃક્ષ–વેલીઓના મૂળમાં વિજોગના ઘા કરતી, મૂર્ચ્છિત કરતી, ઉશેડતી, પરવશનાં પગલાં માંડતી માંડતી પોતાના સાસરવાસ સમુદ્ર તરફ વહી જાય છે, ત્યારે પૃથ્વી ઉપર ઓઝત! તારે કાંઠે એકલી ઊભેલ શેણી વિજાણંદને વિનવે છે: કયાં જઈ રહ્યો છે એ ગઢવી? ઓઝત! એને પાછો વાળ! પાછો વાળ! (૩)

ઓઝત નદીરૂપી નવોઢા નારી ઘૂઘવાટા કરી વેગભરી પોતાના પતિરાજ સાગરરાણાને મળવા ધસમસી રહી છે. એને શેણીના વિજોગ સાંભળવાના કાન કયાંથી હોય? એવી સયોગી સરિતાને કાંઠે વિયોગી શેણી એકલી ઊભી ઝૂરતી ઝૂરતી સાદ પાડી રહી છે: ઊભો રહે, ઊભો રહે ગઢવી, ઘડીક તો પાછું વાળીને જો! (૪)

## દુહો

વર્ષાઋતુમાં વાદળાં, અવળાંય બંધાણાં
શેણી વિજાણંદ ચિત્તમાં, વિજોગી વીંધાણાં.

## છંદ દુર્મિલા

ઘન આજ મંડાણ વરાકર,
પ્રાસટ આસટ મેઘ પડે;
વળકે વીજળી ઝહચંડ લગાં,
પ્રજળે અગની અળ આભ અડે.

વસુધા તરસી અધિરાઈ બણી
ધધકે જળ ધોધ ધરા ઊભરે,
તઈં ઓઝત તીર ઊભેલ વિજોગણ,
શેણી વિજાણંદ સાદ કરે.–૧

નભ સપ્ત ધનુ નવરંગ પૂર્યા,
સર ભાલ હીંગોળની આડ કરી;
ગહકેય કળાધર મોર સુ કોયલ,
દાદુર બોલત મોદ ભરી.

ડણુકે હદ સાવઝડાં,
ડરતાં ફરતાં હરણાંય ચરે;
તઈં ઓઝત તીર ઊભેલ વિજોગણ,
શેણી વિજાણંદ સાદ કરે.–૨

ભરપુર સુ જોબન નીર ભર્યાં અંગ,
ઓઝત ઉર પયોધર ઊછળતા;
ઘટ ઘૂંઘટ ખેંચતી ઘૂઘવતી,
દ્રુમ લતા ગણુ ઉત્તળતા.

[ અનુ૦ પૃ૦ ૫૮૮

# ૪૨ નદીઓનાં લક્ષણો દુહામાં

સંપાદક અને આલેખક : પિંગળશીભાઈ ગઢવી

### બ્રાહ્મણી

ચડીઓ કેમ તુને આ ચોલો,
બીજા જેમ તમે નવ બોલો;
વેદ સમી હોય તારી વાણી,
બ્રામણ થઈને કાં શરમાણી?

### મચ્છુ

મચ્છુ કાંઠે મોરબી, વચમાં વાંકાનેર;
નર પટાધર નીપજે, પાણી હુંદો ફેર.

### વેણુ

ભેંસાનાં ડોળેલ, ભાંભરુ જળ ભાવે નહિ;
સુગાળું થામાં શરીર, વેણુ જળ વાંસે રિયાં.

### ત્રિવેણી

તરવેણીને તીર; સાગવને સરજ્યાં નહિ;
આવતડો આહીર કાતણ કરમા દેવરો.

### હીરણ્ય

પદમાનો પ્રીતાળ, હીરણ્યની હદમાં રિયો;
જાઝા કે'જો જુહાર, મરતાં બોલ્યો માંગડો.

### રીબડી

રાંધ્યા રાખે રીબડી, કમંઠ કોપ કેવાય;
પન્નેસણના પાપમાં, ડાસો દુખી થાય.

### સાંગાવાડી

સાંગાવાડી કાંઠે સાત ઓરડાં, પાદર લાગે પાવો;
હડમાન પાસે હડિયું કાઢે, બે કૂતરાને એક બાવો.

### ગોડી

ટીમાણું કરવા તરઓળી,
જાદુગરે રમ સું જોડી;
ઠાકોર કહે એ વાતમાં થોડી,
ગોડીએ વ્હેતી કરી ગોડી.

### ઠેબી

આડે આવ્યાં જાય ઉપાડી, અજના કરતી ગેબી;
અમરેલીએ ઊંધે માથે ઠબુકા નાખે ઠેબી.

### ગુડાઝરી

બડીઆને પાદર બગબગતી,
ગુડાઝરી ગુડાભર' કરતી;
ઊતરવાનો ન મળે આરો,
દેતી હાઉ કરી ને ડારો.

### દાઢવડી

દાઢવડી બહુ જામાં બોડી,
સ્થિર રહીને સાંભળ થોડી;
કિંમત ઉતાવળાની કોડી,
આખર થઈ છે દશા કઢોડી.

### સાની

સાનીતડ સગા, પગ લપટગો પાસાંજી;
ઊંડે જળ અહા, ખસતાં કીધાં ખીમરે.

### ઓઝત

ચડય ટીંબા ચડય ટીંબલી, ચડય ગુંદાળી ધાર;
ઓઝત માય'ને ઊલાળો, વિંજાણુદ પાછો વાળ.

### રૂપેણ

રાણો પૂછે રૂપેણને, દીઠાં મૂંજા શેણ?
ચોસરિયારો ચોટલો, નાક બાતીલાં નેણ?

### રેણુકા

રેણુકામાં સ્નાન કરીને, કોરા પાલવ કીધા;
જેઠો મેઠ અને કરમાબાઈએ, શીર વધેરી દીધાં.

## ગાગડીઓ

શેત્રુંજી કહે ગાગડીઆ, તારા માણસ કેવાં ?
હાંકે એકે ને આફરે સવારે એવાં ને એવાં.

## સોમાત

સોમાત કાંઠે સાંપજે બાપા રોઝાં બે;
જેશા અસંવારીજે, કરજે કૃતે કવટાઉતર.

## નાવલી

કોટીલાને વાંસે કોડે, જળ ખળખળતાં જ્યાં;
સોમેસરે સામું જોયું, નાવલી રહી ગઇ ત્યાં.

## માલણ

માલણ મો વાળી કરી, ખરખર આંસુ મ ખેર;
શેતલ તો વ્રઠ લેર, સગ રામો સિધાવિયો.

## મતવાર

ખડખડ કદી ન બોલિયે બોલ્યું પડશે બાર;
કકરાં વેણ ન કાઢીએ મૂંગી રે મતવાર.

## ફૂલકુ

પીંડી સુધી ભર્યું છે પાણી,
ફૂલકુ એમાં કેમ ફૂલાણી ?
મારી સમવડ ગજું છે કોનું,
સોનરખ કે આપું છું સોનું.

## મોજ

મીઠાં સાકર જેવા મોળે
આપે ધખતે ધૂમ ઉનાળે
તળિયાં તરણુય સાકરટાટી,
મોજહોય નહિ કહિયે માઠી.

## ભોગાવો

કયાં ભાદર અનગળ ભર્યાં, કયાં ભોગાવાનાં ભૂ !
કયાં શીતળતા સોરઠતણી, કયાં લીંબડી વાળા લૂ !

## કોચલી

કોચલી કે હું કામણગારી; હાલું ધરતી હેઠ;
પરથમ નાખું ખાટલે, પછી વધારૂં પેટ.

## જાંબુર

મિયું માગ ન દીતિયું રૂંધતિયું આશ;
જળ જાંબુરનાં હવે, માણો મછીઆરા.

## નોળી

મેં જાણ્યું માલ વિનાની, ભારે લાગચ્છ ભોળી;
વિશ્વાસુને વીંધી નાખ્યાં, નુગરી થઇ તું નોળી.

## શેત્રુંજી

કરજે મન કોળે નહિ, નેણે નાવે નીંદ;
ગળકાસાં ગોવિંદ, શેત્રુંજીમાં શામળા ?

## આંબાઝર

આંબાઝરનો ઝીલણો, નાવા સરખાં નીર;
ધજા ફરૂકે પ્રેમની, પરગટ ગીગો પીર.

## ઘોડાવડી

ઘોડાવડી ધીએ રેલી, પોરસ હામાપુર;
ખજૂરીએ ખજૂર, જશના ઢળિયા જશાઉત.

## મેંગળ

હીરણ સંદેશા મોકલે, મેંગળ મળવા આવ્ય;
મનરખાં માનવતણા, રૂડા સંદેશા લાવ્ય.

## ઉતાવળી

ઉતાવળી ઉતાવળ કરમાં,
ભાદરને અંજશ બહુ ભરમાં;
તરસાં ટળવળતાંની ટાળે,
આવ્ય કોકને રૂતુ ઊનાળે.

## ગોમા

ખાલી આ અવસરનું ખોમાં,
જહીંતહી સામે તું જો મા;
સોરઠની નદીઓ આસોમાં,
ગણતરીએ તું કયાંથી ગોમા !

ગોમા નદી ઉપર તો ખૂબ લખાયું છે. જસદણ દરબાર આલા ખાચર જાન લઈને જાય છે. એમાં વેવાઈએ એટલી બધી બરદાસ કરી કે ઘીની નદી ચાલી, અને એમાં બન્ને પક્ષના કવિ નાથાભાઈ

અને માવલજીભાઈએ સામસામી રમુજી કવિતા લખી છે. ઘીની નદીમાં માવલજીભાઈની મૂંડી તગે છે:

ગોમા નદી ગજબની ઊંડી, માવલજીની તગે મૂંડી

તો માવલજીભાઇ વળી કહે :

ગોતો ગોતો ગોતો નાથો જાનમાં હતો કે નોનો?

નાથો જાનમાં આવ્યો જ નથી લાગતો, કે આ નદીમાં તણાઈ ગયો ?

### ભોગાવો

હાથ હીલોળી કરિયાં આછાં,
પાણીમાં ખડખડે પતાસાં;
નિર્મળ નીર ભરી નખરાળી,
ભોગાવામાં કોઈ ના ભાળી.

### અગડ

જે તે સામી તું અગડમાં,
રાંક પાડોશીઓને રગડમાં;
વિના કારણ કાંઇ વગડમાં,
બૂડી ગયાં છે કંઇક અગડમાં.

### શીલ

જૂઠા વાદ કરીશમાં જૂઠો,
ભાઇ પડીશ તું આખર ભૂંઠો;
નદી નીરનો અંત જ લીધો,
શીલ કહે છે ગયો છે સીધો.

### ઘાણો

ઘણુ મૂલી કે'છે એમ ઘ ણો,
ત્રુટ્યાં સુધી કોઇ ન તાણો;
અભેમાન કદીએ નવ આણો,
ઘણુ મૂલી કે'છે એમ ઘાણો.

### જમરી

વાદીલાને કોઇ ન વારે,
સાચી વાત કદી નવ સારે;
ન્હેતે પૂર પડે જે વારે,
જમરી કે'છે જમને બારે.

### ઓંબડી

ઓંબડી કહે કોણ એ ગેઠો,
ઘોડા પરથી નાખું હેઠો;
રગડમાં હું રગદોળું,
સાજ પડે તો કેડો છોડું

### ઉમેણ

ઉમેણ કહે ઓજતને મગાએ,
ગેડ બધાની ધરતી ગળીએ;
ક્યાંય રહે નહિ ટીલું-કોરૂં,
બારા સુધી મલક બોળું.

મીણસાર નદીએ કંડોરણા ગામનો પૂલ તોડી ભાદર નદીમાં બેલાં નાખ્યાં. એથી મીણસાર છકી ઊઠી વરતુ નદી સાથે વાદ કરે છે. બેઉની વડચડ ખૂબ ચાલી છે. એક રમુજી કવિતાનો ઉદ્ભવ થયો છે:

### વરતુ

ખેતર તાણું ખળાં તાણું, તાણું કાંઠાનાં ગામ
હરસધ સુધી હાક બોલાવું, વરતુ મારૂં નામ.

### મીણસાર

વરતુ મ થાવ વેવલાં, સાવ લાગો છો ઘેલાં;
કંડોરડાનો પૂલ તોડયો; બબ્બે ગાવે બેલાં.

### વરતુ

મતકીણી મીણસાર તેં, કેવુંક કીધું કામ;
કંડોરડાનો પૂલ તોડ્યો, એમાં છકી આમ?
ગાડાં પાડાં ને બારધાં, દેશ ડુબાડું સોય;
સમદર પણ થરથરવા લાગે, વરતુ વસમી જોય.
ગોપનાથથી હાલું છલકતી, સંગમ ત્રિવેણી સોય,
સોનમની વેરાડી સંગે, કામ કરૂં છું જોય.

### સંયોગ વિયોગ

જેનો ભાઈ પાછો થયો છે એવી બહેનને નદીઓનાં નીરનો ભાદરવે સંયોગ થતો જોઈને પસલિયાત ભાઈનો વિયોગ સાલ્યો :

નવમેં નદીનાં નીર, ભાદરવે ભેળાં થયાં;
માડી જાયો વીર, પસલિયાત પાછો થયો.

# મેઘાણીભાઈનું ઐતિહાસિક કાર્ય

મનુભાઈ પંચોલી (દર્શક)

મેઘાણી જન્મ જયંતીની શરૂઆત ૧૪મી ઑગસ્ટ પહેલાં રાજકોટ રોટરી કલબમાં શ્રી. મનુભાઈ પંચોળી 'દર્શક'ના વ્યાખ્યાનથી થયેલી. શ્રી. મનુભાઈનું એ વ્યાખ્યાન મેઘાણીભાઈના જીવન-કર્તવ્યનાં નવાં જ મૂલ્યો તરફ આપણું ધ્યાન આકર્ષિત કરે છે. એમાં મેઘાણીભાઈના ઐતિહાસિક કર્તવ્યનું અખંડ દર્શન રહેલું છે. આ વ્યાખ્યાન શ્રી. ગુલાબભાઈ પારેખે ટેપ કરી લીધેલું. તેમાંથી ભાઈ રાજુ દવેએ ઉતારેલું તે અત્રે આપ્યું છે. —સંપાદક

મેઘાણીભાઈ વિષે જયારે મને વ્યાખ્યાન આપવાનું કહેવામાં આવ્યું એ પણ એક યોગાયોગ છે. કારણ કે આપણા દેશમાં બધા Elite (ભણેલો ઉચ્ચ ગણાતો વર્ગ) કહેવામાં આવે છે તેમાં રોટરી કલબના બધા સભ્યોનો સમાવેશ થાય છે.

અમારા જેવા બધા માણસો પ્રોલીટેરીએટ ગણાય છે અથવા એનું અમને ગૌરવ પણ હોય (શ્રમિક ગણાતો વર્ગ) છે જેનો આવા સ્થળે પ્રવેશ બહુ જલદી થતો નથી. પણ હવે જમાનો બદલાયો છે. એ બદલાવામાં મેઘાણીનો શું ફાળો છે તેટલું જ મારે તમને કહેવું છે.

આ જમાનો બદલાવામાં અનેક મહાપુરુષોએ ફાળો આપેલો છે, પણ આપણે ત્યાં મેઘાણીએ Elite અને સામાન્ય જન એ બેને ભેગા કરવા માટે પોતાના સાહિત્ય દ્વારા બહુ મોટું કામ કર્યું છે. તેની કિંમત હજી કદાચ આજે પણ આપણે આપી શકવાના નથી. તે તરફ થોડી મિનિટોમાં જ મારે તો તમારું ધ્યાન દોરવું છે. બાકી તો કોઈપણ મોટા સાહિત્યકાર હોય તેના અનેક પાસાં હોય. તેના ઉપર વ્યાખ્યાન કરનારા યોગ્ય એવા સાહિત્યકારો-વિવેચકો હોય છે. અહીં પણ ભાઈ જયમલભાઈ જેવા ઘણા બેઠા છે. ભાઈ ઉપેન્દ્રભાઈ છે. તે મેઘાણી વિષે ઘણું કહી શકે. હું તો થોડી મિનિટોમાં એક જ મુદ્દો તમારી પાસે રજૂ કરવા માગું છું.

ગાંધીજી શબ્દોનો ઉપયોગ બહુ ચોકસાઈપૂર્વક કરતા, અને ભાગ્યે જ એમની વાણીમાંથી અજુગતો શબ્દ નીકળ્યો હશે. એટલા પોતે ચોક્કસ હતા. એક દિવસ મને કહેતા હતા : "આખો દિવસ તું મારી સાથે રહે અને પછી તું સાંજે મને પૂછે કે કઈ જગ્યાએ શા માટે હું છીંકયો તો તેનું વ્યાજબી કારણ તને આપી શકું એવું હું જાગૃત જીવન જીવું છું."

તો એ માણસે મેઘાણીને શું કહ્યું ? એણે કહ્યું કે : "મેઘાણી એ તો રાષ્ટ્રીય કવિ છે.—રાષ્ટ્રીય-શાયર છે." એ કહી શક્યા હોત કે: "એ સ્વતંત્રતાના ગીતો ગાનાર મોટા કવિ છે" એ કહી શક્યા હોત કે: "તે જબરજસ્ત પત્રકાર છે." ગાંધીજી આ બધું કહી શકવા હોત, પણ એમના જેવા માણસે મેઘાણી માટે એક જ શબ્દ વાપર્યો "રાષ્ટ્રીય શાયર" તો એની અંદર મેઘાણીનું જે ઐતિહાસિક કર્તવ્ય છે, જેને આપણે Historical Role કહીએ છીએ તે શબ્દની અંદર આવી જાય છે.

આપણા સૌના દુર્ભાગ્યે હિંદુસ્તાનમાં આપણે બધા રહેતા હતા; પણ હિંદુસ્તાન એ રાષ્ટ્ર નહોતું બન્યું. દરેક રાજકીય સત્તા અહીં એક સરખી થઈ ગઈ હોત એ છતાં પણ હિંદુસ્તાન રાષ્ટ્ર છે તે કહેવું ઘણું મુશ્કેલ હતું. અને આજે પણ હિંદુસ્તાન એક રાષ્ટ્ર છે તે કહેવું ઘણું મુશ્કેલ છે.

કારણ કે રાષ્ટ્રનો અર્થ એ છે કે કોઈ એક જગ્યાએ રહેતી પ્રજા એક જ પ્રકારનો ચૈતસિક અનુભવ કરે, જેને કેટલાક લોકો Emotional Integration એવું નામ આપે છે એ નામ પૂરતું નથી. હું જે કહેવા માગું છું તે ચૈતસિક અનુભવ તે રાષ્ટ્રમાં

રહેનારા એક છેડાથી બીજા છેડા સુધી રહેનારા લોકો જે અનુભવ કરે અને તે ચૈતસિક અનુભવ વર્તમાનનો નહીં, પણ ભૂતકાળનો અને ભવિનો. જેને ભાવિ વિષે એક મતિ નથી, એક પ્રકારનો સરખો અનુભવ નથી ચિત્તનો, તે રાષ્ટ્ર, રાષ્ટ્ર તરીકે લાંબો સમય ટકી શકતું નથી.

કેટલાંક વર્ષો પહેલાં હું નાગાલેન્ડમાં ગયો હતો. નાગા લોકોને ભણેલા-ગણેલા નેતાઓ મને કહે : "તમે શું જોઈને અમને હિંદુસ્તાનમાં રાખવાની વાત કરવા આવ્યા છો ! અમારે અને હિંદુસ્તાનને એવું કયું Emotional Integration થયું છે ? અમારે અને તમારે મનની લાગણીના કયા સંબંધો છે ? અથવા તમારું ભાવિ સ્વપ્ન અને અમારું ભાવિ સ્વપ્ન એક છે એમ તમે કઈ રીતે કહો છો ? આજે તમે આવો છો પહેલી ઘડીએ તો અમે કેવી રીતે તમને કહી શકીએ કે અમે તમારા ભેગા રહેવા તૈયાર છીએ ?"

જે હાલત નાગાલેન્ડની છે એ હાલત આ દેશમાં હરિજનની નથી એમ નહીં માનવું, એ હાલત આદિવાસીની નથી એમ નહીં માનવું. એ હાલત શહેરમાં તદ્દન પછાત વિસ્તારમાં ઝુંપડામાં રહેનારા લોકોની નથી એમ નહીં માનવું ખાલી ડીગ્રીનો જ ફેર છે. પણ હિંદુસ્તાન એક રાષ્ટ્ર થઈ ચૂક્યું છે કે થઈ ચૂક્યું હતું તેમ માનવું વધારે પડતું હતું.

તેને માટેની પહેલી શરત કે Elite (બુદ્ધિજીવી) અને જેને આપણે Labouring-Classes (શ્રમજીવી વર્ગ) કહીએ છીએ, જેને આપણે Classes અને Massesનું કહીએ છીએ તે બન્નેનું કોઈ એક આદર્શને માટે અને ભૂતકાળના એક પ્રકારના સ્વપ્નોની સાથે તેમનું અનુસંધાન થયું છે ખરું ? એ ન થયું હોય તો તે રાષ્ટ્રને માટે ભારે જોખમી વસ્તુ છે.

એક સાદો દાખલો તમે જાણો છો કે આ દેશમાં પાકિસ્તાન શું કામ થયું ? મુસ્લિમો રહેતા હતા ઘણા બધા વખતથી, પણ પાકિસ્તાન થયું શા માટે ? કેવળ ત્રીજા પક્ષનો દોષ કાઢવાથી આનો જવાબ મળવાનો નથી. આપણો પણ દોષ હતો. મુસ્લિમો અને હિંદુઓ common (સમાન) સ્વપ્નને માટે, common Pastને (સમાન ભૂતકાળ) માટે, common (સમાન) વર્તમાનને માટે બન્ને જણા એકસરખી રીતે જીવતા હતા એવું કહ્યું હતું જ નહીં.

ખાસ કરીને અંગ્રેજો અહીં આવ્યા તે પછી આ સવાલ વધારે વિકટ થયો. ઇતિહાસને વાંચનારા માણસ તરીકે હું તમારું ધ્યાન દોરવા માગું છું, કે આજે જેટલું Classes (ઉચ્ચ સ્થિતિ ભોગવતો વર્ગ) અને Masses (આમ સમુદાય) વચ્ચે અંતર છે, એટલું અંતર અંગ્રેજો આવ્યા પહેલાં ન હતું. એનું કારણ એ છે કે જેને આપણે Class Relation કહીએ છીએ, જેને આપણે Market Economy કહીએ છીએ, એવી વસ્તુ અહીં હતી જ નહીં. (વર્ગભાર અને ઉપયોગિતાની દૃષ્ટિએ આંકાતું મૂલ્ય).

કાઠિયાવાડ ઉપર મેઘાણીની ચાર વરસની વાર્તાઓ છે. તેની વિશેષતા શું ? વિશેષતા એ કે હાથેર પણ ભેંસનું દૂધ, સારા ઘોડા, જે ભાતનું તે ભોગવે છે તે કોઈ Foreign (બહારથી આવેલી અસામાન્ય) વસ્તુ નથી. સામાન્ય માણસ ન ખાઈ શકે, ન ભોગવી શકે એવું છે જ નહીં. જે જાતની સગવડ તે ગામનો ઠાકોર ભોગવતો હતો તેવી સગવડ તે ગામના અન્ય લોકો પણ ઓછે વત્તે અંશે ભોગવી શકતા હતા, અને જે કાંઈ હતું તે તો ચાલુ જે કંઈ પેદા થતું હતું તેમાં થોડાકને ભાગે થોડુંક વધારે આવતું. ખાવામાં, પીવામાં, પહેરવામાં, રહેવામાં, ઘર બાંધવામાં આ બધી ચીજોમાં. કારણ કે તે વખતે કોઈ Class Economy (વર્ગભેદનું અર્થકારણ) હતી જ નહીં. આજે જે અંતર છે તેવું અંતર મધ્યયુગમાં ન હતું. જેને કોઈ ગણે નહીં એટલું નાનું અંતર હતું. લોકો સાથે રોજે રોજ રહેનારો મધ્યમવર્ગ અથવા ઉપલો મધ્યમવર્ગ, તેની અને Masses (આમ સમુદાય) વચ્ચે દેખાઈ આવે એવું કોઈ બાહ્ય-અંતર આજે જેટલું છે તેટલું તે વખતે ન હતું.

અંગ્રેજો આવ્યા પછી એક Foreign-civilization (પાશ્ચાત્ય રહેન સહન) આપણા ઉપર બેઠું અને જે Class ઉત્પન્ન કર્યો તે નવો

Middle Class (મધ્યવર્ગ) હતો. જૂનો Middle Class તો હતો જ નહીં.

નવા Middle Class એ અંગ્રેજોના આપેલાં તે ધોરણોને અનુસરવા મંડયા અને તેની રીતભાત, તેની બોલચાલ, એનાં સ્વપ્નાં, એના ખ્યાલો તે વાત જે આખા વર્ગમાં ઉત્પન્ન થઈ તેની અને એક નવો વર્ગ પેદા થયો એની વચ્ચે અને Masses વચ્ચે ખૂબ મોટું અંતર હતું. અને એ અંતર ન મીટાવે ત્યાં સુધી કોઈ રાષ્ટ્ર થઈ શકે નહીં. રાષ્ટ્રમાં વિવિધ સમૂહો વચ્ચે એક સાંકળ હોવી જોઈએ, માથું એક બાજુ તથા ધડ બીજી બાજુ એમ ચાલતું હોય તો કોઈ દિવસ કોઈ સમાજ ચાલે નહીં.

અંગ્રેજોએ આવ્યા પછી જે આ નવો વર્ગ ઉત્પન્ન કર્યો કે જેનાં મૂળિયાં જનસમાજમાંથી ઊખડી ગયાં, અને તેની વાર્તાઓ ચાલુ સાહિત્યમાં પણ છે. કોઈ જાણીતી વાત હોય તો રામનારાયણભાઈની જે વાર્તા 'મુકુંદરાય' છે તે.[1]

મુકુંદરાય શું છે? જે માણસ ભણેલો છે તે ઉદ્ધત થઈ ગયો. તેને અને તેના બાપને કોઈ લેવાદેવા નથી. તેને અને તેની બહેનને કોઈ લેવાદેવા નથી. મુકુંદરાય Represantative છે, નવા Middle classના. (નવા મધ્યમ વર્ગના પ્રતિનિધિ)

આખા સાહિત્યમાં તમને આ એક પ્રકારની કુસંગતી દેખાશે કે જે આખા Massesમાં એક પ્રકારની ટક્કર ઝીલી રહ્યો છે તે Masses ની સાથે તેને Emotional Integration (ભાવાત્મક એકતા) નથી, અને છતાં કળની ખૂબી એ છે કે તેને Leader (આગેવાન) થવાનું છે. કોઈપણ Society (સમાજ)માં ભણેલા જે આદર્શવાદી છે તે કોઈ દિવસ આજની લોકશાહીમાં Leader ન થઈ શકે. આજની વર્તમાન વ્યવસ્થામાં.

પ્રોબ્લેમ (સમસ્યા) આપણા દેશમાં આ છે. આ જે ખાઈ છે, જે આ ગેપ છે તે પૂરવો કઈ રીતે? મધ્યયુગમાં આ Classes અને આ Masses હતા ખરા, પણ આ ગેપ (ખાઈ) ન હતો. પણું આજે જેને Class Separation કહીએ છીએ, કલાસ ડીસ્ટીંગશન કહીએ છીએ તે નહતા. there was no class separation in the middle ages. મધ્યયુગમાં વર્ગભેદ હતો જ નહિ)

આજે તો Class Separation (વર્ગભેદ) જ મુખ્ય છે. અંગ્રેજોના વખતમાં આ Class Separation તીવ્ર હતું. કારણ કે જે લોકો રહેતા દેશમાં હતા છતાં ભણીગણીને, ધંધાને કારણે કે અનેક કારણોસર એક એવા સમાજમાં ઉછર્યાં અને એવા સમાજના આગેવાનો થયા કે જે સમાજ અને એમની વચ્ચે કાંઈ મેળ ન હોય.

હવે આ સ્થિતિમાં સ્વાધીનતા મેળવવાનો નિવેડો લાવવો કઈ રીતે? લાવું છે, સ્વરાજ લાવવું છે, પણ સ્વરાજ લેનારા આગેવાનો છે તેમને તો પાછળ જોવું જ નથી. તે બન્નેની વચ્ચે કાંઈ Understanding (સમજૂતી કે સમાધાન) પણ નથી. બન્ને વચ્ચે કોઈ સહાનુભૂતિ પણ નથી. ત્યારે આ બને કેવી રીતે? એટલું જ નહીં, પણ પુષ્કળ લોકો Elite Classના (સત્તા ને સંપત્તિ ભોગવતો વર્ગ) જે એવા હતા કે તેમને આ દેશના લોકો અને તેમની સંસ્કૃતિ તરફ કોઈ સહાનુભૂતિ પણ ન હતી, સમજતા પણ ન હતા.

આનું મોટામાં મોટું ઉદાહરણ છે નરસિંહ રાવનું અને મુનશીનું. મેઘાણીએ પોતે પણ તેમના જે વ્યાખ્યાનો આપ્યાં છે પેલાં 'લોકસાહિત્યની સમાલોચના'વાળાં તેમાં તેમણે પહેલા કે બીજા વ્યાખ્યાનમાં કહ્યું છે કે નરસિંહરાવભાઈએ કહ્યું કે લોકોની જે ભાષા છે–કથ્ય ભાષા તે બોલચાલની ભાષા છે. તેમાં કોઈ દિવસ સાહિત્યનિર્માણ થાય? તેનાથી વ્યવહાર ચાલે પણ સાહિત્ય નિર્માણ કાંઈ થાય?

શું કામ ન થાય? એનો અર્થ એ કે એ લોકો અસંસ્કારી માણસો છે. નરસિંહરાવભાઈ તો સારા માણસ હતા. તેમના હૃદય વિષે તો આપણે કાંઈ કહેવાનું હોઈ શકે નહીં એટલા સારા માણસ. પણ જે રીતે તે ઉછર્યાં, જે આખી પેઢી તેમની ગઈ,

[1] રામનારાયણ વિશ્વનાથ પાઠકઃ દ્વિરેફની વાતોઃ ભાગ-૧: પાનું–૧૧૫.

તેમને Masses સાથે પરિચય પણ ન હતો. Massesમાં સંસ્કારિતા હોઈ શકે એ માનવા પણ તે તૈયાર ન હતા. તેમના મનમાં કાંઈક ખ્યાલ એવો હતો કે ભણતર અને સંસ્કારિતા અદલબદલ થાય એવા શબ્દો છે. તેમાં તેમનો વહેમ હતો. અભણ્યુ પણ સંસ્કારી હોઈ શકે અને ભણેલો પણ અસંસ્કારી હોઈ શકે. પણ આ વાત તેમના મગજમાં હતી જ નહીં. મુનશી પણ આવી રીતે જ બોલતા. આ બન્નેનાં નામ તો મેઘાણીએ તેમના વ્યાખ્યાનમાં આપ્યા છે. પણ આવા સમર્થ સાહિત્યકારો-એ સમર્થ સાહિત્યકારો માનસિક રીતે કઈ સૃષ્ટિમાં જીવતા હતા? એ સૃષ્ટિ આ હતી.

પણ આજે દેશની અંદર રાષ્ટ્રીયતા આવી, રાષ્ટ્ર બનાવવુ છે એમ આપણે કહ્યું, નક્કી કર્યું, તે બધા પછી પણ બન્ને વચ્ચે સમન્વય કર્યો છે? બન્ને વચ્ચે સમજૂતિ જ નથી. બન્ને વચ્ચે પરિચય જ નથી. આ અપરિચય મોટે ભાગે એકબીજાને દૂર રાખવાનું કારણ છે.

એનો મોટામાં મોટો દાખલો મહાભારતકાળે અપાયો કર્ણ અને અર્જુનનો. બન્ને એક જ માના દીકરા. પણ બન્ને વચ્ચે કોઈ દિવસ પરિચય જ થયો નહીં, એટલે બન્ને જણા સામસામે એકબીજાને મારવા ઊભા રહ્યા. છેવટે કર્ણ અર્જુનને હાથે મર્યો.

જ્યારે અંજલિ આપવાની થઈ ત્યારે હતી, અને જ્યારે યુધિષ્ઠિર બોલ્યા'હતા-યુદ્ધમાં મરાયેલા લોકોને અંજલિ આપવા બેઠા હતા ત્યારે હળવેકથી કુંતાએ તેની પાસે જઈને કહ્યું "ભાઈ! કર્ણને પણ તું અંજલિ આપજે."

યુધિષ્ઠિર કહે: "મારે અને કર્ણને શું લેવાદેવા? હું કર્ણને અંજલિ શું કામ આપું?" કારણ કે તેને તો કર્ણ એટલે સતપુત્ર છે, તેને બીજી કોઈ કલ્પના પણ નથી.

"હું શું કામ અંજલિ આપું?"

ત્યારે કુંતા કહે: "એ તારો મોટોભાઈ હતો."

આ સાંભળીને યુધિષ્ઠિર દુઃખી દુઃખી થઈ જાય છે. પોતાની માને કહે: "તેં મને પહેલેથી કેમ ન કહ્યું? અમારા હાથે જ તેં અમારા ભાઈની હત્યા કરાવી?"

અપરિચય કેવી ટ્રેજેડીમાં પરિણમે છે એનુ આ ઉદાહરણ છે. પણ Masses અને Classes વચ્ચે જે અપરિચય આ દેશમાં હતો તે આનાથી પણ વધારે ભયંકર ટ્રેજેડીમાં પરિવર્તિત થયો હતો.

ધનભાગ્ય છે આપણાં કે અહીં એક મેઘાણી જનમ્યો અને પહેલી વખત સૌરાષ્ટ્રમાં આ નરસિંહરાવની કે મુનશીજીની ભ્રમણામાંથી આપણે બહાર નીકળી શક્યા. આપણને પહેલી વખત તેણે ભાન કરાવ્યું કે તમે આ લોકો કહે છે તેવા અસંસ્કારી નથી. જેને તમે એમ માનો છો કે આ બોલચાલની ભાષા છે, તે બોલચાલની ભાષા જ માત્ર નથી. તેમાં એવું સાહિત્ય સર્જાય છે કે જેવું સાહિત્ય જેને આપણે શિષ્ટ સાહિત્ય કહીએ છીએ તેમાં પણ સર્જાવું ખૂબ મુશ્કેલ છે.

એમણે પહેલીવાર આપણને ભાન કરાવ્યું કે શકુંતલા જ આ દુનિયામાં એકલી નથી. શેણી પણ છે અને બીજા ત્રિભુવન પણ છે. એમની અંદર શકુંતલા કરતાં કંઈ ઓછો Charm (આનંદ) છે એવું નથી. આપણો અપરિચય જો નષ્ટ થાય અથવા આપણો અને એનો પરિચય થાય તો આપણને ખબર પડે કે દુશ્મનોની ખાનદાનીમાં આવનારા કાઠી દરબારોને તેમની ખાનદાની વર્તમાન ખાનદાની કરતાં લગીર પણ ઊતરતી ખાનદાની નથી.

સૌથી મોટી વસ્તુ પરિચય અને પરિચય પછી પ્રેમ છે. તમે એ પ્રેમી સાથે જ એક થઈ શકો છો કે જેને તમે ચાહો છો. જેને તમે ચાહો નહીં તેની સાથે તમે એક થઈ શકો જ નહીં. જે પાસે રહે છે તેને આપણે ચાહતા ન હોઈએ તો તે દૂર લાગે છે અને જેને આપણે ચાહતા હોઈએ તે દૂર હોય છતાં પાસે લાગે છે. આવો એક સંસ્કૃત શ્લોક છે.

તો સવાલ એ છે કે આ બધા પાસે રહેનારા અપરિચયને કારણે એકબીજાને ચાહતા ન હતા. મેઘાણીએ એક મહાન કર્તવ્ય અદા કર્યું અને સૌરાષ્ટ્રને હિંદુસ્તાનના નકશા ઉપર મૂક્યું. જો મને એમ કહેવામાં આવે કે આ સૌરાષ્ટ્રમાં તે વખતે રેફરેન્ડમ (લોકમત) લેવામાં આવે તો મહાત્મા ગાંધીજી અને સરદાર પછી કોને વધારેમાં વધારે મત મળે ? તો વધારેમાં વધારે મત મેઘાણીને મળે અને ત્યાર પછી ગિજુભાઈને.[2] આ ચાર માણસો લોકોના રેફરેન્ડમમાં સૌથી વધારે મત લઈ ગયા હોત.

પણ સરદાર અને ગાંધીજીની તો વાત જ જુદી હતી. તે તો કોઈ કાળે સેંકડો વર્ષો પછી જન્મતા પુરુષ જેવા કહેવાય. એ તો મહાન માણસ હતા. તેમની વાત હું ન કરી શકું. પણ મેઘાણી તો મારા-તમારા જેવો સામાન્ય માણસ હતો. તેની પાસે પૈસા ન હતા. તેની પાસે યુનિવર્સિટી ન હતી. તેની પાસે કોઈ હવેલી કે ધર્મ-સંપ્રદાય ન હતો. તેને કોઈએ મદદ નહોતી કરી. મહાન-મોટાં છાપાં ચલાવવાની તેની તાકાત ન હતી.

તે માણસે કેવળ પોતાનો પ્રેમ, લોકસાહિત્ય તરફનો, કે જે પ્રેમ મોટા પહાડોને ઓગાળી નાખે એવો કહેવાય છે, તે પ્રેમને જોરે પોતે આ એક ભારે જબરજસ્ત કાર્ય કર્યું. લોકો સૌરાષ્ટ્રને નહોતા ઓળખતા, પણ ગાંધીજીને ઓળખતા હતા. કબૂલ કરું છું કે લોકો દયાનંદ સરસ્વતીને ઓળખતા હતા. એ પણ કબૂલ કરું છું કે કોઈક લોકો સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રીજી મહારાજને ઓળખતા હતા. "આ ક્યાંના?" તો કહેવાતું કે "સૌરાષ્ટ્રના."

પણ સૌરાષ્ટ્ર એટલે કેટલી કોમો, કેટલાં ગીતો, કેવી વાર્તાઓ, કેવાં જોડકણાં અને સૌરાષ્ટ્ર એટલે આજના સાહિત્ય દ્વારા કેવા પ્રકારના જીવનના આદર્શો ? આ રીતે સૌરાષ્ટ્રને કોઈએ નકશા ઉપર મૂક્યું ન હતું. મેઘાણીનું મોટામાં મોટું કામ આ ગણાય. કારણ કે એને લીધે લોકો સૌરાષ્ટ્રને ચાહતા થયા. એને લીધે સૌરાષ્ટ્રના માણસોને એમ કહેતા થયા કે 'આ લોકો ખમીરવંતા માણસો છે.' પછી ખમીરવંતા હોય કે ન હોય, પણ મને અને તમને એનો લાભ થઈ ગયો. આ કયા સૌરાષ્ટ્રના માણસો ? એ આ રસધારના ૪ ભાગમાં છે ને ! બહારવટિયાનો મુલક ગણાય છે ને ! એ ત્યાંથી આવે છે, તે કંઈ મોળા ન હોય.

પણ એ પહેલાં આપણને જે અનુકૂળતા મળી ગઈ અને એ અનુકૂળતા મળી ગઈ તે ખોટી મળી ગઈ છે એમ હું નથી માનતો. કારણ કે ઇતિહાસ કોઈ દિવસ કટકાની જેમ જીવતો નથી. કાર્ય એકલાથી શરૂ થઈ શકતું નથી. તમારી પાછળ જે ચાલ્યું આવે છે એને તમે નહીં છોડો તો તે તમારી સાથે જ આવે છે. તમે એને કોન્સ્યશલી (સભાનપણે) છોડો તો જુદી વાત છે. પણ મેઘાણીએ મોટામાં મોટું કામ તમે એને કોન્સ્યશલી ચાહો તે કર્યું.

જો તમે સંત પ્રકૃતિના હો તો 'સોરઠી-સંતો' વાંચો તો તેમાંથી તમને ચાહવાની પ્રેરણા થાય. તમે જો પ્રેમી હો તો તેની પ્રેમની વાર્તાઓ 'શેણી-વિજાણંદ', 'શેત્રુંજીને કાંઠે', 'આહીર યુગલના કોલ' કેટલીયે વાર્તા લખી નાખી, તેમાંથી ચાહવાની પ્રેરણા થાય. તમને જો ગીતોનો શોખ હોય તો 'રઢિયાળી રાત'-માંથી પ્રેરણા થાય. તમે બાળસાહિત્યના શોખીન હો તો 'કંકાવટી'માં જુઓ. તમે કોઈ પણ જગ્યાએ નજર નાખો. પછી જેવી તમારી પ્રકૃતિ. કારણ કે સમાજ તો બધી રીતે જીવતો હોય છે. સમાજમાં કેવળ વણકર રહે છે એવું નથી. સમાજમાં કેવળ ક્ષત્રિયો રહે છે એવું પણ નથી. સમાજ તો આ બધા ભાવો અનુભવનારા મહાન પુરુષ જેવો છે.

કોઈ પણ માણસને તમે ગમે એટલું ખાવાનું આપો અને કહો કે હવે મહેરબાની કરીને તું કોઈ ભાવનાનું સેવન ન કરતો. તો તે ૬ દિવસથી આગળ ન ચાલે. જેવું ખાવા-પીવાનું પૂરું થાય કે ભાવના આવીને ઊભી

---

૨ ગિજુભાઈ બધેકા. જે ભાવનગરમાં દક્ષિણામૂર્તિ બાલ અધ્યાપન મંદિર ચલાવતા અને 'મૂછાળી મા' તરીકે જાણીતા હતા.

જ હોય. પછી તે ભાવના સાથે તમે સહમત થાઓ, ન સહમત થાઓ, ઊંચી ભાવના કહો, મધ્યમ ભાવના કહો, પણ ભાવના વગર માણસ ન રહી શકે. Man cannot live by bread alone. માણસ એકલા રોટલા વડે નથી જીવતો.

માણસ સંત થાય, માણસ કવિ થાય, માણસ લેખક થાય, માણસ શૂરવીર થાય, માણસ સંગીતકાર થાય અને માણસ ચિત્રકાર થાય કે ગમે તે થાય, પણ હું એટલું કહું છું કે રોટલો ખાનારો માણસ કોઈ દિવસ એકલો રહી શકતો નથી.

મધ્યયુગની ખૂબી જ એ હતી કે મધ્યયુગમાં આજે જેટલા માણસો ભૂખે મરે છે એટલા માણસો દુકાળ સિવાય કોઈ પ્રસંગે મરતા ન હતા. કારણ કે માલ વેચાતો જ નહીં. Market Economy હતી જ નહીં. ગમે એટલું ખેતરમાં પાક્યું હોય તે છતાં તેનું Bank Balance (અનામત ઊભું કરવું) એ પદ્ધતિ ત્યારે શોધાઈ જ ન હતી. એટલે જ માણસ કહે કે વધ્યું-ઘટ્યું છે તેને જમાડી દો. એને આપી દો. એટલે કોઈને સંગ્રહ કરવાની કલ્પના, એટલે તેને Cash (રોકડ) કે Bankમાં (થાપણ) પરિવર્તન કરવાનું જે દુર્ભાગ્ય કહીએ છીએ તે ન હતું. બ્રાહ્મણને જમાડો, બ્રાહ્મણને આપો કે બીજા કોઈને પણ આપો. ટૂંકમાં તે ધન Cashમાં રૂપાંતરિત થઈ શકતું ન હતું.

અટલે જ મેં આગળ કહ્યું તેમ મધ્યયુગનો સમાજ દુકાળ સિવાયના સમયમાં ખાધે-પીધે સુખી હતો. ખાધે-પાધે સુખી હતો એટલે જ એને Culture (સંસ્કાર-સંસ્કૃતિ)ની પડી હતી. કોઈનું ખાવા-પીવાનું દુઃખ દૂર થાય પછી જ Culture શરૂ થાય છે. એ પહેલાં Agriclture (કૃષિ સંસ્કૃતિ) આવે છે, પણ ખાવાનું પૂરું થયા પછી Agri નીકળી જાય છે અને Culture એકલું રહે છે. પણ આ જે Culture છે તે આજના કરતાં મધ્યયુગમાં વધારે હતું એમ કહેવામાં મને કોઈ જાતનો સંકોચ નથી.

આમાંથી પણ સારું થશે કે જ્યારે આ Class Relation (વર્ગીય સંબંધો ને હિતો) બંધ થઈ જશે અને એક એવો સમાજ રચશું કે જેમાં પુષ્કળ ઉત્પન્ન થતું હશે, પણ માણસની પાસે તેને Bankની અંદર દાટી રાખવાની અનુકૂળતા નહીં હોય. આપણે એને ફરજ પાડશું કે આ બધું વહેંચી દે. રાખીને શું કરીશ? એમાં બધાને મળી રહેશે.

આ બે-બે નવા સમાજ પેદા થયા છે. એક તો cash કે જેને આપણે રોકડ નાણું કે પૈસો કહીએ છીએ તે અને બીજો સત્તા. આ બે સમાજ ત્યારે જ છૂટે છે કે જ્યારે Cultural Development (સંસ્કૃતિક વિકાસ) થાય છે ત્યારે.

સ્ટેલીનનો એક કિસ્સો છે. સ્ટેલીનને કોઈકે કહ્યું આ વેટિકનનો પોપ છે તેણે ક્યાંક એક જગ્યાએ ભાષણ કર્યું હશે, રોમનકેથોલિકોને અને તે કોમ્યુનિઝમની વિરુદ્ધ હશે. એટલે સ્ટેલીનને કોઈકે કહ્યું કે "આ પોપે આપણી વિરુદ્ધ બહુ ખરાબ ભાષણ કર્યું."

સ્ટેલીન એને કહે: "How many batalians has he?" એનો માપદંડ શું છે? જેમ આપણો માપદંડ શું કે બેંકમાં કેટલા પૈસા છે? તેનો માપદંડ શું? "How many batalians has he?" એટલે કે એની પાસે કેટલી લશ્કરી ટૂકડીઓ છે?

તેને ખબર નથી કે પોપ કોણ? તેનું સ્થાન શું? પોપ પાસે બટાલિયન નથી પણ એક આખી ક્રીશ્ચિયન Culture છે. (ખ્રિસ્તી સંસ્કૃતિ) આ Cultureને લધે તેનો હોલ્ડ (કાબુ) છે ક્રીશ્ચિયનો ઉપર.

પણ તેને તો: "How many batalians has he?"

પેલો કહે: "સાહેબ, વેટિકનમાં તો ૫૦ બટાલિયન પણ નથી."

સ્ટેલિન કહે: "એ મને શું કરી શકવાનો છે? એ મને શું નુકશાન કરશે?"

આ સત્તા અને બીજું Cash. આ બે વસ્તુ નવી સમાજ રચનાની પેદાશ છે. તે મધ્ય-યુગમાં ન હતી. એટલે જ શૂરવીરતાનો બદલો હક્ક હતો. મેઘાણીની વાર્તામાં જુઓ તો પણ સૂંડલો ભરીને શૂરવીરો કાઢી શકો. પણ એટમ બૉમ્બ સામે તમારી શૂરવીરતા શું કામની ? આધુનિક વૈજ્ઞાનિક શસ્ત્રો સામે હું શું કરી શકું ? બેઠો બેઠો જોયા કરું. આમાં શૂરવીરતાને કોઈ Chance (અવકાશ) જ નથી રહી.

પણ મેઘાણીએ એવડું મોટું કાર્ય કર્યું કે આ રાષ્ટ્ર છે તેને કેવી રીતે એક કરવું ? Mass-esને લોકોને પણ એક Culture છે.

કિશોરલાલભાઈ એક મોટા માણસ હતા. તેમણે એક લેખ લખ્યો. મારે તેમની વિરુદ્ધ લખવું પડયું. તેમણે લખ્યું : "આ જગતમાં બે સંસ્કૃતિ છે. એક ભદ્રસંસ્કૃતિ અને બીજી સંકર સંસ્કૃતિ."

પછી મેં લખ્યું : "કિશોરલાલભાઈ એક ભૂલ કરે છે. જગતમાં આ બે સિવાય પણ એક ત્રીજી સંસ્કૃતિ છે, અને તે છે લોકસંસ્કૃતિ."

લોકોને ભદ્ર કહેવા જેટલા પૈસા એની પાસે નથી અને લોકને સંકર કહેવા જેટલી તેવડ પણ નથી. તો શું આ બધા લોકો અનકલ્ચર્ડ (અસંસ્કૃત) લોકો છે ? એણે (લોકે) એની મેળે કેટલી કેટલી સંસ્કૃતિ ફેલાવી છે તે તો મેઘાણીનું સાહિત્ય વાંચ્યા પછી જ ખબર પડે. એ વાંચ્યા પછી આપણને થાય કે અરે ! અસંસ્કારી તો આપણે છીએ.

તેમણે પેલા 'સોરઠી સંતો' લખ્યું છે તેમાં એક આપો રતો થાન પાસેના મોલડી ગામે થઈ ગયા તેનું ચરિત્ર લખ્યું છે, આપા રતા સાધુ હતા, સંત હતા. ખેડ કરીને પોતાનો ગુજારો કરે. એકવાર પોતે હળ હાંકતા હતા. તેમાં વારંવાર હળ ભરાયા કરે, એને થયું આ હળ ભરાય છે શેમાં ? એટલે તેણે હળ ઊંચકીને જોયું તો એક કડું અને એમાં હળ ભરાય. એણે કડું ખોલીને જોયું તો મોટો સોનાનો ચરુ.

મેઘાણીએ કેટલું સરસ લખ્યું છે ! આપા રતાએ સાથે ધૂળ વાળી દીધી અને હાથ જોડીને કહે : "માતા લક્ષ્મી ! મારે રસ્તેથી આઘી ખસી જા માવડી ! તને બહુ ઈર્ષા થતી હોય તો મારી દીકરી થઈને મારે પેટ પડીને મને જેટલો સંતાપવો હોય એટલો સંતાપ. પણ અત્યારે તો તું માર્ગમાંથી આઘી જા."

એ Cultureએ (સંસ્કૃતિએ) આ દેશમાં સુખશાંતિ રહેવા દીધા. ત્યારે આજે રાજ સત્તાના જોરે પણ આ દેશમાં સુખ શાંતિ નથી. પાણો ફેંકાય છે, કાચ ફૂટે છે અને આપણે બધા જોઈએ છીએ. With all the army, With all centre-laized power આવી કેન્દ્રીય સત્તા અને એના તમામ લશ્કર છતાં કયે દિવસે પાણો નથી ફેંકાયો?

તે દિવસે કોણે આત્મનિયમન શીખવ્યું હતું ! કોણે સ્વનિયમન શીખવ્યું હતું ? કોણે એને શીખવેલું કે આવું કરતાં પહેલાં તો મરવું સારું ! એ કોણ એને શીખવતું હતું !

મેઘાણીએ એટલું કહ્યું કે જે આ Cultu-ral Trate સાંસ્કૃતિક પરંપરા છે, જે લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિ છે, તેના પ્રવાહે આ સામાન્ય માણસના હૈયાને ભીંજવ્યા કર્યું છે તેને મૃદુ બનાવ્યું છે તેને મક્કમ બનાવ્યું છતાં પણ તેને ગર્વિષ્ઠ નથી બનાવ્યું. તેને સત્તા આવે તો સત્તાનો ગર્વ ન ચડે એ એણે જોયું છે. અનેક જાતની માવજત કરીને આ દેશમાં કોઈ સેન્ટ્રેલાઈઝ્ડ પાવર ન હતો ત્યારે તેણે લોકોને રૂણા રાખ્યા છે. પરસ્પર સહાનુ-ભૂતિવાળા રાખ્યા છે. અને જીવનને માત્ર ખાવું-પીવું એમાં જ બધું પૂરું થઈ જાય એવું એણે થવા દીધું નથી.

આ મેઘાણીનો મહાન ઉપકાર મારી દષ્ટિએ. સાહિત્યકાર તરીકે તો તેને મૂલવવા બેસીએ તો બીજા ઘણા મૂલવશે. જો સમય હોય તો હું પણ તેનું કાંઈક કહી શકું, પણ ૨૫ મિનિટમાં જો મને કહેવાનું આવે તો હું કહું કે આ મેઘાણીનું કામ છે. આ એનો His-torical–Wave (ઐતિહાસિક આંદોલન) છે અને

એ Wave જ્યાં સુધી આપણે ચાલુ રાખશું ત્યાં સુધી જ આપણે રાષ્ટ્ર થવાના. Elite અને Masses એ બે વચ્ચે જ્યાં સુધી તમે લાગણીનો તાર, Common Idea, (સમાન આદર્શ) Common Method, (સમાન પદ્ધતિ) Common Way of Life (જીવનનો સમાન રાહ) એ તમે ઊભું નહીં કરો તો કોઈ દિવસ આ રાષ્ટ્ર તે રાષ્ટ્ર થઈ શકે જ નહીં. એ કરવા લોકોની ભાષામાં આપણે બોલવું પડશે. લોકોની ભાષાને આપણે સમજવી પડશે.

ભગવાન બુદ્ધ જ્યારે ઉપદેશ આપતા હતા, પૃથ્વી ઉપર વિચરતા હતા તથાગત, ત્યારે તેમના ઘણા શિષ્યો થયેલા. તેમાં હરિજન પણ હતા, વાણંદ પણ હતા, ઘણા લોકો હતા. એમાં એકવાર એમના બે શિષ્યો—બ્રાહ્મણો—બહુ મોટા વિદ્વાન બ્રાહ્મણો એ બન્ને એમની પાસે જઈને કહે : "ભગવન્! આપનો ઉપદેશ અમે સંસ્કૃતમાં તૈયાર કરીએ તો કેમ ? તમે અમને રજા આપો. આ જ્ઞાન અમારે સંસ્કૃતમાં ઊતારવું છે. જો આ બધાનું સંસ્કૃત નહીં કરો તો આપનું આ બધું જ્ઞાન એળે જશે."

ભગવાન બુદ્ધ કહે : "મોગલાન! ભગવાન લોકો જે ભાષા બોલે છે તેમાં જ જ્ઞાન વિતરણ કરવા માગે છે. બ્રાહ્મણોની ભાષામાં નહીં. માટે તમારે આવી કોઈ પણ પ્રકારની મથામણ કરવાની નથી. મારું જે બોલાશે તે લોકોની ભાષામાં જ બોલાશે અને લોકોની ભાષામાં જ જીવશે. ચોપડીઓમાં મારે એને જીવાડવું નથી." એટલે જ ભગવાનનો ઉપદેશ પાલી ભાષામાં અપાયો, પાલી ભાષામાં સંગ્રહાયો અને આ હિંદુસ્તાનને બ્રાહ્મણોએ જે ઊંધે રસ્તે લોકોને ચડાવેલા, એમના પંજામાથી બચાવ્યો. બ્રાહ્મણો પણ સમજી ગયા. તેમણે પણ કહ્યું કે બુદ્ધ અમારો અવતાર છે. બુદ્ધને એમણે અવતારમાં ગણવા પડયા. પણ જો બુદ્ધ સંસ્કૃતની જાળમાં ફસાઈ ગયા હોત તો ભગવાન બુદ્ધનો ઉપદેશ વહેલામાં વહેલો ખતમ થઈ ગયો હોત.

તેમ લોકોની ભાષા છે તેને આપણે મહત્ત્વ આપવું જોઈએ એટલું જ નહીં, પણ તેને સમજવી જોઈએ. એ ભાષા કોઈ બનાવટી ભાષા નથી. એ તો જીવનમાંથી ઊઠેલી ભાષા છે. બીજી ભાષાઓ તો આપણે વિચાર કરીને બનાવીએ છીએ. પેલાને તો તે વિચાર કરવાની ફુરસદ જ નથી. એ તો જીવે છે અને બોલે છે, જીવે છે અને બોલે છે, જીવે છે ને બોલે છે. તો આ ભાષા દ્વારા ઉપલા અને નીચલા બન્ને વર્ગ વચ્ચે અનુસંધાન કરવાનું મહાન કાર્ય એમણે કર્યું છે તેમ ફરીને કહીને હું મારું કહેવાનું પૂરું કરું છું.

*

## દુહામાં નદી

જળ નદિયાં મળિયાં જિકે, મળિયા સમંદ્ર મંઝાર;
વિત કર ચડિયા વાણિયા, પુગા સમંદ્રા પાર.

નદી ખળકે નીર વહે, મોરલા કરે મલાર;
સાતે રસ જ્યાં નીપજે, ભોંય ધરા હાલાર.

સબળો સોરઠ શોભતો, ગૌરવશાળી એહ;
સરિતાઓ સરણે વહે તરવેણીથી જેહ.

સોરઠ ધરા ન સંચર્યો, ન ચઢયો ગઢ ગિરનાર;
નાહ્યો ન ગંગા ગોમતી, એળે ગયો અવતાર.

દીવ ઘોઘા ને પાટડી, સાચું ગામ શિહોર;
દરિયા ડુંગર ને નદી, માણસ જાત ચકોર.

ભાદર કાંઠાની ભેંશ ભલી, વેણુ ગાય વખાણ;
કાઠિય વાડની કામની, બરડા ચંગો જુવાન.

જોબન મદમાતી બહુ, હાલે છળકતી હેલ;
ભાદર આરે જળભરે, ત્રાંબા પિત્તળ હેલ.

ગંદુ પણ ગંગાજળ, દિવસ ભલે રજયુક્ત;
સાંકળિયો પણ સિંહ છે, નિર્ધન પણ રજપૂત.

વાંકી નદી વગામણે, ને કણસલે વાંકી જાર;
પુરુષ વાંકો પાઘડી, નેણાં વાંકી નાર.

નદી કિનારે નેહ, સાજણ તો માંડયા રિયા;
વેરણ ગઇ વિદેશ, ચોરીને અમ ચિત્તને.

સં. બી. ર. ત્રિવેદી (ગલસાણા)

# ચારણી સંસ્કૃતિનો આધારસ્તંભ ઊપડી ગયો

જયમલ્લ પરમાર

કાળને પણ થોડાં વર્ષ જેની સાથે ખેલવાની મોજ પડી એવો ચારણી સંસ્કૃતિની વીતી રહેલી વિદ્દ્ પેઢીનો એક તેજસ્વી સિતારો આથમી ગયો. લીંબડીના રાજકવિ શ્રી. શંકરદાનજી જેઠીજી દેથાનું તા. ૧૩-૧૦-૭૨ ના રોજ ૮૧ વર્ષની વયે અવસાન થતાં પશ્ચિમ હિંદના ચારણ પંડિતોમાંથી એક જાજરમાન પ્રતિમા અસ્ત પામી છે.



શ્રી. શંકરદાનજીની એક લાક્ષણિક તસ્વીર

આજના અર્થમાં જેમને કવિઓ કહેવામાં આવે છે તેવા અર્થમાં વીતી રહેલી એ ચારણ પેઢીના કવિઓ ન હતા. કવિતા એ ચારણ કવિઓનું જીવન હતું અને જીવન એ જ એમની કવિતા બનતું. ઈશ્વર, ઈશ્વરી શક્તિ અને બિરદધારી જીવનને જ તેઓ ઉપાસતા. સાચા અર્થમાં તેઓ શક્તિ અને સરસ્વતીના ઉપાસક હતા. એથી જ નિડર અને સત્યવક્તા રહેતા. શંકરદાનજી એ પેઢીના જ્વલંત વારસદાર હતા. જ્વલંત શબ્દમાં જ્વાળાનો–અગ્નિશીખાનો પ્રકાશ છે. શંકરદાનજી એવા અગ્નિ સમા ઉગ્ર હતા; અનાચરણ કરતા રાજાઓ એમના ધારદાર પ્રહારોથી સદાય ડરતા રહેતા.

જ્યાં જૂઠું જણાય ત્યાં માત્ર કવિતાથી જ નહિ પણ મોટા માંધાતાને પણ સન્મુખે ય ઝાડી નાખતા તેમ સાચું ને સારું લાગતાં બેધડક પ્રશંસા પણ કરતા. એ તો રાજાશાહીનો જમાનો હતો. જેમ રાજાઓને ઠપકો આપતાં ય શોષવું પડતું તેમ એકની પ્રશંસા કરવા જતાં બીજા રાજા તરફથી અને ઘણીવાર વક્તાના આશ્રયદાતા રાજા તરફથી પણ શોષવું પડતું. આ ટીકા અને પ્રશંસાનો સંસ્કાર મૂળ તો રાજપૂતી–ક્ષાત્રત્વને જળહળતું રાખીને જાગતી રાખવામાંથી જન્મેલો. શંકરદાનજી જીવનભર એ સંસ્કારનું ગૌરવ જાળવતા રહ્યા અને એ માટે સહન પણ કરતા રહ્યા. ચારણનો એ ગુણધર્મ હતો.

ક્ષાત્રત્વનું ખમીર એમને શ્વાસ–પ્રાણ સમું હતું. રાજપૂત રાજાઓ પોતાના કર્મે કરીને જવા બેઠા છે એ તેઓ જોઈ શકયા હતા. એથી જ એમણે આગમ ભાખેલું કે :

> પાર્થિવ વર્ગ પતંગ ઇવ,
> કરી લ્યો મોજ વિલાસ;
> કૃપા દોર બ્રિટિશકો,
> તૂટ્યે ખેલ ખલાસ.

કનકવાની જેમ આકાશમાં ચગી હાલેલા હે નાશવંત માંધાતાઓ ! જેટલા મોજ વિલાસ કરવા

હોય એટલા કરી લ્યો, કારણ કે જેને આધારે તમે ઊડો છો તે બ્રિટિશ હકુમતનો ફૂપાદોર તૂટતાં તમારો ખેલ ખલાસ થવાનો છે.

અને બન્યું પણ એવું જ. રાજાઓ એમજ ગયા. ત્યાર પછી તો શંકરદાનજી સુદીર્ઘ જીવન જીવ્યા. પોતે ટેકવાળા પણ જૂના યુગના પ્રતિનિધિ ચારણ હતા. સ્વરાજના યુગ સાથે ઘડીમાં ઘડ બેસાડી નહોતા શકયા. નવા યુગ સાથે જૂનવટનો તાલ નહોતો મેળવી શકાતો. એથી તેઓ તો પોતાની જૂની પરંપરા પ્રમાણે "કર સાહેબકી બંદગી ઓર ભૂખ્યાકું કુછ દે" એવા કબીર સૂત્રને જ ચરિતાર્થ કરતા રહ્યા. શિવ-જોગમાયાની ભક્તિ ઉપરાંત ભૂખ્યાં દુખ્યાંની સેવા કરવામાં જ એમનું આખું જીવન વીત્યું. એથી દૂરદૂરથી આવતા સાધુઓ પણ એમને 'કબીરા ભગત'ના નામે ઓળખતા.

ભાવનગરના અડીખમ રાજકવિ શ્રી. પિંગળશી પતાભાઈનું અવસાન થતાં મહાકવિ શ્રી. ન્હાનાલાલે તથા મેઘાણીભાઈ એમને લાસ્ટ મીન્સ્ટ્રલ—દૂહલા લોકકવિ-ગાયક તરીકે બિરદાવેલા. પણ વસુધા તો રત્નગર્ભા છે. અજાજૂડ ચારણો આ વસુધરાએ એ કાળે આપેલા. આભને ટેકા દ્યે એવા. ત્યારે નવયુગનાં મંડાણ થઈ રહેલાં. સંઘયુગનો જમાનો. એ પ્રતિભાવાન ચારણોએ 'ચારણ હિતવર્ધક સભા'ની સ્થાપના કરી. સંઘયુગનો અર્થ જ સામૂહિક બુદ્ધિ અને સામૂહિક શક્તિ દ્વારા થતી સંઘસેવા થાય છે. સંઘસેવામાં ગમે તે વ્યક્તિ એ છી કે વધુ નીમિત્ત બને છતાં એમના વ્યક્તિત્વનું-એમના કર્તવ્યનું સમર્પણ સંઘને-જનતા જનાર્દનને ચરણે થાય તો એ સંઘની વીણા બસુરા બોલ નથી કાઢતી. અહને ઓગાળી નખાય ત્યાં જ સંવાદી સૂર નીકળે.

ચારણ હિતવર્ધક સભાની પ્રવૃત્તિ પાટણના હારણભાઈ, પોરબંદરના રામદાનભાઈ, શ્રી. શંકરદાનજી, કવિ શ્રી દુલાભાઈ કાગ અને શ્રી. મેરૂભા ગઢવી જેવા પ્રતાપી ચારણોનું શિરછત્ર પામી. નામી અનામી એવા ભેખધારી ચારણોનું સંચાલન પામી. એમાંથી હારણભાઈ અને રામદાનભાઈ વિદાયી ચારણ શક્તિ બની છતાં એમ લાગતું હતું કે આખા જગતને બોધ આપનારા આવા તેજસ્વી ને પ્રતાપી ચારણોએ ચારણોના હિતની ધુરા ધારણ કરી છે ત્યારે હવે ચારણોનો અભ્યુદય હાથ વેંતમાં છે. પણ મહાદેવ જેવા ભોળિયા અને વિષ્ણુ જેવા કોમળ હૃદયના દેવોનાં શસ્ત્રો પણ સામ સામા અથડાતાં હોય ત્યાં માનવીનાં કોણ માત્ર?

ચારણ હિત વર્ધક સભાની પ્રવૃત્તિ છાત્રાલયથી આગળ નહોતી વધી પણ સમાજમાં ચારણોને માનભર્યું સ્થાન અપાવે એવા આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક ઉદયની ભારોભાર શકયતા એના સંચાલનમાં પોલી જ હતી, પ્રતિભાઓ એવી હતી. આમ અભ્યુદય હાથવેંતમાં દેખાતો હતો ત્યાં જ હેમાળાના ટોડા જેવા બે શ્રી. શંકરદાનજી અને કવિ શ્રી. દુલાભાઈ કાગ વચ્ચેના મતભેદ કળાણા, મનભેદ દેખાણા. જોતજોતામાં અમારા જેવા અનેકની આશાઓ થીજી રહી અને પોતાની પ્રકાંડ શક્તિ વડે આખા ગુજરાતને ઊંચું ઉઠાવી શકે તેવા શિરછત્રો છતાં ચારણ હિત વર્ધક સભા સંઘર્ષમાં અટવાઈ પડી.

કંઈકનાં જીવન ખારાં ધૂપવા જેવાં થઈ જાય એવા ભયાનક કાદવ ઉછળ્યા. ખાંટ સવાદિયાઓએ એના લાભ લીધા. એનું એક વધુ દુ:ખદ પરિણામ એ આવ્યું કે ઊછરતી પેઢીમાંથી કેટલાકએ અનિચ્છનીય માર્ગે ઊતરી ગયા આ બધું સુધારવા ચારણોએ અને એના હિતચિંતકોએ ઓછા પ્રયત્નો નહોતા કર્યા. પણ ફરી એ એકતા ન જ સધાઈ.

કવિ શ્રી. દુલાભાઈ કાગે મારા પ્રત્યેની સદ્‌ભાવનાને કારણે આ પ્રશ્નના ઉકેલ માટે મને પણ અંદર ખેંચેલો. શ્રી શંકરદાનજીને લાગ્યું કે હું શ્રી. કાગ કવિનો મિત્ર છું, એથી પક્ષાતીત નહિ બની શકું. અને એથી તેઓ થોડા દુભાયા પણ ખરા. પણ ચારણોના નિર્મળ હિતની પ્રતિતિ હું તેમને કરાવી શકેલો. ઝગડા પછી એમને એકપણ વાર મળ્યા વગર

કોર્ટમાં કેસ થયેલા. ચારણ હિત વર્ધક સભા સ્થગિત થઈ ગયેલી. મારા પ્રયત્નો પણ વિફળ રહ્યા.

ગુજરાતમાં હારીજમાં શ્રી. રવિશંકર મહારાજના સાન્નિધ્યે બન્ને પક્ષ ઉકેલ માટે મળ્યા તે પણ નિષ્ફળ નિવડ્યું. એમાં પણ હું કવિ શ્રી. દુલાભાઈના પક્ષનો હવાદ હતો. શ્રી. શંકરદાનજીના પક્ષે લીંબડીના બેરીસ્ટર શ્રી. જાજલ હતા.

બધી નિષ્ફળતાઓ વચ્ચે ૧૧ વરસ વીતી ગયાં. ત્યાં સ્વ. ઢેબરભાઈ માંકડે સૈરાષ્ટ્ર યુનિ. તરફથી ચારણોનું બહુમાન કરવા મારી સામે પાંચ નામ મૂક્યાં. એ જ વખતે મારા દિલમાં ઝબકારો થયો કે આ પ્રસંગે ઝગડાનું કારણ કાં ન કાઢી શકાય ? શ્રી. ઢેબરભાઈને ત્રણ માસ ખમી ખાવા જણાવ્યું. તેમણે મારા પ્રત્યેના સદ્‌ભાવથી તે આપ્યા.

જામનગર શ્રી. પિંગળશીભાઈ ગઢવીએ અને શંકરદાનજીના જ્યેષ્ઠ પુત્ર શ્રી. હરિદાન દેથાના દિલમાં આ ઝગડા અંગે રહેલા દુઃખનો આછો ખ્યાલ આપેલો. એટલે મેં શ્રી. પિંગળશીભાઈ અને કવિ શ્રી. નારણદાન બાલિયા મારફત એમનો સંપર્ક સાધ્યો. થોડા પત્રવ્યવહારથી એમના હૃદયમાં રહેલા સદ્‌ભાવની વાત સ્પષ્ટ થઈ. અમે મળ્યા. એમના હૃદયમાં રહેલા ચારણને અપીલ કરી અને કોર્ટમાંથી બિનશરતે અને કોઈપણ જાતની અપેક્ષા વગર કેસ પાછો ખેંચાવી લેવામાં શ્રી. હરિદાનને સમજાવી શકાયા. હું તો સામા પક્ષનો ગણાતો હતો અને શ્રી. હરિદાનનાં સગાં–સંબંધીઓ અને મિત્રો કેસ પાછો ખેંચાતાં એમની વિરૂદ્ધમાં જાય એવો ભય, છતાં શ્રી. હરિદાને જે હિમ્મત અને ખેલદિલી બતાવ્યાં એવાં મેં આજ સુધી કોઈ ક્ષેત્રે હજી સુધી અનુભવ્યાં નથી, કારણ કે લીધેલા નિર્ણય મુજબ આજ સુધી શ્રી. હરિદાને પાછું વળીને એ પ્રશ્ન સામું કદી જોયું નથી કે એમાં ઉચિત થઈ રહ્યું છે કે અનુચિત !

ખાડા ખસે પણ હાડા ન ખસે એવા હઠીલા હરિદાન ત્યારે એમના પિતા શ્રી. શંકરદાનજીના રૌદ્ર સ્વરૂપનું તો પૂછવું જ શું ? એમની તો રટણા જ વિરોધાત્મક બની ગયેલી. એવા આઘાત પ્રત્યાઘાતો વચ્ચે ચારણોના અને એની ઊછરતી પેઢીના વિશાળ હિત હૈયે ધારીને કેસ પાછો ખેંચી લેવાની મારી વાત તેમણે સ્વીકારી એ ઔદાર્યમાં એક મહાન ચારણની મહત્તા રહેલી હતી.

એમના નિર્ભય અને વેધક વ્યક્તિત્વનો સંસ્કાર એમની કવિતામાં પણ ઊતર્યો. રાજકુલોના ક્ષાત્રત્વને પડકારતી એમની કવિતા પ્રાસાદિક અને ચમત્કૃતિયુક્ત છે. ચારણી સાહિત્યના અભ્યાસી અને વ્રજ તથા ડીંગળી સાહિત્યના પ્રસાદથી એમની કવિતા ઓજસ્‌વંતી બની.

વ્યંગ કટાક્ષ અને ઉપાલંભે એને યોગ્ય અવસરે ધારદાર બનાવી પણ ભાવ ભક્તિનો અને વીરત્વનો, એથી એમની કવિતા બોધપ્રદ અને પ્રૌઢ છે. કાવ્ય–દોહાનું કલેવર પિંગળના આગ્રહી બંધિયારણું રૂપાળું અને ઠેર ઠેર ચિંતન કણિકાઓથી ઓપતું છે.

જન્મ લીંબડીના વસતડી ગામે સંવત્‌ ૧૯૪૮ ના અષાઢ સુદ બીજ ને રવિવારે. માતા દલુબા અને પિતા જેઠીભાઈ. શાખે દેથા. પાટણના સુપ્રસિદ્ધ કવિ વિદ્વાન સ્વ. હારણભાઈ મહેડુ એમના મામા થાય. બારેક વરસની ઉંમરે ભૂજની લખપત વ્રજભાષા પાઠશાળામાં અભ્યાસ કરવા ગયેલા. પણ પિતાના સ્વર્ગવાસને કારણે અભ્યાસ પડતો મેલી પાછા આવવું પડ્યું. એ પછી ઘેર રહીને અભ્યાસ આગળ વધારેલો. ૨૫ વર્ષની વયે લીંબડી રાજ્યના રાજકવિ થયા બાદ સાહિત્ય પ્રવૃત્તિ આગળ વધારેલી.

એમના અંતિમ દિવસો અને અંતિમ પળો મા દુર્ગા અને કૈલાસપતિ શંકરની રટણામાં જ વીતેલા. એવા ધન્ય નામ શંકરદાનજીને હજારો હજાર અંજલિઓ અર્પીને નવી પેઢીનો વિચાર કરું છું ત્યારે થાય છે કે વીતી રહેલી ચારણ પ્રતિભાની બજરમાંન પેઢીની મહત્તા અને મહાનુભવતાને નવી પેઢીથી પમાશે નહિ તો સમજાશે તો ખરીને ? અંતરમાં અતુટ શ્રદ્ધા છે કે ધરતી આદર્શ ચારણ વિહોણી કદી નહિ બને. પછી ભલે જુદા સ્વરૂપે હોય.

●

# ગ્રાહકો આટલું જરૂર વાંચે

૧– કેટલાક ગ્રાહકો ઊર્મિનવરચનાની વ્યવસ્થા અંગે પ્રગટ થતી જાહેરાતો વાંચતા ન હોવાથી એમને અને અમને ટપાલખર્ચના ખાડામાં ઉતારે છે. આજની મોંઘવારીમાં વધારાનું ટપાલ ખર્ચ પોસાતું નથી. તો માસિકની વ્યવસ્થા અંગે જે જે જાહેરાતો માસિકમાં પ્રગટ થાય તે દરેક ગ્રાહકે વાંચવાની વિનંતી છે, જેથી બન્ને પક્ષે વ્યવહાર સરળ ને સ્પષ્ટ રહે. આવી 'ઊર્મિનવરચના'માં પ્રગટ થતી જાહેરાતો વાંચ્યા વગર જે કોઈ પત્રો દ્વારા સ્પષ્ટતા માગશે તેને જવાબ આપવા અમે બંધાયેલા નહિ રહીએ.

ઑક્ટોબર–નવેમ્બરનો જોડિયો અંક દીપોત્સવી વિશેષાંક તરીકે ઑક્ટોબરની આખરમાં પ્રગટ થશે તેવી જાહેરાતો ઑગસ્ટ તથા સપ્ટેમ્બરના અંકોમાં પાનું ભરીને ઊઘડતે પાને મોટા ટાઈપમાં કરવા છતાં અંક ન મળ્યાના ઘણા કાગળો આવતાં આ નિર્ણય લેવો પડયો છે.

૨– ઑક્ટોબર–નવેમ્બરનો આ અંક પછી ડિસેમ્બરની શરૂઆતમાં રાબેતા મુજબનો અંક પ્રગટ થશે.

૩– પત્રવ્યવહારમાં અને લવાજમ મોકલવાનાં મનીઑર્ડરમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. મ. ઑ.ની સ્લીપમાં નીચે પૂરું સરનામું લખવું.

૪– અંક ન મળ્યાની ફરિયાદ પોસ્ટઑફિસે તપાસ કર્યા પછી તા. ૮મી સુધીમાં આવશે તો અંકો સિલીકમાં હશે તો જ મોકલાશે. નહિ તો નહિ મોકલાય. વી. પી. નહિ કરાય.

વ્યવસ્થાપક : ઊર્મિનવરચના

ભારતની શકિત સંખ્યામાં નહિ
પણ નિરોગી અને ભણેલા–ગણેલા નાગરિકોમાં રહેલી છે.

નાનું કુટુંબ એટલે

## તંદુરસ્ત બાળકો
## દરેકને ભાગે અધિક સુખ-સગવડ
## સારાં શિક્ષણની ઉજળી તક



# જ્યારે જીવન મૂલ્યો બદલાય છે....




નવા મૂલ્યાંકન સ્વીકારી
જીવનને વિશેષ અર્થસભર બનાવો...

## કુટુંબ નિયોજન

Oormy Navrachana Rajkot-1( Oct.-Nov. '72 )કિં. ૫-૦૦ Regd No G 68

# ઊર્મિ નવરચના



ડિસેમ્બર : ૧૯૭૨ સળંગ અંક : ૫૧૩

તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર



તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ ડિસેમ્બર '૭૨ અંક : ૯ : સળંગ અંક : ૫૧૩



| પૃષ્ઠ | લેખ : | લેખક : |
|---|---|---|
| ૬૨૫ | ગીત.... | મનહર ચરાડવા |
| ૬૨૫ | જોઉં ચડી ચડી... | કનુ મહેતા |
| ૬૨૫ | દુકાળે આવ્યાત દીકરી... | કવિ 'દાદ' |
| ૬૨૮ | સંપાદકીય.... | ........ |
| ૬૩૩ | આરબની ઓટણુની ખાનદાની .. | બારોટ જોરસુર દેવ |
| ૬૩૬ | કસુંબલ રંગનો કવિ | પ્રિ. ઉપેન્દ્ર પંડ્યા |
| ૬૪૦ | દુહાગીર ટીડો ઠક્કર... | નાગભાઈ ખવેજા |
| ૬૪૨ | અસંગ ગય અગડો... | શંભુદાન બારોટ |
| ૬૪૯ | પરમાત્માની શીસી... | બારોટ દેવીદાન નારાયણ |
| ૬૫૦ | શોધયાત્રા (૧૧)... | નવુભાઈ રાઠડિયા |
| ૬૫૩ | ગુજ. ઇતિહાસ પરિષદ્... | મણિભાઈ વોરા |
| ૬૫૬ | ઝિંદાદિલી... | દ. શ્રી. પુંજાવાળા |
| ૬૬૦ | ઘૂમલી... | મણિભાઈ વોરા |
| ૬૬૨ | દરેક જણ્યા કરી શકે... | રવિશંકર મ. રાવળ |
| ૬૬૮ | ખાંભીનો અસવાર... | લાલજી કાનપરિયા |
| ૬૬૯ | પરિશ્રમ અને કાવ્યમો ... | ખોડીદાસ ભા. પરમાર |
| ૬૭૩ | "એક પાપ ઓછું થાશે" (?) | દાદાભાઈ જે. વાળા |
| ૬૭૪ | નાગની શરીખે રાજભાઈ... | કવિ કાનજી નથુભાઈ ગોહિલ |
| ૬૮૧ | તરણુ તારણુ... | ફતેહભાઈ નરેલા |
| ૬૮૨ | મધુસંપર્ક... | જયમલ્લ પરમાર |

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના'ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂ. ૧૦-૦૦
વાર્ષિક-પરદેશમાં રૂ. ૨૧-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)

પ્રકાશક : ઇશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : દિવ્યજ્યોત, રાજકોટ-૧

# રાજુ ક્યાં સુધી એકલો રહેશે?





રાજુ બે વરસનો થયો. ચંપાની સાસુની ઇચ્છા હતી કે તેને એક ભાંડરૂ પણ હોવું જોઇએ. જીવન પ્રત્યેની તેમની દૃષ્ટિજ એવી હતી; પણ ચંપા જાણે છે કે રાજુનો યોગ્ય વિકાસ કરવો હોય તો તેને હજુ ઓછામાં ઓછાં એક વરસ સુધી પૂરતાં લાડકોડ મળવાં જોઇએ અને તેની સારી દેખભાળ થવી જોઇએ.

---

**બાળકોના જન્મ વચ્ચે અંતર રાખવાથી તેઓ તંદુરસ્ત રહે છે.**

davp 72/242

## ગીત

જરી જરી ખોલો લ્યો, અંદરની આંખડી !

રોમ લગી રટણાની બાઢ બાઢ માલીપા;
સ્પર્શોનો ગાજે અષાઢ ગાઢ માલીપા;

કાન જરી માંડીને સૂણો રણકાર;
એના આ આગમનના લીલા અણસાર !

જરી જરી ખોલો લ્યો, સોણાંની પાંખડી !
જરી જરી ખોલો લ્યો અંદરની આંખડી !

છાતીના ટોડલિયે ટહુકે રત માલીપા;
ઝૂલે નભ, પાંપણમાં કાંઇ આંઇ માલીપા !

ગાન ભરી ભીતરમાં આવે પરભાત;
એવી આ આથમતી ઝળઝળિયા રાત !

જરી જરી સૂણો લ્યો, આતુર ઇ આંખડી !
જરી જરી ખોલો લ્યો, અંદરની આંખડી !

મનહર ચરાવડા

## જોઉં ચડી ચડી

જોઉં ચડી ચડી મૈયરની મેડીએ
છમ લીલું ગામ એક નજરે દેખાય
હજુ આવતું નથી રે કોઇ કેડીએ !
ભીંજલી મોસમના સોડમતા ટહુકારા
હૈયામાં આવી પડઘાય,
રોમ રોમ વ્યાપેલી હરિયાળી ઉત્સુકતા
જંપવા દેતી રે નથી ક્યાંય;
સૂઝે ના કામ કાજ, ચોંટેલી કેડીએ
કેમ કરી નજરું ઉખેડીએ !
છૂંદણાંનો મોર જોઇ થનગનતો છાતીએ
મનડું તો ક્યાંય ક્યાંય ભમતું
અણધાર્યું ગણગણતાં હોઠે ગવાઇ જાય
'બાંકી પાઘલડીનું ફૂમતું';
ચકલીને ઝીંઝવે ગાતી ચડું રે કોઇ
પીળો ચાબુક લીલી ઘોડીએ !

–કેતુ મહેતા 'વ્યોમ'

## દુકાળે આણાત દીકરી

પાણી વિનાના પાણીઆરે જેદી ઠીંકરાં વાગી ઠેશ;
ઇ આઘાતે સાંભર્યો મુને દાદા કેરો દેશ.
શ્રાવણ મહિને તેડવા ના'વ્યો, વેલડું લઇને વીર;
સૈયરઘેલી દીકરી પાડે, નયણે ઊંડાં નીર.
માના હેતની વીરડી મીઠી, દુકાળે દૂકી ગઇ;
તાત બેઠા દઇ હાથ કપાળે, ન થાવાની થઇ.
રણકી ન કાંબી રાસડે મારી, ધ્રુસકે વાગ્યા ન ઢોલ;
સુખડે મારે રૈ ગ્યા બેની, આજ અધુરા બોલ.
ચોંટિયો ભરી સૈયરૂં પૂછત, ગોરી રાત્યું કેવી ગઇ ?
સાસરિયાંની મીઠડી વાતું, મનડામાં રૈ ગઇ.
કાનમાં આવી કે'ત નણંદબા, કોણ સંભારે છ કઉં ?
હેડકી આવત હેડે ભાવત, બોલ ભાભી ના બઉ.
ઊટકાશે નૈ બેડલાં કાંઠે, ઊગશે ઝાંખો સૂર;
મે વિનાની નદીએ સૂંગાં જોબન ઘોડા પૂર.
પરથમ આણે ત્રાટક્યો, પાપી, વા'લપ ખૂટયાં વેણ;
ખીલા વછોઇ ગાવડી કીધી, મૈયર વછોઇ બેન.

કવિ 'દાદ'

## સંપાદકીય : મધર ટેરેસા  સ્વાતંત્ર્ય સેનાનીઓને સન્માન  સિંહને સ્થાને વાઘ  ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ

### કરુણામૂર્તિ મધર ટેરેસા

કરુણામૂર્તિ મધર ટેરેસાને જવાહર નેહરુ આંતરરાષ્ટ્રીય સદ્ભાવ એવોર્ડ (પુરસ્કાર) મળ્યો એવા કોઈ કોઈ પ્રસંગે લાગે કે દયાહીનતા, કુટિલતા અને સ્વાર્થાંધતા સિવાય બીજા પણ ઘણા ઉમદા માનુષી અને દૈવીભાવો ઉપર આ વિશ્વનો વ્યવહાર ચાલે છે એમાંનો એક ભાવ છે તે સ્વાર્પણયુક્ત પ્રેમ પ્રેમમા સ્વાર્પણની શક્તિ ન હોય ત્યાં ક્ષણિક દયાભાવ જન્મે, જે તત્કાળ કાંઈક કરી છૂટે, પણ એનામા દુઃખને, દર્દને દૂર થવા સુધીની માનવતાભરી માવજત કરવાની શક્તિ નથી હોતી, એ તો કરુણામા જ હોય જો કે ખ્રિસ્તીધર્મમા મર્સી–દયા વિશિષ્ટ અર્થમા વપરાય છે

૧૯૬૯નો જવાહર નેહરુ એવોર્ડ જે મધર ટેરેસાને ૧૫મી નવેમ્બરે દિલ્હીમા તીનમૂર્તિ ભવનમા એક સાદા છતા ગૌરવભર્યા સમારંભમા રાષ્ટ્રપતિ શ્રી ગિરિએ અર્પણ કર્યો તે રૂપિયા એક લાખનો છે સાથે એક તામ્રપત્ર ઉપર એવોર્ડ મેળવનારનું બહુમાન અંકિત કરેલુ અપાય છે

આવા એવોર્ડ વિશ્વરાષ્ટ્ર સંઘના માજી મહામંત્રી શ્રી ઉથાન્ટને ડૉ માર્ટીન લ્યુથર કીંગને (મરણોત્તર) ખાન અબ્દુલ ગફારખાનને અને યહૂદી મેનુહિનને મળેલા મધર ટેરેસાને અર્પણ થયેલ તામ્રપત્રમા જણાવાયુ છે કે

“એમણે માનવ સમાજના નિરાધાર તરછોડાયેલા તથા લાચાર માનવીઓની સેવા માટે પોતાની સાથે કામ કરવા વિશ્વભરના અસંખ્ય માણસોને પ્રેરણા આપી છે આવડા મોટા ઉમદા કાર્ય માટે આટલુ મોટુ અથાક તથા નિસ્વાર્થ અર્પણ વિરલ જ છે ’

જન્મ્યા યુગોસ્લાવિયામા માતા પિતા મૂળ આલ્બેનિયન. ઉમર લગભગ ૬૩ વર્ષની આયર્લેન્ડ માના સાધ્વીપદ દ્વારા કલકત્તામા માનવસેવામા જોડાયાં માનવસમાજના જુગુપ્સિત કાદવકીચડ સમા લેખાતા યુવાન છોકરીઓના ન મટાડી શકાય તેવા રોગોથી પીડાતા અશક્તો, મરવાને વાંકે જીવતા લોકો, ઘર તથા શિક્ષણની જરૂરિયાતવાળાં બાળકો, માંદાઓ, પ્રેમ તથા સહકાર માટે તલપતા ગરીબોમાના ગરીબો વગેરેની સેવા કરતા કરતા એ માટેની વિશ્વ સેવા સંસ્થાની સ્થાપના કરી

ભારતમા ૬૧ ઠેકાણે એમના કેન્દ્રો ચાલે છે એમા અનાથ બાળકો ને અનાથ સ્ત્રીઓના આશ્રય સ્થાન છે તે ઉપરાંત ૪૭ હજાર રક્તપીતિયાની સારસંભાળ લે છે વિશ્વના અનેક સ્થળે એની શાખાઓ છે જ્યા રોગીઓની સારવાર ઉપરાંત ઉપયોગી નાગરિક બનાવવાની તાલીમ અપાય છે બાળકોની ખોટવાળાઓને અનાથ બાળકોને તૈયાર કરીને દત્તક તરીકે અપાય છે વિશ્વમા હજી પણ ઠેર ઠેર આવી સંસ્થા ખોલવા મધર ટેરેસા ઉદ્યુક્ત છે

આવા પ્રેમ અને દયાની દેવી મધર ટેરેસાને એવોર્ડ આપતા રાષ્ટ્રપતિ ગિરિએ કહેલુ કે

‘મધર ટેરેસા નાત જાત ધર્મ, દેશ કે સંપ્રદાયના વાડાથી પર થઈ ગયેલાં છે એમને મન માનવજાત એક અને અદ્વિતીય છે આનંદ અને શાંતિ, સંવાદિતા તથા ભ્રાતૃભાવ વિકસાવવા એ જ એમનું લક્ષ છે આ એવોર્ડ આપીને આપણે ત્યાગ અને બલિદાનપૂર્વક જીવતા લોકોની કદર કરતી આપણી મહાન પ્રાચીન ભારતીય પ્રણાલિને જ માન આપીએ છીએ આપણે ત્યાગ અને બલિદાનમાં ગૌરવ લઈએ છીએ એવા સાત્ત્વિક અને પવિત્ર માનવીઓ પોતાના બલિદાન ત્યાગ અને સેવા વડે જગતને ટકાવી રાખે છે

જવાબમા મધર ટેરેસા બહુ ટૂંકુ પણ હાજર રહેલાઓના હૈયાં હલાવી નાખે એવુ થોડુ બોલ્યા કે ‘આ એવોર્ડ મને નહિ પણ શાંતિ અને સેવાની ઝંખના કરી રહેલાઓને જ આપવામા આવ્યો છે

આપણા ગરીબ લોકોને આપણી પાસેથી પ્રેમ જોઇએ છે. આ પ્રેમ બલિદાનની ભાવનાવાળો હોવો જોઈએ. હું એમ માનું છું કે મને આપવામાં આવેલો આ એવોર્ડ આપણા લોકોની–આપણા ગરીબ લોકોની અને જેઓ તેને ચાહે છે તેમની કદર કરવા બરાબર છે. આપણે દરેકે આપણને પ્રશ્ન પૂછવો જોઈએ કે મેં મારાં ગરીબ લોકો માટે શું કર્યું છે, અને તેઓને મારી મદદની શી જરૂર છે?"

હાજર રહેનારા મધર ટેરેસાના હૃદયસ્પર્શી અવાજ અને ચહેરામાંથી નીતરતાં પ્રેમ અને કરુણાથી હલી ગયા. ઈંદિરાજીની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં ને કહ્યું: "આપણને લાગે છે કે આજે આપણે એક ભાવનાની પાસે નમ્ર બની ગયાં છીએ. આજે મધર ટેરેસાને સન્માનવામાં આપણે દયાની ભાવનાનું બહુમાન કરી રહ્યાં છીએ. આજે આપણે નિષ્ઠાની ભાવનાને સન્માની છે. આજે આપણે અહીં હાજર રહેનારાં દરેક એમને સાંભળીને કાંઈક વધુ સમૃદ્ધ બન્યા છીએ."

બલિદાનની ભાવનાવાળા પ્રેમના સન્માનના સમારંભો તરફ દેશ વળશે તો જ આજના રાજકીય આતંકથી પીડાતા દેશવાસીઓ બચશે.

## સ્વાતંત્ર્ય સેનાનીઓને તામ્રપત્ર

પંદરમી નવેમ્બરે દયા-પ્રેમ-નિષ્ઠા અને સેવાનું સન્માન દિલ્હીમાં થયું તેમ ૧૯મી નવેમ્બરે સાંજે ગુજરાતના સ્વાતંત્ર્ય સેનાનીઓનું તામ્રપત્ર અર્પણ દ્વારા ત્યાગ અને બલિદાનની ભાવનાનું સન્માન ગુજરાત રાજ્ય તરફથી રાજપાલ તથા મુખ્ય પ્રધાનશ્રી દ્વારા અમદાવાદ રાજભવનમાં કરવામાં આવ્યું.

આમતો ૧૫ મી ઓગસ્ટે દિલ્હીમાં વડા પ્રધાન શ્રી તરફથી સ્વાતંત્ર્ય સેનાનીઓનું જે બહુમાન થયેલું તેમાં ગુજરાતની પણ એક ટુકડી હતી. એ યાદીમાં જેમને દિલ્હી જવાનું હતું તે નહિ ગયેલા તેમનું અને ગુજરાતના જિલ્લામાંથી કુલ ૧૨૬ જણાનું બહુમાન તા. ૧૯મીએ કરેલું. હવે જિલ્લાવાર આવા સન્માન સમારંભો રચાશે.

આ સન્માનનો બીજો ભાગ તે સ્વાતંત્ર્ય સેનાનીઓમાંથી ૭ માસની જેણે જેલ ભોગવી હોય અથવા અન્યરીતે ભાગ લીધો હોય તેમાંથી નક્કી થાય તેને પેન્શન આપવાનો હતો–છે. ૨૫ વર્ષે પણ ત્યાગ, બલિદાન અને વીરત્વનાં સન્માન થાય તે બધી રીતે ઉચિત હતાં, પણ એમાંની કેટલીક વિધિ ઘણી અનુચિત હતી. જેથી સ્વાતંત્ર્ય સેનાનીનાં બહુમાન કરવાને બદલે અપમાન થાય. પોતે ૭ માસ જેલ ભોગવી છે તે સ્વાતંત્ર્ય સેનાનીએ સરકારી પત્રક મુજબ સાબીત કરી આપવાનું હતું. પેન્શન રૂપિયા ૧૫૦ અને ૨૦૦નું હતું. રકમ બહુ મોટી નથી પણ એનું આકર્ષણ મોટું નીકળ્યું.

સરકારી પત્રક મુજબ ૭ મહિના જેલમાં રહ્યાની સાબીતીઓ પૂરી પાડવાની મુશ્કેલ હતી. ઉહાપોહ ખૂબ થયો છતાં એમાંથી રસ્તો પણ નીકળ્યો, પણ થોડી સુવાસ ગુમાવ્યા પછી. જોકે આવા પ્રસંગોએ એવું બનવાનું જ. જેમને આ રીતે સન્માન કરવાનું સૂઝયું તેમને ખરેખર ધન્યવાદ આપવા જોઈએ.

૧૯૩૦–૩૪ની અને તે પહેલાંની લડાઈઓમાં ભાગ લેનારા ૬૦ વર્ષ આસપાસના અને ૬૦ ઉપરના જ હોય. ૧૯૪૨ની લડાઈમાં ભાગ લેનારા પણ આજે ઓછામાં ઓછા ૪૮ વરસના હશે. એટલે પેન્શન અંગેનો નિર્ણય તાલુકાવાર સન્માનિત એવા પીઢ કાર્યકરોની સમિતિઓ રચીને એના ઉપર છોડી દેવું જોઈતું હતું. દિલ્હી માટે જે નામાવલિ તૈયાર થઈ એમાં પણ અમદાવાદમાં રચાયેલી સમિતિને અને ગુજરાત સરકારને ફાવતું ન આવ્યું. પરિણામે અનિચ્છનીય ઘર્ષણ પેદા થયું, જે આવા પ્રસંગોમાં ન થયું હોત તો આઝાદીના લડવૈયાઓનું વધુ ગૌરવ જળવાત.

આઝાદીની લડાઈના છેલ્લા બે દસકા સુધી જેમણે પોતાનાં અરમાનો હરહાલતમાં ઊંચાં રાખેલાં તેમણે તો માન અકરામ કે પેન્શનની હાર કતારમાં માથાં નમાવીને નામોશી નથી જ વ્હોરી. સરકારની એ ઈચ્છા પણ નહતી, છતાં એમ બન્યું. આજ ૨૫ વર્ષે કૈંક ભાંગીને ભૂકકો થઈ ગયા હોય, એના ગૌરવની જાળવણી કરવાનું સમાજ ને સરકારના હાથમાં હતું–છે. સમિતિઓ અને સરકારે સાથે મળીને સામે ચાલીને યોગ્ય વ્યક્તિઓને પેન્શન પહોંચાડવાં

જોઈએ પણ કેટલાક કિસ્સામા કેટલીક એવી અગ્ર ગણ્ય ગણાતી વ્યક્તિઓએ જ પેન્શન મેળવી લીધા છે આપણને આઘાત થાય કે આ લોકો સમાજ સેવાના એમના કાર્યમા પણ મો સામે જ પહેલો કોળિયો વાળી લેતા હશેને ? એટલા માટે જ મધર ટેરેસા જેવી વ્યક્તિઓ સાથે સરખામણીઓ થઈ જાય છે પેન્શન મેળવનારાઓની હારમા છેલ્લા પણ જેણે ન ઊભવુ જોઈએ એમણે સૌથી પહેલા મેળવી લીધુ છે

રાજભવનમા તામ્રપત્ર આપવાનો સમારભ સારો યોજાયો જો કે અમદાવાદમાથી આઝાદીની લડાઈમા આગેવાની ભર્યો ભાગ લેનારી વ્યક્તિઓની હાજરી બહુ થોડી હતી કદાચ સરકાર સાથે વિરોધ ઊભો થવાનું કારણ પણ હોઈ શકે તામ્રપત્ર માટેના આમત્રિત સેનાનીઓ ઘણાખરા આવેલા

બધુ હતુ છતા ત્યા જે શાતિ પ્રવર્તતી હતી તેમા પ્રાણ ન હતો રાષ્ટ્રગીતો શ્રુતિ મડળે સુદર રીતે ગાયા, એમા ભાવના અને જુસ્સો બન્ને હતા પણ જેણે સ્વાતત્ર્ય સેનાનીઓની ભાવનાને પાણી પાયેલા તે સૂરો એમા ન હતા ગતિ વેગીલી હતી પણ એમા ઘોઘાટ વિશેષ હતો સાજનો સહયોગ આકસ્મિક સ્થળે બધ બેસતો ન પણ થઈ શકે

રાજપાલે સુદર વ્યાખ્યાન કર્યુ એમા આજની હિસક આદોલનની સ્થિતિ સામેનું દર્દ હતુ ગાધીજીના અહિસક આદોલનોની પ્રજા-વિસ્મૃતિ અગેની વ્યથા હતી, પણ અસ્થાને આવુ વ્યાખ્યાન અપાતુ હોય એવુ લાગ્યુ કારણ કે તામ્રપત્ર લેવા જ્યારે એક પછી એક સૌ ઊઠયા ત્યારે એમા તર વરિયા યુવાનો, તદરસ્ત પ્રૌઢો વગેરે બહુ ઓછા હતા, પણ કપતા, ધ્રૂજતા અગોવાળા લાકડીને ટેકે ચાલનારા આખે ઝાખપવાળા, લકવાથી જેમના અગ થરથરતાં હતા એવા, બબ્બે જણાના ટેકે પેડોલ સુધી પહોચનારા વિશેષ હતા એમા અપગો પણ હતા આઝાદીનાં યુદ્ધો ખેલનારી એક ભાગ્યવાન પેઢીના બાકી બચેલા એ બધા પ્રતિનિધિઓ હતા, એમની પાસેથી ગાધીજીના સત્ય ને અહિસાના વિચારોની પુનઃપ્રતિષ્ઠાની આશા રાજપાલે કયે કારણે રાખી હશે ? નવજુવાનોમાથી ગુમાવી હશે તેથી ? કે પછી સત્તાધિકારી સગઠન આગળ એમનું શાણપણ નહિ ચાલતુ હોય તેથી ?

મુખ્ય પ્રધાનશ્રી પણ અતિ અતિ નમ્ર લાગ્યા અસાધારણ એવી વિનયની વાણી તેઓ ઉચ્ચારતા હતા એમણે સ્વતત્રના સેનાનીઓ પાસેથી માર્ગદર્શન માગ્યું કે અમે ભૂલતા હોઈએ તો અમને ટોકજો--રસ્તો ચીંધજો એ મતલબની વાત કરી

જેને હાજરી આપવી પડે એવા સરકારી અધિકારીઓ ને કર્મચારીઓ ત્યા હતા પણ અખબારો માટેની ખુરશીઓ ઉજ્જડ હતી આમ શા માટે ? કારણ કે દિન બધો શાસક પક્ષના સક્રિય સભ્યના પ્રશ્નની ધમાલ બોલતી રહેલી એ રાતભર ચાલુ રહેવાની હતી અને જે ફિલ્મોને સરકારે ઇનામો જાહેર કરેલા એનો ભવ્ય જલસો થોડી જ વાર પછી સી એન વિદ્યાવિહારમા ગોઠવાયો હતો એમાં સ્વાતત્ર્ય સેનાનીઓનો સમારભ ઝખવાયેલો જ રહ્યો ન અખબારોમા એણે ઉષ્મા પેદા કરી, ન જનતા સુધી એની જાણ પહોચાન પહોચી

તામ્રપત્રો વહેચાયા, ૧૨૬ જણાએ લીધા, સરકારે દીધા અને સરકાર ઉપરથી એક કાર્યભાર ઓછો થઈ ગયો એ સમારભની ફલશ્રુતિ હોય તો તે એટલી જ કે આઝાદીના ભુઝર્ગ લડવૈયાઓના અવશેષના – ભવ્ય ખડેરોના દર્શન થના પણ વીરતાનો, ત્યાગનો, બલિદાનનો કોઈ સસ્કાર જીવત રાખવા આ સમારભ યોજાયો હોય તેનુ ન લાગ્યુ, નહિ તો આઝાદીના આ વૃદ્ધ ડગમગતી દાઢીવાળા, અપગ, વળી ગયેલા, ટેકા લઈને ચલતા કદરૂપ (?) સેનાનીઓના સમારભ પછીના થોડા જ સમયે રૂપાળા સીનેમા સ્ટારોનો સમારભ અવશ્ય ન ગોઠવાયો હોત

કોઇ અપગને ખાદીની આગી પહેરાવવા મુખ્ય પ્રધાન એની ખુરશી સુધી ગયાનો, કોઈ આદરણીય સેનાનીને મુખ્ય પ્રધાન પગે લાગ્યાનો ફોટો ન છપાયો, ફોટા છપાયા રગરગીલા નટનટી અને એના રૂપાળા સીનેશદની ખુશાલી વચ્ચે ઘેરાયેલા મુખ્ય પ્રધાન અને એમના નાયબ પ્રધાનના રાજ

ભવનની હરિયાળી પર સેનાનીઓના સમારંભ વખતે જ ખાલી પડેલી ખુરશીઓ ને પાછળથી ખાલી પડેલી ખુરશીઓનો સાથ મળતાં ખરખરો કરતી હતી કે સરકારે કરવી હતી તો આવી નહોતી કરવી. અહીં જ એક દિવસ દિલ્હીના રસિક રમણીવને રંગીલા સુલતાનનો દબદબા ભર્યો દરબાર ભરાતો હતો. જે અહમદાબાદને ગર્દાબાદ કહેતો ગયેલો. સ્વાધીનતાએ એ અમદાવાદને ગુજરાતના પાટનગરની આબાદી આપી છે. ફરી એ ગર્દાબાદનો અવાજ રાજભવનની પ્રાચીન દીવાલોમાંથી ન ઊઠો. અમર રહો સ્વાધીનતા.

## સિંહના રાષ્ટ્રીય સ્થાને વાઘ ?

સૌરાષ્ટ્રનો સાવજ અને ગુજરાતનું ગૌરવ સિંહ ભારત સરકારની કલમના એક જ ઝટકે પદભ્રષ્ટ થઈને એની જગ્યાએ વાઘ આવી ગયો. સ્વાતંત્ર્ય સેનાનીને સ્થાને તખ્તા ઉપર સીનેમા સ્ટાર આવી ગયા તેમ. સિંહને એનું દુઃખ ન હોય અને વાઘને એનો હર્ષ ન હોય. પણ એક ખુમારીવાળા ખાનદાન, ભવ્ય અને ગૌરવવંતા પ્રાણી સિંહના ચાહક હોય તે સૌને એનું દુઃખ હોય. જેમ રાજાઓના નામ પાછળ સિંહ શબ્દ લગાડવામાં આવતો. એ રાજાઓ પદભ્રષ્ટ થયા તેની સાથે જાણે કે સિંહનો ય વારો આવી ગયો. બંધારણમાં ફેરફાર કર્યા સિવાય.

શા માટે? નથી રાજવીઓ સિંહ કરતાં વાઘ દીપડા જેવા વધુ છે એ માટે? કોઈ એક પ્રાણીની હસ્તી મટી જતી હોય એટલા કારણે જ એ રાષ્ટ્રીય પ્રાણી ઠરે? એ જ એની લાયકાત? બીજી એકેય વિચારણામાં ન લેવાય? તો પછી એ જ ન્યાય ભારતમાંથી નામશેષ થઇ રહેલી કેટલીક આદિવાસી કોમો, કેટલાક રાજકીય પક્ષો વગેરેને શા માટે લાગુ ન પડે?

એ રીતે જોઈએ તો પણ વાઘની વસ્તી બે હજારની છે, એની સામે સિંહની વસ્તી ૧૭૭ની જ છે. તો એનું રાષ્ટ્રીય પ્રાણીનું પદ ખૂંચવી કેમ લેવાયું? સિંહ હવે નામશેષ થવાનો છે એવા કોઈ ખ્યાલથી કે પછી વનસંરક્ષણને બહાને જંગલી પ્રાણીઓના શિકારીઓની દયા ને મનસ્વીતા ઉપર આ રાષ્ટ્રીય પ્રાણીનો સવાલ છોડી દેવામાં આવ્યો છે? પ્રાણીને અને માનવીઓને કોઈ ઋણાનુબંધનો, કોઈ સાંસ્કૃતિક સંબંધ ખરો કે પછી 'દીપડાદર્શન'ની માત્ર રોમાંચકતા ને કુતુહલતાનો જ? એમ લાગે છે જાણે કે ભારતીય સંસ્કૃતિ આધુનિકતા ને વૈજ્ઞાનિકતાને કુહાડે કૂર રીતે વધેરાઈ રહી છે.

પ્રાણીઓ સાથેના, પક્ષીઓ સાથેના હજારો વર્ષના સંબંધે અનેક પ્રકારની આત્મીયતા બંધાતી હોય છે. એમાં એનાથી સંસ્કાર અને સ્નેહનો સંબંધ કેળવાય છે. ગાયના પૂંછડાં શીંગડાંને જ પૂજીને 'આપણી જ પ્રજાએ એને માતૃસ્થાને ભેંસ બેસાડી દઈને ગાયનું રાષ્ટ્રીય સ્થાન ખોવરાવ્યું છે. અશ્વોની ઊંચી ઓલાદને મરવા દઈને એને લગભગ નામશેષ કોણે બનવા દીધો? માત્ર આધુનિક વિજ્ઞાને? તો પછી વાઘને અને વિજ્ઞાનને શો સંબંધ?

એ બધા પછી વાઘને દેશના ગમે તેવા ઊંચા સ્થાને બેસાડાય તો પણ એના પ્રત્યે કોઈ રાષ્ટ્રીય ભાવ જનસામાન્યમાં પેદા જ ન થાય તો એને રાષ્ટ્રીય કેમ કહેવાય?

સંસ્કૃતિને, માનવીય સંબંધોને લક્ષમાં લીધા સિવાય સરકારી વનસંરક્ષક સમિતિઓ આવા ને આવા નિર્ણયો બહાર પાડી જે તે પણ પ્રાણીને જ નહિ પણ ખુદ સરકારને અને એના તંત્રને ભાવાત્મક એકતાથી દૂર ફેંકી રહેલ છે. રાષ્ટ્રીય એકતા તો એના સાંસ્કૃતિક સ્નેહનમાં રહેલી છે. જેની સાથે પ્રજાની ઊર્મિઓ ન જોડાઈ હોય એવા વિજ્ઞાનને નામે અવૈજ્ઞાનિક નિર્ણયોમાં નહિ.

આ કોલમ લખાય છે એ જ વેળા એક ભાઈનો પત્ર આવી પડે છે. એમની લાગણી સાથે સંમત હોવાથી આ સંપાદકીયમાં જ એ પત્રને અક્ષરશઃ સ્થાન આપીએ છીએ. 'ઊર્મિનવરચના'ના સિંહ કથા વિશેષાંકનો સિંહ એની પદભ્રષ્ટતાનો નિર્ણય સાંભળી લમણે હાથ દઈને વિચાર છે કે છેવટે ખાનદાની હારી અને ખૂન્નસની કુટિલતા જીતી?

ભાઈ શ્રી રવજીભાઈ ડોબરિયાનો પત્ર નીચે મુજબ છે.

તંત્રીશ્રી 'ઊર્મિ નવ'

હમણા જ વાચવામા આવ્યુ કે આપણી સરકારે સિંહ આગળથી 'રાષ્ટ્રીય પશુ'નું બિરુદ લઈને વાઘને આપવામા આવ્યુ ત્યારે એક જાતનુ દુખ થયુ હકીકતમા સિંહને તેવુ દુખ થવાનો સંભવ નથી તે કદાચ જાણે તો પણ, કારણ તેનુ જે ગૌરવ છે તે તેથી કંઈ ઘટી જવાનુ નથી જંગલ તેની ત્રાડ માત્રથી ગાજી ઊઠવાનુ છે અને જંગલના પરિવારો તો તેને જ સર્વોપરી ગણવાના પરંતુ આપણે માનવો વચ્ચે પડીને હોદ્દાની બદલીઓ કરવા લાગ્યા

માણસામા સ્વભાવ જ છે કે કંઈ પરિવર્તન આવે પરંતુ આવા પરિવર્તનો શા માટે ?

એ સમાચાર વાચતા જ 'ઊર્મિનવરચના'નો 'સિંહ વિશેષાંક યાદ આવ્યો તેમા સિંહ વિષે જે વાચેલ તે યાદ આવ્યુ આપણી પ્રાચીન અને લોકસંસ્કૃતિમા સિંહનુ અનોખુ સ્થાન છે લોકસાહિત્યમા અદ્વિતીય સ્થાન છે સિંહનુ વ્યક્તિત્વ, ગૌરવ, શક્તિ, દેખાવ વગેરેથી તે રાષ્ટ્રીય પશુ તરીકે લાયક છે આપણે તેની સંખ્યાની ગણતરી કરવી ન જોઈએ સરકાર તો કહે છે કે સિંહની સંખ્યા ઓછી છે વળી માત્ર ગિરમા છે આથી વાઘને બિરુદ આપવામા આવે છે પરંતુ સંખ્યા ઓછી છે કે અન્ય સ્થળે નથી તેમા તો આપણી જ ખામી છે અને બેકાળજી છે

વળી સંખ્યાની બાબતથી જ રાષ્ટ્રીય બિરુદ આપવુ તે સહેજે ગળે ન ઊતરે તેવી બાબત છે સંખ્યાની દૃષ્ટિએ તો વાઘ કરતા બીજા પ્રાણીઓ વધુ વસ્તી ધરાવે છે તો તો પછી વાઘને પણ શા માટે ? અને જો ગુણની બાબત દાખલ કરીએ તો સિંહમા એક પણ એવો અવગુણ નથી જેથી વાઘ ઊંચો ઠરે

વાઘમા જે જાતની દુશ્મનાવટ પ્રપંચ, છુપાઈને હુમલો કરવો અને એક વખત મનુષ્યનુ લોહી ચાખીને વીફરવુ તે સ્વાભાવિક છે આમ જોઈએ તો વાઘ સિંહની સામે ટકી શકે એમ નથી આ બાબતમા સરકારે ઉતાવળ કરી હોય એવુ લાગે છે આપણે આશા રાખીએ કે સરકાર આવા પરિવર્તનો ન કરે કારણકે તેવો વા શરૂ થશે તો રાષ્ટ્રીયપક્ષીની બાબતમા પણ ભવિષ્યમા બનવા સંભવ છે

એ જ સિંહહિતેચ્છુ

—રવજીભાઈ ડોબરિયા

ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિ

ગુજરાત રાજ્ય લોકસાહિત્યસમિતિ ઠીક ઠીક વર્ષોથી ચલાવે છે હમણા એની નવેસરથી રચના થઈ છે ત્યારે અંધાધુંધ સ્થિતિ વિષે ધ્યાન દોરવુ ઉચિત માનીએ છીએ

લોકસાહિત્યમા લોકો સમજી શકે તેવા સ્પષ્ટ વિભાગોવાર પ્રકાશન થવા જોઈએ એક તો લોકોમા લોકોને નામે જે બધુ ચાલી રહ્યુ છે તે બધુ સંગ્રહ કરવા જેવુ જરૂરી જણાય તો પણ એવુ પ્રકાશન જેમનુ તેમ કરતા પહેલા સમજીને કરવુ જોઈએ લોકસાહિત્ય કોને કહેવુ, લોકસંસ્કૃતિ કોને કહેવી તેની કોઈક વ્યાખ્યા, કોઈક મર્યાદા બધાવી જોઈએ

દરેક ગીત કળાના નમૂના કે લેખ, વાર્તા, વાત, વિગત વગેરે કોની પાસેથી મળ્યા, ક્યારે મળ્યો તેનો સ્પષ્ટ ઉલેખ થવો જોઈએ તે અગાઉ એ ગીત વાર્તા કે લેખ કોઈએ કોઈ સ્વરૂપમા પ્રગટ કરેલ છે કે કેમ તેનો નિર્દેશ સંગ્રહ કરનાર ન આપી શકે તો સમિતિએ આપવો જોઈએ સત્ય ઘટનાને નામે જ ઘણીખરી વાતો ચાલે છે ત્યા લોકજીવન જ ભારે અસંસ્કૃત ને અસભ્ય ન ઠરે, અજડ અને અબુધ ન ઠરે તેનો પણ વિચાર કરવો જોઈએ અથવા કેટલા પ્રમાણમા વહેમ, અજ્ઞાન, અબુધતા કે પછાતપણુ છે તે સ્પષ્ટ થવુ જોઈએ અરેબિયન નાઈટ્સ કરતા ય વધારે તુક્કા સત્ય ઘટનાને નામે લોકસાહિત્યમા ક્યાં સુધી ચલાવવા છે તે પણ નક્કી કરવુ રહેશે અન્યત્ર છપાયુ છે માટે જ એ સમિતિના પ્રકાશન માટે અધિકૃત બનાવતા વિચારવુ રહેશે લોકસાહિત્ય ઉકરડો ન બને તે જોવુ જોઈએ

ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિએ ગ્રંથ પ્રકાશનનુ પ્રશસ્ય કાર્ય ઉપાડ્યુ છે એ ગ્રંથોના ગુણ

દોષની તારવણી માટે કે વાર્તાની ભાષા, પ્રયોગો, વસ્તુની ખરાઈ, ઐતિહાસિકતા કે વાર્તાતત્ત્વ માટેની મુશ્કેલી સરકારી પ્રકાશનોમાં રહેવાની જ. કારણ કે આવા વાર્તા સંગ્રહો કે ગીત સંગ્રહો, લોકકળા પરિચય કે સંશોધનાત્મક પુસ્તકો માટે એના તદ્‌વિદોની તાણ છે. જે છે તેમને પુસ્તકો ચકાસી જવા જેટલો સમય ન મળે તે સ્વાભાવિક છે. એટલે એવા તદ્‌વિદોને યોગ્ય મહેનતાણું આપીને આ કાર્ય કરાવવું જોઈએ. ઉપરાંત પુસ્તકના વિષય અંગે અભ્યાસી પ્રવેશકો પણ લખાવવા જોઈએ. જેથી લોકસાહિત્ય સમિતિનો લોકસાહિત્યના પ્રચાર પ્રસાર સંશોધન સંમાર્જન અને લોકાદરનો જે હેતુ હોય તે ફલિત થતો આવે.

જો આમ ને આમ ગ્રંથપ્રકાશન થયા કરશે તો લોકસાહિત્ય વિષે જ જતે દિવસે ગેરસમજ ફેલાયા કરવાની. લોકસાહિત્ય વિષે મેઘાણીભાઈએ જે સાંસ્કૃતિક પરિચય આપ્યો તે પછી લોકસાહિત્ય વિષે અનેક ભળતા ખ્યાલો ચાલી રહ્યા છે. ખાસ કરીને પશ્ચિમના લોકસાહિત્ય અંગેના ખ્યાલો અને એને આધારે હિંદી ભાષી વિદ્વાનોએ લોકસાહિત્યની જે વ્યાખ્યાઓ બાંધવા કોશીશ કરી છે તે વ્યાખ્યાઓ પુરાતત્ત્વીય અને વૈયાકરણીય વિશેષ છે. અને આ ખ્યાલો પરાણે માથે ટોકી બેસાડવાની એક જડવાદી મનોવૃત્તિ પણ કામ કરી રહી છે.

એક બાજુ શાસ્ત્રીયતાને નામે લોકસંસ્કૃતિની સમજણ વગરની ઉછીની લીધેલી જડતા પ્રવર્તે છે તો બીજી બાજુ જે કાંઈ જૂનું મળે, પછી તે કંઠસ્થ હોય, ગ્રંથસ્થ હોય અને છેવટ લેખકનું પોતાનું કલ્પનારંગી લેખન હોય તે બધું લોકસાહિત્યને નામે ચાલી રહ્યું છે. સાંસ્કૃતિક મૂલ્યોની સમજણ વગરનું એવું જે કાંઈ હાથ પડે તેને લોકસાહિત્યને નામે ખપાવવામાં લોકસાહિત્ય સમિતિ હવે જરૂર ભાગીદાર નહિ બને તેમ ઈચ્છીએ. નહિ તો લોકસાહિત્યનું લાંબું નહિ ચાલે. કારણકે ઘણીખરી લોકવાર્તાઓ અને બીજું કેટલુંક સાહિત્ય અન્યત્ર પ્રગટ થઈ ગયેલું હોય છે. લોકસાહિત્ય સમિતિ માટે જ નવું ઓછું લખાયેલું હોય છે. એક રીતે જોઈએ તો સામયિકોના કુથ્થામાં એ બધું માર્યું જાય તેના કરતાં શુદ્ધિ પામીને ગ્રંથસ્થ થાય તો જરૂર જીવી જાય. પણ સમિતિએ કોઈક કસોટી તો નક્કી કરવી જ રહેશે.

આ લોકસાહિત્ય જીવંત પ્રજાનું સાહિત્ય છે. જે કેટલુંક પરંપરાગત અથવા તો પ્રાચીન છે તેને તે રીતે ચકાસવું જોઈએ. ચારણી સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેના તાત્ત્વિક ભેદ સમજીને ચકાસવું જોઈએ. અને લોકસાહિત્યને પાશ્ચાત્ય બીબામાં ઢાળીને વિજ્ઞાનને નામે વિદ્વતાના ઘમંડથી જડ પદાર્થની જેમ વર્તાવ કરી સંસ્કૃતિહીન અને પ્રાણહીન બનાવીને દેખાડવામાં આવે છે તેનો પણ ખ્યાલ રાખીને ચાલવું જોઈએ. સંસ્કૃતિના પ્રાણને જેઓ નથી સમજી શકતા તેઓ જ એના ડાળા–પાંખડાં દેખાડીને લોકસાહિત્યના ગોડિયાના ખેલ માંડી બેઠા છે. પર-ભાષાનાં પુસ્તકો વાંચીને સીધા પંડિત થઇ જવા માટે એકેડેમીક સવલતો પણ આજના યુગમાં બહુ સુલભ છે. પહેલાં સાત વર્ષે સંગીતનો વિદ્યાર્થી વિશારદ થતો. આજે ત્રણ વરસની નહિ જેવી તાલીમ સાથે મ્યુઝીક કોલેજનો ડીપ્લોમા મેળવી શકાય છે. બધું જ ગોઠવી શકાય છે. એના અવર્સ, પરીક્ષા વગેરે વગેરે.

એટલે લોકસાહિત્ય સમિતિએ બન્ને બાજુના ચલતા પૂર્જાને ક્યાંક અટકવાની હાકલ કરવાની વેળા આવી જ ગઈ છે. ઐતિહાસિક વાતોના ધડા વગરના ટૂકડા, રાજાઓની મનસ્વીતાને બિરદાવનારી અસાં-સ્કૃતિક બિરદાવલીઓ, અદ્‌ભુત રસના તુક્કા, લોક-ભાષાના લથર પથર વાઘા પહેરાવેલ નાથ મોરડા વગરની તરંગિત વાતો વગેરેને લોકસાહિત્યસમિતિના પ્રકાશનમાં સ્થાન ન જ હોવું ઘટે.

ધીરસિંહ વ્હે.રાભાઈ ગોહિલ અને કહાનજી ધર્મસિંહ વગેરેની પુસ્તિકામાંથી ચોરેલા દુહાઓ ઉપર મોં માથા વગરની વાર્તાઓ ખૂબ ચાલે છે. અને ગમે તેવા પાઠાંતરોને સંશોધનનો વિષય બના–વવાને બદલે જેમના તેમ વાર્તાના થપ્પા તરીકે પ્રગટ કરવામાં આવે છે. લોકગીતોમાં પણ અગાઉ પ્રગટ થઈ ગયેલાં હોય છતાં કોઈ એક કોમ કે પ્રદેશને નામે નહિ જેવા રૂપાંતર સાથે આગળ પાછ-ળના કોઈના ઉલ્લેખ સિવાય પ્રગટ કરનારાઓનો પણ તોટો નથી. મેઘાણીભાઈની વાતોમાં જરાક ફેર-

ફરી કરીને પોતાને નામે હજી ચડાવાઈ રહેલ છે. એકની એક કૃતિ સાત સાત લેખકને નામે ચડેલી દેખાય છે. આમા જેની મૂળ મહેનત હોય એને શ્રેય આપવાનો તો સવાલ જ પેદા થતો નથી લોકસાહિત્ય સમિતિએ હવે લોકસસ્કૃતિના રખેવાળ બનવુ પડશે

એક તો દતકથા, જૂની દાદા દાદી વાતો કરતા તે, પછી ઇતિહાસને આધારે, સત્ય ઘટનાને આધારે ને કલ્પિત એવા સ્પષ્ટ ઉલ્લેખે દરેક સગ્રહમા કરવા જરૂરી અને એને આનુસગિક શકય અધારો પણ એથી ગપ્પા જુદાં તરી વળશે બીજુ ચિત્રોમા તલવાર ને ઘોડાને પાળિયા સિવાયની પણ લોકસસ્કૃતિનો ખ્યાલ એના જ અભ્યાસીની પીછીએ અપાય એમ ઇચ્છીએ ત્રીજુ અપરપાર જોડણી દોષો ન સુધારી શકાય તો એના પ્રકાશન અગે સમિતિએ ગભીર વિચાર કરવો જોઈએ સમિતિના કાર્યને વધાવવા સાથે આટલુ ધ્યાન દોરવુ જરૂરી માનીએ છીએ કે ખુશામદની આભાર માનતી લેખક કે લેખકોની પ્રસ્તાવનાઓ હવે વિચાર માગી લ્યે છે.

સાભાર સ્વીકાર

લોકસાહિત્ય સમિતિ તરફથી અમને મળેલ પુસ્તકોમા શ્રી પિગળશીભાઈ ગઢવીનું 'ખમીરવતા માનવી' નામનો લોકવાર્તા સગ્રહ છે શ્રી પિગળશીભાઈએ આજ પૂર્વે આઠેક જેટલા નાના મોટા પુસ્તકો આપેલ છે. ચારેક અપ્રગટ છે

બીજુ પુસ્તક છે શ્રી દુલેરાય કારાણીનુ 'કચ્છ પ્રદેશનુ લોકસાહિત્ય' એમા કચ્છી સાહિત્યની વિવિધ વસ્તુઓનો સગ્રહ છે. એ પછી શ્રી રતુદાન ગઢવીનું 'રતન સવાયા લાખ' નામનો લોકવાર્તા સગ્રહ છે. ત્યારબાદ શ્રી મનુભાઈ જોધાણીનો ૯ વાર્તાનો સગ્રહ 'વણઝારી વાવ' છે

ત્યારબાદ 'લોક હાલરડા' નામનો શ્રી વસત જોધાણીનો સગ્રહ છે આ સગ્રહ ત્રણ વિભાગમા અને જુદી જુદી જ્ઞાતિઓમા ગવાતા હાલરડાનો પણ આમા ૧૦૦ ગીતોનો સગ્રહ છે. એ પછી શ્રી પુરુષોત્તમ સોલકીનો લોકોમા માતાઓ તરીકે પુજ્ય છે એવી દેવીઓની વાતો વિગતો સાથે લોકમાતાઓના સાહિત્યનો સગ્રહ છે.

એ પછી 'પચમહાલના લોકગીતો'નો શ્રી રમેશ પાઠકનો સગ્રહ છે સમિતિની શરૂઆતની નોંધમાં આ સગ્રહને 'ભીલોના લોકગીતો' કહેલ છે. ભીલોની સાસ્કૃતિક દૃષ્ટિએ પણ આદિવાસીમા ગણુ તરી થાય છે આદિવાસી ને લોક' એ બન્ને વચ્ચેનો તફાવત સમિતિ ન સમજે એમ ન જ બને. તો પછી આ સગ્રહને 'આદિવાસીના ગીતો'ને બદલે 'લોકગીત' કેમ કહ્યા હશે ? એ પછી 'ધરા સોરઠ દેશ' એ નામનો વાર્તા સગ્રહ છે આમ કુલ આઠ પુસ્તકો લોકસાહિત્ય સમિતિ તરફથી મળ્યા છે

આર આર શેઠના મુબઈ–અમદાવાદના કુલ છ કાવ્યસગ્રહો મળ્યા છે શકારહિત આજના દિવસોમા આવા કાવ્યસગ્રહો પ્રગટ કરવા એ સાહસ જ ગણાય. એ સાહસ દાદ માગી લે છે

પહેલો સગ્રહ છે શ્રી પ્રિયકાત મણિયારનો 'સમીપ' બીજો સગ્રહ છે શ્રી ચદ્રકાત શેઠનો 'પવન રૂપેરી', ત્રીજો શ્રી હસમુખ પાઠકનો 'સાયુજ્ય', ચોથો નલિન રાવળનો 'અવકાશ, પાચમો છે શ્રી લાભશકર ઠાકરનો 'મારે નામને દરવાજે' છઠ્ઠો કાવ્ય સગ્રહ છે 'તમસા' શ્રી રઘુવીર ચૌધરીનો સુદર કાગળો ને સુયોગ્ય ગોઠવણીમા રગીન આકર્ષક કાચા જેકેટમા આ સગ્રહો અપાયેલ છે

પોરબદરના શ્રી દેવકુમાર જે. મોઢા તરફથી એમણે પોતે જ પ્રગટ કરેલ 'સતી સોનલની સખાતે' નામની નવલકથા મળી છે. ઘૂમલીની સોનકસારીની ઐતિહાસિક વાત ઉપર આ નવલકથાનું મડાણ કરેલ છે

યુનાઇટેડ સ્ટેટ ઇન્ફર્મેશન સરવીસ-મુબઈ તરફથી 'વિલિયમ સ્ટેફર્ડ' 'કવિ અને કવિતા'ની પુસ્તિકા મળી છે પ્રસ્તાવના અને અનુવાદ હરીન્દ્ર દવેએ કરેલ છે બીજી પુસ્તિકા છે 'થોરો અને ભારત નામે એના સપાદક છે શ્રી કાન્તિલાલ લાકાણી પુરોવચન ગગનવિહારી મહેતાએ લખેલ છે.

# આરબની ઓઢણાની ખાનદાની

બારોટ જેઠસુર દેવ

૧૮૩૦માં અરબસ્તાનમાંથી ત્રણસો આરબની ટુકડી લઈને નાસીર જમાદારના દીકરા તાલબ જમાદાર શિહોર ઠાકોર આતાભાઈને મળ્યા. અને આતાભાઈએ નોકરીમાં રાખી લીધા. તાલબ જમાદાર ચાર ભાઈઓ. મોટા તાલબ, બીજો સૈયદ, ત્રીજો બહાદુર અને ચોથો અલી. નિમકહલાલ આરબો આતાભાઈની ફોજમાં ભળ્યા અને મંગળાચરણમાં તળાજા સર કર્યું. પછી મોટા ખૂંટવડા, રાજુલા, કુંડલા, લિલિયા, સર કરીને ચિત્તળને માથે ચડાઈ કરી. જંદવ ડુંગરે તોપું ખોટી પાડી ને આતાભાઈનો વિજય થયો.

એ વખતે આતાભાઈના અંગમાં પોરસ ક્યાંય માતો નથી. ઘણા કવિઓ મળવા આવે છે. ઠાકોર આતાભાઈ સૌને ખુશી કરે છે. એ વખતે જેતપુરના કવિ દેવો ગઢવી આતાભાઈને મળવા આવ્યા. દેવાભાઈને ભાળતાં આતાભાઈને જેતપુર યાદ આવ્યું બોલી ગયા કે "વાહ ! જેતાણું" ત્રણ વખત બોલ્યા.

દેવોભાઈ આતાભાઈના રંગ પારખી ગયા. આતાભાઇ પાસેથી રજા લઈ સીધા જેતપુર આવ્યા. જેતપુર દરબારને જાણ કરી કે : "આતાભાઈ જેતપુર ઉપર આવશે" જેતપુર દરબાર પણ તૈયારીમાં પડી ગયા. થોડા વખતમાં તો આતાભાઈની ફોજના નિશાન-ડંકા સંભળાયાં. જેતપુર દરબાર પાણીના કળશ્યો ભરી પાંચસો અસવારે સામા ચાલ્યા.

આ ખબર જેતપુરના મહાત્મા તુળશીનાથને પડયાં. દરબારને રોકયા : "ભાદર કાંઠા મત ચડના. આતાભાઈકી સાથ મેં લડને જાતા હું"

તુળશીનાથનું વેણ એટલે રામ દુવાઈ કહેવાય. દરબાર ભાદરને કાંઠે ઊભા રહી ગયા. તુળશીનાથે ભાદરમાં કાળીઓએ ચીભડાંનો વાડો કરેલો તેનો એકો જોડાવી તુળશીનાથ એકામાં ઊભા રહ્યા, ચીપીઆને માથે ભગવો અંચળો બાંધી ધજાગરો કરી આતાભાઈની ફોજ સામે એકો હાંકયો. પણ એ એકો અને એકામાં સાધુ ઠાકોર આતાભાઈને અર્જુનનો રથ આવતો હોય એવું લાગ્યું. આ સમરથ સાધુને આતાભાઈ જાણતા હતા. ઘોડેથી ઊતરી નમન કર્યાં. ત્યારે તુળશીનાથે કહ્યું : "યહાંસે હટી જાવ અને ચિત્તલ છોડ દો, દુસરી જગહ આપકા વિજય હોગા, મેરી યે આશીશ હે."

આતાભાઈ આ સંતના આશીર્વાદ લઈ પાછાં વળ્યા. ચિત્તળ કુંપાવાળાને પાછું આપ્યું. કુંપાવાળાએ બે રેશમ જાત્યની ઘોડીઓ ભેટ આપી.

પછી આતાભાઈએ ગઢડા અને બોટાદ સર કર્યાં. અને છેલ્લે છેલ્લે જસા ખસીઆ પાસેથી મહુવા પડાવી લીધું. તાલબ જમાદાર ઉપર ઠાકોરની મહેરબાની હતી.

આતાભાઈ પછી મહારાજ વજેસીંહના હાથમાં વહીવટ આવ્યો. પણ બાપુએ બાંધેલાં વેર સુખે કેમ સુવા દિયે ? કોળી, ખસિયા, ધાંખડા, ખુમાણ, ખાચર દરબારોનાં થોડાં વસ્તીને રંજાડે તે સહન ન થતાં સૌની સાથે સમાધાન કર્યું. બાર ગામ સેદરડાને, બાર મોણપરને, ઝેલા ખુમાણને બાર ગામ વડાળનાં, ભોળા ધાંખડાને સાત ગામ ને રાજુલામાં પાટી. જોગીદાસ ખુમાણને સાત ગામ. આંસોદર, ખારા, ઢાંગલા, ગુંદરણ ઓઢા ખુમાણનાં વંશને આપ્યા. એ રીતે સંપ સલાહ કરીને રાજ થાપ્યું. તાલબ જમાદારને કુંભણ અને તરેડ બે ગામ આપ્યાં. તાલબ જમાદાર ઘણો પરિચયને લીધે ગુજરાતી ભાષા શીખી ગયા હતાં. મહુવા પરગણું આબાદ કરવા માટે તાલબ જમાદારને ઈજારે આપ્યું. અને જમાદારે કુંભણમાં રહેણાક કરી. ચોર-બંડખોરની રંઝાડ ખૂબ હતી એટલે સારંદીકાના ધાના જાજડાને બોલાવી

તરેડ–કુંભણની આબાદી આપી. ધાનો જાજડો લોંઠકું માણસ. જેની લોંઠકાઈની વાતું સાંભળી ચોર-ધાડ કુંભણ–તરેડને સીમાડે ન ચડતા.

એક વખત ધાના જાજડાના વહીવંચા રાણા બારોટ કુંભણ આવ્યા. રાતે રાણા બારોટે સતાર ઉપર વારતા જમાવી. રાતનો વખત અને મધુરો કંઠ. સતાર ઉપર ઠીંકરિયું નચાવે. તાલબ જમાદારે ગઢમાં અવાજ સાંભળ્યો. પે'રાવાળાને બોલાવી પૂછ્યું કે: "આ કોણ વારતા કરે છે?"

પે'રાવાળાએ ઉત્તર દીધો કે: "ધાના આપાના બારોટે વારતા માંડી છે."

જમાદારે કહ્યું કે: "એને કહો કે મને મળ્યા વિના સવારે વહ્યા ન જાય." સવારે ધાના આપાની સાથે બારોટ જમાદારને મળ્યા.

## દુહો

પો મજલસ પરજું તણી, વાણે બેસત વેદ;
આડો તાલબ એક, ઠાઠણ મહુવા ગઢ થિયો.

## દુહો

તાલબ સામે દેહ બાંધીને બોલાય નંઇ;
બોલ તો મારે એહ, નાળ્યે નાસર રાઉત. ૧

## ગીત

અરબી બોલવે ભારી બાબત
બાપે કિય ઘણુ અજાણત
ચારે ભાઇ સકરમી સાબત
તાલબ વાળી જુઓ તલાબત. ૧

વજમલ ભૂપ વખાણે વેણે
કળીયો હાકલિયો ન થાય કેણે
જોઇ મુગલ દલીરા જેણે
તેમ– નાસર તણે મારકણે નેણે. ૨

ત્રાંસા સોબ પડે રણ તાતી
વંકા હરોલે હાલે વીલાતી
ચાલે કોઇ ઉઘાડી છાતી
બાંધી મારે નર્થા બતાતી. ૩

કરમી હરોલે રીયદરો કટકે
ફરહર ઝંડે બેરખાં ફટકે
એવું કામ હોય કોઇ અટકે
તે– જુદ્ધ બહાદર આવે ઝટકે. ૪

શેખ તણું ઘર નીતિ ચાલે
થિયા અનીતિ મારગ ઠાલે
અળ અમીરી જાય દી આલે
તાલબ થિયો સીકંદર તાલે. ૫

આ રાણા બારોટને મુખેથી ગીત–દુહા સાંભળી તાલબ જમાદાર ખૂબ ખુશી થિયા. સો વીઘા જમીન, મોતિયાં-બંધ મકાન રાણા બારોટને આપ્યાં. ધાના જાજડાને બસો વીઘા જમીન, બ્રાહ્મણને બસો વીઘા જમીન, ઠાકર મંદિરને સો વીઘા જમીન, શંકરનાં મંદિરને સો વીઘા જમીન, રબેહરને સો વીઘા જમીન, સંવત ૧૯૧૨ની સાલમાં એટલી બેરિયાત કરી.

દશેરાનો તહેવાર આવ્યો. ડંકા–નિશાન સાથે કુંભણમાં તાલબ જમાદારની સવારી ચડી. સરારમાં ચારે ભાઈઓ ઘોડે ચડી નીકળ્યા. ચારેયમાં અલી-ભાઈ અતિ રૂડા હતા. એની રાંગમાં ચિત્તળની ઘોડિ-યું–માંથી રેશમ હતી. બજારમાં ઘોડી રમતી આવે છે. તાલબ જમાદારે અલીભાઈની સામે જોયું. ઘોડીને અસવાર એકરૂપ થઈ ગયા છે. તાલબ જમાદાર ખુશી થયા. કીધું કે: "વાહ! ખુદા તાલા! અલીભાઈ ઘોડી ઉપર કેવો રૂડો લાગે છે?"

અલીભાઈ હસ્યા ને કીધું કે: "મોટાભાઈ ખુશી થવા પણ ઘડીક પછી બીજા બાથે ખુશી થાશો, આ ઘોડી જે માગશે તેને આપી દેશો. મને આ ઘોડી પ્રાણથી વ્હાલી છે, અને તમારું વેણ એથીય વહાલું છે. તો આજના ઉત્તમ દિવસે માગણી કરું છું કે આ ઘોડી માથે મારા સિવાય બીજો સવાર નહીં."

તાલબ જમાદાર કહે: "વાહ! અલી વાહ! ખુદા માગે તોય આ ઘોડી ન આપું, જા આ મારું વચન છે."

ગામેતીના રિવાજ મુજબ સમળી પૂજન કરી ઘેર આવ્યા. દાન આપ્યાં, તરેડ–કુંભણને ધૂમધામબંધ

જમાડયું. જમાદારે અલીભાઈને વેણુ આપ્યું ઈ વાતું ભાવનગર અમીરોના કાન સુધી પહોંચી ગઈ.

એક દિવસ બાપુ વજેસંગ મજલસમાં બેઠેલા. એમાં તાલબ જમાદાર યાદ આવ્યા. અમીરોની હાજરીમાં ભાવેણાના ધણીએ તાલબ જમાદારનાં અતિ વખાણ કર્યાં. અતિ વખાણ સાંભળવાથી એક બીજા અમીરોએ એક બીજાને ઈસારા કર્યાં. ને કીધું કે : "બાપુ અતિ વખાણ નંઈ સારાં એણે દસ મહાલ ઘર્યે કરી દીધા તેમાં શું નવાઈ કરી ? આપનો નોકર છે. અતિવખાણ આપના મોઢે ન સારાં લાગે."

ત્યારે વજેસંગ બોલ્યા કે : "મને તાલબ જમાદાર દાદા કુંવર કરતાં ય વાલો છે."

ત્યારે અમીરો બોલ્યા કે "તો બાપુ ! દાદા કુંવર માટે રેશમ ઘોડી મગાવો, ખબર પડી રેશે."

તરત ચીઠી લખાણી. સાંઢિયા સવારને બોલાવી કુંભણ જવા રવાના કર્યા. તાલબ જમાદારની ડેલીએ ઊંટ ઝૂકયો, માણસે આવી જમાદારના હાથમાં બીડો આપ્યો. વાંચતા જમાદારનાં ઘરણ મરી ગર્યા. અલીભાઈ જમાદારના મુખ ઉપરથી ભાવ વાંચી ગયા ને કહ્યું કે : "મોટાભાઈ, એવું શું ઠાકોરે લખ્યું છે કે તમે મોળા પડી ગયા ?" જમાદારે વાતને રોળીટોળી નાખી.

તાલબ જમાદારે પત્ર લખ્યો : "નેક નામદાર ખુદાવિંદ બાપુ વજેસંગજીની હજુરમાં; આપે બડાભાઈ માટે ઘોડી મગાવી છે તો એ ઘોડી આપના છોટા લડકાને મેં ખુદાની સાક્ષીએ આપી દીધી છે. મેં આપની નોકરી ઘણી કરી છે. મારા ઉપર કૃપા કરીને ફરીથી ઘોડી મગાવશો નહીં. એ ઘોડી મારાથી અપાય એમ નથી. આવો વિવેકભર્યો પત્ર ઊંટીદારને આપી માનથી ભાવનગર રવાના કર્યો. ઊંટીદાર ભાવનગર આવ્યો. જેવી ખાનગી મહેફીલ હતી એવી જ મહેફીલમાં પત્ર વાંચ્યો. "ઘોડી છોટાભાઈને આપી દીધી છે." આ પત્ર વાંચતા વજેસીંગ ઝંખવાઈ ગયા.

ઈર્ષ્યાખોર હસી ઊઠયા અને કીધું કે : "આજ તો ઘોડી આપી દીધી, કાલે–મહુવા પરગણું કોંકને આપી દેશે."

એ જ વખતે બીજો પત્ર લખાણો. લખ્યું કે : "પત્ર વાંચી ઘોડી મોકલી આપજો, અને ઘોડી ન આપવી હોય તો મારું રાજ છોડીને ચાલ્યા જજો. પંદર દિવસ તમારા જવાબની રાહ જોઉં છું." "હુકમ પતશાહરા નકો પાછા હટે."

તાલબ જમાદારને માથે આફત ઊતરી. ઘોડી આપે તો અલીભાઈને આપેલ વેણુ જાય અને ન આપે તો જીવાઈ જાય. વેણુ અને જીવાઈનું વજન કરીને વિચાર્યું : "વેણુ રાખવું, જીવાઈ જાતી કરવી." એવો દૃઢ નિશ્ચય કરી લીધો.

તાલબ જમાદારને જાકારો મળ્યો એવા સમાચાર સોરઠને ગામડે ગામડે ફરી વળ્યા. એ વખતે ગારિયાધારની ગાદીએ નોંઘણજી હતા. તાલબ જમાદારને કહેવરાવ્યું કે : "ગારિયાધાર વહ્યા આવો."

એના જવાબમાં તાલબ જમાદારે કહેવરાવ્યું કે : "મારે માથે ભાવનગરનું ઓઢણું છે. ગારિયાધાર આવું તો તો દેરવટું વાળ્યું કહેવાય, ને મારેથી ઈ નંઈ બને."

જૂનાગઢની ગાદીએ એ વખતે હામદખાં બાબી હતા, તેને ખબર પડતાં જમાદારને કહેવરાવ્યું કે : "જૂનાગઢ વહ્યા આવો. અને બાર ગામ આપું."

જવાબમાં જમાદારે કહેવરાવ્યું કે : "આજ દી સુધી હું તમારી સામે દુશ્મન દાવે લડયો છું. આજે દુશ્મનને આશરે જીવવુ મને ન ફાવે. પતિવ્રતા સ્ત્રીએ જે ઓઢણી ઓઢી. ઈ ઓઢી મારેથી બીજી ઘાટડી ન ઓઢાય. આપની લાગણી બદલ આભાર."

કુંભણમાંથી ઉચાળા ભરીને અરબસ્તાન જવા રવાના થયા. મહારાજા વજેસંગને ખબર પડી કે જમાદાર વહ્યા જાય છે. ધોળા પાસે આડા ફર્યા. ખુદાના પેગંબરને પગે પડે એમ ચારે ભાઈ વજેસંગને પગે પડી રજ માથે ચડાવી અને કહ્યું કે : હે દેવરાજા ! આપનું રાજ ખુદા આબાદ રાખે.

[ અનુ૦ પૃ૪ ૬૩૯

# કસુંબલ રંગનો કવિ

પ્રિ. ઉપેન્દ્ર પંડયા

"યજ્ઞનો ધૂપ ધમ! ધમ! દિગન્તે ચડે."

મેઘાણી 'એકતારા'ની પ્રસ્તાવનામાં પોતાને 'સામાન્ય કવિતાકાર,' 'રંક કવિતાકાર' કહે છે. એક મિત્રને પત્રમાં એમણે લખ્યું છે: "After all I am a rhymer." આવી જ નમ્રતાથી એમણે તો "યુગવંદના"નો પ્રકાશન વેળા 'ઉપમાં લખેલું': "યુગવંદના" નામ એ અર્થમાં અપાયું છે કે કોઈ ચિરંજીવી કાવ્યતત્ત્વથી પ્રેરાયેલ નહિ પણ ચાલુ કાળનાં જ બળોએ સ્ફુરાવેલાં સમયજીવી ગીતો આંમાં પ્રધાન સ્થાને છે, એટલે આ યુગને જ અર્પણ થએલ અંજલિથી અધિક મહિમાને એ ન માગી શકે તેવાં છે.' પણ તત્કાલીન બનાવોમાંથી ચિરંજીવિતાના અંશોને સારવી લઈને જે રચાય, જે યુગદેવના આશીર્વાદ મેળવવાને પાત્ર ઠરે, તેનું મહત્ત્વ કંઈ ખાસ નથી એમ કેમ કહેવાય!

સાચા માનવતાવાદીની દષ્ટિથી ને ઊંડી ચાહનાથી મેઘાણીએ જનતાને ગાઈ; તો જનતાએ પણ એવું કામણ અનુભવ્યું કે એ મેઘાણીને વર્ષે વર્ષે, પર્વે પર્વે, ગાયા-ગુંજ્યા વિના રહી જ ન શકે. આ જનતા તો મેઘાણીને 'રાજ! મને લાગ્યો કસુંબીનો રંગ' નામના એમના ગીત પરથી, કસુંબલ રંગના ગાયક કવિ તરીકે જ ઓળખે છે ને કદાચ વર્ષો સુધી ઓળખશે.

સંસ્કૃત શબ્દ 'કુસુમ્ભ'–કંકુ માટે વપરાતા એ નામના ફૂલ–પરથી આ કસુંબલ શબ્દ આવ્યો છે. નર્મદે પણ આવો પ્રયોગ કર્યો છે–"ધ્વજ પ્રકાશશે ઝળાળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત." લાલ-ભડક નહિ, પણ લાલપમાં કાળાશ ઘૂંટી હોય તેવો શ્યામ કંકુ જેવો-સુગંધથી મ્હેંકતો, આ કસુંબલ રંગ છે. વીરતા, ટેક, ફનાગીરી, પ્રેમ, મસ્તી, દર્દ, ખુમારી, ભક્તિ, ઈન્દ્રિલાખી વૃત્તિ વગેરેના પ્રતીક જેવો આ રંગ છે. એમાંથી કેવળ લાલચોળ ઉલ્લાસ જ નીતરે છે એમ નથી. અન્યાય ને સીતમખોરીની શ્યામતા પણ એમાં છે. તેથી માનવજીવનમાં વ્યાપેલી કરુણતા ને એમાંથી મ્હેંકી ઊઠતી કરુણાનો રંગ એમાં ભારોભાર ઘૂંટાયેલો છે.

કહે છે કે સંત દાસી જીવણ રસ્તે જતાં કવિતા સૂઝે ત્યારે ખાખરાના પાનમાં શૂળ વડે લખી લેતા. કસુંબલ રંગના ગાયક મેઘાણીએ પણ સ્વ-સંવેદનની શૂળ વડે પોતાના ને લોકહૃદયના કેસુડિયા પાન પર એ જ રીતે કવિતા લખી છે. એમની કવિતાથી એમણે સૌનાં દિલ પર વત્તો ઓછો કસુંબલ રંગ છાંટ્યો છે.

આમ તો કવિઓનો ગુજરાતમાં તોટો નથી. છતાં ગુજરાત મેઘાણીને જ કેમ આટલા અહોભાવથી યાદ કરે છે? મેઘાણીએ સૂતેલાને જગાડે ને જાગેલાને શૃંખલાઓ તોડવા પ્રેરે તેવી બળબળતી વાણીમાં સ્વાતંત્ર્યની ઝાલર એમની કવિતામાં વગાડી છે તે તો ખરું જ પણ એમની કવિતામાં શૌર્યનો સ્વાર્પણનો મુક્તિનો સીતમખોરી ને શોષણ દૂર કરવા મથતી ક્રાન્તિનો એવો મરદાનગીભર્યો બુલંદ અવાજ છે, જે આ પૂર્વે આટલી બુલંદીથી, આટલી બહાદુરીથી, આવી બિરાદરીથી, કદી નહોતો ઊઠ્યો. ધંધુકા તાલુકાના જવાબદાર પોલીસ–અમલદારે તેથી જ કહેલું: "His poetry is more dange rous than open sedition" "ઉઘાડા બળવાથીયે એમની કવિતા વધુ ભયંકર છે." "પ્રજાત્વનો થંભ ધગેલ ફાટશે" કહેનાર મેઘાણીનું આ કવિ–કર્મ સીધું લોકોના હૈયા સોંસરવું ઊતરી ગયું. કેમકે એમણે લોકઢાળોમાં લોકભાષામાં લોકહૃદયના જ ભાવો અનોખા અદાથી ગાયા. એમાંથી નીતરતા જોમ, મસ્તી ને દર્દ સહુને સ્પર્શી ગયા. પોતે બુલંદકંઠી ગાયક હતા, એ પણ મોટું પ્રેરકબળ હતું. પણ આ રીતે લોકસાહિત્યના અનેક ઢાળોને એમણે જાણે

અમૃતસજીવની છાંટીને સજીવન કર્યાં, નવા જમાનાના આવેગને ઝીલવા સમર્થ કર્યા, એ યે એમના કવિત્વની અસામાન્ય સિદ્ધિ છે.

જ્યારે દેશ સામે પ્રચંડ પડકાર પડ્યો હોય ત્યારે જોબનનાં શેવાળ જામી જાય, આ ધરતીનો દેહ સાવ નૂર વિનાનો થઈ જરજરી જાય, એ આવા કવિથી તો કેમ કરી જોયું જાય? તેથી જ એમણે બુલંદીથી ગાયું :

> કૈલાસી કંદરાની રૂપેરી સોડ થકી
> ઓતરાદા વાયરા ઊઠો ઊઠો !
>
> "ઝંઝાના વીર તમે ઊઠો !
>
> ......
>
> મૂર્છિત વનરાજિનાં ઢંઢોળો માથડાં,
> ચીરો ચમકાટ એનો જૂઠો."

આ પર્વ લાડકડા મલયાનિલનું કે પુષ્પધન્વાનું નથી. એ મલયાનિલ ભલે ચંદનની ગોદમાં સૂતો: પણ આજે તો 'વિપ્લવના ઢોલડા ધડૂકા' એમ કવિ ઢોલ-ધડૂકતી ધીંગી વાણીમાં માગે છે!

આ અદમ્ય યુયુત્સા, સત્ય ને ન્યાય માટે મરી મીટવાની વૃત્તિ, મેઘાણીના હાડમાં છે. વર્ષોથી સૂતેલી, દબાયેલી ને પિસાયેલી પ્રજા હવે તો જાગે, યૌવન એ માટે પહેલો બલિ બને, એમ કવિ ઇચ્છે છે; ને તેથી યૌવનને બિરદાવે છે :

> "ઘટમાં ઘોડાં થનગને આતમ વીંઝે પાંખ,
> અણદીઠેલી ભોમ પર, યૌવન માંડે આંખ."

આવી વૃત્તિ જાગે પછી માપી માપીને, ગણી ગણીને ડગ ભરવાનાં હોય ખરાં? જુવાનીમાં એવો ઇન્કિલાબ જાગે કે એનો તો "પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે!" ને આમ પાળ ફોડીને પ્રાણપૂર ઊમટતાં હોય, બત્રીસ લક્ષણાનાં બલિદાન દેવાતાં હોય, છતાં જો તે એળે જવાનાં હોય તો એવા કિસ્મતનેય પડકારવાની, પૂરી તાકાતથી કવિ બોલે છે :

> "રજ રજ નોંધી રાખશું હૈયા બીચ હિસાબ,
> અવસર આવ્યે માંગશું કિસ્મત પાસ જવાબ."
> ('વીર જતીન્દ્રનાં સંભારણાં')

'૩૦ની લડત વેળા ખોટા નામે મેઘાણીને ખોટી રીતે પકડવામાં આવ્યા ને એમને બે વરસની સજા થઈ, ત્યારે આઈરીશ કવિ મેક્સ્વીનીના ઉદ્ગારથી પ્રેરાઈને મેઘાણીએ જે કાવ્ય ધંધુકાની અદાલતમાં પરવાનગીથી ગાયું, તેનાથી ન્યાયાધીશ ઈસાણીની આંખો પણ આંસુભીની બની હતી. એ રચનાનો ઉપાડ જ કેવો હૃદયવેધક છે!

> "હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
> કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ;
> મરેલાંનાં રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ,
> સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુ ઓ!"

આમ જ્યારે 'મોતનાં કંકુ-ઘોળણ'ને બિરદાવવાની મોંઘી ઘડી આવી ત્યારે કવિએ શાંત અહિંસાપ્રેમી ગુજરાતનેય અભિનંદન આપતાં ગાયું હતું:

"ગુર્જરી તારે મધુવને ગહેકે મયૂરો મરણના."

'કસુંબીનો રંગ,' 'કોઈનો લાડકવાયો,' 'આગે કદમ' 'ફૂલમાળ', 'ઊઠો!' 'વિદાય,' 'કોણ ગાશે?' 'છેલ્લો કટોરો', 'છેલ્લી સલામ', 'કવિ તને કેમ ગમે?' 'વૈશાખી દાવાનળ, આવો', 'સૂના સમદરની પાળે,' 'શિવાજીનું હાલરડું,' 'વિરાટ દર્શન', જેવાં અનેક કાવ્યોમાં હૃદયને હિલોળે ચઢાવે, મૂઢ જીવતર પર જાદુ કરે, એવું અસાધારણ બળ છે.

ત્રીશીની લડતના અરસામાં ન્હાનાલાલની કવિતા સંસ્કારી વર્ગ સુધી પહોંચી ગઈ હતી, પણ આમજનતાને સ્પર્શે, એમનાં સુખદુઃખને વાચા આપે, એવા કવિની ઝંખના તો હજી વણુતોષાયલી હતી. તેવે કંઈ કંઈ રાષ્ટ્રોર્મિઓથી તલસતી, તરસતી, પ્રજાને જે Emotional centre-ઊર્મિકેન્દ્ર-કવિ પાસેથી જોઈતું હતું તે મેઘાણી દ્વારા મળી ગયું. એને લીધે વર્ષોથી જે Emotional vacuum જેવી પ્યાસભરી સ્થિતિમાં પ્રજા મુકાઈ હતી તે જાણે દૂર થઈ. પ્રજાને આ રચનાઓમાં કદાચ પહેલીવાર પોતાપણું દેખાયું. એને મન મૂકીને જે ગાવું હતું તે ગાનાર હવે મળી ગયો; ને તેથી મેઘાણી લોકલાડીલા લોકપ્રિય, કવિ બની શક્યા. મેઘાણીના આ શબ્દો એમને પોતાને માટે પણ એટલા જ સાચા છે :—

"અમે જે હતા ઢૂંઢતા તે જડ્યું,
અહીં એક ઇન્સાનને દિલ ભર્યું;
નયન નીતર્યું, ને સબકુથી સર્યું,
નૂરે-વસ્લ; એણે વતનને ધર્યું."
("એકતારો"–'સલામો', પૃ-૯૩)

એ સમય એવો હતો જ્યારે લોકોની વચ્ચે જઈ, લોકોમાં ભળી જઈ, ટકોરા મારીને, ટકોર કરીને, ને કદીક તો ઘણના ઘા ઝીંકીને, મૂર્છિત પ્રજાહૃદયને ઢંઢોળવાનું હતું. એ કાર્ય મેઘાણી સમર્થ રીતે કરી શક્યા. એમનું કામ કોમલ કોમલ વીણા ઝંકારવાનું ન હતું, પણ સિંધુડાના સૂર પહાડી અવાજે રેલાવવાનું હતું. તેથી જ એમની કવિતા–પછી તે સ્વતંત્ર રચના હો, પ્રેરિત કૃતિ હો, અનુકૃતિ કે અનુસર્જન હો–બહુધા લોકઢાળમાં, લોકહૃદયને સ્પર્શે તેવા ભાવ ને ભાષામાં વહેવું વધુ પસંદ કરે છે. એમની વાણીમાં ચોમાસામાં નિરંકુશ બનેલી નદીનો ઊછળતો વેગ અને ઘુઘવાટ છે. સૂતેલા સરોવરનાં જળની શાંતિ નથી. અલબત્ત મેઘાણીની કવિતા એકાન્ત અધ્યાસ ખંડની બહાર નીકળી, મોકળા મેદાનમાં આવી જનહૃદય સાથે રમતાં રમતાં સંબંધ બાંધી લે છે, એ એની ગણનાપાત્ર સિદ્ધિ છે.

પણ એ કારણે મેઘાણીની કેટલીક રચનાઓ છેક પ્રાસંગિક કે ઐતિહાસીક – 'સમયજીવી' - બની ગઈ છે. તેમ એ કારણે કેટલીકવાર ભાવની સૂક્ષ્મ નજાકત એને જતી પણ કરવી પડે છે. એને રંગ ઘેરો કર્યા વિના ચાલતું નથી. "છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ, સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ !" જેવી વિશિષ્ટ સુંદર રચના પણ વધુ પડતા વર્ણન વિસ્તારોથી થોડી ડહોળાઈ ગઈ છે એ તો ખરું પણ, "રોપીશું તારે કંઠ રસબસતી શુળઓ" જેવી પંક્તિ તો પ્રેમીઓ માટે જ વધુ ઉચિત હતી, ગાંધીજી માટે નહિ. એ જ રીતે 'અંતરની આહ'માં એક પંક્તિ આવે છે: "મારે હામ હતી ભૂખ્યા સિંહોની બોડમાં પેસીને પીઠ પંપાળવાની !" છે ચોટદાર; પણ ગાંધીજીના મુખમાં વીરત્વનો યે આવો હુંકાર, અણછાજતો લાગે છે. 'છેલ્લી સલામ' સુંદર કૃતિ છે, પણ 'પૂર્વજનાં પાપની' 'વાત માંડીને ગાંધીજી આ રીતે' કરે તે સાથે 'સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં મે" એમ પણ પોતા માટે પડે જ કહે, એમાં અહંતાની બૂ આવ્યા વિના રહેતી નથી, એટલા પૂરતી એ રજૂઆત'કાચી લાગે છે.

મેઘાણીનાં પાછિત કાવ્યોમાંય ઘણે સ્થળે ઊપતા કટુતા ને પક્ષિલતા તરવરે છે; ને એ તો 'એક-તારા'ની પ્રસ્તાવનામાં એમણે પોતે જ નિખાલસતાથી સ્વીકાર્યું છે. ઊર્મિલતા, પથરાટ, ઢીલો બનતો વણાટ. વક્રદર્શન, એમની કવિતામાં મર્યાદારૂપ બને છે. પણ લોકહૃદયને લોકભાષામાં ઝીલવા જતાં, ગમે તેવા કવિ-નેય થોડો ઘણો ભોગ તો આપવો પડે જ. મેઘાણી મુખ્યત્વે People's poet, poet of the mass હતા. તેથી કવિકર્મની દૃષ્ટિએ એમની કવિતાને થોડું વેઠવું પણ પડ્યું છે એની ના નહિ પડાય. યુગની વેદનાને ને સંવેદનાને વાચા આપવાનો એમણે એમનો કવિધર્મ ગણ્યો છે. એ ધર્મથી પ્રેરિત ઊંચી ભાવના-મયતા એમનાં કાવ્યોનો પ્રેરક પ્રવર્તક અંશ બની છે. પણ એથી જેટલું ધ્યાન મેઘાણી કળાવિષય પરત્વે સંવેદન પરત્વે કેન્દ્રિત કરી શક્યા છે, તેટલું કલાતત્ત્વ પ્રત્યે કરી શક્યા નથી.

એમણે કવિને અતરિયો, સુરૈયો કહ્યો છે. એની કવિતા–કૂંપીમાં અર્કોને નિછુર્યો ભર્યા હોવાનું જણાવ્યું છે, તેનો તો વિરોધ ન હોય. પણ એકલું અત્તર એકઠું કરવા જતાં પેલા ફૂલોનાં રૂપરંગ જતાં રહેવાની દહેશત જાગે છે. અતરિયાને કારણે અબજો ફૂલ બફાય છે, અબજો માનવપૂંખડાં ધગધગતાં જળમાં ઓરાય છે, એમ કહેવું પણ સાચું નથી લાગતું.* પણ કોઈનીયે કંઠી બાંધ્યા વિના, ગુલામીખત લખી આપ્યા વિના, કવિ તો નિજને જ વફાદાર રહી આત્મમસ્ત બની ગાય છે, એણે ગાવું જોઈએ, એ એમણે મુદ્દાની વાત કહી છે.

---

* "અતરિયા હો તારે કારણે આજ અબજ ફૂલ બફાયજી,
અબજ માનવ–પૂંખડે ધગ ધગ જળે ઓરાય
જી–જી શબદના વેપાર." (એકતારો)

તો, મેઘાણીની કવિતાને કવિકર્મની દૃષ્ટિએ વેઠવું પડ્યું છે એ સ્વીકાર્યા પછીયે કહીશું–જે જાદુ મેઘાણીની કવિતામાં છે, તે અન્ય કેટલા કવિઓમાં જોવા મળશે ?

"ભીડેલા આભને ભેદી કો રાજબાળ
તાળીઓ પાડતી છૂટી
બાપુના લાખલાખ ડેમર હાથીડલા
હાંકતી હાંકતી છૂટી."

જેવી વર્ષાવર્ણનની રચના હો, 'તકદીરને ત્રોફનારી' જેવી ભજનઢાળમાં ઢાળેલી ઉત્કટ રચના હો, કે એવી ભજનશૈલીમાં ઢાળેલું આજના યુગભાવને નવા જ ભાવપ્રતીક વડે ગાતું 'ઘણુ રે બોલે ને એરણ સાંભળે હોજી' હો, અથવા 'હળવાં હળવાં લોચન ખોલો, સંહારના સ્વામી થોડા ડોલજો હોજી !' જેવી આર્દ્રતા ભરી રચના હો, કે પછી 'આવજો આવજો વા'લી બા !' 'કોઈ દી સાંભરે નૈં'! કે 'સોના નાવડી', હો, પોતાના, લોહીમાં ભળી ગયો હોય એ રીતે લોકઢાળને અપનાવી, કલ્પક શક્તિથી નિજનું કે પરનું સંવેદન સુચારુ રીતે મઢી લેવામાં મેઘાણીએ કેટલીક ઉત્તમ રચનાઓમાં તો ખરે જ કમાલ કરી છે He has excellad the original એમ પણ ક્યાંક તો કબૂલવું પડે તેમ છે. આવા કવિએ પ્રજાજીવન જ્યારે ઘાંટીમાંથી, રાષ્ટ્રીય કટોકટીમાંથી પસાર થતું હતું ને સ્વતંત્રતાને માટે મોંઘાં બલિદાનો દેવા ઝંખતું હતું, ત્યારે એના બરની કવિતા રચી પ્રજાહૃદયને હેલારે ચઢાવ્યું, એ એમના કવિત્વની મોટામાં મોટી સિદ્ધિ છે. મેઘાણી આ રીતે સ્વતંત્રતાના, શહાદતના, સંવાદિતાના કવિ છે; એમની કવિતામાં એકલો વીર કે એકલો કરુણ નથી, પણ વીર–કરુણ છે જે વધુ વેધક ને હૃદયંગમ બને છે. ઊંચી કલ્પકશક્તિ, ચિત્રાત્મકતા, ભાવસમૃદ્ધિ ને અત્યંત ભાવવાહી લયપસંદગીથી 'કોઈનો લાડકવાયો,' 'વનરામાં ગલરાતાં ફૂલડાં', 'સોના નાવડી', જેવાં ભાષાંતરોમાંય કેટલાક મૌલિક ફેરફાર કરી મેઘાણીએ રંગદર્શીવૃત્તિથી એને અનુસર્જનનું રૂપ આપી, જે નખશિખ જીવંત વાતાવરણ ઊભું કર્યું છે, તે એમની કવિપ્રતિભાનું જ નિદર્શક છે. ભલે પછી એમની મૌલિક રચના ઓછી હોય ને અનુસર્જન એમને વધુ માફક આવતું હોય.

મેઘાણીની કવિતામાં પ્રેમનો કસુંબલ રંગ પ્રમાણમાં ઓછો જોવા મળે છે–વધુ તો મુક્તિનો જ ને કંઈક અંશે ભક્તિનો કસુંબલ રંગ એમની કવિતામાં વેધક રૂપ ધારણ કરે છે.

આપણો દેશ આઝાદ થયો પણ કમનસીબે થોડુંક છેટું પડી ગયું ને તે જોવા મેઘાણી ન રહ્યા ! સ્વાતંત્ર્યની ઝંખના એમની કવિતામાં એવી તીવ્ર સંવેદનાથી વ્યક્ત થઈ છે કે આજે આઝાદી મળ્યાને ૨૫ વર્ષ થયાં છતાં, સ્વાતંત્ર્યપ્રાપ્તિના પ્રત્યેક પર્વે મેઘાણીની સ્મૃતિ અબજરૂપે તાજી થાય છે ને એ આજે હોત તો એમણે પ્રજાહૃદયના કેવા કેવા ભાવો કેવી અનોખી રીતે રજૂ કર્યા હોત, એની કલ્પના કરવા તરફ આપણું મન સહેજે દોડી જાય છે.

'અદીઠી આગને ઓલવનારા', સ્વાતંત્ર્યશૌર્યના ભાવોને બુલંદ રીતે ગાનારા, 'રાષ્ટ્રીય શાયર'ના બિરુદને પામેલા કવિને એમના જ શબ્દોમાં કહીશું :

"ભીતરની ભઠ્ઠિયુંના ભડકા ઝળેળે એની
ભાળ્યું લેનાર ખરા રંગ હો !
લાખ લાખ રંગ હો !" *

* 'આકાશવાણી રાજકોટ પરથી રજૂ થયેલ વાર્તાલાપ, થોડા ફેરફાર સાથે.

પૃષ્ઠ ૬૩૫ થી ચાલુ |

સોરઠની ધરતીનું પાણી મારાં બાલબચ્ચાંને સૂવર બરાબર છે. મને મારું વતન પોકારે છે, જનમભોમ યાદ કરે છે. હવે મારાથી અહીં નહીં રોકાવાય. મને રાજી થઈને રજા આપો હું આપનો ઉપકાર કદી નહીં ભૂલું."

આ ધરતી છોડી તાલબ જમાદાર અરબસ્તાનમાં જતા રહ્યા. સોરઠની ધરતીમાં મૂકતા ગયા મહુવાથી જેણે ખ્યાતિ મેળવી તે "જમાદાર કેરી." પોતાના દેશથી કેરી મગાવી એની ગોટલીથી તાલબ જમાદારે એનું વાવેતર કરેલું. તે દાથી એ "જમાદાર કેરી" કહેવાણી અંને ખાનદાની અને ખમીરની ખુશ્બો મેલી અરબસ્તાન ઊપડી ગયા.

# દુહાગીર ટીડો ઠક્કર

નાગભાઇ ખળેળ

સોરઠમાં કેશોદથી ત્રણેક ગાઉને અંતરે કણેરી ગામ છે. એમાં ટીડો ઠક્કર જાતે લુવાણા. જલારામના ભક્ત અને સાહિત્યના પરમ ઉપાસક. કાંનુડા ચભાડની જેમ કવિતા ફૂટી. દુહો તો તોપના ગોળા જેવો થાય. પોતે ડાપરામલ અને અફીણના બંધાણી. એક દિવસ ગોરખમઢી આવ્યા. મહંતની ઘોડારમાં ઘોડાં જોયાં. જોતાં દુહો કીધો કે :

પ્રાચી કાંઠે પીપળો, ગોરખમઢીનાં ગા,
કોડયનો કેકાણુ છોડય, કાં નાથ પાડી દે ના.

ઓલિયા મહંતને મોજની ભભક આવી. પંચોરેલ, તાજણિયાને માથે સામાન નખાવી હીરને ફૂદે દોરીને હાજર કર્યો.

મહંત કહે કે : "લ્યો ઠક્કર ! ભોળોનાથ તમને ઘોડો આપે છે."

ટીડો ઠક્કર કહે : "અરે બાપ ! હું તો લુવાણો, મારેથી દાન નો લેવાય."

મહત કહે : "અરે ઠક્કર ! આતો ગોરખનાથનો દરબાર એની આગળ તો સૌ યાચક જ ગણાય. માટે ઘોડો લઈ લ્યો. મારી મોજ ખાલી ન જાય.".

ગોરખમઢીથી ઘોડો લઈ ટીડો ઠક્કર જુંથળ આવ્યા. વાઘા કાગડાની ડેલિયે ડાયરો જામ્યો છે. એમાં મળતાંની સાંથે દુહો ફટકાર્યો કે :

વાઘા હાર્યે વેર, ખીમા તું ખાટીશ નંઈ;
સોણુંમાં સોઢીર, ભાણુના ભાળીશ નંઇ.

આ વાઘા કાગડાને અને શેરગઢના દરબાર ખીમા બાબરિયાને સોઢીરની પાટીનો વાંધો હાલે. જમીન તો દસ જ સાંતીની. સાંજે માથું વાઢ્યું હોય તો સવારે કોટો કાઢે એવી. ઘણા વહટિયા આવી ગયા પણ વાંધો પાર પડે નહીં. ખીમાના સાંતી વાવી જાય. વાઘાનાં સાંતી પાડી નાખે. વાઘાના સાંતી વાવી જાય તો ખીમાના સાંતી પાડી નાખે. "જર જમીન ને જોરૂ, કજિયાનાં છોરૂ" એકબીજાનાં ઓછાયા ટીપાય, એમાં બળતામાં ટીડા ઠક્કરે ઘી હોમ્યું. ખીમાને ખબર પડતાં ટીડા ઠક્કરને મારવાની પ્રતિજ્ઞા કરી.

ટીડા ઠક્કરને શેરગઢનો રસ્તો બંધ થયો. વાઘા હાર્યે મિત્રતા બંધાણી, કણેરીથી કાયમ પાંચ ગાઉનો ફેંડો ખાઈ જુંથળ જાય. આખો દી સુવાણું કરી સાંજે કણેરી વહ્યા આવે.

કુદરતને કરવું છે. એક દિવસ ટીડા ઠક્કરને જુંથળ જાવું અને ખીમા બાબરિયાને બહારગામથી શેરગઢ આવવુ. રસ્તામાં મોટી ધાર આવે, એમાં આ પડખેથી ટીડા ઠક્કરનો ઘોડો ચડતો આવે. બીજી બાજુંથી ખીમો બાબરિયો અને એના પસાયતાનાં ઘોડાં ચડતાં આવે. બેય બાજુથી ચડતાં ચડતાં ચડતાં જેમ ખીમાબાબરિયાના પસાયતે ઠક્કરનો ઘોડો જોયો, જોતાં ખીમાને કીધું કે : "બાપુ ! ટીડો ઠક્કર આવે છે." ત્યાં ટીડા ઠક્કરે ખીમા બાબરિયાનો ઘોડો જોયો. જોતાં શેરડો પડયો, પણ સનમખનાં લીધાં. ભાગીશ તો ભૂંડો લાગીશ. ઘોડાને આગળ આવવા દીધો. રસ્તામાં બેય ઘોડાં ભેગાં થાતાં, ખીમાએ તરવાર તોળી. તોળતાં ટીડા ઠક્કરને મોત નજરે દેખાણું. મરણિયા ટીડા ઠક્કરે દુહો ફેંક્યો :

ખીમા ખગ બાંધે, જમીન સામું જોય;
ત્યાં કંપવા લાગે કોય, ભુવન ત્રણેય ભાણુઉત.

દુહો સાંભળતાં ખીમાની રીસ ઓગળી ગઈ. તરવાર મ્યાન કરી ઘોડેથી કૂદી પડયો. સમયપારખુ ટીડો ઠક્કર પણ ઘોડેથી હેઠા ઊતરી ગયા. ખીમાએ મળવા હાથ લાંબાં કર્યા. એને ટીડા ઠક્કરે દુહો કીધો કે :

હેમાળે પાંડવ હાલિયા, જજીઠલ જેવા;
તેદી ખત્રીવટ ખીમા, ભળાવી તને ભાણુના.

. . . બેય બથ્થું લઈ મળ્યા. અને ખીમાએ કીધું કે: "ઠક્કર! હવે જુથળના ધક્કા બંધ કરો, અને શેરગઢ તમારું જ છે. બસો વિઘા જમીન અને બે વાડીના કોસ તમને કસુંબામાં ભોળોનાથ આપે છે."

ખીમો બાબરિયો ટીડા ઠક્કરને શેરગઢ તેડી ગયો. અને પ્રેમથી રોકયા.

ચાડે ભરાયેલ ખીમાએ પછી તો જુંથળ હાથે જોર કરી સોઢીરની પાટી કબજે કરી. બસ્સો વીઘા જમીન, બે વાડીના કોશ ટીડા ઠક્કરને કાઢી દીધા. પછી ઘરે બેસી ટીડા ઠક્કરે પ્રભુની જ કવિતા કરી. આવ્યા ગિયાને ઉજળે મોઢે આવકાર આપી આનંદ કરતા. ટીડા ઠક્કરની નામચા સાંભળી માગણિયાતો આવતા. કવિતા સાંભળી ટીડા ઠક્કર ખુશી થાતા. આવનાર માગણિયાતને એ જમાનામાં ચાર આના શીખ આપી રાજી કરતા. જીવ્યા ત્યાં સુધી ચાર આના શીખનો પ્રવાહ ચાલુ રાખ્યો.

*

## દુહા

નાગભાઇ ખળેળ

ૠતુ વસંત કૈલાસમાં, ખીલી રહી ચોપાસ
શિખર શિખર શોભી રહી, શિવજી મન્ન હુલાસ. – ૧

તરૂવર ઝુકે મંજરી, મંજરી માંય મધૂપ
મધૂપ ગુંજે છે અતી, આનંદ થાય અનૂપ. – ૨

ચંપો, મરવો, કેવડો, કુણાં કદળી થંભ
આંબા ફળ ભારી લચ્યાં, આપે અતિ આનંદ – ૩

કેસર તાલ તંબુલ, કેસુ નાગર વેલ્ય
દાડમ, ડોલર, ને કેવડો, જાઇ જુઈ ખીલેલ. – ૪

સારસ, કોયલ, મોરલા, ચકવા ચકવી બાગ
વાજાં વન દેવી તણાં, રૂડા કાઢે રાગ. – ૫

શિવજી અતિ આનંદમાં, ઉમૈયા હરખ્યું મન્ન
ઓચ્છવ મહાશિવરાતનો, આવી પહોંચ્યો દન્ન. – ૬

## છંદ

વડા પહાડ બરડા વચ્ચે ફુલવાડી
જથા બંધ શોભે ઘટા અંબ ઝાડી
ઝરે નીર ઝરણાં તટે ગંગ જેવા
નરાં ઇન્દ્ર આવે હવા તેથ લેવા-૧

ચંપો કેવડો જાઇ જુઇ ચમેલી
લત્તા વૃક્ષ શોભે ઘટા અંબ વેલી
કરે ભમરા તેથ ગુંજાર કેવા
નરાં ઇન્દ્ર આવે હવા તેથ લેવા-૨

# અભંગ જામ અબડો

શંભુદાન બારોટ

સિંધ દેશમાં સુમરા ઘોઘા અને મનેસરનાં બેસણાં છે. બન્ને ખૂબ ભલા છે. દેશપરદેશના કવિઓ આવે એને ખૂબ આનંદ કરાવે, દાન આપી રાજી કરે અને કંઈ કંઈ જગ્યાએ સારા માણસો છે એમ પૂછે.

એમાં કચ્છના વડસર (જખો) નામના શહેરના કવિએ અબડાસાના જાડેજા રાજા અબડાજી અને મોડજીની વાત કરી. કવિએ સમાચાર દીધા એટલે વારંવાર સુમરો અબડાજીને પોતાના મહેમાન થવા સમાચાર મોકલે. જામ અબડાજી અને મોડજી પણ આ સુમરા સરદારોની કીર્તિ સાંભળી ખુશ થાય.

એક દિવસ જોગાનુજોગ જામ અબડાજી અને મોડજી પોતાના રસાલા સાથે કુંવર ઘોઘાજીના મહેમાન થયા. કેટલાય દિવસથી જેની ઝંખના હતી એવા મોંઘેરા મહેમાન પધાર્યા એટલે કુંવર ઘોઘાજીને ખૂબ આનંદ થયો. બથ ભરીને મળ્યા. કુશળ સમાચાર પૂછ્યા. પોતાના આખા દેશમાંથી આ મહેમાનને આનંદ કરાવે એવા ચંગા માણસો તેડાવ્યા. આમ રોજ આનંદ કરે છે.

એમાં એક દિવસ માદમેડીની કચેરીમાં ચોપાટ રમવા બેઠા. કાવા કસુંબા લઈ ચારે જણાએ રમત માંડી. જામ અબડાજી અને મોડજી બેર તથા કુંવર ઘોઘાજી અને મનેસરજી બેર. પાસા ફેંકાવા. રમત બરાબર જામી છે. સભામાં બેસનારાની ધીરતા બાજી ઉપર મંડાણી છે. જામ અબડાજીની એક સોગઠી કુંવર ઘોઘાજીના પોબારને પાસે રહી. બરોબર પોબાર પડયા. તરત કુંવર ઘોઘાજી ગેલઘેલરણા થઈ પોતાની સોગઠી ઉપાડી જામ અબડાજીની સોગઠી ઉપર ઘા કરવા ગયા.

ઘોઘાજીએ જરકસીનો જામો પહેરેલો. એ વાતની ફડક લાગેલી. એટલે જામ અબડાજીની સોગઠી લઈને પોતા પાસે આવી. ઘોઘાજી કહે : "સોગઠી તમારી પાસે રાખો, મારે ઘા કરવો છે."

જામ અબડાજી કહે : "ઘોઘાજી, મારી સોગઠી મૂઈ, કાચી થઈ, પાસા મોડજીને આપો. સોગઠી ફરતી કરીએ."

પણ ઘોઘાજીનો હાથ ઉપર રહેલો એટલે કહે : "જામ, મારો હાથ ઊંચે છે. સોગઠી ઉપર ઘા કરું ત્યારે ઊતરે."

જામ કહે : "બાપા, મારી સોગઠી મરી. તમે જીત્યા. હવે શું છે?"

ઘોઘાજી કહે : "ઊપડેલો હાથ ઘા કર્યા વગર ન ઊતરે."

અબડાજી કહે : "મારી શરણે આવેલાને સોંપું નહીં એવો મારો નિયમ છે. પછી ભલે જડ હોય કે ચેતન."

તરત જ જામ અબડાજી અને મોડજી ઊભા થઈ ગયા. સોગઠીને ભેટમાં નાખીને કહે : "હવે ચડેલો હાથ ઊતારવા વડસર આવજો." તરત જ પોતાના રસાલા સાથે કચ્છ રવાના થયા. જવા ટાણે આજ માર્ગે ઘોડા ફોરકડા રેવાલમાં હતા. જ્યારે જતી વખતે એ જ માર્ગે ઘોડા અને અસવારોને વજનદાર લાગ્યો.

નવલખી સધડીના સુમરા સરદારોને સત્કારવાના અહીંથી જ પ્રયાણ થયા. કુંવર ઘોઘાજી પણ વડસર ઉપર જવાની તૈયારી કરવા લાગ્યા. સિંધમાં સરદારોએ ફરીને યુદ્ધનું શરવીરોને આમંત્રણ આપ્યું. સુમરા શરવીરો ભેગા થઈ ઉમરકોટ આવવા લાગ્યા. ઘણી સારી સંખ્યામાં ડાયરો ભેગો થયો.

એમાં બન્યું એવું કે કુંવર ઘોઘાજીના બાપુ જામ ભૂગળજી દેવ થયા. એમની કારજક્રિયા પતી ગયા પછી પાછી ગાદીએ ટીલાત મનેસરજીને બેસાડવા તૈયારી થઈ. સિંધના સુમરા સરદારો તરફથી

જરીમખમલનો મંદિલ દેશની રીત પ્રમાણે બંધાવી, કલંગીતુરા શિરપેચથી તૈયાર કરી મોટી કચેરીમાં આગેવાને મૂરત પ્રમાણે કુંવર મનેસરજીના શિર ઉપર મૂકવા હાથ સંબાવ્યો ત્યાં કુંવર મનેસરજી કહે : "મારા માને પૂછી આવું." આમ કહી તે જનાનખાનામાં માને પૂછવા ગયા.

દરમ્યાન સુમરા સરદારોએ અંદર અંદર વિચાર કર્યો કે ગાદીએ બેસવાનું માને પૂછવા જાય એવા સુમરાથી સિંધ ન સચવાય. એટલે મૂરતની છેલ્લી ઘડીએ કુંવર ઘોઘાજીને પાઘડી બાંધી ગાદીએ બેસાડી દીધા. ઘોઘાજીને પાઘ, વાઘ, તલવાર સોંપવામાં આવી.

મનેસરજીએ જ્યારે દરબારગઢમાંથી પાછા આવી જોયું તો બધી વિધિ પતી ગઈ હતી. એટલે ઉશ્કેરાઈને ઘોઘાજીને કહે : "મારી ગાદી ઉપર તારાથી બેસાય કેમ ?"

એટલે ઘોઘાજીએ જવાબ આપ્યો : "સુમરા સરદારોએ મળીને મને આ રાજચિહ્ન સોંપ્યાં છે. હું તમારો જ છું. અને નાનાભાઈ તરીકે તમારી ફરજ બજાવીશ. મારા પછી તમારા ફરજંદો જ ગાદીએ આવશે. પણ આ દેહે ગાદી પર બેઠા પછી ઊતરાય એમ નથી."

મનેસરને દુર્બુદ્ધિ સૂઝવાથી તે દિલ્હી ગયો. અલાઉદ્દીન ખીલજીને સિંધ પર ચઢાઈ કરવા કહ્યું. પણ બાદશાહે નાખુશી દર્શાવી પૂછ્યું : "સિંધમાં એવી કઈ સારી વસ્તુ છે જેના માટે મારે સવારી કરવી પડે ?"

ત્યારે મનેસરે સિંધના ખાનદાન કુટુંબની ૧૪૦ એટલે સાત વીસું દીકરીઓ, કે જે આજીવન બ્રહ્મચારી રહે છે તેની ખૂબસૂરતી અને અંગલટનાં વખાણ કર્યાં. (સિંધ અને કચ્છ વચ્ચે પચ્છમ—સમાતરી કહેવાય છે. ત્યાં કુનરિયા ગામે જામ કુટુંબની કેટલીક દીકરીઓ હજી સફેદ કપડાં પહેરે છે અને આ જૂની રીતને જાળવે છે.) એમને જીવાઈ માટે ભાઈઓ ભાગ આપે છે.

આ લોભે દિલ્હીના બાદશાહે જબરૂં ચતુરંગી લશ્કર લઈ કુંવર મનેસર સાથે સિંધ ઉપર ચઢાઈ કરી. હવે જામ ઘોઘાજીએ કચ્છ જવા તૈયારી કરેલી, એટલે ઉમરકોટમાં પણ ખૂબ લશ્કર ભેગું થઈ ગયેલું. કચ્છને બદલે સિંધની ભૂમિ ઉપર જ યુદ્ધનાં મંડાણ થયાં. જબરું ધીંગાણું થયું. ઘણા માણસો કપાયા.

હવે નહીં જીતાય એમ જ્યારે ઘોઘાજીને થયું ત્યારે પોતાને તો સર્વસ્વનું બલિદાન દેવાની જરા પણ, મૂંઝવણ ન હતી. પણ આ સાત વીસું બહેનોની મૂંઝવણ થઈ. એમનું શું કરવું ? ક્યાં મોકલવી ? કોણ સંભાળે ? શું થશે ? એના વિચારો ઘોઘાજીને થયા કરે.

એમાં એકદમ ઘોઘાજીને જામ અબડોજી યાદ આવ્યા. થોડા જ સમય પહેલાંની વાત તાજી થઈ. "જડ વસ્તુને પણ જાળવવાના જેને નિયમ છે તે શરણે આવેલી ચેતન વસ્તુને તો નહીં જ તરછોડે. વાતમાં તો કંઈ માલ ન હતો. માણસો હસી કાઢે એવી વાત હતી. પોતાની ટેક માટે લાકડાની સોગઠીને પણ જેનો ધણી ભેટમાં નાખી યુદ્ધનું આવાહન આપતો ગયો એ ધણી આ બહેનોને સાચવશે જ, સંભાળશે, સમરાંગણમાં દેહનું બલિદાન દઈ દેશે, પણ શરણાસધાર અને અબળા ઉદ્ધારનું વ્રત ખંડિત નહીં થવા દે."

વિચારોરૂપી પીંજરામાંથી સિંહરૂપી નરને મુક્તિ મળી. તરત જ મનેસરની મૂર્ખતાની સાતે વીસું બહેનોને યાદી આપી અને રથમાં બેસાડી કહ્યું : "આ પંડમાં પ્રાણ છે ત્યાં સુધી તો મલેચ્છોની મીટ પણ નહીં માંડવા દઉં. પણ ભાઈએ ખૂબ મૂર્ખતા કરી છે. તમારા જ દૈવી રૂપના લોભ દઈ જબરૂં લશ્કર લેતો આવ્યો છે. તે કોઈથી જીતાય એમ નથી. તમે કચ્છમાં જામઅબડા પાસે જાઓ." તરત જ સુમરી બહેનો જન્મભૂમિને પગે લાગી રવાના થયાં.

કુંવર ઘોઘાજી અને ખૂબ મોટી સંખ્યામાં સુમરા સરદારો અને બીજા શૂરવીરો યુદ્ધમાં કામ આવ્યા. દિલ્હીનો બાદશાહ આ વીરનરોના શારીરિક તેજને જોતો જોતો ઘોઘાજી પાસે આવ્યો. "આ

તમારો ભાઈ,' કહી પગેથી લાત મારી

મરેલા ભાઈના મોઢાને જ્યારે બાદશાહે મોજડીનું ઠેબુ માર્યું કે તરત મનેસરને રોમ રોમ ઘઈ ગઈ તરત જ તલવાર લઈ બાદશાહ ઉપર ધસ્યો ત્યા બાદશાહ સાથે રહેતા સૂબા સાલાર જંગે મનેસરના પેટમા ખંજર હુલાવી દીધુ મનેસર પડ્યો મૂર્ખ ભાઈની મૂર્ખતાનું આ પરિણામ આવ્યુ હજી કચ્છ અને સિંધમા ઓહુ દેવાય છે કે હિ સો મર્યો મનેસર આય '

તરત જ શાહે ઝનાનખાના ઉપર મીટ માડી અંતપુરની અટારીઓ જોઈ વળ્યો પણ પોતે જે લોભે આવેલો તે કાઈ ન મળ્યુ ખબર પડી કે સુમરીઓ તો કચ્છના જામ અબડા પાસે જાય છે વગેરે લેતો બાદશાહ પોતાના બચેલા લશ્કરને સાથે લઈ વિનાશને પથે ચડ્યો કારણ કે ' કામાતુરા ણામ ન ભય ન લજ્જા "

સુમરીઓ રથમા બેસીને જામ અબડાજી પાસે જાય છે પાછળ શાહનું લશ્કર દડમજલ કરતુ આવે છે જ્યા બહેનો કચ્છના મખ્યાતરમા નનામા ડુગર પાસે પહોચી ત્યા સમાચાર મળ્યા કે બાદશાહનું લશ્કર પાછળ આવે છે એટલે આ બહેનોએ રથમાથી ઊતરી રથચાનકોને બીજી દિશામા જવાનું કહી પગપાળા ચાલવા માડ્યુ શાહી લશ્કરને રથ સામા મળ્યા, પણ બધા ખાલીખમ જોયા તરત જ વળતે પગે ડુગરામા આવ્યા કાબેલ પગીઓએ બાદશાહને બહેનોનું પાકુ પગેરૂ આપ્યુ

સુમરીબહેનોએ વાહનોનો ત્યાગ કરી થોડોક પથ કાઢ્યો સાજ પડી એટલે એક નાના ગામમા આવ્યા અહી એક અબડો નામનો માલધારી રજપૂત રહે પોતાના અને ગામના ઢોર ચારે બહેનોને આ નામની જાણ થતા સહર્ષ રજપૂતને ત્યા આવી ગાયોને પૂરવા ગોરડિયાનો એક મોટો વાડો તેમાં એક બાજુ ઓરડો તેમા એક ડોશીમા બેઠેલા આ ડોશીમાએ ઓસરી ઊતરી જોયુ તો કોઈ દિ આટલા મહેમાન પોતાને ત્યા આવેલા નહી પાછી બધી જુવાન દીકરીઓ જોઈ એટલે પૂછ્યુ "બહેનો, તમે ક્યા જાઓ છો ? '

સક્ષેપમા વાત જાણી લીધા પછી મોટો નિસાસો નાખીને કહે "બેટીઓ રોકાઓ રાત રોકાઓ પણ તમે જેની પાસે જાઓ છો તે આ અબડો નહી, પણ જખ્ખોનો જામ અબડો અભંગ. આ અમડો તો મારો એક જ દીકરો છે અને પશુ-પાલન કરી ગુજરાન ચલાવે છે

જુગ જાડેજો કચ્છમે જુકો, વડસર વીર થીઓ,
એ અબડો અભંગ, એ ડુગરડે બીઓ

(બાપા એ તો કચ્છના વડસર (જખો) નો મોટો વીરપુરૂષ છે યુદ્ધમાં આજ સુધી એને કોઈએ હરાવ્યો નથી એ અભંગનું બિરૂદ ધરાવે છે એ દેશ અને ડુગર બીજા, આ નહી )

સુમરીઓએ જ્યારે આ વાત સાભળી એટલે થોડી નિરાશ થઈ વાળુ કર્યા વગર થાકીપાકી સૂઈ ગઈ પણ જેને શિયળ સાચવવુ છે એને ઊંઘ કેમ આવે ? મો સૂઝણુ થતા જ માજી પાસેથી વડસર જવાના રસ્તાની માહિતી લઈ ભાગવા માડી (આ સ્થાનને અત્યારે કચ્છના માણસો 'ભાગા' કહે છે )

ચારેક ગાઉનો પંથ કર્યો એટલે એક ધાર આવી એના ઉપર ચડીને જોયુ કે વડસર જવાનો પંથ કેવોક વિકટ છે ? અહી બન્યુ એવુ કે વડસરમા જામ અબડાજીને બધા સમાચાર મળ્યા કે સિંધથી સુમરીબહેનો ભાગીને અહી શરણે આવે છે, એટલે વડસરથી વાહનો રવાના કર્યા

એમા બરાબર બહેનોને વડસરનો માર્ગ જોવો અને આ વાહનોને ઉતાવળે આવતુ ધૂળની ડમરી ચડતી આવે સાથે જામે રક્ષણ માટે ઘોડેસ્વાર રજપૂત મોકલેલા આ બધુ જોઈને સુમરી બહેનોને બાદશાહી લશ્કરનો ભાસ થયો

પ્રાણથી પણ જેને પણ વહાલુ છે એવી આ બહેનોએ આ જ ધાર ઉપર ઊભી આપે ધરતી માતાને અરજ કરી કે "મા, હવે તારા પેટમા સમાવી લે ' એ જ વખતે મોટા ધડાકા સાથે ધરતીએ માર્ગ દીધો ને સાતેક બહેનો અંદર સમાઈ ગઈ એમ કહેવાય છે (આ સ્થાને 'રહા નામનું શહેર છે જેને સુમરી રુહા' કહે છે )

ત્યાં જ આ વીરપુરુષો આવી પહોંચ્યા. બહેનોને પગે લાગીને કહ્યું : "બાપા, પધારો. આ બાદશાહી લશ્કર નથી, પણ આપને તેડવા માટેનાં વાહનો છે." ૧૩૩ બહેનોને તેડી આ ભાઈઓ વડસર આવ્યા.

પૂરો પોશાક પહેરીને જામ અબડોજી માનભેર માથું નમાવીને મળ્યો. બહેનોએ ઓવરણાં લીધાં અને કહ્યું : "વીરા અત્યારના અમારા આશીર્વાદ તો અગ્નિઝાળ જેવા છે. માણસો રહિત અડધોક મુલક હોમાઈ ગયો છે. અમારી તો આવી દશા છે."

જામ અબડો કહે :

ભલે આવી ભેનરૂ, શતવીય સુમરિયું;
અણુ દકે આડો ફરાં, સે દકે ડિયા કીં ?

"બહેનો, તમે ભલે આવ્યાં. તમારા બ્રહ્મચર્ય વ્રતની મને ખબર છે. તમને કોઈ તકલીફ દેતું હોય એવા સમાચાર મળે તો હું ત્યાં આવું. હવે તો તમે મારે ઘેર છો અહીં તમે નિર્ભય છો.

કુંવર શોભે તો કચ્છમે, અબડો નર અભંગ;
માન કરે કો' મંગ, શરણે રખજે સુમરિયું.

સુમરીઓ. કહે : "વીરા, અમે તમારા સમાચાર સાંભળીને અહીં આવ્યા છીએ. તમે શરણે રાખશો એટલે ભાઈએ અહીં મોકલી છે. એમાં બીજી વાત ન હોય."

સલામ હલાયા સુમરે, અબડા તો કે' અપાર;
અચે નિયાણિયુ નેહસે, તેજી વેલી કરી જ વાર,
જલી જ તું જુઝાર, તો ઘર અઈયું અબડા.

બહેનો કહે "વીરા, ભાઈ, ઘોઘાજીએ અમારા સાથે તમને સલામ કહેવરાવ્યા છે અને અમારી નિયાણિયું પ્યારી દીકરીઓની વહાર કરવાનું કહ્યું છે. તમે અમને શરણ દેશો એટલે તો તમારે ઘેર મોકલી છે."

શરણ રખજે સુમરિયું, ધર મર પલટે પોય;
સમેં જામ સંધોય, અજો સરિ આવિયું.

ઘોઘાજીએ કહેવરાવ્યું છે કે : "મારી સુમરી બહેનોને શરણે રાખજે. તમારો ધર્મ નહીં ચૂકો એવો વિશ્વાસ રાખીને અબડા જામ, તમારી પાસે મોકલી છે."

બાદશાહી ફોજ જ્યારે અબડા માલધારીના ગામ પાસે આવી ત્યારે જુણેઝા શાખના અબડાજી રજપૂતને ખબર પડતાં તરત સીમમાંથી પોતાના ભાઈબંધો સાથે ગામમાં આવ્યો. માએ બધી વાત કહી એટલે તરત જ બાદશાહી ફોજના માર્ગે ઊભો રહ્યો.

બાદશાહને બાતમી મળેલી કે આ રજપૂતને ત્યાં સુમરીઓ છે, એટલે પૂછ્યું :

સિંધા આવ્યું સુમરિયું, સુણ જુણેજા જામ;
શેણ જલીને શાહજી, કે મેલી દેને ગામ.

"હે જુણેઝા જામ, સિંધથી સુમરીઓ આવી છે તે તમારા ઘેર છે. તેમને યુદ્ધ કર્યા સિવાય સોંપી દો સુબાઓની ઝપટ તમે ઝાલી શકશો નહીં."

જુણેઝા અબડાએ કહ્યું : "શાહ, તમારી વાત સાચી છે, પણ :

આઉં અબડે જો અયાં, વાસુ મથે વાટ,
સિંચાણું શૂર દે, તેજી જરકલી ન ઝલે ઝપાટ.

હે શાહ, જામ અબડાજીનું રખેપું (વાસુ) કરવા આ રસ્તા ઉપર હું રહું છું. એટલે મારી ફરજ અદા કરવી જોઈએ. બાકી હું સમજું છું કે તમારા જબરા લશ્કરને હું પહોંચી શકું તેમ નથી. શકરા (સિંચાણા)ની ઝપટ ચકલી ગાલી શકે નહીં, પણ એક દિવસ તમને રોકીશ. એટલે સુમરી બહેનો વડસર (જખો) પહોંચી જાય.

બાકી જામ અબડોજી કેવા છે :

કુંવર સૂઝે તો કચ્છમેં, એ અબડાણી આપ;
અનાથકો આધાર દે, વંકે નીવર લાપ.

"અનાથનો બેલી, નોધારાનો આધાર આપનારો અને ગરીબોને, રંજાડનાર કંઈક વંકાઓના વળ ઉતારે છે. એ તો ત્યાં જશો ત્યારે ખબર પડશે."

ન છીરે વાટડિયા, મોએ પોજયા માગ;
સમેજી સુવાસ, અબર પોઝે અબડા.

મારું નામ પણ અબડો હોવાથી નામને કલંક લાગવા નહીં દઉં. જીવતો છું ત્યાં સુધી અહીંથી જવા નહીં દઉં. મર્યા પહેલાં બહેનો ત્યાં પહોંચી જશે. આમ કરું તો જ જામ અબડાની સુવાસ આકાશે પહોંચે."

જામ અબડાને પણ સંદેશો પાઠવ્યો કે :

પર ભોમનું પંથ કરે, તંગ થઈને ત્રા;
(ઇ) અશરાણે જેધા, આવ્યું તો વટ અબડા.

સુમરી બહેનો પરભોમથી પગે ચાલીને આવે છે. ખૂબ થાક લાગ્યો છે. ત્રાસી ગઈ છે અને મુસલમાનના હાથમાં ન જવા હે જામ, તમારી પાસે આવે છે.)

આશા રખીને આવિયું, તેજી પૂરીશ આશ;
(તે) સમાઓજી સુતાસ, અંબર વેધી અંબડા.

હે જામ અબડાજી, તમે શરણુ આપશો એ આશાએ તમારી પાસે સુમરીઓ આવે છે. તો તેની આશા પૂરી કરજો. તમારી કીર્તિ નભોમંડળે પહોંચશે.

અઠ મૂઠી જેડી મૂછડિયું, બારો હથ ધરો;
સુમરિયોંકો શરણું દિયું ઇ અભંગ ભડ અબડો.

આઠ મૂઠી જેની મૂછ છે અને બાર હથો જુવાન જામ અબડોજી અભગ જરૂર સુમરીઓને શરણુ દેશે.

આવી વડછડ કરીને જુણેજા અબડાએ પોતાના સાથી અને ભેરૂબંધો સાથે યુદ્ધ આદર્યું. આમ બાદશાહને એક દિવસ ખોટી કર્યો આ બધા શૂરવીરો કંઈક યવનોને કાપ્યા પછી વીરગતિ પામ્યા.

બચેલા લશ્કર સાથે બાદશાહે વડસર જવા સવારી કરી. આખો દિવસ ચાલ્યા પછી રાતે પણ પંથ ચાલુ રાખ્યો. વૈશાખ મહિનાનું વદ પખવાડિયું હતું. અંધારી રાતમાં લશ્કર વડસર જવાનો પંથ ભૂલીને રણુ તરફ આગળ વધ્યુ.

આ બાજુ જામ અબડાજીને ચાડિયે (લશ્કર કઈ બાજુથી આવે છે તે જાણવા કોઠા ઉપર બેસાડેલો માણસ) ખબર દીધા કે : "બાપુ, ભારે મજાના સમાચાર છે. લશ્કર માર્ગ ભૂલી રણુ તરફ જાય છે. આખી રાત ચાલવાથી રણુની વચ્ચે પહોંચશે. વૈશાખ જાગ્યો છે એટલે રણુ તપશે તેમની પાસે પાણી ન હોવાથી રણુમાં પાણી વગર મરી જશે."

જામ અબડાજીએ કહ્યુ : "ભાઈ લશ્કર આવે છે લડવા, પણ આપણે ઘેર મહેમાન ગણાયને ? એને હેરાન ન કરાય." આમ કહી તરત હુકમ કર્યો એટલે આખા ગામમાંથી કપાસ ભેગો કરી, તેલના કેટલાયે ડબ્બા મગાવી. ચામડાના કુડલા મગાવ્યા. પછી કપાસને તેલમાં પલાળી એક ઊંચા ટેકરા ઉપર રાખી સળગાવ્યું.

બારોભાર કપાસ, ઓ એશ કે'તે અબડે;
રખે દિલ્હી, શાહ, વાટડિયું વશરી વજે.

હે શાહ, વડસર તો આ રહ્યું, તમે માર્ગ ભૂલી ગયા છો. એટલે મારે અજવાળું કરવું પડયું.

ખૂબ અજવાળું થયું. બાદશાહી લશ્કરે પાછળ જોયું ત્યાં વડસરનો ગઢ અને કોઠા દેખાયા. એટલે પાછા વળ્યા. બાદશાહને થયું કે જામ અબડો ખૂબ નિડર અને વીરપુરૂષ લાગે છે લશ્કરે પાછા ફરીને વડસરના મેદાન (છાવડ)માં પડાવ નાખ્યો. કચ્છમાં હજી પણ મોટી આગ લાગે લાગે ત્યારે "હતા અબડેજો ઓએશઆય" એમ કહે છે.

બાદશાહે સવારમા ઊઠીને વિચાર કર્યો કે આવા નીતિવાન પુરૂષ સાથે વેર ન બંધાય તો સારૂં. એટલે જામ અબડાજીને સંદેશો મોકલ્યો કે : "જામ તમારે અને અમારે કંઈ વેર નથી. વળી સિંધમાં સાંભળ્યુ છે કે તમારે અને ઘોઘાજીને દુમેળ હતો. આપણી લડાઈથી તમારો વિનાશ થશે. ઘોઘાજીએ સુમરીઓ તમને સોંપી છે એ સુમરીઓ મને આપી દો તો હું તમને માન–મહોબ્બત અને મોટો ઇલકાબ દઈ પાછો જતો રહું."

આ સમાચાર શાહી કાસદે અબડાજીને આપ્યા ત્યારે અબડાજીએ કહેવરાવ્યુ કે : "શાહ, શરણે શરણે આવેલાને સાચવવાનો મારો નિયમ છે. વળી આ તો અબળાઓ છે. એટલે તમારૂં કહ્યું હું કરી શકું તેમ નથી." કાસદ સમાચાર લઈ પાછો ગયો

આમ બેએક વખત વાતચીત થઈ. છેલ્લે યુદ્ધ કરવાનું નક્કી થયું. બાદશાહે કહેવરાવ્યું કે: "જે સુમરીઓ માટે ખાનખરાબી થઈ, કેટલાય માણસો કપાયા, તે સુમરીઓને લીધા વગર હું પાછો વળવાનો નથી."

જામ અબડાજીએ કહેવરાવ્યું કે : "શાહ, સુમરીઓ તો નહીં, પણ મરી (તીખા)માં આ શરણે આવેલાના બે અક્ષર આવે છે, તો પણ તે વેચવા શહેરના વેપારીઓને મેં બંધી કરી છે કે કોઈ પણ બાદશાહી માણસને મરી આપશો નહીં."

આમ વાત વટે ચડી. કાલે જ યુદ્ધ કરવું એમ નક્કી થયું. સાંજે મા આશાપુરના દર્શન કરી જામ પાછા વળતા હતા ત્યાં હરિજનવાસમાંથી એક પાંચ હાથનો જુવાન, મૂછોના આંકડા વાળેલા એવો બહાર નીકળ્યો અને જામને આડે ફર્યો. "ક્ષલાદુર" (કચ્છમાં મળવા વખતે આ શબ્દ વપરાય છે.) ફરી હાથ જોડી કહ્યું : "જીયે જામ જેની આપની પાસે ફરિયાદ આવેલી કે એક મેઘવાળ ખૂબ ફાટયો છે અને બાપુ, તમારા જેવો પોશાક પહેરી ઢાલ-તલવાર બાંધી મૂછે તાવ દઈને બજારમાં કહે છે કે 'આઉ જામ અબડો જેડો લાગતો' આ વાત સાંભળીને આપે કહેલું કે મારા જેવો થાય છે એ કો'ક દિ' કામ પણ મારા જેવું કરશે. સમદર પેટા જામ, એ હું જ મેઘવાળ છું. મારું નામ ઓરશો. આજ આપનું નામ ઉજ્જવળ કરવાની મને તક મળી છે. મને હુકમ કરો એટલે બાદશાહનું માથું કાપી આવું.

જામ કહે : "બેટા, તું માથું કાપી આવ પછી મારે શું કરવું ? હમણાં જમણી ભૂજા ફરક્યા કરે છે તો કાંઈક નિશાની લઈ આવ."

ઓરશો કહે : "બાપુ, આપને એમ હશે કે આ મેઘવાળ શું કરી શકે ? પણ મારી પાસે ડાધિયો કુતરો છે. એની ચામડી પહેરીને હું ઠેઠ બાદશાહના તંબુમાં બેસી જઈશ." છતાં જામે નિશાની લાવવાની જ વાત કરી.

રાતનો શાંત સમય હતો. સોપો પડી ગયેલો. ત્રીજા પહોરનો સમય લઈને ઓરશો કુતરાના રૂપે આમથી તેમ અને તેમથી આમ ફરતો ફરતો ઠેઠ બાદશાહના તંબુ પાસે પહોંચ્યો. બાદશાહના ચોકીદારોએ બે ડંડા માર્યા. "ડાઉક" કરતો બાદશાહી તંબુની પાછળ જઈ અંદર ઘુસી ગયો.

ટૂંકા પાયાના ખાટ ઉપર શાહ સૂતેલો. બાજુમાં જઈને જોઈને અફસોસ કર્યો કે : "લાચાર છું. જામનો હુકમ નથી. નહીતર હમણાં માથું ઉતારી લઉં." છેવટે ખૂબ ચતુરાઈથી નંગ જડેલું બાદશાહી ખંજર કાઢી લઈ તે જ મ્યાનમાં રાંપડી (ચામડા ચીરવાનું હથિયાર) મૂકી હાલી નીકળ્યો.

સવારે બાદશાહે ઊઠીને જોયું તો સૂવાટાણે જે ખંજર પાસે જ રાખતો, તેને ઠેકાણે બીજું હથિયાર જોયું. પૂછપરછ કરતાં નક્કી થયું કે આ તો ચમાર લોકોનું ચામડા ચીરવાનું હથિયાર છે. બાદશાહની છાતીના ધબકારા વધી ગયા કે આટલા લશ્કર વચ્ચેથી મારી પાસે પહોંચનાર આ દેશનો સામાન્ય માણસ આવો છે, તો ક્ષત્રિયો કેવા હશે ? વળી જામ તરફ લાગણી થઈ કે : "જામે મને મારવાની ના પાડી હશે. નહીંતર મને મારી નાખતાં કેટલી વાર ?"

ઓરસાએ વહેલી સવારે જામને ખંજર સોંપીને બનેલી વાત કહી. જામ કહે : "શાબાશ દીકરા, તું ભલે જામ અબડો થતો."

સવા પહોર દિ' ચડયો ત્યાં રજપૂતો નાહી ધોઈ, આશાપુરાનાં દર્શન કરી, યુદ્ધના મેદાનમાં આવ્યા. હાથીના હોદ્દામાં જામ અબડોજી તથા તેમના ભાઈ વીર મોડજી (જે મોડપીર થયા) "જય મા આશાપુરા," કહી બિરાજ્યા.

લશ્કર ચડયું. શાહી લશ્કર પણ તૈયાર હતું. ચંબા છૂટયા. પડકારા થયા. તલવારની મૂઠે હાથ પડયા. 'પહેલો ઘા પરમેશ્વરનો' કહીને યોદ્ધાઓ છૂટયા. ૪૪ જણાએ આગલી લાઈન સંભાળી લીધી. ઝપટ બોલી. સાદુળા સિંહના પાડા વછૂટે એમ ઠેકા ઠેકીને મંડયા તરવારો ઝીંકવા. કંઈક યવનોને ભાલાની અણીએ પરોવ્યા. હતા તો ૪૪, પણ બાદશાહી

ફોજના છક્કા છૂટી ગયા. હાકાબાકા થઈ ગયા. કંઈક હાવપેચથી લડાઈ આદરી.

મુઠ્ઠીભર કચ્છી લડવૈયાઓની સ્ફૂર્તિ અને આવડત જોઈ હાથી ઉપર બેઠેલા બાદશાહથી મૂછ મોઢામાં નાખીને "યા અલ્લાહ, કયા બાત હૈ ?" એમ કહેવાઈ ગયું.

જામ અબડાજીએ પણ ભાઈ મોડજીને પૂછ્યું : "હી કેર આય ?"

મોડજી કહે : "પંજે સપડ".

પાંચેક વર્ષ પહેલાં કોઈ કારણસર નાનાભાઇ શપડજીને જામે જાકારો દીધેલો. તે વખતે સપડજી વડસરનો ત્યાગ કરી ગરડા પ્રદેશમાં પશુધન રાખીને રહેલા. એમાં પોતાના ભાઈ ઉપર બાદશાહી ફોજ જાય છે એવા સમાચાર મળતાં ૪૪ વીરો સાથે વડસર આવ્યા

લડાઈના નિયમ પ્રમાણે સાંજે લડાઈ બંધ થઈ. બન્ને લશ્કર પાછાં ફર્યાં. જામ અબડાજી સપડજીને ભીની આંખે બથમાં લઈ મળ્યા અને કહ્યું : "ભા, ડોખમેં પતી ગનેલા આયો અટા."

બીજે દિવસે સાલારજંગ સાથે યુદ્ધ થયું. એમાં પણ સપડજી જીત્યા. સાલારજંગે પૂછ્યું : "તમે કેટલાક છો ?"

સપડજી કહે

શપડને સાલાર, પરિયાણ કેઓ તે પંડમેં;
ચાલીને માથે ચાર, અશી વાણુ અબડેજા.

(અમે તો જામ અબડાજીની ડેલ્લી પથારીએ બેસનારા ફક્ત ૪૦ અને ૪ જણ એના પશુધનના રખોપિયા છે. પણ ભાયડાના ઝપાટા ઝીલવાનું બાકી છે)

બીજે દિવસે તાકાતયુદ્ધ થયું. સાલાર જંગે શુભા ઘેટાના પાછલા પગ પકડી ઘા કર્યો. એટલે શાપડજીએ વરશોદિયા પાડાની શીંગુ પકડી ઘા કર્યો. તે ઘેટાથી આગળ પડ્યો.

હની એ લારે આ બકરા,
તડે હની ઓલારે આશાન;
અજ્ઞા અશાકે બાદશાહ,
(તોજિયુ) હુરમુ ગનેજી હામ.

(શાપડજીએ પડકારો કરીને શાહને કહ્યું : "શાહ, તારાથી સુમરીઓ તો નહીં લેવાય, પણ હુરમો ખોઈને જાઈશ. મોટાભાઈનો હુકમ નથી. નહીંતર દિલ્હીના જનાનખાનામાંથી તારી હુરમોને ઊપાડી અહીં પછાડત.")

શપડજી પડ્યા ત્યારે મોટાભાઈને કહેવરાવ્યું :

કો'ક છૂટા, કો'ક બાણ, મૂકે નેવરીએ નો લગા;
મરીએ કે' સુજાણ, મુજી મડીજા અબળા.

("મોટાભાઈ, મારા હવે રામરામ છે. હું જાઉં છું. મને કેટલીયે ગોળી વાગી છે. પણ તમે સુમરી બહેનોને સોંપશો મા.")

જેઠ સુદ બીજના દિવસે લડાઈ શરૂ થઈ તે ૭૨ દિવસ ચાલી. શ્રાવણ સુદ બારસે જામ અબડોજી નાહી-ધોઈ, કપુડે કોગળા કરી, હિંદવાશાલીગામ બાંધી ચોટીએ તુલસીના પાન ચડાવી જનાનાખાનામાં આવ્યા. સુમરીબહેનોને પ્રણામ કરી કહે : "બહેનો, આજ મારો આખરી દિવસ છે. હાથી, ઘોડા, સુભટે કપાઈ ગયા પછી હવે અમે થોડાકજ માણસો છીએ. વળી મારી જન્મોત્રીમાં લખ્યા પ્રમાણે આજ મારો જિંદગીનો છેલ્લો દિવસ છે. બાદશાહે પણ નજુમીને પૂછ્યું છે કે આનું મોત કેમ થાય ? મારો હાથી જયમંગળ સૂંઢમાં મારું વીજળીખાંડુ લઈ માઢ મેડીના પશ્ચમ છાએ મારશે એમ જોશીઓએ લખ્યું છે. એટલે બાદશાહે ભેદથી મારી પાસેથી માગણુરૂપે બધું માગી લીધું છે. આજે જ આ બધા જોગ થવાનો છે, બહેનો મારાથી બની શકે ત્યાં સુધી તમારી સેવા કરી. આજ તમને આ દૂધના કટોરા આપી જઉં છું. તેમાં લોહીના શેરડા પડે ત્યારે દીઠું કરજો."

સુમરી બહેનોએ સગા ભાઈના ઓવરણા લે તેમ ઓવરણા લઈને કહ્યું : "વીરા, અમારી ચિંતા કરતા નહીં. અમે પણ શપથ લઈને તમને આવકારવા સ્વર્ગની શેરીએ ઊભી હશું."

જામ અબડોજી ગયા પછી સુમરીઓએ જામના રાણીઓને મળીને દુઃખ વ્યકત કર્યું. એટલે આ ક્ષત્રિયાણીઓ કહે : "બ્હેનો અમે પણ તમારા જ પંથે હશું"

બરાબર ચડતે પહોરે જામ અબડોજી માઢ-મેડી ઉપર ઊભા રહ્યા કે સંકેત પ્રમાણે હાથીએ ખાડું જામ ઉપર પ્રાછટયું. જામ અબડોજી વીરગતિ પામ્યા. તરત જ સુમરીઓના દૂધના કટોરામાં લોહીના શેરડા પડયા. સુમરી બ્હેનોએ ધરતીમાતાનું શરણું લીધું. પૃથ્વીના પેટાળમાં સુમરીઓ ને અબડાજીની રાણીઓ સમાઈ ગઈ.'

"ખુદ ગયા, પણ ખુશબો મૂકતાં ગયા." જામ અબડાજીના નામને અમર રાખવા એ પ્રદેશનું નામ અબડાસા રાખ્યું. અત્યારે કચ્છમાં નળિયા શહેર પાસે આ વડસર ગામ ત્યાં અબડાપીરની મોટી જગ્યા છે. દર વર્ષે ત્યાં મેળો ભરાય છે. બાજુમાં જ સુમરીઓનાં ધામ છે ત્યાં ચૂંદડીનો છેડો પૂજાય છે એક સુમરીની ચૂંદડીનો છેડો બહાર રહી ગયેલો એમ ત્યાંના લોકો કહે છે. આજે તો હવે "વીર ગયા, પણ વાતો રહી ગઈ."

## — પરમાત્માની વીસી —

કંઠસ્થ :- બારોટ નારણભાઇ મુળુભાઇ રેણુંકા   સંપાદક :- બારોટ દેવીદાન નારાયણ

(આ શામળાની વીસી મોઢવાડા (મોઢવાડા)ના રહીશ બારોટ શ્રી. રાજા મુળુએ બનાવી છે. તેઓ આશરે આજથી દોઢસોએક વર્ષ પહેલાં થયા છે.)

એકે મન ઉચાટ, રાજા તું મ ધરીશ રૂદે
વસમી ટાળે વાટ, સઘળી કરશે શામળો...૧.
બીજે બિલાડી તણાં, બળતાં રાખ્યાં બાળ
ચાડે ગ્રહી ચાડ, સાચાનો બેલી શામળો...૨.
ત્રીજે પંચાળી તણી, ટાણે રાખી તેં ટેક
અપગાંને ટેકો એક, સાચો તારો શામળા...૩.
ચોથે તેં છોડાવીયો, જેદી ગ્રહ્યા તો ગજરાજ
લોભેરાની લાજ, શીંગે તારે શામળા...૪.
પાંચે તું પ્રહલાદ, થંભ દેખી ઝાંખો થયો
તેમાં કીડી હાર કતાર, સઘળી પૂરી તેં શામળા. ...૫.
છઠે હિરણાકંશનો, નરસંગરૂપે નાથ
હર વધારી હાથ, લઇ સંહાર્યો તેં શામળા ..૬.
સાતે તેં બાંધી સબળ, પથરાવાળી પાજ
રાવણવાળું રાજ, સોથા કીધું તેં શામળા...૭.
આઠે તેં રાખી અભંગ, પાંડવોની પ્રતિપાળ
લાખાગૃહમાં લાજ, સઘળી પૂરી તેં શામળા...૮.
નવમેં નરસૈયા તણાં, લેતા નાગર લાજ
મામેરૂં મહારાજે, સઘળું પૂર્યું તેં શામળા...૯.
દશમેં જઇ દુવાર, કોલવો હઠ બેઠો કરી
બળીયા ફેરી બાર, સનમુખ કીધાં તેં શામળા.૧૦.
અગીયારે તો અભંગ, નામો પાળી નીમ.
અગ્નિમાંથી એમ, સાજો રાખ્યો તેં શામળા..૧૧.
બારે વીખ બોજાર, તું ધાવ્યો માસી તણાં
પૂતનાનાં એમ પ્રાણ, શોષી લીધાં તેં શામળા.૧૨.
તેરે ગુણિકાતણાં, પરલે કીધાં પાપ
મારો તું માબાપ, સારજ રાખે શામળા...૧૩.
ચઉદે સુદામા તણા, દ્રારિદ્ર કીધાં તેં દૂર
હુતો તું હજુર, સાચાનો બેલી શામળા...૧૪.
પનરે બળી ચાંપો પીચાર, આંબો જઇ આસમાન
પ્રાગાવડને પાન, તું કી સમાણો શામળા...૧૫.
સોળે તે સજીવન કર્યા, કરણને ઇશર કાજ
એમ મારી તું માબાપ, સારજ રાખજે શામળા ...૧૬.
સત્તરે જળ સાયર તણાં, તેં વલોવ્યાં કીરતાર
વેદ જ પાછાં વાળ, સોંપ્યા દઇને શામળા...૧૭.
અઢારે તેં રાખી અભંગ, પ્રથવી જાતી પિયાળ
તેને ડાહાવસ દયાળ, સબળી રાખી તેં શામળા.૧૮
ઓગણીસે ઓહંકાર, નાભી કમળસે નીકળી
સો રચીઓ સંસાર, શક્તિ કીધી તેં શામળા.૧૯.
વીસે તું વશ જોઇ, મોરેથી જગ મંડીયો
કપટ છેટો કોઇ, સાચાનો બેલી તું શામળા...૨૦.
એકવીસે આરદાસ, કર જોડી 'રાજા' કરે,
તારા દાસાં કેરો દાસ, શરણે આવ્યો શામળા.૨૧.

# શોધયાત્રા (૧૬)

રતુભાઈ રોહડિયા

(દેગામના મહેડુ અને સરીના મિશણ કવિઓ)

તા. ૫–૨–'૭૦ના રોજ દેગામ પર ચડયા. અમારું જૂનું સગું અને વળી વેવાઈવેલાં રહ્યાં, ગેલાભાઈ મહેડુ, મેકરણભાઈ મહેડુ, નટુભાઈ શામળ, પ્રતાપસિંહ મહેડુ વિગેરેએ હૈયાના ઉમળકાથી આવકાર્યા.

વિ. સં. ૧૪૬૪ના ચૈત્ર સુદ, ૨ને ગુરૂવારે મહેડુ ડુંગરશીને ઝાલા રાજા છત્રશાલજીએ દેગામ આપેલ.[1] એ વખતે ઝાલાઓની રાજગાદી થળા ગામે હતી. મહેડુ ડુંગરશી મૂળ રાજસ્થાનના ડીડશી ગામના.

ડુંગરશી મહેડુની કેટલીક પેઢીએ જશવંત મહેડુ થયા. તેઓ રાજ માનસિંહના અયાચી બનેલા. લોકકથામાં જશવંત મહેડુએ ગેડીના વાધેલા પર કરેલું ત્રાગું, અને જામરાવળે ચડીને ઉજ્જડ કરેલ તે પ્રસંગ બહુ જાણીતો છે.[2] જશવત મહેડુ બહુ સારા કવિ હતા, તે વાત 'યદુવંશ પ્રકાશ અને જામનગરનો ઈતિહાસ' (લે. કવિ માવદાનજી)મા જશવંત મહેડુની વાત વાંચવાથી જણાઈ આવે છે. પણ તેમની બીજી કૃતિઓ હજી સુગી મળી જ નથી કેવળ ૨–૨ અપ્રસિદ્ધ કાવ્યો સૌ યુનિ ને મેળવી આપેલ હસ્તપ્રત ભંડારમાં જશવંત મહેડુના નામે મળે છે.

જશવંત મહેડુના જ સમકાલીન માંડણજી વરસડા થયા. તેઓ ભક્ત કવિ તરીકે નામના કમાઈ ગયા. છૂટક કાવ્યો સિવાય તેમની પણ બીજી ગ્રંથ બદ્ધ કૃતિ મળતી નથી.[3]

એ પછી નામી કવિ જગમાલજી મહેડુ રાજ રાયસિંહના સમયમાં થયા. રાજ રાયસિહને અને 'ફોળ ઠા. જશાજીને નગારાં વગાડવા બાબત યુદ્ધ થયેલ એ યુદ્ધનો ૩૧, કવિતોનો વીરરસ પૂર્ણ પવાડો એ જગમાલજીની રચના છે.[4] વંશાવળીને અભાવે જગમાલજી અને જશવંત મહેડુ વચ્ચે શો સંબંધ છે તે નક્કી કહી શકાતું નથી.

એ પછી લગભગ ત્રણસો વરસનો સાહિત્ય ઈતિહાસ કાળના પટમાં દટાઈ ગયો છે. ગયા સૈકાના અંતમાં અને ચાલુ સૈકાના આરંભમાં નીચે પ્રમાણે કવિઓ ભૂજ પાઠશાળામાં ભણીને સરસ્વતીનું વરદાન પામેલા. (૧) જીજીભાઈ મહેડુ (૨) માવલજી મહેડુ (૩) સાંગાજી મહેડુ (૪) કનરાજ ઝીબા.

આમાંના પ્રથમ ત્રણ કવિઓનાં છૂટક કાવ્યો હસ્તપ્રતોમાં મળે છે. જ્યારે ચોથા કનરાજ ઝીબા ભક્ત કવિ થયા. ભજનો, પદો, ગરબીઓની એમણે સારી દેણગી કરી છે. તે ઉપરાંત (૧) મોહનમાળા (૨) ભગવદ્ગીતા એ બે ગ્રંથો પણ તેમણે રચ્યા છે. 'મોહન માળા' દુહાઓમાં છે, અને 'ગીતા' એ ચારણી અનુવાદ છે. સરળ વ્રજભાષામાં કવિએ એ સંજીવની વાણીને ઉતારી છે. આજે એ બધી અપ્રગટ સાહિત્ય સમૃદ્ધિ કનરાજ ઝીબાના ભાણેજ શ્રી શંકરદાન રોહડિયા રે. વીરવદરકા પાસે પડી છે.[5]

ગામમાંથી સાતેક હસ્તપ્રતો મળી. તે સઘળી સદુપયોગ માટે જ (સદુપયોગનો સ્પષ્ટ અર્થ પ્રકાશન જ છે.) સૌ. યુનિ.ને આપી. એ સાત હસ્તપ્રતોમાં ૨૨, ગ્રંથો નીકળ્યા. જેમાં કોઈ અનામી કવિકૃત

---

૧. રાવળ અમરા પુંજાના ચોપડાને આધારે. ૨. એ જશવંત મહેડુની વાર્તા આ પહેલા શ્રી પિંગળશીભાઈ લીલાએ 'ઊર્મિ'માં આપેલ છે. ૩. માંડણ વરસડાએ કહેલ ઈસરદાસજીની પ્રશંસાના થોડાં કાવ્યો 'હરિરસ' ગ્રંથમાં ઈસરદાસજીના જીવન ચરિત્રમાં આપેલાં છે. લીંબડી કવિશ્રી શંકરદાનજીએ 'હરિરસ' પ્રગટ કરેલ. ૪. આ પવાડાની બે હસ્તપ્રતો સૌ યુનિ.ને આપેલ છે. મારી પાસે પણ એક નકલ છે. આ પવાડા વિષે મેં અગાઉ 'શોધયાત્રા'માં લખેલું જ છે. ૫. એ બધુ સાહિત્ય મેં નજરે જોયું છે.

'સતસઈ' (એટલે ૭૦૦ દુહા)નો પણ સમાવેશ થાય છે. ગ્રંથ અપૂર્ણ રહી ગયો છે. બીજી ગણનાપાત્ર કૃતિ મુનાદ (મધ્ય ગુજરાત) ના કવિ નાથા વરસડા કે જેઓ 'રાજનિતી'ના જશુરામ વરસડાના પિતા થાય તેમની રચના 'ભક્તમાળ' છે. જેમાં કવિએ નાભાજી કૃત 'ભક્તમાળ'ને ટૂંકાવીને નાદવૈભવ પૂર્ણ છંદોમાં વર્ણવ્યો છે.[1] ગ્રંથના આરંભમાં કવિ કથે છે :

ગાએવા મા'રાજ ગુણ, મખ મઝ વેણુ ન માઇ
મતિ છોટી મોટુ મતુ, આતમ કુણુ ઉપાઇ ? ૧

(ઓ મારા આત્મા ! હરિ ગુણ ગાતાં મારા મુખમાં શબ્દો સમાતા નથી. મારી બુદ્ધિ અલ્પ છે, અને વર્ણવવાનો વિષય અતિ મહાન છે. આ મૂંઝવણનો શો ઉપાય છે ?)

કહેવા હર ગણ અલ્પ કરે, એવડી તું આ કાંઇ
માણક લેવા મંડીઓ, મૂડી દમડી માંઇ...૨

(ઓ જીવ ! હરિગુણ વર્ણવવા અલ્પ એવો તું શું ઉત્સાહભેર હાલી નીકળ્યો છો ? આતો જાણે તું ત્રાંબાના એક પૈસાની મૂડી વડે જ તું માણેક–રત્નો સાટવવા નીકળ્યો લાગે છે.)

અણમળતો મળતો અરથ, ગણ હરિ મળતો ગાઇ
હિયે વિચારી હરિ હસે, જનમ સફળ હો જાઇ. ૩

(અર્થનો મેળ હોય કે ન હોય, તો પણ પ્રભુના મહિમાને વર્ણવતો ગ્રંથ ગાઈશ. કેમકે મારી ગાંડાના બકવાદ જેવી આ વાણીનો વિચાર કરતાં મારા નાથ મારી મૂર્ખાઈ પર મલકાઈ ઊઠશે તો પણ મારો જન્મ સફળ થઈ જશે.)

નાથસં તૂં રઘુનાથ રો, ગુણ એમ જાણે ગાઇ
દેવ સદા માતા દલાં, ભાજી વિદુર સ ભાઇ...૪

(ઓ કવિ નાથા વરસડા ! પરમેશ્વર તો માતા જેવું વાત્સલ્યમય હૈયું ધરાવે છે. એથી જ એને વિદુરના ઘરની ભાજી વહાલી લાગી હતી. એ જાણીને તું હરિગુણ ગાજે.)

ગામ લોકકથાનાં વિપુલ અવશેષો ધરાવે છે. આમ તો જૂનું છે. પ્રથમ અહિં આહેરો રહેતા હતા. પણ પછી ગામને કોઈ કારણસર અપૈયો લઈને ચાલ્યા ગયેલા. સાથે ટાપરિયા શાખાના ચારણ કવિને પણ લેતા ગયા.[2] આહેરોના જૂના પાળિયા આજેય ગામમાં છે. એમાં છે એક નાગ ધમળાઉતનો અને એની પત્નીનો પાળિયો.

'તું મરે તો હું મરૂ' એવી વાત નાગ અને એની વહુ કરે છે. ઓસરીમાં સૂતેલ ડોસો સાંભળીને મલકાય છે. એક દિવસ ડોસે પારખું કર્યું, વાડીએ કોશ હાંકતા નાગને કહ્યું : "વહુને એરૂ કરડયો, વહુ ગઈ."

નાગ પેટ દાતરડું ખાઈ મર્યો. આયરાણી નાતરે ગઈ. નાતરિયાળ વહુનું ગાડું રસ્તામાં ગામને પાદર છૂટયું. નાગના પાળિયા પાસે જ આયરાણી બેઠી, ત્યારે લાગ જોઈ ચારણના એક છોકરાએ દુહા ફેંકયા :

નાગ નિહાળી જો, પો'ળાં મન પાથરિયે' નઈ'
કાટ ચડી નહીં કો', ધંધે વળગ્યાં ધમળાઉત. ૧

(ઓ ધમળના પુત્ર નાગ ! જરા નજર કરી જોઈ લે. આમ ખોટે વિશ્વાસે મોટું મન કરી પ્રાણ આપીએ નહીં. તારી પાછળ આયરાણી ચિતાપર ચડી જ નહીં પણ સંસાર માણવાના કોડ પૂરા કરકરવાના ઉધામા (નાતરા)માં જ પડી ગઈ. આવો સ્વાર્થી એનો સ્નેહ હતો !)

નીર વિણુ નોખાં થિયાં, કાદવ રાં હૈયાં
ફટ ફટ રે હૈયાં, સાજણ ગિયાં સાજાં રિયાં...૨

(જડ એવા કાદવનું હૈયું પણ જળરૂપી સ્નેહીના વિયોગે ફાટી ગયું છે. પણ ઓ આયરાણી ! તારા કઠોર હૃદયને ધિક્કાર છે કે જે સ્નેહીના જતાંય નંદવાયું નહીં.)

અને આયરાણી ત્યાં જ સતી થઈ ગઈ.

---

૧. આ ગ્રંથની એક પ્રત મારી પાસે છે. ૨. એ કવિના વંશજો હાલ મોટા દહિંસરા ગામે (તા : મોરબી) રહે છે.

તેનીયે ખાંભી નાગની ખાંભી પડખે ખોડાઈ ગઈ.

દેગામના સ્મશાનમાં લાખા–ગોરલના પાળિયા અને છત્રી હતાં. પણ પડી ગયાં છે. હવે તો ત્યાં પાયા છે. છત્રીના સ્થંભો અને પાળિયા ગામલોકો તળાવકાંઠે ખેંચી ગયા છે. અને એના પર નગુણા થઈ કપડાં ધૂવે છે.

લાખા ગોરલની પ્રેમકથા જાણીતી છે. ગોરલને પ્રેમ લાખા સાથે થયો, અને લગ્ન બીજા આયર સાથે. ગોરલને આણુ આવ્યું ત્યારે લાખો ખપેડા ફાડી મળવા જીતર્યો. પણ એમ કરતા કટાર છટકીને ગોરલના પેટમાં ખૂચી. આયરાણીના પ્રાણ બીજી સવારે નીકળી ગયા. લાખાને ખબર પડતાં એ પણ સ્મશાને જઈને ગોરલની જ ચિંતામાં પડીને મર્યો. લાખો લેલાણુ શાખાનો આહીર હતો. એનીયે ગીત-કથા રચાણી. લોક કંઠે ફરતાં ફરતા એમાં ગામ, નામ પ્રદેશ, જ્ઞાતિ ફેર થઈ ગયો. સમગ્ર ગુજરાતમાં આ કથાનાં પાઠાંતરો મળે છે.

તા. ૭–૨–'૭૦ સરી આવ્યા. સરી એટલે દાદુભાઈનું ઘર. દાદુભાઈના જ નામેરી એમના મોટા ભાઈ દાદુભાઈ મિશણને ત્યાં ઉતારો કર્યો. મૂળ તો સાપર તા. જૂનાગઢનું આ મિશણ કુટુમ્બ, પણ સરી તા. અમદાવાદમાં જમીન લઈને બે પેઢી થયાં સ્થિર થયું છે

મૂળ પુરૂષ જીવણ મિશણ મોરબીના કવિ હતા. પણ કોઈ કારણ સર મોરબી તજ્યું અને બગસરા આવ્યા.[૧] બગસરાથી જૂનાગઢ આવ્યા. એ વેળા બાવાવાળાનું બહારવટું ચાલે. જીવણ મિશણે સાહેબને છોડાવીને બહારવટું પાર પડાવતાં જૂનાગઢ તરફથી સાપુર ગામ મળેલ. જીવણ મિશણના ભાઈ વિસા મિશણને ઈશ્વરિયા ગામ મળેલ. સાહેબને પકડવાની સલાહ બાવાવાળાને જીવણ મિશણે જ આપેલી. આમ પકડવા છોડાવવામાં ગઢવે કળા વાપરી જાણી. બાવાવાળો કુટુમ્બ કલહમાં મરાણો ત્યારે જીવણ મિશણે મરશિયા રચ્યા. એમાં એક દુહામાં બાવાવાળો નિર્વંશ ગયાનું દુઃખ કવિએ આ રીતે ગાયું :

નખ જેટલા આયુ નકી, વાહણ હોત વાળા
(તો) ગર્યવાળા ગાળા, બાધાય રોકત બાવલા.

(હે બાવાવાળા ! તારા વંશમાં કોઈ નાનું છોકરૂં પણ બાકી રહ્યું હોત તો એ એક દિવસ ગીરના બધાય રસ્તાઓ રોકીને તારાં ૮૪, ગામ પાછાં મેળવત.)

જીવણ મિશણે તે ઉપરાંત ઘણા છૂટક કાવ્યો રચ્યાં છે.[૧] તેઓ સારા કવિ હતા પણ તેમની નામના વાર્તાકાર લેખે ભારે હતી. જીવણ મિશણના ભાઈ પણ સાધારણ કવિ અને સારા વાર્તાકાર હતા.

જીવણ મિશણના પુત્ર પરબતજી મિશણ, પરબતજીના પુત્ર જબરભાઈ મિશણ, જબરભાઈના પુત્રો મોબતસિંહ અને દાદાભાઈ મિશણ પણ સારા કવિ થયા. એ બધા કવિઓનાં છુટક કાવ્યો શ્રી દાદાભાઈ મિશણ પાસે મોજુદ છે. એક શ્રી દાદા ભાઈ સિવાય બીજા બધા સ્વર્ગવાસી થયેલ છે.

વિસા મિશણના વંશમાં અત્યારે આપણો 'છોટા કાલિદાસ દાદુભાઈ મિશણ છે. એનો ગ્રંથ 'ટેરવાં' આપણી નજર સામે જ છે.

---

૧ એમ મનાય છે કે મોરબીથી જીવણ મિશણ સાથે નાના સાહેબ પેશ્વા સાધુ વેશે કનીરામ બાપુ નામ ધારણ કરી બગસરા આવેલા અને દરબારશ્રી મૂળુવાળાને આશરે થોડો સમય રહેલા. પછી દરબારના પિતરાઈ હરસુરવાળાની ખટપટને કારણે કનીરામ બાપુને ભાગવું પડેલું. આ કારણે મૂળુવાળા હરસુખવાળા વચ્ચે હોળીને દિવસે મારામારી થયેલી. ત્યારે મૂળુવાળાએ હરસુરવાળાને લાકડીએ ઝૂડી નાખેલો. એ વિષે દુહાનું ચરણ છે :

'લાકડીએ લીંઢા, તેં મચકાર્યો મૂળવા.' આ વાત મને રાજકવિશ્રી કેસરદાન રોહડિયાએ કહેલ છે.

૧ જીવણ મિશણે રચેલાં ઘણાં કાવ્યોનો સંગ્રહ મારી પાસે છે. મારાં માતુશ્રીનાં દાદી એ જીવણ મિશણના પુત્રી થાય. જીવણ મિશણની પૌરૂષ સભર છબી અત્યારે શ્રી દાદાભાઈ મિશણ પાસે છે., જે જામનગરની કચેરીમાં ચિતારા કચરા ચિતરેલ. જીવણ મિશણે બાવાવાળાના કુંડળિયા ખ્યા હશે. તેવી માન્યતા છે. એમાંનો એક કું ... પ્રમાણે છે. [ જુઓ પાનું ૬૫૫ ]

[ અનુ•

# ગુજરાત ઇતિહાસ પરિષદ્ : દ્વિતીય જ્ઞાનસત્ર

મણિભાઈ વોરા

ગુજરાત ઇતિહાસ પરિષદ્‌નું દ્વિતીય જ્ઞાનસત્ર પોરબંદર મુકામે મળી ગયું. પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદરના આમંત્રણથી પોરબંદરને આંગણે આ જ્ઞાનસત્ર મિત્રો તેમજ સમજુ શ્રીમંતભાઈઓના સહકારથી સફળતાપૂર્વક પૂરું થયું. આવનાર મહેમાનો ત્રણે દિવસ સાથે રહે, હળેમળે, ચર્ચા કરે એકબીજાની વિશેષ નીકટ આવી શકે એ અર્થે ઉતારો, ભોજનાલય અને સભાસ્થાન—પોરબંદરની ભાણજી લવજી ઘી વાળા લોહાણા મહાજન વંડીમાં—એક જ સ્થળે રાખેલા. આ દિવસો દરમિયાન લોકકલા-પ્રદર્શન શ્રી રામબા સ્ત્રી વિકાસગૃહના સહયોગથી એ સંસ્થાના મુખ્ય ખંડમાં ભરેલ કે જેથી શહેરની પ્રજા તેનો લાભ લઈ શકે.

પ્રથમ દિવસ : ૩૧–૧–'૭૨ મંગળવાર ત્રીસમીની રાતે જ લગભગ બધા ડેલીગેટો આવી ગયા હતા. એકત્રીસ સવારે પોરબંદરના ભૂતપૂર્વ રાજવી મહારાણા નટવરસિંહજીના હસ્તે જ્ઞાનસત્રનું ઉદ્દ્‌ઘાટન થયું. શુભયોગ એ થયો કે આ સમયે જ આપણા યોગીકવિ શ્રી સુન્દરમ્ નગરમાં હતા અને આ ઉદ્દ્‌ઘાટન-સમારંભમાં હાજરી આપી તેમણે સભા-ખંડમાં શ્રીમાતાજી તથા શ્રી અરવિંદના ચિત્રો સમક્ષ દીપ પ્રગટાવી શ્રી અરવિંદ શતાબ્દી નિમિત્તેના ચિત્ર પ્રદર્શનનું ઉદ્દ્‌ઘાટન કર્યું ગુજરાત ઇતિહાસ પરિષદ્‌ને પ્રથમવાર આવી રીતે શ્રીમાતાજીની શુભેચ્છા મળી. ભાઈ પલાણે સંદેશાવાચન કર્યું જેમાં ડૉ. સાંડેસરા, શ્રી રસિકલાલ પરીખ, સૌ.યુનિ.ના ઉપકુલપતિ શ્રી સાંડીલ વગેરે મહાનુભાવોના—સંદેશાઓ પ્રેરક હતા. સ્વાગતાધ્યક્ષ શ્રી ધીરેન્દ્રભાઈ મહેતાની અનુપસ્થિ-તિમાં પ્રિન્સિપલ ડૉ. ઉમરવડિયા સાહેબે સ્વાગત પ્રવચન કર્યું. પોરબંદર અને તેની આસપાસના પ્રદેશનો ઐતિહાસિક ખ્યાલ આપી. પુરાતત્ત્વ સંશોધન મંડળ, છેલ્લાં વીશ વર્ષ થયાં અહીં એકધારું કાર્ય કરે છે તેનો અલ્પ પરિચય મેં આપ્યો અને શ્રીમાન્ શંકરદેવ વિદ્યાલંકારજીએ સુંદર સંસ્કૃત શ્લોકોથી સ્વાગતાંજલિ ઉચ્ચારી—ઘણી જ ઉષ્મા સાથે જ્ઞાનસત્રનો આરંભ થયો.

ઉદ્દ્‌ઘાટન–બેઠકમાં ઉદ્‌ગાતા મહારાણા સાહેબે સંશોધન માટે પગપાળા પ્રવાસનું મહત્ત્વ બતાવ્યું. જ્ઞાનસત્ર પ્રમુખ ડૉ. રમણલાલ મહેતાએ પણ ઘરબાર ભૂલી માણસ ડુંગર જંગલમાં રખડતો ન થાય ત્યાં સુધી પુરાતત્ત્વની વસ્તુઓ એકઠી કરી શકતો નથી એવો મત ઉચ્ચાર્યો. મેં મારા વિદ્યાર્થીકાળની એક વાત કહી :

ઈ.સ. ૧૯૨૧માં અમે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ પોરબંદરથી–સાબરમતી આશ્રમના પ્રવાસે ગયા. ગાંધીજી સાથે આખી ટૂકડીનું મિલન યોજાયું. "આશ્રમ જોવા આવ્યા છીએ." અમે કહ્યું. પૂજ્ય ગાંધીજીએ વળતો જ સવાલ કર્યો : "ઘૂમલી તો જોયું હશે ?" અમે કોઈએ આ સમય સુધી ઘૂમલી જોયેલું નહિ, શું જવાબ વાળીએ ? અમારું મૌન બાપુ કળી ગયા. તેમણે બીજો સવાલ કર્યો : "અહીંથી ક્યાં જવાના છો ?" અમે કહ્યું : "વડોદરા." બાપુએ ત્રીજો સવાલ કર્યો : "ચાલીને જવાના હશો ?"

ગાંધીજી સાથેના આ ટૂંકા વાર્તાલાપથી અમે ઘણું ઘણું પામ્યા. પ્રવાસ તો પગપાળા જ કરવા એવી ત્યારથી ગાંઠ બંધાઈ ગઈ. છેલ્લાં વીશ વર્ષ થયાં પુરાતત્ત્વ સંશોધન મંડળ ચાલે છે, આજે તૈયાર થઈ રહેલી[1] ત્રીજી પેઢીને પણ પગપાળા પ્રવા-

---

૧. પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર સ્થાપના ૧૯૫૩

પહેલી પેઢી : મણિભાઈ વોરા, મધુસૂદન ઢાંકી, દેવજી વાજા.

બીજી પેઢી : નરોત્તમ પલાણ, ગોસ્વામી મોહનપુરી, કૃષ્ણલાલ મહેતા.

ત્રીજી પેઢી : પ્રવીણ ઠકરાર, રમેશ કોટેચા વગેરે.

તેનીયે ખાંભી નામની ખાંભી પડખે ખોડાઈ ગઈ.

દેગામના સ્મશાનમાં લાખા–ગોરલના પાળિયા અને છત્રી હતાં. પણ પડી ગયાં છે. હવે તો ત્યાં પાયા છે. છત્રીના સ્થંભો અને પાળિયા ગામલોકો તળાવકાંઠે ખેંચી ગયા છે. અને એના પર નગુણા થઈ કપડાં ધૂવે છે.

લાખા ગોરલની પ્રેમકથા જાણીતી છે. ગોરલને પ્રેમ લાખા સાથે થયો, અને લગ્ન બીજા આયર સાથે. ગોરલને આણું આવ્યું ત્યારે લાખો ખપેડા ફાડી મળવા ઊતર્યો. પણ એમ કરતાં કટાર છટકીને ગોરલના પેટમાં ખૂચી. આયરાણીના પ્રાણ બીજી સવારે નીકળી ગયા. લાખાને ખબર પડતા એ પણ સ્મશાને જઈને ગોરલની જ ચિંતામાં પડીને મર્યો. લાખો લેઉવા શાખાનો આહીર હતો. એનીયે ગીત-કથા રચાણી. લોક કંઠે ફરતાં ફરતા એમા ગામ, નામ પ્રદેશ, જ્ઞાતિ ફેર થઈ ગયો. સમગ્ર ગુજરાતમાં આ કથાનાં પાઠાંતરો મળે છે.

તા. ૭–૨–'૭૦ સરી આવ્યા. સરી એટલે દાદુભાઈનું ઘર. દાદુભાઈના જ નામેરી એમના મોટા ભાઈ દાદુભાઈ મિશણને ત્યાં ઉતારો કર્યો. મૂળ તો સાપર તા. જૂનાગઢનું આ મિશણ કુટુંબ, પણ સરી તા. અમદાવાદમાં જમીન લઈને બે પેઢી થયાં સ્થિર થયું છે.

મૂળ પુરુષ જીવણ મિશણ મોરબીના કવિ હતા. પણ કોઈ કારણ સર મોરબી તજ્યું અને બગસરા આવ્યા.[1] બગસરાથી જૂનાગઢ આવ્યા. એ વેળા બાવાવાળાનું બહારવટું ચાલે. જીવણ મિશણે સાહેબને છોડાવીને બહારવટું પાર પડાવતાં જૂનાગઢ તરફથી સાપુર ગામ મળેલ. જીવણ મિશણના ભાઈ વિસા મિશણને ઈશ્વરિયા ગામ મળેલ. સાહેબને પકડવાની સલાહ બાવાવાળાને જીવણ મિશણે જ આપેલી. આમ પકડવા છોડાવવામાં ગઢવે કળા વાપરી જાણી. બાવાવાળો કુટુમ્બ કલહમાં મરાણો ત્યારે જીવણ મિશણે મરશિયા રચ્યા. એમાં એક દુહામાં બાવાવાળો નિર્વંશ ગયાનું દુ:ખ કવિએ આ રીતે ગાયું :

નખ જેટલા આયુ નકી, વાહણ હોત વાળા
(તો) ગર્યવાળા ગાળા, બાધાય રોકત બાવલા.

(હે બાવાવાળા ! તારા વંશમાં કોઈ નાનું છોકરું પણ બાકી રહ્યું હોત તો એ એક દિવસ ગીરના બધાય રસ્તાઓ રોકીને તારાં ૮૪, ગામ પાછાં મેળવત.)

જીવણ મિશણે તે ઉપરાંત ઘણા છૂટક કાવ્યો રચ્યાં છે.[1] તેઓ સારા કવિ હતા પણ તેમની નામના વાર્તાકાર લેખે ભારે હતી. જીવણ મિશણના ભાઈ પણ સાધારણ કવિ અને સારા વાર્તાકાર હતા.

જીવણ મિશણના પુત્ર પરબતજી મિશણ, પરબતજીના પુત્ર જબરભાઈ મિશણ, જબરભાઈના પુત્રો મોબતસિંહ અને દાદાભાઈ મિશણ પણ સારા કવિ થયા. એ બધા કવિઓનાં છુટક કાવ્યો શ્રી દાદાભાઈ મિશણ પાસે મોજુદ છે. એક શ્રી દાદાભાઈ સિવાય બીજા બધા સ્વર્ગવાસી થયેલ છે.

વિસા મિશણના વંશમાં અત્યારે આપણા 'છોટા કાલિદાસ દાદુભાઈ મિશણ છે. એનો ગ્રંથ 'ટેરવાં' આપણી નજર સામે જ છે.

---

૧ એમ મનાય છે કે મોરબીથી જીવણ મિશણ સાથે નાના સાહેબ પેશ્વા સાધુ વેશે કનીરામ બાપુ નામ ધારણ કરી બગસરા આવેલા અને દરબારશ્રી મૂળુવાળાને આશરે થોડો સમય રહેલા. પછી દરબારના પિતરાઈ હરસુરવાળાની ખટપટને કારણે કનીરામ બાપુને ભાગવું પડેલું. આ કારણે મૂળુવાળા હરસુખવાળા વચ્ચે હોળીને દિવસે મારામારી થયેલી. ત્યારે મૂળુવાળાએ હરસુરવાળાને લાકડીએ ઝૂડી નાખેલા. એ વિષે દુહાનું ચરણ છે :

'લાકડીએ લોંઠા, તેં મચકોર્યો મૂળવા.' આ વાત મને રાજકવિશ્રી કેસરદાન રોહડિયાએ કહેલ છે.

૧ જીવણ મિશણે રચેલાં ઘણાં કાવ્યોનો સંગ્રહ મારી પાસે છે. મારાં માતુશ્રીનાં દાદી એ જીવણ મિશણના પુત્રી થાય. જીવણ મિશણની પૌરુષ સભર છબી અત્યારે શ્રી દાદાભાઈ મિશણ પાસે છે. જે જામનગરની કચેરીમાં ચિતારા કચરા રૂપાએ ચિતરેલ. જીવણ મિશણે બાવાવાળાના કુંડળિયા બનાવ્યા હશે. તેવી માન્યતા છે. એમાંનો એક કુંડળિયો નીચે પ્રમાણે છે. [ જુઓ પાનું ૬૫૫ ]

[ અનુ૰ પૃ૰ ૬૫૫

# ગુજરાત ઇતિહાસ પરિષદ્ : દ્વિતીય જ્ઞાનસત્ર

મણિભાઈ વોરા

ગુજરાત ઈતિહાસ પરિષદ્‌નું દ્વિતીય જ્ઞાનસત્ર પોરબંદર મુકામે મળી ગયું. પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદરના આમંત્રણથી પોરબંદરને આંગણે આ જ્ઞાનસત્ર મિત્રો તેમજ સમજુ શ્રીમંતભાઈઓના સહકારથી સફળતાપૂર્વક પૂરું થયું. આવનાર મહેમાનો ત્રણે દિવસ સાથે રહે, હળેમળે, ચર્ચા કરે એકબીજાની વિશેષ નીકટ આવી શકે એ અર્થે ઉતારો, ભોજનાલય અને સભાસ્થાન—પોરબંદરની ભાણજી લવજી ઘી વાળા લોહાણા મહાજન વંડીમાં—એક જ સ્થળે રાખેલા. આ દિવસો દરમિયાન લોકકલા-પ્રદર્શન શ્રી રામબા સ્ત્રી વિકાસગૃહના સહયોગથી એ સંસ્થાના મુખ્ય ખંડમાં ભરેલ કે જેથી શહેરની પ્રજા તેનો લાભ લઈ શકે.

પ્રથમ દિવસ : ૩૧-૧૦-'૭૨ મંગળવાર ત્રીસમીની રાતે જ લગભગ બધા ડેલીગેટો આવી ગયા હતા. એકત્રીસ સવારે પોરબંદરના ભૂતપૂર્વ રાજવી મહારાણા નટવરસિંહજીના હસ્તે જ્ઞાનસત્રનું ઉદ્‌ઘાટન થયું. શુભયોગ એ થયો કે આ સમયેજ આપણા યોગીકવિ શ્રી સુન્દરમ્ નગરમાં હતા અને આ ઉદ્‌ઘાટન-સમારંભમાં હાજરી આપી તેમણે સભાખંડમાં શ્રીમાતાજી તથા શ્રી અરવિંદના ચિત્રો સમક્ષ દીપ પ્રગટાવી શ્રી અરવિંદ શતાબ્દી નિમિત્તેના ચિત્ર પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું ગુજરાત ઈતિહાસ પરિષદ્‌ને પ્રથમવાર આવી રીતે શ્રીમાતાજીની શુભેચ્છા મળી. ભાઈ પલાણે સંદેશાવાચન કર્યું જેમાં ડો. સાંડેસરા, શ્રી રસિકલાલ પરીખ, સૌ.યુનિ.ના ઉપકુલપતિ શ્રી સાંડીલ વગેરે મહાનુભાવોના—સંદેશાઓ પ્રેરક હતા. સ્વાગતાધ્યક્ષ શ્રી ધીરેન્દ્રભાઈ મહેતાની અનુપસ્થિતિમાં પ્રિન્સિપલ ડો. ઉમરવડિયા સાહેબે સ્વાગત પ્રવચન કર્યું. પોરબંદર અને તેની આસપાસના પ્રદેશનો ઐતિહાસિક ખ્યાલ આપ્યો. પુરાતત્ત્વ સશોધન મંડળ, છેલ્લા વીશ વર્ષ થયાં અહીં એકધારું કાર્ય કરે છે તેનો અલ્પ પરિચય મેં આપ્યો અને શ્રીમાન્ શંકરદેવ વિદ્યાલંકારજીએ સુંદર સંસ્કૃત શ્લોકોથી સ્વાગતાંજલિ ઉચ્ચારી—ઘણી જ ઉષ્મા સાથે જ્ઞાનસત્રનો આરંભ થયો.

ઉદ્‌ઘાટન-બેઠકમાં ઉદ્‌ગાતા મહારાણા સાહેબે સંશોધન માટે પગપાળા પ્રવાસનું મહત્ત્વ બતાવ્યું. જ્ઞાનસત્ર પ્રમુખ ડો. રમણલાલ મહેતાએ પણ ઘરબાર ભૂલી માણસ ડુંગર જંગલમાં રખડતો ન થાય ત્યાં સુધી પુરાતત્ત્વની વસ્તુઓ એકઠી કરી શકતો નથી એવો મત ઉચ્ચાર્યો. મેં મારા વિદ્યાર્થીકાળની એક વાત કહી :

ઈ.સ. ૧૯૨૧માં અમે હાઈસ્કુલના વિદ્યાર્થીઓ પોરબંદરથી—સાબરમતી આશ્રમના પ્રવાસે ગયા.- ગાંધીજી સાથે આખી ટૂકડીનું મિલન યોજાયું. "આશ્રમ જોવા આવ્યા છીએ," અમે કહ્યું. પૂજ્ય ગાંધીજીએ વળતો જ સવાલ કર્યો : "ઘૂમલી તો જોયું હશે ?" અમે કોઈએ આ સમય સુધી ઘૂમલી જોયેલું નહિ, શું જવાબ વાળીએ ? અમારું મૌન બાપુ કળી ગયા. તેમણે બીજો સવાલ કર્યો : "અહીંથી કયાં જવાના છો ?" અમે કહ્યું : "વડોદરા." બાપુએ ત્રીજો સવાલ કર્યો : "ચાલીને જવાના હશો ?"

ગાંધીજી સાથેના આ ટૂંકા વાર્તાલાપથી અમે ઘણું ઘણું પામ્યા. પ્રવાસ તો પગપાળા જ કરવા એવી ત્યારથી ગાંઠ બંધાઈ ગઈ. છેલ્લા વીશ વર્ષ થયાં પુરાતત્ત્વ સંશોધન મંડળ ચાલે છે, આજે તૈયાર થઈ રહેલી[૧]ત્રીજી પેઢીને પણ પગપાળા પ્રવા-

---

૧. પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદર સ્થાપના ૧૯૫૩

પહેલી પેઢી : મણિભાઈ વોરા, મધુસૂદન ઢાંકી, દેવજી વાજા.

બીજી પેઢી : નરોત્તમ પલાણ, ગોસ્વામી મોહનપુરી, કૃષ્ણલાલ મહેતા.

ત્રીજી પેઢી : પ્રવીણ ઠકરાર, રમેશ કાટેચા વગેરે.

એનો જ સ્વાદ દાઢે વળગેલ છે.

બપોરે અઢી વાગ્યે જ્ઞાનસત્રની ચર્ચાઓ શરૂ થઈ : સૌ.યુનિ.ના પ્રા. આર. જી. પારેખ, ગુજરાત વિદ્યાપીઠના ડૉ. રસેશ જમીનદાર, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી અને ડૉ. રમણલાલ મહેતાએ વજનદાર ચર્ચાઓ રજૂ કરી. સાંજે પાંચ વાગ્યે શ્રી રામબા શ્રી વિકાસગૃહમાં લોકકલા પ્રદર્શનનો ઉદ્‌ઘાટન વિધિ નગરપાલિકાના પ્રમુખ શ્રી વસનજીભાઈ ખેરાજ ઠકરારના પ્રમુખપણા સાથે સુજ્ઞ બહેન શ્રી સવિતા-બહેન નાનજીભાઈ મહેતાના વરદ હસ્તે થયો. મંડળના ઉપપ્રમુખ શ્રી રતિલાલ છાયાના પ્રદર્શન – પરિચય પછી શ્રી સવિતાબહેને પોતાની વિદ્વતાપૂર્ણ રસિક-વાણીમાં સૌરાષ્ટ્રની નારીના હાથ અને હૈયાને બિર-દાવી, લોકકલાનો સુંદર પરિચય આપ્યો. ઘરને ભર્યું કરનાર લોકકલામાં સ્ત્રીજીવનના રંગો કેવા સાતત્યથી પૂરાયેલા હોય છે તેની વાત સાથે બહેનશ્રીએ પ્રદ-ર્શન ખુલ્લું મૂક્યું અને જ્ઞાનસત્રમાં પધારેલ બધા મહાનુભાવોને એક નવો ખોરાક પ્રાપ્ત થયો. સ્વ. હરજીવનભાઈ પંડિતના ધૂમલી ફોટોગ્રાફ્સ તથા જામનગરના મિત્ર શ્રી જગદીશ ઠાકરના લોકજીવન દાખવતા ફોટોગ્રાફ્સ પણ આકર્ષક હતા. ભરતગૂંથણના આવા જાતિવાર નમૂનાઓનું પ્રદર્શન પોરબંદ-રમાં ભરાય છે તેના પ્રત્યે સૌ મિત્રોએ અહોભાવ અને ધન્યવાદ ઉચ્ચાર્યા. શ્રી નાથાલાલ રૈયારેલાએ આભારવિધિ કર્યો.

• રાત્રિના મહેમાનો માટે આર્યકન્યા ગુરુકુળની સરસ્વતી સભાએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કર્યો. વિવિધ લોકછટા દાખવતા રાસ અને ગરબા તથા નાટ્ય પ્રયોગોએ પ્રેક્ષકોનાં મન હરી લીધાં. પ્રમુખ-સ્થાનેથી ડૉ. મહેતાને કહેવું જ પડ્યું કે શહેરના ગૌરવસમી આ સંસ્થાની કલાસૂઝ ઊંડી અને સૌ કોઈને આશ્ચર્યમુગ્ધ કરે તેવી છે.

બીજે દિવસ : ૧–૧૧–'૭૨ બુધવાર જ્ઞાન-સત્રનો બીજો દિવસ સમૂહ ચર્ચાથી ભર્યો ભર્યો પસાર થયો. ગુજરાતનો આધુનિક ઈતિહાસ, મજૂર આંદો-લનો, અસહકાર, સત્યાગ્રહ, જૂનાગઢની આરઝી હકુ-મત, ઇતિહાસની શક્તિ અને મર્યાદા જેવા વિષયો ઉપર ડૉ. પ્રવીણ પરીખ, ડૉ. જમીનદાર, શ્રી શંભુ-પ્રસાદ દેસાઈ, શ્રી કે. કા. શાસ્ત્રી, ડૉ. સોમપુરા, શ્રી સુરસિંહજી જાડેજા વગેરે મિત્રોએ ચર્ચા કરી.

બપોર પછી સમૂહ ચર્ચા, નવા સભ્યોની નોંધણી જેમાં પુરાતત્ત્વ સંશોધન મંડળ આજીવન સભ્ય થયું તથા બહેન શ્રી સવિતાબહેન સંવર્ધક સભ્ય બન્યા. મંત્રી શ્રી ચીનુભાઈએ અહેવાલ અને ડૉ. પ્રવીણ પરીખે આભાર વિધિ કર્યો, મને અને ચોવીસે કલાક ખડે પગે રહેનારા મારા જુવાન સાથી-ઓને ત્યારે જ ભાન થયું કે અમે ઘણી જ સફળતા-પૂર્વક બધું સંચાલન કરી શક્યા છીએ. છેલ્લા પંદર દિવસનો અમારો શ્રમ અમને સાર્થક લાગવા માંડ્યો.

સાંજે પાંચ વાગ્યે પોરબંદરના સ્થાનિક સ્થળોનો પ્રવાસ યોજાયો જેમાં સૌ ડેલીગેટોએ રસ-પૂર્વક ભાગ લીધો.

ત્રીજો દિવસ : ૨–૧૧–'૭૨. ગુરુવાર. ત્રીજે દિવસે સવારે બીલેશ્વર, ગોપ, ધૂમલીનો પ્રવાસ યોજાયો. સવારે સાત વાગ્યે ખાસ બસમાં અમે સૌ ઊપડયા. (બપોરના ભોજનની વ્યવસ્થા કરવા અમારી સ્વયંસેવકોની ટૂકડી રાતે જ રવાના થઈ ગઈ હતી) ઘણા જ ઉલ્લાસપૂર્વક સૌ પ્રવાસી બન્યા. બીલેશ્વરનું પ્રાચીન મંદિર, આસપાસના અવશેષો જોઈ ગોપ આવ્યા. ગુજરાતનું હયાત સૌથી જૂનું મંદિર અહીં આવેલું છે તે નિહાળવામાં સૌ વિદ્વાનોએ ઘણા જ રસપૂર્વક ભાગ લીધો. નકશા, ફોટોગ્રાફ્સ, નોંધ સૌ મિત્રો અભ્યાસે વળગી ગયા હતા. ડૉ. મહેતાના હળવા અને રસિક સ્વભાવ સાથે વિદ્વતાનો પાસ આકર્ષક બની રહ્યા. મંદિર સૂર્યનું છે કે શિવનું તેની ચર્ચા કરતા બસમાં બેઠા અને ભાણવડ થઈ ત્રિકમજી બાપુની વાવે આવ્યા. જ્યાં બપોરનું ભોજન અને આરામ લેવાના હતા. અઢી વાગ્યે બાપુની વાવેથી ઉપડી ધૂમલી આવ્યા અને નવલખો, જેતાવાવ રામપોળ, પાળિયાસમૂહ વગેરેનું નિરીક્ષણ અને ચર્ચાઓ થવા લાગી ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીની ઈચ્છા ઉપર સોનકંસારી જવાની હતી ત્યાં પણ ગયા અને સમયસર નીચે આવ્યા. પોરબંદર પાછા વળતાં

રસ્તામાં અર્ધોએક કલાક ખેતરમાં બેઠા અને લોક-સાહિત્યની મહેફિલ માણી. માધવપુરના મિત્રે દુહા અને છંદ સંભળાવી સંધ્યાના ખીલતા રંગમાં રસની રેખાઓ દોરી. દ્વારકાવાસી શ્રી પુષ્કરભાઈએ શૃંગાર રસમિશ્રીત સંધ્યાવર્ણન કરી કવિતાનો આસ્વાદ કરાવ્યો. જ્ઞાનસત્રના ત્રણુ દિવસ ઉપર કળશ ચડતો હતો. બધા મિત્રો પ્રસન્ન હતા.

રાતે રોટરીક્લબના મહેમાન બનવાનું હતું, રોટરી પ્રમુખ શ્રીનવઝાર વાડિયાએ ખૂબ પ્રેમથી સૌને સત્કાર્યા અને અમે ઉતારે આવ્યા. સવારે વહેલા સૌ મિત્રો વિદાય થવાના હતા, એકબીજા પ્રત્યેની શુભેચ્છા વ્યક્ત કરી સૌએ વિદાય લીધી.

એકંદર ૪૮ પ્રતિનિધિઓ અને ૧૨ જેટલા સ્થાનિક સભ્યોએ જ્ઞાનસત્રમાં ભાગ લીધો જે સંતોષ-કારક કહેવાય. માત્ર ઈતિહાસના અધ્યાપકો અને શિક્ષકો જેઓને પૂરતા પ્રમાણુમાં આમંત્રણો પાઠવેલ પણુ એની હાજરી નહિવત્ હતી તે ચિંતાનો વિષય બનેલ. ગુજરાતની બધી યુનિવર્સિટીએ પોતાના પ્રતિ-નિધિ નક્કી કરેલ પણુ માત્ર બે યુનિવર્સિટી સિવાય કોઈના પ્રતિનિધિ આવ્યા નહિ. તે પણુ એટલો જ ખેદનો વિષય ગણાય.

પોરબંદરની નગરપાલિકા, શ્રીમંત મિત્રો, આર્યકન્યા ગુરુકુળ અને પુરાતત્ત્વ સંશોધન મંડળના સભ્યોએ આ જ્ઞાનસત્રને સફળ બનાવવા માટે જે પરિશ્રમ લીધો તેનો આભાર શબ્દોમાં વ્યક્ત કરી શકાય તેમ નથી. શ્રી નરોત્તમ પલાણુ અને મિત્રમંડળે ત્રણે દિવસ ખડે પગે હાજર રહી મને નિરાંતનો શ્વાસ લેવા દીધો છે. પ્રદર્શનનો ભાર શ્રી રતિલાલ છાયા, શ્રી દેવજીભાઈ વાજા અને શ્રી વસરામભાઈ ખોડિયારે ઉપાડી લીધો, ભોજનાલયનું કાર્ય મહેમાન છતાંય ઘરના થઈને રહેલા શ્રી છોટુભાઈ ખત્રીએ ઉપાડી લઈ પૂરતો સંતોષ આપ્યો. ડૉ. ડાહ્યાભાઈ જોશી, શ્રી મનહરલાલ માંડવિયા, ગોસ્વામી મોહનપુરી, શ્રી અરુણુભાઈ મહેતા, શ્રી નરેશ પંડયા, શ્રી કૃષ્ણુલાલ મહેતા અને શ્રી ભાયાભાઈ વગેરે મિત્રોએ પણુ જે સાથ અને સહકાર આપ્યા તેથી આ સત્ર સફળતાને વર્યું.

*

પૃષ્ઠ ૬૫૨ થી ચાલુ ]

શ્રી દાદાભાઈ પાસે હસ્તપ્રતો તો સારી સંખ્યામાં છે. પણુ કેટલીક મૂળ ગામ સાપર ગામે પડી હતી. એથી ૧૫ જેટલી હસ્તપ્રતો બતાવી તેમાં કુલ ૨૦ ગ્રંથો નીકળ્યા. એમાં ગણુનાપાત્ર ઠીક દળદાર કહી શકાય તેવો 'પાંડવ પુરાણુ' ગ્રંથ છે. કવિ રામચંદ્ર મોઢે આ ગ્રંથમાં મહાભારતની કથા ડિંગળી વાણીમાં વર્ણવી છે. કવિ હમીરજી રતનું કૃત 'રા'દેશળ વચનિકા' ગ્રંથ પણુ સંપૂર્ણુ જોયો. 'પાંડવ પુરાણુ' બીજે કયાંય જોવા મળેલ નથી. જ્યારે 'રા' દેશળ વચનિકા'ની સંપૂર્ણુ પ્રતિ મેં આ એક જ જોઈ. આ રીતે આ પ્રતો દુર્લભ જ ગણાય. મીર ઈશાક નામે મીર કવિએ રચેલ 'ચંદરાજાની વાત' ની એક માત્ર પ્રત પણુ દુર્લભ જ છે.

---

૬૫૨ પાનાની ફૂટનોટના અનુસંધાનમાં ]

ગહકે કાંમણુ ગોખડે, રંગ ભીની મધરાત
ઓચીંતો આવશે, ભડ બાવો પરભાત

તે પરભાત સામે નત્ય ત્રાસ પડે
ગહરા વડ ત્ર્યંબક ઢોલ ગડે
ધખિયા લખ લોલ દશા વડિયા
વાં ગહેકે ન કે, કાંમણુ ગોખડિયા...૧

બગસરાથી કનીરામ બાપુ (નાના સાહેબ પેશ્વા) સામરખા ગામે કાનદાસ મહેડુ પાસે ગયા હોય એવી મારી અટકળ છે. કારણુ કે જીવણુ મિશણુના સગાના સગા એટલે કાનદાસ મહેડુ પોતે.

*

દ. શ્રી. પુંજાવાળા

મારા મનમાં અમારા ગામ સાંધણથી પાંચેક ગાઉ દૂર સરધારપુરના આહેરોની ખાલીઓ બાબતની વાત ઘૂમી રહી છે. એ બાવાવાળાનાં બા'રવટાં, બા'રવટામાય ગુનેગારોના જીવનના પણ જીવવા જેવાં પાસાંના પહેલ પાડીને અડીખમ ઊભેલ મેઘાણીભાઈ... એની મુખ્ય વાર્તાના મંડાણમાં આડ વાર્તાના નમણા ઈશારા—ઝીણા લીસોટા એની કલમ પાડી ગયા છે. આ બધુંય યાદ ચડયુ છે. આ પ્રસંગે ઉપર કેટકેટલી વાર્તાઓ લખાય તેમ છે!

અને એમાં સરધારપુરમાં જ એક વૃદ્ધ આહેરનું કારજ છે. સોએક આહેરો વચ્ચે બેસીને ત્યાંના વાતડાહ્યા રાવતભાઈએ નામ ઠામ આપીને એવી ખાલીઓના જીવનની ખૂશ્બો રેલાવી, એ મેં માણી. એને અક્ષર દેહ આપવા મેં આ વાત લખી છે.

દરબાર દેવાવાળાની ડેલીએ આવી વાતું—આવી પડછંદયું કોઈ દી સાભળી નહિં હોય, હૈયામાં સંઘરી નહિં હોય. જ્યાં દેવાવાળાના એક હોંકારે કાઠીઓ, આહેરો, ખાંટ અને ખવાસો ઊભા થઈ જતા, જ્યાં એ શૂરાઓ બાવેણાના વંકા રાજા આતાભાઈ સામાં ઝાવાં નાખવા કેસરિયાં રંગતા, જ્યાં જોરાવર ગોંડલ સામે ઝૂઝવા જોધારમલ્લો ખડે પગે રહેતા, અને જ્યાં બળુકા બહારવટિયા બાવાવાળા સામે શૂરવીરો રાત કે દિવસ ગણકારતા નહિ, ત્યાં આજ એ જ ડેલીના બેઠણા ઉપર બેસીને દેવાવાળાનાં કાળજાં દઝાડનારો આંતર કલહ રેલાઈ રહ્યો હતો.

વાત નાની હતી. સ્વરૂપ ભારે મોટું બંધાઈ ગયું હતું. મૂળુવાળા વાતને એવી પકડીને બેઠા હતા કે એકના બે થતા નથી.

મૂળુવાળા એમના થોડાક ભાઈબંધ દોરતારને ભેગા લઈ એક લગ્ન માણવા ગયેલા. દેવાળાવાળાએ સરધારપુરના આહેર ડાયરાના મોવડી જણ ડોહલ માદને, મૂળુવાળા સાથે આગ્રહ કરીને મોકલેલો.

મૂળુવાળા આહેરો ઉપર નારાજ હતા. એના કાન ભંભેરનારા જુવાનડા કાઠી અને ખાંટના જણને આ જોતું હતું અને જડી ગયું. રસ્તામાં એક ઘોડી સારું ડોહલ માદ સાથે મૂળુવાળાને ખાટકયો બોલી ગયો.

આજ ડેલીમાં દેવાવાળા માંદા માંદા માંડ માંડ આવીને બેઠા છે. એને આ વાતનું સમાધાન કરવું છે. લગ્ન માણીને હાલ્યા આવતા મૂળુવાળાએ તા કરીને વાત ઉપાડી છે. "બાપુ! મારી માનીતી તાજણના ગલોફા તમારા ફટાવેલા આહેરે ચીરી નાખ્યા."

વાત ઉડાડવા દેવાવાળા મંદ હસીને બોલ્યા: "બા! મૂળુભાઈ! વાત જતી કરો. તાજણ મોંજોર બહુ છે તે હવે તણાવવામાં જરાક સથરી પડશે. એતો ઠીક થયું."

"ના બાપુ! એવું બોલોમાં, આતો તમે આહેરનો ચોખ્ખો પક્ષ કરો છો. આમાં છોકરાંની રમતું નહોતી. મારું અપમાન હતું. ડોહલભાઈ મારા સામો બળી પણ ગયો. એ તો તમારા મોઢાની શરમે સહન કર્યું."

"ભાઈ આપડા ગામ ગરાસ ખાતર માથા દેનારનું આવું આવું કોક દી સહન કરવું હો કે!" દરબારે ટાઢો રોક્યો...

"ના ના મારાથી એ શે સહન થાય!" મૂળુવાળાની આંખમાં લાલ બખિયા ટંકાણાં.

ટાણું જોઈને, કાઠીઓએ વાતને વળ ચડાવ્યો. અને ટાપસી પૂરી કે: "દેવ પુરુષ દેવાવાળા! તમારું પડ્યું નહિં હોય ને! તંઈ આ આયર અમને અને મૂળુભાઈને ભારે પડી જાહે."

મૂળુવાળા રંગમાં આવ્યા. ડોહલભાઈ કહીને આહેરોના મોટિયારને બોલાવતા હતા. તેમાં આજ એની જીભે મર્યાદા ખાંડી. દેવાવાળા જેવા અડીખમની

હાજરીમાં—ઊચડકીને બોલી ઊઠયા :

"સો વાતની એક વાત... બા ! ડાયરો અને બાપુ ! તમે બધાય મારી" આ છેલ્લુકિયાની વાત સાંભળી લેજો."

"અધર્યો થા માં, સથરાય રાખ્ય." દેવાવાળાનો ધીર ગંભીર અવાજ, મૂળુવાળાના વગેલાં કાળજા ઉપર તપેલા લોઢાં ઉપર પાણીના ફોરાંની જેમ છમ કરતો ને બળીને ખાખ થઈ ગયો.

વધુ ઊંચા અવાજે અર્ધા ઊભા થઈ મૂળુવાળા બોલી ઊઠયા :

"કાં ઈ ડોહલને અને એના મારૂ કુટુમ્બનાં સૌ સીયાં છોકરાંને સરધારપર છોડવું અને કાં મારો કણ્ઠો જેતપરના કોઠારમાંથી થઈ રહ્યો છે. બસ બોલનારો બોલી રહ્યો."

છેલ્લાં વેણ ડેલીના ઓટાની ઊંચી પડથાર ચડતાં ચડતાં મારૂના વૃદ્ધ પુરુષ ડોહલભાઈએ કાનમાં તાતું સીસું રેડાયું હોય તેમ સાંભળ્યા.

એ સીધે સીધા દેવાવાળાના પગ પાસે જઈ બેસી ગયા. પાઘડી ઉતારી બોલ્યા :

"અન્નદાતા ! તમારે કુટમ્બ કલેશ અમારા ખાતર શું કામ ઓરવો જોવે ? હું અબસાત સરધારપર જઈ અમારા બધાંય ખોરડાં ખાલી કરી, અન્નજળ જ્યાં મળે ત્યાં વહ્યો જાઉં, પછે ?"

ઘડીક તો દેવાવાળા દેવળની મૂર્તિ જેવા સ્તબ્ધ થઈ ગયા. અને પછી બોલ્યા : "ભાઈ ડોહલમારૂ ! ભાઇ મૂળુવાળા ! જેતપરના ખોરડાંના થાંભલા અને મોભ રોપા તમે છો હો ? ખરડી પડશે બાપ બધુંય, વિચાર કરો."....

"ના બાપુ, મેં વિચારી લીધું બધુંય... મૂળુવાળાનો નર્યો ક્રોધ નીતરતો મક્કમ અવાજ આવ્યો. એનો પડઘો ડેલીની ભીંતુએ ઝીલ્યો પણ જીરવી શકી નહિ...

અગન ગોળા જેવો આહેર ઊભો થઇ ગયો. અને હુંકાર કરી ઊઠયો : "દેવાવાળા! તમે તો દેવ પુરૂષ વદો, પણ હંવે અમને જેતપરે જાકારો દીધો જ ભણાય બા ! વધુ કાંઈ સાંભળવું નથી. હૈયામાં તો જ્યાં હશુંને યાં જેતપર કે અમારો અન્નદાતાર અને એની લાજ આબરૂ સંઘરીને જ હાલશું. અને મૂળુવાળા ! યાદ રાખજો, તમે રસ્તામાં કીધું હતું ને ? કે ઘોડે ચડવાની ના પાડે ઈ માથાં શું દે ? તો વખત આવ્યે આ ઈ મેણુંનો વટક ન વાળું તો આયર બચ્ચો નહિ."

"અને બાપુ દેવાવાળાનુ મોઢું આડું ન આવતું હોતને ?" કહીને મારૂના એ વૃદ્ધ પુરુષે યુવાનની અદાથી પોતાની ગર્દન એના અદાવતીયા જુવાનડા સામે એવી ફેરવી કે...

દેવાવાળા સમસમીને તાસેરો જોઈ રહ્યા હતા. એમને એમ લાગ્યું કે મામલો ખીચકવાને વાર નથી. વાત વડછડમાંથી બટાઝટીએ ચડી જાતાં કેટલી ઘડી ! અને એથી દેવાવાળાએ કહ્યું :

"ડોહલ મારૂ ! મૂળુવાળો જેતપુરનો ગાદીપતિ છે હો ?"

"હા હા અન્નદાતા...ઈ હું ભૂલું કાંઈ...?" કહીને આહેર વળ ખાઈ ગયો...

મૂળુવાળા ઊભા થઈ ગયા અને તાડૂકી ઊઠયાઃ "કાલ સરધારપર બા'ર ઉચ્ચાળા કાઢી નાખજે, નહિ તો હું અને મારા આ જુવાનડા આવીને...

"બસ કરો" દેવાવાળાનો અવાજ વચ્ચો વચ્ચ વાતને કાપવા સાવઝની જેમ ગર્જી રહ્યો.

બદલી બેઠેલા દેવાવાળા સામે કોઈ મીટ માંડી શકે તેમ હતું નહિં. "જેતાણે સિંહ જોર દેવો ઝરડકિયું દીએ"—ના બિરૂદ ધરાવનારો એ પુરુષ હતો.

આહેર ડેલીમાં પગથિયાં ઊતરી, ઘોડી પલાણી દેવાવાળાને હાથ જોડી જેતપુરને ઝાઝા જુહાર કરી સાચકલો મોટી આંખમાં આંસુ લાવી હાલી નીકળ્યો.

કાળોતરો નાગ ડંખ દઈને ભોણમાં સડસડાટ વહ્યો જાય તેમ મૂળુવાળા ગઢમાં ચાલ્યા ગયા.

દેવાવાળાના મનમાં વમળ કોઈ વા વંટોળાના માર્યા આકાશમાં ચકરાવે ચડેલા તણખલાં જેમ

અદ્દર ફરી રહ્યા એને સો ઉપર ભિતરતા વાર લાગે એમ હતુ.

સરધારપુર જઈ ડેહલ મારૂએ રોઢા ઢળ્યે આહેરાને ભેગા કર્યા. આખે આખુ ગામ આહેરાનુ જ હતુ. એક ઘર મોનજી વાણીઆનુ હતુ ઝાઝા ભાગના આહેરા વર્ષ ખૂબ નબળુ હોવાથી જૂના ગઢની ગિરમા માલઢોરના નિભાવ માટે ગયા હતા થોડાક જે હતા એ બધાએ નક્કી કરી લીધુ કે સરધારપુર બીજે દિવસે સવારમા જ છોડી દેવુ હવે કોઈ વાતમા માલ રહ્યો નથી

સરધારપુરમા આ વાત જ્યારે નક્કી થતી હતી બરાબર એ જ વખતે આહેરાના બે જુવાના બાજુના મોરવાડા ગામને અવેડે બે વછેરિયુને પાણી પાતા હતા સીધે સીધા ગિરમાથી હાલ્યા આવતા હતા વછેરિયુ જેતપુર દરબારની સાચવવા રાખેલ ઘોડિયુ હતી

આહેર જુવાનડા મોરવાડાના પાદરમા નજર કરે છે તો બહારવટિયા બાવાવાળાનો મેલીકાર પડયો છે બાવાવાળાના બા'રવટામા તો પડાવ પત્તા, જાણે આખે આખુ લશ્કર કોઈ પ્રદેશ સર કરવા નીકળ્યુ હોય એવો દેખાવ થતો એમા આજ તો બાવાવાળાના બધા જ ભેરુબધ બા'રવટે ભેગા ચડનારા અહીંયા એક સાથે આવીને મળ્યા હતા બાવાવાળાના કાકા લખમણવાળા પોતાના પચ્ચાસેક અસ્વારો સાથે પડાવમા હતા ગોલણવાળા એના ભાઈબધોને લઈને આવ્યા હતા, અને બધાય કાઠીઓના બાવડાના બળ રોપો હાગીને ધુવાડે ગયેલો વડાળ ગામનો ખાટ જેમલ પણ એના જુવાન જોધ પોણોસોક જણને લઈને ભળ્યો હતો આમ બારવટુ આવા સાથીદારોથી ટક્કર લઈ ગયેલુ

_ આહેર જુવાનડા રૂપાળી ઘોડિયુ ઉપર ચડયા ચડયા બારવટિયાના લેબાસ એના રગ ઢગ અને બેફીકરાઈ જોઈ રહ્યા છે થોડાક બારવટિયા આ જુવાનડા અને એની ઘોડીઓને જોઈ રહ્યા છે એમાય જેમલ તો ઘોડિયુને જેમ વાઘરી મધ ઉપર ટાપી રહ્યો હોય એમ ટાપીને નીરખી રહ્યો છે એ જ વખતે એક મોરલો ફડફડાટ કરતો ઊડયો એક વછેરી ભડકી ગઈ ઝઝકીને શરીરનો એવો સટકો કર્યો કે પદરેક હાથ પહોળા અને ત્રણ હાથ ઊચા અવેડાને ટપી ગઈ

જેમલ હવે રહી શકયો નહિ એની દાનત બગડી ગઈ એણે સાથીદારાને ઈશારો કર્યો ઘોડિયુને વચ્ચોવચ્ચ લઈ લેવા વીસેક ઘોડા આડાં અવળા ટેલતાં ટેલતા આહેરા તરફ આવ્યા બેય જુવાનડા આ હીલચાલ કળી ગયા, અને વછેરિયુને એડી અડાડી અને એ વેણ ચોડયા કે "એ આ સામે કળાય ઇ સરધારપુર ગામના આહેર છીએ ઘોડિયુ ધરમના ધીગાણા માટે જ જેતપુરના ગળઢેરાઓએ આપિયુ છે, હાલ્યા આવજો જેના પેટમા દુખતુ હોય ઈ બધાય " આટલા વેણ હવામા વેરાણા—અને ખરરર કરતી ઘોડિયુ કુડાળુ ભેદીને અલોપ થઈ ગઈ સરધારપરની સીમમા

જેમલ ખીજાણો એણે બાવાવાળાને વાત કરી

બાવાવાળાએ કહ્યુ "ભાઈ! આહેરા તો આપણી સાથે સારા સારી રાખે છે વળી ઈ માથ માથા સાટે કહેવાય વાત પડતી મેલી દે' જેમલ એકનો બે થયો નહિ

બાવાવાળાએ રાતમાં એમના કાકા લખમણવાળાને બોલાવીને જેમલને ખબર ન પડે તેમ સરધારપુર મોકલ્યા

લખમણવાળાએ એમના મેળના આહેર જગાભાઈ ચાવડાની ડેલીએ આવીને વાત મૂકી કે 'જેમલને તમારી ઘોડિયુ ધ્યાનમા આવી છે, વળી અમારે જેતપર સામે વેર છે, સરધારપર ભાગવુ છે તો તમે બે દિવસ ઘોડિયુને લઈને ગામ ગામતરે ચડી જાવ અમે છમકલુ કરવા આવશુ '

હજુ રોટે જ સરધારપર છોડવાનો નિર્ણય થયો હતો આહેરાના માથા જાણે કે ધડ ઉપર ડગ મગવા માડયા એની મૂછો ઉપર આહેરાના બેઠા હતા એટલાના હાથ એક સામટા ફરવા માડયા જગો ચાવડો અને ડોહલ મારૂ કહે "બા! લખમણવાળા! આમા તમારો કે ભાઇ બાવાવાળાનો કોઇ વાક ગનો નથી અમારી જેતાણાની ધરતીને અમારા લોહીની

તરસ લાગી હોય ને ! એવું લાગે છે. તો તમ રોખા જાઈ ભાઈને હાથે મોત ક્યાંથી ? હાલ્યા આવજો તમ તમારે.. અમારે તો સરધારપરનો કણુંકો મોંમા મૂકવો અગરાજ છે, પણ સારું કર્યું આજ આ વાત આવી. કાલ તો અમે સરધારપરમાં હોત નહિ. હવે પાદરમાં તમારી વાટ જોશું. જોજો મોડું કરતા નહિં ! કારણ કે સરધારપુર છોડીને સરગમાં જાઈ એટલે સરધારપુરથી ઉજળો વાસ કર્યો ભણાયને બા ! વળી મૂળુવાળાના મેણાનો વટક વળે. દરબાર દેવાવાળાને કહેવરાવાય કે આહેરોએ તમારૂં ગામ છોડયું નહિ. ભારે રૂડો અવસર આવ્યો."

લખમણવાળા તો આ વાત સાંભળીને હેરત થઈ ગયા : "શું ખાનદાની ! નહિ તો આ આહેરો માટે સાવ સીધો જ રસ્તો હતો. અમારો મારગ મોકળો કરીને ગામ છોડી જ દેવાની વાત છે. જાકારો મળી ગયો છે-પછી તો બધી રીતે જેતપુર અને મૂળુવાળા ભૂંડા લાગે ને ?"

પણ અહિંયા તો વાત જુદી જ હતી.

લખમણવાળાએ જઈને બાવાવાળાને વાત કરી. જેમલને બોલાવી બધી ફોડ પાડી. એ ન માન્યો. બાવાવાળાને એમ કે સવારમાં આપણું દળ કટક જોઈને જેને જેતપુરે જાકારો દીધો છે–એવા આહેરો લડશે નહિ, માટે થવા દઈએ. અડિયા ભરી લઈએ. રેઢું ગામ છે, વળી જેતપુરનું માટે ખોટું નથી.

સવારના વ્હેલા ઊઠી આહેરોએ ન્હાઈ ધોઈને મોરલીધરની બબ્બે માળાઓ ફેરવી લીધી. ગામમાં ઝાઝા માણસો હતા નહિં. અર્ધા ઉપરના ગિરમાં હતા.

ફક્ત–અઢાર જણ સરધારપરમાં હતા. એક આઈ સોનબાઈ હતાં, અને મોનજી વાણીઓ. તેમજ કાનપરથી આવેલા ત્રણ મહેમાનો હતા.

જગા ચાવડાએ મહેમાનોને સવારમાં વ્હેલા ઊઠી સાકર રોટલા દૂધ ચોખા જમાડી દીધા—અને હાથ જોડીને કહ્યું : "દેવદાન શિયાળ ! જીવા આગરિયા ! પીઠા બોરીચા ! તમતમારે હવે તમારે ગામ જવા ચડી નીકળો."

ત્રણેયનાં ગળા ગુંજયાં કે ગાળ્ય બોલીમાં ચાવડા ! ઈતો તમ રોખો સાથ સરગાપરના મારગે ફરીને મળે ખરો ? 'હવે તો અહેય દારકાં.'

આટલી વાર થતાં તો સૂરજ મા'રાજે સરધારની ધરતીના જાયાનાં પરાક્રમ જોવા પાદરના એક ઝાડની ડાળી આડે પોતાનું મુખડું છુપાવ્યું.

વટનો કટકો ડોહલ મારૂ મારૂ શાખના પોતાના ભાઈ ભત્રીજાના ઘર વખરીનાં ગાડાં ભરી પાદરમાં આવીને ઊભો રહી ગયો.

બા'રવટિયાના ઘોડાના ડાબલે ઊડતી ધૂળે સૂરજ મા'રાજના તેજને ધૂંધળું કરી નાખ્યું. ચારસો સ્વારોની હુંસે પાદર ઘેરાઈ ગયું.

જગો ચાવડો, ડોહલ મારૂ, હાથિયો છૈયો અને રણચંડી સોનબાઈ હાથમાં જે હથિયાર આવ્યું એ લઈને ઊભાં રહી ગયાં...ભેગો તે દી હીંગનો તોળનારો કહેવાતો વણિયો મોનજી હાથમાં ત્રાજવાં ને બદલે તલવાર તાણીને ઊભો રહી ગયો ત્યારે એ શું રૂડો લાગ્યો હશે ?

બાવાવાળા તો એક પણ અક્ષર બોલ્યા નહિ.

જેમલ ત્રાડુકયો કે : "હટી જાવ. અમારે ગામ ભાંગવું છે. તમારાં ઘોડાં હાથ કરવાં છે, નહિ તો ખળું થઈ જાહે તમારા બધાય નું !"

"ખુશીથી જેમલભા ! અમારેય જેતપુરની ધરતી ઉપર પાળિયા થવાના કોડ જાગ્યા છે. એક ભવમાં બે ભાવ નથ્ય કરવા. રૂડી રીતે હાલ્યા આવો." ડોહલે દુશ્મનને આવકારો દીધો અને પોતાના હાથમાં રહેલી તલવાર શક્તિને નમણું કરી...

ત્રમઝૂટ બોલી. જેમલના ખાંટ અને થોડાક કાઠીઓ ઊતર્યા હતા. એને આ ત્રેવીશ મરજીવાઓ એ પાછા પગ લેવરાવ્યા. જેમલ કામ આવી ગયો.

બીજી વખત પાછો હલ્લો કર્યો. મરતા જેમલને જોઈને બાવાવાળા બદલ્યા....પણ કારી ફાવી નહિં. આતો મરણીઆ થયા હતા. ત્રીજી વખત ચારસોમાં બાકી વધેલા બધાએ જઈ તલવાર્યું તાણી ભાર્યાં

# ઘૂમલી

[ ભૂતકાળમાં વધારે દૂર જતા સગડ ]

મણિભાઇ વોરા

સોન-હલામણ અને મેહ-ઊજળીના દૂહા અને લોકકથાઓથી સૌરાષ્ટ્રની જનતાની જીભે વસેલું, બરડા ડુંગરમાળના સર્વોચ્ચ શિખરો વેણુ અને આભપરાના ઉત્તર પડખામાં લપાઇ પડેલું, જેઠવા રજપૂતોની પ્રાચીન રાજધાની ઘૂમલી આ પ્રદેશે એક અગત્યનું ઐતિહાસિક સ્થળ છે. ડુંગરા અને ધારોથી રક્ષિત સ્થાન, ટેકરીઓ મથાળે ખડકના ટુકડાઓથી બનાવેલ કુદરતી બુરજો, ખીણ કરાડો સાથે અહીં તહીં આડ આડશ તરીકે બાંધેલ તોતીંગ પથરની રાંગો. અને શરૂઆતના મધ્યયુગની ઢબે માત્ર ઉત્તર તરફની ખુલ્લી દિશામા રહેલી પાકી કિલ્લાબંધી એ જમાનાના શાસકોની શક્તિ બતાવી આપે છે, જ્યારે ભૃગુકુંડ, રામાપોળનો ભગ્ન દરવાજો, પાળિયાઓ, શેલેશ્વર, નાના-હોજ, નવલખો, જેતાવાવ અને વાણીઆ-વસીના ઊભા અવશેષો અગિયારમી સદીથી ચૌદમી સદીના શિલ્પ સ્થાપત્યની કથા કહી રહ્યાં છે. સામાન્ય યાત્રિ તો અરક્ષિત જેતા-વાવનું ખાતરું, પડું પડું થતા બચાવવા ટેકા દીધેલ ભગ્ન નવલખા મંદિર, ભૃગુઆશ્રમ અને આધુનિક આશાપુરી મંદિર જોઇ ઘૂમલી જઇ આવ્યાનો સંતોષ માની પાછા વળે છે.

વિશેષ જૂનાં મંદિરોમાં નવલખા પાસેનું ગણેશ દહેરું, ભૃગુકુંડ પરની મૈત્રક સમયની ત્રણ દહેરીઓ, જેઠવાકુળની દેવી વિન્ધ્યવા-સિનીનું ભગ્નસ્થાન, આશાપુરાની ટેકરી પાછળ શેલેસર તળાવને મથાળે સોનકસારી મંદર સમૂહ, ઘૂમલીની નાની વાપિઓ તેમજ અહીં તહીં પાથર્યાં પડયાં શિલ્પાવશેષો અગત્યનાં છે, જે નવલખાના, સ્થાપત્યથી ચારસો પાંચસો વર્ષ પહેલાંનાં છે.

ઘૂમલીની પશ્ચિમે મોખાણાની દક્ષિણે છપિયા નેસ તરફ કેડી ઉપર જાનુઝરમાં માનવ સર્જીત બે નાની ગુફાઓ મળી આવેલ છે; કાનમેરાની પશ્ચિમે રાણપુરની ધીંગેશ્વર મહા-દેવની જગ્યા છે; અને પાસેની ઝરમાં ખાપરા કોડિયાનાં ભોંયરાં કહેવાતી ગુફાઓ છે. જે બૌદ્ધ ચૈત્ય અને વિહાર છે, ઘૂમલીમાંથી ક્ષત્રપ ઠીંકરીઓ લાધેલ છે. આ આધારે ઘૂમલીનું સ્થાન ભૂતકાળમાં ક્ષત્રપ સમય સુધી ચારસો-પાંચસો વર્ષ ઊંડે જાય છે.

પુરાતત્ત્વ સંશોધન મંડળ પોરબંદરની સંશોધન પ્રવૃત્તિથી તો ઘૂમલી અતીતમાં ચારસો વર્ષનું ચોથું પગલું ભરી વધારે દૂર ભૂતકાળમાં ગયું લાગે છે. અલબત્ત તે સમયે આ સ્થાન ઘૂમલી કહેવાતું નહિ હોય. ભૃગુકુંડની ઝરમાં આભપરા અને વેણુના પગ મળે છે ત્યાં વેણુ. ધડાના પગથારે કુંડથી એકાદ ફર્લાંગ દૂર લખુ કેડીની નીચેના ભાગમાં ઇંટાળી બાંધકામ મળી આવેલ છે. સંશોધકો છે શ્રી નરોત્તમ પલાણ, શ્રી મોહનપુરી ગોસ્વામી અને ડૅા. નરેશ પંડયા. ઝરણાંને ડાબે કાંઠે વિશાળ શિલાઓથી બાંધેલ પાયા ઉપર સપાટ ચોતરા જેવું લાગે છે, જેની અગાશી આસરે ૧૫૦' × ૬૦' ની છે. આ ધડાની ઉપર અને અંદર મૌર્યકાળની મોટી પાકી ઇંટોના થર માલુમ પડયા છે. આ સપાટ જગ્યાના ડાબી બાજુના આગળના ભાગમાં ઊંચેરો ઢરો છે જેનું મથાળું વીસ પચીસ ફૂટનું સપાટ છે. આ ઢરાના ભગ્ન પાયામાંથી જૂનવાણી ઠીંકરાં ઇંટો વગેરે મળી આવે છે. પહેલો ચોતરો વિહારનું સ્થાન અને બીજો ચૈત્ય હોઇ શકે. આ બન્ને ઢરાઓની અંદર તેમજ મથાળે ઇંટો છે, જે ઇંટોનું માપ ૨૦"×૧૨"×૪" છે. કોઇ ઇંટની

જાડાઈ ૩½'' પણ છે. સૌરાષ્ટ્રમાં ગિરનાર, સાણા જેવાં સ્થળોએથી મળતી ઈંટો, તેમજ ભારતના પ્રાચીન બૌદ્ધ વિહારોનાં સ્થાનોએ મળતી ઈંટોના પ્રકારની આ ઈંટો છે.

પૂર્વ અને દક્ષિણે આભપરાનાં આલેશાન ઓથ, દક્ષિણ અને પશ્ચિમે વેણુનો આધાર, ઉત્તર તરફ ડાબી બાજુએ વિન્ધ્યવાસિની અને આશાપુરાની ટેકરીઓ અને જમણી બાજુ ભૃગુકુંડ ઉપરથી વાઘડા ખડકી સુધી લંબાતો મોરઢીઓ ડુંગર નીચે તળેટીમાં વચ્ચે વસેલું ઘૂમલી, તેની પાછળ બગાધાર અને દૂર ગોપનો ડુંગર દેખાય એવા એક ઝરણાં ઉપરનાં આ સુંદર સ્થાને કોઈ માળામાં બેઠેલાં સ્વસ્થ પંખી જેવો આ વિહાર હશે.

માનવે પસંદ કરી સર્જેલ આ સ્થાન, તેનું સૃષ્ટિ સૌન્દર્ય અને ઈંટોનું બાંધકામ જોતાં એ યુગની પ્રાપ્ત માહિતી ઉપરથી કહી શકાય કે અહીં હીનયાની બૌદ્ધ આશ્રમ હશે.

શરૂઆતમાં પ્રકૃતિપૂજક અને મૌર્ય સમયમાં બૌદ્ધ સાધકો વસ્યા, ક્ષત્રપ અને મૈત્રક યુગમાં શિવ-શક્તિ પૂજકોએ આ સ્થાન સેવ્યું. આમ પ્રાચીન સમયથી આ સેવાધામ ધાર્મિક પ્રવૃત્તિથી ધમધમતું હશે. સોલંકી-યુગમાં શૈવો શાકતો વૈષ્ણવો, જૈનો વગેરે એકઠા થયા. રાજપુંતયુગની સામંતશાહી રાજકીય અસર નીચે આ ક્ષેત્ર આવ્યું અને ખંડેર બન્યું !

પૃષ્ઠ ૬૫૯થી ચાલુ ]

ઉગામ્યા, બરચ્છિયુંના મે વરસાવ્યા તંઈ ત્રેવીસેય રણવીરના કટકા ભિડી ગયા.

ભોમકા ભેંકાર બની ગઈ. સરધારપુરના ઝાડવાંના ડાળી અને પાનમાંથી ધરતીના સાચા સેવક, ધરતીના પ્યારા બાળકોને વાહ ભણવાની વાત હૈયે ચડી પણ એ વાહ ભેગી તો આહ ભળી ગઈ.

જોગાનુજોગ મૂળુવાળા બજુના વાવડી ગામે હતા એમને ખબર પડયા. ખટકો તો હતો જ, ત્યાં વાવડ મળ્યા... કે સરધારપરમાં બાવાવાળા સામે લડતાં લડતાં આહેરો કામ આવી ગયા છે.

ડોહલ મારૂ મરતાં મરતાં એટલું બોલ્યા છે કે "જેતપુરના ધણી દેવાવાળાને વધાઈ દેજો કે તમારા મારૂએ પાણી રાખ્યું છે, અને મૂળુવાળાને કહેજો કે માણસ ઓળખતાં શીખે." "મારા વંશને..." ડોહલ મારૂ બોલેલા કે : "સરધારપર છોડી દેવું. મેં દેવાવાળાને કોલ દીધો છે."

કહેવાય છે કે મૂળુવાળાએ અનેક રીતે સમજાવ્યા. પણ ડોહલ મારૂના વંશજ જે ગિરમાં હતા એ સૌ માન્યા નહિ. રાજકોટ પાસેના ભાયાસર ગામે રહેવા ચાલ્યા ગયા. હાલ પણ ત્યાં જ રહે છે.

સરધારપરના પાદરમાં આજ અડીખમ ખાંભીઓ આ વાતની સાક્ષી પૂરે છે.

દરબાર મુળુવાળાએ સરધારપુર અને બીજાં ત્રણ ચાર ગામનાં સાટાં જૂનાગઢ સાથે આ પ્રસંગ બન્યા પછી કરી નાખ્યાં હતાં, પણ દરબારનો માહ્યલો તો આહેરોને સંભારી સંભારી રોઈ રહેતો ઘણીએય વાર.



# દરેક જણું કરી શકે

રવિશંકર મ. રાવળ

આ વિશ્વને વધુ સુખમય અને આનંદપૂર્ણ કરવાને, જાગૃતિ પામેલાં દરેક માણુસે પોતાથી બને તેટલું કરી છૂટવુ જોઈએ. એ કરવાને, કોઈએ પોતે કોઈ ભોગ આપવાની કે ખોટું સ્વાર્પણ કરવાની પણ જરૂર નથી. જીવનના સ્વાભાવિક ક્રમમાં એવી અનેક તકો ભરેલી છે કે માણુસ પોતાના શબ્દથી, વાણીથી વર્તનથી કે સાદી સમાનતાથી દુનિયાને સુખ, સંતોષ અને આનદ સહજભાવે આપી શકે.

તે માટે, સંસારમા નજર કરતા, આપણા સમાગમમાં આવતાં સ્ત્રી, બાળક, પુરુષ વૃદ્ધ કે, તવંગર હો, યા ગરીબ, એવા જનોને વાણીથી કે સેવાથી આશ્વાસન સહાય કે જરા ટેકો આપી અથવા કોઈ જરૂરી પદાર્થ બતાવી કે લાવી આપી, વાતા વરણુને ઘણુ પ્રસન્ન અને આશાભર્યું બનાવી શકાય. કશી પણુ આર્થિક કે ભૌતિક પદાર્થ–સામગ્રી વિના પણુ કેટકેટલુ થઈ શકે છે તેનો પ્રથમ વિચાર કરીએ

નિત્યવ્યવહાર : નિત્યવ્યવહારમા આપણે જ પ્રથમ નિયમિત, વ્યવસ્થિત, સ્વચ્છ અને સચ્ચાઈ-ભર્યું જીવનધોરણુ અપનાવવુ જોઈએ, પહેલો નિયમ એ પાળવો કે પોતાને માટે કોઈને અગવડ, અડચણુ, તકલીફ ન થાય એમ વર્તવુ, પોતાની જાતની વ્યવસ્થા અને માલજતનો ભાર અને ગોઠવણુ પોતે જ કરી લેવાની ટેવ પાડવી. જેવી કે પોતા માટે કપડાં ધોવાં કે ધોવરાવવાં, ઈસ્ત્રી કરવી, બુટપાલીસ કરવા, પુસ્તકો અને સામાન ગોઠવવો, ખરીદી કરવી અને બને તે ઘરકામ કરવુ. પોતાની નજર પડે કે પોતાને ભાગે આવે તેવુ કોઈ પણુ કામ કરવા તૈયાર રહેવુ.

દરેક જણે પોતાની દિનચર્યા રાત્રે સૂતાં પહેલાં, રોજનિશીમાં લખવાથી આત્મનિરીક્ષણુ સારું થાય છે: ભૂલો સમજાય છે: અને આવતીકાલનાં કામોનો વિચાર થઈ શકે છે. અનુભવો પણુ મળતા રહે છે. રોજ સવારમાં ઊઠી દિવસનાં કામો, મુલાકાતો તથા પત્રવ્યવહારની નોંધ કરવી. અને તે પાર પાડવી. મુલાકાતોનો કે નોકરીધંધાનો સમય પાળવો, સમય-સર ઘરમાં જમવા હાજર થવુ વગેરે અંગત બાબતો જવાબદારીપૂર્વક અદા કરવી.

આપણા સમાજને આપણે એકલા કદાચ ન સુધારી શકીએ, પણુ આપણી આત્મસુધારણુ માટે જરૂરી મક્કમતા રાખી શકીએ. અનિષ્ટો, વહેમો અને દુરાચારોનો વિરોધ ભલે કરી ન શકીએ. પરંતુ સાથીદાર તો હરગિઝ ન બની જઈએ. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અને કાર્યોમાં અપવ્યય અટકાવો. કરકસર અને બચાવના ઉપાયો યોજો.

અન્યજનો સાથેનો વ્યવહાર : 'કટુ વચન મત બોલ' એ સંતવાક્ય યાદ રાખી, આપણે અન્યજનો સાથે વાતચીત કે તેમને બોલાવતાં તેને કઠોર લાગે એવી વાણી ઉચ્ચારવી નહિ. કોઈને મળતાં પ્રથમ કોઈ સારાં વચન, સારી વાત કે સારા શબ્દો ઉચ્ચારવા, સામાના વિશે કોઈ સારી વાત કે ખબરઅંતર પૂછવા. પછી જ કામકાજ મુદ્દા આગળ લાવવા ઘટે.

કોઈએ સારું કામ કર્યું હોય તો પ્રશંસા કરવી કે અભિનંદન આપવાં. નોકર જેવાને પણુ તોછડાઈથી કંઈ કામ બતાવવું ન જોઈએ. અનુ-કૂળતા વિચારી કામ સોંપવુ જોઈએ. જ્યારે ને ત્યારે બીજાના કામમાં આપણે માથું ન મારવુ. પોતાની વાત કહેવી હોય ત્યારે સામાની સગવડ અને ફુરસદ જોવી. તેને મૂંઝવણુ ન થાય એ રીતે પોતાની જરૂ-રિયાત સમજાવી કામ લેવુ કઈ કામ ન હોય ત્યારે કોઈને પણુ ઉપયોગી થઈ શકાય કે કોઈ કામમા હાથ આપી શકાય, ટેકો આપી શકાય તો તે તત્કાળ કરવું. સહકારથી બીજાનું મન જીતી શકાશે અને સર્વત્ર આપણી હાજરી આવકારપાત્ર થશે. એવું ન બને તો પોતાના જ ઘરમાં સાફસૂફી,' ગોઠવણુ,

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

રાણા શ્રી જીવણસિંહજી માલુભા ઘોડાડોક્ટર હતા. તેઓની સાથે પહીચાણ થઇ. થોડે થોડે તેઓની કૃપા વધી અને લીંબડીના કુટાયા કુમારશ્રીની સલામ થઇ, પછી લીંબડીના યુવરાજશ્રીની સલામ થઇ અને પછી લીંબડી નરેશની પણ સલામ થઇ તેં તેમની કૃપાથી–શંકર પ્રભુની કૃપાથી તમામ અનુકૂળ સંજોગ મળ્યા. પરંતુ તેમાં રાણા જીવણસિંહજીના ઉપકાર–કૃપાને જ માન છે. પ્રભુ તેઓનું સદા ભલું કરો. મારા વશજોએ તેમના વંશજો સાથે સંબધ રાખવો પ્રભુ તેઓની અને તેઓના વશજોની ઉન્નતિ રાખો. પણ કોઇ વખત તેઓના વશજને મારા વશજની જરૂર પડે તો તન–મન અને ધનથી સેવા કરવા ચૂકવું નહીં.

ગરીબોને શંકર પ્રભુના પ્રિય સંતાન માની તેમના સાથે મહોબત રાખવી. એને દીકરીની એક પાઇ પણ રાખવી નહીં. કે, ગ્રહણ કરવી નહીં. દારિદ્રાવસ્થામાં પોતે દુઃખી થઇને પણ ગરીબને યથાશક્તિ દાન કરી સનમાન કરી સંતોષ આપવો, શકરનું ભજન કરવું.

દુશ્મનનું પણ વખત આવ્યે બુરૂં નહીં કરતાં ઉપકાર કરી તેને પોતાનો બનાવવો. નીચતા કરવી નહીં.

સત્તા વખતે ક્ષમા અને ગરીબ સ્થિતિમા દાન કરવું, તેથી બહુ જ ઉન્નતિ થાય છે. પારકુ હીત ચાહે છે તેનુ પ્રભુ સદા ભલું કરે છે. માટે શત્રુ–મિત્ર બનેનું હીત કરવું અનીતિથી પૈસા ગ્રહણ કરવા નહી ગાય વેચવી નહીં. કામ ક્રોધ લોભથી બની શકે તેટલો બચાવ કરવો. તે ત્રણે મરી ગયેલાને પણ મારે છે. તો પછી જીવત સ્થિાતની તો શુ વાત!

બરાબર પોતાનો ગુજારો ચલાવાની શક્તિ હોય તો જ પરણવું. કોઇના ઉછીતા –ઉધારે પૈસા લેવા અને પરણવું એવો ગૃહસંસાર બાંધવો નહીં. તે સંસાર દુઃખરૂપ નિવડે છે.

લોકાપવાદથી વહેવારમાં ડરવું–

જે વેષ લેવો તે ભજવવો.

પરોપકારમાં પોતાનું ધન–મન અને તન સર્વસ્વ જાતું કરવું. પુણ્ય એ જ આત્મા સાથે સગાથી છે. પુણ્યથી સર્વ કાંઇ મળે છે મોક્ષ પણ પુણ્યથી જ મળે છે. નિસ્વાર્થ પુણ્ય પરોપકાર ઉત્તમ લાભદાતા છે. પાત્ર કુપાત્ર જોયા વિના પુણ્ય કરવામાં હરકત નથી. કુપાત્રને ન દેવું એવી શંકા કરવી નહીં. એમાં જ પ્રભુ સર્વનું ભલું કરે એ જ પ્રાર્થના

લી–શંકરદાન જેઠીભાઈ

(સહી) દેથા–ચારણ

## સ્વ. શંકરદાનજી જેઠીભાઇની છેલ્લી કૃતિ

પધારો હવે પારવતિના પતિ
સેવક જનની શ્રવણે ધરજો
વ્હાલા ઝટ વિનતી..... ટેક

(૧)

શિર ચખ છાતી અને ઉદરની,
કષ્ટિ સહન નથી થતી,
સ્મરણા શક્તિ મંદ થઇ છે
અસ્થિર છે મન વૃત્તિ.

(૨)

શિવ શિવ મુખમા વસો,
હૃદયમા માયાતિત મૂર્તિ,
શકર પ્રભુ હવે નિજ દાસ શંકરને
આપો ઉત્તમ ગતિ

### દોહા

વ્યતિત ભયે એંશી વરસ, છોડયે ગિરિ કૈલાસ,
અબ પદાબ્જમે રાવરે, નિશ્ચલ ચહત નિવાસ.

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એક-રૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

